પિનલકોડ સુધારા સાથે

# હિંદુસ્તાનનો ફોજદારી કાયદો.

## સને ૧૮૬૦ નો ૪૫ મો.

ભાગ ૨ જો.

સને ૧૮૭૫ થી તે સને ૧૮૮૭ સુધી મુંબઇ, કલકત્તા, મદ્રાસ, અને અલ્હાબાદ હાઇકોર્ટોના ઇંડિયન લોરીપોર્ટસ નામના વાર્ષીક રીપોર્ટ માંથી હિંદુસ્તાનના પિનલકોડ ઉપર જે જે ફેસલાઓ થયા છે તેનું,


गुजराती भाषांत्तर करनार,

**ऋदरजी वी. सुंदरजी राणा एल सी. इ.**

પ્રાંત બાબરીયાવાડ અને ઉનાના સેસન જડજ.

તથા

આસીસ્ટંટ ઇંજીનીયર.

**સ્વસ્થાન જુનાગઢ.**



**છપાવી પ્રસિદ્ધ કરનાર કસ્તુર વીરચંદ.**



**अमदावाद मध्ये "आर्योदय प्रेस"मां छाप्यो.**




**સંવત ૧૯૪૪. સને ૧૮૮૮.**

# अर्पण पत्रिका.

મે. રા. રા. પરશોતમરાય સુંદરજી ઝાલા.

સ્વસ્થાંન જુનાગઢના હજુર આસીસ્ટંટ.

'ઘણા સદ્‌ગુણો દુનિયાદારી તથા રાજ્ય કામોનો અનુભવ લીધા પછી વ્રદ્ધ ઉમરે ઘણાજ થોડા માણસોને પ્રાપ્ત થાયછે. તેમાંના કેટલાકસદગુણો આપને નાની ઉમરે સંપાદનથઇ ચુકયાછે, અને ખાત્રી છેકે, તે સદગુણોથી આપ આગળ ઉપર ઘણાંજ ઉપયોગી તથા લોક પ્રીય કામો કરી શકશો. આપના એ સદગુણોમાંથી જેટલા સંપાદન થઇ શકે તે સંપાદન કરવાની આપની સાથે સંગમાં આવેલા દરેક માણસની ફરજછે અને મને જે સંગ મળ્યોછે તેને લઇને જેમ ગુરૂદત્તાત્રીએ અનેક ગુરૂઓ ઠેકાણે ઠેકાણે કર્યા હતા તેમ હુંપણ આપના સદગુણો માટે આપને ગુરૂ ગણુંછું અને આ મારૂં નજીવું યત્ન ગુરૂ દક્ષણામાં આપુછું તેસ્વીકારશો એમ ઉમેદ રાખનાર,

તા૦ ૧૮ માહે જાનેવારી<br>સને ૧૮૮૮

આપનો નીમક હલાલ<br>દોસ્ત<br>રૂદરજી વી. સુંદરજી રાણા.

# સુચના પત્ર

સરવે સદગ્રહસ્થોને વીનંતી પુર્વક ખબર આપવાની કે આ પુસ્તકનો પેહેલો ભાગ અમારા તરફથી ઘણી થોડી મુદતમાં છપાઇ બહાર પડશે અને તેની અંદર સને ૧૮૬૨ થી તે સને ૧૮૭૪ લગીના તમામ સવીસ્તર ચારે કોર્ટના ફેસલાઓ આં પુસ્તકને મીસાલે આવશે. એટલે આ બીજા ભાગમાં આવેલો સન ૧૮૭૫થી તે સને ૧૮૮૭ લગીના તમામ આજદીન લગીના પેનલકોડના સવીસ્તર ફેસલાઓ આવી જશે. ને તે સંબંધી પછી અંગ્રેજી એકે વાલ્યુમ સોધવુ પડશે નહી. અને તે તમામ ન્યાયાધિશો તથા વકીલો અને મુખત્યારોને ઘણુજ ઉપયોગી થઇ પડશે એવી ઉમેદ છે આ પુસ્તકમાં પહેલો ભાગ છપાઇ પ્રસિદ્ધ થયે દાખલ કરવા સુગમ પડવા માટે આ પુસ્તક ચા મડાના પુઠામાં ફાઇલની માફક બાંધી બાહાર પાડયું છે.

---

આ કાયદો વસંતાની હવેલી સામે તથા કીકાભટની પોળમાં બુકસેલર કસ્તુર વીરચંદ પાસેથી મળશે.

# પ્રસ્તાવના.

માહારા ખાનગી વખતના ઉદ્યોગનું આ ફળ પ્રજા પાસે મૂકવાને હું શક્તિવાન થયોછું તેની ઉતપત્તી વીષે કંઇક ટુંકામાં આ ઠેકાણે લખવું એ હું બીલકુલ અયોગ્ય માંનતો નથી.

જ્યારે હું હાઇકોર્ટના પ્લીડરની પરીક્ષાની તૈયારી કરતો હતો ત્યારે હિંદુસ્તાનની ચારે હાઇકોર્ટના ફેંસલાઓ જે માહારે વાંચવાની ફરજ હતી તે વાંચતાં વાંચતાં મને એમ જણાયું કે મુળ ઇંગરેજીમાંથી વાંચી જવા કરતાં પોતાની સ્પષ્ટ ભાષામાં વાંચી જતાં તેની યાદી વધારે સારી રીતે રહી શકે છે. એ ઉપરથી જે ફેંસલાઓ હું વાંચતો તેનું હું ગુજરાતી ભાષામાં ભાષાંત્તર કરી લેતો આવી રીતે કેટલાક ફેંસલાઓ ગુજરાતીમાં મેં તૈયાર કર્યા હતા તે માહારા દોસ્તોને બતાવતાં તેઓએ છપાવી પ્રગટ કરવાનો આગ્રહ બતાવ્યો અને જે ફાયદો મને પોતાને તે ફેંસલાઓથી થયો, તે ફાયદો ઇંગ્રેજી અને ગુજરાતી તથા એકલું ગુજરાતી જાણનારને થશે એમ માહારી પોતાની ખાત્રી થતાં મેં મારા મિત્રોનો આગ્રહ સ્વીકારેલો છે.

આ ભાગમાં ફકત હિંદુસ્થાંનના પીનલકોડ ઉપર થયેલા ફેંસલાનું ભાષાંત્તર છે અને તેમાં સને ૧૮૭૫થી તે સને ૧૮૮૭ સુધીમાં ઇંડીયન લો રીપોર્ટસ નામના વાર્ષીકગ્રંથમાં જે ફેસલાઓ પ્રગટ થયાછે તેનો સમાસ કરવામાં આવ્યો છે તે પેહેલાના સદરહુ કાયદા ઉપર થયેલા ફેસલાઓનું ભાષાંત્તર હવે પછી પ્રગટ કરવાની ધારણા રાખીછે. અને ભગવત ઇચ્છા તો ઘણા ટુંકા વખતમાં તે પાર પાડવામાં આવશે.

ફોજદારી ફેસલાઓ આવી રીતે તૈયાર કરવાનું મેં ઘણાંક કારણોથી વધારે યોગ્ય ધાર્યુંછે. પીનલકોડ ઉપરના ફેંસલાઓ સમાસ થયા પછી પુરાવાના કાયદાના ફોજદારી ફેંસલાઓ બાહાર આવશે. અને ત્યાર બાદ ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાઓનો આરંભ થશે. એટલે "ફોજદારી ફેંસલા સંગ્રહ" એવું આ પુસ્તકનું નામ આપી દરેક કાયદાવાર ફેંસલાઓ જુદાજુદા ભાગમાં દાખલ કરવાથી તે વાંચવાનું અધ્યન કરવાનું તથા જોવાનું વધારે સગવડ પડતું જણાયછે. હવે પછીના પીનલકોડ ઉપર જે ફેંસલાઓ થશે તેનું કેમ કરવું તે વીષે હજુ વિચાર ઉપર રાખેલુંછે. પરંતુ ઉમેદ રાખું છઉં કે ગમે તેમ કરીને તે ફેંસલાઓ પણ પ્રજા પાસે તાજે તાજા મુંકવાનું યત્ન ભુલીશ નહીં.

મેં મારી યથાશકતી પ્રમાણે જે ભાષાંતર કર્યુંછે તેમાં સરલ ગુજરાતી લાવવાની મેહનત લીધીછે. અસલ ભાષાની શલી બીજી ભાષામાં રાખવી એ અતીશય કઠણ કામ માલમ પડેલુંછે એટલે જે ઠેકાંણે અસલ સમજાય એવી ગુજરાતી ભાષા લાવી

શકયોછું તે આપણી ભાષાની ખુબી સમજવી પણ તે પ્રમાણે જયાં થઇ શકયું નથી ત્યાં મારે કબુલ કરવું જોઇએ કે ભાષાંત્તર કરવાની શકતી મને બરાબર રીતે આવી નથી એટલે તે બાબતનો દોષ માહારે માથે છે.

જુદી જુદી કલમો ઉપરના જે ફેસલાઓ જુદા જુદા પુસ્તકોમાં છપાએલ છે તે બધા ફેસલા દરેક કલમ નીચે તારીખના ક્રમ પ્રમાણે એકઠા કરીને તે કલમ નીચે મુકયાછે. આથી કરીને બધી રીતની સગવડતા થયેલી છે. એમ હું માનુછું અને સંખ્યાવાર ફેસલાની ગણતરી કરીને જુદે જુદે સ્થળે વીખરાઇ રહેલું તત્વ એકજ ઠેકાણે એકઠું કરવામાં સંખ્યાવાર પૃષ્ટની ગણતરી જતી કરી છે.

દરેક ફેંસલાની જમણીકોર ઝીણે અક્ષરે ટુંકીનોટ આપીછે. તે વાંચવાથી દરેક ફે.સલામાં કહી બાબતનું લંબાણથી વીવેચન કરેલુ છે. તે તુરત જોવામાં આવતાં આધારમાં મુકવા સારૂ તે ફેંસલો કાંઇ કાંમનો છે કે નહીં તે થોડી મેહેનતે માલુમ પડી આવશે.

ગ્રંથ અથવા ભાષાંત્તર કર્તા તરીકે બહાર આવવામાં હું એટલો બધો અવિશ્વાસી છઊંકે આ યત્ન પ્રજા પાસે મુકવામાં મોટા તથા જબરદસ્ત આગ્રહને આધીન થવુ. પડયું. મારો મુળ યત્ન પોતાને માટે હો તે ઠેકાંણે હવે બીજા, ઓને લાભ આપવાનું જારે માહાર ઉપર દબાણ હાથયુંછે ત્યારે તે બીજાઓને લાભ થશે કે નહી તે વીશે હજી સંકલ્પ વીકલ્પ કર્યા કરૂં છું. જો લાભ થશે તો હું માનીશ કે માહારો યત્ન સફળ થયો અને જો ઉલટું થશે તો હું ધારી શકું હજી તેમ થવા સારૂ વધારે શીખવાનું છે.

તારીખ ૧૮ મી જાનેવારી ૧૮૮૮

મુ. નવાગઢ.

રૂદરજી વી. સુંદરજી રાણા.

# फैंसलाओनी अनुक्रमणिका.

# ઇંડેકસ.

## ગ.

## ઘ.



## ચ.



## છ.



## જ.

## મ.




# हिंदुस्ताननो फोजदारी कायदो.

## સન ૧૮૬૦ નો આકટ નંબર ૪૫ મો.

હિંદુસ્તાનની કાયદા કરનારી સભા.

**તારીખ ૬ ઠી અકટોબર સન ૧૮૬૦.**

**નીચે લખેલો આકટ હિંદુસ્તાનની કાયદા કરનારી સભાએ પસાર કર્યો, તે રાઇટ હાનરેબલ ધિ ગવરનર જનરલે સન ૧૮૬૦ નાં અકટોંબર મહીનાની ૬ ઠી તારીખે મંજુર કર્યો, અને સરવ લોકોને જાણ થવા સારૂ તે અત્રે પ્રસિદ્ધ કરયો છે.**

---

## બાબ ૧ લો.

બ્રિટિશ ઈંડિયાને માટે એક સામાન્ય ફોજદારી કાયદો કરવો યોગ્ય છે, કારણ. માટે નીચે મુજબ ઠરાવ્યું છે:—

### કલમ ૧ લી.

કાયદાનું નામ તથાએક્યાંક્યાં અમલમાંઆવશે.

આ આકટનું નામ "હિંદુસ્તાનનો ફોજદારી કાયદો," અને પ્રિન્સ આફ વેલ્સ આયલંડ, સિંગાપોર તથા મલાકા શીવાયનો "હિંદુસ્તાનનો રાજ્ય કારભાર વધારે સારી રીતે ચલાવવા બાબતનો આકટ" એ નામના વિકટોરિયાનાં રાજ્યનાં ૨૧ મા તથા ૨૨ મા વર્ષમાં કરેલા કાયદાના બાબ ૧૦૬ ઠા ઉપરથી રાણી સાહેબના હાથ જે મુલુક આવ્યો છે અથવા આવે તે સઘળા મુલુકમાં સને ૧૮૬૧ ના મે મહીનાની તારીખ ૧ લી ને દીને તથા ત્યારથી એ અમલમાં આવશે.

## કલમ. ૨ જી.

સન ૧૮૬૧ ના મે મહીનાની તારીખ ૧ લીને દીને અથવા ત્યાર પછી સદરહુ મુલુક મધ્યે આ કાયદાના ઠરાવો વિરૂદ્ધનાં જે કામ અથવા કસૂરનો જે સખસ ગુન્હેગાર થશે, તે સખસને તે કામ અથવા કસુર બાબત આ કાયદા મુજબ શિક્ષા કરવામાં આવશે; બીજી રીતે કરવામાં આવશે નહીં.

સદરહુ મુલકમાંથએના ગુનાહની શિક્ષા.

## કલમ. ૩ જી.

સદરહુ મુલુકની હદની બહાર કરેલા કોઇ ગુન્હાને માટે જે સખસની તજવીજ હિંદુસ્તાનના ગવરનર જનરલ ઈનકાંઉન્સિલે કરેલા કોઇ કાયદાથી, થઇ શકતી હોય તે સખસની ઉપર સદરહુ મુલુકની બાહાર કરેલા કામને માટે, તે કામ જાણે સદરહુ મુલુકની માંહેજ કર્યું હોય એ પ્રમાણે, આ કાયદાના ઠરાવો મુજબ અમલ કરવામાં આવશે.

જે ગુનાહ સદરહુ મુલુકની બાહાર થયા હોય, પણ જેહેની તજવીજ કાયદા પ્રમાણે મુલકની માંહે થઈ શકે તે ગુનાહોની શિક્ષા.

## કલમ ૪ થી.

આજ સુધીમાં કાંઈ તહનામું અથવા બંદોબસ્ત ઇસ્ટ ઈંડિયા કંપની ની સાથે થયો હોય, અથવા રાણીને નામે હિંદુસ્તાનની કોઈ પણ સરકારે કર્યો હોય, અથવા હવે પછી કરે, તે તહનામા અથવા બંદોબસ્ત ઉપરથી રાણીની સાથે દોસ્તી રાખનારા કોઇ રાજા અથવા રાજ્યના મુલુકની માંહે. સને ૧૮૬૧ ના મે મહીનાની તારીખ ૧ લીને દીને અથવા ત્યાર પછી રાણીની નોકરીમાં છતાં રાણીનો જે નોકર આ કાયદાના ઠરાવો વિરૂધનાં જે કામ અથવા કસુરનો ગુન્હેગાર થશે, તે નોકરને તે કામ અથવા કસુર માટે આ કાયદા મુજબ શિક્ષા કરવામાં આવશે.

દોસ્તી રાખનારા પરરાજ્યમાં રાણીના કોઇનોકરે કરેલા ગુનાહોની શિક્ષા.

## કલમ ૫ મી.

ચોથા વિલિયમના રાજ્યના ૩ જા તથા ૪ થા વર્ષમાં કરેલા કાયદાના ૮૫ મા બાબના, અથવા ત્યાર પછી કોઇ પણ પ્રકારે ઈસ્ટ ઇંડિયા કંપની અથવા સદરહુ મુલુક, અથવા તે માંહેલા રહેવાસિયો સંબંધી કરેલા પાર્લેમેન્ટના કોઇ પણ આકટના, અથવા રાણી સાહેબની અથવા ઇસ્ટઇંડિયા કંપનીની નોકરી માંહેલા આફિસરો તથા સોલજરો બંડ કરે તથા નાસી જાય તેઓને શીક્ષા કરવા સારૂ કરેલા કોઇ પણ આકટના, અથવા હિંદુસ્તાનની દરીઆઇ ફોજનો બંદોબસ્ત કરવાના કોઇ પણ આકટના, અથવા કોઇ પણ વિશેષ અથવા સ્થાનિક કાયદાના, કોઇ પણ ઠરાવના આ આકટ માંહેની કોઇ બીનાથી રદ કરવાનો, અથવા તેમાં ફેરફાર કરવાનો, અથવા મોકુફ કરવાનો, અથવા તે રીતે અસર કરવાનો ઇરાદો નથી.

કેટલાએક કાયદાઓપર આ આકટથી કાંઇ અસર થતી નથી.

## બાબ ૨ જો.

### સાધારણ સમજણ.

### કલમ ૬ ઠી.

આ કાયદામાં સઘળે ઠેકાણે ગુન્હાના પ્રત્યેક લક્ષણને, તથા શિક્ષા સંબંધી પ્રત્યેક ઠરાવને, તથા એવાં પ્રત્યેક લક્ષણ અથવા શિક્ષા સંબંધી ઠરાવના પ્રત્યેક દ્રષ્ટાંતને "સાધારણ અપવાદો" એ નામના બાબ મધ્યે લખેલા અપવાદો લાગુ પડે છે એમ સમજવું, અગર તે અપવાદો તે લક્ષણમાં અથવા શિક્ષા સંબંધી ઠરાવમાં અથવા દ્રષ્ટાંતમાં ફરીથી લખ્યા નથી તોપણ.

આ કાયદા માહેનાલક્ષણો નેઅપવાદોલાગુ પડેછે, એમ સમજવું.

#### દ્રષ્ટાંતો.

(અ) આ કાયદા મધ્યે જે જે કલમોમાં ગુન્હાઓનાં લક્ષણો લખ્યાં છે તેઓમાં એમ લખ્યું નથી કે, એ ગુન્હા સાત વર્ષથી ઓછી ઉમરનાં બાળકથી થઇ શકેનહી પણ જે સાધારણ અપવાદમાં એમ લખેલું છે કે સાત વર્ષથી ઓછી ઉમરનાં બાળકે કરેલું કાંઇ પણ કામ ગુન્હો ગણાશે નહી તે અપવાદ તે લક્ષણોને લાગુ પડે છે એમ સમજવું.

(બ) ઝ એ ખુન કર્યું છે, તેહેને અ પોલીસ અમલદારે વગર વારંટે પકડ્યો તો એ ઠેકાંણે અ ગેરવ્યાજબી કેદના ગુન્હાનો તકસીરવાર નથી, કેમકે કાયદા પ્રમાણે ઝ ને પકડવાની તેની ફરજછે; માટે જે અપવાદમાં એમ લખ્યું છે કે "જે કામ કરવાની કાયદા પ્રમાણે જે સખસની ફરજ છે તે કામ તે સખસે કર્યું, તો તે ગુન્હો નથી" તે સાધારણ અપવાદમાં આ બીના દાખલ થાય છે.

### કલમ ૭ મી.

આ કાયદામાં કોઈ પણ ભાગમાં જે શબ્દનો અરથ સમજાવ્યો છે તે શબ્દ આ કાયદામાં પ્રત્યેક ભાગમાં તેજ અરથ પ્રમાણે વાપર્યો છે.

આકાયદામાં જે શબ્દનો અર્થ એકવારસમજાવ્યો તેશબ્દ સઘળે ઠેકાણે તેજ અર્થમાં વાપર્યોછે

### કલમ ૮ મી.

પુરૂષ સર્વનામ "તે" તથા 'તે' ને વિભક્તિ લાગીને સિદ્ધ થએલા શબ્દો તથા સ્રી એ બંનેને લાગુ પડે છે.

લિંગ.

### કલમ ૯ મી.

એક વચનમાં લખેલા શબ્દોને અનેક વચનમાં પણ સમજવા; અને અનેક વચનમાં લખેલા શબ્દોને એક વચનમાં પણ સમજવા; પણ જે ઠેકાણે તે શબ્દો લખ્યા હોય તે ઠેકાણે તેમ ન સમજવા એવું જણાય, તો ત્યાં તેમ ન સમજવાં.

વચન

## કલમ ૧૦ મી.

"પુરૂષ" એ શબ્દ વડે કોઈ પણ વયનો માનવી પુરૂષ સમજવો અને "સ્ત્રી" એ શબ્દ વડે કોઇ પણ વયની માનવી "સ્ત્રી" સમજવી. "પુરૂષ" "સ્ત્રી"

## કલમ ૧૧ મી.

"સખસ" એ શબ્દમાં કોઈ પણ કંપની અથવા સભા અથવા માણસોની મંડળીનો સમાવેશ થાય છે; પછી તે કંપની, સભા, અથવા મંડળીને કારપોરેશનના હક મળ્યા હોય કે નહી તોપણ. "સખસ"

## કલમ ૧૨ મી.

"લોક" એ શબ્દમાં લોકના કોઇ પણ વર્ગનો અથવા કોઇ પણ જમાતનો સમાવેશ થાય છે. "લોક"

## કલમ ૧૩ મી.

"રાણી" એ શબ્દ વડે ગ્રેટબ્રિટન તથા આયર્લાંડના એકઠાં મળેલાં રાજ્યનો જે વખતે જે સત્તાધીશ હોય તે સમજવો. "રાણી"

## કલમ ૧૪ મી.

"રાણીનો નોકર" એ શબ્દો વડે "હિંદુસ્તાનનો રાજ્ય કારભાર વધારે સારી રીતે ચલાવવા બાબતનો આકટ" એ નામનો વિકટોરીયાના રાજ્યનાં ૨૧ મા તથા ૨૨ મા વરસમાં કરેલા સદરહુ કાયદાના બાબ ૧૦૬ઠ્ઠા એ અથવા તેના આધાર ઉપરથી અથવા હિંદુસ્તાનની સરકારે કે કોઇ પણ સરકારે અથવા તેની સત્તાથી હિંદુસ્તાન મધ્યે કાયમ રાખેલા, ઠરાવેલા અથવા મુકરર કરેલા સઘળા અમલદારો અથવા નોકરો સમજવા. "રાણીનો નોકર"

## કલમ ૧૫ મી

"બ્રિટિશઇંડિયા" એ શબ્દો વડે પ્રિન્સ આવ વેલ્સ આયલંડ, સિંગાપોર, તથા મલાકા શીવાયનો "હિંદુસ્તાનનો રાજ્ય કારભાર વધારે સારી રીતે ચલાવવા બાબતનો આકટ એ નામના વિકટોરીયાના રાજ્યનાં ૨૧ મા તથા ૨૨ મા વરસમાં કરેલા સદરહુ કાયદાના બાબ ૧૦૬ ઉપરથી રાણી સાહેબને હાથ જે મુલક આવ્યો છે અથવા આવે તે મુલક સમજવો. "બ્રિટિશ ઇંડિયા"

## કમલ ૧૬ મી.

"હિંદુસ્તાનની સરકાર" એ શબ્દો વડે હિંદુસ્તાનના ગવરનર જનરલ ઈનકાંઉસીલ, અથવા હિંદુસ્તાનના ગવરનર જનરલ પોતાની કાંઉનસીલથી ગેરહાજર હોય તે દરમીઆનમાં પ્રેસીડંટ ઈનકાંઉનસીલ અથવા એકલા હિંદુસ્તાનના ગવરનર જનરલ સમજવા; તે તેઓ અથવા તે જે જે અખતિયાર પ્રમાણે કાયદા મુજબ અમલ કરી શકે તે તે અખતિયારને સંબંધે સમજવા. "હિંદુસ્તાનની સરકાર"

## કલમ ૧૭ મી.

"સરકાર" એ શબ્દ વડે જે સખસ અથવા સખસોનો બ્રિટિશ ઇંડિયાના કોઇ પણ ભાગમાં હુકુમત કરવાનો કાયદા પ્રમાણે અખતિયાર છે તે સખસ અથવા સખસો સમજવા.  "સરકાર"

## કલમ ૧૮ મી.

"પ્રેસિડેનસિ" એ શબ્દ વડે એક પ્રેસિડેનસિની સરકારનો તાબે નો મુલક સમજવો.  "પ્રેસિડેનસિ"

## કલમ ૧૯ મી.

"જડજ" એ શબ્દ વડે જે સખસને તેના ઓહદ્દાને લીધે જડજનું નામ આપ્યું હોય તે સખસજ નહી, પણ જે જે સખસને કાયદાથી કોઈ પણ દીવાની અથવા ફોજદારી મુકદમામાં આખરી ફેંસલો, અથવા જે પર અપીલ ન થાય તો આખરી ગણાય એવો ફેસલો, અથવા બીજા કોઇ અધીકારીએ બાહાલ રાખેથી આખરી એવો ફેસલો આપવાનો અખત્યાર હોય, અથવા એવો ફેસલો આપવાને કાયદાથી અખતિયાર પામેલા અનેક સખસોમાંનો જે એક હોય તે દરેક સખસ સમજવો.  "જડજ"

### દ્રષ્ટાંત.

(અ) સન ૧૮૫૯ ના આકટ મુજબ કલેકટર કોઇ મુકદમામાં અધીકાર ચલાવતો હોય તે જડજ છે.

(બ) જે તહોમત બાબત દંડનો અથવા કેદનો હુકમ કરવાનો જે માજીસ્ત્રેટને અખતિયાર હોય તે માજીસ્ત્રેટ તે તહોમત બાબત પોતાનો અધીકાર ચલાવતો હોય તે વખતે જડજ છે. પછી તેના ફેસલા પર અપીલ હોય કે નહી તોપણ.

( ક ) મદ્રાસના કાયદાના પુસ્તક માંહેલા સન ૧૮૧૬ ના ૭ મા કાયદા મુજબ મુકદમાઓની તજવીજ કરીને ફેસલા કરવાને જે પંચાયતને અખતિયાર છે તે પંચાયતમાંનો કોઇ પણ માણુસ જડજ છે.

( ડ ) જે તહોમત બાબત તજવીજને સારૂ બીજી કોરટમાં કાંઇ મુકદમો મોકલવાનોજ અખતિયાર જે માજીસ્ત્રેટને હોય તે માજીસ્ત્રેટ તે તહોમત બાબત પોતાનો અધિકાર ચલાવતો હોય તે વખતે જડજ નથી.

## કલમ ૨૦ મી.

"ઇનસાફની કોરટ" એ શબ્દો વડે જે જડજને કાયદાથી એકલો રહીને ઇનસાફનું કામ કરવાનો અખતિયાર મળ્યો હોય, અથવા જે જડજોને કાયદાથી એકઠા રહીને ઇનસાફનું કામ કરવાનો અખતિયાર મળ્યો હોય, તે જડજ અથવા જડજો સમજવા; પણ જ્યારે તે જડજ અથવા જડજો ઇનસાફનું કામ કરતા હોય ત્યારે.  "ઇનસાફની કોરટ"

### દ્રષ્ટાંત.

મદ્રાસના કાયદાના પુસ્તક માંહેલા સન ૧૮૧૬ ના ૭ મા કાયદા મુજબ કામ કરનારા પંચાયત જેને મુકદમાઓની તજવીજ કરીને ફેસલા કરવાનો અખતિયાર છે તે, એક ઇનસાફની કોરટ છે.

## કલમ ૨૧.

૨૧. "સરકારી નોકર" એ શબ્દો વડે નીચે લખેલાં બ્યાનો આહેલાં કોઇપણ બ્યાનમાં દાખલ થાય એવો સખસ સમજવો તેની વીગત: "સરકારીનોકર."

પેહેલું.—રાણીનો હરએક કવેનાંટેડ સરવંટ.

બીજું.—રાણીની જમીનપરની અથવા દરીયાઇ ફોજમાંનો હરએક કમીશંડ, આફીસર, તે હિંદુસ્તાનની સરકાર અથવા કોઇ પણ સરકારના હુકમ તળે નોકરી કરતો હોય ત્યાં સુધી.

ત્રીજું.—હરએક જડજ.

ચોથું.—કોઇ પણ ઇનસાફની કોરટનો હરએક અમલદાર જેનું કામ પોતાના હોદાને લીધે, કાયદાની અથવા હકીકતની કોઇ બાબતની તજવીજ કરવાનું અથવા તે વિશે રીપોર્ટ કરવાનું અથવા કોઇ લેખ કરવાનું, તેના ખરાપણા વિશે સહી કરવાનું, તે લેખ પોતાના હવાલામાં રાખવાનું, અથવા કાંઇ મીલકત પોતાના હવાલામાં લેવાનું, કે તેની વ્યવસ્થા કરવાનું, અથવા ઇનસાફી બાબતના કાંઇ હુકમો બજાવવાનું, અથવા કાંઇ સોગંદ આપવાનું, કે સમજાવવાનું, કે કોરટમાં બંદોબસ્ત રાખવાનું હોય તે; તથા તે કામો માંહેનાં કોઇપણ કામો કરવાને કોઇ ઇનસાફની કોરટે ખાસ અખતિયાર આપેલો હરેક સખસ.

પાંચમું.—હરએક જુરીનો માણસ, આસેસર, અથવા કોઇ ઇનસાફની કોરટને કે સરકારી નોકરને મદદ કરનારી પંચાયતમાંનો માણસ.

છઠું.—હરએક લવાદ અથવા બીજો સખસ જેને કોઇ ઇનસાફની કોરટે કે કોઇ બીજા મુખતિયાર, સરકારીઅધિકારીએ કાંઇ મુકદમો અથવા બાબત ફેંસલો અથવા રીપોર્ટ કરવા સારૂ સોંપી હોય તે.

સાતમું.—હરેક સખસ જેને પોતાના હોદ્દાના જોરથી કોઇ સખસને કેદ કરવાનો અથવા કેદમાં રાખવાનો અખતિયાર હોય તે.

આઠમું.—સરકારનો હરએક અમલદાર જેનું કામ, પોતાના હોદાને લીધે ગુન્હા અટકાવવાનું, ગુન્હાઓની ખબર આપવાનું, ગુન્હેગારોને તેઓનો ઇનસાફ થવા સારૂ કોરટમાં હાજર કરવાનું, અથવા લોકની તનદુરસ્તી, સલામત, કે અનુકુળતા સંભાળવાનું, હોય તે.

નવમું.—હરએક અમલદાર જેનું કામ, પોતાના હોદાને લીધે સરકારની વતી કાંઇ મીલકત લેવાનું, કબુલ કરવાનું, રાખવાનું, કે ખરચ કરવાનું, અથવા સરકારની વતી કાંઇ તપાસ અથવા માગણી, જમાબંદી, કે કરાર કરવાનું, અથવા મેહેસુલ બાબતના કાંઇ હુકમ બજાવવાનું, અથવા સરકારના પઇસા સંબંધી લાભની કાંઇ બાબતની તજવીજ કરવાનું, કે તે વિશે રીપોર્ટ કરવાનું, અથવા સરકારના પઇસા સંબંધી લાભ બાબતનો કાંઇ લેખ કરવાનું,

તેના ખરાપણા વિશે સહી કરવાનું, કે તે લેખ પોતાના હવાલામાં રાખવાનું, અથવા સરકારના પઇસા સંબંધી લાભની સંભાળને માટે કરેલા કોઇ કાયદા તોડતા અટકાવવાનું હોય તે; તથા હરેક અમલદાર જે સરકારની ચાકરી કે પગારમાં હોય અથવા જેને કાંઇ સરકારી કામ કરવા સારૂ ફી કે કમીશન મળતું હોય તે.

દશમું.—હરએક અમલદાર, જેનું કામ, પોતાના હોદ્દાને લીધે કોઇ ગામ, શેહેર, કે જીલ્લાનાં કાંઇ સામાન્ય લૌકિક કારણ માટે કાંઇ મિલકત લેવાનું, કબુલ કરવાનું, રાખવાનું કે ખરચ કરવાનું, અથવા કાંઇ તપાસ કે આપણી કેરકબંદી કરવાનું, અથવા કાંઇ વેરો કે કર વસુલ કરવાનું અથવા કોઇ ગામ, શેહેર, કે, જીલ્લાના લોકોના હક મુકરર કરવા સારૂ કાંઇ લેખ કરવાનું, તેનાં ખરાપણા વિશે સહી કરવાનું, અથવા તે લેખ પોતાના હવાલામાં રાખવાનું હોય તે.

### દ્રષ્ટાંત.

મ્યુનિસિપાલ કમિશનર સરકારી નોકર છે.

ખુલાસો ૧ લો.—ઉપર લખેલાં બ્યાનો માંહેલા કોઇ પણ બ્યાનમાં દાખલ થાય તે સખસો સરકારી નોકર છે એમ સમજવું, પછી તેઓને સરકારે મુકરર કર્યા હોય કે નહી, તોપણ.

ખુલાસો ૨ જો.—જે જે ઠેકાણે "સરકારી નોકર" એ શબ્દો આવે, તે તે ઠેકાણે તે શબ્દો જે માણસ સરકારી નોકર માફક હોદ્દો ચલાવતો હોય તેને વિશે સમજવા; પછી તે માણસના તે હોદ્દો ચલાવવા બાબતમાં અખત્યારમાં કાયદા સંબંધી ગમે તે ખામી હોય, તોપણ.

કેસરેહીંદ. વિ. બુટો કીસ્ટોદાસ તથા એક બીજો.

**કલમ ૨૧**

૧

તા. ૪–૩–૯૮
ઈ. રૂ. ક્રુ.પા.-૪૭
કોઇ સરકારી નોકર બીજા કોઇ શખ્સને સરકારી કામ કરવા સારૂ સરકારની મંજુરી લેઈને નીમે તો તે નીમાએલો માણસ એક સરકારી નોકર છે.

गवरनर जनरल साथे गोठवण कर्या मुजब सरकारनी संमतीथी सरकारी सोलीसीटरे कलकतानी पोलीस कोर्टमां फोजदारी काम चलाववाने नीमेलो सक्ष, पीनलकोडनी कलम २१ ना अर्थ मुजब सरकारी नोकर छे.

આ કેસમાં તહોમતવાળા ઉપર, ઇંડીયન પેનલકોડની કલમ ૧૦૯ મુજબ હીયુમસાહેબ જેને સરકારી નોકર કહેવામાં આવ્યો હતો, તેને લાંચ આપવાની સુચના કરી મદદ કર્યા નું તહોમત મુકેલું હતું.

એમ જણાય છે કે, એ હીયુમસાહેબને, સરકારની મંજુરીથી, અને ગવરનર જનરલ ઈનકાઉન્સીલની મંજુર કરેલી ગોઠવણ પ્રમાણે, કલકતાની પોલીસ કોર્ટમાં સરકારી પ્રોસી-

ક્યુટર તરીકે કામ કરવા સારૂ સરકારી સોલીસીટરે) નીમ્યો હતો.

પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટે, હાઈકોર્ટના અભીપ્રાય સારૂ જે વાત લખી મોકલી છે, તે એ છે કે, આવા પ્રસંગમાં હીયુમસાહેબ સરકારી નોકર ગણાય કે નહીં? આ લખાણની સુનાવણી વખતે કોઇ હાજર થયું નહતું. હાઇકોર્ટ તરફથી જાકશન સાહેબે નીચે પ્રમાણે અભીપ્રાય આપ્યો છે.

સરકારી સોલીસીટરે, સરકારની સંમતીથી, ગવરનર જનરલ ઇન કૌંસીલે મંજુર કરેલી ગોઠવણ પ્રમાણે, જે માણસને સરકારી પ્રોસીક્યુટર તરીકે, કામ કરવા સારૂ નીમેલ હોય, તે પીનલકોડની કલમ ૨૧ ના અર્થ પ્રમાણે સરકારી નોકર છે, એમ અમે ધારીએ છીયે.

**મહારાણી કેસરે હિંદ. વિ. કલકતા શેહેરની મ્યુનીસીપાલ કોરપોરેશન.**

**કલમ ૨૧**
**૨**

તા. ૫-૬-૭૮
ઈ. ઠ- ક પા. ૭૫૮
મ્યુનીસીપાલ કોરપોરેશન એ સરકારી નોકર નથી.

सने १८७७ना चौथा आकटनी कलम ३९मि (१८८२ना दसमा आकटनी कलम १९७मीना) अर्थ प्रमाणे, म्युनीसीपाल कोरपोरेशन ए सरकारी नोकर नथी; अने तेथी ते कलम प्रमाणे सरकारनी प्रथम मंजुरी मेळववी जोइए ते मेळव्या वगर, तेना उपर पीनलकोड प्रमाणे कोइ गुन्हानुं काम चलाववुं होयतो, चलावी शकाय छे.

કલકત્તા શેહેરમાં સરીફ દફતરી નામના મોહોલ્લાની પડોશમાં ફરીઆદીના ઘરની નજીક, વીષ્ટાની વખાર રાખવાથી લોકાપકાર કૃત્ય કરવા વાસ્તે, હીં. પી. કો.ની ૨૬૮, ૨૬૯, ૨૭૦ તથા ૨૯૦મી કલમો પ્રમાણે, ઓસમાણ બીબી તથા એક બીજાની ફરીયાદ ઉપરથી, કલકતા શેહેરની કોરપોરેશન ઉપર તહોમત મુકવામાં આવ્યું હતું.

જે દીવસ સુનાવણીનો નકી કર્યો હતો તે દીવસે, ચિફ માજીસ્ટ્રેટને એવો શક આવ્યો કે, મ્યુનીસીપાલીટીના કમીશનરોને સરકારી નોકરો ગણવા જોઈએ, અને તેથી ૧૮૭૭ ના ચોથા આકટની કલમ ૩૯ મીમાં સરકારની મંજુરી મેળવવાનું ઠરાવ્યું છે, તે મંજુરી મેળવ્યા વગર તેઓના ઉપર કામ ચલાવી શકાતું નથી, તેથી તેણે આ કામ તેજ કાયદાની કલમ ૨૪૦ પ્રમાણે, હાઈકોર્ટનો અભીપ્રાય લેવા વાસ્તે લખી મોકલ્યું. તેમાં તેણે પોતાના અભીપ્રાયમાં નીચેનાં કારણો આપ્યાં છે.

(૧) સને ૧૮૭૭ના ચોથા આકટની કલમ ૩૯મીમાં ઠરાવ્યું છે કે, જે સરકારી નોકરને, સરકારની પરવાનગી વગર નોકરી ઉપરથી ખસેડી શકાતો નથી, તેણે પોતાના સરકારી હુદાની રૂએ, કાંઇ કામ કર્યું હોય, તે કામસારૂ સરકારની પરવાનગી મેળવ્યા વગર સદરહુ સરકારી નોકર ઉપરની ફોજદારી ફરીયાદ ચાલી શકશે નહીં."

(૨) પીનલકોડની કલમ ૨૧મીના દ્રષ્ટાંતમાં કહેલું છે કે, મ્યુનીસીપાલ કમીશનર, એક સરકારી નોકરછે, અને તેજ કાયદાની ૧૧મી કલમ પ્રમાણે, ઘણા સક્ષોનો સમુદાય, તેપણ એક સક્ષ, ગણાય છે.

(૩) તેથી મ્યુનીસીપાલ કોરપોરેશનના સમુદાયને પણ જેટલો પ્રથક પ્રથક મ્યુનીસીપાલ કમીશનરને હકછે, તેટલોજ છે.

ફરીયાદી તરફથી ફીલીપ્સ સાહેબે તકરાર કરી કેઃ—

૩૯મી કલમ આ કામને લાગુ પડતી નથી. સરકારી નોકરીમાંથી સરકારી નોકરને કાઢી મુકવામાં જ્યાં સરકારનું ઉપરીપણું રહેલું છે, ત્યાં મંજુરી લેવી જોઈએ. આ કામમાં સરકારનું તેવું ઉપરીપણું નથી. કલકતાની કારપોરેશનનો સમુદાય, કાયદાથીજ જન્મ પામેલો છે, અને તેઓના હાથમાં કોઈ સરકારી કામ નથી. અને તેથી તે જગા ઉપરથી તેઓ બરતરફ થઇ શકતા નથી, અને ફક્ત કાયદા બાંધનારી સભાના કોઇ કાયદાથી નાબુદ થઈ શકેછે. ગુન્હેગારની બરતરફી મંજુર કરીને, કોઈનાં આંસુ લોવાનું સરકાર પાસે જ્યારે સાધન નથી ત્યારે, ફોજદારી ફરીયાદને અટકાવવાનો અધીકાર હોય એમ કદાપી ધારવું જોઇએ નહીં. માજીસ્ટ્રેટે આ મુદ્દો જરાએ વિચાર્યો નથી.

વળી કોરપોરેશન સરકારી નોકર નથી. માજીસ્ટ્રેટ એવું અનુમાન કરેછે કે, એ કારપોરેશન સરકારી નોકર છે; પરંતુ પી. કો. ની ૨૧મી કલમમાં સરકારી નોકરની જે વ્યાખ્યા આપી છે, તેની એકે પેટા કલમમાં તેનો સમાસ કરેલો જણાતો નથી. એકજ મ્યુનીસીપાલ કમીશનર સરકારી નોકર છે. તે ઉપરથી બધા મ્યુનીસીપાલ કમીશનરોના સમુદાયને સરકારી નોકર ગણવા જોઈએ, એટલી તેની દલીલ છે. અને જેટલા મ્યુનીસીપાલ કમીશનરો છે, તેના સમુદાયને, કોરપોરેશન વત, તે માનેછે. માટે કોરપોરેશન પણ સરકારી નોકર બરોબર છે, એવું તે માનેછે. વળી તે એમ માનેછે કે, જો એક મ્યુનીસીપાલ કમીશનરનો ફોજદારી ફરીયાદમાંથી બચાવ થાયછે, તો તેનો સઘળો સમુદાય છે તેનો પણ તેવોજ બચાવ થવો જોઈએ.

હવે મ્યુનીસીપાલીટીના જે ચાલતા મેમ્બરો છે. તેનો આખો સમુદાય, તે કારપોરેશન નથી. તેના જે બધા મેમ્બરો છે, તેનાથી તે એક જુદીજ વસ્તુ છે. અને તેમાં થઈ ગયેલા, તથા હવે પછી થવાના મેમ્બરોનો પણ સમાસ થઇ શકેછે, તેથી તેના બધા મેમ્બરો સરકારી નોકર છે, એવું અનુમાન થઈ શકતું નથી. જો બધા મેમ્બરોનો બચાવ થાયછે, તો કોરપોરેશનનો પણ થવો જોઇએ, એવી માજીસ્ટ્રેટની જે વધુ દલીલ છે તેમાં પણ તેટલુંજ ખોટાપણું છે. પ્રથક પ્રથક મેંબરોને એવો બચાવ આપવાની જરૂર છે, કેમકે જો તેવા બચાવનો નિયમ કાયદામાં ન રાખવામાં આવે તો, તેને જાતથી અથવા નાણાથી કાંઇ નુકશાન ખમવું પડે. પરંતુ કોરપોરેશનને કેદની સજા થઇ શકે નહીં. તેમ તેના મેંબરોને પ્રથક પ્રથક કાંઇ નુકશાંન ખમવાનું નથી. જો તેને કાંઈ સજા કરવી હોય તો તેની મીલકત જપ્તીમાં લેવાથી અથવા બધાંનુ સમગ્ર ફંડ છે તેમાંથી પૈસા લીધાથી સજા કરી શકાયછે.

## કોરપોરેશન તરફથી પીફર્ડ સાહેબ.

જસ્ટીસ એંસ્લીનો ઠરાવ—પ્રેસીડેંસી માજીસ્ટ્રેટે એવો સવાલ લખી મોકલ્યો છે કે, સને ૧૮૭૭ના ચોથા આકટની કલમ ૩૯મીમાં પ્રથક પ્રથક સરકારી નોકરો વાસ્તે જે બચાવ રાખ્યો છે, તે બચાવ મ્યુનીસીપાલ કોરપોરેશન જેના ઉપર ઇં. પી. કો. પ્રમાણે લોકાપકાર કૃત્યના ગુનાહની ફરીયાદ માંડી હોય તેને પોહોંચે છે કે નહીં?

પીનલકોડની ૧૧મી કલમમાં "સક્ષ" એ શબ્દની વ્યાખ્યામાં "કોઈપણ કંપની અથવા સભા, અથવા માણસોની મંડળીનો સમાવેશ થાયછે, પછી તે કંપની સભા, અથવા

મંડળીને કોરપોરેશનના હક મળ્યા હોય કે નહીં તોપણ." અને તેથી "સક્ષ" શબ્દ એ ૧૧મી કલમમાં છેલ્લા વાક્ય સહીત વાંચવો જોઈએ, તેથી ૨૧મી કલમમાં "સરકારી નોકર" એ શબ્દોનો અર્થ, સદરહુ કલમના કોઈ પ્રકારનો હોય તો, તે અર્થથી કોરપોરેશનના લાભ મેળવનારા સક્ષોના સમુદાયની સુચના થાયછે. ૧૦ મી રકમ શીવાય બીજી કોઈ રકમને જોવાનું જરૂર નથી. દસમા પ્રકારની રકમના દ્રષ્ટાંતમાં કહેલું છે કે, કોઈ એક મ્યુનીસીપાલ કમીશનર એક સરકારી નોકર છે. પણ તેટલા ઉપરથી એમ નીકળતું નથી કે તેજ કલમના અર્થ પ્રમાણે, કોરપોરેશન પણ એક સરકારી નોકર છે.

૧૦ મી રકમમાં "હરેક અમલદાર" એ શબ્દોની ચીંધણી, કોરપોરેશનના હક મેળવનારના સમુદાય કરતાં, કોઇ પ્રથક સક્ષ તરફ કરેલી જણાય છે. આ કામની એક દલીલ ખાતર એમ કબુલ કરવામાં આવે કે, કલકતા શેહેરની મ્યુનીસીપાલ કોરપોરેશન એક સરકારી નોકર છે. તો પણ મને લાગે છે કે, ૧૮૮૭ ના આકટ ચોથાની કલમ ૩૯ મીના પ્રતીબંધમાં, તેનો સમાસ થઇ શકતો નથી. એ ચોથા આકટ પ્રમાણે તેની ૩૯ મી કલમમાં જે જડજ, અથવા સરકારી નોકરનું બ્યાન કર્યું છે, તે જડજે, અથવા સરકારી નોકરે પોતાના હુદ્દાની રૂએ કાંઈ કામ કર્યું હોય, તે વાસ્તે સરકારની પરવાનગી વગર, તેના ઉપર ફોજદારી કામ ચાલી શકાશે નહીં. તે કલમમાં જે સરકારી નોકરોનો હવાલો આપ્યો છે, તેઓ બધાને સરકારની પરવાનગી વગર ખસેડી શકાતા નથી. મને લાગે છે કે, આટલી હકીકત સામટી રીતે લેવી જોઈએ. "નોકરી ઉપરથી ખસેડી ન શકાય એવા" એ શબ્દો "સરકારની પરવાનગી વગર" ના વાક્યથી જુદા પાડી શકાતા નથી.

સરકારની પરવાંનગી વગર ફોજદારી કામ ચલાવવું નહીં, એ બધું ભેગું વાંચતાં તે ઉપરથી એવો અર્થ થાયછે કે, "સરકારની પરવાનગી વગર" એ શબ્દો મુકી દેતાં જે વર્ગના નોકરોને, પોતાની નોકરી ઉપરથી ખસેડી શકાતા નથી, તેઓનેજ ઉપલુ બ્યાન લાગુ પડેછે. તો જ્યારે એવો અર્થ કરીએ ત્યારે તેનો કાંઈજ અર્થ થતો નથી.

જે કોઈ સક્ષથી, અથવા સક્ષોના સમુદાયથી, કોઈ માણસને હરકત થઈ હોય, તે સક્ષ અથવા સમુદાય ઉપર ફોજદારી માંડવાનો હક બધાઓને માટે સાર્વજનીક છે. અને તે હક માત્ર કોઈ ખાસ કાયદાથી કમી થઈ શકેછે; એવો હક કમી કર્યો છે કે નહીં, તેનો વીચાર કરવામાં, કમી કર્યાના સ્પષ્ટ શબ્દો, અથવા માન્યા વગર ચાલે નહીં એવું અનુમાન કરાવનારાં વાકયો, જોવાં જોઇએ. "સરકારની પરવાનગી વગર નોકરી ઉપરથી ખસેડી શકાય નહીં" એ શબ્દોથી એવું અનુમાન કરવું જોઇએ કે, જે સક્ષોને સરકાર કોઇ પ્રસંગે ખસેડી શકતી નથી, તેવા સક્ષોનો તેમાં સમાસ કરવાનું કાયદાકારોનું મનન હતું, એવું મને બીલકુલ લાગતું નથી.

કોરપોરેશનની નોકરીમાં રહેલા કેટલાક સક્ષો, જેઓનો કલકત્તા મ્યુનીસીપાલ આકટની કલમ ૩૨મીથી તથા ૧૮૭૭ના આકટ ચોથાની કલમ ૩૯મીથી, બેશક જે બચાવ કર્યો છે, તે સક્ષોનો બચાવ કરવા કાયદાકારોએ જે દુરસ્ત વિચાર્યું છે, તેવું કલકતાની મ્યુનીસીપાલ કોરપોરેશન જેવા સમુદાય માટે, વિચાર્યું હોય એવું માનવાનું કશુંએ કારણ મહારા જોવામાં આવતું નથી. આવા સમુદાયને, વારંટથી પકડવો હોય તો, તે પકડી શકાતો

નથી, તેમ તેને કેદની સજા થઇ શકતી નથી.

માજીસ્ત્રેટે જે સવાલ કરેલો છે, તેનો જવાબ માહારા તરફથી એવો છે કે. પી. કો. ના કોઈ ગુન્હા વાસ્તે મ્યુનીસીપાલ કારપોરેશન ઉપર ફરીયાદ કરવામાં આવી હોય, ત્યારે તેને સરકારી નોકરને વાસ્તે રાખેલા બચાવનો લાભ આપી શકાતો નથી.

જસટીસ વાઈટનો ઠરાવ—માહારો પણ એજ અભીપ્રાય છે. ૧૮૭૭ના ચોથા આ-કટની કલમ ૩૯મીનો શું અર્થ કરવો જોઇએ, તે ઉપર માજીસ્ટ્રેટના સવાલોનો પુરેપુરો આધાર છે.

સદરહુ કલમ કલકતા શેહેરના કારપોરેશનને લાગુ પડેછે, એમ જ્યાંસુધી સાબિત્ત ન થાય, ત્યાં સુધી જેમ કોઇ એકાદા સક્ષે ગુન્હો કર્યો હોય, ને તેના માથે જેવી ફોજદારી ફ-રીયાદ ચાલી શકેછે, તેમ કારપોરેશન ઉપર પણ ફરીયાદ ચાલી શકેછે. આ સીધાંતમાં કોઈએ કાંઇ વાંધો લીધો નથી, તેમ વાંધો લેવાય એવું પણ નથી. કારપોરેશને કાંઇ અપ-કાર કર્યું હોય, અથવા કાંઈ કરવામાં કસુર કરી હોય તે બન્નેને માટે તેના ઉપર ફોજદારી ચાલી શકેછે. જુઓ રાણી. વિ. બરમીંગહામ એન્ડ ગલોસેસ્ટર રેલવે કંપની, રાણી. વિ. કોસ્ટ, રાણી. વિ. ગ્રેટનોર્થ ઓફ ઇંગ્લાંડ રેલવે કંપની.

જે જડજ અથવા સરકારી નોકર, સરકારની પરવાનગી વગર, નોકરીમાંથી દુર થઇ શકતો નથી, તેના ઉપર ૩૯મી કલમ પ્રમાણે સરકારની પરવાનગી વગર, કોઈ ગુન્હા માટે, ફોજદારી કામ માંડી શકાતું નથી. "સરકાર" શબ્દથી એ કલમમાં એવો અર્થ કરવાનો છે કે, જે સરકાર રાજ કારભાર ચલાવતી હોય તે સરકારની મંજુરી વગર જે સરકારી નો-કર, નોકરી ઉપરથી દુર ન થઇ શકે એવો હોય, તે પંકતીના નોકરમાં કલકતા કારપો-રેશન આવે છે, એવો વાંધો લેવાયો છે. પરંતુ કારપોરેશનના પ્રત્યેક મેંબરથી, એલાય-દી રીતે તે કારપોરેશન સરકારી નોકર છે કે નહીં તે બાબતમાં ઘણો શક લેવા જેવું છે, કેમકે "સરકારી નોકર" ની વ્યાખ્યા પી. કો. ની ૨૧મી કલમમાં આપી છે, અને તે ક-લમ પાછી ૧૮૭૭ના ચોથા આકટની ૩૯મી કલમ સાથે મેળવી છે. આ કામની દલીલ ખાતર એમ માનીએ કે, કારપોરેશન સરકારી નોકર છે. તોપણ કલકતાની કારપોરેશન, સરકારની પરવાનગી વગર નોકરીમાંથી દુર ન થઇ શકે, એવા સરકારી નોકરોની પંકતી-માં આવતી નથી, એ સાફ દીવા જેવું છે. આ કારપોરેશનનો જન્મ ૧૮૭૦ના ચોથા આ-કટથી થયો છે. તેની ચોથી કલમ પ્રમાણે ૭૨ માણસોની સંખ્યા, જેઓ કમીશનરને નામે ઓળખાય છે. તેમાંથી ૪૮ સક્ષોને વેરો ભરનારા પસંદ કરેછે, અને ૨૪ સક્ષોની સ-રકાર તરફથી નીમણુંક થાયછે. તે સંખ્યાનો સમુદાય થઇને, એક કલકત્તા શેહેરની કાર-પોરેશન થઈ છે. આ કારપોરેશનમાં નિરંતર એક કમીશનરની જગઓ બીજો કમીશનર ની-માયા કરેછે, તેઓ બધાની એકજ મોહોર છે. અને પોતાના સમુદાયના નામથી, ફરીયાદ કરી શકેછે, અથવા તેના ઉપર ફરીયાદ થાયછે. એ કારપોરેશનને બંધ પાડવાનો, અથવા સરકારની પરવાનગીથી ખસેડવાનો, અથવા બરતરફ કરવાનો, તે કાયદામાં કાંઈ ઠરાવ કર્યો નથી.

જો કારપોરેશન બંધ કરવી હોય તો કાયદાકારોએ, નવો કાયદો પસાર કરવો જો-ઈએ. અને જ્યાંસુધી કાયદાકારો વચે આવતા નથી, ત્યાંસુધી તેના સમુદાયની હયાતી ચાલુ

રવા કરેછે. "સરકારની પરવાંનગી વગર ખસેડી ન શકાય એવો સરકારી નોકર" એ શબ્દોથી આવા સમુદાયની કાયદેસર પંક્તીનું વર્ણન કરવું એ બીલકુલ અજુક્તું છે.

કારપોરેશનના સમુદાયપણા ઉપરાંત્ત, તેના ૭૨ સક્ષોની પંક્તી કેહેવી છે, તેનો વિચાર કરવા આગળ વધવાની જરૂર હોય તો, ૧૮૭૭ ના ચોથા આકટની ૩૯ મી કલમમાં, ખાસ રીતે સરકારી નોકરનું તેમાં ધ્યાન કર્યું નથી.

૨૨. મી કલમ પ્રમાણે આ બધા સક્ષો ત્રણ વર્ષને માટે નીમાય છે, અને તેટલો વખત તેને લગતું કામ કરે છે.

કહે પ્રસંગે એ કારપોરેશનના, મેંબર તરીકે કહેવાતા અટકે છે, તેની વીગત ૨૩ મી કલમમાં આપી છે. એ પ્રસંગો નીચે પ્રમાણે છે.

મોત, સજીનામું, અથવા ના લાયકી, આ ના લાયકી ઉતપન્ન થવાનાં કારણો નીચે પ્રમાણે છે. દેવાળું કાઢવું, કારપોરેશન સાથે કોઈ કરારમાં હીત ધરાવવું, લગોલગ છ માસ સુધી કલકત્તેથી ગેર હાજર રહેવું, અને કોઈ મુદત સુધીની કેદની સજા ભોગવવી. તેથી જે સક્ષોના સમુદાયથી કારપોરેશન થયું છે, તેઓની તરફ જોતાં કારપોરેશન કરતાં કોઇ મેંબરના વીશે વધુ એમ કેહેવાઈ શકાતું નથી કે, સરકારની પરવાનગી વગર, જે સક્ષો ખસી શકે એવા નથી, તેવા સક્ષો, એ મેંબરો છે.

પીફર્ડ સાહેબે એવી દલીલ કરી છે કે, જે ૩૯ મી કલમના શબ્દોનો અમે વિચાર કરીએ છયે, તેમાં બે વર્ગના સરકારી નોકરોનો સમાસ કરેલોછે. તેમાનો પેહેલો વર્ગ એવોછે કે, જેઓને કામગીરીમાંથી બીલકુલ ખસેડી શકતા નથી, અને બીજો વર્ગ એ છે કે, જેઓ માત્ર સરકારની પરવાનગીથી ખશી શકે એવાછે. એ કલમના શબ્દોનો આવો અર્થ કરવો જોઈએ, એ મત સાથે હું મળતો આવવા અશક્ય છું.

સરકારી નોકરના એકજ વર્ગ તરફ ચીંધણી હોય, એમ મને લાગે છે, એટલે કે જેઓ ફકત સરકારની પરવાનગીથી ખસી શકે એવો વર્ગ. એ વર્ગને તે કલમના શબ્દો લાગુ પાડીએ તો, કાંઈ ન્યુનાધીકતા રહેતી નથી. કેટલાક સક્ષોના લાભ માટે કોઇ એકને જન્મ આપ્યો છે, તો જે શબ્દોથી એ હકનો જન્મ થયો છે, તે શબ્દોનો સ્પષ્ટ તથા સ્વભાવીક અર્થ છે, તે ઉપરાંત વધારે અર્થ ખેંચવો જોઇએ નહીં. પીફર્ડ સાહેબે જે દલીલ કરી છે, તે ઉપરથી તે કલમની ભાષા કેમ જાણે નીચે પ્રમાણે હોય, તેવો અર્થ કરવાની જરૂરજ પડે છે. "કોઇ સરકારી નોકર જે પોતાની કામગીરીપરથી, ખશી શકતો નથી, અથવા જો ખશી શકે છે, તો સરકારની પરવાનગી વગર ખશી શકતો નથી."

એ કલમનો જે અર્થ કરવા તકરાર લેવામાં આવી છે, તેમાં ખરેખરૂં જોતાં કેટલાક વધારાના શબ્દો દાખલ કરવા જોઇએ. અને તે મુજબ નથી, એટલે એ તકરાર સાવ મુકેલી છે. ૩૯ મી કલમમાં જે બચાવનો હક આપ્યો છે, તેનું કારણ તપાસતાં જે વર્ગના સરકારી નોકરને ખસેડવામાં સરકારની પરવાનગી જોઈએ, તે વર્ગ, કલકતા કારપોરેશન જેવી પંક્તીના કારપોરેશનના વર્ગથી તમામ જુદો છે, એ મત જસ્ટીસ એંસ્લીએ આપ્યો છે, તેને હું મળતો આવું છું. પેહેલા વર્ગના નોકરો ઉપર પરવાનગી વગર ફોજદારી ચાલવા ન દેવામાં, સરકારનું કેટલુંક હીત રહેલું છે, તેવું હીત બીજા વર્ગના લોકોને તેઓનાં કૃત્યનાં

પરીણામોમાંથી બચાવવામાં નથી. વળી કારપોરેશન જો કોઈ ગુન્હાનું અપરાધી ઠરે, તો તેને કેદની સજા થઇ શકતી નથી, પણ માત્ર દંડની થઇ શકે છે. જે સરકારી નોકરને ખ-સેડવામાં સરકારની પરવાનગી જોઇએ છીયે, તે નોકરને, પોતાની પરવાનગી વગર કેદખા-નામાં જવા દેવો નહીં; એ વાત કાયદાકારોએ અગત્યની જાણી હશે. પણ જે નોકરોનો માત્ર દંડ થઇ શકે છે, અને જે દંડ, કર ભરનારાઓને આપવો પડે છે, તેવા નોકરોને માટે સરકારની પરવાનગી લેવી જોઇએ, તેનું બીલકુલ કારણ નથી.

પ્રેસીડેંન્સી માજીસ્ટ્રેટે જે સવાલ કર્યો છે, તેનો જવાબ નાના રૂપમાં દેવો જોઇએ, એ મતને હું મળતો આવું છું.

### મદન મોહનની અરજીની બાબતમાં.

સરકારની વતી તીજોરીનું काम करनारी अेक बेंकमां सरकारना थका, अेक कोर्ट ओफ वार्डसमा हवालानी जागीरना वैवटदारे केटलाक रुपैया भ-र्या व ए बेंकनो नोकर हतो, तेणे ए पैसामांथी पोतानी मेहेनत बदल कांइ रकम मागी लीधी. व उपर क्री. पी. को. नी कलम १६१ मी मांहेला गु-नाहनुं काम चाल्युं. तेमां ठराव्युं के, जो के, पैसा सरकारना थका अपा-या छे, तोपण ते सरकारनी वती बंधवे पैसा लीधा नथी; पण बेंकनी वती लीधा छे, अने ते फक्त बेंकनो नोकर छे. पण पीनलकोडनी कलम २१ मीनी ९ मी रकम मुजब सरकारी नोकर नथी.

કલમ ૨૧
૩
તા. ૧૦ ૧૨-૭૮.
ઈ. ૪ ક. પા ૩૬૬
સરકારી ભરણા દારનો નોકર, એ સરકારી નોકર ન થી.

### ફોજદારી કામ ચલાવવાના કાયદાની કલમ ૨૯૭ (૧૮૮૨ ના દસમાની કલમ ૪૩૮) પ્રમાણે ચાલેલું કામ તપાસવાની આ એક અરજી છે.

એવું જણાયું છે કે, સને ૧૮૭૫ના જુન માસમાં એક કાશીચંદ્રે, પોતાના માણસની ચોકી તળે રૂપૈયા ૧૯૦૧ની રકમ બંગાળાની બેંકની શાખા ધાકામાં હતી, તેમાં ભરવા સારૂ મોકલી; સરકારે તેને કોઇ જાગીરનો વૈવટદાર નીમ્યો હતો, તેની ઉપજની તે રકમ હતી. સદરહુ બેંકમાં સરકાર તરફથી પૈસા ભરાતા, એટલે તે બેંકની ધાકાવાળી શાખા-નો ઉપયોગ કરવામાં આવ્યો હતો. વળી મજકુર બેંકમાં સરકારની તીજોરી પણ રહેતી હતી.

ઉપર કહેલી રકમ ભરણા સારૂ બેંકમાં આવી પહોંચી, એટલે મદનમોહન, જે બેંક-નો એક નોકર હતો, તેણે કહ્યું કે મને મારી મેહેનત બદલ રૂપૈયા પાંચ નહીં આપવામાં આવે તો, હું એ રૂપૈયા લેઈશ નહીં. હા ના કરતાં આખરે જે નોકરોના હવાલામાં સદરહુ પૈસા હતા; તેમાંથી એક ગોવીંદચંદ્રે, મદનને એક રૂપૈયો આપ્યો.

પેલી જાગીરના વૈવટદારે જીલ્લાના કલેકટરની પાસે ઉપલી બીના જાહેર કરી. એટલે કલેકટરે સદરહુ મદનને, સરકારી નોકર હોઇને પોતાના અધીકારનું કામ કરતાં કાયદેસર મેહેનતાણા શીવાય પૈસા લીધાની, ફરીયાદ માંડવાનો હુકમ કર્યો. કેમકે સદરહુ મદન તે વખતે બેંકમાં નોકર હોવાથી, સરકારી તીજોરીનો પણ નોકર હતો. જ્યારે આ મુકરદમો ઇનસાફ સારૂ આવ્યો, ત્યારે ડેપ્યુટી માજીસ્ટ્રેટને માલુમ પડયું કે, બધવો હિંદુસ્થાનના

પીનલકોડની કલમ ૧૬૧મીના ગુન્હાના તહોમતનો તકશીરવાંન છે. અને આખરે તેણે ઠરાવ કર્યો કે, બંધવાએ રૂપૈયા ૫૦) દંડના આપવા, અને તે ન આપે તો તેણે એક માસ સખત મજુરીથી કેદમાં રહેવું.

મદને, સેસનજડજને અપીલ કરી, એ અપીલ નામંજુર કરતાં, સેસનજડજે ઠરાવ્યું કે, બંગાળાની બેંકની ધાકાવાળી શાખામાં મદન નોકર હોવાથી, તે એક સરકારી નોકર છે, અને એવા સરકારી નોકરે ગેરકાયદેસર મેહેનતાણું લીધું છે, માટે તેને માજીસ્ટ્રેટે યોગ્ય રીતે ગુન્હેગાર ઠરાવ્યો છે.

મદને તે ઉપરથી ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૯૭ (૧૮૮૨ ના ૧૦માની ૪૩૮) મુજબ ગુન્હા તથા સજાનો ઠરાવ રદ કરવાને અરજી કરી.

અરજદાર તરફથી બાબુ જગેશચંદ્ર અને બાબુ હરીમોહન ચકરબતીએ એવો વાંધો ઊઠાવ્યો કે, મદનમોહન ઘણા નોકરો માંહેલો એક નોકર છે, જેઓની નેમણુંક બેંકના ખજાંનચીએ એકલાએજ કરેલી છે, અને સરકાર તરફનું ભરણું લેવાને ખાસ જુદા નોકરો નિમાયા નથી. અને જ્યારે એવું છે, તો પીનલકોડની કલમ ૨૧ મીની ૯મી રકમની વ્યાખ્યા મુજબ, તે એક સરકારી નોકર નથી.

**સરકાર તરફથી વકીલ જગદાનંદ મુકંદજી.**

## એસ્લી જસ્ટીસનો ઠરાવ.

અમારો મત એવો છે કે, પીનલકોડની કલમ ૧૬૧ મુજબ ગુન્હાનો ઠરાવ કાયદા વિરૂદ્ધ છે. માજીસ્ટ્રેટ એમ માને છે કે, બંગાળાની બેંકનો નોકર પીનલકોડની કલમ ૨૧ મીની નવમી રકમ પ્રમાણે સરકારી નોકર છે. સેસનજડજે તેવોજ નિર્ણય કરવામાં કેટલાંક કારણો આપ્યાં છે. પણ એ સવાલના લગતા પુરાવાને લેઈને તે ઉપર વિચાર કરવાનું એમાંથી એકે અદાલતવાળાએ દુરસ્ત ધારેલું નથી, તેમજ સરકારી વકીલ જે ગુન્હાનો ઠરાવ ચોલવી રાખવાને હાજર થએલ છે, તે પણ બતાવવાને અશક્ત છે.

કાયદાના શબ્દોનો અનવય કરી સેસનજડજ ભૂલમાં પડેલા છે. તે એમ કહેછે કે, સરકાર તરફથી જે પૈસા અપાય, તે લેવાની ફરજ બંધવાની હતી સરકારી નોકરની વ્યાખ્યામાંથી કોઈ ભાગ લાગુ પડે તો આ કામમાં તે ભાગ આ પ્રમાણે છે. "હરેક અમલદાર જેનું કામ પોતાના હુદ્દાને લીધે સરકારની વતી કાંઈ લેવાનું છે."

સરકારની વતી કોર્ટ ઓફ વાર્ડસના વહીવટદારે તે પૈસા આપ્યા હતા એ ખરૂં છે; પણ જે પૈસા બંધવે લીધા તે સરકારની વતી લીધા નહોતા. પરંતુ બંગાળાની બેંકની વતી લીધા હતા. તે બેંકનો નોકર હતો, અને તેણે પોતાની ફરજમાં કોઇ રીતે કસૂર કરી હોત તો પરીણામે નુકશાંન થાત, તે બેંક ઉપર પડત, પણ સરકાર ઉપર પડત નહીં.

તેથી ગુન્હાનો તથા સજાનો ઠરાવ રદ કરી, ફરમાવવામાં આવે છે કે, જો દંડ વસુલ થયો હોય તો તેને મુજરે આપવો.

## રાણી. વિ. આરાઇ.

कोर्ट ओफ वोर्डसना हवाला नीचेनी जागीरनो पटावाळो, हिंदुस्थानना पीनलकोडनी कलम २१मी मुजब सरकारी नोकर नथी.

કલમ ૨૧ / ૪
તા. ૧૦-૫-૮૩
ઈ. ૭-મું. પા. ૧
કોરટ ઓફ વા૨ડસનો પટાવાળો એ સરકારી નોકર નથી.

વાલમના બીજા વર્ગના માજીસ્ટ્રેટે, સને ૧૮૮૩ના ૫૬મા નંબરના મુકદમામાં, એક આરાઇ નામની ઓરતે, ફરીઆદીને, વાંસામાં સાવરણી મારી, એવું તહોમત તેણીના ઉપર રાખીને, તેને ૨૦ રૂપૈયા દંડની અને તે ન આપે તો, ૧૫ દીવસ સુધી કેદની શીક્ષા કરી હતી. આ સજા પીનલકોડની ૩૫૩મી માંહેલા ગુન્હાની કરી હતી. ફરીઆદી, કોર્ટ ઓફ વોર્ડસના તરફથી, ગાન્દાકોટાઇની, જમીનદારીની મેહેસુલ ઉઘરાવવાના કામમાં, પટાવાળો હતો. અને તેને બીજા વર્ગના માજીસ્ટ્રેટે, પીનલકોડની કલમ ૨૧ના અર્થ પ્રમાણે સરકારી નોકર ગણ્યો હતો.

ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટે હાઈકોર્ટનો હુકમ થવા વાસ્તે, આ કેસ લખી મોકલ્યો. તે એવા કારણથી કે, પીનલકોડની કલમ ૨૧ના અર્થ પ્રમાણે ફરીયાદી સરકારી નોકર છે કે નહીં એ શક પડતું છે.

**કોઇના તરફથી કોઇ વકીલ હાજર નહોતો.**

**ચીફ જસ્ટીસ ટરનરનો ઠરાવ.**

કોર્ટ ઓફ વાર્ડસના હવાલા નીચેની જાગીરનો કામદાર, એક પટાવાળાને નોકરીમાં રાખે, તો એ પટાવાળો પીનલકોડની કલમ ૨૧મીના અર્થ પ્રમાણે સરકારી નોકર નથી.

પીનલકોડની કલમ ૩૫૩ મુજબ શિક્ષા થઇ શકે એવા ગુન્હાનો, ઠરાવ રહી શકતો નથી. પણ કલમ ૩૫૨મી મુજબ શિક્ષા થઈ શકે, એવો ગુન્હો તહોમતવાળીએ કર્યો છે, એમ જણાતાં, તહોમતના ઠરાવમાં સુધારો કરવા, તથા દંડની શિક્ષામાંથી રૂ. ૧૦) ઓછા કરવાનો હુકમ કર્યો સિવાય બીજી રીતે આ કોર્ટ વચ્ચે પડતી નથી.

---

## રાણી. વિ. નીચીમુટુ અને બીજાઓ.

सरकार तरफथी नोकर राखेलो गाडावाळो पीनलकोडनी कलम २१ ना अर्थ प्रमाणे सरकारी नोकर नथी.

કલમ ૨૧ / ૫
તા. ૨૧-૬-૮૩
ઈ. ૭-મ.-મા. ૧૮
સરકારી કામ કરનારો [illegible] સરકારી નોકર નથી.

સ. ૧૮૮૩ના ૨૦૨ નંબરવાળા મુકરદમામાં, નીચીમુટુ અને બીજા બે જણાઓને ઈ. પી. કોડની કલમ ૩૫૩મી મુજબ એક સરકારી નોકર જે પોતાનું કામ કરતો હતો,

તેના ઉપર હુમલો કર્યાના ગુન્હા માટે, નીગાપાટણના માજીસ્ટ્રેટે, અપરાધી ઠરાવ્યા હતા.

એ કેસ, સને ૧૮૮૨ના ૧૦મા આકટની કલમ ૪૩૮ પ્રમાણે, ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટે, હાઈકોર્ટ તરફ લખી મોકલ્યો. તે એવા કારણથી કે, ફરીઆદી જે કે, ઇજનેરી ખાતામાં થોડા વખતને માટે, પાંચ રૂપીઆના દરમાયાથી ગાડું હાંકવાના કામમાં રાખેલો હતો, તેને સરકારી નોકર, પીનલકોડની કલમ ૨૧ના અર્થ પ્રમાણે ગણવો કે નહીં એ શક પડતું છે.

**કોઇના તરફથી વકીલ હાજર નહોતા.**

**ચિફ જસ્ટીસ ટરનરનો ઠરાવ.**

જે મજુરોને, સરકારની તરફથી, કામ કરવા અથવા મજુરી કરવાને, નોકર રાખેલા હોય, તેને માટે પીનલકોડની કલમ ૨૧ના અર્થ પ્રમાણે ગુન્હાનો ઠરાવ અયોગ્ય છે. પીનલકોડની કલમ ૩૨૩ પ્રમાણે તેને ગુન્હેગાર ગણવા જોઈતા હતા; માટે એ પ્રમાણે તહોમત સુધારવું.

---

## કેસરે હિંદ. વિ. પરમેશ્વર દત્ત.

કલમ ૨૧

૬

તા. ૫ ૨ ૮૬. ઈ. ૮ અ. પા ૨૦૧ સરકારી નોકરનું કામ કરયા પછી તથા સરકારી નોકર તરીકે ગણાયા પછી તે નોકરથી એમ કહેવાશે નહીં કે હું સરકારી નોકર નહોતો.

जे कोइ सक्षने पगार मळतो होय अथवा न मळ्तो होय, ते सक्ष सरकारी नोकरनी जगानी जवाबदारी, अने कामगीरी पोताने माथे लेवानुं पसंद करीने, सदरहु कामगीरी करे अने सदरहु जुवाबदारी कबुल राखे तथा ते सरकारी नोकरनी जग्यामां छे एवो विश्वास बेसाडे, तो ते सरकारी नोकर छे एम तेने गणवो जोइए, अने सरकारी कामकाज कर्या छतां अने सदरहु कामगीरी बीजाओ मंजुर करे ते छतां सदरहु सक्ष पछवाडेथी एम कहे के हुं पिनलकोडनी कलम २१ ना अर्थ मुजब सरकारी नोकर नहोतो तो ते कहेवुं ते नामोमां पोसाइ शकतुं नथी.

**આ કામની હકીકત આ રીપોર્ટને માટે, જોઇએ તેટલી કોરટના ઠરાવમાં લખીછે.**

**અપેલેન્ટ તરફથી શીમન સાહેબ.**

**સરકાર તરફથી હીલ સાહેબ.**

**સ્ટ્રેટ જસ્ટીસનો ઠરાવ.**

ગોરખપોરના સેસન જડજે, સ. ૧૮૮૫ના સપટંબરની ૨૬ મી તારીખે, પીનલકોડની કલમ ૪૨૦ માંહેલા ઠગાઇના ૩ ગુન્હાનો અપેલેંન્ટને અપરાધી ઠરાવેલ; તે ઠરાવ ઉપર આ અપીલ છે.

આ ગુન્હાઓ ૨૪૫પં-૪-૧૧, ૨૯૭-૧૪-૩, અને ૩૨૩-૧૫-૪ મળીને જે, એક મોટી રકમ થાયછે તેને લગતાછે. એ મોટી રકમ બંધવાએ, ખોટી હકીકત કહી હતી તેને લીધે, બીજા સક્ષસોને અયોગ્ય રીતે અપાઇ હતી. અપેલેંન્ટને વળી પીનલકોડની કલમ ૧૬૭ મુજબ, અપરાધી ઠરાવેલ હતો. પરંતુ તે કલમના સંબંધમાં તેને કાંઇ સજા કરવામાં આવી નોતી.

બંધવો સરકારી નોકર હતો કે નહીં, અને તે દરજાની સાથે જોડાયેલી જવાબદારીને તે તાબે હતો કે નહીં? એ સવાલ આ છેલા અપરાધના ઠરાવમાં રોકાયો છે. તેને શું કામ કરવાનું હતું; તે નીચેની વીગતથી જણાશે.

કેટલાંક વરસો થયાં ગોરખપોરમાં, તેશીલદારની હાફીસ સાથે તે જોડાયેલો હતો. એટલે કે, કાંઈ પગાર લીધા વગર તે હાફીસમાં કામ કરતો હતો. અને તેમાં નોકરીઆતો શું કામ કરેછે, તે કામ તે શીખતો હતો. તે એવી ઉમેદથી કે, અંતે તે હાફીસમાં પોતાને નોકરી લેવી, અને તેજ હાફીસમાં બીજા સક્ષો, કામ કરતા તેની માફક પગાર લેવો. પીનલકોડની કલમ ૨૧ની વ્યાખ્યા પ્રમાણે, તે સરકારી નોકર નથી, એવો તેના વતી જે વાંધો ઉઠાવ્યો છે, તે મને હવે ઘણો મોડો ઉઠાવેલો માલુમ પડેછે. મારો અભીપ્રાય એવો છેકે હરકોઇ સક્ષ, પછી તેને કાંઈ પગાર મળતો હોય કે નહીં તોપણ તે સક્ષ, જો સરકારી નોકરના હુદ્દાની જવાબદારી, અને કામગીરી પોતાને માથે લેવાનું કરીને, સદરહુ કામગીરી કરે, અને સદરહુ જવાબદારી કબુલ રાખે, તથા તે એક સરકારી નોકરની જગ્યા ઉપર છે, એવું માન્યામાં આવે, ત્યારે તે સરકારી નોકર છે એમ ગણવું જોઈએ. અને પછવાડેથી તે એમ કહેકે, હું જે સરકારી કામ કરતો હતો તે તથા બીજાઓ સદરહુ કામગીરી મારી માન્ય કરતા હતા. તે છતાં પણ હું સરકારી નોકર નોતો એમ કહેવું તેના મોમાં સમાઇ શકતું નથી. જો આવો વાંધો ચાલવા દેવામાં આવે, અને કોઇ માણસ સરકારી નોકર હતો કે નહીં, તે સવાલનો આધાર તેને કાંઇ પગાર મળતો નહીં તેવી પરીક્ષા ઉપર તદન લટકી રહેતો હોયતો, આ મુલક જેવા દેશોમાં જ્યાં ઘણા સક્ષો, પગાર વગર સરકારી કામ કરવા રોકાયા હોયછે, તે દેશોમાં ઘણું નુકશાન અને મુશકેલી ઊઠવા 'જેવું' થાય; તેથી મારો અભીપ્રાય એવોછે કે, અપેલેન્ટ સરકારી નોકરની વ્યાખ્યામાં સમાઈ શકેછે, એમ ગણવું જોઇએ. આથીકરી અપેલેન્ટ તરફથી જે પેલી તકરાર ઊઠાવવામાં આવીછે, તેનો નીર્ણય થાયછે, કયા પ્રસંગમાં બંધવાને અપરાધી ઠરાવ્યોછે, તેની હકીકત મારે ટુંકામાં કહેવાની છે.

એમ જણાયછે કે, લશકરી ખાતાવાળાઓએ સગવડ ખાતર ગોરખપોરના કલેકટર સાથે એવો બંદોબસ્ત કર્યો હતો કે, કલેકટરે તેહેશીલદારની ઓફીસ મારફત બજારમાં દાણા તથા બીજી ખોરાકીની ચીજોનો શુ ચાલતો ભાવ છે તે નકી કરવો, અને રીતસર તે ભાવનું પત્રક ફારશીમાં બંધવે તૈયાર કરવું; અને તે કર્યા પછી કલેકટરની હાફીસમાં અગસ્ટીન સાહેબ હતો તેની પાસે, તે નીરખ પત્ર લઇ જઇને, ફારશીમાંથી નીરખના પત્રકના આંકડા તેને ઉતરાવવા. આ ઉપરથી આગષ્ટીન સાહેબ, કલેકટરના તરફથી, ઇંગ્રેજીમાં પત્રક બનાવતો, અને ત્યારબાદ પલટનના કમાન્ડીંગ ઓફીસર આ પ્રમાણે તૈયાર કરેલા પત્રકોને આધારે જે વેપારીઓ ખોરાકીની ચીજ પુરી પાડતા, તેઓને તુરત પૈસા આપવાનો હુકમ કરતો. તેથી કરી બજાર માંહેલા કોઇ સક્ષોની સાથે, ગોઠવણ કરીને, બંધવો જો ખોરાકી ચીજના નીરખની રકમના સંબંધમાં, ખોટી હકીકતનું પત્રક અગષ્ટીન સાહેબ પાસે લઈ જવાને તૈયાર કરે, અને તે પત્રક ઉપરથી, અગષ્ટીન સાહેબ જે પત્રક કરે, તેપણ અવસ્ય ખોટું હોવું જોઇએ; અને તેમ થવાથી વેપારીને જે પૈસા લેવાનો હક થાય, તે કરતાં વધારે રકમ અપાઈ જાય, પીનલકોડની કલમ ૪૨૦ના અર્થમાં, આવી શકે એ વધારે સ્પષ્ટ બીનાનો, હું ખ્યાલ કરી શકતો નથી. એમ સાબીત થયુંછે કે, બંધવાએ તૈયાર કરેલા નીરખનું ફારશી પત્રક સાચું હતું; અને અગષ્ટીન સાહેબે લખાવ્યુંછે કે, મારૂં ઇંગ્રેજી પત્રક બંધવાએ આપેલા ફારસી પત્રકના ભાષાંતર ઉપરથી, તૈયાર કર્યું હતું. આ બંને પત્રકો મુકાબલા કરતાં સાફ માલુમ પડેછે કે, અપેલેન્ટે ફારસી પત્રકની મતલબ ખોટી રીતે કહી સંભળાવી હતી; કેમકે, આગષ્ટીન સાહેબના પત્રકમાં, કહેલા ભાવમાં; ઘણું અધિકપણું હતું. આ કેસનો કોઈ રસ્તેથી બચાવ થઈ શકતો નથી; માટે આ અપીલ હું કાઢીનાખુંછું.

## કલમ ૨૨ મી.

"જંગમ મિલકત" એ શબ્દો વડે જમીન તથા જમીનને ચોંહોટેલી વસ્તુ અથવા જમીનને ચોંહોટેલી વસ્તુ જોડે જાથુ જડાયલી વસ્તુ શીવાયની કોઈ પણ પ્રકારની સરકાર મિલકત સમજવી.

"જંગમ મીલકત."

## કલમ ૨૩ મી.

"ગેરવ્યાજબી લાભ" એટલે કાયદા વિરૂદ્ધ ઉપાયેથી મેળવેલી મિલકત જે મિલકતપર તે મેળવનાર સખસનો કાયદા પ્રમાણે હક નથી.

"ગેરવ્યાજબી લાભ."

"ગેરવ્યાજબી હાની" એટલે કાયદા વિરૂદ્ધ ઉપાયેથી મિલકતનું જવું જે મીલકતપર તે જેહેની પાસે જાય છે તે સખસનો કાયદા પ્રમાણે હકછે.

"ગેરવ્યાજબી હાની."

કોઈ સખસને ગેરવ્યાજબી રીતે કાંઈ મળે ત્યારે, અને તેમજ તે ગેરવ્યાજબી રીતે પોતાની પાસે રાખે ત્યારે પણ, તેને ગેરવ્યાજબી લાભ થયો એમ સમજવું. કોઈ સખસનીપાસેથીગેરવ્યાજબી રીતે કાંઇ મીલકત લઇ લેવાય ત્યારે, અને તેમજ * તેહેને કાંઇ મીલકત લેતાં ગેરવ્યાજબી રીતે પ્રતિબંધ થાય ત્યારે પણ, તેને ગેરવ્યાજબી હાની થઇ એમ સમજવું.

"ગેરવ્યાજબીલ ભ" માં મીલકતનુંગેરવ્યાજબી રાખવુંપણ સમજવું

ગેરવ્યાજબી હાનીમાં કાંઇ મીલકત લેવામાં ગેરવ્યાજબી પ્રતિબંધ થાય તે પણ સમજવો.

## કલમ ૨૪ મી.

૨૪. જે માણસ કાંઇ વસ્તુ એક સખસને ગેરવ્યાજબી લાભ કરવાના, અથવા બીજા સખસને ગેરવ્યાજબી હાની કરવાના ઇરાદાથી કરે, તે માણસે તે વસ્તુ બદદાનતથી કરી એમ સમજવું.

"બદદાનતથી"

## કલમ ૨૫ મી.

૨૫. જો કોઇ સખસ કાંઈ વસ્તુ દગો કરવાના ઇરાદાથી કરે, તો તે વસ્તુ તેણે "દગલબાજીથી" કરી એમ સમજવું, નહી તો નહી.

"દગલબાજી"

## કલમ ૨૬ મી

૨૬. જો કોઈ સખસને કાંઇ વસ્તુ માનવાનું પાકું કારણ હોય, તો તેહેને તે વસ્તુ "માનવાનું કારણ"છે એમ સમજવું, નહી તો નહી.

"માનવાનું કારણ."

## કલમ ૨૭ મી

૨૭. જ્યારે કાંઇ મિલ્કત, કોઇ સખસની વતી, તે સખસની સ્ત્રી, મેહેતા, અથવા નોકરના કબજામાં હોય, ત્યારે આ કાયદાના અર્થ પ્રમાણે તે તેજ સખસના કબજામાં છે એમ સમજવું.

સ્ત્રી, મેહેતા, અથવા નોકરના કબજામાંની મિલકત.

ખુલાસો—જે સખસને થોડીવાર અથવા કોઇ વિશેષ પ્રસંગે મેહેતા અથવા નોકરની માફક રાખ્યો હોય તેને આ કલમના અર્થ પ્રમાણે મેહેતો અથવા નોકર સમજવો.

## કલમ ૨૮ મી

૨૮. જે સખસ એક વસ્તુ બીજી વસ્તુના સરખી કરે એવા ઇરાદાથી કે તે સરખાપણાથી ફરેબ કરવો, અથવા એવું જાણીને કે તેથી ફરેબ થશે એવો સંભવ છે તે સખસે તે વસ્તુ ખોટી બનાવી એમસમજવું.

"ખોટું" બનાવવું.

**ખુલાસો**—કાંઇ વસ્તુ ખોટી બનાવવામાં નકલ બરાબર થવી જોઇએ એમ જરૂર નથી.

## કલમ ૨૯ મી

૨૯. "લેખ" એ શબ્દવડે કાંઈ પણ બાબત સમજવી, જે બાબત કોઇ પણ વસ્તુ ઉપર અક્ષર, અંક કે ચિન્હ વડે, અથવા એ માંહેના એકથી વધારે સાધનો વડે સમજાવી અથવા બ્યાન કરેલી હોય, અને જે સાધનો તે બાબતના પુરાવા દાખલ વાપરવાનો ઇરાદો કરયો હોય અથવા વપરાય.

**ખુલાસો ૧ લો**—ગમે તે સાધનવડે અથવા ગમે તે વસ્તુ ઉપર તે અક્ષર, અંક અથવા ચિન્હ કાહાડયાં હોય અને તે પુરાવો કોઇ ઇનસાફની કોરટ માટે ઇરાદો રાખી કરયો હોય કે નહી, અથવા તે કોઇ ઇનસાફની કોરટમાં વપરાય કે નહી તેહેની કાંઈ ફિકર નથી.

### દ્દષ્ટાંતો.

એક લખતમાં કાંઇ કરારની સરતો લખીછે, અને તે લખત તે કરારના પુરાવાની માફક વાપરી શકાય એહવું છે, તો તે લેખછે.

કોઇ સરાફની ઉપરનો એક લેખછે.

વકાલતનામું અથવા મુખત્યારનામું લેખછે.

નકસો જે પુરાવામાં વાપરવાનો ઇરાદો કરેલો હોય, અથવા જે પુરાવામાં વપરાય તે લેખછે.

જે લખતમાં કાંઈ હુકમ લખ્યો હોય, અથવા કેમ કરવું એ બાબત કાંઇ સલાહ લખી હોય તે લેખછે.

**ખુલાસો ૨ જો**—અક્ષર અંક અથવા ચિન્હો વડે વેપારીઓના અથવા બીજા રિવાજ મુજબ, જે સમજાતુ હોય, તે આ કલમના અરથ પ્રમાણે તે અક્ષર, અંક અથવા ચિન્હોવડે સમજાય છે એમ સમજવું; પછી તે સઘળુ સવિસ્તર લખ્યું નહોય તોપણ.

### દ્રષ્ટાંતો.

અ. હુકમ કરે તેને નાણાં આપવાં એવી તરેહની એક હુંડીની પાછળ અ. પોતાનું નામ લખે, તો એ પાછળ લખવાનો અર્થ વેહેપારીઓના રિવાજ મુજબ હેવોછે કે એ હુંડી જેહની પાસે હોય તેહને નાણાં આપવાં. હવે પાછળ જે લખ્યું છે તે લેખ છે. "આ જેહેની પાસે હોય તેહને નાણાં આપજો." એ શબ્દો અથવા એજ મતલબના બીજા શબ્દો જાણે તે સહીની ઉપર લખ્યા હોય, એ પ્રમાણે તેહેનો અર્થ કરવો.

## કલમ ૩૦ મી

"કિમતીદસ્તાવેજ."

૩૦. "કિમતી દસ્તાવેજ" એ શબ્દો વડે જે લેખથી કાંઇ કાયદેસર હક ઉત્પન્ન થતો હોય, વધતો હોય, બીજાને અપાતો હોય, ઓછો થતો હોય, નાબુદ થતો હોય, અથવા છોડી દેવાતો હોય; અથવા જે લેખથી કોઇ સખસ કબુલ કરતો હોય કે માહારી કાયદેસર જુમેદારી છે, અથવા ફલાણો કાયદેસર હક માહારો નથી, એવો લેખ, અથવા એવી મતલબનો લેખ, સમજવો.

### દ્રષ્ટાંતો.

અ. એ એક હુંડીની પાછળ પોતાનું નામ લખ્યું, હવે એ લખવાની અસર એવી છે કે તે હુંડીપરનો હક જે માણસની પાસે તે હુંડી કાયદા પ્રમાણે આવે તેને પોહાંચે, માટે પાછળ જે લખ્યું તે "કિમતી દસ્તાવેજ" છે.

## કલમ ૩૧ મી

"વીલ"

૩૧. "વીલ" એ શબ્દ વડે કોઈપણ વશીયતનામાનો લેખ સમજવો.

## કલમ ૩૨ મી

કામને કેહેનારા શબ્દોમાં કાયદા વિરૂદ્ધ કસુરો પણ સમજવી.

૩૨. આ કાયદાના હરેક ભાગમાં કરેલા કામોનો બોધ કરનારા શબ્દો હોય તે શબ્દો કાયદા વિરૂદ્ધ કસુરોને પણ લાગેછે એમ સમજવું પણ જે ઠેકાણે તે શબ્દો લખ્યા હોય તે ઠેકાણે મતલબ જોતાં એથી ઉલટો અર્થ દેખાતો હોય, તો ત્યાંહાં તેમ અર્થ કરવો.

## કલમ ૩૩ મી

"કામ" "કસુર"

૩૩. "કામ"એ શબ્દ એક કામને અને તેમજ એક પછી એક એ પ્રમાણે કરેલા અનેક કામોને પણ લાગેછે; અને "કસુર" એ શબ્દ એક કસુરને, તેમજ એક પછી એક એ પ્રમાણે કરેલી અનેક કસુરોને પણ લાગેછે.

## કલમ ૩૪ મી

ઘણા સખસોનો ઇરાદો પાર પાડવા સારૂ તે સઘળા સખસોએ મળીને કરેલા કામની જવાબદારી.

૩૪. ઘણા સખસોનો ઇરાદો હોય તે પાર પાડવા સારૂ તે સઘળા સખસોએ મળીને જ્યારે કાંઈ ગુન્હાનું કામ કરયું હોય, ત્યારે તેઓમાંનો હરેક સખસ, તે કામ તેણે એકલાએજ કરયું હોય એ રીતે તે કામને માટે જવાબદાર છે."

## કલમ ૩૫ મી

૩૫. જો કાંઈ કામ ઘણા સખસોએ કરયુ હોય, અને તે કામ કાંઇ સાપ્રાધ જ્ઞાન અથવા ઇરાદાથી થયાને લીધેજ ગુન્હો ગણાતું હોય તો તેઓ માંનો હરેક સખસ, જે તે કામમાં તેવાં જ્ઞાન અથવા ઇરાદાથી સામીલ થયો હોય તે, તેણે એકલાએજ તેવાં જ્ઞાન અથવા ઇરાદાથી તે કામ કરયુ હોય એ રીતે, તે કામને માટે જવાબદાર છે.

જયારે એહવું કાંઇ કામ સાપ્રાધ જ્ઞાન અથવા ઇરાદાથી થયાને લીધેગુન્હો ગણાતું હોય, ત્યારે.

## કલમ ૩૬ મી

૩૬. જો, કાંઇ કામથી અથવા કાંઇ કસુરથી, કાંઇ અસર કરવી, અથવા અસર કરવાની કોશીશ કરવી એ કાંઇ ગુનોહ હોય, તો તેજ અસર થોડી કાંઈ કામથી કરવી, અને થોડી કાંઈ કસુરથી કરવી, એ પણ તેજ ગુન્હો છે એમ સમજવું.

થોડીએક કાંઈ કામથીતથા થોડીએક કાંઇ કસુરથી કરેલી અસર.

### દ્રષ્ટાંત.

અ ઝ ને ખોરાક આપવાની કાયદા વિરૂદ્ધ કસુર કરીને તથા ઝ ને મારીને ઇરાદાથી ઝ નું મોત થાય એમ કરેતો, અ એ ખુન કરયુ એમ સમજવું.

## કલમ ૩૭ મી

૩૭. જો કોઈ ગુન્હો ઘણાં કામો કરવાથી થયો હોયતો, જે સખસ એકલો અથવા બીજા કોઈ સખસોની સાથે રહીને તે કામો માંહેતું ગમેતે એક કામ કરીને તે ગુન્હો કરવામાં ઈરાદાથી સહકાર કરે તે સખસે તે ગુન્હો કર્યો એમ સમજવું.

ઘણાંકામો મળીનેકંઇ ગુન્હો થતો હોયતો તેઓમાંનુંકામ કરીતોમદદકરવી

### દ્રષ્ટાંત.

(અ) અ તથા બ હરેક જુદે જુદે વખતે થોડું થોડું જેહેર આપીને ઝ ને મારી નાંખવાનો ઠરાવ કરે, અને અ તથા બ તે ઠરાવ મુજબ ઝ ને મારી નાખવાના ઇરાદાથી ઝેર આપે, અને તેને જુદેજુદે વખતે આપેલાં તે ઝેરની અસરથી ઝ મરી જાય, તો એ ઠેકાણે ખુન કરવામાં અ તથા બ ઇરાદાથી સહકારી થયા; અને તેઓનાં કામ જુદાં જુદાં તોપણ તે બંને તે ગુન્હાના તકશીરવાર છે એમ સમજવું. કેમકે તેઓમાંના હરેકે જેથી મોત થયું એવું કામ કીધુંછે.

(બ) અ તથા બ એ બે એકઠા જેલર છે. અને તેઓના હોદાને લીધે, ઝ એક કેદીછે તે વારા ફરતી છ છ કલાક એક એકના હવાલામાં રહે છે. હવે ઝ નું મોત આણુવાના ઇરાદાથી, તે અસર પેદા કરવામાં જાણીબુઝીને તેઓ સહકારી થાયએવી રીતે કે ઝ ને પહોંચાડવા સારૂ તેઓને આપેલો ખોરાક તેઓ પોતપોતાના હાજરીના દરમીયાનમાં ઝ ને પહોંચાડવા કાયદા વિરૂદ્ધ કસુર કરે અને ઝ ભુખે મરી જાય, તો અ તથા બ એ બંનેએ ઝ નું ખુન કર્યું એમ સમજવું.

(ક) અ જેલરના હવાલામાં ઝ કેદી છે. ઝ નું મોત આણુવાના ઇરાદાથી અ ઝ ને ખો-

રાક આપવામાં કાયદા વિરૂદ્ધ **કસુર કરે, જેથી ઝ** ઘણો અશક્ત થઇ જાય, પણ ભુખમરો એટલો ન થઇ પડે કે તેથી તે મરી જાય પછી **અ** પોતાના હોદ્દાપરથી બરતરફ થઇને **બ** તેની જગોપર મુકરર થાય અને **બ અ** ની સાથે મીલાપી અથવા સહકારી ન થતાં, **ઝ** ને ખોરાક આપવામાં કાયદા વિરૂદ્ધ કસુર કરે એવું જાણીને કે તેમ કરેથી **ઝ** મરી જશે એવો સંભવ છે, અને **ઝ** ભુખે મરી જાય, તો **બ** એ ખુન કર્યું એમ સમજવું; પણ **અ** કાંઇ **બ** ની સાથે **સહકારી થયો** નહી માટે **અ** એમાત્ર ખુન કરવાની કોશીશ કરી એમ સમજવું.

## કલમ ૩૮ મી

૩૮. કાંઇ ગુન્હાનું કામ કરવામાં ઘણા સખસો લાગેલા અથવા સામિલ હોય, તો તેઓ તે કામથી જુદા જુદા ગુન્હાના તકસીરવાર થઈ શકે.

કાંઇ ગુન્હાનું કામ કરવામાં ઘણા સખસો સામિલથયાહોય, તો તેઓ જુદા જુદા ગુનાહના તકશીરવાર થઇશકે.

### દ્રષ્ટાંત.

(અ) **ઝ** ની ઉપર હુમલો કરે, પણ તે વખતે તેને એટલો ભારે ક્રોધ ચહડેલો હોય કે તેને હાથે **ઝ** નું મરવું ખુનથી ઉતરતા દરજ્જાનો શિક્ષણીય મનુષ્યવધ થાય, તે હેવામાં **ઝ** ની ઉપર દ્વેષભાવથી, તથા **ઝ** ને મારી નાંખવાના ઈરાદાથી, **અ** ની માફક ક્રોધ ન ચઢયા છતાં, **ઝ** ને મારી નાંખવામાં **બ અ** ને મદદ કરે, તો એ ઠેકાણે, અગર **ઝ** નું મોત આણવામાં **અ** તથા **બ** બને સામીલ છે તોપણ **બ** એ ખુન કીધું, અને **અ** એ માત્ર શિક્ષણીય મનુષ્યવધ કીધો એમ સમજવું.

## કલમ ૩૯ મી

૩૯. જ્યારે કોઇ સખસે જે ઉપાયથી કાંઇ અસર પેદા કરવાનો ઇરાદો કર્યો હોય તે ઉપરથી અથવા જે ઉપાયથી તે અસર પેદા થશે એવો સંભવ છે એમ તે ઉપાય કામે લગાડતી વખતે તેણે જાણ્યુંહોય અથવા એમ માનવાનું તેને કારણ હોય તે ઉપાયથી તે તે અસર પેદા કરે, ત્યારે તેને બુદ્ધિપૂર્વક તે અસર પેદા કરી, એમ સમજવું.

"બુદ્ધિપુર્વક."

### દ્રષ્ટાંત.

એક મોટા શહેરમાં એક ઘર છે, તેમાં માણસો રહે છે. તે ઘરને રાતને વખતે અપહરણનો ગુન્હો શહેલ કરવા માટે, **અ** આગ લગાડે, અને તેથી એક સખસનું મોત થાય તો એ ઠેકાણે કોઇનું મોત આણવાનો **અ** એ ઇરાદો ન કીધો હોય, અને પોતાના કામથી મોત થયું એમ જાણીને **અ** દીલગીર પણ થાય, તોપણ તેણે બુદ્ધિપુર્વક તે મોત આણ્યું એમ સમજવું.

## કલમ ૪૦ મી

૪૦ આ કલમની બીજી અને ત્રીજી રકમમાં લખેલા બાબ અને ક- "ગુન્હો." લમો શિવાય "ગુન્હો" એ શબ્દ વડે જે જે વસ્તુને માટે આ કાયદામાં શિક્ષા કરવાનું ફરમાવ્યું છે તે વસ્તુ સમજવી.

"૪ થા બાબમાં અને હેઠળ લખેલી કલમોમાં એટલે ૬૪ મી, ૬૫ મી, ૬૬ મી, ૭૧ મી, ૧૦૯ મી, ૧૧૦ મી, ૧૧૨ મી, ૧૧૪ મી, ૧૧૫ મી, ૧૧૬ મી, ૧૧૭ મી, ૧૮૭ મી, ૧૯૪ મી, ૧૯૫ મી, ૨૦૩ જી, ૨૧૧ મી, ૨૧૩ મી, ૨૧૪ મી, ૨૨૧ મી, ૨૨૨ મી, ૨૨૩ મી, ૨૨૪ મી. ૨૨૫ મી, ૩૨૭ મી, ૩૨૮ મી, ૩૨૯ મી, ૩૩૦ મી, ૩૩૧ મી, ૩૪૭ મી, ૩૪૮ મી, ૩૮૮ મી, ૩૮૯ મી, અને ૪૪૫ મી કલમમાં "ગુન્હો" આ શબ્દ લખેલો છે તે શબ્દ વડે જે વસ્તુને માટે આ કાયદામાં અથવા આ કાયદામાં વ્યાખ્યા લખેલી છે તેવા કોઈ વિશેષ કાયદામાં અથવા સ્થાનીક કાયદામાં શિક્ષા કરવાનું ફરમાવ્યું છે, તે વસ્તુ સમજવી."

"અને ૧૪૧ મી, ૧૭૬ મી, ૧૭૭ મી, ૨૦૧ લી, ૨૦૨ જી, ૨૧૨ મી, ૨૧૬ મી, અને ૪૪૧ મી કલમમાં "ગુનોહ" આ શબ્દ લખેલો છે તે શબ્દનો અર્થ જે વસ્તુને માટે વિશેષ કાયદામાં કે સ્થાનિક કાયદામાં શિક્ષા કરવાનું ફરમાવ્યું છે અને તેજ કાયદા ઉપરથી તે વસ્તુને માટે દંડ સુધાં અથવા દંડ બગર છ મહીનાની અથવા તે કરતાં વતી મુદતની કેદની શિક્ષા કરવા ફરમાવ્યું હોય ત્યારે તેવોજ અરથ સમજવો."

## કલમ ૪૧ મી

૪૧. "વિશેષ કાયદો" એટલે કાંઈ ખાસ બાબતને લાગુ પડે એ- "વીશેષ કાયદો વો કાયદો

## કલમ ૪૨ મી

૪૨. "સ્થાનિક કાયદો" એટલે બ્રિટિશ ઈંડિયાના કોઇ વિશેષ ભાગ "સ્થાનીક કાયદો નેજ લાગુ પડે એવો કાયદો.

## કલમ ૪૩ મી

૪૩. "કાયદા વિરૂદ્ધ" એ શબ્દો જે જે વસ્તુ ગુનોહ છે, અથવા "કાયદા વીરૂદ્ધ" કાયદા પ્રમાણે ફરજ. કાયદાએ મને કરેલી છે, અથવા દિવાની ફરીયાદીનું કારણ થાય છે, તે પ્રત્યેકને લાગુ પડે છે; અને જે સખસ જે વસ્તુ કરવામાં કસુર કરે તો કાયદ વીરૂદ્ધ થાય, તે વસ્તુ કરવાની તે સખસની "કાયદા પ્રમાણે ફરજ છે" એમ સમજવું.

## કલમ ૪૪ મી

૪૪. "નુકશાન" એ શબ્દ વડે કોઇપણ સખસના શરીરને, મનને, "નુકશાન" આબરૂને અથવા મીલકતને કાયદા વિરૂદ્ધ રીતે કરેલી કાંઇપણ હાની સમજવી.

## કલમ ૪૫ મી

૪૫. "જિંદગી" એ શબ્દ વડે માણસની જીંદગી સમજવી; પણ જે ઠેકાણે એ શબ્દ લખ્યો હોય તે ઠેકાણે મતલબ જોતાં એથી ઉલટો અરથ દેખાતો હોય, તો ત્યાં તેમ અરથ કરવો. "જીંદગી"

## કલમ ૪૬ મી

૪૬. "મોત" એ શબ્દ વડે માણસનું મોત સમજવું; પણ જે ઠેકાણે એ શબ્દ લખ્યો હોય તે ઠેકાણે મતલબ જોતાં એથી ઉલટો અરથ દેખાતો હોય તો ત્યાંહાં તેમ અરથ કરવો. "મોત"

## કલમ ૪૭ મી

૪૭. "જાનવર"એ શબ્દ વડે માણુસ સિવાય બીજી કાંઇ પણ જીવ વાળી વસ્તુ સમજવી. "જાનવર"

## કલમ ૪૮ મી

૪૮. "વાહાણ" એ શબ્દ વડે જળ મારગે માણસોને અથવા મિલકતને લેઇ જવા માટે કરેલી કાંઈ પણ વસ્તુ સમજવી. "વાહાણ"

## કલમ ૪૯ મી

૪૯. "જે જે ઠેકાણે વર્ષ" એ શબ્દ અથવા "મહીનો" એ શબ્દ લખ્યો હોય, તે તે ઠેકાણે એમ સમજવું કે ઈંગ્રેજી પંચાંગ પ્રમાણે તે વરસ અથવા મહીનો ગણવો. "વરસ"

## કલમ ૫૦ મી

૫૦. "કલમ" એ શબ્દ વડે આ કાયદાના બાબના જે જે ભાગોની આગળ આંકડા લખીને તેઓને જુદા પાડેલા છે તેઓમાંનો એક ભાગ સમજવો. "કલમ"

## કલમ ૫૧ મી

૫૧. "સોગંદ" એ શબ્દમાં, સોગંદને ઠેકાણે ધરમ પુર્વક પ્રતિજ્ઞા કરવાનું કાયદામાં ફરમાવેલું હોય તે પ્રતિજ્ઞા, તથા, ઇનસાફની કોરટમાં કે બીજે ઠેકાણે, કોઈ સરકારી નોકરી આગળ કાંઈ પણ એકરાર કરવાનું કાયદામાં ફરમાવ્યું અથવા રજા આપી હોય, અથવા જે એકરાર પુરાવાના કારણસર વાપરવો હોય, તે એકરાર પણ સમાય છે એમ સમજવું. "સોગંદ"

## કલમ પર મી.

જે વસ્તુ ઘટતી સંભાળ તથા ધ્યાન વિના કરી અથવા માની હોય તે "શુધ્ધબુધ્ધીથી" કરી અથવા માની એમ સમજવું નહીં.

"શુદ્ધબુદ્ધિ"

### સુકારૂ કવિરાજ વી. માહારાણી કેસરેહીંદ.

કલમ પર.

૧

તા૦ ૩૦-૪-૮૭
ઈ. ૧૪૬. પા. ૫૬૬

કોઈ પણ વી ધાનું જ્ઞાન મેળવ્યા વગર એ વીધાનો પ્રયોગ કરવાથી જો કાંઈ ખરાબી થાય તો તે ખરાબીનો બચાવ આ કલમ થી થતો નથી.

एक सामान्य चाकु वती एक कविराजे (वैदे) कोइ माणसना अंदरना हर्ष कापी नाखी तेना उपर शस्त्र क्रीया करी, जेनी अंते सदरहु माणस घणुं लोही नीकळवाथी मरण पाम्यो. गफलत तथा वगर विचार्युं काम करीने मोत आण्यानुं ही. पी. को. नी ३०४ अ मी कलममां कहेलुं सदरहु कविराज उपर तहोमत मुकवामां आव्युं.

बंधवा तरफथी एवो वांधो लेवामां आव्यो हतो के, तेणे पेस्तर एवीने एवी शस्त्र क्रीया करी हती. माटे ३०४ अ मी कलमना अर्थ प्रमाणे ते कृत्य विचार्युं कर्यानुं कहेवाइ शकातुं नथी. अने कदापी तेम कहेवाय तोपण तेने ही. पी. को. नी कलम ८८ मी नो लाभ मळवो जोइए. केमके तेणे जे काम कर्युं हतुं ते काम मोत आणवाना इरादा वगर शुद्धबुद्धीथी तथा जे पोताना दरदीए जोखम स्विकार्युं हतुं ते तेना हितने अर्थे कर्युं हतुं.

हाइकोर्टे टराव्युं के, शस्त्र काममां बंधवाए कांइ केळवणी लीधी नहोती, ए वात नीर वीवादे कबुल करवाथी तथा ही. पी. को. नी ५२ मी कलममां "शुद्धबुद्धी" नी जे व्याख्या आपी छे, ते तरफ जोतां तेने ८८ मी कलमना लाभनो हक मळी शकतो नथी.

वळी ठराव्युं के, आ काममां ८८ मी कलम लागु पडती नथी. केमके शस्त्र क्रीयाने तावे थवानी समंत्ती आपवामां बंधवो जे जोखममां पडतो हतो, ते जोखम विषे तेना जाणवामां हतुं. ए हकीकत सावीत करवानो पुरावानो बोजो तहोमतदार उपर रहेलो छे, तेणे ते वात सावीत करी नथी, ने तेथी ते जोखम तेणे कबुल कर्यानुं कही शकातुं नथी.

वळी एम पण ठराव्युं के, जे प्रसंगने लेइने ३०४ अ मी कलमना गुन्हानो ठराव करेलो छे ते वाजबी छे.

આ કામના બંધવા ઉપર પી. કો. ની ૩૦૪ અ મી કલમમાં કહેલા ગુન્હાનું

તોહોમત મુકવામાં આવ્યું હતું. આ મુકદમાની હકીકત વિષે કોઇ રીતનો વાંધો રહેલો નથી.

બંધવો એક કવિરાજ એટલે વૈદ્ય હતો. અને તેણે મનાઇ નામના એક ખેડુત ઉપર અંદરના હર્ષ માટે શસ્ત્ર ક્રિયા કરી હતી. એ શસ્ત્ર ક્રિયામાં તેણે એક લોઢાના ચિપિયાથી હર્ષને ખેંચી કહાડયા પછી તેને એક સાધારણ ચાકુવતી કાપી નાંખ્યા હતા. એ શસ્ત્ર ક્રિયાને અંતે મનાઈ જે એક બુઢો અને નબળી તબીયતનો માણસ હતો તે બહુ લોહી નીકળવા-વાથી મરણ પામ્યો.

સિવીલ સરજનને બોલાવી તેની જુબાની લેતાં તેણે લખાવ્યું છે કે, એ શસ્ત્ર ક્રિયા મોટી ભયંકર હતી; બંધવે પોતાના બચાવમાં ચાર સાક્ષીઓ બોલાવ્યા હતા, તેમાંના બે જણે લખાવ્યું છે કે, તેણે અમારા હર્ષ મટાડયા હતા, અને બીજા બે જણાઓએ એવું લખાવ્યું છે કે, બંધવે ચાકુનો ઉપયોગ કરીને બીજા દરદો મટાડયાં હતાં. આસેસરોના મ-તથી મળતા નહીં આવીને સેસન જડજે બંધવાને અપરાધી ઠરાવી તેને એક વર્ષની સખત કેદની શિક્ષા કરેલી છે.

બંધવે અપીલ કરી તેમાં તેના તરફથી બાબુ ઈશરચંદ્ર ચકરબતી હાજર હતા. સર-કાર તરફથી કીલબી સાહેબ.

જે કારણો આપીને ગુન્હાનો ઠરાવ રદ કરવાની માગણી કરી છે તે કારણો પુરતી રીતે હાઇકોર્ટ તરફથી જસ્ટીસ ટોટનહામ તથા જસ્ટીસ ઘોસે આપેલા ઠરાવમાં લખેલાં છે, અને તે ઠરાવ નીચે પ્રમાણે છે.

આ કામનો અપેલેંન્ટ એક કવિરાજ છે, અને તેને રંગપોરના સેસન જડજે પી. કો. ની. કલમ ૩૦૪ અ ની કલમ માંહેલા ગુન્હાનો અપરાધી ઠરાવી એક વર્ષની સખત કેદની શિક્ષા કરેલી છે; જે એક મોટી ભયંકર શસ્ત્ર ક્રિયા જણાય છે, તે ક્રિયા એટલે અં-દરના હર્ષ કાપી નાંખીને એક દરદીનું તેણે મોત આણ્યું છે. એ ક્રિયાની પછવાડે તેને અ-થાગ લોહી નીકળ્યું, તે બંધ કરવાની તેની અશકતીને લીધે વળતે રોજ પેલો દરદી મ-રણ પામ્યો હતો. સેસન જડજે આ શસ્ત્ર ક્રિયાને ૩૦૪ અ મી કલમના અર્થ પ્રમાણે વ-ગર વિચાર્યું કૃત્ય ઠરાવ્યું છે.

અપેલેંટ તરફથી તેના વકીલ બાબુ ઇશર ચંદ્ર બતીએ એવી તકરાર લીધી કે, આ કૃત્ય સદરહુ કામના અર્થ પ્રમાણે વગર વિચાર્યું કૃત્ય કહી શકાતું નથી. કેમકે બંધવો એક કવિરાજ હતો, અને તેણે તેવાજ પ્રકારની પેસ્તર એક બે શસ્ત્ર ક્રીયાઓ કરેલી છે, અને બીજા કામમાં જુદા પ્રકારની શસ્ત્ર ક્રિયા કરેલી છે; અને તે એકે ક્રિયામાં કોઈ દરદીનું મોત આણ્યું હોય એમ બતાવવામાં આવ્યું નથી. વળી એક વકીલે એવો પણ વાંધો લીધો છે કે, આ હકીકત કદાપી ધ્યાંનમાં નહીં લેતાં આ અદાલત હજુર એવોજ અભીપ્રાય ઠ-રાવે કે, બંધવાનું કૃત્ય ૩૦૪ અ મી કલમના અર્થ પ્રમાણે વગર વિચાર્યું હતું, તોપણ તેને ૮૮ મી પી. કો. ની. કલમનો લાભ મળવો જોઇએ. કેમકે આ કામ તેણે શુદ્ધ બુધ્ધીથી મોત આણવાનો કાંઇ ઇરાદો રાખ્યા વગર તથા દરદીના ભલાખાતર કરેલું હતું, અને એ દરદીએ તે ક્રીયાનું જોખમ સ્વીકારેલું હતું.

૮૮ મી કલમનો લાભ બંધવાને નહીં મળવો જોઇએ; એવો અમારો અભીપ્રાય છે. બેશક પોતાના દરદીનું મોત આણવાનો ઇરાદો નોહોતો, તેમ તેવા ઇરાદા વિષે તેના ઉપર

કોઇએ આરોપ મુક્યો નથી. વળી તેણે પોતાના દરદીના ભલા ખાતર પોતાના ખ્યાલમાં આવ્યા પ્રમાણે તેણે કરેલું છે, એ વાત પણ સાચી છે; પરંતુ પી. કો. ની ૫૨ મી કલમમાં શુદ્ધબુદ્ધિની જે વ્યાખ્યાઆપીછે; તે તરફ લક્ષ કરતાં બંધવે શુદ્ધબુદ્ધિથી કામ કર્યાનું કહી શકાય કે નહીં એ વાત ઘણીજ શક પડતી છે; શુદ્ધબુદ્ધિની વ્યાખ્યા આપી છે તે એવી છે કે, જે કામ યોગ્ય સંભાળ અને લક્ષથી ન કર્યું હોય તે શુદ્ધબુદ્ધિથી કર્યાનું કહી શકાતું નથી. બંધવો શસ્ત્રવિદ્યાના કામમાં સાવ અભણ છે; એ વિષે કાંઇ વાંધો નથી. તેમ વૈદકી કામમાં પણ તેણે રીતસર કેળવણી લીધેલી નથી.

બંધવાની વતી એવી તકરાર કરવામાં આવી છે કે, જે શસ્ત્રક્રીયા કરવાનું તેણે માથે લઇને જે શસ્ત્રકામ કર્યું હતું, તેમાં દરદીને કાંઈ જોખમ થશે એવો તેના દિલમાં કંઈ ખ્યાલ હતો નહીં. પરંતુ પ્રોસીક્યુશન તરફથી કુશળ વૈદકી માણસના પુરાવાથી સાબીત કરવામાં આવ્યું છે કે, બંધવે જે શસ્ત્ર વિધી કરેલી હતી, તે સોવસા એટલી તો ભયંકર હતી કે, કેળવણી પામેલા વૈદો પણ તેની ભાગ્યેજ કોશીશ કરે છે. અંદરના હર્ષના રોગને મટાડવા સારૂ તેઓ જુદોજ રસ્તો લેછે. માટે શુદ્ધ બુદ્ધીની ઉપરની કલમમાં જે વ્યાખ્યા આપેલીછે તે વ્યાખ્યાના અર્થ પ્રમાણે પોતાના ઇલમનું કાંઈ જ્ઞાન ધરાવ્યા વગર તે શુદ્ધ બુધ્ધીથી કામ કરતો હતો, એમ કહેવું સાવ અશક્ય છે. પરંતુ એ દલીલ એક પડખે રાખીએ તોપણ આ કામમાં ૮૮ મી કલમ લાગુ નહીં પડવાનું અમારા ધ્યાનમાં આવે છે; કેમકે જે જોખમ અંતે ભંયકર નીવડયું, તે જોખમ પેલા દરદીએ ખરેખરૂં સ્વિકાર્યું હોય, એમ જણાઇ આવતું નથી. જે જોખમની કોઇ દરદીને માહેતી ન હોય, તે જોખમ તેણે સ્વિકાર્યું હતું એમ ભાગ્યેજ કહી શકાય છે. એમ ધારીએ છીએ કે, આ અપવાદની દલીલ આપીને બચાવ કરવામાં બંધવાએ બતાવવું જોઇએ કે, ચાલતા કામમાં પેલા દરદીએ જોખમ સ્વિકારેલું હતું. અને તેથી એ જોખમની તેને માહેતી હતી; પરંતુ હું શું જોખમ માથે લઉં છું, તે વિશે પેલો દરદી જાણતો હતો; તે બતાવવાનું પ્રયત્ન થએલું નથી. તેણે મોટા અરૂચી પણાથી શસ્ત્ર વિધીને તાબે થવાનું કબુલ કર્યું હતું. એટલે સુધીનોજ માત્ર પુરાવો પડેલો છે. અને બંધવાએ તેને જે ખબર આપી હતી, એ ફકત એ હતી કે, જોતું મારી શસ્ત્ર વિધીને તાબે થઇશતો તારો રોગ મટી જશે; અને એ સમજણ ઉપરથી તે તાબે થયો હતો. અને એ પ્રમાણે તાબે થવામાં તેનું મરણ થયું હતું; તેથી બંધવાના કૃત્યનું જોખમ તેણે સ્વિકાર્યું હતું; એમ કહેવું અમોને તદન અશક્ય લાગે છે.

હવે બંધવાને ૩૦૪ અ મી કલમના ગુન્હાનો ગુન્હેગાર ઠરાવ્યો છે; તે વિષેના સવાલનો ઉચ્ચાર કરવો રહે છે. પોતાના કૃત્યથી બંધવે ગુજરનારનું મોત આણ્યું હતું, એ વીષે કાંઇ શક નથી. વિલાયતના કાયદા પ્રમાણે તેના ઉપર " મનુષ્યવધ"નું તોહોમત રાખી શકાત; આ દેશમાં જે ઠેકાણે મોત આણવાનો ઈરાદો નહોય તથા જે કૃત્ય કરવાથી વખ્તે મોત થવાના સંભવનું જ્ઞાન નહોય, તે ઠેકાણે ૩૦૪અ કલમના નિયમો લાગુ પડયાનું જણાયછે. બંધવા તરફથી એવી દલીલ કરવામાં આવે છે કે,-બીજા પુરૂષો ઉપર આવી ને આવીજ વિધિઓ ફતેહમંદીથી કરી હતી. તેથી આ કામમાં મોત થવાનો સંભવ છે, એ વાત બંધવાના જાણવામાં હોવાનું કાંઇ કારણ નથી.

આ દલીલ સ્વીકારવાને અમો ખુશી છીએ. પરંતુ હું ઉપર કહી ગયો છું કે, બંધ-

વાના અજ્ઞાનપણાથીજ તેનું કૃત્ય વધારે અવિચારવાળું થયું છે. માટે જે ગુન્હાનો તેને અપરાધી ઠરાવ્યો છે તેમાંથી મુક્ત કરવાનું અમે અશક્ય માનીએ છીએ. કવિરાજોને પોતાનો કાયદેસર ધંધો ચલાવવામાં અટકાયત કરવાની આ ઠરાવથી અમે ઈચ્છા રાખતા નથી. ઘણાં કામોમાં કેટલાક રોગો ઉપર તેઓ ફતેહમંદીથી વૈદું કરે છે. પરંતુ તેની સાથે અમે એટલું પણ જરૂરનું માનીએ છીએ કે, પ્રજામાંથી મુખ્યત્વે કરીને ગરીબ ભાગ જેઓને બહુ કરીને કવિરાજો જેવા વૈદો ઉપર આધાર રાખવો પડે છે; તેઓને શસ્ત્ર કીયાના કામમાં અણવાકેફી ભરેલા પ્રયોગોમાંથી બચાવ કરવો જોઇએ.

માટે અમે ધારીએ છીએ કે, ગુન્હાનો ઠરાવ કાયમ રહેવો જોઇએ. પરંતુ ઇનસાફના હેતુ ખાતર બંધવાને કરેલી સખત સજા કાયમ રાખવાનું અમોને યોગ્ય જણાતું નથી. બરોબર ઇલમવાળા માણસોથી થયેલાં તેવાંજ કામોમાં ઓછી સજા આ દેશમાં થએલી છે. જીલ્લામાંથી આ પેહેલો વેહેલો મુકરદમો આવ્યો છે; તેમાં કેદને બદલે દંડની સજા કરવી અમોને બસ લાગે છે. માટે એક વરસની સખત કેદની સજાને બદલે બંધવાનો ૧૦૦) રૂપૈઆ દંડ કરવામાં આવે છે, અને એ દંડ જો તે ન આપે તો તેણે ત્રણ માસ સુધી સખત કેદની સજા ભોગવવી.

---

## બાબ ૩ જો.

### શીક્ષા બાબત.

### કલમ ૫૩ મી.

૫૩. આ કાયદાના ઠરાવો પ્રમાણે ગુનેહગારો જે શીક્ષાઓને લાયક છે તે નીચે પ્રમાણેઃ—

"શિક્ષા"

પેહેલી—મોત.

બીજી—સમુદ્રપાર.

ત્રીજી શાશનીક દાસત્વ.

ચોથી—કેદ, કેદ બે પ્રકારની છેઃ—

(૧) સખત એટલે સખત મજુરી સાથે.

(૨) આસાન.

પાંચમી—મીલકત સરકાર જપત થવી.

છઠી—દંડ.

### કલમ ૫૪ મી.

૫૪. જે જે બાબતમાં મોતની શીક્ષાનો હુકમ કરવામાં આવ્યો હોય તે તે બાબતમાં, ગુનેહગારની રજામંદી શીવાય, હિંદુસ્તાનની સરકાર અથવા જે ઠેકાણે ગુનેહગારને શીક્ષાનો હુકમ થયો હોય તે ઠેકાણાની સરકાર તે શીક્ષાને બદલે આ કાયદામાં ઠરાવેલી બીજી ગમે તે સીક્ષા કરવાને મુખત્યાર છે.

મોતની શિક્ષાને બદલે બીજી શિક્ષા.

### કલમ ૫૫ મી.

૫૫. જે જે બાબતમાં જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષાનો હુકમ કરવામાં આવ્યો હોય તે તે બાબતમાં ગુનેહગારની રજામંદી શીવાય, હિંદુસ્તાનની સરકાર અથવા જે ઠેકાણે તે ગુનેહગારને શીક્ષાનો હુકમ થયો હોય તે ઠેકાણાની સરકાર તે શીક્ષાને બદલે ચઉદ વરસની મુદત સુધીના બે માંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવાને મુખત્યાર છે.

જીવતાં સુધી સમુદ્ર પારની શીક્ષાને બદલે બીજી શીક્ષા

### કલમ ૫૬ મી.

૫૬. જે જે બાબતમાં કોઇ સખસ યુરોપીયન અથવા અમેરિકન છતાં આ કાયદામાં જેને માટે સમુદ્રપારની શીક્ષા ઠરાવી છે એવો કોઈ ગુનોહ તેની ઉપર સાબીત થાય તે તે બાબતમાં સમુદ્રપારની શીક્ષાનો હુકમ ન કરતાં સન ૧૮૫૫ ના ૨૪ મા આકટના ઠરાવો મુજબ કોરટે તે ગુન્હેગારને શાસનિકદાસત્વની શિક્ષાનો હુકમ કરવો.

યુરોપિયન તથા અમેરિકન લોકોને સમુદ્ર પારની શીક્ષાને બદલે શાસનિક દાસત્વ નીશિક્ષાકરવી.

"પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ આકટ ઠરયા નહી હોત તો જે ગુનાહ બાબત યુરોપીયન અથવા અમેરીકન માણસ જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષાને લાયક થતે નહી પણ દસ વર્ષ કરતાં વતી મુદત સુધી સમુદ્રપાર મોકલવાની શીક્ષા પામવાને અથવા તેને તે શીક્ષા કરવાનો હુકમ થ-

જીવતાં સુધી ની શિક્ષાનો ઠરાવ નહી હોય અને દસ વરસ કરતાં વ-

માને તે લાયક થને તો તે ગુનાહ બાબત તે માણુસ કોરટની નજરમાં આ-વશે તે પ્રમાણે છ વરસ કરતાં વતી મુદત સુધી શાસનિક દાસત્વની શીક્ષા પામવાને અથવા તેને તે શીક્ષા કરવાનો હુકમ થવાને તે લાયક થશે, પણ જીવતાં સુધી શાસનિક દાસત્વની શીક્ષાને લાયક થશે એવું સમજવું નહી."

તી મુદતની કેદની શિક્ષા નો ઠરાવ હોય તે બાબત વિશેષ ઠરાવ

## કલમ ૫૭ મી.

શિક્ષાની મુદતના ભાગ.

૫૭. શીક્ષાની મુદતોના ભાગોની ગણુતી કરવામાં જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષાને વીસ વરસની સમુદ્રપારની શીક્ષાની બરાબર ગણુવી.

## કલમ ૫૮ મી.

જે ગુનેહગારોને સમુદ્રપારની શિક્ષાનો હુકમ કરવામાં આવે તે ગુનેહગારો સમુદ્રપાર કરતાં સુધી શુ કરવું.

૫૮. જે જે બાબતમાં સમુદ્રપારની શીક્ષાનો હુકમ કરવામાં આવે, તે તે બાબતમાં જે ગુનેહગારને સમુદ્રપાર કરતાં સુધી જાણે તેને સખત કેદની શીક્ષાનો હુકમ થયો હોય એ રીતે તેની ઉપર અમલ કરવો, અને તે કેદ રેહે તે મુદતના દરમિયાનમાં તેણે સમુદ્રપારની શીક્ષા ભોગવી એમ સમજવું.

## કલમ ૫૯.

**જેજે બાબતમાં ગુનેગારને સાત વરસ અથવા તેથી વધારે મુદતની કેદની શીક્ષા થઇ શકતી હોય, તે તે બાબતમાં તે ગુનેગારને કેદની શીક્ષાનો હુકમ ન કરતાં સમુદ્રપારનો હુકમ કરવાને તે ગુનેગારને શીક્ષાનો હુકમ કરનારી કોરટ મુખત્યાર છે; પણ તે સમુદ્રપારની શીક્ષા સાત વરસ કરતાં ઓછી મુદતની ન હોવી જોઇએ, તથા આ કાયદા મુજબ જેટલી મુદતની કેદની શીક્ષાને તે ગુનેહગાર લાયક હોય તે કરતાં વધારે મુદતની પણ ન હોવી જોઇએ.**

કેદને ઠેકાણે સમુદ્રપારનો હુકમ ક્યારે થઇ શકે.

## રાણી વિરૂદ્ધ નઇઆદા.

ज्यारे कोइ गुन्हाने माटे सजा जीवतां सुधी समुद्रपारनी, अथवा अमुक वरसोनी मुदत सुधीनी केदनी फरमावी होय त्यां, जीवतां सुधीथी ओछी मुदत सुधीनी समुद्रपारनी सजा करवामां आवेतो, ते शिक्षा जेटली मुदतने माटे केदनी फरमावी होय, तेथी वधवी जोइए नहीं.

**કલમ ૫૯**
૧

તા૦ ૨૩–૮–૭૫ ઈ૦ ૧ અ૦પા.૪૩ જીવતાં સુધી સમુદ્રપારની સજા સાથે અમુક વરસની કેદની સજા કરી હોય, તેમાં સમુદ્રપારની સજા કેદની સજાની મુદત કરતા વધારે મુદતની હોવી જોઇએ નહીં.

હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૩૭૭મી મુજબ નઈઆદાને, મુરાદાબાદના સેસન જડજે, અપરાધી ઠરાવ્યો હતો. અને ગુનેગારની યુવાવસ્થા જાણીને તેને જીવતાં સુધી સમુદ્રપારની સજા કરવાને બદલે, ચૌદ વરસની સમુદ્રપારની સજા કરી હતી. એવાજ કારણથી એવાજ પ્રકારની સજા આગળ હાઈકોર્ટે આપી હતી, તેને અનુસરીને આ શિક્ષા સેસન જડજે કરી હતી. જસ્ટીસ ઓલ્ડફીલ્ડ પાસે ઉપરના ઠરાવ અને શિક્ષા વિરૂદ્ધ અપીલ આવતાં, તે શિક્ષાના કાયદાપણા વિષે શક રહેવાથી એ વીદવાન જડજે, નીચેની હકીકત સાથ એક સવાલ ફુલ બેંચમાં લખી મોકલ્યો.

### જસ્ટીસ ઓલ્ડફીલ્ડનો અભિપ્રાય.

કલમ ૩૭૭મીના ગુનાહ વાસ્તે ઘણામાં ઘણી સજા દસ વર્ષની સમુદ્રપારની થઈ શકે કે નહીં, તે બાબત કાંઇ શકવાળી છે; એ ગુન્હાને વાસ્તે જીવતાં સુધી સમુદ્રપારની અથવા બેમાંના ગમે તે પ્રકારની દસ વરસ સુધીની કેદની સજા છે. પીનલકોડમાં જીવતાં સુધીથી બીજી કોઇપણ ટુંકી મુદતને માટે સમુદ્રપારની સજા વીશેષ રીતે આપી નથી, તોપણ એ કાયદાની કલમ ૫૯મીમાં કહેલું છે કે "જેજે બાબતમાં ગુન્હેગારને સાત વરસ અથવા તેથી વધારે મુદતની કેદની શિક્ષા થઈ શકતી હોય, તે તે બાબતમાં તે ગુન્હેગારને કેદની શિક્ષાનો હુકમ ન કરતાં, સમુદ્રપારનો હુકમ કરવાને, તે ગુન્હેગારને શિક્ષાનો હુકમ કરનારી કોરટ મુખ્ત્યારછે, પણ તે સમુદ્ર

પા૦ ા શિક્ષા સાત વર્ષ કરતાં ઓછી ન હોવી જોઈએ." એમ વખ્તે કહેવામાં આવે કે, ા કલમ જે ગુન્હાને માટે ફક્ત કેદનીજ શિક્ષા છે તેને લાગુછે, અને જીવતાં સુધી સમુદ્ર પાર એ શબ્દો જ્યાં જ્યાં શિક્ષા દરસાવવાને અર્થે લખવામાં આવતા હોય, તે જીવતાં સુધી સમુદ્ર પારની શિક્ષામાં અમુક વર્ષોની મુદત સુધીની સમુદ્રપારની શિક્ષાનો સમાવેશ થાય છે. પણ બીજી રીતે જોઈએ છીએતો, ૫૯મી કલમના શબ્દો બધા કેસોને લાગુછે, પછી તેમાં જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા કેદની શીક્ષાને અભાવે કરવાનું ઠરાવ્યું હોય કે ન હોય, તેની ચીંતા નહીં. કેમકે એ કલમના શબ્દો એછે કે "જે બાબતમાં ગુન્હેગારને સાત વર્ષ અથવા તેથી વધારે મુદતની કેદની શિક્ષા ઇત્યાદી" અને ૩૭૭મી કલમમાં વ-પરાયેલા જીવતાં સુધી સમુદ્રપાર એ શબ્દો ઉપરથી એમ જણાયછે કે, જીવતાં સુધી કરતાં ટુંકી મુદતને માટે સમુદ્રપાર કરવાની ઇચ્છા હોય તો, તે થઈ શકે નહીં. કેમકે એવો ઇ-રાદો હોતતો તે કલમમાં એવી શબ્દ રચના કરવામાં આવત કે, "અથવા દસ વરસ સુધી ની બેમાંના ગમે તે પ્રકારની કેદની" આ શબ્દ રચના જેવી કેદની શિક્ષાને માટે કરેલીછે, તેવી રીતે સમુદ્રપારની શીક્ષા માટે શબ્દ રચના કરવી પડત તે નીચે પ્રમાણે થાત. "જી-વતાં સુધી હરકોઈ મુદત સુધીની સમુદ્રપારની શિક્ષા કરવામાં આવશે." મેન સાહેબની, પીનલકોડની ટીકા ૫૯મી કલમ નીચેછે, તેના ઉપર તથા મોરગન અને મેકફરસનના પી-નલકોડને પાંને ૩૪મે વિચારો બતાવ્યા છે તે તરફ લક્ષ ખેંચુંછું. હમણાં હિંદુસ્થાનની સરકારે સને ૧૮૭૪ના નવેંબરની તારીખ ૧૭ના ઠરાવથી ફક્ત જન્મસુધીના દેશ નીકાલ વાળા બંધવાઓનેજ એન્ડમન ટાપુમાં મોકલવાનો ઠરાવ હતો તે રદ કર્યોછે. અને તે કા-રણસર હવે ન્યાય કરનારાને અમુક વર્ષો સુધીની સમુદ્રપારની સજા કરવાનો અધિકાર છે, તે અધિકાર વધારે બોહોળી રીતે વાપરવામાં આવશે એવો સંભવ છે.

## કુલબેંચનો અભિપ્રાય નીચે લખ્યા મુજબ આપવામાં આવ્યો હતો.

હિંદુસ્તાનના પીનલકોડનું મુળ મંડાણ થયું ત્યારે, તે કાયદો બાંધનારાઓના ચીત-વનમાં એવું હતું કે જીવતાં સુધીથી ઓછી મુદતની સમુદ્રપારની સજા કરવી નહીં, અને એ વિચારથી તેનો મુસદો ઘડયો હતો, એ મુસદો કાંઉસીલમાં રજુ થયો ત્યારે, તેમાં ૫૯ મી કલમ દાખલ કરી જેમાં એવો નિયમ બાંધ્યો કે "જેજે બાબતમાં ગુન્હેગારને સાત વર્ષ, અથવા વધારે મુદતની કેદની શિક્ષા થઈ શકતી હોય તે તે બાબતમાં તે ગુન્હેગા-રને કેદની શિક્ષાનો હુકમ ન કરતાં, સમુદ્રપારનો હુકમ કરવાને ગુન્હેગારને તે શિક્ષાનો હુ-કમ કરનારી કોરટ મુખ્તીયારછે. પણ તે સમુદ્રપારની શિક્ષા સાત વર્ષ કરતાં ઓછી મુદ-તની હોવી ન જોઇએ, તથા કાયદા મુજબ જેટલી મુદતની કેદની શિક્ષાને તે ગુન્હેગાર લા-યક હોય, તે કરતાં વધારે મુદતની પણ ન હોવી જોઇએ."

જેટલી કલમોમાં, સમુદ્રપારની સજા ફરમાવીછે, તેની ભાષામાં કાંઈ ફેરફાર થયો હોય એમ જણાતું નથી. જેમકે ઘણી કલમોમાં, શબ્દો વાપર્યા છે, તે એવા છે, કે "જીવ-તાં સુધી સમુદ્રપારની અથવા અમુક વર્ષોની મુદત સુધીની કેદની સજા કરવામાં આવશે" કેટલાં વર્ષો સુધીની કેદની સજા કરવી, તે બાબત અદાલતની પ્રસન્નતા ઉપરછે. પણ કેટ-લાં વર્ષો સુધીની, સમુદ્રપારની સંજાનો ઠરાવ કરવાનું અદાલતની પ્રસન્નતાં ઉપર રાખ્યું, ગુ-

થી. કલમ ૩૦૨ પ્રમાણે ખુનના ગુન્હેગારને, મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની સજા કરવામાં આવેછે. ૩૦૭મી કલમ મુજબ ખુનની કોશીશ કરવામાં, કોઈ વ્યથા થઈ હોય તો, ગુન્હેગાર જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વર્ષની મુદત સુધી કેદની સજાને પાત્ર થાયછે. ૩૮૯ કલમ પ્રમાણે તે કલમમાં કહેલા પ્રસંગે, જબરાઈથી કઢાવનાર ગુન્હેગારને, જીવતાં સુધી સમુદ્રપારની સજા થઇ શકેછે. કલમ ૭૫ પ્રમાણે ચોકસ ગુન્હામાંથી કોઇ ગુન્હાનો બીજીવાર અપરાધી ઠરે, તે અપરાધીને જીવતાં સુધી સમુદ્રપારની સજા અથવા બીજી રીતે જેટલી સજાને પાત્ર થાય તેનાથી બમણી સજાને તે પાત્ર થાયછે. ૫૯મી કલમ સિવાય, જે કલમમાં સમુદ્રપારની સજા લખીછે, તેમાં તે સજા કેટલાં વર્ષોની કરવી, તે બાબતની પ્રસન્નતા અદાલતને છે, એવુ સુચવનારી કોઈ ઠેકાણે ભાષા નથી, તો હવે સીધ થાયછે કે, જીવતાં સુધીથી ઓછી મુદતની સમુદ્રપારની સજા ફક્ત ૫૯મી કલમ મુજબ થઈ શકે. અને તેથી જ્યારે કોઈ ગુન્હો જીવતાં સુધી સમુદ્રપાર કે દસ વરસની મુદત સુધી કેદની સજાથી સજા કરવા લાયક હોય, તેમાં જીવતાં સુધીથી ઓછી મુદતની સમુદ્રપારની સજા કરી હોય તો તે મુદત દસ વર્ષથી વધવી જોઇએ નહીં.

---

## કનહુસા વિ. રાણી.

दंड न आपवानी कसुरी बदल केदनी सजा करवानो, अदालतने अधिकारछे ते दंडनी सजाने ठेकाणे समुद्रपारनी सजा करवानो अधिकार हिंदुस्तानना पीनलकोडनी कलम ५९मींथी आवतो नथी.

કલમ ૫૯
૨
તા૦ ૨૮–૨–૮૨
ઇ૦ ૫ મ૦ પાનું ૨૮
દંડ ન આપવાની કસુરી બદલ સમુદ્રપારની સજા થતી નથી.

આ કામમાં ઉત્તર મલબારના સેસન જડજે, અપેલેંન્ટને નીચેના ગુન્હાઓનો અપરાધી ઠરાવ્યો હતો.

(૧) ચોરી કરવાના મતલબથી રાતે ઘર ફોડવાનો (પીનલકોડની કલમ ૪૫૭).

(૨) ઘરમાં ચોરી કરવાનો (કલમ ૩૮૦)

(૩) ડેકોઈટી કર્યાનો (કલમ ૩૯૫)

તે આગળ, ચોરી કરવાના ઇરાદાથી, રાત્રે ઘર ફોડવાના ગુન્હાનો ગુન્હેગાર ઠર્યો હતો, તેથી તેને કલમ ૭૫ને આધારે નવ વરસ સુધીની સમુદ્રપારની, તથા રૂપૈયા ૩૦૦ દંડ આપવાની ને તે દંડ ન આપે તો બીજાં ત્રણ વરસ સમુદ્રપારની એમ સજા કરી.

**જસટીસ મુતુસામી આયર, તથા ઇન્સે, આપેલો ઠરાવ.**

પ્રોસીક્યુસનના પેહેલા ત્રણ સાક્ષીઓએ, અપેલેંન્ટને ખાત્રી કરી ઓળખ્યોછે. અને તેની આંગળી ઉપરના જખમથી, તેઓની જુબાનીને પુષ્ટી મળેછે કે, જેઓએ અપહરણ કર્યું, તેમાં અપેલેન્ટ પણ હતો. પુરાવામાંથી, વધુ એમ માલુમ પડેછે કે, પાંચ કરતાં

( ૪

સક્ષો, તે અપહરણ કરવામાં સામેલ હતા.

દંડની કસુરી બદલ, સમુદ્રપારની સજા કરીછે, તે સજાને માટે અમે માનીએ છીએ કે, તે કાયદેસર નથી. તે ગુન્હાઓ માટે, સમુદ્રપારની સજા ખાસ રીતે, ફરમાવી નથી. અને જેને માટે સજા સાત અથવા તેથી વધુ વર્ષોની કેદની સજા કહેલીછે, તેવા ગુન્હાઓમાં કેદની શિક્ષાને બદલે, સમુદ્રપારની શિક્ષા કરવાને, જડજને અધિકારછે, એવો ઠરાવ સામાન્ય રીતનો ૫૯મી કલમમાં કહેલોછે, એમ અમને જણાયછે.

તેથી થયેલી સજા સુધારવી જોઇએ, એવું અમને લાગેછે, અને દંડની કસુરી બદલ સુધારીને સજા કરવા અમે જડજને હુકમ કરીએ છીએ. બીજી બાબતમાં, અપીલ નામંજુર કરવામાં આવેછે.



### કલમ ૬૦ મી

૬૦. જે જે બાબતમાં ગુનેહગારને એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા થઇ શકતી હોય, તે તે બાબતમાં આખી કેદ સખત અથવા આખી આસાન, અથવા તે કેદનો કાંઇ ભાગ સખત તથા બાકીનો ભાગ આસાન, એ પ્રમાણે શીક્ષાના હુકમમાં ફરમાવવાને તે ગુનેહગારને શીક્ષાનો હુકમ કરનારી કોરટ મુખત્યાર છે.

(કેટલીએક બાબતોમાં) કેદ આખી મુદત અથવા થોડી મુદત સુધી સખ્ત અથવા આસાન એવો હુકમ થઇ શકે

### કલમ ૬૧ મી

૬૧. જે જે બાબતમાં કોઇ સખસની ઉપર એવો ગુન્હો સાબીત થાય કે તે ગુન્હાને માટે તે તે ગુન્હેગાર પોતાની સઘળી મીલકત સરકાર જપ્ત થવાને લાયક છે, તે તે બાબતમાં ફરમાવેલી શીક્ષા અથવા તેને બદલે કરવામાંઆવી હોય એવી બીજી શીક્ષા, ભોગવી રહ્યા વિના અથવા તેને માફ થયાવિના સરકારના લાભ શીવાય બીજી રીતે, તે ગુન્હેગારથી કાંઇ મીલકત મેળવી શકાશેનહિ.

મિલકત સરકાર જપ્ત થાય એવો હુકમ.

#### દ્રષ્ટાંત.

હિંદુસ્તાનની સરકારની સામા લડાઈ કરવાનો ગુન્હો અ ની ઉપર સાબીત થયો, તેથી તેની સઘળી મીલકત સરકાર જપત થવાને અ લાયક છે. હવે શીક્ષાનો હુકમ થયા પછી, તથા તે હુકમ કાયમ છે તે દરમીયાનમાં અ નો બાપ કાંઇ મિલકત મુકીને મરી જાય, જે મીલકત, અગર સરકાર જપતીનો હુકમ ન થયો હોત તો, અ ની થાત; તો તે મીલકત સરકારની થાય એમ સમજવું.

### કલમ ૬૨ મી

૬૨. જે જે બાબતમાં કોઇ સખસની ઉપર મોતની શીક્ષા થઇ શકે એવો ગુન્હો સાબીત થાય, તો તે બાબતમાં તે સખસની સ્થાવર જંગમ સઘળી મીલકત સરકાર જપત થાય એવો હુકમ કરવાને કોરટ મુખતિયાર છે; અને જે જે બાબતમાં કોઇ સખસની ઉપર એવો ગુન્હો સાબીત થાય કે તે ગુન્હાને માટે તેને સમુદ્રપાર કરવામાં આવે અથવા સાત વરસ અથવા તે કરતાં વધારે મુદતની કેદની શીક્ષાનો હુકમ કરવામાં આવે, તે તે બાબતમાં તેના સમુદ્રપારની અથવા કેદની મુદતના દરમીયાનમાં તે સખસના કુટુંબ તથા અનુજીવીઓને માટે સરકારની નજરમાં દુરસ્ત જણાય તેવો બંદોબસ્ત સરકાર કરે એવી છુટ રાખીને, તે મુદતના દરમીયાનમાં તે સખસની સરવે સ્થાવર તથા જંગમ મીલકતનું ભાડુ તથા ઉપજ સરકાર જપત થાય, એવો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

જે ગુન્હેગારો મોતની, સમુદ્રપારની, અથવા કેદની શીક્ષા થઇ શકે એહેવા હોય તેઓની મીલકત સરકાર જપ્ત થવી.

### કલમ ૬૩ મી

૬૩. કેટલે સુધી દંડ કરવો, એની રકમ જ્યાં ઠરાવી નથી ત્યાં ગુન્હેગારને જે દંડ થઈ શકે તે દંડની કાંઈ હદ બાંધી નથી પણ અતીશય દંડ કરવો નહી.

દંડની રકમ

## કલમ ૬૪ મી

દંડ ન આપે તો કેદનો હુકમ.

૬૪ એ શબ્દો કાઢી નાંખી "કેદની તથા દંડની શિક્ષા થઇ શકે એવા ગુન્હાની જે જે બાબતમાં ગુનેહગારને કેદ સાથે કે કેદ વગર દંડની શિક્ષાનો હુકમ કરવામાં આવે તે તે બાબતમાં " " અને ફકત દંડની શિક્ષા થઇ શકે એવા ગુનાહની જે જે બાબતમાં ગુનેહગારને દંડની શિક્ષાનો હુકમ કરવામાં આવે " તે તે બાબતમાં, તે ગુનેહગાર, દંડ ન આપે તો, તે આટલી મુદત સુધી કેદ ભોગવે એ પ્રમાણે તે ગુનેહગારને શીક્ષાનો હુકમ કરનારી કોરટ તે હુકમમાં ફરમાવવાને મુખત્યારછે; અને તે કેદ, બીજી કાંઇ કેદની શીક્ષાનો હુકમ તે ગુનેહગારની ઉપર થયો હોય તે કેદની ઉપરાંત, અથવા એક શીક્ષાને બદલે બીજી શીક્ષા કરવાના હુકમ ઉપરથી જે કેદને તે લાયક હોય તે કેદની ઉપરાંત, સમજવી.

## કલમ ૬૫.

જે ગુનાહને માટે કેદ તથા દંડ એ બંને શિક્ષા થઇ શકતી હોય તેવા ગુનાહમાં દંડ ન આપેતો તેને બદલે કેદ નાસુદતનીહદ.

અગર કોઇ ગુનાહને માટે કેદ તથા દંડ એ બંને શીક્ષા થઇ શકતી હોય, તો તે ગુનોહ કરનાર દંડ ન આપે તો તેને આટલી મુદત સુધી કેદ કરવો એ પ્રમાણે જે કોરટ ફરમાવે તેણે તે મુદત, તે ગુનાહને માટે ઠરાવેલી ઘણામાં ઘણી કેદની જે મુદત હોય તેના ચતુરથાંશ કરતાં વધારે ઠરાવવી નહી.

## રાણિ વિ. મહમદ સાહેબ તથા એક બીજો.

કલમ ૬૫
૧
તા૦૪–૯–૭૭
ઈ.૧ મ, પા.૨૭૭

દંડઅથવા કેદની સજામાં દંડની કસુરી બદલ કેદની સજા આપી કેદના ચોથા ભાગ સુધી-નીજ થાય એમ કાંઈ નથી.

बेधवाओने पीनलकोडनी कलम १६० मी मांहेला गुन्हानी शिक्षा थइ शके, एवा गुन्हाना अपराधि ठरावीने दरेकना रूपैया २५ पचीस दंड कर्यो, अने ते न आपेतो दरेक जणने सदरहु कलममां जे पुरेपुरी ३० दीवसनी सजा कही छे तेटलाज दिवस सखत केदनी सजा करी. ठराव्युं के फोजदारी काम चलाववाना कायदानी कलम ३०९ (१८७२ नो १० मो आक्ट) ना शब्दो जोतां, ते सजा कायदासर छे.

સને ૧૮૭૭ના ૨૦૧ કેસમાં કેનાનોરના છાવણીના માજીસ્ટ્રેટે કામ ચલાવેલ, તે કામ ઉત્તર મલબારના સેસનજડજે હાઈ કોર્ટને લખી મોકલતાં હાઈ કોર્ટે નીચે મુજબ ઠરાવ કર્યો.

### ઠરાવ.

આ કામમાં છાવણીના માજીસ્ટ્રેટે પેનલકોડની કલમ ૧૬૦ મુજબ શીક્ષા થઇ શકે, એવા બખેડાના ગુન્હા માટે બે પુરૂષને અપરાધી ઠરાવી, તે દરેકનો રૂપૈયા ૨૫ પચીસ દંડ ને જો તે ન આપે તો ત્રીસ દીવસ સખ્ત કેદ રહેવું. એવી સજા કરી છે. ૧૬૦ મી કલમ પ્રમાણેનો ગુન્હો, એક માસની કેદ, અથવા ૧૦૦ રૂપૈયા સુધી દંડ અથવા બંને પ્રકારની શિક્ષા થઇ શકે એવો છે. અને સેસનજડજ લખે છે કે, એ માજીસ્ટ્રેટને દંડની કસુરી બદલ એક માસના ચોથા ભાગની મુદત ઉપરાંત વધુ કેદની શિક્ષા કરવાનો અધિકાર નથી. સન ૧૮૭૨ ના ફોજદારી કામ ચલાવવાના કાયદાની કલમ ૩૦૯ માં (કલમ ૩૩ મીમાં) જે ઠરાવ કર્યો છે, તે ઉપર લક્ષપૂર્વક ધ્યાન આપતાં, અમારો એવો અભિપ્રાય છે કે, છાવણીના માજીસ્ટ્રેટનો શિક્ષાનો ઠરાવ ગેરકાયદેસર નથી. ૧૮૭૨ ના ફોજદારી કામ ચલાવવાના કાયદાની કલમ ૩૦૯ ના છેલ્લા વાક્યમાં એમ ઠરાવ્યું છે કે, જ્યાંહાં કોઈ માણસને એકલી દંડની શિક્ષા કરી હોય, ત્યાં કાયદામાં જે પ્રમાણે પરવાનગી આપી છે, તે પ્રમાણે દંડ ન આપ્યાની કસુરી બદલ, કેદની સજા માજીસ્ટ્રેટ કરવાને મુખ્તીયાર છે. પણ એવું ઠરાવ્યું છે કે, એ શિક્ષા માજીસ્ટ્રેટની હકુમતની શિક્ષા કરતાં વધારે ન હોવી જોઇએ. એ વાક્યનો અર્થ હાઇ કોર્ટને નીચે મુજબ વાજબી જણાય છે. કેદ તથા દંડ, અને દંડ ન આપે તો જાદે કેદ, એવી શીક્ષા ઠરાવી હોય, ત્યાં દંડ ન આપવાની કસુરી બદલ, એ ગુ-

ન્હાને માટે માજીસ્ટ્રેટ જે શિક્ષા કરી શકે છે, તેના એક ચતુર્થાંશ કરતાં, એ કેદની શિક્ષા વધવી ન જોઈએ. પણ શિક્ષા માત્ર દંડની હોય, તો દંડ ન આપવાની કસુરી બદલ માજીસ્ટ્રેટને જે શિક્ષા કરવાનો અધિકાર છે, તે આખી શિક્ષા સુધી ફરમાવી શકે છે.

કાયદાનો હેતુ ને અર્થ, જે આગલા સને ૧૮૬૧ ના ૨૫ મા આકટમાં નહતો, ને જે અર્થ ઉપર કરવામાં આવ્યો છે, તે સાફ અને સમજાય તેવો થાય છે, માટે છાવણીના માજીસ્ટ્રેટની શિક્ષા કાયદેસર છે. તેથી તે બાહાલ રાખવામાં આવે છે.

## મહારાણી કેસરેહીંદ, વિ. દરંભા.

કલમ ૬૫

૨

તા૰ ૩–૮–૭૭
ઈ. રૂ૰અ. પા. ૪૬૧

ક્રી. પી. કો. ની ૬૫ મી કલમ પ્રમાણે કોઈ માજીસ્ટ્રેટ જે સજા કરેછે તે સજામાં વધારો કરવાનો ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૩૦૯માંથી અખીકાર મળતો નથી.

सने १८७२ ना दसमा आकटनी ३०९ मी (१८८२नानी कलम ३३ मी) थी हीं. पी. को. नी कलम ६५ मी प्रमाणे कोइ माजीस्त्रेट केदनी सजा करी शके छे. ते केदनी मुदतमां वधारो करी शकतो नथी. जे माजीस्ट्रेटोना अधिकारोनी मरीयादा बांधी छे ते माजीस्त्रेटे काम शी रीते चलववुं तेनेज फकत ए कलम लगती छे.

સને ૧૮૭૩ના આઠમા આકટની કલમ ૭૦ મી પ્રમાણે નવ જણાને એકજ કલમ પ્રમાણે જુદા જુદા ગુન્હાના ગુન્હેગાર ઠરાવ્યા હતા. તેઓના મુકરદમા શાહારાનપોરના સેસનજડજે ૧૮૭૨ ના દસમા આકટની કલમ ૨૯૬ (૪૩૮) મુજબ હાઇકોર્ટમાં લખી મોકલ્યા હતા. આ સઘળાનો ફકત દંડ કરવામાં આવ્યો હતો. ને દંડ ન આપે તો તે બદલ કેદની કરેલી સજાઓ બધી ૭૦ મી કલમ મુજબ ધણામાં ધણી કેદની સજા આપી શકાય તેના ચોથા ભાગ કરતાં વધારે હતી. આ લખાણ કરવાનો મુળ મતલબ એવો હતો કે આ બધી સજાઓ પી. કો. ની ૬૫ મી કલમ તરફ નજર કરતાં કાયદા વીરૂદ્ધ છે. જસ્ટીસ ટરનરે આગળ એક એવો ફેસલો કર્યો હતો કે, આવી સજાઓ સદરહુ કલમ લક્ષમાં રાખતાં કાયદા વિરૂધ છે જે જસ્ટીસ સ્પાંકી પાસે આ બધા કાંમોનું લખાણ આવ્યું હતું તેમાં તેણે ફુલબેંચમાં એવો સવાલ લખી મોકલ્યો કે ૧૮૭૨ ના દસમા આકટની કલમ ૩૦૯ (૩૩) મીથી આવી સજા વીશે કાંઈ ખુલાસો થતો નથી. તેથી આ સજાઓ કાયદેસર છે કે નહીં?

### ફુલબેંચ તરફથી ચીફ જસ્ટીસ સ્ટુયર્ટે નીચે પ્રમાણે અભીપ્રાય આપ્યો.

સને ૧૮૭૩ નો આઠમો આકટ જેનું નામ ઉત્તર હિંદુસ્થાનની કેનાલ તથા ડ્રેનેજનો આકટછે તેની કલમ ૭૦મી માંહેલા ગુન્હાઓ માટે નવ કામોમાં કેનાલ (નેહેર) ખાતાના બે ડેપ્યુટી માજીસ્ટ્રેટે સજા કરી છે તે સજા કાયદેસર છે કે ગેરકાયદેસર છે તેને લગતો સવાલ અમોને લખી મોકલ્યો છે. એ સજાઓ દંડની કસુરી બદલ કરવામાં આવી હતી. દંડની સજાના વાજબીપણા વીશે કશોએ સવાલ નથી.

સને ૧૮૭૩ ના આઠમા આકટની ૭૦ મી કલમમાં ઠરાવ્યું છે, કે જે ગુન્હાઓના આ સક્ષ અપરાધી ઠર્યા છે, તે ગુન્હા વાસ્તે સ્થાનીક સરકાર ફરમાવે તે વર્ગના માજીસ્ટ્રેટ પાસે ગુન્હો કર્યાની વાત સાબીત થતાં ગુન્હેગારોને પચાસ રૂપૈઆ સુધી દંડ થશે, અથવા એક માસ સુધીની કેદની શીક્ષા થશે, અથવા બંનેની સજા થશે. તેથી હવે દંડની કરેલી સજાના કાયદાપણા વીશે કશોએ શક નથી. પરંતુ દંડ ન આપે તો તે બદલ જે કેદની સજા ફરમાવી છે. તે કાયદા વિરૂદ્ધ છે એમ તુરત માલુમ પડશે. સને ૧૮૭૩ ના આઠમા આકટમાં ૭૦ મી કલમ પ્રમાણે ગુન્હો સાબીત થતાં જે સજા કરવાની કહી છે તે ઉપરાંત કાંઈ વધુ ઠરાવી હોય એમ દેખાતું નથી. અને તેથી જેમ ફોજદારી કાંમોમાં સજા ફરમાવવાના જે સામાન્ય નીયમો છે તે નીયમો મુજબ આ કાયદાનો અર્થ કરવો જોઈએ. પ્રથમ તો એ વીશેનો નીયમ ૧૮૭૨ ના દસમા આકટની કલમ ૩૦૯ મીની છેલી રકમમાંથી મળી આવે છે. અને તેમાં એવું ઠરાવ્યું છે કે "જ્યારે કોઈ સક્ષને એકલા દંડની સજા કરી હોય ત્યારે તે દંડ ન આપે તો તેને બદલે કેદની સજા કરવાને માજીસ્ટ્રેટ મુખતીઆર છે, પરંતુ તેમાં એવું ઠરાવ્યું છે કે, તે સજાની મુદત આ કાયદા પ્રમાણે તે માજીસ્ટ્રેટને અધીકાર મળ્યો છે તેનાથી વધુ થવી જોઈએ નહીં."

વળી ૧૮૬૮ ના પેહેલા આકટની કલમ પાંચમીમાં ઠરાવ્યું છે કે, પી. કો. ની કલમ. ૬૩–૬૪–૬૫–૬૬–૬૭–૬૮–૬૯–૭૦ મીમાં જે નીયમો બાંધ્યા છે, તે નીયમો હવે પછી બાંધેલા કાયદાઓને અનુંસરીને દંડ કરવામાં આવે તેને લાગુ પડશે; પરંતુ તે કાયદાઓમાં ઉલટી રીતે સાફ લખ્યું હશે, તો લાગુ પડશે નહીં. સને ૧૮૭૩ના આઠમા આકટમાં ઊલટી રીતે સાફ કાંઈ ઠરાવ કરેલો નથી, અને તેથી પીનલકોડમાં ઉપલી કલમોમાં દંડ ન આપવાની કસુરી બદલ જે કેદની સજા કરવી ઠરાવી છે તેમાંથી આ કામની સજાના કાયદેસરપણા વીશે શોધવાનું છે. અને આ કલમોમાંથી ૬૪ મી તથા ૬૫ મી કલમ આ સવાલને લાગુ પડતી હોય એમ મને દેખાતું નથી. કેમકે જ્યાં સજા ફકત એકલાજ દંડની થઇ શકે, ત્યાં તેને એ કલમ લાગુ છે; પરંતુ ૧૮૭૩ ના આઠમા આકટની ૭૦ મી કલમમાં પચાસ રૂપૈઆ દંડ, અથવા એક માસ સુધીની કેદની અથવા બંનેની જુવાબદારી રાખી છે. ૬૪ મી કલમમાં ઠરાવ્યું છે કે, "જે જે બાબતમાં ગુન્હેગારને દંડની શીક્ષાનો હુકમ કરવામાં આવે તે તે બાબતમાં ગુન્હેગાર દંડ ન આપે તો તે આટલી મુદત સુધી કેદ ભોગવે. એ પ્રમાણે તે ગુન્હેગારને શીક્ષાનો હુકમ કરનારી કોર્ટ તે હુકમમાં ફરમાવવાને મુખત્યાર છે. અને તે કેદ બીજી કાંઈ કેદની શીક્ષાનો હુકમ તે ગુન્હેગારની ઉપર થયો હોય તે કેદની ઉપરાંત અથવા એક શીક્ષાને બદલે બીજી શીક્ષા કરવાના હુકમ ઉપરથી જે કેદને તે લાયક હોય તે કેદની ઉપરાંત સમજવી. તથા ૬૫ મી કલમમાં ઠરાવ્યું છે કે "અગર કોઇ ગુન્હાને માટે કેદ તથા દંડ એ બંને શીક્ષા થઈ શકતી હોય તો તે ગુન્હો કરનાર દંડ ન આપે તો તેને આટલી મુદત સુધી કેદ કરવો એ પ્રમાણે જે કોરટ ફરમાવે તેણે તે મુદત તે ગુન્હાને માટે ઠરાવેલી ઘણામાં ઘણી કેદની જે મુદત હોય તેના ચતુર્થાંશ કરતાં વધારે ઠરાવવી નહીં."

તેથી હવે જ્યારે કોઇ ગુન્હા માટે બંને જાતની સજા ઠરાવી હોય ત્યારે દંડની ક-

સુરી બદલ કેદની સજા આપી કેદની સજાના ચોથા ભાગથી વધુ થવી ન જોઈએ. એ નીયમ આ કાંમને લાગુ પડયાનું માગી આવે છે. નેહેરના ગુન્હામાં ઘણામાં ઘણી કેદની સજા એક માસની છે. અને તેથી એક માસના ચોથા ભાગ કરતાં વધારે મુદતની કેદની સજા કરવા સારૂ ડેપ્યુટી માજીસ્ટ્રેટને અધિકાર નથી. પછી તે કેદની સજા આસાન હોય કે સખત હોય તેની ચીંતા નહીં.

આ બધા ઉપરથી સાફ જણાઈ આવે છે કે, કેનાલ ખાતાના ડેપ્યુટી માજીસ્ટ્રેટે દંડની કસુરી બદલ જે કેદની સજાઓ કરેલી છે તે બધી કાયદા વિરૂદ્ધ છે. અને જેટલી વધુ પડતી છે તેટલી રદ કરવામાં આવે છે.

**પોયરસન ટરનર તથા સ્પાંકી જસ્ટીસનો એકમતે ઠરાવ:—**

કેનાલના આકટ માંહેલા ગુન્હાની સજા પચાસ રૂપીઆ સુધી દંડથી અથવા એક માસની મુદત સુધીની કેદથી અથવા એ બંનેથી થાય છે. ડી. પી. કો. ની ૬૪ મી કલમ પ્રમાણે જે દરેક કામમાં દરેક ગુન્હેગારને દંડની સજા કરવામાં આવે છે. તેમાં એવો હુકમ કરી શકાય છે કે દંડ ન આપવાની કસુરી બદલ ગુન્હેગારને કેદની સજા ભોગવવી પડશે. આ કેદ કેટલી મુદત સુધી ભોગવવી તે વાત ૬૫ મી તથા ૬૬ મી કલમોમાં જાહેર કરેલી છે. જ્યારે હરકોઇ ગુન્હાને માટે સજા દંડની તથા કેદની કહેલી છે તેમાં દંડ ન આપે તો તે ગુન્હા માટે ઘણામાં ઘણી કેદની સજા ફરમાવેલી છે તેના ચોથા ભાગની મુદત સુધીની કેદની સજા કરવા સારૂ ૬૫ મી કલમમાં મરીયાદા રાખી છે. પણ જો કોઇ ગુન્હાને માટે એકલા દંડનીજ સજા થતી હોય તો તેને માટે બીજું ધોરણ બાંધવાની જરૂર છે. અને તેટલાજ માટે ડી. પી. કો. ની ૬૭ મી કલમ ઘડાઇ છે અને દંડની સજાની રકમના પ્રમાણમાં તે ધોરણ ચોકસ કરવામાં આવ્યું છે.

કેટલેક થોડે પ્રસંગે આ કલમોથી વીપરીત પણું થાય છે. એમ અમારે કબુલ કરવું જોઇએ. કેમકે જે ગુન્હાને માટે દંડની અથવા કેદની અથવા એ બંનેની સજા ફરમાવવામાં આવી હોય તેમાં સજા તરીકે એકલો દંડ કર્યો હોય તો તે દંડ દેવાની કસુરી બદલ જે કેદની સજા કરી શકાય છે તેના કરતાં ઓછી છે. જેમકે બખેડાના ગુન્હા વાસ્તે કેદની અથવા દંડની અથવા એ બંનેની સજા થઇ શકે છે. તે ગુન્હાને વાસ્તે જો ડી. પી. કો.ની ૧૬૦ મી કલમ પ્રમાણે ગુન્હેગારના પચાસ રૂપીઆ દંડ કરવામાં આવ્યા હોય તો તે દંડ જો ન આપે તો તેને એક માસના ચોથા ભાગ સુધીની કેદની સજા થઇ શકે છે. પરંતુ જમીનના કોઈ માલેકને ડી. પી. કો. ની ૧૫૪ મી કલમ પ્રમાણે હંગામાના ગુન્હાની ખબર આપવાની કસુર કરવા સારૂ તેનો ફકત દંડ થઇ શકે છે. અને એ દંડ રૂપૈયા પચાસનો કર્યો હોય તો તે આપવાની કસુરી બદલ ગુન્હેગારને બે માસની મુદત સુધીની કેદની સજા થઈ શકે છે. આ વીપરીતપણું બહુ થોડેજ પ્રસંગે જણાય છે અને વળી તે બહુ અગત્યનું નથી, કેમકે જે ગુન્હાની સજા દંડથી કે કેદથી કીંવા બંનેથી થઈ શકે છે તેમાં ફકત દંડની સજા કરવી જોઈએ એમ કાંઈ નથી, પરંતુ કેદની સજા પણ એલાયદી કરી શકાય છે. તે ઉપરાંત દંડ આપવાની કસુરી બદલ ભોગવેલી કેદની સજાથી દંડનું વળતર આવી ચુકયું એમ કાંઇ નથી, પરંતુ એ દંડ ગુન્હેગારની જે મિલકત મળી આવે તેમાંથી વસુલ કરી શકાય છે.

સને ૧૮૭૨ ના દસમા આક્ટની ૩૦૯ મી કલમથી તે ગુન્હાની સજા પીનલકોડથી થઈ શકેછે. એટલુંજ નહીં પણ જે વખતે જે કાયદાઓ ચાલતા હોય તે પ્રમાણે સજા થ-ઈ શકે એવા ગુન્હાઓમાં હી. પી. કો. ની ૬૪ મી તથા ૬૫ મી કલમો લાગુ પડે છે. અને તેથી કેનાલના કાયદાને પણ લાગુ થાય છે. સદરહુ ૩૦૯ મી કલમમાં જે વીશેષ ઠ-રાવ કર્યો છે, તેથી હી. પી. કો. ની ૬૫ મી કલમમાં કેદની સજા કરવાની જે મર્યાદા બાં-ધી છે, તેમાં કાંઇ વૃદ્ધિ થતી નથી. કેમકે તેમ ન હત તો માજીસ્ટ્રેટોને લાગુ ન કરતાં બધી ફોજદારી અદાલતોને પણ લાગુ થાત. ને માજીસ્ટ્રેટોના શું અધિકારો છે, તેની સીમા બાંધી છે, તેઓએ કેમ વર્તવું તે સંબંધી નિયમ બાંધવા સારૂ આ કલમો રચાઇ છે. જે-મકે, જો કોઇ સેસન કોર્ટ સાપરાધ વીશ્વાસઘાતના ગુન્હેગારને સજા કરવામાં કેદ, તથા દંડની સજા ઉપરાંત એ દંડની કસુરી બદલ, સદરહુ ગુન્હાને માટે ઘણામાં ઘણી સજા ત્રણ વર્ષની છે તેના ચોથા ભાગની નવ માસની સજા કરવા ધારે તો કરી શકે છે, તે ઠેકાણે એક બીજા વર્ગનો માજીસ્ટ્રેટ જેને છ માસ સુધીની કેદની સજા કરવાનો અધીકાર છે, તે માજીસ્ટ્રેટ જ્યારે એજ ગુન્હા માટે ગુન્હેગારને અપરાધી ઠરાવી તેને કેદની તથા દંડની સ-જા કરવા ધારે તો, માત્ર તેને દંડની કસુરી બદલ છ માસના ચોથા ભાગની મુદત સુધી-ની કેદની સજા આપી શકે છે. અને કદાપી સદરહુ ગુન્હેગારને માત્ર દંડની સજા કરે તો ૧૮૭૨ ના દસમા આક્ટની ૩૦૯ મી કલમના બીજા નંબરના ખાસ ઠરાવ પ્રમાણે દંડ ન આપ્યાની કસુરી બદલ છ માસ સુધીની કેદની સજા આપવી હોય તો આપી શકેછે. કાયદા પ્રમાણે તો નવ માસ સુધી આપી શકાય છે. એ કલમના ખાસ ઠરાવોનો ખુલાસો કરવા આ વિચારો કામના છે. હી. પી. કો. ની કલમ ૬૫ મી અનુસાર જેટલી મુદતની કેદની સજા કરી શકાય તે કરતાં વધુ મુદતની કેદની સજા કરવાનો માજીસ્ટ્રેટને જે અખ-તીયાર છે, તેમાં એ વીશેષ ઠરાવોથી વધારો થઇ શકે છે એમ સુચવી શકાય છે.

જે કેનાલનો ગુન્હો કેદ તથા દંડની સીક્ષા કરવા લાયક છે તેના કામમાં દંડ ન આપવાની કસુરી બદલ ઘણામાં ઘણી મુદતની કેદની સજા એક માસના ચોથા ભાગની છે અને જો માજીસ્ટ્રેટ તેવા ગુન્હાને માટે ગુન્હેગારને દંડની સજા કરે તો તે દંડ ન આપવાની કસુરી બદલ ઉપર કહેલી મુદત કરતાં લાંબી મુદતની કેદની સજા આપી શકતો નથી.

**કલમ ૬૫**
૩
તા૦૧૮–૧–૮૭
ઈ.૧૦ મ. પા.૧૬૫
હી. પી. કો.ની૬૫ મી કલમ પ્રમાણે હ રકોઈ માજીસ્ટરેટ જે સજા કરેછે તે સજામાં વધારો કર વાનો ફોજદારી કામ ચલાવવાની રીત ના કાયદાની કલમ ૩૩મીથી અધીકાર મળતો નથી.

सने १८८२ ना फोजदारी कांम चलाववानी रीतना कायदानी ३३ मी कलमथी कोइ माजीस्त्रेटने ही. पी. को. नी ६५ मी कलममां जे मुदत ठरावी छे तेथी वधु मुदतनी दंड न आपवानी कसुरी बदल केदनी सजा आपवानो अधीकार मळतो नथी. रांणी वीरुद्ध महमद साहेबनो ( १म.पा. २७७ ) फेसलो सने १८८१ मां रद थओ छे.

કરનાના જીલ્લા માજીસ્ટ્રેટે આ મુકરદમો હાઇકોર્ટનો હુકમ થવા સારૂ ફોજદારી કાંમ ચલાવવાની રીતના કાયદાની ૪૩૮ મી કલમ અનુસાર મોકલ્યો હતો.

છાકટા થઈને શરીઆંમ રસ્તે હરકત કર્યાના ગુન્હા માટે હી. પી. કો. ની ૫૧૦ મી કલમ પ્રમાણે વેંકટેસા ગાડુ તથા ચાર બીજાઓને મંગલગીરીના એક બીજા વર્ગના માજીસ્ટ્રેટે અપરાધી ઠરાવ્યા હતા. તેમાંથી ત્રણ બંધવાઓને તેણે ૧૨ કલાક આસાન કેદની, અને દરેકના પાંચ રૂપૈઆ દંડની અને તે દંડ ન આપે તો બીજા બે દીવસ આસાન કેદની સજા કરી હતી. અને બાકીના બેને, દરેકને ત્રણ ત્રણ રૂપૈઆ દંડની અને તે દંડ ન આપે તો બે દીવસ આસાન કેદની સજા કરી હતી. સઘળો દંડ વસુલ થએલોછે.

જીલ્લા માજીસ્ટ્રેટે આ મુકરદમો એવા કારણથી લખી મોકલ્યો છે કે આ ગુન્હા માટે ઘણામાં ઘણી સજા ચોવીશ કલાક આસાન કેદની છે. તો છ કલાક ઉપરાંતની વીકલ્પ રીતની સજા પી. કો. ની ૬૫ મી તથા ફોજદારી કાંમ ચલાવવાની રીતના કાયદાની ૩૩ મી કલમો પ્રમાણે કાયદાથી ઊલટી છે.

જસ્ટીસ મુતુ સ્વામી આયરે તથા જસ્ટીસબ્રાંન્ટે આ મુકરદમો ફુલબેંચ પાસે મુંકેલો છે.

## સરકાર તરફથી પોવેલ સાહેબ.

## ફુલબેંચનો (ચીફજસ્ટીસકોલીંસ તથા જસ્ટીસ કરનાંન, મુતુસ્વામી આયર, બ્રાંન્ટ, અને પારકરનો) ઠરાવઃ—

રાણી. બિ. મહમદ સાહેબનો ફેસલો સને ૧૮૮૧ માં ફુલબેંચે રદ કર્યો છે. માટે અમે છેવટના ફેસલાને વળગી રહીએ છીએ. જુઓ વળી મહારાણી કેસરેહિંદ. વિ. દરબા. (૧ અ. ૪૬૧)

ઉપર સુચવેલો ફેસલો છપાયો નથી. પરંતુ વેર સાહેબના ફોજદારી ડાઇજેસ્ટમાં પ્રસીધ થએલો છે અને તે નીચે પ્રમાણે છે.

મદ્રાસ હાઈકોર્ટનું રોજ કાંમ નંબર ૯૯૪ તારીખ ૧૮–૫–૮૧નું થએલું છે તે વખતે તેનો ઠરાવ કરવામાં આવ્યો છે અને જે નીચે પ્રમાણે છે આ મુકરદમાના પ્રતીવાદીને એક બીજા વર્ગના માજીસ્ટ્રેટે દસ રૂપૈઆ દંડની અને તે ન આપે તો તે બદલ એક માસ આસાન કેદની સજા કરી હતી. પ્રતીવાદી. હી. પી. કો. ની ૫૧૦ મી કલમના ગુન્હાનો અપરાધી ઠર્યો હતો.

જીલ્લા માજીસ્ટ્રેટની મારફતે એક જોઇન્ટ માજીસ્ટ્રેટે નમ્રતા પુર્વક લખી મોકલ્યું છે કે દંડ ન આપવાની કસુરીમાં કેદની સજાની મુદત કાયદામાં ઠરાવી છે. તે કરતાં વધુ પડતી છે. અને આ ગુંન્હાને માટે સ્વતંત્ર કેદની સજાની મુદત માત્ર ચોવીસ કલાકની છે તો પછી બીજા વર્ગના માજીસ્ટ્રેટને દંડ ન આપવાની કસુરીમાં છ કલાક ઉપરાંત વધુ મુદતની કેદની સજા કરવાનો અખતીયાર નથી.

## જસ્ટીસ ઇન્સનો ઠરાવ.

જે કેદની સજા કરેલી છે તે બે શક કાયદા વિરૂદ્ધ છે. અને કાંમ ચલાવીને તેના ઉપર થએલી સજા ટકાવી શકાતી નથી.

એ કામનો મુદાનો ભાગ નીચે પ્રમાણે છે.

"પરંતુ જો સજા માત્ર દંડનીજ હોય તો તે ન આપવાની કસુરી બદલ કેદની સ-

જાની મુદત સદરહુ ગુન્હાને માટે માજીસ્ટ્રેટને કરવાનો અધીકાર હોય તે પુરે પુરી પણ થઈ શકે છે." તેથી આ માજીસ્ટ્રેટને જ્યારે એકલી દંડનીજ સજા કરવાની હતી તો તે ન આપવાની કસુરી બદલ કેદની સજા આપવાની મુદત બે પ્રકારે તેને જોવાની હતી.

પેહેલો પ્રકારઃ—સદરહુ ગુન્હાને માટે સ્વતંત્ર કેદની મુદત ઠરાવી છે તેનું ઉલંઘન તેનાથી થઈ શકતું નથી; કેમકે તેમ કરવા જાય તો તે ગુન્હાને માટે જે કેદની સજા કરવાનો અખતીયાર છે તેની મર્યાદા બહાર ગયા જેવું થાય છે.

બીજો પ્રકારઃ—જે કેદની સજા હું આપું છઊં, તેની મુદત માજીસ્ટ્રેટ તરીકે જે મને અધીકાર છે, તેથી વધુ છે કે નહીં તે તેણે જોવું જોઇએ. જો તેમ થતું ન હોય તો તેને જેટલી સજા કરવાનો અખતીયાર છે, તેટલી આખી સજા દંડ ન આપવાની કસુરી બદલ થઈ શકે છે. જો તેના અધીકાર ઉપરાંત જતી હોય તો, પછી પોતાના અખતીયાર પ્રમાણે માત્ર તે સજા તે કરી શકે છે. આ કાંમમાં માજીસ્ટ્રેટે માત્ર એટલોજ વિચાર કર્યો છે કે, મારી સાધારણ સતા કેટલી છે; સદરહુ ગુન્હા માટે કેટલી સજા કરવાની તેની સત્તા છે તેનો વિચાર કરવાની તેણે કસુર કરી છે. આ કાંમમાં તેના અખતીયારની મુદત ૨૪ કલાકની છે, દંડતો અપાઇ ગયો છે એટલે એક માસની કેદની સજાની મુદત રદ કરવા સારૂજ આ હાઇકોર્ટ ફ્કત વચમાં આવે છે.

ફોજદારી કાંમ ચલાવવાની રીતના કાયદાની ૩૦૯ મી કલમ (૩૩) ના છેલા ભાગમાં "કાયદા પ્રમાણે થઇ શકતી હોય." એ શબ્દોનો અર્થ આ મુકરદમો લખી મોકલનાર માજીસ્ટ્રેટે એવો કરવો જોઇએ કે " જે મુદત. હો. પી. કો. ની ૬૫ મી કલમમાં બાંધી છે " તે પ્રમાણે હવે એ ૬૫ મી કલમમાં તો ફ્કત સ્વતંત્ર કેદની સજાના ચોથા ભાગની મુદત સુધીની સજા કરવાનું કહેલું છે. માટે જ્યાં એકલી ફ્કત દંડની સજા કરી છે ત્યાં તે દંડ ન આપવાની કસુરી બદલ ઉપર ઠરાવેલી મર્યાદાની બહાર જઈને જે કેદની સજા કરી છે તે બીલકુલ કાયદાથી ઊલટી છે. ગમે તે પ્રકારનો વિચાર કરીએ તોપણ માજીસ્ટ્રેટે કરેલી કેદની સજા કાયદા વિરૂદ્ધ છે એમાં કશોએ વાંધો નથી.

**જસ્ટીસ હ્યુચીંસનો ઠરાવઃ**—આ લખાણના સવાલનો ગમે તે પ્રકારે વિચાર કરીએ છૈએ, તેથી કરેલી સજા ખોટી ઠરે છે; કેમકે "કાયદા પ્રમાણે થઇ શકતી હોય" એ શબ્દોનો ગમે તે અર્થ કરીએ તોપણ ૫૧૦ મી કલમના ગુન્હા માટે એક માસની કેદની સજા થઈ શકતી નથી. હવે વધારે ઉપયોગી સવાલ એટલોજ જોવાનો રહે છે કે, ફોજદારી કાંમ ચલાવવાની રીતના કાયદાની ૩૦૯ મી કલમની ત્રીજી રકમમાં જે શબ્દો લખ્યાછે તે શબ્દનો અર્થ આ અદાલતે કર્યો છે કે "સદરહુ ગુન્હા માટે પુરે પુરી સ્વતંત્ર સજા તરીકે જે સજા કાયદા પ્રમાણે થઈ શકતી હોય " તે પ્રમાણે કરવો કે અલાહબાદની હાઇકોર્ટે (માહારાણી વિ. દરબા. ૧ અ, પા. ૪૬૧)માં ઠરાવ્યું છે કે પી. કો. ની. ૬૫ મી કલમ તથા તે ગુન્હાને જે કલમ પીનલકોડની લાગુ પડતી હોય તે બંને કલમો "ભેગી કરીને" જે કેદની સજા કાયદા પ્રમાણે થઈ શકતી હોય, તે કરવી જોઇએ એ અર્થ કરવો.

"કાયદા પ્રમાણે થઈ શકતી હોય." એવું સામાન્ય રીતનું વાક્ય જ્યાં લખ્યું હોય ત્યાં તે વાક્યનો ઘણામાં ઘણો સ્વભાવીક અર્થ એ છે કે "સદરહુ કાયદામાં જે નીયમો

બાંધ્યા છે તે બધા ભેગા લેતાં થઇ શકે તે." આ અર્થ ખોટો છે એમ કોઇનાથી ભાગ્યેજ કહેવાશે. જો કાયદા કરનારાઓની એવીજ મતલબ હોય કે જે ખાસ તે ગુન્હાને માટે લાગુ પડે તેજ કલમ શીવાય બીજી કલમ જોવી નહીં. તો પછી એ અર્થ બતાવવામાં યોગ્ય શબ્દો શોધી કાઢવાની બીલકુલ મુશીબતી નોતી. "તે ખાસ ગુન્હાને માટે કાયદા પ્રમાણે થઇ શકતી હોય" એ વાક્ય રચના બાંધવાની તેઓની મતલબ ખુશીથી પાર પડત. માટે ૩૦૯ ભસે એકલી હત, અને તેનો જે સ્વભાવીક અર્થ થવો જોઈએ, તે અર્થ અલ્લાહબાદ હાઈકોર્ટે કરેલો છે એમ હું ધારૂં છું. જે માજીસ્ટ્રેટે આ લખાણ કરેલું છે-તેણે આવો નીર્ણય કરવા સારૂ બીજા કારણો પણ બતાવ્યાં છે. કેદની સજા ઉપરાંત દંડની સજા થઈ શકે એવાજ ગુન્હાઓને માટે સદરહુ કલમમાં નીયમ બાંધવાની મતલબ રહેલી છે. અને તેનો પહેલો પારેગ્રાફ એવી મતલબનો છે કે, આવા સઘળા ગુન્હાઓમાં કરવાની સજા માત્ર દંડની હોય, અથવા દંડ સાથે કેદની હોય, તથા ઇનસાફ કરનારી અદાલતને મર્યાદા સહીત હકુમત હોય, અથવા તે ગુન્હા માટે જે સજા પુરેપુરી લખી હોય, તે બધી આપવાનો અખતીયાર હોય, કીંવા તે પ્રમાણે તે ન હોય તો પણ કેટલી મુદત સુધી કેદની સજા કરવી તે વીશેનું ધોરણ ઈ. પી. કો. ની ૬૪ તથા ૬૫ મી કલમોમાં બાંધેલું છે બીજા શબ્દોમાં કહેવામાં આવે તો તેનું એક સામાન્ય તત્વ એવું હતું કે જ્યાં સ્વતંત્ર સજા તરીકે કેદ કરવાનું ઠરાવ્યું હોય ત્યાં ઘણામાં ઘણી સ્વતંત્રી સજા કામમાં લખી હોય તેના ચોથા ભાગની મુદતની સજા કરતાં વધુ સજા કોઇ ફોજદારી અદાલતે વીકલ્પ રીતે કરવી નહીં.

ત્યાર બાદ વીશેષ ઠરાવ લખેલો છે અને પાછલી કલમોથી માજીસ્ટ્રેટના કેદ કરવાના અધીકારની મર્યાદા બંધાણી હોય તેને માટે તે ઠરાવ લાગુ પડે છે. જો તેઓની મરજી કેદની તથા દંડ કરવાની હોય તો દંડ ન આપવાની કસુરી માટે જાદે કેદ કરવાનો તેઓનો અધીકાર વધુ ટુંકો થાય છે. કોઇ ચોકસ ગુન્હા માટે ઘણામાં ઘણી કેદની સજા લખી છે તેના ચોથા ભાગ કરતાં વધુ તેઓએ સજા નહીં કરવી એટલુંજ, પણ જે પાછલી કલમોથી તેઓની સામાન્ય સત્તામાં કમતી પણું કરવામાં આવ્યું હોય તેની મુદતના ચોથા ભાગની મુદતથી પણ તેઓએ વધારે સજા કરવી નહીં.

ત્યારબાદ જીકરવાળી પેટા કલમ લખેલી છે. તે વળી ફકત માજીસ્ટ્રેટોને લાગુ પડે છે. પરંતુ જે ગુન્હાઓમાં તેઓએ સ્વતંત્ર કેદની સજાની મુદતમાંથી ચોકસ મુદતની કેદની સજા આપવી ધારી હત તો અપાત, પણ તેમ નહીં કરતાં માત્ર દંડની સજા આપી હોય, તે વીશેનો તેમાં નીયમ બાંધેલો છે. આને પ્રસંગે પાછલી પેટા કલમથી માજીસ્ટ્રેટોના અધીકારમાંથી વધારે કરેલું કમીપણું દુર થઈ જાય છે, અને જો તે સજા બીજી રીતે કાયદા પ્રમાણે થઇ શકે એવી હોય તો માજીસ્ટ્રેટને સામાન્ય રીતે જેટલી સજા કરવા અખતીઆર છે તેટલી પુર અખતીયારવાળી કરવી હોય તો તે કરી શકે છે. જ્યારે કોઇ ચોકસ ગુન્હાને માટે ઘણાણું ઘણી જે સ્વતંત્ર સજા ઠરાવી હોય, તેના ચોથા ભાગ કરતાં વધુ મુદતની વીકલ્પ રીતે કેદની સજા એકે પ્રસંગે "કાયદા પ્રમાણે થઇ શકતી હોય," એમ હું ધારતો નથી. માટે મામદ સાહેબના કામમાં આ અદાલતે જે ઠરાવ કર્યો છે. તે રદ કરવાનું માહાઈ

મલણુ થાય છે. તેની સાથે માહરે એટલું વધુ કહેવાનું છે કે ૩૦૯ મી કલમમાંજ સાફ રીતે જણાવ્યું છે કે, હરકોઇ માણુસને કેટલી સજા કરવી તે વાત પીનલકોડ જોઇને નકી કરવી. ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાથી કોઇ પ્રકારે સજા કરવામાં ન્યુનાધીકતા થતી નથી. અને જે અમલદારોને સજા કરવાની હોય, તથા જુદા જુદા વર્ગની કોર્ટો ક્યાં સુધી સજા કરી શકે છે તેમની સાથેજ એ કાયદો નીસબત રાખે છે.

## ચીફ જસ્ટીસ ટરનરનો ઠરાવઃ—

ઈ. લો. રી. ૧ મ. ૨૭૭ મે જે આ અદાલતનો ઠરાવ પ્રસીદ્ધ થયો છે. તે માહારા વિચાર પ્રમાણે કાયમ રહી શકે એવો નથી.

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૩૦૯ (૩૩) મી કલમથી એવું જાહેર કરેલું છે કે, કોઇ પણ અપવાદ વગર બધી ફોજદારી અદાલતોએ જે વખતે જે કાયદો ચાલુ હોય તે કાયદા પ્રમાણે કેદ તથા દંડથી સજા થઈ શકે એવા દરેક ગુન્હાના કામમાં દંડ ન આપવાની કસુરી બદલ જે કેદની સજા આપવી પડે, તેમાં પોતે હી. પી. કો. ની ૬૪ તથા ૬૫ મી કલમોમાં જે નીયમો બાંધ્યા છે, તે નીયમો પ્રમાણે ચાલવું.

જે કાંમ ચલાવવાના કાયદામાં અદાલતોના અધીકારો જાહેર કર્યા છે, તે કાયદા કરતાં જે કાયદામાં સજાઓ જાહેર કરી છે, તે પીનલકોડના કાયદામાં વાસ્તવીક રીતે આ ઠરાવની સામાન્ય રીતે જગા કરવી જોઈએ; પરંતુ હીંદુસ્તાનના પીનલકોડના નીયમો તેજ કાયદાથી સજા થઇ શકે એવા ગુન્હાઓ માટે બાંધી રાખ્યા હતા. અને જો કે જનરલ કલોઝીસ આક્ટ, (સામાન્ય વાક્યોનો કાયદો) તેની પાંચમી કલમ અનુંસાર જે કોઈ કાયદો હવે પછી પસાર થાય, અને જેમાં ઊલટી રીતનો નીયમ બાંધ્યો હોય તો, તે કાયદા પ્રમાણે દંડની સજા કરવામાં આવે, તેને પણ પીનલકોડના નીયમો લંબાવીને લાગુ પાડયા છે. તોપણ જે કાયદામાં ફોજદારી અદાલતોના અધીકારો પ્રસીદ્ધ કર્યા છે, તે કાયદામાં પીનલકોડની ૬૪ તથા ૬૫ મી કલમોના નીયમો જે કાયદો જે વખતે ચાલુ હોય, તેમાં દંડથી સજા થઇ શકે એવા દરેક ગુન્હાને લાગુ કરવાનું સગવડવાળું હતું.

૩૦૯મી કલમની મુખ્ય રકમનો આવો હેતુ હોવાનું, હું સમજું છઊં. પરંતુ જુદા જુદા વર્ગની ફોજદારી અદાલતોના શુંશું અધીકારો છે, તે પ્રસીદ્ધ કરવામાં, સ્વતંત્ર સજાના ભાગ તરીકે કેદની સજા કરવામાં માજીસ્ટ્રેટોને અપાએલી સત્તામાં ઘટાડો કર્યો છે. તેથી દંડ ન આપવાની કસુરી બદલ કેદની સજા કરવાનો માજીસ્ટ્રેટોને જે અધીકારો અપાયાછે, તેમાં પણ કાંઇ ઘટાડો કરવાનું જરૂર હતું. આવી મતલબથી ૩૦૯ મી કલમની બીજી તથા ત્રીજી રકમો રચવામાં આવીછે. જે કામોમાં માજીસ્ટ્રેટ કેદની તથા દંડની સજા કરી શકેછે, તે વીશેનું બ્યાન બીજી રકમમાં કરીને, તેમાં એમ જાહેર કરેલું છે કે તેવા કામોમાં દંડ ન આપવાની કસુરી બદલ વધુ કેદની સજા કરવી પડેતો, જે સજા સ્વતંત્ર સજાના ભાગ તરીકે માજીસ્ટ્રેટને જે અધિકાર મળ્યો હોય, તેના આખા ભાગના ચોથા હીસ્સા કરતાં તે સજા વધવી જોઇએ નહીં. જે કામોમાં માજીસ્ટ્રેટ માત્ર દંડની સજા કરતો હોય તે વિશેનું ત્રીજી રકમમાં બ્યાન કરીને તેમાં એવું ફરમાવ્યું છે કે, તેવાં

કામોમાં દંડ ન આપવાની કસુરી બદલ ચોક્કસ મુદત સુધીની કાયદા પ્રમાણે થઇ શકતી હોય, તેવી કેદની સજા માજીસ્ટ્રેટને કરવી હોયતો, તે કરી શકે છે; પણ તે એવી શરતે કે આ કાયદા પ્રમાણે તેનો જે અધિકાર છે, તેથી વધુ થવી જોઈએ નહીં.

**જસ્ટીસ મુતુ સ્વામી આયર:—**

હરકોઈ ગુન્હો કેદ તથા દંડની સજાથી શીક્ષા કરવા લાયક છે, એવું ઈ. પી. કો. ની ૬૫ મી કલમમાં આગળથી ચીતવન કરી રાખ્યા પછી, એજ કાયદામાં તે ગુન્હા માટે જે સ્વતંત્ર સજા ઠરાવી છે, તેના ચોથા ભાગની ઘણામાં ઘણી કેદની સજા વીકલ્પ રીતે આપવાનું નકી કરેલું છે. વીશેશ અથવા સ્થાનીક કાયદાઓમાં જે ગુન્હાઓ ઠરાવેલા છે, તેને માટે કેદની અથવા દંડની સજા કરવી હોયતો થઇ શકે છે; અને ૩૦૯ મી કલમનો પેહેલો પારીગ્રાફ તેવા ગુન્હાઓને પી. કો. ની ૬૫ મી કલમ લાગુ પડે છે. હરકોઈ માજીસ્ટ્રેટ એક કાંમનો ઠરાવ કરીને, સજામાં કેદની સજા ખરેખરી કરી હોય, તેની સાથે ૩૦૯ મી કલમનો બીજો પારીગ્રાફ સંબંધ રાખેછે; અને પછી તેમાં એવું ફરમાન કરેલુંછે કે તેવા કામમાં વીકલ્પ રીતની સજા કરવી, તે ઘણામાં ઘણી સજા ઠરાવી હોય, તેના ચોથા ભાગથી વધુ કરવી નહીં. તથા પોતાને સજા કરવાનો જે અધીકાર હોય તેનાથી પણ વધુ થવી જોઇએ નહીં.

જે કામમાં ફકત દંડનીજ સજા કરવી જોઈએ, તે કામની સાથે તેનો છેલો પારીગ્રાફ સંબંધ રાખેછે; અને તેમાં એવું પણ ઠરાવ્યું છે કે, બીજા પારીગ્રાફથી જે હુકુમતમાં જે વિશેષ ઘટાડો કર્યો છે, તે આવા કામમાં લાગુ પડશે નહીં. આ બધા પારીગ્રાફ ભેળા કરીને વાંચશું તો જણાશે કે, કાયદામાં જે સ્વતંત્ર સજા ઠરાવી છે, તે સજાના ચોથા હીસ્સા કરતાં વધુ સજા વિકલ્પ રીતે કરવી નહીં એવું જે પેહેલા પારીગ્રાફમાં બંધન રાખ્યું છે, તે જે જે કામોમાં કેદ અથવા દંડની સજા થઇ શકતી હોય એવા સઘળા ગુન્હાઓને લાગુ પડે છે. પછી ખરેખરી કરેલી સજા કેદની હોય કીંવા દંડની હોય, તેની ચીંતા નહીં; પરંતુ જે ગુન્હાને માટે એકલા દંડનીજ સજા થઈ શકવી હોય, તે ગુન્હાના કામમાં ૩૦૯ મી કલમના પેહેલા તથા બીજા પારીગ્રાફમાં જે બંધનો લખ્યાં છે, તે બંધનો લાગુ પડતાં નથી. ૩૦૯ મી કલમના પેહેલા પારીગ્રાફમાં એવા શબ્દો લખ્યા છે કે "પછી કેદની સજા સાથે અથવા તે વગર" માંમદ સાહેબના ફેંસલાથી એ શબ્દોનો અમલ થતો નથી. વળી તેજ કલમના ત્રીજા પારીગ્રાફમાં એવા શબ્દો લખ્યા છે કે "કાયદા પ્રમાણે થઈ શકતી હોય" તો તે શબ્દો પી. કો. ની ૬૫ મી કલમને લાગુ પડતા નથી. એમ અવશ્ય રીતે અનુમાન કરવું જોઈએ, એવું કાંઈ તેમાં નથી. તથા પીનલકોડની ૬૫ તથા ૬૬ મી કલમમાં જે નિયમો બાંધ્યા છે, તેથી વીકલ્પ રીતે કેટલી કેદની સજા કરવી તે વીશેના તે નથી.

ગમે તે પ્રકારે વિચાર કરતાં, આ કામમાં કરેલી સજા કાયદા વિરૂદ્ધ છે; માટે રદ કરવી જોઈએ.

**જસ્ટીસ ઇન્સનો ઠરાવ.**

ચીફ જસ્ટીસ તથા બીજા જસ્ટીસોના અભીપ્રાયો વાંચવાનો લાભ મળતાં મારો એવો અભીપ્રાય છે કે માંમદ સાહેબના કામમાં કરેલો ઠરાવ ભુલ ભરેલો છે. માટે તે રદ કરવો જોઈએ.

---

## કલમ ૬૬ મી

૬૬. દંડ ન આપવાને સારૂ જે કેદનો કોરટ હુકમ કરે તે કેદ, તે દંડ ન આપે ગુન્હાને માટે ગુન્હેગારને જે પ્રકારની કેદની શીક્ષાનો હુકમ થઇ શકે, તે તોકેદનોપ્રકાર પ્રકારની થઈ શકે.

## કલમ ૬૭.

**અગર દંડની શીક્ષા થઇ શકે એવો ગુન્હો હોય, તો તે દંડ ન આપે તો કોરટ જે કેદની શીક્ષા કરે તે આસાન હોવી જોઇએ અને દંડ ન આપે તેને બદલે તે ગુન્હેગારને કેદ કરવાનું કોરટ ફરમાવે તેની મુદત નીચે લખી છે તે કરતાં વધારે ન હોવી જોઇએ:—એટલે દંડની રકમ પચાસ રૂપીયાથી વધારે ન હોય, તો કેદની મુદત બે મહીનાથી વધારે ન હોવી જોઇએ; અને દંડની રકમ એકસો રૂપીયાથી વધારે ન હોય, તો કેદની મુદત ચાર મહીનાથી વધારે ન હોવી જોઇએ. અને બીજી કોઇ બાબતમાં છ મહીનાથી વધારે ન હોવી જોઇએ.**

ગુન્હાની શિક્ષામાં દંડજ થઈ શકતો હોય ત્યારે અગર દંડ ન આપે તો કેદની મુદત.

## મહારાણી વિ. આશગરઅલી.

કલમ ૬૭

૧

તા. ૧૩–૮–૮૩. ઈ. ૬ અ. પા. ૬૨ સંક્ષેપ ઈનસાફના કામમાં ૩ માસની મુદતસુધીની સજા કરવાની હદ બાંધી છે તે દંડની કસુરી બદલ કરેલી કેદની સજાને લાગુ નથી.

दंड न भरवानी कसुरी बदल आसान केदनी सजा करवामां आवे एवां कामोमां क्री. मो. कोडनी २६२ कलम. जे कलमथी संक्षेप रूपना इनसाफोमां, केटले सुधी सजा करवानी हद बांधी छे, ते कलम लागु पडती नथी; केमके ते कलम फक्त स्वतंत्र केदनी सजाने लगती छे.

અલીગઢના સેસન જડજે આ મુકરદમો, હાઇકોર્ટમાં હુકમ થવા મોકલ્યો હતો. આશગરઅલી જે એક ખેડુત હતો, તેણે અફીણમાંથી ચોરી કરી, તે ગુન્હા સારૂ, એક માજીસ્રેટે તેનો સંક્ષેપ રીતે ઈનસાફ કર્યો. આ ગુન્હાની સજા સને ૧૮૫૮ ના ૧૩ મા આક્ટની ૧૯ મી કલમ મુજબ થઇ શકે એવી છે. એ ગુન્હાનો તેને અપરાધી ઠરાવી, તેના ૬૦ રૂપૈઆ દંડ કર્યો. અને જો તે દંડ ન આપે તો, તેણે ચાર માસ સુધી દીવાની જેલમાં રેહેવાનો હુકમ કર્યો. ક્રીમીનલ પ્રોસીજર કોડની કલમ ૩૩ મી તથા ૨૬૨ મી કલમો તરફ લક્ષ આપતાં, સેસન જડજનો એવો અભિપ્રાય થયો છે કે, સંક્ષેપરૂપના ઇનસાફના કામોમાં ૩ મહિના ઉપરાંતની, કેદની સજા કરતાં વધારે સજા દંડની કસુરી બદલ માજીસ્રેટને કરવા અધિકાર નથી. તેથી તેણે આ કામ હાઈકોર્ટમાં લખી મોકલ્યું છે.

### જસ્ટીસ ટાયરલનો ઠરાવ.

આમાં વચે આવવાનું કારણ નથી. સને ૧૮૮૨ ના દસમા આકટની ૨૬૨ મી કલમ સ્વતંત્ર કેદની સજાને લાગુ પડે છે. દંડ ન આપવાની કસુરી બદલ આસાન કેદની સજા આપી હોય, એવા કામોમાં ૩૨ મી તથા ૩૩ મી કલમો લાગુ પડે છે. સને ૧૮૮૨ ના ૮ મા આકટથી સુધર્યા પછીની ૬૭ મીના નિયમને ૧૮૮૨ ના આકટ ૧૦ માના બાબ ૨૨ માથી કશોએ બાધ આવતો નથી.

---

### કલમ ૬૮ મી

૬૮. દંડ નહી આપવાથી જે કેદ કરી હોય, તે કેદ, તે દંડ આપવામાં આવે અથવા કાયદાના હુકમથી વસુલ કરવામાં આવે એટલે બંધ થશે.

તે કેદ દંડ આપે કે બંધ થાય

### કલમ ૬૯ મી

૬૯. દંડ નહી આપે તેને માટે કેદની મુદત ઠરાવી હોય, તે મુદત પુરી થતાં પેહેલાં અગર તે દંડનો એટલો ભાગ આપવામાં કે વસુલ કરવામાં આવે, કે દંડનો જેટલો ભાગ બાકી રહ્યો હોય તેના પ્રમાણમાં દંડ ન આપ્યાથી ભોગવેલી કેદની મુદત ઓછી ન હોય, તો કેદ બંધ થશે.

દંડના હીસાબે નીકળે તેટલો ભાગ આપે કે કેદ બંધ થાય.

### દ્રષ્ટાંત.

અ ને શીક્ષાનો એવો હુકમ થયો છે કે તે એકસો રૂપીયાનો દંડ આપે, અને દંડ ન આપે તો ચાર મહીના કેદ રહે. હવે એ ઠેકાણે તે કેદનો એક મહીનો પુરો થતાં પેહેલાં તે દંડમાંના પોણોસો રૂપીયા આપવામાં કે વસુલ કરવામાં આવે, તો પેહેલો મહીનો પુરો થાય એટલે તુરત અ ને છોડી મુકવામાં આવશે. જો પેહેલો મહીનો પુરો થાય તે વખતે અથવા ત્યાર પછી અ કેદમાં છતાં કોઇ બીજી વખતે, પોણોસો રૂપીયા આપવામાં કે વસુલ કરવામાં આવે તો અ ને તુરત છોડી મુકવામાં આવશે. જો કેદના બે મહીના પુરા થતાં પેહેલાં તે દંડમાંના પચાસ રૂપીયા આપવામાં કે વસુલ કરવામાં આવે, તો બે મહીના પુરા થાય એટલે તુરત અ ને છોડી મુકવામાં આવશે. જો તે બે મહીના પુરા થાય તે વખતે અથવા ત્યાર પછી અ કેદમાં છતાં કોઈ બીજી વખતે, પચાસ રૂપીયા આપવામાં કે વસુલ કરવામાં આવેતો, અ ને તુરત છોડી મુકવામાં આવશે.

### કલમ ૭૦ મી

૭૦. દંડ અથવા તેનો જેટલો ભાગ આપવાનો બાકી રહે તેટલો ભાગ, શિક્ષાનો હુકમ થયા પછી છ વરષ સુધીમાં કોઇપણ વખતે, વસુલ થઇ શકે, અને અગર તે શિક્ષાના હુકમ મુજબ ગુન્હેગાર છ વર્ષ કરતાં વધારે મુદતની કેદને લાયક હોય તો તે મુદત પુરી થતાં પહેલાં કોઇપણ વખતે વસુલ થઇ શકે; અને ગુન્હેગારના મોતથી જે મીલકત તેનું મરણ થયા પછી તેના કરજને સારૂ કાયદા પ્રમાણે જવાબદાર હોય, તે મીલકત તે દંડની જવાબદારીમાંથી છુટતી નથી.

દંડ છ વર્ષસુધીમાં અથવા કેદની મુદત સુધીમાં કોઇપણ વખતે વસુલથઇ શકે.

ગુન્હેગારના મોતથી તેની માલ મિલકત જવાબદારીમાંથી છુટતીનથી.

## કલમ ૭૧.

૭૧. જો જે વસ્તુ ગુનોહછે તે જુદા જુદા ભાગોથી બનેલી હોય, અને તે ભાગો માંહેલો હરકોઇ ભાગ જાતેજ ગુનોહ હો. ય, તો, એથી બીજી રીતે કરવું એવો સાફ ઠરાવ ન કરયો હોય તો, ગુનેગારને તે તેના ગુનાહોમાંના એક કરતાં વધારે ગુનાહની શિક્ષા કરવી નહી.

જે ગુન્હો ઘણાગુન્હાઓથી બનેલો હોયતેની શીક્ષાની હદ.

### દ્રષ્ટાંતો.

(અ) અ ઝ ને એક લાકડીથી પચાસ સપાટા મારે, તો એ ઠેકાણે એ સઘળા મારથી, તથા તે સઘળા મારમાં જેટલા સપાટા આવ્યાછે તેમાંના હરએક સપાટાથી પણ ઝ ને બુદ્ધિપુરવક વ્યથા કરવાનો ગુનોહ અ એ કરયો હોય એમ બની સકેછે. હવે જો તે હરએક સપાટાને માટે અ શિક્ષા લાયક હોય, તો દરએક સપાટાને સારૂ એક વરસ એ પ્રમાણે પચાસ વરસની કેદ અ ને થઇ સકે. પણ સઘળા મારને સારૂ એકજ શિક્ષાને તે લાયક છે.

(બ) પણ અ ઝ ને મારે છે એટલામાં ય વચે પડે અને અ ઇરાદાથી ય ને મારે, તો ઝ ને બુદ્ધીપુરવક વ્યથા કરવાની એક શિક્ષાને, તથા ય ને સપાટો મારયો તેની બીજી શિક્ષાને અ લાયક છે કેમકે જે કામથી અ એ ઝ ને બુદ્ધીપુર્વક વ્યથા કરી તે કામનો ય ને મારેલો સપાટો કાંઇ ભાગ નથી.

"જ્યારે કાંઇ પણ વસ્તુ, જે ચાલુ કાયદા ઉપરથી ગુનાહોની વ્યાખ્યા કરવામાં આવતી હોય તથા તેઓ બદલ શીક્ષા કરવામાં આવતી હોય તે ચાલુ કાયદાની બે અથવા વધારે જુદી જુદી વ્યાખ્યામાં આવે એવો ગુનોહ હોય ત્યારે, અથવા

"જે કૃત્યોમાંનું એક કૃત્ય અથવા એક કરતાં વત્તાં કૃત્ય જાતેજ ગુનોહ થાય તેવાં કેટલાંક કૃત્ય એકઠાં કરવામાં આવે ત્યારે કાંઇ જુદો ગુનોહ થાય ત્યારે,

"ગુનેહગારનો ઇનસાફ કરનારી કોરટ સદરહુ ગુનોહ પઇકી કોઇ પણ એક ગુનાહ બદલ જેટલી શીક્ષા કરી શકતી હોય તે કરતાં વધારે સખત શિક્ષા તે ગુનેહગારને કરવી નહી."

## રાણી વિ. તુકીયા બીન તમાના.

ही. पी. को. नी ४५७ मी कलम परमाणे चोरी करवाना इरादाथी घर फोडवाना गुन्हाना, तथा ३८०मी परमाणे चोरी करवाना गुन्हाना ठरावमां आ बंने गुन्हाओ माटे एक सजा करवी होयतो ते सजा थइ शके छे. अथवा प्रत्येक गुन्हाओ माटे जुदी जुदी सजा करवी होयतो ते थइ शकेछे. परंतु तेमांथी भारे गुन्हाने माटे जे सजा आपी शकाय तेना करतां बंनेनी एकंदर सजा वधारे होवी जोइए नहीं.

કલમ ૭૧

૧

તા. ૧૪–૯–૭૫ ઈ. ૧ મુ. પા.૨૧૪. બે નાના ગુન્હાઓ બીને એક મોટો ગુન્હો થતો હોય તો કાંતો એ ગુન્હામાટે જુદી જુદી સજા થઇ શકેછે અથવા મોટા ગુન્હા એકને માટે થઇ શકેછે. પરંતુ નાનાગુન્હાઓની સજા ભેગી કરતાં મોટા ગુન્હાને માટે જેસજા અપાય તેનાકરતાં વધારે જોઇએ નહી.

બંધવા તુકીયા બીન તમાના ઉપર, ૪૫૭ મી કલમ પ્રમાણે રાતે ઘર ફોડવાના, તથા ૩૮૦ મી કલમ પ્રમાણે રહેવાના ઘરમાંથી, ચોરી કરવાના ગુન્હાઓનાં તોહોમતો મુકી, બેલગામ જીલ્લાના આમપોરના એક પેહેલા વર્ગના માજીસ્ટ્રેટે આ બંને તોહોમતોનો તેને અપરાધી ઠરાવી, બંનેને માટે ૧૫ માસની સખત કેદની સજા તેને કરી. માજીસ્ટ્રેટનું ફોજદારી ગુન્હાનું ફેસલ પત્રક જોવા ઉપરથી તે કામના કાગળીયા જોવા સારૂ હાઇ કોર્ટે મગાવી લીધા હતા. તે એવા ઇરાદાથી કે, રાણી. વિ. હરીદાસના કામમાં જે ઠરાવ હાઈ કોર્ટે કરેલો છે તે નજરમાં રાખતાં પેહેલા વર્ગના માજીસ્ટ્રેટે જુદી જુદી સજાઓ કરી નથી તેમાં તેણે મુદાની ભુલ કરી છે કે નહીં, તે જોવું. આ કામનું દફતર આવતાં તે વીશે જસ્ટીસ વેસ્ટે તથા પીનીએ વિચાર કર્યો, અને નિચેના અભીપ્રાય સહીત તે કામ ફુલ બેંચને ચરણે તેઓએ મુકયું:—

## જસ્ટીસ વેસ્ટનો અભીપ્રાય:—

રાતે ઘર ફોડવાના, તથા તેજ વખતે ચોરી કરવાના ગુન્હાઓ માટે માજીસ્ટ્રેટે, બંધવાને અપરાધી ઠરાવી, ફી. પી. કો. ની ૪૫૭ મી તથા ૩૮૦ મી કલમો પ્રમાણે તેને ૧૫ માસની સખત કેદની સજા કરીછે. તે એકજ સજા હોવાથી આ કામ જોવા મંગાવ્યું હતું; તે એવા ઇરાદાથી કે, ઘર ફોડવાના તથા ચોરી કરવાના ગુન્હાઓ માટે જુદી જુદી સજા માજીસ્ટ્રેટે કરી નથી. તેથી તેણે મુદાની ભુલ કરીછે કે નહીં, તે નકી કરવું.

૧૨–૨–૭૫ને રોજ ફેસલ થઇ ગયેલા, રાણી. વિ. હરીદાસ સામદાસના મુકરદમામાં એવો ઠરાવ થયોછે કે, ઘર ફોડવાના, તથા ચોરી કરવાના ગુન્હાના ઠરાવમાં કોર્ટે બે સજાઓ કરવી જોઇએ. ૧૧–૧૨–૭૩ ને રોજ રાણી. વિ. ગોવીંદનો ફેસલો થયોછે તે આ કામને મળતો છે; તેમાં એમ ઠરાવ્યુંછે કે, ૧૮૭૨ના દશમા આકટની ૪૫૪ મી કલમમાં જે નિયમો બાંધ્યા છે, તે ઉપર નજર રાખતાં, સજા કરવા સારૂ આ બંને ગુન્હાઓને એકજ ગુન્હો ગણવો જોઈએ. ઘર ફોડયા માટે બંધવાને કેદની સજા થવાથી તથા ચોરીને માટે ફટકાની સજા થવાથી, તે આગળ કોઇ વખત એના એ ગુન્હાનો અપરાધી ઠર્યો નોહોતો, છતાં ભારે ગુન્હાને માટે જે કેદની સજા ઉપરાંત ફટકાની સજા થાય તે તેને ભોગવવી પડી છે.

## ભાષાંતર કરનાર તરફથી નોટ.

સન ૧૮૬૪ના ફટકા મારવાના આકટની કલમ ૨ જી પ્રમાણે ફી. પી. કો. ની કલમ ૩૮૦ માંહેલા ગુન્હા વાસ્તે, અથવા ૪૫૭મી કલમના ગુન્હા વાસ્તે જે સજા આપેલી છે, તેને બદલે ફટકાની સજા થઈ શકેછે. અને કલમ ૩ જી પ્રમાણે ગુન્હાઓ બીજી વખત કરવામાં આવેતો, પી. કોડમાં જે સજા કરી છે, તે ઉપરાંત ફટકાની સજા કરવી હોય તોપણ થઇ શકે છે,

સામટા ગુન્હાનાં તોહોમતનામામાં દરેક તોહોમત દીઠ બંધવો અપરાધી ઠર્યો હોય, તેને જુદી જુદી સજા કરવીજ જોઇએ; તથા તોહોમતનામામાં બીજાં તોહોમતોમાં જે ગુન્હાઓનો સમાસ થાયછે, તેનાથી અલગ રાખીને પ્રત્યેક તોહોમત માટે શીક્ષા કરવાની પધ્ધતીના કાયદા પ્રમાણે શીક્ષા કરવી જોઇએ, તો પછી ઘર ફોડવાના ગુન્હા માટે, કેદની

સજા ઉપરાંત ફૂટકાની સજા કરવી, એ વાજબી રીતે ગેરકાયદેસર ગણી શકાય નહીં. તેથી રાણી. વિ. ગોવીંદના કામમાં ફૂટકાની સજા કાયમ રાખવી જોયતી નોહોતી. પણ ફો. પ્રો. કો. ની કલમ ૨૨૦ તથા ૩૧૪ (૩૫ તથા ૨૫૮) મીથી જે અમલ કરવાનું ધાર્યું છે, તે અમલ, આપણાથી બંધ થઇ શકતો નથી, તથા જે ગુન્હાઓ માંહોમાંહે નીકટ રીતે જોડાયા નથી, તથા મુદ્દે એકજ સાપ્રાધ ઇરાદો પાર પાડવામાં કરેલાં કૃત્યો તે ઈરાદાનાં પેટાંનાં કૃત્યો નથી, તેવા સાધારણ ગુન્હાઓના કામમાં, સદરહુ કલમોમાં ઠરાવેલા નિયમોમાં કાંઇ ન્યુનાધીકપણું કર્યા વગર સજા કરવી, એ ધોરણ, તે કલમોના નિયમોને અનુસરતું છે. તો પણ ૪૫૪ મી કલમના નીયમો, એક જાતના વધારે ખાસ નિયમો તરીકે, મજકુર કલમોની મતલબમાં સમાઇ શકે એવા મુકરદમામાં લાગુ પડેછે. ૪૫૪ મી કલમની ત્રીજી રકમના દ્રષ્ટાંતથી જણાય છે કે, ઘરફોડવાના ગુન્હા ઉપરાંત જે ગુન્હા માટે ઘર ફોડવાનો ગુન્હો કરવામાં આવેછે. તે બંને ગુન્હાઓ સજા કરવાના કામ વાસ્તે એક સંયુક્ત ગુન્હો ગણાય છે. એ ત્રીજી રકમમાં કહેલું છે કે, એકંદર સજા, સંયુક્ત અથવા વધારે ભારે ગુન્હાને માટે આપી શકાય, તેના કરતાં વધવી જોઇએ નહીં. આ ઉપરથી મને લાગેછે કે, જુદી જુદી સજાઓ કરવાનો આગ્રહ, કાયદાકારોએ ધાર્યો હોય, એવો સંભવ નથી. એ રકમમાં જો કે, દરેક પ્રથક પ્રથક ગુન્હા માટે જુદાં જુદાં તોહોમતો વીશે કહેવામાં આવ્યું છે, પરંતુ જુદી જુદી સજા વીશે કહેવામાં આવ્યું નથી. અને સજાઓ નહીં, પરંતુ સજા, એવું તેમાં જે બયાન કર્યુંછે, તે ઉપરથી લાગેછે કે, સંયુક્ત ગુન્હાઓના કામમાં એકજ સજા કરવાનું કોણ જાણે, તેમાં મીતવન કર્યું હોય; પણ ૪૫૪ મી કલમની ત્રીજી રકમમાં જે ઠરાવ કર્યોછે, તે પ્રમાણે એકંદર સજા કરવામાં આવેતો, અલબત્તે દરેક તોહોમત દીઠ સજા કરવી, એ કાયદેસર છે. પરંતુ આવાં કામોમાં એકજ સજા કરવી એ ગેરકાયદેસર દેખાતું નથી. તોપણ જરૂરનું છે કે, આ સવાલનો ફૂડચો ફુલ બેંચે કરવો જોઇએ. તેથી ફુલબેંચ તરફ આ કામ મોકલવામાં આવેછે.

**ચિફ જસ્ટીસ વેસ્ટ્રોપ તથા જસ્ટીસ કેંબોલ, વેસ્ટ અને નાંનાભાઈ હુરીદાસે મળીને આ સવાલનો વિચાર કરી તારીખ ૧૪–૬–૭૫ ને રોજ નીચે પ્રમાણે ઠરાવ આપ્યો:—**

ચોરી કરવા સારૂ રાત્રે ઘર ફોડવાના, તથા ચોરી કરવાના ગુન્હાના ઠરાવમાં, બંને ગુન્હાઓ વાસ્તે એક સજા પણ થઈ શકેછે. અને તે સજા કાયદા પ્રમાણે મોટા ગુન્હાને માટે અપાય તેનાથી વધવી જોઈએ નહીં; અથવા દરેક ગુન્હાને માટે જુદી જુદી પણ આપી શકાય છે, પરંતુ એકંદર સજા ભારે ગુન્હા માટે જે અપાય તેના કરતાં વધવી જોઇએ નહીં.

## રાણી વિ. રામેશ્વરરાય.

કલમ ૭૧
૨
તા. ૨૩–૪–૭૭
ઈં.૧ મું. પા.૩૭૯
એકીવખતે એક જ કૃતીમાં પીનલ કોડના બે જુદાજુદા આબ્રમાણે જુદા જુદા મતલબથી કરવામાં આવેલા ગુનાઓ જુદા જુદા જ છે તેતેની સજા જુદી જુદી પણ થઇએ

कोइ नीरअपराधी सख्सने गुनेगार तरीके सजा थाय एवा मतलबथी सदरहु सख्सना घरमां अने खेतरमां, रैल्वेनी चोराउ चावीओ बुधिपूर्वक संताडवानी मदद करवा सारु. अरजदारने गुनेगार ठराव्यो हतो. तेमां ठराव्यु के, माजीस्त्रेटे ते अरजदारने, हींदुस्थानना पीनल्कोडनी कलम १९२ प्रमाणे इनसाफी कामनी, कोइ मंजले खोटो पुरावो बनाव्याना तथा तेज कायदानी कलम ४१४ परमाणे चोराउ मीलकत संताडवामां बुधिपूर्वक मदद कर्याना, बे जुदा जुदा गुनाह माटे गुनेहगार ठरावी सजा करी छे ए वाजबी थयुं छे.

ગાજીપોરના પેહેલા વર્ગના માજીસ્ટ્રેટ કાશી સાહેબે, રામેશ્વર નામના જમીનદારે એક મુસામત ભગબીનદીન નામની ઓરતને કામે લગાડીને, પોતાના દુશમન નામે સીદારીના ખેતરમાં, અને વખારમાં, આગગાડીની ચાવીઓ ચોરાઉ હતી, તે સંતાડાવી. તે એટલા માટે કે, સદરહુ સીદારી ચોરીના ગુન્હામાં સપડાય, એવું આરોપ રાખીને, મજકુર રામેશ્વરને અપરાધી ઠરાવ્યો હતો.

એ માજીસ્ટ્રેટે સદરહુ રામેશ્વરરાયને ઇનસાફી કામના મુકરદમાનીમાં વાપરવા વાસ્તે, ખોટા પુરાવો બનાવ્યાનું તોહમત સાબીત ગણી, તેને પીનલકોડની કલમ ૧૯૩ મુજબ બે વર્ષની, સખ્ત કેદની અને ૫૦ રૂપૈઆ દંડ અને દંડ ન આપે તો બીજા ૬ માસ કેદ એવી શીક્ષા કરી. અને વળી એની એ હકીકત ઉપરથી, એ માજીસ્ટ્રેટે મજકુર રામેશ્વરરાય ઉપર ચોરાઉ મિલકત સંતાડવામાં બુદ્ધિપુર્વક મદદ કરવાનું, આરોપ મુકી કલમ ૪૧૪ પ્રમાણે બીજા બે વર્ષની સખ્ત કેદની, અને રૂપૈયા ૫૦ દંડ, અને તે ન આપે તો બીજા ૬ માસ જ્યાદે કેદ રહે, એવી શીક્ષા કરી. અને તે બીજી શીક્ષા, પેહેલી શીક્ષા ભોગવ્યા પછી ભોગવવી; એવો ઠરાવ કર્યો.

રામેશ્વર રાયે ગાજીપોરના જડજને ત્યાં અપીલ કરી, અને તે અપીલ તેના ગુણદોષ ઉપરથી કાઢી નાંખતાં, ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૩૮ પ્રમાણે હાઇકોરટને, ઉપરની શીક્ષાઓ સુધારવા અરજ કરી છે, તે એવા કારણથી કે, જે હકીકત પડેલી છે તેમાં એકજ ગુન્હો થયો છે; અને મને પીનલકોડની કલમ ૧૯૩-૪૧૪ પ્રમાણે શીક્ષા થઈ છે તે, ગેરકાયદેસર છે.

અરજદાર તરફથી કોલવીન સાહેબ.

કોર્ટે નીચે પ્રમાણે ઠરાવ આપ્યો,

ચાવીયો ચોરાઉ માલ હતો, એ વાત કબુલ કરેલી છે. તે ચોરાઉ મીલકત રામેશ્વરને ઘેર આણી હતી; અને તેણે સંતાડવા અથવા, વગે કરવામાં, અથવા તે લઈ જવામાં, બુદ્ધિપૂર્વક મદદ કરી હતી, અને તે જાણતો હતો, અથવા જાણવાનું તેને કારણ હતું કે, આ ચાવી ચોરાઉ મીલકત છે. અને તેથી તે ગુન્હા બદલ, તેને શીક્ષા થએલ છે. વળી એમ પણ માલુમ પડેલું છે કે, સીદારી જે, પોતાનો શત્રુ હતો, તેના ખેતરમાં, તે મીલકત તેણે સંતાડી. તે એવા વિચારથી કે, સીદારીના ઘરમાં, અને ખેતરમાંથી, તે જડી આવે, અને તે ઉપરથી તે પકડાય, અને તેના ઉપર ચોરીનું આરોપ આવે. વળી તેમાં એક મજબુત અનુમાન થાય છે કે, સીદારીના ઘરમાં, એ ચાવીયો સંતાડવાને, એક ભાગી નામની ઓરતને ઉશકેરી હતી. એવી તકરાર લેવામાં આવી છે કે, સીદારીને સંકટમાં આણવા સારૂ તેના ખેત્તરમાં, એ ચાવીઓ મુકવામાં તથા મુકવાના હેતુથી એ મીલકતને વગે કરવામાં આવી હતી, તો પછી એકજ ગુન્હો થયોછે; પણ જુદા ગુન્હા થયા નથી. આ વિચાર હું મંજુર કરી શકતો નથી. પીનલકોડની વાખ્યા પ્રમાણે બદદાનતથી, ચોરાઉ મીલકત રાખવાના કલમ ૪૧૧ મુજબના ગુનાહ માટે પુરતો પુરાવ નથી. એવું માજીસ્ટ્રેટના મનમાં હશે. એ કલમ પ્રમાણે ગુન્હો બનવામાં, એમ સાબીત થાયકે, તોહોમતદાર મીલકત ચોરાઉ છે, એવું તે જાણતો હોય, અથવા તેને જાણવાનું કારણ હોય,

તે લેઈ જવામાં, અથવા વગે કરવામાં, અથવા સંતાડવામાં, મદદ કરી હોય તો, તેટલો પુરાવો બસ છે. તે પ્રમાણે તેણે કરયું તો, પીનલકોડના બાબ ૧૭ પ્રમાણે, તેના ઉપર મીલકત વીરૂદ્ધનો ગુનોહ સાબીત થાયછે. તે વખતે જ્યાં તેણે એ મીલકત સંતાડી, તે સંતાડવાથી પુરાવો મળી આવે તે, એ બે પુરાવાથી તેણે, એવી આશા રાખી હશે કે, જે મીલકત સંતાડી છે, તે મીલકતની ચોરીને માટે સીદારી, અપરાધી ઠરશે, એવું તેના મનમાં આવ્યું હશે, પણ બેશક તેણે મીલકત વિરૂધ, પીનલકોડની કલમ ૪૧૪ પ્રમાણે ગુન્હો કર્યોછે, એ વાતનો સંદેહ નથી. વળી તેણે એ કલમમાં બયાન કરેલા ગુન્હાની બધી સરતો પુરી કરી છે. પછી તેણે કયાં સંતાડી તે જોવાનું નથી. કાંતો તેણે સંતાડી હશે, અથવા બુધી પૂર્વક સંતાડાવી હશે. પછી શીદારીના ઘરમાં, અથવા ખેતરમાં, અથવા બીજે ગમે ત્યાંહાં સંતાડી હોય, પણ તે જાણતો હતો, અથવા તેને જાણવાનું કારણ હતું, કે એ મીલકત ચોરાઉ છે.

સીદારીના ખેતરમાં, તેહેના કહેવા પ્રમાણે સંતાડવામાં, માજીસ્ત્રેટે જે ઈરાદો ઠરાવ્યો છે, તે ઈરાદાથી, પીનલકોડના ૧૧ મા બાબ પ્રમાણે, ઇનસાફ વિરૂદ્ધ એક બીજો, અને ઈલાહેદો ગુનોહ બંધવે કરેલોછે; કેમકે, ઈનસાફના કામમાં, વાપરવા સારૂ તેણે ઇરાદાપુર્વક ખોટો પુરાવો બનાવ્યો. તેના માટે તેને કલમ ૧૯૩ પ્રમાણે, શીક્ષા થઈછે. લગભગ પીનલકોડની કલમ ૧૯૫મીમાં એ ગુન્હો આવી શકે છે. સીદારીના ખેતરમાં, ચાવીઓ સંતાડવામાં, એવો ઇરાદો હતો કે, તે ચાવીઓ મળી આવે, અને સીદારીના ખેતરમાંથી, મળી આવ્યાની વાત ઈનસાફના કામમાં માલમ પડે; અને એ વાત ઉપરથી, માજીસ્ત્રેટને એમ માનવાનું કારણ મળે કે, કલમ ૧૯૨ પ્રમાણે મજકુર સીદારીને, ચોરી સાથે કાંઈ સંબંધ છે. તે ખોટો પુરાવો બનાવ્યા બરાબરછે, અને તે વાંક, ચોરાઉ મીલકત વગે કરવામાં, બુદ્ધિ પુર્વક મદદ કર્યાના ગુનાહથી જુદોછે. હું વચમાં પડવાનું કારણ, જોતો નથી. અને તેથી આ અરજ રદ કરૂંછું.

## કેસરેહીંદ વિ. રામદીન.

**કલમ ૭૧**
**૩**

તા. ૧૩-૨-૭૯
ઈ. ૨ અ. ૨૩૯
હંગામાનો ગુન્હો એ વ્યથા કરવાના ગુન્હાથી જુદો છે માટે બન્નેની જુદી જુદી સજા કરવી જોઈએ.

हंगामो करवो अने हंगामो करतां व्यथा करवी एबे जुदाजुदा गुन्हा छे. अने प्रत्येकने जुदी जुदी सजा थइ शकेंछे

સને ૧૮૭૨ ના ૧૦ મા આકટની કલમ ૨૯૭ ને ૧૮૮૨ ના ૧૦ માની ક. ૪૩૮ મુજબ કામના કાગળીયા તપાસવાની સતા ચલાવવા સારૂ, આ એક હાઇકોર્ટને અરજી કરવામાં આવી હતી. અરજદારો સંખ્યામાં આઠ હતા; તેઓએ બીજા સાત જણાઓની ટોળી ઉપર, પોતાના સામાન્ય હેતુને અનુસરીને, હુમલો કર્યો. બખેડો થયો તે દરમીયાન, બંને પક્ષ વાળાઓને ઈજા થઈ. સને ૧૮૭૮ ના નવેંબરની ચોથી તારીખે અલાહબાદના

માજીસ્ટ્રેટે, અરજદારો ઉપર જુદાં જુદાં તહોમત રાખી તેઓને પીનલકોડની કલમ ૧૪૭ તથા ૩૨૩ મુજબ ગુન્હાની સજા કરી હતી. આ ઠરાવ અને સજા અલાહબાદના સેસન જડજે ૧૮૭૮ ના ડીસેંબરની ૧૬ મી તારીખે અપીલમાં બહાલ રાખેલછે. અરજદારોના વકીલ તરફથી એમ વાંધો લેવામાં આવ્યો કે, હંગામો કર્યાનું, અને બુદ્ધીપુર્વક વ્યથા કર્યાનું, એ બે તહોમત રાખી સજા થઇ શકે નહીં.

## સરકાર તરફથી બાબુ દ્વારકાંનાથ.

## પીયરસન જસટીસનો ઠરાવ.

એવો વાંધો લેવામાં આવ્યોછે કે, પીનલકોડની કલમ ૧૪૭ તથા ૩૨૩ ના ગુન્હાની સજા ટકી શકતી નથી. આ વાંધાની પુષ્ટીમાં, રાણી. વિ. રબીઉલાનો ફેસલો બતાવ્યો છે. આ મુકરદમો ૧૮૬૭ ના જાન્યુઆરીની ૧૬ મી તારીખે જસટીસ નોરમન તથા સેટનકારે ચુકાવ્યો હતો. એ મુકરદમામાં બંધવાઓને, કલમ ૧૪૭ તથા ૩૦૪ ના ગુન્હાના અપરાધી ઠરાવ્યા હતા; અને તેમાં પછી ઠકાવ્યું કે, પેહેલા ગુન્હાને માટે જુદું તહોમત રહી શકતું નથી, અને એક ગેરકાયદેસર મંડળીના અંગભુત તરીકે, બંધવો હાજર હતો. એ વાત મોટા ગુન્હાના પુરાવામાં લેવી ન જોઈએ. તે ઉપરાંત એક બીજો ફેસલો પણ વકીલે ટાંકેલો છે. રાણી. વિ. માંગરૂ, આમાં બંધવા ઉપર મનુષ્ય હરણની કોશિશ, તથા ગેરકાયદેસર કેદ કર્યાનાં તહોમતો રાખી, તેને અપરાધી ઠરાવ્યો હતો. તેમાં એમ ઠર્યું હતું કે, બંને ગુન્હાઓનો ઠરાવ કાયમ રહી શકતો નથી.—એક બીજો કેશ માહારા લક્ષ ઉપર આણવામાં આવ્યોછે. તે રાણી. વિ. કાળાચંદનોછે. જે જસટીસ નોરમન તથા સેટનકારે ૧૮૬૭ ના એપ્રીલની ૨૯ મી તારીખે ચુકવ્યો હતો; તેમાં એમ ઠરાવ્યું હતું કે, મોત આણે એવાં હથિઆર બાંધી હંગામો કરવો, એ ગુન્હો જેની જમીન ઉપર હંગામો થયો હોય, તે જમીન વાળાને હથિયારવતી મારી નાંખવાના ગુન્હાથી જુદોછે; અને તે પ્રત્યેક, જુદી જુદી સજા થવા લાયકછે. વળી આ કોર્ટમાંથી, જસટીસ ટરનરે રાણી. વિ. હરગોવિંદનો ફેંસલો ૧૮૭૧ ના જુલાઇની ૭ મી તારીખે કરેલોછે, તેમાં ઠરાવ્યું છે કે, જે માણુસ હંગામાનો અપરાધી ઠર્યો હોય, તો તે પ્રસંગ પ્રમાણે, હથિયાર બાંધી હંગામો કર્યાના, શિક્ષણી મનુષ્ય વધના, તથા મહા વ્યથાના જુદા જુદા ગુન્હાઓ કર્યાને માટે, સજાને પાત્ર થાયછે. આ મુકરદમામાં એ વિદ્વાન જજે, ઊપર કહેલા રબીઊલાના ફેસલાનો હવાલો લીધો હતો. અને તેમાં જે ઠરાવ થયેલ તેમાં તેણે, પોતાની નાપસંદગી બતાવી હતી. વળી એમ પણ જણાય છેકે, એજ કલકતાની હાઈકોર્ટના જજોએ, રબી ઉલાના ફેસલાથી જુદો ઠરાવ, તે પછીના એપ્રીલ માસમાં કર્યો હતો.

બધી રીતે જોતાં જે ફેસલાઓ, બતાવવામાં આવ્યાછે, તે આ કેશના વાંધાથી વિરૂદ્ધછે. આ ઠેકાણે નીશ્ચય કહેતું જોઇએ કે, હંગામો તથા ગેર કાયદેસર મંડળીના ગુન્હાઓ લોકોની સમાધાની વિરૂદ્ધછે; અને હુમલો, વ્યથા, વિગેરેના ગુન્હાઓ, માણુસના શરીરને અસર કરનારાછે. વચમાં આવવાનું પુરતું કારણ ન જણાતાં આ અપીલ નામંજુર કરૂંછું.

---

## કેસરેહીંદ વિરૂદ્ધ બની.

ज्यारे कोइ मा, पोताना बचांने साफ तजी देवाना इरादाथी तजीदे, अने जाणती होय के, आम तजी देवाथी, ते बचानुं मोत थवा संभव छे, अने पछी तजी दीधाना परिणामे, छोकरुं मरी जाय, त्यां ठराव्युं के, ते मातांने पीनलकोडनी कलम ३०४ मुजब तथा ३१७ मुजब अपराधी ठरावी; सजा करीं शकाय नहीं, पण फकत ३०४ मी कलम प्रमाणे सजा करी शकाय.

કલમ ૭૧

૪

તા. ૪-૭-૭૯
ઇ. ર. અ.પા. ૩૪૯
છેવટનો ગુન્હો કરવામાં દરમીયાન મંજલના ગુન્હા કરવા પડે તો તેમાં છેવટનો ગુન્હો થતાં સમાઈ જાય છે. જેમ કે છોકરાંને મારી નાંખવામાટે તજી દેવું.
તો તજીદેવાનો ગુન્હો મારી નાંખવામાં સમાય છે.

એક બની કરીને ઓરત હતી. તેણે પોતાનું બચું પોતાના એકલીના હવાલામાં હતું, તેને કોઇ ઠેકાણે, સાફ તજી દેવાના ઇરાદાથી, તથા તેમ કરવાથી તે મરી જશે, એમ જાણીને ઉઘાડું મૂકી દીધું. આવી રીતે મુકી દેવાથી, તે છોકરૂં મરણ પામ્યું. બરેલીના સેસન જડજે ૧૮૭૯ના જુનની ૧૮મી તારીખે, એ બનીને, પીનલકોડની કલમ ૩૧૭ તથા ૩૦૪ ના ગુન્હાઓની અપરાધી ઠરાવી. પેહેલા ગુન્હા માટે તેને બે વરસ સુધી, સખ્ત કેદની સજા કરી, અને બીજા ગુન્હા માટે, પણ તેટલીજ મુદતની, પણ છેલી સજા પેહેલી સજા ભોગવ્યા પછી ભોગવવી, એવો ઠરાવ કર્યો, તેણે હાઇકોર્ટને અપીલ કરી.

### જસ્ટીસ સ્ટ્રેટનો ઠરાવ.

માહારા વીચાર પ્રમાણે સેસન જડજે, કામ ચલાવવાની રીતમાં, જે ભુલ કરી છે, તે આ અપીલનો ઠરાવ કરવામાં સુધારવી ઊચીત લાગે છે. તે એ છે કે, સેસન જડજે પીનલકોડની કલમ ૩૦૪ થી તથા ૩૧૭ મી માંહેલા ગુન્હાઓ વાસ્તે અપેલેંન્ટને બંને ગુન્હાની અપરાધી ઠરાવી, પ્રત્યેકને માટે સજા કરી છે. જ્યાં લગી છોકરૂં જીવતું રહ્યું ત્યાં લગી, કલમ ૩૧૭ અનુંસાર "તજી દેવાના ઇરાદાથી મુકી દેવાનું" તોહોમત વાજબી રીતે રહી શકત; અને તેના મરણ અગાઊ, આ ગુન્હાને માટે, તેનો ઇનસાફ થયો હતતો, તે ખરી રીતે ગુન્હેગાર ઠરી શકત; અને કલમ ૩૧૭ ની અંતે જે ખુલાસો આપ્યો છે, તેથી બચાનું મર્ણ થવાના બનાવ ટાણે, તેણીના ઉપર શીક્ષણી મનુષ્ય વધના ગુન્હાનું કામ ચલાવવા સારૂ, જરાએ પ્રતીબંધ આવત નહીં. આ મુકરદમા જેવો એક બીજો મુકરદમો ધારીએ. અ બ ના ઉપર હુમલો કરેછે. અને બ નું મર્ણ થયા અગાઉ, તેનો ઇનસાફ થાયછે આખરે અયે ઈજા કરેલીછે. તેમાંથી બનું મોત થાયછે. હુમલો કર્યાના વાંકનો ઠરાવ, શીક્ષણી મનુષ્ય વધના તોહોમતને પ્રતીબંધ કરતા નથી; પણ અ નો ઇનસાફ થયા પેહેલાં બ ગુજરી જાય તો, પછી તેના ઊપર શીક્ષણી મનુષ્યવધનું તોહોમત રાખી, કામ ચલાવવું; કેમકે નાહાનો વાંક મોહોટા વાંકમાં સમાઇ જાયછે. અને જે વાંક થયોછે, તે એની એજ કૃતીને લગતો છે. ચાલતા મુકરદમામાં, જ્યારે બચું ગુજરી ગયું, ત્યારે બનીનો અપરાધ, શીક્ષણી મનુષ્યવધના ભારે ગુન્હામાં પેશી ગયોછે. અને છોકરાને પડતું મુકી દેવાના,

ગેરકાયદેસર કૃત્યથી, તેનું મર્ણું પ્રત્યક્ષ રીતે થયુંછે, અને કૃત્ય કરવા ટણે તે જાણુતી હતી કે, તેમાંથી મર્ણું થવાનો સંભવછે. તો પછી ૩૦૪ કલમમાં તોહોમત વાળી બાઈનો સ-માસ થવો જોઇએ. કાયદાનું એક મહા વાક્યછે કે "એક માણુસને એકજ ગુન્હા માટે બે વાર સજા કરવી નહીં." એ આ કામમાં લાગુ પડે છે. એમ મને જણાય છે. એક માણુ-સને કાંઈ વ્યથા કરી, તેથી તે ગુજરી ગયો. હવે જો ગુન્હેગાર માટે ખુન કર્યાનું, અને ખુન કરવાના ઇરાદાથી, વ્યથા કર્યાનું, એમ બે તોહમતો રહી શકે તો, આ કામમાં પણ બે રહી શકે. કેમકે મર્ણું અને વ્યથા, એના એજ ખટલામાં થયાં છે. ૩૧૭ મી કલમ મુજબ પડતું મુકવાથી, બચાનું મર્ણું થવાનું, પ્રત્યક્ષ કારણ થયું છે. અને એટલા માટે આ ગુન્હો, ૩૧૭ મી કલમે અટકવાને બદલે મર્ણું થયું. તેથી તે ગુન્હાએ ૩૦૪ મી કલમ-નું, ભારે ગુન્હાનું રૂપ લીધું છે. અલબતે ૩૧૭ મી કલમનું તહોમતનામું ઘડતું, તદન વા-જબી હતું, અને પડતું મુકવાથી મર્ણું થયું છે કે નહીં? એવો સવાલ તેમાંથી નીકળત, તો, ૩૧૭ મી કલમનું સ્વરૂપ એ ખટલો પકડી લેત. આગળ બતાવેલા કારણોથી, ૩૧૭ મી કલમ પ્રમાણે, ગુન્હાનો ઠરાવ રદ કરવામાં વધારે સલામતી ભરેલું છે; એમ હું ધારૂં છું. અને તોહોમતવાળી બાઇની વર્તણુક માટે, શું વાજબી સજા છે, તેના વીશે અનુભવી સે-સન જડજે જે મત બાંધ્યો છે, તેને મળતો થઇ એવો ઠરાવ કરૂં છું કે, ૩૦૪ થી કલમ-ના ઠરાવ વિરૂદ્ધ, જે અપીલ કરી છે. તે મંજુર કરવી, અને સજા વધારી તે ગુન્હા બ-દલ ૪ વર્ષની સજા કરવી.

## મહારાણી કેસરેહિંદ વિ. અજોઠ્યા.

કલમ ૭૧
૫
તા. ૧૯-૧-૮૦
ઇ. ૨. અ. પા. ૬૪૪
મોટો ગુન્હો કરવા સારૂ નાનો ગુન્હો કરવો પડે તેમાં એ મોટા ગુન્હાની સજા આપી હોયતો બસછે જેમ કે ઘરમાંથી ચોરી કરવાના ઇરાદાથી ઘર ફોડવું અને પછી તેમાંથી ચોરી કરવી.

एकना एकज मामलामां एवुं जणाय के, बंधवे घणां कामो कीधां छे, ते कामो एकज मतलबथी कर्यां होय, तेने जो भेगां करीएतो, जुदां जुदां राखतां जे गुन्हाओ थायछे, तेना करतां मोटो गुन्हो थाय छे. अने जोके ईनसाफ करवासारू तोहोमतनामां नामकारोमां फेरफार करवा सगवडता वाळो छे. तथा जे मुख्य गुन्हो थाय छे, ते गुन्हानुं तोहोमत मुकाय छे, एटलुंज नहीं, पण पेटा गुन्हाओ जे कर्या कहेवामां आवता होय, ते पण मुकायछे. तोपण इनसाफनी सगवडतानुं, तथा सादाइनुं हीत विचारतां, साबीत थएला सौथी भारे गुन्हानो ठराव करी, तेनी सजा करवी ए श्रेष्ट रस्तो छे.

तेथी ज्यां कोई सक्षे राते चोरी करवा सारू, घर फाडवुं होय, अने तेमांथी चोरी करी होय, अने ते सक्ष उपर. पी. को. नी ३८० मी तथा ४५७ मी कलमो वाळा गुन्हानां, तोहोमत मुकी, इनसाफ थयो होय, अने तेमां, आ बने गुन्हाओनो, ए अपराधी ठरतां, प्रत्येक गुन्हा वास्ते तेने,

अढार अढार मासनी, सखत केदनी सजा करवामां आवी होय, तेमां ठराव्युं के, ४५७मी कलमना गुन्हानो बंधवाने अपराधी ठरावी, ते बदल तेने त्रण वर्ष केदनी सजा ठीक छे. पण ३८० मी कलमना गुन्हामां थी तेने नीरदोश करवो जोइए.

સને ૧૮૭૨ના દસમા આકટની, ૨૯૭ (૪૩૮)મી કલમમાં ઠરાવ મંગાવી, સુધારવાનો જે અધિકાર હાઈકોર્ટને આપ્યો છે, તે વાપરવા સારૂ, આ અરજી હાઈકોર્ટમાં કરી હતી. તા. ૪–૯–૭૮ની રાતે એક હેમરાજનું રેહેવાનું ઘર, અરજદારે ફોડયું; અને તેમાંથી કેટલીક મિલકત તેણે ચોરી લીધી. તા. ૨૧–૩–૮૯ને રોજ એક પેહેલા વર્ગના માજીસ્ટ્રેટે, તેને ઈ. પી. કો.ની ૩૮૦મી કલમના, ઘરમાં ચોરી કર્યાના ગુન્હાનો, તથા ૪૫૭ મી કલમના ચોરી કરવાના ઈરાદાથી, રાતે ઘરફોડવાના ગુન્હાનો અપરાધી ઠરાવી, બંને ગુન્હા વાસ્તે, એક એક વર્ષની, સખત કેદની સજા કરી. અરજદારે સેશન કોર્ટમાં અપીલ કરી, તેમાં તેના જડજે, કરેલી સજામાં વધારો કરી, દરેક ગુન્હાની અઢાર અઢાર માસની, સખત કેદની સજા કરી.

### અરજદાર તરફથી વકીલ ચાતરજી

### જસ્ટીસ સ્ટ્રેટનો ઠરાવ.—

નીચલી અદાલતમાં જે હકીકત સાચી ઠરીછે, તે હું મંજુર રાખું છઊં. ચોરી થયા પછી તુરતજ બંધવાના કબજામાં, ચોરેલી મીલકત હતી. અરજદારને અપરાધી ઠરાવવામાં, માજીસ્ટ્રેટે ભુલ કરીછે. અથવા પુરાવો એવો જોઇએ તેટલો નથી કે, તેવો ઠરાવ કરવો વાજબી છે, એવો માહારો અભીપ્રાય થાયછે. માહારી પાસે અરજદારની વતી, એવો સવાલ થયો છે કે, પી. કો. ની ૩૮૦ મી તથા ૪૫૭મી કલમો અનુસાર એનાએજ ગુન્હા માટે, તેને ગુન્હાહીત ઠરાવવો, એ ગેરકાયદેસર છે. તથા તેને, જે નીરાળી નીરાળી અને આકરી સજા કરીછે, તે પણ વાજબી નથી. આ વખતે મને એવો ઠરાવ કરવા ઈચ્છા થતી નથી કે, આ તકરાર જેટલે દરજે, કરવામાં આવીછે, તેટલે દરજે મજબુત છે. તોપણ ક્રીમીનલ પ્રોસીજરની ૩૧૪–૪૫૨–૪૫૪ તથા ૪૫૫ મી કલમોનો સાર; પી. કો. ની ૭૧મી કલમ સાથે લેતાં. તથા અદાલતોમાં સગવડતા ખાતર, જે વહીવટ ચાલે છે, તે ઉપર વિચાર કરતાં, જે ધોરણ ચાલતા કામમાં લેવાયુંછે; તે કરતાં જુદી જુદી રીતનું લેવાયું હતતો, ઠીક પડત. જે હકીકત સાબીત થઇછે, તે ઉપરથી ૩૮૦મી કલમનું, ઘરમાંથી ચોરી કરવાનું, તથા ૪૫૭ મી કલમ પ્રમાણે ચોરી કરવાના ઈરાદાથી ઘર ફોડવાનું, એવાં બે તોહોમતો, મુકવામાં કોઈ રીતે અજુગતુ થાય છે, એ વાત ખોટી છે. પરંતુ બીજો ગુન્હો પેહેલા ગુન્હા કરતાં, વધુ મોટો છે. અને તેમાં એ પેહેલા ગુન્હાનાં સઘળાં તત્વો, આવી જાય છે. અને ગુન્હેગાર ઠરાવવામાં, પુરાવો જોઈએ તેટલો હોયતો, માહારા અભીપ્રાય પ્રમાણે, બંધવો જે બે ગુન્હાઓનો અપરાધી ઠર્યો હોય, તેમાં ભારે ગુન્હાનો તેને અપરાધી ઠરાવી, તે ગુ-

ન્હાની તેને સજા કરવી જોઇએ. તોહોમતનામાંઓ ઘડવામાં, વીલાયતમાં સામાન્ય વેવટ એવો છે કે, જુદાં જુદાં તોહોમતો, જેવાં કે, કોઇ માણસ ઉપર ખુન કરવાના ઇરાદાથી, જખમ કરવાનું, અથવા શરીરની કોઈ માહા વ્યથા કરવાનું, અથવા કોઈ માહાપરાધ કરવાનું, અથવા તેને કાયદેસર પકડવો હોય, અથવા પરેજ રાખવો હોય, તેમાં સામાથવાનું તેની હકીકતની વીગતોમાં ફેરફાર કરવો, પરંતુ તેવા તોહોમતોમાંથી તેને એવાં તહોમતનો, ગુન્હેગાર ઠરાવી શકાય છે. જે ઠરાવ અલબતે, સાબીત થયેલાં તોહોમતોમાંથી, ભારે તોહોમતનો હોય છે, અને તેમાં બધા પેટાના ગુન્હાઓ, આવી જાય છે. તેજ પ્રમાણે, સજા પણ એકજ તોહોમતની થાય છે. જ્યાં એમ જણાય કે, એકના એકજ મામલામાં, બંધવાએ ઘણાં કામો કરેલાં છે; અને તે કામો એકજ મતલબથી કર્યાં હોય, તેને જો ભેગાં કરીએતો, તેઓને જુદાં જુદાં રાખતાં, જે ગુન્હાઓ થાય છે, તેના કરતાં મોહોટો ગુન્હો થતો હોય, અને જો કે ઇનસાફ કરવા સારૂ, તોહોમતનામાના પ્રકારોમાં, ફેરફાર કરવો સગવડતા વાળો છે, અને જે મુખ્ય ગુન્હો થાય છે, તેનું તોહોમત મુકાય છે, એટલુંજ નહીં, પણ પેટાના ગુન્હાઓ જે કર્યા કહેવામાં આવતા હોય, તેનાં પણ તોહોમત મુકાય છે. તથાપી ઈનસાફની સગવડતા, તથા સાદાઇના હીતનો વિચાર કરતાં, સાબીત થયેલા ગુન્હામાંથી, સૌથી ભારે ગુન્હાનો ઠરાવ કરી, તેની સજા કરવી, એ શ્રેષ્ટ રસ્તો છે. આવી રીતે આ કામમાં કરવું જોઈતું હતું, એમ માહારો અભીપ્રાય છે. માટે દફતરમાં નીચે પ્રમાણે સુધારો કરવાનો, હુકમ કરૂં છું:—"અરજદાર અજોધ્યા પી. કો. ની કલમ ૫૭૪ માંહેલા, ચોરી કરવા સારૂ, રાતે ઘર ફોડવાના ગુન્હાનો, ગુન્હેગાર છે. અને તેણે ૨૧-૩-૧૯ ને રોજથી ત્રણ વર્ષ સુધી, સખત કેદ ભોગવવી." હી. પી. કો. ની ૩૮૦મી કલમના ગુન્હાનો, તેને નીર અપરાધી ઠરાવ્યો છે, તે મંજુર રાખું છું.

## કેસરેહીંદ. વિરૂધ જબ્બદુરકાજી અને ગુલાબખાં.

सने १८७२ना १०मा आकटनी ४५४ (२३९)मी कलम अनुसार, पीनलकोडनी कलम १४७ १४८ तथा ३२४मीना गुन्हाओने माटे आपेली सजाओ एकठी करतां, ते सजा तेमांथी भारेमां भारे गुन्हा माटे जेटली आपी शकाय, तेटली करतां वधवी न जोइए.

કલમ ૭૧
૬
તા. ૧૮-૨-૮૧
ઇ. ૬ ક. ૭૧૮
કેટલાક ગ્રાંના ગુન્હા એકઠા કરતાં એક મોટો ગુન્હો થતો હોય. તો તેના ગુનાહ માટેની એકંદર સજા મોટા ગુન્હાની સજા થીવધવી નજોઇએ.

એકજ ઇનસાફના કામમાંથી આ બંને અપીલો થઇછે. કેદી જબ્બદુરકાજી, અને ગુલાબખાં, એ બંને એક ગેરકાયદેસર મંડળીના અંગભુતો હતા. તેમાંના કેટલાકોની પાસે ઢાલ અને ભાલા હતાં, અને કેટલાકોની પાસે ડાંગ હતી. અંતે તેઓએ સને ૧૮૭૯ના અકટોબરની ૨૮ મી તારીખે હંગામો કર્યો, જેને અંતે એક શુર ચરણ નામના સક્ષનું મોત થયું; અને બાબુલચંદ નામના બીજા સક્ષને સખ્ત ઇજા થઈ. કેદીઓ ઉપર બીજા સક્ષોની સાથે હીં. પી. કો. ના ગુન્હાઓમાંથી, કેટલાક ગુન્હાઓનાં તહોમત મુકવામાં

આવ્યાં, અને આસેસરના મતથી, મળીને સેસન જડજે, જબ્બદુરકાજીને કલમ ૩૦૨ તથા ૩૦૪ મીના ભારે તોહોમતોમાંથી મુકત કીધો, અને ગુલાબખાંને કલમ ૩૨૪ મી તથા ૩૨૬ મીના તોહોમતોમાંથી મુક્ત કીધો. પણ તેઓ બંનેને કલમ ૧૪૮ મી તથા ૩૨૪ મી સાથે કલમ ૧૪૯ મીના ગુન્હાઓના અપરાધી ઠરાવી, દરેકને ૧૪૮મી કલમના ગુન્હા વાસ્તે, ત્રણ ત્રણ વરસની અને ૩૨૪મી તથા ૩૪૯મીની કલમોના ગુન્હાઓ વાસ્તે, બીજા બબે વર્ષની સખ્ત કેદની સજા કરી, અને તે સજા પેહેલી સજા ભોગવ્યા પછી, બીજી સજા ભોગવવાનો હુકમ કર્યો, અને વળી જબ્બદુરકાજીનો ૧૪૮ મી કલમના ગુન્હા વાસ્તે રૂપૈયા ૨૦૦) દંડ કીધો, અને તે ન આપેતો બીજા ૬ મહીના સખ્ત કેદ રહે એવો હુકમ કર્યો. આ સજાઓ સામે બંને બંધવાઓએ હાઈકોર્ટમાં અપીલ કરીછે.

**અપીલેન્ટ જગદુરકાજી તરફથી લાલ મોહન ગોશ, અને બાબુ વેજનાથ દત્ત સરકાર તરફથી બાબુ જગદાનંદ મુકંદજી.**

**ગુલાબખાં તરફથી કોઇ હાજર હતું નહીં.**

**જસ્ટીસ મીટરે આલેપો ઠરાવ.**

આ બંને અપીલો એકજ ઇનસાફમાંથી થઈછે. જે ગેરકાયદેસર મંડળીથી એક ગુરૂ ચરણનું મોત થયું, અને એક બાબુલચંદને ભારે વ્યથા થઈ, તે ગેરકાયદેસર મંડળીના અંગભુતો હોવાના, અપેલેંટોને અપરાધી ઠરાવ્યા હતા. એમ જણાય છે કે, ગુરૂચરણને મારી નાખ્યાના ગુન્હામાંથી તેઓને નીરદોષ કર્યા હતા; અને ૧૪૮ મી કલમ પ્રમાણે નાશકારક હથીયારો બાંધી હંગામો કર્યાના, તથા.પી. કો. ની કલમ ૧૪૯મી સાથે ૩૨૪ મી કલમો જોડતાં, બાબુલચંદને વ્યથા કર્યાના ગુન્હેગાર ઠરાવ્યા હતા. ૧૪૮મી કલમ પ્રમાણે ૩ વરસ, અને ૧૪૯–૩૨૪ મી પ્રમાણે બે વરસની મુદતની સજા કરી હતી. જગદુરકાજી તરફથી જે વિદ્વાન વકીલ હાજર થયેલછે, તે પંડે એવી તકરાર કરેછે કે, માહારા અસીલને જે સજા થઇછે, તે કાયદામાં લખીછે, તે સજા ઉપરાંત થઇછે. અને એ ગેરકાયદેસર મંડળીના એક અંગભુતે બાબુલચંદને જે, ઇજા કરી હતી, તે માહારા અસીલે કરી નોહોતી, અને તે ગેરકાયદેસર મંડળીનો સામાન્ય હેતુ પાર પાડવાના મતલબ સર કરી નહોતી.

પેહેલી તકરારનો આધાર ૧૮૭૨ ના દસમા આકટની ૪૫૪ મી કલમ ઉપર રાખે છે; અને તે કલમમાં સામટી સજા કરવાનો એવો નીયમ બાંધ્યોછે કે, હરકોઇ ગુન્હો કોઇ કાયદાની બે વ્યાખ્યામાં આવતો હોયતો, તે ગુન્હા માટે એકજ સજા કરવી, અથવા તો જે કૃત્યોથી એક કરતાં વધારે છુટા છુટા ગુન્હાઓ થતા હોય, પણ તે કૃત્યો સામટી રીતે લેતાં, હરકોઇ ગુન્હાની વ્યાખ્યામાં સમાઇ જતાં હોયતો, તેમાં છુટી છુટી સજા કરવી. જ્યારે પેહેલી રીતનો પ્રસંગ બન્યો હોય ત્યારે, જુદી જુદી સજાઓ કરવી. પરંતુ પેહેલા પ્રસંગમાં આપેલી સજા, એમાંથી ગમે તે ગુન્હા વાસ્તે ઘણામાં ઘણી આપી શકાય તેના કરતાં વધુ હોવી જોઇએ નહીં. અને બીજા પ્રસંગમાં તે સજાઓ સામટી રીતે લેતાં તેવા ઘણા ગુન્હાઓમાંથી હરકોઇને માટે અપાય, અથવા સંયુક્ત ગુન્હાને માટે અપાય, તેના કરતાં વધવી જોઈએ નહીં.

સેશન જડજે * દ્રષ્ટાંતનો હવાલો લીધોછે, તે ઉપરથી જણાયછે કે, ૧૪૭, ૩૨૪ તથા ૧૫૨ મી કલમો માંહેલા ગુન્હાઓનો જુદો જુદો નીકાલ કરવો હોય તો, તેમ થઇ શકેછે.

આ કામમાં ૧૪૭ મી તથા ૩૨૪ મી કલમો માંહેલા ગુન્હાઓનો, અપરાધીપણાનો ઠરાવ થયોછે; પરંતુ આ કોર્ટે ઠરાવ્યુંછે કે, આ કલમો માંહેલા ગુન્હાઓ માટે જુદા જુદા ગુન્હાના હીતપણાના ઠરાવો કાયદેસર નથી, (જુઓ રાણી. વિ. દુરજુલા ૯ વીકલીરીપોર્ટ ૨૩૩). પણ રાણી. વિ. કાળાચંદના ૭ વીકલીરીપોર્ટ ૨૬૦) કામમાં ઉલટી રીતનો ઠરાવ થયોછે. અને આ ઠરાવ પ્રમાણે માહારાણી. વિ. રામદીન (૨ અ. ૧૩૯)માં અનુસરતું કરેલુંછે. પરંતું તે ગુન્હાઓને માટે જુદા જુદા ઠરાવ થાય કે ન થાય, તોપણ એટલુંતો ચોકસછે કે, ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૫૪મી અનુસાર સામટી સજા, ભારે ગુન્હામાટે જેટલી આપી શકાય, તેના કરતાં વધુ થવી જોઇએ નહીં. (જુઓ રાણી વિરૂદ્ધ તુકીયા બીનતમાંના), તેથી અમે આ બંને અપેલેંન્ટોની સજામાંથી બબે વરસની સજા ઓછી કરીએ છૈયે.

## માહારાણી કેસરેહીંદ. વિ. રામપ્રતાપ.

ગેર કાયદેસર મંડળીના કેટલાક અંગભુતોએ મહા વ્યથા કરી, તેમાંથી એક અંગભુતને હંગામો કર્યાના, તેમજ માહાવ્યથા કર્યાના, ગુન્હાને માટે જુદી જુદી સજા કરવી એ વાજબી નથી.

કલમ ૭૧ / ૭

તા—૫- ૧૨—૮૨ ઇ૬—અ ૧૨૧ ગેરકાયદેસર મંડળીના અંગભુતો એ મહાવ્યથા કરી તેમાંના એકને હંગામા તથામહા વ્યથા માટે જૂદી જુદી સજા કરાય નહીં

અપેલેંન્ટ રામપ્રતાપ, વાઇસરાયની ખાસ પારટીનો એક ઘોડેસ્વાર હતો. અને જે હંગામો કરતાં, મનુ, અને બીજાઓને માહા વ્યથા થઇ હતી, તેમાં સદરહુ રામપ્રતાપ ઉપર, હંગામાનું તથા માહા વ્યથાનું તહોમત મુકીને, ઈનસાફ થવા સારૂ શાહરનપુરના સેશન જડજ પાસે કમીટ કરવામાં આવ્યો હતો. રામપ્રતાપે કોઇને હંગામો કરવામાં માહા વ્યથા કરી હતી. એવું કામ ચાલતાં સાબીત થયું ન હતું. પરંતુ મનું અને બીજાઓને સદરહુ હંગામામાં રોકાએલા, બીજા સક્ષેથી માહા વ્યથા થઇ હતી, એવું સાબીત થયું હતું. સેશન જડજે રામપ્રતાપને હંગામાનો ગુન્હેગાર ઠેરાવી, તે ગુન્હા માટે, તેને એક વરસની સખ્ત કેદની સજા કરી, તથા માહા વ્યથા કર્યાનો અપરાધી ઠેરાવી, તે ગુન્હા માટે, તેને બીજા બે વરસ સખ્ત કેદની સજા કરી, આ છેલી સજાનો અમલ, પેહેલી સજા પુરી થએ કરવાનો હતો.

### અપેલેંન્ટ તરફથી હીલ સાહેબ.

### સરકાર તરફથી બાબુ દ્વારકાંનાથજી બાંકરજી.

### જસ્ટીસ સ્ટ્રેટનો ઠરાવ.

આ અપીલ તેના ગુણ દોષ ઉપરથી ના મંજુર કરવી જોઈએ, એવો ઠરાવ આપ્યા પછી તેણે નીચે પ્રમાણે વીવેચન કરેલુ છે. અપેલેન્ટને પી. કો. ની કલમ ૧૪૭તથા ૩૨૫ માંહેલા ગુન્હાઓનો બેવડો અપરાધી ઠરાવી, અનુક્રમે એક તથા બે વરસની સખ્ત કેદની જુદી જુદી સજા કરીછે, તે વાજબી કરી છે કે નહીં, તે સવાલનો વિચાર કરવાની હવે

મને ફરજ પડીછે. ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૩૫ ની રકમ ૧ પ્રમાણે, એકજ ઈનસાફના કામમાં હંગામો, તથા માહાવ્યથાના ગુન્હાનો ઈનસાફ કરવા સારૂ, જડજને અધીકાર છે; તે હું એકદમ કબુલ કરૂં છું. જેવી જાતનો મુકર્દમો હાલ માહારી પાસે આવ્યો છે, તે જાતના મુકરદમામાં બેશક તહોમતનામામાં તોહોમતોનો ફેરફાર કરવાનું સગવડવાળું છે. કેમકે ફોજદારી કામનો ઈનસાફ કરવામાં જે પુરાવો પડે છે, તેમાં સૌથી ભારે અથવા થોડો ઘણો ભારે આરોપ નીભાવી રાખવા સારૂ જોઇએ તેવો હોતો નથી; પણ કોઈ હલકા ગુન્હાના ઠરાવ કરવા સારૂ, જોઈએ તેટલો પુરાવો મળી આવેછે, એવું વખ્તો વખ્ત બનેછે; અને આ નાના ગુન્હાના તહોમતનો જવાબ, કામ ચલાવવાની શરૂઆતમાં લીધો હોય તો, પછવાડેથી તહોમતમાં સુધારો અથવા ફેરફાર કરવાની મેહેનત પડતી નથી, ઉપર કહેલી ૨૩૫ મી કલમના શબ્દો તપાસતાં જોવામાં આવશે કે, તેને મળતી જુના કાયદાની ૪૫૪ મી કલમની સાથે, જે વીશેષ પ્રતીબંધ જોડયો હત તો, તે નવા કાયદામાં દેખાતો નથી. તે ઉપરાંત આ નવી કલમમાં એવું જાહેર કર્યું છે કે, " આ કલમનાં કોઈ પણ મજકુરથી હિંદુસ્થાનના ફોજદારી કાયદાની ૭૧મી કલમને બાધ આવશે નહીં." આ ઇકોતેરમી કલમ ૧૮૮૨ ના ૮ મા આકટની ૪ થી કલમથી નવેસર રચાંણી છે. તથા તેમાં વધારો કર્યોછે. આખી કલમ હવે નીચે પ્રમાણે વંચાય છે.

જે વસ્તુ ગુન્હો છે, તે જુદા જુદા ભાગોથી બનેલી હોય, અને તે ભાગો માંહેલો હરકોઇ ભાગ જાતેજ ગુન્હો હોયતો, એથી બીજી રીતે તેમ કરવું, એવો સાફ ઠરાવ ન કર્યો હોય તો, ગુન્હેગારને તેના ગુન્હામાના એક કરતાં વધારે ગુન્હાની શિક્ષા કરવી નહીં. જ્યારે કાંઇપણ વસ્તુ, ચાલુ કાયદા ઉપરથી ગુન્હાઓની વ્યાખ્યા કરવામાં આવતી હોય, તથા તેઓ બદલ શિક્ષા કરવામાં આવતી હોય, તે ચાલુ કાયદાની બે અથવા વધારે જુદી જુદી વ્યાખ્યામાં આવે એવો ગુન્હો હોય ત્યારે, અથવા.

ગુન્હેગારનો ઈનસાફ કરનારી કોરટ, સદરહુ ગુન્હા પૈકી કોઈપણ એક ગુન્હા બદલ, જેટલી શિક્ષા કરી શકાતી હોય, તે કરતાં વધારે સખત શીક્ષા, તે ગુન્હેગારને કરવી નહીં.

આ બાબતમાં અમલ કરવાનો, આવો કાયદો હોવાથી હાલ મારી પાસે આવેલો મુકરદમો, જેમાં અપેલેન્ટને હંગામો, તથા મહા વ્યથાના ગુનાહ માટે અપરાધી ઠરાવી જુદી જુદી સજા કરી છે, તેનો આ કલમમાં સમાસ થઇ શકે, અથવા સમાસ થાય એવું કહી શકાય છે. કોઇ સખ્સને તેણે પોતે માહા વ્યથા કરી એવું દેખાડવાનો પુરાવો નથી, એમ માનવું જોઇએ. અને જે ગેર કાયદેસર મંડળીનો, તે સોબતી હતો, તેમાંથી બીજા અંગભુતોએ હુમલો કરીને ઈજા કીધી, તેમાં અપેલેન્ટને જુવાબદાર ગણવો હોયતો, પીનલકોડની કલમ ૧૫૦ માં જે ઠરાવ્યું છે, તેની જ્યારે મદદ માગી લેઇએ, ત્યારે બની શકે એવું છે. ૧૪૯ મી કલમનો મતલબ એવો છે કે, ગેર કાયદેસર મંડળીનો દરેક અંગભુત, બીજા અંગભુતના કરેલા ગુન્હા માટે, જવાબદાર થાય છે. અથવા સદરહુ મંડળીનો સામાન્ય હેતુ પાર પાડવા વાસ્તે, બીજા અંગભુતો જે કાંઈ ગુન્હો કરે તેના તે જવાબદાર થાય છે, અથવા એવો સામાન્ય હેતુ પાર પાડવામાં ધારી શકાય કે, વખતે એવો ગુન્હો થશે, તે તેના જાણવામાં હોવું જોઇએ, તેવા ગુન્હાને માટે પોતે જુવાબદાર થાય છે. બીજા શબ્દોમાં બોલીએ તો, આ કલમથી તેને મદદગારીના ગુન્હામાંથી બાતલ કર્યો છે. અને

પ્રત્યેક, અથવા બધા અંગભુતના કૃત્યો વાસ્તે, એક મુખી તરીકે તે જવાબદાર ગણાયછે, તે ફક્ત એટલાજ સારૂ કે, તે ગેરકાયદેસર મંડળીનો અંગભૂત હતો.—

દ્રષ્ટાંત.

જો પાંચ માણુસો ભારે લાકડીઓ બાંધી, માણુસોની બીજી ટોળી ઉપર હુમલો કરવાને બાહાર નીકળી જાય, અને તેમાંથી એક જણો માહાવ્યથા કરે તો, આ માહાવ્યથા તેઓની વચેનો સંતલસનો સામાન્ય હેતુ પાર પાડવામાં કરી હોય, અથવા સાધારણ અકલના માણુસ તરીકે, તેઓના જાણવામાં આવે કે, એવા સામાન્ય હેતુ પાર પાડવામાં એવી કજા થવાનો સંભવ છે, તો આ પાંચે જણાઓ પીનલકોડની ૩૨૫ મી કલમ પ્રમાણે એક સરખા ગુન્હેગાર થાયછે, તેવીજ રીતે આ મુકરદમામાં, કેટલાક હંગામો કરનારાઓનો અપેલેંટ સોબતી હતો, તેઓએ બેશક માહાવ્યથા કરી હતી; અને તે ઇજા હંગામો કરનારાઓની સામાન્ય મતલબ પાર પાડતાં થઈ હતી, એવું હકીકત ઉપરથી જડજે ઠરાવ્યું છે. તેમ કરવા વાસ્તે તે પુરી રીતે મુખ્તીયાર છે. આ બાબતનો આવો અભીપ્રાય લેતાં, પીનલકોડની ૩૨૫ મી કલમ પ્રમાણે, અપેલેન્ટને અપરાધી ઠરાવવામાં જડજે ચુક કરી નથી, પરંતુ તેની સાથે યાદ રાખવાનું છે કે, એ ગુનાહનો ઠરાવ કાયદા પ્રમાણે વાજબી છે. તે ઠેરાવવામાં મુખ્ય બાબત એ છે કે, ગેરકાયદેસર મંડળીમાં, અપીલેન્ટે ભાગ લેવો જોઇએ, કેમકે એવો પ્રસંગ હોય તોજ, બીજા અંગભુતોના પ્રથક પ્રથક કામો વાસ્તે, તે કાયદા પ્રમાણે જવાબદાર થાય છે. હવે અપરાધી ઠરેલ સખ્સને, એજ હકીકત ઉપરથી, હરકોઇ ગેરકાયદેસર મંડળીનો, અંગભુત હોવાના ગુન્હા વાસ્તે તથા હંગામો કર્યાના ગુનાહ વાસ્તે, જુદી જુદી સજા, કોરટને કરવી હોય તો તે કરી શકે છે. એ વીશે કોઈનાથી ખરી રીતે શક લેવાય તેમ નથી, એમ હું માનું છઊં. કેમકે હંગામાના મીશ્ર ગુનાહમાં, એક પ્રથક ભાગ તરીકે, ગેરકાયદેસર મંડળીનો ગુનોહ હોવો જોઈએ; અને માત્ર જ્યારે બળ કીંવા જુલમનો તેમાં ઉમેરો થાય ત્યારે હંગામાનો ગુનોહ સંપુર્ણ થાય છે. ટુંકામાં કહીએ તો, હંગામો એ ગેરકાયદેસર મંડળીના વધી ગએલા રૂપ શીવાય કાંઈ વધુ નથી. તેજ પ્રમાણે પક્ષકારો, વધારે આગળ જઈને વ્યથા કીંવા માહાવ્યથા, કીંવા મોત કરે, તો પણ તેઓ હજી હંગામાના ગુન્હેગાર થાય છે; કેમકે ભેગા થઇને તેઓની ગેરકાયદેસર મંડળી થઇ; અને બળ અથવા જુલમ તેઓએ વાપર્યો; અને તેઓની પીનલકોડની કલમ ૩૨૩ ૩૨૫—૩૦૪ અથવા ૩૦૨ પ્રમાણે એક બીજાના કૃત્યોને માટે, તેઓની જુવાબદારીની ઉત્પતી, ગેરકાયદેસર મંડળી હોવાના કારણથી થાય છે. સન ૧૮૮૨ ના આઠમા આક્ટની ૪ થી કલમમાં કાયદાનો જે નિયમ બાંધેલો છે, તે નિયમનો ઉઘાડો અર્થ મને એવો લાગે છે કે, જો કોઇ મામલામાં હરકોઈ માણુસ જુદા જુદા ગુન્હા કરે, અને તે ગુન્હાઓ એક બીજાથી જુદા પાડી શકે, એવી રીતે શેળભેળ થઇ જાય તેવા હોય, અને તે બધા ગુન્હાઓ પાછા ભેગા થઇને, એકજ ઈલાયદા ગુન્હાને જન્મ આપે તો, આવા એકેક અને જુદા જુદા ગુનાહ માટે, તથા બીજાઓના ગુન્હાઓમાંથી હરકોઈ ગુન્હા અથવા પ્રત્યેક ગુનાહ માટે, અપરાધી ઠરાવી તેને જુદી જુદી સજા થઇ શકતી નથી. જેમકે

દ્રષ્ટાંત.

કોઈ માણુસ ધમકી દેખાડવાની રીતે બીજા ઉપર મુંઠી ચીંધેછે. અને પછી તેને

એક લાકડીથી હલકો માર મારે છે, અને છેવટ છરીથી તેને જખમ કરે છે. કાયદાની બારીકી પ્રમાણે, હુમલો, વ્યથા, માહાવ્યથા; એ ત્રણે ગુન્હા કરનારો, તે કરનારો થાય છે. પણ આ બધા ગુનાહમાંથી, પ્રત્યેક ગુનાહ માટે તેને જુદી જુદી સજા કરવી જોઇએ, એમ ખરી રીતે કોઇ કહી શકશે નહીં. તેજ પ્રમાણે આ કામમાં અપેલેન્ટ એ ગેરકાયદેસર મંડળીનો અંગભુત હતો, તેણે હંગામામાં ભાગ લીધો, અને હંગામો કરવાના દરમીયાન, તેના શીવાય બીજા જણાએ માહાવ્યથા કરી, અને કેમ જણાય કે ગેરકાયદેસર મંડળીના તેઓ પણ અંગભુત હતા, તે ગેરકાયદેસર મંડળીના અંગભુત હોવાના કારણથી પોતાને હાથેજ માહાવ્યથા કરી, એમ કાયદાની રૂયે તે જવાબદાર થાય છે. પ્રત્યેક જણ ઉપર હુમલો થયો, તેના સંબંધમાં વ્યથા થઈ હોય તો, વ્યથા માટે, અગર માહાવ્યથા થઈ હોય તો, માહાવ્યથા માટે, તેમજ હંગામા માટે, ઇનસાફ કરી, તેને અપરાધી ઠરાવવા વાસ્તે છુટ છે, પરંતુ તે છુટ ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૨૩૪ મી કલમમાં કેટલાં તહોમતની સંખ્યા રાખીને ઈનસાફ કરવો જોઇએ, તે મરીયાદા બાંધી છે. તે મરીયાદાને અનુસરીને, પરંતુ હંગામા વાસ્તે, અથવા માહાવ્યથા કરવાના પ્રત્યેક તહોમતો વાસ્તે, તેને જુદી જુદી સજા કરવી હોય તો થાય ખરી, પરંતુ હું ધારતો નથી કે હંગામા વાસ્તે તથા બીજાં બધાં તહોમતો છે, તે પ્રત્યેક તહોમત માટે તથા એકને માટે તેને જુદી જુદી સજા થઇ શકે, મારો અભીપ્રાય એવો છે કે, હંગામો કર્યાનો જોગ બનવાથી, જે માત્ર બીજી રીતે ગેરકાયદેસર મંડળીનો ગુન્હો ગણાત, તે બદલાઇને હવે માત્ર હંગામાનો ગુન્હો થાય છે. આ બાબતમાં મારો આવો અભીપ્રાય છે, તેથી અપીલેન્ટને ૧૪૭ મી કલમ પ્રમાણે, જે સજા કરી છે. તે રદ કરવી જોઈએ, અને હું ધારૂંછુ કે, પીનલકોડની ૩૨૫ મી કલમ પ્રમાણે બે વરસ સખ્ત કેદની સજા કર્યા પછી ઇનસાફ જેવો જોઇએ તેવો થાય છે. આ શિવાય વધારે કાંઈ હુકમ કરવા વાસ્તે હું જરૂરનું માનતો નથી.

### માહારાણી કેસરેહીંદ. વિ. ડુંગરસિંહ તથા એક બીજો.

કલમ ૭૧

તા. ૨૨–૮ ૮૪. ઈ.ળ અ પા. ૨૯ હંગામાનો બુદ્ધિ પુરવક વ્યથાનો અને માહાવ્યથાનો એ ત્રણે ઇ લાયદા ગુન્હાછે. માટે સજા જુદી જુદી થઇ શકે.

सने १८८२ना दसमा आकटनी, कलम ३९ मीना अर्थ प्रमाणे, हुंगामानो, बुधीपूर्वक व्यथा कर्यानो, तथा बुधीपूर्वक माहाव्यथा कर्यानो, (जेमांथी आ बे छेला गुन्हाओ एक जुदाज माणस प्रत्येक कर्या हता) ए त्रणे एलायदा गुन्हाओ छे.

एज कायदानी २३५ मी कलमनी पेहेली रकम प्रमाणे, जे सक्षना उपर हुंगामानुं, तथा बुधीपुर्वक माहाव्यथा कर्यानुं एम बे गुन्हाओनां, तोहोमत राखी, एकज इनसाफना काममां, आ प्रत्येक गुन्हाओ वास्ते, इनसाफ थइ शके छे. माहाराणी केसरेहींद. वि. रामपरताब, (इ.ले अ. १२१) वाळो फेसलो, नामंजुर करवामां आव्यो.

આ મુકરદમાની હકીકત, જોઇએ તેટલી ઠરાવમાં આપેલી છે.

## સરકાર તરફથી રેસસાહેબ.
## જસ્ટીસ બ્રોડહર્સ્ટનો ઠરાવ:—

ક્રી. પી. કો. ની ૧૪૭ મી તથા ૩૨૫ મી કલમો મુજબ, સજા થઈ શકે એવા હંગામાના, તથા માહા વ્યથા કર્યાના ગુન્હાઓ વાસ્તે, એક ડેપ્યુટી માજીસ્ટ્રેટે, આ કામના બંધવાઓ ડુંગરસિંહ, ચુનીસિંહ, તથા બીજા પાંચ સક્ષોનો, ઈનસાફ કર્યો હતો. ચુની, ડુંગર તથા એક નથુખાંને, ૧૪૭ મી કલમના ગુન્હાના, અપરાધિ ઠરાવી, ૭ માસની, સખ્ત કેદની, તથા ૩૨૫ મી કલમના, ગુન્હાના અપરાધી ઠરાવી, તે બદલ દરેક જણને, બીજા ૭ માસની, સખત કેદની સજા કરી હતી. બાકીના ચાર જણાઓને, ૧૪૭ મી કલમના ગુન્હા બદલ, ૭ ૭ માસની સજા કરી હતી.

બંધવાઓએ અપીલ કરી, તે સેસન જડજે ના મંજુર કરી, ત્યાર બાદ ચુની તથા ડુંગરે નીચલી કોર્ટોમાં ચાલેલું કામ, મંગાવી જોવાની, આ અદાલતને અરજી કરી છે. નીચલી અદાલતોના ઠરાવો સામે, ચાર વાંધા લેવામાં આવ્યા છે. તેમાંના ત્રણ વાંધા વિદ્વાન વકીલે જતા કરેલા છે. બાકી ચોથો વાંધો એવો છે કે, "આ નામદાર અદાલતે, ફેસલા કર્યા છે, પી. કો. ની ૧૪૭ મી તા. ૩૨૫ મી કલમો પ્રમાણે, પ્રથક સજા કરવી એ કાયદા વિરૂદ્ધ છે." માટે હવે નકી કરવું જોઈએ કે, એ તકરાર વજનદાર છે કે નહીં? જે ફેસલાનો હવાલો આપ્યો છે, તે મહારાણી કેસરેહીંદ. વિ. રામપરતાપના ફેસલાનો છે. તેમાં તે કામની અપીલ, તેના ગુણદોશ ઉપરથી, ના મંજુર કરવી જોઈએ, એવો નીર્ણય કરી, જસ્ટીસ સ્ટ્રેટે લખ્યું છે કે, "અપેલેંન્ટને, પી. કો. ની કલમ ૧૪૭ તથા ૩૨૫ માંહેલા ગુન્હાનો બેવડો અપરાધી ઠેરાવી અનુક્રમે એક તથા બે વર્ષની સખત કેદની જુદી જુદી સજા કરી છે. તે વાજબી કરી છે કે નહીં? તે સવાલનો વિચાર કરવાની હવે મને ફરજ પડી છે. ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૩૫ ની રકમ ૧ પ્રમાણે એકજ ઇનસાફના કામમાં, હંગામો, તથા માહાવ્યથાના ગુનાહનો ઇનસાફ કરવા સારૂ, જડજને અધીકાર છે. તે હું એકદમ કબુલ કરૂંછું. એ મારા વીદવાન બંધુએ ઉપરનો ઠરાવ બંધ કરતી વેળા, નીચે પ્રમાણે વિચારો આપ્યા છે. તેજ પ્રમાણે આ કામમાં અપેલેંન્ટ એ ગેરકાયદેસર મંડળીનો અંગભુત હતો, તેણે હંગામામાં ભાગ લીધો, અને હંગામો કરવાના દરમીયાંન, તેના શિયાય બીજા જણાએ માહા વ્યથા કરી, અને કેમ જાણે કે ગેર કાયદેસર મંડળીના તેઓ પણ અંગભુત હતા. ગેર કાયદેસર મંડળીના અંગભુત હોવાના કારણથી, પોતાને હાથેજ માહાવ્યથા કરી, એમ કાયદાની રૂએ તે જવાબદારી થયા છે. પ્રત્યેક જણ ઉપર હુમલો થયો, તેના સંબંધમાં વ્યથા થઈ હોય તો, વ્યથા માટે, અગર મહાવ્યથા થઇ હોય તો, મહા વ્યથા માટે, તેમજ હંગામા માટે ઇનસાફ કરી, તેને અપરાધી ઠરાવવા વાસ્તે છુટ છે, પરંતુ તે છુટ ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૨૩૪ મી કલમમાં કેટલાં તોહોમતની સંખ્યા રાખી, ઇનસાફ કરવો જોઇએ, તે સરીયાદ બાંધી છે. તે સરીયાદાને અનુસરીને." પરંતુ હંગામા વાસ્તે, અથવા માહા વ્યથા કરવાના પ્રત્યેક તહોમતો વાસ્તે, તેને જુદી જુદી સજા કરવી હોયતો, થાય ખરી. પરંતુ હું ધારતો નથી કે, હંગામા વાસ્તે તથા બીજાં બધાં તોહોમતો છે, તે પ્રત્યેક તોહોમત માટે, તથા એકને માટે તેને જુદી જુદી સજા થઈ શકે, મારો અભીપ્રાય એવો છે કે, હંગામો કર્યાનો જોગ બ-

નવાથી, જે માત્ર બીજી રીતે ગેર કાયદેસર મંડળીનો ગુન્હો ગણાત તે બદલાઈને હવે માત્ર હંગામાનો ગુન્હો થાય છે. આ બાબતમાં મારો એવો અભીપ્રાય છે. તેથી અપીલેંન્ટને ૧૪૭ મી કલમ પ્રમાણે જે સજા કરી છે, તે રદ કરવી જોઇએ, "અને હું ધારૂં છઊં કે, પીનલકોડની ૩૨૫ મી કલમ પ્રમાણે બે વરસ સખત કેદની સજા કર્યા પછી, ઇનસાફ જેવો જોઇએ તેવો થાય છે. આ શીવાય વધારે કાંઈ હુકમ કરવા વાસ્તે, હું જરૂરનું માનતો નથી. પીનલકોડની આજ, અથવા એના જેવી બીજી કલમો અનુસાર આ અદાલતે, એક બે બીજા ફેસલાઓ કર્યા છે, તેનું વીવેચન કરી, આ વિશયમાં મારો શું અભીપ્રાય છે, તે લખીશ.

રાણી. વિ. હરગોવીંદના મુકરદમામાં, બંધવાઓને, પી. કો. ની ૧૪૮–૩૦૪ તથા ૩૨૬ ના કલમોના, ગુન્હાના અપરાધી ઠરાવી, પ્રત્યેકને, ૧૪૮ ના ગુન્હા વાસ્તે, ૩ વરસની ૩૦૪ મીના ગુન્હા વાસ્તે, પાંચ પાંચ વરસની, તથા ૩૨૬ ના ગુન્હા વાસ્તે, બબે વરસની અથવા, એકંદર દસ વરસની, સખત કેદની સજા કરી હતી. તે ઊપર બંધવાઓએ, એ ઠરાવ, તથા સજા ઉપર, અપીલ કરી, "તેમાં જસ્ટીસટરનરે ( જે હાલ મદ્રાસ હાઇકોર્ટના ચીફ જસ્ટીસ છે) તે અપીલનો નીકાલ કરતાં નીચેના વિચારો બતાવ્યા છેઃ—

બીજું એમ કહેવામાં આવ્યું છે કે, નાશકારી હથીયારો બાંધી, હંગામા કર્યાના ગુન્હાના, તથા શિક્ષણી મનુષ્ય વધના, તથા, માહાવ્યથા કર્યાના ગુન્હાના અપેલેંન્ટોને ગુન્હેગાર ઠરાવવા જોઈએ નહીં. સાબીત થયેલી હકીકત ઊપરથી જણાય છે કે, આ અપેલેંન્ટો, નાશકારી હથીયારો બાંધી, હંગામો કરવામાં રોકાયા હતા, અને ગેર કાયદેસર મંડળીનો, સામાન્ય હેતુ પાર પાડવામાં, એક માણસનું, મોત થયું હતું. અને બીજા ઘણાક જણોને, સખત ઘા વાગ્યા હતા. રાણી. વિ. રબીઉલાનો, જે જડજે ફેસલો કર્યો છે, તે વીનય પુર્વક માન્ય રાખીને માહારે કેહેવું પડે છે કે, હું તેના મતને મળતો આવી શકતો નથી. એટલે કે જેવો પ્રસંગ આ કામમાં બન્યો છે, તેવા પ્રસંગોમાં અપેલેન્ટોને ત્રણ જુદા જુદા ગુન્હાના અપરાધી ઠરાવી શકાય નહીં, આ અદાલતમાં ઉલટી રીતની સમઝ ચાલે છે. એકત્ર જોતાં, કરેલી સજા ઘણી ભારે છે, પરંતુ ગુન્હાના પ્રમાણની બાહાર નથી તેથી વચમાં આવવાનું હું વાજબી માનતો નથી, માટે અપીલ નામંજુર કરૂં છું."

જ્યારે સને ૧૮૬૧ નો ૨૫ મો આકટ અમલમાં હતો, ત્યારે આ ઠરાવ કરવામાં આવ્યો હતો, પરંતુ તેના કરતાં વધારે તાજો ફેસલો માહારાણી વિ. રામદીન ( ૨ અ. ૧૩૯ ) નો જસ્ટીસ પીયરસને તેવાજ મતલબનો ચુકવ્યો છે. એ કામમાં એક માજીસ્ટ્રેટે આઠ બંધવાઓ ઉપર જુદી જુદી રીતે પી. કો. ની ૧૪૭ મી તથા ૩૨૩ મી કલમો માંહેલા ગુન્હાઓનાં તોહોમત મુકી તેઓને અપરાધી ઠરાવી, સજા કરી હતી. આ સજા અપીલમાં સેસનજડજે બાહાલ રાખી હતી. તે ઉપરથી તે ઠરાવ જોવા સારૂ મંગાવવાની બંધવાઓએ હાઈકોર્ટને અરજી કરી. તે અરજીમાં અરજદારોના વીદવાન વકીલે વાંધો લીધો હતો, કે, હંગામો તેમજ બુધીપૂર્વક વ્યથા કર્યા વાસ્તે, બંધવાઓને સજા થવી જોઈએ નહીં. આ કામનો ઠરાવ આપતાં, પીયર સન જસ્ટીસે નીચે પ્રમાણે વિચારો આપ્યા છે.

વળી આ કોર્ટમાંથી જસ્ટીસટરનરે રાણી. વિ. હરગોવીંદનો ફેસલો ૧૮૭૧ ના જુલાઇની ૭ મી તારીખે કરેલોછે. તેમાં ઠરાવ્યુંછે કે, જે માણુસ હંગામાનો અપરાધી ઠર્યો

હોય, તો તે પ્રસંગ પ્રમાણે હથીઆર બાંધી હંગામો કર્યાના, શિક્ષણી મનુષ્ય વધના ત-થા મહા વ્યથાના જુદા જુદા ગુન્હાઓ કર્યાને માટે સજાને પાત્ર થાયછે. આ મુકરદમામાં એ વીદવાન જજે ઉપર કહેલા રબીઉલાના ફેસલાનો હવાલો લીધો હતો. અને તેમાં જે ઠરાવ થયેલા, તેમાં તેણે પોતાની નાપસંદગી બતાવી હતી. વળી એમ જણાયછે કે, એજ કલકત્તાની હાઇકોર્ટના જજોએ, રબીઉલાના ફેસલાથી જુદો ઠરાવ તે પછીના એપ્રીલ મા-સમાં કર્યો હતો.

બધી રીતે જોતાં ફેસલાઓ બતાવવામાં આવ્યાછે, તે આ કેસના વાંધાથી વિરૂદ્ધછે. આ ઠેકાણે નીશ્ચય કેહેવું જોઇએ કે, હંગામો તથા ગેરકાયદેસર મંડળીના ગુન્હાઓ લોકો-ની સમાધાની વિરૂદ્ધછે. અને હુમલો, વ્યથા, વીગેરેના ગુન્હાઓ માણસના શરીરને અસર કરનારા છે. વચમાં આવવાનું પુરતું કારણ ન જણાતાં આ અપીલ નામંજુર કરૂં છું. તે વખતમાં આ બાબતનો ચાલતો કાયદો સને ૧૮૭૨ ના દસમા આકટની ૪૫૪ મી કલમ-ની પેહેલી રકમમાં સમાવેલોછે. અને એ રકમનો શું અર્થ કરવો તે બાબતમાં વખ્તે કાંઇ સ્લેશ જેવું રહેતું હોય તો, તેનું ક દ્રષ્ટાંત વાંચવાથી મુકરર થઇ જશે; તે ઉપરથી સાફ રીતે જણાયછે કે, આરોપીત સક્ષ ઉપર. પી. કો. ની ૧૪૭, ૩૨૩ તથા ૧૫૨ મી માંહે-લા ગુન્હાઓનાં જુદાં જુદાં તોહોમતો રાખી, તેઓને સદરહુ ગુન્હાના ગુન્હેગાર ઠરાવી સકાયછે. તથા તેને જુદી જુદી સજા થઈ શકેછે.

કેટલાંક વરશો થયાં, આ ઈલાકાના શેસન જડજો તથા માજીસ્ટ્રેટો, ન્યાયના ફડચા-ઓ, ઉપલા મુકરદમાના, તથા તેના જેવા બીજા મુકરદમાના ઠરાવોને અનુસરીને કરતા આવેછે, અને તેમાંથી જયા બંધ ફડચાઓ આ અદાલતે અપીલમાં, તેમજ રીવીઝનમાં બાહાલ રાખ્યાં છે.

દસ વરસ કરતાં વધુ વરસ સુધી સને ૧૮૭૨ નો ૧૦ આકટ અમલમાં રહ્યો ત્યાં સુ-ધી, ૧૪૭ મી તથા ૩૨૫ મી કલમના ગુન્હાઓ માટે જેમ આ કામના અરજદારોને, અ-પરાધી ઠરાવી, સજા કરીછે. તેવી રીતે આરોપીત સક્ષો ઉપર તે ગુન્હાનાં તોહોમતો રાખી તેઓને અપરાધી ઠરાવી જુદી જુદી સજા કરવામાં આવતી, એ વાતમાં કશોએ શક ન-થી. હવે માત્ર એટલુંજ જોવાનુંછે કે, આ બાબતમાં ૧૮૮૨ ના આઠમા આકટથી, તથા ૧૮૮૨ નો આકટ દસમો જે ૧૮૮૩ ના જાનેવારીની પેહેલી તારીખથી અમલમાં આવ્યો છે, તેથી કાંઇ ફેરફાર થયોછે કે નહીં?

૧૮૭૨ ના દસમા આકટની ૪૫૪ મી કલમની બરોબર સન ૧૮૮૨ ના દસમા આકટની કલમ ૨૩૫ મીછે, નવા કાયદાની ૨૩૫મી કલમની શબ્દ રચનાથી, જુના કાય-દાની ૪૫૪ મી પેહેલી રકમની શબ્દ રચના કાંઇક જુદીછે. પરંતુ બંને રકમોનો અર્થ એ-કનો એકજ છે. તથા સન ૧૮૮૨ ના દસમા આકટની ૨૩૫ મી કલમની પેહેલી રકમનું ગ દ્રષ્ટાંતના શબ્દેશબ્દ જુના કાયદાની કલમ ૪૫૪ ની પેહેલી રકમના ક દ્રષ્ટાંત જેવુંછે. ગ દ્રષ્ટાંતથી જણાઇ આવેછે કે. ઈ. પી. કો. ની કલમ. ૧૪૭. ૩૨૫. ૧૫૨ મી કલમ માં-હેલા ગુન્હાઓનાં કોઇ સક્ષ ઉપર જુદાં જુદાં તોહોમત મૂકી, અપરાધી ઠરાવી શકાય છે. પણ રદ થઇ ગયેલા જુના ક દ્રષ્ટાંતમાં શીક્ષા કરવાનો શબ્દ હતો, તે શબ્દ આ નવા

દ્રષ્ટાંતમાં દેખાતો નથી. નવા કાયદાના બધા દ્રષ્ટાંતોમાંથી. શિક્ષા કરવાનો શબ્દ કાઢી નાંખ્યો છે. અને આમ કરવાનું કારણ, મેઈન સાહેબે પોતાના. ઈ. પી. કો. ની ટીકાની બારમી આવૃતીને ૪૫મે પાંને જે સમઝાવ્યુંછે. તે નીચે પ્રમાણેછે.

"સન ૧૮૮૨ ના દસમા આકટની ૨૩૫ મી કલમ. પી. કો. ની ૭૧ મી કલમની સાથે લેતાં જણાયછે કે, તેમાં સન ૧૮૮૨ના દસમા આકટના જુના નિયમો ફરીને રાખેલાછે; તે કલમ તથા રદ થઈ ગયેલી ૪૫૪ મી કલમ નીચે જે દ્રષ્ટાંતો આપ્યાં હતાં, તે માંહેલુ સજા કરવાનું લખાણુ આ નવી કલમમાં, તથા તેના દ્રષ્ટાંતોમાં ન રાખવાથી જણાયછે કે, એ કલમનું બંધારણ માત્ર ફોજદારી કામ ચલાવવામાં, કેવી રીત ચલાવવી તથા કેવી રીતે દલીલ કરવી, તેના નિયમો તરીકે ગણવી જોઈએ; અને સજા કેવી રીતે આપવી, તે બાબતના નિયમો વિશે ૧૮૮૨ ના આઠમા આકટ વાળી. પી. કો. ની.૭૧ મી કલમ, તથા ક્રીમીનલ પ્રોસીજર કોડની કલમ ૩૫ મીમાં જોવું જોઇએ.

સને ૧૮૭૨ ના દસમા આકટની ૪૫૪ મી કલમની, પેહેલી રકમને પી. કો. ની. ૭૧ મી કલમથી કાંઈ બાધ આવતો નોતો. સને ૧૮૮૨ ના આકટ આઠમાથી ૭૧ મી કલમ સુધરીછે. તેનાથી ૧૮૮૨ ના દસમા આકટની ૨૩૫ મી કલમની પેહેલી રકમને, કોઈ રીતનો કાંઇ બાધ આવતો નથી; તેથી તોહોમતવાળા સક્ષનો આગળના કાયદા મુજબ ઈ. પી. કો. ની ૧૪૭, ૩૨૫ તથા ૧૫૨ મી કલમોના ગુન્હાઓ માટે જુદો જુદો ઇનસાફ કરી, જુદી જુદી સજા થઇ શકે છે. ૧૮૮૨ ના આઠમા આકટની ચોથી રકમથી, ઈ. પી, કો. ની ૭૧ મી કલમ સુધરીછે. તે સુધારેલી કલમ ૧૮૮૨ ના દસમા આકટની ૨૩૨ મી કલમ સાથે વાંચી જોતાં દેખાયછે કે, આ બાબતમાં જ્યારે ૧૮૭૨ ના દસમા આકટનો અમલ હતો, ત્યારે જેવી રીતે કાયદો ચાલતો તેવીજ રીતે હાલ ચાલેછે. ૧૮૭૨ ના દસમા આકટની ૪૫૪ મી કલમની બીજી તથા ત્રીજી રકમોમાં સ્વતંત્ર કાયદાના (સબ સ્ટાંટીવલોના) નિયમો સમાવ્યા હતા; પણ એ કાયદો જ્યારે નવેસરથી રચાણો ત્યારે, તે બાબત તેમાંથી કાઢી નાંખી, ને તેનો સમાસ પીનલકોડમાં ૧૮૮૨ ના આઠમા આકટની ચોથી કલમમાં કર્યો છે.

ક્રીમીનલ પ્રોસીજર કોડની ૩૫ મી કલમમાં ઠરાવ્યુછે કે, જ્યારે કોઇ સક્ષની ઉપર, એકજ ઇનસાફના કામમાં, બે અથવા વધારે જુદા જુદા ગુન્હા સાબીત થાય, ત્યારે સદરહુ ગુન્હાઓને માટે,ઠરાવેલી જુદી જુદી જે શિક્ષાઓ કરવાનો કોરટને અખત્યારછે; તે શીક્ષાઓનો હુકમ તે સખસની ઉપર તે કરવાને કોરટ મુખત્યાર છે. તે શીક્ષાઓ જો કેદની અથવા સમુદ્રપારની હોય, તો કોરટ ફરમાવે તેવા અનુક્રમમાં, એક પુરી થઇ રહ્યા પછી બીજી શરૂ થવી જોઇએ.

એકજ ગુન્હો સાબીત થએથી જેટલી શીક્ષા કરવાનો તે કોરટને અખત્યાર હોય, તેટલી શીક્ષા કરતાં, તે જુદા જુદા ગુન્હાઓની એકઠી શીક્ષા વધારે થાયછે, એટલાજ સબબ ઉપરથી, કોઇ ઉપલી કોરટ આગળ ઇનસાફ થવા સારૂ તે ગુન્હેગારને મોકલવાની તે કોરટને જરૂર નથી.

**પણ હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યુંછે:—**

(અ) કોઇ પણ મુકદમામાં સદરહુ સક્ષને ચૌદ વરસ કરતાં વધારે મુદતની કેદની

શીક્ષાનો હુકમ કરવો નહીં.

(બ) જો તે મુદતમાંતો ઈનસાફ (૩૪ મી કલમ પ્રમાણે કામ ચલાવનારા માજીસ્ટ્રેટ સિવાય બીજા) કોઇ માજીસ્ટ્રેટે કર્યો હોય તો, પોતાની મામુલ હકુમત ચલાવતાં જેટલી શીક્ષા કરવાનો તે માજીસ્ટ્રેટને અધિકાર હોય, તે શીક્ષાની બમણી શીક્ષા કરતાં તે એકઠી શિક્ષા, વધારે નહીં હોવી જોઈએ.

મંજુરીનાં અથવા અપીલનાં કારણ સારૂ, એકજ ઈનસાફમાં કામમાં સાબીત થયેલા જુદા જુદા ગુન્હાઓને માટે, આ કલમ પ્રમાણે એકઠી કરેલી શિક્ષા ફરમાવી હોય, તે એકજ શિક્ષા છે, એમ સમજવું.

હંગામાનો ગુન્હો, તથા બુદ્ધિ પૂર્વક મહા વ્યથાના ગુન્હાઓ, તેમાંથી જ્યારે છેલા બે ગુન્હાઓ, કોઈ જુદાજ સક્ષના પ્રત્યે કરવામાં આવ્યા હોય, તે બધા ગુન્હાઓ એક બીજાથી એલાયદા છે. હંગામાનો ગુન્હો કર્યા વગર બુદ્ધિ પૂર્વક વ્યથા કર્યાનો, અથવા બુદ્ધિ પૂર્વક મહાવ્યથા કર્યાનો ગુન્હો, કરવો હોયતો થઇ શકે છે. અને તેવીજ રીતે બુદ્ધિપુર્વક વ્યથા તથા બુદ્ધિપૂર્વક મહાવ્યથાનો ગુન્હો કર્યા વગર, હંગામાનો ગુન્હો થઈ શકે છે. તેથી જો હવે કોઇ સક્ષના ઉપર નાશકારી હથીયારો બાંધી, હંગામો કર્યાનું તોહોમત આવ્યું હોય, અને વળી તેજ વખતે તેના ઉપર બીજા સક્ષને, નાશકારી હથીયાર વતી બુદ્ધિપૂર્વક વ્યથા કર્યાના તથા ત્રીજા સક્ષને બુદ્ધિપૂર્વક માહાવ્યથા કર્યાના ગુન્હાનાં તોહોમતો આવ્યાં હોય તો, ક્રીમીનલ પ્રોસીજર કોડની કલમ ૨૩૫ મીની પેહેલી રકમ પ્રમાણે, એકજ ઈનસાફના કામમાં ઉપર, કહેલાં ત્રણે ગુન્હાઓનાં તોહોમતો રાખી શકાયછે. તથા મારા મત પ્રમાણે ક્રીમીનલ પ્રોસીજર કોડની કલમ ૩૫ મી અનુસાર, હી. પી. કો. ની ૧૪૮ મી કલમના ગુન્હા માટે ત્રણ વર્ષની, તથા ૩૨૩ મીના ગુન્હા માટે એક વરશની, તથા ૩૨૬ મી કલમના ગુન્હા માટે દસ વરસની, અથવા એકંદર ૧૪ વર્ષની સખત કેદની સજા થઇ શકે છે. આ ધોરણ ફકત કાયદાને અનુસરીને છે, એટલુંજ નહીં, પણ સામાન્ય અકલને પણ અનુસરતું છે.

(અ) એક એવો તો બ ના ઉપર જબરો હુમલો કરેછે કે, તેથી તેનાં હાડકાં ભાગી જાય, અથવા બીજી મોટી ઈજા થાય, અને બહુ કરીને તે એવી રીતે વર્તે કે પી. કો. ની. ૩૨૫ મી કલમના ગુન્હા માટે જે ઘણામાં ઘણી સખત કેદની સજા ૭ વરશની છે, તેમાંથી જરાએ ઓછી સજા થઈ શકે નહીં. એક બીજો મુકરદમો કલ્પીએ કે, क નામનો કોઇ ગરાશીઓ, પોતાના પડોશના ગરાશીઆ ड ને, તેની કોઈ જમીન ઉપરથી કાઢી મુકી, તે જમીન પોતાના કબજામાં લેવા સારૂ ૨૦૦ માણુસનો જમાવટ કરી, તેઓને લાકડીઓ, ભાલાં, તથા તલવાર, વીગેરેનાં હથિયારો બંધાવે છે. આવી રીતે કરવાથી क તથા તેના માણસો એક ગેરકાયદે સર મંડળીના અંગભુતો થાય છે; જ્યારે આ ગેરકાયદેસર મંડળીના અંગભુતો, ड ની જમીન જે તેણે પોતે ખેડી છે, તે જમીન તરફ જઈને, સાંતીડાં છોડાવી નંખાવી, ખેડ કરતાં અટકાયત કરે, તો તેઓએ બળ વાપર્યું માટે નાશકારી હથીઆરો બાંધી હંગામો કર્યાના ગુન્હેગાર થાય છે. પોતાની જમીન ઉપર क એ ગેરકાયદેસર મંડળીના અંગભુતોને આણીને પોતાનું સાંતીડું ચાલતાં અટકાવ્યું. તે સા-

૬ ड એ कને ઠપકો દીધો, તે ઉપરથી તે ड ઉપર હુમલો કરે, અને ब ની બાબતમાં જેવો માહા વ્યથાનો ગુન્હો કર્યો, તેવા પ્રકારનો ગુન્હો કરે છે. ब તથા क ને પી. કો, ની ૩૨૫ મી કલમની પુરેપુરી સજા દેવી ઘટીત છે. તેમાં વળી क એ, માણુસના શરીરની પ્રત્યે એક ભારે ગુન્હો કર્યો, તે ઉપરાંત લોકોની સમાધાની વિરૂદ્ધ બીજો એક ગુન્હો કર્યાનો ગુન્હેગાર થાય છે. તથા બાઈડીઓ તથા છોકરાંઓને તથા પોતાના મુલકની અંદર, બીજા સમાધાનીવાળાં માણુસોને ભય ઉત્પન્ન કરીને જે ગુન્હો કરેછે, તેથી તેને. પી. કો. ની કલમ ૧૪૮ માંહેલા ગુન્હાની સજા દીધા વગર છોડવો જોઇએ નહીં. ઘણાંક વર્ષો થયાં, આ અદાલતે જે સંખ્યા બંધ ફેસલાઓ કર્યા છે, તેને અનુસરીને ડેપ્યુટી મેજીસ્ત્રેટે પોતાનો ફેસલો આપ્યો છે; વળી મારા અભીપ્રાય પ્રમાણે, તે કાયદાને પણ અનુસરતો છે. અને બીજી કોઇ રીતે વાંધા ભરેલો નથી. તેથી વચમાં આવવાની ના પાડી આ અરજી ના મંજુર કરૂં છઉં.

## માહારાણી કેસરેહીંદ. વિ. પરશેદત તથા બીજાઓ.

७१/६
१७-१-८५
૭ અ. ૪૧૪
હંગામો તથા અને ત્રણે ઇલાયદા ગુના છે. માટે સજાજુદી જુદી કરી શકાય

तारीख ८--८--८४ ने रोज एक बीजा वर्गना माजीस्त्रेटे एक मुकरदमानो इनसाफ करवो शरू कर्यो, तेमां घणाक सक्षो उपर हंगामो कर्यानुं तथा बुद्धिपुर्वक माहाव्यथा कर्यानुं, एम बे गुन्हाओनां तोहोमतो आव्यां हतां. तारीख ६-९-८४ मीतीना सरकारी ठरावथी सदरहु माजीस्त्रेटने पेहेला वर्गना माजीस्त्रेटनो अधीकार आपवामां आव्यो; ते हुकम तेने ८-९-८४ ने रोज हांसल थयो. तारीख ९-९-८४ ने रोज प्रोसीक्युशन तरफना मुकरदमो खल्लास थतां, प्रत्येक बंधवा उपर ही. पी. को.नी ३२३मी तथा ३२५ मी कलमोना गुन्हानां तहोमतनामांओ घडी, माजीस्त्रेटे बंधवाओना, तथा बचावना साक्षीओनी जुबानीओ नोंधी लीधी, अने १०-९-८५ ने रोज बधां तहोमतोना बंधवाओने अपराधी ठरावी ते बदल पेहेला वर्गना माजीस्त्रेट तरीके जे सजा तेनाथी थइ शके, पण बीजा वर्गना माजीस्त्रेट तरीके न थइ शके एवी सजाओ करी, अपीलमां सेशन जडजने मालुम पडयुं के, बंधवाओए पी. को. नी १४८ मी कलममां कहेलो गुन्हो कर्यो छे. ते कारणथी माजीस्त्रेटे करेली सजा कायदा विरुद्ध छे; केमके ७१ मी कलमनी बीजी तथा चोथी रकमनां बंधनोने अनुसरती नथी. एम समजी, ते सजाओमां घटाडो करी, माजीस्त्रेट घणामां घणी सजा १४८ मी कलमना गुन्हा माटे करत तेटली सजा तेणे राखी.

फुलबेंचमांथी चीफ जस्टीस पेथीराम तथा ब्रोड हर्स्टनो मत न मळ-वाथी, बाकीना त्रण जस्टीसोए ठराव्यु के, माजीस्त्रेटे जे सजाओ करी छे, ते कायदासर छे. जस्टीस ओल्डफील्ड, मामद तथा डेयुथोइटे ठराव आप्यो के, क्रीमीनल प्रोसीजरकोडनी ३९ मी कलमना शब्दो जोतां, जे कोइ बीजा वर्गना माजीस्त्रेट इनसाफनी शरुयात करी हती, अने सजा आपवानी पळसुधी तेज हुदानी हकुमत चालु रही हती; पण सजा आपवा अगाउ तेने पेहेला वर्गना माजीस्त्रेटनो अधीकार मळयो हतो, ते माजीस्त्रेट आ काममां, पेहेला वर्गना माजीस्त्रेटनी रुये सजा आपवाने लायक छे. जस्टीस ओल्डफील्ड तथा डयुथोइटे ठराव आप्यो के, पी. को. नी ७१ मी कलमनां बंधनो आ कामने लागु थतां नथी. केमके बुद्धीपुर्वक व्यथा, अने बुद्धीपुर्वक माहाव्यथा करवाना गुन्हाओ हंगामाना गुन्हाना भागो नथी.

चिफजस्टीसपेथीरामे ठराव आप्यो के, जे दहाडे कोइ मुकरदमानो इनसाफ शरु थाय, ते दहाडे तेनो इनसाफ शरु थयो, एम समजवुं जोइए. तथा इनसाफ करवानां सघळां कामो वास्ते, आ काममां माजीस्त्रेटनो बीजा वर्गना माजीस्त्रेटनो सजा करवानो, जे अधिकार छे ते अधीकार तेने नोतो.

वळी पेथीराम चिफ जस्टीसे ठराव कर्यो के—आ काममां सेशन जडजने तहोमत फेरववानो अथवा नवु तहोमत रचवानो कोइ रीते अधीकार नथी.

जस्टीस ब्रोड हर्स्टे ठराव आप्यो के, एकंदर सजा जे माजीस्त्रेटे करेली छे, ते कायदा विरुद्ध छे. जो बंधवाओने तेणे पी. को. नी १४८ मी कलमना गुन्हाना अपराधी ठरतो, तेनो ठराव आ प्रसंगमां कायदेसर गणात. वळी हरकोइ माजीस्त्रेटनुं शोधन फेरवीने, जे अदालतनो ठराव अपीलमां आव्यो होय ते अदालतने, जे गुन्हानो इनसाफ करवा अधीकार नथी, ते गुन्हाना बंधवाओने अपराधी ठराववामां अपील कोर्टने अधीकार नथी. जे गेर कायदेसर मंडळीना अंगभुतोमांथी, केटलाक अंगभुतोए महाव्यथा करी होय, ते मंडळीना हरकोइ अंगभुतने हंगामो कर्यानो गुन्हानी, तेमज माहाव्यथा कर्याना गुन्हानी सजाओ थइ शके.

## महाराणी वि. डुंगरसिंहनो फेसलो जोवामां आव्यो.

ફરકાબાદના સેશન જડજે આ કામ હાઈકોર્ટ તરફ લખી મોકલ્યું હતું. તેની હકીકત એવીછે કે, તારીખ ૮–૮–૮૪ ને રોજ એક બીજા વર્ગના માજીસ્ત્રેટે, એક કામની તજવીજ કરવી શરૂ કરી; તેમાં પરદેશ, કરણ, ધરમપાલ, તથા બીજા ચાર સક્ષો ઉપર હંગામો કર્યાના, તથા બુદ્ધિપુર્વક માહાવ્યથા કર્યાના ગુન્હાઓના આરોપ રાખ્યા હતા. તોહોમતવાળાઓમાંથી જેઓનાં નામ લખવામાં આવ્યાંછે, તેઓજ ફકત અદાલતમાં હાજર હતા; બાકીનાઓ તે વખ્તે પકડાયા નહોતા. તા. ૮–૯–૮૪ ને રોજ તારીખ ૪–૯–૮૪ ની મીતીનો સરકારનો ઠરાવ, જેમાં પેહેલા બીજા વર્ગના માજીસ્ત્રેટને પેહેલા વર્ગના માજીસ્ત્રેટનો અધીકાર આપવામાં આવ્યો હતો તે ઠરાવ તેને હાંસલ થયો. તારીખ ૯–૯–૮૪ ને રોજ પ્રોસીકયુશન તરફનો મુકરદમો પુરો થઈ રહ્યા બાદ, સદરહુ માજીસ્ત્રેટે પરસાદ, કરણ, તથા ધરમપાલ, ઉપર પી. કો. ની ૩૨૫ મી કલમનાં બે તહોમતો સંયુકત રીતે મુકયાં. તેમાંનું પેહેલું તોહોમત, એક કુંદનને બુદ્ધિપુર્વક મહાવ્યથા કર્યાનું હતું. અને બીજું પણ તેવુંજ તોહોમત, એક સીતાર નામના સક્ષને બુદ્ધિપુર્વક વ્યથા કર્યાનું હતું. આ બંને તોહોમતનામાઓમાં વખત, તથા ઠેકાણાની વીગત એકની એક હતી; વળી તેણે મજકુર બંધવાઓ ઉપર એક ત્રીજું તોહોમત મુકયું, અને એ તોહોમત, તોહોમતનામામાં કહેલા ચાર સક્ષોને તેજ વખતે અને તેજ ઠેકાણે બુદ્ધિપુર્વક વ્યથાના ઈી. પી. કો. ની ૩૨૩ મી કલમના ગુન્હાનું હતું. તા. ૧૦–૯–૮૪ ને રોજ સદરહુ માજીસ્ત્રેટે, પેલા ત્રણ તોહોમતવાળા સક્ષોને અપરાધી ઠરાવી, એક પેહેલા વર્ગના માજીસ્ત્રેટના અધીકારની રૂયે તેને નીચે પ્રમાણે સજા કરી. કુંદનને બુદ્ધિપુર્વક માહાવ્યથા કર્યા બાબત, દરેકને બબે વરસની સખત કેદની, તથા ૨૦ રૂપૈઆ દંડની અથવા દંડ ન આપેતો, બીજા બે માસ સખત કેદની સજા કરી. ત્રીજા તોહોમતનામામાં કહેલા સક્ષોને બુદ્ધિપુર્વક વ્યથા કર્યા બાબત, દરેકને ત્રણ ત્રણ માસની સખત કેદની તથા પાંચ પાંચ રૂપૈયા દંડની, અને દંડ ન આપે તો, બીજા પંદર રોજ સખત કેદની સજા કરી. એ વ્યથા ચાર સક્ષોને કરી હતી, તેથી ઉપલી સજા ચારવાર ભોગવવી. દરેક બંધવાને કુલ એકંદર સજા ચાર વરસની સખત કેદની, તથા રૂપૈઆ ૫૦ દંડની, અને દંડ ન આપે તો બીજા પાંચ માસની સખત કેદની સજા આપી હતી. આ ઠરાવની અંતે માજીસ્ત્રેટે ક્રીમીનલ પ્રોસીજર કોડની કલમ ૧૦૬ ઠી મુજબ વધુ હુકમ કર્યો કે, આ દરેક બંધવાઓએ સુલેહ રાખવાના બે વરસ સુધીના જામીન આપવા. ત્યારબાદ આ બંધવાઓએ સેસન જડજોને ત્યાં અપીલ કરી, તેણે આ કામ પોતાનાં કેટલાંક કારણોને લેઇને હાઈકોર્ટ તરફ લખી મોકલ્યું. એ કારણો તેના ઠરાવના નીચેના ફકરામાંથી જણાઇ આવશે.

"સબોરડીનેટ માજીસ્ત્રેટે યુકતીથી દલીલો આપીને, દરેક અપેલેન્ટોને ત્રણ વરસ કરતાં વધુ વખતની કેદની તથા દંડની સજા કરીછે; પરંતુ તેનો ઠરાવ ૭૧ મી કલમની બીજી તથા ચોથી રકમના નીયમોને અનુસરીને થયો નથી.

બંધવાઓ પાંચ માણસો કરતાં વધારે માણસોનાં ટોળા માંહેલા હતા. તેઓએ ઈી. પી. કો. ની કલમ ૧૪૮ મીમાં કહેલો ગુન્હો કરીને, તેઓએ કુંદન તથા હુલાસને જે માર

માર્યો, તથા વ્યથા કીધી તે સઘળું, પોતાનો સામાન્ય ગેર કાયદેસર હેતુ પાર પાડવાનું એક સ્વાભાવીક પરીણામ હતું. ગેરકાયદેસર હેતુ એ હતો કે, કેટલાક સક્ષો તેઓનાં ઢોરો વાજબી રીતે ડબે હાંકી જતા હતા; તે ઢોરોને તેઓએ જબરાઈથી પડાવ્યાં.

બંધવાઓનો વકીલ ના પાડતો નથી. લાકડીઓ બાંધીને તેઓએ હંગામો કર્યો નોહોતો, તથા માહા અને સાદી વ્યથા કરી નહોતી. (કલમો ૩૨૫ મી ૩૨૩ મી) અને જ્યારે એમ છે ત્યારે, ક્રી પી. કો. ની ૭૧ મી કલમની બીજી તથા ચોથી રકમ ખાસ રીતે લાગુ થયાનું માહારા મતમાં આવેછે. એવીજ રીતના માહારાણી કેસરેહિંદ. વિ. રામ પરતાપ (૬. અ ૧૨૧) ના મુકરદમામાં, જસ્ટીસ સ્ટ્રેટે પણ આવોજ અભિપ્રાય બાંધ્યાનું મને લાગે છે.

અપેલેન્ટોના ગુન્હા વાસ્તે યોગ્ય સજા કરવાને, સબોરડીનેટ માજીસ્ટ્રેટને (પેહેલા વર્ગનાને) અધિકાર નથી; અને તેથી તેણે આ કામ સેશનમાં કમીટ કરવું જોઇતું હતું. તે મુકરદમો જે સ્થીતીએ પોહોંચ્યો છે, તે સ્થીતીએ બંધવાઓએ જેમણે ગુન્હાઓ કર્યાનું કહેવામાં આવ્યું છે, તેમાંથી એકે ગુન્હો એ કહેલી સેશન કોર્ટમાં સાંભળી શકે એવો નથી. તેથી તેને કમીટ કરવાનો હું હુકમ કરી શકતો નથી. પણ ૭૧ મી કલમના છેવટ ભાગમાં સજા કરવા જે હદ બાંધી છે, તે હદ સુધી માહારે સજા ઓછી કરી, બે વરસની કેદની તથા દંડની સજા સુધી કરવી જોઇએ. એ દંડ સબોરડીનેટ માજીસ્ટ્રેટે ૫૦ રૂપૈઆનો કર્યો છે; અને તે ન આપવાની કસુરી બદલ બીજી પાંચ માસ સુધીની સખત કેદની સજા કરીછે. અને આ કેશ હવે હું લખી મોકલું છું તે એવા કારણથી કે, આ સજા વધારવી જોઇએ."

આ મુકરદમો પ્રથમ જસ્ટીસ મામદ તથા, જસ્ટીસ ડયુથોઈટ પાસે ફેસલ થવા ગયો હતો, અને તેઓએ નીચેના સવાલો ફુલબેંચ તરફ લખી મોકલ્યા હતા.

૧ "માજીસ્ટ્રેટે જે સજાઓ કરી છે તે કાયદેસર છે કે ગેર કાયદેસર છે?

૨ માજીસ્ટ્રેટે આરોપીત સક્ષોને ક્રી. પી. કો. ની ૧૪૮ મી કલમના અપરાધી ઠરાવ્યા હત તો તે ઠરાવ વાજબી કહેવાત કે નહીં?

૩ માજીસ્ટ્રેટે તપાસીને ઠરાવ કર્યો છે, તે ફેરવીને જે ગુન્હા વાસ્તે જે અદાલતનો ઠરાવ અપીલમાં આવ્યો છે, તે અદાલતને ઇનસાફ કરવાનો અધિકાર નથી. તે ગુન્હાનો કોઈ આરોપીત સક્ષને અપરાધી ઠરાવવા અપીલ કોર્ટને અધિકાર છે?

૪ કોઈ ગેર કાયદેસર મંડળીના કેટલાક અંગભુતોએ માહાવ્યથા કરી હોય, તેમાંથી હરકોઈ અંગભુતને હંગામાના તથા માહા વ્યથાના ગુન્હાઓની સજા થઇ શકે નહીં?"

## સરકાર તરફથી હીલ સાહેબ.

## નીચેના ઠરાવો ફુલબેંચે આપ્યાછે.

## જસ્ટીસ ડયુથોઇટનો ઠરાવ.

ફુલબેંચને લખી મોકલેલા સવાલોમાંથી પેહેલો સવાલ એ છે કે, માજીસ્ટ્રેટે જે સજાઓ કરી છે, તે કાયદેસર છે કે ગેર કાયદેસર છે? વીદ્વાન સેશન જડજે એ સજાઓને

ગેર કાયદેશર ગણીછે. કેમકે તે ૭૧ મી કલમની બીજી તથા ચોથી રકમોને અનુસરતી નથી.

પરંતુ ક્રી. પી. કો. ની કલમ ૭૧ મીના ઠરાવોને, માજીસ્ટ્રેટની શોધેલી વાત બંધ બેસતી આવતી નથી. તે કલમનું ब દ્રષ્ટાંત નીચે પ્રમાણે છે.

(ब) પણ अ ज્ઞ ને મારે છે. એટલામાં य વચે પડે, અને अ ઈરાદાથી य ને મારે. તો ज्ञ ને બુદ્ધીપુર્વક વ્યથા કરવાની એક શિક્ષાને, તથા य ને સપાટો માર્યો તેની બીજી શિક્ષાને; अ લાયકછે, કેમકે જે કામથી अએ ज्ञને બુદ્ધીપૂર્વક વ્યથા કરી, તે કામનો य ને મારેલો સપાટો કાંઇ ભાગ નથી.

આ કામમાં માજીસ્ટ્રેટે જે વાત શોધી છે, તે વાતની સ્થિતિ તાદ્રષ આદ્રષ્ટાંત જેવી છે. જ્યારે ઈનસાફનું કામ ચાલતું થયું ત્યારે, માજીસ્ટ્રેટને ફકત બીજા વર્ગના માજીસ્ટ્રેટનો અધિકાર હતો. તેથી તેને એક વરસની કેદની સજા કરવાને અધિકાર નહોતો, એમ પણ સુચના થઇછે.

હું ધારતો નથી કે, આવી વાતથી માજીસ્ટ્રેટે કરેલી સજા ગેરકાયદેસર છે. કામ શરૂ કરવા ટાણે, સદરહુ માજીસ્ટ્રેટ ફકત એક બીજા વર્ગનો માજીસ્ટ્રેટ હતો. તેવા માજીસ્ટ્રેટને ક્રી. પી. કો. ની ૩૨૩ તથા ૩૨૫ મી કલમ માંહેલા ગુન્હાઓનાં તોહોમતોનો ઈનસાફ કરવાનો અધિકાર છે; પણ તેનાથી ૭ માસ ઉપરાંતની કેદની સજા થઇ શકતી નથી. તોપણ જ્યારે તેણે આરોપીત સક્ષોને ગુન્હેગાર ઠરાવ્યા ત્યારે, તેણે પેહેલા વર્ગના માજીસ્ટ્રેટનો અધીકાર મળ્યો હતો. ક્રીમીનલ પ્રોસીજર કોડની ૩૯ મી કલમમાં ઠરાવ્યું છે કે, આ કાયદા પ્રમાણે જે હુકમથી કોઇને અધીકાર આપવામાં આવશે, તે હુકમનો અમલ જે તારીખે સદરહુ હુકમ અધીકાર પામનાર અમલદારને હાંસલ થશે, તે તારીખેથી થશે. જીલ્લા માજીસ્ટ્રેટે લખી મોકલ્યું છે કે, એક પેહેલા વર્ગના માજીસ્ટ્રેટનો અધીકાર આપવાનો સરકારી હુકમ, તારીખ. ૬—૯—૮૪ ની મીતીનો તેજ માસની આ નીમી તારીખે તેને પોંહોંચાડી દીધો હતો. આ સજાઓ ૧૦—૯—૮૪ ને રોજ થઇ હતી. અને તેથી હરકોઇ પેહેલા વર્ગના માજીસ્ટ્રેટને આપવાનો અધીકાર હતો.

સામટી સજાઓના સંબંધના સવાલોનો નીકાલ, દોલશીમાના કામમાં ફુલબેંચના ઠરાવથી થઈ ગયો છે.

માટે પેહેલા સવાલનો માહારો જવાબ એ છે કે, કરેલી સજાઓ કાયદેસરછે, અને જ્યારે આમછે ત્યારે, બાકીના કોઈ સવાલનો જવાબ લખવા જરૂર નથી.

## જસ્ટીસ મામદનો ઠરાવ.

માહારો પણ એજ નિર્ણય છે. માહારાં જે કારણો છે, તે તે ક્રીમીનલ પ્રોસીજર કોડની ૩૯ મી તથા ૩૪૯ મી કલમો સાથે નીસબત રાખેછે. પેહેલો સવાલ જે લખી મોકલ્યો છે, તેનો હું ટુંકો અર્થ એવો સમજાુંછું કે, હરકોઈ બીજા વર્ગનો માજીસ્ટ્રેટ જે તે હુદ્દાની રૂએ, કોઈ કામનો ઈનસાફ કરવો શરૂ કરે, અને સજા આપવાની વખતની પળ સુધી અને એજ હુદ્દે કાયમ રહે, અને સજા ફરમાવ્યા અગાઊ જેને પેહેલા વર્ગના માજીસ્ટ્રેટનો અધીકાર મળે તે માજીસ્ટ્રેટ, બીજા વર્ગના માજીસ્ટ્રેટને જે સજા આપવાનો અધીકાર છે, તે સજા કરતાં વધુ સખત સજા કરી શકેછે. કે નહીં ? તે સંબંધમાં માહારો મત

એવો છે કે, તેમ તે કરી શકેછે, અને એમ લાગેછે કે આ બાબતનો નીકાલ કરવામાં, કોઇ ગુન્હાનો ઈનસાફ કરવાના અધીકારના સંબંધમાં તથા તેની સજા કરવાના સબંધમાં, માજીસ્ટ્રેટની યોગ્યતા વચેનો તફાવત ધ્યાનમાં રાખવો જોઇએ.

ક્રીમીનલ પ્રોસીજર કોડની ૩૯ મી કલમમાં કહેલુંછે કે, જે માણસને આ કાયદા પ્રમાણે અધીકાર આપ્યો હોય, તે માણસને જે તારીખે સદરહુ હુકમ જણાવવામાં આવે, તે તારીખથી સદરહુ પ્રકારનો દરેક હુકમ અમલમાં આવશે. એ માજીસ્ટ્રેટને પેહેલા વર્ગના માજીસ્ટ્રેટનો અધીકાર આપવા બાબતનો હુકમ, આઠમી સપ્ટેંબરને રોજ પહોંચતો કરવામાં આવ્યોછે. તેથી તેણે જે સજા કરી છે, તે તેના અખતીયારની છે. તે મુકરદમાનો ઇનસાફ કરવાને તેને અધીકાર હતો, એ વીશે તો જરાએ શક નથી. જ્યારે તેને પેહેલા વર્ગના માજીસ્ટ્રેટનો અધીકાર મળ્યો ત્યારે, તેને આ કામમાં બાકી રહેલું કામ સજા સંભળાવવાનું હતું. ક્રીમીનલ પ્રોસીજર કોડની ૩૪૯ મી કલમમાં કહેલુંછે કે, આ મુકરદમાની જાતના મુકરદમામાં જ્યારે કોઇ અધીકારવાળા બીજા વર્ગના માજીસ્ટ્રેટનો અભીપ્રાય થાય કે, માહારાથી જોઈએ તેવી સખત સજા આપી શકાય એમ નથી ત્યારે, પોતાનું ચાલેલું કામ જીલ્લા માજીસ્ટ્રેટ તરફ મોકલવાને તે મુખતીયાર છે. આ કલમમાં જે સરખાપણું રાખ્યુંછે, તે ઉપરથી હરકોઈ કામનો ઈનસાફ કરવાની યોગ્યતા તથા, સજા કરવાની યોગ્યતા વચેનો તફાવત છે, તે જણાઇ આવેછે. ધારો કે તે માજીસ્ટ્રેટને પેહેલા વર્ગના માજીસ્ટ્રેટનો અધીકાર મળ્યો નહોતો; તોપણ ૩૪૯ મી કલમ અનુસાર આ કામ, તેને મોકલવું હતતો મોકલી શકત. પરંતુ એવી સતાઓ હોઈને જો તેણે તે સતા વાપરી ન હત, અને આ કામ તે કલમ અનુસાર મોકલી દીધું હનતો, મને લાગેછે કે તેમાં તેની ભુલ થાત. જીલ્લા માજીસ્ટ્રેટ તેને યોગ્ય રીતે જવાબ લખત કે, "તમે પેહેલા વર્ગના માજીસ્ટ્રેટ છો અને આ કલમ બીજા વર્ગના માજીસ્ટ્રેટોને માટે રચાણી છે."

આ કામનો તથા કોઈ મુકરદમાનો ઇનસાફ કરવાની યોગ્યતા અને સજા કરવાની યોગ્યતા વચેના તફાવત વીશેનો, આવો માહારો અભીપ્રાય થાયછે. તેથી હું ઠરાવું છઊં કે, માજીસ્ટ્રેટે જે સજાઓ કરીછે, તે કરવાનો તેને અધીકાર છે. માટે પેહેલા સવાલનો માહારા તરફનો જવાબ હાના રૂપનો છે. અને જ્યારે એમછે ત્યારે બાકીના સવાલોના જવાબ દેવાની અગત્ય નથી.

આ મુકરદમામાં પ્રોસીક્યુસનના તરફથી જ્યારે સબોરડીનેટ માજીસ્ટ્રેટે પુરાવો લીધો, ત્યારે તે એક બીજા વર્ગનો માજીસ્ટ્રેટ હતો. તારીખ ૮–૯–૮૪ ને રોજ તેને પેહેલા વર્ગના માજીસ્ટ્રેટનો અધીકાર મળ્યો. વળતે દહાડે તેણે તોહોમતનામાં ઘડીને, બંધવાઓની તથા તોહોમતના શાહેદીઓની જુબાની લીધી. અને બીજે દહાડે એટલે ૧૦–૯–૮૪ ને રોજ, તેણે આ કામનો ફેંસલો આપ્યો. તેમાં બંધવાઓને ઇં. પી. કો. ની ૩૨૬ મી તથા ૩૨૫ મી કલમો માહેલા ગુન્હાઓના અપરાધી ઠરાવ્યા. દફતરમાં જે પુરાવો પડ્યો છે, તે જોતાં હું ધારૂંછું કે, ઇં. પી. કો. ની ૧૪૮ મી, ૩૨૩ મી, ને ૩૨૫ મી કલમોના ગુન્હાઓનેજ વાસ્તે બંધવાઓનો ઈનસાફ થવો જોઈતો હતો. અને ૯–૮–૮૪ ને રોજ જ્યારે માજીસ્ટ્રેટે તોહોમતનામાં ઘડયાં, તે તહોમતનામાં માહારા અભીપ્રાય પ્રમાણે ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૨૫૪ માં જે નિયમો બાંધ્યાછે, તેને લેઈને માજીસ્ટ્રેટે ઇં. પી. કો.

ની ઉપર કહેલી ત્રણે કલમોના દરેક ગુન્હાનાં તોહોમત તેણે મુકવાં જોઈતાં હતાં; અને પછી તેઓને પુછવું હતું કે, તમે ગુન્હેગારછો અથવા તમારે કાંઈ બચાવ દેવાનોછે.? ગુન્હેગાર છીયે એવો જવાબ ન આપ્યો હત, અને ઈનસાફ કરાવવાનો દાવો કર્યો હત તો, તે દરેક બંધવાને ૨૫૬ મી કલમ પ્રમાણે પોતાનો બચાવ કરવાનું તથા પુરાવો રજુ કરવાનું, તથા જ્યારે તેઓ બચાવ કરે તે દરમીયાન, પ્રોસીક્યુશનનો જે સાક્ષી અદાલતનામકાનમાં અથવા કંપાઉંડરમાં હાજર હોય, તેને ફરી બોલાવી ઉલટ તપાસણી કરવાની પરવાનગી આપવાનું કહેલું જોતું હતું.

આમછે ત્યારે પી. કો. ની ૩૨૩ તથા ૩૨૫ મી કલમો માંહેલા ગુન્હાના ઠરાવો બહુ કરીને, તેજ કાયદાની ૧૪૮. તથા ૧૪૯ મી કલમોનાં તોહોમતોને અભાવે પુરાવેથી ટકી શકે એવા નથી; અને ૧૦૯ તથા ૧૧૪ મી કલમોના નિયમો લક્ષમાં રાખતાં નભે તેવા નથી. અને ભારે ગુન્હાઓ થયાછે, તેથી માહારા અભીપ્રાય પ્રમાણે ઈી. પી. કો. ની. ૧૪૮, ૧૪૯, ૩૨૩, તથા ૩૨૫ મી કલમોના ગુન્હાઓ વાસ્તે, બંધવાઓનો ફરીને ઇનસાફ થવો જોઇએ.

જે ચાર સવાલો પુછેલાછે તેના માહારા તરફના જવાબો નીચે પ્રમાણેછેઃ—

૧ એકંદર રીતે જોતાં માજીસ્ટ્રેટની કરેલી સજાઓ કાયદા વિરૂદ્ધ છે.

૨ જો માજીસ્ટ્રેટે આરોપીત સક્ષોને ઈી. પી. કો. ની. ૧૪૮ મી કલમના ગુન્હાના ગુન્હેગાર ઠરાવ્યા હત તો, ઉપર કહેવાઈ ગયેલે પ્રસંગે તેનો કરેલો ઠરાવ કાયદેસર થાત.

૩ માજીસ્ટ્રેટે તપાસ કરીને જે વાત નકી કરીછે તેને ફેરવીને, જે અદાલતનો ઠરાવ અપીલમાં આવ્યોછે તે અદાલતને, જે ગુન્હાનો ઇનસાફ કરવા અધીકાર નથી તે ગુન્હાના અપરાધી ઠરાવવા, અપીલકોર્ટને અખતીયાર નથી.

૪ રાણી. વિ. ડુંગરસિંહ (૭ અ. ૨૯)ના કામમાં જે કારણો મેં લંબાણથી લખ્યાં છે, તે કારણોસર હરકોઈ ગેરકાયદેસર મંડળીના અંગભુતોમાંથી. કોઇ અંગભુતોએ માહાવ્યથા કરી હોય, તે મંડળીના કોઇ પણ અંગભુતને હંગામો કર્યાના. તથા માહાવ્યથા કર્યાના બંને ગુન્હાઓનો અપરાધી ઠરાવી શકાયછે.

## ઓલ્ડફીલ્ડનો ઠરાવ.

૧૪૭ મી પ્રમાણે હંગામાનું તથા ૩૨૫ પ્રમાણે બુદ્ધિપૂર્વક મહાવ્યથા કર્યાનું, એમ બે તહોમતો રાખી ઇનસાફ થવા સારૂ પોલીસે, બંધવા પરશેદ, કરણ, તથા ધરમપાલને એક બીજા વર્ગના માજીસ્ટ્રેટની અદાલતમાં કમીટ કર્યા હતા.

એ માજીસ્ટ્રેટે એક બીજા વર્ગના માજીસ્ટ્રેટ તરીકે તે કામનો ઇનસાફ ૧૩ મી અગષ્ટને રોજ શરૂ કર્યો. સરકારે ૬-૯-૮૪ ની મીતીના હુકમથી તેને, પેહેલા વર્ગનો માજીસ્ટ્રેટ નીમ્યો. આ ઠરાવ તેને તેજ માસની આઠમી તારીખે હાંસલ થયો; ત્યાર પછી બંધવાઓ ઉપર, નીચે લખેલાં તોહોમત મૂકવામાં આવ્યાં.

૧ કુનંદને બુદ્ધિપુર્વક માહાવ્યથા કર્યાનું ૩૨૫ મી કલમનું.

૨ એક ચીતારને તેવીજ માહાવ્યથા કરી હતી તેનું, તેજ કલમનું.

૩ એક હુલાસ, કેસરી, ધરમજીંત, તથા અકબર એમ ચાર જણાઓને બુદ્ધિપુર્વક

વ્યથા કર્યાનું, ૩૨૩ મી કલમનું.

બંધવાઓનો બચાવ લીધા પછી, તેણે આ બધાં તોહોમતોના તેઓને અપરાધી ઠરાવ્યા. અને પેહેલા તોહોમતના ગુન્હાની દરેક બંધવાને, બબે વરસ સખત કેદની, તથા ૨૦ રૂપૈઆ દંડની, અને તે દંડ ન આપે તો બીજા બે માસ વધુ સખત કેદની, સજાઓ કરી. બીજા તોહોમતના ગુન્હાની દરેકને એક એક વરસની કેદની, તથા ૧૦ રૂપૈઆ દંડની અને તે દંડ ન આપે તો, બીજા એકમાસની સખત કેદની સજા કરી.

અને ત્રીજા તહોમતના દરેક ગુન્હાની દરેક જણને, ત્રણ ત્રણ માસની સખત કેદની, તથા પાંચ રૂપૈઆ દંડની, અને તે દંડ ન આપે તો, બીજા પંદર રોજ સખત કેદની સજાઓ કરી. આ બધી સજાઓનો એકંદર મેળ કરતાં, ચાર ચાર વરસની સખત કેદની તથા ૫૦ રૂપૈઆ દંડની અને તે ન આપેતો, બીજા પાંચ માસ સખત કેદની સજા થઇ.

વળી તેણે વધુ હુકમ કર્યો કે, બંધવાઓએ ક્રીમીનલ પ્રોસીજર કોડની ૧૦૬ ઠી કલમ પ્રમાણે, બે વરસ સુધી સુલેહ રાખવાના જામીન આપવા.

હવે આપણને એવું પુછવામાં આવ્યુંછે કે, આ કરેલી સજાઓ કાયદેસરછે કે નહીં? માહારા મતમાં તે કાયદેસર છે.

તે માજીસ્ટ્રેટને બીજા વર્ગના માજીસ્ટ્રેટ તરીકે, બંધવાઓનો ઇનસાફ કરવાનો અધીકાર હતો; પરંતુ બીજા વર્ગના માજીસ્ટ્રેટ તરીકે, તેને સજા કરવાની જે હદ બાંધી દીધીછે, તે પ્રમાણે તે ૭ માસની સજા કરી શકેછે. તેમ ૧૦૬ ઠી કલમ મુજબ જામીન માગવાનો તેને અધીકાર નોહોતો.

બીજા વર્ગના માજીસ્ટ્રેટ તરીકે, જે સજાઓ તથા હુકમ કર્યાછે, તે કરવાનો તેને અધીકાર નહોતો; પરંતુ ૬–૯–૮૪ ને રોજ ક્રીમીનલ પ્રોસીજરકોડની ૧૩ મી કલમ પ્રમાણે જે અખતીયાર મળ્યોછે, તે મુજબ સરકારે તેને પેહેલા વર્ગનો માજીસ્ટ્રેટ નીમ્યો. એ હુકમ તેને ૯–૯–૮૪ ને રોજ હાંસલ થયો. અને માહારા મત પ્રમાણે, આ તેની નીમણુંકનો અમલ તે તારીખથી થયો, અને તેથી એક પેહેલા વર્ગના માજીસ્ટ્રેટ તરીકે, આ કામનો નીકાલ કરવાને તથા પેહેલા વર્ગના માજીસ્ટ્રેટને કાયદાથી જે અધીકાર મળેછે, તે અધીકાર વાપરવાને, તથા જે સજાઓ તેણે કરી તે સજાઓ કરવાને, તથા ૧૦૬ ઠી કલમ પ્રમાણે હુકમ કરવાને દરજ્જે તે આવ્યો.

પ્રથમ જ્યારે આ કામ તે માજીસ્ટ્રેટ પાસે આવ્યું, ત્યારે તેને બીજા વર્ગના માજીસ્ટ્રેટનો અધિકાર હતો, તે વાતથી સદરહુ કેશનો પેહેલા વર્ગના માજીસ્ટ્રેટ તરીકે નીકાલ કરવાના અધીકારને કાંઇ બાધ આવતો નથી, એમ માહારો મત થાયછે.

આ મુકરદમાનો ઇનસાફ કરી શકવાના સવાલ વીશે કાંઇ વાંધો નથી; કેમકે સદરહુ માજીસ્ટ્રેટ, બીજા અથવા પેહેલા વર્ગના માજીસ્ટ્રેટ તરીકે તેનો ઇનસાફ કરી શકે છે. ગુન્હાઓ સાબીત થતાં, જે સજા અને હુકમો કર્યા છે, તેનો ફક્ત હવે સવાલ છે; કેમકે બીજા વર્ગના માજીસ્ટ્રેટનો અધીકાર વધારે ટુંકો છે. પરંતુ જ્યારે તેનો અધીકાર, પેહેલા વર્ગના માજીસ્ટ્રેટ તરીકે નીમણુંક થતાં વધ્યો, ત્યારે તે તુરત વાપરવાને દરજ્જે પોહોચ્યો. કેમકે તેની નીમણુકનો સરકારી હુકમ, જે તારીખે તેને હાંસલ થયો તે તારીખે, ૩૯મી કલમ મુજબ તે અમલમાં આવ્યો. જો બીજી રીતે હોય તો પછી, બીજા વર્ગના માજીસ્ટ્રેટ તરીકે, તે જે સ-

જા કરી શકે તેનું કમીપણું તેની નજરમાં આવે, ત્યારે તે કામનો નીકાલ કરવામાં તેણે કેમ કરવું તે મુસ્કેલી ભરેલું છે.

૩૪૯ મી કલમમાં ઠરાવ્યું છે કે, આવા કામમાં બીજા અથવા ત્રીજા વર્ગના માજીસ્ત્રેટે, જીલ્લા માજીસ્ત્રેટને અથવા જે પેટાટુકડી માજીસ્ત્રેટના તે તાબામાં હોય, તેને કામ મોકલી દેવું જોઇએ. આ રીતે મોકલી શકે, તે માત્ર બીજા અથવા ત્રીજા વર્ગનો માજીસ્ત્રેટ છે. અને આ કલમ પ્રમાણે કામ મોકલવાનું તેને ટાણું આવ્યું હત તો, તે વખતે તે બીજા વર્ગનો માજીસ્ત્રેટ નોહોતો. પેહેલા વર્ગનો માજીસ્ત્રેટ હોઇને જે રીતે બીજા વર્ગના માજીસ્ત્રેટે ચાલવું જોઈએ તે પ્રમાણે ચાલવામાં તે એક અજબ પ્રકારની સ્થીતીમાં આવી પડયો હતો.

તેજ પ્રમાણે હું ધારી શકતો નથી કે, જુદી જુદી ગુન્હેગારીના ઠરાવો ગેર કાયદેસર છે. ૭૧ મી કલમના લાગુપણા વિશે સેસન જડજે ખોટો મત બાંધ્યોછે. જે ભાગોમાંથી હરકોઇ ભાગ પંડે ગુન્હો છે, તેવા ભાગો ભેગા થયાના ગુન્હાનું આ કામ નથી. બુદ્ધીપુર્વક વ્યથા તથા માહા વ્યથા કર્યાનો ગુન્હો એ હંગામાના ગુન્હાનો એક ભાગ નથી; એ ગુન્હો તો સાફ જુદોજ છે; તેજ પ્રમાણે પ્રત્યેક હુમલો કરવાથી જુદો જુદો ગુન્હો થાયછે, અને તેનો નીકાલ પણ જુદો જુદો થઇ શકે છે. ક્રીમીનલ પ્રોસીજર કોડની ૨૩૫મી કલમોના દ્રષ્ટાંતોમાંથી વીશેશે કરીને ગ દ્રષ્ટાંતથી આ અભીપ્રાયના ખરાપણા વીશે પુર્ણ રીતે ખાતરી થાયછે.

માજીસ્ત્રેટે જે સજાઓ કરીછે, તે કાયદેસર છે એવો માહારા તરફનો પેહેલા સવાલનો જવાબ છે. અને આવા અભીપ્રાયથી માહારે કહેવું જોઇએ કે, જે કારણોથી સેસન જડજ ગુન્હેગારીના ઠરાવો, તથા તેની સજાઓમાં વચે આવેલ છે, તથા જે કારણોથી તેણે આ કોર્ટમાં રેફરંસ કરેલું છે, તે કારણો ટકી શકે એવાં નથી. વળી બીજા જે સવાલો કર્યા છે, તેનો વિચાર કરવાની જરૂર દેખાતી નથી.

ચીફ જસ્ટીસ. પેથીરામનો ઠરાવઃ—માહારો અભીપ્રાય છે કે આ બધી સજાઓ કાયદા વિરૂદ્ધ છે. બંધવાઓ ઉપર એક બીજા વર્ગના માજીસ્ત્રેટે તોહોમતો મુક્યાં હતાં તેઓનો ઈનસાફ કરવાને તે માજીસ્ત્રેટને અધીકાર હતો, પરંતુ બીજા વર્ગના માજીસ્ત્રેટ તરીકે જે સજાઓ તેણે કરી, તે સજાઓ કરવાનો તેનો અધીકાર નહોતો. ઈનસાફ કરવાના કામો માટે તે માજીસ્ત્રેટના દરજ્જામાં ફેરફાર થતો નથી; માહારા સમજવામાં આ બાબતનો કાયદો એવો છેકે, જે દીવસથી ઇનસાફનું કામ શરૂ થાય, તેજ દીવસથી તેનો ઇનસાફ થયો એવું ધારવાનું છે અને તે રોજ પછી એ મુકરદમો મુલતવી રાખતાં આગળ લખાય છે. કઇ તારીખે કોઇનો ઈનસાફ થયોછે તે જોવું હોયતો કઇ તારીખે તે શરૂ થયો તે તારીખ ફકત જોવી જોઇએ માટે જે માજીસ્ત્રેટે તે કેશ પુરો કર્યો તે માજીસ્ત્રેટ પણ જેણે શરૂ કર્યો તેજ હતો. પેહેલેથી છેલે સુધી તે મુકરદમો પણ એકછે, દીવસ પણ એક છે, તથા ઈનસાફ અથવા તપાસ પણ એકજ છે. જો પુસ્તકો તપાશીશું તો માલુમ પડશે કે આ મુદો આમજ વારંમવાર ચુકયો છે. તેથી પેહેલા સવાલનો માહારા તરફનો જવાબ હાના રૂપમાં છે, ત્રીજા સવાલ વગર બીજા સવાલો હવે ઉઠતા નથી. તોહોમત ફેરવવાના અધીકારની બાબતમાં માહારો મત એવોછે કે તેમ કરવાને અથવા નવું તહોમત મુકવાને અધીકાર નથી.

## લોકનાથ સરકાર અને એક બીજો વિરૂદ્ધ મહારાણી સરકાર.

૭૧
૧૭
તા. ૬—૩—૮૫.
ઈ.૧૧ ક. ૩૪૯
પ્રાણ લે એવા હથીયાર બાંધીને બખેડો કરવો તથા ભયંકર હથીયાર વડે બે સક્ષોને વ્યથા કરવી એ જુદા જુદા ગુન્હા છે.

प्राण ले एवां हथीयार बांधीने बखेडो करवो, तथा भयंकर हथीयार वडे बे सक्षोने, बुद्धिपुर्वक व्यथा करवी, ए जुदा जुदा गुन्हाछे. अने ए बा गुन्हाओनां जे सक्षो उपर तोहोमतो आव्यां होय, ते सक्षोने हंगामो कर्यांना तथा ते सक्षोमांहेला दरेक सक्षने व्यथा कर्यांना, गुन्हानेमाटे अपराधी ठरावी, दरेक तोहोमतमाटे तेओने सजा थइ शकेछे.

प्राण ले एवां हथीयारो बांधी हंगामो कर्यो, एवुं पीनलकोडनी कलम १४८ मी तथा क्ष नामना सक्षने भयंकर हथीयारथी व्यथाकरी, एवुं कलम १४९ मी साथे ३२४ मी कलम जोडतां, ते कलमो मांहेला गुन्हाओनां तोहोमतो, अ तथा ब उपर मूंक्यां हतां. वळी एवीज जातनी व्यथा यने करी, तेथी कलम ३२४ मी मांहेलुं एक त्रीजुं तोहोमत ब उपर तथा बये यने व्यथाकर्या बाबतमां, १४९ मी कलम ३२४ मी कलम साथे जोडतां, ते कलमो मांहेलुं, एक ज्यादे तोहोमत, अ उपर मुकवामां आव्युं हतुं. बधा तोहोमतोना अ तथा ब अपराधी ठर्या अने दरेक तोहोमतना गुन्हावास्ते तेओने सजा करवामां आवी. ते सजा एकनी पुरी थइ रह्यावाद बीजांनी भोगववी. कलम ३२४ मी मांहेला गुन्हाओ हंगामो करवानी दरमीयांन कर्या हता.

ठराव्यु के, जुदां जुदां कृत्यो कर्यांना सबंधमां, बंधवाओउपर तोहोमतो राख्यां हतां, ते कृत्यो ही. पी. कोडनी कलम ७१ ना बंधारणमां आवी शकतां नथी. केमके एवुं साबीत नथी थयुं के, जे जोरजुलम करवाथी एकलो हंगामानो गुन्हो थायछे, ते जोरजुलम करीने व्यथाकरी हती. अने तेथी फोजदारी काम चलाववानी रीतना कायदानी कलम २३५ मी प्रमाणे जुदी जुदी सजा थइछे. ते जराए कायदाथी उलटुं थयुं नथी.

જીવ લેનારાં હથીઆરો બાંધીને, એક હંગામો કરવામાં ભાગ લીધો, એવું તોહોમત લોકનાથ સરકાર તથા સચાણીશેખ ઉપર રાખીને, તેઓનો ઈનસાફ કર્યો હતો. તેમાંથી આ અપીલે જન્મ લીધોછે.

કેદીઓ ઉપર જે તોહોમતો રાખી તેઓનો ઇનસાફ થયો હતો, તે તોહોમતો નીચે મુજબ હતાં.

બંનેના ઉપર હી. પી. કોડની કલમ ૧૪૮ મી માંહેલું તોહોમત મુકયું હતું. હંગામો

કરનારાઓમાંથી, એક કંગાળ સિંહ, જે કોરટમાં હાજર ન હતો, તેણે એક જયધરનામના સક્ષને વ્યથા કરી હતી, એમ કહેવામાં આવ્યુંછે. તેના સબંધમાં કલમ ૧૪૯ મીની સાથે કલમ ૩૨૪ મી જોડતાં, જે ગુન્હો થાય, તે ગુન્હાનું પણ, વળી એક બીજું તોહમત મુક્યું હતું.

બંધવા સચાણી ઉપર ૩૨૪ મી કલમ માંહેલા ગુન્હાનું એક જાદે તોહોમત રાખવામાં આવ્યું હતું. અને કમળા કંથપદર નામના એક બીજા સક્ષને વ્યથા કરી હતી, એમ કહેવામાં આવ્યુંછે, તેના સંબંધમાં બંધવા લોકનાથ ઉપર, એજ કલમની સાથે ૧૪૯ મી કલમ જોડતાં જે ગુન્હો થાય, તે ગુન્હાનું તોહોમત મૂક્યું હતું.

લગભગ ૪૦ થી તે ૬૦ સુધીની સંખ્યાના માણસો, જેમાંથી એક જણે તરવાર બાંધી હતી, અને બીજાઓએ લાકડીયો અને ગુપ્તીઓ રાખી હતી, તે સંખ્યાના સમુદાયમાં બંધવાઓ પણ હતા. એક નાસરૂદીનનું ડાંગરનું ખેતર હતું, તેમાંથી પોતાનાં ઢોરો લઇ જઈને, તેઓએ ચરવા મૂકી દીધાં. તેમાં એક હંગામો થયો, જેને અંતે આ તહોમતો પેદા થયાં છે.

એ ઢોરોને ન ચરવા દેવા સારૂ, નાસરૂદીન તથા તેનાં થોડાંક માણસોએ, કેટલીક તકરાર કરી, તેમાંથી હંગામો થયો, અને તેના દરમીયાંનમાં કેટલીક વ્યર્થાઓ થઈ. તે વ્યથાઓ થવાથી, આટલાં બધાં તોહોમતો રાખવા પ્રસંગ બન્યોછે. આસેસરોના મતને મળતા આવીને, શેશનજડજે બંધવાઓને અપરાધી ઠરાવ્યા, અને તેઓને નીચેની વિગતે સજા કરી.

કલમ ૧૪૮ પ્રમાણે લોકનાથને બે વર્ષની સખ્ત કેદની સજા કરી.

કલમ ૧૪૮ પ્રમાણે સચાણી શેખને ડોઢ વર્ષની સખ્ત કેદની સજા કરી.

કલમ ૧૪૯ મી તથા કલમ ૩૨૪ મી પ્રમાણે, લોકનાથને રૂપૈયા ૨૦૦) દંડની, અને સચાણીને રૂપૈયા ૫૦ ના દંડની, અને જો તેઓ ન આપેતો, બીજા ૯ માસની કેદની સજા કરી. ૧૪૯ તથા ૩૨૪ મી કલમો ભેળી કર્યા પ્રમાણે, લોકનાથને ત્રીજા તોહોમતને વાસ્તે, ડોઢ વર્ષની સખ્ત કેદની સજા કરી અને તે એવી રીતે કે, ઉપલી સજા પુરી થએ આ સજા ભોગવવી. ૩૨૪ મી કલમ પ્રમાણે, સચાણી શેખને ડોઢ વર્ષની સખ્ત કેદની સજા કરી, અને તે આગલી સજા ભોગવી છુટયા પછી, આ સજા ભોગવવી.

ઉપર કહ્યા પ્રમાણેના ઠરાવ, તથા સજા, વિરૂદ્ધ બંધવાઓએ અપીલ કરી. નીચલી કોરટનો ઠરાવ ટકાવવા જેટલો, બીલકુલ પુરાવો નથી, તથા તેની કરેલી સજા કાયદા વિરૂદ્ધછે, માટે રદ કરવી જોઇએ, એવાં અપીલ કરવાનાં બે કારણો બતાવ્યાંછે.

**અપેલેન્ટો તરફથી બાબુ અંબીકા ચરણ.**

**સરકાર તરફથી કોઇ હાજર હતું નહીં.**

**જસ્ટીસ દોટનહામ તથા જસ્ટીસ ઘોશે નીચે પ્રમાણે ઠરાવ કીધો.**

નીચલી અદાલતે જે હકીકત સાબીત માનીને, જે મત બાંધ્યોછે, તે મતથી જુદા પડવાનું અમોને કાંઈ કારણ દેખાતું નથી. એ સાબીત થએલી હકીકત એવીછે કે, હંગામો કરવામાં હથીયાર બાંધીને, બંને બંધવાઓએ ભાગ લીધો હતો. હંગામો કરનારાઓનાં

સામાન્ય હેતુ પાર પાડવામાં, બંધવા સચાણી શેખે, એક કમળા કંથને ભયંકર હથીયારથી વ્યથા કરી. અને હંગામો કરનારાઓમાંથી એક બીજા જણે, એક જયધરને ભયંકર હથીયારથી વ્યથા કરી. આવી હકીકત ઉપરથી, બંને બંધવાઓ. ડી. પી. કોડની કલમ ૧૪૯ મી માંહેલા ગુન્હાના અપરાધી ઠર્યા. જયધરને વ્યથા કરી, તેના સંબંધમાં કલમ ૧૪૯ મીમાં બાંધેલો નીયમ લાગુ પાડીને, બંનેને ૩૨૪ મી કલમ માંહેલા ગુન્હાના ગુન્હેગાર ઠરાવ્યા.

કમળાકંથને વ્યથા કરી, તેના સંબંધમાં તેજ કલમો પ્રમાણે, લોકનાથને વળી વધુ ગુન્હેગાર ઠરાવ્યો. અને એ વ્યથા. સચાણીશેખે એકલે કરી, તેથી તેને ૩૨૪ મી કલમના ગુન્હાનો વધુ ગુન્હેગાર ઠરાવ્યો.

આ પ્રત્યેક ગુન્હાના ઠરાવની પછવાડે, બંધવાઓને જુદી જુદી સજા થઈ. લોકનાથને, કરેલી સજા એકંદર ૩॥ વરસની તથા ૨૦૦ રૂપૈયા દંડની હતી. અને સચાણીનીસજા એકંદર ત્રણ વરસની તથા રૂપિયા ૫૦ દંડની હતી.

સદરહુ દંડ તેઓ ન આપે તો, બીજા નવ માસની વધારે કેદની સજા દરેક બંધવાને ભોગવવાની હતી. અપેલેટો તરફથી હાજર થઈને, બાબુ અંબીકા ચરણે એવી તકરાર કરી કે, એકજ મામલામાં જુદા જુદા ભાગો મળીને, એક આખો ગુન્હો બન્યો છે, તો બંધવાઓ કાયદેસર એક કરતાં વધારે ગુન્હાના ગુન્હેગાર ઠરી શકતા નથી. અથવા જો ઘણાક ગુન્હાના ઠરાવો કાયદેસર હોય, તોપણ તેમાંથી એક કરતાં વધારે ઠરાવને માટે, બંધવાઓને ન્યાયસર સજા થઈ શકતી નથી. આવી તકરારની પુષ્ટી માટે તેણે રાણી વિરૂધ દરજુલ્લા, રાણી વિરૂધ દીનાશેખ, માહારાણી વિરૂદ્ધ જબ્બદુરકાંજી, તથા રાણી વિરૂધ સાહબત શેખના આ કોરટના ફેસલાઓ છે. તેના ઉપર તેણે આધાર રાખ્યો હતો તે ફેસલાઓ થોડી ઘણી રીતે, તેની તકરારને મજબુત કરેછે. જે વિદ્વાન જડજોએ સદરહુ ફેસલાઓ કર્યા છે. તેઓની દલીલને અમો પુરી રીતે મળી શકતા નથી. અને ચાલતા મુકરદમામાં તે ફેસલાઓ મંજુર રાખવા કે નહીં, તે કાંઇ કહેવાની જરૂર નથી.

ફોજદારી કામ ચલાવવાની રીતના આગલા કાયદાના બંધનો જેને લઈને સદરહુ ફેસલાઓ કરવામાં આવ્યા હતા, તે બંધનો હાલના ચાલતા કાયદાના બંધનો કર્તાં, ઓછાં ખુલાસા વાળાં, તથા ઓછી સ્ફુટતાવાળાં હતાં. નવા કાયદાની કલમ ૩૫ મી, અથવા જુના કાયદાની કલમ ૩૧૪ મીથી, એવી રીતે ઠરાવવામાં આવ્યું છે કે, જ્યારે કોઈ સક્ષની ઉપર એકજ ઈનસાફના કામમાં, બે અથવા જુદા ગુન્હા સાબીત થાય, ત્યારે સદરહુ ગુન્હાઓને માટે ઠરાવેલી જુદી જુદી જે સીક્ષાઓ કરવાનો તે કોરટને અખત્યાર છે, તે શીક્ષાઓનો હુકમ તે સખસની ઉપર કરવાને, તે કોરટ મુખત્યાર છે. ઘણામાં ઘણી સજા કેટલી કરવી, તે આ કલમમાં ઠરાવ્યું છે. પણ તે વાત ચાલતા, કામમાં મુદાની નથી. હવે ૨૩૫ મી કલમની પેહેલી રકમ, ચાલતા કામને લાગુ પડે છે. અને તેમાં એવું બંધન રાખ્યું છે કે, કેટલાંએક કૃત્યોનો એક બીજા સાથે એવો સંબંધ હોય કે, તેથી તે કત્યો મળીને એકજ કાંમ થાય, તેવાં કત્યો કરવામાં, જો એકજ સખસે એક કર્તાં વધતો ગુન્હા કર્યા હોય, તો એવા દરેક ગુન્હાનું, તહોમત તે સક્ષની ઉપર મુકીને, તે બાબત તેનો ઈનસાફ એકજ વખતે કરવાનો અધીકાર છે. અને જો એમ ઇનસાફ કરવામાં આવ્યો હોય તો, કાંતો તેને અપરાધી અથવા કાંતો, નીર અપરાધી ઠરાવવો જોઈએ

"આ કલમના કોઇપણ મજકુરથી હીંદુસ્થાનના ફોજદારી કાયદાની ૭૧ મી કલમને બાધ આવશે નહીં."

એટલું લખ્યા ઉપરાંત, તે કલમમાં સજા કરવા વીશે કાંઇ પ્રતીબંધ કર્યો નથી. એ, ૭૧ મી કલમ, સને ૧૮૮૨ના આકટ ૮માની કલમ ૪ થી સુધારવા સરૂ, તેમાં આગલા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૫૪ મીની રકમ બીજી તથા ત્રીજી-માં, સજા કરવાની હદ બાબતના નિયમો હતા, તેજ નિયમો તેમાં આવ્યાછે. તો હવે જે કાયદો બંધાણો છે, તેથી કોઇ સક્ષને ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૩૫ મી મુજબ, જુદા જુદા ગુન્હાનો ઈનસાફ કરીને, તેને અપરાધી ઠરાવ્યો હોય તો, જો કલમ ૭૧ મીથી જે બચાવ કરવામાં આવ્યો છે, તેને બાદ ન આવતો હોયતો, સદરહુ પ્રત્યેક ગુન્હા માટે તેને સજા થઈ શકે છે. હવે ૭૧ મી કલમમાં એવું ઠરાવ્યું છે કે, "જો જે વસ્તુ ગુન્હો છે તે જુદા જુદા ભાગોથી બનેલી હોય અને તે ભાગો માંહેલો હરકોઈ ભાગ જાતેજ ગુન્હો હોયતો, એથી બીજી રીતે કરવું. એવો સાફ ઠરાવ ન કર્યો હોયતો, ગુન્હેગારને, તેના ગુન્હાઓમાંના એક કરતાં વધારે ગુન્હાઓની શિક્ષા કરવી નહીં. જ્યારે કોઇ પણ વસ્તુ, જેની ચાલુ કાયદા ઉપરથી ગુન્હાઓની વ્યાખ્યા કરવામાં આવતી હોય, તથા તેઓ બદલ શીક્ષા કરવામાં આવતી હોય, તે ચાલુ કાયદાની બે અથવા વધારે જુદી જુદી વ્યાખ્યામાં આવે એવો ગુન્હો હોય, ત્યારે, અથવા—જે કૃત્યોમાંથી એક કૃત્ય, અથવા એક કરતાં વધારે કૃત્યો, જાતેજ ગુન્હો થાય, તેવાં કેટલાંક કૃત્યો એકઠાં કરવામાં આવે, ને તેથી કાંઈ જુદો ગુન્હો થાય ત્યારે, ગુન્હેગારનો ઇનસાફ કરનારી કોરટે, સદરહુ ગુન્હા પૈકી કોઈ પણ એક ગુન્હા બદલ જેટલી શીક્ષા કરી શકાતી હોય, તે કરતાં વધારે સખત શીક્ષા, તે ગુન્હેગારને કરવી નહીં." ૭૧ મી કલમમાં જે ભાવ રહેલ છે, તેમાં ચાલતા કામનો સમાસ થતો હોય, એમ અમારા જોવામાં આવતું નથી. જે ગુન્હાઓને માટે બંધવાઓને અપરાધી ઠરાવ્યા છે, તે જુદા જુદા છે. (૧) પ્રાણ લે એવાં હથીયાર બાંધીને હંગામો કર્યો. (૨) કમળા કંથને ભયંકર હથીયારથી બુદ્ધિપુર્વક બ્યથા કરી. (૩) જયધરની બાબતમાં પણ તેવોજ ગુન્હો કર્યો.

જે જુદા જુદા કામને આધારે બંધવાઓ ઉપર તોહોમત રાખવામાં આવ્યાં હતાં, તે ભેગાં કરવાથી જે કાયદાઓ આમારા જાણવામાં આવ્યા છે, તેમાં કોઈ બીજોજ ગુન્હો થાય છે, એમ અમારા જોવામાં આવતું નથી. તેમ ૭૧ મી કલમની બીજી કોઇ સરત પુરી પાડતાં, સદરહુ કલમમાં બંધવાને એક કરતાં વધુ સજા ન કરીને, અથવા બંધવાઓને જે સજા ફરમાવી છે, તે સજાની સખતીમાં કાંઈ મર્યાદા રાખીને, તેનો બચાવ કરવામાં આવ્યો છે, એમ પણ અમારા જોવામાં આવતું નથી.

ચાલતા મુકરદમામાં જે હંગામો થયો છે, તે ફકત એકલા જોર જુલમ થવાથી થયો છે, તો તે જોર જુલમ કરીને કાંઇ વ્યથા કરવામાં આવી હતી, એવું સાબીત થયું હોતતો, અમે એમ ઠરાવવાને તૈયાર છૈયે કે, બંધવાઓને વ્યથા તથા હંગામો કર્યા વાસ્તે, બંનેની શીક્ષા થઇશકે નહીં. પણ મુકદમાની કેફીયત ઉપરથી, એમ ઠરાવવાને આધાર મળતો નથી. કેમકે જખમી થયેલા બંને જણાઓને વ્યથાકરી, તેની પેહેલાં હંગામો થઇ ચુક્યો હતો.

ન્યાયનો જે મત અમે ધારણ કરીએ છૈયે, તેવોજ મત, મહારાણી વિરૂદ્ધ ડુંગરસિંહના તાજા કામમાં અલાહબાદ હાઇકોરટે ગ્રહણ કીધો છે.

માટે અમોને લાગે છે કે, જુદા જુદા ગુન્હાના ઠરાવ, તથા જુદી જુદી શીક્ષાઓ કરી છે, તે જરાએ કાયદા વિરૂદ્ધ નથી. અને અપેલેંન્ટોના વકીલે જે કારણો આપ્યાં છે, તે ઉપરથી આ ઠરાવ રદ કરવામાં આવતો નથી. કામનું સ્વરૂપ જોઇને સજામાં કાંઇ ઘટાડો કરીએ તો, અમોને કાંઈ હરકત જેવું દેખાતું નથી. તેથી ૧૪૮ મી કલમ માંહેલી સજા ઘટાડીને, લોકનાથની એક વર્ષની, અને સચાણી શેખની ૬ માસની કરીએ છૈયે. અને બીજા તોહોમતોની સજામાં જે દંડ કર્યો છે, તે ઘટાડીને અનુક્રમે રૂ. ૧૦૦ તથા ૩૦ કરીએ છૈયે.

## મહારાણી કેસરેહીંદ. વિ. રામસ્વરૂપ અને બીજાઓ.

ડી. पी. को नी. १४७मी कलम मांहेला हंगामाना गुन्हाना तथा, ते हंगामा मध्ये माहाव्यथा कर्यांना गुन्हाना त्रण सक्षो अपराधी ठरतां तेओ दरेकने १४७मी कलमना गुन्हा वास्ते छ छ मासनो तथा ३२५ मी कलमना गुन्हावास्ते त्रण त्रण मासनी सखेत केदनी सजा करवामां आवी.

૭૧
૬૬

તા.૧૨—૫—૮૫
ઈ. ૭ અ. ૭૫૭
હંગામો અને મહાવ્યથા એ જુદા ગુન્હાછે માટે જુદી જુદી સજા કરી શકાય.

चीफ जस्टीस पेथीराम तथा जस्टीसस्ट्रेट अने टोरले ठराव्युं के—

આ રેફ્રરંસ જસ્ટીસ સ્ટ્રેટે ફુલ બેંચને લખી મોકલ્યું હતું, તે માંહેલી કાયદાની બાબત, તથા જે હકીકતમાંથી તેનો જન્મ થયો, તે સર્વે તેના લખાણમાં કહેલી છે. અને તે નીચે મુજબ છે.

રામ સ્વરૂપ તથા નારાયણદાસને ડી. પી. કો. ની ૧૪૭મી કલમ માંહેલા હંગામાના, તથા તે હંગામો કરવા દરમીયાન દયારામ નામના સક્ષને માહા વ્યથા કર્યાના ગુન્હાઓના અપરાધી ઠરાવી; તેઓને અનુક્રમે ૧૪૭મી કલમ મુજબ ૭ ૭ માસની, તથા ૩૨૫મી પ્રમાણે ત્રણ ત્રણ માસની સખત કેદની સજા કરવામાં આવી હતી. ઠરાવ જોઇને સુધારવાની અરજીમાં તેઓનાવતી એવો વાંધો લેવાયો છે કે, આ જુદી જુદી સજાઓ કાયદા વિરૂધ છે. હું પણ તેમ માનુંછઊં. અને એ બાબતમાં મારા જે અભીપ્રાયો છે, તે માહારાણી કેસરે હીંદ. વિ. રામ પરતાપ ( ઈ. ૬ અ. ૧૨૧)ના કામમાં આપી ચુકયોછું. જસ્ટીસ બ્રોડહર્સ્ટે માહારાણી. વિ. ડુંગસિંહ (ઈ. ૭ અ. ૨૯)ના કામમાં ઉલટી રીતનો અભીપ્રાય આપ્યો છે. અને આ મત ભેદથી નીચલી અદાલતોમાં ગડબડ થાય, તેથી ઠરાવ જોવાની અરજીમાં જે પેહેલો વાંધો લેવાયોછે. તે હું ફુલબેંચમાં મુકું છું.

**અરજદારો તરફથી ડીલોન તથા પાહીઓ લોંગસ સાહેબ.**

**સરકાર તરફથી હીલ સાહેબ.**

**ફુલબેંચે નિચે પ્રમાણે ઠરાવ આપ્યો.**

**ચીફ જસ્ટીસ પેથીરામ, જસ્ટીસો સ્ટ્રેટ તથા ટાઇરલનો ઠરાવ:—**

આ કામનો પુરાવો જોતાં અમોને જણાય છે કે, રામ સ્વરૂપ, નારાયણદાસ, તથા મેહબુબશાહ, આ ત્રણ સક્ષોએ પોતાને હાથે જુદા જુદા જુલમો કર્યા હતા. અને એક હંગામાનો ગુન્હો પરીપુર્ણ થઇ રહ્યો હતો. તે ગુન્હાથી અલગ રીતે, માહા વ્યથા, તથા સાદી વ્યથાના નીરાલા ગુન્હાઓ, પેહેલા જુલમોને અંતે થયા હતા. પી. કો.ની ૩૨૫ મી કલમ માંહેલા ગુન્હાની કાયદેસર જવાબદારી સ્થાપીત કરવાસારૂ, હંગામો થયાની વાત એ પુરાવાનો અગત્યનો ભાગ નથી. અને આટલીજ બાબતથી રામપરતાપનો મુકરદમો (ઇ.૬અ. ૧૨૧) સાફ રીતે ઉઘાડો પડી રહેછે. રામ સ્વરૂપ, નારાયણદાસ, તથા માહબુબશા, પી. કો.ની ૧૪૭મી તથા ૩૨૫મી કલમો પ્રમાણે જુદી જુદી સજાને પાત્ર છે, એવું ઠરાવતાં અમે કોઈ રીતે રામ સ્વરૂપના મુકરદમાના ઠરાવમાં કોઇ જાતની ઊથલ પાથલ કરતા નથી. માટે લખી મોકલનાર જડજ જસ્ટીસને તે પ્રમાણે જવાબ લખવો.

## જસ્ટીસ બ્રોડ હર્સ્ટ સ્ટ્રેટનો ઠરાવ.

પુલબેંચ તરફથી લખાઇ આવેલો શવાલ એટલોજ છે કે, હી. પી. કો.ની ૧૪૭ મી તથા ૩૨૫મી કલમો માંહેલા ગુન્હાઓને માટે જુદી જુદી સજા કાયદેસર છે કે કેમ ?

જે જસ્ટીસસ્ટ્રેટે આ રેફરંસ કર્યુછે, તેનો એવો અભીપ્રાય છે કે, જે મુકરદમો તેની પાસે ચાલ્યો હતો, તેમાં ઉપર કહેવાઇ ગયેલી બંને કલમોના ગુન્હાઓ વાસ્તે, જુદી જુદી સજા કરવી એ કાયદા વિરૂધ્ધ છે. તેણે એવા મતલબથી, આ કામનો પુરાવો જોતાં જણાય છે કે, ત્રણ સક્ષોએ પોતે જુદા જુદા જુલમો કરીને માહા વ્યથા, અથવા વ્યથાના નીરાલા નીરાલા ગુન્હાઓ કર્યા. અને એક હંગામાનો ગુન્હો પુરો થઇ રહ્યો હતો, તે ગુન્હાથી આ ગુન્હાઓ અલગ રીતે તથા સ્વતંત્ર રીતે થયા હતા. માટે હી. પી. કો. ની ૩૨૫ મી કલમ માંહેલા ગુન્હાની કાયદેસર જવાબદારી સ્થાપીત કરવા સારૂ હંગામો થયાની વાત, એ પુરાવાનો અગત્યનો ભાગ નથી. માહારાણી કેસરે હીંદ વિ. રામ પરતાપ (ઇ.૬ અ. ૧૨૧) ના મુકરદમાનો ફરક બતાવ્યો.

## બ્રાડહર્સ્ટ જસ્ટીસનો ઠરાવ.

પુરાવા ઉપરથીતો જણાયછે કે, ત્રણ બંધવાઓમાંથી માત્ર એકજ બંધવે પોતાને હાથે, માહા વ્યથા કરી હતી, અને બાકીનાઓનેતો વાજબી રીતે તો ફકત. હી. પી. કો. ની ૧૪૯મી કલમના બંધારણ પ્રમાણે ગુન્હેગાર ઠરાવી શકાય; પરંતુ હી.પી.કો.ની.૧૪૭ તથા ૩૨૫મી કલમોના ગુન્હા વાસ્તે, જુદી જુદી જે સજાઓ કરીછે, તે ગેરવાજબી નથી. માહારાણી કેસરે હીંદ. વિ. ડુંગરશીંહ ( ઈ. ૭ અ ૨૯) મંજુર રાખવામાં આવ્યો.

વળી ક્રીમીનલ પ્રોસીજરની ૩૨૫ મી કલમનું ગ દ્રષ્ટાંત, હંગામાનો ગુન્હો કર્યા ઉપરાંત, જે શક્ષે, પોતાના હાથેવતી બુદ્ધી પુર્વક માહા વ્યથા કરી હોય, તથા હંગામો દબાવી દેવામાં જે સરકારી નોકર કામે લાગ્યો હોય, તેને વ્યથા કરી હોય, તેનેજ ક્રીમીનલ પ્રોસીજરકોડની ૩૨૫મી કલમનું ગ દ્રષ્ટાંત લાગુ પડેછે. અને જ્યારે ૧૪૯મી કલમના બંધારણ મુજબ ગુન્હાના ઠરાવો કર્યા હોય, તેનીજ સાથે ખાસ રીતે મજકુર દ્રષ્ટાંતના અપરાધીપણાના ઠરાવો નીસબત રાખેછે. રેફરંસમાં સવાલ કર્યોછે કે આ અદાલતે બે મુકરદમાઓમાં ( માહારાણી કેસરે હીંદ વિ. રામ પરતાપ(ઈ.૬ અ.૧૨૧) માહારાણી કેસરે હિંદ

વિ. ડુંગરસિંહ (ઇ.૭ અ ૨૯) તેના સવાલના સંબંધમાં જુદા જુદા મતો આપ્યા છે. અને વખતે તેથી નીચલી અદાલતો, એક બીજાથી જુદા ઠરાવો હોવાને લીધે ગડબડ થવા સંભવ છે. જસ્ટીસ મામદ તથા ડચુથોઇટે માહારાણી કેસરે હીંદ. વિ. પરસેહના (ઇ. ૭ અ ૪૧૪) કામમાં ચાર સવાલો ફુલબેંચમાં લખી મોકલ્યા હતા; તેમાંના એક સવાલ જેવો આ સવાલ છે. એ મુકરદમાની તકરાર ગયા જાનેવારીમાં ફુલબેંચ પાસે ચાલી હતી; પરંતુ અભાગ્યને લીધે વધુ જડજનો એવો મત થયો કે, આ ચોકસ સવાલનો વિચાર કરવાનું જરૂર નથી.

આ મુકરદમાની દલીલ જ્યારે ફુલબેંચે સાંભળી ત્યારે, અરજદારોના વીદ્વાન વકીલોને બેંચ તરફથી કહેવામાં આવ્યું કે, અમારો સઘળાનો મત થયોછે કે, આ મુકરદમાના પ્રસંગમાં અપેલેન્ટોને વાજબી રીતે ગુન્હેગાર ઠરાવી, તેઓને હી પી. કો. ની ૧૪૭ મી તથા ૩૨૫મી કલમો પ્રમાણે વાજબી સંજા થઇછે, એટલે આ પ્રસંગે વધુ કાંઇ ઠરાવ કરવામાં આવશે નહીં. અને તેથી કાયદાની જે બાબતો, ઉપર કહેલા બે ઠરાવોમાં લખેલી છે, અને જેના વીશે કોઇ રીતનો મતફેર જણાયો નથી, તે બાબતોની પુરી રીતે તકરાર થઈ નથી.

આ મુકરદમાનો ઠરાવ ભાઇ જસ્ટીસસ્ટ્રેટે લખ્યો છે. અને મને એવી ખબર મળી છે કે, આપણા બીજા વીદ્વાન ભાઈઓ મળતા આવ્યા છે. રામસરૂપ, નારાયણદાસ, તથા મહબુબશાહમાંથી પ્રત્યેક જણ. હી. પી કો.ની ૧૪૭મી તથા ૩૨૫મી કલમો મુજબ જુદી જુદી સજાને લાયક છે. એ ઠરાવને હું મળુંછું; પરંતુ જે આધારો ઉપર ઇતબાર રાખીને માહારા નામદાર બંધુઓએ ઠરાવ કર્યોછે, તેનાથી તમામ જુદાજ આધારો ઉપર ઇતબાર રાખી મળતો આવુંછું.

વળી મેં પુરાવા ઉપર પણ નજર કરીછે, અને તેમાંથી મને જણાય છે કે, માત્ર એકજ સક્ષને એટલે દયારામને મહા વ્યથા થઈછે, અને તે ઈજા લાકડીના મારથી જમણા પોંચાના હાડકાંઓમાંથી એક હાડકુ ભાંગ્યું છે, તેથી સંભવે એવુંછે કે તોહોમતવાળા શક્ષોમાંથી ફક્ત એકજ જણે પોતાના હાથથી મહા વ્યથા કરી હશે, તેથી હી. પી. કો. ની ૧૪૯મીમાં જે નિયમ બાંધ્યોછે, તે વગર આ ત્રણે સક્ષોને વાજબી રીતે એ ગુન્હાના અપરાધી ઠરાવી શકાય નહીં.

આશરે લાકડીવાળા હથીયારબંધ ૫૦—૬૦ માણસોની સાથે તોહોમતવાળાઓ મોજે બેહેરી ગયા હતા, એનો પુષ્કળ પુરાવો છે. સદરહુ ગામની અમીનની અદાલતથી જે તે ગામમાં કેટલાક ચોકસ ભાગનો કબજો તેના ગીરાશીયા પાસેથી ન મળેતો, તે ગરાશીયાઓને સાપરાધ બળ વાપરીને, અથવા સાપ્રાધબળ વાપરવાનો દેખાડો કરીને લેઈ લેવો, એ સદરહુ લોકોનો સામાન્ય હેતુ હતો.

હંગામો થશે એવી અમીનને બીક હતી, તે છતાં તેઓ મજકુર ગામે એકઠા થયા. અને જ્યારે અમીન, હુકમનામાના દેણદારને કબજો આપી શકયો નહીં ત્યારે ત્યાંથી ચાલ્યો ગયો, પણ પેહેલા આદમીઓ ત્યાં રોકાયા હતા. સાફ રીતે સાબીત થયું છે કે બંધવાઓ એક ગેરકાયદેસર મંડળીના અંગભુતો હતા, અને તેઓ દરેક જણ, હી.પી. કો. ની ૧૪૩મી કલમ પ્રમાણે એમાંથી ગમે તે પ્રકારની છ માસ સુધીની કેદ, અથવા દંડની અથવા બંનેની સજાઓને લાયક થયા છે. વળી તેઓ આ ગુન્હો કરી અટકી રહ્યા નથી; અને જ્યારે

તેઓ હુમલો કરવા સારૂ આગળ વધ્યા ત્યારે, તેઓ ગેરકાયદેસર મંડળીના અંગભુત હોવા વાસ્તે નહીં, પરંતુ તેના કરતાં જે વધારે ભારે ગુન્હો ૧૪૭ મી કલમ માંહેલો હંગામાનો છે, તે ગુન્હા વાસ્તે તેઓને વાજબી સજા થઇ છે. આ ગુન્હા માટે ઘણામાં ઘણી સજા બેમાંથી ગમે તે પ્રકારની બે વરસ સુધીને કેદની, અથવા દંડની, અથવા બંનેનીછે. ૧૪૬ મી કલમમાં હંગામાની વ્યાખ્યા આપીછે, તેના તેઓ નીચેની રીતે અપરાધી થયા છે. એટલે કે જ્યારે તેઓ ગેર કાયદેસર મંડળીના અંગભુતો હતા, ત્યારે તેઓમાંથી એક જણે એટલે નારાયણદાસે, પેલી ગેરકાયદેસર મંડળીનો સામાન્ય હેતુ પાર પાડવામાં, ગરાશીયાના કામદારને માથા ઉપર એક લાકડીનો ઘા માર્યો; જેથી તેણે તેને બુદ્ધી પૂર્વક વ્યથા કરી. તે ઉપરથી તે ગેર કાયદેસર મંડળીનો દરેક અંગભુત, હંગામાનો ગુન્હેગાર, બની ઉપર કહેલી સજાઓને લાયક થયો. તે હંગામો કરતાં, સદાનંદ નામના કોઈ બીજા સક્ષને માહા વ્યથા થઇ. પી. કો. ની ૧૪૯ મી કલમના બંધારણ પ્રમાણે બંધવાઓ જેઓ ગેર કાયદેસર મંડળીના અંગભુતો હતા, તેઓ હંગામાના, બુધી પુર્વક વ્યથા કર્યાના, તથા બુદ્ધી પુર્વક મહા વ્યથા કર્યાના તકશીરવાન થયા. ઉપરા ઉપર કામો સકળાઇ જઈ, તેમાંથી એક આખો મામલો; મચ્યો તેની અંદર આ ત્રણે ગુન્હાઓ થયા, માટે ૧૮૮૨ ના દસમા આકટની ૨૩૫ મી કલમનાં બંધનો પ્રમાણે બંધવાઓનો, એકજ ઈનસાફના કામમાં એ બધા ગુન્હાઓમાંથી પ્રત્યેક ગુન્હા વાસ્તે ઇનસાફ કર્યો છે. ૨૩૫ મી કલમના ग દ્રષ્ટાંતમાં જે બતાવ્યું છે તે પ્રમાણે જુદાં જુદાં તોહોમતો રાખી તેઓને ઉપર કહેલા ત્રણે ગુન્હાઓના અપરાધી ઠરાવવા હોય તો ઠરાવી શકાય છે, અને જ્યારે ૧૮૭૨ નો દસમો આકટ અમલમાં હતો ત્યારે તે સક્ષો એકલાને અપરાધી ઠરાવવા હોત તો ઠરાવી શકાત એટલુંજ નહીં, પણ સજાએ થઇ શકત, એ વાત આ અભીપ્રાયની શરૂઆતમાં જે બે ફેસલાઓ લખ્યા છે તેમાંથી છેલા ફેસલા ઉપરથી બે ધડક જણાઇ આવેછે.

જે સક્ષો હંગામાનો ગુન્હો કર્યા ઉપરાંત, પોતાને હાથે બુદ્ધી પુર્વક મહા વ્યથાનો વધારાનો ગુન્હો કરે, તથા હંગામો દાબી દેવાને જે સરકારી નોકર કામે લાગે તેને વ્યથા કરે તે સક્ષોનેજ ફકત ક્રીમીનલ પ્રોસીજર કોડની ૨૩૫ મી કલમનું ग દ્રષ્ટાંત લાગુ પડેછે,

આ મુકરદમાની સુનાવણી વખ્તે માહારા વીદ્વાન બંધુએ વિચાર દેખાડયો હતો તે અસાધારણ બનાવોમાંથી નહીં, પણ સાધારણ બનાવોમાંથી દ્રષ્ટાંતો મળે છે; અને એતો અત્યંત અસંભવીત છેકે, હંગામો કરનારાઓમાંના સાતે જણાઓ પોતપોતાને હાથે કરી મહા વ્યથા કરે, અને વળી હંગામો દાબી દેવામાં જે સરકારી નોકર કામે લાગ્યો હોય તેને જઇને વ્યથા કરે; પરંતુ હંગામો કરનારા સાત જણાઓમાંથી એક જણ ઉપર કહેલા બંને ગુન્હાઓ કરે એ વાત અશક્ય નથી; અને માહારો એવો મત છે કે, ઈી. પી. કો. ની ૧૪૭, ૩૨૫, તથા ૧૫૨ મી કલમોના ગુન્હાઓના ગુન્હાહીતપણા વીશે ક્રીમીનલ પ્રોસીજર કોડની કલમ ૨૩૫ મીના ग દ્રષ્ટાંતમાં લખ્યું છે, તે ખાસ રીતે પી. કો. ની ૧૪૯ મી કલમના ગુન્હાના ગુન્હાહીતપણાને લાગુ પડે છે.

ઉપર જે કારણો મેં લખ્યાં છે, તથા માહારાણી. વિ. ડુંગરસિંહના (ઇ. ૭ અ. ૨૯) કામના ઠરાવમાં જે કારણો દેખાડ્યાં છે, તે પ્રમાણે આ લખાણનો માહારા તરફથી એવો જવાબ છે કે, આ કામમાં ઈી. પી. કો. ની ૧૪૭ મી તથા ૩૨૫ મી કલમોના ગુન્હાઓ વાસ્તે જુદી જુદી સજા કરી છે તે કાયદા વિરૂદ્ધ નથી.

## ચંદ્રકંથ ભટાચારજી વિ. માહારાણી કેસરેહીંદ.

૭૧
―――
૧૨
તા. ૧૧-૧૨-૮૫
ઈ. ૧૨-કે. ૪૯૫
હંગામો કરીને વ્યથા કરવી ને તે ઉપરાંત સરકારી નોકર ઉપર હુમલો કરવો એ ત્રણ ઈલાયદા ગુન્હાછે.

गेर कायदेसर मंडळी थइ, तेमां तोहोमतवाळा चार जणाओ उपर ते मंडळीना अंगभुत होवानुं आरोप आव्युं हतुं. ए मंडळीना सामान्य हेतु, कोइ एक कायदेसर थयेला हुकमनी सामे थवानो हतो. मजकुर हुकम एक दीवानी कोर्टना पटावाळा जोगनो, कोइ एक हुकमनामाना देणदारने पकडवानो हतो. ए देणदारने ओळखवा सारु अ तथा ब ने पोताना भेगा राखी, ए पटावाळो पकडवाना वारंट शीके पकडवा गयो. वळी तेओना उपर बीजुं एवुं तहोमत हतुं के, तेओए दीवानी कोर्टना पटावाळा उपर एक हुमलो करीने, तथा अ उपर भयंकर हाथियार लेइ बीजो हुमलो करीने, सामान्य हेतु पार पाडवामां जोर जुलम कर्यां. डेप्युटी माजीस्ट्रेटे सघळा तहोमतदारोने. पी. को. नी १४७ मी तथा ३९३ मी कलमो मांहेला गुन्हाना अपराधी ठरावी, तेओने प्रथमनी कलमना गुन्हा वास्ते छ, छ, मासनी, तथा बीजी कलमना गुन्हा वास्ते बबे मासनी सख्त केदनी सजा करी. अ उपर हुमलो कर्या वास्ते मजकुर बंधवाओमांथी एक जणने ३३४ मी कलमना गुन्हानो अपराधी ठरावी, तेने एक मासनी वधु केदनी सजा करी. अने ते साथे एवो हुकम कर्यो के, प्रथमनी सजा भोगवी छुटया पछी पछवाडानी भोगववी.

ठराव्युं के अ ऊपर हुमलो थतां हंगामानो गुन्हो पुरो थायछे; अने पटावाळा उपर हुमलो थवाथी क्रीमीनल प्रोसीजर कोडनी २३५ मी कलमनी पेहेली रकम प्रमाणे एक वधारानो गुन्हो थायछे.

वळी ठराव्युं के कदी जो अ ना उपर हुमलो थयो न हततो, हंगामो, तथा पटावाळा उपर हुमलो कर्याना गुन्हाओ वास्ते करेली सजा कायदेसर छे, केमके बंधवाओनां कृत्योने प्रथक प्रथक लेतां, पी. को. नी १४३ मी तथा ३९३ मी कलम मांहेला गुन्हाओ बनेछे; अने समग्र रीते लेतां १४७ मी कलम मांहेलो गुन्हो बनेछे; अने क्रीमीनल प्रोसीजरनी कलम २३५ मीनी त्रीजी रकम प्रमाणे, एकज इनसाफना काममां बंधवाओ उपर १४७ मी कलमना, तथा १४३ अने ३९३ मी कलमोना गुन्हाना आरोप राखी शकायछे; अने तेथी ते प्रत्येक गु-

न्हाना गुन्हेगार ठरावी शकायछे. अने जो सने १८८२ ना आकट आ-
ठमानी कलम चोथीथी पी.को. नी ७१ मी कलम सुधरीछे, तेमां सजा
करवानी जे हद ठरावीछे, ते हदनी अंदर तेओने सजा थइ शकेछे. चाल-
ता काममां ए हद चातरवामां आवी नथी.

## આ મુકરદમાની હકીકત નીચે પ્રમાણે છે.

કોઇ દીવાની કોર્ટનો પટાવાળો રામદયાળ, કોઇ એક હુકમનામાના દેણદાર કાશીચંદ્ર ભટાચારજીને પોતા પાસેના વારંટની રૂએ પકડવા સારૂ તેને ઘેર ગયો. તે પોતા સાથે અબાસમીરધા, તથા લાલમામદને તેડી ગયો હતો. એવું કહેવામાં આવ્યું છે કે, કાશીચંદ્રને પકડયા પછી, ચંદ્રકંથ ભટાચારજી, સોચી ભટાચારજી, કાળી પ્રસન મુકરજી, તથા મોહીનીવાશી મંડળ, જે આ કામના તહોમતદારો છે, તેઓ લાકડીઓ તથા ખુરપીઓ લેઈને આવ્યા. કાશીચંદ્રને પટાવાળા પાસેથી છોડાવ્યો; છોડાવવામાં તેઓએ પટાવાળા ઉપર હુમલો કર્યો. અબાસમીરધા અને, લાલમામદ, સદરહુ હુકમનામાના દેણદારને ઓળખાવવા સારૂ પટાવાળા ભેગા આવ્યા હતા; અને તહોમતવાળાઓ કાશીચંદ્રને છોડાવતા હતા, તેમાં આ-બંને જણાઓએ અટકાયત કીધી, એટલામાં અબાસ મીરધા ઉપર હુમલો કરી તેને જખમ કર્યો, અને લાલ મામદને પણ માર માર્યો.

બંધવા તરફથી બચાવ કરવામાં આવ્યો છેકે, કાશીચંદ્રને પકડવાને બદલે ચંદ્રકંથને પકડયો હતો; અને એ પટાવાળા પાસે છુટો થઈ પોતાના ઘરમાં પેસતો હતો, એટલામાં મજકુર પટાવાળો તથા બીજા ઘણાક જણો, તેની પછવાડે દોડયા; અને તેને ઘરમાંથી ઘરડીને બાહાર કાઢયો. અને જ્યારે એ પટાવાળાને તથા તેની સાથેનાં માણસોને પોતાની ભુલ જડી ત્યાં સુધી, તેઓએ તેને છોડયો નહોતો.

આ બચાવ ઉપર ડેપ્યુટી માજીસ્ટ્રેટને વિશ્વાસ ન આવતાં, તેને જણાયું કે બંધવાઓ એક ગેરકાયદેસર મંડળીના અંગભુતો હતા; અને કાશીચંદ્રને પકડવામાં કાયદેસર હુકમની બજાવણી થતી હતી, તેમાં સામા થવા સારૂ તે મંડળી ભેગી થઇ હતી. અને તે મંડળીનો સામાન્ય હેતુ પાર પાડવામાં, મજકુર ગેરકાયદેસર મંડળીએ જોર જુલમ કર્યો હતા. વળી તેને જણાયું કે, પટાવાળો મજકુર દેણદારને પકડવામાં કામે લાગ્યો હતો, એટલામાં બંધવાઓ તેની સામા થયા હતા. આવી બીના જણાતાં, તેણે બધા તહોમતદારોને. પી. કો. ૧૪૭ તથા ૩૫૩ મીના ગુન્હાના અપરાધી ઠરાવ્યા; અને તેઓને ૧૪૭ મીના ગુન્હા વાસ્તે ૭, ૭, માસની, તથા ૩૫૩ મીના ગુન્હા વાસ્તે બબે માસની સખ્ત કેદની સજા કરી. વળી તેમાંથી શોશી ભટાચારજીને. પી. કો. ની ૩૨૪ મી કલમ માહેલા અબાસને વ્યથા કર્યાના ગુન્હા વાસ્તે અપરાધી ઠરાવી, તેને એક માસની સખત કેદની સજા કરી. ડેપ્યુટી માજીસ્ટ્રેટે વધુ એવો હુકમ કર્યો કે, એક સજા ભોગવી રહ્યા પછી બીજી સજા ભોગવવી.

આ ઠરાવો અને સજાઓ સામે બંધવાઓએ સેસન જડજને અપીલ કરી; પરંતુ

સેસન જડજે નીચલી કોર્ટનો ઠરાવ બહાલ રાખ્યો, અને કરેલી સજા બહુ સખ્ત નથી એવો વિચાર કરી તેઓની અપીલ તેણે ના મંજુર કરી. કામના કાગળીઆ મગાવી ઠ-રાવ સુધારવાનો હાઈકોર્ટને અધિકાર છે. તે અધિકાર વાપરવા સારૂ બંધવાઓએ હાઈકોર્-ટને અરજી કરી, અને તેમાં એવાં કારણો લખ્યાં કે પી. કો. ની ૩૫૩ મી તેમજ ૧૪૭ મી કલમ પ્રમાણે ઠરાવ અને સજા ટકી શકે એવાં નથી.

**અરજદારો તરફથી બાબુ અંબીકા ચરણ બોશ.**

**સામાવાળા તરફથી કોઇ હાજર નોતું.**

**જસ્ટીસ મિત્ર તથા બીવરલીએ આપેલો ઠરાવ—**

૩૫૩ મી તેમજ ૧૪૭ મી કલમો પ્રમાણે, સજા તથા ઠરાવ કર્યા છે તે ટકી શકે છેકે નહીં, એ નકી કરવા સારૂ આ કામનું દફતર મંગાવ્યું હતું.

અમારી હજુરમાં એવો વાધો લેવાયો છે કે, ઈ. પી. કો. ની ૧૪૬ મી કલમની વ્યાખ્યા પ્રમાણે, હંગામાના ગુન્હામાં જોર જુલમ થવો જોઇએ. તેથી એકજ જોર જુલમ વાપરવાથી બંધવાઓને ૩૫૩ મી કલમના ગુન્હા વાસ્તે જુદી સજા થઇ શકતી નથી.

બંને નીચલી કોર્ટોને જે હકીકત જણાઈ છે, તે એ છે કે, કોઈ દીવાની કોર્ટનો પ-ટાવાળો રામદયાળ, આબાસ મીરધા, તથા લાલમામદને સાથે લઈને એક કાશીચંદ્ર ભટા-ચારજીને પકડવા ગયો. બધવાઓ પકડવાના હુકમની સામે થયા, અને પટાવાળા તથા આબાસ મીરધા એ બંનેના ઉપર રકઝકની અંદર હુમલો થયો સદરહુ ચારે બંધવાઓને ઈ. પી. કો. ની ૧૪૭ મી તથા ૩૫૩ મી કલમો માંહેલા ગુન્હાના અપરાધી ઠરાવી, તે-ઓને દરેક જણને પ્રત્યેક ગુન્હા માટે જુદી જુદી સજા કરી. તેમાંથી વળી સુસી ભુષણ ભટાચારજીને ઈ. પી. કો. ૩૨૪ કલમ પ્રમાણે, આબાસને વ્યથા કર્યા સારૂ અપરાધી ઠરાવી તેને તે ગુન્હા બદલ વધુ સજા કરી.

નીચલી અદાલતને જણાયું કે, પટાવાળા તથા અબાસ એ બંનેના ઉપર જોર જુ-લમ થયાં હતાં. તેથી મને સાફ જણાય છે કે, આ બંને જણાઓમાંથી એકના ઉપર ગે-રકાયદેસર મંડળીના હરકોઇ અંગભુત તરફ જોર જુલમ થવાથી, હંગામાનો ગુન્હો થવા સારૂ બસ થાયછે; તો હવે સાબીત થાયછે કે, અબાસ ઉપર હુમલો કરવાથી હંગામાનો ગુન્હો પરીપુર્ણ થાય છે. અને પટાવાળા ઉપર હુમલો કરવાથી ક્રીમીનલ પ્રોસીજર કોડની ૨૩૫ મી કલમની પેહેલી રકમ પ્રમાણે એક વધુ ગુન્હો થાય છે.

પરંતુ અમારી પાસે એવી ગણતરી કરી, દલીલ કરવામાં આવી છેકે, જે જોર બળ પટાવાળા ઉપર વાપર્યું, તેજ બળથી હંગામાનો ગુન્હો થયો; અને એના એ બળનો ઉપ-યોગ કરતાં બંધવાઓ વાજબી રીતે બીજી કલમના ગુન્હાના અપરાધી ઠરી, બીજી સજા-ને પાત્ર થઇ શકતા નથી.

કાયદાનો આવો અર્થ કરવામાં ભુલ છે, એમ અમો ધારીયે છીએ; ધારો કે 'અ-બાસ ઉપર હુમલો નોતો થયો, તોપણ પટાવાળા ઉપર હુમલો થવાથી કરેલ ઠરાવ અને સજા કાયદેસર છે. અને ક્રીમીનલ પ્રોસીજર કોડની ૨૩૫ મી કલમની ત્રીજી રકમ પ્રમા-

ણે બાહાલ રાખવાં જોઈએ. તે આખી કલમ નીચે પ્રમાણે છે.—

(૧) કેટલાંએક કૃત્યોનો એક બીજા સાથે એવો સંબંધ હોય કે, તેથી તે કૃત્યો મળીને એકજ કામ થાય, તેવાં કૃત્યો કરવામાંજ એકજ સખ્સે એક કરતાં વત્તા ગુન્હા કર્યા હોય, તો એવા દર એક ગુન્હાનું તહોમત તે સખસની ઉપર મુકીને, તે બાબત તેનો ઇનસાફ એકજ વખતે કરવાનો અધિકાર છે.

(૨) જે કૃત્યો કર્યાનું કહેવામાં આવતું હોય તે કૃત્યો મળીને એક ગુન્હો થાય, અને જે કોઇ ચાલુ કાયદામાં ગુન્હાઓની વ્યાખ્યા અથવા શિક્ષા કહેલી હોય, તે કાયદાની બે અથવા જુદી જુદી વ્યાખ્યા તે ગુન્હાને લાગુ હોય, તો જે સખસની ઉપર તે કૃત્યોનું તહોમત આવ્યું હોવ તે સખસની ઉપર સદરહુ ગુન્હાઓમાંના દરેક ગુન્હાઓનું તહોમત મુકીને, તે બાબત તેનો એકજ વખ્તે ઈનસાફ કરવાનો અધિકાર છે.

(૩) જે કૃત્યોમાંનું એક અથવા એક કરતાં વધારે કૃત્ય જાતેજ કાંઇ ગુન્હો થાય, તેવાં કેટલાંએક કૃત્યોને જ્યારે એકઠાં કરવામાં આવે ત્યારે કાંઈ જુદોજ ગુન્હો થાય, તો જે સખસની ઉપર તે કૃત્યોનું તોહોમત આપ્યું હોય, તે સખસની ઉપર જે કૃત્યો એકઠાં કરવાથી થતો હોય, તે ગુન્હાનું અથવા જે ગુન્હો સદરહુ કૃત્યોમાંના એક અથવા વધારે કૃત્યથી થતો હોય, તે ગુન્હાનું તહોમત મુકીને તે બાબત તેનો એકજ વખ્તે ઇનસાફ કરવાનો અધિકાર છે.

આ કલમના કોઇપણ મચકુરથી હીંદુસ્તાનના ફોજદારી કાયદાની ૭૧ મી કલમને બાધ આવશે નહીં.

ચાલતા કામમાં અમે જોઈયે છીએ તો બંધવાઓનાં કૃત્યોથી, ડી. પી. કો. ની ૧૪૩ મી તથા ૩૫૩ મી માંહેલા જુદા જુદા ગુન્હાઓ થાયછે; અને તે કૃત્યો જ્યારે સામટાં લેઇએ ત્યારે ૧૪૭ મી કલમનો એકજ ગુન્હો થાય છે. તેથી એ કલમની ત્રીજી રકમ મુજબ, એકજ ઈનસાફના કામમાં ૧૪૭ મી તથા ૧૪૩ અને ૩૫૩ મી કલમોના ગુન્હાનાં તહોમતો રાખી, બંધવાઓનો ઇનસાફ થઈ શકેછે. તો હવે સાબીત થાયછે કે, આ પ્રત્યેક ગુન્હાઓ વાસ્તે તેઓને અપરાધી ઠરાવી જુદી જુદી સજા થઇ શકેછે.

૩૫૩ મી કલમના છેવટ ભાગમાં લખ્યુંછે કે, "આ કલમના કોઈપણ મજકુરથી હીંદુસ્થાનના ફોજદારી કાયદાની ૭૧ મી કલમને બાધ આવશે નહીં."

અને એ ૭૧ મી કલમ જે ૧૮૮૨ ના આઠમા આકટની ચોથી કલમથી સુધારીછે, તે તરફ નજર કરતાં તેમાં લખ્યુંછે કે, ક્રીમીનલ પ્રોસીજર કોડની ૨૩૫ મીની ત્રીજી રકમમાં આવી શકે એવા મુકરદમાઓમાં, "ગુન્હેગારનો ઇનસાફ કરનારી કોર્ટ સદરહુ ગુન્હાઓ પૈકી કોઈપણ એક ગુન્હા બદલ જેટલી શીક્ષા કરી શકતી હોય, તે કરતાં વધારે શિક્ષા તે ગુન્હેગારને કરવી નહીં."

હવે ડી. પી. કો. ની ૧૪૭ મી તથા ૩૫૩ મી માંહેલા ગુન્હાઓને વાસ્તે, એકંદર સજા માત્ર આઠ માસની છે; જેને માટે ફક્ત ૧૪૭ મી કલમના ગુન્હા વાસ્તે, ડેપ્યુટી માજીસ્ટ્રેટે બે વર્ષની સજા આપવાનું ધાર્યું હત તો આપી શકત.

તેથી જે સજાઓ કરવામાં આવી છે, તેમાં જરાએ ગેરકાયદેસર થયું નથી."

## મહારાણી કેસરેહીંદ. વિ. પીરમાંમદ.

૭૧
―――
૧૩
તા. ૧૦-૧૨-૮૫
ઈ. ૧૦-મું-૨૫૪
કોઈના ઉપર ખોટી ફરીયાદ માં ડવામાં ખોટી જુબાની આપવી એ બે જુદા જુદા ગુન્હાછે માટે તે બંને ગુન્હાની જુદી જુદી સજા થઈ શકેછે.

बंधवो एक हेड कांस्टेबल हतो. ते ही. पी. को. नी २११ मी तथा १९३ मी कलमो महिला गुन्हाओनो अपराधी ठर्यो हतो. अने सेसन जडजे प्रत्येक गुन्हा माटे त्रण त्रण मासनी आसान केदनी सजा करी. बंधवानी आगली वर्तणुक नजरमां राखी एवो हुकम कर्यो के, आ सजाओ एकी वख्ते भोगववी.

ठराव्युं के—आ सजाओ अपुरती तथा कायदा विरुद्ध छे.

ते उपरथी प्रत्येक गुन्हानी सजामां बधारो करी, त्रण त्रण मासनी सखत केदनी सजा करी. अने ए बंने गुन्हाओ, नीराळा होवाथी हाइकोर्टे हुकम कर्यो के, एक सजा पुरी थया बाद बीजी सजा बंधवाए भोगववी.

राणी. वि. अब्दुल अजीजना (७ वीकली रीपोरटर ९९) मुकरदमा प्रमाणे अमल करवामां आव्यो.

આ કામનો બંધવો, સુરતની પોલીસની ફોજમાં એક બીજા વર્ગનો હેડ કાંસ્ટેબલ હતો. સુરતના એક પેહેલા વર્ગના માજીસ્ટ્રેટની અદાલતમાં કોઇ મેરવાનજી હોરમસજી ઉપર જુગટું રમાન્યું તહોમત રાખી, તેણે એક ફોજદારી ફરીયાદ કરી હતી. અને એ ફરીયાદ કરવા વાસ્તે વાજબી કીંવા કાયદેસર સબબો તેને હતા નહીં, એમ તેના જાણવામાં હતું. તેથી હી. પી. કો. ની ૨૧૧ મી કલમ માહેલા ગુન્હાનું તેના ઉપર તોહોમત આવ્યું હતું. સદરહુ ફરીયાદમાં તેણે ઈરાદા પુર્વક ખોટી જુબાની આપી કે, મજકુર મેરવાનજી બીજા પાંચ સક્ષો સાથે જુગટું રમતો હતો. તે બાબતનું તેજ કાયદાની ૧૯૩ મી કલમ માંહેલા ગુન્હાનું તેના ઉપર બીજું તહોમત આવ્યું હતું. આ બંને તહોમતોનો સુરતના સેસન જડજે બંધવાને અપરાધી ઠરાવી, પ્રત્યેક ગુન્હાને માટે તેને ત્રણ ત્રણ માસની આસાન કેદની સજા કરી. આ ગુન્હાઓ બંધવે હદ ઉપરાંત હોંશથી પોતાની ફરજ બજાવવાની દરમીયાંન કર્યા હતા, એવું સેસન જડજને જણાતાં તેણે એવો હુકમ કર્યો હતો કે, આ સજાઓ એકી વખતે તેણે ભોગવવી.

બંધવે હાઇકોર્ટમાં અપીલ કરી; પરંતુ તે સજા અને ઠરાવ હાઇકોર્ટે બહાલ રાખ્યાં. પણ તેમને જણાયું કે, આપેલી સજા અપુરતી છે. તેથી તેમાં શા સારૂ વધારો ન કરવો, તે બાબતનું કાંઇ કારણ હોય તો તે કારણ બતાવવાં બંધવા ઉપર હુકમ કાઢયો.

બંધવા તરફથી શામરામ વીઠલ ફરીયાદી હોરમસજી સામે ફોજદારી ફરીયાદ માંડવામાં બંધવો દવેશ ભાવથી ઉશકેરાયો નહોતો, એમ સેસન જડજને જણાયું છે. તેણે સુધ બુદ્ધિથી કામ કરેલું હતું. અને જો તેમાં તેણે કાંઈ ભુલ કરીછે તો તે ભુલ, પોતાનું

કામ હદ ઉપરાંત હોંશથી બજાવતાં થઈ છે. તેની વર્તણુંક તથા તેની નોકરીની મુદતનો વિચાર કરીને નીચલી કોર્ટે રહેમ ભરેલી સજા કરી છે, તેમાં કશુંએ ખોટું થયું નથી. અલબતે ઈ. પી. કો. ની. ૨૧૧ મી તથા ૧૯૩ મી કલમો માંહેલા ગુન્હાઓ નીરાળાછે; પણ તેઓનો જન્મ એકજ માંમલામાંથી થયો છે, માટે એજ કાયદાની ૭૧ મી કલમ પ્રમાણે સજા થવી જોઈએ. મહારાણી. વિ. રામ પરતાપ (ઈ. ૬ અ. ૧૨૧)ના કામમાં એવું ઠરાવ્યું છેકે, "જે ગેર કાયદેસર મંડળીમાંથી કેટલાક અંગભુતોએ મહા વ્યથા કરી હોય, તેના હરકોઈ અંગભુતને હંગામા તેમ મહા વ્યથા કર્યાના ગુન્હાઓ માટે કાયદેસર સજા થઈ શકતી નથી."

### જસ્ટીસ બર્ડવુડનો ઠરાવ—

એક વિશ્વાસુ પોલીસ અમલદારની હદ ઉપરાંતની હોંશને લેઇને બંધવે ગુન્હો કર્યો હતો, એવા મતને અમે મળતા આવતા નથી. સેસન જડજ તથા આસેસરોને માલમ પડયું છે કે, બંધવે જાણી બુજીને ખોટી જુબાની આપી હતી. તેણે પોતાની જુબાની વિચાર કરીને, તથા દવેશ ભાવથી જુઠાણું કહેવાને આપી હતી. નીતીસર નોકરીની ફરજને આવી વર્તણુક છાજતી છે, એમ ગણવું ઘણુંજ ભયંકર છે, જે કારણોને લેઇને રહેમવાળી સજા થઇ શકે, તે કારણો માત્ર એજ છેકે બંધવો અપરાધી ઠરતાં, તેની નોકરીનો નાશ થાય છે, અને પેનશનનો હક તણાઈ જાય છે, તથા ગુન્હેગાર ઠરવાની પળ સુધી, પોલીસખાતામાં ઘણાં વરસોથી સારી ચાલે ચાલનારો છે. આ બધી હકીકત તરફ યોગ્ય ધ્યાન આપ્યા પછી સેસન જડજે ત્રણ માસની આસાન કેદની સજા આપી છે, તે લાયક છે, એવા સેસન જડજના મતને અમો મળતા આવતા નથી.

ઈ. પી. કો. ની ૨૧૧ મી તથા ૧૯૩ મી કલમો માંહેલા ગુન્હાઓ માટે, એક વખતે ભોગવવાની સજા સેસન જડજે આપીછે, તે કાયદેસર છે એમ પણ અમે ધારતા નથી. આ મુકરદમાનો સમાસ, પી. કો. ની ૭૧ મી કલમમાં થતો નથી. જુઓ રાણી. વિ. અબદુલ અઝીઝ (૭ વીકલી રીપોરટર ૫૯) ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૩૫ મી કલમ મુજબ ઉત્તરોતર સજા આપવી જોતી હતી; કેમકે તેજ કલમના અર્થ પ્રમાણે બંધવો બે જુદા જુદા ગુન્હાઓનો અપરાધી ઠર્યો હતો.

સેસન જડજે આસાન કેદની સજા આપીછે, તે બદલાવીને અમે સખત કેદની સજા કરીએ છીયે; તથા તેની સાથે એવો હુકમ કરીએ છીયે કે, એક ટીપ પુરી થઇ રહ્યા પછી બીજી ટીપ ભોગવવી.

## માહારાણી કેસરેહિંદ. વિ. સખારામ ભાઉ.

૭૧
---
૧૪

તા. ૨૫—૧—૮૬
૧૦ મું. ૪૯૩

ચોરી કરવાનાઇરાદાથી ઘર ફોડવું તથા તેમાંથી ચોરી કરવી એ બે એ-વાતો જુદા જુદા

**ई. पी. को. ९७ मी कलम मांहेला चोरी करवाना इरादाथी राते घर फोडवाना, तथा ३८० मी कलम मांहेला घरमांथी चोरी करवाना, तथा तेज कलमो अनुसार सजा थइ शके एवा गुन्हाओ वास्ते, एक पेहेला वर्गना माजीस्ट्रेटे, एकज इन-**

साफनु कांध चलावी, बंधवाने गुन्हेगार ठराव्यो हतो. आ बंने गुन्हाओ अेकज मामलामां थया हता. एटले के, घर फोडवा पछवाडे चोरीनो गुन्हो थयो हतो. ४५७ मी कलमना गुन्हा वास्ते बे वरस सखत केदनी, अने ३८० कलमना गुन्हा वास्ते छ मास सखत केदनी, तथा सो रुपैया दंडनी, अने दंड न आपे तो बीजा त्रण मास सखत केदनी, एम सजा करवामां आवी हती. जे पेहेला वर्गना माजीस्त्रेटे, आ कामनो इनसाफ कर्यो हतो, तेने सजा करवानो जे अधिकार छे, तेना करतां आ बंने तोहोमतो, दीठ करेली सजानो सरवाळो, वधु पडतो थाय छे, एवो सबब लावी जील्ला माजीस्त्रेटे, आ काम हाइकोर्टमां लखी मोकल्युं हतुं. दरमीयान सेसन जडजने त्यां बंधवे अपील करी, अने तेना पण एज अभीप्राय थयो. तेथी तेणे सजामां घटाडो करी बे वरसनी सखत केदनी सजा राखी.

ગુન્હા છે, તેઓ તેને એગાં કરતાં પીનલકોડની હર-કોઈ કલમ પ્રમાણે શીક્ષા થઈ શકે એવો કોઈ સંયુક્ત જૂદો ગુન્હો થતો નથી તેથી કોઈ પ૦૧૦નો મેજીસ્ટ્રેટ પોતાની સામાન્ય હકુમત પ્રમાણે જ્યાંસુધીની કેદની સજા કરે ત્યાં સુધી તે ગેર વ્યાજબી નથી.

ठराव्युं के, बंधवे बे जुदा जुदा गुन्हा करेला छे, अने ज्यारे ते गुन्हाओ एकठा थाय, त्यारे ही.पी.को. नी हरकोइ कलम मुजब, सजा करवा लायक एक जुदो गुन्हो थतो नथी, माटे तेज कायदानी ७१ मी कलम आने लागु पडती नथी; अने इनसाफ करनार माजीस्त्रेटनो जे अधिकार छे, तेना बमणा अधिकार करतां, एकंदर थयेली सजा, वधु थती नथी. तेथी १८८२ ना १० आकटनी ३५ मी कलम अनुसार करेली सजा कायदाथी विरूद्ध नथी.

जस्टीस जारडीने मत आप्यो के १८७२ना दसमा आकटनी ४५४ मी कलममां सजा करवानां प्रमाणो वास्ते, जे नीयमो आप्या हता. ते नीयमो १८८२ ना आकटनी २३५ मी कलममांथी काढी नांख्या, तो हवे ते नीयमो वीशे पी. को. नी ७१ मी तथा क्रीमीनल प्रोसीजर कोडनी ३५ मी कलममां शाधवुं जोइए.

શાબુ. વિ. તુકીયા, (૧ મું. ૨૧૪) ના ફેંસલાનો તફાવત બતાવ્યો.

પુનાના જીલ્લા માજીસ્ટ્રેટે, આ કામ ૧૮૮૨ના દસમા આકટની ૪૩૮ મી કલમ મુ-જબ લખી મોકલ્યું હતું.

તે રેફરંસની હકીકત એવી છે કે, ચોરી કરવાના ઈરાદાથી રાતે ઘર ફોડવાના, તથા ઘરમાંથી ચોરી કરવાના ગુન્હાઓ વાસ્તે, બંધવા સુખારામ ભાઉનો ઈનસાફ થઈ, તેને તે ગુન્હાઓનો અપરાધી ઠરાવવામાં આવ્યો હતો. આ બંને કામો એકજ મામલામાં કર્યાં હ-તાં. એટલે કે ઘર ફોડવાની પછવાડે, ચોરી કરી હતી. પુના જીલ્લામાં ભાવલ તાલુકાના, એક પેહેલા વર્ગના માજીસ્ટ્રેટે, તારીખ ૨૫ મી નવેંબર ૧૮૮૫ ને રોજ બંધવાને, ૫૫૭ મી કલમના ગુન્હા વાસ્તે, બે વરસની સખત કેદની, તથા ૩૮૦ મી કલમના ગુન્હા વાસ્તે, છ માસની સખત કેદની, તથા ૧૦૦ રૂપૈયા દંડની, અને દંડ ન આપે તો બીજા ત્રણ માસની સખત કેદની સજા કરી હતી.

રાણી. વિ. અનવરખાં, રાણી. વિ. ગોવીંદા, તથા રાણી. વિ. તુકીયા (ઇ. ૧ મું. ૨૧૪) ના કામોમાં, નામદાર મુંબઈ હાઇકોર્ટે જે ઠરાવ કર્યો છે, તે તરફ નજર કરતાં, જીલ્લા મા-જીસ્ટ્રેટનો અભીપ્રાય થયો કે, બે તહોમતો દીઠ, સજા કરવામાં આવે, તેનો સરવાળો બે વરસની સજાથી વધવો જોઇએ નહીં.

તે ઉપરથી તેણે આ કેશ હાઈકોર્ટમાં રીફર કર્યો. (૧૮૮૨ ના આકટ દસમાની ક-લમ ૪૩૮ મી).

આ રેફરંસ હજુ થયું હતું એટલામાં, પુનાના સેસન જડજને ત્યાં આ કામની અપીલ થઈ. તેને જણાયું કે, પી. કો. ની ૭૧ મી કલમથી ઉલટી રીતે સજા થઇ છે, અને તે ગેરવાજબી છે; માટે તે સજામાં ઘટાડો કરીને, બે વરસની સખત કેદની સજા તેણે રાખી.

બે વરસની સખત કેદની સજા કરતાં, બંધવા સખારામને માજીસ્ટ્રેટે કરેલી એ-કંદર સજા વધુ હોવાથી ગેરકાયદેસર છે, એવું અપીલમાં સેસન જડજે ઠરાવ્યું છે. તેના સંબંધમાં મોસુફ જડજને જણાવવું જોઇએ, એ વિચાર ભુલ ભરેલો છે. કેમકે ઈી. પી. કો. ની ૪૫૭ મી તથા ૩૮૦ મી કલમો માંહેલા ગુન્હાઓ ભેગા કરવામાં આવે તો, તેથી તેજ કાયદાની હરકોઈ કલમ અનુંસાર શિક્ષા કરવા લાયક એક જુદોજ ગુન્હો થતો નથી. તારીખ ૧૧ મી સને ૧૮૮૬ ના જાનેવારીની ૧૧ મી તારીખે સને ૧૮૮૫ના ફોજદારી રે-ફરંસ નંબર ૧૮૨ માં અમે જે ઠરાવ કર્યો હતો, તેની એક નકલ સેસન જડજને મોકલ-વી જોઇએ. માજીસ્ટ્રેટે જે સજા કરી હતી, તે પાછી શું કરવા ન કાયમ રાખવી, તેનું કાંઈ કારણ હોય, તે બતાવવાનો બંધવાને હુકમ કરવો જોઈએ.

**જસ્ટીસ જારડીનનો ઠરાવ.**

માહારો ઉપર મુજબનો મતછે. ચોરી કરવાના ઇરાદાથી રાત્રે ઘર ફોડવાનો, તથા ઘર માંથી ચોરી કરવાનો, અનુક્રમે. ઈી. પી. કો. ની ૪૫૭ મી તથા ૩૮૦ મી કલમ મુજબ શિક્ષા થાય, એવા ગુન્હાઓનો આ મુકદ્દમો છે. ઘર ફોડવા પછવાડે ચોરી એવા એકજ માંમલાના એક ભાગ તરીકે આ બંને કૃત્યો છે. એક પેહેલા વર્ગના માજીસ્ટ્રેટે, ૪૫૭ મી કલમ અનુંસાર બે વરસ સખત કેદની તથા ૩૮૦ મી કલમ અનુંસાર છ માસ સખત કેદની, તથા ૧૦૦ રૂપૈયા દંડની, અને દંડ ન આપે તો બીજા ત્રણ માસ સખત કેદની સજા કરી હતી. પેહેલા વર્ગના માજીસ્ટ્રેટને બે વરસની સખત કેદની સજા કરવાનો અ-ધિકાર છે. તે હદ ઉપરાંત ઇનસાફ કરનાર માજીસ્ટ્રેટે સજા કરી છે, એવું કારણ બતાવી જીલ્લા માજીસ્ટ્રેટે આ કામ હાઈકોર્ટમાં લખી મોકલ્યું છે. અને આધાર તરીકે, રાણી.

વિ. તુકીયાનો ફેસલો ટાંક્યો છે. દરમીયાંન આ કાંમની અપીલ સેસન જડજને ત્યાં થઇ, અને તેને પણ લાગ્યું કે, થયેલી સજા કાયદા વિરૂદ્ધ છે. કેમકે તે સજા, ૧૮૮૨ ના આઠમા આકટથી પીનલકોડની ૭૧ મી સુધરી છે તે કલમથી ઉલટી છે, તેથી તેણે સજામાં ઘટાડો કરી બે વરસની સખત કેદની સજા રાખી.

કાર્યે વેપાર તથા તોહોમતોના સંબંધમાં રાણી. વિ. તુકીયાના કેશ તાદરસ આ કેશ જેવો છે; પરંતુ તેનો ઈનસાફ ૧૮૭૨ ના દસમા આકટની ૪૫૪ મી કલમ મુજબ આ અદાલતે કર્યો હતો. તેમાં જસ્ટીસ વેસ્ટે નીચે મુજબ અભીપ્રાય આપ્યો છે. "૪૫૪ મી કલમના ત્રીજા દ્રષ્ટાંતથી જણાય છે કે, ઘર ફોડવાનો ગુન્હો, તથા જે ગુન્હો કરવામાં ઘર ફોડવાનો ગુન્હો કરવામાં આવ્યો હોય તે ગુન્હો એમ બંને ગુન્હા સજા કરવાના કામ સારૂ કાયદાકારોએ એક સંયુક્ત ગુન્હો ગણ્યો હોય એમ જણાય છે."

પરંતુ આ કેશનું નીરાકરણ, સને ૧૮૮૨ ના દસમા આકટની ૨૩૫ મી કલમ અનુંસાર કરવાનું છે. આ ઠેકાણે બતાવવું જોઈએ કે, ઊપર લખાઈ ગયેલું દ્રષ્ટાંત (જુના કાયદાની ૪૫૪ મી કલમની ત્રીજી રકમનું ન દ્રષ્ટાંત) તેજ કાયદાને મળતી નવા કાયદાની ૨૩૫ મી કલમમાં જુદાજ વર્ગ નીચે મુંકવામાં આવ્યું છે; અને હવે તે ૨૩૫ મી કલમની પેહેલી રકમના દ્રષ્ટાંત તરીકે લખવામાં આવ્યું છે. તે ઉપરથી સાફ ઊઘાડું દેખાય છેકે, હાલના મુકરદમા, જેની કેફીયત જેવા મુકરદમાને કાયદાકારોએ સંયુક્ત ગુન્હો ગણ્યો નથી, અને તેથી રાણી. વિ. તુકીયાનો કેશ આંહીં લાગુ પડતો નથી.

જુના કાયદાની ૪૫૪ મી કલમમાં શીક્ષા કરવાનાં પ્રમાણો વીશે જે નીયમો આપ્યા હતા, તે નીયમો નવા કાયદાની ૨૩૫ મી કલમમાંથી કાઢી નાખ્યા છે. તે વીશે પી. કો. ની ૭૧ મીમાં તથા ક્રીમીનલ પ્રોસીજર કોડની ૩૫ મી કલમમાં જોવાનું રહે છે. ચાલતા મુકરદમાની કેફીયત, ૧૮૮૨ ના દસમા આકટની ૨૩૫ મી કલમની બીજી તથા ત્રીજી રકમમાં જે વર્ગવારી કરી છે, તેમાં પણ સમાતી નથી. વળી ૭૧ મી કલમની પેહેલી રકમ પણ આંહીં લાગુ પડતી નથી. જે દલીલો લેઇને, આ કામનો ઇનસાફ થયો છે, તેમાંથી ૭૧ મી કલમની દલીલો નીકળી જાય છે. માટે ક્રીમીનલ પ્રોસીજર કોડની ૩૫ મી કલમ એકલીનેજ વળગી રહીને ઈનસાફ થવો જોઈએ. જે માજીસ્ત્રેટે આ કામનો ઇનસાફ કર્યો, તેની અવલ હકુમત પ્રમાણે જે સજા કરવાનો અધિકાર છે, તેના દુપટ કરતાં વધુ સજા થઇ નથી. માટે ૩૫ મી કલમ અનુંસાર સજા કાયદેસર છે.

**નોટ**—સને ૧૮૮૬ ના જાનેવારી માસની ૧૧ મી તારીખે જસ્ટીસ જારડીન, તથા બર્ડવુટ સાહેબે સને ૧૮૮૫ ના ૧૮૨ નંબરના ફોજદારી રેફરંસમાં જે ઠરાવ આપ્યો હતો, તેની કેફીયત આજ કેશની કેફીયત જેવી હતી. તેમાં હાઇકોર્ટે ઠરાવ્યું હતું કે,

"ચાલતા ક્રીમીનલ પ્રોસીજર કોડમાંના નીયમોને લેઇને, આ કામનો વિચાર કરવો જોઇએ. ૨૩૫ મી કલમની પેહેલી રકમમાં આ કેફીયતનો સમાસ થાય છે. માટે એકજ ઇનસાફના કામમાં પ્રત્યેક ગુન્હા માટે બંધવાનો ઈનસાફ થઇ, તેને આપેલી જુદી જુદી સજાઓ કાયદેસર છે. જુઓ ૨૩૫ મી કલમનું બ દ્રષ્ટાંત, પણ એ કલમમાં જે કાંઇ ઠરાવ્યું છે, તેથી પી. કો. ની ૭૧ મી કલમને બાધ આવતો નથી. હવે સવાલ એટલોજ છે કે, આ મુકરદમો ૭૧ મી કલમમાં પણ આવે છે કે નહીં? જો આવતો હોયતો જે ગુન્હાઓ કર્યા, તેમાંથી એક ગુન્હાને માટે એકજ સજા થઇ શકે. પણ બંધવાએ જુદા જુદા ગુન્હાઓ કર્યા છે; અને તે એવા છે કે, તેઓને ભેગા કરીયે તો, પી. કો. ની હરકોઇ કલમ મુજબ સજા થાય એવો એકે સંયુકત ગુન્હો થતો નથી. માટે મારા અભીપ્રાય મુજબ ૧૧ મી કલમ આ કામને લાગુ પડતી નથી. જે સજાઓ માજીસ્ત્રેટે કરેલી છે, તે ફોજદારી કામ ચલાલવાની રીતના કાયદાની કલમ ૩૫ મી પ્રમાણે કાયદેસર છે."

## કલમ ૭૨ મી

૭૨. જે જે બાબતોમાં એવો ફેંસલો આપવામાં આવે કે ફલાણા ફલાણા જુદા જુદા ગુન્હાઓમાંનો એક ગુન્હો ફલાણા સખસે કર્યો છે, પણ તેઓમાંનો કીયો એક કર્યો છે તે વિશે શક છે, તે સરવે બાબતોમાં અગર તે સઘળા ગુન્હાઓને સારૂ એક સરખીજ શિક્ષા ન ઠરાવી હોય તો, જે ગુન્હાને સારૂ ઓછામાં ઓછી શિક્ષા ઠરાવી હોય તે શિક્ષા તે ગુન્હેગારને કરવામાં આવશે.

ગુન્હેગારે ઘણા ગુન્હાઓમાંથી એક ગુન્હો કર્યો એમ સાબીત થાયછે પણ કીયો એ બાબત શક છે એ પ્રમાણે ફેંસલામાં લખવામાં આવે, ત્યારે.

## કલમ ૭૩ મી.

૭૩ કોઇ સખસની ઉપર એવો ગુનોહ સાબીત થાય કે, તેને એકાંત કેદ. માટે, આ કાયદા મુજબ, તેને સખત કેદની શિક્ષા કરવાનો કો-રટને અખત્યાર છે, તો તે ગુનેહગારને જેટલી મુદતની કેદનો હુકમ કરવામાં આવે તે મુદતના આટલા ભાગ અથવા ભાગો સુધી તેને એકાંત કેદમાં રાખવો એ રીતે તેના શિક્ષાના હુકમમાં ફરમાવવાને કોરટ મુખત્યાર છે; પણ સઘળું મળીને તે એકાંત કેદની મુદત ત્રણ મહીનાથી વધારે ન હોવી જોઇયે, અને તે નીચેના હીસાબો પ્રમાણે હોવી જોઇએ. (એટલે)—

જો કેદની મુદત છ મહીનાથી વધારે ન હોય, તો એકાંત કેદની મુદત એક મહીનાથી વધારે ન જોઇએ.

જો કેદની મુદત છ મહીનાથી વધારે હોય અને એક વર્ષથી વધારે ન હોય તો એકાંત કેદની મુદત બે મહીનાથી વધારે ન જોઇએ.

### મહારાણી કેસરેહીંદ. વિ. અનુખાં.

**કલમ ૭૩**

૧

તા-૧૧-૯-૮૩
ઈ. ૬ અ. પા. ૮૩
સંક્ષેપ રીતે ચાલેલા કામમાં એકાંત કેદની સજા થઇ શકે છે.

जे मुकरदमानो इनसाफ संक्षेप रीते थयो होय तेना सजाना भाग तरीके एकांत सजा करवी ते गेरकायदेसर नथी.

આ મુકરદમો ફરૂકાબાદના સેસન જડજે, હાઈકોરટનો હુકમ થવા સારૂ મોકલી દીધો હતો. એમ જણાયું છે કે, અનુખાંને એકાંત કેદની સજા આપેલી છે. અનુખાંનો, એ ગુન્હા માટે સંક્ષેપ રીતે ઈનસાફ થયો હતો. સેસન જડજનો એવો અભીપ્રાય થયો કે, ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા મુજબ, તે કામનો ઈનસાફ સંક્ષેપ રીતે થાય. તેમાં એકાંત કેદની સજા આપવી, એ કાયદેસર નથી. એ અભીપ્રાયના સંબંધમાં તેણે નીચે પ્રમાણે લખેલું છે. "એવી દલીલ કરવામાં આવી છે કે, એ કાયદાની ૨૬ મી કલમની છેલ્લી રકમ પ્રમાણે, સંક્ષેપ ચોકશીના ઈનસાફના કામમાં, ત્રણ માસ સુધીની કેદની સજા થઈ શકે છે. હવે એ કલમ ૩૨ મી અ સાથે વાંચીએ તો, તે ઉપરથી જણાશે કે, ૨૬મી કલમમાં એકાંત કેદની સજા કાયદા પ્રમાણે આપી શકાય, તેમાં તેનો સમાસ કર્યો નથી. કેદ એ શબ્દમાં પીનલકોડની અંદર બંને પ્રકારની કેદનો સમાશ થાય છે. તેથી હું એવું ઠરાવવા માગુંછું કે, ૨૬૨ મી કલમના છેલા ભાગના શબ્દોમાં એકાંત કેદની સજા જે કાયદા પ્રમાણે આપી શકાય, તેવા શબ્દો નાંખ્યા નથી, તે ઉપરથી એમ અનુમાન થાય છે કે, સંક્ષેપ ચોકશીમાં એકાંત કેદની સજા કરવાનો કાયદાકારોનો ઇરાદો નથી.

### ઓલ્ડ ફીલ્ડ જસ્ટીસનો ઠરાવ.

સંક્ષેપ ચોકશીમાં સજાના ભાગ તરીકે, એકાંત કેદની સજા કરવી, તે ગેરકાયદેસર

છે, એવું ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૨૬૨ મી કલમમાં કશુંએ નથી. ૨૬૨ મી કલમની અસર તો એટલીજ છે કે, ત્રણ મહિનાની મુદત સુધીની કેદની સજા કરવી; પરંતુ પીનલકોડની ૭૩ કલમ પ્રમાણે એકાંત કેદની સજા કરવાનો જે અદાલતને અધિકાર છે, અથવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૩૨ અ માં જે અધિકાર આપવામાં આવ્યો છે, તેમાં એ ૨૬૨ મી કલમ કોઇ જાતનો પ્રતીબંધ કરતી નથી.



## કલમ ૭૪ મી

૭૪. એકાંત કેદની શિક્ષાનો હુકમ બજાવવામાં તેવી કેદ એકી વખતે કદાપી ચઉદ વરસ કરતાં વધારે ન હોવી જોઇએ, અને એકાંત કેદની મુદતો વચ્ચે તે મુદતો કરતાં ઓછી વેળા ન જવી જોઈએ; અને જ્યારે કેદની શિક્ષા ત્રણ મહીનાથી વધારે મુદતની હોય, ત્યારે તે ફરમાવેલી આખી કેદની મુદતના કોઇપણ એક મહીનામાં સાત દિવસ કરતાં વધારે એકાંત કેદ ન હોવી જોઇએ, અને એકાંત કેદની મુદતોની વચ્ચે તે મુદતો કરતાં ઓછી વેળા ન જવી જોઇએ.

એકાંત કેદની હદ.

## કલમ ૭૫ મી.

જે સક્ષની ઉપર એવો કોઇ ગુન્હો સાબીત થયો હોય કે, જેને માટે આ કાયદાના બાબ ૧૨ મા અથવા બાબ ૧૭ મા મુજબ ત્રણ વરસ અથવા તેથી વધારે મુદતની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા થઇ શકે, તે સક્ષ ફરીથી એવો કોઇ ગુન્હો કરે કે, જેને માટે તે બાબો માંહેના ગમે તે બાબ મુજબ ત્રણ વરસ અથવા તેથી વધારે મુદતની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા થઇ શકે, તો તે સક્ષ એવા પાછળના હરેક ગુન્હાને માટે જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષાને અથવા એ પ્રમાણે ન બન્યું હોય તો, તે ગુન્હાને માટે જેટલી શીક્ષાને તે લાયક થાય, તેથી બમણી શીક્ષાને અથવા બેમાંની ગમે તે પ્રકારની દસ વરસ સુધીની કેદની સજાને લાયક થશે. પરંતુ કાંઇ પણ બાબતમાં દસ વરશથી વધારે મુદતની કેદને, તે લાયક થશે નહીં.

જે સખસોની ઉપર એકવાર આગળ ત્રણ વરસની કેદની શીક્ષા થાય એવો ગુન્હો સાબીત થયો હોય તેઓની ઉપર તેવો કોઇ બીજો ગુન્હો સાબીત થાય તોને ઓને શીક્ષા.

નોટ.—આ કલમમાં "અથવા બેમાંથી ગમે તે પ્રકારની દસ વરસ સુધીની કેદની શીક્ષાને." એ વાકયનો સને ૧૮૮૬ ના દસમા આકટથી વધારો કરવામાં આવ્યો છે. જેથી માહારાણી કેસરેહીંદ. વિ. માધુ ૬ મું. ૬૯૦ નો ફેસલો રદ થઇ ગયા જેવો થાય છે. એટલે આમાં દાખલ કર્યો નથી. એ કામમાં બંધવા ઉપર ૩૭૯ મી કલમ પ્રમાણે ચોરીનું તોહોમત આવ્યું હતું. એ બંધવો આગળ એના એ ગુન્હાનો અપરાધી ઠર્યો હતો, તેથી તેને, ૭ વરસની કેદની શીક્ષા કરી હતી. પણ હાઇકોર્ટે તે શીક્ષા રદ કરીને ૬ વરસથી વધુ કેદની શીક્ષા ન થઇ શકે, એમ ઠરાવ્યું હતું.

## કેસરેહિંદ વી. મેઘા.

**एवुं ठराव्युं के ज्यां एक सक्षे पीनलकोडना बाब १२ तथा १७ मा मांहेलो त्रण वरसनी केदनी सजा थाय, एवो गुन्हो करेलो होय, अने ए गुन्हानो ठराव थया पेहेलां बीजो एज बाबो मांहेलो एवोज गुन्हो करे तो, बीजी वारना गुन्हा माटे पीनलकोडनी कलम ७५ मुजब वधारे सजाने पात्र थतो नथी.**

કલમ ૭૫.
૧
તા. ૨-૪-૭૮
ઈ. ૧ અ પા. ૬૩૭

આ કલમ માંહેલા પેહેલી વખતના ગુન્હાનો ઠરાવ થયો ન હોય ત્યાં તેવો બીજો ગુન્હો કરનારને આ કલમ લાગુ નથી.

સને ૧૮૭૮ ના જાનેવારીની ૨૨ મી તારીખે, હિંદુસ્થાનના પીનલકોડની કલમ ૧૦૯–૩૨૮ મુજબ ચોરી કરવાના ઇરાદાથી, કોઇ ખુશાલ નામના સક્ષને કાંઈ નીશો કરનારી વસ્તુ આપવાની ઉશકેરણી કર્યાના ગુન્હાનો, બંધવા મેધાને આગ્રાના સેસન જજે અપરાધી ઠરાવ્યો હતો.

જે ગુન્હાનો તેને અપરાધી ઠરાવ્યો હતો, તે ઉપરાંત તેના ઉપર ૩૭૯ કલમ મુજબ ચોરીનું તોહોમત હતું.

સને ૧૮૭૮ ના જાનેવારીની ૨૯ મી તારીખે, અલીબક્ષ નામના સક્ષને ચોરી કરવાના ઈરાદાથી નીસો આપનારી વસ્તુ આપ્યા સબબ, પેનલકોડની કલમ ૩૨૮ મુજબ તથા ૩૭૯ પ્રમાણે ચોરી કર્યાના ગુન્હા સબબ, તેને અપરાધી ઠરાવ્યો હતો.

૩૨૮ મી કલમના ગુન્હા બદલ તેને દસ વર્ષની સખ્ત શિક્ષા કરી હતી; અને સન ૧૮૭૮ ના જાનેવારીની ૨૨ મી તારીખે જે અપરાધ સાબેત થયો હતો, તેના સંબંધમાં પેનલકોડની કલમ ૭૫ અને ૩૭૯ પ્રમાણે, જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા કરી હતી. આ બીજા અપરાધને માટે મેવાએ અપીલ કરી, અને તેમાં એવો વાંધો લીધો કે, સન ૧૮૭૮ ના જાનેવારીની ૨૨ મી તારીખે, મારા ઉપર ચોરીનું તોહોમત સાબેત નહોતું થયું, માટે ૭૫ મી કલમ લાગુ પડી શકતી નથી. અને કદાપી એમ માનો કે, મારા ઉપર તે રોજ ચોરીનું તોહોમત સાબેત થયું હતતો પણ જે ચોરી મેં કરી, અને જેને વાસ્તે પછવાડેથી મને ૨૯ મી તારીખે અપરાધી ઠરાવ્યો, ત્યાં સુધી હું અપરાધી નહોતો. તેથી હું ૭૫ મી કલમ પ્રમાણે વધુ શીક્ષાને પાત્ર થતો નથી.

## અપીલેંન્ટ તરફથી વકીલ ડીલોન હાજર.

## હાઇકોર્ટનો ઠરાવ ટર્નર સાહેબે આપેલો.—

સેસન જજે પેનલકોડની કલમ ૭૫ પ્રમાણે જે વધુ શિક્ષા ફરમાવેલી છે, તે ટેકાવી રાખવાને હું અશક્ય છું. એ કલમમાં એવું લખેલું છે કે કોઇ માણુસ હિંદુસ્થાનના પેનલકોડના અમુક ભાગ પ્રમાણે શિક્ષા થઇ શકે, એવા ગુન્હાનો અપરાધી ઠર્યો બાદ, એનાએ ભાગ પ્રમાણે શિક્ષાના ગુન્હાનો અપરાધી ઠરશે તો, એ બીજીવારના એવા દરેક ગુન્હા બદલ તેમાં કહેલી શિક્ષાને પાત્ર થશે.

ચોકસ ગુન્હા કર્યાની સાબીતી થયા પછે, તેવા ગુન્હા બીજીવાર કરવામાં આવે તો, તે સારૂ વધુ સજા એ કલમમાં ફરમાવેલી છે. પણ બીજીવાર માત્ર ગુન્હેગાર ઠર્યો, તે માટે એ કલમ નથી.

આ મુકરદમામાં એવું બતાવેલું છે કે, હાલના ગુન્હાનો તપાસ થયો તેના પેહેલો, થોડા રોજ ઉપર અપેલેંન્ટ અપરાધી ઠરેલો હતો. પણ એવું નથી બતાવવામાં આવ્યું કે, ૭૫ મી કલમમાં કહેલા ગુન્હામાંથી એકે ગુન્હાનો અપરાધી તે ઠર્યો હતો. તેમ હિંદુસ્થાનના પેનલકોડ પ્રમાણે જે ગુન્હો કર્યા બદલ વધારે સજા થઈ, તેની પેહેલાં એવા ગુન્હાનો તે અપરાધી ઠરેલો હતો, એમ પણ જણાયું નથી.

તેથી હું પેનલકોડની કલમ ૭૫–૩૭૯ મી પ્રમાણે ઠરાવેલી શિક્ષા રદ કરૂંછું. અને અપેલેંન્ટને એકી વખતે, પીનલકોડની કલમ ૩૨૮—૩૭૯ પ્રમાણે બનેલા ગુન્હા વાસ્તે પુરે પુરી સજા થઈ છે, તો ૩૭૯ પ્રમાણે સજા ફરમાવવાનું જરૂર નથી. ૩૨૮ મી કલમ પ્રમાણે અપરાધીપણું અને શિક્ષા મંજુર કરીને અપીલ રદ કરૂંછું.

## કેસરેહીંદ. વિ. નાના રહીમ.

**हिंदुस्थानना पीनलकोडना बाब १२ मा तथा १७ मा मांहेला त्रण अथवा तेथी वधु वरसनी केदनी सजा थइ शके, एवा गुन्हानो कोइ सक्ष अपराधी ठर्या होय, ते पाछो तेवा गुन्हामांनी कोशीशना गुन्हानो अपराधी ठरे तो, तेथी करी ए कायदानी कलम ७५ मां ठराव्या प्रमाणे वधु सजाने पात्र थतो नथी.**

કલમ ૭૫.
૨
તા. ૨૮-૧૦-૮૦
ઈપ મુ.પા. ૧૪૦
પેહેલી વખત મુખ્ય ગુન્હોકરવે ।નેખીજી વખત કોશીશ કરવી એથી ૭૫ મી કલમ લાગુ પડતી નથી.

આ કામના બંધવાને અમદાવાદના સેસન જડજે, પીનલકોડની કલમ ૩૭૯ તથા ૫૧૧ મુજબ ચોરીની કોશીશના ગુન્હાનો અપરાધી ઠરાવ્યો. તે આગળ સાત વખત ચોરીનો ગુન્હેગાર ઠરી ચુક્યો હતો. અને પીનલકોડની કલમ ૭૫ ને આધારે સેસન જડજે તેને ૧૦ વર્ષ સુધી સમુદ્રપારની સજા કરી.

**બંધવે હાઇકોર્ટમાં અપીલ કરી.**

**અપીલ જસ્ટીસ મેલવીલ તથા કેંબોલની હજુરમાં ચાલી હતી.**

**મેલવીલનો ઠરાવ:—**

હું ધારૂંછું કે, આ કામમાં થયેલી સજા કાયદેસર છે. કલમ ૫૧૧ મીમાં ઠરાવ્યુંછે કે, સમુદ્રપારની કે કેદની શીક્ષાથી સજા થઇ શકે, એવા ગુન્હા કરવાની કોશીશ કરશે, તેને સમુદ્રપારની અથવા એ ગુન્હા માટે ઠરાવેલી સજામાંથી બેમાંના ગમે તે પ્રકારની એ ગુન્હાને માટે જે સજા ઠરાવી છે, તેથી અરધી મુદત સુધીની સજા કરવામાં આવશે. ચોરીને માટે લાંબામાં લાંબી સજા જીવતાં સુધી સમુદ્રપારનીછે. એ સજા ૭૫ મી કલમમાંના પ્રસંગ મુજબ, આપી શકાય એમછે. અને એવે પ્રસંગે ૫૧૧ કલમને આધારે એ શીક્ષાના અરધ ભાગની શીક્ષા, અથવા દસ વર્ષ સુધી સમુદ્રપારની સજા આપી શકાયછે. (કલમ ૫૭ પ્રમાણે) અનીર્ણય ૫૧૧ મી કલમના શબ્દોને પુર્ણ રીતે અનુસરીને છે; એટલુંજ નહીં પણ, કોઈ ગુન્હાને વાસ્તે સજા ઠરાવી છે તે, અને સદરહુ ગુન્હાની કોશીશ કરતાં જે સજા ઠરાવી છે તે વચ્ચે, ગણીતનું પ્રમાણ નક્કી કરવામાં કાયદાકારોનો શું ઇરાદો હતો, તેના અનુમાનને પણ અનુસરીને છે. શિક્ષાની પધ્ધતી ગુન્હેગારની પધ્ધતી ઉપરથી ચલાવવામાં આવે છે. અને સાફ ચોખું છેકે, આગળ ગુન્હા કર્યાની સજાથી ગુન્હો કરવામાં અટકાયતની અસર થયા છતાં, ચોરી કરવાની વ્યર્થ કોશીશ કરવી તે કેમ જાણે એ ગુન્હો કરવામાં આવ્યો હોય, તેની માફક કાયમ થઈ ગયેલી ગુન્હો કરવાની પ્રકૃતીનું ચીન્હ છે.

**જસ્ટીસ કેંબોલનો ઠરાવઃ—**

કરેલી સજા કાયદેસર છે, એવા મતને મળવા હું અશક્યછું. અને તેથી કરી એ સ-

જા ઘટાડીને ૧૮ મહીનાની સખ્ત કેદની સજા કરવા હું ચાહુંછું. હિંદુસ્થાનના પિનલકોડના બાબ ૧૨ મા તથા ૧૭ મા પ્રમાણે સજા થઈ શકે એવા ગુન્હાને માટે બીજી વખ્ત કોઈ સક્ષ અપરાધી ઠરે, ત્યારે ફક્ત તેને ૭૫ કલમ પ્રમાણે વધારાની સજા ભોગવવાની ફરજ પાડવી જોઇએ. તેથી કરી સદરહુ ગુન્હામાંથી એક ગુન્હો કરવાની કોશીશને તે કલમ કેવી રીતે લાગુ થઈ શકે, તે હું જોઇ શકતો નથી. પીનલકોડની ૫૧૧ કલમ સંપુર્ણ રીતે ચોખી છે, અને આ કામમાં વધારેલી સજા આપવાનું ગમે તેટલું ઊચીત છે તોપણ, મારો મત છેકે, આ બંધવા ૩૭૯ કલમના ગુન્હાનો અપરાધી ઠર્યો હત તો, ભારે સજા તેને ભોગવવી પડત, તે સજા આપવાનો આપણાથી વિચાર થઈ શકતો નથી. આ પ્રમાણે બંને જજના મતમાં ભેદ પડવાથી, ત્રીજા જજ પાસે ફોજદારી કામ ચલાવવાના કાયદાની કલમ ૨૭૧ થે સને ૧૮૮૨ ના આકટ ૧૦ માની કલમ ૪૩૯ પ્રમાણે અભીપ્રાય માટે કેશ મોકલ્યો.

**ચાફ જસ્ટીસ વેસ્ટ્રોપનો ઠરાવઃ—**

૭૫ કલમ પ્રમાણે વધારે સજાનો હુકમ કરવાને, બે કલમમાં બે સરતો જોઈએ છીએ. તેમાંથી પેહેલી સરતની અંદર બંધવો નાનારહીમ આવેછે; એટલે કે એજ કાયદાના ૧૭ મા બાબ પ્રમાણે શિક્ષા થઇ શકે, એવા ગુન્હાનો આગળ અપરાધી ઠર્યો હતો; પરંતુ ૭૫ કલમ પ્રમાણે, બીજી સરત જોઇયે તે પરીપુર્ણ થઇ નથી. તેનો આ વખતનો ગુન્હો પીનલકોડના બાબ ૧૨ કે ૧૭ મા પ્રમાણે સજા થઇ શકે એવો નથી. પણ તેજ કાયદાના બાબ ૨૩ માની કલમ ૫૧૧ પ્રમાણે શિક્ષા થઇ શકે, એવો ચોરીનો ગુન્હો કરવાની કોશીશનો તે અપરાધી ઠર્યો છે; તેથી મારો અભીપ્રાય છેકે, શેસન જજે દશ વર્ષની સમુદ્રપારની કરેલી સજા કાયમ રાખી શકાતી નથી, મેં તથા જસ્ટીસ કેંબેલે આવા કામમાં પીનલકોડની કલમ ૭૫ નું લાગુપણું થતું નથી, એવો મત ધરાવ્યો છે; તેવોજ મત રાણી વીરૂદ્ધ મણી સ્વામીના કામમાં બીટલસન જસ્ટીસે બાંધ્યો હતો. આ વાત મેંન સાહેબે પોંતાના પીનલકોડની ટીકાની નવમી આવૃતીને પાને ૪૨૦ કલમ ૫૧૧ મીની નોટમાં લખેલીછે.

આ અભીપ્રાયને અનુસરીને સજા ઘટાડી, ૧૮ માસની સખત કેદની સજા કરવામાં આવે છે.

**કલમ ૭૫.**

૩

બા, ર્ફ.M, ૮૧
ઇ. ૩ અ પા. ૭૭૩
પેહેલી વખત ગુન્હો કરવાને બીજી વખત કોશીશ કરવી એથી ૭૫ મી કલમ લાગુ પડતી નથી.

## કેસરેહીંદ. વિ. રામદયાળ.

**एक मक्ष आगळ पीनलकोडनी कलम ४९७ [बाब १७ मा] मुजब सजा थाय, एवा गुन्हानो अपराधी थयो हतो. ते पाछळथी एज गुनानी कोशीश कर्यानो अपराधि ठर्यो, ठराव्युं के पीनलकोडनी कलम ७५ मां कहेला ठराव आ सक्षने लागु पडता नथी.**

આજમ ગઢના સેસનજજે, સને ૧૮૮૧ ના જાનેવારીની ૨૧મી તારીખે ઇનસાફ કરી ઠરાવ કર્યો હતો. તેના ઉપર આ અપીલ હતી. ચોરી કરવાના ઇરાદાથી રાત્રે ઘર ફોડયાની કોશીશ કર્યાનો આપેલેંન્ટને સેસન જજે અપરાધી ઠરાવેલ, અને પીનલકોડની કલમ ૫૫૧

૪૫૭ તથા ૭૫ માં જે કહેલું છે, તે ઉપર લક્ષ રાખી, તથા અપેલેંન્ટ આગળ ૪૫૭ મી કલમ (બાબ ૧૭ મો) પ્રમાણે ગુન્હેગાર ઠરેલ, એ વાત ઉપર લક્ષ રાખીને સેસન જજે તેને ચઉદ વર્ષ સુધીની સમુદ્રપારની સજા કરી. અપેલેંન્ટ તરફથી એવો વાંધો લેવામાં આવ્યોછે કે, પીનલકોડની કલમ ૭૫ મીમાં જે બીના લખીછે, તે આ કામમાં લાગુ પડતી નથી. કેમકે અપેલેંટને આગળ જે સજા થઈ હતી, તે ૧૭ મા બાબ મુજબ સજા થાય એવા ગુન્હાની ન હતી.

## સરકાર તરફથી બાબુ દ્વારકાંનાથ.

### હાઇકોર્ટનો ઠરાવઃ—

કામના દફતરના પુરાવા ઉપરથી, બંધવાના ગુન્હા વીશે કાંઇ શક નથી. જે ગુન્હાને માટે તેને સજા થઇ છે, તે ગુન્હો પીનલકોડની કલમ ૫૧૧ તથા ૪૫૭ મુજબ સજા થઇ શકે એવોછે. સને ૧૮૭૩ ના માર્ચની ૧૨ મી તારીખે, પીનલકોડની કલમ ૪૫૭ (બાબ ૧૭ મો) મુજબ સજા થાય, એવા ગુન્હાનો તે અપરાધી ઠર્યો છે. અને તેણે આગળ ગુન્હો કરેલ, તે વાત ત્યારે તેના વીરૂદ્ધ સાબીત ગણી હતી. બંધવો કહે છે કે, મને એક વરસ આગળ ખોટો શીક્કો કબજામાં હોવાના કારણથી ફટકાની સજા મળી હતી. પણ કહી તારીખે તેનો કેવા પ્રકારનો ગુન્હો હતો, તે જણાયું નથી. ૪૫૭ મી કલમ મુજબ સજા થાય, એવા ગુન્હાને માટે તેને ચાર વર્ષની સખ્ત કેદની સજા થયેલી છે. એ પાછલો ઠરાવ તથા સજા આ કામના ઇનસાફ ટાણે વિચારમાં લીધા છે. અને કલમ ૫૧૧-૪૫૭ તથા ૭૫ મુજબ બંધવાને ૧૪ વર્ષ સુધીની સમુદ્રપારની સજા કરીછે. ૫૧૧ મી પ્રમાણે સજા થાય, એવી ગુન્હો કરવાની કોશીશ પીનલકોડની કલમ ૪૦ મુજબ ગુન્હોછે. તે ગુન્હો પીનલકોડના બાબ ૧૭ મા મુજબ સજા થઈ શકે એવો નથી. તે ગુન્હો ૫૧૧ મી કલમ મુજબ સજા થાય એવો છે. એટલા માટે આ કામમાં ૭૫ મી કલમ લાગુ પડતી નથી. બંધવાને જે ગુન્હા માટે અપરાધી ઠરાવ્યોછે, તે ગુન્હો ચોરી કરવાના ઈરાદાથી રાતે ઘર ફોડવાની કોશીશનોછે. એના મુખ્ય ગુન્હા માટે, ઘણામાં ઘણી સજા ૧૪ વર્ષ કેદ સુધીની છે. અને ૫૧૧મીમુજબ કોશીશને માટે, તેની અરધી મુદતની કેદની સજા થાય; માટે સજાના ઠરાવમાં ફેરફાર કરવાની જરૂરછે. તેથી બંધવાને હું ૭વર્ષ સુધી સખ્ત કેદની સજા કરૂંછું.

## શીવસરણ તાતો. વિ. માહારાણી.

**કલમ ૭૫.**
**૪**

તા.૪-૫-૮૩
ઇ. ૯ ક. પા. ૭૭
બીજીવારના ગુન્હા માટે પુરેપુરી સજા આપી શકાતી હોયતોપછી૭૫ મી કલમનો ઉપયોગ કરવો નહીં.

**बीजीवार ज्यारे कोइ सक्ष गुन्हेगार ठरे, त्यारे ओछी सख्त सजा नहीं, पण वधु सजा करवा वास्ते, ही. पी. को. नी ७५ मी कलमनी मतलबछे. जे गुन्हो कर्यो होय, तेने वास्ते आपवानी सजा पुरती होयतो, पेहेली ७५ मी कलमनी मदद लेवी नहीं.**

શાહાબાદના સેશન જજજે આસેસરની સાથે ભરેલી સેસનમાં, ૧૯ મી માર્ચ ૧૮૮૩ ને રોજ જે સજા તથા ઠરાવ કરેલાં હતાં, તે ઉપર આ અપીલછે. સદરહુ સજા તથા

ઠરાવ નીચે પ્રમાણેછે. " આસેસરોના મત સાથે મળતા આવીને, આ કોર્ટને એમ જણાય છે કે, તોહોમતદાર શીવસરણતાતો પોતાના ઉપર આવેલા તોહોમતનોગુન્હેગારછે; એટલે કે ૧૮૮૩ના ફેબ્રુઆરીની ૧૮ મી તારીખે, અથવા એ અરસામાં, ચોરી કરવાના ઈરાદાથી ઘર ફોડવાનો ગુન્હો તેણે કર્યો. આગળ ૨૫ મી અગષ્ટ ૧૮૭૪ ને રોજ ચોરી કરવા સારૂ રાતે ઘર ફોડવાના ગુન્હાનો તે અપરાધી ઠર્યો હતો. આ ઠરાવ અપીલમાંથી રદનોતો થયો, અને તેથી. પી. કો. ની ૪૫૭ મી કલમ માંહેલો ગુન્હો કરીને તે, તેજ કાયદાની ૪૫૭ મી તથા ૭૫ મી પ્રમાણે સજા થવાને પાત્ર થાયછે. અને આ કલમો અનુસાર, કોર્ટ ફરમાવેછે કે, સદરહુ શીવસરણ તાતાને આજની તારીખથી ચાર વર્ષની સખત કેદની સજા કરવી."

**કોઇના તરફથી કોઇ વકીલ હાજર થયો નહોતો.**

**હાઇકોરટનો ઠરાવ જસ્ટીસ પ્રીંસેપ તથા ઓકીને લોએ આપ્યો તે નીચે પ્રમાણે છે:—**

અપેલેંન્ટને જે ગુન્હાનો અપરાધી ઠરાવ્યોછે, તેના ખરાપણાનો સવાલ કરવા કંઈ કારણ નથી. સજા પણ વધુ પડતી નથી. માટે આ અપીલ નામંજુર કરવામાં આવેછે.

૭૫ મી કલમનો શું મતલબછે, તે સમજવામાં સેસન જડજે ભુલ કરીછે. માટે તે ઉપર કાંઇ વિવેચન કરવું જરૂરતુંછે. સેસન જડજ માનેછે કે, ૭૫ મી કલમ જેજે ગુન્હાની તેમાં વિગત આપીછે, તેમાંથી હરકોઇ ગુન્હાનો બીજીવાર જે સક્ષ અપરાધી ઠરે, તેને તે કલમ પ્રમાણે સજા કરવાની ફરજછે. તે જણાવેછે કે, ૪૫૭ મી કલમના ગુન્હામાટે બંધવો ૧૪ વર્ષની કેદની સજાને લાયક થાયછે, તોપણ તેણે આગળ ગુન્હો કર્યોછે, તે કારણસર. પી. કો. ની ૭૫ મી કલમ મુજબ માત્ર ૧૦ વર્ષની કેદની સજાને પાત્ર થઈ શકેછે.

વળી તેજ સેસન જડજે લખ્યુંછે કે,"આગળ ગુન્હો કર્યાની વાત બંધવો કબુલ કરેતો, તે તેના લાભનીછે; પરંતુ તે એટલી શરતે કે, જો સમુદ્રપારની સજા તેને થાય તો, તેણે ભોગવવી જોઇએ."

ત્રીજી વખ્ત ગુન્હો જે સક્ષ કરે, તેને ઓછી સખત સજા કરવાને ૭૫ મી કલમનો મતલબ નથી; પરંતુ જે સજા થઇ શકે, તેના કરતાં જાદે સજા કરવાનો છે. કરેલા ગુન્હા માટે કરવાની સજા, જો પુરેપુરી હોયતો ૭૫મી કલમની મદદ લેવી નહીં.

## મહારાણી કેસરેહીંદ. વિ. દોરાસ્વામો.

**ईं. पी. को. नी कलम ७५मी प्रमाणे शीक्षा थइ शके एवा कोइ गुन्हाने माटे बंधवानो इनसाफ करवो होय तो, सदरहु कलम प्रमाणे जुदां जुदां तोहोमतनामां घडीनेनोंधवां जोइए.**

કલમ ૭૫.
૫
તા-૨-૪-૮૬
ઇ-લ-મ-બા-રે૮૪
'—આગલા ગુન્હાઓના ઠરાવો ઉપરથી તોહમતનામાં દાખલ કરી ચાલતા ગુન્હાના તોહ. મત સાથે સામેલ કરતાં જોઇએ.

સન ૧૮૮૫ ના પ્રેસીડેંસી માજીસ્ટ્રેટ, કોર્ટના કયાલંડર કેશ નંબર ૨૦૨૩૯ના કામની સજા ઉપર આ અપીલ છે.

આ કામની જોઇએ તેટલી હકીકત, જસ્ટીસ કરનાંન તથા મુતુ સ્વામી આયરના ઠરાવમાં આપેલી છે.

### કોઇના તરફથી વકીલ હાજર નોહોતા.

### કરનાંન જસ્ટીસનો ઠરાવઃ—

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદામાં જે ધોરણો બાંધ્યાં છે, તેની સાથે પે. મે. ની રીત એક સરખી નથી, એમ અમો માંનીએ છીયે.

ત્યાંની રીત એવી લાગે છે કે, બંધવા ઉપર તોહેમત મુકવું જેમકે ચોરીનું, પછી. ઈી. પી. કો. ની ૭૫ મી કલમ માંહેલા ગુન્હાનું તોહોતનામું દફતરમાં નોંધાતું નથી; પરંતુ બંધવો જો ગુન્હેગાર ઠરે, તો મેજીસ્ટ્રેટ તેને પુછે છે કે, તું આગળ કોઇ રોજ ગુન્હામાં આવ્યો હતો ? આ સવાલના જવાબમાં હા કીંવા ના પાડે છે. અને જો તે ના પાડતો હોયતો, મેજીસ્ટ્રેટ તોહોમતનામું ઘડયા વગર તેનો ઇનસાફ કરે છે. જો તે વખતે અપરાધી ઠરે તો, જેવી રીતે આ કામમાં કર્યું છે, તેવી રીતે મેજીસ્ટ્રેટ પેહેલવેલો ગુન્હો કર્યો હોય, તેને માટે જે સજા આપી શકે છે, તે ઉપરાંત વધુ સજા કરવા વાસ્તે, આગળના ગુન્હાના ઠરાવ જોવા બેસે છે. સબબ તે કરેલી શીક્ષા પેહેલવેલા ગુન્હાને માટે છે. જેટલી આપી શકાય છે, તેટલી આપવી હોય તો અપાય છે; અને તે પ્રમાણે આ કામમાં થયેલું છે. પરંતુ સદરહુ કાયદાના ફરમાન તથા મતલબ એવાં છે કે, વારંટના મુકરદમામાં પ્રત્યેક ગુન્હા માટે જુદું જુદું તહોમત મુકવું જોઇએ. કરેલી સજામાં અમે વચમાં આવતા નથી. તેથી અપીલ નામંજુર કરીએ છીએ. અને આશા રાખીએ છીએ કે, આયંદે આ કોર્ટના અભીપ્રાય પ્રમાણે માજીસ્ટ્રેટ અમલ કરીને, આવા કામમાં ૭૫ મી કલમ પ્રમાણે તોહોમતનામું ઘડીને તહોમતનો ઈનસાફ કરશે.

## કેસરેહીંદ. વિ. શ્રી ચરણ બાઉરી.

**જે માણસને चोरीના ગુન્હાની અપરાધી ઠરાવ્યો હોય તે માંણસ ફરીને ચોરીના ગુંન્હાની કોશશિનો અપરાધી ઠરે ત્યારે તે પી. કો. ની. ૭૫ મી કલમમાં ઠરાવ્યા પ્રમાણે વધારે સજાને પાત્ર થતો નથી.**

કલમ ૭૫.
૬
તા. ૧૯—૩—૮૭
ઈ. ૧૪ ક પા. ૩૯૭
એક વખત બધવાચોરીના ગુન્હાનો ગુન્હેગાર ઠર્યો હોય, અને બીજી વખત ચોરીની કોશીશના ગુન્હાનો ગુન્હેગાર ઠર્યો હોય ત્યાં આ કલમ લાગુ નથી.

સને ૧૮૮૫ ના એપ્રીલની ૭મી તારીખે એક શ્રીચરણ બાઉરીને, પી. કો. ની ૩૮૦ મી કલમના ગુન્હાનો અપરાધી ઠરાવી, તેને ત્રણ માસની કેદની સજા થઇ હતી. અને સને ૧૮૮૭ના ફેબ્રુઆરીની ૪ થી તારીખે પી. કો. ની ૩૭૯ તથા ૫૧૧ મી કલમો પ્રમાણે, ચોરી કરવાની કોશીશના ગુન્હાનો ગુન્હેગાર ઠર્યો હતો.

જે ડેપ્યુટી માજીસ્ટ્રેટ પાસે આ છેલા ગુન્હાનું કામ ચાલ્યું, તેણે શ્રીચરણને સજા

કરવામાં આગલા ગુન્હાનો ઠરાવ, જે રીતસર બંધવા વીરૂદ્ધ પુરાવામાં દાખલ કર્યો હતો, તે ધ્યાનમાં લેવાની તેણે ના પાડી. તે એવા કારણથી કે તેનો છેલો ગુન્હો, માત્ર કોશીશનો હોવાથી પી. કો. ની ૭૫ મી કલમમાં, તેમો સમાસ થઈ શકતો નથી.

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૪૩૮ મી કલમ પ્રમાણે, સજા વધારવાના ઈરાદાથી, આ કામ હાઇકોર્ટ તરફ સેસન જડજે લખી મોકલ્યું હતું.

**આ લખાણની સુનાવણી ટાંણે બંને પક્ષવાળા તરફથી કોઇ હાજર થયું નહોતું.**

**ચીફ જસ્ટીસ પેથીરાંમ તથા કનીંગહાંમનો ઠરાવ:—**

વચમાં પડવાની અમારે ના પાડવી જોઇએ. બંધવો ચોરીના ગુન્હાની કોશીશનો અપરાધી ઠર્યો છે; અને તેથી તેના ગુન્હાનો ઠરાવ વાસ્તવીક રીતે જોતાં, ઈં. પી. કો. ની ૭૫ મી કલમમાં સમાતો નથી.



## બાબ ૪ થો

### સાધારણ અપવાદ.

#### કલમ ૭૬ મી

૭૬. જે સખસની જે વસ્તુ કરવાની કાયદા પ્રમાણે ફરજ છે, અથવા કાયદાની કાંઇ ભુલના સબબથી નહી, પણ હકીકતનાં કાંઇ ભુલના સબબથી, જે સખસ શુદ્ધબુદ્ધિથી એમ માને છે કે એ વસ્તુ કરવાની મા હારી કાયદા પ્રમાણે ફરજ છે, તે સખસ જો તે વસ્તુ કરે, તો તે ગુન્હો છે એમ સમજવું નહિ.

જે કામ કરવાની જે સખસની ફરજ છે અથવા જે કરવાની માહારી કાયદા પ્રમાણે ફરજ છે, એમ જે સખસ કાંઇ હકીકતની ભૂલનેલીધે માનેછે તે સખસે કરેલું તે કામ.

##### દ્રષ્ટાંતો.

(અ) અ સોલજર, કાયદાના હુકમ મુજબ પોતાના ઉપરી અમલદારના ફરમાવ્યાથી લોકોનાં એક ટોળા ઉપર બંદુકનો એક બહાર કરે, તો અ એ કાંઇ ગુન્હો કીધો એમ સમજવું નહી.

(બ) એક ઇનસાફની કોરટના અમલદાર અ ને તે કોરટે ય ને પકડવાનો હુકમ કર્યો ઉપરથી ઘટતી તજવીજ કરીને, ઝ ને ય માનીને તે ઝ ને પકડે, તો અ એ કાંઇ ગુન્હો કીધો એમ સમજવું નહી.

#### કલમ ૭૭ મી

૭૭. જે અખ્તિયાર જે જડજને કાયદાએ આપેલો છે. અથવા જે જડજ શુદ્ધબુદ્ધિથી એમ માને છે કે આ અખ્તિયાર મને કાયદાએ આપેલો છે, તેવો કોઇ અખ્તિયાર અમલમાં લાવતાં તે જડજ ઇનસાફનું કામ કરવામાં જે વસ્તુ કરે, તે ગુનોહ છે એમ સમજવું નહીં.

ઇનસાફનું કામ કરતાં કરેલું જડજનું કામ.

#### કલમ ૭૮ મી

૭૮. કોઈ ઈનસાફની કોરટનો ફેંસલો અથવા હુકમ કાયમ હોયતે દરમિયાનમાં તે ફેંસલા અથવા હુકમ મુજબ કરેલી કાંઈ વસ્તુ અથવા તે ફેંસલા અથવા હુકમથી થઇ શકે એવી કાંઇ વસ્તુ ગુનોહ છે એમ સમજવું નહી, પછી તે ફેંસલો અથવા હુકમ કરવાનો તે કોરટનો અધિકાર ન હોય તેની કાંઇ ચિંતા નહીં; પરંતુ તે કામ કરનાર સખસે શુદ્ધબુદ્ધિથી એમ માનવું જોઇએ કે તે કોરટને તે અધિકાર છે.

કોઇ ઇનસાફી કોરટના ફેંસ અથવા હુકમ મુજબ કરેલું કામ

### કલમ ૭૯ મી

૭૯. જે સખસને તે વસ્તુ કરવાની કાયદાથી રજા છે, અથવા કાયદાની કાંઇ ભુલના સબબથી નહી, પણ હકીકતની કાંઇ ભુલના સબબથી જે સખસ શુદ્ધબુદ્ધિથી એમ માને છે કે એ વસ્તુ કરવાની મને કાયદાથી રજા છે તે સખસ જો તે વસ્તુ કરે, તો તે ગુન્હો છે એમ સમજવું નહી.

જે કામ કરવાની જે સખસને કાયદાથી રજા છે, અથવા જે કરવાની મને કાયદાથી રજા એમ જે સખસ કાંઈહકીકતની ભુલને લીધે માનેછે તેસખસે કરેલું તે કામ.

### દ્રષ્ટાંત.

ઝ ખુન કરે છે એવું સમજીને અ ઝ ને પકડે. હવે ખુન કરનારાઓને ખુન કરતાં પકડવાનો અખતિયાર કાયદાએ સઘળા સખસોને આપ્યો છે તે અખતિયાર પોતાની અકકલ શુદ્ધબુદ્ધિથી ચલાવીને અમલમા લાવતા અ ઝ ને પકડે, એવા હેતુથી કે તેને યોગ્ય અમલદારની આગળ હાજર કરવો, તો અ એ કાંઇ ગુન્હો કર્યો એમ સમજવું નહી; પછી એમ માલમ પડે છે કે ઝ પોતાના બચાવમાં કાંઇ કામ કરતો હતો તોપણ.

### કલમ ૮૦ મી

૮૦. કાંઈ કાયદેસર કામ, કાયદેસર રીતે, કાયદેસર ઉપાયોથી તથા ઘટતી સંભાળ અને ખબરદારીથી કરતાં ઇતેફાકન અથવા કમનશીબથી અને સાપ્રાધ ઈરાદા કે જ્ઞાન વિના થએલી કાંઇ વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહી.

કાંઇ કાયદેસર કામ કરતાં ઇતેફાક.

### દ્રષ્ટાંત.

અ એક કુહાડો લઇને મજુરીનું કામ કરે છે, એટલામાં તેનું માથુ હાથામાંથી જુદુ થઇને ઉડીને પાસે ઉભેલા એક માણસને લાગીને તે માણસ મરી જાય, તો એ ઠેકાણે જો બરાબર ખબરદારી રાખવામા અ ની તરફની કાંઇ કસુર ન હોય' તો અ નું કામ માફ કરવા જેવું છે, ગુન્હો નથી, એમ સમજવું.

### કલમ ૮૧ મી

જો કાંઇવસ્તુ હાની કરવાના સાપરાધ ઈરાદા વગર, તથા શુદ્ધબુદ્ધિથી શરીર અથવા મીલકતને થતી બીજી હાની અટકાવવાને અથવા તેથી તે બચાવવાને, કરી હોય, તો તે વસ્તુથી હાની થશે એવો સંભવ છે એમ જાણીને તે વસ્તુ કીધી એટલાજ સબબ પરથી તે ગુન્હો છે એમ સમજવું નહી.

જે કામથીહાની થાય એવો સંભવ હોય તે કામ, ગુન્હાના ઇરાદા વગર, તથા બીજી હાની અટકાવવાને કરેલું.

ખુલાસો—એવી બાબતમાં તે અટકાવવાની અથવા જેથી બચાવ કરવાનો તે હાની એવી તરેહની તથા નજદીકની હતી કે જે કામથી બીજી હાની થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં તે કામનું જોખમ માથે લેવું એ કાયદાસર અથવા માફ કરવા જેવું ગણાય એ હકીકતની બાબત છે.

## દૃષ્ટાંતો.

(અ) એક આગબોટના કપતાન અને એકાએક તથા પોતાની તરફની કાંઇ ભુલ અથવા ગફલત વિના એમ દીઠામાં આવે કે હું એવી સ્થિતિમાં આવી પડયો છું કે જો હું માહરાં વાહાણનો મારગ બદલું નહી તો તેને હું અટકાવી શકૂ તે પેહેલાં ૨૦ અથવા ૩૦ઉતારૂવાળી એક **બ** હોડીને એ વહાણ લાગીને જરૂર નીચે બેસાડી દેશે, અને જો હું મારગ બદલું તો માત્ર **૨** ઉતારૂ વાળી એક **ક** હોડી નીચે બેસાડી દેવાનું જોખમ માથે લેવું પડે, અને તે હોડી એવી છે કે બને તો બચી પણ શકે, હવે એ ઠેકાણે **ક** હોડી નિચે બેસાડી દેવાના ઇરાદા વગર, તથા શુદ્ધબુદ્ધિથી, **બ** હોડી માંહેના ઉતારૂઓને બચાવવાના હેતુથી, જો **અ** પોતાનો મારગ બદલે, તો, જે કામ કરેથી **ક** હોડી નીચે બેશી જશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં તે કામ કરેથી **ક** હોડી નીચે બેસી જાય તો પણ, **અ** એ કાંઇ ગુનોહ કીધો એમ સમજવું નહી; પરંતુ હકીકતની બાબત દાખલ એમ માલમ પડવું જોઇએ કે જે ભયમાંથી બચવાનો તેણે ઇરાદો કરયો તે એટલો મોહોટો હતો કે, તેને લીધે તેણે **ક** હોડી નિચે બેસાડી દેવાનું જોખમ માથે લીધું તે માફ થઇ શકે.

(બ) એક મોહોટી આગમાં **અ** લોકોનાં ઘરો તોડી પાડે, એટલા સારૂ કે તે આગ પથરાતી અટકે; અને તે કામ તે, શુદ્ધબુદ્ધીથી, માણસની જીંદગી અથવા મીલકત બચાવાના ઈરાદાથી કરે, તો એ ઠેકાણે, જો એવું માલમ પડે કે અટકાવવાની હાનિ એવી તરેહની તથા એટલી નજદીક હતી કે તેથી **અ** નું કામ માફ થાય તો, **અ** એ એ ગુન્હો કીધો એમ સમજવું નહી.

## કલમ ૮૨ મી

૭ વર્ષથી ઓછી ઉમરનાં બાળકે કરેલું કામ.

૮૨. સાત વર્ષથી ઓછી ઉમરના બાળકે કરેલી કાંઇ પણ વસ્તુ ગુનોહ છે એમ સમજવું નહી.

## કલમ ૮૩ મી

૭ વર્ષથી વધારે અને બાર વર્ષથી ઓછી ઉમરનું બાળક જેની અકલ જોઈએ એટલી પુખ્ત થઇ નથી તેનું કામ.

૮૩. 'સાત વર્ષથી વધારે અને બાર વર્ષથી ઓછી ઉમરનું બાળક જેની અક્કલ તે વખતે પોતાની ચાલ કેવી છે તથા તેથી શું પરિણામો થશે એ બાબત વિચાર કરી શકે એટલી પુખ્ત થઇ નથી તેણે કરેલી કાંઇ પણ વસ્તુ ગુનોહ છે એમ સમજવું નહી,

## કલમ ૮૪

૮૪ જે શખસ કાંઇ કામ કરતી વખતે, દીવાનગીના સબબથી, હું કેવી રીતનું કામ કરૂંછું એ, અથવા જે કામ હું કરૂંછું તે ખોટું છે, અથવા કાયદાથી ઉલટું છે એવું જાણી શકતો નથી, તેનું કરેલું કામ તે કામ ગુનોહ છે, એમ સમજવું નહી.

દીવાના સબ સનું કામ.

મહારાણી કેસરે હીંદ. વિ. લક્ષમણ દગડુ.

કલમ ૮૪

૧
તા૦ ૪–૩–૮૬
ઈ.૧૦ મુ.પા,૫૧૨

સનેપાત વગરના તાવના આવેશમાં હરકોઈ ગુન્હો કરવો તે દિવાનાપણા ના કારણથી કર્યો હતો એમ કહી શકતુ નથી.

मननुं दीवानापणुं ज्यां कहेवामां आवतुं होय, तेवा कांमोमां जवाबदारीनी कायदेमर परीक्षा करवा सारु, ही. पी. को. नी ८४ मी कलममां नीयम वांधेलो छे. वैदकी परीक्षाथी जुदा पाडी शकाय एवी, आ परीक्षाथी हरकोइ क्रसना अपराधिपणा विशे नक्की करवानुं छे.

बंधवे एक कुहाडाथी पोतानां बे बाळक छोकरांने मारी नांख्या. ते गुन्हो करवा वास्ते आपेलुं कारण ए हतुके, ज्यारे हुं तावमां पड्यो हतो त्यारे. छोकरांओना रडवाथी मने खीज चडी हती. एवुं कहेवामां आव्युं हतुं के, ए वातथी खीजाळ थइ गयो हतो; अने अवाज सहन थइ शकतो नहोतो. परंतु ज्यारे गुन्हो कर्यो त्यारे, तेने सनेपात थयो हतो, एम जणायु नहोतुं. गुन्हो ढांकवानी कांइ कोशीश थइ नहोती. तथा बंधवे यथास्थीत कबुलती जुबानी आपी हती.

ठराव्युं केः—पोतानुं क्रत्य केवा प्रकारनुं छे, ते बंधवो जाणतो हतो. तेथी ते क्रत्यना अपराधीपणाविशे, पण ते जाणीतो होवो जोइए. माटे ते खुननो गुन्हेगार छे.

નાશીકના સેસન જડજે, બંધવાને મોતની સજા કરી હતી. તે સજાની મંજુરી માટે, ૧૮૮૨ ના દસમા આકટની ૩૭૪ મી કલમ અનુસાર, આ લખાણુ હાઈકોર્ટમાં આવ્યું હતું.

બંધવા ઉપર નીચે લખેલા પ્રસંગે, પી. કો. ની ૩૦૨ જી કલમ માંહેલા ખુનના ગુન્હાનું તોહોમત રાખવામાં આવ્યું હતું. સને ૧૮૮૫ ના નવેંબર માસની ૨૮ મી તારીખને પાછલે પોહોરે, બંધવો પોતાના ઘરમાં તાવથી બીમાર પડયો હતો. તેનાં બે બે છોકરાંઓ, જે અનુક્રમે ત્રણ તથા એક વરસનાં હતાં, તેમના રોવાથી તેને કંટાળો આવ્યો. સાપ નાનું છોકરૂં

ઘોડીયામાં સુતું હતું. તેને બહાર કાઢી ઘરના માંહેલા બારના ઉંબરા ઉપર, કુવાડીથી તેનું ગળું કાપી નાખ્યું. તે વખતે જરા મોટું બાળક ઘરના દરવાજા પાસે હતું. તેને પકડીને તેનું ગળું પણ, એવીજ રીતે કાપી નાંખ્યું.

દીવાનાપણાનાં આગળ કોઇ ચીન્હો બંધવામાં હતાં, એમ દેખાયું નથી. તેની વહુએ જુબાની આપી છે કે, મારા ધણીને પાંચ છ રોજ થયાં તાવ આવતો હતો; અને કમાવવા જઈ શક્યો નોતો. તાવમાં તેને બકબકાટ થયો નહોતો, પણ બહુ ચીડાઉ થઇ ગયો હતો. અને કાંઈ અવાજ સહન થઇ શકતો નહોતો; અને બોલવામાં પણ ધડો રહો નહોતો. જે રોજ છોકરાને તેણે મારી નાખ્યાં તે રોજ, પછાડનો તેને બહુ તાવ આવ્યો હતો. અને તે ખાટલામાં સુતો હતો. એ છોકરાં તેને બહુ વાહાલાં લાગતાં હતાં; તેથી તેના હવાલામાં છોકરાને જેમ આગળ રાખી જતી હતી, તે મુજબ રાખી ગઈ હતી.

ગળું કર્યા પછી, બંધવે નાશી જવાની જરાએ કોશીશ કરી નહોતી. તેમ તેને જરાએ દીલગીરી કે પશ્ચાતાપ થયાં નહોતાં. પોતાની મેળે પોલીસની પાસે રજુ થયો હતો. અને બીજા વર્ગના માજીસ્ટ્રેટ પાસે, તેણે પુરેપુરી કબુલત આપી હતી.

સેસન કોર્ટમાં જ્યારે તેનો ઇનસાફ થયો, ત્યારે તેના તરફથી તેના વકીલે દીવાનાપણાની દલીલથી બચાવ કર્યો. બંને આસેસરોએ, એ બચાવ માનીને તેને નીરદોષ ઠરાવ્યો; પણ તેમના મન સાથે સેસન જડજનો મત મળતો ન આવતાં, એ દલીલ નાસાબીત ગણીને બંધવાને, ઈ. પી. કો. ની ૩૦૨ જી કલમ મુજબ ખુંનનો અપરાધી ઠરાવ્યો હાઇકોર્ટની મંજુરીની સરતે, તેને ફાંસીની સજા દીધી. તે મુજબ આ કામ, સજાની મંજુરી માટે હાઇકોર્ટમાં રજુ થયું હતું.

**બંધવા તરફથી ભાટવડેકરઃ—**

ચીવર સાહેબના મેડીકલ જુરી સંપુડસના પુસ્તકને પાને ૭૭૪ તથા ૭૭૭ મે હકીકત ટાંકી છે, તેમાં આ મુકરદમાનો સમાસ થાય છે. ગુન્હો કરવા અગાઉ પાંચ રોજથી બંધવાને તાવ આવતો હતો; તેથી ખીજાળ, અવાજથી કંટાળેલો, તથા બોલવા ચાલવામાં ધડા વગરનો થઈ ગયો હતો. એક શાહેદી એવું લખાવે છે કે, તેને બુકબકાટ (સનેપાત) પણ થયો હતો. વળી વૈદકી સાક્ષીઓ પણ કબુલ કરેછેકે, સનેપાત થવાથી માણસ એટલો બધો બે અકલ થાયછેકે, હું શું કરંછું, અથવા હું કાંઇ ખોટું કરંછું, તે જાણવાની તેને શકતી રહેતી નથી. જુવો રોસકોનું એવીડંન્સનું પુસ્તક પૃષ્ઠ ૮૦૫ આ કામમાં હેતુનો પુરાવો બીલકુલ પડયો નથી.

**સરકાર તરફથી પાંડુરંગ બલીભદ્ર.**

ગુન્હો કર્યો ત્યારે, હું શું કામ કરંછું તેની મને ખબર નહોતી, એવું બંધવાએ ચોખી રીતે દેખાડવું જોઇએ, તે તેણે દેખાડયું નથી. જરી જરીમાં ખીજાય, અથવા તેનું મંન ગુંચવાઇ ગયું હતું. એટલીજ હકીકતથી, તે પોતાની જવાબદારીમાંથી મોકળો થઇ શકતો નથી. કાંઇ હેતુ હતો નહીં, એ દીવાનાપણાની પરીક્ષા કરવાનું ચીન્હ નથી. પુરાવેથી સાબીત થતું નથીકે, તેને સનેપાત થયો હતો. તેનીજ વહુ કહેછે કે, બકબકાટ થયો નહોતો. જો તેને સનેપાત થયો હોતતો, ગુન્હો કર્યાની તથા તેની સાથે સબંધ ધરાવનારી સઘળી વીગતવાર હકીકત આપી, તેનો યથાસ્થીત અંગીકાર કરત નહીં.

દીવાનાપણાની દલીલ તુટીજાયછે, માટે બંધવાને ખુંની ઠરાવ્યોછે તે વ્યાજબીછે.

## જસ્ટીસ બર્ડવુડનો ઠરાવઃ—

બંધવે પોતાનાં બે નાંનકડાં છોકરાંઓને, એક કુવાડીથી નીરદયપણે મારી નાંખ્યાંછે. એમ કહેવાયું છે કે, તે છોકરાં તેને બહુ વહાલાં હતાં. અને ગુન્હો કરવાનું તે કારણ આપેછે કે, હું તાવમાં બેજાર હતો, ત્યારે છોકરાંઓ રડવા લાગ્યાં, અને તેથી મને બહુ ત્રાસ આવ્યો. મારી નાંખ્યા પછી તે પાછો ખાટલે ગયો, અને સુઈ રહ્યો. જ્યારે તેને સવાલ કરવામાં આવ્યો ત્યારે, તેની રીતભાત શાંત હતી. અને કાંઇ વાત ઢાંકવા સારૂ, તેણે કોશીશ કરી નોહોતી. તેણે યથાસ્થીત રીતે ગુન્હો કબુલ કર્યોછે; અને પશ્ચાતાપ કે દીલગીરીનાં કાંઈ ચીન્હો, તેણે દેખાડયાં નથી.

ઘણાં દીવસથી તે તાવમાં બેજાર હતો પણ તેને સનેપાત થયો હોય, એવું દેખાતું નથી. તેની વહુ લખાવેછેકે, વાત કરવામાં તે ચુકતો નહોતો. જયારે તાવ આવતો ત્યારે, તે બહમી થતો; અને તેને કાંઈ ભાન રહેતું નહીં. સનેપાતના જોરમાં તેણે પોતાનાં છોકરાંને મારી નાંખ્યા, એવું પુરાવેથી જણાતું નથી. જો તેને સનેપાત થયો હતતો, તે વખતની વાત તેને યાદ રહત નહીં, અને ગુન્હાનો અંગીકાર કરત નહીં. અગર જો તેની ઓરત કહે છે કે, જ્યારે તેને તાવ આવતો ત્યારે તે બેશુદ્ધ થતો, તોપણ એટલું ચોકસ કહે છે કે, જે બે હકીકત બની તે તેના જાંણવામાં સારી પેઠે હતી. ઈ. પી. કો. ની કલમ ૮૪ મીની ભાષા માંહેલા દીવાનગીપણાના કારણથી, બંધવો પોતાનું કરેલું કામ કેવા પ્રકારનું છે, તે જાંણવાને અશક્ત હતો કે નહીં, અથવા હું જે કરૂં છઊં તે ખોટું છે, અથવા કાયદા વિરૂધ્ધ છે, એવું જાંણવાને તે અશક્ત હતો કે નહીં, એ સવાલનો સેસન જડજે વિચાર કરીને, તેણે તે સવાલનું નીરાકરણ બંધવા વિરૂધ્ધ કરેલું છે. અને તેને ફાંસીની સજા કરેલી છે. બંને આસેસરોનો મત થયો કે, બંધવો બેગુન્હા છે. તેમાંથી એકના ધારવામાં આવ્યું કે, તેને તાવ આવતો હતો; અને તેથી પોતાનું કૃત્ય કેવા પ્રકારનું છે, તેની તેને ગમ નહોતી. બીજો એમ કહે છે કે, તેની અકલ ઠેકાણે નહોતી. તે બીમાર હતો. અને પોતાનાં છોકરાં તથા વહુ સાથે તેને એક ગાંઠ હતી. તેથી દીવાના વગર, કોઇ પોતાના બાળક છોકરાંને મારે નહીં.

ડાકતર ટેલરના મેડીકલ જુરીસપ્રુડંસના ગ્રંથના બાબ ૫૯ મામાંના મનથી નીરમળતાની જે વૈદકી પરીક્ષા લખી છે, તે વૈદકી પરીક્ષાથી, બંધવાના મનની નીરમળતાનું નીરાકરણ કરવાના સવાલનો જવાબ, મારા ધારવા પ્રમાણે આસેસરોના મતને અનુંસરતો છે. જે વર્ગના ખુંની કાંમો કરવા પેહેલાં, મનની નબળી સ્થીતીનાં ચીન્હો જણાય, તે વર્ગના કૃત્યોનું ડાકટર ટેલરે યથાસ્થીત વ્યાખ્યાન કરેલું છે. તે માહેલું આ કામનું કૃત્ય છે. ઘણાક કામોમાં એવાં કૃત્યો, રક્તથી નીકટ રીતે જોડાએલાં મારી નાંખેલ સક્ષો ઉપર થએલાં હતાં. એવા ગુન્હાઓ ડાક્ટર ટેલરના અભીપ્રાય પ્રમાણે, વ્યાજબી રીતે જવાબદાર, અથવા ડાહ્યા માણસના કૃત્ય તરીકે, ગણી શકાતાં નથી.

આવા મુકરદમામાં ઇંગ્રેજી કાયદાનો તર્ક ગમે તેટલો નીરમળ હોય તોપણ, જે કાંમોનો ઇનસાફ જુરીની મદદથી થાયછે, તેમાં તેનું લાગુંપણું હમેશાં એકસરખું હોતું નથી. ત્રણ મોટા

પ્રખ્યાત મુકરદમાઓ જોવાની માત્ર જરૂર છે. રાણી. વિ. ગ્રીન્સવીથના કામમાં, પોતાનાં છોકરાં માંથી ચાર છોકરાંનું ખુન કર્યાનું બંધવા ઉપર તહોમત હતું. તેને તેઓના ઉપર બહુ હેત હતુ; પણ ઘણી દુખી અવસ્થામાં આવી પડયા પછી, તેણે એ છોકરાંઓનું ગળું દાબીને મારી નાખ્યાં હતાં. તે એટલા માટે કે, શેરીમાં રખડતાં ન થાય. આ વીચાર માત્ર તેને ગુન્હો કરવાની રાત્રે થયો હતો. અને ઈનસાફ વખતે પોતાનો બચાવ આપ્યો નહોતો. આ માણુસની મનની નબળાઇનાં કાંઇ ચીન્હો, કોઇ સાક્ષીએ કોઇ દીવસ જોયાં નહોતાં. તેને અપરાધી ઠરાવી ફાંસીની સજા કરવામાં આવી; પરંતુ ડોકટરબ્લેક અને બીજાઓની ઉદ્યમી હીલ ચાલથી, દીવાનપણાનો સબબ રાખી તેને છોડી મુંકવામાં આવ્યો. આ કામમાં એક શ્રેષ્ઠ કાયદાનો આધાર આપી શકાય, એવો જડજે નીચે પ્રમાણે વિચાર આપ્યાનું કહેવાય છે. તે માણુસનું મન બગડી ગયું હોય, એમ સાફ દેખાય છે. જે કાંમો કર્યાં તે કરવાની તેની રીત, તથા તેનો હેતુ, અને તેની વર્તણુક, એ સઘળાં ઉપરથી તેના મનની ડાગળી ખશી હોય, એમ જણાય છે." ગ્રીન્સવીથના કામમાં કરેલા ગુન્હાના પ્રકાર ઉપરથી, અનુંમાન જેટલું થઇ શકે, તે શીવાય મનના બગડવાની હયાતી વીશેનો કંઈ પુરાવો હતો નહીં. ડાકટર ટેલર કહે છે કે, "પુરાવામાં ગુન્હો પડે અથવા ગુંન્હો કરવાની રીત, દીવાનાપણાની સાબેતીમાં આપવી, એ એક મોટો ભયંકર નીમછે. પણ આવા મુકરદમા ઉપરથી નીઃસંદેહ સાબીત થાય છે કે, જે કાંમોમાં માત્ર મેળવી શકાય એવો પુરાવો આવોજ છે, તે માંહેલું આ એક દ્રષ્ટાંત છે." રાણી. વિ. બ્રીક્ષીના કામમાં, કેદણુ કોઇ સારા માણુસના કુટુંબમાં શાંત મીજાજની એક નીર અપરાધી લોંડી હતી. તેને અન્યમીત રજસ્વળાના રોગ ની વ્યાધી હતી. અને કજા બનવાની અગાઉ થોડીકવારે સફલી સંસારી બાબતમાં તેને અદભુત ક્રોધ ચડી ગયો હતો. ખુદ ખુંનના કૃત્યથી, જે પુરાવો મળે તે બાતલ કરીયે તો, તેણીના કહેવાયેલા દીવાંનાપણાની બાબતમાં જે કાંઈ પુરાવો હતો, તે આટલોજ હતો.

તે એક નજીવું બહાનું કાઢીને, બબરચીખાંનામાંથી એક ચાકુ લાવી હતી. અને પોતાના શેઠના છોકરાંની દાઇ ઓરડામાંથી જ્યારે બહાર હતી ત્યારે, તે છોકરાનું ગળું તેણે વાઢી નાંખ્યું. જે ગુન્હો તેણે કર્યો, તેનું તેને સંપુર્ણ ભાન હતું. પોતાનું કૃત્ય ગુન્હો છે, એમ તે ગણુતી હતી. અને ફાંશી દેશે કે સમુદ્રપાર મોકલશે, તે જાંણુવાની બહુજ ઈંતેજારી બતાવતી હતી. વળી તેણે સઘળી વાત પોતાના શેઠને કહી દેખાડી હતી. મનુષ્યને મારી નાંખવાના દીવાનાપણાની પરીક્ષા કરવા વાસ્તે, ડોકટર ટેલરે જે વૈદકી કસોટીઓ લખી છે, તેમાંથી ત્રણ કસોટીયો એ કેશમાં પુરી પડી. તે એકે (૧) તેમાં તેનો કંઇ હેતુ નહોતો. (૨) તેમ ખુંન કર્યા પછી તેણે નાશી જવાની કોશીશ કરી નહોતી. (૩) તથા ખુંન કરવાના ઈરાદાની કોઇ સાથે તેણે મસલત કરી નોહોતી. કેદણુ દીવાંની હતી, એવો કંઈ પણ પુરાવો નહોતો; છતાં તેને છોડી મુંકવામાં આવી હતી. રાંણી. વિ. બરટનના કાંમમાં, બંધવો પોતાની ઓરતનું ગળું કાપી નાખ્યાનો ખુનનો અપરાધી ઠર્યો હતો. તે ગુન્હો કરવાનો તેનો કંઈ હેતુ હતો નહીં. આગલી રાતે તે માંદો અને બેચેન હતો. કંઈ વાત ઢાંકવાની તેણે કોશીશ કરી નહોતી; અને પશ્ચાતાપ કે દીલગીરી તેણે દેખાડયાં નહોતાં. વૈદકી શાક્ષીઓએ એવો ખુલાસો આપ્યો કે, મજકુર ખુંન એક તાત્કાળીક ક્રોધના આવેશમાં કર્યું હતું. પરંતુ આ મતથી જડજ જુદો પડયો, તે એટલા કારણુથી કે, મન

ઠેકાણે હોય, તેની સાથે ન દાબી શકાય, એવા ક્રોધનું બાહાનું દેઈને, હરકોઈ ગુન્હામાંથી તે ગુન્હેગાર છુટવા માગે, તો છુટી જાય. તથાપી ડાકટર ટેલરે આ કામમાં એવો અભીપ્રાય આપ્યો છે કે, તે વખતે તેનું મન પુરેપુરૂં ઠેકાણે હશે નહીં. જે પ્રસંગ વર્ણવ્યો છે, તે પ્રસંગમાં કોઇ સાધારણ અકલવાળો માણસ પણ, તેવા પ્રકારનું કામ કરશે નહીં. "બ્રીક્ષીને અપરાધી ઠરાવવામાં જે કારણ હતું, તેના કરતાં વધારે મજબુત કારણ, આ બંધવાને અપરાધી ઠરાવવાને દેખાતું નથી. જ્યારે બ્રીક્ષીને નીર અપરાધી ઠરાવી હતી, તે છતાં કેદીને અપરાધી ઠરાવ્યો હતો." એજ ડાકટર આગળ ઉપર પોતાના ગ્રંથમાં કહે છે કે, "જેવી રીતે ગ્રીન્સવીથના કાંમમાં બન્યું હતું, તેવીજ રીતે આ કામમાં બંધવાની આગલી વર્તણુંકથી, અથવા તેની વાત ચીતથી પ્રસિધ્ધ નહીં થયેલું, તથા મનમાંથી એકદમ ઉગી આવેલું ક્રોધાંધાપણું થયું હશે."

બ્રીક્ષીના કેશની બાબતમાં, તેણે નીચે પ્રમાણે લખ્યું છે. "જે કૃત્ય કરવામાં આવ્યું, તે કૃત્યના તથા જે રીતે કર્યું, તે રીતના ઉપર આધાર રાખીને, દીવાંનાપણાની હયાતીનું, એક ચોખું કાયદાનું અનુંમાન બાંધવામાં આવ્યું હતું." અને એ મુકરદમાથી મળેલો આધાર તથા તેનાજ જેવો રાણી. વી. સ્ટોવેલના ફેંસલા પ્રમાણે, રાંણી. વિ. બરટનના કામમાં વર્તવામાં આવ્યું નહોતું, કેમકે, સામાન્ય રીતે, કોઈ ન્યાયની અદાલત "ગુન્હો કરવા ટાંણે, અથવા ગુન્હો કરવા અગાઉ મનમાં ક્રોધાંધાપણા વીશે, અથવા અકલના અંધાપણા વીશે, સ્પષ્ટ અને ઉજળો દુધ જેવો પુરાવો શોધવાનું કરે છે." (ટેલર પ્ર. ૯૨૭) (જુઓ વળી રાણી. વી. લેટનના કામમાં બેરનરોલફે, કરેલો ઉપદેશ તથા રાંણી. વિ. લોનો ફેસલો).

બ્રીક્ષીના કાંમમાં બચાવ વીશે અભીપ્રાય આપ્યો છે, તે પ્રમાણે તેવાં સઘળાં કાંમોનો ઈનસાફ કરવામાં, સાંમાન્ય નીયમો લાગુ પડતા નથી. પ્રત્યેક મુકરદમાનો ઈનસાફ, તેની સાથે જોડાયેલી ખાસ હકીકત ઉપરથી કરવો જોઇએ. જે ત્રણે કેશોનો હવાલો હમણાં અમે આપી ગયા, તેની સાથે આ મુકરદમાનો મુકાબલો કરતાં, એક વાત જોવાની છે કે, ગુન્હા વાસ્તે બંધવે ખુદે જો કે એક હેતુ બતાવ્યો છે, તો પણ તે હેતુ એક અપુર્ણ અને માનવા સરખો નથી. અને ગ્રીન્સવીથના મુકરદમામાં, જે હેતુ હતો તેનાથી ઓછો માનવા લાયક છે. આગળથી વીચાર કરી રાખ્યાની વાત પણ સાબીત થઈ નથી. ગ્રીન્સવીથના કામમાં જે વિચાર તુરત થયો હતો, તે વિચાર આ કામમાં બંધવાને વધારે ઉતાવળથી થયો હશે. જેવાં આ ત્રણે કાંમોમાં સાવચેતી, સંતાડવાપણું, ભાગી જવાની કોશીશ, અથવા દીલગીરી કે પશ્ચાતાપ નહોતાં, તેમજ આ કામમાં થયેલું છે. એ બધા મુકરદમાઓમાં, સદરહુ કૃત્ય કોઈ પણ સાબેતીની મદદ વગર થયું હતું. અને વૈદકી ગ્રંથકારોના અભીપ્રાય પ્રમાણે, જેમ ઇંગ્લાંડના મુકરદમાઓમાં બંધવા ઉપર જવાબદારી રાખી નહીં, તેમ આ કામમાં પણ રહી શકે નહીં. તોપણ જે ન્યાયતત્વો ન્યાયવાળાઓએ મંજુર રાખ્યાં છે, તે લાગુ પાડવાની અમારી ફરજ છે. અને તે તત્વો જેવા વીલાયતમાં ચાલે છે, તેવાંજ આંહી ચાલે છે. તથા હી. પી. કો. ની કલમ ૮૪ માં મનના દીવાનાપણાની બાબતોની અંદર જવાબદારીની જે પરીક્ષા લખી છે, તે પરીક્ષા જો ચાલતા કાંમને લાગુ પાડીયે તો, તાવની સાથે સનેપાત થયો હતો, એવું જ્યાં સુધી ઠરે નહીં, ત્યાંસુધી બંધવાને નીરદોષ કરવાને અમે અશક્ય છીએ. (જાઓ ચીવર સાહેબના મેડીકલ જુરીસપ્રડંન્સના પુસ્તકને પાંને ૮૦૧મે આ બાબતનું વીવેચન.)

અલબત તે તાવને લીધે ચીડાઉ, અને અવાજથી ખેદ પામતો હતો. તેની વહુ કહેછે તે પ્રમાણે, તે બહેરી થઇ ગયો હતો. તેના વીચારો ગુંચવાઇ ગયા હતા. પણ પોતાનું કૃત્ય કેવા પ્રકારનુંછે, તેનું તેને ભાન નહોતું, એવું ઠરાવવા જેટલો પુરતો પુરાવો નથી. તે કામ કેવા પ્રકારનુંછે, તેનું જો તેને ભાન હોયતો પછી, તે કામનાં અપરાધીપણા વિશેનું તેને ભાન હોવું જોઇએ.

માટે સેસન જડજે પી. કો. ની ૩૦૨જી કલમ પ્રમાણે ખુંનનો ઠરાવ કર્યોછે, તે અમે બાહાલ રાખીએ છીએ. પરંતુ આ એવો મુકરદમો નથીકે, જેમાં ફાંસીની સજા દેવી જોઇએ. અમારા વીચાર પ્રમાણે જીવતાં સુધી સમુદ્રપારની સજા કરવાથી ન્યાયન હેતુનો અર્થ સરેછે.

સેસન જડજે ફાંસીની સજા કરીછે, તે બાહાલ રાખવાની અમે ના પાડીએ છૈયે. અને બંધવા લક્ષમણ દગડુને જીવતાં સુધી સમુદ્રપારની સજા કરીએ છૈયે.

તેની સાથે અમે એવો હુકમ કરીએ છૈયેકે, આ સઘળું ચાલેલું કાંમ અમારા ઠરાવની નકલ શીકે, નામદાર ગવરનર ઈન કાંઊંસીલને મોકલી દેવુ; અને તે સાથે એવો ભળામણ પત્ર લખવો કે, સરકારે કૃપા કરીને આ કાંમ ધ્યાનમાં લેવું જોઈએ. બંધવાને શું કરવું, તે બાબતની અમે નામ પાડીને ભલામણ કરતા નથી. માણસને મારી નાંખવાની ઘેલછાપણાની સ્થીતી, જેમાં તહોમતવાળા સક્ષોના મનની સ્થીતી, ખુંનનાં કાંમો કરવા ટાંણે એવીતો હોયછેકે, દીવાનાપણાનું કારણ લેઇને તેઓને છોડી મુકવા એ વ્યાજબીછે. એવી સ્થીતી વખતો વખત થાયછે. એમ ગ્રીન્સવીથ તથા બીક્ષીના મુકરદમાની બાબતમાં ડાકટર ટેલર જેવા પંકાયેલા ગ્રંથકારે અભીપ્રાય આપ્યોછે. તેવા મુકરદમાના વર્ગમાં આ મુકરદમો લાવવા જેટલું પુરતું કારણ છે. એટલુંજ અમારે કહેવાપણું રહેછે. આ મુકરદમાની હકીકતને જે કાયદો ચાલુછે, તે કાયદો અમે લાગુ કર્યોછે. એટલું કહ્યા વગર અમારાથી રહેવાતું નથી. આગળ ઉપર બંધવાના મનની સ્થીતી વીશેનાં ચીન્હો જણાય, એવો આ મુકરદમોછે. અને વખતે જો માફી નહીં, તોપણ સજામાં ઘટાડો કરવો, અથવા જે સજા કરીછે તે બદલાવીને, બીજી સજા કરવા જેવો આ મુકરદમોછે.

## કલમ ૮૫ મી

૮૫. જે સખસ કાંઇ કામ કરતી વખતે, કેફના સબબથી હું કેવી રીતનું કામ કરૂં છું એ, અથવા હું જે કામ કરૂં છું તે ખોટું છે અથવા કાયદાથી ઉલટું છે એવું, જાણી શકતો નથી, તેનું કરેલું તે કામ ગુનોહ છે એમ સમજવું નહી; પણ જે વસ્તુથી તેને કેફ ચહડી તે વસ્તુ તે ન જાણે એમ અથવા તેની ખુશી ન છતાં તેને ખવાડી હોય તો.

પોતાની ખુશી નછતાંથએલી કેફના સબબથી જે સખસ વીચાર કરવાને અશકત થયોછેતેનુંકામ.

## કલમ ૮૬ મી

૮૬. જે જે બાબતોમાં કાંઇ કામ અમુક જ્ઞાન અથવા ઇરાદાથી કરયું ન હોય તો તે ગુનોહ ન ગણાય એવું હોય, તે તે બાબતોમાં જેસખસ કેફની હાલતમાં હોઇને તે કામ કરે તે સખસની ઉપર, હતુ એમ સમજીનેજ, અમલ થવાને તે લાયક થશે; પણ જે વસ્તુથી તેને કેફ ચહડી તે વસ્તુ તે ન જાણે એમ અથવા તેની ખુશી ન છતાં તેને ખવડાવી ન હોય તો.

જે ગુનાહમાં અમુક ઇરાદો અથવા જ્ઞાન જોઇતુ જેને કેફ ચડી હોય એવા માંણુસે કરેલો.

## કલમ ૮૭ મી

૮૭. જે વસ્તુથી મોત અથવા મહાવ્યથા કરવાનો ઇરાદો કરયો નથી, અને જેથી મોત અથવા મહાવ્યથા થશે એવો સંભવ છે એમ તેહેનો કરનાર જાણતો નથી, તે વસ્તુ કરવાથી, થતી હાનિ ખમવાની જે સખસે સાફ રીતે અથવા અર્થાત સમજાય એવી રીતે, રજામંદી આપી હોય, એવા અઢાર વર્ષથી વધારે ઉમરના કોઇ સખસને કાંઇ હાનિ થાય અથવા કાંઇ હાનિ કરવાનો તે વસ્તુ કરનારે ઇરાદો કરયો હોય, તે હાનીના સબબથી, અથવા એવા જે સખસે તે હાનિનું જોખમ માથે લેવાની રજામંદી આપી હોય તે સખસને તે વસ્તુથી કાંઇ હાનિ થશે એવો સંભવ છે એમ તે વસ્તુ કરનાર જાણતો હોય તે હાનીના સબબથી, તે વસ્તુ ગુનોહ છે એમ સમજવું નહી.

જે કામથી મોત અથવા મહાવ્યથા કરવાનો ઇરાદોકરયોનથી, અથવા તે થશે એવો સંભવ જાણ્યામાં નથી, એવું કામ રજામંદીથી કરેલું.

### દ્રષ્ટાંત.

**અ** તથા **ઝ** અમથા રમતને સારૂ એક બીજા સાથે પટો ખેલવાનું કબુલ કરે, તો, એ કબુલતમાં અર્થાત હરએકની હેવી રજામંદી સમજાય છે કે વગર દગલબાજીએ તે પટો ખેલતાં જે હાનિ થાય તે ખમવી. હવે **અ** થી વાજબી રીતે ખેલતાં **ઝ** ને કાંઇ વ્યથા થાય, તો અ એ કાંઈ ગુનોહ કરયો એમ સમજવું નહી.

## કલમ ૮૮ મી

૮૮: જે વસ્તુથી મોત થાય એવો ઈરાદો કરયો નથી તે વસ્તુથી થતિ હાનિ ખમવાની અથવા તે હાનિનું જોખમ માથે લેવાની જે સખસે, સાફ રીતે અથવા અર્થાત સમજાય એવી રીતે, રજામંદી આપી હોય, તે સખસના ફાયદાને માટે શુદ્ધબુદ્ધિથી તે કરવામાં તે સખસને કાંઇ હા-

જે કામથી મોત થાય એવો ઇરાદો કરયો નથી, તે કામ રજામંદીથી.ત

નિ થાય, અથવા તેને કાંઈ હાનિ કરવાનો ઇરાદો તે કરનારે કરયો હોય, અથવા તેને તેથી કાંઇ હાનિ થશે હેવા સંભવ છે એમ તે કરનારે જાણ્યું હોય, તે હાનિના સબબથી તે વસ્તુ ગુનોહ છે એમ સમજવું નહી.

થા શુદ્ધ બુદ્ધિથી કોઇ સખસના ફાયદાનેમાટેકરેલું.

## દ્રષ્ટાંત.

અમુક શસ્ત્રક્રિયા કરવાથી ઝ નું મોત થશે એવો સંભવ છે એમ જાણીને, પણ ઝ મોત આણવાનો ઈરાદો ન કરતાં અને ઝ કાંઇ દુખકારક રોગથી પીડા પામે છે તેને ફાયદો થાય એવા ઇરાદાથી, સુદ્ધબુદ્ધિએ, ઝની રજામંદી લઇનેઝની ઉપર તે શસ્ત્રક્રિયા, આ દાકતર કરે, તો અ એ કાંઇ ગુનોહ કરયો એમ સમજવું નહી.

## કલમ ૮૯ મી

કોઇ બાળકઅથવાદીવાનાના ફાયદા માટે,તેના વાલીએ, અથવા વાલીની રજામંદીથી બીજા સખસે, સુદ્ધબુદ્ધિથી કરેલું કામ શરતો.

૮૯. કોઇ બાર વર્ષથી ઓછી ઉમરના અથવા દીવાના સખસના ફાયદાને માટે, તે સખસનો જે વાલી હોય અથવા જે બીજા સખસના કાયદેસર હવાલાંમાં તે સખસ હોય તે અથવા સાફ રીતે અથવા અર્થાત સમજાય એવી રીતે રજામંદી લઇને કોઇ બીજો સખસ, સુદ્ધબુદ્ધિથી, કાંઇ વસ્તુ કરે, અને તે વસ્તુથી તે સખસને કાંઇ હાની થાય, અથવા તેને કાંઇ હાનિ થશે એવો સંભવ છે એમ તે કરનારે જાણ્યું હોય, તો તે હાનિના સબબથી તે વસ્તુ ગુનોહ છે એમ સમજવું નહી; પરંતુ.

પેહેલી—ઇરાદાથી મોત આણવાને, અથવા મોત આણવાની કોશીશ કરવાને, આ અપવાદ લાગુ પડશે નહી.

બીજી—કાંઇ વસ્તુનો કરનાર સખસ એમ જાણતો હોય કે એથી મોત આવે એવો સંભવ છે, તે વસ્તુ મોત અથવા મહાવ્યથા અટકાવવાના, અથવા કાંઇ મોટા રોગ કે અશકતતા દુર કરવાના કારણથી કાંઇ બીજા કારણ માટે, તે સખસ કરે, તેને આ અપવાદ લાગુ પડશે નહી.

ત્રીજી—મોત અથવા મહાવ્યથા અટકાવવાનાં, અથવા કાંઇ મોટા રોગ કે અશકતતા દુર કરવાના, કારણ શિવાય બુદ્ધિપુર્વક મહાવ્યથા કરવાને, અથવા મહાવ્યથા કરવાની કોશિશ કરવાને આ અપવાદ લાગુ પડશે નહી.

ચોથી—જે ગુન્હો કરવાને આ અપવાદ લાગુ પડતો નથી તે ગુન્હો કરવામાં મદદગારી કરવાને પણ એ લાગુ પડશે નહી.

## દ્રષ્ટાંત.

અ શુદ્ધબુદ્ધિથી પોતાના બાળકના ફાયદાને સારૂ પોતાનાં બાળકની રજામંદી શિવાય, તેની પથરી કહડાવવાને તેની જાંગ એક દાકતર પાસે ચીરાવે અને તે એમ જાણતો હોય કે એ શસ્ત્રક્રિયાથી એ બાળકનું મોત થશે એવો સંભવ છે, પણ તે બાળકનો જીવ જાય એવો તેનો ઇરાદો ન હોય તો અ આ અપવાદમાં દાખલ થાય છે કેમકે તેની મતલબ પોતાના બાળકનો રોગ જાય એ છે.

## કલમ ૯૦ મી.

૯૦. કાંઇ નુકશાનની દેહેસતથી અથવા હકીકતની ખોટી સમજથી કાંઇ રજામંદી કોઈ સખસથીઅપાઈ હો, અને તે રજામંદી તેવી દેહેસતથી અથવા ખોટી સમજથી અપાઈ છે એમ તે કામ કરનાર સખસ જાણતો હોય અથવા એમ માનવાનું તેને કારણ હોય અથવા,

દેહસત અથવા ખોટીસમજથી અપાઇછે એવી જાણેલી રજામંદી.

જે સખસ દીવાનગી અથવા કેફના સબબથી જે કામ બાબત પોતાની રજામંદી આપતો હોય તે કામ કેવી તરેહનું છે તથા તેનો પરિણામ કેવો થશે એ સમજવાને અશક્ત હોય એવા સખસે રજામંદી આપી હોય અથવા વાક્ય સંબંધી એથી ઉલટું ન દેખાય તો બાર વરસથી ઓછી ઉમરના કોઈ સખસે રજામંદી આપી હોય તો તે રજામંદીને આ કાયદાની કોઇપણ કલમમાં લખેલી રજામંદી સમજવી નહીં.

બાળક અથવા દીવાના સખસનીરજામંદી.

## કલમ ૯૧ મી.

૯૧. જે સખસ રજામંદી આપતો હોય, અથવા જેની વતી રજામંદી અપાતી હોય, તે સખસને જે હાની થાય અથવા જે હાની કરવાનો ઇરાદો થયો હોય, અથવા જે હાની થશે એવો સંભવ છે એમ જાણવામાં આવ્યું હોય તે હાનીના સંબંધ વિના પણ જે કામો ગુન્હા છે, તે કામોને ૮૭, ૮૮, તથા ૮૯ મી કલમોમાંના અપવાદો લાગુ પડતા નથી.

રજામંદી આપનાર સખસને થનારી સંબંધ વિના પણ જે કામો ગુનાહ છે તે કામોને ૮૭,૮૮ તથા ૮૯મી કલમો માંહેલા અપવાદો લાગુપડતાનથી.

### દૃષ્ટાંત.

(શુદ્ધબુદ્ધિએ કાંઇ સ્ત્રીનો જીવ બચાવવાના હેતુથી ન કર્યો હોય તો) તે સ્ત્રીને તેથી કાંઇ હાની થાય અથવા કાંઇ હાની કરવાનો ઈરાદો કર્યો હોય તે હાનીના સંબંધ વિના પણ ગરભપાત કરવો એ ગુન્હો છે. માટે "તે હાનીના સબબથી" કાંઈ તે ગુન્હો નથી; અને તે સ્ત્રી અથવા તેના વાલીની રજામંદી લઇને તેનો ગરભપાત કર્યો હોય તો તે રજામંદીથી તે કામ નહિ ગુન્હો એમ થતું નથી.

## કલમ ૯૨ મી.

૯૨. જે સખસના ફાયદાને સારૂ કાંઇ વસ્તુ કરવીછે તે એવી હાલતમાં આવી પડયો હોય કે તેથી રજામંદી બતાવી શકાતી ન હોય, અને કોઇ વાલી અથવા તેને કાયદેસર હવાલામાં રાખનારો કોઇ બીજો સખસ ન હોય કે તે વસ્તુ કરેથી ફાયદો થાય એ રીતે વખતસર તેની રજામંદી મેળવી શકાય, તો તેવી વેળાએ શુદ્ધબુદ્ધિથી તે સખસના ફાયદાને સારૂ તેની રજામંદી વગર કાંઇ વસ્તુ કરી હોય તે, તેથી તે સખસને કાંઇ હાની થાય, તે હાનીના સબબથી ગુન્હો છે એમ સમજવું નહી. પરંતુ—

કોઇ સખસની વગર રજામંદીએ તેના ફાયદા સારૂ શુદ્ધબુદ્ધિએ કરેલું કામ.

શરતો.

પેહેલી.—ઇરાદાથી મોત આણવાને અથવા મોત આણવાની કોશીસ કરવાને આ અપવાદ લાગુ પડશે નહીં.

બીજી.—કાંઈ વસ્તુનો કરનાર સખ્સ એમ જાણતો હોય કે એથી મોત આવે એવો સંભવ છે, તે વસ્તુ, મોત અથવા મહાવ્યથા અટકાવવાના, અથવા કાંઇ મોટો રોગ કે અશક્તતા દૂર કરવાનાં કારણથી કાંઇ બીજા કારણ માટે તે સખસ કરે, તેને આ અપવાદ લાગુ પડશે નહી.

ત્રીજી મોત અથવા વ્યથા અટકાવવાનાં કારણથી કાંઇ બીજા કારણ માટે બુદ્ધિપુર્વક વ્યથા કરવાને અથવા વ્યથા કરવાની કોશીશ કરવાને આ અપવાદ લાગુ પડશે નહી.

ચોથી.—જે ગુન્હો કરવાને આ અપવાદ લાગુ પડતો નથી, તે ગુન્હો કરવામાં મદદગારી કરવાને પણ એ લાગુ પડશે નહી,

## દ્રષ્ટાંતો.

(અ) ઝ પોતાના ઘોડાપરથી પડીને બેહોશ થઈ જાય, અને તેવામાં અ દાક્તર ત્યાં આવી પહોંચે ને તેના વિચારમાં એમ આવે કે ઝ ની ખોપરી કાપવી જોઇએ, પછી ઝ તે વિચાર કરવાની શકતી પાછી આવતાં પહેલાં અગર અ ઝ નું મોત આણવાના ઇરાદાથી નહી, પણ શુદ્ધબુદ્ધિથી, ઝ ના ફાયદાને માટે ઝ ની ખોપરી કાપે તો અ એ કાંઇ ગુન્હો કર્યો એમ સમજવું નહી.

(બ) ઝ ને એક વાઘ લઇ જાય છે, તે જોઇને અ તે વાઘને તાકી ગોળી મારે, અને તે ગોળીથી ઝ નો જીવ જાય એવો સંભવ છે એમ જાણીને પણ ઝ નો જીવ લેવાના ઈરાદાથી નહી, અને શુદ્ધબુદ્ધિએ ઝ ને ફાયદો કરવાના ઇરાદાથી તે ગોળી મારે, અને તેની ગોળીથી ઝ ને તેનો જીવ જાય એવું જખમ લાગે, તો અ એ કાંઇ ગુન્હો કર્યો એમ સમજવું નહી.

(ક) એક બાળક એકાએક એવી આફતમાં આવી પડે કે તેની ઉપર તુરત કાંઈ શસ્ત્રક્રિયા ન થાય તો તેનો જીવ જાય એવો સંભવ હોય, અને તે બાળકના વાલીની રજા લેવાની વેળા ન હોય એવી હાલત જોઈને તે બાળકના કાલાવાલાપર નજર ન રાખતાં, શુદ્ધબુદ્ધિએ તે બાળકના ફાયદાને માટે અ દાકતર તે શસ્ત્રક્રિયા કરે તો અએ કાંઈ ગુન્હો કર્યો એમ સમજવું નહી.

(ડ) એક ઘરને આગ લાગી છે. તે ઘરમાં અ તથા ઝ એક બાળક છે, એવામાં લોક નીચેથી એક ચાદર પહોળી કરીને પકડી રહે, અને અ તે બાળકને તે ઘરના છાપરાપરથી નીચે નાંખે, એવું જાણીને કે નીચે પડેથી એ બાળકનો જીવ જાય એવો સંભવ છે, પણ તે બાળકનો જીવ લેવો એવો તેનો ઇરાદો ન હોય અને શુદ્ધબુદ્ધિએ તે બાળકને ફાયદો કરવાનો ઇરાદો તેણે કર્યો હોય એ ઠેકાણે અગર પડવાથી તે બાળકનો જીવ જાય તોપણ અ એ કાંઈ ગુન્હો કર્યો એમ સમજવું નહી.

ખુલાસો.—ફકત પઈસાની તરફનો ફાયદો થતો હોય, તેને ૮૮, ૮૯, તથા ૯૨ મી કલમોના અર્થ પ્રમાણેનો ફાયદો સમજવો નહી.

### કલમ ૯૩ મી

૯૩. કોઇ સખસના ફાયદાને સારૂ તેને શુદ્ધબુદ્ધિએ કાંઇ કહેવામાં આવે અને તેથી તે સખસને કાંઇ હાની થાય, તો તે હાનીના સબબથી તે કહેવું ગુન્હો છે એમ સમજવું નહી.

શુદ્ધબુદ્ધિએ કાંઈ કહેવું.

દ્રષ્ટાંત.

એક માંદા માણસને તેનો દાકતર અ શુદ્ધબુદ્ધિએ પોતાનો અભિપ્રાય કહે કે તું જીવી શકવાનો નથી, અને તે હેબકથી તે માંદો માણસ મરી જાય, તો અગર અ ને ખબર હતી કે એ પ્રમાણે કહેવાથી તે માંદા માણસનું મોત થાય એવો સંભવ છે તોપણ, અ એ કાંઈ ગુન્હો કર્યો એમ સમજવું નહી.

### કલમ ૯૪ મી.

૯૪. ખુન તથા રાજ્ય વિરૂદ્ધ જે ગુનાહોને માટે મોતની શિક્ષા ઠરાવેલી છે તે ગુનાહો શીવાય, જે કામ કોઇ સખસને કાંઇ ધમકીને લીધે કરવું પડે અને તે ધમકી હેવી હોય કે જેથી, તે કામ કરતી વેળાએ તે સખસના મનમાં કારણસર હેવી દેહેસત પેદા થાય કે જો હું એ કામ નહી કરીશ તો મારૂ તાત્કાલીક મોત થશે, તો તે કામ ગુનોહ છે એમ સમજવું નહી; પણ તે કામ કરનાર સખસ પોતાની ખુશીથી અથવા પોતાને તાત્કાલીક મોત કરતાં કાંઇ ઓછી હાનના કારણસર દેહેસતથી, હેવી હાલતમાં પોતે આવ્યો હોય કે તેથી તેની ઉપર તે દાબ થયો હોય એમ ન થવું જોઇએ.

જે કામ કોઈ સખસનેડરથી કરવું પડે.

ખુલાસો ૧ લો.—જે સખસ પોતાની ખુશીથી, અથવા માર મારવાની ધમકીના સબબથી, આ માણસો ડાકાઇટ છે એમ જાણીને, તે ડાકાઇટોની ટોળીમાં ભળે, અને પછી કાયદા મુજબ ગુનોહ હોય એવી કોઈ વસ્તુ તેના સોબતીઓના જોરથી તેને કરવી પડે, તો તેને આ અપવાદોનો ફાયદો મળી શકતો નથી.

ખુલાસો ૨ જો.—કોઈ સખસને ડાકાઈટોની એક ટોળી પકડે, અને તેને તુરત મારી નાંખવાની ધણકી દેખાડીને કાયદા મુજબ ગુનોહ હોય એવી કાંઈ વસ્તુ તેની પાસે કરાવે, જેમકે કોઇ લુહાર પાસે તેના હથિયાર લેવાડીને પોતે કોઇ ઘરમાં પેશીને તે લુટી લેવાંસારૂ તે ઘરનાં બારણાં ઉઘડાવે, તો તેને આ અપવાદનો ફાયદો મળી શકે છે.

### કલમ ૯૫ મી.

૯૫. કાંઇ વસ્તુથી કાંઇ હાનિ થાય અથવા કાંઇ હાનિ કરવાનો ઇરાદો કરયો હોય, અથવા કાંઇ હાનિ થશે એવો સંભવ જાણ્યામાં હોય, પણ તે હાનિ એટલી જુજ હોય કે સાધારણ સમજ તથા સ્વભાવનો કોઇ સખસ તે હાનિ બાબત ફરિયાદ કરે નહી, તો તે હાનિના સબબથી તે વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહી.

જુજ હાની થાય એવું કામ.

### ખાનગી બચાવના હક બાબત.

## કલમ ૯૬ મી.

૯૬. ખાનગી બચાવનો હક અમલમાં લાવતાં કરેલી કાંઇ પણ વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહી.

ખાનગી બચાવમાં કરેલી કાંઇપણ વસ્તુ ગુન્હો નથી.

## કલમ ૯૭ મી.

૯૭. હરએક સખસને નીચે લખેલો બચાવ કરવાને હક છે, પણ તે હકને ૯૯ મી કલમમાં લખેલી હદો લાગુ પડે છે:—

શરીર તથા મિલકતનાખાનગીબચાવનો હક.

પેહેલો—શરીર સંબંધી કોઇ પણ ગુન્હાથી પોતાના અથવા બીજા કોઇ પણ સખસના શરીરનો બચાવ.

બીજો—ચોરી, અપહરણ, બીગાડ, અથવા સાપરાધ પ્રવેશ, એ ગુનાહોનો લક્ષણોમાં દાખલ થઇ શકે એવો ગુન્હો જે કામ હોય, અથવા જે કામ ચોરી, અપહરણ, બીગાડ અથવા સાપ્રાધ પ્રવેશ કરવાની કોશિશ હોય, તે, કામથી પોતાની અથવા બીજા કોઈ પણ સખસની સ્થાવર કે જંગમ મિલકતનો બચાવ.

## કલમ ૯૮ મી.

૯૮. જે કામ બીજી હાલતમાં થએથી અમુક ગુન્હો ગણાય એવું હોય, તે જો તે કામના કરનારની નાહાની ઉમરના, બુદ્ધિની કચાઇના, અથવા દીવાનગીના સબબથી, અથવા તેને કેફ ચડી હોય, અથવા તે સખસની કાંઇ ખોટી સમજ હોય તે સબબથી, તે ગુન્હો થઇ શકતું ન હોય, તોપણ જાણે તે કામ તે ગુન્હો હોય એવી રીતે તેથી ખાનગી બચાવનો હરએક સખસનો તેવોજ હક છે.

દીવાના સખસ વગરેનાં કામથી ખાનગી બચાવનો હક.

### દ્રષ્ટાંતો.

(અ) દીવાનગીના જોરથી ઝ અ નો જીવ લેવાની કોશિશ કરે, તો ઝ એ કાંઇ ગુન્હો કરયો એમ સમજવું નહી. પણ ઝ ડાહ્યો હોય એવીજ રીતે ખાનગી બચાવનો અ નો હક છે.

(બ) જે ઘરમાં પેસવાનો અ નો કાયદા પ્રમાણે હક છે તે ઘરમાં અ રાતને વખતે પેસે. ઝ સુધબુદ્ધિએ, બ ને ઘર ફોડનારો સમજીને અ ની ઉપર હુમલો કરે, તો એ ઠેકાણે આ ખોટી સમજને લીધે અ ની ઉપર હુમલો કરવાથી ઝ એ કાંઇ ગુન્હો કરયો એમ સમજવું નહી પણ ઝ તે ખોટી સમજથી કામ ન કરતો હોય એવીજ રીતે ઝ ની સાહમા ખાનગી બચાવનો અ નો હક છે.

## કલમ ૯૯.

પેહેલી—જે કામથી મોત અથવા મહાવ્યથા થવાનો કારણસર ભય ઉત્પન્ન થતો નથી એવું કાંઇ કામ કોઇ સરકારી નોકર પોતાના હોદાની રીતથી શુદ્ધ બુદ્ધિએ અમલ કરતાં જો કરે અથવા કરવાની કોશિશ કરે, તો પછી તે કામ બરાબર કાયદા મુજબ ન હોય તોપણ તે કામથી ખાનગી બચાવનો હક નથી.

કીયાં કામો થી ખાનગી બચાવ કરવાનો હક નથી.

બીજી—જે કામથી મોત અથવા મહાવ્યથા થવાનો કારણસર ભય ઉત્પન્ન થતો નથી એવું કાંઇ કામ કોઇ સરકારી નોકર પોતાના હોદાની રીતથી શુદ્ધ બુદ્ધિએ અમલ કરતાં કરેલા હુકમ ઉપરથી જો કોઇ કરે અથવા કરવાની કોશિશ કરે, તોપછી તે હુકમ બરાબર કાયદા મુજબ ન હોય તોપણ તે કામથી ખાનગી બચાવનો હક નથી.

ત્રીજી—સરકારી અધિકારિઓનો આસરો માગવા જવાની વેળા હોય એવી બાબતોમાં ખાનગી બચાવનો હક નથી.

ચોથી—કોઇપણ બાબતમાં બચાવ કરવાનાં કારણસર કરવી જરૂર હોય તે કરતાં વધારે હાનિ કરવા સુધીનો ખાનગી બચાવનો હક નથી.

કેટલી હદ સુધી એ હક અમલમાં લાવી શકાય.

ખુલાસો ૧ લો—આ કામ કરનારો સરકારી નોકરછે એવું જે સખસ જાણતો નથી અથવા એવું માનવાનું જેને કારણ નથી તે સખસનો તે સરકારી નોકર જે કામ કરે અથવા કરવાની કોશિશ કરે તે કામથી ખાનગી બચાવનો હક જતો નથી.

ખુલાસો ૨ જો—આ કામ કરનારો માણસ કોઇ સરકારી નોકરના હુકમથી એ કરેછે એવું જે સખસ જાણતો નથી અથવા એવું માનવાનું જેને કારણ નથી, અથવા હું ફલાણા અખીઆરથી એ કામ કરૂંછું એમ તે માણસ કેહે નહીં, અથવા અગર તે અખીઆર લખેલો હોયતો માગેથી તે અખીયાર બતાવે નહી તો તે સખસનો, તે સરકારી નોકરના હુકમથી તે માણસ જે કામ કરે અથવા કરવાની કોશીશ તે કરે તે કામથી ખાનગી બચાવનો હક જતો નથી.

### કેસરેહીંદ. વિ. અબદુલહકીમ.

घर फोडीने तेमांथी चोरी कर्यानागुन्हानो तपास एक मुखी कानस्टेबल करतो हतो, तेमां तेणे चोरायेली मीलकत वास्ते केटलाक भटकनाराओना तंबुनो आडो लीघो; पण तेमांथी कांइ जडयुं नहीं. ए आडो पुरो थयापछी भटकनाराओए तेने पैसानी कांइ चोकस रकम आपी, जे तेणे कबुल करी पण तेज वखते ते ओछी छे एम मानीने, तेओ पासेथी तेणे वधारे रकम

કલમ ૯૯

૧

તા. ૫-૧૦-૮૦ ઇ રૂ અ. પા. ૨૫૩ જે કાર્યોને અંતે વાસ્તવીક રીત મોત અથવા મહાવ્યથા થવાનો સંભવ નથી તેમાં કોઇ સરકારી નોકરને ખાંનગી બચાવનો હક રહેતે નથી.

मागी. अमे गरीब छेए, अने हवे वधारे आपवा जेटलुं अमारी पासे नथी, एम कहीने मागेली रकम आपवानी तेओए ना पाडी. ते उपरथी तेणे तेओमांना एक जणने बांधी लेवानो धारा विरुद्ध हुकम आप्यो. सदरहु हुकम तेना ताबाना माणसे बजाव्यो. पडाउ नाखीने रहेला बधा भटकनाराओ, पोतानी बाइडीयो तथा छोकरां सहित बाहार नीकल्या. तेमांथी चार पांच जणना हाथमां लाकडीयो तथा पथरो हता. अने बधा भेगा थइने डारो बतावता होय, एवी रीते ज्यां पेलो बंधायेलो भटकनारो हतो, तथा मुखी कनेस्टेबल उभो हतो, तेणी तरफ तेओ चाल्या. आगळ वधनारा भटकनाराओना टोळामांथी कोइये कांइ बळ वापर्युं, तेनी अगाउ ते टोळुं तेनाथी पांच कदम छेटुं हतुं, त्यांथी पेला कान्स्टेबले बंदुकनो भडाको करी, तेमांथी एक जणने ठार मार्यो. अने पछी त्यांथी ते नाशी गयो. जे भटकनाराने तेणे धारा विरुद्ध बांध्यो हतो तेने जो तेण छोडी मूक्यो हत तथा पोतानी मेळे पोताना सोबतीओथी आघो खशी गयो हत, अथवा त्यांथी नाशी गयो हत तो, सदरहु टोळामांथी कोइना कृत्यना परीणामने अंते मोत अथवा माहाव्यथा थवानी धास्ती बंध पडत.

ठराव्युं के, सदरहु भटकनाराओना कृत्य सामे मुखी कोन्स्टेबलने खानगी बचाव करवानो हक नथी. केमके ते कृत्योने अंते, वास्तवीक रीते मर्ण अथवा माहाव्यथा थवानो संभव हतो नहीं. अने तेथी मजकुर मुखी कांन्स्टेबल खुनथी उतरता दरजाना शीक्षणी मनुष्य वधनो गुन्हेगार छे.

मीरतना सेसन जडजे १८८० ना એપ્રીલની ८ मी तारीખे नासाબीतीनो ठराव કર્યો હતો. તેના ઉપર સરકારે, આ અપીલ કરી છે. મુકરદમાની હકીકત હાઇકોર્ટના ઠરાવમાં આપેલી છે.

સરકાર તરફથી બાબુ દ્વારકાંનાથ.

બચાવ તરફથી અમીરૂદીન.

જસ્ટીસસ્ટ્રેટે આપેલો ઠરાવ:—

મીરતના સેસન જડજે ૧૮૮૦ ના એપ્રીલની ૮ મી તારીખે રીસ્પોન્ડેન્ટ અબદુલ હકીમને પીનલકોડની કલમ ૩૦૪ તથા ૩૦૪ અ માંહેલા ગુન્હાના તોહોમતોમાંથી નીરદોશમાની છોડી મુકયો હતો. તે ઠરાવ ઉપર સરકાર તરફથી આ અપીલ કરવામાં આવી છે. મુકરદમાની હકીકત નીચે મુજબ જણાય છે:—

૧૮૮૦ ના જાનેવારીની ૨૮ મી તારીખની રાતે, કરોલીના ઠાકોર હારજસનુંઘર કોઇ સક્ષે કે સક્ષોએ ફોડયું હતું. ને તેમાંથી કેટલીક મીલકત તેઓએ ચોરી લીધી હતી. આ ગુન્હો થયાની ખબર, મંગળનામના ચોકીદારે જેવરના થાણામાં રીતસર આપી હ-તી. અને રીસ્પોન્ડેંન્ટ જે સદરહુ થાણાનો કાન્સ્ટેબ્લ હતો, તેને આ કામમાં તપાસ કરવા-ની વીગતવાર સુચના મળી હતી. જાનેવારીની ૨૯ મી તારીખે આશરે મધ્યાન વખતે, કાં-સ્ટેબલ ગોપાલ, ચોકીદાર બડામીયાં, તથા મંગળ અને હારજસને લેઇને જેવરને થાણેથી તે રવાને થયો હતો. અને દાનતપોરના નામથી ઓળખાતા ગામમાં જ્યાં ભટકનારાઓએ પડાવ નાંખ્યો હતો, ત્યાં ગયો. ત્યાં પહોંચ્યા પછી જુદા જુદા તંબુઓમાં ચોરેલી મિલકત વાસ્તે તેણે ઝાડો લીધો, પણ તેમાંથી કાંઈ નીકળ્યું નહીં. અને સદરહુ પડાવમાં રહેનારા સક્ષોને, આગલી રાતના ગુન્હાની સાથે જોડવા કશી વસ્તુનો પતો લાગ્યો નહીં. આવી જા-તના ઝાડાઓ વારંમવાર આગળ લેવાયા હતા, અને ભટકનારાઓ પાસેથી પૈસાની કાંઇ બક્ષીસ લેવાની પોલીસવાળાની રીતીએ ઘણોજ ધીકારવા લાયક જન્મ લીધો હતો. કેટલા પૈસાની બક્ષીસ આપવી, તે એવો ઝાડા લેનારા અધીકારીના દરજા ઉપર આધાર રાખે છે. રીસપોંડંટ અને તેની સાથેના માણસોએ તંબુનો ઝાડો લેઇ લીધોં, ત્યાર પછી રૂપૈયા સ-વાએની રકમ ભટકનારાઓમાંથી એક બંધુ નામના સક્ષે કાંનસ્ટેબલ ગોપાળના હાથમાં મૂ-કી. અને તેણે પાછી રીસ્પોન્ડેંન્ટે અબદુલ હકીમના હાથમાં આપી. તે રકમ તેણે પોતાના અજવામાં મૂકી દઇને, કહ્યું કે તેટલી રકમ ઓછી છે, તેથી રૂપૈયા પાંચ માગ્યા. ગરીબ છેએ, અને વધુ રકમ આપી શકાય તેમ નથી, એમ કહીને તે રકમ આપવાની પેલા ભ-ટકનારાઓએ ના પાડી. અને તે ઉપરથી ભટકનારાઓ માંહેલા હરદેવ, જે બંધુનો ભાઇ હતો ,તેને પકડી લઇ કેદમાં રાખવાનો રીસ્પોન્ડંન્ટે, કાનસ્ટેબલ ગોપાળ, તથા ચોકીદાર બ-ડામીયાં, અને મંગળને હુકમ આપ્યો.

આ પ્રમાણે તેઓ કરવા જતા હતા, એટલામાં પડાવમાંથી બધા મર્દો, ઓરતો, તથા છોકરાંઓ, બાહાર નીકળી આવ્યાં. તેમાંથી ચાર પાંચ માણસોએ, પોતા પાસે લાકડીઓ રાખી હતી. અને કેમ જાણે મારવા આવતા હોય, એવી જે તરફ હરદેવને બાંધ્યો હતો, તે તરફ તેઓ ચાલ્યા. રીસ્પોન્ડંન્ટ પણ તેજ તરફ ઉભો હતો. કાંઈ માર પડયાની હરોલ, અથવા પોતા તરફ કે પોતાના સોબતીઓ તરફ ખરેખરૂં કાંઇ જોર વપરાયા અગાઉ અ-બદુલ હકીમે, પોતાની બે નાળી બંદુક જે પોતા પાસે હતી, તે ઉપાડીને ભટકનારાઓ તરફ ચીંધી, અને તેનો ભડાકો કર્યો. અને તેજવખતે તે બંધુનું મોત થયું. આમ કર્યા પછી તે લાગલોજ ત્યાંથી નાશી ગયો. અને કેટલાક ભટકનારાઓની પછવાડે દોડયા. અને કાંનસીંહ નામે કાંનસ્ટેબલ હાજર હતો, તે પણ પછવાડે ગયો. અને અબદુલ હકીમને પક-ડીને જ્યાં ગુજરનારો સક્ષ પડયો હતો, ત્યાં તેને આણ્યો. દરમીયાંનમાં થાણાના સબઈન્સ્પે-કટર અબદુલ કાદરને, ગોપાલે ખબર પહોંચાડી, અને છેવટે તે દાનતપોરમાં આવ્યો. અને કેટલોક વખત વીત્યા પછી રૂપૈયા ૧૨૫ ની રૂશવત લેઈને, બંધુની લાશને બાળી નાં-ખવાને, અને જે બંદુકથી તેનું મરણ થયું, તે બંદુક પાછી આપવા ભટકનારાઓને તેણે સમજાવ્યા.

રીસ્પોન્ડેંન્ટ અબદુલ હકીમના નીર અપરાધી અથવા અપરાધીપણાના સંબંધમાં,

મુકરદમાનો આટલો ભાગ ઘણો મુદાનો હોય એમ જણાતું નથી. આવી બીનાને લેઇને સબઈન્સ્પેકટર અબદુલકાદર ઉપર તોહોમત રાખવામાં આવ્યું હતું. અને તેનું સાધારણ ૫ળ એવું ઉતર્યું કે, કાયદો જોતાં અબદુલ હકીમે તો કાંઇ ગુન્હો કર્યો નથી. પરંતુ અબદુલ હકીમે ગુન્હો કર્યો છે, એમ જાણતાં, અથવા એમ માનવાનું કારણ હોવા છતાં, તેને કાયદેસર સજામાંથી બચાવવાના હેતુથી સદરહુ ગુન્હાનો પુરાવો અબદુલકાદરે ઉડાડી દીધો, એવું સેસન જડજે ઠરાવ્યું. સાફ ઉઘાડું છે કે આવો ઠરાવ જરાએ ટકી શકે એવો નથી. અને તેવીજ રીતનો હાઇકોર્ટની ફુલબેચેં ઠરાવ આગળ કીધો છે.

સેસન જડજે અયોગ્ય રીતે તથા અસંતોષ થાય એવી રીતે, આ કેશ ફેસલ કર્યો છે, તે તરફ અમારે દીલગીરી બતાવ્યા વગર તથા તે નામંજુર કર્યા વગર છુટકો નથી. માજીસ્ટ્રેટ પાસે ચાલેલા કામનું દફતર ઘણુંજ લાંબું છે, એવો જડજે મત આપ્યો છે, તેને અમે મળતા આવતા નથી. પણ ઉલટી રીતે કહેવામાં આવે તો, પ્રથમ અદાલતમાં જે સંભાળથી અને મેહેનતથી તજવીજ સંપુર્ણ થઈ, તે પ્રમાણે તે વર્ત્યો હત તો ઠીક થાત. અને જ્યારે પોતા પાસે કામ ચાલ્યું, ત્યારે તેમાં હરદેવ તથા હાઠી જેવા ઉપયોગી સાક્ષીઓ જેને માજીસ્ટ્રેટે બોલાવ્યા હતા, તેઓની જુબાની લેવાની કસુર શા માટે તેણે કરી, તેનું કારણ અમે બીલકુલ જાણી શકતા નથી. સેસન કોર્ટમાં સાક્ષીઓએ જે કહ્યું, તે તેણે નોંધી લીધું છે. અને તે ઘણુંજ અપુર્ણ અને ઢંગ વગરનું છે. અને ખાનગી બચાવ કરવાના કાયદાના ધોરણનો ખરો અર્થ સમજવામાં જડજે સારી પેઠે ચુક કરીછે. અને હકીકત તથા કાયદો, અથવા બંનેને ભેગાં કરતાં તે ઉપરથી જે નીર્ણય કરવાનો બીલકુલ આધાર નથી, તે નીર્ણય તેણે ઘણીજ ઉતાવળથી કર્યો છે. ભટકનારાઓની વર્ત્તણુંક, જેને લીધે બંદુકનો ભડાકો કરવાનું ગણવામાં આવ્યું છે, તે વર્ત્તણુંક કેદ કરવાની રીસ્પોન્ડેંન્ટની ઘેરકાયદેસર કૃતીથી ક્રોધને વશ થઇ હતી. એ હકીકત તેની નજરમાં બીલકુલ રહી હોય, એમ જણાતું નથી. હરદેવને કેદ કરવાનો તેને બીલકુલ હક હતો નહીં. કેમકે સદરહુ પડાવમાંથી કોઇ ચોરાઉ મિલકત જડી આવી નોતી. તથા હરદેવ ઉપર વાજબી શક પણ નહતો. તથા તેણે ઝાડા લેવાના કામમાં, અથવા સરકારી નોકરને, પોતાની ફરજ બજાવવામાં કાંઈ હરકત કરી નોતી. પોતાની મેળે તથા પોતાની ગેર કાયદેસર અને અયોગ્ય રીતભાતથી ભટકનારાઓનાં કૃત્યને ક્રોધાયમાન કર્યા પછી, રીસ્પોન્ડેંન્ટ કોઇ ખાનગી ગ્રહસ્થની સ્થીતીથી ઉત્તમ કે કનીષ્ટ સ્થીતીમાં રહી શકતો નથી. અને સરકારી નોકર કાયદામાં રહીને, પોતાની ફરજ બજાવતો હોય તેને જે ઉત્યમ પ્રકારના બચાવો મળેછે, તેવા બચાવ તેને પ્રાપ્ત થતા નથી. ચુસ્ત રીતે બોલતાં ખાંનગી બચાવના હક બાબતનો સવાલ ઉઠતો હોય, એમ અમને લાગતું નથી. કેમકે જે હકીકત સાબીત થઈ છે, તે ઉપરથી સાફ જણાય છે કે, રીસ્પોન્ડેંન્ટે જે મહાવ્યથા કે મોતની બહુ બીક હતી, તો તે બીક હરદેવને છોડી મુંકીને, તથા રૂપીયા ૫) પાંચની માગણી જતી કરીને, અને તે ઠેકાણેથી તે તથા તેના સોબતીઓ ચાલ્યા ગયા હત તો દુર થાત. જે ઠેકાણે તે ઉભો હતો, તે ઠેકાણે ક્ષણવાર સુધી ઉભો રહેવામાં, તથા બંદુક ફોડવામાં એક પોલીસ અધિકારી તરીકે, પોતાના શરીરનો બચાવ કરવા સારૂ, અથવા કોઇ કેદીને ભાગી જતેઃ અટકાવવા સારૂ તેણે જે કર્યું તે કોઈ રીતે પોતાની કામગીરી માંહેલું કામ હતું નહીં. અને એક ખાંનગી ગ્રહસ્થ તરીકે, બચાંવ

કરી તથા પોતાની જીંદગીને, કે પોતાના શરીરના કોઇ ભાગને જોખમનાં કારણો દુર કરવાને, તેને પુશ્કળ વેળ હતી. તેને મરણનો અથવા માહાવ્યથાનો ભય હતો કે નહીં, એ બાબતનો સવાલ ઘડીભર કદાપી આપણે વિચારમાં લઈએ, તોપણ તે પંડે હથીઆર બંધ હતો; અને તેના સોબતીઓના હાથમાં લાકડીયો હતી. અને ભટકનારાઓએ તેઓના ઉપર કાંઈ જુલમ કર્યો નહતો. એ વાત લક્ષમાં લેતાં અમને જણાતું નથી કે, સદરહુ ધાસ્તી રાખવાનું તેને વાજબી કારણ હતું. રીસ્પોન્ડેંન્ટના વકીલે અમારી પાસે દલીલ મુકી છે, તે પ્રમાણે મોતનો અથવા મહાવ્યથાનો ભય હતો, એટલું કહેવું બસ નથી. આ વાત રીસ્પોન્ડેંન્ટે પંડે તો બીલકુલ કહીજ નથી. જે સ્થીતીમાં બંધવો આવી પડયો હતો. તે સ્થીતીમાં એક સાધારણ બુધીના માણસને ભય ઉત્પન્ન થાય, તેવો તેને ભય ઉત્પન્ન થયો હતો કે નહીં, તે નક્કી કરવાનું કામ જે કોરટ તે બંધવાનું અપરાધીપણું, અથવા નીરપરાધીપણું નક્કી કરવા બેસે છે તેનું છે. બીજી વખત બંદુક ફોડવાની કોશીશ નથી કરી, એથી રીસ્પોન્ડેંન્ટના વેર ભાવની ગેરહાજરી બતાવી આપે છે, એવી સેસન જડજની દલીલ અમે બીલકુલ માન્ય કરી શકતા નથી. થોડું ઘણું ઊઘાડું છે કે, પોતાની પેલી ગોળીનું પરીણામ નાશકારી જોયા પછી, તેનો તત્કાળનો વિચાર ભાગી જઈને બચી જવાનો હતો; માજીસ્ટ્રેટ તથા સેસન કોરટના દફતરમાં જે હકીકત સાબીત થઇ છે, તે ઉપર લક્ષ કરતાં તે ઉપરથી અમારો અભીપ્રાય છે કે, અબદલ હકીમનો ના સાબીતીનો ઠરાવ કરી, ઈનસાફની ભારી ગેરવ્યવસ્થા તેણે કરી છે. અને તેથી સરકાર તરફથી થએલી આ અપીલ મંજુર રાખવી જોઇએ. ખુનથી ઉતરતા દરજાના શીક્ષણી મનુષ્ય વધના ગુન્હાના વર્ગમાંથી રીસ્પોન્ડેન્ટના કૃત્યને ખસેડવા સારૂ, તેને કોઈ પ્રકારનો બચાવ કે બહાનું, અથવા વાજબીપણું મળી શકતું નથી.

પાંચ કદમને છેટેથી કેટલાંક માણસો તરફ, બંદુક એવી રીતે ઝાલીને ફોડવી કે તેથી એક જણો છાતીમાં ગોળી વાગવાથી મરી જાય, એ એવું તો મોટું ભયંકર કામ છે કે, તેથી તે કૃત્ય કરનાર સક્ષને જાણવું જોઇએ કે, તેનાથી સોટકા મોત થશે. અથવા મોત નીપજે એવી મહાવ્યથા થશે.

રીસ્પોન્ડેંન્ટ પોતાની જુબાનીમાં લખાવે છે કે, બંધુને ગોળી વાગી; એ આકસ્મી કહતું. અને ભટકનારાઓને બીવડાવવા સારૂ તેઓના માથા ઉપર થઈને જાય, એમ બંદુક ફોડવાનો મેં ઇરાદો કર્યો હતો. પણ મહારો હાથ ધ્રુજ્યો જેથી ગોળી કઠેકાણે ગઇ. પરંતુ આ બચાવ ઉપર જરાએ સેસનજજે ભરૂસો રાખ્યો નથી. અને અમે પણ તેની સાથે પુરેપુરા મળતા આવીએ છીએ. પરંતુ આ બાબતના સંબંધમાં કહેવા જેવું છે કે, જે સબબ ઉપરથી સેસન જજે નાસાબીતીનો ઠરાવ કર્યો છે, તે સબબ ઉપર બંધવે પંડે માજીસ્ટ્રેટની કોરટમાં કે સેસન કોરટમાં આધાર રાખ્યો નોહતો.

આ કામ ઘણુંજ સાર્વજનીક ઉપયોગનું છે. અને પોલીસ અમલદારો પોતાની ફરજ બજાવે, તેમાં તેઓની સંપૂર્ણ રક્ષા કરવાની જરૂર છે, એમ અમે સમજીએ છીએ. તેટલેજ દરજે રૈયત પાસેથી જોર જુલમ અને જબરીથી તેઓ કઢાવે છે. તેની પણ સંભાળ રાખવા સારૂ તેટલીજ ગરજ છે. આ મુકરદમામાં વરણવેલી પૈસાની અપાતી બક્ષીસ, જ્યારે પોલીસ તરફથી ધમકી અને દબાણ થાય છે, ત્યારે ફકત અપાય છે. અને તે અત્યંત અયોગ્ય અને નીયમથી ઉલટી છે. તેઓનાં હમેશનાં સાધનો ઉપર જુલમ તથા

દબાણ્યો છે, અને તેને અંતે ઈનસાફના કૃત્યને મોહોટી હાની છે. રીસ્પોન્ડેન્ટ અબદુલ હકીમની વર્તણુક તમાંમ નેષ્ટ અને બચાવ થઇ શકે તેવી નથી. અમે તેને ખુનનો અપરાધી ઠરાવી. જીવતાં સુધી તેને સમુદ્રપારની સજાનો હુકમ કરીએ છીએ.

## કેસરે હીંદ વિ. જાનકીપ્રસાદ તથા બીજાઓ.

> કલમ ૯૯
> ૨
>
> તા. ઈ. ૮ મ ૨૯૩
> જે સરકારી નોકરને યોગ્ય રીતે કાયદેસર હુકમ બજાવવાને આપ્યો હોય તે હુકમમાં હુકમ કાઢનારનારની પુરી સહીને બદલે બાધેલી સહી હોય તેથી તે બજાવનારો સરકારી નોકર નથી એમ સમજવું નહીં અને તે હુકમની રૂઈએ તે જે કાંઈ કામ કરે તેમાં ખાંનગી બચાવનો હક નથી.

दीवानी काम चलाववानी रीतना कायदानी कलम २५१ प्रमाणे देणदारने कैद करवा सारु, एक वारंट काढवामां आव्युं. तेमां अदालतना नाजरे आखी सही करवाने बदले, पोताना नामना प्रथम अक्षरो लखी सही करी. अदालतनी सीलमारी बजावणी वास्ते योग्य अमलदारने सदरहु वारंट आपवामां आव्युं. देणदार जबरीनथी ते अमलदारनी सामे थयो. अने तेनो इनसाफ करी पीनलकोडनी कलम ३५३ प्रमाणे सरकारी नोकर पोतानी फरज बजावतो हतो, तेमां ते सरकारी नोकर उपर हुमलो कर्याना गुन्हानो तेने अपराधी ठराव्यो. सदरहु ठराव तपासवानी अरजीमां, एवी तकरार उठाववामां आवी हती के, दीवांनी कांम चलाववानी रीत । कायदानी कलम २५१ मां जे बाबतो जोइए, तेने संबंधे केद करवाना वारंटमां अधुरी सही होवाथी, ते वारंट कायदेसर नहतुं. अने तेथी ते बजावनार अमलदार कायदेसर काम करनारो नहोतो, अने तेथी पीनलकोडनी कलम ३५३ मांहेलो गुन्हो थवामां आव्यो नथी.

ठराव्युं के आ तकरार चाली शके तेवी नथी, अने जो के वारंटमां सही करनार सक्षे पोतानुं नाम पुरु लखवुं ए वाजबी छे, तथापि तेनी सही अपुर्ण छे, माटे तेनो अमल करनार अधिकारी पोतानी फरज बजावतो नहतो एम कही शकाय नहीं.

वळी पीनलकोडनी कलम ९९ ना संबंधमां एवुं छे के, बंधवानुं कृत्य जे तेणे पोताना खांनगी बचावना हक वास्ते कर्युं हतुं, ते आधारे गुन्हो थतां अटकतुं नथी.

સને ૧૮૮૬ ના જાનેવારીની ૨૬ મી તારીખે, એક પેહેલા વર્ગના માજીસ્ટ્રેટે ઠરાવ કરેલો હતો. અને જે ઠરાવ અપીલમાં સેસન જડજે બહાલ રાખ્યો હતો, તે જોઇને સુધારવાની આ અરજી છે. અરજદારો જાંનકી તથા બીજા પાંચ જણાઓને ઈ. પી. કોડની કલમ ૩૫૩ માંહેલા ગુન્હાના માજીસ્ટ્રેટે ગુન્હેગાર ઠરાવ્યા હતા. વાત એમ બની કે જાન-

ઞોને હુકમનામાની બજાવણીમાં કેદ કરવાનું, હુકમનામું બજાવનારી અદાલતના નાજરે, એક ઈમામબક્ષ કરીને અદાલતની પ્રોસેસ બજાવનારો હતો, તેને એક વારંટ આપ્યું. તે વારંટમાં નાજરે સહી કરી નહીં. પણ ફક્ત સહીના પ્રથમના અક્ષરો બાંધીને લખ્યા. ઇમામબક્ષ સદરહુ વારંટ બજાવવા ગયો ત્યારે, તેના ઉપર જાનકી તથા બીજા અરજદારો જેઓ જાનકીના મીત્ર હતા, તેઓએ હુમલો કર્યો.

અરજદારો તરફથી એવો વાંધો લેવામાં આવ્યો છે કે, કેદ કરવાનું કામ કાયદા વિરુદ્ધ હતું, કેમકે દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૫૧ મી મુજબ સદરહુ વારંટમાં સહી કરી નહતી અને તેથી કેદ કરવા ટાંણે સામા થવું એ. ફી. પી. કોડની કલમ ૩૫૩ માંહેલો ગુન્હો થતો નથી.

**અરજદાર તરફથી કોલવીંન સાહેબ.**

**સરકાર તરફથી મુનસી રામપ્રસાદ.**

**જસ્ટીસ ઓલ્ડ ફીલ્ડનો ઠરાવઃ—**

કેદ કરવાના વારંટની બજાવણી કરતાં, એક સરકારી નોકર ઉપર હુમલો કરવામાં આવ્યો, તે વાસ્તે ફી. પી. કોડની કલમ ૩૫૩ માંહેલા ગુન્હાનો ઠરાવ કર્યો હતો, તે જેઈને સુધારવાની આ અરજી કરવામાં આવી છે. દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૫૧ ના ઠરાવ મુજબ દેણદારને કેદ કરવાનું સદરહુ વારંટ કાઢેલ હતું. અદાલતના નાજરે તેમાં પોતાની સહીના પ્રથમાઅક્ષરે સહી કરી હતી. તે ઉપર અદાલતની સીલથી સીક્કો કર્યો હતો. અને જે અધિકારીની સામે થએલ તેને બજાવણી વાસ્તે તે વારંટ આપવામાં આવ્યું હતું.

કલમ ૨૫૧ મુજબ જે પ્રમાણે કરવું જોઇએ, તેમાંથી એક બાબત સિવાય સઘળું કરવામાં આવ્યું હતું. અને તે એક બાબત જેનાવાસ્તે તકરાર કરવામાં આવી છે, તે એછે કે નાજરે તેમાં પુરી રીતની સહી કરી નહતી. પણ પ્રથમાઅક્ષરે સહી કરી હતી. માટે સદરહુ વારંટ કાયદેસર નહતું. અને તેથી મજકુર અમલદાર બજાવી શકે તેવું નહોતું. અને તેને અંતે ૩૫૩ મી કલમ માંહેલો કોઈ ગુન્હો થયો નથી.

આ તકરાર હું ચાલવા દેઇ શકતો નથી. કલમ ૨૫૧ માં એવું લખ્યું છે કે, જડજે અથવા આ કામ વાસ્તે અદાલત નીમે તેવા અધિકારીએ, વારંટમાં સહી કરવી. કલમ બીજી જેમાં સહી કરવી એ શબ્દ જોતાં તેમાં નીચેની મતલબ છે "એમાં નીશાની કરનારો સખસ પોતાનું નામ લખી શકે એવો ન હોય ત્યારે "નીશાની કરેલું" એનો, તથા જે સખસ વીશેનો મજકુર હોય તે સખસના નામની સ્ટાંપ (શીક્કા) મારેલું એનો પણ સમાવેશ થાય છે.

આ ભાગ બહુ સ્પષ્ટ નથી. પરંતુ જે સક્ષને સહી કરવાની છે, તેને જો લખતાં આવડતું હોય તો, તેણે પોતાનું નામ પુરે પુરૂં લખવું એમ અર્થ થાય છે એવું ગ્રહણ કર્યા પછી અને (વારંટ બાબતમાં તેમ કરવું ખરેખર વ્યાજબી છે.) હું એમ નથી ઠરાવી શકતો કે વારંટમાં સહી પ્રથમાક્ષરોથી કરી હોય એટલા માટે સદરહુ અમલદારની તે બજાવવાની ફરજ નથી. અને (પીનલકોડની કલમ ૩૫૩ મી પ્રમાણે ગુન્હાનો ઠરાવ કરેલો છે.)

અને જેનો આ કામમાં સવાલ એ છે કે સદરહુ વારંટ એવા પ્રકારનું હતું કે, જેને તે આપવામાં આવેલ તે અધિકારીને બજાવવાની ફરજ હતી કે, નોતી. તે કલમ જોતાં મારૂં એમ ધારવું છે કે, તેવી ફરજ તેને હતી. આ વારંટ બધી રીતે નમુનાસર હતું. અને સહીની બાબતમાં યોગ્ય અધિકારીની સહીની મતલબની તેમાં સહી હતી. વળી તેમાં અદાલતની છાપ મારી હતી. તથા અદાલતના વારંટ તરીકે, તે વારંટ કાઢવાનો જે અમલદારને અધિકાર હતો, તે અમલદાર પાસેથી લેઇને, જે અમલદારને તેની બજાવણી કરવી હતી, તેને હવાલે કરવામાં આવ્યું હતું. અને પછી મારા ધારવા પ્રમાણે જે અમલદારને તે વારંટ બજાવવા આપેલ, તે અમલદારને તેની બજાવણી કરવાની ફરજ હતી. ખરેખરી રીતે જોતાં તેણેતે બજાવ્યું ન હતતો, પોતાની કામગીરીમાં તેણે કસુર કરી એમ ગણાત. અને સરકારી નોકર પોતાની ફરજ બજાવતો હોય, તેમાં તેની સામે થવું તે, સરકારી નોકરની સામે થવા બરોબર છે. સદરહુ અમલદાર પોતાના હુદાની રૂએ તથા શુદ્ધ ભાવે ક્રી. પી. કોડની કલમ ૩૫૩મી અનુસારે પોતાની ફરજ બજાવતો હતો. બંધવે જે કાંઇ કર્યું, તે ખાનગી બચાવને અર્થે કર્યું હતું, તેવા સબબ ઉપરથી બંધવાનું કૃત્ય ગુન્હો થતાં અટકે છે કે નહીં! તે સવાલના સંબંધમાં માહારે કહેવું જોઇએ કે, આવું હરકોઈ કૃત્ય કરવું તેને કાયદો બીલકુલ વ્યાજબી ગણાતો નથી. અને વળી હરકોઈ સરકારી નોકર પોતાના અમલની રૂએ, અને શુદ્ધ ભાવે જે કાંઈ કામ કરે તેની સામે કોઈ કામ અથવા તે કામની કોશીશ કરવી તેને ક્રી. પી. કોડની ૯૯ મી કલમ માંહેલો હક મળતો નથી. મુકદમાની બધી હકીકત તરફ લક્ષ કરતાં, મહારો અભીપ્રાય એવો છે કે, દંડ આપવો તે પસંદ કરે તો તે પ્રસંનતા તેને હેવી જોઇએ. તેથી દરેકને માટે સજામાં ફેરફાર કરી દસ દસ રૂપૈયા દંડની અથવા તે ન આપે તો એક માસ સુધી સખત કેદની સજા કરૂંછું.

---

૧૦૦. જે ગુન્હા ઉપરથી ખાનગી બચાવનો હક અમલમાં લાવવો પડે તે ગુન્હો જો નીચે લખેલા પ્રકારોમાંના કોઇ પણ પ્રકારનો હોય, તો હુમલો કરનારને બુદ્ધિપુર્વક મોત અથવા બીજી કાંઇ પણ હાની કરતા સુધી શરીરના ખાનગી બચાવનો હક પોહોચે છે, પણ તે હકને ઉપલી કલમમાં લખેલી હદો લાગુ પડે છે. ગુન્હાઓના પ્રકારોઃ—

શરીરના ખાનગી બચાવનો હક મોત કરતાં સુધી ક્યારે પોહોચે છે.

પેહેલો—જો બચાવનો હક એટલે સુધી અમલમાં ન લવાય, તો તેનો પરિણામ મોત થશે, એવો કારણસર ભય જેથી ઉત્પન્ન થાય એવો હુમલો.

બીજો—જો બચાવનો હક એટલે સુધી અમલમાં ન લવાય, તો તેનો પરિણામ મહાવ્યથા થશે, એવો કારણસર ભય જેથી ઉત્પન્ન થાય એવો હુમલો.

ત્રીજો—બળાત્કાર સંભોગ કરવાના ઇરાદાથી હુમલો.

ચોથો—સૃષ્ટાક્રમ વિરૂદ્ધ મઇથુનેચ્છા પુરણ કરવાના ઇરાદાથી હુમલો.

પાંચમો—મનુષ્યહરણ અથવા મનુષ્યનયન કરવાના ઇરાદાથી હુમલો.

છઠો—કોઈ સખસને ગેરવ્યાજબી રીતે કેદ કરવાના ઇરાદાથી હુમલો, અને તે એવી હાલતમાં હોય કે તેથી પેલા સખસને કારણસર એવો ભય ઉત્પન્ન થાય કે પછી એ કેદમાંથી છુટવાને સારૂ સરકારી અધીકારીઓને અરજ કરવાનું માહારાથી બની શકશે નહીં.

**કલમ ૧૦૧ લી.**

જો ગુન્હો ઉપલી કલમમાં લખેલા પ્રકારોમાંના કોઇ પણ પ્રકારનો નહી હોય, તો શરીરના ખાનગી બચાવનો હક હુમલો કરનારને બુદ્ધિપુર્વક મોત કરતાં સુધી પોહોંચતો નથી; પણ હુમલો કરનારને મોત શીવાયની બુદ્ધિપુર્વક કાંઇ બીજી હાની કરતા સુધી પોહોંચે છે, અને તે હકને ૯૯ મી કલમમાં લખેલી હદો લાગુ પડે છે.

તે હક મોત સિવાયના કાંઇ બીજી હાની કરતાં સુધી ક્યારે પોચે છે.

**કલમ ૧૦૨ જી.**

૧૦૨. અગર ગુન્હો થયો નહી હોય, તોપણ ગુન્હો કરવાની કાંઇ કોશીશ અથવા ધમકીથી શરીરને જોખમ પોહોંચવાનો કારણસર ભય ઉત્પન્ન થાય કે તરત શરીરના ખાનગી બચાવનો હક શરૂ થાય છે; અને જ્યાં સુધી શરીરને જોખમનો ભય જારી રહે ત્યાં સુધી તે હક જારી રહેછે.

શરીરના ખાનગી બચાવના હકની શરૂઆત અને તેનું જારી રહેવું.

**કલમ ૧૦૩ જી.**

૧૦૩. જે ગુન્હો કરવા અથવા જેની કોશીશ કરવા ઉપરથી ખાનગી બચાવનો હક અમલમાં લાવવો પડે; તે ગુન્હો જો નીચે લખેલા પ્રકારોમાંના કોઈ પણ પ્રકારનો હોય, તો ગુન્હો કરનારને બુદ્ધિપુર્વક મોત અથવા બીજી કાંઇ પણ હાની કરતા સુધી મીલકતના ખાનગી બચાવનો હક પોહોંચે છે; પણ તે હકને ૯૯ મી કલમમાં લખેલી હદો લાગુ પડે છે ગુનાહોના પ્રકારઃ—

મીલકતના ખાનગી બચાવનો હક મોતકરતાં સુધી ક્યારે પોંચે છે.

પેહેલો—અપહરણ.

બીજો—રાતને વખતે ઘર ફોડવુ.

ત્રીજો—કોઈ ઈમારત, તંબુ, અથવા વાહાણ માણસનાં ઘર દાખલ વપરાતું હોય, અથવા મીલકત રાખવાની જગા દાખલ વપરાતું હોય, તે ઇમારત, તંબુ, અથવા વાહાણ પર આગથી બીગાડ કરવો.

ચોથો—ચોરી, બીગાડ, અથવા ગ્રહપ્રવેશ, અને તે એવી હાલતમાં કરવો કે તેથી કારણસર એવો ભય ઉત્પન્ન થાય કે જો ખાનગી બચાવનો તે હક અમલમાં નહી લવાય તો તેનો પરિણામ મોત અથવા મહાવ્યથા થશે.

## કલમ ૧૦૪ થી.

૧૦૪. જે ગુન્હો કરવા અથવા જેની કોશીશ કરવા ઉપરથી ખાનગી બચાવનો હક અમલમાં લાવવો પડે, તે જો ઉપલી કલમમાં લખેલા પ્રકારોમાંના કોઈ પણ પ્રકારની ચોરી, બીગાડ, અથવા સાપ્રાધ પ્રવેશ નહી હોય તો તે હક બુદ્ધિપુર્વક મોત કરતા સુધી પોહોંચતો નથી, પણ ગુન્હેગારને મોત શીવાયની બુદ્ધિપુર્વક બીજી કાંઇ પણ હાની કરતા સુધી પોહોંચે છે, અને તે હકને ૯૯ કલમમાં લખેલી હદો લાગુ પડે છે.

તે હક મોત શીવાયની બીજી કાંઈ હાની કરતાંસુધીક્યારે પોહોંચે છે.

## કલમ ૧૦૫ મી.

૧૦૫. પેહેલી—જ્યારથી કાંઈ મીલકતને જોખમનો કારણસર ભય ઉત્પન્ન થાય, ત્યારથી તે મીલકતના ખાનગી બચાવનો હક શરૂ થાયછે.

મીલકતના ખાનગી બચાવના હકની શરૂઆતઅનેતેનુંજારીરહેવું.

બીજી—ચોરીથી મીલકતના ખાનગી બચાવનો હક, મીલકતને લઈને ગુન્હેગાર નાસી જાય, અથવા સરકારી અધીકારીઓનો આશરો મળે અથવા તે મીલકત પાછી હાથ લાગે, ત્યાં સુધી જારી રહે છે.

ત્રીજી—અપહરણથી મીલકતના ખાનગી બચાવનો હક જ્યાં સુધી ગુન્હેગાર કોઇ સખસને મોત અથવા વ્યથા અથવા ગેરવાજબી અટકાવ કરે અથવા કરવાની કોશીશ કરે, અથવા જ્યાં સુધી તાત્કાલિક મોતનો અથવા તાત્કાલિક વ્યથાનો, અથવા શરીર સંબંધી તાત્કાલિક અટકાવનો ભય જારી રહે ત્યાં સુધી જારી રહે છે.

ચોથી—સાપ્રાધ પ્રવેશ અથવા બીગાડથી મીલકતના ખાનગી બચાવનો હક, જ્યાંહાં સુધી ગુન્હેગાર સાપ્રાધપ્રવેશ અથવા બિગાડ કરવામાં જારી રહે, ત્યાંહાં સુધી જારી રહેછે.

પાંચમી—રાતને વખતે ઘર ફોડવાથી મીલકતના ખાનગી બચાવનો હક, તે ઘર ફોડવાથી શરૂ થએલા ગૃહપ્રવેશ જ્યાંહાં સુધી જારી રહે, ત્યાંહાં સુધી જારી રહે છે.

## કલમ ૧૦૬ ઠી.

૧૦૬. જો કોઇ હુમલો એવો થાય કે તેથી મોતનો કારણસર ભય ઉત્પન્ન થાય અને તે હુમલાથી ખાનગી બચાવનો હક અમલમાં લાવતાં પોતાનો બચાવ કરનાર સખસ એવી હાલતમાં આવી ગએલો હોય કે કોઇ બે ગુન્હા સખસને હાની કરવાના જોખમ શીવાય તેથી તે હક ધાર્યું થાય એવી રીતે અમલમાં લાવી શકાય નહી, તો તે જોખમમાં પડતા સુધી ખાનગી બચાવને તેનો હક પોહોંચે છે.

કોઇબેગુન્હા સખસનેહાની થવાનું જોખમ હોય એવી વેળા એ જીવલે એવા હુમલાથીખાનગી બચાવનો હક.

### દૃષ્ટાંત.

અ ની ઉપર એક ટોળીએ હુમલો કર્યો છે, અને તેઓ તેનું ખુન કરવાની કોશીશ કરે છે. તે ટોળીની ઉપર બંદુક છોડયા શીવાય ધારેલું થાય એવી રીતે ખાનગી બચાવનો હક અ અમલમાં લાવી શકે એવું નથી, અને તે ટોળી કેટલાએક બાળક છોકરાં છે તેઓની હાની કરવાના જોખમ શીવાય આ બંદુક છોડી શકતો નથી હવે એવું છતાં બંદુક છોડેથી જો અ થી તે છોકરાઓમાંના કોઇ છોકરાઓને કાંઈ હાની થાય, તો, અ. એ કાંઇ ગુન્હો કર્યો એમ સમજવું નહી.

## કલમ ૧૦૭ મી.

કાંઈ વસ્તુમાં મદદગારી.

કાંઇ વસ્તુ સંબંધી નિચે લખ્યા પ્રમાણે જે માણસ કરે તે માણસે તે વસ્તુ કરવામા મદદગારી કરી એમ સમજવું.—

પેહેલું—જે માણસ તે વસ્તુ કરવાને કોઇ સખસને ઉસકેરે; અથવા;

બીજું—જે માણસ તે વસ્તુ કરવા સારૂ કોઇ સખસ અથવા સખસોની સાથે કાંઇ મસલતમાં સામીલ થાય; પણ તે કયારે કે તે મસલત મુજબ, તથા તે વસ્તુ કરવા માટે, કાંઇ કામ અથવા કાયદા વિરૂદ્ધ કસુર કરવામાં આવે તો; અથવા—

ત્રીજું—જે માણસ કાંઇ કામ અથવા કાયદા વિરૂધ્ધ કસુર કરીને તે વસ્તુ કરવામાં ઇરાદાથી સહાય કરે,

ખુલાસો ૧ લો—અગર કોઇ સખશ જાણી જોઇને કાંઇ કોઇ વાત કહીને, અથવા જે જરૂરની હકીકત જાહેર કરવાની પોતાની ફરજ હોય તે હકીકત જાણી જોઇને છુપાવીને, બુધ્ધિપુરવક કાંઇ વસ્તુ કરાવે અથવા કરાવવાની કોશીશ કરે, તો તેણે તે વસ્તુ કરવાની ઉસકેરણી કરી એમ સમજવું.

દ્રષ્ટાંત.

અ. એક સરકારી અમલદાર છે. તેને એક ઇનસાફની કોરટમાંથી વારંટ મળેલું છે. તે વારંટ મુજબ ઝ ને પકડવાનો અ નો અખતિયાર છે. હવે એ હકીકત જાણ્યા છતાં તથા ક તે ઝ નથી એ પણ જાણ્યા છતાં, બ અ ને જાણી જોઇને એમ કહે કે ક તે ઝ છે, અને એમ કરીને ઇરાદાથી અ ની પાસે ક ને પકડાવે, તો એ ઠેકાણે બ એ ઉસકેરણીથી ક ને પકડવામાં મદદગારી કરી એમ સમજવું.

ખુલાસો ૨ જો—કાંઇ કામ કરતાં પહેલાં, અથવા કાંઇ કામ કરતી વખતે તે કામ કરવું સેહેલ કરવા સારૂ જે માણસ કાંઇ વસ્તુ કરે, અને તેમ કરીને તે કામ કરવું સેહેલ કરે, તે માણસે તે કામ કરવામાં સાહાય કર્યું એમ સમજવું.

## કેસરે હીંદ. વિ. મુળા.

કલમ ૧૦૭

૧

તા૦ ૨૪–૧–૭૯. ઇ. ૨ અ. પા. ૧૦૫ કોઇ ગુન્હો કરવામાં ઉશકેરણી કરવી ને તે ઉશકેરણીથી અગર જો તેવુ ન્હો ન થાય તોપણ ઉશકેરણી કરવાથી મદદગારીનોગુન્હો થાય છે.

(म) नामना सख्से (च) नामना सख्सने एवी उष्केरणी आपीके तुं (च) नुं नाम धारण करी (च) ना नामथी एक स्टांपनो कागळ लइ आव अने ते उपरथी स्टांपना कागळ वेचनारे ए कागळ [च] ए लीधोछे एवुं ते कागळनी नीचे (च) नुं नांम ठाम नोंध्युं. आवो नाम ठामवाळो शेरो (च) ना विरुद्ध इनसाफी काममां वपराय एवा इरादाथी (म) ए पोतानुं कृत्य कर्युं हतुं ठरावबामां आव्युं के खोटो पुरावो बनाववानो गुन्हो खरेखरी रीते बन्यो छे, अने तेमां [म] ए आ गुन्हो बनवामां मददगारी करी एवा तेना उपर वाजवी रीते अपराध साबीत थयो छे.

સને ૧૮૭૨ ના આકટ ૧૦ માની કલમ ૨૯૭ મુજબ તપાસ કરવાનો અધીકાર છે તે તપાસ કરવા બાબતની આ એક હાઈકોર્ટ ઉપરની અરજી છે.

ખોટો પુરાવો બનાવવાની કોશીશનું તોહોમત મુકાને શાહજાનપુરના. ડી. માજીસ્ટ્રેટે સને ૧૮૭૮ ના અગષ્ટની તા. ૨૪ મીએ અરજદારને અપરાધી ઠરાવ્યો હતો સેસન જડજ કુથૌઇહ સાહેબને અપિલ કરતાં તે સાહેબનો એવો અભીપ્રાય થયો કે, ખોટો પુરાવો બનાવ્યાનો ગુન્હો ખરેખર બનેલો છે. અને અરજદારે એ ગુન્હામાં મદદ કરી હતી તેથી તે પ્રમાણે નીચલી કોર્ટનો અપરાધી ઠરાવ્યાનો ઠરાવ તેણે ફેરવી નાંખ્યો.

કેશની હકિકત હાઇકોર્ટના ઠરાવમાં, આ રીપોર્ટ માટે જોઈએ તેટલી, લખવામાં આવીછે અરજદાર તરફથી વકીલ ડિલોન સાહેબે એવો વાંધો લીધો કે, ખોટો પૂરાવો બનાવવાનો ગુન્હો સંપુર્ણ થયો નથી. અને તેણે રાણી વિરૂદ્ધ રામચરણુ ચોબેના કેશનો હવાલો આપ્યો.

## સરકાર તરફથી બાબુ દ્વારકાંનાથ બાંહરજી.

## ટરનર જસ્ટિસનો ઠરાવ.—

અરજદાર શાહજાનપુરમાં વેરગત કરનારો છે, તેની સાથે ઠકર ચતુરસિંહે લેણદેણુ કરી હતી. પણ જે બનાવમાંથી આ ગુન્હો બન્યો તે અગાઉ આ ચતુરસિંહે અરજદાર સાથેનું કરજ ધોઇ વાળ્યું હતું, અરજદાર મુળાએ જેહા તથા ઘોકલની સામે દિવાની દાવો માંડયો હતો. તેમાં ચતુરે પ્રતીવાદીઓ તરફથી સાક્ષી આપી હતી અને તે ઉપરથી મુળાએ તેને એવી ધમકી આપી કે, હું તારી પાસેથી રૂપૈયા પચાસ ગમે તેમ કરીને લઇશ. જુલાઈની ૨૮ મી તારીખે મુળાના એક કરજદાર જબરે ચાર આનાનો સ્ટાંપ લેવા મથુરાં પ્રસાદને અરજ કરી. અને તે લેતાં પોતાનું નામ ઠકર ચતુરસિંહ છે, એમ નોંધાવ્યું, અને ચતુરસિંહના બાપનું નામ, તથા ચતુરસિંહનું ઠેકાણું પણ નોધાવ્યું. આ હકીકત સીરસ્તા પ્રમાણે સ્ટાંપની પછવાડે નોંધવામાં આવી હતી. એજબર, સ્ટાંપ વેચનારની દુકાંનમાં રહેતો હતો, તેથી એ વેચનરાને તેના નામ ઠાંમનો સવાલ કરવાને ફરીને મન થયું. ત્યારે તેણે એ નામ આપવામાં ભુલ કરી અને ચતુરસિંહના બાપનું નામ આપી, આગલા નામમાં ફેરફાર કર્યો તે ઉપરથી સ્ટાંપના વેચનારને શંકા ઉત્પન્ન થઇ, અને જબરને વધારે સવાલો કર્યા, જે ઉપરથી જબરે એમ કહ્યું કે મેતો મુળાના કેહેવાથી તેણે મને ચાર આના આપ્યાહતા તેનોસ્ટાંપ વેચાતોલીધો હતો, એ ટીકટ વેચનાર ધણીયોગ્ય રીતે જબરને પોલીસને થાંણે લઇ ગયો અને જે વાત બની હતી તે જાહેર કરી. બીજો પુરાવો જે નીચલી કોર્ટે માન્ય રાખ્યો છે. તે ઉપરથી એમ નીકળે છે કે, મુળાએ ચાર આના એક સ્ટાંપ વેચાતો લેવાને આપ્યા હતા, અને કહ્યું હતું કે એનો સ્ટાંપ લેજે એ મુળો પોતે જે કામ કરતો હતો એ જમોથી નિકળી ટોકીટ વેચનારની દુકાંન તરફ રસ્તે જબરની સાથે ચાલ્યો, જ્યારે જબર દુકાનમાં ગયો ત્યારે તે દુકાનની પાસે ઊભો હતો અને જ્યારે તેણે જોયું કે જબરને અટકાવવામાં આવ્યો છે. ત્યારે તે નાસી ગયો.

આ પુષ્ટીની સાથે જબરનું કહેવું કે મને મુળાએ ચતુરસિંહનું નામ લઇને ચતુરસિંહને નામે ચાર આનાનો સ્ટાંપ લાવવા કહ્યું હતું. એ હકિકત માજીસ્ટ્રેટ ત-

થા સેસન જડજે વીસ્વાસ લાયક માની છે. જે હકીકત સાબિત થઇ તે ઉપરથી ઠ-રાવ્યું કે, ન્યાયના કામમાં વાપરવા વાસ્તે ખોટો પુરાવો બનાવવાની કોશીશના ગુન્હાનો મુળો તકસિરવાન છે. સેસન જજે વધારે ખરી રીતે એમ ઠરાવ્યું છે કે, હકિકત ઉપરથી ખોટો પુરાવો બનાવ્યાનો ગુન્હો સંપૂર્ણ થયો છે, એમ સાબીત થાય છે. અને કોશીશના ગુન્હા માટે નહીં, પણ મદદગારીના ગુન્હા માટે અપરાધિ થવાને અરજદાર પાત્રછે. અને તે પ્રમાણે તોહોમતનામામાં સુધારો કર્યો, આ કોર્ટમાં એવી તકરાર આણી છે કે, અરજદારે જોકે ગુન્હો કરવાની તૈયારી કરી હોય, તો પણ ગુન્હો ખરેખરી રીતે પુરો થયો નથી. અ-ને આ તકરારના ટેકામાં રાણી વિરૂદ્ધ રામ ચરણુ ચોબેનો કેશ, જેમાં ઠર્યુ હતું કે, આવા પ્ર-સંગમાં તોહોમતવાળો ખોટો દસ્તાવેજ બનાવ્યાનો અપરાધી ઠરી શકતો નથી, તે કેશનો હવાલો આપ્યો.

મને એમ લાગેછે કે એ બંને મુકદ્દમા વચેનો તફાવત ઓળખી શકાય છે જે સખ્સે નામ, ઠામ, લખાવ્યા, તે નામ, ઠામ, સ્ટાંપના કાગળ ઉપર લખવાનો તેનો હેતુ નોહોતો, એમ માનતાં સ્ટાંપના વેચનારે જે નાંમ ઠાંમ લખ્યાં છે, એથી કાંઇ દસ્તાવેજનો ભાગ બનતો નથી. તેટલા માટે ખોટો દસ્તાવેજ બનાવવાનો ગુન્હો, તૈયારીની મંજલથી આગ-ળ વધ્યો નથી. પણ જે કેશ આ કોર્ટ પાસેછે તેમાં ખોટો પુરાવો ખરેખરો બનાવવામાં આવ્યો હતો, કાંઇપણ તેમાં કરવામાં આવ્યું હતું, એ ખરૂં છેકે, કાંઇ ઈનસાફી કામ મં-ડાયું નહોતું. પણ આ ખોટાં નામ, ઠામ, લખવાનો શું હેતુ હતો તેનો ખુલાસો અરજદાર-નો વકીલ આપી શકતો નથી. અરજદારે ચતુરસિંહને ધમકાવ્યો હતો કે કોઇ રીતે તારી પાસેથી પચાસ રૂપૈઆ લઈશ. આ રૂપિઆ પચાસ કોર્ટને વચમાં રાખ્યા વગર તે લઇ શ-કત નહીં. સ્ટાંપના વેચનારે, જે નામ, ઠામ લખ્યું છે, તે ઉપરથી એમ પુરાવો મળે કે, એ કાગળ કોને વેચાતો આપ્યો હતો. અને સ્ટાંપના કાગળ ઉપર લખેલા દસ્તાવેજને આધારે જ્યારે દાવો માંડવામાં આવે, અને એ દસ્તાવેજ નથી લખી દીધો એમ કહેવામાં આવે ત્યારે સ્ટાંપના કાગળ નીચેનું લખાણ તથા સ્ટાંપ વેચનારની યાદદાસ્તીથી કોને એ કાગળ વેચ્યો છે, તે પુરાવો લેવા તરફ હમેશનો રિવાજ છે. અને જે ઉપરથી એમ જણાય કે, જેણે કાગળ ખરીદ કર્યો હોય તેણેજ એ દસ્તાવેજ લખી આપ્યું હશે, એવો પુરાવો ગ્ર-હણ થાય. જે મુકદ્દમાનો હવાલો આપ્યો છે, તે મુકરદમામાં તોહોમતવાળો છૂટી જવો જો-ઈએ, એમ હું કહી શકતો નથી. જો એ બાબત ઉપર તકરાર ચાલી હોત તો જે ગુન્હો આ અપરાધીના ઉપર ઠરાવ્યો છે, તે ગુન્હાને માટે તે અપરાધિ ઠરત. પણ મારો એવો અભિપ્રાય છે કે, કોર્ટ પાસે જે કેશ આવેલો છે તેમાં, ફરીયાદીના પુરાવાથી અનુમાન બાંધી શકાય છે કે, અરજદારે પછવાડેથી ઇનસાફી મુકદ્દમામાં વાપરવા વાસ્તે ખોટાં નામ, ઠામ, લખાવ્યાં હતાં. અને તે કારણસર તેના અપરાધિપણાની વિરૂદ્ધ જે હકિકત લિધીછે, તે ચાલી શકતી નથી. માટે એ બહાલ રાખીને હું અરજદારની અરજી કાઢી નાંખું છું.

## માહારાણી કેસરેહિંદ. વિ. લિંગમ રામાણા અને બીજાઓ.

જે माणस गुन्हो करवानो होय ते माणसने खोराक आपवो तेथी सदरहु गुन्हामां मददगारी करी एम अवस्य समजवानुं नथी. परंतु जो ए गुनहेगार गुन्हो करवानी धारेली जगाए जवा पांमे एटला सारू अथवा गुन्हो करवा-नो लाग जोवाने ते संताइ बेसे त्यां सुधी तेने खोराक पुरो पाडवो ए गु-न्हो थवामां सेहेलाइ करी देवा बराबर छे. अने वख्ते तेथी सेहेलाइ थ-वानो संभव पण रहे छे.

કલમ ૧૦૭

૨

તા० ૩—૫—૮૦
ઇં. ર મ. પા. ૧૩૭
ગુન્હો કરવાની ધા રણા રાખનારને કાં ઈ ખોરાક આપવો એટલા ઉપરથી મ દદગારીનો ગુન્હોય તો નથી. પરંતુ ગુ નોહ કરતાં સુધી તે ટલાજ માટે તેનેખો રાકીપેશાકીઆપવી ત્યારેજમદદગારીનો ગુનોહ થાયછે

આ કામ ગોદાવરીના સેસન જડજે ફે. કામ ચલાવવાના કાયદાની કલમ ૨૬૩ મી. મુજબ લખી મોકલેલું હતું. આ કામનો વિચાર કરીને તે ઉપરથી હાઇકોર્ટના ચિફ જસ્ટીસ ટરનર તથા જસ્ટીસ મુતુસ્વામીએ નીચે પ્રમાણે ઠરાવ કર્યો.

ઠરાવઃ—

બંધવા લીંગમ રામાણુ, મીરી આલાબલાદુ, તથા વાલા બલીઆના ઉપર એવાં તહોમત હતાં કે (૧) સને ૧૮૭૯ ના નવેંબરની ૧૮ મી તારીખે એક ડેકાઈટી કરવાની તેઓએ ઉશકેરણી કરી. અને એ ઉશકેરણીને લીધે સદરહુ ડેકાઈટી થઇ પણ હતી. (૨) જે ડેકાઇટી થઈ શકી નહીં. તે ડેકાઇટી કરવાની તેજ રોજ તેઓએ ઉશકેરણી કરી કામ ચાલતી વખત જે પુરાવો પડયો છે તે નીચે મુજબ છે. નવેંબરની ૧૮ મી તારીખની રાતે બીજા તથા ત્રીજા નંબરના બંધવાઓ મારી ગોલીયમ તરફ જતા જોવામાં આવ્યા હતા. અને તેઓની સાથે ઘઉં, સાળ, તથા જુવારના ચાર ભરેલા પોઠીયાઓ હતા. તેઓને બંધવા રામાણુએ પાછા તેડાવ્યા હતા, અને રામાણુ પોતે પછવાડેથી આવ્યો. એક લશ્કરી અમલદારે બંધવા રામાણુને કાંઇ પુછ્યું. તે ઉપરથી તેણે જવાબ આપ્યો કે, "કરમાન દોરા એ વખત અમારે ગામ આવ્યો હતો. અને અમારી પાસેથી જોર જુલમ કરીને તેણે ખાધાનું લીધું હતું. જે દાણા હું લેઇ જતો હતો તે ફકત મારા પોતાનાજ ખપના હતા" બંધવા અલાદુએ એવી જુબાની આપી કે. "લિંગમા રામાણુ (પેહેલા નંબરનો બંધવો.) તથા બીજાઓ, કેટલાક વખત થયાં. કમાંન દોરાને તથા તેના લોકોને ખાધાનું આપતા હતા. રામાણુએ મને તથા બલીયાને છ રૂપૈયા આપી ચોખા વેચાતા લેવા મોકલ્યા હતા. અમે કોટાપાલે ગયા, ત્યાંથી ચોખા વેચાતા લીધા. અને ગઇ રાતે અમારી પોલીયમમાં તેને લાવી આપ્યા. ત્યાર બાદ કોટાપાલેથી કેટલાએક લોક આવ્યા અને અમને ચોખા સહીત પાછા આંહીં આણ્યા. જે ચોખા રામાણુએ મંગાવ્યા હતા, તે કરમાન દોરાને માટે હતા."

**બંધવા બલીઆએ નીચે પ્રમાણે જુબાની આપી.**

"લિંગમ રામાણુ કરમાન દોરાને તથા તેની ટોળીને ખોરાક આપતો હતો. તાજેતર તેણે મને તથા અલાદુને કોટાપાલેથી ચોખા લેઇ આવવા બોલાવ્યા હતા. ગઇ રાતે એ ચોખા અમે મારી પોલીયમ લેઈ ગયા હતા, અને ત્યાંથી અમોને આજ સવારે લેઇ આવ્યા છે." સેસન કોર્ટમાં બંધવા રામાણુએ લખાવ્યું કે મેં બીજા બંધવાઓને મહારા બે પોઠીયા, તથા બીજા બે પોઠીયા એક ગંગાયાના આપીને, મહારા ખપને માટે દાણા લેવા મોકલ્યા હતા, બંધવા અલાઉદુએ લખાવ્યું કે રામણુએ મને પોતાના ખપસારૂ દાણા લેવા મોકલ્યો હતો અને તે પ્રમાણે હું લેઇ આવ્યો હતો. અને બંધવા બલીઆએ લખાવ્યું કે, ગંગાએ મને દાણા લેવા તથા તે દાણા મારી પોલીયમ લેઇ આવવાને મોકલ્યો હતો. હું ગઇ રાતે તેમ કરી લાવ્યો હતો.

જુરીએ મત આપ્યો કે, બંધવાઓ નીરદોષ છે. જડજના મનમાં આવ્યું કે બંધવાઓ ડેકાઈટી કરનારાને મદદ કરવામાં હતા, અને એ તોહોમતોમાંથી કલા તોહોમતના અપરાધી ઠરાવવા. તે લખ્યા વગર જડજે તેઓને અપરાધી ઠરાવ્યા કરમાન દોરાનો ડેકાઈટી કરવાનો ઇરાદો હતો, તથા જો કે ડેકાઈટી કરવામાં કોઇ જાતની મસલત નોતી

કરી, તોપણ પેહેલા નંબરનો બંધવો એ વાત જાણુતો હતો. તથા એ વાત જાણુવામાં હતી છતાં, કરમાન દોરાને ખોરાક પુરો પાડીને, ડેકાઇટીનો ગુન્હો થવાને સેહેલાઇ કરી આપવા, સદરહુ બંધવે ઇરાદો રાખ્યો હશે, અને વખતે તેથી તેણે ગુન્હો કરવામાં મદદ આપી હશે, આટલું બધું માની લેતાં, ખોરાક પુરો પાડયો, તેથી તોહોમતનામા આહેલા તોહોમતોના બંધવાને અપરાધી ઠરાવવા, પુરતો પુરાવો જણાતો નથી એટલુંજ નહીં, પણ ડેકાઇટીની મદદ કરવાની કોશીશના પણ તેઓ અપરાધી ઠરી શકતા નથી. બીજા તથા ત્રીજા નંબરના બંધવાઓ પેહેલા નંબરના બંધવાને ઘેર જતા હતા, એ ઉપરાંત વધુ કાંઈ જણાયું નથી. અને ચોખા પોહોંચ્યા પછી, વખતે પેહેલા નંબરના બંધવાએ પોતાનો ઈરાદો ફેરવી નાંખ્યો હત, અથવા બીજા તથા ત્રીજા નંબરના બંધવાઓએ, કરમાનદોરાને ચોખા આપી આવવા સારૂ જવાની ના પાડી હત તો તે બની શકે એવું છે. ખરેખરો ગુન્હો કરવામાં જ્યાં સુધી કાંઇ પગલું ન ભરાય ત્યાં સુધી તેઓને કોશીશ કર્યાના પણ ગુન્હેગાર ઠરાવી શકાતા નથી. ખરેખરી લેવડ દેવડ જો પુરી થઇ હોત તો મદદગારીનો ગુન્હો થાત પણ કરમાનદોરાને ખોરાક રવાને કર્યાનો આરંભ થયાનું દેખાયું નથી. જે જે કાંઈ જણાયું છે (અને તે બીજા તથા ત્રીજા બંધવાના કહેવા ઉપરથી)તે એ છે કે કરમાનદોરાને ધાન પુરૂં પાડવાના ઈરાદાથી પેહેલા નંબરનો બંધવો ભેગું કરતો હતો.

આ શીવાય એવો પણ પુરાવો પડયો નથી કે, કરમાનદોરા, ડેકાઇટી કરવાનો હતો, અને કદાપી બંધવાને અપરાધી ઠરાવવા તેટલું સાબિત થયું હત તોપણ, તે ઉપરાંત એટલું વધુ સાબીત થવું જોઈએ કે, ગુન્હો કરવામાં સેહેલાઇ મળે એટલા સારૂ એ ખોરાક પુરો પાડવાનો હતો, તથા તેથી કરીને ગુન્હો થવામાં સેહેલાઇ થવાની વકી હતી. જે માણુસ ગુન્હો કરવાની તૈયારીમાં હોયછે. તે માણુસને ખોરાક પુરો પાડવો એથી કરીને ગુન્હો કરવામાં મદદગારી કરી, એમ કાંઇ અવશ્ય રીતે સમજવાનું નથી. કાંતો કાંઇ ઉશકેરણી કે મસલત કર્યા પછી, અને અનુસાર કાંઇ કૃત્ય થવું જોઈએ, અથવા કાયદા વિરૂદ્ધ કસુર થવી જોઇએ, અથવા હરકોઇ વસ્તુ કરવામાં કાંઇ ઇરાદા પુર્વક મદદ મળવી જોઈએ. ત્યારેજ મદદગારીનો ગુન્હો થાય છે. "કાંઇ કામ કરતાં પેહેલાં અથવા કાંઈ કામ કરતી વખતે તેને સેહેલ કરવા સારૂ જે માણુસ કાંઈ વસ્તુ કરે, અને તેમ કરીને તે કામ સેહેલું કરે, તે માણુસે તે કામ કરવામાં મદદગારી કરી એમ સમજવું" જુઓ હી. પી. કો. ની કલમ ૩૦૭ મી નો ખુલાસો બીજો જે માણુસ કોઇ ગુન્હો કરવામાં ગુંથાવાનો છે. એમ જાણ્યા છતાં, તે માણુસને જોઈતો ખોરાક પુરો પાડવો એટલા ઉપરથી તેણે ગુન્હો કર્યો એમ કહેવાનું નથી. પરંતુ ગુન્હો કરવાને ધારેલે ઠેકાણે ગુન્હેગાર જવા પામે તેટલા સારૂ અથવા ગુન્હો કરવાની તકની વાત જોઇને સંતાઈ રહે ત્યાં સુધી તેને ખોરાક આપવો તો તે વખતમાં તે ખોરાક આપવો, એ ગુન્હો કરવાની સેહેલાઇ કરી આપ્યા બરોબર છે. અને વખતે તેથી સેહેલાઇ થવાનો સંભવ પણ છે.

જે તોહોમતો મુકી બંધવાઓનો ઇનસાફ થયો છે તેમાંથી એકે તહોમતના અપરાધી ઠરાવવા સારૂ દફતરમાં જોઈએ તેવો પૂરાવો નથી એમ અમો માનીએ છીએ, માટે તેઓને છોડી મુકવાનો અમે હુકમ કરીએ છૈયે.

## રાણી. વિ. પડલા વ્યંકટાસ્વામી તથા એક બીજો.

કલમ ૧૮૭
૩

તા૦ ૮-૩-૮૧
ઈ. ૩ મ. પા. ૪
કોઈની સાથે મસલત કરીને કરતરીમ દસ્તાવેજમાંદાખલ કરવાની હકીકતનો પુછગાછ કરવી તથા સ્ટાંપનો કાગળ લેવો વિગરે કૃત્યોથી ખોટો લેખ બનાવ્યાનો કીવાતની કોશીશ કર્યાનો ગુનોહ થતો નથી પરંતુ મદદગારીનો ગુનોહ થાયછે.

बीजाओनी साथे रहीने धारी राखेला कोइ दस्तावेजनी एक नकल तैयार करवी, तथा सदरहु नकल लखवा काजे स्टांपनो कागळ वेंचातो लेवो, तथा तेमां दाखल करवानी हकिकतनी खबर पुछवी, तेथी खोटो लेख बनाव्यो एम थतुं नथी. तेम पी. को. प्रमाणे ते बनाववानी कोशीस थइ एम पण थतुं नथी. परंतु ते सघळी हकिकतो एवी छे के, ते गुन्हो थवामां सेहेलाइ करनारा कृत्यो तरीके, खोटो लेख बनाववामां मददगारीनो गुन्हो ठराववा- पुष्टी कर्त्ती छे.

વિજંગા પટનની સેસન કોર્ટવાળું આ કામનું ક્યાલંડર તપાસવા ઉપરથી હાઇકોર્ટના ચિફ જસ્ટીસ ટરનર તથા કિંડસ્લીએ જે હુકમ કર્યો હતો તે હુકમમાં આ મુકરદમાની કેફીયત પુરેપુરી લખેલી છે.

### બંધવે અપીલ કરી નહોતી.

**હુકમ.**—આ કામમાં બને બંધવાઓ ઉપર અનુક્રમે ઈી. પી. કો. ની કલમ ૪૬૭ ૪૬૮ મી અને ૧૦૯ મી પ્રમાણે સજા થઈ શકે એવા ગુન્હાઓનાં તોહોમતો રાખવામાં આવ્યાં હતાં. તેમાં પેહેલા ઉપર એક કિમતી દસ્તાવેજ ખોટું બનાવ્યાનું, તથા બીજા ઉપર મદદ ગારીનું, એમ બે તોહોમતો રાખ્યાં હતાં. પેહેલા બંધવાને અપરાધી ઠરાવી તેને બે વરસની સેસન જડજે સજા કરી અને બીજાનું કામ ગેર સાબેત કરી તેને છોડી મુકયો.

અમારા જોવામાં આવે છે કે ખોટા દસ્તાવેજ તૈયાર કરાવવાની મતલબથી પેહેલા નંબરના બંધવા પાસે તેની એક નકલ તૈયાર કરાવવામાં આવી હતી, તથા તે દસ્તાવેજ લખવા સારૂ એક સ્ટાંપનો કાગળ મેળવ્યો હતો, તથા એક ઈંગ્રેજી તારીખે તૈલંગી કહી તારીખ હતી, તે પુરી પાડવા વાસ્તે એક સાક્ષીને તેણે કહેલું હતું. અને તે ઉપરથી વખ્તે એમ અનુંમાન કરી શકાય કે જે દસ્તાવેજ લખાવી લેવાનું હતું, તેમાં તે તારીખ દાખલ કરવાની હશે. સદરહુ સાહેદ એ બધા કાગળીઆઓ ઘણી યોગ્ય રીતે મેળવીને, સબોરડીનેટ માજીસ્ટ્રેટ પાસે લઇ ગયો હતો.

કોઇ એક નકલ કરતરીમ દસ્તાવેજનો ભાગ છે, એમ ગણીને સેસન જડજે બંધવાને ખોટો લેખ બનાવ્યાનો ગુન્હેગાર ઠરાવ્યોછે. પરંતુ હાઇકોર્ટનો એવો મત થાયછે કે, એ ઠરાવ નભી શકે તેવો નથી. બેશક સદરહુ નકલ ખોટો દસ્તાવેજ હતો, પરંતુ ખોટો લેખ બનાવવામાં જે જે ઇરાદાઓ હોવાની જરૂરછે, તે ઈરાદામાંથી એકે ઇરાદાથી તેનો ઉપયોગ કરવાની બંધવાની ધારણા હતી નહીં. તથા જે ખોટો લેખ બંધવે બનાવવો ધાર્યો હતો, તેના ભાગ તરીકે પણ તે નકલ ગણાઇ શકાતી નથી. વળી આ અદાલતના અભીપ્રાય પ્રમાણે, ખોટા લેખ બનાવવાની કોશીશનો પણ તેને ગુન્હેગાર ઠરાવી શકાતો નથી. કેમકે

અલબત તે ગુન્હો કરવા સારૂ બંધવાનો ઈરાદો હતો, અને તેણે તૈયારી કરી હતી; તોપ- ણ તે ગુન્હો કરવા તરફ કાંઈ કૃત્ય કરવા વાસ્તે તે આગળ વધ્યો નથી.

આ બાબતનો નીયમ મીમેન સાહેબે પોતાના પીનલકોડની ટીકામાં નીરમળતાથી લખ્યોછે; અને તેમાં અમેરીકા ખંડમાં જે નિયમ ચાલેછે, તેમાં તેની સાહદત આપી છે. એ ટીકામાં નીચે બતાવ્યા પ્રમાણે લખેલુંછે.

"પરંતુ કોશીશ વાસ્તે તૈયાર કરવા, અને કોશીશ કરવા વચે એક બોહોળો ભેદ છે. તે ગુન્હો કરવા વાસ્તે જોઇતા ઈલાજે અથવા સાધનોની તરતીબ કે ગોઠવણ કરવી, તે બધું તૈયારીમાં રહેલુંછે; તૈયારી કર્યા પછી ગુન્હો કરવા તરફ કંઈ પાધરી હિલચાલ કરવી, તે કોશીશ છે." અને ત્યાર બાદ મેન સાહેબે. ડી. પી. કો. ની કલમ ૩૦૭ મીમાં क તથા ड દ્રષ્ટાંતો છે, તેનો હવાલો આપ્યો છે.

કોઇ ગુન્હો કરી તેનો પશ્ચાતાપ કરવાની તકની છુટ કાયદાથી મળેછે; અને જ્યાં સુ- ધી કોઇ સક્ષ તૈયારી કરવાની મંજલથી આગળ વધ્યો નથી, ત્યાં સુધી તે માણુસને કોઈ ગુન્હાની કોશીશ કર્યા વાસ્તે અપરાધી ઠરાવી શકાતો નથી.

પરંતુ દફતરમાં જે પુરાવો પડયોછે, તે ઉપરથી. ડી. પી. કો. ની કલમ ૧૧૬ મી પ્રમાણે ખોટા લેખ કરવામાં મદદગારીનો ગુન્હો ઠરાવવો જોઈએ, તેટલો આધાર મળે છે. બંધવો કબુલ કરેછે કે, કિંમતી દસ્તાવેજની મતલબનું એક દસ્તાવેજ તૈયાર કરવામાં તે- ણે બીજા સક્ષો સાથે મસલત કરી હતી. એ દસ્તાવેજ ખોટું થશે, અથવા થવાનું છે, એ- મ તે જાણતો હતો. અને કપટ કરવા વાસ્તે તે વાપરવાનું છે, એવું વખતે તેના જાણવા- માં હશે, છતાં તે મતલબથી તેણે એક મુસદો તૈયાર કર્યો હતો. અને એ મુસદા પ્રમાણે, આગલે દહાડે, મેળવી રાખેલા પુરેપુરા સ્ટાંપના કાગળ ઉપર તેની લખાવટ કરવાની હતી. અને સદરહુ દસ્તાવેજ પુરે પુરૂં કરવા સારૂ. એ ખોટા દસ્તાવેજમાં જે તારીખ નાખવી ધારેલી હતી, તે ઇંગ્રેજી તારીખને રોજ તેલંગી કઈ તારીખ હતી, તેની ખબર પુરી પાડવા વાસ્તે, એક સાહેદને તેણે પુછયું હતું.

આવી હકીકત ઉપરથી ઠરાવી શકાય છેકે, તેણે તે ગુન્હો કરવાની મસલત કરી હતી. અને સદરહુ ગુન્હો જેથી સેહેલો થાય, તેવું કૃત્ય તેણે કર્યું હતું. અને એ કૃત્યથી એ ગુન્હો કરવાની સેહેલાઈ પણ થઇહતી. પરંતુ બંધવાને કરેલી સજા, કિંમતી દસ્તાવેજ ખોટું બનાવવાની મદદગારી માટે જેટલી થાત, તે કરતાં વધુ ન હોવાથી, સજાનો ઠરાવ બહાલ રાખવામાં આવેછે.

## ગોપાળચંદ્ર સરદાર વિ. ફુલમણી બાવા.

કલમ ૧૦૭
૪
તા૦ ૨૦-૪ ૮૨
ઈ. ૮ ક પા. ૭૨૮
જબરાઈથી કઢાવવાના ગુન્હામા કોઇ ચોકીદાર પોતાની ના પસંદગી બતાવે નહી તેથી તે મદદગારીના ગુન્હાનો જવાબદાર થતો નથી.

कोइ गामडाना चोकीदारनी रुबरूमां पिनलकोडनी ३८४ मी क- लम मांहिलो जबराइथी कढाववानो गुन्हो बन्यो. अने तेमां तेणे पोताना तरफथी नामंजुरी बतावी नही. एवी वात उपरथी ते चोकीदार मददगार तरीके जवाबदार थतो नथी.

આ કામમાં અરજદાર ગોપાળચંદ્ર સરદાર ઉપર કુસમણીબાવા પાસેથી રૂપૈયા ૧૫) શીવચંદ્ર ભંડારીએ જબરાઇથી કડાવ્યા, તેમાં મદદ કર્યાનું તોહોમત હતું. ડેપ્યુટી માજીસ્ટ્રેટે પોતાના ઠરાવમાં કહ્યું છે કે, "પ્રોસીક્યુસનના પુરાવાથી સાબિત થાય છે કે, બંધવા શીવચંદ્રે પોતાના હોકાની ચીલમ ચોર્યાનું ફરીયાદી ઉપર આળ ચડાવ્યું. અને રૂ. ૩૦) ન આપે તો પોલીસમાં જાહેર કરવાની ધમકી તેને આપી. અને અંતે બંધવે પંદર રૂપૈઆ લેવાનું કબુલ કર્યું. આ રકમ ફરીયાદીએ પોતાનું અંગનું ઘરેણું, એક ઊમેશપુર ખેતને ત્યાં ગીરે મુકીને, સદરહુ રકમ એકઠી કરી બંધવાને આપવાનો બંદોબસ્ત કર્યો. અને બંધવો ગોપાળચંદ્ર સરદાર ચોકીદાર હતો, અને તે વખ્તે તે ત્યાં હાજર હતો, એવી જુબાની પડી છે. અને જો કે એમ ખુલ્લું થતું નથી કે, સદરહુ ચોકીદારે વિશેષ કરીને કાંઈ કર્યું, અથવા કહ્યું હોય, તોપણ આ હકીકત બની તે દરમિયાન તે હાજર હતો. અને તેની સાથે બંધવા શીવચંદ્રના શબ્દો, તેની વર્તણુંક, અને તેનું કૃત્ય નામંજુર કર્યું, એ પૂર્ણ રીતે કહી આપે છે કે, તેણે તે કામમાં મદદ કરી.

ડેપ્યુટી માજીસ્ટ્રેટે, શીવચંદ્ર ભંડારીને પીનલકોડની કલમ ૩૮૪ મી પ્રમાણે અપરાધી ઠરાવી, તેને એક માસની સખ્ત કેદ તથા રૂપૈયા ૩૦) દંડ, ને ન આપે તો બીજો એક માસ જાદે કેદની સજા કરી.

તેણે અરજદાર ગોપાળચંદ્ર સરદારને પીનલકોડની કલમ ૩૮૪—૧૦૯ પ્રમાણે અપરાધી ઠરાવી, એક માસની સખ્ત કેદની સજા કરી. શીવચંદ્રે ડીસ્ત્રીકટ જજને અપીલ કરી; અને તેને પ્રોસીક્યુશનના પુરાવાનો ભરોંસો ન પડતાં, ગુન્હાનો ઠરાવ રદ કરી દંડ પાછો આપવાનો હુકમ કર્યો. ગોપાળચંદ્રે હાઇકોર્ટમાં ડેપ્યુટી માજીસ્ત્રેટનો સજાનો ઠરાવ ફેરવી રદ કરાવવાની અરજી કરી.

**અરજદાર તરફથી બાબુ વેજનાથ દત્ત.**

**જસ્ટીસ મેકડોનલ અને ફીલ્ડે આપેલો ઠરાવ.—**

આ કામમાં એક શીવચંદ્ર ભંડારી ઉપર જબરાઇથી કડાવ્યાનું તોહોમત હતું. અને એક ઓરત પાસેથી રૂપૈયા ૧૫) તે સ્ત્રી ઉપર ચોરીનું આરોપ લાવવાની ધમકી આપીને કડાવ્યા હતા, એમ કેહેવામાં આવ્યું છે. અરજદાર ગોપાળચંદ્ર સરદાર ગામડાનો ચોકીદાર હતો. અને શીવચંદ્ર ભંડારીએ જબરાઇથી કડાવવાનો ગુન્હો કર્યો, તેમાં મદદગારી કરી, એ ગુન્હાનો તેને અપરાધી ઠરાવ્યો હતો. ડેપ્યુટી માજીસ્ત્રેટ પોતાના ઠરાવમાં કહે છે કે, "જો કે એમ ખુલ્લું થતું નથી કે, સદરહુ ચોકીદારે વિશેષ કરીને કાંઇ કર્યું, અથવા કહ્યું હોય તોપણ આ હકીકત જ્યારે બની, ત્યારે તે હાજર હતો. અને તેની સાથે બંધવા શીવચંદ્રના શબ્દો, તેની વર્તણુંક, અને તેનું કૃત્ય નામંજુર ન કર્યું, એ પૂર્ણ રીતે કહી આપે છે કે, તેણે તે કામમાં મદદ કરી."

ગોપાળચંદ્ર સરદારે શીવચંદ્ર ભંડારીની વર્તણુંક, ઉપલે પ્રસંગે નામંજુર કરવાની કસુર કરી, એથી મદદગારી થતી હોય, એમ અમે ધારતા નથી. પીનલકોડની કલમ ૧૦૭ મીની વ્યાખ્યાનો ફક્ત જે ભાગ આ કામને લાગુ પડે છે, એવું માનવામાં આવે તો તે ત્રીજી રકમ છે. એટલે કે, "કાંઇ કામ અથવા કાયદા વિરૂદ્ધ કસુર કરીને, તે વસ્તુ કરવામાં

ઇરાદાથી મદદ કરે. હવે આ કામમાં ચોકીદારની કાયદા વિરૂદ્ધ કાંઈ કસુર થઈ નથી. ફોજદારી કામ ચલાવવાના કાયદાની કલમ ૮૯—૯૦ (૪૪—૪૫) પ્રમાણે જબરાઇથી કઢાવવાના ગુન્હાની વાત જાહેર કરવાની તેની ફરજ નથી. અને જો તેની ફરજ હોય તોપણ, ગુન્હો બન્યાની વાત જાહેર કરવાની તેની પછવાડાની કસુરીથી એમ કહી શકાય નહીં કે, તેણે ઈરાદા પૂર્વક વસ્તુ કરવામાં મદદ કરી.

જબરાઈથી કઢાવવાનો ગુન્હો, એ કોગ્નીઝેબલ ગુન્હો નથી. અને તેથી કદાપી જો આપણે ધારીયે કે, ચોકીદાર જાણતો હતો કે, ચોરીનું આરોપ ખોટું છે, તોપણ ફોજદારી કામ ચલાવાની રીતના કાયદાની કલમ ૯૫ કે ૯૭ (૧૪૯-૧૫૧) લાગુ પડતી નથી.

ચોકીદારે ઇરાદા પૂર્વક, કોઇ કૃત્યથી જબરાઇથી કઢાવવાનો ગુન્હો કરવામાં સહાયતા કરી, એ વાત ડેપ્યુટી માજીસ્ટ્રેટ પોતાના ઠરાવથી નકાર કરે છે. અને કાયદાની વિરૂધ કસુર કરીને તેણે મદદ કરી હોય, એમ અમે જોઇ શકતા નથી. માટે ગુન્હાનો ઠરાવ તથા સજા રદ કરીએ છીએ.

## માહારાણી વિ. જાંનકી.

કલમ ૧૦૭.
૫
તા૦ ૨-૧૧-૮૨
ઈ. ઌ. મુ. પા. ૮૨
સ્ટાંપ ચોડયા વગરનું દસ્તાવેજ લે
વું એ ગુનોહ નથી.

अ ए एक सादा कागळ उपर ब ने दस्तावेज लखी आप्युं. ए दस्तावेज उपर चार आनानी स्टांप जोयती हती. बए अना उपर दीवानी कोर्टमां एक दावो कर्यो, अने सदरहु दस्तावेज पुरावामां गुजार्युं. दीवानी कोर्टे स्टांपना पैसा, तथा स्टांप चोडवानी कसुरीना दंडना पैसा आपवानुं अ ने कहयुं, पण ते पैसा तेणे आप्या नहीं. तेथी सदरहु दस्तावेज जप्तीमां राखी, कलेकटर तरफ मोकली आप्युं. दीवानी अदालतना मत साथे कलेकटरनो मत मळवाथी, अ तथा ब ना उपर फोजदारी मांडवानो हुकम कर्यो; परंतु तेणे जगातना तथा दंडना पैसा आपवानो हुकम कर्यो नहोतो. ए फोजदारीनी अंते स्टांपना कायदानी कलम ६१ मी प्रमाणे अ गुनेहगार ठर्यो; अने ब, अ ना गुनहामां मददगारना गुनाहनो अपराधी ठर्यो.

ठराव्युं के, आ बंने गुन्हाना ठराव कायदा वीरुद्ध छे. केमके जगात तथा दंड आपवानी तक, कलेकटरे आपी नहोती.

वळी ठराव्युं के, स्टांप वगरनुं दस्तावेज लेवुं तेथी, सदरहु दस्तावेज करवामां मददगारीनो गुन्हो थतो नथी.

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૯૬ ના ઠરાવો પ્રમાણે, આ કામ કાનડા જીલ્લા મેજીસ્ટ્રેટે હાઇકોર્ટ તરફ હુકમ થવા સાર મોકલ્યું હતું.

તા. ૧૭-૪-૮૦ ને રોજ એક કુમાર પાયકેજાનકી જોગની કબુલીયત લખી આપી. અને તેમાં તેણે એવી કબુલત આપી કે, એ જાનકી પાંસેથી ખેડવાને સારૂ કેટલાંક ખેતરો લીધાં છે તેના વેરા બદલ ચોકસ ખાંડી શાળ આપીશ. આ કબુલતમાં ગયા વરસ નો વેરો ચડત થઇ ગયો હતો, તે આપવાની પણ કબુલત કરી હતી. એ દસ્તાવેજ સાદા કાગળ ઉપર લખાયું હતું. અને કારવાડના પેલા વર્ગના સબોરડીનેટ જડજની કોર્ટમાં, સદરહુ દસ્તાવેજની રૂએ વેરો લેવાની જાંનકીએ ફરીયાદ કરી, તેમાં પુરાવા સારૂ દાખલ કર્યું હતું. સબોરડીનેટ જડજે ઠરાવ્યું કે, એ દસ્તાવેજ એક કરાર પત્રના રૂપ તથા ગણોતના સામા લખી આપેલા દસ્તાવેજના રૂપનું છે. અને તેથી સ્ટાંપ એકટના પરીસીષ્ટ પેલાની કલમ ૧૩ પ્રમાણે, તેના ઉપર ચાર આનાની સ્ટાંપ ચોડવી જોઈએ. કેમકે જાંનકીએ પોતાની ફરીયાદ અરજીમાં ગયા વરસની સાલનો દાવો કર્યો હતો, તેની કીંમત ગણુતાં ૨૫ રૂપૈયા થતા હતા. સ્ટેંપના ધારાની ૩૪ મી કલમ પ્રમાણે, પુરેપુરી જકાત તથા દંડ આપવાની જાંનકીના વકીલે ના પાડી, તેથી સબોરડીનેટ જડજે તે દસ્તાવેજની જપ્તી કરી, અને તેજ કાયદાની ૩૫ મી કલમની બીજી પેટા રકમ પ્રમાણે, કલેકટર તરફ મોકલી દીધું. તે ઉપરથી ગણોતીયા ઉપર સ્ટેપ એકટની કલમ ૬૧ પ્રમાણે, તથા જાંનકી ઉપર. ક્રી. પી. કો. ની કલમ ૧૦૯ તથા સ્ટેપના ધારાની કલમ ૬૧ પ્રમાણે ફોજદારી માંડવાની મંજુરી આપી.

આ મુકરદમો કારવાડના બીજા વર્ગના માજીસ્ત્રેટે ચલાવી; પ્રત્યેકને ગુન્હેગાર ઠરાવ્યા. અને તેઓને પાંચ પાચ રૂપૈયા દંડ કર્યો. આ ઠરાવ અને સજા ઉપર જાંનકીએ અપીલ કરી. અને અપીલમા નીચલી કોર્ટનો ઠરાવ રદ થઈ ગયો.

**હાઇકોર્ટે નીચે પ્રમાણે ઠેરાવ આપ્યો.**

**જસ્ટીસ વેસ્ટનો ઠરાવ—**

સ્ટાંપના ધારાની કલમ ૩૭ મી તથા ૪૦ મીની અમર એવી છે કે, કલેકટર એજ ધારાની ૬૯ મી કલમ પ્રમાણે પોતાની મુખતીયારીનો ઉપયોગ કરે, તે અગાઉ જકાત અને દડ આપવાની તક દરેક માણુસને આપવી જોઇએ. કાંઇ દંડ આપવા જેવો છે કે નહીં, તેનો વાજબી સવાલ ઘણેક પ્રસગે ઉઠે છે. પોતાની મુખતીયારી વાપરતાં પેહેલાં તેની કાયદેસર ફરજ છે તે ફરજ પ્રમાણે તેણે પ્રથમ વર્તવું જોઇએ. ચોરાઉ મીલકત કબુલ કરવી એ જેમ ચોરીની મદદગારી નથી, તેવીજ રીતે સ્ટાંપ વગરનું દસ્તાવેજ કબુલ રાખવુ, તે પગ મદદગારી નથી. માટે અપીલ કોર્ટનો કરેલો ફેસલો મારા વિચાર પ્રમાણે સાચો છે.

## કેસરેહિંદ વી. મીઠુલાલ.

**કલમ ૧૦૭**

૬

તા૰ ૨૫ ૧૦—૮૫ ઈ. ૮ આ પા.૧૮ સ્ટાંપ વિનાની પોહોંચ આપવી એ સ્ટાંપના કાયદા પ્રમાણે ગુન્હો છે.

एक करजदारे पोताना लेणदारने पैसानी कांइ रकम आपी. अने तेनी पासेथी स्टांप चोढया वगरनी पोहोंच लीधी. अने कहयुं के हुं तेना उपर स्टांप लगावीश.

ठराव्युं के स्टांप चोढया वगरनी रसिदना गुन्हामां हिंदुस्थानना पि-

नलकोंडनी कलम १०७ना अर्थ प्रमाणे मददगारी कर्यानो गुन्हो थतो नथी·

સ્ટાંપ બિનાની પહોંચ લેવી એ ઉપલા ગુનહામાં મદદગારી છે. પણ તે કયા રે કે તે સ્ટાંપવાળી પહોંચ પોતાની સમતીથી કબુલ રાખી હોય ત્યારે.

હું સ્ટાંપ તે ઉપર ચોડીસ એમ કહીને તે લેવી એ મદદગારી કરી કેહેવાય નહીં તેમ તટલું કહ્યા વગર પણ લેવી તે પણ મદદગારીનો ગુનો છે નથી.

આ કામમાં એક મીઠુલાલને પિનલકોડની કલમ ૧૦૯ મી તથા ૧૮૭૯ના આકટ પેહેલાની કલમ ૬૧ મી પ્રમાણે, સ્ટાંપ વગરની રસિદ આપવામાં મદદગારી કર્યાનો ગુન્હેગાર ઠરાવ્યો હતો.

એમ જણાયું છે કે, એક સ્ટાંપ વગરની પાવતી એક તહશિલદારની અદાલતમાં જપ્તીમાં રાખી હતી. અને તેના બનાવનાર ઉપર ફોજદારી માંડવાનો કલેકટરે હુકમ કર્યો હતો. તે ઈનસાફમાં માજીસ્ત્રેટે મીઠુલાલને સમન કર્યો. અને તેના ઉપર તોહોમત મુકી, તેનો ઈનસાફ કરીને તેને અપરાધી ઠરાવ્યો. માજીસ્ત્રેટને એમ માલુમ પડયું કે, મીઠુલાલે સ્ટાંપ વગરની પોંહોંચ કબુલ રાખી હતી; અને હું સ્ટાંપ ચોડીશ એવું તેણે કહેલ હતું, અને તેથી તેણે ઇરાદા પુર્વક ગેરકાયદેસર કસુર કરવામાં મદદ કરી, માટે માજીસ્ત્રેટે તેનો ૧૦ રૂપિઆ દંડ કર્યો.

આ મુકરદમો હાઇકોર્ટ તરફ લખી મોકલતાં સેશન જડજે નીચે પ્રમાણે લખેલું હતું.

"કેસરેહિંદ. વિ. જાનકી (૭ મુ. ૨૨) તથા કેસરેહિંદ. વિ. ભેરનના મુકરદમાઓની શાદત આપવામાં આવી છે. પરંતુ માજીસ્ત્રેટનો એવો અભિપ્રાય થયો છે કે, આ બંને કામના ઠરાવો કેસરેહિંદ. વિ. બાહાદુરશિંહના તાજા ઠરાવથી રદ થઇ ગયા છે. (આમાંથી છેલ્લા બે મુકરદમાઓ અલાહબાદ હાઇકોર્ટના છે) તેમાંથી અલાહબાદના ફેંસલાઓ બન્ને એકેક જડજે કર્યા છે. તેથી કયા ફેંસલાને અનુસરીને ચાલવું એ તેની મૂખત્યારી ઉપર છે. પણ એ ફેંસલાઓ એક બીજાથી, અથવા મુંબઈ હાઇકોર્ટના ફેંસલા (કેસરેહિંદ. વિ. જાનકી)થી પ્રતિકુલ નથી. તે મુંબઇના ફેંસલામાં એવું ઠરાવ્યું છે કે, સ્ટાંપ વગરની પાવતી લેવી એ ગુન્હો નથી. ભેરનના મુકરદમામાં માજીસ્ત્રેટને એમ માલુમ પડયું હતું કે, ખત લખાવી લેનારે સાદા કાગળ ઉપરનું ખત કબુલ રાખ્યું હતું. સેશન જડજે જ્યારે આ ભેરનવાળો કેસ લખી મોકલ્યો હતો, ત્યારે તેમાં તેણે લખ્યું હતું કે, એ બાબતનો કાંઇ પૂરાવો પડયો નથી. તેથી હાઈકોર્ટમાં એ ગુન્હાનો ઠરાવ રદ થઈ ગયો હતો.

બાહાદુરશિંહના કામમાં અપરાધી ઠરેલ મદદગાર પૈસાની ધિરધાર કરનારો હતો. તેણે પોતાના કરજદાર પાસેથી, સ્ટાંપ વગરના કાગળ ઉપર પૈસા ધીર્યાની પોંહોંચ કરાવી લિધી. આ કામમાં મદદગારી એવી છે કે, પૈસા આપનારે પોંહોંચ લિધી, અને તે

ઉપર સ્ટાંપ ચોઢવાનું પોતે કહેલ હતું. આ કામમાં આટલી બાબતનો પુરાવો છે. આને મદદગારી કહેવી, એ કાયદાનો તાણીને અર્થ બેસાડયા જેવું મને લાગે છે. અને પૈસા આપનારો સ્ટાંપ વગરની પોંહોંચ લેઈને, તથા તે ઉપર સ્ટાંપ ચોડવાનું કહ્યા વગર, તેવી પોંહોંચ બનાવવામાં ઈરાદા પુર્વક મદદ કરનારો થાય છે, એમ કેહેવું એ એટલેજ દરજે વાજબી છે. માહારી અરજ એવી છે કે, આ ગુન્હાનો ઠરાવ રદ કરવો જોઇએ.

## પેથીરામ ચિફજસ્ટિસનો ઠરાવ.

હિંદુસ્થાનના પિનલકોડની કલમ ૧૦૭ માં મદદગારીના ગુન્હાની જે વ્યાખ્યા આપી છે, તેનો મીઠુલાલ ગુન્હેગાર નથી, એમ માહારો અભિપ્રાય થાય છે. સાબિત થયેલી હકીકત એવી છે કેઃ—

બંધવે પોતાના લેણુદારને કાંઇક પૈસાની રકમ આપી. એ પૈસા જયારે અપાયા, ત્યારે તેને પોંહોંચ આપવાનું ઠરેલ હતું, પણ લેણુદારે કહ્યું કે, માહારી પાસે સ્ટાંપ નથી, તેથી હું સ્ટાંપવાળી પોંહોંચ આપી શકતો નથી. તે ઉપરથી બંધવે સ્ટાંપ વગરની પોંહોંચ કબુલ રાખી. અને પોતા થકી સ્ટાંપ ચોહોડવાનું કહ્યું.

આવી હકીકત ઉપરથી સાફ ચોખું છે કે, બંધવે કોઇ કૃત્યથી કોઇ ગુન્હામાં મદદગારી કરી નથી. કેમકે તેણે કાંઇ વધુ ઘટુ કર્યું નથી. જે વાત કાયદા પ્રમાણે કરવાને તે બંધાયેલો હતો, તે કરવાની તેણે કાયદા વિરૂધ્ધ કસુર કરી કે નહીં, તેજ ફકત સવાલ રહે છે. જે પ્રમાણે માહારા જોવામાં આવે છે તે પ્રમાણે, તેને જે કરવાનું હતું તે તેણે કીધું છે. એટલે તેણે સ્ટાંપવાળી પોંહોંચ માગી. અને તેના લેણુદાર પાસે સ્ટાંપ ન હોવાથી, સ્ટાંપવાળી પોંહોંચ આપવાની અશકતી બતાવી, તેથી જેવી પોહોંચ તેને મળી તેવી તેણે લીધી. એટલે કે સ્ટાંપ વગરેની પોંહોંચ તેણે લીધી. બાહાદુરશિંહનો ફેસલો આ કામમાં મુદાનો નથી. તે કાંમમાં પોંહોંચ બંધવાની ખુદની ચોપડીમાં તથા તેની મરજીથી લખાઈ હતી. બીજા જે ફેસલાઓની શાદત આપી હતી, તે માંહેલા ઠરાવો આ કામને લગતા છે. તેથી મીઠુલાલને અપરાધી ઠરાવી દંડ કર્યોછે, તે રદ કરવામાં આવે છે. દંડ વસુલ થયો હોયતો તેને પાછો આપવો.

## કલમ ૧૦૮ મી.

૧૦૮. જે સખસ કાંઇ ગુન્હો કરવામાં મદદગારી કરે, અથવા જે મદદગાર. કામ મદદગાર સખસના ઈરાદા અથવા જ્ઞાનથી ગુન્હો કરવાને કાયદા પ્રમાણે કોઇ શકતીમાન સખસે કર્યું હોય તો ગુન્હો થાય, એવું કાંઇ કામ કરવામાં મદદગારી કરે તે સખસે ગુન્હામાં મદદગારી કરી એમ સમજવું.

ખુલાસો ૧ લો.—કાંઇ કામની કાયદા વિરૂધ કસુર કરવામાં મદદગારી કરવી તે ગુનોહ થઈ શકે છે, પછી તે કામ કરવાની અગર તે મદદગારની પોતાની ફરજ નહી હોય તો પણ.

ખુલાસો ૨ જો.—મદદગારીનો ગુન્હો થવામાં એવી કાંઈ જરૂર નથી કે, મદદગારી કરેલું કામ થવું જોઇએ, અથવા જે અસર તે ગુન્હો થવામાં જરૂર છે તે અસર પેદા થવી જોઇએ.

### દ્રષ્ટાંત.

(અ) **અ** **બ** ને **ક** નું ખુન કરવાને ઉશકેરે, **બ** તેમ કરવાની ના કહે તો **બ** ને ખુન કરવામાં **અ** એ મદદગારી કરી એમ સમજવું.

(બ) **અ** **બ** ને **ડ** નું ખુન કરવાને ઉશકેરે. તે ઉશકેરણી મુજબ **બ** **ડ** ને એક ખાંજર મારે, તે જખમથી **ડ** સારો થાય તોપણ **અ**એ **બ** ને ખુન કરવાની ઉશકેરણી કરી એમ સમજવું.

ખુલાસો ૩ જો —એવું કાંઇ જરૂર નથી કે જે સખસને મદદગારી કરી હોય તે સખસ કાંઇ ગુન્હો કરવાને કાયદા પ્રમાણે શકતીમાન જોઇએ, અથવા તે મદદગારના જેવોજ તે સખસનો સાપ્રાધ ઇરાદો કે જ્ઞાન જોઇએ, અથવા તે સખસનો કાંઇ પણ સાપ્રાધ ઇરાદો અથવા જ્ઞાન જોઇએ.

### દ્રષ્ટાંતો.

(અ) **અ**, સાપ્રાધ ઇરાદાથી, એક બાળકને અથવા ગાંડા માણસને કાંઇ કામ કરવાને ઉસકેરે, અને તે કામ એવું હોય કે ગુન્હો કરવાને કાયદા પ્રમાણે શક્તિમાન હોય એવો કોઇ સખસ **અ** ના જેવા ઇરાદાથી તે કામ કરે તો ગુન્હો ગણાય, તો એ ઠેકાણે **અ** એ ગુન્હામાં મદદગારી કરી એમ સમજવું, પછી તે કામ કરવામાં આવે કે નહી તો પણ.

(બ) **ઝ** નું ખુન કરવાના ઇરાદાથી **અ** સાત વર્ષથી ઓછી ઉમરના એક બાળક **બ** ને એક એવું કામ કરવાને ઉશકેરે કે તેથી **ઝ** નું મોત થાય. **બ** તે મદદગારી ઉપરથી તે કામ કરે, અને તે કામથી **ઝ** નું મોત થાય, તો એ ઠેકાણે, જો **બ** ગુન્હો કરવાને કાયદા પ્રમાણે શક્તિમાન નથી તો પણ જાણે, **બ** ગુન્હો કરવાને કાયદા પ્રમાણે શક્તિમાન હોય, અને તેણે ખુન કર્યું હોય તેજ મિસાલે, **અ** શિક્ષા થવાને લાયક છે; માટે તેને મોતની શિક્ષા થઇ શકે.

(ક) અ એક ઘરને આગ લગાડવાને બ ને ઉશકેરે, અ ની ઉશકેરણી ઉપરથી બ તે ઘરને આગ લગાડે અને દીવાનગીના સબબથી તે કામ કેવી તરેહનું છે તે, અથવા પોતે જે કામ કરે છે તે કામ ખોટું અથવા કાયદા વિરૂદ્ધ છે એવું જાણવાને બ અશકત હોય, તો બ એ કાંઇ ગુન્હો કર્યો એમ સમજવું નહી; પણ અ એ ઘરને આગ લગાડવાના ગુન્હામાં મદદગારી કરી, અને તે ગુન્હાને માટે ઠરાવેલી શીક્ષાને લાયક છે, એમ સમજવું.

(ડ) ચોરી કરવાના ઇરાદાથી ઝ ના કબજામાંથી કાંઇ ઝ ની મીલકત લેવાને અ બ ને ઉશકેરે, અ બ ના મનમાં એવો વિશ્વાસ ઉત્પન્ન કરે કે તે મીલકત અ ની છે, પછી શુધબુદ્ધિથી તે મીલકત અ ની છે એમ માનીને, બ તે મીલકત ઝ ના કબજામાંથી લે, તો એ ખોટી સમજણથી કામ કર્યું તેથી તેણે તે બદદાનતથી લીધી એમ કહેવાય નહી; માટે તેણે ચોરી કરી એમ સમજવું નહી. પણ અ એ ચોરીમાં મદદગારી કરી, અને બ એ ચોરી કરી હોય તો જે શીક્ષા બ ને થાય તેજ શીક્ષા ને અ લાયક છે એમ સમજવું.

ખુલાસો ૪ થો.—કોઈ ગુન્હામાં મદદગારી કરવી એ ગુન્હો છે, માટે એવી મદદગારીમાં મદદગારી કરવી એ પણ ગુન્હો છે, એમ સમજવું.

### દ્રષ્ટાંત.

ઝ નું ખુન કરવાને ક ને ઉશકેરવાને અ બ ને ઉશકેરે. તે ઉપરથી ઝ નું ખુન કરવાને બ ક ને ઉશકેરે, અને બ ની ઉશકેરણી ઉપરથી ક તે ગુન્હો કરે, તો પોતાના ગુન્હાને માટે બ ખુનની શીક્ષાને લાયક છે; અને તે ગુન્હો કરવાને અ એ બ ને ઉશકેર્યો માટે અ પણ તેજ શીક્ષાને લાયય છે, એમ સમજવું.

ખુલાસો ૫ મો...મસલતથી મદદગારીનો ગુન્હો કરવામાં એવું કાંઇ જરૂર નથી. કે જે સખસ ગુન્હો કરે તે સખસની સાથે તે મદદગારે તે ગુન્હા બાબત મનસુબો કરવો જોઈએ. જે મસલત મુજબ તે ગુન્હો કરવામાં આવે તે મસલતમાં સામીલ થયો તો બસ છે.

### દ્રષ્ટાંત.

અ બ ની સાથે મનસુબો કરીને તેઓ ઝ ને ઝેર દેવાની ગોઠવણ કરે. તેમાં એમ ઠરે કે અ એ ઝેર આપવું પછી તે ગોઠવણ બ ક ને સમજાવે; અને એમ કહે કે એક ત્રીજો સખસ ઝેહેર આપવાનો છે, પણ અ નું નામ કેહે નહી. ક ઝેર લઇ આવવું કબુલ કરે અને સમજાવેલી રીતે વાપરવા સારૂ તે ઝેર બ ને હવાલે કરે પછી અ તે ઝેર આપે અને તેના જોરથી ઝ મરી જાય, તો એ ઠેકાણે અ તથા ક એઓએ મળીને કાંઈ મસલત કરી નથી, તોપણ જે મસલત મુજબ ઝ નું ખુન થયું તે મધ્યે ક સામીલ થયો, માટે ક એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કર્યો, અને તે ખુનની શીક્ષાને લાયક છે, એમ સમજવું.

## કલમ ૧૦૯ મી.

૧૦૯. અગર કોઇ માણસ કાંઇ ગુન્હામાં મદદગારી કરે અને તે મ જો મદદગારી દદગારીની શીક્ષાને માટે, આ કાયદામાં કાંઇ સાફ ઠરાવ કરેલો નહી હોય, પરથી મદદગા

## કલમ ૧૦૯ મી.

અગર કોઇ માણસ ગુનાહમાં મદદગારી કરે અને તે મદદગારી ઉપરથી તે કરેલું કામ કરવામાં આવે, અને તે મદદગારીની શિક્ષાને માટે, આ કાયદામાં કાંઇ સાફ ઠરાવ કરેલો નહી હોય, તો તે ગુનાહને માટે ઠરાવેલી શિક્ષા તે માણસને કરવામાં આવશે.

જો મદદગારી પરથી મદદગારે કરેલું કામ કરવામાં આવે, અને તે હેવી મદદગારીને માટે બીજે કે થાં સાફ શિક્ષા ન ઠરાવી હોય તેહેની શિક્ષા.

ખુલાસો—કાંઇ કામ અથવા ગુનહો મદદગારી ઉપરથી કરવામાં આવ્યો એમ ક્યારે સમજવું, કે જ્યારે તે કામ અથવા ગુનોહ, તે મદદગારીમાં જે ઉશકેરણી, અથવા મસલત, અથવા સાહાય આવ્યું હોય તે ઉશકેરણી ઉપરથી, અથવા તે મસલત મુજબ, અથવા તે સાહાયથી કરવામાં આવે ત્યારે.

દ્રષ્ટાંત.

[અ] બ એક સરકારી નોકર છે. તેણે પોતાના ઓહદ્દાનો અમલ ચલાવવામાં અ ની ઉપર કાંઇ મેહેરબાની બતાવવાના બદલામાં અ બ ને કાંઇ લાંચ આપવા માંડે, અને બ તે લાંચ લે, તો ૧૬૧ મી કલમમાં બ્યાન કરેલા ગુનાહમાં અ એ મદદગારી કરી એમ સમજવું.

[બ] ખોટી સાહેદી આપવાને અ બ ને ઉશકેરે, અને તે ઉશકેરણી ઉપરથી બ તે ગુનોહ કરે, તો અ એ તે ગુનાહમાં મદદગારી કરી, તથા બ ના જેવીજ શિક્ષાને તે લાયક છે, એમ સમજવું.

[ક] અ તથા બ ઝ ને ઝેર આપવાની મસલત કરે તે મસલત મુજબ અ ઝેર લાવીને બ ને હવાલે કરે, એટલા સારૂ કે બ તે ઝેર ઝને આપે પછી તે મસલત મુજબ બ અ ની ગેરહાજરીમાં તે ઝેર ઝ ને આપે અને તેથી ઝ નું મોત થાય, તો એ ઠેકાણે બ ખુનનો તકસિરવાર છે; અને અ એ મસલતથી તે ગુનાહમાં મદદ કરી. તથા તે ખુનની શિક્ષાને લાયક છે, એમ સમજવું.

### રાણી વિ. મારૂતી દાદા.

हिंदुस्थानना पीनलकोड प्रमाणे मददगारीनो गुन्हो, एकस्वतंत्र गुन्हो छे. अने तेथी मदद करनारना अपराधी पणानो ठरावमुख्य गुन्हाना ठराव उपर कोइ प्रकारे आधार राखनारो नथी.

કલમ ૧૦૯
૧
તા—૧૨—૧૦—૭૫
ઈ-૧ મુ-પા, ૧૫
મદદગારીનો ગુન્હો મુખ્ય ગુનહાથી ઈલાયદો છે.

આ એક અપીલ મુંબઈ સરકારે કરી હતી. પુનાના સેસન જડજે ત્રણ તોહોમત-

વાળાઓ, એટલે, નારાયણ, સીતાબાઇ, અને મારૂતી,ના લાભમાં ના સાબીતીનો ઠરાવ કર્યો હતો. તે ફેરવી નાંખવાને તથા પેહેલા વર્ગના માજીસ્ટ્રેટે ગુન્હાનો ઠરાવ કરી, સજા કરેલી હતી, તે પાછી બાહાલ કરવા વાસ્તે, અપીલની માગણી હતી.

બંધવા મારૂતી ઉપર પેહેલા વર્ગના માજીસ્ટ્રેટે ઘર ફોડવાના ગુન્હાનું, તથા ફરીયાદી ગોવીંદરાયના રેહેવાના ઘરમાંથી ચોરી કર્યાનું, એમ બે તોહોમતો, બંધવા મારૂતી ઉપર રાખ્યાં હતાં. કનસ્ટાનશીયો, મલહાર, નારાયણ, અને સીતાબાઇ, એમ ચાર જણાઓ ઉપર ઉપલા ગુન્હાઓમાં, મદદગારી કર્યાનું તોહમત હતું. બધા તોહોમતદારોને ગુન્હેગાર ઠરાવી તેઓને જુદી જુદી મુદતની કેદની તથા દંડની સજા કરવામાં આવી. અપીલમાં નારાયણ,સીતાબાઇ, તથા મારૂતીને સેસન જડજે છોડી મૂકયાં. આ નાસાબીતીના ઠરાવ ઉપર સરકારે અપીલ કરીછે.

**જસ્ટીસ નાનાભાઇ તથા જસ્ટીસ વેસ્ટ.**

**સરકાર તરફથી ધીરજલાલ મથુરાદાસ.**

**સીતાબાઇ તરફથી પાંડુરંગ બલીભદ્ર.**

અપીલની સુનાવણી જસટીસ નાનાભાઇ તથા જસટીસ વેસ્ટની હજુરમાં થઇ. પુરાવાની હકીકત કહી બતાવ્યા પછી, સરકાર તરફથી સરકારી પ્લીડર ધીરજલાલ મથુરાદાસે એવી દલીલ કરી કે, સેસન જડજની પાસે, ત્રણે બંધવાઓને, ગુન્હેગાર ઠરાવવા સારૂ, પુષ્કળ પુરાવોછે.

બંધવા નારાયણ, તથા સીતાબાઇ, તરફથી પાંડુરંગ બળીભદ્રે સામી દલીલો આપીને કહ્યું કે:—જો મુખ્ય ગુન્હેગાર મારૂતીને છોડી મૂકવામાં આવે, તો તેના મદદગાર, નારાયણ, તથા સીતાબાઈ, ઉપર કાયદેસર કોઇ ગુન્હાનો ઠરાવ પોસાઈ શકે નહીં. મારૂતીની વીરૂદ્ધમાં, પુરાવાની મોટી ઉપયોગી બાબત મલહારની કબુલત છે. પણ તેના ઉપર એકજ ગુન્હાનું તોહોમત નથી. તેથી તેની કબુલત મારૂતીની વિરૂદ્ધનો પુરાવો નથી. જો મારૂતી છુટી જાય તો, તેને મદદ કરનારા છુટી જવા જોઇએ, જુઓ ચમન બાપુજીનો કેસ મલહારની કબુલતને, એક સોબતીની જુબાની તરીકે ગણવામાં આવે તોપણ તેને પુષ્ટી મળવી જોઈએ.

પ્રત્યુત્તરમાં ધીરજલાલે જવાબ આપ્યો કે, ઉપરના ફેંસલાના નિયમથી માજીસ્ટ્રેટે ઉલટું કર્યું નથી. હિંદુસ્થાનના પીનલકોડ પ્રમાણે, મદદગારીનો ગુન્હો સ્વતંત્ર છે. મુખ્ય ગુન્હાનું તે કાંઈ અંગ નથી, અને પ્રત્યેકનો ઇનસાફ એકબીજાથી સ્વતંત્ર રીતે થઇ શકેછે.

એ કાયદાની, જે કલમોમાં, મદદગાદી વીશે કહેવામાં આવ્યુંછે, તે કલમોમાં મુખ્યતને કરીને ૧૧૪ મી કલમ છે. તેમાં એવું ઠરાવ્યું છે કે, ગુન્હો કરવા ટાંણે જે મદદગારો હાજર હોય, તેઓને મુખ્ય ગુન્હો કર્યાના ગુન્હેગાર પ્રમાણે ગણવા જોઇએ. અને કલમ ૧૦૯મીમાં એવો સમાન્ય રીતનો નીયમ બાંધ્યો છે કે, બંન્નેને માટે સજા એકજ કરવી. તે ઉપરથી દેખાય છે કે, મદદગારના ગુન્હાનો ઠરાવ કરવામાં, મુખીના ગુન્હાના ઠરાવ ઉપર આધાર રાખવાનો નથી.

પુરાવા ઉપર ટીકા કર્યા પછી, નારાયણ, અને સીતાબાઇને છોડી મુક્યાની સામે તથા મારૂતીને છોડી મુક્યાની તરફેણમાં હાઈકોર્ટે પોતાનો અભિપ્રાય લખ્યા પછી, જસ્ટીસ વેસ્ટ નીચે પ્રમાણે લખે છે.

બધવા મારતીને છોડી મુકતાં, તેમાંથી નિકળતી કાયદાની બાબતનો વિચાર કરવા જરૂર લાગે છે. તે બાબત બંધવા નારાયણુ, તથા સીતાબાઈ તરફથી, પાંડુરંગ બળીભદ્રે દલીલ મુકી છે. તેણે એવો વાંધો લીધો છે કે, મુખ્ય ગુન્હેગારને છોડી મુક્યા પછી, મારા અસીલોને મદદગારીના ગુન્હેગાર ઠરાવી શકાય નહીં. અને તેણે રાણી વિરૂધ ચમન બાપુજીના કેશનો હવાલો આપ્યો છે. આ અદાલતના માજી ચીફ જસ્ટીસ સર રીચર્ડ કાઉચ તથા એક બીજા જડજે ૧૮૬૪ ના જાનેવારીની ૨૨ મી તારીખે એવું ઠરાવેલ છે કે, મુખ્ય ગુન્હેગારના છુટી જવાથી બીજા બંધવાને એજ ઇનસાફના કામમાં એજ ગુન્હાની મદદગારી માટે ગુન્હેગાર ઠરાવી શકાય નહી. મુખ્યના ગુન્હાનો ઠરાવ થયા પેહેલાં મદદગાર પોતાનો બચાવ આપવાને ના પાડી શકે, એવું જ્યારે વિલાયતના કાયદાનું ધોરણુ હતું, ત્યારે આ ઠરાવ કરવામાં આવ્યો છે. હમણાં હવે જુદુંજ ધોરણુ ચાલેછે. અને તે જોઇને સંતોષ પામવા જેવું છે. તથાપિ વિલાયતના ફોજદારી કાયદા ઉપરથી આધાર લેઇ જે ઠરાવ કરવામાં આવ્યો છે. અને જે ઠરાવનો હવાલો આપ્યો છે, તેને અનુસરવાને અમે બંધાયા નથી. નવા કાયદા ઉપરથી તાજા વિલાયતના કેશો બીજેજ રસ્તે ચુક્યા છે. રાણી વિ. હાઉજીસના ફેંસલાનો હવાલો અમારે દેવો જોઇએ. એ ફેંસલાને મથાળે લખ્યું છે કે, "તોહમતનામાનાં પેહેલાં બે તોહોમતો કેદી તથા એક દ (નામના સક્ષ) ઉપર, ચોરી કર્યાનાં હતાં. ત્રીજું તોહોમત કેદી ઉપર ચોરીનો માલ રાખ્યાનું હતું. ઇનસાફ કરતી વખત દના વિરૂધ કાંઇ પુરાવો પડયો નહીં, એટલે તેને છોડી મુક્યો . તે એટલા સારૂ કે કેદીની વિરૂદ્ધ તેને શીક્ષા દરજે બોલાવી શકાય. પુરાવેથી એમ જણાયું કે, દ એ ચોરી કરી તે અગાઉ કેદી ચોરી કરવાની વાતમાં સામેલ હતો. અને ચોરી થયા બાદ તેણે ચોરીનો માલ રાખ્યો હતો. કેદી ઉપરનાં, બધાં તોહમતોની બાબતમાં રજુ કરીએ. "એક અંદર ગુન્હેગાર છે." એવો પોતાનો ઠરાવ સંભળાવ્યો, એ ઉપરથી ઠરાવ્યું કે, દ મુખ્ય ગુન્હેગારને છોડી મુક્યાના કારણુથી, પેહેલા બે તોહમતોમાંથી કેદી છુટી જવાને પાત્ર થતો નથી."

એજ કામમાં ઠરાવ સંભળાવતી વખતે, નીચે પ્રમાણે ચીફ જસ્ટીસ અર્લસાહેબ બોલ્યા છે:—"અમારા ધારવામાં આવે છે કે, સ્વતંત્ર ગુન્હા તરીકે ગુન્હાનો ઠરાવ કાયમ રાખવો જોઇએ. ધારો કે, મુખ્ય ગુન્હેગારની પેહેલાં મદદગાર પકડાઇ ગયો, તો લાગલાજ તેનો ઇનસાફ કરીને ગુન્હેગાર ઠરાવી શકાય છે. જો પછવાડેથી મુખ્ય પકડાય, અને તેનો ઇનસાફ થઇ, તેને છોડી મુકવામાં આવે, તો મદદગારને છુટી જવાનો જરાએ હક છે ? અમારો મત એવો છે કે, એવો કાંઇ તેને હક નથી. તેની સજા પુરી થઇ ગઇ હોય એથી મદદગારને કાંઇ ખોટું થાય છે? અમે નથી ધારતા કે કાંઈ ખોટું થાય છે. મુખ્યનો ઇનસાફ થતો હોય, ત્યારે તેનો ઇનસાફ થાય કે તે પેહેલાં થાય. પરંતુ જો કે મુખ્ય ગુન્હેગાર છુટી જાય. પણુ મદદગાર ગુન્હેગાર ઠરી શકે છે ખરો, કેમકે કોઈ રીતે એમ ચોકસ નથી થઇ શકતું કે, મુખ્ય ગુન્હેગાર છુટી જાય, પણુ તે ખરેખરો ગુન્હેગાર નોતો.

હિંદુસ્થાનના પિનલકોડ મુજબ, મદદગારીનો ગુન્હો, એ સ્વતંત્ર ગુન્હો છે. મુખ્ય ગુન્હો થતો હોય ત્યાં, મદદગાર હાજર હોય તો, તેની સજા પણુ મુખ્ય ગુન્હા જેટલી છે. અને જે સક્ષ ઉપર, મુખ્ય ગુન્હો કર્યાનુ તોહમત હોય, તેનો ઇનસાફ થયા ઉપર મદદગા-

રીના ગુન્હાનો ઇનસાફ કોઇ રીતે લટકી રહેતો નથી. હિંદુસ્થાન તેમજ વિલાયતના કામ ચલાવવાના કાયદા મુજબ મુખ્ય ગુન્હેગાર પકડાય, તેની પેહેલાં મદદગારને પકડી શકાયછે. પછવાડેથી મુખ્યનો ઇનસાફ થઇ તેને છોડી મુકવામાં આવે. પરંતુ તેમ કરતાં મદદગારને કાંઇ હાની થતી નથી. પુરાવાનો કાંઇ ભાગ કોઇ કાયદાની બારીકીથી બાતલ થતાં, મુખ્ય ગુન્હેગારના અપરાધીપણા વિશે, તથા તેને ઓળખી કાઢી, નકી કરવામાં, વખતે વાજબી રીતનો શક લેવો હોય, તો લેઇ શકાય ખરો. પરંતુ મદદગારના અપરાધીપણાની, બાબતમાં કાંઇ શક ઉત્પન્ન થવા સંભવ નથી. તેનો ઈનસાફ કરવામાં પુરાવો બાતલ કરવાની બારીકી વખતે હોય કે ન હોય.

કોઇ નિયમથી મુખ્ય ગુન્હેગાર અ વિરૂધનો પુરાવો, બાતલ કરવામાં આવે, એ ઉપરથી મલાર જેવા મદદગાર, જેણે પોતાનો વાંક કબુલ કર્યો છે, અને જે બેશક ગુન્હેગાર છે. તેવા બ મદદગારને તે નિયમથી છોડી મુકવો પડે એ પુરાવાના નિયમને ઊંધો વાળવા જેવું છે.

બંનેનો જુદો જુદો ઇનસાફ કરવાને બદલે અ ની સાથે બ નો ઇનસાફ કર્યો, એવી હકીકતથી બ વિરૂદ્ધ જેટલી બીના છે, તેમાં ફેરફાર થતો નથી.

ઉપર બતાવ્યા પ્રમાણે જે ન્યાયનું ધોરણ છે, તે ધોરણ મુજબ મારૂતીને છોડી મુકયો છે. અને તેના સંબંધમાં અમે સેસન જડજને મળતા આવીએ છીએ. તે ઉપરથી કોનસ્ટાનશીયો, અને મલારે છુટી જવું એમ કાંઇ નથી, તેમ નારાયણ, તથા સીતાબાઇના સંબંધમાં સેસન જડજે જે ઠરાવ કર્યો છે તે મંજુર રાખવો જોઇએ એમ પણ કાંઇ નથી.

અમે ફરમાવીએ છીએ કે નારાયણ તથા શીતાબાઈને, જે ઠરાવથી ગુન્હેગાર ઠરાવવવામાં આવ્યાં હતાં, તે ઠરાવ પાછો બહાલ કરવો. અને તેમાં એવો સુધારો કરવો કે, બંધવ[illegible] ચોરી કરવા ટાંણે હાજર હતા નહી. માટે તેઓ ઘરમાંથી ચોરી કર્યાના ગુન્હામાં મદદગાર તરીકે ગુન્હેગાર છે. અને અનુક્રમે તેઓને સજા કરવામાં આવી હતી. તે સજા પણ બહાલ કરવી.



તો તે ગુન્હાને માટે ઠરાવેલી શીક્ષા તે માણસને કરવામાં આવશે.

રી કરેલું કામ કરવામાં આવે અને તે એવી મદદગારીનેમા ટે બીજે કેથાં સાફ શીક્ષા ન ઠરાવી હોય તે હેની શીક્ષા.

ખુલાસો.—કાંઈ કામ અથવા ગુન્હો મદદગારી ઉપરથી કરવામાં આવ્યો એમ ક્યારે સમજવું. કે જ્યારે તે કામ અથવા ગુન્હો તે મદદગારીમાં જે ઉશકેરણી અથવા મસલત અથવા સહાય આવ્યું હોય તે ઉશકેરણી ઉપરથી, અથવા તે મસલત મુજબ, અથવા તે સાહાયથી કરવામાં આવે ત્યારે.

દ્રષ્ટાંત.

(અ) બ એક સરકારી નોકર છે. તે પોતાના ઓહદાનો અમલ ચલાવવામાં અ ની ઉપર કાંઇ મેહેરબાની બતાવવાના બદલામાં અ બ ને કાંઇ લાંચ આપવા માંડે અને બ તે લાંચ લે, તો ૧૬૧ મી કલમમાં બ્યાન કરેલા ગુન્હામાં અ એ મદદગારી કરી એમ સમજવું.

(બ) ખોટી સાહેદી આપવાને અ બ ને ઉશકેરે, અને તે ઉશકેરણી ઉપરથી બ તે ગુન્હો કરે, તો અ એ તે ગુન્હામાં મદદગારી કરી, તથા બ ના જેવીજ શીક્ષાને તે લાયક છે એમ સમજવું.

(ક) અ તથા બ ઝ ને ઝેર આપવાની મસલત કરે તે મસલત મુજબ અ ઝેર લાવીને બ ને હવાલે કરે, એટલા સારૂ કે બ તે ઝેર ઝ ને આપે પછી તે મસલત મુજબ બ અ ની ગેરહાજરીમાં તે ઝેર ઝ ને આપે, અને તેથી ઝ નું મોત થાય, તો એ ઠેકાણે બ ખુનનો તકશીરવાર છે; અને અ એ મસલતથી તે ગુન્હામાં મદદગારી કરી, તથા તે ખુનની શિક્ષાને લાયક છે, એમ સમજવું.

કલમ ૧૧૦ મી

૧૧૦. અગર કોઇ માણસ કાંઇ ગુન્હામાં મદદગારી કરે, અને મદદગારી કરેલો સખસ મદદગારના ઇરાદા અથવા જ્ઞાન કરતાં જુદાજ ઈરાદા કે જ્ઞાનથી તે કામ કરે, તો બીજા ઇરાદાથી અથવા જ્ઞાનથી નહી પણ મદદગારના જેવાજ ઇરાદાથી અથવા જ્ઞાનથી અગર તે કામ કર્યું હોય, તો જે ગુન્હો થાય, તે ગુન્હાને માટે ઠરાવેલી શિક્ષા તે માણસને કરવામાં આવશે,

અગર મદદગારી કરેલો સખસ તે કામ મદદગારના ઇરાદા કરતાં જુદા ઈરાદાથી કરે, તો તે મદદગારીની શિક્ષા

## કલમ ૧૧૧ મી.

અગર એક કામમાં મદદગારી કરવામાં આવે અને બીજું કામ બને, તો જાણે તે કામમાં મદદગારી કરી હોય એવીજ રીતે તથા તેટલે દરજ્જે તે મદદગાર તે બનેલા કામને માટે જવાબદાર છે: પણ તે બનેલું કામ તે મદદગારીનું સંભાવ્ય ફળ હોવું જોઇએ. તથા જે ઉશકેરણી, અથવા સાહાય, અથવા મસલત તે મદદગારીમાં આવી હોય તે ઉશકેરણીના જોરથી, અથવા તે સાહાયથી, અથવા તે મસલત મુજબ, તે કામ થયું જોઇએ.

એક કામમાં મદદગારી કરી હોય અને જુદુજ કામ બને, ત્યારે મદદગારીની જવાબદારી. શરત.

દ્રષ્ટાંતો.

(અ) ઝ ના ખોરાકમાં ઝેર ઘાલવાને એક બાળકને ઉશકેરીને અ તે કારણસર તે બાળકને કાંઇ જેહેર સોંપે, પછી તે ઉશકેરણી ઉપરથી, ય નો ખોરાક ઝ ના ખોરાકની પાસે છે તેમાં ચુકથી તે જેહેર ઘાલે, તો એ ઠેકાણે, જો તે બાળકે તે ઉશકેરણીના જોરથી કામ કર્યુ હોય, અને સઘળો હાલ જોતાં જે કામ થયું તે મદદગારીનું સંભાવ્ય ફળ હોય તો અગર અ એ તે બાળકને ય નાજ ખોરાકમાં જેહેર ઘાલવાને ઉશકેર્યો હોય એવીજ રીતે તથા તેટલેજ દરજ્જે અ જવાબદાર છે.

(બ) ઝ નું ઘર બાળી નાખવાને અ બ ને ઉસકેરે, અને બ તે ઘરને આગ લગાડીને તેજ વખતે ત્યાંહાં કાંઇ મિલકતની ચોરી કરે, તો, અગર તે ઘર બાળવામાં મદદગારી કરવાનો અ તકસીરવાર છે તોપણ, તેણે તે ચોરીમાં મદદગારી કરી એમ સમજવું નહી; કેમકે ચોરી તે જુદુજ કામછે, અને તે બાળવાનું સંભાવ્ય ફળ નથી.

(ક) અપહરણના કારણસર મધરાતે એક વાસેલું ઘર ફોડવાને અ બ તથા ક એઓને ઉસકેરે, અને તે કારણસર તે તેઓને શસ્ત્ર આપે. પછી બ તથા ક તે ઘર ફોડીને અંદર જાય, અને તે ઘર માંહેલો એક માણસ ઝ તેઓની સામો થએથી તેઓ ઝ નું ખુન કરે, તો એ ઠેકાણે, જો તે ખુન તે મદદગારીનું સંભાવ્ય ફળ હોય તો, અ ખુનને માટે ઠરાવેલી સિક્ષાને લાયક છે એમ સમજવું.

### કેસરે હિંદ. વિ. મથુરાદાસ અને બીજાઓ.

जे एक अपहरण करवामां, अथवा जोर जुलम थयां हतां, अने जेनी अंते लुटायेला सक्षोनां मर्ण थयां हतां, तेमां म तथा छ ए जाण्युं अजाण्युं कर्यानी बाल, साबीत थइ हती. सेसन जजे ए बंने जणाओने, खुननी

કલમ ૧૧૧ / ૧

તા૦ ૨૭-૬-૮૪ ઈ ૬ મ-૪૯૧ અપહરણનો ગુનો હ કરવામાં બંને

मददगारीना गुन्हाना, गुन्हेगार ठराव्या. ते एवा सबबथी के, अपहरण करवानो इरादो, तेओना जाणवामां हतो. अने ते अपहरण करवानी तेओए उशकेरणी करेली हती. तेने अंते सो-टका मोत थवानो संभव हतो. ठराव्युं के, मददगारीना तोहोमतमां, अपराधीपणानी साबीती, हमेश एवी होवी जोइए के, उशकेरणी अथवा, मसलतनी तुरतनी मतलबने, लक्षमां लेतां मुख्य गुन्हेगारे, करेलुं काम सामान्य, अनुभव, तथा अकल मुजब, एवा प्रकारनुं होवुं जोइए के, मदद करनाराए, आगळथी जाण्युं हतुं के, तेम थवा संभव छे के नहीं. शीक्षा करवाना कायदानो, अने तेमां वीशेषे करीने पीनलकोडनी कलम १११ नो अर्थ करवा जे दुरस्त रीतनी साबीतीओ, काम लगाडवी जोइए. ते तथा कोइ चोकस, क्षणे, कोइ पुरुषना मननी स्थीती केवी हती, ते सवालनुं नीराकरण करवुं बहु कठण छे. ते वात लक्षमां राखीने, आ काममां एम कही शकातुं नथी के, बंधवाओने धारेलुं अपहरण, करवानी खबर हती; अने तेमां तेओए जाण्युं अजाण्युं कयुं तेटला माटे, ते अपहरणमां, अयाग जोर जुलम वापर्या, ते वपराशे एम तेओए आगळथी जाण्युं नहोतु.

ઉશકેરણી કરી હતી પરંતુ અપહરણની અંતે ખુન કરવાની ઉશકેરણી કરી નહોતી, અપહરણની અંતે ખુન થયું તેથી બંધવો ખુનના ગુનહાનો મદદગાર ઠરતો નથી પરંતુ અપહરણના ગુનહાનો મદદગાર ઠરે છે.

આ કામમાં રીરનસીંઘ, મથુરાંદાસ, અને છતરજીત, એમ ત્રણ સક્ષોનું કામ ચલાવી જહાંસીના સેસન જડજે, પેહેલા નંબરના સક્ષને પી. કો. ની ૩૦૨ જી કલમ માંહેલા ખુનનો, અને બીજાને, કલમ ૧૦૯ અને ૩૦૨ જી અનુંસાર ખુનમાં મદદગારી કર્યાના, ગુન્હેગાર ઠરાવ્યા હતા. જે સક્ષોનાં ખુન થયાં, તેઓનાં નામ હીરાસીંગ, અને બસોરા હતાં. અને તે બસોરા હીરાશીંઘનો એક ચાકર હતો. અને એવું શીદ્ધ થયું હતું કે, જાન્યુઆરીની ૨૯ મી તારીખે, હીરાશીંઘ જાંહાસીમાં આવ્યો. અને ૩૧ મી તારીખે, તેને સરકારી તીજોરીમાંથી, રૂ ૧૯૬ ની રકમ, જે તોહોમતવાળા મથુરાંદાસ ઉપરના હુકમનામાંથી, આપવી ઠરી હતી, તે તેને આપવામાં આવી હતી. વળી એમ પણ સાબીત થયું હતું કે, મથુરાંદાસ, ૨૯ મી જાન્યુઆરીએ, એક ગજરાજશીંઘની ભેગો, જહાંસીમાં આવ્યો હતો. અને જે જગ્યામાં મરનારાઓ ઉતર્યા હતા, તે જગ્યામાં તે ઉતર્યો હતો. વળતે રોજ રીરનસીંગ, તથા બીજાં બે માણસો ઝંગી તથા લાલી, અને એક બીજી મુસાફર નાઇ, બાહુ, એમ ત્રણ જણાઓ જહાંસીમાં આવ્યાં હતાં. અને ત્રીજા નંબરના તોહોમતવાળા, છતરજીને, ઘેર તેણે ઉતારો કર્યો હતો. એ છતરજી ઝંગીનો બાપ થતો હતો. હીરાસીંગ અને બસોરા, સન ૧૮૮૪ના ફેબ્રુઆરીની ૧ લી તારીખે, સુક્રવારના સવારેમાં જહાંસી ચાલ્યા. અને બીજી ફેબ્રુઆરીએ, જહાંસીથી સુમારે ૨૫ માઇલને છેટે, એક ખેતરમાં તેઓ મુએલા માલમ પડયા હતા.

૪ થી ફેબ્રુઆરીને રોજ, મથુરાંદાસને જ્યાં ખુન થયું હતું, ત્યાંથી પકડવામાં આવ્યો. અને તેની પાસેથી પૈસાની સામટી રકમની, એક કોથળી મળી આવી. ૫ મી ફેબ્રુઆરીને રોજ, તેણે જુબાની આપી, અને તે જુબાની એક તેહસીલદારના રૂબરૂ લેવાણી હતી. અને તે જુબાની નીચે રાજી ખુશીથી આપ્યાનું યોગ્ય રીતે સરટીફીકેટ લખેલું છે, એ જુબાનીમાં મથુરાંદાસે એવું કબુલ કર્યું હતું કે, ઝંગી, લાલી, અને ફીરનસીંગે, હીરાસંગને લુંટી લેવાનો, ઇરાદો કરેલો હતો, તે મારા જાણવામાં હતું. અને મૈયત પૈસા લેઇને જહાંસીથી નીકળ્યો, ત્યારે તેની ખબર, મેં તેઓને આપી હતી. વળી મેં તેઓની સાથ ગોઠવણ કરી હતી કે, લુટ કર્યા પછી લુટનો માલ વેંહચી લેવા સારૂ, તેઓએ જહાંસી આવવું. તે પ્રમાણે કરીને તેઓ જહાંસી આવ્યા હતા. અને લુટના માલમાંથી, મેં માહારો ભાગ લીધો હતો. વળી એમ સાબીત થયેલું છે કે, ૩ જી ફેબ્રુઆરીના રવીવારના સવારમાં, મથુરાંદાસ અને છતરજીએ, ઘણા કલદાર રૂપીઆ વટાવીને, પોતાના ગામમાં ચાલતા હતા, તેવા સીકકાના રૂપીયા તેઓએ લીધા હતા, સુસામત નાઈ બાહુએ એવી જુબાની આપેલ કે, જહાંસી આવ્યા પછી તુરતજ ફીરનસીંગ, મથુરાંદાસને તેડવા ગયો હતો. અને પાંચ માણુસો એટલે, મથુરાંદાસ, ફીરન્સીંગ, ઝંગી, લાલી, અને છતરજીત, માંહોમાંહે વાતો કરતા હતા. પણ શું વાતો કરતા હતા તે મેં સાંભળી નહોતી, તે ઓરતે, વધારે એવી જુબાની આપી કે, ૧ લી ફેબ્રુઆરીને સુકવારને રોજ, ફીરનસીંગ, ઝંગી, અને લાલી, બપોરે ભેગા નીકળ્યા હતા. અને વળતે રોજ એકજ વખતે તેઓ આવી પુગા હતા. પણ મથુરાંદાસ પછવાડે રોકાયો હતો. અને સુકવારની સાંજે, જહાંસીમાં હતો. ગજરાજસીંગે વળી એવી જુબાની આપી કે, દીવસ ઉગ્યે શેહેરબાર ફેબ્રુઆરીની ૨ જી તારીખના સવારમાં, મેં મથુરાંદાસને દીઠો હતો.

વિદ્વાન સેસન જજનો એવો મત થયો કે, નાઈ બાહુ અને ગજરાજસીંગની જુબાની તરફ લક્ષ દેતાં, તોહોમતવાળો મથુરાંદાસ ખુનની જગ્યોએ હાજર હોય, તથા એ ગુન્હો કરવામાં ખરેખરો ભાગ લઇ શકયો હોય, એમ સંભવ નથી. બાકીના કેસ વીશે, એ વિદ્વાન જજે નીચે પ્રમાણે ઠરાવ કર્યો છેઃ—

"મથુરાંદાસે, તેસીલદાર અને માજીસ્ટ્રેટ એ બંને પાસે કબુલ કરેલું છે કે, હીરાસીંગને લુંટી લેવાની વાત હું જાણતો હતો. તથા લુંટનો મને હીસો મળ્યો હતો. તેની પાસેથી પૈસાની એક મોટી રકમ મળી આવી તેથી, એ જુબાનીને પુષ્ટી મળે છે, (કેમકે થોડા રોજ ઉપરજ સરકારે તેને પોતાની જમીન છોડાવવા સારૂ નાંણાની મદદ આપેલી હતી.) તથા જે સરાફોએ કલદાર રૂપૈયાને બદલે, ચલણી રૂપૈયા આપ્યા હતા, તેઓની જુબાનીથી પણ પુષ્ટી મળે છે. માટે મથુરાંદાસ પોતાનાજ આપેલા ખુલાસા પ્રમાણે, ખુનની મદદગારીના ગુન્હાનો ગુન્હેગાર છે. કેમકે, જે ઈરાદો તેના જાણવામાં હતો, અને જે ઇરાદામાં તેણે સાહેતા કરી હતી, તે ઇરાદાનું પરીણામ ખુન હતું.

ત્રીજા નંબરના તોહોમતદાર છતરજીતની બાબતમાં, વિદ્વાન જજ નીચે પ્રમાણે લખે છે. "છતરજીની વીરૂદ્ધનો પુરાવો, મુખ્યત્વે કરી નાઇબાહુની જુબાની છે. તથા ખુનથી મેળવેલા પૈસાને વટાવી, બીજા પૈસા કર્યાની વાત છે. નાઇ બાહુ લખાવે છે કે, એકવાર ખુનની પેહેલાં, અને એક વાર ખુનની પછી, એમ બે પ્રસંગે છતરજીત અને બીજા ચાર

સક્ષો, લાંબી લાંબી વાતો કરવા હતા. અને તે વાત તેઓએ મને સાંભળવા દીધી નહોતી. એ છત્રજીત ઝંગીનો બાપ થાયછે. અને તે ઝંગી પલાયન કરી ગયોછે. જ્યાં સુધી મથુરાંદાસની વીરૂદ્ધ, રૂપીઆ વટાવ્યાની વાત સાબીત થઈ નહોતી, ત્યાં સુધી તે મથુરાંદાસની વતી રૂપૈયા વટાવ્યાનું, ઇનકાર કરતો હતો. અને એ પ્રમાણે રૂપૈયા આપ્યાનીવાત કબુલ કર્યા પછી, તેનો તેણે ઘણોજ લુલો ખુલ્લાસો આપ્યો છે.

ત્રણ માણસો જેઓ ખુન કરવામાં રોકાએલ, તેઓને ખુન થયા પેહેલાં, તેણે પોતાના ઘરમાં ઉતારો આપેલ, અને ખુન થયા બાદ તેઓ પાછા તેની ભેર આવ્યા હતા, અને તેઓ જે લુટી આવ્યા હતા. તેમાંથી તેણે હીસો લીધો હતો. ફીરન્સીંગે પોતાની પેહેલી કબુલતમાં એવું લખાવ્યું હતું કે, મુળ સંતલસમાં છત્રજીત સામીલ હતો, અને આ પ્રમાણે તેનું તે મફત નામ દે, એવું કાંઇ કારણ દેખાતું નથી. આવા કારણ ઉપરથી હું માનું છઊ કે, છતરજીત પણ ખુનની મદદગારીનો ગુન્હેગાર છે.

તોહોમતવાળાઓએ હાઇકોર્ટમાં અપીલ કરી, તેઓના તરફથી કોઈ વકીલ નહોતો. સરકાર તરફથી, પબ્લીક પ્રોસીક્યુટર રોઝ સાહેબ હાજર હતા.

ફીરન્સીંગને ખુનનો અપરાધી બરાબર ઠરાવ્યો છે, એવો ઠરાવ કર્યા પછી ચિફ જસ્ટીસ સ્ટ્રેટનો ઠરાવઃ—

મથુરાંદાસ અને છતરજીતને માટે કાંઇ પણ નીર્ણય કરવો સેહેલો નથી. અને તેઓને પીનલકોડની કલમ ૩૦૨ના ગુન્હાના મદદગાર ઠરાવ્યા છે, તે બાબત પુરતો પુરાવો છે કે નહીં, તેનો મને અંદેસો રહે છે. અને તે અંદેસાનો લાભ, તેઓને આપવો જોઇએ. સેસનજજે માન્યું છે કે, મથુરાંદાસ પેલા બે બીચારા કમનસીબવાળાઓને મારી નાંખવામાં હાજર હતો, અથવા ખરેખરો ભાગ લીધો હતો, એવો વીશ્વાસ લાયક પુરાવો નથી. એ વાતને હું મળતો આવું છઊં ને નાઇ બાહુ અને ગજરાજસીંગની જુબાની પ્રમાણે, જ્યારે ગુન્હો બન્યો, ત્યારે તે ઠેકાણે હાજર હોય એ બની શકે એવું નથી, એવો સેસન જજે મત બાંધ્યો છે. તેમને પણ હું મળતો આવુંછું. છતરજીત વીશે ફરીયાદવાળા તરફથી, કહેવામાં તથા આરોપ મુકવામાં આવ્યું નથી કે, ખુન કરવામાં તે પ્રતક્ષ હાજર હતો. ખરેખરી રીતે જોતાં, પુરાવો લેશ માત્ર પણ નથી કે જેથી તે હતો, એ બતાવી શકાય. અને તેથી હવે સદરહુ તોહોમતવાળા મથુરાંદાસ અને છતરજીતને વીશે મારા મનમાં સવાલ ઉઠેછે. તે એ છે કે, આ બંને સક્ષોને, ખુનની મદદગારીના ગુન્હેગાર ઠરાવવા જોઇએ. કેમકે જે ખુન થયું, તે તેઓના જાણવામાં આવેલા ઇરાદાનું, તથા ઉશકેરણીનું. એવો જે જડજનો અભીપ્રાય છે. તે હું મંજુર રાખુંતો, વ્યાજબી કહેવાય કે નહીં? હું માનતો નથી કે વ્યાજબી કહેવાય. માટે મારે ખુલાસેથી કહેવું જોઇએ કે, શીક્ષા પધ્ધતીના ધારાનો, અને મુખ્ય વે કરીને, પીનલકોડની કલમ ૧૧૧ નો અર્થ બેસાડવામાં ઘણી બારીકી અને સખ્ત પરીક્ષાનો ઉપયોગ કરવો જોઇએ. એ વાતનો ભાગ્યેજ જડજને ખ્યાલ થયો છે, કેમકે એ કલમનો લાંપડી રીતે અર્થ કરવામાં આવેતો, કેટલી હદ સુધી પહોંચી શકે, એ જોવું કાંઇ સહેલું નથી, ચોખો કાયદાનો નીયમ એ છે કે, જો એક સક્ષ બીજા સક્ષને કાંઇ ચોકસ ગુન્હો કરવાની ઉશકેરણી કરે, અને તે બીજો સક્ષ, સદ-

રફુ ઉશકેરણી પ્રમાણે, તે ગુન્હો કરે, એટલુંજ નહીં પણ તે ઉપરાંત બીજા ગુન્હો કરેતો, પેહેલો સક્ષ બીજા ગુન્હાની બાબતમાં, ઉશકેરનાર તરીકે, સાપ્રાધ રીતે જવાબદાર થાયછે. પણ તે ક્યારે કે, જો ઉશકેરણી કરનારો સક્ષ, સાધારણ અકલવાળો હોય અને ઉશકેરણી કરતી વખતે તેના જાણવામાં હોય કે, મુળ ગુન્હો કરવા સારૂ સૃષ્ટીના સામાન્ય ક્રમમાં, બીજો ગુન્હો થવાનો સંભવ છે. ત્યારેજ, જેમકે, દ્રષ્ટાંત, ધારો કે अ એ बने કહ્યું કે તું ફલાણો રસ્તો क નો છે, તે ઠેકાણે જઇને બેશ. અને क આવે ત્યારે, તેને પકડીને લુંટી લેજે. અને જો તે તારી સામો થાય, તો આ તરવાર રહી તેનો ઉપયોગ કરજે. પણ તેમ કરવાની જેટલી જરૂર લાગે. તેથી વધારે તેનો ઉપયોગ કરીશમાં, પછી ब क ને મારી નાંખે છે, તો अ મારી નાખવામાં ઉશકેરણી તરીકે જવાબદાર છે. કેમકે, તેણે જે ઉશકેરણી કીધી, તેની અંતે મારી નાખવાનો સંભવ હતો. ઉપલું દ્રષ્ટાંત વધારે સ્ફુટતાથી કેહેવામાં આવેતો, ન્યાયનો બોધ નીચે પ્રમાણે છે. "કોઈ ગેરકાયદેસર કામ કરવાને તમે બીજા સક્ષને ગતીમાં મુંકી, જોખમ લેવાનું પસંદ કરતા હોતો, તેટલા વખત સુધી, તે તમારો પ્રતીનીધી છે. અને પેહેલું કામ બજાવી લાવવા સારૂ, બીજું કાંઇ કરે તો તમારી ઉશકેરણીનું સંભવતા વાળું પરીણામ, આગળથી તમે જોયેલું હતું, એમ હકીકત ઉપરથી સાફ રીતે માનવામાં આવે તો, તમે જેટલા પેહેલા કામની ઉશકેરણી માટે જવાબદાર છો, તેટલાજ બીજા કામને માટે પણછો, ટુંકામાં કહીએ તો, આવા કામોમાં પરીક્ષા કરવાની રીત એ છે કે, મસલત અથવા ઉશકેરણીની, તુરત મતલબ ઉપર ધ્યાન રાખતાં મુખ્ય ગુન્હેગારે કામ જે કર્યું, તે કામ સામાન્ય અનુભવ તથા સામાન્ય અકલ પ્રમાણે, ઉશકેરનારાઓને આગળથી જાણવામાં આવે, એવો સંભવ હતો કે નહીં. કોઇ એક ચોકશ, ક્ષણે માણસના મનની કહેવી સ્થીતી હતી, તેના સંબંધના સવાલનું નીરાકણ હમેશાં કાંઇ ઓછી મુશીબતવાળું નથી. બધી હકીકતનો સંભાળથી, તથા ઉલટ તપાસ કર્યા વગર, કાંઇ પણ નીર્ણય કરવો નહીં. આવી મતલબથી, મથુરાંદાસ તથા છતરજીતના ગુન્હાઓ તરફ જોતાં, અને એક કરતાં વધારે વાર આખો પુરાવો વાંચ્યાં પછી, એ પુરાવો એવો તો ખાતરી લાયક તથા સજડ છે કે, હીરાસીંઘ તથા બસોરાનું ખુન કરવામાં, આ બંને સક્ષોએ મદદગારી કર્યાનો ગુન્હો કર્યો છે કે નહીં? એવી શંકા લાવવાને જરાએ માર્ગ રહેતો નથી. એવું કહેવાને માટે બીલકુલ હું અશક્ય છું. તેઓને ધારેલી લુંટની ખબર હતી. અને તેમાં તેઓએ જાણ્યું અજાણ્યું કર્યું, એટલા ઉપરથી, એમજ નક્કી કરી લેવું જોઈએ કે, આવો હાહાકાર જુલમ થવાની વાત, તેઓને પેહેલેથી જાણવામાં હતી, અને વખતે તેઓએ જાણ્યું. કે કાંઈ પણ જુલમ કરવો પડશે, એવો સંભવ છે. તોપણ એવી ખાતરી લાયક હકીકત નથી બની કે, જે ઉપરથી હું એમ અનુમાન કરૂં કે, જે જોર જુલમથી મોત નીપજવાનો, અથવા, જે શરીરની ઇજા કરવાથી, મોત નીપજવાનો સંભવ છે, એવો જોર જુલમ કરવામાં આવશે; તે તેઓના જાણ્યામાં હતું. ગમે તેમ છે પરંતુ હકીકત જોઇએ તેટલી શક પડતી છે, અને તેથી તે શકનો લાભ કેદીઓને આપવા, મને ફરજ પડેછે.

છેવટ એવો ઠરાવ કરવામાં આવ્યો છે કે, મથુરાંદાસ, તથા છતરજીતને, પીનલકોડ-

ની કલમ ૧૦૯—૩૦૨ પ્રમાણે ગુન્હેગાર ઠરાવ્યા છે. તે ઠરાવમાં, તથા તેઓને જીવત સુધી સમુદ્રપારની સજા કરી છે, તે સજામાં ફેરફાર કરી, કલમ ૧૦૯–૩૯૨ અનુસારાં ગુન્હેગાર ઠરાવી, અનુક્રમે ૧૨ વરસની સમુદ્રપારની, તથા દસ વરસની સખ્ત કેદની સજા કરવી.



## કલમ ૧૧૨ મી

૧૧૨. મદદગારી કરેલું કામ પણ કરવામાં આવે, અને ઉપલી કલમ મુજબ જે કામને માટે મદદગાર જવાબદાર છે તે કામ પણ કરવામાં આવે, અને તે કામ જુદોજ ગુન્હો થાય, તો તે મદદગાર તે ગુન્હાઓમાંના હરએક ગુન્હાની શિક્ષાને લાયક છે.

મદદગારનેમદદગારી કરેલાં કામની તથા બનેલાં કામની એ બંને શિક્ષા કયારે થઇ શકે.

### દ્રષ્ટાંત.

એક સરકારી નોકરે કરેલી જપતીની સામો થવાને અ બ ને ઉશકેરે, પછી તે ઉપરથી બ તે જપતીની સામો થાય અને સામો થવામાં બ તે જપતી કરનાર અમલદારને બુધિપુર્વક મહાવ્યથા કરે, તો તે જપતીના સામો થવાનો ગુન્હો તથા બુધિપુરવક મહાવ્યથા કરવાનો ગુન્હો, એ બંને ગુન્હા બ એ કર્યા, માટે બ એ બંને ગુન્હાની શિક્ષાને લાયક છે; અને અગર અ એ એમ જાણ્યું હોય કે તે જપતીની સામો થવામાં બ બુધિપૂરવક મહાવ્યથા કરશે એવો સંભવ છે, તો અ પણ એ ગુન્હાઓમાંના હરએક ગુન્હાની શિક્ષાને લાયક છે એમ સમજવું.

## કલમ ૧૧૩ મી

૧૧૩. એક મુકરર અસર પેદા કરવાના ઇરાદાથી મદદગાર સખસ કંઈ કામમાં મદદગારી કરે; અને તે મદદગારી ઉપરથી જે કામને માટે તે મદદગાર જવાબદાર હોય એવું કાંઇ કામ તે મદદગારે ધારેલું હોય તે કરતાં જુદીજ અસર પેદા કરે, તો અગર તે મદદગારે તેજ અસર પેદા કરવાના ઇરાદાથી તે કામમાં મદદગારી કરી હોય એવીજ રીતે તથા તેટલેજ દરજ્જે; તે મદદગાર તે પેદા કરેલી અસરને માટે જવાબદાર છે પણ તે મદદગારી કરેલા કામથી તે અસર થવાનો સંભવ છે, એમ તેણે જાણ્યું હોય તો.

મદદગારી કરેલાં કામથી મદદગારના ધાર્યા કરતાં જુદી અસર પેદા થાય, તે અસરને માટે તે મદદગારની જવાબદારી.

### દ્રષ્ટાંત.

ક ને મહાવ્યથા કરવાને અ બ ને ઉશકેરે, પછી બ તે ઉશકેરણી ઉપરથી ક ને મહાવ્યથા કરે, અને તેથી કરીને ક મરી જાય તો એ ઠેકાણે, અગર અ એ એમ જાણ્યું હોય કે તે મદદગારી કરેલ મહાવ્યથાથી ક નું મોત થશે એવો સંભવ છે તો, ખુનને માટે ઠરાવેલી શીક્ષા પામવાને ક લાયક છે એમ સમજવું.

## કલમ ૧૧૪ મી

૧૧૪. જે સખસ અગર ગેરહાજર હોય તો મદદગાર દાખલ શિક્ષા પામવાને લાયક થાય, તે સખસને તે મદદગારીને લીધે જે કામ અથવા ગુન્હાને માટે શિક્ષા થઇ શકે એવું હોય, તો તેણે તે કામ અથવા ગુન્હો થ-

ગુન્હો થતી વખતે મદદગાર હાજર હોય તો.

તી વખતે, તે જો ત્યાં હાજર હોય, તો તેણે તે કામ અથવા ગુન્હો કરયો એમ સમજવું.

## કલમ ૧૧૫ મી

૧૧૫. મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઇ શકે એવો કાંઈ ગુન્હો કરવામાં કોઇ માણસ મદદગારી કરે, અને તે મદદગારી ઉપરથી તે ગુન્હો કરવામાં આવે નહી, તથા તે મદદગારી માટે શિક્ષા સંબંધી આ કાયદામાં કાંઇ સાફ ઠરાવ નહી કરેલો હોય, તો તે માણસને સાત વર્ષની મુદ્દત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે; અને વળી તે દંડને પણ લાયક થશે, અને અગર તે મદદગારી ઉપરથી જે કામને માટે તે મદદગાર જવાબદાર હોય, અને જે કામથી તે સખસને વ્યથા થાય એવું કાંઇ કામ કરવામાં આવે તો તે મદદગારને ચઉદ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

મોતની અથવાજીવતાંસુધી સમુદ્ર પારની સિક્ષા થઈ શકે એવા ગુન્હામાં મદદગારી કરવામાં આવે અને તે ગુન્હો તે મદદગારીઉપરથી ન થાય તો તે મદદગારીનીશિક્ષા અગર જેથી વ્યથા થાય એવું કાંઈ કામ તે મદદગારી ઉપરથી કરવામાં આવે તો.

### દૃષ્ટાંતો.

ઝ નું ખુન કરવાને માટે અ બ ને ઉશકેરે, પણ તે ગુન્હો કરવામાં આવે નહી. હવે અગર બ ઝ નું ખુન કરે તો તે મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષાને લાયક થાય એવું છે; માટે અ સાત વરસની મુદત સુધીની કેદને તથા દંડને પણ લાયક છે એમ સમજવું. અને તે મદદગારી ઉપરથી જો ઝ ને કાંઇ વ્યથા કરવામાં આવે તો તે માણસ અ ચઉદ વરસની મુદત સુધીની કેદને તથા દંડને લાયક થશે એમ સમજવું.

## કલમ ૧૧૬ મી

૧૧૬. કેદની શિક્ષા થઈ શકે એવા કાંઇ ગુન્હામાં કોઇ માણસ મદદગારી કરે, અને તે મદદગારી ઉપરથી તે ગુન્હો કરવામાં આવે નહી, તથા તે મદદગારીને માટે શિક્ષા સંબંધી આ કાયદામાં કાંઇ સાફ ઠરાવ નહી કરેલો હોય તો તે માણસને તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુન્હાને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની પા મુદત સુધીની કેદની, અથવા તે ગુન્હાને માટે ઠરાવેલા દંડની અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે; અને અગર તે મદદગાર અથવા જેને મદદગારી કરી હોય તે સખસ સરકારી નોકર હોય, અને તેની ફરજ તે ગુન્હો થતો અટકાવવાની હોય, તો તે મદદગારને તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુન્હાને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની અડધી મુદત સુધીની કેદની, અથવા તે ગુન્હાને માટે ઠરાવેલા દંડની, અથવા એ બનેની, શિક્ષા કરવામાં આવશે.

કેદની શિક્ષા થઇ શકે એવા ગુન્હામાં મદદગારી કરવામાં આવે, અને તે ગુન્હો તે મદદગારી ઉપરથી ન થાય તો તે મદદગારીની શિક્ષા અગર તે મદદગાર અથવ મદદગારી કરેલો સખસ સરકારી નોકર હોય અને તેહેની ફરજ તે ગુન્હો અ

ટકાવવાની હોય તો.

### દ્રષ્ટાંત.

(અ) બ એક સરકારી નોકર છે તે પોતાના ઓહદાનો અમલ ચલાવવામાં અ ની ઉપર કાંઇ મેહેરબાની કરે તેના બદલામાં અ બ ને કાંઇ લાંચ આપે, અને બ તે લાંચ લે નહી, તો અ ને આ કલમ મુજબ શીક્ષા થઇ શકે.

(બ) ખોટા શાહેદી આપવાને અ બ ને ઉસકેરે, તો એ ઠેકાણે, અગર બ ખોટી શાહેદી આપે નહી, તો પણ અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કર્યો, અને તે મુજબ તેને શિક્ષા થઇ શકે, એમ સમજવું.

(ક) અ એક પોલીસ અમલદાર છે, તેની ફરજ અપહરણ અટકાવવાની છે, તે અપહરણ કરવામાં મદદગારી કરે, તો એ ઠેકાણે, અગર તે અપહરણ ન થાય તોપણ, તે ગુન્હાને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય, તેની અરધી મુદતની કેદને તથા દંડને પણ અ લાયક છે, એમ સમજવું.

(ડ) અ એક પોલીસ અલમદાર છે, તેની ફરજ અપહરણ અટકાવવાની છે. તેની પાસે તે ગુન્હો કરાવવામાં બ મદદગારી કરે તો એ ઠેકાણે, અગર તે અપહરણ ન થાય તોપણ, તે અપહરણના ગુન્હાને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની અરધી મુદતની કેદને, તથા દંડને પણ, બ લાયક છે, એમ સમજવું.

### કલમ ૧૧૭ મી

લોક પાસે અથવા દશથી વધારે માણસો કાંઇ ગુનોહ કરાવવામાંમદદગારી.

૧૧૭. લોક પાસે અથવા કોઈ પણ વરગના દશથી વધારે સખસો પાસે કાંઇ ગુન્હો કરાવવામાં જે માણસ મદદગારી કરે, તેને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

### દ્રષ્ટાંતો.

અ એક સરીયામ જગ્યામાં એક જાહેરનામું ચોહોડે, અને તે મધ્યે દશથી વધારે માણસોના એક તડવાળાઓને એવી રીતે ઉશકેરે કે તમારા સામા તડવાળા માણસો ફલાણી વખતે તથા ફલાણા ઠેકાણેથી એક વરઘોડો લઇ જવાના છે તેઓની ઉપર હુમલો કરવાના કારણસર તમે તે વખતે તે ઠેકાણે એકઠા થજો, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કર્યો, એમ સમજવું.

### કલમ ૧૧૮ મી

મોતની અથવા જીવતા સુધી સમુદ્રપારની શીક્ષા થઇ શકે એવો કાંઈ ગુનોહ ક-

૧૧૮. મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષા થઇ શકે એવો કોઇ ગુન્હો કરવો સેહેલ કરવાના ઇરાદાથી, અથવા તે પોતાથી સેહેલ થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, અગર કોઇ માણસ, કાંઈ કામ અથવા કાયદા વિરૂદ્ધ કસુર કરીને, તે ગુન્હો કરવાની, ધારણા થઇ હોય તે ધારણા બુદ્ધિપુર્વક છુપાવે, અથવા તે ધારણા બાબત પોતે જેને

ખોટી જાણતો હોય એવી કાંઇ વાત જાહેર કરે, તો તે માણસને જો તે ગુન્હો થાય તો, સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની શીક્ષા કરવામાં આવશે; અથવા જો તે ગુન્હો ન થાય તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને ગુન્હો થાય તોપણ, અને ન થાય તોપણ ઉપલી શીક્ષાની સાથે દંડને પણ તે માણસ લાયક થશે.

રવાનીધારણા છુપાવવી.

અગર તે ગુનોહ થાય, તો અગર તેગુનોહ ન થાય તો.

### દૃષ્ટાંત.

બ ઠેકાણે એક ડાકાઇટીનો ગુન્હો થવાનો છે એમ જાણ્યા છતાં અ માજીસ્ત્રેટને એવી ખોટી ખબર કરે કે તેથી સામા રસ્તાપર એક ક નામની જગા છે ત્યાં તે ગુન્હો થવાનો છે અને એમ કરીને તે માજીસ્ત્રેટને છેતરે એવા ઇરાદાથી કે તે ગુન્હો કરવો સેહેલ કરવો, અને તે ધારણા મુજબ બ જગાપર તે ગુન્હો કરવામાં આવે તો અ ને આ કલમ મુજબ શીક્ષા થઇ શકે. .

### કલમ ૧૧૯ મી

૧૧૯. કોઇ માણસ સરકારી નોકર હોય, અને સરકારી નોકર દાખલ જે ગુન્હો થતો અટકાવવાની તેની ફરજ હોય, એવો કોઇ ગુન્હો કરવો સેહેલ કરવાના ઇરાદાથી, અથવા પોતાથી તે સેહેલ થશે એવો સંભવ છે એમ જાણીને, અગર તે સરકારી નોકર, કાંઇ કામ કે કાયદા વિરૂદ્ધ કસુર કરીને, તે ગુન્હો કરવાની ધારણા થઇ હોય તે ધારણા બુદ્ધિપુરવક છુપાવે, અથવા તે ધારણા બાબત પોતે જેને ખોટી જાણતો હોય એવી કાંઇ વાત જાહેર કરે તો તે માણસ, જો તે ગુન્હો થાય તો તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તેને માટે કેદની જે ઘણામાં ઘણી મુદત ઠરાવી હોય, તેની અરધી મુદત સુધીની કેદની અથવા તે ગુન્હાને માટે ઠરાવેલા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે; અથવા જો તે ગુન્હો મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષા થઇ શકે એવો હોય તો તે માણસને દશ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અથવા જો તે ગુન્હો ન થાય, તો તે માણસને, તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તેને માટે કેદની જે ઘણામાં ઘણી મુદત ઠરાવી હોય તેની ૫ મુદત સુધીની કેદની, અથવા તે ગુન્હાને માટે ઠરાવેલા દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે.

જે ગુનાહ અટકાવવાની પોતાની ફરજહોય એવો કોઇગુનોહ કરવાની ધારણા કોઇસરકારી નોકરેછુપાવવી.

અગરતેગુનોહથાય,તોઅગરતેગુન્હોમોતવગેરેનીશીક્ષાજોગ હોય તો, અગર તે ગુનોહ ન થાય તો.

### દૃષ્ટાંતો.

અ એક પોલીસ અમલદાર છે, અને અપહરણ કરવાની જે જે ધારણા તેના જાણ્યામાં આવે તે સરવેની ખબર આપવાની કાયદા મુજબ તેની ફરજ છે. તેના જાણ્યામાં એમ હોય કે અપહરણ કરવાની બ ધારણા કરે છે, અને તે તે ગુન્હો કરવો સેહેલ કર-

વાના ઇરાદાથી તે ખબર આપવામાં કસુર કરે, તો એ ઠેકાણે કાયદા વિરૂદ્ધ, કસુર કરીને, એ બ ની ધારણા છે તે છુપાવી માટે તે આ કલમના ઠરાવ મુજબ શીક્ષાને લાયક છે એમ સમજવું.

## કલમ ૧૨૦ મી

કેદની શીક્ષા થઇ શકે એવો કોઇ ગુનો કરવાની ધારણા છુપાવવા.

૧૨૦. કેદની શીક્ષા થઇ શકે એવો કોઇ ગુન્હો કરવો સેહેલ કરવાના ઈરાદાથી, અથવા તે પોતાથી સેહેલ થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, અગર કોઇ માણુસ કાંઇ કામ અથવા કાયદા વિરૂદ્ધ કસુર કરીને, તે ગુન્હો કરવાની ધારણા થઈ હોય તે ધારણા બુદ્ધિપુરવક છુપાવે અથવા તે ધારણા બાબત પોતે જેને ખોટી જાણુતો હોય એવી કાંઇ વાત જાહેર કરે, તો તે માણુસને જો તે ગુન્હો થાય તો તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુન્હાને માટે કેદની જે ઘણામાં ઘણી મુદત ઠરાવેલી હોય તેની પા મુદત સુધીની, અને જો તે ગુન્હો ન થાય તો તે ઘણામાં ઘણી મુદતની એક અષ્ટમાંશ મુદત સુધીની કેદની, અથવા તે ગુન્હાને માટે ઠરાવેલા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

અગર તે ગુનો થાય તો,અગર ન થાયતો

# બાબ ૬ ઠો

## રાજ્ય વિરૂદ્ધ ગુન્હાઓ બાબત.

## કલમ ૧૨૧ મી.

રાણીના સામા લડાઇકરવીઅથવા લડાઇ કરવાની કોશીશ કરવી, અથવા લડાઇ કરવામાં મદદગારી કરવી.

૧૨૧. જે માણુસ રાણીની સામા લડાઇ કરે, અથવા લડાઇ કરવાની કોશીશ કરે, અથવા લડાઈ કરવામાં મદદગારી કરે, તેને મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષા કરવામાં આવશે, અને તેની સઘળી મીલકત સરકાર જપ્ત થશે.

## કલમ ૧૨૧ મી

૧૨૧ મી કલમપ્રમાણેશીક્ષા કરવા લાયકગુન્હોકરવાનો સંપકરવો

"૧૨૧. અ.—જે માણુસ બ્રિટીશ ઇંડીયામાં અથવા બ્રિટીશ ઇંડિયા બહાર ૧૨૧ મી કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક કાંઇ ગુન્હો કરવાની અથવા બ્રિટીશ ઇંડિયાનું અથવા તેના કાંઇ ભાગનું રાણીસાહેબનું રાજ્ય છીનવી લેવાનો સંપ કરશે, અથવા ઇંડિયા સરકારને અથવા હરકોઈ ઈલાકાની સરકારને સાપ્રાધ બળથી અથવા સાપ્રાધ બળના દેખાવથી ડરાવવાનો સંપ કરશે તે માણુસને જીવતાં સુધી અથવા થોડી મુદત સુધી સમુદ્રપાર મોકલવાની શિક્ષા કરવી, અથવા ઘણામાં ઘણા દશ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવી."

"ખુલાસો.—આ કલમ પ્રમાણે સંપ કરવાનો ગુન્હો થવા સારૂ સંપ કરવાના કામમાં

હરકાંઇ કામ અથવા કાયદા વિરૂદ્ધ કસુર થવીજ જોઇએ એવું સમજવું નહી."

**દ્રષ્ટાંતો.**

(**અ**) રાણીની સામા એક બંડ થાય તેમાં **અ** સામીલ થાય તો, આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો **અ** એ કર્યો એમ સમજવું.

(**બ**) શીલોન મધેના બંડખોરોને હથિયારો મોકલીને ત્યાંના રાણીના રાજ્યની સામા બંડ કરવામાં **અ** હિંદુસ્થાનમાં રહ્યો મદદગારી કરે, તો **અ** એ રાણીના સામા લડાઇ કરવામાં મદદગારી કરવાનો ગુન્હો કીધો એમ સમજવું.

## કલમ ૧૨૨ મી

રાણીનાસામા લડાઇ કરવાના ઇરાદાથી હથિયારો વગેરેએ કઠાં કરવાં

૧૨૨. જે સખસ રાણીની સામા લડાઈ કરવાના ઇરાદાથી, અથવા લડાઇ કરવાને તૈયાર થવાના ઈરાદાથી, માણસો, હથિયારો, અથવા દારૂગોળા એકઠા કરે, અથવા લડાઇ કરવાની બીજી રીતે તઇયારી કરે તો તે સખસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વર્ષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે. અને વળી તેની સઘળી મિલકત સરકાર જપ્ત થશે. .

## કલમ ૧૨૩ મી

લડાઈનું કામ સેહેલ કરવાના ઇરાદાથી લડાઈની ધારણાછુપાવવી

૧૨૩. રાણીની સામા લડાઇ કરવાની કાંઇ ધારણા થઇ હોય તે ધારણા કાંઇ કામ અથવા કાયદા વિરૂદ્ધ કસુર કરીને જો કોઈ માણસ છુપાવે, અને તે એવા ઇરાદાથી કે એ પ્રમાણે તે ધારણા છુપાવેથી તે લડાઇ કરવી સેહેલ થાય, અથવા એ પ્રમાણે તે છુપાવેથી તે લડાઇ કરવી સેહેલ થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, તો તે માણસને દશ વરસની મુદત સુધીની બેમાંનાં ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

## કલમ ૧૨૪ મી

કાંઈકાયદેસર અખતિયારઅમલમાં અણાવવાના ઇરાદાથી ગવરનર જનરલ, ગવરનર વગેરે પર હુમલો કરવો.

૧૨૪. હિંદુસ્થાનના ગવરનર જનરલ અથવા કોઇ પ્રેસીડેન્સીના ગવરનર અથવા કોઇ લીવટેનંટ ગવરનર, અથવા હિંદુસ્થાનના ગવરનર જનરલની કાંઉનસીલના અથવા કોઇ પ્રેસીડેન્સીની કાંઉનસીલના કોઈ સભાસદના કાયદેસર અખતિયાર માંહેલા કાંઇપણ અખતિયાર, તે ગવરનર જનરલ અથવા ગવરનર લિવટેનંટ ગવરનર અથવા કાંઉન્સીલના સભાસદને સમજાવીને અથવા જબરદસ્તીથી તેની પાસે કોઇપણ રીતે અમલમાં અણાવવાના અથવા ન અણાવવાના ઇરાદાથી જે માણસ તે ગવરનર જનરલ અથવા ગવરનર અથવા લિવટેનટ ગવરનર અથવા કાંઉન્સીલના સભાસદની ઉપર હુમલો કરે, અથવા તેને ગેરવ્યાજબી અટકાવ કરે, અથવા ગેરવ્યાજબી અટકાવ કરવાની કોશીશ કરે, અથવા સાપ્રાધ બળથી અથવા સાપ્રાધ બળના દેખાવથી તેને ડરાવે, અથવા તે રીતે ડરાવવાની કોશીશ કરે, તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી દંડને પણ લાયક થશે.

## કલમ ૧૨૪ મી અ

"૧૨૪ અ—કોઇ માણસ બ્રિટિશ ઈંડિયામાં કાયદાની રૂઇએ જે સરકારનો અમલ સ્થાપેલો છે તે સરકાર બાબત લોકોના મનમાં બેદિલી-વિચાર બોલેલા શબ્દો વડે અથવા કોઈ વાંચે તેના ઇરાદાથી લખેલા શબ્દો વડે અથવા ઇસારત કરીને અથવા પ્રતક્ષ કાંઈ દેખાડીને અથવા બીજી રીતે ઉત્પન્ન કરશે અથવા ઉત્પન્ન કરવાની કોશીશ કરશે તો તેને જીવતાં સુધી અથવા હરકાંઇ મુદત સુધી સમુદ્રપાર મોકલવાની શીક્ષા કરવી અને વળી જોઈએ તો દંડ પણ કરવો અથવા ઘણામાં ઘણ ત્રણ-વરસ સુધીની કેદની શીક્ષા કરવી અને વળી જોઈએ તો દંડ પણ કરવો, અથવા દંડ કરવો.

બેદિલી ઉત્પન્ન કરવી.

"ખુલાસો—સરકારી યોજના બાબતની જે નાપસંદી સરકારનો કાયદાસર અધીકાર માનવાના ધોરણને અનુસરીને હોય અને સરકારનો કાયદાસર અધીકાર નહિ સરખો કરવા બાબત અથવા તેને હરકત કરવા બાબત કાયદા વિરૂદ્ધ રીતે કરેલી કોશીશ વિરૂદ્ધ સરકારના અધીકારને મદદ કરવાના ધોરણને અનુસરીને હોય તે નાપસંદી ને બેદીલી સમજવી નહી; વાસ્તે એવા પ્રકારની નાપસંદીજ લોકના મનમાં લાવવાના ઇરાદાથી સરકારી યોજના બાબત ટીકા કરવી તે આ કલમના અર્થ પ્રમાણે ગુન્હો થતો નથી."

## કલમ ૧૨૫ મી.

૧૨૫. રાણીની સાથે મઇત્રી અથવા સલાહ હોય એવા એશિયાના કોઇ પણ રાજાના રાજ્યની સામા જે માણસ લડાઇ કરે, અથવા લડાઇ કરવાની કોશીશ કરે, અથવા લડાઇ કરવામાં મદદગારી કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષા કરવામાં આવશે, અને તેની સાથે તેને દંડ પણ થઇ શકે; અથવા સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે. અને તેની સાથે તેને દંડ પણ થઇ શકે, અથવા દંડની શીક્ષા કરવામાં આવશે.

રાણીનીસાથે મઇત્રી રાખનારા એશીયાના કોઈ રાજાની ઉપર લડાઇ કરવી.

## કલમ ૧૨૬ મી.

૧૨૬. રાણીની સાથે મઇત્રી અથવા સલાહ હોય, એવા કોઇ પણ રાજાના મુલુકપર જે માણસ લુટ કરે, અથવા લુટ કરવાની તઇયારી કરે, તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને, તથા તે લૂટ કરવામાં વાપરેલી અથવા વાપરવામાં ધારેલી, અથવા તે લૂટમાંથી મળેલી જે મીલકત હોય તે મીલકત સરકાર જપ્ત થવાને પણ, લાયક થશે.

રાણીનીસાથે સલાહ રાખનારા કોઇ રાજાના મુલકપર લૂટ કરવી.

## કલમ ૧૨૭ મી.

૧૨૭. ૧૨૫ મી તથા ૧૨૬ મી કલમોમાં લખેલા ગુન્હા માંહેલા કોઇ ગુન્હા કરવામાં મળેલી કાંઇ મિલકત જે માણસ તે તે રીતે મેળવેલી છે એમ જાણીને લે, તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને, તથા લીધેલી મીલકતને સરકાર જપ્ત થવાને પણ લાયક થશે.

૧૨૫ મી તથા ૧૨૬મી કલમોમાંલખ્યા પ્રમાણે લડાઇ અથવા લુટથી મળેલી મિલકત.

### કલમ ૧૨૮ મી.

૧૨૮. જે માણસ સરકારી નોકર છતાં, પોતાના હવાલામાંના કોઇ રાજક્ય કેદીને અથવા લડાઇના કેદીને, જે જગામાં તે કેદીને કેદ ક-ર્યો હોય તે જગામાંથી બુદ્ધિપુરવક નાશી જવાદે, તે માણસને જીવતાં સુ-ધી સમુદ્રપારની અથવા દશવર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવાગાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

સરકારી નોકર બુધિપુર્વક પોતાના હવાલામાં કોઇ રાજક્ય અથવા લડાઇના કેદીને નાશી જવા દે તે બાબત.

### કલમ ૧૨૯ મી.

૧૨૯. જે માણુસ સરકારી નોકર છતાં પોતાના હવાલામાંના કોઇ રાજક્ય કેદીને અથવા લડાઇના કેદીને કેદની જે જગામાં તે કેદીને કેદ ક ર્યો હોય તે જગામાંથી ગફલતથી નાશી જવા દે, તે માણસને ત્રણ વરસ ની મુદત સુધીની આસાન કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દં ડને પણ લાયક થશે.

સરકારીનોકર ગફલતથી પોતાના હવાલામાંના કોઇ રાજક્ય અથવા લડાઇનાકેદીને નાશી જવાદે તે બાબત.

### કલમ ૧૩૦ મી.

૧૩૦ કોઇ રાજકય કેદીને અથવા લડાઇના કેદીને કાયદેસર કેદમાં થી નાશી જવામાં જે માણુસ સહાય અથવા મદદ કરે, અથવા એવા કો-ઈ કેદીને જે છોડાવે, અથવા છોડાવવાની કોશીશ કરે, અથવા એવો કેદી કાયદેસર કેદમાંથી નાશી ગયો હોય તેને જે ઘરમાં રાખે અથવા સંતાડે અથવા એવા કેદીને પાછો પકડવામાં જે હરકત કરે, અથવા હરકત કર-વાની કોશીશ કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરસની મુદત સુ-ધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

તેવા કેદીનેના શી જવામાંસ હાય કરવી, છો ડાવવો અથવા ઘરમાં રાખ-વો.

ખુલાસો.—જે રાજક્ય કેદીને અથવા લડાઇના કેદીને પોતાના વચનપરથી બ્રિટીશ ઇંડિયાની કેટલીએક મુકરર કરેલી હદમાં છુટો રહેવા દીધો હોય, તે કેદી જે હદમાં છુટો રહેવાની તેને રજા હોય તે હદમાંથી બહાર જાય તો તે કાયદેસર કેદમાંથી નાશી ગયો, એમ સમજવું.

## બાબ ૭ મો.

### જમીનપરની તથા દરીયાઇ ફોજ સબંધી ગુન્હાઓ બાબત

### કલમ ૧૩૧ મી.

**૧૩૧.** રાણીની જમીનપરની અથવા દરિયાઇ ફોજમાંના કોઇ આ **ફિસરે, સોલજરે,** અથવા ખલાશીએ બંડ કરવામાં જે માણસ મદદ કરે, અથવા તેવા કોઇ ઓફીસર, સોલજર, અથવા ખલાશીએ પોતાના પ્રજા-ધર્મથી અથવા પોતના શેવા ધર્મથી ભ્રષ્ટ કરવાની જે માણસ કોશીશ કરે તેને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વર્ષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

બંડમાં મદદગારી કરવીઅથવા કોઇ સોલજરને કે ખલાશીને પોતાની નોકરીથી ભ્રષ્ટકરવાનીકોશીશ કરવી.

ખુલાસો.—આ કલમમાં "ઓફીસર" અને "સોલજર" આ શબ્દો લખેલા છે તેમાં મલિકામાઆઝમાના લશ્કરનો વધારે સારો બંદોબસ્ત રાખવા બાબતના લશ્કરી આઇન અથવા સને ૧૮૬૯ ના ૫ મા આકટના લશ્કરી આઇન જે માણસને લાગુ હોય તે માણસનો સમાસ થાય છે એવું સમજવું.

### કલમ ૧૩૨ મી.

**૧૩૨.** રાણીની જમીનપર અથવા દરીયાઈ ફોજમાંના કોઇ આફીસરે, સોલજરે, અથવા ખલાશીએ બંડ કરવામાં જો કોઇ માણસ મદદગારી કરે, અને તે મદદગારી ઉપર બંડ થાય તો તે માણસને મોતની, અથવા જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

બંડ કરવામાં મદદગારી કરવાથી જો બંડ થાય તો તેની શિક્ષા.

### કલમ ૧૩૩ મી.

**૧૩૩.** રાણીની જમીનપરની અથવા દરીયાઇ ફોજમાંના કોઇ આ **ફિસરે, સોલજરે,** ખલાશીએ, કોઇ ઉપરી અમલદાર પોતાના હોદ્દાનું કામ કરતો હોય તેવામાં તેની ઉપર હુમલો કરવામાં જે માણસ મદદગારી કરે, તેને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઇ ઉપરી અમલદાર પોતાનો હોદ્દો ચલાવતો હોય તે દરમીયાનમાં તેના ઉપર કોઇ આફિસરે, સોલજરે, અથવા ખલાશીએ હુમલો કરવામાં મદદગારી કરવી.

## કલમ ૧૩૪ મી.

૧૩૪. રાણીની જમીનપરની અથવા દરીયાઇ ફોજમાંના કોઇ આફીસરે, સોલજરે, અથવા ખલાશીએ કોઈ ઉપરી અમલદાર પોતાના હોદાનું કામ કરતો હોય તેવામાં તેની ઉપર હુમલો કરવામાં જો કોઇ માણસ મદદગારી કરે, અને તે મદદગારી ઉપરથી તે હુમલો થાય, તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

જોતે હુમલો થાય તો હુમલામાં મદદગારીની શિક્ષા.

## કલમ ૧૩૫ મી.

૧૩૫. રાણીની જમીનપરની અથવા દરિયાઇ ફોજમાંના કોઇ આફીસરે, સોલજરે, અથવા ખલાશીએ નાશી જવામાં તે માણસ મદદગારી કરે, તેને બે વરસની મુદત સુધીના બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

કોઇ સોલજર અથવા ખલાશીને નાશી જવામાં મદદગારી કરવી.

## કલમ ૧૩૬ મી

૧૩૬. રાણીની જમીનપરની અથવા દરીયાઇ ફોજમાંનો ફલાણો આફીસર, સોલજર, અથવા ખલાશી નાશી આવેલો છે, એમ જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં નીચેનો અપવાદ ન લાગતાં જે માણસ તે આફીસર, સોલજર, અથવા ખલાશીને ઘરમાં રાખે, તેને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, દંડની, અથવા, એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

અપવાદ.—કોઇ સ્ત્રી પોતાના વરને ઘરમાં રાખે તેને આ ઠરાવ લાગુ પડતો નથી.

નાશિ આવેલાને ઘરમાં રાખવો.

## કલમ ૧૩૭ મી.

૧૩૭. જે વેપારી વાહાણમાં રાણીની જમીનપરની અથવા દરીયાઇ ફોજમાંથી કોઇ નાસી જનારો સંતાયો હોય, તે વાહાણનો માસ્તર અથવા જે સખસના હવાલામાં તે વાહાણ હોય તે સખસ અગર તેના સંતાયાની વાતથી અજાણ્યો હોય તોપણ જો તે માસ્તરે અથવા જે સખસના હવાલામાં તે વાહાણ હોય તે સખસે પોતાનો હોદો બજાવવામાં કાંઈ ગફલત ન કરી હોત, અથવા વાહાણપર પાકો બંદોબસ્ત રાખ્યો હોત તો તેના જાણ્યામાં તે વાત આવત એવું હોય તો તે માસ્તર અથવા જે સખસના હવાલામાં તે વાહાણ હોય તે સખસ પાંચસે રૂપીયા સુધીના દંડને લાયક થશે.

કોઇ વેપારી વાહાણમાં મસ્તરની ગફલતથી કોઇ નાશી જનાર સંતાયા હોય તો.

## કલમ ૧૩૮ મી.

૧૩૮. ફલાણું કામ નાફરમાનીનું છે એમ જાણીને તે કામ રાણીની જમીનપરની અથવા દરીયાઇ ફોજમાંનાજ કોઇ ઓફીસરે, સોલજરે; અથવા ખલાશીએ કરવામાં જો કોઇ માણસ મદદગારી કરે, અને તે મદદગારીથી તે નાફરમાનીનું કામ થાય, તો તે માણસને છ મહીના સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે.

કોઇ સોલજર અથવા ખલાશીને નાફરમાનીનું કાંઇ કામ કરવામાં મદદગારી કરવી.

## કલમ ૧૩૯ મી.

૧૩૯. રાણીની જમીનપરની અથવા દરીયાઈ ફોજને સારૂ, અથવા રાણીની જમીનપરની અથવા દરીયાઈ ફોજના કોઈ ભાગને સારૂ, કરેલા કોઇ લશ્કરી કાયદાને તાબે હોય એવા કોઇ સખસને આ કાયદા મુજબ આ બાબમાં બ્યાન કરેલા ગુન્હાઓમાંના કોઇ ગુન્હાને સારૂ શીક્ષા થઇ શકશે નહી.

લશ્કરીકાયદાને તાબેના સખસને આ કાયદા મુજબશીક્ષા થઇ શકે નહી.

## કલમ ૧૪૦ મી.

૧૪૦. રાણીની જમીન પરની અથવા દરિયા ફોજમાંનો જે માણુસ સોલજર નથી, તે માણુસ તેવો સોલજર પેહેરતો હોય એવો કાંઇ પોશાક પેહેરે, અથવા તેવો સોલજર જે ચિન્હ વાપરતો હોય તેના જેવું કાંઇ ચિન્હ વાપેરે, એવા ઇરાદાથી કે તે તેવો સોલજર છે એમ માનવામાં આવે, તો તે માણુસને ત્રણ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા પાંચસે રૂપીયા સુધીની દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

સોલજરનોપોશાક પેહેરવો

# બાબ ૮ મો.

## લોકની સમાધાની વિરૂદ્ધ ગુનાહો બાબત.

## કલમ ૧૪૧ મી.

૧૪૧. જો પાંચ અથવા વધારે શખસોની એક મંડળી મળે, અને જે સખસો તે મંડળીમાં હોય તેઓનો સામાન્ય હેતુ નીચે લખ્યા પ્રમાણે હોય તો તે મંડળીને "કાયદા વિરૂદ્ધ મંડળી" કહેવી.

કાયદાવિરૂદ્ધમંડળી

પેહેલો—હિંદુસ્તાનની કાયદા કરનારી અથવા હકુમત કરનારી સરકારને, અથવા કોઇ પ્રેસીડેન્સીની સરકારને, અથવા કોઇ લીવટેન્ટ ગવરનરને, અથવા પોતાના ઓહદાનો કાંઈ કાયદેસર અખતિયાર અમલમાં લાવતાં કોઈ સરકારી નોકરને, સાપરાધ બળ કરીને અ-

બીજો—કોઇ કાયદો કે કોઇ કાયદેસર હુકમ બજાવતા હરકત કરવી; અથવા,

ત્રીજો—કાંઇ બીગાડ અથવા સાપ્રાધ પ્રવેશ અથવા બીજો ગુન્હો કરવો; અથવા,

થવા સાપ્રાધ બળ દેખાડીને ડરાવવો; અથવા,

ચોથો—કોઇ સખસની ઉપર સાપ્રાધ બળ કરીને અથવા સાપ્રાધ બળ દેખાડીને, કાંઇ મીલકતનોકબજોલેવોઅથવા મેળવવો, અથવા કોઇ સખસનો આવવા જવાનો હક, અથવા પાણી વાપરવાનો હક અથવા બીજો જે નીરાકાર વસ્તુ સંબંધી હક તે સખસના કબજામાં કે ભોગવટામાં હોય તે તેની પાસેથી લઇ લેવો, અથવા કાંઇ હક કે ધારેલો હક અમલમાં લાવવો; અથવા,

પાંચમો—સાપ્રાધબળ કરીને અથવા સાપ્રાધ બળ દેખાડીને જે કામ કરવાની જે સખસની કાયદા પ્રમાણે ફરજ નહી હોય તે કામ તે સખસ પાસે કરાવવું, અથવા જે કરવાનો તેનો કાયદા પ્રમાણે હક હોય તે કરવામાં તેની પાસે કસુર કરાવવી.

ખુલાસો—જે મંડળી પ્રથમ મળતી વખતે કાયદા વિરૂદ્ધ ન હોય તે પાછળથી કાયદા વિરૂદ્ધ મંડળી થઇ શકે.

## કલમ ૧૪૨ મી.

૧૪૨. જે હકીકતોને લીધે કોઇ મંડળી કાયદા વિરૂદ્ધ મંડળીમાં થતી હોય તે હકીકતો જાણ્યા છતાં જે માણુસ ઇરાદાથી મંડળીમાં સામીલ થાય, અથવા તેમાં જારી રહે, તે માણુસને કાયદા વિરૂદ્ધ મંડળીનો અંગભુત સમજવો.

કાયદા વિરૂદ્ધ મંડળીનો અંગભુત તે શું.

## કલમ ૧૪૩ મી.

**જે માણસ કોઇ કાયદા વિરૂદ્ધ મંડળીનો અંગભુત હોય તેને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.**

શિક્ષા.

### આપાજુ નાયક વિ. મહારાણિ.

કલમ ૧૪૨.

૧

તા૦ ૧૯. ૧૨-૮૨ ઈ. ૬ મ. ૨૪૫ કાયદેસર હક વગર કબજો મેળવ્યો હોય તો કબજો લેવા આવનારા સક્ષો ની સાથે કબજાવાળા લોકો હંગામો કરેતો તે ગુનહાની ફરીઆદમાં કબજો હતો એવો બચાવ આપી શકાતો નથી.

जे हक वगर प्रवेश करनारना कबजामां अमुक जमीन होय, अने ते जमीन ते खेडतो होय, ते जमीन उपर जबराइथी प्रवेश करतां, तथा ए प्रवेश करवामां पेलो हक वगर प्रवेश करनारो सामो थाय, तेनी अंदर हंगामानो जे गुन्हो थाय, ते गुन्हानी फरियादमां कबजानो हक होवानो जवाब देवो, ए जवाब बरोबर नथी.

સને ૧૮૮૨ ના ૧૨ મા નંબરના કયાલંડર કેશમાં, તાલુકે તીલુકોઈલુરના બીજા વર્ગના માજીસ્ત્રેટે સજા કરી હતી. તેના ઉપર દક્ષિણ આરકાટના ડેપ્યુટી માજીસ્ત્રેટને ત્યાં અપીલ થઈ હતી. તે અપીલનું કામ મંગાવી લઈ જોવા સ.રૂ, આ અરજી ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૨ ७ (૪૩૮) મી કલમ પ્રમાણે કરવામાં આવી હતી. અને તેમાં એવું કારણ બતાવ્યું હતું કે, અરજદારોને ગુન્હેગાર ઠરાવ્યા છે, તે કાયદા વિરૂદ્ધ થયું છે.

ક્રી. પી. કો. ની ૧૪૧ મી કલમ મુજબ, અરજદારોને હંગામાના ગુન્હાના અપરાધી ઠરાવી, તેઓ દરેકને બબે માસની કેદની તથા પચીસ પચીસ રૂપૈયા દંડની સજા કરી હતી.

ડેપ્યુટી માજીસ્ત્રેટને ત્યાં અપીલ થતાં, તેણે સજામાં ઘટાડો કરી, ચોત્રીસ ચોત્રીસ દહાડા કેદની સજા કાયમ રાખી હતી. આ મુકરદમાની મુખ્તેસર હકીકત તથા તેના સંબંધમાં થએલી દલીલો, જસ્ટીસ ઈન્સના ઠરાવમાં આપેલી છે.

### અરજદારો તરફથી નોરટન સાહેબ.

#### ઠરાવ.

"આ કામમાં જે મિલકત ઉપર ગુન્હો થયાનું કહેવામાં આવેછે, તે મિલકત બે વિધવા સ્ત્રીઓની હતી, અને તેઓને કાંઈ સંતાન ન હોવાથી, પોતાના પુત્ર તરીકે પાંચમા તથા છઠા નંબરના પ્રતીવાદીઓને ઉછેરીને તેઓએ મોટા કર્યા હતા. આ બંને સક્ષો તે મિલકતનો વહીવટ કરતા હતા; એટલામાં તેઓ તથા તેઓની વિધવા મા વચ્ચે અણબનાવ થયો; અને તેથી આ વિધવા ઓરતોએ સદરહુ મિલકત, તીરૂ કોઈલુરમાં વિશ્નું મંદિરના ઉપરીને એક ગીરોખતથી સાનમાં લખી આપી. આ સક્ષે સદરહુ મિલકત પેહેલેથી તે ત્રીજા નંબર સુધીના પ્રતિવાદીને ઈજારે ખેડવા આપી. આ ત્રણે સક્ષોએ તથા ચોથા નંબરના પ્રતિવાદીએ તથા બીજા કેટલાક સક્ષો, જેઓ ઉપર ફરીયાદ કરવામાં આવી નથી, તેઓએ આ જમીન ઉપર જબરદસ્તીથી પ્રવેશ કર્યો, જેથી તેઓને હંગામાના

આવ્યું હતું. એ હંગામો તેના હીતને વાસ્તે થયેલો હતો. અને હંગામો થશે, એવું માનવાને તેને કારણ પણ મળ્યું હતું.

ફરીયાદ પક્ષવાળાનો કેસ એવો હતો કે, કારખાનાંના લોકો, તથા કેટલાક ખેડુતો વચ્ચે, કેટલીક જમીનના કટકાઓ સંબંધી, ઘણો વખત થયાં માંહોમાંહે, તકરાર ચાલતી હતી. તે કટકાઓ, ગળીવાળાઓએ જબરદસ્તીથી ખેડુતો પાસેથી લેઇને, તેમાં તેઓએ ગળી વાવી દીધી હતી. આ કટકાઓ વાસ્તે ખેડુતોએ, દીવાની દાવા કરેલા હતા. અને હુકમનામાં પણ મેળવ્યાં હતો. અને હંગામો થયો, તે પેહેલાં બે રોજ અગાઉ તેઓને, તેનો કબજો સોંપવામાં આવ્યો હતો. જ્યારે દીવાની કોર્ટના નાજરે કબજો સોંપ્યો, ત્યારે કારખાનાના ઘણાક નોકરો હાજર હતા, ને તે વખતે ગળીના છોડ, જમીનથી છછ ઈંચ ઊગીને વધેલા હતા. ૯ મી માર્ચના સવારના સાત વાગે, કારખાનાનો ઉપરી એ સાહેબ તકરારી ખેતરો ભણી, ઘોડે ચઢીને જતો જોવામાં આવ્યો. અને થોડાક વખત વીત્યા પછી તે પોતાનાં કેટલાંક માણુસો સહીત, તે ખેતરોની પાસે થઈને, તેમાં ઉગેલો ગળીનો મોલ તપાસતો હતો. સવારના સાડાદશ અથવા અગીયાર વાગ્યાને શુમારે, કારખાનાના ઘણાક નોકરો લાકડીઓ લઇને, અને તેમાંથી એક બંદુક લઇને, જ્યાં હુકમનામાના લેણદાર ખેડુતો, ગળીનો મોલ પાડી નાખવાનું કરતા હતા, ત્યાં તેઓ ગયા. તે ઠેકાણે પછી હંગામો થયો. અને ખેડુતોમાંથી એક જણને કારખાનાના બંદુકદારની ગોળી વાગતાં તે મરણ ગયો. જ્યારે હંગામો થયો, ત્યારે એ સાહેબ એક ગાઉ છેટે, પોતાને બંગલે હતો. અને તેણે એ હંગામો અટકાવવા કશા ઇલાજો લીધા નોહોતા; અપીલેન્ટ તરફથી વકીલ ડુન સાહેબે એવી દલીલ આપી કે, ૧૫૫ મી કલમ પ્રમાણે નહીં, પણ ૧૫૬ મી કલમ પ્રમાણે કારખાનાના ઉપરી ઉપર તહોમત રહેવું જોઇએ. અને તેને તેનો જવાબદાર ગણવા વાસ્તે, એવું બતાવવું જોઇએ કે, તે કૃત્ય કરવામાં આવ્યું, તેમાં તેણે પ્રતક્ષ રીતે, કીંવા પરોક્ષ રીતે ઉશકેરણી કરી હતી, અને તે કૃત્ય તે જમીનના માલેક અથવા કબજેદારના, હીતને માટે કર્યું હતું. આ કેશમાં એવું કાંઇ બતાવ્યું નથી કે, હંગામો ખરેખરી રીતે થયો હતો. કેમકે જે માણુસ ગોળીથી મરણ ગયો, તે હકીકત બાદ કરીયેતો, બીજી એવી કોઇ હકીકત, કહેવામાં આવી નથી કે, જે ઉપરથી બંધવાઓનો સામાન્ય હેતુ શું હતો, તે કલ્પી શકાય. વળી આવા કામમાં એ સાહેબે ઉષ્કેરણી કરી, તેમ તે ઉષ્કેરણી જમીનના માલેક, અથવા કબજેદારના હીતને માટે કરી હતી, એ પણ ધારી શકાતું નથી. હંગામો થશે એવું કારખાનાના ઉપરીને જાણવાને, કાંઇ કારણ હતું. એમ ફરીયાદ પક્ષવાળાઓ બતાવી શક્યા નથી. કેમકે હુકમનામાના લેણદારને કબજો સોંપાવ્યો, એથી હંગામો થયા વગર રહેશે નહીં, એવું અનુંમાન કરવા વાસ્તે તેટલી હકીકત બસ નથી. વળી જે હંગામો થયો, તેવી જાતનો હંગામો અટકાવવા વાસ્તે, એ સાહેબ પાસે સાધનો હતાં, એવું પણ કાંઈ બતાવ્યું નથી.

## સરકાર તરફથી વકીલ બ્હાઇટ સાહેબ.

જે હંગામા ગળીના કારખાનાના ઉપરીએ કર્યા હોય, અથવા તેમાં તેઓએ મદદ કરી હોય, એવા હંગામા અટકાવવાનો આ કલમનો હેતુ છે. અને તે કલમ પ્રમાણે ફરીયાદ પક્ષ તરફથી, પુરાવો આપવા સંબંધમાં, માજીસ્ટ્રેટની કોર્ટમાં, પ્રથમ દર્શનીક પુરાવાથી,

વધારે પુરાવો આપવાની જરૂર નથી, કાયદાકારોએ જ્યારે આ કલમ રચી, ત્યારે એવું વીચાર્યું હશે કે, મુળ હંગામાની તજવીજ, પેહેલ વેહેલી થવી જોઈએ. અને સેસન કોર્ટમાં, જ્યાં પુરાવો ઘણોજ બારીકી વાળો, અને જથા બંધ હોય, તેવી સેસન કોર્ટમાં ગુન્હેગારોને શીક્ષા થઇ જવી જોઇએ, અને તે કેશોનો નીકાલ થયા પછી, આવા પ્રકારનો ઇનસાફ થવા સારૂ, ઉપરી ઉપર કામ ચલાવવું જોઇએ. હંગામો થયો છે એ બતાવવાને વાસ્તે, જોઇએ તેટલો પુરાવો છે. કારખાનાના જે નોકરોમાંથી, જેણે બંદુક બાંધી હતી, તેનાથી એક માણસ મરણ ગયો છે. એમ અમે બતાવીએ છીએ. વળી એવું બતાવીએ છીએ કે, બે સાહેબ સવારમાં કેટલાંક માણસ લેઈને, ખેતરો પાસે થઈને વટાયો હતો. ને એ ખેતરો માંહેલા મોલનો તપાસ કર્યો હતો. ત્યારબાદ જરા મોડેથી, તેના કારખાનાનાં માણસોની, સંખ્યાબંધ ટોળી હથિયારો લેઇને હુકમનામાના, લેણદારને ખેતરે ગયા હતા. અને તકરાર ગમે તેવી હતી, તોપણ એક માણસ મરણ ગયો. એ ખેતરમાં ઉગેલી ગળી, બે સાહેબને ઘણી કીંમતી હતી. એ માણસોનો જવાનો હેતુ, ગળીના મોલને પાડી નાખતા અટકાવવાનો હતો. અને જો તે પ્રમાણે તેઓએ કર્યું હતતો, તેના માલેકને નીઃસંદેહ ફાયદો હતો. જુઓ ફીનીલીનો પીનલકોડ, પુષ્ટ ૫૪ તથા રાણી વીરૂદ્ધ હરનાથ રાયનો કેશ (૩ વી. રી. ૫૪)

### કોર્ટ તરફથી મીટર, તથા પીગટ જસ્ટીસે આપેલો ઠરાવઃ—

આ કેશમાં અપીલેંન્ટને જંડીઆના માજીસ્ટ્રેટે, પીનલકોડની કલમ ૧૫૫ પ્રમાણે અપરાધી ઠરાવ્યો છે. તેને ગુન્હેગાર ઠરાવવાને વાસ્તે, એ કલમ સાચી નથી. એ સાફ ઉઘાડું અને નીર વીવાદ છે. અપીલેંન્ટ ફક્ત કારખાનાનો એક કામદાર હતો. અને જે જમીનની બાબતમાં હંગામો થયેલો કહેવામાં આવે છે, તેનો તે માલેક નહોતો. જે કલમ માંહેલા ગુન્હાનું તેના ઉપર તોહોમત મુકવું જોઈએ, તે કલમ ૧૫૬ મી છે. પણ મને એમ લાગે છે કે, ત્રણ મુદાની બાબત ઉપર, પુરાવો આપેલો છે, તે ૧૫૬ મી કલમ માંહેલો ગુન્હો, સ્થાપીત કરવા સારૂ નથી.

હંગામો થયો હતો, એ વાત પ્રથમ સ્થાપીત કરવી જોઈએ. પણ પીનલકોડમાં, હંગામાની જે વ્યાખ્યા આપી છે, તેવો હંગામો થયો હોય, એમ સાબીત કરવા જેટલો પુરાવો નથી. એકજ હેતુવાળી, પાંચ કરતાં વધારે સક્ષની મંડળી થઇ હતી, એવું પ્રથમ બતાવવું જોઇએ. પણ આ કેશમાં કારખાનાના નોકરો, જેઓનાથી ગેરકાયદેસર મંડળી, થયેલી કહેવામાં આવે છે, તેઓના મનમાં એક સરખો હેતુ હતો, એવું બતાવવાને વાસ્તે, કાંઈ પુરાવો નથી. એમ કહેવામાં આવ્યું કે, ગળીના છોડ પાડી નાખતાં, અટકાવવાનો તેઓનો હેતુ હતો. પણ એ બાબત્તમાં ફરીઆદપક્ષવાળા તરફથી કાંઇ પુરાવો પડયો નથી. માટે હંગામો થયો. એમ સાબીત કરવાને વાસ્તે, કાયદેસર પુરાવો નથી.

બીજો મુદ્દો એ છે કે, ઘડીભર માનીયે કે, હંગામો થયો હતો. પણ તે હંગામો તે જમીનના માલેક અથવા, કબજેદારના હીતને અર્થે થયો હતો. એ વાતનો ફરીયાદ પક્ષવાળા તરફથી, કશો પુરાવો પડયો નથી. જો બધાનો એક સરખો હેતુ, ગળીના છોડને પાડી નાખતા, અટકાવવાનો હતો, તો તે બાબત બેશક એમ વાજબી રીતે, અનુમાન લઈ શકાત

કે, હંગામો જમીનના માલેકની વતી અથવા તેના હીતને માટે, કરવામાં આવ્યો હતો. પણ એ વાત સાબીત થઈ નથી. તેથી એમ નીકળે છે કે, જો હંગામો થયો, તોપણ તે હંગામો જમીનના માલેક, અથવા કબજેદારના, હીતને વાસ્તે થયો હતો. એમ દેખાઇ આવતું નથી.

ત્રીજી બાબત એ છે કે, અપીલેંન્ટને, રખેને હંગામો કરવામાં આવશે, એમ આગાઉથી માનવાનું કારણ હતું, એમ બતાવ્યું નથી. અલબત એ વાત, પ્રત્યક્ષ પુરાવાથી ભાગ્યેજ સીદ્ધ થઇ શકે છે. પણ જે પ્રસંગો ઉપરથી, તેનું વાજબી રીતે અનુમાન થાય, તે આ પ્રસંગોની હયાતી હોવી જોઈએ. આ કેશમાં જે પ્રસંગો સાબીત થયા છે. તે એ છે કે, જ્યારે કહેવામાં આવેલો હંગામો થયો, તે વખતે બેસાહેબ કારખાનામાં હતો. અને હંગામો કરનારાઓમાં કારખાનાના કેટલાએક નોકરો હતા. પણ એ હકીકત ઉપરથી હંગામો જો થયો હોય, તો તેની પેહેલાં તે રખેને થશે, એવું અપીલેંન્ટને માનવાનું કારણ હતું, તેવું અનુંમાન કરવાને વાસ્તે, બસ નથી. આ ત્રણે બાબતો ઉપર મને જણાય છે કે, પુરાવો પુરતો નથી. માટે આ ઠરાવ અને શીક્ષા રદ કરી, દંડ લીધો હોય તો પાછો આપવા હુકમ કરૂં છઊં.

## જસ્ટીસ પીગટનો અભીપ્રાય.

હું ઉપરના ઠરાવને તદન મળતો આવું છઊં. માત્ર એટલુંજ ઉમેરવા માગું છઊં કે, જે કલમોથી મેજીસ્ત્રેટોને મોટી સતા મળે છે, તે કલમો લાગુ કરવામાં જે સક્ષોને તેવો અધીકાર વાપરવાનું સોંપેલું છે, તેઓએ અનુમાન કે શક ઉપર, અમલ કરવાનો નથી પણ પુરાવા ઉપરથી, અમલ કરવાનો છે. એમ માહારો અભીપ્રાય છે. કાયદાકારોનો હેતુ, ફરીઆદના વીદવાન વકીલે સમજાવ્યો, તેવો હોય કિંવા ન હોય, તથાપી આવી જબરી કલમો, કાયદામાં દાખલ કરવાનો ગમે તેવો પ્રસંગ હોય, તોપણ અમારે ઠરાવવુ જોઇએ કે, તે કલમોનો કાયદો, અટકળ ઉપરથી નહીં, પણ પુરાવા ઉપરથી લાગુ કરવો જોઇએ.

## કલમ ૧૫૭ મી.

૧૫૭. જે માણુસ પોતાના કબ્જા કે હવાલા માંહેના અથવા પોતાના અખતિઆર તળેના કોઇ ઘર કે જગામાં, કોઇ સખસોને રાખે, અથવા દે, અથવા એકઠા કરે, અને તે એવું જાણીને કે કોઇ કાયદા વિરૂધ મંડળીમાં સામીલ થવાને અથવા અંગભુત થવાને એ સખસો પૈસા આપવા કરીને અથવા કોઇ બીજી રીતે રાખવાના છે, તો તે માણુસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની શીથવા એ બનેની શીક્ષા કરવામાં આવશે.

કોઇકાયદાવિરૂધ મંડળીને સારૂપઇસાઆપવા કરીને રાખેલા સખસોને ઘરમાં રાખવા.

## કલમ ૧૫૮ મી.

૧૫૮. ૧૪૧ મી કલમમાં લખેલાં કામો માંહેના કાંઇ પણ કામ કરવાને અથવા તે કરવામાં મદદ કરવાને જે માણુસ પઇસા લેવા કરીને અથવા કોઇ બીજી રીતે રેહે અથવા પઈસા લેવા કરીને કે કોઇ બીજી રીતે રેહેવાનું કહે અથવા રેહેવાની કોશીશ કરે, તે માણુસને છ મહિનાની મુદત સુધીની બેમાં ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે. અને ઉપર લખ્યા પ્રમાણે પઈસા લેવા કરીને અથવા કોઇ બીજી રીતે રહયા પછી જે માણુસ જીવ લેનારૂં કાંઇ હથિયાર અથવા જે મારેથી સામા માણસનો પ્રાણુ જાય એવી કાંઈ વસ્તુ સાથે લઇને ફરે, અથવા ફરવાનું કબુલ કરે કે કહે, તે માણસને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

કોઇ કાયદા વિરૂધ મંડળી અથવા હંગામામાં સામીલ થવા સારૂ પઇસા લેવાકરીને રહેવું.

અથવાહથિયારબંધ થઇનેફરવું.

## કલમ ૧૫૯ મી.

૧૫૯. જ્યારે બે અથવા વધારે સખસો કોઇ જાહેર જગામાં મારામારી કરીને લોકોની સુલેહમાં ગડબડ કરે, ત્યારે તેઓએ તે "બખેડો" કર્યો એમ સમજવું.

બખેડો.

## કલમ ૧૬૦ મી.

૧૬૦. જે માણુસ બખેડો કરે તેને એક મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એકસો રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

બખેડો કરવાની શિક્ષા.

## કલમ ૧૬૧ મી.

કાંઇ સરકારી નોકરીના કામ સંબંધી કાયદે સર મેહેનતાણા સિવાય કોઇ સરકારી નોકરે કાંઈ બીજો અવેજ લેવો.

જે માણસ સરકારી નોકર હોય, અથવા સરકારી નોકર થવાની ઉમેદ રાખતો હોય, તે માણસ પોતાના હોદ્દાનું કાંઇ કામ કરવા અથવા ન કરવાનાં કારણ દાખલ અથવા બદલામાં, અથવા પોતાનો હોદ્દાનો અમલ ચલાવવામાં કોઇ સખસની ઉપર મેહેરબાની અથવા ઇતરાજી કરવા અથવા ન કરવાનાં કારણ દાખલ અથવા બદલામાં, અથવા હિંદુસ્તાનની કાયદા બાંધનારી કે હકુમત કરનારી સરકારની જોડે, અથવા કોઇ પ્રેસીડેન્સીની સરકારની જોડે, અથવા કોઇ લીફટેનટ ગવરનરની જોડે, અથવા કોઇ પણ સરકારી નોકરની જોડે તેના સરકારી હોદ્દા સંબંધી કોઇ સખસને માટે અથવા કોઇ સખસની વિરૂદ્ધ કાંઇ વગ ચલાવવાનાં અથવા વગ ચલાવવાની કોશીશ કરવાના કારણ દાખલ અથવા બદલામાં, કોઇ પણ સખસ પાસે, પોતાને માટે અથવા બીજા કોઇ સખસને માટે, કાયદેસર મેહેનતાણાં શિવાય બીજો કોઇ પણ અવેજ લે, અથવા મેળવે, અથવા લેવાને કબુલ કરે, અથવા મેળવવાને કોશીસ કરે, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બનેની, શિક્ષા કરવામાં આવશે.

ખુલાસો—"સરકારી નોકર થવાની ઉમેદ રાખતો હોય" અગર કોઇ સખસ સરકારી નોકર થવાની ઉમેદ રાખતો ન હોય, અને તે બીજાઓને એમ સમજાવે કે મને સરકારી નોકરી મળવાની છે અને ત્યારે હું તમારૂં કામ કરી આપીશ, અને એ પ્રમાણે તેઓને ઠગીને કાંઇ અવેજ મેળવે તો તે ઠગાઇનો ગુનેહગાર થઇ શકે, પણ તે કાંઇ આ કલમમાં બયાન કરેલા ગુનાહનો તકસીરવાર ગણાય નહીં.

"અવેજ" અવેજ શબ્દ વડે એકલા પઇશાજ, અથવા તેની કીમત પઇશાથી થઇ શકે એવો અવેજજ સમજવો નહીં.

"કાયદેસર મેનતાણુ" "કાયદેસર મેનતાણુ" એ શબ્દો વડે કોઇ સરકારી નોકર જે મેનતાણુ કાયદા મુજબ માગી શકે તે મેનતાણુજ સમજવું નહીં, પણ જે સરકારની તે નોકરી કરતો હોય તે સરકારની તેને જે જે મેનતાણુ લેવાની પરવાનગી હોય તે સઘળા મેનતાણાનો તેઓમાં સમાવેશ થાય છે.

"કરવાનું કારણ અથવા બદલો," કોઇ સખસ જે વસ્તુ કરવાનો ઇરાદો રાખતો ન હોય તે વસ્તુ કરવાના કારણ દાખલ, અથવા જે વસ્તુ તેણે કરી ન હોય તે વસ્તુ કરવાના બદલામાં, કાંઇ અવેજ લે, તો તે શબ્દોમાં દાખલ થાય છે.

## દૃષ્ટાંત.

(અ) એક મુનસફ, અ એક સરાફ ઝ ની તરફનું હુકમનામુ કરી આપવાના બદલામાં પોતાના ભાઇને ઝ ની પાસે (ઝ ની પેહેડીમાં) એક જગ્યા અપાવે તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુનોહ કર્યો એમ સમજવું.

(બ) એક કુમ્મક કરનારા રાજાના દરબારમાં રેસીડેન્ટના ઓહોદાપર છતાં તે રાજાના પ્રધાન પાસેથી અ એક લાખ રૂપીઆ લે, અને એમ નહી માલમ પડે કે પોતાના હોદાનું ફેલાણું મુક્કરર કામ કરવા અથવા ન કરવાના કારણ દાખલ અથવા બદલામાં અથવા તે રાજાને માટે બ્રિટીશ સરકારની સાથે કાંઇ મુક્કરર બાબતમાં વગ ચલાવવા અથવા વગ ચલાવવાની કોશિસ કરવાનાં કારણ દાખલ અથવા બદલામાં, અ એ ઉપલી રકમ લીધી, પણ એમ માલમ પડે કે પોતાનો ઓહદાનો અમલ ચલાવવામાં તે રાજાની ઉપર અક્સર મેહેરબાની રાખવાના કારણ દાખલ અથવા બદલામાં અ એ તે રકમ લીધી, તો અ એ આ ફલમમાં બ્યાન કરેલો ગુનોહ કર્યો એમ સમજવું.

(ક) કોઇ સરકારી નોકર અ ઝ ને એમ ખોટું સમજાવે કે સરકારની સાથે મારી વગથી તને ખીતાબ મળ્યો અને એમ કરીને તે ચાકરીના બદલામાં ઝ તેને કાંઇ નાણું આપે એમ કરે, તો અ એ આ ફલમમાં બ્યાન કરેલો ગુનોહ કર્યો એમ સનજવું.

## માહારાણી કેસરે હિંદ. વિ. બલદેવ સાહી.

કલમ ૧૬૧ મી.
૧
તા, ૭–૪–૭૫.
ઇ.ર અ. પા.૨૫૩.
રૂશ્વત માગવી એ રૂશ્વત લીધાના ગુન્હાની કોશીશ છે, અને તે સ્પષ્ટ રીતે પણ મગાય છે. અને મભમ રીતે પણ મગાય છે.

कांइ रुशवत मागवी, ते एक रुशवत लेवानी कोशीश छे. अने स्पष्ट शब्दो बोलीने, जेम संपुर्ण रीते रुशवत मगाय छे, तेम गर्भीत शब्दो बोलीने, पण, तेज रीते रुशवत मागवी होय तो मगाय छे.

तथा ज्यां ब नामनो सखस पेनशन खातामां कारकुनी करतो हतो. तेने एक अ नामना सखसनी मुलाकात थइ, ते अए पेनशन मळवामाटे अरजी करी हती. तेने सदरहु ब ए, ए खातामां पोतानी केटली वगछे ते वीशेनी वात कह्या पछी, तथा ते वगथी तेणे पेनशननी रकममां इजाफो कराव्यो हतो, तेना बे दाखला आपीने कहेवा लाग्यो के, ए बग बदल कांइ रुशवत मळे तो जे करवानुं छे, ते थइ शके एवुं छे. आ मागणी नामंजुर थवाथी, तेणे अ ने कहयुं के, मारी मागणी तुं रद करे छे पण, ते वीशे तुंने पश्चाताप थशे, त्यां.

ठराव्युं के, रुसवत लेवानी कोशीशनो गुन्हो, परीपुर्ण थइ चुक्यो छे.

અલાહબાદ સેસન જડજે, તારીખ ૨૨ મી નવેંબર ૧૮૭૮ ને રોજ, ના સાબીતીનો ઠરાવ કર્યો હતો. તેની સામે સ્થાનીક સરકારે, હાઇકોર્ટમાં આ અપીલ કરી હતી. તારીખ ૧૬ સપ્ટેંબર ૧૮૭૮ને રોજ, એક પેહેલા વર્ગના માજીસ્ટ્રેટે, કોઈ બલદેવશાહીને, કાયદા વીરૂદ્ધ અવેજ માગવાની, કોશીશના ગુન્હાનો, ઈ. પી. કો. ની ૧૬૧મી કલમ પ્રમાણે, અપરાધી ઠરાવ્યો હતો. અપીલમાં બલદેવશાહીને, સેસન જડજે છોડી મુકયો, તે એવો ઠરાવ કરીને કે ગેરકાયદેસર અવેજ મેળવવાની કોશીશનો ગુન્હો કરવા તરફ, બંધવાએ કાંઇ કત્યો કર્યા નથી. પરંતુ એવો ગુન્હો કરવાની, તૈયારી કરવા તરપ તે કત્યો કર્યાં હતાં, તેથી બંધવાને તે ગુન્હાનો, અપરાધી ઠરાવી શકતો નથી. આ કામની હકીકત, હાઇકોર્ટના ઠરાવમાં જોઇએ તેટલી લખેલી છે.

### સરકાર તરફથી બાબુ દ્વારકાંનાથ.

### બલદેવશાહી તરફથી, કોલવીન, તથા ડીલોન સાહેબ.

### હાઇકોર્ટ તરફથી જસ્ટીસ સ્પાંકીએ નીચે પ્રમાણે ઠરાવ આપ્યો:—

તા. ૩૦ મી જુલાઇ ૧૮૭૮ ને રોજ, અથવા તે અરસામાં, સરકારી નોકર હોઇને હરકોઇને, પોતાના હોદાનું કામ કરવાના કારણ દાખલ, અથવા બદલામાં કાયદેસર મેહેનતાણા શીવાય, પોતાને માટે અબાસઅલી પાસેથી, કાંઇક અવેજ મેળવવાની, બંધવે કોશીશ કરી. અને તેથી તેણે ઇ. પી. કો. ની ૧૬૧ મી કલમ મુજબ, શીક્ષા થઈ શકે એવો ગુન્હો કર્યો, એવું તેના ઉપર તોહોમત મુકવામાં આવ્યું હતું.

જો અબાસઅલીની જુબાની મંજુર રાખવામાં આવે તો, તે ઉપરથી સાવ દીવા જેવું ખુલું છે કે, હું બલદેવશાહીને કાંઇ આપીશ તો તે પોતાની વતી મારી તરફેણમાં, ચલવ્યા વગર રહેશે નહીં. એવું તે અબાસઅલી સમઝયો હતો. જ્યારે મેં આ કામનો વીચાર કર્યો, ત્યારે કાયદા વિરૂદ્ધ અવેજ મેળવવાની કોશીશનો ગુન્હો સાબીત થયો છે કે નહીં, તે બાબતમાં પ્રથમ તો મને થોડીક મુશ્કેલી લાગી હતી. પણ હવે મને ખાતરી થાય છે કે, પી. કો. ની ૧૬૧ મી કલમ માંહેલો, ગુન્હો કરવાનો ઇરાદો કેટલોક વખત થયાં, બલદેવશાહીના મનમાં થયો હતો. એટલુંજ નહીં પરંતુ, તે કરવાની તેણે તૈયારી પણ કરી હતી, અને જ્યારે એ તૈયારીઓ અને ગોઠવણો પરીપકવ થઈ ત્યારે તે ઇરાદાનો અમલ કરવા તેણે કોશીશ કરી. ૧૫ મી જુલાઇ ને રોજ, અબાસઅલીને પેનસન આપવાનો ઠરાવ, એકાઉંટંટ જનરલની ઓફીસમાં આવ્યો હતો, એવો પુરાવો પડયો છે. પરંતુ તેટલામાં મજકુર ઓફીસમાં એક નનામો કાગળ આવ્યો, કે અબાસઅલીની નોકરીની મુદતમાં કેટલાંક તુટવાણો થયાં છે, તેથી તેનું પેનશન મંજુર કરવામાં ઘણી કાળજી રાખવી જોઇએ. એ કાગળ ન નામો હોવાથી, તેના ઉપર ધ્યાન આપ્યા વગર, પેનશન ખાતાના ઉપરી આસીસટંટ એકાઉંટંટ જનરલે, "હમેશ પેનશન આપવાનો" હુકમ કાઢવાનો ઠરાવ કર્યો, અને આ ઠરાવનો અમલ કરવા તેણે પેનશન પગાર ખાતાના, કારકુન બલદેવશાહીને એ બાબતની ફાઈલ આપી દીધી.

તારીખ ૧૨ મી જુન સને ૧૮૭૮ ને રોજ વાયવ્ય કોણના પ્રાંતની સરકારે, પેનસન

આપવાનું મંજુર કર્યું હતું, એવો પણ પુરાવો પડયો છે. ડેપ્યુટી એકાઉંટંટજનરલે પેનશન દેવા સંબંધમાં, જે વાંધો ઉઠવ્યો હતો, તેને સ્થાનીક સરકારે વિચાર કરીને, તે રદ કરવાપછી, કરનાક સાહેબે તારીખ ૧૪ મી આગષ્ટ અથવા તે અરસામાં, ઉપર કહ્યા પ્રમાણેની ફાઈલ આપી દીધી હતી. એટલી વાત પણ સાબીત થઇ છે. તેથી બલદેવશાહીને પુરેપુરી ખબર હોવી જોઇએ કે, પેનસન આપવાના સબંધમાં હવે વધારે વાંધો લેવા જેવું રહ્યું નથી. આગષ્ટ માસના વચલા ભાગમાં જ્યારે અબાસઅલી, બળદેવશાહીને મળ્યો હશે, એમ માસ્ટ્રેટ માને છે, તેને હું મળતો આવુંછું, ત્યારે તેને બલદેવશાહીએ કહ્યું કે, પેનશન આપવાના વાંધા વીશેની એક નનામી અરજી આવી છે, અને તેમાં જે લખેલું છે તે ઉપરથી મને બીક લાગે છે કે, વખતે તેમાં કાંઈ વીપરીત થાવું હોય તો થાય, કેમકે બીસ સાહેબે ઘણાક વાંધા લીધા છે તથા તે ઉપરથી તેણે રીપોર્ટ કર્યો છે કે, વાજબી જે પેનસન આપવું જોઇએ, તેના કરતાં દરમાસે પચીસ રૂપીયા વધારે મંજુર થયાછે. એ અરજી વળતે દીવસે અબાસઅલીને બતાવવાનું બળદેવશાહીએ કહ્યું હતું. વળતે રોજ એકાઉન્ટંટ જનરલની આફીસ પાસે બળદેવશાહીને અબાસઅલી મળ્યો. તેવખતે તેના હાથમાં બેલીફાઇલ હતી. અને ત્યાંથી ઘોડા ગાડીમાં બેસાડીને તેને પોતાને ઘેર લઇ ગયો. તે વખતે સાંઝ હતી, તેથી બલદેવશાહીએ કહ્યું કે, હવે બહુ વખત થઇ ગઇ છે. માટે તું કાલ સહવારે આવતો ઠીક, અને ત્યારે હું તમને પેલો કાગળ બતાવીશ.

આટલે દરજે બળદેવશાહીએ, પોતાનો આગળથી ટેવી રાખેલો મનસુબો, અમલમાં લાવવા વાસ્તે, તૈયારીઓ કરી હતી. વળી તેણે અબાસઅલીની ઉતકંઠાને જાગૃત કરી હતી, તથા જે પેનશન, નકી થઈને આવ્યું છે તે પુરેપુરૂં લેવાના રસ્તામાં, હજુ કેટલીક હરકતો છે એવું ખોટી રીતે કહીને, તેને ધાસ્તીમાં નાખ્યો હતો. વળતે રોજ સવારના આઠ વાગે, બળદેવશાહીએ પેલો નનામો પત્ર વંચાવ્યો. અને બે પેનસનના સવાલનાં કામો, મહારી વગથી પાર પડયાં હતાં. એ વાત તેણે તેને કહી, એક કામમાં મીરઝાંઅલીને, ત્રીજા ભાગનું પેનશન મળવાનું હતું, તે ઠેકાણે બીજા ભાગનું પેનશન તેને મેળવી આપ્યું હતું. અને બીજા કામમાં અલીબક્ષખાના પેનશનમાં, વધારો કરીને દરમાસે ૪૦૦ રૂપીઆ, પેનશનના કરાવી આપ્યા હતા. જો આ પુરાવો ખરો હોયતો, લોકોને સારૂ પેનશન મેળવાવી આપવાની, તેની સફલ કોશીશો વીશે તેની કહેલી હકીકતને લીધે, અબાસઅલીના મન ઉપર અસર કરવાનો મતલબ હોય, એમાં કશોએ વાંધો લીધો નથી. જેનું નામ લેવડ દેવડ કહેવાય છે, અને જેથી અબાસઅલીની પાસેથી, રૂશવત મેળવવાની કોશીશ કહેવાય છે, તે હવે આંહીંથી શરૂ થાય છે.

ઇરાદાની ટેવણી કરી, તથા ગોઠવણોને બરોબર પરીપકવ કરી, અને સઘળી તૈયારીઓ કરી, અને જોકે કાંઇ ચોક્કસ રકમ માગી નહોતી, તોપણ વાતચીત એટલે બધે સુધી ચાલી કે, બળદેવશાહી શું કરવા માગે છે, તે બધું અબાસઅલી સમજી ગયો. અને અબાસઅલીએ કાંઇ ગોઠવણ કરવાની ના પાડી. તેથી, જે વાત બીજી રીતે ફળદાયક થાત, તેને તેણે અટકાવી દીધી, અને તેણે કહ્યું કે, હું તને કાંઇ આપવાનો નથી. બળદેવશાહીએ જાણ્યું કે, માહારી કોશીશ નીશફળ ગઈ એ વાત "તારે પશ્ચાતાપ કરવો પડશે." એ તેના કહેલા વાક્ય ઉપરથી જણાઇ આવે છે. બળદેવશાહીએ જે કહ્યું તે કોઇએ રાજી

ખુશીથી સાંભળી તે ઉપર લક્ષ દીધું હત, તો જેવી રીતે બળદેવશાહીએ રૂશવતની રૂપે પૈસાની લેવડ દેવડ કરવાનું સૂચવ્યું હતું, અને કેમ કરવું તે અબાસઅલી સારી રીતે સમઝતો હતો, તેણે તે વાત મંજુર રાખી હતતો બેશક અબાસઅલીની ઈચ્છા પ્રમાણે થાત, અબાસઅલી બળદેવશાહી, રૂશવત લેવાની કોશીશમાં ફતે પામત એટલુંજ નહીં, પણ પી. કો. ની ૧૧૬ મી કલમ માંહેલો ગુન્હો અબાસઅલીને હાથે તે કરાવત. તેથી જે પુરાવો પડયો છે, તે સાચો હોયતો બંધવા ઉપર પી. કો. ની ૧૬૧ મી કલમ માંહેલા ગુન્હાનું તહોમત છે તે મારા અભીપ્રાય મુજબ સાબીત થયેલું લાગે છે.

મુકરદમાના ગુણદોષ ઉપરથી બંધવાના અપરાધીપણા વીશે મને જરાએ શક રહેતો નથી. એ બાબતમાં પેહેલા વર્ગના માજીસ્ટ્રેટે જે ઠરાવ કર્યો છે, તેને હુ પુરેપુરો મનતો આવું છું. તે ઠરાવમાં કશી ખામી નથી, તથા તેમાં હવે વધારે કાંઈ લખવાપણું નથી. એટલુંજ નહીં પણ જુબાનીઓમાં એક બીજાથી વિરૂદ્ધપણું તથા તુટકપણું થયું છે. તેની મુસકેલીનો પણ તેણે નીકાલ કર્યો છે. જે ઓફીસમાં તે નોકર હતો, તેના ઉપરીની ખપતને લેઇને તેજ ઓફીસના બીજા નોકરોએ મને એ ખટપટમાં ફસાવ્યો હતો. એવો બચાવ બંધવો કરી શકયો નથી, તેમજ અબાસઅલીની ઉતકંઠા બળદેવશાહીને સજા કરાવવાની દેખાતી નથી, પણ દફતર ઉપરથી, માલમ પડે છે કે, તેના ઉપર ફોજદારી રીતનું તોહોમત રાખવાને તે ખુશી નહોતો. લખનોરના ડેપ્યુટી કમીશનર પાસે તેણે પ્રથમથીજ કહેલું છે કે, મારી ફરીયાદ વીશે ધ્યાન ન દેવાયતો ઠીક, જો મને પેનશન મળવાનો હુકમ મળે તો મહારે બીજી કોઇ પંચાતમાં પડવાનું નથી.

છેવટ મહારે કહેવું જોઇએ કે, ગુન્હાને માટે જે સજા કરી છે, તે મારા મત પ્રમાણે ઘણીજ રહેમવાળી છે. મારા ભાઇબંધ જસ્ટીસ, પીયરસનનો મત દંડની સજામાં વધારો કરવાનો લાગે છે. તેનાથી હું સંપૂર્ણ રીતે મળતો આવું છઊં.

## જસ્ટીસ પીયરસનનો ઠરાવ:—

મારા માનવંતા ભાઇબંધે અભીપ્રાય બાંધ્યો છે કે, માજીસ્ટ્રેટે પોતાના વીદ્વતા ભરેલા, તથા સારી પેઠે વિચાર કરેલા ઠરાવમાં, જે કારણો દરશાવ્યાં છે, તે કારણોને લેઇને અબાસઅલીની જુબાની મુદે વીશ્વાસ રાખવા લાયક છે, અને તેથી. હી. પી. કો. ની ૧૬૧ મી કલમ પ્રમાણે શિક્ષા થઈ શકે, એવા ગુન્હાનો બંધવો અપરાધી ઠરે છે, એ અભીપ્રાયને હું મળતો આવું છઊં. વળી મને એમ પણ દેખાતું નથી કે, મેજીસ્ટ્રેટે જે રીતે કાંમ ચલાવ્યું છે. તે રીત મુદાની બાબતમાં વાંધાવાલી હતી. "ગુન્હો કરવા તરફ બંધવે કંઇ કૃત્ય કર્યું નથી. અને જે સઘળું કર્યું છે તે ફકત ગુન્હો કરવાની તૈયારી હતી," એવો જે મત સેસન જજે બાંધ્યો છે, તે ભુલ ભરેલો છે. અબાસઅલીને બોલવામાં તથા ન નામી અરજી અને અંક બ બતાવવામાં, તથા તેમાં લખેલી હકીકતથી તેને વાકેફ કરવામાં, બંધવો આ ગુન્હો કરવાનો રસ્તો કરતો હોય એમ પણ વખતે હોય, પણ તે હાફીસમાં પોતાની કેટલી વગ છે. તેનું કહ્યા પછી તથા એ વગથી તેણે પેનશનમાં ઈજાફો કર્યાના બે દાખલા આપ્યા પછી, જ્યારે તેણે તેને કહેવા માંડયું કે, કારકુન જે કરવામાં આવી, ત્યારે અબાસઅલીને છેવટ કહ્યું કે, તું મારી માગણી જે નામંજુર કરે છે. કરવાનું ધારે તે

કરી શકેછે. અને જયારે એ માગણી ના કબુલ તેને માટે તારે પશ્ચાતાપ કરવો પડશી. રીતે આવી બોલ ચાલથી કાંઈ રૂશવત મેળવવા વાસ્તે, બંધવો ખરેખરી તેને લાલચ આપતો હતો. કંઈ રૂશવત વીશે માગણી કરવી, એ રૂશવત લેવાની એકકોશીશ છે, અને સ્પષ્ટ શબ્દો બોલીને કંઇ રૂશવત પરીપુર્ણ રીતે માગી લેવામાં આવે છે, તેવીજ રીતે ગર્ભીત શબ્દો બોલીને પણ માગી લેવી હોય તો, માગી લેવાય છે. અબાસઅલીને જ્યારે તેણે સમજાવ્યો કે, કંઈ રૂશવતના બદલામાં હું તારી શેવા બજાવવા ખુશી છઊં, કે તરતજ કંઇ રૂશવત મેળવવાની કોશીશનો ગુન્હો પરીપુર્ણ થયો. અને તે પરીપુર્ણ નથી થયો, એવું જેસેસન જજે માન્યું છે, તેમાં તેણે ભુલ કરી છે. મેજીસ્ટ્રેટે જે સજા આપીછે. તે, ગુન્હાને માટે જોઈએ તેટલી લાયક નથી. માટે અપીલમાં સેસનજડજે જે ઠરાવ કર્યો છે તે રદ કરીને, તથા મેજીસ્ટ્રેટે જે સજા અને ઠરાવ કર્યો છે તે પાછા બહાલ રાખીને, એવો ફેરફાર કરૂં છઊં કે, સદરહુ મેજીસ્ટ્રેટે જે સજા આપી છે, તે સજા ઉપરાંત બંધવા બ-ળદેવશાહીએ. રૂા ૨૦૦) દંડના આપવા એને જો તે આપવા કસુર કરે તો તેણે બીજા ૬ માસ સખ્ત કેદ રહેવું.



## કલમ ૧૬૨ મી

૧૬૨. લાંચના અથવા કાયદા વિરૂદ્ધ ઉપાયથી કોઇ સરકારી નોકરને પોતાના ઓહદાનું કાંઇ કામ કરવા અથવા ન કરવાને લલચાવવાના કારણ દાખલ અથવા બદલામાં, અથવા તે સરકારી નોકરને પોતાના ઓહદાનો અમલ ચલાવવામાં કોઇ સખસની ઉપર મેહેરબાની અથવા ઇતરાજી કરવાને લલચાવવાના કારણ દાખલ અથવા બદલામાં, હીંદુસ્તાનની કાયદા બાંધનારી કે હકુમત કરનારી સરકારની જોડે, અથવા કોઇ પ્રેસીડેન્સીની સરકારની જોડે, અથવા કોઇ લેપટેનેંટ ગવરનરની જોડે, અથવા કોઇપણ સરકારી નોકરની જોડે, તેના સરકારી ઓહદા સંબંધી, કોઈ સખસને માટે અથવા કોઇ સખસની વિરૂધ વગ ચલાવવાને અથવા વગ ચલાવવાની કોશીશ કરવાને લલચાવવાના કારણ દાખલ અથવા બદલામાં, જે માણુસ કોઇપણ સખસ પાસે, પોતાને માટે અથવા બીજા કોઈપણ સખસને માટે, કાંઈ પણ અવેજ લે, અથવા મેળવે, અથવા તે લેવાને કબુલ કરે, અથવા મેળવવાને કોશિશ કરે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

કોઇ સરકારી નોકરની સાથે લાંચના અથવા કાયદા વિરૂદ્ધ ઉપાયથી વગચલાવવા માટે કાંઇ અવેજ લેવો.

## કલમ ૧૬૩ મી

૧૬૩. પોતાનો ખાનગી વગ ચલાવીને કોઇ સરકારી નોકરને પોતાના ઓહદાનું કાંઇ કામ કરવા અથવા ન કરવાને લલચાવવાના કારણ દાખલ અથવા બદલામાં; અથવા તે સરકારી નોકરને પોતાના ઓહદાનો અમલ ચલાવવામાં કોઇ સખસની ઉપર મેહેરબાની અથવા ઈતરાજી કરવાને લલચાવવાના કારણ દાખલ અથવા બદલામાં, અથવા હિંદુસ્તાનની કાયદા બાંધનારી કે હકુમત કરનારી સરકારની જોડે, અથવા કોઇ પ્રેસીડેન્સીની સરકારની જોડે અથવા કોઇ લીવટેનંટ ગવરનરની જોડે, અથવા કોઇપણ સરકારી નોકરની જોડે, તેના સરકારી ઓહદા સંબધી, કોઇ સખસને માટે અથવા કોઈ સખસની વીરૂધ વળ ચલાવવાને અથવા વગ ચલાવવાની કોશિશ કરવાને લલચાવવાના કારણ દાખલ અથવા બદલામાં જે માણુસ કોઇપણ સખસ પાસે પોતાને માટે અથવા બીજા કોઈ સખસને માટે, કાંઈપણ અવેજ લે, અથવા મેળવે, અથવા લેવાને કબુલ કરે, અથવા મેળવવાને કોશીશ કરે, તે માણસને એક વરસની મુદત સુધીની આસાન કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

કોઇ સરકારી નોકરની સાથે પોતાનો વગ ચલાવવા સારૂ કઈ અવેજ લેવો.

### દ્રષ્ટાંત.

કોઈ વકીલ જડજની આગળ કોઈ મુકદ્દમામાં તકરાર કરવાને કાંઇ ફી લે તે; સરકારને કાંઇ અરજી કરવી હોય, અને તેમાં અરજદારની ચાકરી તથા તેના દાવાનું બ્યાન કરવું હોય, તે અરજીની બીના બરાબર ગોઠવવા સારૂ તથા તે અરજી શુદ્ધ કરવા સારૂ કોઇ માણુસ કાંઇ અવેજ લે તે; કોઇ તકશીરવાર ઠરેલા માણસનો પૈસા આપીને રાખેલો મુખત્યાર જે તે માણસને ગેરવ્યાજબી રીતે તકશીરવાર ઠરાવ્યો છે, એવું બતાવવાને સરકારની આગળ કાંઇ મજકુર લખીને રજુ કરે તે.—એ સખસો આ કલમમાં દાખલ થતા ન

થી કેમકે તેઓ પોતાનો ખાનગી વગ ચલાવતા અથવા ચલાવવાનું કહેતા નથી.

## કલમ ૧૬૪ મી

સરકારી નોકર ઉપર બ્યાન કરેલા ગુનાહોઓમાં મદદગારી કરે તેને શીક્ષા.

૧૬૪. કોઇ માણસ સરકારી નોકર હોય, તેની બાબતમાં ઉપલી બે કલમો મધે બ્યાન કરેલા બે ગુન્હાઓ માંહેનો ગમે તે ગુન્હો કરવામાં આવે, અને તે ગુન્હામાં મદદગારી કરે, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

### દ્રષ્ટાંતો.

અ એક સરકારી નોકર છે તે અ ની વહુ બ અ ની પાસે કોઈ મુકરર સખસને કાંઇ જગા આપવાનું અ ને કેહેવાના કારણ દાખલ કાંઇ નજરાણુ લે, અને અ બ ને તે લેવામાં મદદગારી કરે, તો બ ને એક વરસની, મુદત સુધીની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા થઇ શકે: અને અ ને ત્રણ વરસની મુદત સુધીની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા થઇ શકે.

## કલમ ૧૬૫ મી.

૧૬૫. કોઇ સરકારી નોકર જે મુકરદમો અથવા મામલો ચલાવતો હોય અથવા ચલાવવાનો હોય, અથવા જે મુકરદમો કે મામલો પોતાના અથવા પોતે જે સરકારી નોકરને તાબે હોય એવા કોઇ સરકારી નોકરના હોદાના અમલની સાથે નીસબત રાખતો હોય, એવા કોઇ મુકરદમા કે મામલા મધ્યે જે સખસનું કાંઇ લાગતું વળગતું હતું; અથવા છે અથવા થવાનો સંભવછે, એમ તે જાણતો હોય, હેવા કોઇ સખસની પાસેથી, અથવા એ પ્રમાણે લાગતું વળગતું હોય, તેવા સખસની સાથે જે સખસને કાંઇ સંબંધ અથવા સગપણ છે એમ તે જાણતો હોય એવા કોઇ સખસ પાસેથી, તે સરકારી નોકર, કિમત આપ્યા વગર, અથવા પોતાના જાણ્યા મુજબ ઓછાં કીમત આપીને, પોતાને માટે અથવા બીજા કોઇ સખસને માટે , કાંઇ કિમત વસ્તુ લે, અથવા મેળવે, અથવા લેવાને કબુલ કરે, અથવા મેળવવાની કોશિશ કરે, તો તેને બે વરસની મુદત સુધીની આસાન કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

કોઇસરકારી નોકરની આગળ કાંઈમુકદમો અથવામામલો ચાલતો હોયતે મધ્યે નિસબત રાખનારા કોઇ સખસ પાસેથી તે સરકારીનોકરે વગર કીમત આપેકાંઈ કીમતદારવસ્તુલેવી.

### દ્રષ્ટાંત.

(અ) અ એક કલેકટર છે. તેની આગળ જમાબંધી બાબતનો એક ઝ નો મુકદમો ચાલેછે હવે ઝ નું એક ઘર અ ભાડે લે, અને એવો બંદોબસ્ત થાય કે અ એ દર મહીને પચાસ રૂપીઆ આપવા, અને તે ઘર એવું હોય કે, અગર તે સાટુ શુધ્ધબુધિએ થયું હોય તો અ એ દર મહીને બસેં રૂપીઆ આપવા પડે, તો અ એ ઝ પાસેથી પુરી કીમત આપ્યા વીના કીમતી વસ્તુ મેળવી એમ સમજવું.

(બ) અ એક જડજ છે તેની કોરટ મધે ઝ નો એક મુકદમો ચાલેછે તે ઝ ની પાસેથી બજારમાં સરકારી પ્રામિસરી નોટો વધારે ભાવે વેચાય છે એવી વખતે, ઓછે ભાવે અ કાંઇ સરકારી પ્રામિસરી નોટો ખરીદ કરે, તો અ એ ઝ ની પાસેથી પુરી કિમત આપ્યા વિના કિમતી વસ્તુ મેળવી એમ સમજવું,

(ક) ઝ ના ભાઇને ખોટી શાહેદી આપવાના તોહોમત પરથી પકડીને અ માજીસ્ટ્રેટની આગળ લેઇ ગયા છે, હવે કોઇ બેંકના શેર બજારમાં ઓછે ભાવે વેચાતા હોય એવી વખતે અ તે બેંકના કાંઇ શેર ઝ ને વધારે ભાવે વેચે, અને તે ભાવ પ્રમાણે ઝ અ ને તે શેરનાં નાણાં ભરે, તો અ એ રીતે મેળવેલા નાણાને તેણે પુરી કીમત આપ્યા વિના લીધેલી કીમત વસ્તુ સમજવી.

## માહારાણી કેસરે હિંદ. વિ. કાંતાપ્રસાદ.

**કલમ ૧૬૫.**

૧

તા૦ ૧૫-૧૨-૭૭
ઈ. ૧ અ. ૫૩૦

સરકારી નોકર ને દસ્તુરીની મળતી રકમ બહુજ નહાની હોય છે, પણ એથી મોટી રકમ દસ્તુરીને નામે ખાઈ જવી એ આ કલમ પ્રમાણે ગુન્હો થાય છે.

क नामनो सखस एक पोलीस खातानो नोकर हतो तेने पोलीसथी चोकशी थएला कामोनुं टीपण वांचवा तथा दरेक केसना तोहोमतदार तथा साक्षी सहीत तेनो इनसाफ थवा साह रजु करवा, तेने एक फोजदारी अदालतमा नोकर राख्यो हतो, तेणे एक चोरीना मुकरदमानो अदालतमां निकाल थइने तेमां बे सक्षोने गुन्हेगार ठराव्या पछी, तथा चोरीना मालनी किंमतना पैसा, ते कामना फारिआदीने निकाल करनारी कोर्टे आपवानो हुकम कर्या पछी, सदरहु फारिआदी पासेथी तेणे ते पैसामांथी कांइ भाग मागी लीधो, पण ते. हिं. पि. कोडनी कलम १६१ मी मां वर्णवेला गुन्हामां जे मतलबो कही छे ते मतलब दाखल एक इनाम अथवा अवेज तरीके नहीं परंतु एक दस्तुरी तरीके, तेमां ठराव्युं के आ प्रसंगमां क. हिं. पि. कोडनी कलम १६१ प्रमाणे नहीं परंतु तेज कायदानी १६५ मी कलम प्रमाणे सजाने पात्र थाय छे.

કાંતાપ્રસાદ એક પોલીસ ખાતાનો અધિકારી હતો. પોલીસે તપાસ કરવામાં જે જે કામનાં ટીપણો કર્યા હોય તેનું વંચાણ કરવા સારૂ તથા દરેક કામ અનુક્રમે, તોહોમતદારો અને સાક્ષીઓ સહિત ઇનસાફ થવા રજુ કરવા, એક માજીસ્ટ્રેટની અદાલતમાં તેને નોકર રાખેલો હતો, એક રોજ રોજના માસુલ પ્રમાણે એક મુકરદમો તેણે રજુ રાખ્યો, તેમાં એક છતર નામના સક્ષે બીજા બે સક્ષો ઉપર ચોરીના ગુન્હાનું આળ ચઢાવ્યું હતું. આ સક્ષોનો ગુન્હો સાબિત થતાં તેઓને સજા કરવામાં આવી, અને ચોરાયેલી મિલકતમાંથી રૂપૈયા ત્રણની રકમ છતરને સોંપી દેવાનો માજીસ્ટ્રેટે હુકમ કર્યો હતો, તે હુકમ થયાબાદ ફરિયાદી (સદરહુ છતર) લાગલોજ અદાલતના મકાનમાંથી ઉઠી ગયો. તુરતજ તેની પછવાડે કાંતાપ્રસાદ પણ અદાલતના મકાનમાંથી હુકમ વગર બહાર આવ્યો. કાંતાપ્રસાદને બાહાર નિકળવાનું કાંઇ કારણ હતું નહીં. ત્યારબાદ એવું બન્યું કે માજીસ્ટ્રેટે છતરને અપાવેલી રકમમાંથી કાંતાપ્રસાદે મજકુર છતર પાસેથી કાંઇ રકમ માગી લીધી. આવી કેફીયત ઉપરથી જીલ્લાના માજીસ્ટ્રેટે કાંતાપ્રસાદને હી. પી. કો. ની કલમ ૧૬૧ મી માંહેલા ગુન્હાનો અપરાધી ઠરાવ્યો. કાંતાપ્રસાદે અપીલ કરી તેમાં સેસન જડજે એ ઠરાવ ફેરવી નાંખવા ટાણે નીચે મુજબ લખ્યુંછે. એક ફોજદારી કામના ફરિયાદી પાસેથી અપેલેંટે એક રૂપૈયાનું નાનું સરખું હાંસલ લીધુંછે એ વાતમાં જરાએ શક નથી, પરંતુ હિ. પિ. કો. નીં ૧૬૧મી કલમ અનુસાર તેને ગુન્હેગાર ઠરાવ્યોછે. તે કલમમાં જે મતલબો કહીછે તે મતલબ સારૂ એક હાંસલ લેવામાં આવ્યું હતું એવું સાબિત કરનારો, અથવા એવી સંભવતા વાળુ દેખાડનારો જરાએ પુરાવો થયો નથી. પૈસા આપનારાએ યથાસ્થિત કહેલું છે. તે મુજબ એક દસ્તુરીના

કહીને આપ્યાનો સંભવછે. આવા ગુન્હાની સજા વખતે સને ૧૮૬૧ના પાંચમા આકટની કલમ ૨૯ મી અનુસાર થઇ શકેછે, અને આવો માહારો મતછે. તો નિચલી અદાલતના ઠરાવ ફેરવીને સજામાં સુધારો કરૂંછું, અને ઠરાવુંછું કે કાંતાપ્રસાદે ગયા સપટેંબર માસની ૧૦ મી તારીખથી એક માસ સુધી સને ૧૮૬૧ ના પાંચમા આકટની કલમ ૨૯ મી પ્રમાણે કેદમાં રહેવું.

આ કામ નામદાર હાઇકોર્ટમાં હુકમ થવા વાસ્તે મોકલાયું હતું.

## જસ્ટીસ સ્ટ્રેચીનો ઠરાવ.—

આ મુકરદમાનો અભિપ્રાય જેટલો હિ. પિ. કો. ની કલમ ૧૬૧ મી લેઇને શેસન જડજે બાંધ્યોછે, તે અભિપ્રાય સાચો છે એમ મને લાગેછે. પી. કો. ની કલમ ૧૬૧ મીના શબ્દો પ્રમાણે, કોઇ સરકારી નોકરે પોતાના હોદાનું કાંઈ કામ કરવા અથવા ન કરવાનાં કારણ દાખલ, અથવા પોતાના હોદાનો અમલ ચલાવવામાં કોઇ સક્ષની ઉપર મેહેરબાની અથવા ઇતરાજી કરવા અથવા ન કરવાના કારણ દાખલ મેહેનતાણું લેવું જોઇએ, વળી આ કામમાં ખોહું સાચું પણ કહેવામાં આવ્યું નથી કે, તોહોમતદારને આપલો એક રૂપૈઓ કાંઇ હોદાની રૂઇએ કામ કરવામાં અથવા પોતાના હોદાનું કામ ચલાવવામાં કોઈ સક્ષ ઉપર મેહેરબાની, અથવા ઇતરાજી કરવા અથવા ન કરવાના કારણ દાખલ મેહેનતાણાનો આપ્યો હતો અને બંને પક્ષવાળાઓ વચ્ચે કોઈ સમજુતી થઇ નહોતી, તેમ આગળથી સલાહ પરિયાણ પણ ખરેખર થયાં નહતાં, ઇનસાફ થવા વાસ્તે પોલીસ મુકરદમાઓ રજુ રાખવા વાસ્તે માજીસ્ટ્રેટની અદાલતમાં બંધવાને રાખ્યો હતો. માજીસ્ટ્રેટની અદાલતમાં તે એક પોલીસ કારકુન જેવો હતો. તે કોઇ ગુન્હા મોકલનારો પોલીસ અમલદાર મહોતો તેમજ પોલીસની તજવીજ સાથે તેને કાંઇ નિસબત નથી. જે સક્ષે પંડે રૂપૈઓ આપ્યો તે એમ કહેછે કે તે દસ્તુરીનો કહીને તથા તે મુકરદમાનો અંત આવ્યા બાદ, તથા તોહોમતદારોનો સજાનો ઠરાવ થયા બાદ માગી લીધોછે. એ રૂપૈઆનો આપનાર મુળ ફરિઆદી હતો. હોદાનું કામ કરવા અથવા ન કરવા દાખલ, અથવા હોદાની રૂયે કોઇ સક્ષ ઉપર રાજી અથવા ઇતરાજી બતાવવા અથવા ન બતાવવાના કારણ દાખલ, મેહેનતાણું લેવું જોઇએ એવું એ કલમમાં ફરમાવેલુંછે એમ મને લાગેછે. કામ પુરૂં થઈ રહ્યા પછી, તથા આગળથી સમઝણ કર્યા વગર તે રકમ લેવાની હતી. બંધવાને અદાલતમાં કામગીરી હતી તે કરવાના ઇનામ દાખલ તે રકમ આપવાનું વચન આપીને આપી હતી એવો પુરાવો આ કામમાંથી હાથ લાગતો નથી.

મને એમ લાગેછે કે ૧૬૫ મી કલમ વધારે લાગુ પડતીછે, અને જે માજીસ્ટ્રેટે ઈનસાફ કરીને મુકરદમાનો અંત આણ્યો, તેના તાબામાં બંધવો હતો. અને તેથી તેણે મુકરદમાનું છેવટ થયે એક રૂપૈઆનું ઇનામ માગ્યું, માટે તે "કિમતી વસ્તુ" કબુલ કર્યાનો ગુન્હેગાર છે, અને સરકારી હોદાનું કામ કરવા અથવા ન કરવા બદલ કોઇ ખાસ ઇનામ કિંવા બદલાનું તેમાં કાંઇ લાગતું વળગતું નથી. તોપણ માહારી એવી ઇચ્છા છે કે આ કામ બે જડજોની હજુર જવું જોઇયે અથવા માહારી સાથે બીજા બે જડજની રૂબરૂ તેની સુનાવણી થવી જોઇયે. (તે પ્રમાણે આ કામ ચિફ જસ્ટિસની હજુરમાં જતાં તેણે નીચે મુજબ ઠરાવ કર્યો).

## ચિફ જસ્ટિસ સ્ટુઅર્ટનો ઠરાવઃ—

જસ્ટિસ સ્યાંકીની સૂચના મુજબ આ કામ માહારી તથા મોસફ જસ્ટિસની રૂબરૂ ચાલવાનો મેં હુકમ કર્યો છે, અને ધ્યાન દેઇને મેં તેનો વિચાર કર્યો છે. જસ્ટિસ સ્યાંકીએ આ મુકરદમાને લગતો આગળ શેરો કર્યો છે અને તેમાં તેણે જે અભિપ્રાય આપ્યો છે તેજ અભિપ્રાયને તે વળગી રેહે છે એમ હું માનું છું. અને માહારો પણ એજ મત છે કે, પિ. કો. ની કલમ ૧૬૧ મી આ કામની હકીકતને લાગુ થતી નથી, અને માજીસ્ટ્રેટે કાયદાની આવી ખોટી ધારણા કરી છે તે જોઇને માહારે અચંબો બતાવવો જોઇયે. આ મુકરદમા જેવા કોઈ મુકરદમાને ૧૬૧ મી કલમમાં સમજાવ્યા પ્રમાણે અવેજ અથવા ઇનામનું બિલકુલ લાગુપણું થતું નથી, એ તમામ ઊઘાડું છે. પણ બીજી રીતે જોતાં તે એક રૂપૈઓ જે છતરે આપ્યો હતો અથવા વખતે તેની પાસેથી જબરાઇથી કઢાવ્યો હશે. તે દસ્તુરીના પ્રકારનો ગણી શકાય એમ હું ભાગ્યેજ ધારી શકું છું. મને એમ લાગે છે કે દસ્તુરીને માટે એટલી રકમ ઘણીજ છે, કેમકે છતરને જેટલું સોંપાયું હતું, તેનો ત્રીજો ભાગ તે રકમ છે, દસ્તુરી તરીકે જે આપવાનો વૈવટ છે તે તો બહુજ થોડી હોય છે. આખા હિંદુસ્થાનમાં માહારી માન્યતા પ્રમાણે દસ્તુરીની રકમ એકસરખી નથી. એક રૂપૈયે બેથી તે ચાર પૈસા સુધી તેનો નિરખ છે. હું ધારતો નથી કે એમ કરવુ વાજબી છે, પરંતુ એક પોલીસ ખાતાના માણસ તરીકે કાંતાપ્રસાદને દસ્તુરીને નામે કાંઇ લેવું વાજબી હતું તો તે રકમ બે આના કરતાં વધતી હોવી ન જોઈયે. વખતે આ ગુન્હો સને ૧૮૬૧ના આકટ પાંચમાની કલમ ૨૯ મીમાં આવે એવો છે, કેમકે તે રૂપૈયો લેવામાં કાંતાપ્રસાદે ખુલી રીતે પોલીસ ખાતાની સૂચનાઓનું ઉલંઘન કર્યું છે એમ જણાયછે.

વળી પણ હું જસ્ટીસ સ્યાંકીના મતને મળતો આવું છું કે, આના જેવા મુકરદમાનો સમાસ પિ કો. ની કલમ ૧૬૫ મીના શબ્દોમાં થઇ શકે છે. માત્ર એટલોજ સવાલ છે કે, એ કલમના અર્થ મુજબ એક રૂપૈયો એ કિંમતી વસ્તુ કેહેવાય કે નહીં. જે મિલકત અથવા નાણા સાથે દસ્તુરીની રકમ કેટલા પ્રમાણમાંછે. તે ઉપરથી કિંમત ગણવી જોઇએ એમ હું ધારૂં છું, અને આ કામમાં ફોજદારી અદાલતે જે રકમ છતરને અપાવી હતી તેના ત્રીજા ભાગ કરતાં કાંઇક થોડીક ઓછી હતી. માટે માહારો વિચાર એવોછે કે જડજે ઠરાવ કરીને સજા કરી છે, તેને બદલે કાંતાપ્રસાદને પિ. કોડની કલમ ૧૬૫ પ્રમાણે ગુન્હેગાર ઠરાવવો ઠીક છે, અને તેણે ચાર માસની આસાન કેદ ભોગવવી. વળી હું એવો હુકમ કરવાને ઇચ્છું છું કે તેણે એક રૂપૈયો દંડનો આપવો, અને તેની કસુરી બદલ એક માસ જાદે કેદ ભોગવવી, અને જ્યારે દંડ આપે, અથવા કાયદાની રીત પ્રમાણે વસુલ થાય ત્યારે એ કેદ બંધ રાખવી.

જસ્ટિસ સ્યાંકીનો ઠરાવ.—નામદાર ચિફ જસ્ટિસના ૧૬૫ મી કલમ મુજબ ગુન્હાના ઠરાવના વાજબીપણા વિશે તથા ધારેલી સજા વિશે એક મત થાઉં છું. સેસન જડજે ૧૮૬૧ના આકટ પાંચમાની કલમ ૨૯ મુજબ જે ઠરાવ તથા સજા કરેલાં છે, તે રદ કરવામાં આવે છે, અને તેને બદલે હિ. પિ. કો. ની કલમ ૧૬૫ મી પ્રમાણે બંધવાને ગુન્હેગાર ઠરાવું છું અને વારંટ પણ તે મુજબ કાઢવું જોઇએ.

## કલમ ૧૬૬ મી

૧૬૬. કોઇ માણસ સરકારી નોકર હોય. અને તેણે પોતાના સરકારી ઓહદાસર કેમ ચાલવું એ બાબતનો કાંઈ કાયદાનો હુકમ તે જાણી બુઝીને ન માને, એવા ઇરાદાથી કે તે ન માનવાથી કોઈ સખસને કાંઇ નુકશાન કરવું, અથવા તેથી કાંઈ નુકશાન થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, તો તે માણસને એક વરસની મુદત સુધીની આસાન કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

કોઇ સખસને નુકશાન કરવાના ઇરાદાથી કોઈ સરકારી નોકરે કાંઇ કાયદાનો હુકમ ન માનવો.

### દ્રષ્ટાંત.

(અ) ની તરફનું એક ઈનસાફની કોરટે હુકમનામું કરી આપ્યું હોય તે હુકમ નામું પુરું કરવા સારૂ તે બજાવવામાં કાંઇ મિલકત જપ્ત કરવાનો કાયદાએ અ અમલદારને હુકમ કરયો હોય. તે કાયદાનો હુકમ અ જાણી બુઝીને ન માને અને તે એમ જાણતો હોય કે હું એ હુકમ નહી માનીશ તેથી ઝ ને નુકશાન થવાનો સંભવ છે તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવું.

## કલમ ૧૬૭ મી

૧૬૭. કોઇ માણસ સરકારી નોકર હોય, અને તેને પોતાના સરકારી હોદ્દાના જોરથી કાંઇ લેખ તૈયાર કરવાનું અથવા તેનો તરજુમો કરવાનું સોંપ્યુ હોય, તે માણસ પોતે જેને ખોટી જાણતો હોય અથવા માનતો હોય એવી રીતે તે લેખ બનાવે, અથવા તેનો તરજુમો કરે, એવા ઇરાદાથી કે તેમ કરીને પોતે કોઇ સખસનું નુકશાન કરવું, અથવા તેમ કરવાથી પોતાથી કોઇનું નુકશાન થાય એવો સંભવ છે એમ જાણ્યા છતાં, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

નુકશાન કરવાના ઇરાદાથી કોઇ સરકારી નોકરે કાંઇ ખોટો લેખ બનાવવો.

## કલમ ૧૬૮ મી

૧૬૮. જે માણસ સરકારી નોકર હોય, અને પોતાના સરકારી હોદ્દાને લીધે કાયદા મુજબ જેની વેપાર નહી કરવાની ફરજ હોય, તે માણસ જો વેપાર કરે, તો તેને એક વરસની મુદત સુધીની આસાન કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

સરકારી નોકરે કાયદા વિરૂધ વેપાર કરવો.

## કલમ ૧૬૯ મી

૧૬૯. જે માણસ સરકારી નોકર હોય, અને પોતાના સરકારી હોદ્દાને લીધે કાયદા મુજબ જેની કાંઇ મીલકતની ખરીદી અથવા માગણી નહી કરવાની ફરજ હોય, તે માણસ જો પોતાને નામે અથવા બીજાને નામે, અથવા બીજાઓની સાથે રહીને કે ભાગમાં તે મીલકતની ખરીદી

સરકારી નોકરે કાયદા વિરૂધ કાંઈ મીલકતની ખરીદી અથવા

અથવા માગણી કરે, તો તેને બે વરસની મુદત સુધીની આસન કેદની, માગણીકરવી. અથવા દંડની, અથવાએ બન્નેની, શિક્ષા કરવામાં આવશે અને અગર તે મીલકત ખરીદ થઇ હશે, તો તે સરકારમાં જપ્ત કરવામાં આવશે.

### કલમ ૧૭૦ મી

કોઈ સરકારી નોકરનો વેસ લેવો.

૧૭૦. જે સખસ પોતે અમુક હોદાપર નથી એમ જાણ્યા છતાં, સરકારી નોકર દાખલ તે હોદાપર હોવાનો ઢોંગ કરે, અથવા તે હોદાપર હોય એવા કોઇ બીજા સખસનો વેશ લે, અને તે વેશ લેઇને, તે હોદાથી કરતો હોય એવી રીતે કાંઇ કામ કરે અથવા કામ કરવાની કોશિશ કરે તે સખસને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બન્નેની, શિક્ષા કરવામાં આવશે.

### કલમ ૧૭૧ મી

કોઇ સરકારી નોકર જેવો પોશાક પેહેરતો હોઇ અથવા જેવી નીશાણી સાથે રાખતો હોય તેવા પોશાક અથવા તેવી નિશાણી દગલબાજીના ઇરાદાથી પેહેરવો અથવા સાથે રાખવો.

૧૭૧. જે માણસ સરકારી નોકરોના અમુક વરગનો નહી છતાં, તે વરગના સરકારી નોકરોના પોશાક જેવો પોશાક પેહેરે અથવા તેઓની નીશાણી જેવી નિશાણી સાથે રાખે, એવા ઇરાદાથી કે તે માણસ સરકારી નોકરોના તે વરગમાં છે એમ માનવામાં આવે અથવા એમ માનવામાં આવશે. એવો સંભવ છે એમ જાણ્યા છતાં, તો તે માણસને ત્રણ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા બસે રૂપીયાં સુધીના દંડની, અથવા એ બન્નેની, શીક્ષા કરવામાં આવશે.

## કલમ ૧૭૨ મી.

જે સરકારી નોકરને પોતાના સરકારી ઓહદાના જોરથી સમન અથવા નોટીસ, અથવા હુકમ કરવાનો કાયદા મુજબ અખતિયાર હોય એવા કોઇ સરકારી નોકરે કરેલો સમન, અથવા નોટીસ અથવા હુકમ પોતાને ન પોહોચાડાય એટલા માટે જે માણસ નાશી જાય, તે માણસને એક મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા પાંચસે રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે અથવા અગર તે સમન, નોટીસ, અથવા હુકમ જાતે અથવા મુખતિયારની મારફતે કોઇ ઇનસાફની કોરટમાં હાજર થવા બાબતનો અથવા કાંઇ લેખ હાજર કરવા બાબતનો હોશે તો તે માણસને ૭ મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

કોઇ સરકારી નોકરની તરફથી થએલો સમન કે હુકમ ન પોહોચે એટલા માટે નાહાસી જવું.

### ભાદ્દાપુસીશ્રી નીવાસ તથા જુદા જુદા કામના બીજાઓ. વિ. રાણી.

કલમ ૧૭૨.
૧
તા. ૨૨-૧૨-૭૭
ઇ. ૪ મ. પા ૩૯૩.

पोतानी कामगीरी बजावतां, जबरीनथी कढाववाना आरोपनी बाबतमां, एक तहशीलदारनी वर्तणुंक केहेवी छे, तेनी खातानी रुये, तपास करी सरकारमां एक रीपोर्ट करवा सारु, सने १८६९ना मद्रासना ३ ना आकटमां ठराव्या प्रमाणे सदरहु तपास करवामां जे लोकोनी जुबानी लेवी अगत्यनी जणाय, तेवा लोकोने समन करी बोलाववा, हरकोइ कलेकटरने अधिकार छे.

आ कलम मांहेलो गुनहो साबीत करवा सारु प्रासीक्युशनवाळाए साबीत करवुं जोईए के कोई समन्स, नोटीस, या कांई हुकम नीकळ्यानी वात बधुवो जाणतो हतो, अथवा तेने मानवानुं कारण हतुं. समन्स नीकळशे एवी बीकथी एक ठेकाणेथी बीजे ठेकाणे जवुं एमां आ कलम प्रमाणे गुनहो थतो नथी.

ही. पी. को. नी १७२ मी कलम मांहेलो गुन्हो थयो छे, एटलुं साबीत करवा सारु, कोइ समन अथवा हुकम नीकल्यो हतो. अने ते नीकळेलो छे एम बंधवो जाणतो हतो, अथवा तेने जाणवानुं कारण हतुं, ए वात प्रोसीक्युशनवाळाए साबीत करवी जोइए. जे समन के नोटीस हजु नीकल्यां नथी. ते न बजे एटला सारु भागता फरवुं; एथी ही. पी. को.नी १७२ मी कलम मांहेलो गुन्हो थतो नथी. भागता फरवुं तेमां जग्यानी अदल बदल करवी एम अवस्य समजवानुं नथी. संताइ बेठाथी पण तेम थाय छे. कोइ हुकम नीकल्या अगाउ हरकोइ सख्स संताइ बेसे अने ते नीकल्या पछी, पण एमने एम चालु रहे तो ते भागतो फरेछे एम कहेवायछे.

મીંગલપટના ડેપ્યુટી માજીસ્ટ્રેટે સજા કરી હતી તેની સામે, ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૨૯૪-૨૯૭ ( ૪૩૫-૪૩૯ ) મી કલમ પ્રમાણે હાઇકોર્ટને આપેલી આ સાતે અરજીઓની ભેગી સુનાવણી થઇ હતી.

ચીફ જસ્ટીસ ટરનર તથા મુતુસામી આયરે આ કામનો ઠરાવ આપ્યો છે. તેમાં તેની હકીકત તથા દલીલો જોઇએ તેટલી લખવામાં આવી છે.

**અરજદારો તરફથી ભાષ્યમ આઇયંગર તથા રામચંદ્ર આયર તથા ગોપાલાચાર્ય.**

**સરકાર તરફથી શેપર્ડ સાહેબ.**

**જસ્ટીસ ટરનરે આપેલો ઠરાવઃ--**

કોઈ એક તહશીલદાર જ્યારે સરકારી મેહેસુલ ઉઘરાવતો હતો, ત્યારે તેમાં તેણે પોતાના ખાનગી લાભને માટે, ખેડુતો પાસેથી કાયદા વિરૂદ્ધ વેરાઓ ઉઘરાવ્યા છે. તથા પોતાની નોકરીના કામમાં બીજી કેટલીક જાતની ગેરવર્તણુંકો ચલાવી છે, એવી સરકારમાં ફરીયાદ થયા ઉપરથી, સરકારે તે બાબતની હકીકત માગી, અને જે કલેકટરના તાબામાં પેહેલો તહશીલદાર હતો, તેણે તે બાબતની તપાસ કરવા એક ડેપ્યુટી કલેકટરને નીમ્યો.

તપાસ કરવામાં મુદાની હકીકત મેળવવા સારૂ ૧૮૬૯ના મદ્રાસના ત્રીજા આકટમાં ઠરાવ્યા પ્રમાણે સબ કલેકટરે અરજદારો ઉપર સમન કાઢયા.

જે ગામમાં અરજદારો રેહેતા હતા, તે ગામમાં સમન બજાવનારો સમનની બજાવણી કરવા લાગ્યો, ત્યારે અરજદારો તેને મળ્યા નહીં, અને પોતાના ઉપર સમન નીકળશે એવી બીકથી તેઓ પોતાનું ગામ છોડી ચાલ્યા ગયા હતા. એ વાત સાબિત થતાં તેઓને ડી. પી. કો. ની ૧૭૨ મી કલમ મુજબ સજા થઇ શકે એવા ગુન્હાના અપરાધી ઠરાવ્યા હતા.

આવો ઠરાવ કાયદેસર નથી એવો વાંધો લેવામાં એમ બતાવવામાં આવ્યું છે કે, સમન કાઢવાનો સબ કલેકટરને અધિકાર નહોતો, કેમકે સને ૧૮૬૯ ના મદ્રાસના ત્રીજા આકટમાં જે શબ્દ વાપર્યો છે, તેના અર્થ પ્રમાણે તપાસ કરવાનો સબ કલેકટરને અધિકાર નહોતો. અને ઘડીભર માનીએ કે સબ કલેકટરને તેવા સમન કાઢવાનો અધિકાર હતો. તો પણ સમન્સ નીકળ્યા પેહેલાં અરજદારો પોતાનું ગામ છોડી ચાલ્યા ગયા હતા. તેમાં તેઓએ કાંઇ ગુન્હો કર્યો નથી. પછી પોતાના ઉપર સમન્સ નીકળશે એવી બીકથી તેઓએ તેમ કર્યું હતું તેની ચીંતા નહીં.

જે કેટલાંક કામોમાં મેહેસુલ ખાતાના અમલદારોને તપાસ કરવો પડે તેમાં લોકોને હાજર થવા સારૂ સમન્સ કાઢવાનો, કોઈ કાયદાના સ્પષ્ટ ફરમાનથી અધિકાર મળ્યો નથી, અને તેથી દેશનું મેહેસુલ ખાતું જેવું ચાલવું જોઈએ, તેવું ચાલતું નથી. એવો ઉદેશ કર્યો બાદ, સને ૧૮૬૯ ના મદ્રાસના ત્રીજા આકટમાં એવો નિયમ બાંધ્યો છે કે, જે કામમાં તપાસ કરવાનો અધિકાર મળ્યો હોય, તેમાં જે લોકોની સાક્ષી લેવી જરૂરની જણાય તેવા લોકોને પોતાના જીલામાં સમન કરી બોલાવવાનો કલેકટરોને તથા સબ કલેકટરો વિ-

ઝેરેને અધિકાર આપવામાં આવેછે. તે ઉપરથી એવી દલીલ કરવામાં આવે છે કે, જે લો-કોને સમન્સ કરી બોલાવવાનો અધિકાર રેવીન્યુ ખાતાના અધિકારીઓને આપ્યો છે, તે અધિકારીઓ મુદ્દાનો પુરાવો આપી શકશે એવું તેઓ માનતા હોય, તેવાં લોકોને સમન્સ કરી શકે છે. માટે એવું અનુમાન થાયછે કે, જે તપાસ કરવાનું એ કાયદાએ ચીતવન કર્યું છે તે તપાસને અંતે કાંઇ હુકમનામુ થવું જોઇએ.

"તપાસ કરવાનો અધિકાર હોય." એ વાક્યના નમુના ઉપરથી એમ સમજવું જોઇએ કે, તેવો અધિકાર કાયદાના કોઇ સ્પષ્ટ ઠરાવથી મળવો જોઇએ. એ વાત પણ દલીલની અંદર સુચક તરીકે રાખેલી છે. વળી સરકારની પરવાનગી વગર ન ખશેડી શકાય એવા પેટાના મેહેસુલ ખાતાના અમલદારોની રીતભાતોનો તપાસ કરવામાં પુરાવો મેળવવા સારૂ કાયદાના સ્પષ્ટ ઠરાવથી અધિકારો આપવામ આવ્યા છે, તેથી કોઈ તહશીલદારની, રીતભાત વિશે માત્ર ખાતાની રૂઇએ તપાસ કરવામાં સહેલાઇ થાય એટલા સારૂ સને ૧૮૬૯ ના મદ્રાસના ૩ જા આકટથી જે સામાન્ય રીતની સત્તા આપી છે, તે સત્તાનો લાભ લેવાને સબ કલેકટર પોતા થકો મુખતીયાર નથી. જે કાયદાથી કાંઇ અધિકાર અપાય છે તે કાયદાનો અર્થ કરવામાં, જે શબ્દોથી અધિકાર દેવાય છે તે શબ્દો તેમના સામાન્ય અર્થમાં વપરાય છે, એવું ગ્રહણ કરવાને અમે બંધાએલા છીએ. પણ જ્યારે આગલો પાછલો અર્થ બેસાડતાં એવું અનુમાન કરવાનું સાધન મળે કે, મજકુર શબ્દો એ અર્થમાં વાપર્યા નથી, અને બહારથી તેમનો અર્થ બેસાડવાનું ધારેલું છે, તો પછી અમે કોઇ રીતે બંધાયા નથી.

તકરારી બાબતનું સાચાપણું જે હકીકત ખુલું કરી આપે છે, તેનું નામ સામાન્ય અર્થમાં "પુરાવો" છે. અલબતે ઇનસાફની અદાલતમાં સાબિતી અપાય તેને પણ વારંવાર પુરાવો કહેવામાં આવેછે, પરંતુ તેજ અર્થમાં તે શબ્દ વાપરવો જોઇએ એવું કાંઇ નથી. કોઈ તકરારી સવાલનો તપાસ કરવાનું જે સક્ષ માથે લેછે, તે સક્ષ મેળવેલી ખબર લખી મોકલે તે અર્થમાં પણ તેનો એટલોજ સાચો અર્થ થાય છે.

"અધિકાર છે." એ શબ્દ પણ જે જે કામોમાં અધિકાર આપવામાં આવેછે તેને લાગુ પડેછે. પછી તે સત્તા સ્પષ્ટ રીતે આપી હોય કીંવા ગર્ભીત રીતે આપી હોય તેની ચીંતા નહી. કેટલાંક કામોમાં તપાસ કરવાનો અધિકાર મેહેસુલ ખાતાના અમલદારોને સ્પષ્ટ શબ્દોથી અપાગો છે, અને કેટલાંક કામોમાં ગર્ભીત રીતે અપાયોછે. અને આવા તપાસોની અંતે કેટલાંક કામોમાં હુકમનામું થાયછે. મેહેસુલ ખાતાના કારભારને ભાગ્યેજ અસર કરનારાં થોડાં ઉપયોગી કામોમાં કાંઈ હુકમનામું કરવાનું ચીતવન રાખવામાં આવ્યું નથી.

આ તફાવત, કાયદાકારોના ખ્યાલમાં નહીં હશે, એવું અનુમાન કરવાને અમોને હક નથી. અને જે કામોનો તપાસ કરવાને મેહેસુલ ખાતાના અમલદારોને અધિકાર આપવામાં આવ્યો છે, ત્યારે તે અધકાર કોઇ ચોકસ વર્ગના કામોમાં ચલાવવો જોઈએ, એવું ઠરાવવાને અમો બંધાયા નથી. કાયદાકારોનો આવો ઇરાદો હત તો તે યોગ્ય ભાષામાં તેઓ દરશાવત, અને સામાન્ય ભાષાનો ઉપયોગ કરત નહીં. એવું અનુમાન અમારે કરવું જોઈએ.

આ ઇલાકાના આકટો તથા રેગ્યુલેશનોમાં "મેહેસુલ ખાતાનો કારભાર" એ શબ્દ-

નો જે અર્થ રાખી ઉપયોગ કર્યો છે, તે અર્થ કેવો છે તેનો કાંઈ ખ્યાલ સને ૧૮૦૩ ના બીજા રેગ્યુલેશનમાંથી એકઠો કરી શકાય છે. સદરહુ રેગ્યુલેશનની ઉપમા નીચે મુજબ છે. "કેટલાક કામોમાં કલેકટરે કેમ વર્તવું તે હકીકતનો, તથા નક્કી કરનારૂં રેગ્યુલેશન." "કલેકટરોને સત્તા આપી છે તેની મર્યાદા બાંધવા વાસ્તે, આ રેગ્યુલેશન રચવામાં આવ્યુંછે." એવો ઉદેશ કર્યા પછી તેની ૯ મી કલમમાં ઠરાવ્યું છે કે, "બોર્ડ ઓફ રેવન્યુના હુકમ મુજબ, સરકારી મેહેસુલ ખાતાના કારભારમાં જે લોકોને નોકરો રાખવામાં આવ્યા છે, તેઓને બંદોબસ્ત રાખવા, તથા તેમના ઉપર દેખ રાખવા; બધા કલેકટરોને અધીકાર છે, એમ સમજવું."

એક સરકારી નોકરને, બીજા સરકારી નોકરોનો બંદોબસ્ત, તથા તેમના ઉપર દેખરેખ રાખવાનું કામ, સોંપવામાં આવ્યું હોય, ત્યારે સદરહુ નોકરોની, સરકારી નોકરીના સંબંધમાં જ્યારે ગેર વર્તણુંકનું આળ મુકવામાં આવ્યું હોય, તેનો તપાસ કરવાને તેનો અધીકાર છે, એમ સમજી લેવાનું છે. સને ૧૮૨૨ ના મદ્રાસના ૯ મા રેગ્યુલેશનને રૂયે મેહેસુલ ખાતાના નોકરોને કેટલાક ગુન્હા બદલ સંક્ષેપ રીતે ઇનસાફ કરી સજા કરવાનો અધીકાર કલેકટરોને આપવામાં આવ્યો છે, તે રેગ્યુલેશનથી કલેકટરોની સામાન્ય સત્તા લઇ લેવામાં આવી નથી,

સરકારી મેસુલ ઊઘરાવવાની કામગીરીમાં તેહેશીલદારની વર્તણુંક વીશે તપાસ કરવાનો સને ૧૮૬૯ ના મદ્રાસના ત્રીજા આકટથી જે અધિકાર આપવામાં આવ્યો છે. તેની રૂયે તે વર્તણુંકને એક તપાસ કરવા જેવી બાબત છે, એમ અમારો અભીપ્રાય થાયછે.

કલેકટરને એવો તપાસ કરવાનો અધીકાર છે. તો તેવો તપાસ કરવાને તે પોતાના સબકલેકટરને અધીકાર આપી શકે કે નહી તે બાબત આ કામમાં બીલકુલ વાંધો ઊઠયો નથી.

હવે સમન્સ કાઢવા સબકલેક્ટરને અધીકાર હતો, એટલી વાત ઠરાવ્યા પછી, બીજી વાત વિચાર કરવાની એ છે કે, ડી. પી. કો. ની ૧૭૨ મી કલમ પ્રમાણે ગુન્હો થવામાં શી શી હકીકત સાબીત થવી જોઇએ. જે સતાધીશે હુકમ કર્યો હોય, તેનો અનાદર કરવાથી પોતે તે સતાધીશનો જે તીરસ્કાર કરે છે તેને સજા કરવાનો મજકુર કલમનો હેતુ છે. એ કલમ માંહેલો ગુન્હો સાબીત થવા સારૂ, હરકોઇ સમન્સ, નોટીસ, કે હુકમ નીકળવાં જોઇએ. એવી અરજદારના વકીલોએ તકરાર લીધી છે, તે અમો મંજુર કરીએ છૈએ. જે હુકમ અપાયો નથી તેના અખાડા કોઇ માણુસ કરી શકતો નથી. કોઇ રીતનું ફરમાન કરવાનો જે અદાલત કે અમલદારને અધીકાર છે, તે અધીકાર વાપરવા અગાઉ, તેના અધિકારનો તીરસ્કાર થતો નથી. "અથવા હુકમ જાતે અથવા મુખતીઆરની મારફતે કોઈ ઇનસાફની કોરટમાં હાજર થવા બાબતનો અથવા કાંઈ લેખ હાજર કરવા બાબતનો હોશે તો તે માણુસને છ મહિનાની મુદત સુધીની આસાન કેદની અથવા એકહજાર રૂપૈઆ સુધીના દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે." તો તે માણુસ વધુ સજાને પાત્ર થશે, એ વાક્ય ઉપરથી પણ જણાય છે કે, સદરહુ ગુન્હો થાવા સારૂ કોઇ સમન્સ, નોટીસ, કીંવા હુકમ થવાથી જરૂર છે. સમન્સ નીકળશે એવી બીકથી, જે મા-

## કલમ ૧૭૩ મી.

> સમન અથવા બીજો હુકમ પોહોચતો અટકાવવો અથવા તે જાહેર થતો અટકાવવો.

જે સરકારી નોકરને પોતાના સરકારી ઓહદ્દાના જોરથી સમન, અથવા નોટીસ, અથવા હુકમ કરવાનો કાયદા મુજબ અખતિઆર હોય એવા કોઇ સરકારે નોકરે કરેલો સમન, નોટીસ, અથવા હુકમ પોતાને અથવા બીજા કોઇ પણ સખસને પોહોંચે તો જે માણસ કોઇ પણ રીતે ઇરાદાથી અટકાવે અથવા કાયદા મુજબ તે સમન, નોટીસ અથવા હુકમ કોઇ જગોપર ચોડતાં જે માણસ કોઇ પણ રીતે ઇરાદાથી અટકાવે અથવા તે જગોપર તે સમન, નોટીસ અથવા હુકમ કાયદા મુજબ ચોહોડયો હોય તેવી કોઇ જગો પરથી જે માણસ કોઇ પણ રીતે તેને ઇરાદાથી ખસેડે, અથવા જે સરકારી નોકરને પોતાના સરકારી ઓહદ્દાના જોરથી કાંઇ જાહેર ખબર આપવાનું ફરમવવાને કાયદા મુજબ અખત્યાર હોય તેવા કોઇ સરકારી નોકરના હુકમથી તેવી કાંઇ જાહેર ખબર કાયદા મુજબ અપાતી જે માણસ કોઇ પણ રીતે ઇરાદાથી અટકાવે, તે માણસને એક મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા પાંચસે રૂપીયા સુધીના દંડની, અથવા બંનેની શિક્ષા કરવામાં આવશે; અથવા અગર તે સમન, નોટીસ, હુકમ કે જાહેર ખબર જાતે અથવા મુખતિયારની મારફતે કોઇ ઇનસાફની કોરટમાં હાજર થવા બાબતની અથવા કાંઇ લેખ હાજર કરવા બાબતની હશે તો તે માણસને ૭ મહિનાની મુદત સુધીની આસાન કેદની અથવા એક હજાર રૂપિઆ સુધીના દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

### ભુબનેશ્વરની અરજીની બાબતમાં.

> કલમ ૧૭૩.
> ૧
> તા૦ ૧૪-૧૨-૭૭ ઈ. ૩ ક. પા. ૬૨૧ સમનની પહોંચ આપવાની ના પાડવી એ પી. કો. ની ૧૭૩ મી કલમ મુજબ ગુનહો થતો નથી.

समननी पहोंच आपवानी नापाडवी तेथी पीनलकोडनी कलम १७३ मी मुजब गुन्हो थतो नथी.

આ કામમાં બંધવા ઉપર સમન્સની પહોંચ આપવાની ના પાડવાનું તહોમત આવ્યું હતું. બંધવાએ અપીલ કરી કે, માહારા ઉપર જે અપરાધ સાબિત ઠર્યો છે, તે કાયદા પ્રમાણે નથી. કેમકે પોતાથી અથવા બીજા માણસથી સમન્સ પહોંચ્યાની પહોંચ આપવાની ના પાડવી, એ હિંદુસ્થાનના પીનલકોડની કલમ ૧૭૩ પ્રમાણે ગુન્હો થતો નથી.

**અરજદાર તરફથી બાબુ અમેરંદ્રનાથ ચત્રજી.**

**માર્કબી સાહેબનો ઠરાવ:—**

અમને એમ જણાય છે કે આ ગુન્હાનો ઠરાવ રદ કરવો જોઇએ. અરજદાર ઉપર એવું તોહોમત હતું કે, તેણે સમન્સની પહોંચ આપવાની ના પાડી, મુંબાઇ હાઇકોર્ટે કલી-

આ બીન ફકીરના કામમાં ઠરાવ્યું છે કે, આ પ્રમાણે ના પાડવી, તે હિંદુસ્તાનના પીનલકોડની કલમ ૧૭૩ પ્રમાણે ગુન્હો થતો નથી. અને એ કલમ મુજબ આ ગુન્હો સાબિત ગણવામાં આવ્યો છે, એ ઠરાવ અમે કબુલ કરીએ છીએ, માટે કરેલો ઠરાવ રદ કરવો. જે દંડ આપ્યો હોય તો, પાછો આપવો. જો બંધવો કેદખાને હોય તો તેને છોડી મુકવો.

## રાણી. વિ. પુનામાળીનાંદન અને બીજાઓ.

समन लेवानी नापाडवी, ए हिंदुस्थानना पीनलकोडनी कलम १७३ मांहेलो गुन्हो नथी.

કલમ ૧૭૩.
૨
તા૦ ૪-૫-૮૨
ઈ. ૫ મ. પા. ૧૯૯
સમનસ લેવાની ના પાડવાથી પી. કો. ની ૧૭૩ મી કલમ મુજબ ગુનહો થતો નથી.

આ કામ ત્રુણવલીના જીલ્લા માજીસ્ત્રેટે હાઇકોર્ટને લખી મોકલ્યું હતું, તે એવા સબબથી કે, તેમાં કરેલી સજા ગેરકાયદેસર છે.

### જસ્ટીસ કરનાન તથા કીંડર્સલીનો ઠરાવઃ—

વીલેજ મુનસફે (ગામડાંનો મુનસફ) બંધવાઓને હાજર થવા સમન્સ કર્યાં હતા, તે સમન્સ લેવાની તેઓએ ના પાડી. એટલે પ્રત્યેકને પીનલકોડની કલમ ૧૭૩ પ્રમાણે ગુન્હેગાર ઠરાવી બબે રૂપૈઆના દંડની અને તે ન આપે તો પાંચ દિવસ સુધી આસાન કેદની સજા કરી.

આ કામ લખી મોકલનાર અધિકારી એમ અરજ કરે છે કે, બંધવાઓના કૃત્યથી સમન્સની બજાવણીમાં ઇરાદા પુર્વક અટકાયત થઇ નથી. માટે તે કાંઇ ગુન્હો થતો નથી. તેના આધારમાં રાણી વિ. આરૂમુગા નાદનનો ફેંસલો ટાંકયો છે.

સમન્સની બજાવણી ઘણુંકરીને સમન્સ થયેલા પક્ષકારને આપીને, અથવા તેને ત્યાં રાખી દેઇને થાય છે.

ફોજદારી કામ ચલાવવાના કાયદાની કલમ ૧૫૪ મુજબ સમન્સ ધર્યો હોય તોપણ બસ છે. સમન્સ લેવાની ના પાડવી, એ અમારા ધારવા મુજબ ૧૭૩ મી કલમ માંહેલો ગુન્હો નથી. અને "કોઇ રીતે પહોંચતાં અટકાવે" એ શબ્દો જ્યારે સમન્સ ધરીને આપવા માંડયો હોય, ને તે લેવાની ના પાડે તેને લાગુ નથી. ધરવું એ પંડેજ આપ્યા બરોબરછે.

અમે ઠરાવ રદ કરીએ છીએ. અને જો દંડ લીધો હોય તો, તેઓને પાછો આપવાનો હુકમ કરીએ છીએ.

## કલમ ૧૭૪ મી.

કોઈ સરકારી નોકર તરફથી થયેલા હુકમમુજબ હાજર ન થવું.

જે સરકારી નોકરને પોતાના સરકારી હોદ્દાના જોરથી સમન, નોટિસ, હુકમ, અથવા જાહેર ખબર આપવાનો કાયદા મુજબ અખતિયાર હોય, એવા કોઇ સરકારી નોકરે કરેલા સમન, નોટીસ, હુકમ, અથવા જાહેર ખબર મુજબ ફલાણે ઠેકાણે તથા ફલાણી વખતે જાતે, અથવા મુખતિયારની મારફતે હાજર થવાની જે માણસની કાયદા મુજબ ફરજ હોય, તે માણસ અગર ઇરાદાથી તે ઠેકાણે અથવા તે વખતે હાજર થવામાં કસુર કરે, અથવા જે ઠેકાણે હાજર થવાની ફરજ હોય તે ઠેકાણેથી જવાની કાયદેસર વખત થતાં પહેલાં, ત્યાંથી જાય, તે માણસને એક મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા પાંચશે રૂપીઆ સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે; અથવા અગર તે, સમન, નોટિસ, હુકમ કે જાહેર ખબર જાતે અથવા મુખતિયારની મારફતે કોઇ ઇનસાફની કોરટમાં હાજર થવા બાબતની હોશે તો, તે માણસની છ મહીનાની મુદત સુધીના આસાન કેદની, અથવા એક હજાર રૂપિઆ સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

દૃષ્ટાંત.

(અ) કલકત્તાની સુપ્રીમ કોરટમાંથી થએલા સમન મુજબ તે કોરટ મધ્યે હાજર થવાની કાયદા મુજબ ફરજ છતાં અ હાજર થવામાં ઇરાદાથી કસુર કરે તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવું.

(બ) કોઇ જીલ્લાના જડજે કરેલા સમન મુજબ તે જીલ્લા જડજની હુજુરમાં હાજર થવાની કાયદા મુજબ ફરજ છતાં અ હાજર થવામાં ઇરાદાથી કસુર કરે તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવું.

## કેસરેહીંદ વિ. રામસરણ.

કલમ ૧૭૪.
૧
તા૦ ૭–૭–૮૨
ઈ. ૫ અ. પા. ૭
સમનસની અંદર કહી જગોએ તથા દહાડાને કહે વખતે હાજર થવું વિગેરે સ્પષ્ટ હકીકત લખેલી નહોય તો જે સખસના ઉપર તે સમનસ કાઢેલો હોય તે તે હાજર ન થાય તો પી. કો. ની ૧૭૪ મી કલમ મુજબ ગુનહેગાર થતો નથી.

जे सक्षने समन करी बोलाव्यो होय, ते सक्षे कही अदालतमां, कए ठेकाणे, कए दहाडे, तथा दहाडाने कए वखते हाजर थवुं, ए वधुं तेना उपरना समन्समां साफ तथा स्पष्ट रीते लखवुं जोइए, तथा तेमां एवुं लखवुं जोइए के, मजकुर सक्षे कोर्टनी परवानगी वगर कोर्टमांथी जवुं नहीं अने जे काममां समन करीने बोलाव्यो होय ते मुलतवी राख्युं होयतो कही तारीखे पाछो चालशे ते पण नकी कर्या वगर जवुं नहीं.

कही जग्याए, तथा दहाडेने कए वखते बोलावेला सक्षने हाजर थवुं, ए ज्यारे समन्समां लख्युं नहोय, तेमां ठराव्युं के, सदरहु सक्ष मजकुर समन्स प्रमाणे हाजर न थायतो, तेने पीनलकोडनी कलम १७४ प्रमाणे कायदेसर शिक्षा थइ शके नहीं.

ગોરખપોરના સેસન જડજે આ કામ ફોજદારી કામ ચલાવવાના કાયદાની કલમ ૨૯૬ (૧૮૮૨નાની કલમ ૪૩૮) મુજબ હાઇકોર્ટને હુકમ થવા મોકલી આપ્યું હતું.

એમ જણાયું છે કે. એક રામ સરણ, અને અમુક બીજા સક્ષોને માજીસ્ટ્રેટે હિંદુસ્થાનના પીનલકોડની કલમ ૧૭૪ મી મુજબ સરકારી નોકરે કાઢેલા સમન્સ મુજબ હા-

જર થવાની, એફ્રમાની કચેરીના ગુન્હેગાર ઠરાવ્યા હતા. સદરહુ સક્ષોને, જે સમન્સ કાઢવામાં આવ્યો હતો, તેમાં ફલાણે દહાડે હાજર થવું એવું ફરમાવ્યું હતું. પણ કહી જગ્યાએ, તથા દહાડાને કહે વખતે, હાજર થવું, તેમાટે જણાવ્યું નહોતું.

અપરાધી ઠરેલા માણસોની અરજી ઉપરથી સેસન જડજે કામનું દફતર મગાવી લીધું. તેનો એવો અભીપ્રાય થયો કે, હિંદુસ્થાનના પીનલકોડની કલમ ૧૭૪ માં કહેલો ગુન્હો, અરજદારોએ કર્યો નથી, કેમકે જે સંમન્સ કાઢવામાં આવેલો તેમાં જગા તથા હાજર થવાના વખતની વીગત લખી નહોતી. અને જે ઠરાવ કરવામાં આવ્યો છે. તે કાયદાથી ઉલટો છે. તેના આધારમાં તેણે મદ્રાસ હાઇકોર્ટના રીપોર્ટનું ૭ મું પુસ્તક અપીલ ૧૪મીનો હવાલો આપ્યો.

## સ્ટ્રેટ જસ્ટીસનો ઠરાવઃ—

૧૭૪ મી કલમ મુજબ અપરાધી થયેલા સક્ષો ઉપર બજેલો સંમન્સ દેખીતોજ ગેર કાયદેસર છે, બોલાવેલા સક્ષોને કહે ઠેકાણે, તથા દહાડાને કહે વખતે હાજર થવું, તેનું સંમન્સમાં કાંઈ બયાન કરવામાં આવ્યું નોહતું. જે સક્ષને સંમન્સ કરી બોલાવ્યો હોય, તે સક્ષે કહી અદાલતમાં, કહે ઠેકાણે, કહે દહાડે તથા દાહાડાને કહે વખતે, હાજર થવું, એ બધી વીગત સંમન્સમાં સાફ તથા સ્પષ્ટ રીતે લખવી જોઇએ, ને તેમાં એવું પણ લખવું જોઇએ કે, મજકુર સક્ષે કોર્ટની પરવાનગી વગર કોર્ટમાંથી જવું નહીં. અને જે કામમાં સંમન્સ કરી બોલાવ્યો હોય, તે કામ મુલતવી રાખવામાં આવે, તે પણ નકી કર્યા વગર, કોર્ટની પરવાનગી શીવાય જવું નહીં. માજીસ્ટ્રેટે જે ઠરાવ કર્યો છે, તે રદ કરવામાં આવે છે. જો દંડ મુજરે લેવાયો હોય, તો તેઓને પાછો આપવો.

## રાણી. વિ. રામચંદ્રાપા તથા બીજાઓ.

**કલમ ૧૭૪.**

૨

તા૦ ૨૫-૧-૮૩૪
ઇ. ૬ મ. પા.૨૪૩
કોઇ વિશેષ કાયદાથી સમનસ કાડેલો હોય અને તે પ્રમાણે જે માણસ હાજર ન થાય તો તે વિશેષ કાયદા પ્રમાણે સદરહુ કસુરી બદલ નીકાલ કરવો જોઇએ પણ આ કલમ પ્રમાણે તહોમત રાખ્યુ હોય તો ફોજદારી કોરટે તે ગુનહાનો ઇનસાફ કરવો જોઇએ.

सने १८१६ ना मद्रासना चोथा रेग्युलेशननी १५ मी तथा १६ मी कलमामां जे नीयमो बांध्याछे, ते ही. पी. को. नी १७४ मी कलमना नियमथी विरुद्ध पक्षना नथी.

कोइ गांमडाना मुनसफे समन काढेलो होय, तेनो अनादर करवाना गुन्हानो नीकाल, सामान्य रीते मजकुर रेग्युलेशन अनुसार करवो जोइए; परंतु जो ही. पी. को. मांहेलुं तोहोमत मुकवामां आवे तो पछी फोजदारी अदालते तेनो नीकाल करवो जोइए.

સને ૧૮૮૨ના દસમા આકટની ૪૩૮ મી કલમ અનુસાર આ મુકરદમો કડાપાના જીલ્લા માજીસ્ટ્રેટે હાઇકોર્ટનો હુકમ થવા મોકલી આપ્યો હતો. તેની હકીકત નીચે મુજબછેઃ—

આ કામના પાંચ બંધવાઓને, એક દિવાની દાવામાં જુબાની આપવા સારૂ ગામડાના મુનસફ પાસે હાજર થવાનો એક ગામડાના ચોકીદારે સમન કાઢ્યો હતો. તે પ્રમાણે તેઓએ આવવાની કસુરી કરી, જેથી તેઓએ હી. પી. કો. ની ૧૭૪ મી કલમ માંહેલો ગુન્હો કર્યો એવું તેઓના ઉપર તોહોમત રાખી, તેમાંથી એક મદનપાલીના બીજા વર્ગના માજીસ્ટ્રેટે તેઓને નીરદોષ કર્યા હતા, તે એવા કારણથી કે, સને ૧૮૧૬ ના મદ્રાસના ચોથા રેગ્યુલેશનમાં જે રીતે સજા ફરમાવી છે, તે આ કામને લાગુ પડે છે, માટે પી. કો. ની ૧૭૪ મી કલમ લાગુ પડતી નથી. મજકુર રેગ્યુલેશનની ૧૫ તથા ૧૬ મી કલમમાં એવો નીયમ બાંધ્યો છે કે, જે સક્ષને યોગ્ય રીતે, ગામડાના મુનસફ પાસે હાજર થવાનો

સમન કાઢયો હોય, તે પ્રમાણે તે હાજર ન થાય તો, તે એવા પ્રત્યેક ગુન્હા માટે અરધા રૂપૈયાના દંડ સુધીની મુનસફની મરજી મુજબ, સજાને પાત્ર થશે.

**ચિફ જસ્ટિસ ટરનર તથા મુતુસામી આયરનો ઠરાવઃ—**

વિશેષ કાયદામાં જે નીયમો બાંધ્યા છે, તે નીયમો પી. કો. ના નીયમથી પ્રતીકુળ નથી, માટે બંનેનો અમલ કરવો હોયતો થઈ શકે છે. દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૧૭૦ મીથી દીવાની અદાલતોને જે સંક્ષેપ અધીકાર આપવામાં આવ્યો છે, તેવોજ અધીકાર ગામડાના મુનસફને, મજકુર રેગ્યુલેશનની ૧૬ મી કલમથી અપાયો છે. ગુન્હાની મહત્વતા વધારી શકે નહીં, એવા પ્રસંગના સામાન્ય કામોમાં, ગામડાના મુનસફને, કીંવા દીવાની કોર્ટને વિશેષ કાયદાથી જે અધિકાર અપાયો છે તે અધિકાર તેણે પોતાની મરજી પ્રમાણે વાપરવાનો છે, પરંતુ ઈ. પી. કો. માંહેલા ગુન્હાનું તોહમત રાખી, કોઈ ફોજદારી અદાલતમાં કામ માંડયું હોય તો, તે કામનો નીકાલ તે અદાલતે કરવો જોઇએ. માટે નીચલી કોર્ટનો ઠરાવ રદ કરી માજીસ્રેટને ફરમાવવામાં આવે છે કે તેણે બંધવાઓને ફરી સમન કરી બોલવવા તથા તેમનો ઈનસાફ પુરો કરવો.

## મહારાણી કેસરેહિંદ વિ. કીશનબાપુ.

**કલમ ૧૭૪.**

૩

તા૦ ૧૮-૮-૮૫
ઈ. ૧૦ મુ. પા. ૬૩

જે માણસને કોરટે કાંઈ જવાબ દેવા સારૂ હાજર થવાનો સમનસ કર્યો હોય તે સંખસે વાજબી રાહ જોયા પછી જવું જોઇએ નહીંતો તે આ કલમ પ્રમાણે ગુનેહગાર છે.

कोइ माणस मेजीस्त्रेटनी अदालतमां, पोता उपरना फोजदारी तोहोमतनो हाजर थइ जवाब देवाने समन्समां फरमाव्या प्रमाणे मेजीस्त्रेटनी अदालतमां हाजर थाय, पण समन्समां लखेले वखते मेजीस्त्रेटने गेर हाजर जोइने वाजबी राह जोया वगर, चाल्यो जाय ते हीं. पीनल. कोडनी कलम १७४ प्रमाणे गुन्हेगार छे.

આ અરજી જે હાઈકોર્ટને ફરી તપાસવાની હકુમત છે, તે અનુસાર કરી હતી. ખાંનદેશ જીલ્લામાં, તાલોડાના બીજા વર્ગના માજીસ્રેટે, બંધવા તરફ એક સમન કાઢીને, તેમાં તેને એક ફોજદારી તોહોમતનો જવાબ દેવા સારૂ, સને ૧૮૮૫ના મેની ૨૭ મી તારીખે, ૧૦ બજે કોરટમાં હાજર થવા બોલાવ્યો હતો. બંધવો એક પોલીસનો કોન્સ્ટેબલ હતો. તે દિવશે મેજીસ્રેટને, તેના ઉપરી અધિકારીએ, કાંઇ સરકારી કામ સારૂ બોલાવેલ, તે સારૂ તેને જવું પડયું હતું, ને તેથી અગીયાર બજયા સુધી તે કોરટમાં હાજર થઇ શકયો નહોતો. બંધવો દસ વાગ્યે કોરટમાં આવ્યો, અને મેજીસ્રેટને ગેર હાજર જોઇને, તેણે કોરટના મકાનમાં ચોડીને એક નોટીસથી, મેજસ્રેટને ખબર આપી કે, હું હાજર થયો હતો, અને હવે જાંઉં છઉં, અને પોતે આવ્યા પછી બે ત્રણ મીનીટ રહીને, કોરટમાંથી ચાલ્યો ગયો. ધુળીયાના ફર્સ્ટકલાસ મેજીસ્રેટે, બંધવાને ઇંડીયન પીનલકોડની કલમ ૧૭૪ પ્રમાણે ગુન્હેગાર ઠરાવી, તેને ત્રણ માસની સખ્ત કેદની સજા કરી.

ખાનદેશના સેસન જડજે તે ઠરાવ અને સજા અપીલમાં મંજુર રાખ્યાં.

સને ૧૮૫૨ના દસમા આકટની કલમ ૪૩૯ પ્રમાણે, સદરહુ ઠરાવ અને સજા ફેરવી નાંખવા બંધવે હાઇકોર્ટમાં અરજી કરી.

**બંધવા તરફથી દાજી અબાજી વકીલ હતા.**

તેણે તકરાર કરી કે, આ કામમાં કહાડેલો સમન, ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૬૮ તથા તેજ કાયદાના પરીશીષ્ટ ૫ માના નંબર પેહેલાના નમુના પ્રમાણે કાઢયો હતો. સંમન્સમાં લખ્યું હતું કે, "મુંબઇની ડીસ્ત્રીકટ પોલીસ એકટ પ્રમાણે એક હુકમ કાઢયો હતો, તેની બેફરમાનીનો જવાબ દેવા સારૂ, બંધવાએ સન ૧૮૮૫ ના

મેની ૨૭ મી તારીખે, દસ વાગતાં તાલોડાના બીજા વર્ગના મેજીસ્ટ્રેટ પાસે, જાતે હાજર થાવું, અને તેમાં કસુર કરવી નહીં."

કલમ ૬૮ તથા ૨૫૨ પ્રમાણે એક સાહેદીને કાઢેલા સમન્સ, અને આસમન્સ વચ્ચે મોટો તફાવત છે. (જુવો પરીશીષ્ટ ૫ માનો નમુનો ૩૧ મો.) આ છેલા નમુનામાં" સાહેદીએ કોરટની પરવાનગી વગર જવું નહીં." એમ ફરમાવ્યું છે. જો તોહોમતવાળો સમન્સમાં લખે વખતે હાજર થાય, અને તેનો અધ્યક્ષ અધિકારી ગેર હાજર હોય તો, બંધવો ચાલ્યો જાય, તે ગેર કાયદેસર નથી. તે અધિકારીના આવતાં સુધી, તેની રાહ જોઈ બેસવા સારૂ તે બંધાએલો નથી.

જસ્ટીસ નાનાભાઇ હરીદાસે રાણી વિરૂદ્ધ સધરલેનનો કેસ જોવાતું કહ્યું, ત્યારે એ વકીલે જવાબ આપ્યો કે, તે કેશમાં તોહોમતદારને નહીં પણ એક સાક્ષીને સમન કરવામાંઆવ્યો હતો.

**જસ્ટીસ નાનાભાઇ હરીદાસે કરેલો ઠરાવઃ—**

તોહોમતવાળો પોલીસનો કોન્સ્ટેબલ હતો તેના ઉપર ફો. ફોજદારી કાયદાની કલમ ૧૭૪ પ્રમાણે, ધુળીયાના પેહેલા વર્ગના મેજીસ્ટ્રેટ મી. ડેવીડસને, ગુન્હો સાબીત ઠરાવી, તેને ત્રણ માસ સખ્ત મજુરી સાથે કેદની શિક્ષા કરેલી હતી. ખાનદેશના સેસન જડજે, અપીલમાં ગુન્હાની સાબીતીનો ઠરાવ, તથા શિક્ષાનો હુકમ બહાલ રાખ્યો. તેથી અરજદારે હાલ હાઈકોર્ટને, તે ગુન્હાની સાબીતીનો ઠરાવ તથા શીક્ષાનો હુકમ ફરી તપાસવાની હકુમત વાપરી, તે ફેરવવાને અરજ કરી છે.

હમેશના નમુના પ્રમાણે, તારીખ ૨૭ મે સને ૧૮૮૫ના રોજ ૧૦ વાગતાં પોતાની રૂબરૂ, હાજર થવાને તોહોમતવાળા ઉપર, તાલોડાના બીજા વર્ગના મેજીસ્ટ્રેટે સમન કાઢયો હતો. તે ઉપરથી બંધવો નીમેલી તારીખે ૧૦ બજે મેજીસ્ટ્રેટની કોરટના મકાનમાં હાજર થયેલો હતો પણ એવું માલમ પડેલું છે કે, મેજીસ્ટ્રેટ તે વખતે હાજર હતો નહીં. પણ એવું જણાયું કે, બે ત્રણ મીનીટમાં, એક નોટીસ મેજીસ્ટ્રેટને એવી ખબર આપ્યાની ચોડી કે, હું હાજર થયો હતો, પણ મેજીસ્ટ્રેટની ગેરહાજરીના કારણથી, હું ગયેલો છું.

આ હકીકત ઉપરથી મી. દાજી અબાજી ખેરે અરજદાર તરફથી, એવી અરજ કરી છે કે, તે સમન્સમાં કેટલી વખત સુધી થોભવું, અને મેજીસ્ટ્રેટની પરવાનગી વગર જવું નહીં, એવું ફરમાવવામાં આવેલું નથી, માટે વધારેવાર અરજદાર ત્યાં થોભવાને બંધાયેલો નોહોતો. અરજદારની તકરાર મજબુત છે એમ અમારી નજરમાં આવતું નથી. માટે ગુન્હાની સાબેતીના ઠરાવમાં હાથ ઘાલવાને, અમારા જોવામાં કાંઇ સબબ જણાતો નથી. ખરી વાત છે કે, સમન્સમાં એવું કહ્યું નહોતું કે, અરજદારે કોર્ટમાં આટલા વખત સુધી રહેવું. પરંતુ તે સમન્સનો શો હેતુ હતો, એટલે કે અમુક ફોજદારી તોહોમતનો જવાબ દેવાને તેમને બોલાવવામાં આવ્યો હતો, એવું તેમાં કહેલું હતું. માટે જ્યાં સુધી તે તોહોમતનો જવાબ દેવામાં આવ્યો નહીં હતો, ત્યાં સુધી તેને જે કારણથી હાજર થવાનું હતું, તે પુરૂં થયું નહોતું.

અમારી નજરમાં આવે છે કે, યોગ્ય વખત સુધી તે હાજર થવાને બંધાયેલો હતો. અને તે ફકત બે અગર ત્રણ મીનીટ રોકાયો, તેથી તે, હુકમ પ્રમાણે ચાલ્યો, એમ અમારી નજરમાં આવતું નથી. ( મહારાણી વિરૂદ્ધ સધરલાન્ડના કામનો ઠરાવ જુવો.) તે વખતે આ કામમાં મેજીસ્ટ્રેટ, સરકારી કામના કારણથી ગેરહાજર હતો, પરંતુ થોડી વખત સુધી તેણે તેની વાટ જોવી હતી. તે ૧૧ વાગતાં આવ્યો હતો, અને એવું માલુમ પડયું હતું કે, કોરટના મકાનની દીવાલ ઉપર નોટીસ લગાવીને, અરજદાર ગયેલો હતો. આવી હકીકત ઉપરથી, અમે ગુન્હાની સાબીતીનો ઠરાવ બહાલ રાખીએ છીએ, પરંતુ તેણે જે કેદની શીક્ષા ભોગવેલી છે, તે આ ગુન્હાને માટે બસ છે, એવું અમારા વીચારમાં આવે છે; સબબ અમે બાકીની શીક્ષાનો હુકમ માફ કરીએ છીએ. મધ્યમ રીતે દંડ કરવામાં આવ્યો હોત તો, તે વધારે યોગ્ય શીક્ષા હતી.

---

## કલમ ૧૭૫ મી

**૧૭૫.** સરકારી હોદાના જોરથી કોઇ સરકારી નોકરની આગળ કાંઇ લેખ હાજર કરવાની અથવા તેને કાંઇ લેખ સ્વાધીન કરવાની કાયદા મુજબ ફરજ છતાં જે માણસ તે લેખ હાજર કરવામાં અથવા સ્વાધીન કરવામાં ઇરાદાથી કસુર કરે, તે માણસને એક મહિનાની મુદત સુધીની આસાન કેદની, અથવા પાંચસે રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે. અથવા, અગર તે લેખ કોઈ ઇનસાફની કોરટમાં હાજર કરવાનો અથવા કોરટને સ્વાધીન કરવાનો હશે તો, તે માણસને છ મહીનાની મુદત સુધીની આસાન કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

કોઇ સરકારી નોકરની આગળ કાંઈ લેખ હાજર કરવાની જે સખસની કાયદા મુજબ ફરજ હોય તે સખસે તે લેખ હાજર કરવામાં કસુર કરવી.

### દ્રષ્ટાંત.

કોઈ જીલ્લા કોરટ મધ્યે કાંઇ લેખ હાજર કરવાની કાયદા મુજબ ફરજ છતાં અ તે લેખ હાજર કરવામાં ઈરાદાથી કસુર કરે, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવું.

## કલમ ૧૭૬ મી.

સરકારી ઓહદાના જોરથી કોઇ સરકારી નોકરને કાંઇ બાબત સંબંધી કાંઇ નોટીસ અથવા ખબર આપવાની કાયદા મુજબ ફરજ છતાં જે માણસ કાયદામાં ફરમાવેલી રીતે તથા વખતે તે તે નોટીસ અથવા ખબર આપવામાં ઇરાદાથી કસુર કરે, તે માણસને એક મહીનાની મુદત સુધીની આસાન કેદની, અથવા પાંચશે રૂપીઆ સુધીના દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે; અથવા અગર તે આપવાની નોટીસ અથવા ખબર કાંઇ ગુન્હો થવા બાબતની હોય, અથવા કાંઇ ગુનોહ અટકાવવાના કારણસર, અથવા કોઇ ગુનેહગારને પકડવા માટે આપવી જોઇતી હોય તો તે માણસને છ મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા એક હજાર રૂપિયા સુધીના દંડની અથવા એ બંનેની, સિક્ષા કરવામાં આવશે.

કોઇ સરકારી નોકરને નોટિસ અથવા ખબર આપવાની જે સખસની કાયદા મુજબ ફરજ હોય તે સખસે તે નોટીસ અથવા ખબર ન આપવી.

## પંડયા નાયકની અરજીની બાબતમાં.

કલમ ૧૭૬.
૧
તા૦ ૨-૪-૮૪
ઇ. ૭ મ. પા. ૪૩૬

જે બાતમી સરકારી નોકરને આપવાની હોય તે બાતમી તે નોકરના જાણવામાં હોય તો તે બાતમી ન આપ્યાની કસુર એ ગુનહો થતો નથી.

कोइ एक चोकस गाममां ढंढेराथी प्रसीध करेलो ब नामनो गुन्हेगार आव्यो हतो तेनी, पोलीसने बातमी देवामां एक क नामना सक्षे इरादा पूर्वक कसुर करी तेथी ते क ने ही. पी. को. नी १७६ मी कलम मांहेला गुन्हानो गुन्हेगार ठराव्यो. सन १८८२ नी फोजदारी काम चलाववानी रीतना कायदानी ८८ मी कलम मुजब ब नी मिलकत उपर जपती थयानी वात साबीत थतां ब एक ढंढेराथी प्रसीध थयेल गुन्हेगारछे एम कोर्टे अनुमान कर्युं हतुं.

ठराव्युं के, ढंढेरो प्रसीध कर्यानी वात साबीत करवानी प्रोसीक्युशनवाळानी फरज छे.

कोइ चोकस जग्याए ढंढेराथी प्रसीद्ध थयेला गुन्हेगारनी आव्यानी वात पोलीसना जाणवामां होयतो, जे माणसनी ते वीशेनी बातमी आपवानी फरज होय, ते माणस इरादा पूर्वक कसुर करेतो, तेना उपर फोजदारी काम चलाववुं जोइए नहीं.

મદુરાના માજીસ્ટ્રેટે પોતાના સને ૧૮૮૩ ના ૩૮ મા નંબરના ક્યાલેંડર કેશમાં સાકરી હતી, અને તે સજા મદુરાના સેસન જડજે તારીખ ૧૪-૧-૮૪ ને રોજ બહાલ રાખી હતી, તે રદ કરવા સારૂ આ અરજી ફોજદારી કામ ચલાવવાની રીતનાં કાયદાની

૪૩૫ મી તથા ૪૩૯ મી કલમ પ્રમાણે કરવામાં આવી હતી.

નામદાર હાઇકોર્ટના ઠરાવમાંથી આ કામની મુખ્તેસર હકીકત જોઇએ તેટલી જણાઈ આવે છે.

**અરજદાર તરફથી બ્રાનસનસાહેબ તથા રામાસામી મુદલીયર.**

**જસ્ટીસ બ્રાન્ટનો ઠરાવ:—**

અરજદાર કનૈયા રાજા પંડયા નાયક એક ગરાશીયો હતો. કોઇ સરકારી નોકરને કાયદેસર કંઈ બાબતની બાતમી આપવાની ફરજ છતાં ઇરાદા પુર્વક, સદરહુ પંડયા નાયકે બાતમી આપવામાં કસુર કરી, અને તેથી ક્રી. પી. કો. ની ૧૭૬ મી કલમ મુજબ સજા થઇ શકે એવા ગુન્હાનો તેને એક પેહેલા વર્ગના માજીસ્ટ્રેટ ગુન્હેગાર ઠરાવ્યો.

એવું માલમ પડયું છે કે; જે બાતમી આપવાની પેલા ગરાસીયાની ફરજ હતી, તે બાતમી જે ગામમાં તેનો ગરાસ હતો, તે ગામમા એક વેલાયણ નામના શક્ષના રહેઠાણને લગતી હતી. એ વેલાયણ એક ઢંઢેરાથી પ્રસિદ્ધ થયેલો ગુન્હેગાર હતો એમ જણાય છે, સદરહુ બાતમી ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૪૫ મી કલમ અનુસાર મજકુર ગામના એક ગરાશીયાને દરજ્જે તેને પોલીસને આપવાની કાયદેસર ફરજ હતી.

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ઉપર કહેલી કલમ ઢંઢેરાથી પ્રસિદ્ધ થયેલા ગુન્હેગારના જે શબ્દો વાપર્યા છે, તેના અર્થ પ્રમાણે વેલાયણ ઢંઢેરાથી પ્રસિદ્ધ થયેલો ગુન્હેગાર હતો. એ વાત સાબિત થઇ નથી, એમ અરજદાર તરફથી વાંધો લેવાયો છે.

પેહેલે દરજ્જે માજીસ્ટ્રેટે, તથા અપીલમાં સેસન જડજે, એમ બંને જણે ઠરાવ્યું કે વેલાયણ ઢંઢેરાથી પ્રસિદ્ધ થયેલો ગુન્હેગાર હતો. કેમકે વેલાયણની મિલકત ઉપર ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે જપ્તી કરીને ૮૮ મી કલમ અનુસાર વેચી નાખવામાં આવી હતી. અને જ્યારે આગલી કલમ પ્રમાણે ઢંઢેરો પ્રસિદ્ધ કર્યો હોય, ત્યારેજ માત્ર આવી રીતે જપ્તી તથા વેચાણ થઇ શકે છે. અને તેથી સમઝવું જોઇએ કે, ૮૭ મી કલમ પ્રમાણે જે કરવાપણું રહેછે તે યોગ્ય રીતે થયા પછી સદરહુ કલમમાં ઠરાવ્યુંછે તે પ્રમાણે ઢંઢેરો પ્રસિદ્ધ થયો હશે.

૮૭ મી કલમ મુજબ ઢંઢેરો પ્રસિદ્ધ થયો હતો. અથવા તે કલમ મુજબ કોઈપણ જાતનો ઢંઢેરો પ્રસિદ્ધ થયો હતો, એવો પુરાવો પડયો નથી. એટલા કારણસર સેસન કોર્ટનો ઠરાવ રદ કરવો જોઈએ. એવી અરજી આ અદાલતને કરવામાં આવી છે. અને તેમાં જણાવ્યું છે કે, આવો ઢંઢેરો પ્રસિદ્ધ થયો હતો, તે વિષેનાં નીચલી કોર્ટે પોતાનાં કારણો આપીને પ્રસિદ્ધ થયાનું અનુમાન કર્યું છે, તે ભુલ ભરેલું છે.

વળી તે અરજીમાં મહારાણી વિ. સુશીભુષણ ચકરબતી ( ૪ ક. ૬૨૩ ) ના મુકરદમાનો હવાલો આપ્યો હતો.

આ બધી દલીલો વાજબીછે. એમ માહારો અભિપ્રાય થાયછે.

કાયદાના જે વાક્ય ઉપરથી નીચલી અદાલતોએ અમલ કર્યોછે. તે વાક્ય ઘણાખરા જે મુકરદમાઓમાં ગ્રહણ કરેલુંછે. તે મુકરદમાઓમાં હકુમતનો સવાલ ઉઠ્યો હતો. અને હકુમત હોવાનું સાબિત થતાં મજકુર અનુમાન કરવામાં આવ્યું હતું. જેમકે ટેલર વિ. એ-

હોય તો ) એ વાત પ્રોસીક્યુશનવાળાએ આ કામમાં સાબિત કરવી જોઈએ અને તેમ કરવું કાંઇ કઠણ નોહોતું, પરંતુ જ્યાં લગી એમ બતાવવામાં આવે નહી કે મજકુર ઢંઢેરા એવે ઠેકાણે તથા એવી રીતે પ્રસિદ્ધ થયો હતો કે, તે ગરાશીયો જાણુતો હતો, અથવા એમ સમજાય કે, તેની તેને ખબર પડી હતી. ત્યાં સુધી એટલીજ હકીકત બસ નથી. એમ વખતે અને એવું છે. અલબતે ઢંઢેરા પ્રસિદ્ધ કરવાનું લાયક ઠેકાણું ગરાશીયાનું રહેવાનું ગામજ હોવું જોઈએ, એમ કાંઈ નથી. અપેલેન્ટ બીન ગુન્હેગાર ઠરવાને લાભસનનો મુકરદમો. તે મુકરદમામાં કહેલુંછે કે, "જ્યાં ચાલેલું કામ જોવા ઉપરથી જણાય કે, નીચલી અદાલતની હકુમત હતી, તે કામ નીયમસર ચાલ્યું હતું એમ સમજવું. પણ જો તેમ જણાય. અથવા જણાતું હોય તે શક પડતું હોય તો, તેવી રીતે સમજવાનું નથી." એ માહા વાક્ય રીતના નીયમીત પણાનેજ માત્ર લાગુ પડેછે. અને જ્યાં કોઇ કૃત્ય કરવામાં આવ્યું હોય. તે કરવાને વાજબી કારણ હતું. તેવું મુદાનું કૃત્ય થયું હતું કે નહીં? તેનો પુરાવો આપવાની ગરજ દુર થાયછે. એમ કાંઇ નથી." કા પ્રાક્ષીબાઇ વિ. ઇસ્ટ ઇંડીયા કંપની.

૮૭ મી કલમમાં કહેલું છે તેવી રીતે ઢંઢેરો પ્રસીદ્ધ થયો હતો. ( જો પ્રસીધ થયો નહ હતો. તે બાબતનું મારા અભિપ્રાય પ્રમાણે એક બીજું કારણ છે. તે ઉપર ટાંકેલા કલકત્તાના મુકરદમામાં વિદ્વાન જડજોએ કહેલું છે તે પ્રમાણે એ છે કે, કાયદાનાં આવાં બંધારણો હેરાન કરવા સારૂ મુખ્યત્વે કરીને અમલમાં લાવવાં જોઇએ નહી. પણ જેઓનો દરજો એવો હોય કે, તેઓએ કાંઈ બાતમી ઇરાદા પુર્વક સંતાડવી નહી તેટલા માટે તેમનો અમલ કરવો જોઈએ. અને જે સક્ષ, અથવા સક્ષો તરફથી એવી બાતમી ખરેખરી મળી હોય, અને વખતે જે, અથવા જેઓ એવી બાતમી આપવામાં બંધાએલા હોય, તે વગર દરેક સક્ષ ઉપર એવી ખબર ન આપવા સારૂ ફોજદારી ચલાવવી એ વાજબી નથી.

આ મુકરદમામાં ખરેખરા ફરીયાદી શનમુગાય ચેટીને મજકુર જમીનદારનું વેર લેવાની ઉતકંઠાને લીધે, એ જમીનદાર ઉપર તોહમત આણ્યું હતું. એ વિશે અવલ અદાલતને સાવ ઉઘાડું માલમ પડયું હતું; એમ જણાયું છે કે તે ગરાશીઆઓ ચેટીનું અપમાન કરવા તથા તેને હીણો પાડવાના મુખ્ય ઈરાદાથી સદરહુ જમીનદારે તેને લુંટાવ્યો હતો. એને એવો હુમલો કરવામાં વેલાયણ નીસબત ધરાવતો હતો. તે સારૂ તેને પકડવાનું વારંટ કહાડયું હતું.

ખુદશાન મુગમની જુબાની ઉપરથી જણાયછે કે, તેના ઉપર હુમલો કરનારાઓમાંથી, જે લોકો પકડાયા હતા, તેને ગુન્હેગાર ઠરાવી સજા કરવામાં આવી હતી. તે સજા પુરી થઈ રહ્યા બાદ, વેલાયણને પેલા જમીનદારની ખીજમતમાં રહેલો વારંવાર સદરહુ શાનમુનમના જોવામાં આવતો. અને તેના કહેવા પ્રમાણે આ વીશેની ચ્યાર વખત બાતમી આપી, તેને પકડવાનું પોલીસને કહેવામાં આવ્યું હતું. પરંતુ તે પોલીસવાળાએ પકડવાની નાપાડી હતી. અથવા તેમ ન કરવાનાં બહાનાં બનાવ્યાં હતાં. તો હવે સાફ જણાયછે કે, વેલાયણ, ગરાશીયાની ડેલીની આસપાસ હતો, અને એ વેલાયણ પકડાયો નહીં, તે મજકુર ગરાશીયાની બાતમી દેવાની કસુરનું કારણ નથી. ખરેખરૂં કહીએ તો વેલાયણ કયાં રહેતો તેની પોલીસને ખબર હતી.

વળી જે ગુન્હાનો ગરાશીયો અપરાધી ઠર્યોછે. તે ઉપરાંત બીજાં બે તહોમતો રખી તેનો ઇનસાફ થયો હતો. ત્રીજા ગુન્હાના તોહોમત કરતાં એ પેહેલાં બે તોહોમતો વ-

ધારે ભારે ગુન્હાનાં હતાં. એટલે હી. પી. કો. ની ૨૧૨ તથા ૨૧૬ મી કલમોના ગુન્હાનાં હતાં. આ તોહોમતોમાંથી તેને નિરદોષ કર્યો હતો. એથી આ બે વધારે ભારે ગુન્હાઓનાં તોહોમતો વખતે પડી ભાગે. તદન જુદા પ્રસંગ સાથે નિસબત નહી રાખનારા ત્રીજા તોહોમતનો તે ગુન્હેગાર ઠરે એટલા સારૂ તે ત્રીજું તોહોમત રાખ્યું હતું.

પોતાની ડેલીએ વેલામણ આવી જાયછે, તે વાત છાની રાખવાની ઇચ્છાથી, તેના પત્તાની ખબર આપવાની ગરાશીયાએ કસુર કરી નહોતી. પરંતુ તે વેલાયણના ત્યાં હોવા વિશે પોલીસને ખબર છે, એમ તે ગરાશીયાના જાણવામાં હતું. તેથી તેણે બાતમી આપી નહોતી. એ તકરાર માજીસ્ત્રેટ પાસે લેવાઇ હતી, અને આંહી પણ એજ તકરાર લેવામાં આવી છે. માજીસ્ત્રેટે ઠરાવ્યું હતું કે, "જે સક્ષના વિશે બાતમી આપવાની હોય, તેના રહેઠાણ તથા સ્થિતિ વિશેની વાત સાબિત થાય તો, પછી તેના વિશેની બાતમી આપવાની ફરજ નહોતી. તે સાબિત કરવાનો બોજો તોહોમતદાર ઉપર રહે છે."

જે કારણો મેં ઉપર લખ્યાં છે, તે કારણોથી મારે ઠરાવવું જોઇએ કે, અપેલેન્ટને અપરાધી ઠરાવવો નોતો જોઇતો. એ ગુન્હાનો ઠરાવ કાયમ રાખવા જેવું મેં ધાર્યું હતતો, ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૮૭ મી કલમ મુજબ ઢંઢેરો પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો કે નહી? અને પ્રસિદ્ધ કર્યો હતો, તે કલમમાં લખેલું છે તે પ્રમાણે થયો હતો કે કેમ? અને જો તેજ કલમમાં લખ્યા પ્રમાણે પ્રસિદ્ધ થયો હતો, તો તેની પ્રસિદ્ધતાની અપીલેન્ટને માહીતગારીની વાત સાબિત ન થાય તો, તેની માહીતી હતી એમ અનુમાન કરવું કે નહી? તે બાબતમાં વધારે પુરાવો લેવાનો હું હુકમ કરત, પરંતુ મને ખાતરી છે કે, આવા મુકરદમામાં જે વાત ધ્યાનમાં રાખવાની છે, અને જેના વિશે કલકત્તા હાઈકોર્ટે નીયમ સમજાવ્યો છે તે નિયમ પાકો છે. અને આ વિશેમાં કાયદાકારોના ઇરાદાને અનુસરતો છે. તથા આ કામની અંદર જે હકીકત જણાઇ છે, તથા કબુલ કરવામાં આવી છે, તે ઉપરથી અપેલેન્ટને હી. પી. કો. ની ૧૭૬ મી કલમ માંહેલા ગુન્હાનો અપરાધી ઠરાવવો એ ગેરવ્યાજબી છે.

તેથી હું નીચલી અદાલતોના ઠરાવ રદ કરૂંછું, તથા માજીસ્ત્રેટની કરેલી સજા સેસન જડજે બહાલ રાખી હતી, તે સજા રદ કરી અપેલેન્ટને નિરદોષ કરૂંછું અને તેની પાસેથી કાંઇ દંડ વસુલ કર્યો હોય, તો તે પાછો આપવા હુકમ કરૂંછું.

---

## કલમ ૧૭૭ મી.

સરકારી હોદ્દાના જોરથી કોઇ સરકારી નોકરને કાંઇ બાબ ખોટી ખબર
ત સંબંધી કોઇ ખબર આપવાની કાયદા મુજબ ફરજ છતાં તે આપવી.
બાબત સંબંધી જે ખબર પોતે ખોટી છે એમ જાણતો હોય, અથવા એમ માનવાનું પોતાને કારણ હોય, એવી કાંઇ ખબર ખરી ખબર દાખલ જે માણસ આપે તે માણસને છ મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા એક હજાર રૂપિઆ સુધીના દંડની અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે, અથવા, અગર જે ખબર આપવાની તેની કાયદા મુજબ ફરજ હોય તે ખબર કાંઇ ગુનોહ થયા બાબતની હોય, અથવા કાંઇ ગુનોહ થતો અટકાવવાના કારણસર, અથવા કાંઇ ગુનેહગારને પકડવા માટે આપવી જોઇતી હોય તો તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

દ્રષ્ટાંત.

(અ) અ જમીનદાર પોતાની જમીનદારીની હદમાં એક ખુન થયેલું જાણ્યા છતાં તે જીલ્લાના માજીસ્ત્રેટને જાણી જોઇને એવી ખોટી ખબર આપે કે એ મોત એક સાપના ડંસથી અકસ્માત થયું છે, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુનોહ કરયો એમ સમજવું.

(બ) એક પાસેની જગામાં રેહેનારા એક માતબર વેપારી ઝ ના ઘરમાં ડાકાઇટીનો ગુનોહ કરવા માટે પોતાના ગામમાંથી ઘણા એક અજાણ્યા માણસો ગયા છે એમ જાણ્યા છતાં; તથા બંગાલાના કાયદાના પુસ્તક માંહેલા સન ૧૮૨૧ ના ૩ જા કાયદાની ૭ મી કલમની ૫ મી રકમ મુજબ તે હકીકતની જલદી તથા બરાબર ખબર પાસેમાં પાસેની ચોકીના અમલદારને આપવાની પોતાની ફરજ છતાં, અ તે ગામનો રખવાળ જાણી જોઇને તે પોલીસ અમલદારને એવી ખોટી ખબર આપે કે (તે માણસો ગયા હોય તેથી જુદી દિશા બતાવીને) આણીમેર કાંઇ દુર જગાપર ડાકાઇટીનો ગુનોહ કરવાના વિચારથી જેઓની ઉપર ગુમાન જાય એવા કેટલાએક સખસોનું એક ટોળું આ ગામમાંથી ગયું તો એ ઠેકાણે અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુનોહ કરયો એમ સમજવું.

### વીરા સ્વામી મુદાલી વિ. કેસરે હિંદ.

**કલમ ૧૯૯.**
૧
તા૦ ૯-૯-૮૧
ઈ. ૪ મ. પા. ૧૪૪

खाताना हुकम मुजब एक सरकारी नोकर पोताना उपरीने डायरीमां खोटी हकीकत दाखल करी मोकले तो तेथी ते पीनलकोडनी क-

लम १७७ मी मुजब गुन्हेगार थाय छे.

કોઈ સરકારી નોકર તેના ઉપરી તરફ ડાયરીમાં ખોટી ખબર લખી મોકલે તો પી. કો. ની ૧૭૭ મી કલમ મુજબ ગુનેહગાર થાય છે.

આ મુકરદમાની હકીકત તથા તે માંહેલી દલીલો કોર્ટના ઠરાવમાંથી જણાઈ આવશે.

અરજદાર તરફથી બે વકીલો હાજર હતા.

ઠરાવ:—આ કામમાં એક નીમકની મેહેસુલ ખાતાના અમલદારે, ડાયરીમાં ખોટી હકીકત દાખલ કરી, પોતાના ઉપરીને તેણે મોકલી દીધી. તે હકીકત એવી હતી કે, એક રોજ હું ચોકસ જગ્યોપર કામગીરી ઉપર ગયો હતો. ખરેખરૂં જોતાં તેમ તેણે કરેલું નોહોતું. સવાલ એટલોજ છે કે, પીનલકોડની કલમ ૧૭૭ મી મુજબ તકરારી સવાલની બાબતમાં કાંઈપણ ખબર આંપવા, કાયદાસર તે બંધાયેલો હતો કે નહી'? કોઇપણ કાયદાથી તેની તેવી ફરજ હતી, એમ જણાતું નથી. પણ બેશક ખાતાની રૂઇએ કાઢેલો હુકમ તોહોમતદારને માનવાની ફરજ હતી. તે પ્રમાણે તે ડાયરી તેણે રાખી હતી. અને પોતાના ઉપરીને મોકલી હતી.

આગળ અમે ઠરાવો કરેલા છે, તે ઉપરથી ઠરાવીએ છીએ કે, જે બાબતમાં તોહોમતવાળાને ખબર આપવાની કાયદેસર ફરજ હતી, ને તેમાં તેણે ખોટી ખબર આપી, તેથી તેણે ૧૭૭ મી કલમ મુજબ ગુન્હો કર્યો છે.

માટે તેની અરજી નામંજુર કરૂં છઉં.

## કલમ ૧૭૮ મી

૧૭૮. સાચુ બોલાવવાને સોગંદ આપવાનો જે સરકારી નોકરને કાયદા મુજબ અખતિયાર હોય તેવા કોઇ સરકારી નોકરે સાચુ બોલવાને બંધાવા સારૂ કોઇ માણસને સોગન ખાવાનું ફરમાવ્યા છતાં તે માણસ અગર તે પ્રમાણે સાચુ બોલવાને બંધાવા સારૂ સોગન ખાવાની ના કહે તો તે માણસને છ મહીનાની મુદત સુધીની આસન કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

કોઇ સરકારી નોકરે કાયદામુજબસોગનખાવાનું ફરમાવ્યા છતાંસોગનખાવાની ના કહેવી.

## કલમ ૧૭૯ મી

૧૭૯. કોઇ સરકારી નોકર પોતાના સરકારી હોદ્દાના કાયદેસર અખતિયારનો અમલ કરતાં કોઇ બાબતમાં કાંઇ સવાલ પૂછે, અને તે બાબતમાં તે સરકારી નોકરને સાચી વાત કહેવાની કાયદા મુજબ પોતાની ફરજ છતાં જે માણસ તે સવાલનો જવાબ દેવાની ના કહે, તે માણસને છ મહીનાની મુદત સુધીની આસાન કેદની; અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

સવાલ પુછવાનો અખત્યારહોય એવાકોઇ સરકારી નોકરને કાંઇ સવાલનો જવાબ દેવાની ના કહેવી.

## કલમ ૧૭૯ મી.

કોઇ સરકારી નોકર પોતાના સરકારી હોદાના કાયદેસર અખતિયારનો અમલ કરતાં કોઇ બાબતમાં કાંઇ સવાલ પુછે, અને તે બાબતમાં તે સરકારી નોકરને સાચી વાત કહેવાની કાયદા મુજબ પોતાની ફરજ છતાં જે માણસ તે સવાલનો જવાબ દેવાની ના કહે, તે માણસને ૭ મહીનાની મુદત સુધીની આસાન કેદની; અથવા એક હજાર રૂપીઆ સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

સવાલ પુછવાનો અખત્યાર હોય એવા કોઇ સરકારી નોકરને કાંઇ સવાલનો જવાબ દેવાની ના કહેવી.

### માહારાણી કેસરે હિંદ. વિ. હરી લક્ષમણ.

કલમ ૧૭૯.
૧
તા૦ ૧૪–૧૦–૮૫
ઇ. ૧૦ મુ.પા. ૧૮૫

લગતી હकीकतनो पुरावो मेळववा सारु, जो कोइ जडज कोइ शाक्षीने पुरावाना कायदानी कल्म १६५ मी प्रमाणे नहीं लगता सवाल पुछे, तो ते सवाल तेने पुछवा अधिकार छे. पण ए शीक्षा उपर फोजदारी काम मांडवाना हेतुथी जो ते सवालो तेने पुछायतो, तेनो जवाब देवा सदरहु साक्षी बंधायो नथी. अने पीनलकोडनी कलम १७९ प्रमाणे जवाब न देवाथी ते सजाने पात्र थतो नथी.

જે હકીકત લગતી હોય નહીં તેના સંબંધનો સવાલ પુછવા માટે જડજ મુખતીયાર છે; પણ એ સવાલનો જવાબ દેવાથી સાક્ષી ફોજદારીમાં ફસાતો હોય તો તે સવાલનો જવાબ દેવાને મજકુર સાક્ષી બંધાયો નથી.

૧૮૮૨ ના ૧૦ મા આકટની કલમ ૪૩૯ મી પ્રમાણે હાઇકોર્ટને ઠરાવ સુધારવા અધીકાર છે તે પ્રમાણે ઠરાવ સુધારવાની આ એક અરજી હતી.

અરજદાર હરિલક્ષ્મણને હિંદુસ્થાનના પીનલકોડની કલમ ૧૭૯ મી માંહેલા ગુન્હાનો અપરાધી ઠરાવી, ફોજદારી કામ ચલાવવાના કાયદાની કલમ ૪૮૦ પ્રમાણે રૂપીઆ ૪૦ દંડ દેવાની સજા કરી હતી; ને તે ન આપે તો એક માસ આસાન કેદ રહેવા હુકમ કર્યો હતો.

હરી લક્ષમણે એક નારાયણ માધુ અને બીજા ઉપર હુકમનામું મેળવ્યું હતું, તેની બજાવણી માટે તેણે સબોરડીનેટ જડજ ને અરજ કરી હતી. તેમાં હુકમનામાના દેણદારે વાંધો લીધો કે, મેં સદરહુ હુકમનામુ પતાવી આપ્યું છે. અને હરી લક્ષમણે જાણે પોંચ આપી હોય, એવી તેની પોંચ તેણે દેખાડી. તે ઉપરથી સબોરડીનેટ જડજે હરી લક્ષમણને પુછ્યું કે, તે પહોંચ તારા હાથની લખેલી છે કે નહીં? અને તેનો જવાબ દેવાની ના પાડવાની અંતે જે પરીણામ ઉપજે, તે બાબતની તેને ચેતવણી આપ્યા છતાં, તેણે જવાબ દેવા ના પાડી, અને કહ્યું કે, એ સવાલ પુછાય નહીં. અને તેનો જવાબ દેવા હું બંધાએલ નથી. તે ઉપરથી સબોરડીનેટ જડજે તેનો ઇનસાફ કરીને ઉપર કહ્યા પ્રમાણે તેને સજા કરી.

થાણાના સેસન જડજે અપીલમાં આ ઠરાવ અને સજા બાહાલ રાખ્યાં. અરજદાર તરફથી હાજી અબાજીએ તકરાર કરી કે, સાક્ષી ગુન્હા હીત ઠરે, એવા મતલબથી તેને સવાલ પુછવાનો, સબોરડીનેટ જડજને અધીકાર નથી. અને આવા જવાબ દેવાને સદરહુ સાક્ષી બંધાયો નથી.

**જસ્ટીસ નાહાનાભાઇ હરીદાસનો ઠરાવઃ**—પુરાવાના આકટની ૧૬૫ કલમ પ્રમાણે કોઈ લગતી વાત ન હોય, તેનો સવાલ પણ જડજને પુછવા હોય તો પુછી શકે છે. પરંતુ તેની મતલબ યોગ્ય પુરાવો મેળવવાની, અથવા શોધી કાઢવાની ન હોય તો તેવા સવાલો પુછી શકતો નથી. ચાલતા કામમાં સબોરડીનેટ જડજના પોતાના ચલાવેલા કામથી જણાય છે કે, તે સવાલ તેને ઉપર કહેલી વીગતની મતલબ વાસ્તે નહીં, પણ સાક્ષી ઉપર ફોજદારી ફરીયાદ મંડાય, તેટલા સારૂ પુછાયો હતો. તેથી સદરહુ સાક્ષીએ તે સવાલ લગતો નથી, એમ જાણીને તેનો જવાબ દેવા જે વાંધો લીધો, તે વાજબી હતો. અને તેનો જવાબ દેવાનો વાંધો પણ કાયદેસર હતો. અને તેનો જવાબ દેવાને પણ તે કાયદાથી બંધાયો નોહોતો, માટે સજા અને ઠરાવ રદ કરી દંડ પાછો આપવાનો હુકમ કરૂં છું.

## કલમ ૧૮૦ મી.

કાંઇ મજકુર ઉપર સહી કરવાનીનાકહેવી.

કોઇ માણસે કાંઇ મજકુર કહ્યો હોય તે મજકુર ઉપર તેને સહી કરવાનું ફરવવાને કાયદા મુજબ મુખતિયાર હોય તેવા કોઇ સરકારી નોકરે તે મજકુર ઉપર સહી કરવાનું ફરમાવ્યા છતાં અગર તે માણસ તે ઉપર સહી કરવાની ના કહે, તો તેને ત્રણ મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા પાંચસે રૂપીઆ સુધીના દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

### महाराणी केसरेहिंद. वि.. सीरसापा

कलम १८०.
१
ता० ५–८–८७
ई. ५ मु. पा. १५

તોહમતવાળોએ ખસ પોતાની જુબાનીમાં સહી કરવાની ના પાડે તો તેથી આ કલમ પ્રમાણે ગુનહો થતો નથી.

जे तोहोमतदारनुं काम चालतुं होय तेमां तेने कोर्टेथी पुछेला सवालना जवाबोनी जुबानीमां पोतानी सही करवानी ते तहोमतदार नापाडे तो तेथी ते. ही. पी. कों.नी १८० मी कलम प्रमाणे सजा थइ शके एवा गुन्हानी गुन्हेगार थतो नथी.

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૯૬ (૪૩૮) મી પ્રમાણે આ કામ ધારવાડના જીલ્લા માજીસ્ત્રેટે લખી મોકલ્યું હતું.

બંધવા ઉપર એક ગુન્હાનું કામ ચાલતું હતું. ત્યારે માજીસ્ત્રેટના સવાલના જવાબમાં જે જુબાની આપી હતી, તેમાં પોતાની સહી કરવાની તેણે ના પાડયા સારૂ હુબલીના બીજા વર્ગના માજીસ્ત્રેટે તેનો ૨૦૦ રૂપૈયા દંડ કર્યો હતો.

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૩૪૩ (૩૪૨) મી પ્રમાણે બંધવાને પુછેલા સવાલનો જવાબ દેવાનું અથવા જવાબ દેવાની ના પાડવાનું તેની મરજી ઉપર રહેલું છે; તોપણ જ્યારે બંધવે જુબાની આપી, ત્યારે તેમાં સહી કરવીજ જોઇએ કે નહીં, એ બાબતમાં જીલ્લા માજીસ્ત્રેટને સ્લેશ રહેવાથી તેણે આ કામ હાઇકોર્ટમાં મોકલ્યુંછે.

**સરકાર કે બંધવા તરફથી હાઇકોરટમાં કોઇ હાજર થયું નહોતું.**

આ કામનો જસ્ટીસ કેંબાલ તથા જસ્ટીસ મેલવીલે વિચાર કર્યો. પણ બંનેના મતમાં ભેદ પડવાથી તેણે ચિફ જસ્ટીસ તરફ મોકલી દીધું. નામદાર જડજોએ નીચે પ્રમાણે અભિપ્રાય આપ્યો છેઃ—

### જસ્ટીસ મેલવીલ.

આમાં સવાલ આટલોજ છે કે, જ્યારે કોર્ટ બંધવાની તપાસણી કરતી હોય, ત્યારે પોતાની જુબાનીમાં સહી કરવાની ના પાડવાથી બંધવો હી. પી. કો- ની ૧૮૦ મી કલમના ગુન્હાનો ગુન્હેગાર થાય છે કે નહીં?

ક્રીમીનલ પ્રોસીજર કોડની કલમ ૩૪૬ (૩૬૪) મીમાં ઠરાવ્યું છે કે, બંધવાને પોતાની જુબાનીમાં વંચાવી રહ્યા પછી તથા તે અસલી જુબાની બરોબર છે એવું તે કહે તે પછી એ જુબાનીમાં એ બંધવે પોતાની સહી કરવી.—માજીસ્ટ્રેટ અથવા અદાલતને તેમાં તેની સહી લેવી જોઇએ, એવો અર્થ બેસાડીએ તોપણ બેશી શકે છે ખરો. પણ એ કલમનો આજ અર્થ લેતાં મને જણાય છે કે, જ્યારે જુબાનીમાં સહી કરવાનું બંધવાને કહેવામાં આવે ત્યારે તેમાં ના પાડવી તેને પણ ક્રી. પ્રો. કો. ની ૧૮૦ મી કલમ લાગુ પડે છે.

કોઈ માણુસે કોઈ મજકુર કહ્યો હોય, તે મજકુર ઉપર તેને સહી કરવાનું ફરમાવવાને કાયદા મુજબ અખતીયાર હોય, તેવા કોઇ સરકારી નોકરે તે મજકુર ઉપર સહી કરવાનું ફરમાવ્યા છતાં, અગર તે માણુસ તે ઉપર સહી કરવાની ના કહે, તો તેને ત્રણ મહીનાની મુદત સુધીની આસાન કેદની, અથવા પાંચસે રૂપિઆ સુધીના દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

આ કામમાં બંધવાએ જુબાનીમાં સહી કરવી જોઇએ એમ કહેવાને કોર્ટ કાયદા પ્રમાણે મુખતીયાર હતી; અને જ્યારે સહી કરવાનું કહ્યું ત્યારે તેણે ના પાડી. ગુન્હાનાં બધાં તત્વો આ કામમાં હાજર છે એમ મને જણાય છે; તેથી ગુન્હાનો ઠરાવ કેવે પ્રકારે ગેરવ્યાજબી છે, તે હું જોઇ શકતો નથી.

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૩૪૬ (૩૬૪) મીમાં એવા શબ્દો લખ્યા છે કે, "તોહોમતવાળા સક્ષે સહી કરવી" એ શબ્દોનો અર્થ જો આપણે એ મલઇએ કે, અદાલતે તોહોમતવાળાની સહી લેવી, એવી ફકત એક સુચના છે. એટલુંજ નહીં, પણ તોહોમતવાળાને પણ સહી કરવાની ફરજ છે, તો આ મુકરદમો બંધવાની વિરૂદ્ધ વધારે મજબુત થાય છે.—બંધવાએ સવાલના જવાબ દેવા કે નહીં, એ તેની ખુશી ઉપર છે, માટે જુબાનીમાં સહી કરવી એ પણ તેની ખુશી ઉપર છે એવી દલીલ વાજબી રીતે આપી શકાય એમ હું ધારી શકતો નથી. કાયદો એમ કહે છે કે બંધવાની ખુશી હોયનો તેણે જવાબ દેવા, નહીં તો તેની જરૂર નથી. પણ જો જવાબ દેવાનું તે પસંદ કરે તો ઠરાવેલી રીત મુજબ નોંધી લીધેલા જવાબો તેને બંધન કર્તા છે. તથા કાયદામાં મુકરર કરેલી રીતને અનુંસરવાની ના પાડીને તે જવાબોથી તેનાથી ફરી જવાશે નહીં, એવું ધારેલું હોય એમ મને જણાય છે.

તેથી હવે ફકત સજાનો સવાલ માહારા અભીપ્રાય મુજબ વિચારવાનો રહે છે, અને તે સાપ્ દેશી ભાષામાં ચાલેલું કામ જોવાની જરૂર છે.

### જસ્ટીસ કેંબોલનો મતઃ—

જે તોહોમતવાળો સક્ષ ક્રીમીનલ પ્રોસીજરની કલમ ૩૪૬ (૩૬૪) મી પ્રમાણે પોતાની જુબાનીમાં સહી કરવા ના પાડે છે, તે તોહોમતદાર ક્રી. પ્રો. કો. ની ૧૮૦ મી કલમ પ્રમાણે અદાલતનો તીરસ્કાર કર્યા માટે સજાને પાત્ર થાય છે. એમ ધારવામાં હું એક મતે થવાને અશક્ય છું. માટે આ સવાલ ત્રીજા જડજ પાસે મુંકવો જોઇએ.

૧૮૭૨ના દસમા આકટની કલમ ૨૭૧ (૪૨૮) મી પ્રમાણે આ કામ ચિફ જસ્ટીસ પાસે મુકવા અમે એક મત થઇએ છૈએ.

જુના ક્રીમીનલ પ્રોસીજરની કલમ ૩૪૬ મીના અર્થ ઉપર આ સવાલ લટકી ર-હેતો હોય, એમ જણાય છે તોહોમતવાળા સક્ષે એવા દફતરમાં સહી કરવી, અથવા પોતાની નીશાની કરવી, એવું કાયદામાં ઠરાવેલું છે. ૩૪૬ મી કલમ પેહેલાંની જે કલમોનું મથાળું "તોહોમતવાળા સક્ષની તપાસણી વીશે" છે, તે કલમો તથા ૩૪૬ મી કલમ ભે-ગી વાંચતાં એવી તપાસણી કેમ કરવી તે બાબત સેસન કોર્ટ અથવા માજીસ્ટ્રેટને એક જાતની સુચના છે, તે શીવાય આ શબ્દોમાં વધુ હોય એમ જણાતું નથી. કાંઇ રીતે તો-હોમતવાળા ઊપર ફરજ નાંખવામાં આવી હોય, એમ તેમાંથી વંચાતું નથી. જો આમ હોય તો માજીસ્ટ્રેટ અથવા સેસન કોર્ટ ક્રી. પી. કો. ની ૧૮૦ મી કલમના અર્થ પ્રમાણે, તોહોમતવાળાને પોતાની જુબાનીમાં સહી કરવાનું ફરમાવવાને કાયદેસર મુખ્તીયાર હોય, એમ કહી શકાતું નથી, આ બાબત ઘણીજ અગત્યની છે. અને તાજુબી ભરેલું છે કે, આવો સવાલ અદાલત પાસે હજુ સુધી આવ્યો નથી, એમ દફતર તપાસતાં કહી શકાયછે.

**બંને જસ્ટીસનો મત ભેદ થવાથી આ કામ ચિફ જસ્ટીસ પાસે રજુ થયું.**

**ચિફ જસ્ટીસ વેસ્ટ્રોપનો મત:—**

ક્રીમીનલ પ્રોસીજરની કલમ ૧૨૨ (૧૬૪) મી પ્રમાણે કબુલતી જુબાની આપી હોય, અથવા એજ કાયદાની ૩૪૨ થી તે ૩૪૬ મી કલમ પ્રમાણે કોર્ટના પુછેલા સવાલના જ-વાબમાં જુબાની આપી હોય, તેને પી. કો. ની ૧૮૦ મી કલમ લાગુ પડે છે કે નહીં? એ માહારા વિચાર પ્રમાણે બહુ શક પડતું છે. આવી કબુલતો તથા જુબાનીનો સાર એ ટલોજ છે કે.—તેઓએ ખુશીથી આપવી જોઇએ. અને જ્યાં સુધી તોહોમતવાળા સક્ષે તેમાં સહી કરી નથી. ત્યાં સુધી તે પુરું ગણી શકાતી નથી, એમ મને લાગે છે. આ મત રા-ણી વિ. બાઈ રતનના કામમાં આપણી ફુલબેંચે સર્વાનુંમતે ગ્રહણ કર્યો હતો. એ મુક-રદમાનો છેવટ નીકાલ કરવા અગાઉ ક્રીમીનલ પ્રોસીજરમાં જે ઠરાવો છે. તેનો પુરી રીતે ફુલબેંચે વિચાર કર્યો હતો. તે કામમાં અમો એ કહેલું હતું કે, "બંધવાની જુબાની મા-જીસ્ટ્રેટે લીધી હોય કે, તેની રૂબરૂમાં તથા તેના શાંભળતા તેના વતી બીજા કોઇએ લીધી હોય, તોપણ તેનો નોંધ તોહોમતવાળા સક્ષને દેખાડવો; અથવા વાંચી બતાવવો જોઇએ. તે વખતે પોતાના જવાબમાં સુધારો કરાવવા અથવા કાંઇ ખુલાસો કરવા તેને સરખી તક છે. તેથી એક વખતે તેની સહી લેવી જોઇએ. અને બીજી વખતે ન લેવી. તેનું કાંઇ વધારે કારણ અમારા જોવામાં આવતું નથી. એવી સહી લેવાનું કારણ વખતે બંને પ્રસં-ગમાં એકજ હશે. અને તે કારણ એવું હશે કે, તેણે જે કબુલતી જુબાની આપી હોય, તે ખુશીથી આપી છે કે નહીં? તથા તે આપવા ટાંણે તેના ઉપર અસર કરનારી બ્યા-ધીઓમાંથી તે મોકળો હતો કે નહીં? તેની એક જાતની એક નવી અને જોરાવર પરિક્ષા કરવી. તથા દફતર સંપુર્ણ થાય તેની પેહેલાં છેવટની તક એટલે પશ્ચાતાપ કરવાની તક તેને આપવી; અને તે ઉપરથી જાણી શકાય કે, એ કબુલત ખુશીથી કરી નહોતી. અથ-વા ગેર વાજબી બ્યાધીઓના અમલમાં રહીને કરી હતી."

વળી તેજ કામમાં એમ કહેલું છે કે, "આ ઉપરથી એટલું નીકળે છે કે અમારા અભીપ્રાયમાં આ કામમાં લીધેલી કબુલત બંધવાની સહી વગરની હોવાથી અપુર્ણ છે. બં-

થવાએ સહી કરવી જોઇએ. એવો જે કાયદાકારોનો વખતે ઇરાદો હશે તે તરફ નજર રાખતાં, તેમાં સહી કરવાનું તેણીને ફરમાવવામાં બીજા વર્ગના મેજીસ્ટ્રેટની ચુક એવા પ્રકારની છે કે જેથી તેણીને ભારે નુકશાન થવા સંભવ છે, અને તેથી અપુર્ણ દફતર બાંધવા વિરૂદ્ધ પુરાવામાં દાખલ કરી શકાતું નથી. એવો અમારો અભીપ્રાય છે."

દફતરમાં તોહોમતવાળા સક્ષની સહી અથવા નીશાની લેવીજ જોઈએ. એવું ઠરાવવામાં કાયદાકારોનો શું હેતુ હશે, તે બાબતમાં સદરહુ ફુલબેંચે વખતે જે મત બાંધ્યો છે, તે મત દંડ અથવા બીજા કોઇ જાતના દબાણથી તોહોમતવાળા સક્ષની સહી લેવી જોઈએ. તેને તમામ પ્રતીકુળ લાગે છે. હું દૃઢ રીતે માનું છઊ કે, ક્રીમીનલ પ્રોસીજરની કલમ ૧૨૨ તથા ૩૪૬ મી પ્રમાણે લેવાયેલી જુબાનીઓમાં, તથા કબુલતોમાં જે સહી અથવા નીશાની જોઈએ, તે કરવાની ના પાડવાને હિંદુસ્થાનના પીનલકોડની ૧૮૦ મી કલમ લાગુ પડતી નથી.

માટે હું ધારૂં છઊં કે, ગુન્હાનો ઠરાવ રદ કરવો જોઇએ. તથા જો તેનો દંડ લીધો હોય તો પાછો આપવો જોઇએ.

---

## કલમ ૧૮૧ મી.

૧૮૧. કોઇ સરકારી નોકરને અથવા કાયદા મુજબ સોગન આપવાનો જેને અખતિયાર હોય એવા કોઇ બીજા સખસને કાંઈપણ બાબતમાં સાચી વાત કહેવાને કાંઇ સોગનથી કાયદા મુજબ બંધાયા છતાં જે માણસ સદરહુ સરકારી નોકર અથવા બીજા સખસને તે બાબતમાં એવો કાંઈ મજકુર કહે કે તે ખોટો હોય, અને તે મજકુર ખોટો છે એમ તે માણસ જાણતો કે માનતો હોય, અથવા તે ખરો છે એમ તે માણસ માનતો ન હોય, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

જે સરકારી નોકર અથવા સખસને સોગનઆપવાનો અખત્યાર હોય તેનીઆગળ સોગન ખાઈને જુઠો મજકૂર કહેવો,

## કલમ ૧૮૨ મી.

કોઇ સરકારી નોકર પાસે તે નોકાયદેસરઅખત્યાર અમલમાં અણાવીને બીજા સખસને નુકશાન કરાવાના ઇરાદાથી ખોટી ખબર આપવી.

કોઇ સરકારી નોકરથી પોતાના સરકારી હોદ્દાનો કાયદેસર અખતિયાર વાપરતાં કોઇ સખસને નુકશાન અથવા દુખ થાય, અથવા સાચે સાચી હકીકત તે સરકારી નોકરના જાણ્યામાં આવી હોય તો જે વસ્તુ તે સરકારી નોકરે ન કરવી જોઇએ અથવા જે વસ્તુ કરવામાં તેણે કસુર ન કરવી જોઇએ તે વસ્તુ તે કરે, અથવા તે કરવામાં તે કસુર કરે, એવા ઇરાદાથી અથવા તે એમ કરશે, એવો સંભવ છે એવું જાણ્યા છતાં જે માણસ તે સરકારી નોકરને પોતે જે ખબર ખોટી જાણતો હોય અથવા ખોટી માનતો હોય એવી કાંઇ ખબર આપે, તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપિયા સુધી દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

દ્રષ્ટાંત.

(અ) અ કોઇ માજીસ્ટ્રેટને એવી ખબર આપે કે, તમારા હાથ તળેના ઝ પોલીસ અમલદારે નોકરીમાં ગફલત કરી છે અથવા બદચાલ ચલાવી છે, અને તે ખબર ખોટી છે એમ તે પોતે જાણતો હોય તથા તે ખોટી ખબર ઉપરથી તે માજીસ્ટ્રેટ ઝને બરતરફ કરશે એવો સંભવ છે એમ પણ તે જાણતો હોય, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુનોહ કરયો એમ સમજવું.

(બ) અ કોઇ સરકારી નોકરને એવી ખોટી ખબર આપે કે અને કરેલું નિમક ઝ એ એક છાને ઠેકાણે સંતાડયું છે, અને તે ખબર ખોટી છે એમ પોતે જાણતો હોય, તથા તે ખોટી કલમનો પરીણામ એવો થશે કે ઝ ની જગાનો ઝાડો લેવાશે, તથા ઝ ને દુખ થશે એવો સંભવ છે એમ પણ જાણતો હોય, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુનોહ કરયો એમ સમજવું.

### રાણી. વિ. પરીયાનન વગેરે.

કલમ ૧૮૧.

૧

તા. ૧૮-૧૧-૮૧
ઇ. ૪ મ. પા. ૨૪૧

કોઇ સરકારી અમલદારને ખોટી ખબર મળતાં તે તપાસ કરે અને તે તપાસથી જેનાવિરૂ ખોટી ખબર મળી હોય તે સખસને પાધરું કે તુરત નુકશાન ન થતું હોય તો તે ઠેકાણે આ કલમલાગુપડતીનથી

कोइ सरकारी नोकरने खोटी खबर मळतां मात्र तेने पुछपाछ करवानो अधिकार होय, अने सदरहु खबर मल्या उपरथी तेणे कांइ पुछपाछ करी होय, अने तेने पुछपाछ करवानो जे अधिकार छे, तेने अंते जे माणसना विरुध खोटी खबर आपी होय, ते माणसने कांइ पाधरुं के, तत्क्षण नुकशान न थतुं होय तो ते ठेकाणे ही. पी. को. नी १८२ मी कलम लागु पडती नथी.

આ મુકરદમાઓ સાલમના જીલ્લા માજીસ્ટ્રેટે હાઇકોર્ટનો હુકમ થવા વાસ્તે ક્રીમીનલ પ્રો. કો. ની કલમ ૨૯૬ (૪૩૮) મી મુજબ મોકલી દીધા હતા. તે એવા કારણથી કે તેમાં ચાલેલું કામ કાયદા વિરૂદ્ધ થયું છે. એ મુકરદમાઓની ફેસીયત જસ્ટીસ ઇન્સ તથા મુતુસ્વામી આયરના ઠરાવમાં પૂરેપૂરી આવેલી છે.

**કોઇના તરફથી વકીલ હાજર હતા નહીં.**

**આ કામની મુદ્દાની હકીકત નીચે પ્રમાણે છે.**

**ઠરાવ:—**

કેટલાક સક્ષોએ માર મારીને રૂ. ૧૦-૦-૦ કરતાં વધારે કીમતનાં ઘરેણાં માર ખાધેલા સક્ષ પાસેથી લઇ લીધાં, એવી ફરિયાદ વીલેજ માજીસ્ટ્રેટ પાસે થઇ હતી.

એ વીલેજ માજીસ્ટ્રેટે આ હકીકત પોલીસના થાણાવાળા તરફ લખી મોકલી, અને તે થાણાના ઉપરીએ તપાસ કર્યા પછી વણીયામબાડીના સબ માજીસ્ટ્રેટને લખી મોકલ્યું કે, એ ફરીયાદ ખોટી છે. તેની સાથે ફરીયાદીઓ ઉપર પી. કો. ની કલમ ૧૮૨ મી પ્રમાણે કોઇ બીજા સક્ષને નુકશાન થાય એવી રીતની સરકારી નોકર પોતાની કાયદેસર સત્તા વાપરે, તેટલા સારૂ ખોટી ખબર આપ્યા વાસ્તે ફરીયાદીઓ ઉપર કામ ચલાવવા વાસ્તે મંજુરી માગી.

સદરહુ માજીસ્ટ્રેટે એ મંજુરી આપી અને ત્યારબાદ તેણે પોતેજ એ કામનો ઇનસાફ કરી તેઓને પી. કો. ની કલમ ૧૮૨ મીના અપરાધી ઠરાવી સજા કરી. જીલ્લા માજીસ્ટ્રેટ નમ્રતાથી લખે છે કે, ચાલેલું કામ નીચેના કારણોથી કાયદા વિરૂદ્ધ છે.—

૧. જે વીલેજ માજીસ્ટ્રેટને ખબર આપી હતી તેને આ કામમાં કાંઇ અધિકાર નહોતો.

૨. સબ માજીસ્ટ્રેટને મંજુરી આપવાનો અધિકાર નથી. કેમકે જે સરકારી નોકરને ખબર આપવામાં આવી, તે સરકારી નોકર નહોતો.

જીલ્લા માજીસ્ટ્રેટના અભિપ્રાય સાથે મળવાને અમે અશક્ય છીએ. આ કામમાં બે સવાલ ઉત્પન્ન થતા અમોને જણાય છે. પેહેલો સવાલ એ છે કે, આવા પ્રસંગમાં ૧૮૨ મી કલમ લાગુ પડી શકે કે નહીં.

અને બીજો એ છે કે ચાલેલા કામને કાયદેસર ગણવા સારૂ, તેમાં જેટલું થયું છે તે કરતાં કાંઇ વધારે કરવાની જરૂર છે કે નહીં.

જે શક્ષના વિરૂધ ખબર આપવાની ધારણા રાખીને જે સરકારી નોકરને ખોટી ખબર આપી હોય, તે સરકારી નોકરને તેના વાપરવાના અધિકારમાંથી કંઇ અધિકારને લીધે જે માણસના વિરૂધ ખબર આપવાનું ધાર્યું હોય, તે માણસને પ્રત્યક્ષ અને તતક્ષણ નુકશાન થશે, એવા અખતીયારની સાથે ૧૮૨ મી કલમના શબ્દો "કાયદેસર અખતીયાર વાપરતાં" નીસબત રાખે છે એથી અમે માનીએ છીએ કે, કોઇને હેરાન કર્યા વગર વચમાંથી જેવા ઉપાયો આ કામમાં લેવાયા હતા. તેવા ઉપાયો લેવાને અંતે જે નુકશાન છેવટ થાય તેને લાગુ પડે છે, એમ અમારો અભિપ્રાય છે. આ કામમાં ખોટી ખબર પામનાર અમલદારે જે કર્યું હતું, તે એટલુંજ હતું કે, સદરહુ ખબર ઉપરથીએથી ન રહેતાં તે આગળ વધ્યો.

બીજા સવાલના સંબંધમાં અમારો મત એવો છે કે, જે કાંઇ કરવાનું હતું તે બધું

થયેલું છે. સરકારી નોકરે પંડેજ ફરીયાદ કરી છે. અને તેથી ક્રી. પ્રો. કો. ની કલમ ૪૫૭ મી પ્રમાણે જેટલું જોઇએ તેટલું થયાને બસ છે. અને જો તે પ્રમાણે ન થયું હતતો વિલેજ માજીસ્ટ્રેટ બીજા વર્ગના માજીસ્ટ્રેટના તાબામાં છે, એમ કહેવું હોય તો કહી શકાયછે. અને તો પછી બીજા વર્ગના માજીસ્ટ્રેટની મંજુરી બસ છે.

## મહારાણી. કેસરે હિંદ. વિ. માધો.

કલમ ૧૮૨.
૨
તા૦ ૨૧-૬-૮૨
ઇ. ૪ મ. પા. ૪૯૮

કોઇ બાતમી દેનાર સરકારી નોકરને બાતમીમાં પોતાના અભિપ્રાય તરીકે કોઇ હકીકત જાહેર કરે અને તે બાતમી સાચી માનીને નુકશાન થવાનો સંભવ બીજી રીતે દુર થાય એવો હોય તો તેવી બાતમી દેવી એ આ કલમ માં કહેલો ગુનહો નથી

म नामना कोइ सक्षे एक जील्लाना कलेकटरने एवी खबर आपी के, केटलाक जमीनदारोए. सरकारी अमुक जमीननो कबजो करी लीधोछे. आवी खबर आपवानो तेनो इरादो सदरहु जमीनदारोने "हेरान करवानो, तथा सरकारी अधिकारीनो वखत गुमाववानो" हतो. ठराव्युं के, सदरहु जमीनदारो उपर दीवानी दावो मंडाय तो तेमां कलेकटर जीते एम छे. एवा अभीप्राय शिवाय आ खबरमां बीजी कांइ वीशेषता नथी. तेटला माटे तथा कलेकटरे सदरहु खबर देनारानी वात साची मानी हत तो कलेकटर तरीके अथवा माजीस्ट्रेट तरीके जमीनदारोने हालाकी अथवा नुकशानी पहोंचाडवानी जे सत्ता वापरी ते वापरवी पडत नहीं. अथवा जे तेने करवुं नोतुं जोतुं ते करवुं पडयुं. तेटला माटे ही. पी. को. नी कलम १८२ मांहेलो गुनोह म. ए कर्यो एम कहेवाय नहीं.

જોનપોરના જીલા માજીસ્ટ્રેટે આ કામ હાઇકોર્ટને જોવા મોકલ્યું હતું. એક માધા નામના સક્ષે કલેકટરને અરજી કરી કે કોઇ ચોકસ ગામના જમીનદારોએ, સરકારી બજારની જગ્યેનો કબજો કરી લીધો છે. અને તેના માલેક તરીકે, તેઓએ પોતાનાં નામ નોંધાવ્યાંછે. કલેકટરે આ બાબતમાં તજવીજ કરી, અને તેમાં તેને જણાયું કે, કેટલાંક વર્ષો અગાઉ, એ જમીન જમીનદારોની ઠરેલીછે અને તેના માલેક તરીકે તે જમીનદારોનાં નામ નોંધાઇ ચુકયાં છે. આ ઉપરથી કલેકટરના મનમાં આવ્યું કે, માધાએ જાહેર કરેલી હકીકત સાવ પાયા વગરની હતી. તથા તે જમીનના સંબંધમાં આગળ કામ ચાલેલું હતું, તેનાથી તે અજાણ્યો હોવો ન જોઇએ. વળી તેણે જમીનદારોને ઘણી તરખડમાં નાંખેલા છે. તથા સતાવાળાઓનો વખત ગુમાવ્યોછે. તેથી પીનલકોડની કલમ ૧૮૨ મી માંહેલા ગુન્હાનું તોહોમત મુકી તેના ઉપર કામ ચલાવવાનો હુકમ કર્યો. અને એક જોઇન્ટ માજીસ્ટ્રેટ તરફ આ કામ મોકલી દીધું. એ માજીસ્ટ્રેટનો એવો અભીપ્રાય થયો કે, ૧૮૨ મી કલમ પ્રમાણે માધા ઉપર તોહોમત વાજબી રીતે રહી શકે તેવો પુરાવો નથી. તેથી તેણે માધા ઉપર સમન કાઢવાની ના પાડી. કલેકટર જે પંડે જીલ્લા માજીસ્ટ્રેટ હતો તેનો અભીપ્રાય થયો કે, માધા ઉપર કાંઇ નહીં તોપણ સમન કાઢવોજ જોતો હતો, તેથી તેણે આ કામ હાઇકોર્ટ તરફ લખી મોકલ્યું.

### ટીરેલ જસ્ટીસનો ઠરાવ—

કોઇ એક બાતમીદાર જીલાના કલેકટરને એવી ખબર આપે કે, માહારા ધારવા પ્ર-

માણે જે બજારની જગ્યાનો સરકારની વતી દાવો કરવાનો કલેકટરને હક છે, તે જગ્યાનો મારા જાણવા પ્રમાણે સ્થાનીક ગીરાસીઆઓએ કબજે કરી લીધો છે. આવી ખબર ખોટી હોય તો, તે ખબર દેનારને ક્રી. પી. કો. ની ૧૮૨ મી કલમમાં કહેલી સજા લાગુ કરવાનું કલેકટર ધારે છે તેમાં તેની ભુલ થાય છે. એ ગીરાશીયા ઉપર દીવાની દાવો મંડાય તો તેમાં કલેકટર જીતે એમ છે, એવા અભીપ્રાય સિવાય આ ખબરમાં બીજી કંઈ વીશેષતા નથી. ૧૮૨ મી કલમમાં તથા ક્રી. પી. કો, ના દસમા બાબમાં દાખલ કરેલી બીજી કલમમાં જે જાતની "ખબર" નું ચીંતવન કર્યું છે તેવી જાતની આ ખબર નથી. તથા "જમીનદારોને" હેરાન કરવાંના તથા સરકારી સતાવાળાઓનો વખત ગુમાવવાના ઇરાદાનો દોષ જે કલેકટરે ખબર દેનારના ઉપર મુકયો છે, તેવા સાપ્રાધ ઇરાદાનું ૧૮૨ મી કલમમાં ચીતવન કર્યું નથી. જો કલેકટરે ખાતમીદારથી વાત સાચી માની હતતો, કલેકટર તરીકે અથવા માજીસ્ટ્રેટ તરીકે, જમીનદારો ને હાલાકી અથવા નુકશાન પહોંચાડવાની જે સતા વાપરી તે વાપરવી પડત નહીં. એ કલેકટરને પોતાના દફતરમાં સુધારો માત્ર કરવો પડત. અને જમીનદારોના દાવા પાયા વગરના છે તેથી જતા કરવા સારૂ તેઓને બોલાવવા પડત, અથવા પોતાના જીલ્લાના સરકારના પ્રતીનીધી તરીકે તેઓના ઉપર દીવાની દાવો આણવો રહત. જોઈન્ટ માજીસ્ટ્રેટે ખબર દેનાર ઉપર સમન કાઢવાની ના પાડી હતી તેમાં તેણે સાચું કર્યું છે.

## મહારાણી. વિ. જમની.

**કલમ ૧૮૨.**

**૩**

તા. ૯-૩-૮૩
ઈ. ૫ અ. પા. ૩૮૭
કોઈ ગુનહાની ફરીયાદ પોલીસને કરવામાં આવી હેય અને તેજ ગુનહાની ફરીઆદ પાછી કોઈ માજીસ્તરેટ પાસે કરી હોય તો જયાં સુધી આ બીજી ફરીઆદનો નીકાલ થયો ન હોય ત્યાં સુધી પ્રથમની ફરીઆદ ખોટી કરી એવું તોહોમત રાખી ફરીઆદી ઉપર કામ ચલાવવું નહીં.

ज. ए पोलीसने एवी फरीयाद करी के, र. ए माहारी जबरीनथी लाज लीधी छे आ तहोमत खोटुं छे एम पोलीसे रीपोट करी वाळयो अने पी. को. नी १८२ मी कलम मांहेला गुनाह वास्ते पोलीसे तेणीना उपर फोजदारी मांडी. ते दरमीयान ज. ए बळात्कारनुं तहोमत राखी र. उपर इनसाफनी अदालतमां फरीयाद करी. आ फरीयादनो नीकाल थयो नहोतो, पण तेणीना उपर १८२ मी कलमना गुन्हानुं काम चालु रहेलुं हतुं, अने आखरे ते गुनाहनी ते अपराधी ठरी.

ए ठराव रद करीने, ज. नी फरीयादनो नीकाल करवानो हुकम करीने ठराव्युं के, १८२ मी कलमना गुनाह वास्ते फोजदारी मांडवानी अगाउ आवी रीते करेली फरीयादनो नीकाल थवो जोइए.

જોનપોર જીલ્લાના જીલ્લા માજીસ્ટ્રેટના કહેવા ઉપરથી મજકુર જીલ્લાના સેસન જડજે, ક્રીમીનલ પ્રોસીજર કોડની ૪૩૮ મી કલમ અનુંસાર, આ કામ, હાઈકોર્ટનો હુકમ થવા મોકલ્યું હતું. એ કામની હકીકત જે માજીસ્ટ્રેટે લખી છે તે એવી છે કે, જમનીએ એક પોલીસ થાણા ઉપર એવી ખબર આપી કે એક રામપ્રસાદે માહારી સાથે બળાતકાર સંભોગ કર્યો. જે પોલીસ અમલદારના હવાલામાં તે થાણું હતું તેણે તપાસ કર્યો. અને પોલી-

સના જીલ્લા સુપ્રીટેંડેંટ સાહેબને રીપોર્ટ કરી વાળ્યો કે, આ ફરીયાદ ખોટી છે. પી. કો. ની ૧૮૨ મી કલમના ગુન્હા વાસ્તે કામ ચલાવવાનો જે માજીસ્ત્રેટને અધિકાર હતો, તેને આ અમલદારે, કામ ચલાવવાનું લખી મોકલ્યું. મજકુર કલમ માહેલા ગુન્હાના તોહોમતનો જવાબ દેવા હાજર થવાનો, જમની ઉપર તે માજીસ્ત્રેટે સમન કાઢયો. એ અરસામાં જમનીએ, ફરીને રામપ્રસાદ ઉપર, બળાત્કાર સંભોગનું તહોમત રાખી ડેપ્યુટી માજીસ્ત્રેટને ત્યાં ફરીયાદ કરી. તે ફરીયાદ અરજીને પછવાડે તેની જુબાની, તેણે નોંધી લીધી, અને તેણીના ઉપર જે ફોજદારી મંડાણી હતી, તેનું છેવટ આવતાં સુધી આગળ ચલાવવું મુલતવી રાખ્યું. જે દિવસે જમની ઉપર ૧૮૨ મી કલમના ગુન્હાનું કામ ચાલવાનો દીવસ મુકરક કર્યો હતો, તે દીવસે પ્રોસીકયુશન તરફના સાક્ષીઓ તપાસવામાં આવ્યા, તથા જમનીની જુબાની લેવામાં આવી, એ જુબાની આપવામાં તે પોતાની મુળની વાતને વળગી રહી હતી. તેણીએ પોતાના બચાવના સાક્ષીઓનાં નામ આપ્યાં, તે સાક્ષીઓને એક રોજ હાજર થવાના સમન કાઢયા, પણ તેમાંથી બધાઓ તે રોજ હાજર થયા નહીં. તે રોજ ડેપ્યુટી માજીસ્ત્રેટે જમનીને ગુન્હેગાર ઠરાવી, તેણીને છ અઠવાડીયાંની, સખત કેદની સજા સંભળાવી. જીલ્લા માજીસ્ત્રેટનો અભીપ્રાય થયો કે, ડેપ્યુટી માજીસ્ત્રેટનું ચલાવેલું કામ અનીયમીત છે. તે એવા કારણોથી કે, આ કામને ૧૮૨ મી કલમ લાગુ પડતી નથી; વળી બળાતકાર સંભોગના ગુન્હાની, પરબારી ફરીયાદ ડેપ્યુટી માજીસ્ત્રેટને ત્યાં, જમનીએ કરી હતી. માટે તેણે તેનો તપાસ કરવો જોતો હતો, અને તે તપાસની અંતે, તેને જણાય કે, મુકેલું તહોમત ખોટું છે. તો પછી પી. કો. ની ૨૧૧ મી કલમના ગુન્હા વાસ્તે તેણીના ઉપર, ફોજદારી માંડવાનો હુકમ કરવો જોતો હતો. અને બળાતકાર સંભોગનો ગુન્હો, સાત વરસ કરતાં વધુ વરસની કેદની, સજા લાયક છે, તેથી સેસનમાં, કમીટ કરવા જેવા ગુન્હાની તજવીજને રૂપે પ્રોસીકયુશન ચાલતું કરવું જોતું હતું. આ ઉપરથી જીલ્લા માજીસ્ટ્રેટના મનમાં આવ્યું કે, ડેપ્યુટી માજીસ્ટ્રેટનું ચલાવેલું કામ રદ કરવું જોઇએ. અને ડેપ્યુટી માજીસ્ટ્રેટને એવો હુકમ થવો જોઇએ કે, પ્રથમ તો તેણે જમનીએ, કરેલી ફરીયાદનો તપાસ કરવો, અને તે તપાસને અંતે જો તેને જણાય તો, પી. કો. ની ૨૧૧ મી કલમના ગુન્હા વાસ્તે, તેણીના ઉપર, ફોજદારી ચલાવવાનો હુકમ કરવો. આ કામ હાઇકોર્ટ તરફ રવાને કરતાં સેસન જડજે લખ્યું છે કે, પોલીસને ખોટી ખબર આપવાના વાંક વાસ્તે, જમની અપરાધી ઠરી છે. તેથી પી. કો. ની ૧૮૨ મી કલમ પૂરેપુરી લાગુ પડે છે. આ મતના આધારમાં, માહારાણી. વિ. રાધાકીશન, (૫ અ. ૩૬)ના ફેસલાનો તેણે હવાલો આપ્યો. છે. વળી તેણે લખ્યું છે કે, બળાતકાર સંભોગના ગુન્હાનું તહોમત રાખી, ફરીવાર જમનીએ, ડેપ્યુટી માજીસ્ટ્રેટને અરજી આપી હતી. અને એ ફોજદારી ખટલો તેને ખોટો જણાયો હત તો, પછી ૨૧૧ મી કલમ મુજબ સજાને તે લાયક થાત કલમ ૧૮૨ અથવા ૨૧૧ મી મુજબ કામ ચલાવ્યા પેહેલાં, બળાતકાર સંભોગના તોહોમતના ખરાપણા વીશે, ડેપ્યુટી માજીસ્ટ્રેટને તપાસ કરવાની ફરજ છે કે નહીં, એ સવાલનો જવાબ, નકારના રૂપમાં ફેંસલાઈ ચુક્યો છે. તે બાબતમાં માહારાણી. વિ. ભવાની પ્રસાદ (૪ અ. ૧૮૨)નાં મુકરદમાનો સેસન જડજે હવાલો આપ્યો છે.

**જસ્ટીસ ઓલ્ડફીલ્ડનો ઠરાવઃ –**

માજીસ્ટ્રેટનો મત સાચો છે, જ્યારે ડેપ્યુટી માજીસ્ટ્રેટની અદાલતમાં, રામપ્રસાદ ઉપર બળાત્કાર સંભોગનું તોહોમત મુકી જમનીએ ફરીયાદ કરી, ત્યારે ૧૮૨ મી કલમ મુજબ તેના ઉપર ફોજદારી કામ ચલાવવાની અગાઉ તે ફરીયાદનો તપાસ કરી, તેનો પ્રથમ નીકાલ કરવો જોઇએ. ડેપ્યુટી માજીસ્ટ્રેટે ગુન્હા તથા સજાનો જે ઠરાવ કર્યો છે, તે રદ કરવામાં આવે છે. જમનીએ જે ફરીયાદ કરી છે. તેનો તેણે ધારાસર નીકાલ કરવો.

## કેસરે હિંદ વિ. જુગલ કીશોર.

**કલમ ૧૮૨.**

૪

ઈ. ૮ અ. ૩૮૨

જ્યાં મળમ રીતની ફરીયાદ થઈ હોય અને તે ફરીઆદ ખોટી હોય તો ૧૮૨ મી કલમ પ્રમાણે અને જો વિગત પાડીને ફરીઆદ કરી હોય તો ૨૧૧ મી કલમ પ્રમાણે કામ ચલાવવું જોઇએ.

कोइ सरकारी नोकरने खोटी खबर आपी होय तो तेनी मंजुरी मेळव्या पछी पी. को. नी १८२ मी कलम मांहेला गुन्हानी फरीयाद हरकोइ खानगी माणस मांडी शके छे. केसरे हिंद वि. राधाकीशननो मुकरदमो रद कर्यो (इ. ला. री. ९ अ. ३६.)

ज्यां विगत पाडीने तोहोमत मुक्युं होय, त्यां फोजदारी काम चलाववानो व्याजबी रस्तो पिनलकोडनी कलम २११ मी मुजब लेवानो छे.

આ કામ શાહારાનપુરના, સેસન જડજે હુકમ થવા લખી મોકલ્યું હતું. તેમાં ત્રણે સક્ષો જેઓનાં નામ, છાજુરામ, સાધુરામ, તથા જુગલકીશોર હતાં. તેઓનો ઇનસાફ રૂરકીની છાવણીના માજીસ્ટ્રેટે કરી, તેઓને હી. પી. કો. ની કલમ ૧૮૨ માંહેલા ગુન્હાના અપરાધી ઠરાવ્યા હતા. જે ખોટી ખબરનાં સબંધમાં તેઓના ઉપર તોહોમત મુકી ઇનસાફ કર્યો હતો. તે ખબર તેઓએ એક હેડ કાન્સટેબલને આપી હતી. અને તે એવા મતલબની હતી કે, અમારા માન્યા પ્રમાણે ચોરેલી મિલકત વખતે ફરિયાદીના ઘરમાંથી જડી આવશે. એ ઉપરથી તે ઘરનો ઝાડો લીધો, પણ તેમાંથી કાંઈ ચોરેલી મિલકત જડી નહિ, અને એમ જણાયું કે, બંધવાનો મતલબ આ ખબર આપવામાં માત્ર ફરીયાદીને હેરાન કરવાનો તથા તેને હલકો પાડવાનો હતો. બંધવા ઉપર કામ ચલાવવાની ફરીયાદીએ જીલ્લાના પોલીસના સુપ્રીન્ટેડેન્ટની મંજુરી મેળવી. અને પરિણામે ઇનસાફ થઇને ઉપર કહેલા ગુન્હાના તેઓ અપરાધી ઠર્યા. અને દરેકનો રૂપૈયા દસ દસ દંડ થયો. સેસન જડજનો એવો અભિપ્રાય થયો કે, જસ્ટીસ સ્ટ્રેટે કેસરે હિંદ વિ. રાધાકીશન (ઈ. લા. રી. ૫ અ. ૩૬ ) ના કામમાં જે ઠરાવ કર્યો છે, તે જોતાં પીનલકોડની કલમ ૧૮૨ મી પ્રમાણે ફરીયાદ માંડવાને કોઈ ખાનગી સક્ષને અધિકાર નથી. માટે આ ઠરાવ કાયદા વિરૂદ્ધ છે તે બાબતમાં તેણે લખ્યું છે કે, "જ્યાં પોલીસને આપેલી ખોટી ખબર, ફરિયાદ અથવા ફોજદારી કામ માંડવાના રૂપની ન હોય, ત્યાં સદરહુ ખોટી ખબરથી, હરકોઇ ખાનગી સક્ષને નુકશાન થયું હોય, તેને કલમ ૧૮૨ મી ઉપરથી જે ઈલાજ લેવાનું લખ્યું છે, તે ઇલાજ કેસરે હિંદ વિ. રાધાકીશનના કામમાં હાઇકોર્ટે ઠરાવ કર્યો છે તેથી તદન નાબુદ થાય છે, એમ મને લાગે છે. પરંતુ મને લાગે છે કે, જે સક્ષને આવી રીતનું નુકશાન થયું હોય, તેને કશો બીજો ઇલાજ નથી. તેમ ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૧૯૫ માં પણ એવું દેખાડનારૂં મારા જોવામાં આવતું નથી કે, પીનલકોડની કલમ ૧૮૨ મી પ્રમાણે હરકોઇ ખાનગી સક્ષ ફોજદારી માંડી ન શકે, પણ મુળગું ઉલટું છે. પોલીસ ઓફીસરની મંજુરી મેળવ્યા બાદ, ખાનગી સક્ષ ફોજદારી માંડી શકેછે. એવું એ ક-

ક્ષમનું દેખીતું ચીંતવન છે."

## ચીફ જસ્ટીસ સ્ટ્રેટનો ઠરાવ.

વિદ્વાન સેસન જડજે આ મુકરદમો લખી મોકલ્યો છે. તેથી હું ખુશી થાઉછું. કેમ-કે કેસરે હિંદ વિ. રાધાકીશનના કામમાં મેં જે ઠરાવ કર્યો છે, તેનો વિચાર કરવાની મને તક મળી છે. વધારે વિચાર કરવા ઉપરથી હું છેવટ એવો ઠરાવ કરૂં છું કે, સદરહુ કામમાં મારા ફેંસલાનો પાછલો ભાગ ભૂલવાળો છે. તથા પીનલકોડની કલમ ૧૮૨ મી અનુસાર, હરકોઈ ખાનગી સક્ષ, જેણે સરકારી નોકરને ખોટી ખબર આપી હોય, તેની અથવા તેના ઉપરીની પ્રથમ મંજુરી મેળવીને ફોજદારી માંડી શકે છે. ફોજદારી કામ ચલાવવાની રીતના ધારાની કલમ ૧૯૫ મીમાં ફરીઆદ, તથા મંજુરી વચ્ચે જે તફાવત પાડયો છે. તેનો બારીકીથી વિચાર કરતાં ફેરવેલો મત ગ્રહણ કરવાને હું લલચાઉંછું, અને હું એમ ધારૂંછું કે, મંજુરી એ શબ્દ તેમાં વાપરવાથી નીસબતવાળા અમલદાર સિવાય, કોઇ સક્ષ ફોજદારી માંડી શકે એવું તેમાંથી ચીંતવન થાયછે. આ બાબતમાં હવે મારો આ અભિપ્રાય બાંધ્યો છે, તોપણ જ્યારે વિગત પાડીને આરોપ મુકવામાં આવે ત્યારે (જેમકે કેસરે હિંદ વિ. રાધાકીશનના કામમાં આવેલ) ૨૧૧ મી કલમના ગુન્હાનું કામ ચલાવવું જોઇએ.

આ અભિપ્રાય સહિત કામનું દફતર પાછું મોકલવું.

## પુનીતસીંગ વિ. માધો ભટ અને એક બીજો.

કલમ ૧૮૨.
૫
તા૦ ૨૨-૭-૮૬
ઈ. ૧૩૬. પા. ૨૭૦.

એકી વખતે બે સખસના વિરૂધ ખોટી ખબર એકજ મામલાના સબંધમાં આવી હોય તો તે ખોટી ખબર આપનારને આ કલમ માંહેલા એકજ ગુન્હાનો અપરાધી ઠરાવવો જોઇએ.

कोइ पोलीस अमलदारने खबर आपी के फलाणा फलाणा बे सक्षोना घरमांथी फलाणा पुरुषनी चोराएली मिलकत जडी आवशे. फरीयाद थया पछी आ खबर खोटी मालम पडी अने तेथी जुदा जुदा माणसने असर थइ छे. माटे १८२ मी कलम प्रमाणे बने गुन्हानो बंधवाने अपराधी ठरावी सजा करी. ठराव्युं के, अलबत ते बे जुदा जुदा सक्ष साथे संबंध राखनारी, ते खबर हती, परंतु बंधवे फक्त एकज हकीकत कह्यानुं, तेना उपर तहोमत रहेवुं जोइए. अने फक्त एकज गुन्हाने माटे तेने १८२ मी कलम प्रमाणे सजा थवी जोइए.

क्री. प्रो. को. नी कलम १९९ उपरथी साफ मालुम पडेछे के, सदरहु कलम प्रमाणे कोइ सरकारी नोकर परबारी फरीयाद करे, तो तेनी मंजुरी तरीके ते फरीयाद बस छे.

माहाराणी केसरेहींद विरुद्ध राधा कीसननो. इ. लॉ. री ९ अ. ३९ नो फेसलो नामंजुर करवामां आव्यो.

ક્રિ. પ્રો. કો. ની કલમ ૪૩૫ પ્રમાણે મુકરદમો મંગાવી જોઇને સુધારવા બાબતની આ અરજી હતી. અરજદાર પુનીતસીંહ આરા ગામનો ભટોળીનો રહેવાસી હતો, અને સદરહુ ગામનો આણંદીદાસ, એક ભાગદાર હતો. આણંદીદાસના ઘરમાં ચોરી થયાની વાતની ખબર થતાં પોલીસની તજવીજ ચાલતી થઇ, એપ્રીલની ત્રીજી તારીખે, ડીસ્ટ્રીકટ સુપ્રીટ-

ન્ડેન્ટ પાસે પુનીતસીંહ હાજર થયો અને કહ્યું કે ભટોલીના ચાર લુચ્ચા લોકો વાત કરતા હતા કે, આણંદીદાસના ઘરમાં અમે ચોરી કરીછે. અને એ ચોરીનો માલ, ચંદરકુમાર, અબદુલા અને એક બીજાના ઘરમાં મુકેલોછે. અને એ વાત કચેરીની ઓશરીમાં મે મારા કાનોકાન સાંભળી હતી, માટે આરા ગામના કેટલાક માજન, તથા જમીનદારોના ઘરનો ઝાડો લેવો જોઇએ. આખર તેજ રોજ સબ ઇન્સ્પેકટરે થાણામાં યોગ્ય રીતે નોંધી લીધી, અને તે ઉપરથી પોલીસે, ચંદ્રકુમાર તથા અબદલાના ઘરનો ઝાડો લીધો, તે ઘરમાંથી કાંઇ મિલકત જડી નહીં. અને તેથી મુળ ફરીયાદ ખોટી છે, એવો રીપોર્ટ કરી વાળ્યો. પુનીતસીંહ ઉપર ફરીયાદ થવાથી ડેપ્યુટી માજીસ્ટ્રેટે એ પુનીતસીંહને પી. કો. ની ૧૮૨ કલમ માંહેલા, બે જુદાં જુદાં તોહોમતોનો અપરાધી ઠરાવ્યો. તેમાં પેહેલું ચંદ્રકુમારનો સંબધનું, અને બીજું અબદલાના સંબંધનું, અને તે દરેક તહોમત દીઠ તેને ત્રણ માસ ની સજા કરી.

આ હાઈકોર્ટમાં અરજદાર તરફથી, એવો વાંધો લેવામાં આવ્યો છે કે, (૧ નીસબતવાળા સરકારી નોકરની આગળથી મંજુરી લીધા વગર, કોઇ ખાંનગી સક્ષની ફરીયાદ ઉપરથી ૧૮૨ મી કલમના ગુન્હાનો ઇનસાફ કરવા મેજીસ્ટ્રેટને અધિકાર નથી. (૨) એકના એક એજ ગુન્હા માટે બે જુદી જુદી સજા કરવામાં. ડે. મેજીસ્ટ્રેટે ભુલ કરેલી છે.

અરજદાર તરફથી બાબુ રોમેશચંદ્ર મીત્ર અને બાબુ ભગવતી ચરણ ઘોશ હાજર હતા.

### હાઇકોર્ટનો ઠરાવઃ—

જસ્ટીસ મીટર તથા બેન્ટે આપ્યો તે નીચે પ્રમાણે છે.

### ઠરાવ.

કાયદાની બે બાબતો ઉપર અમારી પાસે તકરાર કરવામાં આવી છે. તેમાં પેલી તકરાર એવી છે કે, હરકોઈ ખાનગી સક્ષની ફરીયાદ ઉપરથી, ફોજદારી કામ માંડવાની રજા દેવા મેજીસ્ટ્રેટને, કાયદાથી અધીકાર મળતો નથી આ તકરારની પુષ્ટમાં અરજદારની વતી હાજર થએલા વિદ્વાન વકીલે, અલાહબાદ હાઇકોર્ટનો માહારાણી કૈસરેહીંદ વિ. શાધાકીસનના ઠરાવની શાહદત આપી છે. જે વિદ્વાન જડજે તે ફેસલો ચુકાવ્યો, તેમના તરફ અમારો યોગ્ય સતકાર કાયમ રાખીને, તેમાં જે અભીપ્રાય આપ્યો છે, તેને મળતા આવવાને અમે અસક્ય છીએ. ક્રી. પ્રો. કો. ની ૧૯૫ મી કલમ ઉપરથી સાફ રીતે જણાઇ આવે છે કે તે કલમમાં લખેલા સરકારી નોકરે મંજુરી આપી હોય તો, તે અથવા તેણે પરબારી ફરીયાદ કરી હોય તો તેટલું બસ છે. જ્યારે આમ છે તો, સાહદત આપેલા એ ફેસલામાં કાયદાનો ઠરાવ કર્યો છે. તેને મળતા આવવાને અમે અશકય છીએ. માટે આ દલીલ ટુટી જાય છે. પણ બીજી દલીલ જે અમારી પાસે કરવામાં આવી છે, તેના સંબંધમાં અમે ધારીએ છીએ કે, બે તહોમતોમાંથી એક તહોમતનો ઠરાવ અને સજા, કાયદા વિરૂદ્ધ છે. તોહોમતવાળા સક્ષે એક સરકારી નોકરને ખોટી ખબર આપી એવું તે સક્ષના ઉપર, તહોમત હતું. અને ખબર આપવામાં બેશક તેણે, બે જણનાં નામ આપ્યાં હતાં, અને તે બંનેના ઘરમાંથી આણંદીદાસની ચોરાએલી મીલકત જડી આવશે, એમ તેણે કહ્યું હતું. પણ આ કહેવું એકજ છે. અને તેથી માત્ર તેણે એકજ ખોટી ખબર આપ્યાનું તેના ઉપર તહોમત રહેવું જોઈએ. ૧૮૨ મી કલમ માંહેલા, જે બે જુદા જુદા ગુન્હા માટે ઇનસાફ થયો છે, તેમાં ભુલ થઇ છે. એટલા માટે તે સેખ અબદલાની ફરીયાદ ઉપરથી જે સજા અને ઠરાવ થયો છે તે અમે રદ કરીએ છીએ, અને ચંદ્રકુમારના ગુમાસ્તા માધો ભટની ફરીયાદ ઉપરથી જે કામ ચાલ્યું હતું, તેમાં મેજીસ્ટ્રેટે કરેલ સજા અને ઠરાવ કાયમ રાખીએ છીએ

*

## ગુલામ આમદ કાજીની અરજીની બાબતમાં.

**કલમ ૧૮૨.**

૬

તા૦ ૧૯-૨-૮૭
ઇ. ૧૪ક. પા.૩૧૪

આ કલમનો છુ મોશાંસાધટો અરથ કરવો જોઇએ અને તે અરથ કરતાં પોલીસ પાસે જે વાત જાહેર થઇ હોય તે વાત ઉપરથી કોઇ બીજા પુરૂષને અસર થાય એવું કામકરવું કિંવા ન કરવું પડે અને જો ખરી હકીકત પોલીસવાળા પાસે જાહેર થઇ હતતો પોલીસવાળાને આમ કરવું પડત નહીં તેવા કામને આ કલમ લાગુ પડતી નથી.

पीनलकोडनी १८२ मी कलमनो सामटो अर्थ करवो जोइए अने ए प्रमाणे सामटो अर्थ करतां पोलीस पासे जे वात जाहेर थइ होय ते वात उपरथी कोइ त्रीजा पुरुषने असर थाय एवुं काम करवुं कींवा न करवुं पडे अने जो खरी हकीकत पोलीसने जाहेर थइ होततो पोलीसवाळाने ते प्रमाणे करवुं पडत नहीं. तेवा कामोने ए कलम लागु पडे छे.

સને ૧૮૮૬ ના ડીસેંબરની ૧૪ મી તારીખે એક ગુલામ આમદ કાજીએ પોલીસને એવી ખબર આપી કે એક રાત્રે જ્યારે હું ફલાણા ગામને રસ્તે ચાલ્યો આવતો હતો ત્યારે મારા ઉપર હુમલો થયો ને મારી એક સાલ લુંટાઇ ગઈ, પરંતુ એ હુમલામાં નીસબત ધરાવનારા કોઇ ચોકસ માણસનું તેણે નામ આપ્યું નહીં. આ ખબર મળવા ઉપરથી પોલીસે આ બાબતની તપાસ કરી અને ગુલામ હામદ કાજીની રાખેલી ઓરતના ઘરનો ઝાંડો લીધો અને પોલીસ ચોકશી કરતી વખતે તેની જુબાની લેવામાં આવી તે ઉપરથી એમ નીકળ્યું કે તકરારી શાલ થોડોક વખત થયાં આ ગુલામ આમદ કાજીએ સદરહુ ઓરતને આપી હતી. એ શાલ ગુલામ હામદ કાજીની નોતી પણ એ સ્ત્રીએ થોડો વખત માત્ર ઓઢવા આપી હતી. અનેડીસેંબરની ૧૪ મી તારીખે તે શાલ પેલા ગુલામ આંમદે ઓઢી હતી અને તેણીના માગવા ઉપરથી પાછી તેણીને આપી દીધી હતી.

ગુલામ આંમદ કાજી ઉપર આ ઉપરથી પોલીસ ઇનસપેકટરે શાલ ચોરાયાની ખોટી ખબર આપ્યાંનું તોહોમત રાખ્યું.

"શીળવાના માજીસ્ટ્રેટ પાસે આ મુકરદમો ચાલ્યો તેણે બંધવા ઉપર પેનલકોડની કલમ ૧૮૨ ના ગુન્હાનું તોહોમત મુકીને તેને તેજ ગુન્હાનો અપરાધી ઠરાવ્યો. અને તેને છ અઠવાડીઆની સખત કેદની સજા કરી. "ત્યારબાદ બંધવે ચોવીશ પ્રગણાના શેસન જડજને પોતાના કામનું દફતર મંગાવી તથા ગુન્હાનો ઠરાવ રદ કરવાનો ઈલાજ લેવા સારૂ અરજી કરી પરંતુ તેણે વચમાં આવવાની ના પાડી તથા રાણી વિરૂદ્ધ શરાજી મોહનનો મુકરદમો જે ઓકીનીલી સાહેબની પીનલકોડની ટીકાના પ્રષ્ટ ૧૨૨ મે ટાંકયો છે અને એ ફેંસલો અરજી લખનાર વકીલે આધારમાં આપ્યો છે તેના સબંધમાં તેણે એવું લખ્યું કે આ મુકરદમો ઘણો જુનો છે. અને ઓકીનીલી સાહેબે મંજુર રાખીને ટાંકેલો નથી.

તે ઉપરથી ફોજદારી કામ ચલાવવાના કાયદાની ઠરાવ સુધારવા બાબતની કલમો અનુસાર હાઈકોરટને બંધવે અરજ કરીને એવો હુકમ મેળવ્યો કે માજીસ્ટ્રેટે જે ઠરાવ કર્યો છે, તે ઠરાવ શા માટે રદ ન કરવો તેનું જો કાંઇ કારણ હોય તો સરકારે બતાવવું.

### સરકાર તરફથી કીલ્બી સાહેબ.

અરજદાર તરફથી બાબુ કીશોરીલાલ સરકારે એવો વાંધો લીધો કે ૧૮૨ મી કલમ

લાગુ પડતી નથી: કેમકે પોલીસ પાસે ફરીઆદ કરવામાં કોઇ ચોકસ માણસનું નામ આ-
પ્યું નથી. અને એવી દલીલની પુષ્ટીમાં તેણે ઉપર કહેલા મુંબાઇ હાઇકોરટના ફેંસલાનો
હવાલો આપ્યો.

### ચીફ જસ્ટીસ પેથીરામ તથા જસ્ટીસ બીવરલીનો ઠરાવ.

“ગુન્હાનો ઠરાવ રદ કરવા સારૂ જે હુકમ કાઢયો છે. તે હુકમ બહાલ રાખવો જો-
ઇએ એવો મારો અભિપ્રાય થાયછે.

“આ મુકરદમાની હકીકત એવી છે કે કોઈ એક સખસે એક વખતે પોલીસ પાસે
જઈને તેને એવી ખબર આપી કે મારી પાસેની શાલ રસ્તેથી લુંટાઇ ગઇ છે, પરંતુ પો-
લીસ પાસે જે હકીકત તેણે કહી તેમાં તેણે કોઇ ચોકસ પુરૂષનું નામ આપ્યું નહીં. અ-
થવા જે સક્ષે લુટ કરી તે સક્ષ તે લુટમાં સામેલ થયો હતો, એમ ધારી શકાય એવી
સક્યતા વિશે કોઇ રીતે કોઇ સક્ષનું તેણે ધ્યાન કર્યું નહીં, જે કાંઇ તેણે કહ્યું તે એવું
હતું કે મને એક માણસે લુંટી લીધો છે તે માણસને મેં જોયો નહીં. તેથી જે હકીકત
તેણેપોલીસ પાસે લખાવી તેમાં કોઇપણ ચોકસ પુરૂષ ઉપર શક નાખવા જેવું તેણે કાંઇ કહ્યું નથી.

જ્યારે આમ છે તો પીનલકોડની ૧૮૨ મી કલમના અર્થ પ્રમાણે કાંઈ ગુન્હો થતો નથી.

સદરહુ કલમમાં ઠરાવ્યું છે કે, “કોઇ સરકારી નોકરથી પોતાના સરકારી હોદ્દાનો
કાયદેસર અખતીયાર વાપરતાં કોઇ સક્ષને નુકશાન અથવા દુખ થાય, અથવા સાચેસાચી
હકીકત તે સરકારી નોકરના જાણ્યામાં આવી હોય તો જે વસ્તુ સરકારી નોકરે ન કરવી
જોઇએ, અથવા જે વસ્તુ કરવામાં તેણે કસુર ન કરવી જોઇએ તે વસ્તુ તે કરે. અથવા તે
કરવામાં તે કસુર કરે એવા ઇરાદાથી અથવા તે એમ કરશે એવો સંભવ છે એવું જાણ્યા
છતાં જે માણસ તે સરકારી નોકરને પોતે જે ખબર ખોટી જાણતો હોય, અથવા ખોટી
માનતો હોય એવી કાંઈ ખબર આપે તે માણસને છ મહિનાની મુદત સુધીની એમાંના ગ-
મે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપૈયા સુધીના દંડની અથવા એ બંનેની શિ-
ક્ષા કરવામાં આવશે.

સદરહુ કલમનો સામટો અર્થ કરવો અને એ પ્રમાણે સામટો અર્થ કરવો જોઇએ
અને એ પ્રમાણે સામટો અર્થ કરતાં અમોને એમ લાગે છે કે પોલીસ પાસે જે વાત જા-
હેર થઇ હોય તે વાત ઉપરથી કોઈ ત્રીજા પુરૂષને અસર થાય એવું કામ કરવું કિંવા ન
કરવું પડે અને ખરી હકીકત જો પોલીસ પાસે જાહેર થઈ હત તો પોલીસવાળાને તેમ
કરવું પડત નહીં. તેવાં કામોને એ કલમ લાગુ પડે છે.

“પોલીસના કોન્સ્ટેબલોને જે વાત જાહેર થઇ તે ઉપરથી વ્યાજબી રીતે તેઓ જે
કાંઇ કરી શકે તે એ છે કે જાહેર કરનારને વીતેલી બાબતમાં સવાલ જવાબ કરી તેને
તપાશી લેવો અને ત્યારબાદ એ તપાસણીને અંતે ઉચીત જણાય એવી ચોકશી કરવી પરંતુ
કોઇ માણસને હરકત કરવા અથવા કોઇ માણસના ઘરનો ઝાડો લેવા એ કાન્સ્ટેબલોનો અ-
ધિકાર નથી કેમકે આ માણસે જે ખબર આપી તે ખબર ઉપરથી કોઇ ગુન્હાનો ફલાણો
સક્ષ ગુન્હેગાર છે એમ ધારવા સારૂ તેઓને મળેલી બાતમી ઉપરથી અધિકાર મળતો નથી.

જો બહુ ગણીએ તો બંધવાની જાહેર કરેલી વાત ખોટી છે અને પોલીસવાળાઓને
ફોસલાવવા વાસ્તે જાહેર કરેલી છે.

“કોઇ માણસ આવું કામ કરે તે ખરેખર ખોટું છે.

“ખોટું બોલવું એ પ્રથમ દરજ્જે અઘટીત છે. અને આવા પ્રસંગમાં નીરૂપયોગી ત-
પાસ કરવા સારૂ સરકારી નોકરોનો વખત રોકવો એ અત્યંત અઘટીત છે પરંતુ આવી વર્તણુક
આ કલમના અર્થમાં સમાતી હોય, અથવા ફોસલામણી ઉપરાંત એથી કાંઇ બીજું થતું હો-
ય એમ હું પંડે ધારતો નથી. અને એવી ફોસલામણીને માટે પી. કો. માં કાંઈ પણ સ-
જા ફરમાવી નથી. આવા પ્રસંગમાં પીનલકોડ માંહેલો જે ગુન્હો થતો નથી અથવા જેને
માટે તેમાં સજા ફરમાવી નથી તેવા કામને અમે ગુન્હો ગણી શકતા નથી.

માટે ગુન્હાનો ઠરાવ રદ કરવા માટે જે હુકમ કાઢયો છે તે કાયમ રાખી બંધવાનો
છોડી મુકવામાં આવે છે.

## કલમ ૧૮૩ મી.

૧૮૩. આ સખસ સરકારી નોકર છે એમ જાણીને, અથવા એમ માનવાનું કારણ છતાં, તે સરકારી નોકરના કાયદેસર અખત્યારથી કાંઇ મીલકત જપ્ત હોય તેમાં જે માણુસ સામો થાય, તે માણસને ૭ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે.

કોઇ સરકારી નોકરના અખત્યારથી કાંઈમીલકત જપ્ત થતી હોયતેમાંસામા થવું.

### આણુંદ લાલબેરા તથા બીજાઓ. વિ. પટાવાળો આજીમ તરફથી ફરીયાદી કેસરેહીંદ.

**કલમ ૧૮૩.**
૧
તા૦ ૨-૮-૮૩
ઈ. ૧૦ ક. પા. ૧૮

કોઇ सरकारी नोकर मिलकतनी जप्ती करतो हतो, तेमां एक सक्षे तेने हरकत करी, जेथी तेने १८३ मी कलम मुजब गुन्हेगार ठराव्यो. ए गुन्हो ४ थी फेब्रुआरीने रोज थयो हतो, अने जे वारंटनी रुये पेलो सरकारी नोकर, अमल करतो हतो, ते वारंट त्रीजी तारीखे बजावीने पाछुं कोर्टमां मोकलवानुं हतुं ठराव्युं केः—ए गुन्हानो ठराव कायदा विरूद्ध छे.

આટલી મુદતની અંદર એકસરકારી નોકરનો હુકમ બજાવી લાવવો તે મુદતવીત્યા પછી તેની બજાવણીમાંહરકત કરવી એ ગુનહો નથી.

એક સરકારી નોકરની કાયદાસર સતાથી, કોઈ મિલકત લેવાતી હતી, તેમાં તોહોમતવાળાઓએ હરકત કરી. અને તેથી પીનલકોડની ૧૮૩ કલમ પ્રમાણે શીક્ષા થઇ શકે એવો તેઓએ ગુન્હો કર્યો. અને તે ગુન્હાના તેઓને તમલુકના માજીસ્ટ્રેટે અપરાધી ઠરાવ્યા.

હકીકત એવી હતી કે, આજીમ કરીને એક રેવન્યુ ખાતાનો પટાવાળો હતો સરકારી ઉઘરાંણી વસુલ કરવાના સને ૧૮૮૦ના કાયદા મુજબ તુળશીરામ બેરાની જંગમ મીલકતની જપ્તીના વારંટની બજાવણી કરવાનું કામ તેને સોંપ્યું હતું. ગયા ફેબ્રુઆરીની ૪થી તારીખે એ પટાવાળો વારંટ બજાવવા ચાલ્યો. અને તે બજાવતો હતો. એટલામાં તોહોમતવાળાઓએ તેને હરકત કરી. જે વારંટની રૂયે પેલો પટાવાળો બજાવણી કરતો હતો. તે વારંટ ત્રીજી તારીખ પેહેલાં, અથવા તે તારીખે બજાવીને કોર્ટમાં પાછું મોકલી દેવાનું હતું.

માજીસ્ટ્રેટનો ઠરાવ રદ કરવા, તોહોમતવાળાઓએ નામદાર હાઇકોર્ટને અરજ કરી.

અરજદાર તરફથી બાબુ જોગેશચંદ્ર અને બાબુ દ્વારકાનાથ મુકંદજી વકીલો હતા.

કોર્ટનો ઠરાવ જસ્ટીસ પ્રીનસેપ તથા ટોટનહામે આપ્યોઃ—તે એ છે કે, સરકારી લેણું વસુલ કરવાના સને ૧૮૮૦ ના બંગાળાના ૭ મા આકટ મુજબ તુળશીરામ બેરાની

મિલકતની જપ્તી કરવાનું વારંટ ડેપ્યુટી કલેકટરે કાઢયું હતું. તેમાં અરજદારોએ હરકત કરી, જે ઉપરથી તેઓ ૧૮૩ મી કલમના ગુન્હાના ગુન્હેગાર ઠર્યા. જે વારંટની રૂયે પેહેલો પટાવાળો અમલ કરતો હતો તે ત્રીજી ફેબ્રુઆરી પેહેલાં અથવા તે રોજ બજાવીને કોર્ટ તરફ પાછું મોકલી દેવાનું હતું.

આ કેશમાં એમ જણાય છે કે, જે હરકત થઇ, તે ચોથી ફેબ્રુઆરીને રોજ થઈ હતી. અને અમારી પાસે એવી તકરાર કરવામાં આવી છે કે, જ્યારે આમ છે તો તે વખતે કોઈ કાયદેસર હુકમ અમલમાં હતો નહીં. અને તેથી બંધવાઓએ, કાંઇ ગુન્હો કર્યો નથી. ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૫૧ મીની બીજી રકમના શબ્દો જોતાં અમોને જણાય છે કે, એ તકરાર, સાબીતીના ઠરાવનું ખંડન કરી નાંખે એવી છે. માટે તે ઠરાવ રદ કરવો જોઇએ, અને જો દંડ લીધો હોય તો પાછો આપવો જોઈએ.



## કલમ ૧૮૪ મી

૧૮૪. કોઇ સરકારી નોકરના પોતાના સરકારી હોદ્દાના કાયદેસર અખત્યારથી વેચવા કહાડેલી કાંઇ મીલકત વેચાણુમાં જે માણસ ઇરાદાથી કાંઇ અડચણ કરે, તે માણસને એક મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા પાંચસે રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

કોઇ સરકારી નોકરના અખત્યારથી વેચવા કહાડેલી મીલકતના વેચવામાં અડચણ કરવી

## કલમ ૧૮૫ મી

૧૮૫. કોઇ સરકારી નોકરના પોતાના સરકારી હોદ્દાના કાયદેસર અખત્યારથી કાંઇ મીલકતનું વેચાણ થતું હોય તે વેચાણુમાંથી તે મીલકત ખરીદ કરવાને ફલાણો સખસ કાયદા મુજબ અશકત છે એમ જાણ્યા છતાં તે સખસને હિસાબે પછી તે સખસ પોતેજ હોય કે કોઈ બીજો સખસ હોય તો પણ જે માણસ તે મીલકત ખરીદ કરે અથવા તેની માગણી કરે અથવા માગણી કરેથી જે ફરજ પોતાની ઉપર આવતી હોય તે ફરજ અદા કરવાનો પોતાનો ઇરાદો નહી છતાં જે માણસ તે મીલકતની માગણી કરે, તે માણસને એક મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા બસે રૂપીઆ સુધીના દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે.

કોઈ સરકારી નોકરના અખત્યારથી વેચવા કાહાડેલી માલકતની કાયદા વીરૂધ ખરીદી અથવા માગણી;

## કલમ ૧૮૬ મી.

૧૮૬. કોઇ સરકારી નોકરને તેના સરકારી કામ કરવામાં જે માણુસ બુદ્ધિપુરવક અડચણ કરે, તે માણસને ત્રણ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા પાંચસે રૂપીઆ સુધીના દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

કોઇ સરકારી નોકરને તેના સરકારી કામ કરવામાં અડચણ કરવી.

## કલમ ૧૮૭ મી

૧૮૭. કોઇ સરકારી નોકરને તેની સરકારી નોકરી બજાવવામાંમદદ કરવા અથવા આપવાની જે માણસની કાયદા પ્રમાણે ફરજ હોય, તે માણસ અગર ઇરાદાથી તે પ્રમાણે મદદ આપવામા કસુર કરે, તો તે માણસને એક મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા બસે રૂપિયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે; અને મદદ માગવાનો કાયદા પ્રમાણે જેને અખતિયાર હોય એવા કોઇ સરકારી નોકરે કેઇ ઇનસાફની કોરટે કાયદા મુજબ કરેલા કોઇ હુકમ બજાવવાનાં કારણસર અથવા કાંઇ ગુન્હો થતો અટકાવવાના કારણસર અથવા કાંઇ હંગામો કે બખેડો બંધ પાડવાના કારણુસર અથવા જે સખસની ઉપર કાંઇ ગુન્હાનું તોહોમત મુકયું હોય, કે જે કાંઇ ગુન્હાનો તકશીરવાર હોય કે કાયદેસર કેદમાંથી નાશી ગયો હોય, એવા કોઇ સખસને પકડવાના કારણુસર, તે મદદ માગી હોય તો તે માણસને છ મહિનાની મુદત સુધીની આસાન કેદની, અથવા પાંચસે રૂપિયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

કાયદા મુજબ મદદ કરવાની ફરજ છતાં કોઇ સરકારી નોકરને મદદ કરવામાં કસુર કરવી.

## કલમ ૧૮૮ મી.

૧૮૮. કોઇ સરકારી નોકરને કાંઇ હુકમ જાહેર કરવાને કાયદા મુજબ અખતિયાર હોય, તે પ્રમાણે હુકમ જાહેર કરીને તે કોઇ માણસને એ પ્રમાણે ફરમાવે કે તમારે ફલાણા કામથી દુર રહેવું, અથવા તમારા કબજામાં કે તમારા વહીવટમાં ફલાણી મિલક્ત છે તે બાબત ફલાણી તરેહનો બંદોબસ્ત રાખવો અને એ પ્રમાણે તે સરકારી નોકરે ફરમાવેલું છે એમ જાણ્યા છતાં તે માણસ તે હુકમ ન માને અને તે હુકમ તેણે ન માનવાથી અગર કાયદેસર કહેલા કોઇ સખસોને કાંઇ અડચણ, દુઃખ, કે નુકશાન થાય અથવા થશે એવું થાય અથવા કાંઇ અડચણ, દુખ કે નુકશાનનું જોખમ થાય અથવા થશે એવું થાય, તો તે માણસને એક મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા બસેં રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે, અને અગર તેણે તે હુકમ ન માનવાથી માણસની જીંદગીને, તનદુરસ્તીને અથવા સલામતીને જોખમ થાય અથવા થશે એવું થાય, અથવા હંગામો કે બખેડો થાય અથવા થશે એવું થાય, તો તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીઆ સુધીના દંડની, અથવા એ બનેની શિક્ષા કરવામાં આવશે.

કોઈ સરકારી નોકરે કાયદામુજબ જાહેરકરેલો હુકમ નમાનવો.

ખુલાસો—તે ગુનેહગારે હાનિ કરવાનો ઇરાદો કરવો જોઇએ અથવા તે હુકમ ન માનેથી હાની થવાનો સંભવ છે એવો તેને વિચાર થવો જોઇએ, એમે કાંઇ જરૂર નથી. તે એમ જાણે કે હું ફલાણો હુકમ માનતો નથી, તથા તે હુકમ તેણે ન માનવાથી હાની થાય અથવા થશે એવો સંભવ હોય, તો બસછે.

### દૃષ્ટાંત.

જે સરકારી નોકરને કાયદા મુજબ હુકમ જાહેર કરવાનો અખતિયાર હોય એવો કોઇ સરકારી નોકર અગર એ પ્રમાણે એક હુકમ જાહેર કરે કે ફલાણો ધરમ સબંધીનો વરઘોડો ફલાણે રસ્તે થઇને જાય નહીં ને પછી જાણી બુઝીને અ તે હુકમ ન માને, અને તેથી હંગામાનું જોખમ થાય તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કર્યો એમ જાણવું.

### માહારાણી કેસરેહીંદ. વિ. બક્ષારામ તથા બીજાઓ.

एक चोरीना काममां १९ दिवसनी अंदर पतो मेळवी आपवा तथा पोलीसने मदद आपवा कोइ एक गरासीयाने, एक माजीस्त्रेटे हुकम कर्यो.

ठराव्युं के १८७२ ना दसमा आकटनी ९०-९१ मी (४४-४९) कलमो प्रमाणे आवो हुकम काढी शकाय नहीं, तथा ते हुकमनी बेफरमानी कर्या सारु गराशीयाने, ही. पी. को. नी १८७ तथा १८८मी कलम मांहेला गुन्हानो अपराधी ठरावी शकाय नहीं.

કલમ ૧૮૮.

૧

તા૦ ૨૮-૮-૮૦
ઇ. રૂ અ. પા. ૨૦૧

જે કામ પોલીસનું છે. અને જેને માટે પોલીસ પગાર ખાય છે તે કામ બીજાને સોંપવું અને એ સોંપણી પ્રમાણે સદરહુ બીજો કરે નહી તેથી તે હુકમની બેફરમાની કર્યાનો ગુન્હેગાર થતો નથી.

ડી. પી. કો. ની ૧૮૭ તથા ૧૮૮ મી કલમો માંહેલા ગુન્હાઓ વાસ્તે અરજદારોને, એક બીજા વર્ગના માજીસ્ત્રેટે તારીખ ૨૫–૪–૮૦ ને રોજ અપરાધી ઠરાવ્યા હતા, તે ઠરાવ તારીખ ૩૧–૫–૮૦ ને રોજ આગ્રા જીલ્લા માજીસ્ત્રેટે અપીલમાં કાયમ રાખ્યો હતો. તે ઠરાવ જોઈને સુધારવાની આ અરજી હાઇકોર્ટને, સને ૧૮૭૨ ના દસમા આક્ટની ૨૯૭ મી ( ૪૩૯ ) કલમ અનુસાર કરવામાં આવી હતી.

એમ જણાયું છે કે, તારીખ ૨૧–૧–૮૦ ને રોજ આગ્રા મધ્યે શીકંદરા બાગના મકાનોના બે બુરજો ઉપરથી ઘરેણાં ચોરાયાં હતા. લાગતા વળગતા માજીસ્ત્રેટ તરફ પોલીસે એવો રીપોર્ટ કરી મોકલ્યો કે, આવી રીતની ઘણી ચોરીઓ આગળ થઈ હતી, પણ શીકંદરા બાગની અડોશ પડોશના ગામડાના ગરાશીયાઓ, ગુન્હેગારોને શોધી કાહાડવાના કાંઈ ઉપાયો કરતા નથી. તેથી આ પ્રસંગમાં ચોરીનો થતો મેળવવાના કામમાં ગરાશીયાઓ, પોલીસને મદદ આપે, એવો તેઓના ઉપર હુકમ થવો જોઇએ. એ ઉપરથી તારીખ ૨૪–૧–૮૦ ને રોજ મોજે શીકંદરાના ગરીશીયા, અરજદાર બક્ષીરામને, તથા મોજે ગૈલાણુના ગરાશીઆ, અરજદારો મીઠુલાલ તથા ગંગારામને, તથા શીકંદરા બાગની અડોસ પડોસના ગામોના બીજા કેટલાક ગરાશીયાઓને, માજીસ્ત્રેટે હુકમ લખ્યો કે, "પંદર દિવસની અંદર આ કામનો પતો મેળવી આપવો, તથા પોલીસને જોઈતી મદદ આપવી." પોલીસે ફરીયાદ કરી કે, "અરજદારોએ અમોને કાંઇ મદદ આપી નહીં. એટલુંજ નહીં, પણ મદદ આપતાં તેઓ દુર રહ્યા, તથા કામ બગાડી નાંખવા સારૂ, ઇરાદા પૂર્વક પોતાનું કામ કરવા તેઓએ કસુર કરી." તે ઉપરથી કોઇ સરકારી નોકર પોતાની કામગીરી બજાવતો હોય, તેમાં કાયદા પ્રમાણે મદદ આપવાની ફરજ છતાં, તે સરકારી નોકરને મદદ કરવામાં કસુર કરી તથા એક સરકારી નોકરે, ધારાસર યોગ્ય રીતનો હુકમ પ્રગટ કર્યો હતો, તે હુકમની બેફરમાની કર્યાના, તથા ડી. પી. કો. ની ૧૮૭ તથા ૧૮૮ મી કલમો અનુસાર સજા થઇ શકે, એવા ગુન્હાઓના અરજદારો ઉપર આરોપો રાખી, તેઓનું, એક બીજા વર્ગના માજીસ્ત્રેટ પાસે કામ ચાલ્યું. અને તેમાં તેઓ અપરાધી ઠરતાં તેઓને દંડની સજા થઈ. જીલ્લા માજીસ્ત્રેટને ત્યાં બંધવાઓએ અપીલ કરી. નીચલી અદાલતનો ઠરાવ બાહાલ રાખી અપીલમાં એવો ઠરાવ કર્યો કે, અપેલેંન્ટોએ પોલીસને મદદ ન આપી તે વાત સાબીત થઇ છે. સને ૧૮૭૨ ના દસમા આક્ટની ૯૦–૯૧ (૪૪–૪૫) મી કલમો મુજબ માજીસ્ત્રેટને હુકમ કરવા અધિકાર હતો અને તે હુકમ અપેલેંન્ટોએ માન્યો નથી.

જે કારણો લેઈને એ ઠરાવ જોવરાવવા માગ્યો છે, તે એવાં છે કે, ૨૪ મી જાનેવારીની તારીખનો માજીસ્ત્રેટે કરેલો હુકમ, કાયદા વિરૂદ્ધ હતો. અને તેનો આદર સતકાર કરવા અરજદારો બંધાયા નોહાતા, અને તેથી તેનો અનાદર કર્યા વાસ્તે, તથા પોલીસને મદદ ન આપ્યા વાસ્તે તેઓ ડી. પી. કો. ની ૧૮૭ તથા ૧૮૮ કલમ મુજબ સજાને પાત્ર થતા નથી.

**અરજદારો તરફથી કોલવીન સાહેબ.**

**સરકાર તરફથી બાબુ દ્વારકાંનાથ**

જસ્ટીસ પીયરસને આપેલા ઠરાવમાંથી આ કામને લગતો મુદ્દાનો ભાગ એ છે કે,

મોજે સીકંદરાવાળા બક્ષીરામ તથા બીજાઓને તથા ગેલાણુવાળા મીઠુલાલ તથા બીજાઓને ૨૪ મી જાનેવારીને રોજ એક ચોરીના કામનો પંદર દિવસમાં પતો મેળવી આપવાનો, માજીસ્ત્રેટે જે હુકમ કર્યો હતો તે તદન કાયદાને અનુસરતો નથી. તથા સને ૧૮૭૨ ના દસમા આકટની ૯૦–૯૧ મી કલમ પ્રમાણે તેવો હુકમ કરવાનો તેને અધિકાર છે, એમ જીલ્લા માજીસ્ત્રેટે ઠરાવ્યું છે. તે પણ ભુલ ભરેલું છે. હી. પી. કો. ની ૧૮૭ મા તથા ૧૮૮ મી કલમો પ્રમાણે અરજદારોને ગુન્હેગાર ઠરાવ્યાનો ઠરાવ બહાલ રાખ્યો છે, તે કોઇ રીતે કાયમ રાખી શકાતો નથી. તેથી તે રદ કરવો જોઇએ. અને દેશી માજીસ્ત્રેટે જે સજા કરી છે, તે પણ રદ કરવી જોઇએ. અને જો કાંઇ દંડ વસુલ થયો હોય તો તે પાછો આપી દેવો જોઈએ.

૧૮૭૨ ના દસમા આકટની ૯૦ તથા ૯૧ મી કલમોમાં ગરાશીયાની ફરજોની વીગત આપી છે, તે ફરજો પ્રમાણે અમલ કરવા પોલીસ નીમાણીછે, તથા પગાર ખાયછે, એટલે અરજદારોની તે ફરજો છે નહીં. ૯૦ મી કલમની अ, ब, क તથા ड. રકમમાં લખ્યા પ્રમાણે કોઇ બાબતની તે ગરાશીયાની ખબર મળે તો તે ખબર પોલીસવાળાને આપવાની તેઓ ઉપર ફરજ રાખી છે. કેટલાંક ચોકસ કામોમાં કોઇ માજીસ્ત્રેટને મદદ આપવાની તેઓ ઉપર ૯૧ મી કલમમાં ફરજ રાખી છે.

માજીસ્ત્રેટે જે હુકમો લખ્યા હતા તે આગળ લખાઇ જવા પ્રમાણે આ બંને કલમોમાંથી એક કલમ અનુસાર લખ્યા નહોતા, તેમ તે હુકમનો અમલ કરવા વાસ્તે પોલીસની હાજરીમાં રહેવા અરજદારો કાયદા પ્રમાણે બંધાયા નહોતા.

## ચંદ્રકંથ દેની અરજીની બાબતમાં.

**કલમ ૧૮૮.**
૨
તા. ૯–૧૧–૮૦
ઇ. ૬ ક. પા. ૪૪૫

સારવજનિક કામ વાસ્તે કોઈ સરકારી નોકરે મનાઈ હુકમ કાઢયો હોય તેને ૧૮૮ મી કલમ લાગુ છે.
દિવાની કામના હુકમનો અનાદર કરનારાને કેદમાં મોકલવો એજ વાજબી રસ્તો છે.

ज्यां कोइ सरकारी कामदारे सार्वजनीक काम वास्ते हुकमो कर्या होय तेने ही. पी. कों. नी १८८ मी कलम लागु पडे छे. पण मांही मांहे पक्षकारो वचे दीवानी दावामां हुकम कर्या होय तेने लागु पडती नथी. कोइ दीवानी काममां मनाइ हुकमनी बेफरमानी थइ होय, तेने माटे योग्य रस्तो गुन्हेगारने केदमां मोकली देवानो छे.

પીનલકોડની ૧૮૮ મી કલમ માંહેલા ગુન્હા વાસ્તે એક ગીરજાકંથ લેહેરી તથા બીજાના ઉપર ફરીયાદ થઇ હતી. તે કાઢી નાંખવા મીમાનસીંગના માજીસ્ત્રેટે સને ૧૮૮૦ ના એપ્રીલની ૨૯ મી તારીખે હુકમ કર્યો, તે હુકમના સબંધમાં હાઇકોર્ટનો શું મત છે, તે પુછવા સારૂ મીમાનસીંગના સેસન જડજે આ કામ હાઈકોર્ટ તરફ મોકલ્યું હતું.

જે પ્રસંગે એ હુકમ કાઢવો પડયો હતો તે નીચે મુજબ હતો. સને ૧૮૭૯ ના અગષ્ટની ૨૧ મી તારીખે મીમાનસીંગના ડીસ્ત્રીકટ જડજે, રીતસર અપીલમાં હુકમનામું કર્યું કે, " અપેલેન્ટ ગીરજાકંથ લેહેરીએ, મજમું ભાગદાર તરીકે તારીનીકંથ લેહેરીને અમુક તળા-

વના હરકોઈ ભાગમાંથી કાઢી મુકવો નહીં. (બંને પક્ષકારો વચે તળાવ સબંધી તકરાર હ-તી) તથા એ બંને પક્ષકારોમાંથી કોઈએ એક બીજાની સંમતી મેળવ્યા વગર તળાવના કોઈ ભાગનો સુવાંગ કબજો હરકોઇ સક્ષને આપી દેવો નહી."

એજ રોજ ડીસ્ત્રીકટ જડજે બીજું હુકમનામું કર્યું કે, "ગીરજાકંથ લેહેરીએ, તારી-ણીકંથ લેહેરીનો મજમુ ભાગદાર તરીકે બે કટકાનો કબજો છે તે છીનાવી લેવો નહીં, અ-ને બંને પક્ષોમાંથી કોઇએ એક બીજાની સમતી વગર એ કટકાઓમાંથી કોઈ કટકાનો સ્વાં-ગ કબજો બીજા સક્ષોને આપી દેવો નહીં."

આ હુકમનામા થયા પછી, તારીણીકંથ લેહેરીએ ડીસ્ત્રીકટ જડજને અરજી કરી કે, ગીરજાકંથ લેહેરીએ મનાઇ હુકમની બેફ્રરમાની કરી છે. અને તળાવને લગતી જમીન ઉ-પર તેણે ઝુંપડી કીધી છે. માટે પી. કો. ની ૧૮૮ મી કલમ પ્રમાણે ગીરજાકંથ ઉપર ફો-જદારી કામ ચલાવવા પરવાનગી આપવી જોઇએ.

આ પરવાનગી આપવામાં આવી. સન ૧૮૮૦ ના એપ્રીલની ૨૭ મી તારીખે એક માજીસ્ત્રેટ પાસે તે કામ આવતાં ઝુંપડી બાંધી હતી કે નહીં, તે વાતનો પુરાવો લી-ધા વગર તેને એમ જણાયું કે, ડીસ્ત્રીકટ જડજનો કાઢેલો મનાઈ હુકમ પ્રસિદ્ધ થએલો ન-હોતો, અને તેને એવો સંકલ્પ વિકલ્પ થયો કે દીવાની કોર્ટે કરેલો હુકમ પીનલકોડની ૧૮૮ મી કલમમાં જેવા હુકમનું ચીતવન કરેલું છે, તેવા પ્રકારનો હુકમ હશે કે નહીં. અને તે-ટલા ઉપરથી ફોજદારી કામ ચલાવવાના ધારાની કલમ ૨૧૧ મી (૧૮૮૨ નાની ૨૪૭) મુજબ તેને છોડી મુક્યો. માજીસ્ત્રેટના મત સાથે સેસન જડજનો મત મળતો નહીં આવ-તાં તેણે હાઇકોર્ટનો અભિપ્રાય પુછયો કે,

(૧) કે, પીનલકોડની ૧૮૮ મી કલમ દિવાની કોર્ટના કરેલા હુકમની બેફ્રરમાનીને લાગુ પડતી નથી. એવું માજીસ્ત્રેટે ઠરાવ્યું છે, તેમાં તે સાચો છે કે નહીં?

(૨) તે હુકમ યોગ્ય રીતે પ્રસિદ્ધ કર્યો નહોતો, એવું ઠરાવવામાં માજીસ્ત્રેટ સાચો છે કે નહી?

### કોઇના તરફથી કોઇ વકીલ હાજર નહોતો.

### ચિફ જસ્ટીસ ગાર્થ તથા જસ્ટીસ માકલીને કરેલો ઠરાવ.

સરકારી કામદારોએ સાર્વજનીક કામ વાસ્તે હુકમો કર્યા હોય તેને ૧૮૮ મી કલમ લાગુ પડે છે, પણ બંને પક્ષકારો વચે દિવાની દાવામાં હુકમ થયો હોય તેને લાગુ નથી, એવો અમારો મત છે. તેથી તે કલમ મુજબ અમલ કરવાની માજીસ્ત્રેટે ના પાડી છે. તે-માં તેણે બરોબર કરેલું છે.

દીવાની દાવાના કોઇ મનાઇ હુકમની પ્રતીવાદીએ બેફ્રરમાની કરી હોયતો, જડજે વાદીની અરજી લેઈને, કોર્ટના હુકમનો અનાદર કર્યા સારૂ તેને બંધીખાને મોકલવો જોઇ-એ. એજ વાજબી રસ્તો છે.

## ખારકચંદ્ર પાલ વિ. તારકચંદ્ર ગુપ્ત (મ્યુનીસીપાલટીનો એક ઓવરસીયર.)

**કલમ ૧૮૮.**

૩

તા૦૨૨-૮-૮૪

ઈ.૧૦ ક. પા.૧૦૩૦

એક દરજ્જે રહીને કોઈ સખસ કાંઈ હુકમ બહાર પાડે અને એનો એ સખસ બીજે દરજ્જે રહીને તે હુકમની બેફરમાનીના ગુનહાનો ઈનસાફ કરે તો તેનો ઠરાવ કાયદેસર ગણાય નહી.

तारीख २९ मी मार्च सने १८८३ नी तारीखनी एक बेठकमां कोमीलाना म्युनीसीपाल कमीशनरोए सने १८७६ ना बंगाळानी म्युनीसीपालीटी आक्टनी कलम २९६मी अनुसार एक हुकम बाहार पाड्यो.

ही. पी. को. नी १८८ मी कलमना गुन्हा वास्ते जीलामाजीस्त्रेट पासे, बंधवानुं काम चालतां तेमां ते सदरहु हुकम तोडयाना गुन्हानो अपराधी ठर्यो, अने तेनो १०० रुपैया दंड थयो.

जे माजीस्त्रेटे तेनुं काम चलावी अपराधी ठराव्यो हतो, ते मजकुर तारीखे म्युनीसीपाल कमीशनरोनी बेठकमां सभापती तरीके हाजर हतो, अने ते वखते मजकुर हुकम प्रगट थयो हतो. आ कामनी बेफरमामी करवाना गुन्हा वास्ते, बंधवाने अपराधी ठराव्यो हतो.

ठराव्युं के, ए गुन्हानो ठराव कायदा विरुद्ध छे, माटे तेने रद करवो जोइए.

હાઈકોર્ટ તરફથી પ્રીનસેપ જસ્ટીસે જે ઠરાવ આપ્યો છે, તેમાં આ કામની હકીકત પુરેપુરી લખાઇ છે.

**અરજદાર તરફથી મુનશી સીરાજુલ ઇસલામ.**

**સામી બાજુવાળા તરફથી કોઇ હાજર થયું નહીં.**

**જસ્ટીસ પ્રીનસેપનો ઠરાવ.**

સને ૧૮૮૩ ના માર્ચ માસની ૨૭ મી તારીખે, સને ૧૮૭૬ નાબંગાળાના પાંચમા આકટની ૨૫૬ મી કલમ પ્રમાણે, કોમીલાના મ્યુનીસીપાલ કમીશનરોએ એક હુકમ પ્રગટ કર્યો હતો. તે હુકમની અરજદારે બેફરમાની કર્યા સબબ, પી. કો. ની ૧૮૮ મી કલમના ગુન્હાનો તેને અપરાધી ઠરાવવામા આવ્યો હતો.

તપાસ કરતાં અમોને જણાય છે કે, જે જીલ્લામાં માજીસ્ટ્રેટે આ કામનો ઇનસાફ કરી અરજદારને અપરાધી ઠરાવ્યો હતો, તે માજીસ્ટ્રેટ તા. ૨૯-૩-૮૩ ના રોજની મ્યુનીસીપાલ કમીશનરોની સભામાં સભાપતી તરીકે હાજર હતો. અને તે સભામાંથી થએલા હુકમની બેફરમાની કર્યાનું ચાલતા કામનું તોહોમત છે.

ક્રીમીનલ પ્રોસીજર કોડની ૫૫૫ મી કલમમાં જે નીયમ બાંધ્યો છે, તે નીચે પ્રમાણે છે. "કોઈ જડજે અથવા માજીસ્ટ્રેટે, પોતાની કોરટ ઉપર જે કોરટમાં અપીલ ચાલતી

હશે, તે કોરટની રજા લીધા વગર, જે મુકરદમાનો પોતે પક્ષકાર હોય, અથવા જે મુકરદમામાં પોતાનો હીત સંબંધ હોય, તે મુકરદમાનો ઇનસાફ કરવો નહીં. અથવા ઇનસાફ થવા સારૂ તે મુકરદમો કમિટ કરવો નહીં, અને કોઇપણ જડજે અથવા માજીસ્ટ્રેટે પોતે જાતે કરેલા કોઈપણ ફેંસલા ઉપર, અથવા હુકમ ઉપર અપીલ સાંભળવી નહીં.

જે બાબતનો પોતા પાસે ઈનસાફ ચાલતો હોય એવી બાબતમાં મ્યુનીસીપાલ કમીશનર તરીકે હરકોઇ માજીસ્ટ્રેટ, પોતાની જાતથી કાંઇ નીસબત રાખતો હોય, તેવી જાતની બાબતોને એ ખુલાસો લાગુ પડતો હોય, એવો અમારો અભીપ્રાય નથી. તેવો માજીસ્ટ્રેટ માત્ર મ્યુનીસીપાલ કમીશનર હોવાના કારણથી, જે બાબતમાં મ્યુનીસીપાલીને લગતી વળગતી હકીકત નીસબત રાખતી હોય, તેનો ઇનસાફ કરવાને તે નાલાયક હોવો જોઇએ. એવી તકરાર વખતે ઉઠવામાં આવે, તેને અટકાવવાના ઇરાદાથી એ ખુલાસો વધારવામાં આવ્યો હશે. ચાલતા મુકરદમામાં જયારે તે માજીસ્ટ્રેટ વ્યવહાર ઉપયોગથી જોતાં એક ફરીયાદી તથા જડજ હોય ત્યારે તે બાબત સાવ જુદીજ રીતની છે. જે વાંધો વખતે જીલા માજીસ્ટ્રેટ પાસે ઊઠાવવામાં આવ્યો હશે તે વાંધો અમારી પાસે પણ ઉઠાવ્યો છે કે, જે હુકમની બેઅદરમાની થઇ છે, તે હુકમ કાયદેસર નહોતો; તેથી સાવ ઉઘાડું છે કે, એ હુકમ કરવામાં તે માજીસ્ટ્રેટ પણ હતો, એટલે આ વાંધાનો ઇનસાફ કરવાને તે કોઇ રીતે યોગ્ય નથી. આ કામમાં અમોને નથી જણાતું કે, મજકુર હુકમ કોઇ રીતે કાયદા વિરૂદ્ધ હતો, પણ તેથી જે ઇનસાફ થયો છે તેની યોગ્યતા વીશે કાંઇ અસર થતી નથી આ ઠેકાણે અમારે સારજંટ. વિ. ડેલના ફેંસલાનો હવાલો આપવો જોઈએ. તે ફેંસલાના ઠરાવમાંથી એક વાક્ય જડી આવે છે. તે એ છે કે, "ચાલતા ધારા પ્રમાણે જે જડજકોઇ દાવાનું છેવટ થવામાં કાંઇ હીત રહ્યું હોય, તે જડજ ઘણાજ જરૂરીના પ્રસંગ શીવાય, જો બીજો કોઈ જડજ હોયતો, ઇનસાફ આપવાને ના લાયક છે. જડજનું કેટલું તેમાં હીત છે. તેનું માપ કરવા કાયદો બેસતો નથી. તકરારી મુદાનો ફેંસલો થાતાં, કોઇ રીતે જડજનું કાયદેસર હીત હોયતો, પછી તે ગમે તેટલું થોડું હોય, તોપણ તે ઇનસાફ કરવાને ના લાયક છે. આવો સખત નીયમ ઠરાવવામાં, જડજના મનમાં ગમે તેવો વખતે વેહેમ હોય, તે ઉપર કાયદો બહુ ધ્યાન રાખતો નથી. પરંતુ પક્ષકારોના મનમાં લાગણી ઉત્પન્ન થાય તે ઉપર કાયદે લક્ષ રાખ્યું છે. ગમે તેમ હો, પરંતુ, એક મોટો કીમતી હેતુ એ છે કે, ઇનસાફદારના વીશે અવીસ્વાસ તથા વેહેમ પેદા કરે એવી દરેક બાબત આથી દુર થાય છે, અને તેથી ન્યાય ખાતાના કારભારમાં વિસ્વાસની લાગણીઓ વૃધી પામે છે, અને એવી વૃતીઓ વ્યવહારી સુલેહ તથા નીરભયપણા માટે સારી પેઠે જરૂરનીછે. આવી લખાવટથી અમારો કેહેવાનો શું હેતુ છે તે ખોટી રીતે ન સમજાય; તેટલાસારૂ અમે ઈન્તેજાર છૈયે. કોઇપણ સાચી દલીલવાળો માણસ, ઘડીભર એવો વિચાર લાવશે નહીં કે, પાથરી સાહેબ (આ કામમાં માજીસ્ટ્રેટ) જેને આ કામમાં નીવેડો દેવાનું કહ્યું હતું, તેને તેમાં પોતાના જાતના હીતને લઇને કાંઇ મનમાં વહેમ આવ્યો હોય." આવાં કારણોથી અમે ધારીએ છૈયે કે, જીલ્લા માજીસ્ટ્રેટ પાસે ચાલેલું કામ રદ કરવું જોઇએ. તથા જો દંડ વસુલ થયો હોયતો, અરજદારને પાછો આપવો જોઇયે.

## ગોરખચંદ્ર વિ. કાળી ચરણ દે.

**કલમ ૧૮૮.**

૪

તા૦ ૨૦—૫—૮૬
ઈ. ૧૩ ક. પા. ૧૭૫

કોઈ સરકારી નોકરે સારવજનીક મનાઈ હુકમ પ્રસીધ કર્યો હોય અને એ હુકમ જે સખસો ગરભીત રીતે જાણતા હોય તે છતાં તે હુકમની બેફરમાની કરે તો તેઓ પણ આ કલમ પ્રમાણે ગુનેહગાર થાય છે.

कोइ जमीनना कबजा माटे अ अने ब दावो करता हता तेना संबंधमां एक जील्ला माजीस्त्रेटे १८८३ ना मे महिनामां तपास कर्यो, अने तेणे पुरावो लीधो ते उपरथी तेने जणायुं के, कबजो अ नो छे माटे सन १८८३ ना मे नी २१ मी तारीखे एवो हुकम जाहेर कर्यो के, कायदाना योग्य क्रमथी कहाडी मुकवामां न आवे त्यां सुधी तकरारी जमीननो कबजो राखवानो अ नो हक छे. तथा ब अने बीजाओए अ ना कबजामां कांइ हरकत करवी नहीं. सन १८८९ ना नवेंबरनीं अगाउ ब ए तकरारी मिलकतमांथी पोतानो अरधो हीस्सो क ने वेचातो आप्यो. ते क ने खरीद करवा टाणे १८८३ ना मे नी २१ मी तारीखना हुकमनी खबर हती. सन १८८९ ना नवेंबरमां ब तथा बीजाओ, ए तकरारी जमीन उपर गया. अने जबरीनथी अ नी पासेथी कबजो खुंचावी लेवानी, तथा सदरहु जमीनना खेडुत हता तेओने वेरो तथा कबुलत, ब अने क ने आपवानी फरज पाडवानी कोशीश करी, ज्यारे ब अने तेना सोबतीओ तकरारी जमीन उपर गया, त्यारे ते सोबतीओमांथी कोइ सोबती, जील्ला मेजीस्त्रेटे तपास कर्यो, तेमां पक्षकार नहोतो. तोपण तेओने १८८३ ना मे नी २१ तारीखना हुकमनी खबर हती. १८८९ ना डीसेंबरमां तेओनुं काम चाल्युं अने एक सरकारी नोकरे योग्य रीते हुकम प्रसीध कर्यो हतो. ते हुकमनी बेफरमानी कर्याना तेओ अपराधी ठर्या. ठराव्युं के ए ठराव वाजबी छे.

આ કામના તહોમતદાર બક્ષી સોનારનું કામ ચાલી, તેને પીનલકોડની કલમ ૧૫૭ માંહેલા ગેરકાયદેસર મંડળી વાસ્તે કેટલાક સક્ષોને રોજે રાખ્યા હતા, તેઓને આશરો આપ્યાના ગુન્હાનો અપરાધી ઠરાવવામાં આવ્યો હતો. અને જે બીજાઓ હતા તેઓના ઉપર કામ ચલાવી પી. કોડની કલમ ૧૮૮ પ્રમાણે એક સરકારી નોકરે યોગ્ય રીતે હુકમ પ્રસિદ્ધ કર્યો હતો, તે હુકમ ન માન્યા માટે, તેઓને ગુન્હેગાર ઠરાવ્યા હતા. આ મુકરદમાની કેફીયત નીચે પ્રમાણે છે.

સન ૧૮૮૩ ની શરૂઆતમાં તહોમતદારોમાંથી એક કુતબુદીન અને એક નાગ નામના સરખા જમીનદારો વચ્ચે કોઇ જમીનના ચોકસ કટકાની માલીકી વિશે તકરાર ઉઠી. એ કબજો પોતાનો છે, એમ બંને પક્ષવાળા કહેતા હતા. જીલ્લા માજીસ્ત્રેટ પાસે પોલીસ તરફથી કેટલાક રીપોર્ટ આવ્યા. તે ઉપરથી તેણે ૧૮૮૩ ના મે મહિનામાં ક્રી. પ્રો. કો.

ની કલમ ૧૪૫ અનુસાર તપાસ કરવાનું કામ ચલાવ્યું. અને પુરાવા ઉપરથી તેને એવી ખાત્રી થઈ કે, સદરહુ નાગ નામના જમીનદારોના કબજામાં તકરારી મિલકત છે. તે ઉપરથી તેણે એવો ઠરાવ કર્યો કે, જુવારની લાખી નામની તકરારી જમીનનો કબજો કાયદાના યોગ્ય ક્રમથી છુટી શકે ત્યાં સુધી, તે કબજો નાગ જમીનદારોએ રાખવો, અને કુતબુદીન તથા બીજા પક્ષકારોએ જ્યાં સુધી, કાયદાના યોગ્ય ક્રમથી એ કબજો છુટે નહી, ત્યાં સુધી કાંઇ હરકત કરવી નહી. આ ઠરાવ સને ૧૮૮૩ ના મેની ૨૧ મી તારીખે કર્યો હતો. જીલ્લા માજીસ્ટ્રેટનો આ ઠરાવ રદ કરાવવા વાસ્તે કુતબુદીને સેસન જડજને અરજી કરી, પરંતુ તે અરજી ના મંજુર થઇ હતી.

સન ૧૮૮૫ ના નવંબરની પેહેલાં એક વખતે તકરારી જમીનનો અરધો હિસ્સો કુતબુદીને અબદલ બારીને વેચાતો આપ્યો, તે વખતે તે અબદુલને સન ૧૮૮૩ ના મે મહિનાની ૨૧ મી તારીખના ઠરાવની પુરેપુરી ખબર હતી. અને સન ૧૮૮૫ ના નવેંબરની ૨૧ મી તારીખે નાગ જમીનદારના તળાટી એક કાલી ચરણ દેએ જીલ્લા માજીસ્ટ્રેટ પાસે ફરીયાદ કરી કે, કુતબુદીન અને બીજા તહોમતદારો એકઠા થઈ ભાલાં તથા લાકડીઓ બાંધીને નીલાખી ઉપર આવ્યા હતા. અને તેના ખેડુતો પાસેથી જબરીનપણે પૈસા કઢાવ્યા હતા. તથા કુતબુદીન અને અબદલબારીના જોગની કબુલતોમાં સહી કરવાની ફરજ પાડી હતી. સદરહુ જીલ્લા માજીસ્ટ્રેટે, આ ફરીયાદ ડેપ્યુટી માજીસ્ટ્રેટ તરફ મોકલી દીધી. અને તેને એમ જણાયું કે, બક્ષી સોનાર વગર બધા તોહમતદારોને સન ૧૮૮૩ ના મેની ૨૧ મી તારીખના હુકમની પુરેપુરી ખબર હોવા છતાં, તેઓની લાખી ઉપર કુતબુદીન અને અબદુલ બારીના હકની, સાબીતા કરવા સારૂ ગયા હતા. બક્ષી સોનાર વગર બધા તહોમતદાર વિરૂદ્ધ તળાટીએ જે તહોમત સાબિત માન્યું હતું, તે ડેપ્યુટી માજીસ્ટ્રેટને પણ સાબિત થએલું માલુમ પડયું. પરંતુ બક્ષી સોનારે, ગેરકાયદેસર મંડળીના અંગભુતો થવા સારૂ જે સક્ષોને નોકર રાખેલા હતા, એમ જાણીને તેઓને આશરો આપ્યા વાસ્તે તે બક્ષી સોનારને ગુન્હેગાર ઠરાવ્યો, અને પછી એ સઘળાઓમાંથી કેટલાકને કેદની, અને કેટલાકને દંડની સજા કરી. આ ઠરાવો અને સજાઓ જીલ્લા માજીસ્ટ્રેટે સન ૧૮૮૬ ના જાનેવારીની ૭ મી તારીખે બાહાલ રાખ્યાં, તે ઉપરથી બંધવાઓએ ક્રી. પ્રો. કો. ની કલમ ૪૩૯ ના ઠરાવ પ્રમાણે હાઇકોર્ટમાં અરજી કરી, અને એ ગુન્હાનો ઠરાવ શા માટે રદ ન કરવો, તે દેખાડવા વાસ્તે સામા પક્ષકાર ઉપર હુકમ કઢાવ્યો.

અરજદાર તરફથી ઈવનસાહેબે એવી દલીલ કરી કે, સન ૧૮૮૩ ના મેની ૨૧ મી તારીખનો હુકમ તહોમતવાળાઓમાંથી કોઇ તહોમતવાળાઓને સંભળાવ્યો નહોતો. અને તે હુકમ કાયદેસર નહોતો, માટે તે હુકમથી તહોમતવાળા બંધાયા નહોતા. આ દલીલની શાદતમાં તેણે ચંદ્રમાધવ ઘોશ વિ. જગત ચંદ્રસેન તથા કુનંદનારાયણ ભુપના ફેંસલાનો હવાલો આપ્યો છે.

**સામી બાજુ તરફથી ગ્યાસપર સાહેબ તથા બાબુ**
**અંબીકાચરણ હાજર થયા હતા.**

**હાઇકોર્ટનો ઠરાવ જસ્ટીસ પ્રીનસેપ તથા આન્ડે નીચે પ્રમાણે આપ્યો.**

## ઠરાવ.

ચોવીશ તહોમતદારોમાંથી, એક બક્ષી સોનારને હી. પી. કો. ની કલમ ૧૫૭ પ્રમાણે તથા બીજાઓને ૧૮૮ પ્રમાણે ગુન્હેગાર ઠરાવ્યા હતા.

તેઓની વતી આ અરજી કરવામાં આવી છે. બક્ષી સોનારના સંબંધમાં એટલું કહેવું બસ છે કે, પેહેલો પુરાવો એ ડેપ્યુટી માજીસ્ત્રેટે અને જીલ્લા માજીસ્ત્રેટે અપીલમાં માનેલો છે. તે પુરાવો તેના ગુન્હાનો ઠરાવ કરવા વાસ્તે બસ છે. માટે રીવીઝન કોર્ટ તરીકે આ બક્ષીના સંબંધના ઠરાવમાં, વચમાં આવવાના કાંઇ સબબો નથી. નાગ કુટુંબનાં કેટલાંક માણસો અને કુતબુદીન વચ્ચે તકરાર હતી. તેમાં ક્રી. પ્રો. કો. ની કલમ ૧૪૫ પ્રમાણે સન ૧૮૮૩ માં માજીસ્ત્રેટે હુકમ કર્યાનું જણાય છે. અને તેમાં એવું ઠરાવ્યું હતું કે, નાગવાળાના કબજામાં ચોકસ જમીન હતી, અને કાયદાના યોગ્ય ક્રમથી કાઢી મુકવામાં ન આવે, ત્યાં સુધી એ જમીનનો કબજો રાખવાનો હક તેઓનો છે. તથા સદરહુ કબજામાં ઉપર પ્રમાણે બહાર કાઢતાં સુધી, કોઈએ હરકત કરવી નહીં. એવું એ ઠરાવમાં જાહેર કર્યું હતું. તકરારી જમીનની લગોલગ જેણે કુતબુદીનની મીલકતનો થોડો ભાગ વેચાતો લીધો હતો, તેની તથા કુતબુદીનની નોકરીમાં આ અરજદારો રહ્યા હતા. અથવા બીજી રીતે કહીએ તો, આ તકરારી જમીનની પડોશમાં પેલા કુતબુદીન તથા તેની પાસેથી ખરીદ કરનાર સક્ષોના પ્રતીનીધીયોએ, આ અરજદારોને કામે લગાડયા હતા. ક્રી. પ્રો. કો. ની કલમ ૧૪૫ પ્રમાણે સન ૧૮૮૩ માં એક હુકમ થયો હતો કે નાગવાળાઓનો કબજો છે તેમાં કોઇએ હરકત કરવી નહીં. એ હુકમ જાણ્યા છતાં તેઓએ તે હુકમ માન્યો નહીં. એટલે તેઓને હીં. પી. કો. કલમ ૧૮૮ પ્રમાણે અપરાધી ઠરાવવામાં આવ્યા હતા.

સદરહુ હુકમ તેઓને સંભળાવ્યો નહોતો તેથી ૧૮૮ મી કલમના ગુન્હાનો ઠરાવ વાજબી નથી, એવો પેહેલો વાંધો લેવામાં આવે છે. બેશક જે કામમાં અરજદારોમાંથી કોઇજણ પક્ષકાર નહોતો, તે કામમાં સદરહુ હુકમ થએલો હતો. પરંતુ તે હુકમ સાર્વજનિક હતો, અને જે તકરારનો નીવેડો કરવાનો હતો, તેમાં નીસબત રાખનારાઓને એવું જાહેર કરવાનું હતું કે, સદરહુ સક્ષો અને નાગવાળામાંથી નાગવાળાઓનો કબજો રહેવા દેવો, એવી તે હુકમની મતલબ હતી. અરજદારો કાંતો એ કામમાં હારેલા કુતબુદીનના નોકરો હતા, અથવા કુતબુદીનના પાસેથી તેની મીલકતનો ચોકસ ભાગ વેચાતો લેનારના નોકર હતા. અને એ કામમાં ભાગવાળાઓના કબજામાં હરકત કરવા સારૂ જે કારણો હતાં તેજ કારણોથી, તે કબજામાં હરકત કરવાની કોશીશ થઇ હતી. અરજદારો માજીસ્ત્રેટના હુકમથી વાકેફગાર હતા તે ખુલું છે. અને માત્ર સવાલ હવે એટલોજ છે કે, પાધરી રીતે એ હુકમ માન્યો નહીં, તે સારૂ તેઓને વ્યાજબી સજા થઈ શકે કે નહીં ? નાગવાળાના કબજામાં કાંઇ હરકત કરવી નહીં, એટલુંજ માત્ર એ હુકમમાં હતું નહીં, પરંતુ સામાવાળાઓએ એ મિલકતનો કબજો લેવા વાસ્તે દાવો કર્યો હતો, તેનું નીરાકરણ કરાવવા સારૂ દીવાનીકોર્ટમાં જવાનું તેઓને કહ્યું હતું. એનો એ દાવો ફરીને ઉઠાવવાના પ્રસંગમાં હાલની ફોજદારી મંડાણી હતી. જે હકીકત સાબિત થઇ છે તે ઉપરથી એમ જણાય છે કે, આ અરજદારોએ કુતબુદીનના હુકમથી માજીસ્ત્રેટનો સદરહુ ઠરાવ ન માનીને નાગવાળાના કબજામાં

હરકત કરવાની કોશીશ કરી હતી. અને તેથી જેટલે દરજ્જે કુતબુદીન તેના પરીણામોને મા-
ટે જવાબદાર છે, તેટલે દરજ્જે તેઓ જવાબદાર થાય છે. માટે નીચલી બંને અદાલતમાં જે
હકીકત સાબિત થઈ છે, તે ઉપરથી મારો અભિપ્રાય એવો થાય છે કે, અરજદારોને વા-
જબી રીતે ગુન્હેગાર ઠરાવ્યા છે.

અરજદારો તરફથી બીજો વાંધો એવો લેવામાં આવ્યો છે કે, તકરારવાળો હુકમ કા-
યદેસર નીકળ્યો નહોતો, અને તેથી તે માનવાને માટે અરજદારો બંધાયા નહોતા.

આ કામના ઇનસાફમાં સદરહુ હુકમ એક પુરાવાના કાગળ તરીકે મુકવાને બદલે આ-
ગળ ચાલેલું કામ માજીસ્ટ્રેટે પુરાવામાં લીધું છે, એમ જોવામાં આવે છે. અમારે કહેવું જો-
ઇએ કે આ રીત ઘણીજ નિરૂપયોગી, તથા અસાધારણ છે. કેમકે આ કામમાં માત્ર જે
ભાગ લગતો છે તે ફક્ત પેહેલો હુકમજ છે. એટલે ઈવનસાહેબે, આખું ચાલેલું કામ જો-
વાના હકનો દાવો કર્યો છે. અને એવો વાંધો લીધો છે કે, બંને પક્ષવાળાઓ વચે, વચમાં
આવવાનો અખતીયાર વાપરતાં સુલેહનો ભંગ અડીકડીનો છે. તેનો વિચાર કરીને જે કાર-
ણો તે કામના દફતરમાં માજીસ્ટ્રેટે દાખલ કર્યા છે, તેમાં તેવું કાંઇ નથી. વળી હાઇકોર્ટે કે-
ટલાક ફેંસલા ચુકવ્યા છે, તેને આધારે તે એવી તકરાર કરે છે કે હકુમત ન હોવાના કાર-
ણથી, ચાલેલું કામ નીરઅર્થક છે અને તેથી કરેલો હુકમ અધિકાર વગરનો છે, માટે તે
પાળવાનું બંધન નથી.

આ મુદાને લગતા જે ફેંસલાઓ છે તે એકબીજાથી વિરૂદ્ધ છે. એમ અમારા જો-
વામાં આવે છે, અને એ મુદો જો આ કામમાં ખરેખરો ઉઠતો હતતો, ફુલબેંચ પાસે
નીરાકરણ કરાવવા આ કામ અમે તેના તરફ લખી મોકલત, પણ આ કામની હકીક-
ત જોતાં એ તકરારનું કાંઇ મજબુત કારણ અમારા જોવામાં આવતું નથી. પોલીસે જે
રીપોર્ટ કરેલ તેમાં સુલેહનો ભંગ થવાની સંભવતા ચોખી રીતે લખી હતી, તેને આધારે
માજીસ્ટ્રેટે અધિકાર ચલાવ્યો છે. અને પોલીસનો રીપોર્ટ માજીસ્ટ્રેટ પાસે ચાલેલા કામનો એક
ભાગ અથવા એક અંગ છે, એમ અમારે ગણવું જોઇએ.

તેથી ઠરાવ જોઈ સુધારનારી કોરટ તરીકે વચમાં આવવાને અમે કાંઇ પુરતાં કાર-
રણો જોતાં નથી.

## કલમ ૧૮૯ મી.

કોઈ સરકારી નોકરને નુકશાન કરવાનો ડર દેખાડવો.

**કોઇ સરકારી નોકરને પોતાના સરકારી ઓહદાના અમલ સંબંધી કાંઇ કામ ન કરવાને, અથવા કાંઇ કામમાં ઢીલ કરવાને લલચાવવાના કારણસર, તે સરકારી નોકર ખુદને, અથવા જે સખસની સાથે તે સરકારી નોકરને સંબંધ છે એમ પોતે માનતો હોય, એવા કોઇ સખસને, કાંઇ નુકશાન કરવાનો, જે માણસ ડર દેખાડે તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.**

## કેસરે હિંદ. વિ. મહેશ્રી બક્ષીસિંહ.

કલમ ૧૮૯.

૧

તા૦ ૨૨-૫-૮૬ ઈ-૮ અ. પા.૩૮૦

કીયા શબ્દોથી ધમકી દીધી એ શબ્દો અદાલતે જાણવા જોઈએ.

पींनलकोडनी १८९ मी कलम मांहेला गुन्हानुं फोजदारी काम चालतुं होय, तेमां बंधवे सरकारी नोकरने धमकी देवामां कयाकया चोकस शब्दो वापर्या हता, ते विशे साक्षीओ जुदुं जुदुं बोल्या. परंतु ते शब्दो वापरवाथी सामान्य असर शुं हती. ते बीशे तेओए एकज वात करी. परंतु माजीस्त्रेटना धारवामां आव्युं के, मजकुर गुन्हो साफ रीते साबीत थयो छे एटले बंधवाने तेणे गुन्हेगार ठराव्यो. अपीलमां सेसन जडजे ते ठराव बाहाल राखतां लख्युं के कया शब्दो वापरवामां आव्या हता, ते कांइ मुदानी बाबत नथी. अने ते शब्दोनी मतलब तथा असर बीशे कांइ स्लेश नथी.

ठराव्युं के, खरेखरा कया शब्दो वापर्या हता, ए वात मुदानी नथी. एम गणवामां जडजे भुल खाधी छे. पण उलटी रीते सरकारी नोकरने नुकशान करवानी धमकी, बंधवे खरेखरी आपी हती के नहीं, ते नकी करवा सारु, ते शब्दो अदालते जाणवा जोइए.

અલાહબાદના એક માજીસ્ટ્રેટે, એપ્રીલની પેહેલી તારીખે અરજદારને પીનલકોડની ૧૮૯ મી કલમ માંહેલા ગુન્હાનો અપરાધી ઠરાવી, તેને ત્રણ માસની સખત કેદની તથા રૂપીયા ૨૫ ના દંડની, અને તે દંડ ન આપે તો તે બદલ બીજી બે માસની સખત કેદની સજા કરી હતી. તે ઠરાવ અલાહબાદના સેસન જડજે ૧૮૮૬ ના મેની પેહેલી તારીખે બાહાલ રાખ્યો હતો. તે ઠરાવ વાંચીને સુધારવાની આ અરજી હતી.

કરીયાંણાના હેડકાંસ્ટેબલ નીયામતઅલીને સરકારી નોકરને દરજ્જે હોઈને જે કામ કરવાનું હતું, તે ન કરવાની અટકાયેત કરવા સારૂ, અરજદાર બંધવે તેને ધમકી આપ્યાનું તેના ઉપર તોહોમત રાખવામાં આવ્યું હતું. પ્રોસીક્યુશન તરફનો એવો ખટલો હતો કે, સન ૧૮૮૫ ના ડીસંબરની ૨૮ મી તારીખની સાંજે, એક માતાદીનના ઘરમાં આગલી રાતે ચોરી થઈ હતી. તેનો હેડકાંસ્ટેબલ તપાસ કરતો હતો. અને કેટલાક સરદાર માણસોને પુછતો હતો. તેટલામાં બંધવો આવી ચડયો. અને સદરહુ સક્ષો મારા ભેડુતો છે, અને જો તેને વધારે સવાલ જવાબ કરવામાં આવશે, તો હું તારા વિશે ફરી-

યાદ કરીશ, એમ કહીને તેને ધમકી આપી. હેડકાંસ્ટેબલે એવી જુબાની આપી કે, બંધવે બીજા કાંસ્ટેબલને એવી ધમકી દીધી હતી કે, તારી નોકરીનો પટો ખેંચાવી લેવાની માહારામાં શક્તી છે. પરંતુ ખુદ એ કાંસ્ટેબલે એવી જુબાની આપી કે, આવી ધમકી મેં સાંભળી નહોતી. હેડકાંસ્ટેબલને ધમકી આપવામાં કયા કયા શબ્દો વાપર્યા હતા. તે બાબતમાં પ્રોસીક્યુશનના બીજા સાક્ષીઓની જુબાની હેડકાંસ્ટેબલની જુબાનીથી જુદી પડી હતી. પરંતુ તે શબ્દોની સામાન્ય અસર એક સરખી હતી. માજીસ્ટ્રેટનો એવો અભીપ્રાય થયો કે, પીનલકોડની કલમ ૧૮૯ મી માંહેલો ગુન્હો સાફ રીતે સાબેત થયો છે. તેથી ઉપર કહ્યા પ્રમાણે, અરજદારને તેણે ગુન્હેગાર ઠરાવી સજા કરી. અપીલમાં સેસન જડજે એવો મત જણાવ્યો કે, "કયા શબ્દો વાપર્યા હતા એ મુદ્દાની વાત નથી. કેવા મતલબથી એ શબ્દો વાપર્યા હતા, તથા તેમાંથી શું અસર કરવાની હતી. એ તરફ આપણે જોવું જાઈએ. મને સાફ રીતે સુઝે છે કે, તેની મતલબ પોલીસ અમલદારને ધમકી દેઇને તેને ફરજ બજાવતાં અટકાયેત કરવાની હતી. અને જો કે સદરહુ અમલદાર પોતાનો તપાસ ચલાવવામાં અટકયો નહોતો એવો પુરાવો છે. તોપણ અપેલેંન્ટે જે રૂ૫ પકડયું હતું તે ઉપર ચોકશીના કામને ભારે અડચણ થઇ હતી. આવા પ્રસંગમાં માજીસ્ટ્રેટનો ઠરાવ માહારા અભીપ્રાય પ્રમાણે પુરેપુરો વાજબી ગણી શકાય છે. તેથી ગુન્હાનો તથા સજાનો ઠરાવ બાહાલ રાખું છું."

અરજદારની વતી એવી તકરાર કરવામાં આવે છે કે, કયા શબ્દો વાપરવામાં આવ્યા હતા, અને જે શબ્દોની ફરીયાદ થઇ છે, તેમાં બરોબર કયા શબદો વાપર્યા હતા, તેના પુરાવાની ગેરહાજરીમાં પીનલકોડની કલમ ૧૮૯ માંહેલા ગુન્હાનો ઠરાવ વાજબી નથી.

**અરજદાર તરફથી લાલા લલતા પ્રસાદ.**

**સરકાર તરફથી મુનસી રામપ્રસાદ.**

**ચિફ જસ્ટીસ સ્ટ્રેટનો ઠરાવઃ—**

ગુન્હાનો ઠરાવ કાયમ રહી શકતો નથી. ફરીયાદી નીયામતઅલીના સંબંધમાં અરજદારે કયા શબ્દો વાપર્યા હતા તે બાબતના પુરાવામાં ભારે ભીનતાપણું છે. અને પીનલકોડની કલમ ૧૮૯ મીમાં સમાઇ શકે એવી નુકશાનીની ધમકી ફરીયાદીને અરજદારે આપી હતી કે નહીં, તે બાબત સઘળા પુરાવાના દીદાર ઉપરથી ઘણુંજ શક પડતું છે. વાપરેલા શબ્દો ખરેખરા શું હતા એ વાત મુદ્દાની નથી, એમ જડજે અભિપ્રાય આપ્યો છે. તેને હું મળતો આવતો નથી. પરંતુ અરજદારે ખરેખરી રીતે કાન્સ્ટેબલને નુકશાની કરવાની ધમકી આપી હતી કે નહીં, તેનું નકી કરવા સારૂ સદરહુ શબ્દો અદાલતે જાણવા જોઇએ. એ વાત ઊલટી રીતે મુદાની છે. ઘર ફોડવાના ગુન્હામાં ભાગ લેનારા ઘણા શકદાર સક્ષોની તપાસણી કરવામાં એ કોન્સ્ટેબલ કેવી રીતે વર્તતો હતો, એ બીલકુલ જણાયું નથી. અને વખતે સદરહુ કાન્સ્ટેબલ એવી રીતે વર્તતો હોય કે, તેથી કરીને અરજદાર તેના વિશે ફરીયાદ કરવાની ધમકીની સાથે વાજબી રીતે કાંઇ ઠપકો કે વિચાર આપવા ધારે તો આપી શકે એવું પણ બનવા સંભવ છે. અને જો આ પ્રસંગે, તેમ કરવામાં આવ્યું હોય તો, તે ધમકી કલમ ૧૮૯ મી માંહેલા ગુન્હાનું આરોપ રાખવાનો વિષય થતો નથી. ગમે તેમ હોય તોપણ આ મુકરદમો એટલો બધો શકથી ભરેલો છે કે, ગુન્હાનો ઠરાવ કાયમ રહી શકતો નથી તેથી ઠરાવ સુધારવાની અરજી મંજુર કરીને માજીસ્ટ્રેટ તથા સેસન જડજનો ઠરાવ રદ કરૂં છઊં. અને બંધવાને નીરદોષ કરી ઠરાવુંછું કે તેને એકદમ છોડી મુકવો, તથા તેનો દંડ વસુલ થયો હોય તો પાછો આપી દેવો.

### કલમ ૧૯૦ મી

૧૯૦. કાંઈ નુકશાનથી કોઇનું રક્ષણ કરવાનો અથવા કરાવાનો જે સરકારી નોકરને કાયદા મુજબઅખત્યાર હોય, એવા કોઈ સરકારી નોકરની આગળ કોઇ સખસને કાંઇ નુકશાનથી પોતાનું રક્ષણ થવા બાબત કાયદેસર, અરજ ન કરવાને અથવા અરજ કરતો અટકાવવાને લલચાવવાના કારણુસર, જે માણસ તે સખસને કાંઇ નુકશાન કરવાનો ડર દેખાડે તે માણસને એક વરસની મુદત સુધીના બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

કોઇ સરકારી નોકરની પાસે આશરોમાગવાનીઅરજકરવાથીદુરરેહેવાનેકોઇસખસને લલચાવવા સારૂતેનેનુકશાન કરવાનો ડર દેખાડવો.

## બાબ ૧૧ મો.

## ખોટા પુરાવા તથા સરકારી ઇનસાફ વિરૂધ ગુન્હા બાબત.

### કલમ ૧૯૧ મી

૧૯૧. કાંઇ સોગંદથી અથવા કાયદાના ખાસ ઠરાવથી સાચુ બોલવાને જે માણસ કાયદા મુજબ બંધાએલો હોય, અથવા કાંઈ પણ બાબત સંબંધી કાંઇ એકરાર કરવાને કાયદાથી બંધાએલો હોય, તે માણસ એવી કાંઈ વાત કેહે કે જે ખોટી હોય, અને જે ખોટી છે એમ તે જાણતો કે માનતો હોય, અથવા ખરી છે એમ તે ન માનતો હોય, તો તે માણસે ખોટી શાહેદી આપી એમ સમજવું.

ખોટી શાહેદી આપવી.

ખુલાસો ૧ લો—કાંઇ વાત મોહોડેથી કહી હોય અથવા કોઇ બીજી રીતે કહી હોય તોપણ તેને આ કલમના અર્થ પ્રમાણેની વાત સમજવી.

ખુલાસો ૨ જો—શાહેદી આપનાર સખસ પોતાના માનવા બાબત જે ખોટી વાત કહે, તેને પણ આ કલમના અર્થ પ્રમાણેની વાત સમજવી, અને જેમ જે વસ્તુ કોઇ સખસ જાણતો ન હોય ને તે કહેકે હું જાણુંછું તેથી તે સખસ ખોટી શાહેદી આપ્યાનો ગુનેગાર થાય તેમજ જે વસ્તુ તે માનતો નહી હોય તે વીશે તે એમ કહે કે હું એ માનુંછું તો તેથી પણ તે સખસ ખોટી શાહેદી આપ્યાનો ગુન્હેગાર થઈ શકેછે.

### દ્રષ્ટાંત.

(અ) **ઝ** ની ઉપર **બ** નો હજાર રૂપીઆનો એક વ્યાજબી દાવો છે, તેની મજબુતીમાં ઇનસાફની વખતે **અ** આવીને એવા ખોટા સોગન ખાય કે **બ** નો દાવો વ્યાજબી છે એમ **ઝ** ને કબુલ કરતાં મેં સાંભળ્યો, તો **અ** એ ખોટી શાહેદી આપી એમ સમજવું.

(બ) કાંઇ સોગનથી સાચું બોલવાને બંધાએલો છતાં, **અ** એ પ્રમાણે કહે કે ફલાણી સહી **ઝ** ની લખેલી છે એમ હું માનુંછું. અને **ઝ** ની લખેલી છે એમ તે ન માનતો હોય, તો એ ઠેકાણે **અ** જે વાત પોતે ખોટી જાણેછે તે કહેછે, માટે તેણે ખોટી શાહેદી આપી એમ સમજવું.

(ક) **ઝ** ના અક્ષરનું વલણ **અ** જાણેછે અને તે એ પ્રમાણે કેહેકે ફલાણી સહી **ઝ** ની લખેલી છે એમ હું માનુંછું, અને તેમજ તે સહી તેની લખેલી છે એમ **અ** શુદ્ધબુદ્ધિએ માનતો હોય, તો એ ઠેકાણે **અ** ની વાત ફકત તેના માનવા વિશે છે અને તેના માનવા વિશે તે સાચી છે, માટે અગર તે સહી **ઝ** ની લખેલી ન હોય તોપણ **અ** એ ખોટી શાહેદી આપી એમ સમજવું નહી.

(ડ) કાંઈ સોગનથી સાચુ બોલવાને બંધાયલો છતાં, અ એ પ્રમાણે કેહેકે ફલાણે દહા- ડે ઝ ફલાણે ઠેકાણે હતો એમ હું જાણુંછું, અને તે બાબત અ કાંઇ જાણતો ન હોય તો, અગર તે દહાડે ઝ તે ઠેકાણે હતો કે નહી તોપણ અ એ ખોટી શાહે- દી આપી એમ સમજવું.

(ઇ) અ કોઈ સમજાવનારો કે તરજુમો કરનારો છે, અને તે જે વાત અથવા લેખ ખરી રીતે સમજાવવા અથવા તેનો તરજુમો કરવાને સોગનથી બંધાએલો છે, તે વાતની અથવા લેખની એવી સમજણ આપે અથવા એવો તરજુમો કરે, અથવા તે સમજણ અથવા તરજુમો ખરો છે એમ સરટીફીકેટ આપે; કે તે સમજણ અથ- વા તરજુમો ખરો ન હોય, અને તે તેને ખરો માનતો ન હોય, તો અ એ ખોટી શાહેદી આપી એમ સમજવું.

### કલમ ૧૯૨ મી.

ખોટો પુરાવો બનાવવો.

૧૯૨. જે માણસ કાંઇ બીના બનાવે, અથવા કાંઇ ચોપડી કે દ- ફતર મધ્યે કાંઇ ખોટી રકમ લખે, અથવા કાંઇ લેખ કરે અને તેમાં કાં- ઈ ખોટી વાત લખે, એવા ઇરાદાથી કે કોઇ ઈનસાફી મુકદમામાં, અથવા કોઈ સરકારી નોકરની આગળ તેના સરકારી હોદ્દાથી કાયદા મુજબ ચાલતા મુકદમામાં, અથવા કોઈ લ- વાદની આગળ તે બીના, ખોટી રકમ અથવા ખોટી વાત પુરાવામાં રજુ થાય, તથા તે રજુ થનારી બીના, અથવા ખોટી રકમ, અથવા ખોટી વાતથી, તે મુકદમામા પુરાવા ઉપ- રથી જે સખસ કાંઇ અભીપ્રાય બાંધનાર હોય તે સખસના મનમાં, તે મુદતમાંના ફેસ- લાને લગતી કાંઇ જરૂરની બાબત સંબંધી ખોટો અભીપ્રાય આવે, તો તે માણસે ખોટો પુરાવો બનાવ્યો એમ સમજવું.

### દ્રષ્ટાંત.

(અ) ઝ ની એક પેટીમાં અ કાંઇ ઘરેણાં મુકે; એવા ઇરાદાથી કે તે ઘરેણાં તે પેટી- માંથી જડે, તથા એ બીનાથી ઝ ની ઉપર ચોરી સાબીત થાય, તો અ એ ખો- ટો પુરાવો બનાવ્યો એમ સમજવું.

(બ) અ પોતાની દુકાનના ચોપડામાં એક ખોટી રકમ લખે, એટલા સારૂ કે કોઈ ઇ- નસાફની કોરટમાં તે પુષ્ટીકર પ્રમાણ દાખલ વાપરવી, તો અ એ ખોટો પુરાવો બ- નાવ્યો એમ સમજવું.

(ક) ઝ ની ઉપર બદમસ્લતનો ગુન્હો સાબિત કરવાના ઇરાદાથી અ ઝ ના જેવા અ- ક્ષર કરીને એક કાગળ લખે, એવી રીતે કે જાણે તે કાગળ તે બદમસ્લત માહેના કોઇ સોબતિને લખેલો હોય, અને પોલીસ અમલદારો ફલાણે ઠેકાણે ખોળ કરશે એવો સંભવ છે એમ જાણીને તે કાગળ તે ઠેકાણે મુકે, તો અ એ ખોટો પુરાવો બનાવ્યો એમ સમજવું.

## કલમ ૧૯૩ મી.

ખોટી શાહેદી તથાખોટાપુરાવાની શિક્ષા.

જે માણસ કાંઇ ઇનસાફી મુકરદમાના કોઇપણ ભાગમાં ઇરાદાથી ખોટી શાહેદી આપે, અથવા કોઇ ઇનસાફી મદદમાંના કોઇપણ ભાગમાં વપરાય એવા કારણસર ખોટો પુરાવો બનાવે તે માણસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; તથા બીજી કોઇ બાબતમાં જે માણસ ઇરાદાથી ખોટી સાહેદી આપે અથવા ખોટો પુરાવો બનાવે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે; વળી તે દંડને પણ લાયક થશે.

ખુલાસો ૧ લો.—કોઇ કોરટ માર્સલ અથવા મીલીટરી કોરટ આવરિક વેસ્ટની આગળ તજવીજ ચાલતી હોય તેને ઇનસાફી મુકદમો સમજવો.

ખુલાસો ૨ જો.—કોઇ ઇનસાફની કોરટની આગળ મુકરદમો ચાલતાં પેહેલાં કાયદાએ ફરમાવેલી તજવીજ થતી હોય તેને ઇનસાફી મુકરદમાનો એક ભાગ સમઝવો, પછી તે તજવીજ કોઇ ઇનસાફની કોરટ આગળ નહી થતી હોય તોપણ.

દ્રષ્ટાંત.

ઝ ને તેનો ઇનસાફ થવા સારૂ કમિટ કરવો જોઇએ કે નહી એ ઠરાવવા સારૂ કોઇ માજીસ્ત્રેટની આગળ ચાલતી તજવીજમાં અ સોગંદ ખાઇને એવી વાત કહે કે જે ખોટી છે એમ તે જાણતો હોય, તો એ તજવીજ ઇનસાફી મુકદમાનો એક ભાગ છે, માટે અ એ ખોટી શાહેદી આપી એમ સમજવું.

ખુલાસો ૩ જો. કોઇ ઇનસાફની કોરટે કાયદા મુજબ કાંઇ તજવીજ કરવાનું ફરમાવ્યું હોય, અને તે તજવીજ કાંઇ ઇનસાફની કોરટના હુકમ મુજબ થતી હોય, તો તે તજવીજને ઇનસાફી મુકદમાનો એક ભાગ સમજવો. પછી તે તજવીજ કોઇ ઇનસાફની કોરટની આગળ નહી થતી હોય તોપણ. કાંઇ જમીનની હદ મુકરર કરવા સારૂ એક ઇનસાફની કોરટે કોઇ અમલદારને તે જગોપર મોકલ્યો હોય, તે અમલદારની આગળ થતી તજવીજમાં અ સોગંદ ખાઇને એવી એક વાત કહે કે જે ખોટી છે એમ તે જાણતો હોય, તો એ તજવીજ ઇનસાફી મુકદમાનો એક ભાગ છે માટે અ એ ખોટી શાહેદી આપી એમ સમજવું.

### મારાહાણી કેસરે હિંદ વી. ઇરબ સાપા.

કલમ ૧૯૩.
૧
થા૦ ૨૯—૪—૮૦
ઈ. ૪ મુ. પા.૪૧૯

સન ૧૮૬૭ ના મુંબઈ ના આઠમા આકટ પ્રમાણે કોઈ પોલીસ પટેલ પાસે સોગન લઈ ખોટી જુબાની આપવી એ આ કલમ પ્રમાણે ગુનહો છે

सने १८६७ ना मुंबाइना आठमा आक्टनी १३ मी कलम प्रमाणे जे कोइ पोलीस पटेल काम करतो होय तेनी पासे सोगन लइ खोटी जुबानी आपनार सक्ष ही. पी. को. नी १९१ मी कलमना अर्थ मुजब खोटो पुरावो आपनारो तथा तेज कायदानी १९३ मी कलम मुजब सजाने पात्र थाय छे, पण ए गुन्हानो इनसाफ करवा सारु मंजुरी लेवानी जरुर नथी. केमके, बेशक ही. पी. को. ना दसमा बाबना गुन्हा-

ओ, एना ए अधीकारीनी रुबरुमां कर्या होय तेनो इनसाफ परवानगी बगर करी शकातो नथी, ए वात साचीछे. तोपण फोजदारी काम चलावानी रीतना कायदानी ४ चोथी कलमनी व्याख्या प्रमाणे पोलीस पटेल पासे चालेलुं काम फोजदारी कोर्टमां चालेलुं काम कहेवातुं नथी.

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૨૯૬ (૪૩૮ કલમ મુજબ, આ કામ ધારવાડના સેસન જડજે લખી મોકલ્યું હતું.

**એ મુકરદમાની મુખતેસર હકીકત નીચે પ્રમાણે છે.**

સને ૧૮૬૭ ના મુંબાઇના આઠમા આકટની ૧૩ મી કલમ પ્રમાણે એક પોલીસ પટેલે તજવીજ કરી હતી, તેમાં એક ઇરબ સાપા નામના સક્ષની સાક્ષી દરજે જુબાની લેવાણી હતી. એક ફરીયાદીએ ચાર સક્ષો ઉપર બુદ્ધિપુર્વક વ્યથા કર્યાં વાસ્તે ફરીયાદ કરી હતી. તેની તરફથી આ સાક્ષીની જુબાની સોગન ઉપરની, તે પોલીસપટેલે નોંધી લીધી હતી. જે માજીસ્ત્રેટે આ કામનો ઇનસાફ કર્યો હતો. તેના તરફ આ જુબાની રીતસર મોકલાણી હતી. માજીસ્ત્રેટ પાસે કામ ચાલ્યું તેમાં એ ઇરબસાપાએ પોલીસપટેલ પાસે જે જુબાની આપી હતી, તેનાથી વિરૂદ્ધ જુબાની આપી, એટલે માજીસ્ત્રેટે તોહમતવાળા સક્ષોને છોડી મુક્યા, અને કાંતો પોતા પાસે અગર પોલીસપટેલ પાસે ખોટો પુરાવો આપ્યાના ગુન્હા વાસ્તે ઇરબ સાપા ઉપર કામ ચલવવાની પરવાનગી આપી.

એ ઉપરથી એક પેહેલા વર્ગના માજીસ્ત્રેટે ઈરબ સાપા ઉપર કામ ચલાવી તેને છ ૭ માસની સખત કેદની સજા કરી.

આ કામ જ્યારે ડીસ્ત્રીકટ જડજે જોયું, ત્યારે તેનો એવો અભિપ્રાય થયો કે ઇરબ સાપાએ પોલીસ પટેલ પાસે આપેલી જુબાની એવી તો છે કે, તેના ઉપર ખોટી સાક્ષી પુર્યાનું તોહોમત રાખી તેને હી. પી. કો. ની ૧૯૩ મી કલમ પ્રમાણે સજા થઇ શકે તથા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૪૬૮ ( ૧૯૫ ) મી કલમના અર્થ મુજબ પોલીસપટેલ માજીસ્ત્રેટના તાબામાં ન હોવાથી, તેણે ફોજદારી કામ ચલાવવાની જે મંજુરી આપી છે, તેથી પોલીસપટેલ પાસે આપેલી જુબાનીના સંબંધમાં વીકલ્પ રીતના તોહોમતોમાંથી જે તોહમતો છે, તે તોહોમતનું કામ ચલાવી શકાતું નથી. કેસરે હિંદ વિ. (૧૧ મું. હા. કો. રી. ૩૪ ) પેહેલા સીધાંતના આધારે, સેસન જડજે નીચે પ્રમાણે લખ્યું છે. "સને ૧૮૭૮ ના પાછલા છ માસ માંહેલા પેલા ફોજદારી ફેંસલા ( માહારાણી વિ. માલકા ) નો ઠરાવ થયો ત્યાં સુધી એવો શક રહ્યા કરતો હતો. કે, ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૧૨૨ મી કલમ ( ૧૬૪ ) પ્રમાણે કોઇ માજીસ્ત્રેટ પાસે આપેલી જુબાની ઉપરથી પી. કો. ની ૧૯૩ મી કલમના ગુન્હાનો ઠરાવ કરવાનો કાંઈ આધાર મળી શકે છે કે કેમ?

કોઈ પોલીસ અમલદાર પાસે કાંઈ જુબાની આપી હોય, અને ગોયા તે સોગન લઇને આપી હોય, તોપણ તેવાજ ગુન્હાનો ઠરાવ કરવાને આધાર મળી શકે છે કે નહીં? તે બાબતમાં ઘણોજ શક રહે છે."

મંજુરી આપવાના પુરતાપણાના સંબંધમાં એજ સેસન જડજે નમ્રતા પુર્વક નીચે પ્રમાણે લખ્યું છે. "બાલાજી સીતારામનો ફેંસલો (૧૧ મું. હા. કો. રી. ૩૪) જોવાનું કહ્યું છે. વિકલ્પ રીતનાં તોહોમત માટે તેવા તોહોમતની દરેક શાખા વાસ્તે ફોજદારી માંડવાની મંજુરી હોવી જોઇએ. કાંતો પોલીસ પટેલ પાસે, અથવા કાંતો પોતાની પાસે, ખોટો પુરાવો આપ્યાના ગુન્હા વાસ્તે ઇરબ સાપા ઉપર ફોજદારી કામ માંડવા સારૂ તારીખ ૩૧ મી ડીસેંબર સને ૧૮૭૯ ને રોજ પેહેલા બીજા વર્ગના માજીસ્ટ્રેટે મંજુરી આપી છે. તે માજીસ્ટ્રેટે જે મંજુરી આપી, તે મંજુરીને મજબુત કરવા સારૂ સદરહુ પોલીસ પટેલ કાયદેસર મજકુર માજીસ્ટ્રેટનો તાબેદાર નથી, એવો માહારો વિચાર છે.

આવી બાબતનું નીરાકરણ કોઇ ફેંસલાથી થઇ ગયું હોય, એવો કોઈ ફેંસલો માહારા જાણવામાં નથી. પોલીસ પટેલ કોના તાબામાં છે તે, સને ૧૮૬૭ ના મુંબાઇના આઠમા આકટની ત્રીજી કલમથી જણાઇ આવે છે, અને તે કલમમાં જે સક્ષોનું બ્યાન કર્યુંછે, તે સક્ષોમાં મામલતદારનું નામ લખ્યું નથી."

## કોર્ટનો ઠરાવ.

આ મુકરદમાના ચાલેલા કામથી કાંઇ કાયદા વિરૂદ્ધ થયું હોય એમ જણાઈ આવતું નથી. સને ૧૮૬૭ ના મુંબાઇના આઠમા આકટની ૧૩ મી કલમ પ્રમાણે કામ કરનાર પોલીસ પટેલ પાસે, સોગન લેઇને બંધવાએ જો ખોટી જુબાની આપી હોય તો, તે સક્ષે હી. પી. કો. ની ૧૯૧ મી કલમની વ્યાખ્યા મુજબ ખોટો પુરાવો આપ્યો એમ સમજવાનું છે. તથા તે ૧૯૩ મી કલમ મુજબ સજાને પાત્ર થાય છે. બીજી રીતે જોતાં જયારે ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૪૬૮ મી (૧૯૫) કલમમાં જે જે ગુન્હા કહેલા છે, તેમાં કોઇ ગુન્હો દિવાની કિંવા ફોજદારી અદાલતની સામે, અથવા રૂબરૂમાં કર્યો હોય ત્યારેજ માત્ર મંજુરીની જરૂર છે. "ફોજદારી અદાલત" ની વ્યાખ્યા તે કાયદાની ૪ થી કલમમાં આપી છે તે લક્ષમાં રાખતાં સાફ રીતે જણાઇ આવે છે કે, ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાના અર્થ પ્રમાણે, પોલીસ પટેલ એ, ફોજદારી અદાલત કહેવાય નહીં. તેથી આ કામમાં કોઇ મંજુરીની જરૂર છે એવું જણાતું નથી.

હી. પી. કો. ની ૧૯૩ મી કલમ માંહેલો ગુન્હો જયારે કોઇ પોલીસ પટેલ પાસે કર્યો હોય તેને માટે મંજુરીની જરૂર નથી. અને તેજ કાયદાના દસમા બાબના ગુન્હાઓ. (જેમાં ૧૮૧ મી કલમનો ગુન્હો આવી જાય છે.) જયારે એજ અમલદાર પાસે કર્યો હોય તેનો ઇનસાફ કરવા સારૂ મંજુરીની જરૂર છે એ વાત, અલબતે અગડગટી છે. પણ હાલનો ચાલતો કાયદો તેવી રીતનો છે એટલે કાંઈ ઉપાય નથી.

## કેસરે હીંદ વિરૂદ્ધ મોરઇકરાર અલી.

**કલમ ૧૯૩.**
**૨**
તા૦ ૩-૧૨-૮૦
ઈ. ૬ ક. પૃ. ૪૮૨

કોઈ દસ્તાવેજ તે રજીષ્ટર કરાવવા ની મુદત વીતી ગઇ હોય અને મુદતની અંદર લાવવા સારૂ તેની અસલ તારીખમાં ફેરફાર કરવે. એ ગુન્હો ખોટો લેખ બનાવ્યાનો નથી. પણ ખોટો પુરાવો આપ્યાનો થાયછે.

जे दस्तावेज वखतसर बीजी रीते रजीष्टर थवा सारु हाजर करी शकाय नही, ते दस्तावेज रजीष्टर करावવा सारु तेनी तारीखमां फेरफार करवो, तेथी खोटा लेख बनाववानो गुन्हो थतो नथी. केमके फेरफार बददानतथी के, फरेबीथी करेलो छे, एम बतावनारु तमां कांइ नथी. पण ते गुन्हो पीनल कोडनी १९३ मी कलम मुजब खोटो पुरावो बनाव्यानो थायछे.

ચિફ જસ્ટીસ ગાર્થ તથા જસ્ટીસ ફીલ્ડે જે ઠરાવ આપ્યો છે, તેમાંથી આ મુકરદમાની કેફીયત જણાઇ આવશે.

બંધવાએ એક ખત રજીષ્ટર થવા સારૂ સને ૧૮૭૯ ના ડીસેંબરની ૧૮ મી તારીખે હાજર કર્યું. એવું કહેવામાં આવ્યું છે કે, એ ખતમાં મુળ તારીખ સન ૧૮૭૯ ના અગષ્ટની છઠી હતી. જો આ તારીખ કાયમ રહી હત તો, જેટલી મુદતમાં તે દસ્તાવેજ રજીષ્ટર થવા સારૂ હાજર કરવું જોઇએ, તે વખત પછી હાજર થાત. મુદતની અંદર આણવા સારૂ બંધવે છ માંથી છવીશમી તારીખ કરી. અથવા એ છઠી તારીખ ફેરવેલી છે, તે જાણ્યા છતાં તે ખત રજીષ્ટર કરાવવા સારૂ તેણે રજુ કર્યું હતું, એમ કહેવામાં આવ્યું છે. અમોને લાગે છે કે આવે પ્રસંગે, તારીખમાં ફેરફાર કરવો, એથી ખોટો લેખ બનતો નથી. કેમકે પીનલકોડની ૪૬૪ મી કલમની બીજી રકમના અર્થ મુજબ, બદદાનત કે ફરેબીથી તે ફેરફાર કરવામાં આવ્યો હતો. એમ બતાવનારૂં તેમાં કાંઇ નથી.

સદરહુ ખતના સાચાપણા વિશે, અથવા એ ખતથી ખોટા દાવાને પુષ્ટી આપવાનું બંધવે ધાર્યું હતું. એ વિશે કશોએ વાંધો લેવામાં આવ્યો નથી. ચોખું છે કે ખતની તારીખ ફેરવવામાં તેનો ઇરાદો રજીષ્ટર કરનારા અધિકારીને રજીષ્ટર કરવાના કામના પરીણામમાં અગત્યની બાબતમાં ખોટો અભિપ્રાય ઉપજાવવાનો હતો. અને જ્યારે એમ છે તો તેના કૃત્યથી પીનલકોડની ૧૯૨–૧૯૩ મી કલમો પ્રમાણે ખોટો પુરાવો બનાવ્યાના, તથા ૧૯૬ મી કલમ મુજબ બનાવટી પુરાવો બદનીષ્ટાથી વાપર્યાનો એમ બે ગુન્હાઓ થાયછે કાયદાની આવી માન્યતા છે, તથા થએલો ગુન્હો એક ભારે ગુન્હો છે, એમ સેસન જડજે જોયું છે. પણ ખરેખરી રીતે તેમ નથી. તેથી સજામાં ઘટાડો કરીને બે માસની સખત કેદની સજા કાયમ રાખવામાં આવે છે. દંડની સજા પણ બહાલ રાખવામાં આવે છે.

## મહારાણી કેસરે હીંદ વિ. નીયાજઅલી તથા બીજાઓ.

**કલમ ૧૯૩.**

૩

તા૦ ૨૪–૭–૮૨

સ્ટાંપ આકટની કલમ ૫૧ મીમાં બગડી ગએલી સ્ટાંપનું વળતર આપવા બાબતની અરજીનો તપાસ કરવાની જે અમલદારને અધીકાર આપવામાં આવ્યો હોય તે અમલદાર પોતાને કરવાનું કામ બીજાને સોંપી શકતો નથી અને જે અમલદારને તે તપાસનું કામ સોંપાયુ હોય તે અમલદાર પાસે સોગન લેઈને આપેલી જુબાની કાયદેસર જુબાની ગણાતી નથી.

આ કલમ પ–

सने॰ १८७१ ना पेहेला आकटना छठा बाबनी ५१ मी कलममां ठराव्युं छे के “ हवे पछी कहेलुं छे, तेमां छापेल स्टेंपना कागळ बगडे तेनो कलेकटरे बदलो आपवो. अने तेने ए सबंधमां जे जे पुरावो जोइए ते पुरावो तेणे गवरनर जनलर इन कांउंसील जे धाराओ बांधे तेने अनुसरीने लेवो. आ कलम अनुसार एक एवो नीयम बंधायो के, सदरहु एकटना ६ठा बाब प्रमाणे जे सक्ष बदलो लेवानी अरज करतो होय तेने अथवा तेना मुखतीयारने सोगन उपर मुख जुबान पुरावो आपवा वास्ते बोलाववाने मुखतीयारछे. ठराव्युं के, बगडी गयेला स्टेंपना कागळ वास्ते बदलो लेवानी अरजीना संबंधमां प्रतीज्ञा उपर पुरावो लेवानी तथा तेवी अरजी मंजुर या नामंजुर करवानी, अने ए फरज कलेकटर शीवाय बीजा कोइना उपर राखी नथी. अने तेथी ते आ बाबतमां पो-

તાનો અધીકાર બીજા કોઇને તે કલેકટર સોંપી શકતો નથી.

સન ૧૮૬૯ ના પેહેલા એકટના ૬ઠા બાત્ર પ્રમાણે પૈસા પાછા મ-ળવાની એક માણસે અરજી કરી હતી. તે અરજી તેણે તપાસ થવા સારુ ડેપ્યુટી કલેકટરને મોકલી દીધી. તેમાં ઠરાવ્યું કે, અરજદારે રજુ કરે-લા શાક્ષીઓની પ્રતીજ્ઞા દેઇને જુબાની લેવાનો એ ડેપ્યુટી કલેકટરને અ-ધીકાર નોહોતો. અને તેથી સદરહુ સાક્ષીઓએ જે જુબાની લખાવી તેના સંબંધમાં ઇ. પી. કો. ની ૧૮૧ મી કીંવા ૧૯૩ મી કલમ પ્રમાણે એકે ગુન્હાનું તોહોમત ટકી શકતું નથી.

માહે ખોટો પુરાવો આપવાના ફોજદારી કામમાં દરેક તોહ મતદારની જુદીજુ દી તજવીજ થવી જોઇએ અને તે ઓને કમીટ કરવા માં આવે તો પણ જુદો જુદો ઇન-સાફ થવો જોઇએ

પીનલકોડની ૧૯૩ મી કલમ પ્રમાણે ખોટો પુરાવો આપ્યાના ફો-જદારી કામમાં પ્રત્યેક તોહોમતદારોની તજવીજ જુદી જુદી થવી જોઇએ. અને ઇનસાફ થવા સારુ તેઓને કમીટ કરવામાં આવેતો તેઓનો જુદો જુદો ઇનસાફ થવો જોઇએ. અને એક એકઠા તોહોમતમાં તેઓનો સમાસ કરવાની રીતી તદન ભુલ ભરેલીછે.

કોઇ બંધવે સોગન લેઇને એક વખતે એક જુબાની લખાવી હોય. અને બીજી વખતે તેનાથી પાધરી જુદી અને એક બીજાથી પ્રતીકુળ લખાવી હોયતો, તેથી ખોટો પુરાવો આપ્યાના ગુન્હાનો ઠરાવ કરવા સારુ તેટલી-જ હકીકત બસ નથી. આવી જુબાનીમાંથી કઇ જુબાની ખોટી છે, એ વાત તોહોમતનામામાં લખવી જોઇએ. એટલુંજ નહીં પણ જે જુબાની ખોટી કહેવામાં આવતી હોય, તેનું ખોટાપણું સાબીત કરવા સારુ પેલી પ્રતિ-કુળ જુબાની સિવાય બીજો પુષ્ટી કરતા પુરાવા સહીત પ્રોસીક્યુટરે તૈયાર રહેવું જોઇએ. રાણી. વિ. જેકસન રાણી. વિ. વૈટલેન્ડ અને રાજા. વિ. હેરીસ એ ત્રણ મુકરદમાઓનો હવાલો લેવામાં આવ્યો.

એક વખત સોગન લેઇને, એક જુબાની આપવી, અને બીજી વખતે તે-થી પાધરી રીતે પ્રતીકુળ જુબાની આપનાર ઉપર ખોટો પુરાવો આપ્યાનું તોહોમતનામું વિકલ્પ રીતે ઘડવાની સતા સન ૧૮૭૨ ના દસમા આકટ ની ૪૫૫ મી કલમે આપેલી નથી. "વિકલ્પ રીતે" એ શબ્દો, મજકુર કલમમાં વાપર્યા છે. તેનો અર્થ એવો થાય છે કે, સાબીત થયેલી હકી-કત ઉપરથી, તોહોમતવાળા સક્ષે કયા ખાસ પ્રકારનો ગુન્હો કર્યો, એ

बात ज्यारे शक पडती होय त्यारे ते तोहोमतवाळो सक्ष कायदानी बारी-कीने लीधे छुटी जवा न पामे तेनो बंदोबस्त करवाने सारु तोहोमतोनी अदली बदली थइ शके छे. अथवा विकल्प रीते मुकी शकाय छे.

सोगन लेइने साचुं कहेवाने वास्ते कायदेसर बंधाइने त्रण सक्षोए, २६-९-८१ ने रोज अथवा ते अरसामां अथवा १८-१०-८१ना रोज अथवा ते अरसामां, एम बे रोज तेओए एकज बाबतना संबंधमां, सोगन लेइने एक बीजाथी विरुध जुबानी आप्यानुं एक सामटुं तोहोमत राखी सदरहु त्रण सक्षने इनसाफ थवा सारु ही. पी. को. नी १९३मी कलम प्रमाणे सजा थइ शके एवा गुन्हानो इनसाफ थवा सारु कमीट करवामां आव्या हता. अने सदरहु तोहोमतनो ए सक्षोनो भेगो इनसाफ थयो हतो, तेमां ठराव्युं के, आ सक्षोमांथी प्रत्येक सक्षना उपर जुदु जुदु अने विगतवार तोहामत मुकवाने बदले त्रणे बंधवा उपर एक अने एकठुं तोहोमत राख्युं हतुं. ते कायदा विरूध हतुं. वळी तेमांथी कइ जुबानी खोटी छे, ते जुबानीना शब्दो तेमां स्पष्ट रीते आप्या नथी. तेथी सदरहु तोहोमत वधारे कायदा विरुध छे. तथा आवा भुल भरेला तोहोमत उपर थएलुं कमीट में टकावी शकाय एम छे, एवुं घडीभर मांनीए तोपण जे जुवानी खोटी कहेवामां आवी छे, तेनी विगत आपीने दरेक बंधवा उपरनुं नवुं तहोमतनामुं घडीने दरेकनो जुदो जुदो इनसाफ सेसन कोर्ट करी शके छे; पेहेली जुबानी बीजीथी उलटी हती. ए उप्रांत बेमांथी कइ जुवानी तोहोमतवाळा शक्षोए खोटी लखावी, तेनो पुरावो नहोवाथी आवा शक्षो उपर मुकेलुं तोहोमत टकीशकतुं नथी; केमके आ बंने जुबानीओ खोटी हती. एवुं बताववानो पुरतो पुरावो नथी.

સને ૧૮૮૨ ના જાનેવારી માસની ૨૮ મી તારીખે મોરાદાબાદના સેશન જડજેના સાબીતીનો ઠરાવ કર્યો હતો. તેના ઉપર સ્થાનીક સરકારે આ અપીલ કરી હતી. તે મુકદમાની હકીકત જસ્ટીસસ્ટ્રેટના ઠરાવમાં લખેલીછે.

સરકાર તરફથી બાબુ દ્વારકાંનાથ.

રીસ્પોંડન્ટ નીયાજઅલી તરફથી લોચ. ચિફ જસ્ટીસ સ્ટુયર્ટ તથા જસ્ટીસસ્ટ્રેટે નીચે પ્રમાણે ઠરાવ આપ્યો છે.

જસ્ટીસ સ્ટ્રેટનો ઠરાવઃ—

ડી. પી. કો. ની ૧૯૩ મી કલમમાં જે ઠરાવ્યું છે. તેની વિરૂદ્ધ જાણીને, એક કામ-

આરી કામમાં ખોટો પુરાવો આપ્યાના ગુન્હામાંથી ત્રણ રીસ્પોડેંન્ટોને બે ગુન્હા કરી મો-રાદાબાદના સેશન જડજે ગયા જાનેવારી માસની ૨૮ મી તારીખે નાસાબીતીનો ઠરાવ કર્યો હતો. તે ઠરાવની સામે સ્થાનીક સરકારે આ અપીલ કરી છે. અપીલની અરજીમાં જે દ-લીલો ગુજારી છે તે સમજવા સારૂ નીચેની હકીકતનું ફરીને પુનરાવર્તન કરવું જરૂર લાગે છે. સને ૧૮૮૧ ના સપ્ટેંબર માસમાં એક મુબારખ હુસેન પોતાની એક મિલકત ગીરો આપવાનો વિચાર કરતો હતો. અને તે કામ વાસ્તે રીતસર દસ્તાવેજ લખવા સારૂ, એક નવાઝીશ નામના સક્ષ પાસેથી ૨૫ રૂપૈયાની કીમતનો સ્ટાંપનો કાગળ ખરીદ કર્યો હતો. પ-રંતુ એ ગીરો ખત લખાઇ રહ્યા પછી, તથા તેમાં પરસપર સહીઓ થયા પછી કેટલાંક કારણોને લેઇને, ગીરો આપવાની વાત વચકી જઈ, તે કારણો શું હતાં તે અત્રે લખ-વાની કશીએ જરૂર નથી. આ બનાવ બનવાથી કામ વગરના દસ્તાવેજ અને રદી પડી ગ-એલો સ્ટાંપ, મુબારકના હાથમાં રહ્યો. તે ઉપરથી સને ૧૮૭૯ ના પેહેલા આકટની ૫૧ મી કલમમાં ઠરાવ્યું છે, તે મુજબ રદ થઇ ગએલા ૨૫ પચીસ રૂપૈયાની સ્ટાંપના કાગળ-નો બદલો મેળવવા વાસ્તે, મુરાદાબાદના કલેકટરને તેણે અરજી કરી. આ ઠેકાણે કહેવું જોઇએ કે, સદરહુ કલમના પુર્વ ભાગ પ્રમાણે માત્ર કલેકટરને તે બાબતમાં પુરાવો જોઇતો હોય તો, લેઇને તપાસ કરવાનો અધિકાર છે. એ અધિકાર કલેકટરને ગવરનર જનરલ ઈન-કૉંઉસીલ, એવો પુરાવો લેવાના સંબંધમાં જે નિયમો બાંધે તેને અનુસરીને વાપરવાનો છે. આ કલમના ઠરાવ પ્રમાણે જે નિયમ બાંધીને સને ૧૮૮૧ ની સાલના ગાઝીટ ઑફ ઈં-ડીયાને ૬૫ મે પાને ૨૬-૧-૮૧ ને રોજ જાહેર ખબર પ્રસિદ્ધ થઇ છે. તેના ૧૬ મા નિ-યમમાં લખ્યું છે કે, "જે સક્ષ મજકુર આકટના છઠા બાબ પ્રમાણે નાણાં પાછાં મળ-વાની અરજ કરતો હોય, તેની અથવા તેના મુખતીયારની જુબાની લેવા સારૂ અથવા તે-વી અરજ કરવાનો જે પ્રસંગ બન્યો હોય, તેની ઈકરારનામાથી લખેલી હકીકત રજુ કર-વા સારૂ બોલાવવાને કલેકટર મુખતીયાર છે. મુખજુબાનીમાંની, અથવા લખેલા ઈકરારપ-ત્રની પુષ્ટીમાં જે જે સાક્ષીઓની જુબાની લેવી જરૂર જણાય તો, તે તે સાક્ષીઓને બોલા-વવાને પણ કલેકટર મુખતીયાર છે. "નાણાં પાછાં મળવાની મુબારક હુસેનની અરજી આ-વતાં, પોતા થકી અમલ કરવાને બદલે, મોરાદાબાદના કલેકટરે યોગ્ય તપાસ કરવાનું કામ પોતાના ડેપ્યુટી કલેકટરને સોંપ્યું. તારીખ ૨૬ ૯-૮૧ ને રોજ ઉપર લખાઇ ગયેલા જા-હેરનામાની રૂએ, કેમ જાણે પોતે કલેકટર થઇને તપાસ કરતો હોય, એમ ડેપ્યુટી કલે-કટરે આ અપીલના ત્રણ રીસ્પોડેંન્ટોને સોગન આપી તપાસ્યા. આ ઠેકાણે કહેવું જોઈએ કે શા કારણથી સ્ટાંપનો કાગળ બગાડયો તેની પુછપરછ આ તપાસણીમાં ઓછી થઇ, અને મુબારકહુસેનને, નવાઝશે સ્ટાંપનો કાગળ વેચ્યો હતો. તે નકી કરવાનો તપાસ વ-ધારે થયો. એ ત્રણમાંથી બે રીસ્પોડેંન્ટ નીઆઝઅલી, તથા રહીમઉલ્લાએ, ડેપ્યુટી કલેકટ-ર પાસે લખાવ્યું કે, પેલો સ્ટાંપનો કાગળ અમારી દેખતાં મુબારખહુસેને નવાઝીશઅલી પાસેથી વેચાતો લીધો હતો. ત્રીજા રીસ્પોડેંન્ટ ઇદુએ જે કાંઇ લખાવ્યું, તે એવું હતું કે "ચાર માસ ઉપર મુબારખહુસેને, નવાઝીશ પાસેથી ૨૫ રૂપૈયાનો સ્ટાંપ લીધો હતો."

આવી રીતે તપાસ કર્યા પછી ડેપ્યુટી કલેકટરે, કલેકટર તરફ રીપોર્ટ કર્યો. અને તે

ઉપરથી કલેક્ટરે, મુબારખને પૈસા પાછા આપવાનો હુકમ કર્યો. અને તે પૈસા મુબારખને યોગ્ય રીતે પાછા આપી દેવામાં આવ્યા હતા. ત્યાર બાદ સને ૧૮૭૯ ના સ્ટાંપ એક્ટની ૬૮ મી કલમ પ્રમાણે, નવાઝશ વાજબી રીતે સનંદી વેચનાર ન હોવાથી તેણે મુબારખ હુસેનને ૨૫ રૂપૈયાનો સ્ટાંપનો કાગળ વેચવાના ગુન્હા વાસ્તે કલેક્ટરની મંજુરી લેઇને ફોજદારી ફરીયાદ માંડવામાં આવી. આ મુકરદમો તારીખ. ૧૮-૧૦-૮૧ ના રોજ ડેપ્યુટી માજીસ્ટ્રેટે એક પેહેલા વર્ગના માજીસ્ટ્રેટને હુદે ચલાવ્યો. અને પ્રોસીક્યુશન તરફથી પેલા ત્રણે રીસ્પોન્ડેંન્ટોને સાક્ષી દરજે બોલાવી તપાસવામાં આવ્યા. આ વખતે તેઓએ જુદી જુદી હકીકત લખાવી. તેમાં પેહેલાં નીયાઝઅલીએ લખાવ્યું કે, મેં પડે ખરીદી જોઈ નહોતી પણ મુબારખસેને તે વીશે મને કહ્યું હતું. અને ત્યારબાદ જ્યારે ૧૮ મી અકટોંબરને દિવસ આગળ તેણે આ જુબાની આપી હતી, તે વાંચવામાં આવી ત્યારે તેણે કહ્યું કે, માહારી દેખતાં પેહેલો સ્ટાંપનો કાગળ વેચાતો લીધો હતો. અને માહારી આગલી જુબાની હતી, તેજ ખરી જુબાની છે; રહીમુલાએ લખાવ્યું કે, પેહેલો સ્ટાંપનો કાગળ માહારી દેખતાં વેચાતો લેવાયો ન હતો, અને મેં તો ફકત તે વિશે સાંભળ્યું હતું; ઈદુએ લખાવ્યું કે, સ્ટાંપનો કાગળ મારી દેખતાં લેવાયો હતો. એવી જુબાની મેં ૧૮મી અકટોબરને રોજ આપી નહોતી; પરંતુ મેં તો એ પ્રમાણે ખરીદ કર્યાની વાત સાંભળી હતી. તે મુકરદમાને અંતે નવાજસ વિરૂદ્ધ કાંઈ પુરાવો નહીં હોવાથી તેને છોડી મુકવામાં આવ્યો. ત્યારબાદ જીલામાજીસ્ટ્રેટની મંજુરી મેળવીને આ ત્રણે રીસ્પોન્ડેટો ઉપર તા. ૨૬મી સપ્ટેબરને રોજ જ્યારે સ્ટાંપ એક્ટ પ્રમાણે તજવીજ ચાલતી હતી તેમાં પ્રથમ ખોટા પુરાવો આપ્યા વાસ્તે, તથા ૧૮ મી અકટોંબરને રોજ જ્યારે નવાઝસનો કેશ ચાલતો હતો તેમાં ખોટી જુબાની આપ્યા વાસ્તે ક્રી. પી. કો.ની કલમ ૧૯૩ પ્રમાણે ફોજદારી ફરીયાદ માંડવામાં આવી. આ ફરિયાદનો તપાસ પણ પેહેલાં ડેપ્યુટી માજીસ્ટ્રેટે કર્યો. અને તેને અંતે તેણે તેઓને તોહોમતનામામાં મુકેલા તોહોમતોના અપરાધી ગણ્યા. ત્યારબાદ રીતસર એ કામ સેશન જડજ પાસે આવ્યું. અને તેમાં તેણે ઠરાવ્યું કે, તારીખ ૨૬ મી સપ્ટેંબરના રોજ પ્રતીવાદીઓએ જે જુબાની આપી, તે કોઈ ઇનસાફી મુકરદમામાં આપી નહોતી, તથા જે અધીકારીએ તેઓને પ્રતીજ્ઞા આપી હતી તે પ્રતીજ્ઞા દેવાનો તેને અધિકાર નોહોતો. વળી તેણે વધુ ઠરાવ્યું કે, તેઓની જુબાની નોંધી લેવામાં આવી છે. અને તેવો નોંધ પુરાવામાં અગ્રાહી હોવાથી. ૨૬ મી તારીખે તેઓએ શું કહ્યું હતું, તેનો મુખ પુરાવો લઇ શકાતો નથી. અને આ અભીપ્રાયને લેઇને તેણે તેઓને છોડી મુકયા. તે ઉપર ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૨૭૨ મી કલમમાં ઠરાવ્યા પ્રમાણે ત્રણ કારણો આપીને સરકારે અપીલ કરીછે. તે કારણો નીચે પ્રમાણે છે.

(૧) ૨૬ મી સપ્ટેંબરના રોજ આપેલી જુબાની રદ કરવામાં જડજે વાજબી કર્યું નથી.

(૨) ગેજીટ ઓફ ઇન્ડીયાની જાહેર ખબરમાં જે નિયમો બાંધ્યા છે, તે પ્રમાણે ૨૬-૯-૮૧ ને રોજ પ્રતિજ્ઞા આપવાનો ડેપ્યુટી માજીસ્ટ્રેટને અધિકાર હતો.

(૩) જો કાંઇ નહીં તોપણ રીસ્પોંન્ડેટોએ પી. કો. ની ૧૮૧ મી કલમ માંહેલો ગુન્હો કર્યાનું જણાઇ આવ્યું છે.

ઉપલા સવાલોમાંથી વિચાર કરવા જેવો પેહેલો સવાલ એ જણાય છે કે, ડેપ્યુટી-કલેકટરને તા. ૨૬–૭–૮૧ ને રોજ રીસ્પોન્ડેન્ટોને અગર કોઈ રીસ્પોન્ડેન્ટને સોગન આપવાનો અધિકાર હતો કે નહીં? ઉપર કહેવાઇ ગયું છે કે ૧૮૬૯ ના પેહેલા આકટની કલમ ૫૧ મીમાં બગડી ગએલા સ્ટેંપનો બદલો આપવા સારૂ કલેકટરનેજ અધિકાર છે. તથા ૧૮૮૧ ના ફેબ્રુઆરી માસની ગવરમેન્ટ ઓફ ઇન્ડિયાની જાહેરખબર પ્રમાણે એ કલેકટર અરજદારને કિંવા તેના મુખતીયારને સોગન અથવા પ્રતિજ્ઞા આપી જુબાની લેવાને, અથવા તે અરજીની પુષ્ટીમાં સાક્ષીઓનો પુરાવો લેવાને, અથવા અરજદાર અથવા તેના મુખતીયારનું ઇકરાર નામું લેવાને મુખતીયાર છે. તેથી હવે સાફ ઉઘાડું છે કે, બગડી ગયેલા સ્ટેંપનો બદલો મળવાની અરજીનો તપાસ કરવાને, તથા તેના સંબંધમાં સોગન ઉપરાંત પુરાવો લેવાને તથા તેની અરજીઓ મંજુર કીંવા નામંજુર કરવાને કાયદે જે અધિકારીને સતા આપી છે. તે અધિકારી ખુદ કલેકટર છે. પરંતુ સરકારી વકીલ એવી દલીલ કરેછે કે, સન ૧૮૭૯ ના સ્ટેંપ એકટના ખુલાસાની કલમમાં "કલેકટર" એ શબ્દનો જે ખુલાસો કર્યો છે. તેમાં સ્થાનીક સરકાર, સરકારી ગેજીટમાં નામ પાડીને કીંવા હુદાની રૂયે જે અધિકારીને નીમે તેનો પણ સમાસ થાય છે. પરંતુ ડેપ્યુટી કલેકટર એ પ્રમાણે નીમાયો નોહોતો, એટલુંજ કહેવુ બસ છે. અને તેથી આ દલીલ પ્રૉસીક્યુશનવાળાને સાહ્યતા કરતી નથી. મુબારક હુસેનની અરજી ઉપરથી તપાસ કરવાનો તથા જે સક્ષોનો મુખ જુબાન અથવા લખેલો પુરાવો જોઇતો હોય તેને સોગન આપવાનો ખુદ મુરાદાબાદના કલેકટરને એકલાનેજ અધીકાર હતો, એવો માહરો અભીપ્રાય છે. આ બાબતમાં પોતાનો અધીકાર બીજાને સોંપવો એ કાયદા વિરૂદ્ધ અને અધિકાર વગરનું કામ હતું. તેથી હું ઠરાવું છઊં કે ડેપ્યુટી કલેકટરને રીસ્પોન્ડેંટને પ્રતીજ્ઞા આપવાનો અધિકાર બીલકુલ હતો નહીં. અને ૨૬ મી સપટેંબરને રોજ તેની પાસે તેઓએ જે જુબાની આપી તેના સંબંધમાં ૧૮૧ કીંવા ૧૯૩ મી કલમ માંહેલું તોહોમત ટકી શકતું નથી. અપીલની અરજીમાં લીધેલી બીજી દલીલ માહારા અભીપ્રાય પ્રમાણે તુટી જાય છે.

ડેપ્યુટી કલેકટરે તોહોમતનામું મુકીને સેશનમાં કમીટ કર્યા હતા તે તોહોમતનામાના શબ્દો તપાસવાની જરૂર છે.

"હું એચ. શો. એક પેહેલા વર્ગનો મેજીસ્ટ્રેટ, આ ઉપરથી નીયાઝઅલી, રહીમુલા, અને ઈદુ, તમારા ઉપર એવું તોહોમત મુકું છઊં કે, તમે સને ૧૮૮૧ ના સપ્ટેંબરની ૨૬ મી તારીખે અથવા તે અરસામાં મુરાદાબાદ મધે સદરહુ દિવસોએ કોઇ બાબતમાં સોગન લેઇને સાચું કહેવાને તમે કાયદેસર બંધાયા છતાં જાણી જોઇને સોગન લીધા પછી એક બીજાથી વિરૂદ્ધ જુબાનીઓ આપી, તે એવી રીતે કે, સને ૧૮૮૧ ના સપટેંબરની ૨૬ મી તારીખે તમે કહ્યું કે, પચીસ રૂપીઆનો એક સ્ટેંપ મુબારકને વેચાતો આપતાં અમે નવાજસ હુસેનખાંનને જોયો હતો, સને ૧૮૮૧ ના અકટોબરની ૧૯ મી તારીખે કહ્યું કે, અમે તે પ્રમાણે જોયું નથી પણ સાંભળ્યું છે, આથી તમે બુદ્ધીપૂર્વક ખોટો પુરાવો આપીને ઇી. પી. કો. ની ૧૯૩ મી કલમ પ્રમાણે શીક્ષા થઈ શકે તથા સેશન કોર્ટ સાંભળી શકે એવો ગુન્હો તમોએ કર્યો છે.

હવે પ્રથમ,તો આ તોહોમતનામું વાંધા ભરેલું છે, તે એ છે કે, આ ત્રણે રીસ્પો-ન્ડેંટમાંની પ્રત્યેકના સંબંધમાં નોખું નોખું વીગતવાર તોહોમતનામું મુકવાને બદલે એક અને એકઠું તોહોમતનામું મુકેલું છે. ક્રી. પી. કો. ની ૧૯૩ મી કલમ પ્રમાણે ખોટા પુરાવો આપ્યાના ફોજદારી કામમાં પ્રત્યેક તોહોમતવાળાનો માજીસ્ટ્રેટે જુદો જુદો તપાસ કરવો જોઇએ. અને તેઓને સેશન કોર્ટમાં કમીટ કરવામાં આવે તો સેશન જડજે તેઓ-નો જુદો જુદો ઇનસાફ કરવો જોઈએ. એક સંયુક્ત તોહોમતનામામાં બધાઓને ભેળવવા એ કેવળ ભુલ ભરેલું છે. આ વાંધો જે ખરેખરો હાની કરતા છે, તે જુદો રાખતાં આ કામ મેજીસ્ટ્રેટે એક અસાધારણ અનુમાન લઇને કમીટ કર્યું હતું. તે અનુમાન એ છે કે, રીસ્પોન્ડેંટોએ જુદી જુદી જુબાનીઓ આપી હતી. માટે તેઓ ખોટા પુરાવો આપ્યાના ગુન્હાના તકસીરવાન થવા જોઇએ. કાયદાની આવી સમજણ ઘણીજ ભુલ ભરેલી છે, અને તે સુધારવી જોઇએ. કેમકે એવી ભુલ એકલા ડેપ્યુટી કલેકટરે કરી નથી, પણ આ ઇ-લાકામાં ઘણે દરજે બધા મેજીસ્ટ્રેટોમાં એવી સમજણ ચાલે છે. બંધવે સોગન લેઇને એક વખત એક જુબાની આપી, અને બીજે વખતે તેથી જુદીજ આપી, એટલાજ ઉપરથી બંધવાને ખોટા પુરાવો આપવાના તથા ખોટા સોગન લેવાના ગુન્હાનો ગુન્હેગાર ઠરાવવા જે બસ નથી. તોહોમતનામા માંહેલા ક્યા મજકુરો ખોટા છે એટલું કહેવા ઉપરાંત બીજી વખતની ઉલટી જુબાનીને અલગ રાખીને જે જુબાની ખોટી કહેવામાં આવી હોય; તે જુ-બાનીનું ખોટાપણું સાબીત કરવા સારૂ પુષ્ટી કરતા પુરાવાથી પ્રોસીક્યુટરે તૈયાર રહેવું જો-ઈએ. રાણી. વિ. જાક્સનના કામમાં જસ્ટીસ હોલરોઇડે આ બાબતમાં જે કિંમતી વિ-ચારો આપ્યા છે તે નીચે પ્રમાણે "કદીએ એક પ્રસંગે નહીં તો બીજે પ્રસંગે જે વાત સાચી નથી, તેના તેણે સોગન લીધા હતા એવું વખતે જો કે તમે માનો, તોપણ તે ઉપ-રથી તેણે ખોટા સોગન લીધા એવું તેનું અવશ્ય પરિણામ હોવું જોઇએ, એમ કાંઈ નથી. કેમકે કોઈ માણસ નીતીથી અને સાફ દાનતથી કોઈ ચોકસ હકીકત વીશે પોતાની ખરે-ખરી માન્યતા તથા યાદગીરીને લેઇને સાચી માનતો હોય, અને સોગન લેઇને તે હકીકત તે લખાવે અને પછવાડેથી તેને એમ ખાત્રી થાય કે, આગળનું કહેવું ખોટું હતું, અને પ-છી એકે વખતે ખોટું કહેવાનો ઇરાદો રાખ્યા વગર બંને વખતે જુદું જુદું કહે. વળી એક વખતે કોઈ માણસ સોગન લેઇ એક વાત લખાવે, અને બીજી વખતે બીજી વાત લખાવે તોપણ તેમાંથી કઇ વાત સાચી છે ને કઇ વાત ખોટી છે, એમ કહેવાનું જ્યાં અશક્ય હોય, ત્યાં તેને ગુન્હેગાર ઠરાવી શકાય નહીં." રાણી. વિ. વીટલાના કામમાં ગરની જસ્ટીસે એવાજ પ્રકારનો અભીપ્રાય આપ્યો છે. આ મુકરદમા ઉપર તથા રાણી. વિ. હારીસના કામમાં જે ઠરાવ થયેલો છે, તે ઉપર રસલના ત્રીજા પુસ્તક ૭૫–૮૨ મા પૃષ્ટમાં ઘણીજ કીંમતી ટીકા આપેલી છે, આ કામમાં જે નમુનાનું માજીસ્ટ્રેટે તોહો-મતનામું ઘડયું છે, તે નમુના વાસ્તે ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૪૫૫ મી કલમમાં કોઈ રીતનો અધિકાર આપવામાં આવ્યો નથી, અને તેની જે કલમોમાં "વિક-લ્પ રીતે" એ શબ્દો વાપર્યા છે. તેનો અરથ એવો થાય છે કે, જ્યાં સાબિત થયેલી હ-કીકત એવી હોય કે, આરોપિત સક્ષે કયા ચોકસ પ્રકારનો ગુન્હો કર્યો છે, તે શક પડતું હો-ય ત્યાં કાયદાની બારીકીને લીધે તે છુટી જવા ન પામે; તેનો બંદોબસ્ત કરવા વાસ્તે સો-

તહોમતનામામાં ફેરફાર કરી શકાય છે. અથવા વિકલ્પ રીતે મુકી શકાય છે. ડેપ્યુટી કલેકટરે જે તહોમતનામું ઘડયું છે, તે તહોમતનામું સઘળા રીસ્પોનડેનટોની ઉપર પ્રથક પ્રથક મુકવાને બદલે એક સામટું મુક્યું. તથા તેઓની જુબાનીમાંથી કઇ જુબાની તેઓએ ખોટી લખાવી એ શબ્દો તેમાં દાખલ નહીં કરવાથી કાયદા પ્રમાણે ભુલ ભરેલું છે, એમ કહેવાને હું બીલકુલ આંચકો ખાતો નથી. આવું ભુલ ભરેલું કમીટમેન્ટ કાયમ રાખી શકાય એવું છે, એમ ઘડીભર માની લઇએ, અને સેશન જડજે પ્રત્યેક રીસ્પોન્ડેન્ટ ઉપર નવું તહોમતનામું તૈયાર કરી તેમાં જે જુબાની તેઓએ ખોટી લખાવી છે, તેની વિગતવાર નોંધ કરીને પ્રત્યેકનો જુદો જુદો ઈનસાફ કરવાને કાંઈ હરકત નથી. પરંતુ આ પ્રમાણે તેણે કર્યું નહીં, અને તેણે જે કામ ચલાવ્યું છે તેની સામે ભારે વાંધો લેવો હોય તો લેઇ શકાય એમ છે.

આ ઠરાવના પ્રથમ ભાગમાં જે કહેલું છે, તે ઉપરથી સાફ ચોખું છે કે, ૨૬ મી સપ્ટેંબરને દિવસે જે જુબાની આપી તેના સબંધમાં વાજબી રીતનું તહોમત મુકી કે ઠરાવી શકાતું નથી. રીસ્પોનડેન્ટ ઇદુના સંબંધમાં હું કહી ગયો છઊં કે, સ્ટેંપનો કાગળ તેના દેખતાં વેચાતો લીધો હતો એવું તેણે સ્પષ્ટ કહ્યું નથી. રીસ્પોન્ડેન્ટ નીયાઝઅલી તથા રહીમુલાએ નવાજસના કામમાં જે જુબાની આપી છે, તેના સબંધમાં ૨૬ મી સપ્ટેંબરને રોજ એક બીજાથી તેઓના ઉલટા બોલવા સિવાય, તેઓના વિરૂદ્ધ બીજો કાંઈ પુરાવો નથી. અને એ કહેવું તેઓનું એકલું લેતાં તેમાંથી કયું સાચું ને કયું ખોટું હતું, એ કહેવું ઘણુંજ અશક્ય છે. અને તેથી કાયદેસર કોઇ રીતનું તહોમત તેઓ બધાના ઉપર અથવા તેઓમાંથી એકેના ઉપર મુકી અગર નભાવી શકાતું નથી. જ્યારે મુબારક હુસેને સ્ટાંપ વેચાથી લીધી ત્યારે તેઓ હાજર હતા કે નહીં, એ વાત દેખાડવા સારૂ તેની આપેલી જુબાની જોતાં કાંઇ દેખાતું નથી. તથા આ કામમાં એ મુબારક હુસેનને સાક્ષી દરજે બોલાવ્યો હતતો તેની જુબાનીથી કેટલુંક અજવાળું પડત, તોપણ તેને સાક્ષી દરજે બોલાવ્યો નથી. કી. પી. કો. ની ૧૯૩ મી કલમ પ્રમાણે ત્રણે અથવા ત્રણેમાંથી એકે રીસ્પોન્ડેન્ટ ઉપર ખોટો પુરાવો આપ્યાનું તહોમત મારા અભિપ્રાયમાં નભાવી શકાય એવું નથી. અને એ જુબાનીઓમાંથી એક જુબાની ખોટી છે એમ કહેવાની ફરજછે. તેની સાથે એક બીજાથી પ્રતિકુળ જુબાની ઉપરાંત તેનું ખોટાપણું બીજા પુષ્ટી કરતા પુરાવાથી સાબીત કરવાની તેટલે દરજે જરૂર છે. ૧૯૩ મી કલમ પ્રમાણે જો પ્રોસીક્યુશનવાળા ફાવી શકશે નહીં તો, ૧૮૧ મી કલમ પ્રમાણે તે ફાવી શકતા નથી. આ વાત પણ તેટલેજ દરજે ચોખી છે. કેમકે તે કલમમાં પણ તેટલાને તેટલા તાદરશપણાથી ખોટાપણું સાબિત કરવું જોઇએ. આ અપીલનો સમગ્રહ વિચાર કરતાં તથા જે જે જુદી જુદી બાબતો ઉપર લક્ષ ખેંચવામાં આવ્યું છે, તે બધું નજરમાં રાખતાં મારો નીર્મળ રીતે એવો અભિપ્રાય છે કે, આ અપીલ નામંજુર કરવી જોઇએ.

### ચીફ જસ્ટીસ સ્ટુઅર્ટનો ઠરાવ.

માહારા વિદ્વાન ભાઇ જસ્ટીસ સ્ટ્રેટે આ મુકરદમાનો બહુ ચીવટ રાખી વિચાર કર્યોછે અને અપીલ નામંજુર કરવી જોઈએ, એવો તેણે જે નિર્ણય કર્યો છે, તેમાં હું તેને તદન મળતો આવુંછું. પરંતુ તેની સાથે માહારે જણાવવું જોઇએ કે, જે વાંધા ભરેલી, તથા આ-

વડત વગરની રીતે આ ત્રણે તહોમતદારો ઉપર જે તહોમતો રાખ્યાં છે તે જોતાં, તેની થયેલી ભુલો, જડજે તહોમત સુધારવાનો હુકમ કર્યો હતતો દુર થાત, અથવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૨૯૭ મી કલમ પ્રમાણે આ અદાલત વ્યાજબી તહોમત મુકી ફરીને ઇનસાફ કરવાનો હુકમ કરત, અથવા તે પ્રમાણે કરીને અમે ઈનસાફ આપત. પરંતુ તે કરવાથી કાંઇ ઉપયોગી અથવા લગતો હેતુ પાર પડતો હોય એમ અમોને જણાતું નથી.

ડેપ્યુટી કલેકટર પાસે ખોટા સોગન લેવાનો ગુન્હો કર્યો કહેવામાં આવે છે, તેજ એક મુદ્દાનો સવાલ છે અને તેની સાથે આ અપીલ નીસબત રાખે છે. અને આ કામનો જે પ્રસંગ બન્યો છે, તેમાં તે અધિકારીને પોતાના હોદાની રૂયે કિંવા કલેકટરે સોંપેલી કામદારીના હુદાની રૂએ કોઈપણ રીતના તોહમતનો તપાસ કરવા અધિકાર નહોતો. તેથી તેની પાસે જે તજવીજ ચાલી, તે ક્રી. પી. કો. ની ૧૯૩ મી કલમના અર્થ પ્રમાણે ઇનસાફી કામ કહેવાતું નથી. અને સેશન જડજ પાસે ઇનસાફ થવા કમીટ કરવાનું કાંઈ કારણ તેથી મળતું નથી. મોરાદાબાદના સેશન જડજનો પણ આજ અભીપ્રાય છે, અને તે ખરોછે.

કલેકટરે ડેપ્યુટી કલેકટરને સોંપેલી કામગીરીની નાલાયકી સાફ ઉઘાડી છે. તેની ડેપ્યુટી કલેકટર પાસે ચાલેલી તજવીજ કોઈ રીતે ઇનસાફી કામમાં ઘડીભર ગણવામાં આવે તોપણ, આ મુકરદમો, તેના ગમે તે ગુણદોશ ઉપરથી સાફ ઉચકી લીધા જેવો છે. અને જે સંસ્કારો તેમાં થયા છે, તેવા સંસ્કારો થવાને કોઈ રીતે પાત્ર નથી. તથા બંધવાઓએ, પ્રતીજ્ઞા લેઇ જે મજકુરો લખાવ્યા છે તે ખોટા છે, એમ ડેપ્યુટી કલેકટરે માન્યું, તે મજકુરો તેમના દીદાર ઉપરથી તેવા પ્રકારના નથી. એવો જે જસ્ટીસ સ્ટ્રેટનો મત થયો છે, તેને હું મળતો આવું છું. તેમાં માત્ર થોડો ફેરફાર છે. અને ફેરફાર કાળજી વગર થયો છે. પણ ઇરાદા પુર્વક કોઇને ઠગવાનો કે ભુલથાપમાં નાંખવાનો નથી. નીચાઝનું તો ખાસ રીતે તેમજ બન્યું છે. સ્ટાંપ મારા દેખતાં લીધો હતો, એવા મજકુરને તે પકડી રહ્યો છે. અને નોતો લીધો એવું જે તેણે બીજી વખત કહેલું છે, તેનો ખુલાસો તે એમ કરે છે કે, વેચાણ વખતે હું જાતે હાજર નહોતો, એ માહારૂં કહેવું તાવના વખતનું હતું. તાવનું બાહાનું એવું છે કે, ઘણાજ ખબરદાર માણસની ખબરદારી અને તેની યાદશકતી વખતે બહુ મંદ થઇ જાય છે. આવા વિચારો ઉપ્રાંત દેશી લોકોની સાક્ષી આપવાની વિચીત્ર વર્તણુંક સાથે પરભાષા મારફત જુબાની આપવાની રસમનો વિચાર કરતાં, થએલો ઇનસાફ બંધવાને હાની કર્તા થયો હશે, એમ માનવું ગેરવાજબી નથી જે સરકારી મેહેસુલના સંબંધમાં તેના અમલદારોની ઉત્કંઠા સ્તુત્ય છે તે મેહેસુલ સાથે આં અટલાને કાંઇ નીસબત ન હતતો, આવી ફરીયાદ સોમાંથી નવાણું ટકા ચાલી હત નહીં. માટે અપીલ નામંજુર કરવામાં આવે છે.

## નોટ.

આ ફેસલામાં એક એવો ઠરાવ કર્યો છે કે, એ જુબાનીમાંથી કયી જુબાની ખોટી આપેલી હતી, તે જ્યાં સુધી સાબીત ન થાય ત્યાં સુધી ખોટો પુરાવો આપ્યાનો ગુન્હો સાબીત થયો કહેવાય નહીં. પરંતુ આ ઠરાવ કોરટે માહારાણી કેસરેહીંદ વિરૂદ્ધ ઘલેટ (૭ અ. ૪૪)ના કામમાં રદ કરેલો છે.

## માહારાણી વિ, ચેતરામ.

**કલમ ૧૯૩.**
૪
તા૦ ૨૭-૧૦-૮૩
ઈ. ૬ અ. પા.૧૦૩

કોઈ સરકારી નોકર પોતાના પગારનો કાંઈ અવેજ પોતાના ઉપરીના હાથમાં લેણું રાખી ગુજરી જાય અને તેના વારસ તે ઉપરી પાસે એ નાણાં મળવાનીમાગણી કરે અને તે ઉપરથી તે સરકારી નોકર સદરહુ અરજદારને કોઈ જડજ પાસે નીકાલ કરાવવા મોકલી દેતો તે જડજ પાસે આલેલું કામ એ કાયદેસર કામ ગણાય નહી અને તે કામમાં સોગન લેઈને આપેલી જુબાની એ કાયદેસર જુબાની કહેવાય નહીં.

तार खातानी सत्तावाळाना हाथमां, पोतानी उघराणीनी कांइ रकम मुकीने एक सक्ष गुजरी गयो. गुजरनारनो हुं एकलोज वारस छुं, एम कहीने तार खातावाळाना हाथमां रहेली रकमनो दावो करीने प नामना सक्षे एक अरजी करी. इकरार थइ आव्या पछी ते अरजीनो नीकाल करवा वास्ते डीस्ट्रीक्ट जडज तरफ आ अरजी मोकलवामां आवी. जडजने त्यां पेला प ए पोताना दावानी पुष्टीमां क नामना सक्षनी प्रतीज्ञा उपर जुबानी अपावी. आ क नी जुबानी खोटी छे, एम जडजना अभीप्रायमां आवतां, सदरहु जडजे सेसन जडजने दरजे, खोटो पुरावो आप्या सबब, क नो इनसाफ करी तेने ते गुन्हानो अपराधी ठराव्यो.

ठराव्युं के प नी अरजी, तारखातावाळाए इकरार थावा तथा नीकाल करवा, डीस्ट्रीक्ट जडज तरफ मोकली दीधी तेथी तेनी पासे चालेलुं काम केहेवाय नहीं, अने डीस्ट्रीक्ट जडजने क ने प्रतीज्ञा आपवा अधीकार नोहोतो तेथी गुन्हानो ठराव कायदा विरुद्ध छे. वळी ठराव्युं के फोजदारी काम चलाववानी रीतना कायदानी ४७७ मी कलम प्रमाणे क नो इनसाफ करवा सारु डीस्ट्रीक्ट जडजने अधीकार नथी.

સને ૧૮૮૩ ના અકટોબરની ૪થી તારીખે ફરૂકાબાદના સેસન જડજે ગુન્હાનો ઠરાવ કર્યો હતો તે ઉપરની આ એક અપીલ હતી. અંબાળામાં એક ભગવાન દીન નામનો સક્ષ તાર ખાતામાં નોકર હતો. તે સક્ષ તે ખાતાના અધિકારીના હાથમાં પોતાના માગણા પૈસા રાખીને ગુજરી ગયો. ગુજરનારના ઉપરી તરફ એક પીતમ નામના સક્ષે, એક અરજી લખી તેમાં તેણે ગુજરનારનો વારસ હું એકલોજ છું, એમ લખીને તે પૈસાનો દાવો કર્યો. ઇકરાર—નહોતો તે થવા, તથા તેનો નીકાલ કરવા આ અરજી ફરૂકાબાદના ડીસ્ત્રીકટ જડજ તરફ રવાને કરવામાં આવી. પોતાની હકીકતને પુષ્ટી આપવા સારૂ ડીસ્ત્રીકટ જડજ પાસે, પીતમે બે સાક્ષીઓ રજુ કર્યા. આ બેમાંથી એક સાક્ષી ચેતરામ હતો. જે આ કામનો અપેલેંન્ટ હતો. સોગન લેઇને ચેતરામે લખાવ્યું કે, પીતમ ગુજરનારનો કાકો છે, અને તે કોઇ વિધવા કે છોકરૂં તે મુકી ગયો નથી. પીતમ ગુજરનારનો કાકો નથી પણ કાકાનો દીકરો ભાઇ છે. તથા તે (ગુજરનાર) એક વિધવા મુકીને મરી ગયો છે. એટલી હકીકત સાબીત થતાં, ડીસ્ત્રીકટ જડજે એવો હુકમ કર્યો કે, ખોટો પુરાવો આપ્યાના ગુન્હા વાસ્તે ચેતરામના મુચરકા લેવા જોઇએ. પછી એ જડજે સેસન જડજને હુદે ચેતરામનો ઇનસાફ કરીને તેને ખોટો પુરાવા આપ્યાના ગુન્હાનો અપરાધી ઠરાવ્યો. ચેતરામ તરફથી એવો બચાવ કરવામાં આવ્યો હતો કે, ફોજદારી કામ ચલાવવાની રીતના કાય-

દાની કલમ ૪૭૭ મી પ્રમાણે સદરહુ ગુન્હો સેસન જડજને હુદે ડીસ્ટ્રીકટ જડજ પાસે થયો નથી. અને તેથી આનો ઈનસાફ કરવાનો તેને અધીકાર નથી. તોપણ ડીસ્ટ્રીકટ જડજે ઠરાવ્યું કે, મને અધિકાર છે.

અપેલેંન્ટ તરફથી જે વાંધાઓ લીધા છે, તેમાંથી આ અપીલમાં એક વાંધો લેવામાં આવ્યો હતો કે, જે ગુન્હો થયો કહેવામાં આવે છે, તે ગુન્હો, સેસન જડજને દરજ્જે નહીં, પણ ડીસ્ટ્રીકટ જડજને દરજ્જે જ્યારે તે જડજ કામ કરતો હતો ત્યારે થયો છે. માટે હાલના ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૪૭૭ મી કલમ માંહેલો બાંધેલો નીઅમ લાગુ પડતો નથી.

**અપેલેંન્ટ તરફથી ડીલોંન સાહેબ.**

**સરકાર તરફથી બાબુ દ્વારકાંનાથ.**

**જસ્ટીસ સ્કોટનો ઠરાવ:—**

તારખાતાવાળાના અધિકારીએ, પીતમની અરજી ઇકરાર કરાવવા તથા નીકાલ કરવા મોકલી દીધી. અને તેના સંબંધમાં જે કામ ચાલ્યું તે કાયદેસર ચાલેલું કામ કહેવાય નહીં, તેમજ અપેલેંન્ટને સોગન આપવાનો અધિકાર નહોતો. આ આધારે જડજનો ઠરાવ એક ઘડી ભર કાયમ રાખી શકતો નથી. વળી માહારે કહેવું જોઈએ કે, ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૪૭૭ મી કલમનો તેણે જે વિચાર બાંધ્યો છે તે પણ ખોટો છે.

માટે અપીલ મંજુર કરી, ગુન્હાનો ઠરાવ રદ કરવામાં આવે છે.

## નથુશેખ અને બીજાઓ વિ. કેસરે હિંદ.

કલમ ૧૯૩.
૫
તા૦ ૭–૨–૮૪
ઈ. ૧૦૫. પા. ૪૪૫

ખાસ રીતે એમાંથી કયો મજકુર ખોટો છે એ જ્યાં પુરાવેથી સાબીત ન થઈ શકે ત્યાં જુદે જુદે વખતે કહેલા મજકુરો એક બીજાથી સાવ વિરૂધના છે એટલુ બતાવવું બસ છે.

કોઈ કામમાં જુદા જુદા સાક્ષીઓએ જુદી જુદી જુબાની આપી હોય તો તેઓના ઉપર જુદાં જુદાં કામ ચલાવી ઈનસાફ કરવો જોઈએ, એકજ કામ ચલાવાય નહીં.

खास रीते कयो मजकुर खोटो छे. ते ज्यां पुरावाथी बताव्युं न होय. त्यां विकल्पी तोहोमतो राखीने खोटो पुरावो आप्याना तोहोमतनो ठराव टकावी राखवा सारु बे मजकुरो एक बीजाथी विरुद्ध हता एटलुं साफ रीते बताववुं जोइए. केसरे हिंद विरुद्ध काशमखां ७ क. १२१ ना केसमां फुल बेंचे जे ठराव कर्योछे, ते सने १८८२ ना १० मा आकटनी १९१ मी कलमथी फेरवी नांखवामां आवेलो छे, अने जे साहेद पोलीस फोजदारना सवालनो जवाब देवाने बंधाएलो होय, ते शाक्षी तेने जवाब देवामां खोटो मजकुर कहे, तो ते इरादा पूर्वक खोटो पुरावो आप्यानो अपराधी थायछे.

एकज काममां चार साक्षी उपर खोटो पुरावो आप्यानुं तोहोमत राखीने तथा सेसन जडज दरेकनो जुदो जुदो इनसाफ करवानो डोळ घालीने ते काममां फकत एकजवार साक्षीओनी जुबानी ले तो तेमां ठराव्युं के:—खरेखरी रीते आ चारे बंधवानो एकठो इनसाफ थयो हतो, अने सेसन जडजे चलावेली रीत कायदाथी उलटी हती.

પીનલકોડની ૧૯૩ મી કલમ પ્રમાણે શીક્ષાનો હુકમ કર્યો હતો. તેના ઉપર આ એક અપીલ છે. અપેલેન્ટ અને બીજા ત્રણ તહોમતવાળાઓ, એકજ જાતના ઇનસાફની તજવીજ ને અંતે એકજ જાતના ગુન્હાના અપરાધી ઠરતાં તેઓમાંના દરેકને છછ માસની સખત કેદની શિક્ષા કરી હતી. દરેક કેશમાં જે તહોમત મુકવામાં આવ્યું હતું, તે એવું કે, એક કોઇ અબુચી બાવા, અને એક બીજા સક્ષના મરણના કારણના સંબંધમાં પોલીસની પાસે તજવીજ ચાલતી હતી. તેમાં તેઓએ જુબાની આપી. અને તે કેશ જ્યારે માજીસ્ટ્રેટ પાસે તપાસ થવા આવ્યો, ત્યારે એથી વિરૂદ્ધ જુબાની આપી.

આ ઇનસાફના કામમાં આ ચારે તહોમતવાળાઓની ડીસ્ટ્રીકટ જડજના કહેવા પ્રમાણે જુદી જુદી રીતે તજવીજ થઇ હતી. પણ સાક્ષીઓની જુબાની ફક્ત એકજ વાર લેવામાં આવેલી હતી. અને સેસન જડજે પોતાના અભિપ્રાયમાં લખેલું છે કે, કાંઈ ગેરકાયદેસર થએલું છે. એવું રખેને કહેવાય, તે અટકાવવાને સારૂ એ રસ્તો લેવામાં આવ્યો હતો. તોપણ તેણે એવું વિચાર્યુ હતું કે, ફોજદારી કામ ચલાવવાના કાયદાના ૨૩૯ મી કલમ મુજબ તહોમતવાળાઓની એકઠી તજવીજ થાય કે ન થાય ? તે બાબત કાંઇ ચોખું નથી. જે જુબાની આપ્યાથી તેઓને અપરાધી ઠરાવવામાં આવેલ, તે કેવા પ્રકારની હતી, તે હાઈકોર્ટના ઠરાવમાંથી પૂરેપૂરૂં જણાઇ આવે છે.

## જસ્ટીસ મેકડોનલ્ડ અને ફીલ્ડ સાહેબનો ઠરાવ.

અપેલેન્ટ નથુ શેખ ઉપર નીચે પ્રમાણે તહોમતનામું રાખી તેનો ઇનસાફ કરવામાં આવ્યો હતો. " તમે સને ૧૮૮૩ ના એપ્રીલની ૨૧ મી તારીખે અથવા તે અરસામાં તથા જેતપોરના થાણામાં આ જુનાગઢમાં અબુચી બાવા અને ફીફાત છોકરાના મરણના કારણની તજવીજમાં શાહજાદપોરના સબોર્ડીનેટ ઇન્સ્પેકટરે પોલીસ ચોકશી કરી, તે દરમીયાન સાહેદ તરીકે નીચેની જુબાની આપી." અબુચી બાવાની રાડ સાંભળીને જ્યાં બનાવ બન્યો ત્યાં હું આવ્યો. અબુચીની લાસ તેના ઘર તરફ લેઈ જતાં મોરા, ધનું, અને પનુંને મેં જોયા. અને તમે સને ૧૮૮૩ ના અગષ્ટની ૧૪ મી તારીખે અબુચીબાવાને ફીફાત છોકરાના મરણના કારણની કાયદેસર તજવીજમાં માજીસ્ટ્રેટ પાસે ઈનસાફી ચોકશી ચાલતી હતી. તે દરમીયાન સાહેદ તરીકે નીચે લખેલી જુબાની આપી. " મેં અબુચીબાવાને રાત્રે તેની વાડી તરફ લઈ જતાં, મોરા, પનું, તથા ધનુંને જોયા નથી. ને રાત્રે આવજો, આવજો, મને કોઇ મારી નાંખે છે એવી રાડ સાંભળી નહોતી. ઉગમણે મોઢે ઘર હતું તેમાં અબુચીબાવાની લાસ મુકતાં મોરા અને તેના સોબતીઓને મેં જોયા નહોતા. આવા મજકુરમાંથી એક મજકુર તમે ખોટો જાણતા હતા, કિંવા માનતા હતા, અને સાચો નથી, એમ માનતા હતા. માટે પીનલકોડની કલમ ૧૯૩ મુજબ શીક્ષા થઇ શકે તથા સેસનકોર્ટ સાંભળી શકે, એવો ગુન્હો તમોએ કર્યો. " વીકલ્પની રીતે તહોમત રાખીને બંધવાને અપરાધી ઠરાવ્યો હતો, અને તે ઉપરથી તેણે આ અપીલ કરી છે.

ફોજદારી કામ ચલાવવાના કાયદાની કલમ ૧૬૧ મી પ્રમાણે કોઇ પોલીસનો અમલદાર પોલીસ ચોકસી કરવામાં કોઇ સાહેદને તપાસતો હોય, તો તે સાહેદને એ પોલીસ અમલદાર ચોકશીના સબંધમાં જે સવાલો કરે તેના સાચે સાચા જવાબ દેવા જોઇએ, પણ

જે સવાલના જવાબથી ફોજદારી તહોમતમાં ફસાતો હોય, અથવા જેથી દંડ કિંવા મિલકત સરકાર જપ્ત થતી હોય, એવા સવાલના જવાબ દેવાની મજકુર સાહેદની ફરજ નથી તેથી કોઈ સાહેદ કોઇ પોલીસ અમલદારના સવાલના જવાબમાં આ ઉપલી કલમ પ્રમાણે જવાબ દેવાને બંધાયો છે, તેમાં ખોટી હકીકત કહે તો તેણે ઈરાદા પૂર્વક ખોટો પુરાવો આપ્યાનું તેના ઉપર તહોમત રહી શકે છે. અને કેસરે હિંદ વિ. કાસમખાનના કામમાં પુલબેંચે ઠરાવેલા ફેંસલામાં જે નિયમ બાંધ્યો છે તે નિયમ કાયદાકારોએ ફેરવ્યો હોય એમ માનવામાં આવે છે.

કયો મજકુર ખાસ રીતે ખોટો છે, એમ પુરાવો આપવામાં ન આવે, ત્યાં વીકલ્પી તહોમતો રાખીને, ખોટી જુબાની આપ્યાનો ગુન્હો ટકાવી રાખવા વાસ્તે બંને મજકુરોનું વિરૂદ્ધપણું સાફ રીતે સાબિત થવું જોઇએ. પોલીસ પાસે જે મજકુર કહ્યો તે નીચે પ્રમાણે હતો.

૧. જ્યાં બનાવ બન્યો ત્યાં હું આવ્યો હતો.
૨. અબુચીબાવાની રાડો મેં સાંભળી હતી.
૩. મેં અબુચીબાવાની લાશ તેના ઘર તરફ લઈ જતાં अ ब ने कने જોયા હતા.

માજીસ્ટ્રેટ પાસે જે જુબાની આપી તે નીચે પ્રમાણે હતી.

૧ અબુચીને તેની વાડી તરફ રાત્રે લઈ જતાં મેં अ ब ने कने જોયા નહોતા. તે અબુચી જીવતી હતી કે મરી ગઇ હતી તે કાંઈ કહ્યું નહોતું.
૨ એ રાત્રે આવજો, આવજો, મને મારી નાંખ્યો, એવી રાડ મેં સાંભળી નહોતી.
૩ ઉગમણે મોઢે ઘરમાં અબુચી બાવાને મુકતાં મોરા અને તેના સોબતીને મેં જોયા નહોતા.

આ ઉપરથી સ્પષ્ટ દેખાય છે કે, પેહેલા ત્રણ મજકુરોમાંનો કોઇ મજકુર બીજા ત્રણ મજકુરોમાંના કોઈ મજકુરથી વિરૂધ નથી.

સેસન કોર્ટ પાસે કામ ચાલ્યું, તેમાં એક વધારે ભુલ થઇ છે અને તે એ છે કે, વખતે ગુન્હાના ઠરાવનું તદ્દન ખંડન થઈ જાય એવું છે. સેસન જડજ પોતાના ઠરાવમાં કહે છે કે, "તહોમતવાળાના વકીલની અરજ ઉપરથી ચારે કેશોના સાક્ષીઓની ફકત એકજવાર જુબાની લીધી છે; એટલે કે નીઝામ શેખ અને બીજા ત્રણ સખ્સો જેઓને માથે એકજ ગુન્હાનું તહોમત હતું, તે બધાઓનો ઇનસાફ જુદી જુદી રીતે થયો હતો." જો સાહેદીઓને ફકત એકજવાર તપાસ્યા હોય તો, ચારે બંધવાનો જુદો જુદો ઈનસાફ કેમ થઇ શકે, તેનો સેસન જડજે ખુલાસો કર્યો નથી. તેમ તે ખુલાસો અમે સહેલાઇથી સમજી શકતા નથી. સેસન જડજની વખતે એમ કહેવાની મતલબ હોય કે, ચાર જુદાં જુદાં દફતર કર્યા હતાં, અને તેની સાથે એ સાક્ષીયોની જુબાનીનો જે ભાગ મુદ્દાનો હતો, તેની તપાસણી આ ચારે કેદીયોના ઇનસાફના કામને વાસ્તે માત્ર એકવાર ચાલી હતી. તો ખરેખર જોતાં આ ચારે કેદીયોનો ભેગો ઈનસાફ કર્યા બરોબર છે, પણ ઇનસાફ કરવાની આવી રીત ખોટી છે, એમ કરતાં વધુ વખત બતાવવામાં આવ્યું છે. જુઓ કેસરે હિંદ વિ. અનંતરામ ૪ અ. ૨૯૩ તેથી અમે ઠરાવીએ છીએ કે, બંધવા નથુ શેખને નીર્દોષ ગણી છોડી મુકવો. આ ઠરાવ પ્રમાણે બીજા ત્રણ જણાની અપીલમાં નીકાલ કરવો.

## હબી બુલા વિરૂદ્ધ કેસરે હીંદ.

**कलम १९३.**

६

તા૦ ૭-૭-૮૪
ઇ. ૧૦ક. પા.૯૩૭
બે વિરૂધ મજ-
કુરોમાંથી કયો મ-
જકુર ખોટો છે એ
મ બતાવવા જરૂર
નથી. પરંતુ તે મ
જકુરો એક બી-
જાથી સાફ વિરૂધ
હોય તો આ કલ
મ પ્રમાણે ગુનહો
થાય છે પછી તે
મજકુરો એકી વ
ખતેની તપાસણી
માં કહ્યા હોયતો
તેની ચીંતા નહીં.

एक इनसाफी काममां साहेदी तरीके उलट तपासनी तथा फेर त-पासणीमां एक बीजाथी विरुद्ध मजकुरो कहीने खोटी जुबानी आप्यानुं सने १८८२ ना १० मा आवटना परीशीष्ट पांचमामां नमुना २८ नी पेटा रकम पांच मुजब विकल्प रीते तोहोमत राखीने बंधवाने अपराधी ठराव्यो हती. आमांथी कयो मजकुर खोटो हतो, ते चोकस करलुं नहोतुं.

जस्टीस नोरीस, सिवाय बीजा जडजोए ठराव्युं के फोजदारी काम चलाववाना कायदानी कलम २३३ थी आ बाबतने कांइ असर थती नथी. जे ठराव थयो छे, ते कायदेसर छे.

અરજદારને ઢાકાના જોઇંટ માજીસ્ટ્રેટે પેનલકોડની કલમ ૧૯૩ મી મુજબ અપરાધી ઠરાવ્યો હતો. અને તે ઠરાવ સેસન કોરટ પાસે અપીલમાં મંજુર રહ્યો હતો. તે કાયદાથી ઉલટો છે. માટે શા સારૂ રદ ન કરવો, તેનાં કાંઈ કારણ હોય તો તે કારણ દેખાડવા બાબતનું આ કામ હતું. કેશની હકીકત નીચે પ્રમાણે છે.

ઢાકાના બીજા સબોરડીનેટ જડજની કોરટમાં કેટલાક દીવાની મુકરદમા ચાલતા હ-તા. તેમાં તોહોમતદારે પ્રતીજ્ઞા લઈ ખોટી જુબાની આપી, એવું વીકલ્પ રીતે અરજદાર ઉપર તોહોમત રાખવામાં આવ્યું હતું. પ્રતીવાદીઓ તરફથી તેને એ દાવાઓમાં સાક્ષી ત-રીકે તપાસ્યો હતો. અને બારમી સપટેંબરને રોજ તેની ઉલટ તપાસણી થઇ, તેમાં તે-ણે કબુલ કર્યું કે, હીસાબના ચોપડાઓમાં જે વીગત લખાણી છે, તથા કેટલાક કાગળીયા છે, તે માહારા હાથના લખેલા છે. તેરમી સપટેંબરને રોજ તેની ફરી તપાસણી ચાલી, કે-મકે બારમી તારીખની સાંજે મોડી તેની ઉલટ તપાસણી પુરી થઇ હતી. અને એ ફેર તપાસણીમાં પેલા કાગળો વીશે તથા રકમો લખ્યા વીશે પોતાની આગલી જુબાનીથી ઊ-લટું બોલ્યો, અને સોગન ખાઇને એમ સ્પષ્ટ કહ્યું કે, એ અક્ષર મારા નથી. આવા એક બીજાથી વિરૂદ્ધ મજકુરોની બાબતમાં તેના ઉપર કામ ચલાવવા મંજુરી આપવામાં આ-વી અને તે ઉપરથી તેના ઉપર તોહોમત મુકવામાં આવ્યું. જોઇન્ટ માજીસ્ટ્રેટને એમ મા-લુમ પડયું કે, તેને પોતાના પહેલા મજકુરથી વિરૂદ્ધ બોલવાનું પાકું કારણ હતું, અને ગફલતથી કીંવા અજાણપણેથી કાંઈ ભુલ થઇ નોહોતી. અને કયો મજકુર ખોટો છે, તે-નો નીર્ણય કર્યા વગર તોહોમતદારને બે એકજ સરખા તોહોમતનો અપરાધી ઠરાવ્યો. તે-માં એક ખાતાના ચોપડાઓમાં રકમો દાખલ કરેલ તે બાબતના મજકુરને વાસ્તે, અને બીજા કાગળો વીશે મજકૂર કહયો હતો તે માટે, એમ બંને તોહોમતો માટે તેને એકેક વરસની સખત કેદની સજા કરી.

આ ઠરાવ સેસન કોરટમાં બાહાલ રાખવામાં આવ્યો હતો. ત્યારબાદ અરજદારે હા-ઇકોરટને કામના કાગળ તપાસવા વાસ્તે, તથા માજીસ્ટ્રેટનો હુકમ રદ કરવા વાસ્તે અરજ

કરી અને તે એવા કારણોથી કે, જ્યારે તેની એકની એક જુબાનીમાં એક બીજાથી ઉલટા મજકૂર કહ્યાછે તે ઉપરથી ૧૯૩ મી કલમ પ્રમાણે ખોટી સાક્ષી આપી, તે બાબતમાં વીકલ્પ રીતનાં તોહોમત ચાલી શકે નહીં. આ અરજીની સુનાવણી વખતે પુ. અને ગ્યાસપર સાહેબ અરજદાર વતી હાજર થયા હતા. અને કોરટે હાલનો હુકમ કાઢયો હતો.

એ હુકમની સુનાવણી હાઇકોરટમાં જસ્ટીસ ટોટનહામ તથા નોરીશ પાસે ચાલી.

અરજદાર તરફથી પુ. ગ્યાસપર સાહેબ તથા બાબુ દુરગા મોહનદાસ અને બુઅંબીકા ચણબોશ હાજર હતા.

સામા પક્ષમાં એડવોકેટ જનરલ પોલ સાહેબ તથા બાબુ ચંદ્ર માધુ ગોશ હાજર હતા.

એડવોકેટ જનરલે આ હુકમના વિરૂદ્ધ કારણ બતાવવામાં રાણી વિરૂદ્ધ મુસામત ઝુંમારણ (૬. વી. રી. ફો. ૬૫) તથા રાણી વિરૂદ્ધ મહચંદ હુમાયુશાહ (૨૧. વી. રી. ફો. ૭૨) ના કેશોની સાહદત આપી. એ હુકમના ટેકામાં પુ. સાહેબે કેસરેહીંદ વિરૂદ્ધ નીયાઝઅલી ઇ. લા. ૫ અ. ૨૨ તથા રાણી વિરૂદ્ધ હુમાયુશાહના કેશમાં જસ્ટીસ જાકંશનના અભીપ્રાય વિગેરેનો હવાલો આપ્યો.

કેવા કેવા પ્રકારની દલીલો કરવામાં આવી હતી, તે નીચેના ઠરાવથી જણાઇ આવશે.

## જસ્ટીસ ટોટનહામનો ઠરાવ:—

ઢાકાના માજીસ્ટ્રેટે પેનલકોડની કલમ ૧૯૩ મી પ્રમાણે અરજદારને ગુન્હેગાર ઠરાવેલ, અને અપીલમાં એ ઠરાવ સેસન જજ પાસે બહાલ રહેલ, તે કાયદાથી વિરૂદ્ધ છે માટે શા સારૂ રદ ન કરવો તેનાં કારણો બતાવવાનો આ હુકમ હતો.

અરજદારને અપરાધી ઠરાવી તેના ઉપર વીકલ્પ રીતે તોહોમત મુકેલ તે વીકલ્પ રીતના તોહોમતનું દ્રષ્ટાંતઃ—ફોજદારી કામ ચલાવવાના પરીશીષ્ટ ૫ મામાં આપેલ છે. અને તે એવી રીતે કે, અરજદારે એકની એક જુબાનીમાં એક બીજાથી વિરૂદ્ધ બે મજકુરો કહ્યા હતા, તેમાંનો એક મજકુર એક રોજ ઉલટ તપાસણીમાં, અને બીજો વળતે રોજ ફેર તપાસણીમાં કહયો હતો.

જે કારણ ઉપરથી અમને વચે પડી ઠરાવ રદ કરવાની અરજ થઇ છે, તે એ છે કે, એક બીજાથી વિરૂદ્ધ જુબાની આપ્યાથી બુદ્ધિપુર્વક ખોટો પુરાવો આપ્યાનું વીકલ્પ રીતે તોહોમત, જ્યાંહાં એ મજકુરો એકની એક જુબાનીમાં કહ્યા હોય ત્યાંહાં કાયદેસર રાખી શકાય નહીં.

પણ ફક્ત બે સાવ જુદી જુદી જુબાનીમાં જુદા જુદા કહયા હોય, ત્યાંજ ચાલી શકે છે.

પ્રોસીજર કોડના પરીશીષ્ટમાં જે ખાસ નમુનો આપ્યો છે, તે જુદા પ્રસંગોમાં જુદી જુબાનીને સાફ રીતે લાગુ પડે છે, એટલે એક માજીસ્ટ્રેટ પાસે ચોકશીના કામમાં અને પાછળથી સેસન કોરટના ઇનસાફના કામમાં એવો વાંધો લીધો છે કે, જેમાં ખોટો પુરાવો આપ્યાના એકજ વીકલ્પ તોહોમતને માટે વાપરવા સારૂ, જે ૫ માં પરીશીષ્ટમાં નમુનો આપ્યો છે, અને એ નમુનો ૪૫૪ મી કલમ પ્રમાણે વાપરવાને સારૂ કાયદામાં ઠરાવ્યું

નથી. અને નમ્રતાથી કહેવામાં આવ્યું છે કે, એકજ જુબાનીમાં એક બીજાથી, વિરૂદ્ધ મજકુર કહ્યા હોય, તેના સંબંધમાં વીકલ્પ રીતે તોહોમત મુકવા સારૂ કાયદો લાગુ પાડવો જોઇએ નહીં, અને એવી દલીલ કરી છે કે, આવું, તોહોમત કાયદા પ્રમાણે ખરૂં છે તો, કોઇ સાહેદ પોતાનો ભુલ ભરેલો એક વખત કહેલો મજકુર સહી સલામતીથી સુધારી શકશે નહીં; અને જો તેમ કરશે તો તેના ઉપર કામ ચાલશે; ને જો કામ ચાલ્યું, અને તેના ઉપર અપરાધ સાબીત થયો, તો ખચીત તેમાંથી એમ નીકળશે કે, એમાંથી કયો મજકુર ખોટો છે, તે સાબીત કરવા વાસ્તે, ફરિયાદી તરફ બંધન રહેશે નહીં.

મારી શકિત મુજબ આ બાબતમાં મેં ઘણી સંભાળથી વીચાર કરી જોયા પછી, મહારો અભીપ્રાય એવો છે કે, જે તોહોમત આપણી પાસે આવ્યું છે, તેમાં કાંઇ ગેરકાયદેસર થયું નથી. અને તે ઉપરથી જે ગુન્હાનો ઠરાવ થયો છે, તે કાયદા પ્રમાણે સાચો છે, આ દેશમાં એક કરતાં વધારે વાર ઠરાવ્યું છે કે, ઇરાદા પુર્વક ખોટી સાક્ષીનું વીકલ્પને આકારે તોહોમત મુકી ગુન્હાનો ઠરાવ થઇ શકે છે. અને તેમાં કયું સાચું, અને કયું ખોટું. એ શોધવાની જરૂર નથી. રાણી વિરૂદ્ધ મુસામત ઝમીરન ને રાણી વિરૂદ્ધ મહમદ હુમાયુના ફુલ બેંચના કેશોથી આ સિદ્ધાંત નકી થયો છે, અને હાલનો ફોજદારી કામ ચલાવવાનો કાયદો છે, તેમાં આવા તોહોમતને માટે નમુનો આપીને, આગળ જે કાયદાનું ધોરણ ચાલતું હતું, તે ચાલુ રાખેલું છે. અને તેથી ઉલટો ઠરાવ કરવા સારૂ, અથવા જ્યાં બે જુદાં જુદાં કામ ચાલેલાં હોય, તેમાંજ ફકત આ તોહોમત લાગુ કરવું એને વાસ્તે કાંઇ આધાર જોવામાં આવતો નથી. કાયદાના પરીશીષ્ટમાં એક દ્રષ્ટાંત તરીકે, એક નમુનો આપ્યો છે, અને તે નમુનો બે જુદા જુદા કામોમાં બે મજકુરો કહ્યા હોય, તેને લાગુ પડે છે. માટે એવો ને એવો નમુનો એકના એક કામમાં બે મજકુરો કહ્યા છે, તેને લાગુ ન પાડવો, એ તકરાર વજનદાર નથી.

કેમકે ૫૫૪ મી કલમ જે પરીશીષ્ટ માંહેલા નમુનાનો ઉપયોગ કરવા ફરમાવે છે, તેજ કલમ જેમ પ્રસંગોપાત લાગુ પડે, તેવો ફેરફાર કરીને નમુના વાપરવાનું સ્પષ્ટ રીતે કહે છે. એક સાક્ષી ઉઘાડે છોગે જેમ બે કામોમાં એક બીજાથી વિરૂદ્ધ મજકુર કહે, તેવીજ રીતે એકજ કામમાં કહે, અથવા વખતો વખત કહે, અને કયો મજકુર ખોટો છે, તે જેવું એક બાબતમાં નકી કરવું કઠણ છે, તેવુંજ બીજી બાબતમાં નકી કરવું કઠણ છે, એક બાબતમાં છુટ આપી દેવી, અને બીજી બાબતમાં કામ ચલાવવા દેવું, એવો કાયદાકારોનો હેતુ હોય એમ ધારવાને હું કાંઇ કારણ જોતો નથી. દરેક બાબતમાં સરખાં જોખમ રાખવાનો ઇરાદો હશે એમ ધારવું ફકત મને વ્યાજબી લાગે છે.

જો કાયદાનો આ અર્થ લઇએ તો, સાહેદે એક વખત જુબાની આપી; તેમાં કાંઇ સુધારો કિંવા ફેરફાર કરવો સલામતી ભરેલો નથી, એવી દલીલની બાબતમાં હું ધારતો નથી કે, સાચા સાક્ષીને એવો ડર રાખવાનું કારણ રહે. જે અદાલત પાસે તેણે જુબાની આપી હોય, તે અદાલત અથવા તેની ઉપરી અદાલત જોઈતી તજવીજ થયા પછી મંજુરી ન આપે ત્યાં સુધી તેના ઉપર કામ ચાલી શકતું નથી. અને તેણે ઇરાદા પુર્વક તથા વિચાર કરીને એક બીજાથી વિરૂદ્ધ એવા બે મુચરકા કહ્યા છે, ને તે વળી શુદ્ધબુદ્ધિથી ભુલ સુધારવા નહીં, પણ જે પોતે જાણે છે કે ખોટો છે અથવા સાચો છે એમ જા-

ણુતો નથી, તેવો મજકુર પેહેલે અથવા બીજે પ્રસંગે કહેવાના ઈરાદાથી કર્યો છે, એમ જ્યાં સુધી ખાત્રી થાય નહીં, ત્યાં સુધી કોઈ અદાલત, તેના ઉપર ફોજદારી કામ ચલાવવાની મંજુરી આપશે નહી. અને એમ કરતાં પણ તેના ઉપર કામ આલ્યું, તોપણ તે સાહેદે ભુલ સુધારી, તે સારૂ વિકલ્પ રીતે તહોમત રાખી તેને અપરાધી ઠરાવાશે નહીં. પણ જો અદાલતને એમ ખાત્રી થાય કે તહોમતનામા માંહેલા પેહેલા અથવા બીજા પ્રસંગમાં તહોમતવાળાએ ઈરાદા પૂર્વક ખોટી સાક્ષી આપી છે, તોજ તેને ગુન્હેગાર ઠરાવી શકાય છે. ગુન્હાનું તત્વ ઇરાદો છે. અને તે ઇરાદો જેમ બે જુદા જુદા કામોમાં એક બીજાથી ઉલટું બોલવાથી પ્રતક્ષ દેખાય છે તેમ, એકજ જુબાનીમાંથી જુદી જુદી મંજલે પણ દેખાઇ આવે છે. તેથી હું હવે છેવટ લાવું છું કે, જે તહોમત ઉપરથી અરજદારને ગુન્હેગાર ઠરાવ્યો છે, તેમ કરવા કાયદો રજા આપે છે. અને જે માણુસે જાણી જોઇને ખોટી સાક્ષી પુરી છે, તે માણુસને કાયદાની આવી સ્થિતિથી કાંઈ ખાસ દુખ થતું હોય, એમ હું જોતો નથી. માટે અરજદારને શા માટે છોડી ન મુકવો એવો ખુલાસો કરવાનો હુકમ કરેલો છે, તે રદ કરૂંછું. અને અરજદારે થયેલી શીક્ષા ભોગવી છુટવું, એવો હુકમ કરૂંછું.

## નોરીસ જસ્ટીસનો ઠરાવ.—

ઢાકાના બીજા વર્ગના સબોરડીનેટ જજે દીવાની મુકરદમાઓ ભેગા ચલાવેલ તેની સુનાવણીમાં પ્રતીવાદીયો તરફથી આ કેશના અરજદારને, સાક્ષી તરીકે તપાસવામાં આવેલ હતો. અરજદારની મુખ્ય અને ઉલટ પાલટ તપાસણી સને ૧૮૮૩ના સપ્ટેંબરની ૧૧ મી તારીખે ચાલેલી હતી. ઉલટ પાલટ તપાસણી કરતાં બહુ અસુર થઈ ગયું હતું. તેથી ફેર તપાસ વળતા રોજ માટે રાખ્યો હતો. અરજદારે પોતાની ઉલટ પાલટ તપાસણીમાં કબુલ કરેલ કે, જે હિસાબના ચોપડા બતાવવામાં આવે છે, તેમાં કેટલીક રકમો માહારા હાથ અક્ષરની છે. અને એક પત્ર જેમાં પૈસા ખાઇ ગયાની વાત કબુલ કરેલ, તે પણ મારા હાથનો લખેલો છે. ફેર તપાસણીમાં પેહેલી રકમો તથા પત્ર વીશે આગળની કબુલત કરતાં તે ઉલટું બોલ્યો. અને ચોખી રીતે નાપાડી કે, એમાંનું એકે મારા હાથનું લખેલ નથી. તેના ઉપર કામ ચલાવવાની ન્યાયાધીશે મંજુરી આપ્યાથી તેને ઢાકાના માજીસ્ટ્રેટ પાસે આણુવામાં આવ્યો હતો. અને તેણે તેની જુબાની લીધા પછી નીચે પ્રમાણે તોહોમતનામું ઘડયું.

આજે હબી બુલા, હું આથી તારા ઉપર એવું તોહોમત મુકુછું કે, તેં સને ૧૮૮૩ ના સપ્ટેંબરની ૧૨ મી તારીખે અથવા તે અરસામાં ઢાકા મધે ઈનસાફના ચાલતા કામમાં એટલે બીજા સબોરડીનેટની અદાલતમાં દીવાની દાવાઓ $\frac{૮૮-૮૩}{૮૨}$ ના ઇનસાફના કામમાં એ દાવાઓની એકઠી તજવીજ થતાં તેમાં તુને પ્રતીવાદી તરફથી સાક્ષીમાં ગુજારેલ અને તેમાં તું પ્રતીજ્ઞા લેઈને એમ બોલ્યો કે, "અંક ૯ મો માહારા હાથ અક્ષરનોછે, અને તેમાં સહી માહારી છે." અને તેરમી સપ્ટેંબરને રોજ તે કામમાં તું બોલ્યો કે, "અંક ૯ માહારા હાથ અક્ષરનો કુરોમાંથી એક મજકુર તેં જાણ્યો કે, તે ખોટોછે, અથવા માન્યું હતું કે તે ખોટોછે, અથવા સાચો નથી. અને તેથી તેં હીંદુસ્થાનના પીનલકોડની કલમ ૧૯૩ મુજબ શીક્ષા થઇ શકે, અને આ કોર્ટ સાંભળી શકે, એવો ગુન્હો કર્યો. આ ઉપરથી તુંને ફરમાવું છું કે,

તારો ઇનસાફ સદરહુ તોહોમત રાખી આ અદાલતે કરવો. હીસાબના ચોપડામાં રકમો માંડયાના સંબંધમાં અરજદારના મજકુર વિશે માજીસ્ત્રેટે એક બીજું તોહોમત ઘડયું. માજીસ્ત્રેટે અરજદારને ગુન્હેગાર ઠરાવી દરેક તોહોમત બદલ એક એક વર્ષની સખત કેદની સજા કરી. અરજદારે સેસન જડજ આગળ અપીલ કરી, અને તેમાં નીચેની કોરટનો ઠરાવ બહાલ રહ્યો. ત્યાર બાદ કામનાં કાગળીયાં મંગાવીને વાંચી જોઇ તે ઠરાવ રદ કરવા સારૂ તપાસ કરવાનો અધિકાર આ કોરટે ચલવવો જોઈએ, એવી અરજ કરી, અને તેમાં એવું કારણ લખ્યું કે, પીનલકોડની ૧૯૩ મી કલમના ગુન્હાનું વીકલ્પ રીતે રાખેલું તોહોમત જ્યાં એ તોહોમતનો પાયો, એકજ જુબાનીમાં એક બીજાથી ઉલટા મજકુરો ઉપર રાખ્યો છે, તે ખોટું છે.

એ ઠરાવ શા માટે રદ ન કરવો, તેનું કારણ બતાવવા સારૂ અમે હુકમ કાઢયો છે. એ હુકમની દલીલોમાં એડવોકેટ જનરલ કારણ બતાવવા હાજર થયા છે. પુ. અને ગ્યાશપર સાહેબ એ હુકમને ટેકો આપનારા છે. એ મુકરદમા ઉપર ઘણામાં ઘણો વિચાર હું કરી શકયો છું. તે પછી મારે દિલગીરીથી કહેવું જોઇએ કે, જસ્ટીસ ટોટનહામે જે છેવટનો નીર્ણય કર્યો તેની સાથે મળતો આવવાને હું અશક્ય છું.

માહારો અભિપ્રાય એવો છે કે, એ હુકમ છેવટનો કરવો જોઇએ. એડવોકેટ જનરલે એવી દલીલ આપી કે, આ બાબતનો સત્તાથી નીરણે થઇ ચુકયો છે. અને તેના સબંધમાં રાણી વિ. મુસામત ઝમીરન તથા રાણી વિ. મહચંદ હુમાયુશાહના ફેંસલાઓનો હવાલો આપ્યો છે. આ બંને ફેંસલાઓ ફુલ બેંચે કર્યા છે. તેમાંનો પેહેલો ફેંસલો સને ૧૮૬૧ ના ફોજદારી કામ ચલાવવાના ધારા ઉપર વીકલ્પ રીતે રાખેલા તોહોમતને સંબંધ છે. અને બીએ ફેંસલો સન ૧૮૭૨ ના કાયદા ઉપર તેવાજ તોહોમતોના સંબંધે છે.

બેશક આ કેશની હકીકતથી આ ઉપરના બંને કેશની હકીકતને જુદી પાડી ન શકુ તો એ ઠરાવોથી હું બંધાએલો છું. તોપણ વીવેક સહીત હું કહું છઊં કે, પેહેલા મુકરદમામાં જસ્ટીસ નોરમંન અને કયાંપબેલે શક બતાવેલો છે. અને બીજા મુકરદમામાં જસ્ટીસ જાકસને જે દલીલથી છેવટ આણ્યું છે, તે દલીલ મારા અભીપ્રાયને ભાવતી છે. એમ કહું તો હું બહુ ડાહયો ગણાઇશ નહીં. આ કેશને ઉપરના બંને કેશોની વચે એક મુખ્ય તફાવત છે, એમ મને ભાસે છે. એ બંને કેશોમાં કહેલા ઉલટા મજકુરો બંને પ્રસંગે લેવાયલી જુદી જુદી જુબાનીમાં કહેવામાં આવ્યા હતા. રાણી વિરૂદ્ધ મુસામત જમીરનના કેશમાં સને ૧૮૬૫ના અકટોબરની ૧૪ મી તારીખે માજીસ્ત્રેટ પાસે પહેલો મજકુર કહેવામાં આવ્યો હતો. અને બીજો મજકૂર તેજ સાલના ડીસેંબર મહીનામાં સેસન જજ પાસે કહેવામાં આવ્યો હતો.

રાણી વિરૂધ હુમાયુશાહના કેશમાં બંધવા ઉપર એવું તોહોમત હતુ કે "તેં સને ૧૮૭૬ના જાનેવારી મહિનાની ૨૩ મી તારીખે અથવા તે અરસામાં અલીપુર મધ્યે તુળશીદાસ દત્ત અને મહમદ લતીફ પાસે એવી જુબાની આપી કે, ઇત્યાદી, ઈત્યાદી, અને સને ૧૮૭૩ ના ફેબ્રૂઆરી મહિનાની ૧૩ મી તારીખે અથવા એ અરસામાં એજ ઠગાઈના કેશમાં બેલીલીયાસ તુળશીદાસ દત્ત અને અહમદ લતીફના ઈનસાફના કામના દરમીયાન અલીપોરના ડેપ્યુટી માજીસ્ત્રેટ અબદલ લતીફ પાસે એવી જુબાની આપી કે, ઇત્યાદી ઇત્યાદી"

હવે ચોખ્ખું છે કે, જો કે એકજ ઠગાઈનો કેશ કહેવામાં આવ્યો છે તોપણ ખરેખરી રીતે બોલતાં એકજ કેશ થઇ શકે નહીં. ૨૩ મી જાનેવારીને રોજ તુળશીદાસ દત્ત અને મહમદ લતીફ એમ ત્રણ જણાના ઉપર કેશ ચાલતો હતો. સાફ રીતે ૨૩ મી જાનેવારી અને ૧૩ મી ફેબરૂઆરી વચે બેલીબ્યાસને એક પ્રતીવાદી તરીકે, પધાર્યો હતો. ૨૩ મી તારીખે બે પ્રતીવાદી વિરૂદ્ધ બંધવાએ આપેલી જુબાની ૧૩ મી ફેબ્રુઆરીયે, નવા ઉમેરાયલા પ્રતીવાદી વિરૂદ્ધ તેને ફરી સોગન આપ્યા વગર વાપરી શકાત નહીં. એટલે બે જુદા જુદા પ્રસંગો ઉપર બે જુદાં જુદાં તોહોમતોમાં બે જુબાનીયો થાય છે. આ કેશમાં અરજદારની ઉલટ અને ફેર તપાસણી વચે એક રાત જો કે ગઈ હતી, તોપણ ઉલટા મજકુરો એકજ કેશની સુનાવણીમાં એની એજ જુબાનીમાં કહેવામાં આવ્યા હતા.

આવી તરેહના મુકરદમાઓને. ઉપર લખેલા ફુલ બેંચોના ઠરાવોનો નીયમ લાગુ કરવો એ ઘણું ધાસ્તી ભરેલું છે. એથી કરી એક સાક્ષીને પોતાની જુબાની સુધારવામાં ઘણું જોખમ થઈ પડશે. જે તફાવત મેં બતાવ્યો, તે તફાવતના કારણ ઉપરથી મારો એવો અભીપ્રાય છે કે એ ફુલ બેંચના ઠરાવો આંહીં લગતા નથી. અને તેટલા માટે કારણ શામાટે ન બતાવવું તે હુકમ છેવટનો કરવો જોઈએ. બંને જડજો એક મત ન થયા તેથી આ કેશ ત્રીજા જજ જસ્ટીસ વીલસન પાસે મુકવામાં આવ્યો, અને તેની પાસે એ કેશની ફરીને દલીલ અને તકરાર થઇ હતી.

### જસ્ટીસ વીલસનનો ઠરાવ:—

જસ્ટીસ નોરીસ અને ટોટનહામ વચે મત ભેદ થવાના કારણથી, આ કેશ મારી પાસે મુકવામાં આવ્યો છે. તોહોમતવાળાને પીનલકોડની કલમ ૧૯૩ મુજબનું તોહોમત રાખી ગુન્હેગાર ઠરાવ્યો છે. દરેક તોહોમત ફોજદારી કામ ચલાવવાના કાયદાના પરીશીષ્ટ ૫ માના નમુના ૨૮ મા પ્રમાણે ઘડવામાં આવ્યું છે. ને તેણે સાહેદ તરીકે બે એક બીજાથી વિરૂદ્ધ મજકૂરો જેમાંનો એક તે ખોટો છે, એમ જાણતો હતો. તથા સાચો છે એમ માનતો નહોતો, તેવા મજકૂરો ઇનસાફનું કામ ચાલતું હતું, તે દરમીયાન કહ્યાનું તહોમત રાખ્યું હતું. આમાંથી કયો મજકૂર ખોટો છે, તે સ્પષ્ટ રીતે ગોત્યાવગર તોહોમત પ્રમાણે પાધરો ઠરાવ કરવામાં આવ્યો હતો.

અરજદાર તરફથી ગ્યાપર સાહેબ હાજર છે. તેણે એવી તકરાર ઉઠાવી છે કે, (૧) હાલના કાયદા પ્રમાણે આવા પ્રકારનું તહોમત તથા તેનો ઠરાવ કોઈ પણ રીતે કાયદેસર નથી. આ તહોમતોના ખરાપણાની બાબત આ કોરટની ફુલબેંચ પાસે બે વખત આવીછે.

રાણી વિરૂદ્ધ મુસામત ઝમીરણમાં આવું તહોમત પેહેલે અથવા બીજે પ્રસંગે ખોટી સાહેદી પુરી એમ વિકલ્પ રીતે ગણ્યું, અને તે વખતે જે ફોજદારી ધારો ચાલતો હતો, તે મુજબ બરોબર થયું છે એમ ઠરેલું હતું, એમ પણ જણાય છે.

જો હાલની હકીકત ઉપલા બોધથી જોવામાં આવે તો સને ૧૮૭૨ ના ૧૭ મા આક્ટની કલમ ૪૫૨ મી અથવા હાલના કાયદાની કલમ ૨૩૩ મી મુજબ દરેક ગુન્હા વાસ્તે જુદાં જુદાં તહોમતો જોઇએ. અને જેમાં વિકલ્પ રીતે તહોમતો મુકવા સ્પષ્ટ રીતે કહેલું છે, તેઓની સાથે સમાધાન કરવાનું બહુ મુસ્કેલ નથી. પણ પછવાડેથી રાણી વિરૂદ્ધ મ-

હમદ હુમાયુના ફુલબેંચના કેશમાં કાઉચ અને કેંપ જસ્ટીસે સ્ફુટતાથી કહેલું છે કે, આવું તહોમત વિકલ્પ રીતે બે ગુન્હાનું નથી. પણ એક ગુન્હાનું છે. અને જસ્ટીસ મોરીસ, બર્ચ, તથા એનસલીના પણ એજ મતલબના વિચારો છે. બીજા બે જડજો, જે મળી ફુલબેંચ થયો હતો, તેઓએ પોતાનાં કારણો બતાવ્યાં નથી.

કાયદાનો આ નિયમ જો કે સત્તાવાર રચાયો નથી, તોપણ તેને મંજુર કરવા માહારા વિચાર મુજબ હું બંધાયો છું-

જો આમ હોય તો ૨૩૩ મી કલમથી ચાલતી બીનાને કાંઇ અસર થતી નથી. અને પરીશીષ્ટમાં તહોમતનામાનો જે નમુનો આપ્યો છે, અને જેને ૫૫૪ મી કલમે મંજુર કરેલો છે, અને જે આ કેશમાં ગ્રહણ કરેલો છે, એ કાયદેસર છે. અને તેને મળતો ઠરાવ પણ કાયદેસર છે. માટે ગ્યાસપર સાહેબની દલીલ આ ઠેકાણે તુટે છે.

એક બીજાથી વિરૂદ્ધ એવા બે મજકુરોમાંથી કયો મજકુર સાચો છે તે પડેલા પુરાવા ઉપરથી શોધી કાઢવું અશક્ય છે. તેવા કામમાં હાલના રૂપનું તહોમતનામું અને ઠરાવ ફકત વ્યાજબી રીતે વાપરી શકાય, એવી ગ્યાસપરની બીજી દલીલ છે. અને તે સારૂ તેણે રાણી વિરૂદ્ધ બીદુનોશીયાનો કેશ કહાડી બતાવ્યો. તહોમતનામું ઘડવામાં અને તેનો નીકાલ કરવામાં કોરટે શું કરવું જોઈએ. તે બતાવવા સારૂ સદરહુ કેશમાં જે કહ્યું છે તે હું જાણું છઊં કે, ઘણુંજ ઉપયોગી છે. પણ હું ધારૂંછું કે એ બાબતને લાગુ પડે, એવા કાયદાને તે અસર કરતો નથી. અથવા અસર કરવાની તેની મતલબ નથી.

ગ્યાસપરની ત્રીજી દલીલ એવી છે કે, એકજ જુબાનીની દરમ્યાન, જ્યાં એક બીજાથી વિરૂદ્ધ મજકૂર કહ્યા હોય ત્યાં જે નિયમો ઠરાવ્યા છે તે લાગુ પડતા નથી. બેશક ઉપયોગનું છે કે, કોઇ સાહેદી પોતાની જુબાની માંહેલી ભુલ સુધારવાને સાફ દાનતથી ઇચ્છતો હોય, તે સાક્ષીને માથે ફોજદારી તહોમતનું જોખમ રાખી સુધારો કરતાં અટકાવવો જોઇએ નહીં, અને એકજ જુબાનીમાંથી કહેલા એક બીજાથી વિરૂદ્ધ મજકુરો ઉપરથી જે તહોમત નીકળે, તે તહોમતો ખસુસ સંભાળથી તપાસવાં જોઈએ. પરંતુ આવા એક બીજાથી ઉલટા મજકુરો એક જુબાનીમાં કહ્યા હોય, કે બે જુબાનીમાં કહ્યા હોય, તેમાં વચ્ચે ન્યાયતત્વમાં, કાંઇ પુરતો તફાવત મારા જોવામાં આવતો નથી. બે એક બીજાથી વિરૂદ્ધ મજકુરો કહેવા, જેમાંથી એક અથવા બીજો ખોટો હોય, અને તે પાછા સાપ્રાધ ઈરાદાથી, બે જુદા જુદા પ્રસંગે તેમ કરવામાં આવે, એ જો ૧૯૩ મી અ કલમ પ્રમાણે ગુન્હો હોય તો, મારા માનવા પ્રમાણે એકજ પ્રસંગ ઉપર, એવા બે મજકુર કહેવા, એ પણ ગુન્હો છે. તેથી હવે હું પુ ટાટનહામ જસ્ટીસના અભિપ્રાયથી મળતો થાઊંછું.

## માહારાણી કેસરે હીંદ વિ. મેહેરબાનસીંગ અને બીજાઓ.

**કલમ ૧૯૩.**

૭

कोइ माणस दीवानी दावामां लखेली केफीयत दाखल करे तो तेमां साचुं लखवाने ते कायदाथी बंधायलो छे अने जे केफीयत तेना जाणवा प्रमाणे अथवा मानवा प्रमाणे खोटी होय, अथवा ते साची नथी, एवुं ते जाणतो होय एवी केफीयत जो ते लखेतो ते, पी. को. नी १९१ मी कलमना अर्थ्र प्रमाणे खोटो पुरावो आप्यानो गुन्हेगार थाय छे.

તા૦ ૨૪-૭-૮૪
ઈ. ૬ અ. પા. ૬૨૬
કોઈ પ્રતીવાદી પોતાના ઉપરના દાવાના જવાબમાં કાંઈ ઈકરાર કરીને ખોટો જવાબ આપે તો તે આ કલમ પ્રમાણે ગુન્હો થાય છે

આ કામની હકીકત જોઇએ તેટલી હાઇકોરટના ઠરાવમાં આપેલી છે. અપેલેંન્ટ મેહેરબાનસીંગ તરફથી કારાપીટ સાહેબ વકીલ અપેલેંન્ટ મનાલાલ બળદેવપ્રસાદ તથા ભવાનીપ્રસાદ તરફથી રોઝ સાહેબ વકીલ.

## અને સરકાર તરફથી બાબુ દ્વારકાંનાથ બાદરજી વકીલ.

## ચિફ જસ્ટીસ સ્ટ્રેટનો ઠરાવ:—

ફરૂકાબાદના સેસન જડજે તારીખ ૩૧-૩-૮૪ ને રોજ ઠરાવ આપ્યો હતો, તેના ઉપર આ પાંચે અપીલો થઇ છે. કાયમગંજના મુનસફની કોરટમાં બચાવમાં લખેલા મજકૂરમાં ખોટા ઇકરાર કરીને ખોટો પુરાવો આપ્યાનો પાંચ અપેલેંન્ટોમાંથી, અપેલેંન્ટ મેહેરબાનસીંગને અપરાધી ઠરાવ્યો હતો. અને આવો ખોટો પુરાવો આપવામાં તેને બીજા ચાર જણાએ મદદ કરી. તેથી તેઓને મદદગારીના ગુન્હાના અપરાધી ઠરાવ્યા હતા. ગુનાનો ઠરાવ કરવામાં જોઇએ તેટલો પુરાવો નથી. એવી મેહેરબાનસીંગ તરફથી આ અપીલમાં તકરાર લેવામાં આવી છે. તથા બીજાઓની બાબતમાં તેઓની વતી એવી દલીલ કરવામાં આવી છે કે, મેહેરબાનસીંગના ગુન્હામાં મદદગારીનું તહોમત નભાવી રાખવા. અથવા મેહેરબાનસીંગે જે લખેલો જવાબ દાખલ કર્યો હતો, તે માંહેલો મજકુર તેણે જાંણી જોઇને અને બદનીષ્ટાથી ખોટો લખ્યો હતો. એવું બતાવવાને જોઇએ તેવો કાયદેસર પુરાવો નથી.

આ મુકરદમાનો પ્રસંગ થોડો ઘણો વિચીત્ર પ્રકારનો છે. તેથી ટુંકામાં તેની વિગત આપવાને જરૂર છે. એક નવાબ પ્યારી સાહેબ જે આ કામનો પ્રોસીકયુટર હતો, તે સમસાબાદમાં રહે છે, અને છોટાલાલની પેઢીવાળો બાબુ દુરગાપ્રસાદ, ફરૂકાબાદમાં રહે છે. અને તે બાબુ છોટાલાલના આડતીયા તથા વહીવટ કરનાર તરીકે કામ કરતો હોય, એમ લાગે છે. અપેલેંન્ટો બધા મંઝાના નામના ગામમાં રહે છે. અને તે ગામમાં બાબુ દુરગાપ્રસાદે એક કોઠી રાખી છે, અને તે કોઠી પ્રતાપનારાયણ નામના સખસના હવાલામાં રહે છે. જે લેવડ દેવડમાંથી હાલનાં તહોમતો ઉભાં થયાં છે. તે લેવડ દેવડ કરવા ટાંણે, અપેલેંન્ટ મેહેરબાનસીંગ નવાબ પ્યારી સાહેબના ભાઇ નવાબ જાનનનો કામદાર હતો, અને તે તથા બીજા ચાર અપેલેંન્ટોમાં જે કરનાવડમાં એક ખેતરના મજમું ભાગદાર હતા. તે ખેતર બે વસા અને બે વીસવાસી હતું. અને તે બાબુ દુરગાપ્રસાદને ત્યાં ગીરો માંડયું હતું. તથા ૧૮૮૦ ના જાનેવારી મહીનામાં વ્યાજ તથા મુદલ મળીને ૨૭૦ રૂપૈયાની રકમ તેની લેહેણી થતી હતી. એ મહિનામાં નવાબ પ્યારી સાહેબ પોતાની મા મુસામત જફરી બેગમના નામથી સદરહુ ખેતર અઘાટ માંડી લેવાનું દસ્તાવેજ કર્યું. અને તેમાં એવો ઠરાવ કર્યો કે, ત્રણસો અડસઠ રૂપૈયા વેચનારાઓને રોકડા આપવા અને ૨૭૦ રૂપૈયા બાબુ દુરગાપ્રસાદને ગીરોના છુટકામાં આપવા, નવાબ પ્યારીસાહેબના કામદાર સામસરૂપની જુબાનીથી જણાય છે કે, તેણે પોતાના શેઠ પાસેથી ૧૮૮૦ ના જાનેવારીની ૨૫મી તારીખે અથવા તે પેહેલાં સમસાબાદમાંથી ૩૬૮ રૂપૈયા લીધા, અને તે રૂપૈયા મંઝાણે લાવ્યા બાદ બાબુ દુરગાપ્રસાદની કોઠી, એ પ્રતાપ નારાયણસીંગના હવાલામાં તેણે રાખ્યા. તે વધુ લખાવે છે કે, ૨૬ મી તારીખે મેહેરબાનસીંગે હઠ પકડીને કહ્યું કે, મને પૈસાની તાણ છે. તેથી એ રકમ મંઝાણામાં પાંચે અપેલેન્ટને આપી દીધી. અને તે પછી બાબુ દ્વારકાંપ્રસાદે વેચાણ ખત તૈયાર કર્યું. સદરહુ બાબુ દ્વારકાંપ્રસાદ કહે છે કે, એ દસ્તાવેજ મેં તૈયાર કર્યો હતો. અને મારી રૂબરૂ પાંચે અપેલેન્ટોએ, તે દસ્તાવેજમાં સહીઓ કરી હતી. અને તેઓએ મને કહ્યું હતું કે, ૩૬૮ રૂપૈયા અમે ભરી પામ્યા છીએ. એજ તારીખે તે દસ્તાવેજ રજીષ્ટર કરવામાં આવ્યો. અને રજીષ્ટર કરનાર અધિકારી પાસે એવાજ પ્રકારની અપેલેન્ટોએ કબુલત કરી. પ્રતાપ નારાયણની જુબાની ઉપરથી જણાય છે કે, જે સાંમસરૂપે, ૨૬ મી તારીખે ૩૬૮ રૂપૈયા સોંપ્યા હતા, તે તેણે ૨૭ મી તારીખે ઉપાડી લીધા, તે ઉપરાંત રજીષ્ટર કરાવવાના ખરચના ૧૬ રૂપૈયા ઉપાડયા હતા. ત્યારબાદ સદરહુ પ્રતાપ નારાયણે પોતાના શેઠ બાબુ દુરગાપ્રસાદને આ હકીકતની ખબર મોકલીને

પુછયું કે, મંઝાની કોઠીના હિસાબના ચોપડામાં પેહેલી છેલી રકમ કેવી રીતે લખવી, તે ઉપરથી તેને જવાબ મળ્યો કે, ૩૬૮ નવાબ પ્યારીએ સામસરૂપ મારફત આપ્યા છે. તે અપેલેન્ટોને આપવા, અને રૂપૈયા ૧૬ ની રકમ નવાબને ખાતે માંડવી. પ્રતાપ નારાયણની જુબાની ઉપરથી જણાય છે કે, ૩૬૮ રૂપૈયા ફેબ્રુઆરીની ૨૨ મી તારીખે અપેલેન્ટોને આપવામાં આવ્યા હતા. આથી કરીને નવાબ પ્યારી સાહેબની જુબાનીના અરથનો ખુલાસો થાય છે. એ જુબાની તેણે એવી આપી હતી કે, મેં પોતે પૈસા આપ્યા નહોતા. આ રીતે અઘાટ માંડવાની ભાંજગડ સંપુર્ણ થઈ; પરંતુ દખલ દેવાનું કામ બાકી રહ્યું હતું. અને જ્યારે નવાબે તેનો અમલ કરવાનો પ્રયત્ન કર્યો, ત્યારે અપેલેન્ટો તેની સામા થયા. છેવટ ૧૮૮૩ ના જાનેવારીની ૨૪ મી તારીખે નવાબે ૧૮૮૦ ના જાનેવારીની ૨૭ મી તારીખના અઘાટ ખતની રૂયે વેચેલી મિલકતનો કબજો મેળવવા વાસ્તે કાયમ ગંજની મુનસફની અદાલતમાં દીવાની દાવો દાખલ કર્યો. તે દાવામાં બધા અપેલેન્ટો તરફથી, અને મેહેરબાનસીંગના કહેવા ઉપરથી લખેલો જવાબ આપવામાં આવ્યો કે, ૩૬૮ રૂપૈયા અપાણા નથી. પણ તેમાં એવી સમજણ કરી હતી કે, તે રકમ એકને નામેથી બીજાને નામે ચડાવી દેવા ટાંણે આપવાની હતી. અને તે પ્રમાણે ચડાવી દેવા ટાંણે આપી નથી. તથા વાદીએ બાબુ દુરગાપ્રસાદના ગીરોનો ઉકેલ કર્યો નથી. તે દાવાની સુનાવણી થતી હતી દરમીયાંન મેહેરબાને પ્રતીજ્ઞા ઉપર જુબાની આપી અને લખેલી કેફીયતમાં પણ તેજ મતલબને તે વળગી રહ્યો. બચાવમાં આપેલી કેફીયતમાં જે હકીકત હતી, તેના સંબંધમાં આ તોહોમત રાખ્યું હતું. અને તે તોહોમત ઉપરથી બધા અપેલેંન્ટોનો ઇનસાફ થયો હતો. તેમાંથી મેહેરબાનસીંગને ખોટો પુરાવો આપ્યાના ગુન્હા વાસ્તે, અને બાકીના ચાર જણનો તે ગુન્હામાં મેહેરબાનસીંગને મદદ કર્યાના ગુન્હા વાસ્તે ઈનસાફ થયો હતો.

આવી રીતે લખેલા જવાબમાં લખનાર સક્ષ પોતાના જાણવા અથવા માનવા પ્રમાણે સાચાપણાનો ઇકરાર કરે, અને તે ઇકરાર ઇરાદા પુર્વક અને જાણીબુજીને કરવામાં આવે તો, તે જવાબમાં તેણે કાંઇ મુદાની હકીકત કહેલી છે એવો માહારો અભિપ્રાય છે. અને તે સક્ષ પી. કો. ની ૧૯૩ મી કલમ પ્રમાણે ફોજદારી ફરીયાદનો ભોક્તા થાય છે. દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની ૧૫૫ મી કલમમાં એવું ઠરાવ્યું છે કે, કોઇ દીવાની દાવામાં દાખલ કરેલી લેખી કેફીયતમાં ફરીયાદ અરજીની માફક સહી તથા એકરાર કરવો જોઇએ, તથા તેજ કાયદાની ૫૧ મી કલમમાં એવું ઠરાવ્યું છે કે, " ફરીયાદ અરજી ઉપર વાદીએ તથા તેના પ્લીડરે પણ (જો પ્લીડર હોય તો) સહી કરવી, અને તેની નીચે વાદીએ અથવા બીજો કોઇ સક્ષ મુકરદમાની હકીકતથી વાકેફ છે, એમ કોરટની ખાત્રી લાયક શાબિતી થાય તો, તે સખસે તે ફરીયાદ અરજીના સાચાપણા વિશે એકરાર કરવા જોઇએ.

પણ એવું ઠરાવ્યું છે કે, ગેરહાજરીના સબબથી અથવા બીજા મજબુત કારણથી ફરીયાદ અરજી ઉપર વાદીથી સહી ન થઇ શકે, તો તે કામ સારૂ તેણે યોગ્ય રીતે અધિકાર આપેલો કોઇ સખસ તેના ઉપર સહી કરવાને મુખત્યાર છે. "

માટે જે માણસ કોઈ દાવામાં લેખી કેફીયત દાખલ કરતો હોય, તો કાયદા પ્રમાણે સાચું કહેવાને તે બંધાએલો છે. અને જે કેફીયત પોતાના માનવા તથા જાણવા પ્રમાણે ખોટી છે, અથવા સાચી નથી, એવું તે માનતો હોય, એવી કેફીયત જો તે લખે તો પીનલકોડની ૧૯૧ મી કલમના અર્થ પ્રમાણે ખોટો પુરાવો આપ્યાનો તે ગુન્હેગાર થાય છે. કાયમગંજની મુનસફની કોરટમાં ૧૮૮૩ ના ફેબ્રુઆરીની ૯ મી તારીખે ૩૬૮ રૂપૈયા અપાણા નથી. એવી મતલબનો જવાબ દાખલ કરેલી કેફીયતમાં લખેલો છે, તે મેહેરબાનસીંગના જાણવા પ્રમાણે ખોટો હતો કે નહીં? અને તે તેણે જાણીજોઇને અથવા ઇરાદા પુર્વક કરેલો હતો કે નહીં? તથા તેવી કેફીયત લખવામાં બીજા અપેલેન્ટોએ પોતાની વતી અથવા મેહેરબાનસીંગના તરફથી તેને ઉશકેરણી કરી હતી કે નહીં? તેટલા ઉપર આ કામનો આખો સવાલ રહે છે. આ છેલ્લા કહેલા સક્ષો તરફથી જે વિદ્વાન વકીલ હાજર થ-

યો છે, તે મારા ઉપર એવું દબાણુ કરે છે કે, હકીકતના વિરૂદ્ધ એક દલીલ દેવામાં કાંઈ વાત કહેવી, અને તે ફકત વાદીને પોતાના દાવાની સાબીતી કરવા સારૂ કહેવી, તે ઉપરથી ફોજદારી કોરટમાં ફોજદારી માંડવાનો વીશય થઈ શકતો નથી. એ વીદ્વાન વકીલે જેવી જાતનો અપવાદ સુચવ્યો છે તેવી જાતનો અપવાદ વખ્તે નહીં હશે, એમ હું પુરે પુરૂં કહી શકતો નથી. પરંતુ મારો એવો અભીપ્રાય છે કે, આ દેશના કાયદાનો એક નીયમ છે કે, દાવાના પક્ષકારોમાંથી વાદી પોતાના દાવાના આધારમાં, મુદાની હકીકત વીશે જે હકીકત લખે, અથવા પ્રતીવાદી તરીકે, એ દાવા સામે જે લખેલી કેફીયતનો જવાબ આપે તે સઘળું સાચું લખવાની તેઓની ફરજ છે. અને જ્યારે તેઓ તેમ કરે નહીં, અને જો, એમ બતાવી શકાય કે, જે હકીકત તેના જાણવા પ્રમાણે ખોટી હતી, તે હકીકત તેણે ઇરાદા પૂર્વક લખી છે; તો તે સખ્સ હીં. પીનલ કો. ની ૧૯૧ મી કલમ પ્રમાણે ગુન્હેગાર થાય છે. કેમકે યાદ રાખવું જોઇએ કે, આવી જાતના ગુન્હાઓનું તત્વ દાવાના પક્ષકારમાંથી, કયા પક્ષકારને તે હકીકતો કેવી રીતે નુકશાન કરેછે, તે જોવાનું નથી પરંતુ, અદાલતને કેવી રીતે ઠગે છે, તથા ભુલથાપમાં નાંખે છે, તથા ફોજદારી તથા દિવાની ઇનસાફના કારભારમાં કેવાં મોટાં ભયંકર પરિણામોને જન્મ આપે છે, તે જોવાનું છે. અદાલતમાં મારા અનુભવ ઉપરથી ખાત્રી થઈ છે કે, દીવાની દાવાઓના સવાલના જવાબ કરવામાં બે ધડક ખોટી હકીકત આપી શકાય છે. એવી બાહારના લોકની સામાન્ય માનતા છે. આવી ભુલ ભરેલી માન્યતા સુધારવાનો આ અયોગ્ય વખત છે. તથા આ માન્યતા ઘણી આડે રસ્તે લઈ જનારી છે, એવું બધાએ સમજવું જોઇએ; એમ મારી ઇચ્છા છે. માટે અપેલેન્ટ મેહેરબાનસીંગને કરેલી સજા તથા ઠરાવ બહાલ રાખુંછું. પણ બીજા અપેલેંન્ટો ઉપર જે મદદગારીનો ઠરાવ થયો છે, તેમાં પુરતો પુરાવો નહીં હોવાથી, તેમને છોડી મુકવાનો હુકમ કરૂંછું.

## માહારાણી કેસરે હીંદ વિ. દલા જીવા.

**કલમ ૧૯૩.**

૮

તા૦ ૧૦–૧૨–૮૫.
ઇ. ૧૦ મુ.પા. ૧૯૦.

જે માજીસતરેટને કોઈ ગુન્હાનો ઇનસાફ કરવાને અધીકાર નથી તે ઇનસાફના કામમાં આપેલી જુબાની એ કાયદેસર કહેવાય નહીં. અને જુબાની ખોટી આપી હોયતો આ કલમ પ્રમાણે ગુન્હો થતો નથી

फोजदारी काम चलाववानी रीतना कायदानी ३३७ मी कलममां जे जातना मुकरदमानुं चीतवन कर्युं नथी तेमां प्रथम चोकशी करनार माजीस्त्रेटने, बंधवाने माफी आपवानो कींवा साक्षी तरीके, तपासवानो अधीकार नथीं.

आवी जातनी तपासणीना दरमीयांनमां बंधवे कहेली हकीकत लगती न होय, एटले अग्राही होय, अने पछवाडेथी सदरहु कहेवुं पाछुं खेंची ले तो आगलुं कहेवुं अथवा पछवाडानुं कहेवुं तेना विरुद्ध गणाइ शकातुं नथी. अथवा हींदुस्थानना पीनलकोडमी १९३ मी कलम प्रमाणे खोटो पुरावो आप्यानुं काम तेना उपर चाली शकतुं नथी.

१८८२ ना १० मा आकटनी ३३७ मी कलम प्रमाणे बंधवाने कायदेसर माफी अपाय छे, सदरहु बंधवो प्रतीज्ञा लेइने कांइ वात कहे, अने त्यार पछीना इनसाफना काममां ए वात पाछी खेंची लेतो. वीकल्पी तोहोमतनी दरेक शाखाओ उपरथी खोटो पुरावो आप्याना फोजदारी काम वास्ते योग्य मंजुरीनी जरुर छे. सदरहु मंजुरी काम चाल्यां पछे नहीं, पण काम चलाव्या पहेलां आपी शकाय छे.

અમદાવાદના આસીસ્ટંટ સેસન જડજે નાસાબિતીનો ઠરાવ કર્યો હતો તેના ઉપર સરકારે આ અપીલ કરી છે.

આ મુકરદમાની હકીકત જોઈએ તેટલી આસીસ્ટંટ સેસન જડજના ઠરાવમાં લખી છે તે એવી છે કેઃ—

બંધવા ઉપર હિંદુસ્થાનના પીનલકોડની ૧૯૩ મી કલમ પ્રમાણે નીચે લખેલા પ્રસંગે ખોટો પુરાવો આપ્યાનું તહોમત હતું.

લગભગ બે વર્ષ પહેલાં એક ડાકાઇટી થઇ હતી. અને હાલનો બંધવો તે વખતે પકડાએલા સખસો માંહેલો હતો. એ વખતે તેને ઇનસાફના કામમાં માફી લીધી, અને પછી તેણે સાક્ષી તરીકે જુબાની આપી. એ જુબાનીમાં તેણે કહ્યું કે એક બુપટ લીલા પણ એ ગુન્હામાં સામીલ હતો. એ બુપટી હાલ પકડાયો છે, અને તેના ઇનસાફમાં હાલના બંધવાને એક સાક્ષી દરજે તપાસ્યો હતો. આ વખતે તે કહે છે કે, સદરહુ બુપટો ડાકાઇટી કરનારાઓની ટોળીમાં નહોતો. આમાંથી એક મજકુર ખોટો હોવો જોઇએ. આ પ્રસંગે અથવા એને આગલે પ્રસંગે તેમે ખોટો પુરાવો આપ્યો એ વાતનો સંદેહ છે. પરંતુ બંધવાના વકીલે એવો વાંધો લીધો છે કે, ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૩૩૯ ના છેલા ફકરા પ્રમાણે હાઇકોર્ટની મંજુરી જોઇએ, તે મંજુરી લીધી નથી. માટે આ ફોજદારી ખટલો ચાલી શકતો નથી. મંજુરી નથી લીધી એ વાત ખરી છે, તેમ કામ ન ચલવવું જોઇએ એ પણ ખરૂં છે.

તેથી મેં આસેસરોને એવી ભલામણ કરી કે, બંધવો બેગુન્હા છે, એવો તમે અભિપ્રાય આપો, અને તેઓના મતને મળતા આવીને હી. પી. કોડની ૧૯૩ મી કલમ પ્રમાણે શિક્ષા થઇ શકે, એવા ગુન્હાનો બંધવો દલો જીવો ગુન્હેગાર નથી. એમ મને જણાય છે. માટે તેને નીરદોષ કરી છોડી દેવાનો હુકમ કરૂંછું. આ ઠરાવ ઉપર સરકારે હાઇકોરટમાં અપીલ કરી.

**સરકાર તરફથી પાંડુરંગ બળીભદ્ર.**

**બંધવાઓ તરફથી કોઇ હાજર નથી.**

પાંડુરંગ તરથી કહેવામાં આવ્યું કે, નાસાબિતીનો ઠરાવ કાયદા વિરૂદ્ધ છે. બંધવાની જ્યારે મોરાપી તરીકે જુબાની લીધી ત્યારે, અથવા આ કામમાં જુબાની લીધી ત્યારે તેમાંથી એક વખત ખોટી સાક્ષી આપ્યાનો બંધવો ગુન્હેગાર છે એ વાત દીવા જેવી છે. આ બેમાંથી એક મજકુર ચોખી રીતે ખોટો છે, જો તેની આગલી જુબાની ખોટી હોય તો બેશક હાઇકોરટની મંજુરી લેવી જરૂરની છે. જો ઈનસાફ કરવાની પેહેલાં તે મંજુરી લેવાણી ન હોય તો, તેથી આખું કામ બગડી જતું નથી થોડી વખ્ત સુધી તે કામ મુલતવી રાખીને તથા મંજુરીને માટે આ કોરટને અરજ કરીને તે ખામી સુધારી શકત. નીચલી કોરટમાં સરકારી વકીલે તે વાસ્તે મુલતવી રાખવાની અરજ કરી હતી, પણ તે અરજ મંજુર કરી નહીં. હાલને પ્રસંગે બંધવાનો મજકુર ખોટો હોય તો, તે માજીસ્ટ્રેટની પાસે તે કહેવામાં આવ્યો હતો તેણે તેને કમીટ કર્યો. એજ વાત ઉપરથી મંજુરી આપ્યા બરોબર છે. અને હવે વધુ મંજુરીની જરૂર નથી. (જુઓ ઇશ્રીપ્રસાદ વિરૂદ્ધ શામલાલ ઇ. લો. રી. ૭ અ. ૮૭૧)

### જસ્ટીસ બર્ડવુડનો સવાલઃ–

૧૮૮૩ ની સાલમાં બંધવા અને તેના સોબતી ઉપર મુળ ફરીયાદ શું હતી, ડેકાયટીની હતી કે, રાત્રે ગૃહપ્રવેશ કરવાની હતી.

### જવાબઃ—

ફરીયાદ કેવા પ્રકારની હતી તે કાંઈ દફ્તર ઉપરથી જણાતું નથી.

### બર્ડવુડનો પ્રત્યુત્તર.

ફરીયાદ ડેકાઇટીની હોય, એમ અમે ગ્રહણ કરી શકતા નથી. જો કોઇ મુકરદમો એકલી સેસન કોરટ તપાસી શકે એવો ન હોય તો, તેમાં માફી આપીને બંધવાને સને ૧૮૮૩ માં પ્રતીજ્ઞા આપી જુબાની લેવાનો માજીસ્ત્રેટને અધિકાર નહોતો, જુઓ ૧૮૮૨ ના આકટ ૧૦ માની કલમ ૩૩૭ મી તેથી તેનો આગલો મજકુર તેના વિરૂદ્ધ વાપરી શકાતો નથી.

### જસ્ટીસ બર્ડવુડનો ઠરાવ.

૧૮૮૩ ની સાલમાં ઇનસાફ થવાના અપરાધી સક્ષો ઉપર હિંદુસ્થાનના પીનલકોડની કલમ ૪૫૭ માંહેલા ગુન્હાનું એટલે કે, જે ગુન્હો એકલી સેસન કોરટ સાંભળી શકે નહીં એવા ગુન્હાનું તહોમત મુકવામાં આવ્યું હતું, તેઓના ઉપરની ફરીયાદ ડેકાયટીની હતી કે નહીં. એટલે એ ગુન્હો એકલી સેસન કોરટ સાંભળી શકે એવો હતો કે નહીં? એ ખબર સરકારી પ્લીડર આપી શકતો નથી.

સને ૧૮૮૨ ના ૧૦ મા આકટની કલમ ૩૩૭ માં ચીતવેલા મુકરદમા માંહેલો તે મુકરદમો ન હોય તો, ૧૮૮૩ માં જે માજીસ્ત્રેટે પ્રથમ ચોકશી કરી, તેને આ કામનો બંધવો જે આગલા કામમાં એક બંધવા માંહેલો હતો, તેને માફી આપવાને અથવા તેને સાક્ષી દરજે તપાસવાનો અધિકાર નહોતો. અને આગલા કામમાં હાલના બંધવાની નોંધાએલી જુબાની જે રીતે તેના વિરૂદ્ધ વાપરવાનું પ્રયત્ન કર્યું છે, તે રીતે વાપરી શકાતી નથી. (જુઓ મહારાણી વિરૂદ્ધ હનમંતા. ઇ. લો. રી. ૧ મું. ૬૧૦) અને જો તે જુબાની તેની વિરૂદ્ધ વપરાય તો, હાલના કામમાં તેણે ખોટી જુબાની આપી છે, એવું તેના ઉપર તહોમત રહી શકે ખરૂં. જો આ કામમાં તેણે ખોટી જુબાની આપી એવું દેખાડવાનું કાંઇ ન હોય તો, તેના ઉપર આ મંડાએલું ફોજદારી કામ તુટી પડવું જોઈએ.

જો બીજી રીતે ૧૮૮૩ માં બંધવાને કાયદા પ્રમાણે માફી અપાઈ હત તો હાલ ફોજદારી કામ મંડાણું છે, તેમાં વિકલ્પી તહોમતોની દરેક શાખા માટે યોગ્ય મંજુરીની જરૂર છે. (જુઓ બાલાજી ચીતારામના કામની બાબતમાં ૧૧ મું. હા. રી. ૩૪)

૧૮૮૩ ની સાલમાં કહેલા મજકૂર માટે ૧૮૮૨ ના ૧૦ મા આકટની કલમ ૩૩૯ મી પ્રમાણે હાઇકોર્ટની મંજુરીની જરૂર છે. એ મંજુરી કદી અપાણી નથી. અને હવે અપાઇ શકાતી નથી. (જુઓ ૧૮૮૨ના આકટ ૧૦ માની કલમ ૧૯૫ ની પેટા રકમ. (બ) અને હાલના કામમાં જે માજીસ્ત્રેટ પાસે તેણે જુબાની આપી છે, તે, તોહોમતની શાખાના સંબંધમાં જોઇએ તેટલી મંજુરી આપી હતી કે નહીં? એ સવાલનો અમે આ પ્રસંગમાં વીચાર કરતા નથી. માટે અપીલ રદ કરૂં છઊં.

## કલમ ૧૯૪ મી.

૧૯૪. જો કોઈ માણસ ખોટી શાહેદી આપે અથવા ખોટો પુરાવો બનાવે એવા ઈરાદાથીકે તેમ કરવાથી કોઇ સખસની ઉપર આ કાયદા મુજબ (સન ૧૮૭૦ ના આકટ ૨૭ મા પ્રમાણે "અથવા ઈંગ્લાંડ દેશના કાયદા મુજબ,, દેહાંત શિક્ષા જોગ હોય એવો કોઇ ગુનોહ સાબિત થાય, અથવા તેમ કરવાથી સાબિત થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વર્ષની મુદ્દત સુધીની સખત કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે, અને અગર તે ખોટી સાહેદીને લીધે કોઈ બે ગુન્હા સખસની ઉપર ગુન્હો સાબીત થઇને તેનો જીવ લેવામાં આવે તો તે ખોટી સાહેદી આપનાર સખસને અગર તો મોતની અથવા ઉપર બ્યાન કરેલી શિક્ષા કરવામાં આવશે.

દેહાંત શિક્ષા જોગ ગુન્હો કોઇની ઉપર સાબીત કરવાના ઇરાદાથીખોટી સાહેદી આપવી અથવા ખોટો પુરાવો બનાવવો.

અગર તેમ કરવાથી કોઇબે ગુન્હા સખસની ઉપર ગુન્હો સાબિત થઇને તેનો જીવલેવામાં આવે તો.

## કલમ ૧૯૫ મી.

૧૯૫. જે માણસ ખોટી સાહેદી આપે, અથવા ખોટો પુરાવો બનાવે, એવા ઇરાદાથી કે તેમ કરવાથી કોઇ સખસની ઉપર આ કાયદા મુજબ (સન ૧૮૭૦ ના આકટ ૨૭ મા પ્રમાણે "અથવા ઇંગ્લાંડ દેશના કાયદા મુજબ") દેહાંત શિક્ષા જોગ નહી પણ જીવતાં સુધી સમુદ્રપારની અથવા સાત વર્ષ અથવા તેથી વધારે મુદત સુધી કેદની, શિક્ષા થઇ શકે એવો કોઇ ગુન્હો સાબીત થાય, અથવા તેમ કરવાથી સાબીત થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં; તો તે માણસને જે માણસની ઉપર તે ગુન્હો સાબિત થયો હોય તેને જે શીક્ષા કરવામાં આવે, તે શીક્ષા કરવામાં આવશે.

સમુદ્ર પારની અથવા કેદની શીક્ષા થઈશકે એવોગુન્હોકોઇની ઉપર સાબીત કરવાના ઈરાદાથી ખોટી શાહેદીઆપવી અથવા ખોટો પુરાવો બનાવવો.

### દ્રષ્ટાંત.

એક ઇનસાફની કોરટ આગળ અ ખોટી સાહેદી આપે, એવા ઈરાદાથી કે તેમ કરવાથી ઝ ની ઉપર ડાકાઈટીનો ગુન્હો સાબીત થાય. ડાકાઈટીની શિક્ષા જીવતાં સુધી સમુદ્રપાર, અથવા દશ વર્ષની મુદત સુધીની, દંડ સાથે અથવા દંડ વીના, કેદ એ છે માટે અ તે સમુદ્રપારની, અથવા દંડ સાથે દંડ વિના, કેદની શિક્ષાને લાયક એમ સમજવું.

## કલમ ૧૯૬ મી.

**૧૯૬. કાંઇ શાહેદી ખોટી છે અથવા પુરાવો બનાવટનો છે એવું જાણીને જે માણસ દુષ્ટ ભાવથી તે સાહેદી અથવા પુરાવાને ખરી સાહેદી અથવા ખરા પુરાવાની માફક વાપરે અથવા વાપરવાની કોશિશ કરે, તે માણસને જાણે તેણે ખોટી શાહેદી આપી હોય અથવા ખોટો પુરાવો બનાવ્યો હોય એવી રીતે શિક્ષા કરવામાં આવશે.** ખોટો પુરાવો.

## માહારાણી કેસરે હીંદ. વિ. ખેરોડચંદ્ર મજમુંદાર તથા બીજાઓ.

बंधवा उपर एक एवुं आरोप हतुं के, तेणे एक दीवानी दावामां जे दस्तावेज ते करतरीम जाणतो हतो, ते दस्तावेज तेणे पुरावामां वापर्युं, आवो गुन्हो, ही. पी. को. नी ४७१ मी कलम प्रमाणे गणवो जोइए. तेथी आवा तोहोमतदार उपर तेज कायदानी १९६ मी कलम प्रमाणे नहीं, परंतु ४७१ मी कलम प्रमाणे तोहोमत राखवुं जोइए.

**કલમ ૧૯૬.**
૧
તા० ૨-૩-૮૦ ઈ. ૫ ક. પા. ૭૧૭ બનાવટી ખોટુ દસ્તાવેજ પુરાવામાં વાપરવું એ ૪૭૧ મી કલમ પ્રમાણે ગુનહો છે પણ ૧૯૬ મી કલમ પ્રમાણે ગુનહો થતો નથી.

આ કામના બંધવા વિરૂદ્ધ જે હકીકત કહેવામાં આવી છે તે એ છે કે, તેઓએ એક કાજીલથફુલહક, ઉપર એક દીવાની દાવો કર્યો હતો તેમાં, પુરાવા તરીકે એક પાવતીનો પત્ર દાખલ કર્યો, તે પાવતી કેમ જાણે વાદીયોને પ્રતીવાદીએ આપી હોય, એવી રીતની હતી. આ પાવતીના દસ્તાવેજની તારીખ, બદદયાનતથી ૧૮૭૬ માંથી ૧૮૭૭ કરી નાંખી છે, એમ કહેવામાં આવ્યું હતું. વળી તેવાજ પ્રકારની કપટવાળી મતલબથી બંધવાઓએ બે સાહેદીઓનાં નામ તેમાં પછવાડેથી સાક્ષી તરીકે ઉમેર્યા હતાં, એમ પણ કહેવામાં આવ્યું હતું. મેજીસ્ટ્રેટે તે બાબતનો તપાસ કરીને બંધવાઓ ઉપર હી. પી. કો. ની ૧૯૬ મી કલમનું તોહોમત રાખી તેણે પોતે તેઓનો ઇનસાફ કર્યો. અને બંધવાઓને અપરાધી ઠરાવ્યા.

સેસન જડજ પાસે અપીલમાં જે જે વાંધા લેવામાં આવ્યા, તેમાં એક એવો વાંધો લેવામાં આવ્યો કે, જો બંધવાએ કાંઇ ગુન્હો કર્યો હોયતો, તે ગુન્હો હી. પી. કો. ની ૪૭૧ મી કલમ માંહેલો ગુન્હો છે. અને તે ગુન્હો માત્ર એકલી સેસન કોરટ સાંભળી શકે એવો છે. અને તેથી ૧૯૬ મી કલમ માંહેલા ગુન્હાનું તોહોમત મુકવામાં તથા તેનો ઇનસાફ કરવામાં મેજીસ્ટ્રેટે ચુક કરી છે. સેસન કોર્ટે આ વાંધો ગણકાર્યો નહીં. અને સાબીત થયેલી હકીકત ઉપરથી તેણે મેજીસ્ટ્રેટે જે સજા કરી હતી તે બાહાલ રાખી. ત્યારબાદ આ મુકરદમો ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ઠરાવ જોઇને સુધારવાની કલમોની રૂએ, હાઈકોરટમાં આવ્યો.

અરજદાર તરફથી બાબુ મનમોહન ઘોશે તથા બાબુ અખીલચંદ્રસેને દલીલ કરી કે, જ્યાં સાબીત થયેલી હકીકત ઉપરથી એમ માલુમ પડે કે, હરકોઇ ગુન્હો એકલી સેસન

કોર્ટ સાંભળી શકે છે, તે ગુન્હો પોતાની હકુમત તળે લાવીને બંધવાના ઉપર નાહાના ગુન્હાનું તહોમત રાખીને માજીસ્ટ્રેટને ઇનસાફ કરવાનો અધીકાર નથી. આ મુકરદમો સેસનમાં કમીટ કરવા સારૂ માજીસ્ટ્રેટને અરજ કરવામાં આવી હતી. સેસન જડજે મેહેરઅલીનો વગર છપાયેલો ફેંસલો શાહદતમાં બતાવ્યો છે. તેમાં બંધવો ક્રી. પી. કો. ની ૧૯૩ મી કલમ પ્રમાણે ગુન્હેગાર ઠર્યો હતો. કેમકે તેણે જે પુરાવો આપ્યો હતો, તે પુરાવો કરતરીમ દસ્તાવેજની પુષ્ટીમાં આપ્યો હતો, અને તેથી તે કલમ પ્રમાણે તે ગુન્હાનો ઇનસાફ કરવાને માજીસ્ટ્રેટને જે અધિકાર હતો, આ કામમાં તો કરતરીમ દસ્તાવેજ સાચું જાણીને વાપરવાનો ઠરાવ થયો છે.

### જસ્ટીસ જાકસનનો ઠરાવઃ—

વાજબી રીતે આ મુકરદમાનો ઇનસાફ ૧૯૬ મી કલમ પ્રમાણે નહીં, પરંતુ ક્રી. પી. કો. ની ૪૭૧ મી કલમ પ્રમાણે થવો જોઈતો હતો. અને તેથી મેજીસ્ટ્રેટને આ મુકરદમામાં ગુન્હાનો ઠરાવ કરવાનો અધીકાર હતો નહીં, પરંતુ તેણે બંધવાને સેસન કોર્ટમાં ઇનસાફ થવા સારૂ કમીટ કરવા જોઇતા હતા. આ ઠેકાણે અમારે કહેવું જોઇએ કે, રાણી વિરૂદ્ધ ઉડણલાલ (૩ વી. રી. ૧૭) નો માત્ર એકજ કેશ છે, અને તે મુકરદમામાં આ મુકરદમા જેવી હકીકતની રૂઇએ ૧૯૬ મી કલમના ગુન્હાનો ઠરાવ કંઈ કારણથી થયેલો છે. પરંતુ તે ઠરાવ જુરીની મદદથી સેસન જડજે કર્યો હતો, અને તેથી હકુમતનો સવાલ તેમાં ઉભો થયો નહોતો. વળી તે મુકરદમાના ઠરાવમાં આપેલો અભીપ્રાય બીજા કોઇ કામોમાં મંજુર રાખ્યો હોય એવી અમોને ખબર નથી. તથા તે ફેંસલો એકજ જડજે કરેલો છે, તેથી અમારો એવો અભીપ્રાય થાય છે કે, ગુન્હાનો ઠરાવ રદ કરવો જોઇએ અને બંધવાઓને ઇનસાફ થવા સારૂ કમીટ કરવા જોઇએ.

## લક્ષ્માજી વિ. કેસરે હીંદ.

ल नामना सक्षे एक दस्तावेजनी रुइए दावो कर्यो, अने एक बनावटी कागळथी पोताना हकने मजबुत करवानुं तेणे प्रयत्न कर्युं. सदरहु दस्तावेज ल रजीष्टर करावी शके, एटला सारु ए पत्र बनाव्यानो संभव छे. ही. पी. को. नी १९६ मी कलमनो ल ने अपराधी ठराव्यो.

ठराव्युं केः—रजीष्टार पासे वापरवा सारु ए पत्र बनाव्यो हतो, एवी तकरार आ गुन्हाना ठरावनी सामे वाजबी नथी.

**કલમ ૧૯૬.**
૨
તા૦ ૧૮-૧-૮૪
ઈ. ૭ મ,પા. ૨૮૯
ખોટો બનાવેલો પુરાવો રજીસ્ટાર પાસે વાપરવા સારૂ બનાવ્યો હતો એ દલીલ ૧૯૬ મી કલમના ગુનહાના ઠરાવની સામે વાંધો લેવામાં વાજબી ગણાતી નથી.

આ મુકરદમાની હકીકત તથા દલીલો જોઇએ તેટલી હાઇકોર્ટના ઠરાવમાંથી મળી આવે છે.

### અપેલેંન્ટ તરફથી એન્સન સાહેબ.

### સરકાર તરફથી શેપર્ડ સાહેબ.

અપેલેંન્ટના વકીલે પોતાની દલીલની પુષ્ટીમાં માહારાણી કેસરે હિંદ વિરૂદ્ધ ખેરોદચંદ્ર મજમુંદાર (૫. ક. ૭૧૭) ના ફેંસલાની શાહદત આપી.

હાઇકોર્ટ તરફથી આ કામનો ઠરાવ, જસ્ટીસ કીંડર્સલી તથા હચીનસને નીચે પ્રમાણે આપ્યો છે.

**ઠરાવ.**

સને ૧૮૭૫ માં એક પટાભીરામા આયર જેપુરનો દીવાન હતો. વળી એક મદુગુલા નામની જાગીરની પણ તેને સુપુતી હતી. આ જાગીર પટાભીરામા આયરના શેઠને ત્યાં ગીરો મૂકવામાં આવી હતી. આ કામનો અપેલેંન્ટ આ બંને જાગીરોનો મુખતીઆર હતો. એક, (અ) નામનું દસ્તાવેજ કેમ જાણે, મદુગુલાના ગીરાસીયાએ, અપેલેન્ટને કરી આપ્યું હોય, તેવું દસ્તાવેજ અપેલેંન્ટે તારીખ ૨૧-૪-૭૫ ને રોજ રજીષ્ટર કરાવ્યું. સને ૧૮૮૧ માં આ દસ્તાવેજને આધારે તેણે દાવો કર્યો. અને તે દાવાના ઇનસાફમાં પોતાના હકને એક (બ) પત્રથી મજબુત કરવાનું તેણે પ્રયત્ન કર્યું એ બ પત્ર, કેમ જાણે અપેલેંન્ટને પટાભીરામા આયરે, તારીખ ૧૦-૪-૭૫ ને રોજ મદુગુલેથી લખ્યો હોય, એવી રીતનો તે પત્ર હતો. અને તેની સાથે અ દસ્તાવેજ બીડયું હતું. આ પત્ર બનાવટી છે એમ કોર્ટની નજરમાં આવતાં અપેલેંન્ટ ઉપર ફોજદારી કામ ચલાવવાની મંજુરી આપવામાં આવી.

ત્રણ તોહોમતો રાખીને તેને કમીટ કરવામાં આવ્યો. સદરહુ પત્રના સંબંધમાં તેણે ખોટો પુરાવો આપ્યો, તે વીશેનું તેના ઉપર પેહેલું તોહોમત હતું. પરંતુ જે જુબાની તેણે આપી હતી, તે જુબાની કાયદા પ્રમાણે તેને વાંચી નહીં સંભળાવવાના પરણામથી, આ પેહેલું તોહોમત તુટી પડ્યું. ત્રીજું તોહોમત ૪૭૧ મી કલમ પ્રમાણે ઘડયું હતું. અને કોઇ એક કરતરીમ દસ્તાવેજ બદદાનતથી વાપર્યાનું તેના ઉપર આ તોહોમતથી આરોપ મુકવામાં આવ્યું હતું. આ ત્રીજા તોહોમતથી પણ તેને નીરદોષ ઠરાવ્યો હતો. કેમકે અ દસ્તાવેજ કરતરીમ હતું, અથવા ખરેખરૂં તેનું માગણું નોહોતું, એવો પુરાવો નહોતો. અને તેથી બદદાનત, અથવા ગેરકાયદેસર હાની કરવાનો ઈરાદો સાબીત થયો નહીં. બ પત્ર એક ખોટો બનાવેલો લેખ છે, એમ જાણવા છતાં, તેણે બદ નીષ્ટાથી વાપર્યો, તેથી ૧૯૬ મી કલમ માંહેલા ગુન્હાનું તેના ઉપર બીજું તોહોમત હતું, આ તોહોમતનો તેને અપરાધી ઠરાવી ચાર વરસની સખત કેદની તેને સજા કરવામાં આવી.

ખુદ અપેલેંન્ટે મોટો શ્રમ લેઇને એક લખેલો બચાવ દાખલા કર્યો છે. વળી તેના તરફથી તેના વકીલે જે દલીલો કરી છે, તેપણ અમે સાંભળી છે અને તે દલીલ એવીછે કે, ૧૯૬ મી કલમ લાગુ પાડવાનો બીલકુલ સંભવ નથી. અને જો કોઇ કલમ લાગુ પડતી હોત તો, તે ૪૭૧ મી કલમ છે. પરંતુ એ કલમના ગુન્હામાંથી ના સાબેતીનો ઠરાવ કર્યો છે, વળી તે બાબત અપીલ કરવામાં આવી નથી. માટે હવે અપીલમાં તે ગુન્હાનો ઠરાવ થઇ શકતો નથી. ૧૯૬ મી કલમના સબંધમાં તેણે જે દલીલ આપી છે, અને જે દલીલ અમે સાચી માનીયે છેએ તે એછે કે, તે કલમ ૧૯૧ તથા ૧૯૨ મી કલમ સાથે વાંચવી જોઇએ. અને ૧૯૧ મી કલમના અર્થ પ્રમાણે જે પુરાવો ખોટો હોય, અથવા ૧૯૨ મી કલમની વ્યાખ્યા પ્રમાણે જે પુરાવો બનાવટી હોય, તેવા પુરાવાનો ઉપયોગ કરવામાં આવે ત્યારેજ ૧૯૬ મી લાગુ પાડી શકાય છે. વળી તેણે એક બીજી દલીલ કરી છે, અને જે દલીલ અમે સાચી માનીયે છીએ, તે દલીલ એછે કે, જ્યાં સુધી કોઈ ખોટું દસ્તાવેજ બનાવવા ટાણે, તે દસ્તાવેજ પુરાવામાં આપવાનો ઈરાદો નહોય ત્યાં સુધી ૧૯૨ મી

કલમ પ્રમાણે, તે દસ્તાવેજ બનાવટી પુરાવો ગણાય નહીં. ત્યારબાદ સદરહુ પત્ર તેમાં લખેલી તારીખે બનાવ્યો હતો. તથા તે પત્ર લખવામાં જે સક્ષનું નામ બોલે છે, તે સક્ષે સદરહુ દસ્તાવેજ રજીષ્ટર કરાવી દેવામાં અપેલેન્ટને મદદ આપવા સારૂ બનાવ્યો હતો. એમ સેસન જડજે અભીપ્રાય બાંધેલોછે, તે અભીપ્રાય જોવાની તેણે અરજ કરી. તથા દીવાની કોર્ટમાં જે કામ ચાલે, તથા રજીષ્ટર કોર્ટમાં જે કામ ચાલે, તેની વચેનો તફાવત બતાવીને, તે વકીલે એવી દલીલ કરી છે કે, તે રજીસ્ટ્રાર પાસે વાપરવાસારૂ સદરહુ પત્ર, બનાવ્યો હોય તોપણ દીવાની કોર્ટમાં તદન જુદાજ કામને વાસ્તે તેનો ઉપયોગ કરવાથી ૧૯૬ મી કલમ પ્રમાણે ગુન્હો થતો નથી. આ ઠેકાણે તેની દલીલ તુટે છે, કોઇ પણ કામમાં પુરાવા દાખલ વાપરવા સારૂ જો તે પત્ર બનાવ્યો હોય, તો તેને બનાવટી પુરાવો કહેવો જોઇએ. અને હરકોઇ બનાવટી પુરાવાનો બદ નીષ્ટાથી ઉપયોગ કરવો, એ ૧૯૬ મી કલમ પ્રમાણે ગુન્હો થાય છે. જો સદરહુ પત્ર બનાવટી હોયતો, તેની મતલબ સેસન જડજની અટકળ પ્રમાણે રજીસ્ટ્રાર પાસે વાપરવાની હોવી જોઇએ, અથવા કાંતો જે છેવટના દીવાની દાવામાં વાપર્યું છે. તેમાં વાપરવાની હોવી જોઇએ, અથવા કાંતો બંનેમાં વાપરવાની હોવી જોઈએ. આ શીવાય બીજી મતલબ હોય, એમ સમજી કીંવા કલ્પી શકાતું નથી. અને સદરહુ પત્ર ખરેખરો આ સઘળી મતલબોમાંથી એક મતલબને માટે વપરાયો છે, તે ઉપરથી તેવી રીતે વાપરવાની મતલબ હતી, એવું અનુમાન કરવું હોયતો થઈ શકે છે.

સદરહુ પત્ર બનાવટી હતો કે નહીં.? તે વિશેનું નકી કરવું રહે છે. સને ૧૮૭૫ ના એપ્રીલની ૧૦ મી તારીખે પટાભીરામા આયર મદુગુલાની નજીકમાં કોઇ ઠેકાણે હતો નહીં. એ વાત નીઃસંદેહ સાબીત થઇ છે અને તેથી, સદરહુ પત્ર બનાવટી કર્યો હતો, એટલું બતાવવાને બસ છે.

તેથી હવે સાબીત થાય છે કે, જો અપેલેન્ટને પોતાનો બચાવ કરવાને વાસ્તે, વાજબી તક આપી નહોતી, એવું જ્યાં સુધી ન ઠરે ત્યાં સુધી ગુન્હાનો ઠરાવ કાયમ રાખવો જોઇએ. ફક્ત એકજ બાબતમાં અપેલેન્ટને વાજબી તક મળી નહોતી, તેનું ચાલેલા કામના દફતર ઉપરથી જણાઇ આવે છે. દફતર તથા ખાસ રીતે સેસન જડજના ઠરાવના તેરમાથી સોળમા પેરીગ્રાફ સુધીમાં સેસન જડજે, જે હકીકત બની છે તેનું સરટીફીકેટ આપેલું છે, તેની પાસે એવો વાંધો લેવામાં આવ્યો હતો કે, બીજા કોઇ કામમાં ચાર સક્ષોએ જે જુબાની આપી હતી, તે જુબાનીની નકલ, અપેલેન્ટને કમીટીંગ મેજીસ્ટ્રેટે આપવાની ના પાડી છે. અને આ તકરારના સંબંધમાં સેસન જડજે ઠરાવ કરેલો છે કે, તે જુબાની લગતી નથી. આ ઠરાવ તેણે પોતાના ઠરાવના ૧૫ મા પારીગ્રાફમાં ખાસ રીતે આપેલો છે, તે ઠરાવ અમારા ધારવા પ્રમાણે સાચો છે. તેણે તેમાં જે કારણો આપ્યાં છે, તેમાં અમે એક વધતું કારણ ઉમેરીએ છીએ કે, આ ચારે સક્ષોમાંથી કોઇ સક્ષને કમીટીંગ મેજીસ્ટ્રેટ કીંવા સેસન કોર્ટ પાસે તપાસવામાં આવ્યા નહોતા. માટે આ મુકરદમો પાછો મોકલવાની અમે ના પાડીએ છીએ. હવે સજાનું વિચારવાપણું રહે છે. અપેલેન્ટે જાતે ખોટી સાક્ષી આપ્યાનું તેના ઉપર ભારે ગુન્હાનું તોહોમત હતું, તેમાંથી તેને મુકત કરેલો છે, અને જે દસ્તાવેજની રૂઈએ, તેણે ફરીયાદ કરી હતી, તે દસ્તાવેજ સાચું હતું, એમ માનવાને અમારૂં દિલ ચાહે છે. જે ગુન્હાનો તેને અપરાધી ઠરાવ્યો છે, તે ગુન્હો એક બનાવટી કાગળનો ઉપયોગ કરવાનો છે. અને જે પત્ર, આ દસ્તાવેજ વધારે સહેલાઇથી રજીષ્ટર થવા સારૂ, તથા દસ્તાવેજ લખી આપનાર તરફથી લખાવી લેનાર તેના ખરાપણાની કબુલત કરે, તેમાં રજીષ્ટ્રાર કાંઇપણ મુશકેલી નલાવે એટલા સારૂ એ પત્ર લખાયો હોય, એમ દેખાય છે. આટલા ગુન્હાને માટે ચાર વરસની સજા અમોને ઘણીજ સખત લાગે છે, વળી અપેલેન્ટ એક બીજી ભારે સજા ભોગવે છે, તેથી ચાર વરસની સજામાંથી ઘટાડો કરીને અમે એક વરસની સજા કરીએ છીએ.

## કલમ ૧૯૭ મી.

૧૯૭. જે સર્ટીફીકેટ આપવાનુ અથવા જે સર્ટીફીકેટપર સહી કરવાનું કાયદામાં ફરમાવ્યું હોય એવું સર્ટીફીકેટ; અથવા જે હકીકતના પુરાવામાં જે સર્ટીફીકેટ કાયદા પ્રમાણે લઇ શકાય તેવી કાંઇ હકીકત બાબતનું સર્ટીફીકેટ, કાંઇ જરૂરની બાબતમાં ખોટું છે એમ જાણીને અથવા એમ માનીને જે માણુસ તે સર્ટીફીકેટ આપે અથવા તે પર સહી કરે, તેને જાણે તેણે ખોટી શાહેદી આપી હોય એવી રીતે શીક્ષા કરવામાં આવશે.

ખોટું સર્ટીફીકેટ આપવું અથવા તે પર સહી કરવી.

## કલમ ૧૯૮ મી.

૧૯૮. એવું કાંઈ સર્ટીફીકેટ કાંઈ જરૂરની બાબતમાં ખોટું છે એમ જાણીને જે માણુસ દુષ્ટ ભાવથી તે સર્ટીફીકેટને ખરા સર્ટીફીકેટની માફક વાપરે અથવા વાપરવાની કોશીશ કરે, તેને જાણે તેણે ખોટી શાહેદી આપી હોય એવી રીતે શીક્ષા કરવામાં આવશે.

કાંઇ જરૂરની બાબતમાં ખોટું છે એવું જાણેલું સર્ટીફીકેટ ખરાની માફક વાપરવું.

## કલમ ૧૯૯ મી.

૧૯૯. જે એકરાર કોઇ ઇનસાફની કોરટ અથવા કોઇ સરકારી નોકર, અથવા બીજો સખસ કાંઇ હકીકતના પુરાવા દાખલ કબુલ કરવાને કાયદાથી બંધાએલો અથવા અખત્યાર પામેલો હોય, એવા કોઇ એકરાર મધે, જે કારણુસર તે એકરાર કરવામાં અથવા વાપરવામાં આવે તેને લગતી કાંઇ જરૂરની બાબત સંબંધી ખોટી હોય એવી, તથા ખોટી છે એવું પોતે જાણુતો કે માનતો હોય એવી, અથવા ખરી છે એવું પોતે ન માનતો હોય એવી કાંઇ કેફીયત જે માણુસ તે એકરાર કરે અથવા તે પર સહી કરે તે માણુસ લખે તો તે માણુસને જાણે તેણે ખોટી શાહેદી આપી હોય, એવી રીતે શીક્ષા કરવામાં આવશે.

કાયદા પ્રમાણે પુરાવામાં લઇ શકાય એવા કોઇ એકરારમાં લખેલી ખોટી કેફીયત.

## કલમ ૨૦૦ મી.

૨૦૦. એવો કાંઇ એકરાર કાંઇ જરૂરની બાબતમાં ખોટો છે એમ જાણીને જે માણુસ દુષ્ટ ભાવથી તે એકરારને ખરા એકરારની માફક વાપરવાની કોશીશ કરે, તેને જાણે તેણે ખોટી શાહેદી આપી હોય એવી રીતે શીક્ષા કરવામાં આવશે.

એવો કોઇ ખોટો જાણેલો એકરાર ખરાની માફક વાપરવો

ખુલાસો.—જે એકરાર ફકત કાંઇ ગેરશીરસ્તે વાત બની હોય તે સબબ ઉપરથીજ પુરાવામાં કબુલ નહી થઇ શકતો હોય તેને પણ ૧૯૯ મી તથા ૨૦૦ મી કલમોના અર્થ પ્રમાણેનો એકરાર સમજવો.

## કલમ ૨૦૧ લી.

૨૦૧. કાંઇ ગુનોહ થયો છે એવું જાણીને અથવા એવું માનવાનું કારણ છતાં જે માણસ તે ગુનેહગારને કાયદા મુજબ થતી શિક્ષાથી બચાવવાના ઇરાદાથી તે ગુનોહ થયાનો કાંઇ પુરાવો ઉડાવે, અથવા એવા ઇરાદાથી જે માણસ પોતે ખોટી જાણતો અથવા માનતો હોય એવી કાંઇ ખબર તે ગુના બાબત આપે તે માણસને, અગર જે ગુનોહ થયો, એવું તે જાણતો અથવા માનતો હોય તે ગુનાહને માટે મોતની શિક્ષા થઇ શકતી હોય, તો સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે; અને વળી તે માણસ દંડને પણ લાયક થશે; અને જો તે ગુનાહને માટે જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વર્ષ સુધીની કેદની, શિક્ષા થઇ શકતી હોય તો તે માણસને, ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે; અને વળી તે માણસ દંડને પણ લાયક થશે; અને જો તે ગુન્હાને માટે દશ વર્ષથી ઓછી મુદત સુધીની કેદની શિક્ષા થઇ શકતી હોય, તો તે માણસને, તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની, તથા તે ગુન્હા માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની પા મુદત સુધીની, કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

કોઇ ગુન્હો કરનારને બચાવવાના ઈરાદાથી તે ગુન્હો થયાનો પુરાવો ઉડાવવો અથવા તે બાબત ખોટી ખબર આપવી.

દ્રષ્ટાંત.

બ એ ઝનું ખુન કર્યું છે એવું જાણીને, બ ને શિક્ષાથી બચાવવાના ઇરાદાથી, લાશ સંતાડવામાં બ ને અ મદદ કરે તો સાત વરસની બેમાંના ગમે તે પ્રકારની કેદની, તથા દંડને પણ અ લાયક છે.

### માહારાણી કેસરે હીંદ વિ. કીસ્ના તથા એક બીજો.

કલમ ૨૦૧.
૧
તા० १८-२-८०
ઈ. ૨અ. પા. ૭૧૩

કોઇ ગુન્હેગાર એક ગુન્હો કરીને તે ગુન્હાનો પુરાવો સંતાડે તો તે આ કલમ પ્રમાણે ગુનેહગાર થતો નથી.

ब नुं खेतर हतुं तेमां ब तथा क ए ज नुं मोत आण्युं. अने पछी ज नी लाशने तेना पोताना खेतरे लेइ गया. ते एवी मतलबथी के, पोतानी मेळे सजामांथी बची जवुं, आ हकीकत उपरथी क ने २०१ ली कलम प्रमाणे अपराधी ठराव्यो. ठराव्युं के, आ कलम खरेखरा गुन्हेगार होय. ते सिवाय बीजा सक्षोने लागु छे, अने तेथी सजामांथी बचवाने सारु क ए जे कांइ काम कर्युं तेने माटे ए कलम प्रमाणे वाजबी रीते ए क ने सजा थवी जोइए नहीं. वात मुदे जोइए छैए तो, एवी छे के, ज नी लाश एक खेतरमांथी लेइ जइने, बीजाना खेतरमां नांखवी, तेथी ते लाशनो पुरावो संताडयो कहेवाय नहीं. अने जो पोता उपर शक आवे ते न आववा सारु लाश खसेडी होय तोपण ते कृत्यथी २०१ ली कलममां जे गुन्हो कहेलो छे ते गुन्हो थतो नथी.

આ રીપોર્ટ માટે જેટલી હકીકત જરૂરની છે તે એવી છે કેઃ—કીસ્ના તથા ભોજા ઉપર શાહારાનપોરના સેસન જડજ પાસે, એક જીવણનું ખુન કર્યાના તહોમતનું તથા ખુનમાં ન સમાઈ શકે, એવા જીવણના શીક્ષણીય મનુષ્યવધના તહોમતનું કામ ચાલતું હતું. તથા હી. પી. કો. ની ૨૦૧ લી કલમ પ્રમાણે સજા થઇ શકે એવા ગુન્હાના તહોમતનું પણ કામ ચાલ્યું હતું. છેલા તહોમતના સંબંધમાં કામ ચાલતી વખતે પડેલા પુરાવા ઉપરથી એમ જણાયું કે, આ બે બંધવાઓએ તથા ભીખને જીવણને ભીખનના ખેતરમાં મારી નાંખીને તેની લાશને તે ખેતરમાંથી લેઈ જઈને જીવણનાજ ખેતરમાં ફગાવી દીધી. ખુનમાં ન સમાય એવા શિક્ષણીય મનુષ્યવધનો સેસન જડજે કીસ્નાને અપરાધી ઠરાવ્યો. તથા પોતાની મેળે સજામાંથી બચવા સારૂ શિક્ષણીય મનુષ્યવધના ગુન્હાનો પુરાવો એ જીવણના ખેતરમાં તેની લાશ ફગાવી દીધાથી સંતાડયાના ગુન્હાનો પી. કો. ની ૨૦૧ લી કલમ પ્રમાણે તેને અપરાધી ઠરાવ્યો.

## કીસ્નાએ હાઇકોર્ટમાં અપીલ કરી.

### કોર્ટનો ઠરાવઃ—

નીચે પ્રમાણે છે. પીયરસન જસ્ટીસઃ—અપીલના કારણોને પુષ્ટી આપવા સારૂ અપેલેંન્ટ તરફથી કોઈ હાજર થયું નથી. સેસન જડજે ઠરાવ્યું છે, તથા શોધ્યું છે, તે ઉપર અપીલ કરવાના કારણો અપીલની અરજીમાંથી દેખાઈ આવતાં નથી. તથાપી જે શોધનો થયાં છે, તે સામે ભારે વાંધો લેવા જેવાં છે. પોતાને તથા બીજાઓને સજામાંથી બચવા સારૂ કરેલા ગુન્હાનો પુરાવો સંતાડયા વાસ્તે, અપેલેંન્ટને અપરાધી ઠરાવ્યો છે. હવે હી. પી. કો. ની ૨૦૧ લી ખરેખરા ગુન્હેગારો શીવાય, બીજાઓને લાગુ પાડવાનું ઠરાવ્યું છે. અને તેથી સજામાંથી બચી જવા સારૂ અપેલેંન્ટે જે કાંઇ કરેલું છે, તે માટે તેને વાજબી રીતે સજા થાય નહીં. પરંતુ ખરેખરી વાત જોઇએ તો, એક ખેતરમાંથી બીજા ખેતરમાં લાશ લઇ જવાથી, જીવણની લાશથી જે પુરાવો મળવાનો હતો, તે પુરાવામાંથી કાંઇ પુરાવો સંતાડયો, એમ કહેવાય નહીં. પોતા ઉપર કે ભીખન ઉપર હલો થાય, તે ન થવા સારૂ તેની મતલબ હશે. તેમ કરવાથી હી. પી. કો. ની ૨૦૧ કલમમાં જે ગુન્હાની વ્યાખ્યા આપી છે, તે ગુન્હો થતો નથી. તેથી એ કલમ પ્રમાણે કરેલો ઠરાવ તથા સજા રદ કરવામાં આવે છે.

## કેસરે હીંદ વિ. અબ્દુલ કાદર.

**કલમ ૨૦૧.**
૨
તા૦ ૧૧-૧૧-૮૦
ઈ.૩ અ. પા. ૨૭૯

જે ગુન્હાનો પુરાવો સંતાડીને ગુન્હેહ કરયાનું કહેવામાં આવતુ હોય તે ગુન્હો થવો જોઇએ.

हिंदुस्थानना पीनलकोडनी कलम २०१ मांहेला गुन्हानो ठराव वाजबी छे. एम गणवा सारु हरकोइ गुन्हो जेने माटे कोइ सक्ष गुन्हेगार ठरेल होय, अथवा फोजदारी रीते जवाबदार होय, ते गुन्हो थवो जरुरनोछे.

એક અબદલ હકીમે એક બંધુ નામના સક્ષનું મોત આણ્યું. તેથી તેને મીરતના સેસનજડજ પાસે ખુનમાં ન સમાઇ શકે એવા શીક્ષણીય મનુષ્યવધના ગુનાહનું તોહોમત રાખી ઇનસાફ વાસ્તે ખડો કરવામાં આવ્યો.

૧૮૮૦ ના એપ્રીલની ૮ મી તારીખે સેસનજડજે તેને એ ગુન્હામાંથી નીરદોષ કર્યો. ત્યારબાદ બંધુનું ખુન કર્યાના પરીણામમાંથી અબદુલ હકીમને બચાવવા સારૂ, બંધુની લાશને અબદુલ કાદરે બળાવી દીધી, તેથી ઈ. પી, કો. ની ૨૦૧ લી કલમ પ્રમાણે શીક્ષા થઇ શકે, એવા કોઇ બનેલા ગુન્હાનો પુરાવો નાશ કરવાના ગુન્હા વાસ્તે સેસન જડજ પાસે તેનો ઇનસાફ થયો. અને ૧૮૮૦ ના અપ્રીલની ૨૮ મી તારીખે તે સેસનજડજે તેને સદરહુ ગુન્હાનો અપરાધી ઠરાવ્યો. સદરહુ ઠરાવ ઉપર તેણે હાઇકોર્ટમાં અપીલ કરી, અને તેનાં બીજાં કારણોમાં એવું કારણ બતાવ્યું કે, ગુન્હો થયો છે, એમ સાબીત થયું નથી. તો તે ગુન્હાનો પુરાવો સંતાડયાનો હું કાયદેસર અપરાધી ઠરી શકતો નથી. તે અપીલની સુનાવણી જસ્ટીસસ્ટ્રેટ પાસે ચાલી અને નીચેનો સવાલ ફુલબેંચ તરફ લખી મોકલ્યો.

"હીંદુસ્થાનના પીનલકોડની કલમ ૨૦૧ પ્રમાણે ગુન્હાનો ઠરાવ વાજબી ગણવા સારૂ જે ગુન્હાને માટે કોઇ સક્ષ ગુન્હેગાર ઠર્યો હોય, અથવા જે ફોજદારી રીતે પીનલકોડની કલમ ૪૦ ના અર્થ પ્રમાણે જવાબદાર હોય, તે ગુન્હો થવો જોઇએ, એમ જરૂરનું છે કે નહીં?

**અબદુલ કાદર તરફથી રોસ સાહેબ તથા શાહઅશદ અલી.**

**સરકાર તરફથી બાબુ દ્વારકાંનાથ.**

**ફુલબેંચે આપેલો ઠરાવ નીચે પ્રમાણે છે.**

**ચિફ જસ્ટીસ સ્ટુઅર્ટનો ઠરાવ:**

આ લખાણના ઉતરમાં માહારો જવાબ હાની રૂપમાં છે. જો હીંદુસ્થાનના પીનલકોડની કલમ ૨૦૧ અનુસાર હું કોઈ ગુન્હાનો ઇનસાફ કરતો હત, અને તે ઇનસાફની દર મીયાનમાં સાબીત થયું હતું કે, કોઇ ગુન્હો થયો નથી, તો નીરદોશીત પણાનો અભીપ્રાય આપવા વાસ્તે, જ્યુરીને આદેશ કરવાની હું મારી ફરજ માનત, પીનલકોડ પ્રમાણે મનનો વીતર્ક ગમે તેવો અપરાધવાળો અને દોષીત હોય, તોપણ તે મનના વીતર્ક અથવા ભ્રમણાને વાસ્તે કોઇ સક્ષનો ઇનસાફ થઇ શકતો નથી.

"કોઇ ગુન્હો બન્યો છે એમ જાણીને અથવા માનવાનું કારણ હોઈને" આ શબ્દો થોડા ઘણા કઢંગી રીતે વાપર્યા છે, તેથી કલમ ૨૦૧ ના અર્થના સંબંધમાં બહુ ભાંજગડ ઉઠ્યા કરે, અને તે શબ્દો તરફ પ્રથમ નજર કરીએતો તે ઉપરથી જણાય છે કે, માત્ર કાંઇ માનવાનું કારણ હોવું, તે ગુન્હાનો ઠરાવ ટકાવી રાખવા બસ છે. પરંતુ મંજુર થયેલા શીક્ષાના ધારાના ન્યાયતત્વો પ્રમાણે કોઈ ગુન્હો ઉઘાડી અને ખરેખરી રીતે થવો જોઈએ. અને પછી એ કલમનો અર્થ અને એ અર્થમાં તે કલમની શરૂઆતના શબ્દોનું નીરમળ ભાષ્ય નીચે પ્રમાણે થઇ શકે છે.

કોઇ ગુન્હો બન્યો છે એમ જાણ્યા પછી, અથવા કોઇ ગુન્હો બન્યો છે એવું માનવાનું કારણ હોવા પછી સદરહુ ગુન્હો ખરેખર બન્યો છે." કલમ ૨૦૧ નો આવોજ કાયદેસર અર્થ કરવો એમ હું માનું છું.

## પીયરસન જસ્ટીસનો ઠરાવઃ—

આ સવાલના ઉત્તરમાં મારો જવાબ પણ હાની રૂપનો છે. "જાણીને અથવા માનવાનું કારણ હોઇને" એમ આ કલમમાં વપરાયેલા શબ્દો જોતાં તે કલમ માંહેલો ઠરાવ જે જે કામમાં ગુન્હો બન્યો નથી, તેને લાગુ પડતા નથી, એમ નીર્ણય થાય છે. જ્યારે કોઇ ગુન્હો બન્યો નથી, ત્યારે કોઇ સક્ષને તે ગુન્હો બન્યાનું પુરતું કારણ જાણવાનું અશક્ય છે. જ્યારે કોઈ ગુન્હો બન્યો નથી ત્યારે હરકોઈ સક્ષ ધારે કે, હા હું ગુન્હો બન્યાની વાત જાણું છું, અથવા માહારે માનવાનું કારણ છે, પરંતુ એમ ધારવામાં તેની ભુલ થાય છે. આવી ભુલના આવેશમાં, ગુન્હો બન્યાનો પુરાવો તે માનતો હોય, તેનો થોડો ઘણો પુરાવો તે ખસેડી નાંખે, અને તેમ કરવાથી નીતીની રુયે, તે વખતે ઠપકાને પાત્ર થાય, પણ કોઇ માણુસને તેના ભ્રમણુ વાસ્તે, જે કૃત્યથી પ્રજાને, કે મંડળીના કોઇ અંગભુતને ખરેખરૂં નુકશાન થયું ન હોય, તેવા કૃત્યને વાસ્તે કોઇ સક્ષને સજા કરવી, એ ફોજદારી કાયદાના કામથી બહાર છે. મારો મત પણ એવો છે કે "ગુન્હો" એ શબ્દનો અર્થ ખરેખરો ગુન્હો બન્યો હોય તે ગુન્હો સમજવો જોઇએ. અને તેવીજ રીતે, ગુન્હેગાર, એ શબ્દ કલ્પીત ગુન્હેગાર નહીં, પણ ખરેખરા ગુન્હેગારને લાગુ પડે છે.

## જસ્ટીસ ઓલ્ડફીલ્ડનો ઠરાવઃ—

કલમ ૨૦૧ પ્રમાણે ગુન્હાનો ઠરાવ કરવા સારૂ જરૂરનું છે કે, જે ગુન્હાને માટે હરકોઇ સક્ષ ગુન્હેગાર ઠરેલ હોય, અથવા જે ફોજદારી રીતે જવાબદાર થયો હોય, તે ગુન્હો અવશ્ય થાવો જોઇએ. એ કલમની ભાષા ઉપરથી બીજો અરથ કરી શકાતો નથી. તે ભાષા એવી છે કે, "ગુન્હેગારને કાયદેસર સજામાંથી બચાવવાના ઇરાદાથી મજકુર ગુન્હો થયાની વાતનો પુરાવો નાશ કરે." જ્યાં સુધી કોઇ ગુન્હો થયો નથી ત્યાં સુધી તેની કાયદેસર સજાને કોઇ ગુન્હેગાર પાત્ર થતો નથી, અને જ્યાં સુધી કોઇ ગુન્હો થયો નથી ત્યાં સુધી જે કોઇ સક્ષ કાંઈ વસ્તુનો નાશ કરે, તે વસ્તુ કોઈ ગુન્હાનો પુરાવો કહેવાઇ શકાતી નથી.

કાયદાના હેતુનું હું એવું અનુમાન કરૂં છઊં કે, કરેલા ગુન્હા વાસ્તે ગુન્હેગારને સજા કરવી. પણ જે માણુસો ભુલ ભરેલી અસરને આધીન થઇને, એમ માને છે કે, હરકોઇ ગુન્હો બન્યો છે, તે ગુન્હાનો પુરાવો જે પોતે માનતા હોય, તેનો નાશ કરવાથી તેઓ સજાને પાત્ર થતા નથી. આવા સક્ષને સજા શામાટે કરવી જોઇએ, એનું કાંઇ ઇનસાફનું હીત ત્થા રાજ્ય નીતી વિચારતાં, હું કલ્પી શકતો નથી.

## જસ્ટીસ સ્ટ્રેટનો ઠરાવઃ—

આ લખાણના જવાબમાં હું કહું છઊં કે, પીનલકોડની કલમ ૨૦૧ માંહેલા ગુન્હાનો ઠરાવ વાજબી છે. એમ ગણવા સારૂ હરકોઇ ગુન્હો જેને માટે, કોઇ સક્ષ ગુન્હેગાર ઠરેલ હોય, અથવા ફોજદારી રીતે જવાબદાર હોય, તે ગુન્હો થવો જોઇએ. આવો મત ધરાવતાં સાર્વજનીક પ્રબંધની દલીલનો મેં પુરેપુરો વિચાર કર્યો છે. પરંતુ શીક્ષા પદ્ધતીના કાયદાનો અર્થ કરતાં સરકારી વકીલ જે લાંપઠી રીતે અર્થ કરવાનું કહે છે. તેવું લાંપડાપણું હું વાપરી શકતો નથી તેમ કરવા સારૂ એ કલમ કેમ જાણે નીચે પ્રમાણે રચાઈ હોય, એવી રીતે મારે વાંચવી જોઇએ.

"કોઇ ગુન્હો થયો છે, એમ માનવાનું કારણ છતાં, તે માણુસ માનેલા ગુન્હેગારને

શીક્ષાથી બચાવવાના ઇરાદાથી જે ગુન્હો થયો છે, એમ તે માને છે, તે ગુન્હો થયાનો પુ-રાવો પોતે માનતો હોય, તે પુરાવો ઉડાવે ઇત્યાદી."

જો કાયદાકારોનો આવી રીતનો ગુન્હો પેદા કરવાનું મન હતતો તેવો ઇરાદો દરસાવવા વાસ્તે વાક્ય રચના કરવામાં અડચણ ન આવત; તો તેવી બાબત આ કામમાં દાખલ કરવાનું હું મારા મનમાં વાજબી સમજતો નથી. જે વાક્ય રચના મારા જોવામાં આવે છે, તે રચના મારે ગ્રહણ કરવી જોઇએ.

પરંતુ આગળ ઉપર હરકત ઉઠે તેનું કેમ કરવું જોઇએ, એટલા માટે તે શબ્દોનો મારાથી તાંણી તુશીને અરથ થતો નથી. જે હરકોઈ ગુન્હો બન્યો હોય, અને પુરાવેથી માલમ પડે કે એક અકલવાંન માણસ તરીકે, બંધવાને તે ગુન્હો બન્યાનું માનવાનું કારણ હતું, અને એવી માન્યતા પ્રમાણે ગુન્હેગારને બચાવવા સારૂ પુરાવો ઉડાવે તો માહારા અભીપ્રાય પ્રમાણે તે સક્ષ ફોજદારી રીતે જવાબદાર છે, પણ બીજી કોઇ રીતે નથી. જે જડજોએ રાણી. વી. રામ રશીયાશીંહ તથા રાણી. વી. સુભરામની યાપીલે (૩ મ. હા. રી. ૨૫૧)ના ફેંસલા ચુકવ્યા છે તેઓનો પણ આવોજ મત જણાય છે. અને એવા સ્પષ્ટ મતથી જુદા પડવાને હું કાંઈ કારણ જોતો નથી. માટે આ લખાણનો જવાબ જે ઉપર જણાવી ગયો છઊં તે પ્રમાણે સમજવો.

## કેસરે હિંદ વિ. બેહેલા બીબી.

કલમ ૨૦૧.
૩
તા० ७-३-८१
ઈ. ૬ ક. પા. ७८९

જે કામમાં કોઈ સક્ષ ગુનેહગાર થઈ શકે છે અથવા ગુનેહગાર થવાનો સંભવ છે, તે સક્ષ પોતે નીરદોશ થઈને બીજાને દોશમાં આણવા કાંઈ હકીકત કહે તેના કામને આ કલમ લાગૂ પડતી નથી.

एक ओरत पोतानां नांनां बचाने लेइने पोताना धणीना घरमांथी जती रही. अने ए छोकरुं खोवायुं जांणीने तेनुं खुंन कर्याना तोहोमत उपरथी ते ओरतने पछवाडेथी पकडवामां आवी तेणीए त्रण जुदा जुदा मजकुरो कह्या (१) में ते छोकराने माहारा धणीने त्यां राख्युं हतुं. (२) मने र नामनो सक्ष फोसलावी लइ आव्यो, अने छोकरांने ते माहारी पासेथी लइ गयो हतो. (३) ह नामना सक्षे ते छोकरांने डुबावी दीधुं हतुं. सेशन जडजने छेला मजकुरनो भरुसो पडयो, अने तेणीने पीनलकोडनी कलम २०१ प्रजाणे गुन्हेगार ठरावी, ठराव्युं के ए ठराव खोटो छे, अने ते रद करवो जोइए. कोइ सक्ष गुन्हेगार थइ शके छे. अथवा गुन्हेगार थवानो संभव छे. ते सक्ष पोते नीरदोष थइने बीजाने दोशमां आणवा कांइ हकीकत कहे तेवा कामने पीनलकोडनी २०१ ली कलम लागु पडती नथी.

જસ્ટીસ પોન્ટીફિકસના ઠરાવમાં આ મુકરદમાની હકીકત લખવામાં આવી છે.

**કોઇના તરફથી વકીલ હાજર નથી.**

**જસ્ટીસ પોન્ટીફિકસનો ઠરાવઃ—**

અમારો મત થાય છે કે, આ મુકરદમામાં ગુન્હાનો ઠરાવ ટકી શકતો નથી કેફીયત નીચે પ્રમાણે છે.

અપેલેંન્ટ બેહેલા પોતાના ધણી સાથે એક ઓરડીમાં પોતાનાં બચ્ચાંને લેઇને સુતી હતી. ભળકડે તેનો ધણી જાગ્યો, ત્યારે તેની ઓરત તથા છોકરાંને દીઠાં નહીં, થોડો ઘણો શોધ કર્યા પછી એક સગાંને ઘેર માલુમ પડી. પણ તેની સાથે પેહેલું છોકરૂં નહોતું. છોકરાંને શુ થયું તેના સંબંધમાં તે વખ્તે અને પછવાડેથી તેણીએ એક બીજાથી વિરૂદ્ધ હકીકત કહી. એક વખ્તે તેણીએ કહ્યુ કે, હુંતો છોકરૂં માહારા ધણીના ઓરડામાં મુકી આવી હતી. બીજી વખ્તે કહ્યુ કે, મને એક રખાલ નામનો સક્ષ ફોસલાવી લેઇ ગયો, અને છોકરૂં જ્યારે રડવા માડયું, ત્યારે રખાલે કહ્યું કે, "એ છોકરાને તેના બાપ પાસે મુકી આવવા દે," એમ કહીને તે છોકરૂં લઇ ગયો, અને તરતજ પાછો આવ્યો. તે પછી ઓરત અને રખાલ બંને ભેગાં ચાલ્યાં ગયાં. મેજીસ્ત્રેટ પાસે તેણીએ કહ્યુ કે, મને હરસતૌલા ફોસલાવી લાવ્યો. અને તેણે પેલાં છોકરાંને નદીમાં નાખી દીધું.

સેસન જડજને આ છેલી વાતનો ભરોંસો પડતાં તે ઓરતને, ખુન કરનારને કાયદેસર સજામાંથી બચાવવાના, એટલે હરસતૌલાને બચાવવાના ઇરાદાથી પોતાના છોકરા ઉજાલાના ખુનને લગતી ખોટી ખબર આપ્યાની તેણીને પીનલકોડની ૨૦૧ કલમ પ્રમાણે અપરાધી ઠરાવી જે ખબર ખોટી કહેવામાં આવે છે, તે રખાલના સંબંધમાં જે હકીકત તેણે કહી હતી, તેના સંબંધની હતી. રખાલની સબબમાં જે હકીકત કહી તેના કરતાં, હરસતૌલાની લગતી હકીકત વધારે સાચી છે, એ વીશેનો કાંઇ પુરાવો નથી, અને જડજે એક વાત ગ્રહણ કરવી, અને બીજી વાત ગ્રહણ ન કરવી, તેનું કાંઇ ખરૂં કારણ નથી.

રખાલની બાબતમાં એ ઓરતે જે કહ્યું, તે સંબંધમાં તેણે શું કહ્યું, તથા કહે પ્રસંગે શું કહ્યું તે બાબતનો પુરાવો ઘણો નબળો છે. અને પોલીસ અમલદારે આપેલી જુબાંની ખરેખર ઉજાળાના ખુનના સંબંધની નથી, કેમકે તેણીએ ફક્ત કહ્યું છે કે, છોકરાને તેના પાસે મુકી આવવાનો ઈરાદો દેખાડયા પછી રખાલ તે છોકરાને લઇ ગયો હતો. એમ જણાય છે કે, પોતાના ધણીના પડખામાંથી રાત્રે આ કમનશીબ ઓરત છાનું માનું ચાલી ગઇ હતી. અને તે છોકરાંને સાથે લેતી ગઇ, એમ માનવાને ઘણું કારણ છે. થોડા વખત પછી તે છોકરૂં તેની પાસે જોયામાં આવ્યું નહીં. એ છોકરૂં ઘણુંજ કુંમળી વયનું અને પોતાની મેળે સંભાળ ન લઇ શકે એવું હતું, આવા પ્રસંગમાં ભારી શક તે ઓરત તરફ ગયો, જ્યારે તેને પકડવામાં આવી ત્યારે તેણીએ એ છોકરાંને શું કર્યું, તેના સંબંધમાં એક બીજાથી વિરૂદ્ધ હકીકત કહી. આ હકીકત કહેવાનો તેણીનો દેખીતો મતલબ પોતાની મેળે ગુનાહમાંથી નીકળી જવાનો હતો. અમે ધારીએ છૈએ કે, પીનલકોડની ૨૦૧ કલમ આવા મુકરદમાને લાગુ પાડવાનો કાયદાકારોનો મતલબ નથી. એટલે કે જે કામમાં જે સક્ષ ગુન્હેગાર થઇ શકે, અથવા ગુન્હેગાર થવાનો સંભવ છે, તેમાં પોતે ગુન્હામાંથી નીકળી જઇને બીજાને ગુન્હામાં સપડાવવો એવા મજકુરને તે કલમ લાગુ નથી.

હરસતૌલાએ બચાંનું ખુન કર્યું, અને બેહેલા આ વાત જાણતી હતી, છતાં તેણીએ એ ખુંનને લગતી વાત હરસ તૌલાને સજામાંથી બચાવવના ઇરાદાથી કરી, એ વાત કોઇ પુરાવા ઉપર રહેલી નથી, તેથી અમે ગુન્હાનો ઠરાવ રદ કરી, અપેલેંન્ટ બેહેલાંને છોડી મુંકવાનો હુકમ કરીએ છૈએ.

# કેસરેહીંદ વિ. લાલી.

**કલમ ૨૦૧.**
**૪**
તા૦ ૧૧—૪—૮૫
ઇં. ૭ અ. પા.૭૪૯.

જે વસ્તુનું હયાતીપણું હરકોઈ ગૂનાહનો પુરાવો નથી એ વસ્તુને સંતાડી દેવી અથવા એ વસ્તુનો નાશ કરી નાંખવો એ આ કલમ પ્રમાણે ગૂનોહ થતો નથી. કોઈ સક્ષ કોઈ ગૂનોહ કરીને તે ગૂનાહનો પૂરાવો સંતાડી દે અથવા તેનો નાશ કરી નાંખે તેથી તે પુરાવો સંતાડયાનો ગૂનેહગાર થતો નથી

पीनलकोडनी कलम २०१ ना गुन्हानुं तोहोमत राखी इनसाफ करवामां आव्यो हतो, तेमां तोहोमतवाळाए एवो मजकुर कह्यो के, ज्यारे बीजा बे माणसोए खुन कर्युं त्यारे हुं त्यां हाजर हतो, पण ते कृत्यमां में कांइ भाग लीधो नहोतो. अने खुन थयानी पहेलां जे बीछानापर मरनार सुतो हतो, ते बीछानानी रजाइ सदरहु सक्षोमांथी एक जणे लीधी हती. अने पछी ए रजाइ माहारी देखतां एक ओघामां संताडी मूकी हती एम साबीत थयुं छे के, ए रजाइ गुजरनारनी हती. अने ते ओघामांथी संताडेली मळी आवी हती. तथा ते रजाइ तोहोमतवाळाए पोलीसने देखाडी हती. पीनलकोडनी कलम २०१ प्रमाणे गुन्हेगारने कायदेसर शिक्षामांथी बचाववानो इरादाथी खुननो पुरावो संताडयानो बंधवाने गुन्हेगार ठराव्यो हतो. एवुं ठराव्युं के ए ठराव रद करवो जोइए. केमके जो ए रजाइने संताडी न होत, अथवा तेनो नाश कर्यो न होत तोपण ते रजाइनी हयाती खुननो पुरावो थात नहीं.

कोइ गुन्हो करवामां जे माणश मूख्य भाग लेतो होय, ते माणसने ए गुन्हानो पुरावो छुपाव्यान पेटाना गुन्हाने माटे अपराधी ठरावी शकाय नहीं.

મીરતના સેસન જડજે સને ૧૮૮૫ ના ફેબરૂઆરીની તારીખ ૧૭ મીને રોજ ગુન્હાનો ઠરાવ કર્યો હતો, તેના ઉપરની આ એક અપીલ હતી. અપીલેન્ટ ઉપર સેસન કોરટમાં પીનલકોડની કલમો ૨૦૧ તથા ૨૦૨ મુજબ આરોપો રાખી તેને ૨૦૧ મુજબ અપરાધી ઠરાવ્યો હતો, સેસન જજના ઠરાવમાં કહેલી આ કેશની હકીકત નીચે મુજબ છે.

"દાલીના ભાઇ સાલીકને જ્યારે મારી નાંખ્યો ત્યારે તે તેના ખેતરમાં હતો. તેના ભાઇ દાલીને તેની લાશ સવારમાં જડી. ગડદન લાકડાની ખંપાળીના દાંતા વચ્ચે હતી. માથા ઉપર જખમો હતા. દાકતરની જુબાનીથી જણાય છે કે, ખોપરીમાં ખુબખુબા ફુટ થઇ હતી. ડાબી કોરનાં જડબાં તથા આંખને સારી પેઠે ઇજા થયેલી હતી. નાક ઉપર તથા ડોકની નસો ઉપર પણ છોલાણું હતું. તેમાં ડોક ઉપરનું છોલાણ ખંપાળીથી થયું હોય એમ દેખાતું હતું.

"એમ જણાય છે કે, પ્રથમ તો કોઇના ઉપર શક નહોતો આવતો; પછવાડેથી તોહોમતવાળા ઉપર શક ગયો. કેમકે દાલીની વહુ તે ગુજરનારની ભાભી સાથે, ઠઠા મશ્કરી તોહોમતવાળાએ કરેલી હતી, તે બાબત બે ત્રણવાર તકરાર થઈ હતી.

"દાલીની જુબાની ઉપરથી જણાય છે કે, મઇયતની પાસે એક રજાઇ હતી. આ

કામમાં રજાઈ મળી આવી એ મુખ્ય પુરાવો છે. તોહોમતવાળાએ બે મજકુરો કહેલા છે. તેમાં એક ૨૦ મી નવેંબરને રોજ ઓનરરી માજીસ્ટ્રેટ ઉમરાવશિંઘ પાસે, અને બીજો ક-મિટીંગ માજીસ્ટ્રેટ પાસે"

"એ મજકુરો એવા હતા કે,-મઈયતે ફરીયાદ કરેલ તે ઉપરથી ગંગા સાહીનો દંડ થયેલ એટલે એ બંનેને માંહોમાંહ કજીઓ હતો. હું જ્યારે રામદયાળ વાણીયાના ઘરમાં સુતો હતો ત્યારે ગંગાસાહીના ભત્રિજા તથા દીકરા મરી તથા મથુરાએ મને ઉઠાડયો, ને મને કહ્યું કે તું અમારી સાથે ખેતર જોવા ચાલ, હું પછી તેઓની સાથે ગયો, અને મરી અને મથુરાએ પોતાનું ખેતર જોઇ લીધું અને પછી ગુજરનારને ખેતરે ગયા ત્યાં ગુ-જરનાર પથારી ઉપર સુતો હતો. મથુરાએ મને કહ્યું કે, ગુજરનારની પથારી તળેથી ર-જાઈ ખેંચીલે. પણ મેં તેમ કરવા ના પાડી, પછી મરીએ મને કોરે રહેવાનું કહી રજાઇ ખેંચી લીધી, અને પછી મરી તથા મથુરાએ સાલીકને દરાંતીથી મારી નાખ્યો. જે રજાઇ ખેંચી લીધી હતી તે લેઈને, અમે મથુરાને પછવાડે મુકી ચાલ્યા ગયા; હું સુવા ગયો અને બીજાઓ પણ પોત પોતાને ઘેર ગયા. વળતી સાંજે મથુરાએ મને કહ્યું કે, ચાલ્ય આપણે રજાઇ સંતાડી આવીયેઃ-મરી ભેગો થયો, અને અમે ત્રણે રામ રતનને ખેતરે ગયા. અને મથુરાએ જુવારના ઓઘામાં રજાઈ સંતાડી દીધી. મને કહ્યું કે કોઇ ઠેકાણે વાત કરીશ માં, જ્યારે પોલીસનો દરોગો આવ્યો, ત્યારે મેં કહેલ કે, હું ખુનની વાત કાંઈ જાણુતો નથી. અને પછી જે બન્યું હતું તે કહી આપ્યું. અને રજાઇ દેખાડી આ અદાલ-ત પાસે તહોમતવાળો કહે છે કે હું સાવ નીર્દોષ છઊં પણ જ્યારે તેને પુછ્યું કે, માજીસ્ટ્રેટ પાસે જે હકીકતો બેવાર લખાવી છે તે તારી છે? ને તે સાચી છે કે નહીં? ત્યારે તેણે હા પાડી, અને ઠરાવ કરવાનું કામ આગળ ચાલ્યું, અને આસેસરોએ પોતાનો અભીપ્રાય લખીને આપ્યો કે, પછી તેણે એવું કહ્યું કે, જે મેં કહેલું હતું તે દબાણથી કહેલું હતું.

"જુવારના ઓઘામાં રજાઈ સારી રીતે સંતાડેલ, તે રજાઈ તોહોમતવાળાએ દેખાડી આપી, એ વાત બે સાક્ષીઓથી સાબીત થઇ છે, એ રજાઇ સાલીકની હતી; એ પણ પુ-રી રીતે સાબીત થયું છે.

"તોહોમતવાળાએ જે મજકૂરો કહેલા તે તેણે રાજી ખુશીથી કહેલા હતા. એ મા-નવાને કાંઇ શક રહેતો નથી. બીજો મજકુર પેહેલો મજકુર કહ્યાબાદ તેર રોજ પછી ક-હેવામાં આવેલ, તેઓ બંને લાંબા અને વિગતવાર છે, અને આ અદાલતમાં તોહોમતવા-ળાએ કબુલ કરેલું છે કે તે ખરા છે.

"એ મજકુરો સાવ સાચા છે. એમ કોઇ પણ ઘડીભર સાચું માનશે નહીં, તોપણ ખરેખરો ખુની છે, એમ માનવાનો થોડો શક રહે છે. પણ તેના કહેવા શીવાય અને ર-જાઇ ના મળી આવ્યા શીવાય તેને ખુની ઠરાવવા વાસ્તે પુરાવો નથી. ખુન કરવામાં મેં કાંઈ ભાગ લીધો છે, એમ તે પોતાની જુબાનીમાં કબુલ કરતો નથી. મારી નાંખવાનું કાંઈ ધાર્યું હોય, એમ માહારા જાણુવામાં નોહોતું. એવું તે લખાવે છે. જે બધું તે કબુલ કરે છે, તે એ છે કે, ખુન તથા રજાઇની છુપામણી માહારી સમક્ષ થઇ હતી. મારી નાંખ-વાનો કાંઇ ઇરાદો હોય એમ માહારા જાણુવામાં નહતું પણ રજાઇ સંતાડી દેવાની છે, એ-મ હું જાણુતો હતો. એ લખાવે છે કે મરી તથા મથુરાએ મૈયતને મારી નાંખ્યો. એ વાત

બેશક ખોટી છે, પણ તેની સાથે એવો સંભવ છે કે ખુન કરવામાં એક કરતાં વધારે માણુસો રોકાયાં હતાં, મારી નાખવાનું જે કારણ તોહોમતવાળો બતાવે છે, તે આ કોરટને પુરતું લાગતું નથી. બેશક તેમાં બીજા હતા, ને તે કોણ હતા અને શા હેતુથી ઉશકેરાયેલ તે જણાતું નથી.

"તોહોમતવાળે બેવાર જુબાની આપી છે, અને આ અદાલતમાં કબુલ કરેલું છે કે, એ જુબાનીઓ સાચી છે. તે ઉપર નજર કરતાં આ અદાલત તહોમતવાળાને કલમ ૨૦૧ ના ગુન્હાનો અપરાધી ઠરાવે છે, કેમકે, તું પંડે કબુલ કરે છે, જેઓ ખાસ રીતે રજાઈ સંતાડવા ગયા હતા, તેમાં હું એક હતો. અને પુરાવાથી માલુમ પડે છે કે, રજાઇને સંતાડયાની જગ્યો તેણેજ દેખાડી હતી.

"આસેસરો તોહોમતવાળાને કલમ ૨૦૧ના ગુન્હાનો ગુન્હેગાર ઠરાવે છે, બીજું તોહોમત આમાં આવી જાય છે, કેમકે, એક માણુસ કાંઈ પુરાવો સંતાડે તો જે ગુન્હો તે સંતાડે છે તેના કોઇને ખબર દેતો નથી.

"માટે આ કોર્ટ, લાલીને પીનલકોડની કલમ ૨૦૧ મુજબ જે તોહોમત રાખેલ છે, તેનો અપરાધી ઠરાવે છે.

**અપીલેન્ટ તરફથી કોઇ હાજર નથી.**

**સરકાર તરફથી બાબુ દ્વારકાંનાથ હાજર છે.**

**ચિફ જસ્ટીસ પેથીરામ તથા જસ્ટીસ બ્રોડહર્સ્ટનો ઠરાવ:—**

અમારા વિચાર મુજબ આ ઠરાવ રદ કરવો ઘટે છે. તે એવા કારણથી કે, ગુન્હાનો પુરાવો ઢાંકી દેવો, અથવા તેનો નાશ કરવો એવી મતલબ કલમ ૨૦૧ માં છે. આ કામમાં જો એ રજાઇને સંતાડી દિધી નહોતી કીંવા તેનો નાશ કર્યો ન હતતો, તેની હયાતી, અથવા હાજરપણું ખુનની વાતનો પુરાવો થાત નહીં. વળી એ કલમની રચના જોતાં અમારો અભીપ્રાય એવો છે કે, જે માણુસ મુખ્ય ગુન્હેગાર છે, તેના ઉપર એ ગુન્હાનો પુરાવો સંતાડવાનો, પેટાનો અથવા દોયમ ગુન્હો સાબીત થઇ શકતો નથી. માટે ઠરાવ રદ કરી બંધવાને છોડી મુકવાનો હુકમ કરીએ છીએ.

## મટુકી મીસર વી. માહારાણી કેસરે હિંદ.

**કલમ ૨૦૧.**

૫

તા૦ ૨૩-૫-૮૫
ઇ.૧૧ ક. પા.૬૧૯

જે ગુનાહનો પુરાવો સંતાડીને ગુનોહ કરયાનું કહેવામાં આવતું હોય તે ગુનોહ થવો જોઇએ અને તે બનયાનું બંધવાને માનવાનું કારણ હોવું જોઇએ. અથવા તે ગુનોહ બનવાની વાતની તેને ખબર હોવી જોઇએ.

ही. पी. को. नी २०१ ली कलम मांहेला गुन्हानो बंधवाने अपराधी ठरावबा पहेलां, जे गुन्हानो पुरावो संताड्यानुं तेना उपर तहोमत होय, ते गुन्हो खरेखरो बन्यो हतो, ते वात अथवा ते गुन्हो बन्यो हतो एम मानवाने जोइए तेटली तेने खबर मळी हती. अथवा सदरहु बंधवो गुन्हो बन्यानी वात जाणतो हतो, एम साबित थवुं जोइए. (महाराणी केसरे हिंद वि. अबदल कादर ३ अ. २७९ नो मुकरदमो मंजुर करवामां आव्यो.

जस्टीस प्रीनसेप तथा मेकफरसने ठराव्युं के:—फोजदारी काम चलाववानी रीतना कायदानी ४९ मी कलममां जे बंधनो बांध्या छे, ते

बंधनमां जे सक्षनो समावेश थतो होय, ते सक्ष सदरहु कमलनी ड पेटा रकम प्रमाणे कंइ बनावनी खबर आपवामी कसुर करे, त्यारे तेने ही. पी. को. नी १७६ मी कलम मांहेला गुन्हाना अपराधीपणाना ठरावने पुष्टी आपवा सारु, ज्यारे ते माणसनी जमीन उपर जे मोत तातकाळी सृष्टीक्रमीविरुद्ध अथवा शक पडता प्रसंगमां थयुं हशे; एवी स्थितिमां ज्यारे लाश मळी आवे, त्यारे ते खुन तेनी जमीन उपर खरेखरुं थयुं हतुं एम बतावबानी कांइ जरुर नथी. लाश जडी आव्यानी हकीकत उपर-थी, उलटी रीतनो पुरावो न मळे त्यां सुधी कोरट वाजबी रीते एवुं अ-नुमान करवाने मुखतीयार छे के, ते मोत त्यांज थयुं हशे.

जस्टीस मीटरनो ठराव:—बंधवानी जमीन उपर अथवा बंधवानागा ममां ते मोत थयुं हतुं, एम साबीत थाय तोज १७६ मी कलमना गु-न्हानो ठराव थइ शके छे, अने ते ठेकाणेथी लाश मळी आवी, एटलाज उपरथी खुन त्यांज थयुं हशे एम मानी शकातुं नथी.

આ કામના અપેલેન્ટ તથા એક ભટુ ચોકીદાર ઉપર ૧૭૬ મી તથા ૨૦૧ કલમ-ના ગુન્હાઓનાં તોહોમતો રાખવામાં આવ્યા હતા. આ મુકરદમાની હકીકત નીચે પ્રમાણે છે.

અપેલેંન્ટના ભત્રીજા એક ધોધન નામના સક્ષના ખેતરમાં એક ભુલકીયા નામની ઓરત તા. ૧૬ મી નવેંબરને રોજ અથવા તે અરસામાં ગઇ, પ્રોસીક્યુશન વાળાએ કહ્યું છે કે, ધોધને એક ભુલકીયાને ત્યાં જોઇ, એટલે તેણીને તેણે બેવાર લપડાક મારી. તથા તે ત્યાં પડી ગઇ, અને વળતે રોજ ત્યાં તેને માર્યાનું કહેવામા આવ્યું છે. ત્યાંથી થોડેક છે-ટે એક ખેતરમાં મુવેલી સ્થીતીમાં તે મળી આવી. પ્રોસીક્યુસન વાળાએ વધારે કહેલું છે કે, એ મોતનું કારણ લપડાક મારવાથી થયું હતું ને પોતાના ભત્રિજા અપેલેંન્ટને બચાવી લેવા સારૂ તેણે ગુજરનારના છોકરા સાંગળીને ફોસલાવીને તે લાશને બળાવી દીધી તથા તે બાબત કોઇને કાંઈ ખબર ન દેવાની બંદોબસ્તી કરી લીધી, જે રાત્રે આ લાશ જડી આ-વી હતી, તેજ રાત્રે તેને બળાવી દીધી હતી. અને ૨૫ મી તારીખ સુધી આ વાતની ખબર પોલીસને આપી નહોતી. પછી એ તારીખે પડોસના ગામના સબ ઇન્સ્પેકટરને ભટુ એ ખબર આપ્યા, તે ઉપરથી તપાસ ચાલ્યો, અને એ તપાસની અંતે હી. પી. કો. ની ૩૦૪ થી કલમના ગુન્હાનો ઇનસાફ થવા સારૂ ધોધનને કમીટ કર્યો અને જોઇતા પુરાવાની ખામીને લીધે તેને છોડી મુક્યો, હાલના અપેલેંન્ટ ભટુકીએ સેસન કોર્ટ પાસે એવો વાંધો લીધો હતો કે, જ્યારે ધોધનને છોડી મુકવામાં આવ્યો છે તો પછી કોઇ ગુન્હો નહીં બ-ન્યાનો ઠરાવ કરવો જોઈએ. અને તેથી ૨૦૧ લી કલમ માંહેલા ગુન્હાનું તોહોમત પોસાઈ શકતું નથી. આ દલીલના આધારમાં, તેણે માહારાણી કેસરે હીંદ. વિ. અબદલ કાદરના

ફેસલાની શાહદત આપી, પરંતુ રાણી વિ. હરદત શરમા ૮ વી. રી. ૬૮ ના મુકરદમાનો ઠરાવ મંજુર રાખીને આ વાંધો ના મંજુર કર્યો.

તોહોમતની પુષ્ટીમાં જે પુરાવો આપ્યો હતો, તે કેવા પ્રકારનો હતો. તથા સેસન જડજે તે ઉપરથી શું નીરણય કર્યો તે નીચે પ્રમાણે છે:—

ઘોધને ભલકીયાને મારી હતી. એ વાતનો પુરાવો બે ઓરત સાક્ષીની જુબાનીમાંથી પડયો છે, અને ઘોધનના કામમાં આ પુરાવો અવીશ્વાસ રાખવા લાયક ગણ્યો છે. ઘોધને ભલકીયાને માર્યાની અફવાઈની વાત સાંભળી હતી, એ વીશે બીજા સાક્ષીઓએ પુરાવો આપ્યો છે; પરંતુ તેમાંથી જે બે સાક્ષીઓ લાશને બાળી નાંખવામાં સાહેતા કરનારા હતા, તેઓએ લખાવ્યું છે કે, આવી અફવાઈ અમે સાંભળી નહોતી. ભટુએ પોલીસ પાસે એવું ઝાહેર કરેલું હતું કે. જે દિવસે લાશને બાળી નાંખી, તે દહાડે મેં સાંભળ્યું હતું કે, ઘોધને ભલકીયાને મારી હતી, ત્યારબાદ સેસન જડજે નીરણય કર્યો કે, બંને તોહોમતો સાબીત છે, અને તેની સાથે તેણે અભીપ્રાય આપ્યો કે, મોતની વાત ઢાંકીદેવામાં તથા લાશની વ્યવસ્થા કરવામાં અપેલેંન્ટને જબરો હેતુ હતો. અને તે બ્રાહ્મણ અને વગવાળો માણસ હતો તેથી તેના હુકમ પ્રમાણે ભટુ અમલ કરે તે સ્વભાવિક છે.

ભટુ ઉપરના ૨૦૧ લી કલમના તોહોમતના સંબંધમાં એક આસેસરના મતથી મળતા થઈને સેસન જડજે ભટુને અપરાધી ઠરાવી તેને છ માસની સખસ કેદની સજા કરી તથા ૧૭૬ મી કલમના તોહોમતના સંબંધમાં બંને આસેસરોના મતથી મળતા આવી તેને એ કલમના ગુન્હાનો અપરાધી ઠરાવ્યો, અને તે બદલ તેને એક અઠવાડીયાની આસાન કેદની સજા કરી.

અપેલેંન્ટના કામમાં બંને આસેસરોએ તેને બંને તોહોમતોનો નીરઅપરાધી ઠરાવ્યો. પરંતુ સેસન જડજનો મત તેમના મતથી જુદો પડતાં તેણે તેને ગુન્હેગાર ઠરાવી ભટુ જેટલી તેને સજા કરી.

આ ઠરાવ અને સજા સામે મટુકી મીસરે અપીલ કરી. સુનાવણી વખ્તે ઉભય પક્ષ તરફથી કોઇ હાજર હતું નહીં.

હાઇકોર્ટ તરફથી જસ્ટીસ મિત્ર તથા માકફરસને નીચે પ્રમાણે ઠરાવ આપ્યો:—

## જસ્ટીસ મેકફરસનનો ઠરાવ:—

અપેલેંન્ટને પી. કો, ની ૨૦૧ તથા ૧૭૬ મી કલમોના ગુન્હાઓનો અપરાધી ઠરાવ્યો છે. તેમાં પ્રથમની કલમના ગુન્હા માટે તેને ૭ માસની સખત કેદની તથા બીજી કલમના ગુન્હા માટે એક અઠવાડીયાની આસાન કેદની સજાઓ થઇ છે. જે ગુન્હાનો પુરાવો ઉડાવ્યાનું કહેવામાં આવે છે, તે ગુન્હો થયાના પુરાવાની ખાંમીને લીધે ૨૦૧ લી કલમના ગુન્હાનો ઠરાવ કાયમ રાખી શકાતો નથી. એવો માહારો અભીપ્રાય છે- મુસમત ભલકીયાને બે લપડાક ઘોધને માર્યાનું જે બે ઓરત સાક્ષીઓએ લખાવ્યુ છે તે પુરાવો મારા માનવા પ્રમાણે તદન વીશ્વાસ રાખવા લાયક નથી. અને કોઈ ગુન્હો બન્યો હતો એવું દેખાડનારો બીજો કાંઇ પુરાવો નથી. અને જ્યારે લાશની વ્યવસ્થા કરી ત્યારે ખુંન અથવા શીક્ષણીય મનુષ્ય વધનો ગુન્હો બન્યો છે, એવું માનવાને અપેલેંન્ટને કોઇ વાતની ખબર હતી, એ વીશેનો બીલકુલ પુરાવો પડયો નથી.

પરંતુ ૧૭૬ મી કલમના ગુન્હાનો ઠરાવ સાચો છે. એવો મારો અભીપ્રાય છે. ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૪૫ મી કલમ પ્રમાણે જમીનના દરેક ભોગવટો કરનારાએ, સદરહુ ગામમાં કાંઇ પણ આકસ્મિક અથવા સૃષ્ટીક્રમ વિરૂદ્ધ મોત થયાની વાત અથવા શક ભરેલી હકીકતમાં કાંઇ પણ મોત થયાની વાત બની હોય, અને તેના સંબંધી તેને જે ખબર મળેલી હોય તો તે ખબર પાસેમાં પાસેના માજીસ્ટ્રેટને અથવા પાસેમાં પાસેનું પોલીસથાણું જે અમલદારના હવાલામાં હોય તેને દેવી જોઈએ. આવી ખબર આપ-

વામાં ઇરાદા પૂર્વક કસુર કરવી તે ૧૭૬ મી કલમ પ્રમાણે ગુન્હો છે. મુસમ્મત ભલકીયાનું મરણ તાતૂકાળી, સૃષ્ટીક્રમ વિરૂદ્ધ તથા શક પડતી સ્થીતીમાં થવું જોઈએ. એ તર્ક શીવાય બીજો એકે તર્ક કરી શકાય નહીં તેવા પ્રસંગમાં તેણીની લાશ અપેલેંન્ટના ખેતરમાંથી મળી આવી હતી. એ વાત સાબીત થઇ છે, અને આ વીશેની ખબર આપવીતો એક કોર રહી, પણ ગુન્હેગારનો સગો એક ચોકીદાર હતો. તેણે તે લાશની વ્યવસ્થા કરી નાંખવાનો હુકમ આપ્યો. ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૪૫ મી કલમના અર્થ પ્રમાણે તેને ખબર આપવા જેવી ખબર હતી. અને તે ખબર આપવાની તેની કસુર ઇરાદા પુર્વક હતી. પરંતુ જે ગામમાં એટલે જે ખેતરમાંથી લાશ મળી આવી એ જગામાં મોતખરેખરૂં થયું હતું. એ વીશેનો કાંઇ પુરાવો નથી. ગુન્હેગાર ઠરાવવામાં આટલી હકીકતનો પુરાવો જરૂરનો છે કે નહીં? તે સવાલ હવે ઉઠે છે, આવા પ્રસંગમાં હું ધારતો નથી કે, તેમ થઇ શકે. જો પોતાના ગામના કોઇ માણસની લાશ પોતાના ખેતરમાંથી એવી રીતે મળી આવે છે કે, તે ઉપરથી એમ જણાય કે, મર્ણું તાતકાળી, સૃષ્ટીક્રમ વિરૂદ્ધ, અથવા શક ભરેલું થયુંછે, તો પોતાના ગામમાં બનેલા બનાવના સંબંધમાં તેને કાંઇક ખબર આપવા જેવી મળી છે, અને તે ખબર ૪૫ મી કલમ પ્રમાણે બીજાને પહોંચાડવાની તેની ફરજ છે. પોતાની જમીન ઉપરથી લાશ મળી આવી, તે ઉપરથી વિરૂદ્ધ રીતના પુરાવાને અભાવે વાજબી રીતનું એવું અનુમાન થઇ શકે છે કે, મર્ણું પણ ત્યાંજ થયું હશે. મર્ણુંના કારણ વીશેનો બીજો એકે પુરાવો નથી કે જે હું આ કામમાં મંજુર રાખી શકું. શક પડતી હકીકતના મર્ણુંનો આ મુકરદમો છે, તે વીશે જરાએ શક નથી. તાતકાળી મર્ણું થયાના બનાવ વીશે પણ એ કલમમાં ઠરાવ કર્યો છે. મર્ણું તાતકાળી થયું હતું. તથા અ ના ખેતરમાંથી લાશ જડી આવી હતી એટલો પુરાવો પડયો છે. એ વાત ગ્રહણ કરતાં બીજું પડોસનું ગામ છે, તેના બ ના પાસેના ખેતરમાં ગુજરનાર મરી ગઈ નોતી, અને મરી ગયા પછી અ ના ખેતરમાં તેની લાશને આંણી નહોતી. આ બંને બાબતો શું પ્રોસીક્યુશન વાળાએ સાબીત ન કરવી જોઈએ? સોમાંથી નવાણું કામોમાં આવો પુરાવો આપવો અશક્ય છે. તેથી હું ૧૭૬ મી કલમના ગુન્હાનો ઠરાવ કાયમ રાખુંછું.

## જસ્ટીસ મિત્રનો ઠરાવઃ—

૨૦૧ લી કલમના ગુન્હાનો ઠરાવ પોશાઇ શકતો નથી. એવો મારા વીદ્વાન ભાઇબંધે મત બાંધ્યો છે, તેની સાથે તદન મળતો આવું છઉં. તે મત બાંધવાના જે કારણો તેણે આપ્યાં છે તે કારણોથી પણ હું મળતો આવુંછું.

પરંતુ હું દિલગીર છઊં કે, તેના બીજા ઠરાવને હું મળતો આવી શકતો નથી. બીજો ઠરાવ એ છે કે, ક્રી. પી. કો. ની ૧૭૬ મી કલમ માંહેલા ગુન્હાના ઠરાવને ટકાવી રાખવા સારૂ, જે ગામડામાંથી લાશ મળી આવી હતી તેજ ગામડામાં મર્ણું ખરેખરૂં થયું હતું, તે વાતનો પૂરાવો મુદ્દાનો નથી.

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૪૫ મી કલમ ૬ પેટા કલમ પ્રમાણે, કોઇ ગામડામાં તાતકાળી, અથવા સૃષ્ટી ક્રમ વિરૂદ્ધ, અથવા કોઇ શક પડતા પ્રસંગમાં મર્ણું થયું હોય, તો મર્ણુંના બનાવના ખબર નજીકમાં નજીકના માજીસ્ટ્રેટને આપવાને સદરહુ ગાંમડાનો હરકોઇ ભોગવટો કરનાર બંધાયેલો છે, માટે એ મોત સદરહુ ગાંમડામાં થયું હતું, અથવા એવો બનાવ એ ગાંમડામાં બન્યો હતો એ વીશેની સાબીતી આવા ગુન્હાના ઠરાવમાં અવશ્ય રીતે હોવી જોઇએ. ગાંમડામાંથી લાશ જડી આવી એટલા ઉપરથી મારા અભીપ્રાય પ્રમાણે પુરવારી થતી નથી એકલી આવી હકીકત ઉપરથી અવશ્ય રીતે અનુમાન થઇ શકતું નથી કે, એ ખુન સદરહુ ગાંમડામાંજ થયું, બીજા ગાંમડામાં તે ખુન થયું હશે, અને ત્યારબાદ અપેલેન્ટના ગામમાં લાશ આણી હશે, એ વાત પણ એટલેજ દરજ્જે મજબુત છે.

પેલી બે બાઇડીઓ જેઓએ જુબાની આપી છે કે, મુસમત ભલકીયાને ધોધને બે થપાટ મારી, તે વખતે અમે નજરે જોયેલું છે, એ પૂરાવો તદન વીશ્વાસ રાખવા લાયક ન-

થી, એમ માનીને તે પૂરાવો રદ કર્યા પછી, તેણીનું મોત તાતકાળીક હતું. એવો પૂરાવો જોવામાં આવતો નથી. જો એવો કશો પૂરાવો હોય તો, પછી જે ખેતરમાંથી લાશ જડી આવી, તે ખેતરની નજીક અથવા તે ખેતરમાં એ ખુન તાતકાળીક થયું હશે, એવું અનુમાન જો આપણે કરવાનું હોય તો કરી શકીએ ખરા.

તેથી મારો એવો અભીપ્રાય થાય છે કે, મુસમત ભલકીયાનું ખુન અપેલેન્ટના ગાંમડામાં થયાનો પુરાવો ન હોવાથી ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૪૫ મી કલમમાં જે વાતો લખી છે તે પ્રમાણે બન્યું નથી. અને તેથી ઈ. પી. કો. ની ૧૭૬ મી કલમના ગુન્હાનો ઠરાવ રદ કરવો જોઇએ.

૧૭૬ મી કલમના ગુન્હાના ઠરાવના સાચાપણા વીશે આ બંને જડજોની વચ્ચે મતપડવાથી તકરારી સવાલ જસ્ટીસ પ્રીન્સેપ તરફ મોકલતાં તેણે નીચે પ્રમાણે ઠરાવ આપ્યોછે.

### જસ્ટીસ પ્રીન્સેપનો ઠરાવઃ—

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૪૫ મી કલમમાં જે જે વરગના લોકોનું વરણન કર્યું છે; તે વરગ માંહેલા અપેલેન્ટો છે, તથા સૃષ્ટીક્રમ વિરૂદ્ધ અથવા શક પડતા પ્રસંગોમાં મોત થયું હતું, તે વીશે ભુલાય નહીં. એવાં ચીન્હો સહીત ગુજરનારની લાશ અપેલેન્ટોની જમીન ઉપરથી જડી આવી હતી, તથા એ અપેલેન્ટોએ એ ખુનના સંબંધને લગતી ખબર નજીકમાં મેજીસ્ટ્રેટને કીંવા નજીકમાં નજીકના પોલીસના થાણાવાળાને પહોંચાડવાની તેઓએ કસુર કરી હતી, એ વીશે કંઇ સંદેહ નથી.

હવે માત્ર આટલોજ સવાલ છે કે, અપેલેન્ટોની જમીન ઉપર ખુન થયું હતું, એ વાતનો પૂરાવો પડયો છે કે નહીં?

જે લોકો વહેલામાં વહેલી ખબર પોહોંચાડવાની સ્થીતીમાં હોય, તેઓએ વહેલામાં વહેલી ખબર પહોંચાડવી જોઇએ, અથવા જે લોકો પોતાની જમીન સાથે નીસબત ધરાવતાં કંઇક સતાવાળા હોય, તેઓને મરી ગયેલાની લાશનું તરત મેંજરનામું લેવાય તેટલા સારૂ આવી ખબર આપવા બાબતમાં જવાબદાર ગણવા જોઈએ. એવી કાયદાની સાફ રીતની મતલબ છે. આવી ફરજનો સખત રીતે અમલ કરાવવાની અવષ્યતા એટલી બધી તો ઊઘાડી છે કે, જેને વીશે લખવું કંઈપણ જરૂરનું નથી. કાયદામાં જે સબંધ વર્ણવ્યો છે, તે સંબંધવાળા કોઇ ચોકસ પુરૂષની જમીન ઉપર મોત થવું જોઇએ, એમ કાયદો ફરમાન કરે છે. આ મોત પ્રતક્ષ જોનારા સાક્ષીઓના પાધરા પુરાવાથી સાબીત થવું જોઈએ, એવો આ કલમનો અરથ હોય, એમ હું સમજતો નથી. જેમકે દ્રષ્ટાંતઃ—કોઈ એક સક્ષ કપાયેલી ગડદન સહીત ખેતરમાંથી મળી આવે તો, વાજબી રીતે અનુમાન કરવું જોઇએ કે, તે ત્યાંજ મરી ગયો હશે. અને તેથી અપેલેન્ટના દરજ્જા જેવા માણસે તે મોત થયાની ખબર આપવીજ જોઈએ. પુરાવાના કાયદાની ૧૧૪ કલમમાં લખ્યું છે કે, "કોઇ અમુક કામની હકીકતને સંબંધે કુદરતી બનાવની, તથા મનુષ્યની વરતણુંકની તથા સરકારી તથા ખાનગી કામકાજની સાધારણ ગતી ઉપર વિચાર રાખતાં કોઇ હકીકત બન્યાનો સંભવ છે એવું કોરટની નજરમાં આવે તો તે હકીકત બનેલી છે એવું અનુમાન કરવાને મૂખતીયાર છે."

આવું અનુમાન કરવાનું કામ અપેલેન્ટનું છે, પરંતુ અપેલેન્ટો તેમ કરવામાં ફાવ્યા નથી એટલુંજ નહીં, પણ સૃષ્ટીક્રમ વિરૂદ્ધ અથવા શક પડતા મોતના કારણના સઘળા પંતાનો નાશ કરી નાંખવા સારૂ તેઓએ ઉતાવળથી લાશ બાળી નાંખી, એ વર્તણુંકથી કેટલેક દરજે પેહેલું અનુમાન મુળગું મજબુત થાય છે. જે ધણીઓની જમીન ઉપર કોઇને મારી નાખ્યાનો દેખાવ જણાતો હોય, તે ધણીઓની જવાબદારી મુકરર કરવામાં કોઇ રીતની મુશીબતી આવી હોય, તથા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૪૫ મી કલમમાં કહેલી કામગીરી બજાવવાની કસુર કરવાનો આવો કોઇ ધણી અપરાધી ઠરે તેની અગાઉ, એ ખુન થયાનું, અથવા ખુન થયેલા સક્ષે પોતાનો પ્રાણ તેજ જમીન ઉપર છોડયાનું સાબીત કરવું જોઇએ. તો પછી જે સરકારી નોકરને શક પડતા મનુષ્યવધનો સઘળો પતો શોધી કાઢવાની ફરજ છે, તે સરકારી નોકરોને મદદ આપવાનો ન્યાયનો હેતુ છે, તેનો ઉલટો પરાજય થાય છે.

તેની જમીન ઉપરથી લાશ મળી આવવાથી મારા મત પ્રમાણે એવું અનુમાન થાય છે કે, તેજ જગ્યા ઉપર ખુન થયું હશે, અને તેથી કરીને ૪૫ મી કલમમાં જે સ્થીતીની જમીન નીસબત ગણવી છે, તે સ્થીતીનાં માણસે, એ ખુનના સંબંધમાં ખબર પહોંચાડવાનું બંધન રાખ્યું છે. આવી ખબર પહોંચાડવામાં તે કસુર કરે, અને તેની ગેર વર્તણુંકને માટે તેના ઉપર ફોજદારી કામ ચાલે તો, જે કસુર તેણે કરી હતી, તે વાજબી કારણસર હતી એ વાત સાબીત કરવા સારૂ તેણે તૈયારી રાખવી જોઇએ.

તેથી હું વચમાં આવવા ધારતો નથી.

## કેસરે હીંદ વિ. ડુંગર અને એક બીજો.

कोइ गुन्हेगार पोताना गुन्हानो पुरावो उडावी दे, तेने पीनलकोडनी २०१ ली कलम लागु पडती नथी, पण जे सक्ष मुख्य अथवा खरेखरा गुन्हेगारने बचाववानुं करे छे तेनेज ते कलम लागु पडे छे.

કલમ ૨૦૧.
૬
તા૦ ૫-૪-૮૬
ઈ. ૮ મ. પા.૨૫૨

કોઈ માણસ પોતે કરેલા ગુન્હાનો પુરાવો ઉડાવી દે તેથી તે આ કલમ પ્રમાણે વધુ ગુનેહગાર બનતો નથી.

આ કામનું દફતર હાઈકોર્ટે પોતા થકું જોવાને મંગાવ્યું હતું. તેની હકીકત હાઇકોરટના ઠરાવમાં જોઇએ તેટલી લખી છે.

### બ્રોડહુસ્ટ જસ્ટીસનો ઠરાવ.

ડુંગરશીંઘ તથા તેની ઓરત દુલારીને પીનલકોડની ૩૦૨ જી તથા ૧૦૯ મી સાથે ૩૦૨ જી તથા ૪૧૧ મી કલમો માંહેલા ગુન્હાઓને માટે સેસન કમીટ કરવામાં આવ્યા હતા.

તહોમતનામામાંથી બીજું તહોમત સેસન જડજે કાહાડી નાંખ્યું છે, અને તેને બદલે પીનલકોડની ૨૦૧ લી કલમ પ્રમાણે નીચેની વિગતે બીજું તહોમત રાખ્યું:—ઠાકોરશીંઘનું ખુન થયું છે, એમ જાણવા છતાં સમેરામાં તેની લાશ સંતાડીને ખુનીને કાયદેસર સજામાંથી બચાવવાના ઇરાદાથી તે ગુન્હાનો પુરાવો તમોએ નાશ કીધો." આશેસર સાથે એકમત થઇ જડજે બંને બંધવાઓને ખુનના ગુન્હેગાર નથી એમ ઠરાવ્યું. પણ ઠાકોરશીંહનું ખુન થયું છે એમ જાણ્યા છતાં કાયદેસર સજામાંથી ખુનીને બચાવવાના ઈરાદાથી તેની લાશ સંતાડી રાખ્યાના તેઓને ગુન્હેગાર ઠરાવ્યા.

આશેસરોના મતથી મળતા આવીને જડજે ડુંગરશીંહને ચોરેલી મિલકત બદઘાનતથી લેવાના ગુન્હાનો નીરઅપરાધી ઠરાવ્યો. અને એક આશેસરથી મળતા આવીને તથા બીજા બે આશેસરોથી જુદા પડીને, આ છેલ્લા કહેલા ગુન્હા માટે દુલારીને અપરાધી ઠરાવી. ૨૦૧ લી કલમ માંહેલા ગુન્હાને માટે ડુંગરશીંહને ૫ વરસની તથા દુલારીને ૭ વરસની સખત કેદની જડજે સજા કરી. અને ૪૧૧ મી કલમના ગુન્હા સારૂ, દુલારીને બીજી ત્રણ વરસની સખત કેદની સજા કરી. આ બીજી સજાનો અમલ પેલી સજા પુરી થએ કરવાનો હતો

જે છોકરાનું ખુન થયું હતું, તે છોકરો બંધવાઓનો છેટેનો સગો હતો. ગયા અગષ્ટ માસની ૧૭ મી તારીખના સવારથી તે જડતો નહોતો. તેને વાસ્તે શોધ કરવામાં આવી હતી. અને સદરહુ જડજે લખેલું છે કેઃ—“ ૧૯ મી તારીખના સવારમાં હજારીસીંહના ખંડેરમાંથી આગલે રોજ તપાસ કરતાં લાશ જડી નહોતી, તે લાશ જડી આવી. તે લાશને દાટી દીધી હોય એમ જણાયું છે. જ્યારે આસપાસના ઘરનો ઝાડો લેવાયો હતો, ત્યારે ડુંગરશીંહના ઘરનો પણ ઝાડો લેવાયો હતો, અને તેના ઘરમાં લાશ દાટી હોય એમ નીશાનીઓ માલુમ પડી હતી. અને આ બંને બંધવાઓએ ઈનસાફના કામમાં પેહેલેથી તે છેલે સુધી કબુલ કર્યું છે કે તે લાશ ખરેખરી અમારા ઘરમાં દાટેલી હતી. રૂપીઆ ૩ ની કીમતનું કડું લાશ ઉપર હતું અને ૨૫ રૂપીયાની કીમતના બીજાં રૂપાનાં ઘરેણાં હતાં તેનો પતો લાગ્યો નથી. અને રૂ. પા ની કીમતની કાનમાં પેહેરવાની વાળી હતી તે પણ જડી નથી. ડુંગરશીંહનું આગષ્ટની ૧૯ મી તારીખે ચલણ કર્યું. અને ૨૧ મી તારીખે દુલારીએ હેડકોનસ્ટેબલ તથા બે આબરૂદાર સાક્ષીઓની રૂબરૂમાં પોતાના ઘરમાં જઈને તથા એક પાકી મોરી હતી, તેમાં છેટે સુધી પોતાનો હાથ ઘાલીને ૪ કડાં કાઢી આપ્યાં. અને એ કડાંઓ એક છોકરાનાં હતાં, એમ ઓળખવામાં આવ્યું છે. “ડુંગરશીંહ કહે છે કે વળતે રોજ સવારે મારી ઓરતે મને માહારા ઘરમાં તે છોકરાની લાશ બતાવી હતી. અને તે લાશને ગામમાં તે વખતે જે હેડકાન્સ્ટેબલ હતો, તેની પાસે રજુ કરવાનું મેં કહ્યું, પણ માહારી વહુએ મને કહ્યું કે જો તે લાશ રજુ કરીશું તો હું ખુનની આરોપીત થઇશ. તેથી મેં એ લાશને માહારા ઘરમાં દાટી દીધી, અને રાતરે હજારીના ખંડેરમાં મુકી દીધી. ”

દુલારીએ પછવાડેથી માજીસ્ટ્રેટને જુબાની આપી, તેમાં તેણીએ લખાવ્યું છે કે, તે છોકરાને ગીરવસીંહે મારી નાખ્યો હતો. પણ તેમ કરતાં મેં તેને જોયો નહોતો. અને ભળકડે તે લાશ મારા ઘરમાં પડેલી જ્યારે મેં જોઇ ત્યારે એ વાત મેં મારા ધણીને કહી. મારા ધણીએ તે લાશ હેડકોન્સ્ટેબલને બતાવવાનું કહ્યું, પરંતુ એ હેડકોન્સ્ટેબલ આ ગુન્હામાં મને અપરાધી ઠરાવશે એ બીકથી એમ ન કરવા સારૂ મેં માહારા ધણીને સમજાવ્યો. છોકરાના શરીર ઉપર ફક્ત એકજ કડું હતું, બીજાં કાંઈ ઘરેણાં હતાં નહીં. મેંતો ફક્ત એકલી લાશને દાટી હતી. અને પછવાડેથી તે લાશને ખંડેરમાં નાંખી દીધી હતી. આ કોરટ પાસે તે એવી અરજ કરે છે કે જે કાંઇ સજા કરવી જોઇએ તે મને કરવી જોઇએ. અને જો કદી મારા વરને સજા થશે તો તેનો ગરાસ ખાલસા થઇ જશે, માહારો અભિપ્રાય એવો છે કે, આગલી પાછલી હકીકતનો પુરાવો લેતાં આ ખુન બંને બંધવાઓમાંથી એકે અથવા બંને જણાંએ કર્યાનું સાબિત થયું છે. પણ તેમાંથી કોણે કર્યું એ નકી થતું નથી. કાંતો આ ઓરતે તેના ધણીની ગેરહાજરીમાં કર્યું હશે, અથવા સ્ત્રીની ગેરહાજરીમાં ધણીએ કરેલું હશે અને તેથી આ બંને બંધવાઓમાંથી કોણે કર્યું હશે, એ ચોકસ કહી શકાતું નથી.

પીનલકોડની ૨૦૧ લી કલમ માંહેલું તહોમત સેસન કોરટમાં ઉમેરાયું હતું, તેના સબંધમાં સેસન જડજ નીચે મુજબ લખે છે.

“કદાપી એમ તકરાર કરવામાં આવે કે, ગુન્હેગાર પોતાના ગુન્હાનો પુરાવો સંતાડે તેને આ કલમ લાગુ પડતી નથી. આ દલીલ વજનદાર હોય એમ ધારી શકતો નથી. ગુન્હાવાળાં કૃત્યો પુરાં કરતાં અધવચમાંથી અટકી જવાનું ગુન્હેગારને ઈચ્છા થાય તો તેમ થઇ શકે છે. માટે કોઇ ગુન્હામાં એક પછી એક ક્રમવાર જુદાં જુદાં કામોની સજા કરવા સારૂ તથા એકને બીજાથી ઓળખવા સારૂ દરેક ન્યાયના નીતીસર બંધનોમાં સંભાળ રાખવામાં આવી છે. એક ગુન્હેગાર પોતાના કરેલા આખા ગુન્હાનો પતો ઉડાવી દે, અને બીજા ગુન્હેગાર તે પ્રમાણે ન કરે તો દેખીતું છે કે, પેહેલો ગુન્હેગાર ઈનસાફના ક્રમની

સામે વધારે પગલું ભરનારો થાય છે. અને તેટલાજ સારૂ ઇનસાફના ક્રમની સામે થવાનો તેને હક આપ્યો હોય એમ હું ધારી શકતો નથી. વળી જે ગુન્હેગાર પોતાના અપરાધનો સઘળો પુરાવો ઉડાવી દે તેને સજામાંથી બચાવી લેવાનો શું હેતુ હશે, તે હેતુ મારા ખ્યાલમાં આવી શકતો નથી. સ્પષ્ટ રીતે જ્યાં મોટા ગુન્હામાં નાના ગુન્હાનો સમાસ કરવામાં આવ્યો. તે શીવાય મોહોટામાં નહાનું સમાવવાનું ન્યાયતત્વ આ કામને લાગુ પડયાનું માહારા મનમાં આવતું નથી. ધારો કે કાયદા વિરૂદ્ધ હથીયારો પાસે રાખ્યાનું કોઇ સક્ષ ઉપર તહોમત આવ્યું હોય, તે સક્ષ છુટી જવા સારૂ એવો બચાવ કરે કે, એ હથીયારોથી મેં ખુન કરેલું છે. તો આવો બચાવ તે કરી શકે છે, એમ હું માની શકતો નથી. હીંદુસ્થાનના પીનલકોડની ૨૦૧ લી કલમનો અક્ષરે અક્ષરનો અરથ કરવામાં આવે તો, જે ગુન્હેગાર પોતાનો ગુન્હો સંતાડે છે, તેમાં તેનો સમાસ થઇ શકે છે એ વીશે માહારા મનમાં જરાએ શક રહેતો નથી. કાયદાકારોનો એથી ઉલટો મત હત તો તેઓએ તે પ્રમાણે તેમાં લખ્યું હત. પરંતુ તે પ્રમાણે તેમાં કહેવામાં આવ્યું નથી. તેમ તેવો હેતુ હોય એમ ધારી શકાતું નથી."

કેવા પ્રકારે હીંદુસ્થાનના પીનલકોડની એ કલમ ઘડવી જોતી હતી, તે વીશેનો માહારો અભીપ્રાય, પ્રસીધ કરવાની આ વખતે મારી ફરજ હોય તેમ હું સમજતો નથી. મારૂં કામ હાલ શું છે તે હું સમજું છું, અને તે એ છે કે, જે ગુન્હેગાર પોતાના કરેલા ગુન્હાનો પુરાવો ઉડાવી દે, તેને આ કલમ લાગુ પડે છે કે નહીં? એ કલમ ૧૧ અલહાબાદમાં મુકી છે. અને તેને મથાળે "ખોટા પુરાવા તથા સરકારી ઈનસાફ વિરૂદ્ધ ગુન્હા બાબત" એમ લખેલું છે. ૨૦૧ લી કલમના પડખાને મથાળે "કોઈ ગુનોહ કરનારને બચાવવાના ઇરાદાથી તે ગુનોહ થયાનો પૂરાવો ઉડાવવો અથવા તે બાબત ખોટી ખબર આપવી" એ શબ્દો લખ્યા છે.

આ કલમનો ખરેખરો અર્થ શું છે, તે ઉપલા મથાળાથી જણાઇ આવે છે. અને ખુદ એ કલમની શબ્દ રચના ઉપરથી તથા જસ્ટીસ લાઈકે જે કારણો આપ્યાં છે, તે કારણો ઉપરથી માહારો નીહસંદેહ એવો અભીપ્રાય થાય છે કે, આ કલમ જે સક્ષ મુખ્ય અથવા ખરેખરા ગુનેહગારને બચાવે છે તેનેજ માત્ર લાગુ પડે છે. આ માહારા અભીપ્રાયને ટેકો આપનારા હીંદુસ્થાનની હાઇકોર્ટના ઘણા ફેસલા થયા છે, અને તેમાંથી કોઇ ફેસલો માહારા મતથી ઉલટો હોય એમ માહારા જાણવામાં નથી. આ બધા ફેસલાઓ બહાર પડયા નથી. પરંતુ નીચેના પાંચ ફેસલાનો હવાલો આપવો બસ છે.

(૧) રાણી. વિ. રાસુદર સુતાર.
(૨) રાણી. વિ. કાશીનાથ દીનકર.
(૩) કેસરેહીંદ. વિ. ક્રીશન.
(૪) કેસરેહીંદ. વિ. બેહેલા બીબી.
(૫) કેસરેહીંદ. વિ. લાલી.

આ ફેસલાઓ લગભગ ઓગણીશ વરસની મુદતમાં થયેલા છે, અને એ ત્રણે હાઈકોર્ટમાંથી નવ જડજોએ તે ફેસલાઓ કરેલા છે.

આ ફેસલાઓ કાયદાકારોના લક્ષમાં રહ્યા નહીં હોય, એમ કદી માની શકાય એવું નથી. અને તેથી હીંદુસ્થાનની ત્રણ હાઇકોર્ટના આટલા બધા જડજોએ એ કલમોનો ખોટો અર્થ કર્યો હતતો, તે અર્થ સુધાર્યા વગર રહેત નહીં. ડુંગરશી તથા દુલારીનું પી. કો. ની ૨૦૧ લી કલમ પ્રમાણે અપરાધીપણું કાયદા વિરૂદ્ધ છે. એવો માહારો ખાસ અભીપ્રાય છે, તેથી તે ઠરાવ અને તેને કરેલી સજા રદ કર્યા વગર, અને ડુંગરને છોડી મુકવાનો હુકમ કર્યા વગર ચાલતું નથી.

હી. પી. કો. ની ૪૧૧ મી કલમ માંહેલા ગુન્હાની દુલારીને સજા કરી છે તે વચમાં આવવાનું કાંઈ કારણ માહારા જોવામાં આવતું નથી.

## કલમ ૨૦૨ જી.

૨૦૨. જે ગુન્હા બાબતની કાંઇ ખબર આપવાની જે માણસની કાયદા પ્રમાણે ફરજ હોય, તે માણસ તે ગુન્હો થયો છે એવું જાણીને અથવા એવું માનવાનું તેને કારણ છતાં, ઇરાદાથી તે ખબર આપવામાં કસૂર કરે, તો તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

કોઇ ગુન્હા બાબત ખબર આપવાની જેની ફરજ હોયતે સખસ ઈરાદાથી ખબર આપવા માં કસુર કરે તો.

## કલમ ૨૦૩ જી

૨૦૩. કાંઇ ગુન્હો થયો છે એવું જાણીને અથવા એવું માનવાનું કારણ છતાં તે ગુન્હા બાબત પોતે ખોટી જાણતો હોય અથવા માનતો હોય એવી કાંઇ ખબર જે માણસ આપે તેને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

કાંઇ ગુન્હો થયો હોય તેની ખોટી ખબર આપવી.

## કલમ ૨૦૪

કોઇ ઇનસાફની કોરટમાં, અથવા કોઇ સરકારી નોકરની આગળ તેના ઓહદ્દાના જોરથી કાયદા પ્રમાણે ચાલતા કોઇ મુકદમામાં જે લેખ કોઇ માણસ પાસે કાયદા પ્રમાણે પુરાવા દાખલ હાજર કરાવી શકાય એવો કાંઇ લેખ તે માણસ છુપાવે અથવા તેનો નાશ કરે, અથવા ઉપર લખ્યા મુજબની કોરટ કે સરકારી નોકરી આગળ પુરાવા દાખલ તે લેખ હાજર થતો અથવા વાપરતો અટકાવવાના ઇરાદાથી, અથવા તે કારણસર તે લેખ હાજર કરવાનો તેને કાયદા પ્રમાણે સમન અથવા હુકમ થયા પછી, તે માણસ તે આખા લેખને અથવા તેમાંના કાંઇ ભાગને ચેરી નાંખે અથવા વંચાય નહિ એવો કરે, તો તેને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

કોઈલેખને પુરાવા દાખલ હાજરથતો અટકાવવાનેતેનો નાશ કરવો.

### સુબર મણીયા બાણાપની કેદીઃ વિરૂદ્ધ રાણી.

કલમ ૨૦૪.
૧
તા૦ ૨-૯-૮૧
ઇ.૩ મ. પા. ૨૬૧

परस्परनी संमतीथी एक दावो घरमेळे नीकाल करवा सोंपायो हतो ते दावाना वादीए एक दस्तावेज उपर नोंध कर्यो हतो, ते नोंध एक साक्षीने जोतां अटकाववाना हेतुथी, ए दस्तावेज नीकाल करनारनी पासे पडयुं हतुं. ते वादी झांटी लेइने भागी गयो, अने ते दस्तावेज रजु करवानी तेणे ना पाडी.

(ए दस्तावेज उपर जे नोंध कर्यो हतो, तेथी एम देखाडवानुं हतुं के, वादीना कहेवा प्रमाणे जे रकम प्रतीवादीए आपी हती, ते प्रतीवादीना कहेवा प्रमाणे वधु आपी हती.) ठराव्युं के करेलो गुन्हो चोरीनो थतो नथी ही. पी. को. नी कलम २०४ प्रमाणे दस्तावेज छुपाव्यानो थाय छे.

એક દીવાની દાવામાં પુરાવા તરીકે કોઈદસ્તાવેજ જ્યારે તેના સંબંધમાં પુરાવો આપનાર સાક્ષીનીયાદદાસ્તી તાજી કરવાસારૂ તેના હાથમાં આપ્યુ હોય, ત્યારે સદહુ સાક્ષીના હાથમાંથી એ દસ્તાવેજ લેઈ લેવું એથી ચોરીનો ગુન્હો થતો નથી. પણ આ કલમ પ્રમાણેગુન્હોથાયછે

આ કામના બંધવાનો દક્ષિણ તંજાવરના સેસન જડજે જુરીની મદદથી એક કીંમતી દસ્તાવેજ કોઈ રહેવાના ઘરમાંથી ચોર્યાનું તહોમત રાખી ઇનસાફ કર્યો હતો. એ ગુન્હો હી. પી. કો. ની કલમ ૩૮૦ પ્રમાણે શીક્ષા કરવા લાયક હતો.

જુરીને માલમ પડયું કે, બંધવો ગુન્હેગાર નથી. અને તેઓએ એવો અભીપ્રાય આપ્યો કે, આ મુકરદમો એક ખોટો મુકરદમો છે.

ક્રિ. પ્રો. કો. ની ૨૬૩ મી કલમ પ્રમાણે સેસન જડજે આ મુકરદમાનું દફતર હાઇકોર્ટનો ઠરાવ મળવા સારૂ મોકલી આપ્યું. તેનો એવો અભીપ્રાય થયો કે, જુરીએ ભરપુર અને નીર્ણયકારી પુરાવાની સામે થઇને પોતાનો ઠરાવ આપ્યો છે. તથા બંધવાને બ્રાહ્મણ અને વેદીયો જાણીને જુરીને સજા કરવાનું મન થયું નથી.

બંધવો એક દીવાની દાવાનો વાદી હતો, તે દાવો ખતની રૂએ ડીસ્ટ્રીકટ મુનસફની કોર્ટમાં પૈસા મેળવવા કર્યો હતો. બંને પક્ષકારોની મરજીથી તે દાવાનું ઘર મેળે સમાધાન કરવા સારૂ સદરહુ કોર્ટના એક વકીલને સોંપવામાં આવ્યો હતો. એ વકીલે વાદીના પૈસાની રકમ ચોકસ કરવા સારૂ સાક્ષીઓને પોતાના ઘરમાં તપાસ્યા હતા. આ સાક્ષીઓમાંથી એક સાક્ષીએ કહ્યું કે, કંઇ ચોકસ રકમ આપ્યાની વાત એ દસ્તાવેજમાં નોંધેલી છે તેથી એ વકીલે પોતાના નોકરને સદરહુ દસ્તાવેજ લાવવાનો હુકમ કર્યો અને તે દસ્તાવેજ તેણે પોતાના સમાધાન કરનાર શેઠની પાસે ભોંય ઉપર મુક્યું. પૈસા આપ્યાની વાત એ દસ્તાવેજ ઉપર નોંધેલી હતી. તે રકમ બાબતમાં બંધવે તકરાર લીધી. અને એવો વાંધો લીધો કે, એ દસ્તાવેજ તે સાક્ષીને બતાવવો જોઇએ નહીં. તે વાંધો નીકાલ કરનાર વકીલે માન્યો નહીં. તે ઉપરથી બંધવાએ તુરતજ સદરહુ દસ્તાવેજ ઉપાડી લીધો, અને એક પણ શબ્દ બોલ્યા વગર ઘરમાંથી દોડયો ગયો. બંધવાની પાછળ પેલા વકીલે તેના નોકરને દોડાવ્યો. અને તેણે તેને રોકી પાડયો, પેલો નીકાલ કરનાર વકીલ પછવાડે થયો, અને એ દસ્તાવેજ પાછો આપવાને વાસ્તે તેને કહ્યું. બંધવે તેમ કરવાની ના પાડી અને ચાલ્યો ગયો.

જ્યુરીને આદેશ કરતાં સેસન જડજે નીચે પ્રમાણે બોધ કર્યો છે.

"જે બાબતો મારે વિચારવાની છે, તે એ છે કે, બંધવે આ દસ્તાવેજ નીકાલ કરનાર વકીલના કબજામાંથી લીધું હતું કે નહીં? (૨) જો તેણે લીધું હોય તો, તેમાં તેનો બદ દયાનતવાળો ઈરાદો એટલે કે કાંતો પોતાનોએ દાવામાં લાભ લેવાના અથવા પ્રતિવાદીને નુકશાન કરવાના ઇરાદાથી લીધું હતું કે નહીં?"

બંધવા તરફથી રામચંદ્ર આયરની દલીલ સાંભળી તે ઉપરથી ચિફ જસ્ટીસ ટરનર તથા મુતુસ્વામી આયરે હાઇકોર્ટ તરફથી ઠરાવ આપ્યો, અને તે ઠરાવ એ છે કેઃ—

પુષ્કળ રીતે સાબીત થાય છે કે, જે દસ્તાવેજ બંધવે ચોર્યું કહેવાય છે, તે તેણે સાક્ષીના કહેવા પ્રમાણે લીધું હતું. સવાલ એટલોજ ઉઠે છે કે, તેના કૃત્યથી ચોરી થાય છે કે નહીં ? એમ જણાય છે કે એ દસ્તાવેજ રજુ કરવામાં બંધવે વાંધો લીધો નહોતો. તે દસ્તાવેજ એક ત્રાહેત સક્ષે આણીને તથા તેનો પુરાવો લઇને દફતરમાં દાખલ કર્યો હતો. સામાવાળાએ એક સાક્ષી બોલાવ્યો. તેણે કહ્યું કે રૂ. ૫૧૬-૦-૦ ખાતા પેટે આપ્યા હતા, અને દસ્તાવેજમાં નોંધી લીધા હતા. એમ કહેવાયું છે કે, નોંધાયેલી રકમ રૂપૈયા ૫૪૦ ની હતી. અને સાક્ષીને યાદદાસ્તી તાજી કરવા સારૂ બંધવાના સામાવાળીયાઓએ અરજ કરી કે, સદરહુ દસ્તાવેજ સાક્ષીને બતાવવું જોઇએ. બંધવો એ માગણી સામે થયો. અને નીકાલ કરનાર વકીલે તેના વાંધા વિરૂદ્ધ ઠરાવ કર્યો. એટલે તે દસ્તાવેજ તેણે આંચકી લીધું અને તે લેઇને ત્યાંથી ભાગી ગયો. અને પછી રજુ કરવાની તેણે ના પાડી. આવી હકીકત ઉપરથી બંધવાનું કૃત્ય કાંઇ ગેર કાયદેસર હાની, કે ગેર કાયદેસર લાભ કરવાની, તથા લેવાની ઇચ્છાથી ઉશકેરાયું હશે, એવું ભાગ્યેજ અનુમાન થઈ શકે છે. જે હાની અથવા લાભનું જડજના મનમાં આવ્યું છે, તે હાની કીંવા લાભ, તુરતમાં થાય એવાં નથી. અને અમે ધારીએ છીએ કે, બંધવાના મનમાં તે વખતે તે લાભ અથવા હાનીનો ખ્યાલ પણ હશે નહીં. અને એ ખ્યાલ રાખીને તેણે પોતાનો ભાવ ભજવ્યો નહીં હશે. એ હકીકત ઉપરથી દેખીતું અનુમાન એવું થાય છે કે, તકરારી બાબતનો ઠરાવ પોતાની વિરૂદ્ધ થતાં, તે બાબતમાં નારાજ થઇને, તેણે થયેલા ઠરાવનો અમલ થતો અટકાવવા નકી ધાર્યું હશે. અને તે ઈરાદાથી સદરહુ દસ્તાવેજ ખસેડી લીધું હશે. અને પછવાડેથી તે રજુ કરવાની ના પાડી હશે. જે દસ્તાવેજ એક સરકારી નોકર પાસે પુરાવામાં રજુ કરવાની તેની કાયદેસર ફરજ હતી. તે દસ્તાવેજ, સંતાડયાનો તે ગુન્હેગાર થાય છે. એ ગુન્હો ઈ. પી. કો. ની ૨૦૪ થી કલમ પ્રમાણે શીક્ષા કરવા લાયક છે.

અમે ૨૦૪ થી કલમ પ્રમાણે ગુન્હાનો ઠરાવ દફતરમાં લખવા હુકમ કરીએ છીએ. અને જે કેદ તેણે ભોગવી છે. તે તરફ નજર રાખી તેનો ૫૦ રૂપૈયા દંડ અને તે દંડ ન આપે તો એક માસની આસાન કેદની સજા કરીએ છીએ.

---

## કલમ ૨૦૫ મી.

**કોઈમુકદમામ ધ્યેકાંઇકામકરવા સારૂ ખોટો વેશલેવો.**

૨૦૫. જે માણસ ખોટી રીતે કોઇ બીજાનો વેષ લે, અને તે વેષ લઇને કાંઇ કબુલત કરે, અથવા કાંઈ મન્જુર કહે, અથવા કબુલતથી ફેસલો કરાવે, અથવા કાંઇ હુકમ કઢાવે, અથવા હાજર જામીન કે બીજી તરેહનો જામિન થાય, અથવા કોઈ દીવાની કે ફોજદારી મુકદમામાં કાંઇ બીજું કામ કરે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

## કલમ ૨૦૬ મી.

**કાંઇમીલકતસરકારજપતથતીઅથવાહુકમનામુંબજાવવામાં લેવાતી અટકાવવા સારૂતેમીલકત દગલબાજી થી ખશેડવીઅથવા છુપાવવી.**

૨૦૬. જો કોઈ માણસ કાંઇ મિલકત અથવા તે માંહેનો કાંઇ હક દગલબાજીથી કેથાં ખસેડે કે છુપાવે, અથવા કોઈ સખસના નામપર ચઢાવે કે કોઇને સ્વાધીન કરે, એવા ઇરાદાથી કે તેમ કરવાથી કોઇ ઇનસાફની કોરટે અથવા બીજા મુખતિયાર અધિકારિએ કાંઈ શિક્ષાનો હુકમ કર્યો હોય અથવા કાંઈ હુકમ તે કરશે. એવો સંભવ છે એમ તે માણસ જાણતો હોય તે હુકમ મુજબ તે મીલકત અથવા તે માહેલો હક સરકાર જપ્ત થતો અથવા દંડ પેટે વસુલ થતો અટકે, અથવા કોઈ ઇનસાફની કોરટે કોઈ દિવાની મુકદમામાં કાંઇ હુકમનામુ અથવા હુકમ કર્યો હોય, અથવા કાંઇ હુકમનામુ કે હુકમ તે કરશે એવો સંભવ છે એમ તે માણસ જાણતો હોય તે હુકમનામુ અથવા હુકમ બજાવવામાં તે મીલકત અથવા તે માંહેલો તે હક લેવાતો અટકે તો તે માણસને બે-વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડનીઅથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

## કલમ ૨૦૭ મી.

**કોઇમીલકતસરકારજપતથતીઅથવાહુકમનામુ બજાવવામાં લેવાતી અટકાવવા સારૂ દગલબાજી થીતેમીલકતપરદાવોકરવો.**

૨૦૭. ફલાણી મિલકત અથવા તે માંહેલા ફલાણા હકપર માહરો કાંઇ હક અથવા વ્યાજબી દાવો નથી એવું જાણીને જે માણસ દગલબાજીથી તે મીલકત અથવા તે માંહેલો તે હક કબુલ કરે, અથવા લે, અથવા તેનો દાવો કરે અથવા જે માણસ કોઇ મીલકત અથવા તે માંહેલો કાંઇ હકપરના કાંઈ હક બાબત કોઇ તરેહની દગબાજી કરે એવા ઈરાદાથી કે તેમ કરવાથી કોઈ ઇનસાફની કોરટે અથવા બીજી મુખત્યાર અધીકારીએ કાંઇ શિક્ષાનો હુકમ કર્યો હોય અથવા કાંઇ હુકમ તે કરશે એવો સંભવ છે એમ તે માણસ જાણતો હોય તે હુકમ મુજબ તે મિલકત અથવા તે માંહેલો તે હક સરકાર જપ્ત થતો અથવા દંડને પેટે વસુલથતો અટકે, અથવા કોઈ ઇનસાફની કોરટે કોઇ દીવાની મુકદમામાં કોઈ હુકમનામુ અથવા હુકમ કરયો હોય અથવા કાંઇ હુકમનામુ કે હુકમ તે કરશે એવો સંભવ છે એમ તે માણસ જાણતો હોય તે હુકમનામુ અથવા હુકમ બજાવવામાં તે મીલકત અથવા તે માંહેલો તે હક લેવાનો અટકે, તો તે માણસ ને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

## કલમ ૨૦૮ મી.

જેરકમલેહેણી નથીતેને સારૂ દગલબાજીથી હુકમનામું થવાદેવું.

૨૦૮. કોઇ સખસે ફરીયાદી કરયા ઉપરથી જે રકમ લેહેણી ન હોય તે રકમને સારૂ, અથવા તે શખસને જેટલી રકમ દેવી હોય તે કરતાં વધારે રકમને સારૂ, અથવા જે મિલકતપર કે તેના જે હકપર તે શખસનું કાંઇ પોહોચતું ન હોય એવી મિલકતને સારૂ, અથવા એવા હકને સારૂ, જે માણસ દગલબાજીથી પોતાની ઉપર કાંઈ હુકમનામું કે હુકમ કરાવે અથવા થવા દે, અથવા કાંઇ હુકમનામું કે હુકમ પુરો થયા પછી અથવા જે વસ્તુ સંબંધી તે પુરો થયો હોય તે વસ્તુ સંબંધી જે માણસ દગલબાજીથી પોતાની ઉપર તે હુકમનામું કે હુકમ બજવાવે અથવા બજવા દે, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બનેની, શિક્ષા કરવામાં આવશે.

### દ્રષ્ટાંત.

અ ઝ ની ઉપર એક ફરીયાદી કરે, અ નું મારી ઉપર હુકમનામું થશે એવો સંભવ છે એમ જાણીને બ જેનો ઝ ની ઉપર કાંઇ વ્યાજબી દાવો નથી તેણે ફરિયાદી કરેથી વધારે રકમનું ઝ દગલબાજીથી પોતાની ઉપર થવા દે, એવા હેતુથી કે અ ના હુકનામાની રૂઇએ ઝ ની મીલકતનું જે વેચાણ થાય તેમાંથી જે રૂપીયા ઉપજે તેમાં બ પોતાને હીસાબે અથવા ઝ ના ફાયદાને સારૂ ભાગ ભળે તો આ કલમ મુજબ ઝ એ ગુન્હો કર્યો એમ સમજવું.

## કલમ ૨૦૯ મી.

કોઇ ઇનસાફની કોરટમાં બદ દયાનતથી ટો દાવો કરવો.

૨૦૯. જે માણસ દગલબાજીથી અથવા બદદયાનતથી, અથવા કોઈ સખસને નુકશાન કરવાના કે દુઃખ આપવાના ઈરાદાથી કાંઇ દાવો ખોટો છે એમ જાણીને કોઇ ઇનસાફની કોરટમાં તે દાવો કરે, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી દંડને પણ લાયક થશે.

## કલમ ૨૧૦

જે રકમ લેહેણી ન હોય તે રકમને સારૂ અથવા લેહેણી હોય તે કરતાં વધારે રકમને સારૂ, અથવા જે મિલકતપર કે તેમાંના જે હકપર પોતાનું કાંઇ પહોંચતું ન હોય એવી મિલકતને સારૂ અથવા એવા હકને સારૂ, જે માણસ દગલબાજીથી કોઇ સખસની ઉપર કાંઇ હુકમનામું કે હુકમ કરાવી લે, અથવા કાંઇ હુકમનામુ કે હુકમ પુરો થયા પછી, અથવા જે વસ્તુ સંબંધી તે પુરો થયો હોય તે સંબંધી, જે માણસ દગલબાજીથી કોઇ સખસની ઉપર તે હુકમનામું કે હુકમ બજાવે, અથવા દગલબાજીથી એવું કાંઇ કામ પોતાને નામે થવા દે અથવા કરવાની રજા આપે, તે માણસને બે વરસની મુદ્દત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

જે રકમ લેહેણી ન હોય તેનેસારૂ દગલબાજીથી હુકમનામું કરાવી લેવું.

## માહારાણી કેસરે હીંદ વિ. પીલાલા.

કલમ ૨૧૦.
૧
તા० ૬-૨-૮૫
ઈ. લ્મ. પા. ૧૦૧

दीवानी काम चलाववानी रीतना कायदानी २९८ मी कलममां एवो नियम बांधेलो छे के, कोइ हुकमनामानी भरपाइ करी होय, अथवा ते पेटे कांइ अपायुं होय, परंतु सदरहु कलममां कह्या मुजब ते विशेनुं अदालते सरटीफीकेट न आप्युं होय तो, कोइ कोरटे ते मंजुर राखवुं नही. ज्यां हुकमनामानो लेणदार कपट भावथी पती गएलुं हुकमनामु बजावे, त्यां सदरहु रीते आपेला पैसा फोजदारी कोर्टे मंजुर राखवा नही, एवो कांइ ए ठरावथी प्रतीबंध थतो नथी.

દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની ૨૫૮મી કલમમાં કોઈ દીવાની હુકમનામાંની પતાવણી પેટે આપેલા પઇસાનું કોરટે સરટીફીકેટ આપ્યું ન હોયતો કપટભાવથી ફરીને હુકમનામું બજાવતાં તાજે ગુન્હો થાયછેતે ગુન્હાની તપાસમાં દીવાની કાયદાનીસદરહુ કલમને વળગી રહેવું. એવો કાંઈ નીયમ નથી.

ગંજામના સેસન જડજે આ કામ ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૪૩૮ મી કલમ પ્રમાણે હાઇકોર્ટને લખી મોકલ્યું હતું. તે માંહેલી હકીકત કોર્ટના ઠરાવમાં આપી છે.

ઇનસાફની કોર્ટમાં ખોટો દાવો કર્યાનું તહોમત પીનલકોડની ૨૦૯ મી કલમ પ્રમાણે બંધવા ઉપર મુક્યું હતું. બદઘાનતથી પતીગએલું હુકમનામું બજાવવાનું પ્રયત્ન કરતાં જે કોઈ ગુન્હો થતો હોય તો તે ૨૦૯ મી કલમ કરતાં ૨૧૦ મી કલમ માંહેલો થાય છે. પરંતુ માજીસ્ટ્રેટે બંધવાને છોડી મુકયો, તે એવા સબબથી કે દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની ૨૫૮ મી કલમ પ્રમાણે જે હુકમનામાની ભરપાઈ હું મંજુર રાખી શકતો નથી. દીવાની કામ ચલાવવાની રીતનો ધારો, દીવાની કોર્ટોની હકુમતની રીત ચલાવવા ઘડેલો છે. અને તેમાંથી સાફ રીતે ઉલટું ન જણાય તો, તેમાં લખેલો કોઈ નિયમ ફોજદારી

અદાલતોને લાગુ છે, એમ સમજવાનું નથી. માહારો સાફ રીતનો અભિપ્રાય છે કે તે સ-બબને આધારે ના સાબિતીનો ઠરાવ કાયદા વિરૂદ્ધ છે માટે રદ કરી તેના ગુણ દોષ ઉપર-થી ફેંસલો આપવા માજીસ્ટ્રેટને હુકમ કરૂછું.

---

## કલમ. ૨૧૧

જો કોઇ માણસ કોઇ સખસનું નુકશાન કરવાના ઇરાદાથી તે સખસની ઉપર કાંઇ ફોજદારી કરે અથવા કરાવે, અથવા કોઇ સખસ ઉપર કાંઇ ગુનોહ કરયાનું ખોટું તોહોમત મુકે, અને તે એવું જાણીને કે તે સખસની ઉપર તે ફોજદારી કરવા અથવા તે તોહોમત મુકવાનું કાંઇ વ્યાજબી અથવા કાયદા મુજબ કારણ નથી, તો તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે, અને અગર તે ફોજદારી કરે એવા કોઇ ગુન્હાનાં ખોટાં તોહોમતપરથી કરે કે તે ગુન્હાને માટે મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની, અથવા સાત વરસ કે તેથી વધારે મુદતની કેદની, શીક્ષા થઇ શકતી હોય તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને લાયક થશે.

નુકશાન કરવાનાઈરાદાથી મુકેલું ગુન્હાનું ખોટુંતહોમત.

### માહારાણી કેસરે હીંદ વિ. અબદુલ હુસેન.

हींदुस्थानना पीनलकोडनी २११ मी कलम प्रमाणे कोइ गुन्हो कर्यानुं खोटुं तहोमत राखवानो गुन्हो थवा सारु कोइ गुन्हो कर्यानुं खोटुं तहोमत राखवुं, एटलुं बस छे, पछी ते उपरथी काम चाल्युं न होय तो तेनी चींता नहीं, राणी विरुद्ध सुभाना गोदन (१. म. हा. री. ३०) नो फेंसलो बहाल राखवामां आव्यो. राणी विरुद्ध. बीसु बारीक (१३. बी. री. ७७) ना मुकरदमा वच्चे तफावत बतावबामां आव्यो.

**કલમ ૨૧૧.**
૧
તા० ૧૮-૧-૮૪
ઈ. ૭ મ,પા. ૨૮૯
કોઈ ગુનહો કરવા ની ખોટી ફરીયાદ કરવી એથી સંપુરણ ગુનહો થાય છે પછી તે ખોટીફરીયાદનું કામ ચાલ્યું નહોય તેની ચીંતા નહી.

અલીગઢના સેસન જડજે પેહેલા વર્ગના માજીસ્ટ્રેટના તારીખ ૩ જુલાઇ ૧૮૭૭ ના ઠરાવથી તહોમતદારને છોડી મુકવાનો ઠરાવ કરેલો હતો, તે ઠરાવ વીરૂધ્ધ આ એક અપીલ સ્થાનીક સરકારે હાઈકોર્ટને કરી હતી.

મુકરદમાની હકીકત જોઈએ તેટલી હાઈકોર્ટના ઠરાવમાં કહેલી છે.

અપીલ કરનાર સ્થાનીક સરકાર તરફથી બાબુ દુવારકાંનાથ બાનરજી હાજર હતા.

**રીસ્પોંડંટ તરફથી ડીલન સાહેબ હતા.**

**હાઇકોર્ટે નીચે મુજબ ઠરાવ કર્યો.**

આ મુકરદમાવાળો અબદુલ હુસેન પોલીસ થાણામાં ગયો. અને અતરોલી ગામના દવાખાનામાંથી વૈદકી વાઢકુટ કરવાના હથીયારો ચોરી લાવ્યાનું સેરમલ ઉપર તહોમત મુક્યું. તે વાત માજીસ્ટ્રેટ પાસે જાહેર થાય, અને તે ઉપરથી શેરમલ ઉપર કામ ચાલે, એવા ઇરાદાથી આ ફરીઆદ તેણે કરી હતી. અબદુલ હુસેનની સુચના ઉપરથી પોલીસે તાબડતોબ શેરમલના ઘરનો ઝાડો લીધો. અને ઘરની બહારથી સહેજ પહોંચી શકાય એવી જગ્યામાંથી તેના કહ્યા પ્રમાણે ચોરી ગયેલી વસ્તુઓ મળી આવી. પોલીસને જણાયું કે,

અબ્દુલ હુસેનને તેની ડાકતરી ફી આપવાની ના પાડવાથી શેરમલ સાથે તાજે તરજ ત-કરાર થઇ હતી. અને એ પોલીસને એવું પણ માલુમ પડ્યું કે, સદરહુ ચોરાઉ વસ્તુઓ તેના ધણીએ જે જગ્યામાં તે વસ્તુઓ રાખી હતી, તેમાં તે વસ્તુ રાખે એવી તે જગ્યા હ-તી નહીં. પણ એ જગ્યામાં કોઇ સક્ષ ઘરની બાહારથી રાખી જાય, ને તે વાતની ખબર ઘરમાં રહેનારને પડી શકે નહીં. એવી તે જગ્યા હતી. તે સઘળું જોયા પછી એ બધી હ-કીકતનો રીપોર્ટ પોલીસે માજીસ્ત્રેટ તરફ રવાના કરતી વખતે લખ્યું કે, જે તહોમત મુ-કેલું છે તે ખોટું છે. માજીસ્ત્રેટે તેહેશીલદારની મારફત બીજી વાર તપાસ કરાવ્યો, અને તે-નો મત પણ પોલીસના રીપોર્ટને મળતો થયો, અને તેથી શેરમલ્લ વિરૂદ્ધ કાંઇ આગળ કામ ચલાવ્યું નહીં.

તોપણ ફોજદારી ગુન્હાની ખોટી ફરીયાદ કરી, તેથી તે તહોમતનો જવાબ દેવાસારૂ અબ્દુલ હુસેનને સમન કરવામાં આવ્યો, ને તે તહોમત તેના ઉપર સાબિત થયું. અપીલ-માં સેસન જડજે તેને એવા કારણથી છોડી મુક્યો કે, માજીસ્ત્રેટે ચોરી કર્યાનો તપાસ ક-ર્યો નથી. માટે ખોટી ફરીયાદ કર્યાનું તહોમત રહી શકતું નથી. આ ઠરાવના ટેકામાં તેણે રાણી વિ. વીશુ બારીક (૧૬ બી. રી. ફો. ૭૧) નો કેશ કલકત્તા હાઇકોર્ટે ચુકવેલો છે. તેના ઉપર આધાર રાખ્યો હતો. અમારે બતાવવું જોઇએ કે, એ વીશુ બારીકના મુકર-દમામાં જ્યારે ખોટી ફરીયાદ કર્યાના તહોમતનું કામ ચાલી તેનું છેવટ થયું હતું, ત્યારે મૂ-ળ તહોમતના ઇનસાફનું કામ હજુ ચાલતું હતું. પણ જે કેશ આપણી પાસે આવેલો છે, તેમાં અબ્દુલ હુસેનની વિરૂદ્ધ કામ ચાલવા માંડયું, ત્યારે મૂળ તહોમતનું કાંઈ પણ કામ ચાલતું ન હતું. ખોટી ફરીયાદ કર્યાના કામમાં ફરીયાદનું છેવટ થયું ન હતું. અને તે બાબતનું કામ હજુ ચાલતું હતું. એ જવાબ બસ છે કે નહીં ? તે નકી કરવાની જરૂર નથી. કેમકે આ કેશમાં કાંઇ પણ કામ ચાલેલું નથી. ખોટી ફરી યાદ કરી કામ ચલા વવામાં ગુન્હો નથી. પણ ખોટી ફરીયાદ કરવી એજ ગુન્હો છે. રાણી વિ. સુભાના ગૌદાન ( ૧ મદ્રાસ હા. કો. રી. ૩૦ ) નો કેશ બરાબર આ કેશને લગતો છે. તેમાં ચીફ જસ્ટીસ સ્કોટલેંડે જે ઠરાવ કરેલો છે, તેને તથા તે ઠરાવનાં જે કારણો છે તેને અમે મ-ળતા આવીએ છીએ. માટે સેસન જડજનો ઠરાવ જે કારણો ઉપરથી થએલો છે, તે કા-રણો કાયદાથી વિરૂદ્ધ છે, એમ ફરીયાદી તરફના રજુ થએલા પુરાવા ઉપરથી અમને ખા-ત્રી થાય છે. મૂળ તહોમતની ફરીયાદ થઇ હતી, અને તે ખોટી હતી, અને તે ઉપરથી અમે પણ અનુમાન કરીએ છીએ કે, અબદુલ હુસેન જાણતો હતો કે, તે ફરીયાદ ખોટી છે. અને શેરમલને નુકસાન પહોંચાડવાના ઇરાદાથી કરેલી હતી, તેથી જે ગુન્હો સાબિત થયો છે તે વાજબી છે. ને તેની સજા પણ ખરેખરી રીતે સખ્ત નથી. અપીલ મંજુર કરી સેસન જડજનો છોડી મુકવાનો ઠરાવ રદ કરતાં મુળ ઠરાવ તથા તેની શીક્ષા બહાલ કરવામાં આવે છે.

## માહારાણી કેસરે હીંદ વી, સાલીક.

કલમ ૨૧૧.

૨

તા૦ ૭-૧૨-૭૭
ઈ-૧ અ-પા. ૫૨૭
કોઈ ગુનહો કરવાની ખોટી ફરીયાદ કરવીએથી સંપુરણ ગુનહો થાયછે પછી ખોટી ફરીયાદનું કામ ચાલ્યું ન હોય તેની ચીંતા નહી.

हीं. पी. को. नी २११ मी कलम प्रमाणे हरकोइ खोटुं तहोमत राखवानो गुन्हो थवा सारु खोटुं तहोमत मुकवुं एटलुंज बस छे. अने गुन्हेगारनो इनसाफ थवा वखते सदरहु तहोमत लटकतुं रहेवानुं नथी. राणी वि. सुभाना गोदान ( १ म. हा. री. ३० ) प्रमाणे अमल करवामां आव्यो.

સને ૧૮૭૭ ના આગષ્ટની પેહેલી તારીખે એક પેહેલા વર્ગના માજીસ્ત્રેટે ગુન્હાનો ઠરાવ કર્યો હતો. તે ઠરાવ ફેરવી નાંખીને ગાજીપોરના સેસન જડજે, સને ૧૮૭૭ ના સપ્ટેંબરની આઠમી તારીખે ના સાબીતીનો ઠરાવ કર્યો. તેના ઉપર સ્થાનીક સરકારે હાઇકોર્ટમાં અપીલ કરી હતી.

આ મુકરદમો રાણી વિ. સુભાના ગોદાનના ઠરાવ પ્રમાણે ચુકવ્યો હતો. અને એ મદ્રાસના મુકરદમાને અનુસરીને માહારાણી કેસરે હીંદ વિરૂદ્ધ અબદલ હસન (૧ અ. ૪૯૭) નો ફેસલો થયો હતો. તેથી આ મુકરદમો વિગત વાર લખવામાં આવ્યો નથી.

## ભક્તીરાંમ વી. હીરા કોલીટા.

કલમ ૨૧૧.

૩

તા. ૨-૪-૭૯
ઈ' ૫ ક-૧૮૪
હી. પી. કો.ની ૨૧૧ મી કલમના ગુનહામાં ૧૮૨ મી કલમના ગુનાનો સમાસ થઇ જાયછે, તેમાં ૨૧૧ મી કલમનો ગુનહો એ વધારે ભારે ગુનહો છે.

पीनलकोडनी २११ मी कलमना गुन्हामां तेज कायदानी १८२ मी कलमवाळो गुन्हो आवी जाय छे. तेथी माजीस्त्रेटने आ बंने कलमोमांथी गमे ते कलम मुजब काम चलाववाने छुट छे परंतु वधारे भारे कामोमां २११ मी कलम प्रमाणे काम चलववुं ए वाजबी रस्तो छे. रफीमांमद वि अबासखांन ( ८ वी. री. ६७ ) नो फेंसलो जुओ.

સને ૧૮૭૨ ના ૧૦ આકટની ૨૯૬ મી કલમ (૪૩૮) પ્રમાણે આ કામ હાઇકોરટ તરફ લખી મોકલ્યું હતું.

પોલીસના થાણામાં જઈને, એક હીરાએ ભક્તીરામ ઉપર ચોરીનું આળ ચઢાવ્યું. પોલીસે તપાસ કરી રીપોર્ટ કર્યો કે, ફરીયાદ ખોટી છે. તે ઉપરથી ભક્તીરામે આસીસ્ટંટ કમીશનરની કોરટમાં હીરા ઉપર પીનલકોડની ૨૧૧ મી કલમના ગુન્હા માટે ફોજદારી માંડી.

ભક્તીરામ ઉપરની ફરીયાદ સાચી છે. તે કોર્ટમાં મરજી હોય તો, સાબીત કરવાની તક હીરાને આપ્યા વગર, ૧૮૨ મી કલમના ગુન્હાના ઇનસાફ વાસ્તે હીરાને બંધવા તરીકે ઉભો રાખ્યો. અને સંક્ષેપ રીતે ઇનસાફ કરીને તેને ગુન્હેગાર ઠરાવ્યો, અને ત્રણ માસની સખત કેદની સજા કરી. બંધવાની અરજી ઉપરથી સેસન જડજ પાસે એ કામ આવતાં, તેણે તે કામ હાઈકોર્ટને લખી મોકલ્યું. કેમકે આસીસ્ટંટ કમીશનરના ઠરાવ ઉપર અપીલ થઇ શકે, એમ નહોતી. સેસન જડજનો અભીપ્રાય થયો કે, આસીસ્ટંટ કમીશનરનું

ચલાવેલું કામ રદ કરવું જોઈએ. કારણ કે બંધવા ઉપર જે ગુન્હાની ફરીયાદ કરી હતી તેને બદલે બીજા ગુન્હામાં સંક્ષેપ રીતે તેનો ઇનસાફ થયો છે, અને વળી ભક્તીરામ ઉપર ચોરી કર્યાનું આળ ચડાવ્યું હતું, તે ખરૂં છે એમ સાબીત કરવાની તક આપ્યા વગર, કેદીને ઇનસાફ વાસ્તે ખડો કરવો એ કાયદા વિરૂદ્ધ છે.

## હાઇકોર્ટનો ઠરાવઃ—

## ( જસ્ટીસ એંનસ્લી તથા બ્રાઉટનનો. )

આ કામમાં કેદીએ, પોલીસના થાણામાં જઇને એવી ખબર આપીકે, સાધુરામ, ભક્તીરામ, તથા બે બીજાઓ, માહારા ઘરમાંથી ચોરી કરી ગયાનો મને શક છે. પોલીસ અમલદારે તે કામનો તપાસ કર્યો. અને તેનો એવો અભીપ્રાય થયો કે, આ ખબર ખોટી છે. તેથી તેણે આસીસ્ટંટ કમીશનરને એ બાબતનો રીપોર્ટ કરી મોકલ્યો. આસીસ્ટંટ કમીશનરે એ રીપોર્ટ નીચે ફરીયાદ કાઢી નાંખવાનો ફોજદારી કામ ચલાવવાના કાયદાની ૧૪૭ (૨૩) મી કલમ પ્રમાણે શેરો કર્યો. આસીસ્ટંટ કમીશનરે આમ કરવું જોયતું નહોતું. હાલના બંધવાએ તેની પાસે ફરીયાદ કરી નથી, તેમ આ કામને માટે પોલીસ અધિકારીનો રીપોર્ટ એ ફરીયાદ ગણાય નહીં. કેમકે તેણે એવો રીપોર્ટ કર્યો કે, ફરીયાદ ખોટી છે. ભક્તીરામે પછી આસીસ્ટંટ કમીશનર પાસે ઇ. પી. કો. ની ૨૧૧ મી કલમ પ્રમાણે કેદી ઉપર ફોજદારી માંડવાની પરવાનગી માગી. સદરહુ પરવાનગી અથવા મંજુરીની જરૂર નથી. જો કાંઇ ગુન્હો થતો હોય તો, તે ગુન્હો કોરટની રૂબરૂમાં થયો નહોતો. (જુઓ ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૬૮ મી(૧૬૫) તથા બંગાળાની સરકાર વિરૂધ્ધ ગોકળચંદ ચોધરી ૨૪)વી. રી. ૪૧ તથા રામરંજન ભંડારી વિ. માધવ ગોશ ૨૫ વી. રી. ૩૩ આસીસ્ટંટ કમીશનરે મંજુરી આપી નથી. તેમ મંજુરીની નાપાડી નથી, પણ આખું કામ ડેપ્યુટી કમીશનરને લખી મોકલ્યું છે. આ રસ્તો પણ ૨૧૧ મી કલમ પ્રમાણે ફોજદારી કામ ચલાવવા વાસ્તે જરૂરનો નોહોતો.

ડેપ્યુટી કમીશનરે કહ્યું છે કે, "આસીસ્ટંટ કમીશનરને ખાત્રી થતી હોય કે, ભક્તીરામને હેરાન કરવાના ઇરાદાથી, હીરાએ પોલીસને ખોટી ખબર આપી. તો તેણે ભક્તીરામની અરજી લઇને પીનલકોડની ૧૮૨મી કલમ માંહેલા ગુન્હાનો ઇનસાફ કરવો."

૨૧૧ મી કલમ પ્રમાણે ફોજદારી ચલાવવા સારૂ, ડેપ્યુટી કમીશનર તરફથી અધિકાર મળવાની જરૂર નહોતી, તેથી ઉપરનું કહેવું કાંતો ફક્ત સલાહ દાખલ ગણવું જોઈએ. અને તે સલાહ જો કાંઇ મુશકેલી જણાઇ હોય, તો તે પુછવાનો આસીસ્ટંટ કમીશનરને હક હતો અને ડેપ્યુટી કમીશનરને જવાબ આપવાનો હક હતો. અને કાંતો ૪૬૭મી કલમ પ્રમાણે જે સરકારી નોકર સામે ૧૮૨મી કલમ માંહેલો ગુન્હો થયો હોય,તે સરકારી નોકરના ઉપરી અધિકારીની મંજુરી હોવી જોઈએ. તેવી મંજુરી ગણવી જોઈએ. ડેપ્યુટી કમીશનરે જે લખ્યું છે, તે લખાણ બે રીતે વાંચી શકાય એવું છે. કાંતો હીંદુસ્થાનના પીનલકોડની ૧૮૨મી કલમ માંહેલા ગુન્હાનો ઈનસાફ કરવાને આસીસ્ટંટ કમીશનર શક્તીમાન થાય, તે સારૂ મંજુરી મળવાની ભક્તીરામની અરજી બસ છે, અથવા તો ભક્તીરામે બીજી અરજી અથવા ફરીયાદ કરી હતતો, આસીસ્ટંટ કમીશનર સદરહુ કલમ માંહેલા ગુન્હાનો ઇનસાફ, બાબમાં આવ્યા વગર કરી શકત. આસીસ્ટંટ કમીશનરે પેહેલા અર્થ પ્રમાણે તે લખાણનો અર્થ ક-

યો છે. તેણે ઇ. પી. કોડની ૧૮૨ મી કલમના ગુન્હાના ઇનસાફમાં ઉભા રહેવા માટે, સમન કહાડયો, અને જોઇતો પુરાવો રજુ કરવાને પોલીસને ફરમાવ્યું. ભક્તીરામ હાજર થયો. અને તેણે પુરાવો આપ્યો. સને ૧૮૨ મી કલમના ગુન્હા વાસ્તે બંધવાને ત્રણ માસની સખત કેદની સજા કરવામાં આવી.

ભક્તીરામની એવી ફરીયાદ નથી કે, ૨૧૧ મી કલમ માંહેલા ગુન્હાની ફોજદારી ચલાવવા સારૂ મને પરવાનગી મળી નથી. પરંતુ અપીલ ન હોવાથી બંધવે સેસન જડજને હાઇકોર્ટમાં એ કામ બે કારણસર લખી મોકલવા અરજ કરી. પેહેલું કારણ એ હતું કે, માહારો ઇનસાફ ૧૮૨ મી કલમ પ્રમાણે નહીં. પણ ૨૧૧ મી કલમ પ્રમાણે થવો જોઇતો હતો. (૨) માહારી ફરીયાદ સાચી છે, તે સાબીત કરવાની મને તક આપ્યા વગર, મને ઇનસાફ માટે ઉભો કર્યો. એ કાયદા વિરૂધ્ધ છે. એટલે કે માહારા ઘરમાં ખાતર ખરેખરૂં પડયું છે કે નહીં? અને ભક્તીરામ, અને સાદીરામ, તથા બીજાઓ ઉપર, એ ચોરીનો શુદ્ધ ભાવે શક જાય કે નહીં. એ સાબીત કરવાની મને તક આપી નથી.

સેસન જડજ એવું ધારે છે કે, આ કામની પ્રથમ ચોકશી થવી જોઈતી હતી.

પેહેલા કારણના સબંધે બોલતાં, ૨૧૧ મી કલમ માંહેલા ગુન્હામાં ૧૮૨ મી કલમ માંહેલો ગુન્હો આવી જાય છે. અને આવા પ્રકારના ગુન્હામાં આજ કલમ પ્રમાણે કામ ચલાવવું, અને આ પ્રમાણે ન ચલાવવું, એમ કાંઇ કારણ નથી. અલબતે ભારે પ્રકારના ગુન્હામાં ૨૧૧ મી કલમ પ્રમાણે કામ ચલવવું એ વાજબી રસ્તો છે.

રહીમાંહમંદ. વી. અબાસખાંન (વી. રી. ૬૭) નો મુકરદમો પણ એવીજ રીતનો હતો, તેનો માજીસ્ટ્રેટથી ઇનસાફ થઈ શકયો નહોતો.

બીજા કારણને સબંધે ૪૭૧ મી (૪૭૬) કલમમાં ફરમાવ્યું છે કે, કોઇ કોર્ટ પંડે ઇનસાફ થવા કમીટ કરે, અથવા એ કોર્ટ માજીસ્ટ્રેટ તરફ મોકલી દે, તેની પહેલાં પ્રથમ ચોકશી કરવી જોઇએ. તેનો મતલબ એવો છે કે, ગુન્હો થયો છે, તે માનવાને પાકાં કારણ છે કે નહીં તેની કોર્ટ ખાત્રી કરી લે, જ્યારે સજાએ પહોચાડવાનું કામ ખુદ કોર્ટે માથે લીધું ન હોય, ત્યારે જે સત્તાએ કોર્ટને અથવા તેની ઉપરી કોર્ટને સોંપવામાં આવી છે, તે સત્તા અદાલત અથવા સરકારની સાથે કામનો સંબંધ રાખનારા સક્ષોને કારણવગરનાં તથા હેરાન કરવાવાળાં ફોજદારી કામોથી હાલાકી ન પહોંચે એટલા સારૂ એ સોંપેલી સત્તા વાપરવાની ધારણા રાખી છે.

મંજુરી આપીને, અથવા મંજુરી આપી હોય તે ખેંચી લઈને એ સત્તા વાપરવાની છે. આ કામમાં ઉપરી અધિકારીએ, ફોજદારી માંડવાની પરવાનગી આપી છે, અને જો કે કોર્ટ અને સરકારી નોકરનો ઉપરી અધિકારી કેટલેક પ્રસંગે એજ અને એકજ હોય, તોપણ જ્યારે ફોજદારી અથવા દીવાની કોર્ટ તરીકે, બેશીને કામ ચાલતું હોય તેમાંથી જે કામ ઉભું થાય, તેનેજ ૪૭૧ (૪૭૬) મી કલમ લાગુ થાય છે.

સેસન જડજે જે આધાર બતાવ્યા છે, તે ઉપરથી વચમાં પડવું જોઇએ, એમ અમે ધારતા નથી. પણ કામનું દફતર અમારી પાસે આવ્યું છે. અને તેમાં અમે જોઇએ છીએ કે, મુળમાં જે સક્ષ ઉપર તહોમત હતું, તેના એકલાના કહેવાના પુરાવા શીવાય બીજો કાંઇ પુરાવો નથી. એવું અમને જણાય છે. તે પુરાવેથી હીરાને અપરાધી ઠરાવ્યો છે. તો અમો ધારીએ છીએ કે, એ ઠરાવ એ આધારે ફોજદારી કાયદાની કલમ ૨૯૭ (૪૩૮) મુજબ રદ કરવો જોઇએ.

## અસરફઅલી વી. કેસરેહીંદ.

कलम २११.

४

ता. २४-६-७९
ई. ५ क. पा.२८१
पोलीसवाळापा
से खोटी फरीयाद
करवी ते पण आ
कलम मांहेलो गु-
न्हो थई शकेछे.

इनसाफनी कोर्टमां जइने खोटां तहोमतनुं खरापणुं साबीत करवा जेमां प्रयत्न थयुं होय, तेमांज ही. पी. को. नी. २११ मी कलममां कहेली शीक्षा थइ शके छे. एवी मरीयादा बांध्यानुं ते कलममां कशुंए नथी. पोलीसमां जइ खोटुं तहोमत मुकवुं ए पण आ कलम मुजब सजा करवा लायक छे.

ગુલજારખાં નામનો સખસ જે ઓરડીમાં રહે છે, તે ઓરડીમાં મેં મારી પેટી મુકી હતી. તેમાંથી બતાઇ નામના સક્ષે પૈસા ચોરી લીધાની ફરીયાદ તારીખ ૧૬-૧૧-૭૮ ના રોજ એક અસરફઅલીએ પોલીસના થાણામાં જઇને કરી. એ ગુલજારખાં પોલીસને થાણે આ અસરફઅલી ભેગો થયો હતો. અને એ ગુલજારે આ અસરફઅલીને જે વાત કરી હતી તે વાતનો આધાર પકડીને સદરહુ તહોમત મુકવામાં આવ્યું હતું. તે કામનો તપાસ કરીને માજીસ્ટ્રેટને પોલીસે રીપોર્ટ કરી વાળ્યો કે, આ ફરીયાદ ખોટી છે. અને અસરફઅલી તથા ગુલજારખાંને કોઈના ઉપર ખોટી ફરીયાદ કરવાના ગુન્હા વાસ્તે કમીટ કરવાનો તેણે હુકમ કર્યો, તે પ્રમાણે કરતાં અસરફ ઉપર પીનલકોડની ૨૧૧ મી કલમના ગુન્હાનું અને ગુલજાર ઉપર તેમાં મદદગારી કર્યાનું તહોમત રાખવામાં આવ્યું. અને છેવટે સેસન જડજે અસરફઅલીને ૨૧૧ મી કલમના ગુન્હાનો, અને ગુલજારને ૨૧૧ મી સાથે ૧૦૯ મી કલમના ગુન્હાનો ગુન્હેગાર ઠરાવી તેઓ દરેકને ત્રણ ત્રણ વરસની કેદની સજા કરી.

### બંધવાઓએ હાઇકોર્ટમાં અપીલ કરી.

અપેલેન્ટો તરફથી લીટેલ સાહેબે વાંધો લીધો કે, ઠરાવ અને સજા બંને ગેરકાયદેસર છે. કેમકે અસરફઅલી તથા ગુલજારની પ્રથમ કરેલી ફરીયાદનો કોઇ પ્રકારે ઈનસાફ થયો નહોતો. તેમને ફરીયાદ કહાડી નાંખવાનો પણ કાંઇ શેરો આવ્યો નહોતો. અને દરેક રીતે જોતાં સજા સખત કરેલી છે.

### જસ્ટીસ મીતર તથા ટોટનહામે કરેલો ઠરાવ.

અપેલેન્ટોની તરફથી કાયદાના એક સવાલનો ઉઠાવ કરીને અમારી પાસે એવો વાંધો લેવામાં આવ્યો છે કે, આ મુકરદમાનું ચાલેલું સઘળું કામ ગેરકાયદેસર છે. કેમકે કોઇ ફોજદારી અદાલતમાં મુકેલા તહોમતનું સાચાપણું સાબિત કરવાની અપેલેન્ટોને તક આપી નથી. આ વાંધાની મજબુતીમાં ઘણા ફેંસલાઓ ટાંકેલા છે. આ બધા ફેંસલાઓ આ ફેંસલાથી જુદા પડી શકે એવા છે. એ સઘળા ફેંસલાઓમાં તહોમતદારે કોઇ અદાલતમાં કામ ચલાવવું શરૂ કર્યું હતું. તે બધા ફેંસલાઓમાં એવું ઠર્યું છે કે, જે તહોમત રાખવામાં આવેલ તે ખરૂં છે, એમ દેખાડવાની તક આપ્યા વગર પીનલકોડની ૨૧૧ મી કલમ પ્રમાણે તેના ઉપર ફોજદારી માંડવાની મંજુરી આપવી જોઇએ નહીં. આ કામમાં કોઇ ફોજદારી કોર્ટમાં અપેલેન્ટો એ રીતસર ફરીયાદ કરી નહોતી. ચોરી કર્યાની ફરીયાદ પોલીસ પાસે થઇ હતી. અને તે ફરીયાદ ખોટી છે એવો પોલીસે રીપોર્ટ કરી વાળ્યો હતો. અપેલેન્ટોએ કોઇ ફોજદારી કોર્ટમાં જઇને નવેસર ફરીયાદ કરી નહોતી. જે વાંધો અમા-

રી પાસે લેવામાં આવ્યો છે, તે વાંધો અમોને દમ વગરનો લાગે છે. અને જે ફેંસલાઓ ઉપર આધાર રાખવામાં આવ્યો છે, તે ફેંસલાથી એ વાંધાને કાંઈ પુષ્ટી મળ્યાનું અમોને જણાતું નથી. ઈનસાફની કોર્ટમાં જઈને ખોટા તહોમતનું ખરાપણું સાબિત કરવાને જેમાં પ્રયત્ન થયું હોય, તેવાજ કામમાં ૨૧૧ મી કલમમાં કહેલી શીક્ષા થઇ શકે છે. એવી મરીયાદા બાંધ્યાનું તે કલમમાં કશુંએ નથી.

અદાલતમાં જઇને કામ ચલાવવાની ધારણા રાખ્યા વગર અમસ્તી પોલીસમાં જઈને ખોટી ફરીયાદ કરવાથી, આરોપીત સક્ષને ક્રી. પી. કો. ની ૪૪ મી કલમમાં વર્ણવેલું ભારે નુકશાન થવા સંભવ છે.

તેથી આ બંને બંધવાઓને ગુન્હેગાર ઠરાવ્યા છે, તે ઠરાવ અમે કાયમ રાખીએ છીએ. પરંતુ ત્રણ વર્ષ જેટલી સખત કેદની સજા કરવાની જરૂર નહીં જાણીને તે સજામાં ઘટાડો કરીને અમે અઢાર માસની સજા દરેક અપેલેન્ટને કરીએ છીએ.

## સરકાર વી. કરીમ દાદ.

**કલમ ૨૧૧.**
૫
તા૦ ૯-૧૨-૮૦
ઈ. ૬-ક. પા. ૪૯૬

કોઈ ગુનકાની કોઈ માણસ ફરીયાદ કરે તો તે ફરીયાદ ખોટી છે. એવું ઠરાવીને તેના ઉપર આ કલમ માંહેલા ગુન્હાનું તોહોમત મુકવા અગાઉ, તેની મુળ ફરીયાદનું ખરાપણું સાબીતકરવાની તેને તક આપવી જોઇએ.

पीनलकोडनी २११ मी कलम प्रमाणे खोटी फरीयाद कर्याना गुन्हा वास्ते, कोइ सक्षने इनसाफ थवानुं फरमाव्यं हरोल, तेनी करेली फरीयाद साची छे. ते साबीत करवानी तेने तक आपवी जोइए. पोलीस पासे नहीं पण माजीस्त्रेट पासे तेवी तकनो लाभ लेवा ते इच्छतो होय, तो तेवी तक पण तेने आपवी जोइए. माजीस्त्रेटोए साफ रीते समजवुं के, पोलीसनुं काम पुरावो एकठो करवानुं छे. ने ते एकठो करेलो पुरावो बस अथवा वजनदार छे के नहीं, ते नकी करवानु काम फक्त माजीस्त्रेटनुं छे.

સને ૧૮૮૦ ના જુલાઈની ૨૬ મી તારીખે એક કરીમ દાદે કબડીયા થાણાના મુખી કાંન્સ્ટેબલ પાસે પીનલકોડની ૩૪૨ મી કલમના ગુન્હાની એક સરકારી અમલદાર દુરગાચરણ ઘોશ તથા તેના પટાવાળા ઉપર ફરીયાદ કરી. પોલીસે તે કામનો તપાસ કર્યો. અને સદરહુ ફરીયાદ ખોટી છે એવો રીપોર્ટ કરી વાળ્યો.

અગષ્ટની ૨૦મી તારીખે પેટા તુકડી માજીસ્ત્રેટે પોલીસના રીપોર્ટ નીચે શેરો કર્યો કે, કરેલી ફરીયાદ ખોટી હોવાથી કરીમદાદ ઉપર પીનલકોડની ૨૧૧ મી કલમ પ્રમાણે ફોજદારી માંડવાનો હુકમ કરવાને જીલ્લા માજીસ્ત્રેટને ભલામણ કરી જીલ્લા માજીસ્ત્રેટે આગળથી કરીમદાદને એક ડેપ્યુટી માજીસ્ત્રેટ પાસે જુબાની આપવા સમન કર્યો હતો. પણ તે પ્રમાણે તે હાજર થયો નહોતો.

આગષ્ટની ૩૧ મી તારીખે હીંદુસ્થાનના પીનલકોડની ૨૧૧ મી તથા ૧૯૮ મી કલમ મુજબ કરીમ દાદ ઉપર ફોજદારી કામ ચલાવવાની તે માજીસ્ત્રેટે મંજુરી આપી. અને તે કામ ડેપ્યુટી માજીસ્ત્રેટને ચલાવવાનો હુકમ કર્યો.

૨૧ મી સપ્ટેંબરને રોજ ડેપ્યુટી માજીસ્ત્રેટે કેશ ચલાવ્યા વગર નીચે મુજબ ઠરાવ કર્યો. "જે કામમાં કરીમ દાદ ફરીયાદી છે, તે કામની પ્રથમ સુનાવણી થયા અવલ, ૨૧૧

મી કલમ માંહેલો ગુન્હો ચાલી શકતો નથી. તેથી એવો ઠરાવ કરવામાં આવે છે કે, જે કામમાં ફરીયાદી કરીમ દાદ છે, તે કામના તોહોમતદારો તરીકે, પટાવાળા ગોલખસીંહને, તથા સાક્ષીઓને પોલીસે મોકલી દેવા. અને આ કામ પાછું તારીખ ૩૦ મીને રોજ ચલાવવું. તથા હાજર થયેલા સાક્ષીઓએ પણ તેજ રોજ હાજર થવું."

૩૦ મી સપ્ટેંબરને રોજ ગોલખસીંહ હાજર થયો નહીં. એટલે ડેપ્યુટી માજીસ્ટ્રેટે જીલ્લા માજીસ્ટ્રેટને લખાણ કર્યું. અને જવાબ આવતાં સુધી કેશ મુલતવી રાખ્યો.

જીલ્લા માજીસ્ટ્રેટે વિચાર્યું કે, ડેપ્યુટી માજીસ્ટ્રેટે જે રસ્તો લીધો છે તે ખોટો છે. એટલે ૧૮૭૨ના ૧૦ મા આકટની ૨૯૬ મી કલમ મુજબ હાઇકોરટમાં તેણે ચાલેલું કામ મોકલી દીધું.

**ચીફ જસ્ટીસ ગાર્થ તથા જસ્ટીસ ફીલ્ડે આપેલો ઠરાવઃ—**

ડેપ્યુટી માજીસ્ટ્રેટે આ કામમાં જે હુકમ કર્યો છે તે અનયમિત અથવા ગેરકાયદેસર હોય એવું અમે જોઈ શકતા નથી. જ્યારે કરીમ દાદે, પોતાના સાક્ષીઓ સહીત હાજર થઇને પોતાની ફરીયાદ સાબીત કરવાની અરજ કરી, ત્યારે તે ફરીયાદ સાચી છે, કીંવા ખોટી છે તે બાબતનો મત માજીસ્ટ્રેટે પોલીસના રીપોર્ટ ઉપરથી ગમે તેવો બાંધ્યો હોય, તોપણ તે માજીસ્ટ્રેટે તેની તથા સાક્ષીની વાત સાંભળ્યા વગર, તથા ફરીયાદ માંહેલું તહોમત સાચું છે કે ખોટું છે, તે નકી કર્યા વગર પીનલકોડની ૨૧૧ મી કલમ પ્રમાણે કરીમ દાદ ઉપર કામ ચલાવીને તેનો તે ઈનસાફ કરી શકતો નથી. જે માણસે કાંઇ ફરીયાદ કરી હોય, તે ફરીયાદનું ખરાપણું સીદ્ધ કરવાની તેને તક આપતાં સુધી ખોટી ફરીયાદ કર્યાના ગુન્હા વાસ્તે તેનો ઇનસાફ કરવો જોઇએ નહીં. એ દેખીતો ન્યાયછે, તથા પોલીસ પાસે નહીં પણ માજીસ્ટ્રેટ પાસે તેવી તકનો લાભ લેવા તે ચાહતો હોય તો તેવી તક તેને આપવી જોઈએ. પોલીસે રીપોર્ટ કર્યો કે, જે સક્ષોએ ફરીયાદ કરી છે, તે સાચી નથી. તેવા રીપોર્ટ ઉપરથી ફક્ત પીનલકોડની કલમ ૨૧૧મી મુજબ તે સક્ષોના ઉપર એ ગુન્હાનું કામ ચાલે તો, કોઈ ફરીયાદ સાચી કીંવા ખોટી છે, તેના ઇનસાફદાર પોલીસવાળા થાય છે. માજીસ્ટ્રેટના કામની આવી સોંપણી પોલીસને સોંપવાનું કાયદામાં બીલકુલ ચીતવન કરેલું નથી. અને જો એવું ચીતવન કર્યું હોય તો, ઈનસાફના ઉતકૃષ્ટ હેતુને કેટલું બધું જોખમકારી છે, તે સમજવાને આ દેશનો થોડો અનુભવ બસ છે. બધા વર્ગના માજીસ્ટ્રેટે, સાફ રીતે સમજવું જોઇએ કે, પોલીસનું ખરૂં કામ પુરાવો એકઠું કરવાનું છે. અને તે એકઠો કરેલો પુરાવો જોઇએ તેટલો અને વીશ્વાસ લાયક છે કે નહીં, તે નકી કરવું એ માજીસ્ટ્રેટનું કામ છે.

માટે અમે આ કામમાં હાથ ઘાલવાની ના પાડીએ છૈયે.

## કેસરેહીંદ વી. સલીકરાય.

**કલમ ૨૧૧.**
૬
તા૦ ૧૩-૧-૮૧
ઈ. ૬ ક. પા. ૫૮૨

કોઈ માણસની બીજા કોઈના ઉપર કરેલી ફરીયાદ એ બીજા સખસને જાણી જોઈને નુકશાન કરવાના ઈરાદ

बंधवानी करेली फरीयादनो धारासर तपास कर्या वगर तेमी फरीयाद खोटी छे, एम पोलीसना रीपोर्ट उपर आधार राखीने, आरोपीत सक्षो ने नुकशान करवाना इरादाथी जाणी जोइने तेओना उपर खोटुं तहो. मत मुक्याना गुन्हाने माटे पीनलकोडनी २११ मी कलममां ठराव्या प्र. माणे बंधवाने इनसाफ थवा सारु कमीट करवो ए गेरकायदेसर नथी.

દાથી કરેલી છે અને તે ખોટી છે એવા પોલીસના રીપોર્ટ ઉપરથી ફરીઆદીને આ કલમના ગુનાહ માટે કમીટ કરવો એગેરકાયદેસર નથી

પોતાના ઘરને આગ લગાડયાનું કેટલાક સક્ષો ઉપર આરોપ મુકીને બંધવા સલીકરાયે ચોકીદારની મારફત પોલીસમાં ખબર મોકલી. અને પોલીસ અમલદાર એ કામનો તપાસ કરવા સારૂ જ્યારે તેના ગામમાં આવ્યો, ત્યારે તેની પાસે પણ તેણે એની એજ ફરીયાદ કરી. છેવટે પોલીસ અમલદારે રીપોર્ટ કરી વાળ્યો કે, આ ફરીયાદ ખોટી છે. એ ઉપરથી માજીસ્ત્રેટે એકદમ સલીકરાય ઉપર પોતાનો કેશ સાબિત કરવાની કાંઇ પણ તક આપ્યા વગર, અથવા એ તક લેવાનું ફરમાવ્યા વગર, ખોટી ખબર આપ્યાના ગુન્હા વાસ્તે ફોજદારી માંડવાનો હુકમ કર્યો. જે સક્ષોના ઉપર તહોમત મુક્યું હતું, તે સક્ષોને નુકશાન કરવાના ઇરાદાથી જાણી જોઈને ખોટું તહોમત મુક્યું હતું. એમ માનીને પીનલકોડની ૨૧૧ મી કલમમાં ઠરાવ્યા પ્રમાણે સલીકરાયને ઈનસાફ થવા સારૂ સેસન કોર્ટમાં કમીટ કર્યો.

આ કમીટમેંટ ગેર કાયદેસર તથા જે હાઇકોર્ટના ફેંસલા વિરૂદ્ધ છે, તેણે હાઇકોર્ટના ફેંસલાનો હવાલો આપીને, તથાપી તે ફેંસલાનું નામ દીધા વગર, આ મુકરદમાનું કામ તેણે હાઇકોર્ટમાં કમીટમેંટ રદ કરાવવા સારૂ, અથવા હાઇકોર્ટને યોગ્ય લાગે એવો બીજો હુકમ થવા સારૂ લખી મોકલ્યું. તે ઉપરથી નામદાર હાઈકોર્ટે નીચે પ્રમાણે ઠરાવ કર્યો.

## જસ્ટીસ મીતરનો ઠરાવ.

કમીટમેંટ રદ કરવાની અરજ કરીને, સારણના સેસન જડજે આ લખાણ કર્યું છે. તે અરજનો આધાર એવો છે કે, બંધવાના ઉપર જે પીનલકોડની ૨૧૧ મી કલમ માંહેલા ગુન્હાનું તહોમત રાખેલું છે તે માટે તેને તેણે જે ફરીયાદ કરી હતી, તેનો ધારાસર તપાસ કર્યા વગર કમીટ કરવો જોઈએ નહીં. અને આ કોર્ટ આગળ એક ફેંસલો આપેલો છે તે ફેંસલો આ કામને લાગુ પડે છે, એમ જાણીને તેનો તેણે હવાલો આપ્યો છે. સેસન જડજનો હવાલામાં આપેલો ફેંસલો જો વીયોગીભક્ત (૪ ક. લો. રી: ૧૩૪) હોય તો અમારે કહેવું જોઇએ કે તે બધી રીતે આ કામને મળતો નથી. એ કામમાં ફરીયાદીએ પોલીસની તપાસ તથા રીપોર્ટથી નારાજ થઇને માજીસ્ત્રેટ પાસે ફરીયાદ કરી હતી. અને તે કામના સાક્ષીઓની જુબાની લીધા વગર તે ફરીયાદ કાઢી નાખવામાં આવી હતી. આ કામમાં માજીસ્ત્રેટ પાસે ફરીયાદ કરી હોય, એવું દફતરમાંથી અમોને દેખાતું નથી. પરંતુ પોલીસે રીપોર્ટ કર્યો કે, કેશ ખોટો છે. એટલે ફરીયાદ ઉપર ફોજદારી મંડાણી તે કામમાં કાંઇ ધારાસર થયું હોય એવું કહેવાને અમે અશક્ય છીએ. અને કેસરે હિંદ વિ. અબદુલ હુસેન (૧ ક. ૪૯૭) ના મુકરદમાથી અમારા મતને ટેકો મળે છે અને તેથી આ કોરટે ઉલટા પ્રકારનો ફેંસલો તાજેતર ચુકવ્યાનું અમારા જાણવામાં નથી. માટે જે આધાર ઉપર જડજે કમીટમેંટ રદ કરવાની અમને ભલામણ કરી છે, તે મંજુર કરવાની અમે ના પાડીએ છીએ. (જુઓ અસરફઅલી વિ. કેસરે હિંદ ૫ ક. ૨૮૧)

# માહારાણી વી. શીવો બેહેરો.

કલમ-૨૧૧.
૭
તા૦ ૨૦-૧-૮૧
ઇ.ર ક. પા. ૫૮૪

કોઇ ફરીઆદી ના આપેલા સાક્ષી ઓની તપાસ કર્યા વગર મજકુર ફરીઆદી ઉપર ખો ટી ફરીઆદ કર્યાના ગુન્હા વાસ્તે મંજુરી આપવી એ કાયદા વિરૂધ છે.

ज्यां सुधी खोटां तहोमत मुकवाना गुन्हानो आरोपित सक्ष जे जे साक्षी रजु करवानुं इच्छे, तेने तपास्या वगर पी. को. नी २११ मी कलम प्रमाणे खोटुं तहोमत मुकवाना गुन्हानुं काम चलाववानी परवानगी देवी ए कायदा विरुद्ध छे.

जे काम कायदा विरुद्ध कमीट थयुं होय, ते काम तेनी हरकोइ मंजले रद करवानी हाइकोर्टने सत्ता छे.

ટીપો ટપાના પોલીસવાળા પાસે, બંધવા શીવા બેહેરાએ રાતે ઘર ફોડવાના વાંકની એક વાલી જાંનાં તથા બીજાઓ ઉપર ફરીયાદ કરી, પોલીસે એ કામ હાથમાં લઇને, તેનો તપાસ કર્યો. અને પછી રીપોર્ટ કરી વાલ્યો કે, કરેલી ફરીયાદ ખોટી છે. તે ઉપરથી શીવા બેહેરા ઉપર પી. કો. ની ૨૧૧ મી કલમના ગુન્હાનું કામ ચલાવવા માજીસ્ત્રેટે મંજુરી આપી. પરંતુ આ મંજુરી આપ્યા અગાઉ શીવા બેહેરાએ કાયદેસર તપાસ કરવા સારૂ મેજીસ્ત્રેટને અરજી આપી હતી. પણ જણાય છે કે, આ અરજીનો નીકાલ થયો નોહોતો. ૨૧૧ મી કલમના ગુન્હાનો મુકરદમો ડેપ્યુટી મેજીસ્ત્રેટ તરફ મોકલ્યો. અને તેણે બંધવાને ઇનસાફ વાસ્તે કમીટ કર્યો. સેસન જડજ પાસે બંધવે ગુન્હો કર્યાની નાપાડી. અને પોતાનો ઈનસાફ કરવાના સંબંધમાં એવો વાંધો લીધો કે, ન્યાયસર તજવીજ કરવા સારૂ, માહારી આપેલી અરજી ના મંજુર થવાથી મને નુકશાન થયું છે.

આ વાંધો સાચો છે, એવું સેસન જડજના મનમાં આવતાં કમીટ કરેલું કામ રદ કરવા સારૂ તેણે આ મુકરદમો, ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની, ૨૯૬ (૪૩૮) મી કલમ અનુસાર હાઇકોર્ટ તરફ લખી મોકલ્યો, અને તે લખાણમાં તેણે નીચે લખેલા મુકરદમાઓ ટાંક્યા હતા. (૧) ગઉ મહુતસીંહની બાબતમાં (૮ બંગાળા લો. રી. ૧૧) (૨) બીશુક બારીની બાબતમાં (૧૬ વી. રી. ૭૭) માહારાણી કેસરે હીંદ વિ. નુસીબન નીસા બીબી વિ. શેખ ઇરાદ અલી. (૫ ક. ૨૮૧ શેખ ઇરાદ અલી વિરૂદ્ધ નુસીબન નીસાબીબી (ક. સો. રી. ૪૧૩) સરકાર વિરૂદ્ધ કરીમ દાદ. [૬ ક. ૪૯૬]

## હાઇકોર્ટનો અભીપ્રાય નીચે પ્રમાણે છે.

## જસ્ટીસ મિત્રનો ઠરાવઃ—

કોઇ ઇનસાફનું કામ શરૂ થયા પછી, મુલતવી રાખવામાં જડજે ઠીક કીંવા અઠીક કર્યું હોય, પરંતુ કાયદા વિરૂદ્ધ કમીટ થયેલું કામ તેની કોઇ પણ મંજલે રદ કરવાનો અધિકાર આ કોર્ટને હોવાનું હું માનું છઉં.

આ બંને મુકરદમાઓમાં માહારો અભીપ્રાય એવો છે કે, કમીટ કરેલું કામ રદ કરવું જોઇએ; કારણ કે ૨૧૧ મી કલમ માંહેલા ગુન્હાનું કામ ચલાવવા સારૂ આપેલી મંજુરી કાયદા વિરૂધ્ધ છે, નુસીબન નીસાબીબી વિરૂદ્ધ શેખ ઇરાદ અલીના કામમાં અમે

તેવું કહેવામાં આવ્યું હોય તોપણ, પછવાડેથી ફેસલ થયેલા મુકરદમાઓમાં સ્પષ્ટ રીતે ઠ-સવ્યું છે કે, કોઇ ફરીઆદીના આપેલા સાક્ષીઓની તપાસણી કર્યા વગર ૨૧૧ મી કલમ માંહેલા ગુન્હાની ફોજદારી ચલાવવા સારૂ, આપેલી મંજુરી કાયદા વિરૂદ્ધ છે. તેથી આ કામોમાં ૨૧૧ મી કલમના ગુન્હા વાસ્તે ફોજદારી માંડવાની આપેલી મુળ મંજુરી કાયદા વિરૂદ્ધ છે. અને જ્યારે એમ છે ત્યારે, કમીટ કરેલું કામ પણ કાયદા વિરૂદ્ધ છે. માટે સેસન જડજની ભલામણ પ્રમાણે તે રદ કરવાની મારી ઈચ્છા થાય છે.

### જસ્ટીસ મેકલીનનો ઠરાવ.

ચક્રોધર પાટીનો મુકરદમો હમણાં જે ફેસલ થયો છે, તેમાં જે તત્વ રહેલું છે, તેજ તત્વ આ કામમાં રહેલું છે; તેથી કમીટ કરેલા કામનો ઈનસાફ કરીને જે ગુન્હાનો ઠરાવ થયો છે, તે કોઇ પણ મંજલે રદ કરવો એજ સાદો રસ્તો છે.

## કેસરે હીંદ વી. જમુનાં.

**કલમ ૨૧૧.**

૮

તા૦ ૨૨-૧-૮૧

ઈ. ઙુ ક. પા. ૬૨૦

કોઇ અધીકારીને તપાસ કરવાનો તથા ઈનસાફ વાસ્તે મોકલી દેવાનો અધીકાર હોય તે અધીકારી પાસે ગુનોહ કરયાનું ખોટું તહોમત મુકવામાં આવ્યું હોય તોજ પીનલકોડની ૨૧૧ મી કલમ મુજબ સજા થઈ શકે છે.

जे अधिकारीने तपास करवानो तथा इनसाफ वास्ते मोकली देवानो अधिकार होय, ते अधिकारी पासे गुन्हो कर्यानुं खोटुं तहोमत मुकवामां आव्युं होय तोज पीनलकोडनी २११ मी कलम मुजब सजा थइ शके छे.

દોરદાની છાવણીના સ્ટેસન સ્ટાફ ઓફીસર કપતાન સીમસનની હજુરમાં, એક શેખ આમદ નામના સખસને નુકશાન કરવાના ઇરાદાથી, તેના ઉપર બળાતકાર સંભોગ કર્યાનું ખોટું તોહોમત મુક્યાનું આરોપ પીનલકોડની ૨૧૧ મી કલમ મુજબ બંધવી જમુનાં ઉપર રાખવામાં આવ્યું હતું.

એમ સાબીત થયું છે કે, તેણીએ, તે તહોમત મુક્યું હતું, અને એમ પણ સાબીત થયું છે કે, એ તોહોમત ખોટું હતું. અને તે ઉપરથી તે ઓરતને એક વર્ષની સખત કેદની સજા કરવામાં આવી હતી.

### તેણીએ હાઇકોરટમાં અપીલ કરી.

### જસ્ટીસ મીતરે કરેલો ઠરાવ.

આ હાઇકોરટના જડજોમાંથી એક જડજની પાસે આ કેશ રજાના વખતમાં આવ્યો હતો. અને તેમાં તેને એમ સુઝયું કે, જે ફરીયાદ ઉપરથી કામ ચાલી શકે, એવા અધિકારવાળા અધીકારી પાસે તહોમત મુકાયું નથી. તેથી સ્ટેશન સ્ટાફ ઓફીસરને કાંઇ

પોલીસનો કે, માજીસ્ટ્રેટનો અધિકાર છે કે, નહીં, તે બાબતની પુછપાછ કરવામાં આવી હતી.

એ તપાસના કાગળો ઉપરથી જણાય છે કે, એવો અધિકાર તેને નહોતો. કેપટન સીમસન મદ્રાસની ૧૧ મી દેશી પાયદળની ફોજમાં અજુટંટ હતો. તેની હજુરમાં અપેલેન્ટે આવીને એક નોનકમીસનડ ઓફીસર ઉપર બળાત્કાર સંભોગ કર્યાનું તહોમત મુક્યું. તે ઉપરથી તપાસ થયો, અને એ લશકરી અધિકારીને તહોમત ખોટું જણાયાથી, કમાંડીંગ ઓફીસરે અપેલેન્ટના ઉપર ૨૧૧ મી કલમના ગુન્હા માટે કામ ચલાવ્યું. અને તેનો ઇનસાફ થવાસારૂ કમીટ કરવામાં આવી. અને એ ઇનસાફની અંતે સદરહુ કલમ મુજબ જુડીશીયલ કમીશનરે તેણીને ગુન્હેગાર ઠરાવી.

અમારો અભીપ્રાય એવો છે કે, અપેલેન્ટે કોઇ જાતની ફોજદારી ફરીયાદ કરી નહોતી. તેમ કરાવી નહોતી. બેશક તેણીએ એક નોન કમીશંડ ઓફીસર ઉપર, એ ગુન્હો કર્યાનું તહોમત મૂક્યું હતું. પરંતુ સ્ટેશન સ્ટાફ ઓફીસરને માજીસ્ટ્રેટ કે પોલીસની કાંઇ સત્તા નહીં હોવાનું અમોને જણાતાં, અમોને એમ લાગે છે કે, ૨૧૧ મી કલમ લાગુ થઇ શકે તેવી નથી.

જે અમલદારને તપાસ કરવાનો તથા ઈનસાફ વાસ્તે મોકલી દેવાનો અધિકાર હોય, તે અમલદાર પાસે અથવા તેવી કોઇ અદાલતમાં ખોટું તહોમત મુકવું જોઇએ, એમ કહેવામાં આવે તો અમે ધારતા નથી કે, એ કલમના શબ્દોમાંથી અમે દુધમાંથી પુરા કાઢયા કહેવાય. માટે અમે સજાનો ઠરાવ રદ કરી, અપેલેન્ટને છોડી મુકવાનો હુકમ કરીએ છીએ.

## માહારાણી કેસરે હીંદ વી. ગોપાળ ધનુક.

**કલમ ૨૧૧.**

૯

તા ૨૧-૪-૮૧
ઈ. ૭ કા પા. ૯૬
કમીટીંગ માજીસતરેટ પાસે કેદીએ આપેલી જુબાની મંજુર રાખીને તથા તહોમતનામું કેદીને વાંચી સંભળાવી સમજાવ્યા વગર તથા સેશન જડજના સવાલના જવાબમાં કેદીની લખાવેલી હકીકત નોંધી લીધા વગર તેની આગલી જુબાની કબુલત તરીકે ગણીને ૨૫૧ મી કલમના ગુન્હાનો ઠરાવ કરવો એ ગેરવાજબી છે.

ही. पी. को. नी ३०४ अ. कलम प्रमाणे गफलत तथा वगर वीचार्यु काम करीने, शीक्षणीय मनुष्यवधथी उतरता दरजानुं कोइ एक सक्षनुं मोत आणवानुं अ. उपर आरोप राखी तेने हेरान करवाना इरादाथी खोटी फरीयाद कर्या वास्ते, एक बंधवा उपर ही. पी. को. नी २११ मी कलम प्रमाणे तहोमत मुकवामां आव्युं हतुं. तेमां सदरहु केदीए पोतानी जुबानीमां लखाव्युं के, मारी फरीआद मूळथी खोटी हती. अने ते में वगर विचारे करी हती. सेसन जडजे आ जुबानी गुन्हो कबूल कर्या बरोबर मानीने बंधवाने सखत केदनी सजा करी. फोजदारी काम चलाववानी रीतना कायदानी २३७ ( २७१ ) मी कलम प्रमाणे बंधवाना जवाबनी जे नोंध होवी जोइए, ते नोंध दफतरमां हती नहीं. तथा मुकेलुं तहोमत बंधवाने वांचीने समजाववुं जोइए, ते प्रमाणे वांचीने समजाव्युं नहोतुं. अने प्रथमनी करेली फरीयाद ३०४ अ. कलम मांहेला गुन्हानी खोटी फरीयाद न होवानुं जडजे विचार्युं हतुं.

ठराव्युं के गुन्हानो ठराव साचो नथी.

કોઇ એક એદલીન નામના સક્ષને હેરાન કરવાના ઈરાદાથી તેના ઉપર ખોટી ફરીયાદ ક-ર્યો વાસ્તે આ મુકરદમાના ગોપાલ ધનુંક ઉપર હી. પી. ની ૨૧૧ મી કલમ માંહેલા ગુ-ન્હાનું તહોમત રાખવામાં આવ્યું હતું, પોલીસ પાસે જઇને બંધવે જાહેર કર્યું હતું કે, એ-દલાએ એક મંજર નામના સક્ષને માર માર્યો, અને તે મારને અંતે સદરહુ મંજર તુરત-જ મરણ પામ્યો. સેસન જજ પાસે બંધવાનો ઈનસાફ ચાલ્યો, તેમાં તેણે કહ્યું કે, મારી પ્રથમની પોલીસ પાસે કરેલી ફરીયાદ ખોટી હતી, અને તે મેં વગર વિચારે કરી હતી. આ જવાબને ગુન્હો કર્યાની કબુલત સમજી જડજે તેને આઠ માસની સખત કેદની સ-જા કરી. ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૨૩૭ (૨૭૧) મી કલમ પ્રમાણે કે-દીના જવાબની જે નોંધ કરવી જોઈએ, તે નોંધ દફતરમાં દેખાતી નથી; તેમ કેદી ઉપર મુકેલું તોહોમત તેને વાંચીને સમજાવ્યું હોય, એમ પણ જણાતું નથી. અને સેસન જડજે પોતાનો ઠરાવ આપ્યો તેમાં તેણે લખ્યું છે કે, અલબતે પ્રથમની કરેલી ફરીયાદ દ્વેષભાવ થી કરી હતી, પણ તે ફરીયાદને શિક્ષીણીય મનુષ્ય વધના તહોમતની ભાગ્યેજ ગણાઇ શકાયછે.

બંધવે હાઇકોરટને અપીલ કરી અને હાઇકોરટે (જસ્ટીસ નોરીસ તથા ટોટનહામે) નીચે પ્રમાણે ઠરાવ કર્યો છે.

### ઠરાવ

આ ઠરાવ કાયદા વિરૂધ્ધ છે, માટે તે રદ કરવો જોઈએ. સેસન જડજ લખે છે કે, બંધવે પોતાનો ગુન્હો કબુલ કર્યો છે, અને તેને કેટલી સજા આપવી, એજ માત્ર જોવાનું રહે છે, જ્યારે કોઇ કેદી પોતાનો ગુન્હો કબુલ કરતો હોય, ત્યારે ફોજદારી કામ ચલાવવા-ની રીતના કાયદાની ૨૩૭ (૨૭૧) મી કલમ પ્રમાણે તેની કરેલી કબુલતનો નોંધ, કામ-માં અમે દેખતા નથી. શું બીના બની હતી, તેની તથા કેદીએ આપેલી જુબાનીની હ-કીકત જડજની લખેલી એ દફતરમાંથી અમારા જોવામાં આવે છે, આ ઉપરથી અમે જોઇ શકતા નથી કે, ૨૩૭ (૨૭૧) મી કલમ પ્રમાણે તહોમત કેદીને વાંચીને સમજાવ્યું હશે, તથા તે કામમાં જે બીજું અમારા જોવામાં આવે છે, તે એ છે કે, હી. પી. કો. ની ૨૧૧ મી કલમ માંહેલા ગુન્હાનું એક ઘણું અમુલ્યનું તત્વ એટલે, કોઈને હેરાન કરવા-ના ઈરાદાનું તત્વ કેદીએ કબુલ કર્યું નથી. તે કેદીએ ખોટી ફરીયાદ વગર વીચારે કરી હ-તી. એમ તેના વીશે કહેવામાં આવ્યું છે, પણ ખરેખર આ હકીકત કહેવાથી ગુન્હો કર્યા-ની કબુલત ગણાતી નથી. એ જડજે પોતાના ઠરાવમાં થોડું ઘણું પોતાનું કઢંગાપણું બ-તાવ્યું છે, કેમકે બંધવો પોતાનો ગુન્હો કબુલ કરે છે, એમ લખ્યા પછી તે એમ બતાવ-વાનું પ્રયત્ન કરે છે કે, બંધવો તેના ઉપર મુકેલા તોહોમતનો ગુન્હેગાર નથી. કેમકે તો-હોમતનામામાં કહ્યા પ્રમાણે તેણે હી. પી. કો. ની ૩૦૪ અ કલમ માંહેલા ગુન્હાની ફરી-યાદ કરી નહોતી.

તેથી ઇનસાફ કર્યા વગર બંધવાને અપરાધી ઠરાવવામાં જડજે ચુક કરી છે, માટે અમે તે ઠરાવ અને તેને કરેલી સજા રદ કરીને બંધવાનો કાયદા પ્રમાણે ઇનસાફ કરવાનો, તથા જડજે ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાના બાબ ૧૯ મામાં જે રીત ઠરાવી છે, તે રીત પ્રમાણે વર્તવાનો હુકમ કરીએ છીએ.

## સખીના બીબીની અરજીની બાબતમાં.

કલમ ૨૧૧.

૧૦
તા० ૨૬-૪-૮૧૨
ઈ. ૭ ક. પા. ૮૭.

કોઈ ગુનાહની કોઈ માણસ ફરી આદ કરે તો તે ફરીઆદ ખોટી છે એવું ઠરાવીને તેના ઉપર આ કલમ માંહેલા ગુનાહનું તહેમત મુકવા અગાઉ તેની મુળ ફરીઆદનું ખરાપણું સાબીત કરવાની તેને તક આપવી જોઈએ.

नुकशान करवाना इरादाथी खोटी फरीयाद कर्याना गुन्हानो इनसाफ करतां एम जणायुं के, मूळ फरीयाद एकष्ट्रा आसिस्टंट कमीशनरनी अदालतमां करी हती. अने स्थानीक चोकशी करवानो योग्य पोलीस अधिकारीने हुकम करवामां आव्यो हतो, ए अधिकारीए एवो रीपोर्ट कर्यो के, फरीयाद खोटी छे, अने भळामण करी के, बंधवा उपर फोजदारी काम चलावंवु जोइए. एक्षट्रा आसीस्टंट कमीशनरे डेप्युटी कमीशनर तरफ काम मोकली देवानो हुकम कर्यो. तेणे फोजदारी काम चलाववानो हुकम करी बंधवाने गुन्हेगार ठराव्या. ठराव्युं के—ए गुन्हेगारीनो ठराव गेरकायदेसर छे. एकस्ट्रा आसीस्टंट कमीशनरे, पोलीसनो रीपोर्ट पहोंच्या पछी ते रीपोर्टनी मतलब बंधवाने जाहेर करी. तेनी करेली फरीयाद खरी छे, ते बताववानी तेने तक आपवी जोइती हती अने त्यारपछी ए कामनो फेंसलो करवो जोइतो हतो.

અરજદાર તરફથી બાબુ જયગોવીંદ વકીલ હતો.

કામની હકીકત હાઇકોરટના ઠરાવમાંથી જોઇએ તેટલી જણાઇ આવે છે.

### મોરીસ તથા ટોટનહામનો ઠરાવઃ—

હીંદુસ્થાનના પીનલકોડની ૨૧૧ મી કલમ પ્રમાણે સખીના બીબી ઉપર કામ ચલાવવા સારૂ કાયદેસર આધાર નથી. એક્ષટ્રા આસીસ્ટંટ કમીશનરની કોરટમાં હી. પી. કો. ની ૩૫૪ મી તથા ૩૪૬ મી સામે ૫૧૧ મી કલમોના ગુનાહની ફરીયાદ સખીના બીબીએ કરી. તેની જુબાની લીધા પછી ફોજદારી કામ ચલાવવાના કાયદાની ૧૪૬ મી કલમ પ્રમાણે સદરહુ કોરટે યોગ્ય અધીકારીને, સ્થાનીક ચોકશી કરવાને હુકમ કર્યો. એ અધીકારી એક સબ ઈન્સ્પેકટર હતો. તેણે એવો રીપોર્ટ કર્યો કે, માહારા અભીપ્રાય પ્રમાણે જે ફરીયાદ થઇ છે તે ખોટી છે. અને ખોટી ફરીયાદ કર્યા વાસ્તે ફરીયાદી ઉપર ફોજદારી કામ ચલાવવું જોઇએ. આ લખાણ ઉપરથી એક્ષટ્રા આસીસ્ટંટ કમીશનરે નીચે પ્રમાણે ઠરાવ કર્યો.

"ફરીયાદ ખોટી છે. અને પીનલકોડની ૨૧૧ મી તથા ૧૮૨ મી કલમો પ્રમાણે ફરીયાદી ઉપર ફોજદારી કામ ચલાવવાના સંબંધમાં કામના કાગળો ડેપ્યુટી કમીશનર તરફ રવાને કરવા."

ડેપ્યુટી કમીશનરે ડીસેંબરની ૩ જી તારીખે હુકમ કર્યો કે, "ફરીયાદીની રીતભાત જોઇને તેની ફરીયાદ તરફ કાંઇ લક્ષ દેવા જેવું નથી. તે ઉપર તપાસ થયો છે. તો જીલ્લાના પોલીસ સુપ્રીટેંન્ડેન્ટની મરજી હોય તો, અરજદાર ઉપર ફોજદારી કામ ચલાવવાની હું પરવાનગી આપું છઊં."

તે ઉપરથી સુપ્રીટેંન્ડેન્ટે કામ ચલાવવાની પોતાની મરજી બતાવી એટલે ડેપ્યુટી ક-મીશનરે ડીસેંબરની ૨૦ મી તારીખે કામ ચલાવવાનો હુકમ કર્યો.

સખીના બીબીએ જે ફરીયાદ કરી હતી, તેનો એક્ષટ્રા આસીસ્ટંટ કમીશનરે યોગ્ય રીતે, નીકાલ કર્યો નથી. એમ અમને સાફ રીતે જણાય છે. સબ ઇન્સ્પેકટરનો રીપોર્ટ પહોંચ્યા પછી, તેની મતલબ ફરીયાદીને જાહેર કરી. ફરીયાદમાં લખેલા સાક્ષીઓને રજુ કરવા અથવા પોતાની ફરીયાદના આધારમાં પોતાને વાજબી જણાતો હોય, એવો બીજો પુરાવો આપવાની તક ફરીયાદીને આપવી જોઇતી હતી.

આ પ્રમાણે ફરીયાદીની પુરવારી થયા પછી, તથા ફરીયાદ સાચી છે, તે સાબીત કરવાની તક આપ્યા પછી એક્ષટ્રા આસીસ્ટંટ કમીશનરે કામનો નીકાલ કરવો જોઇતો હતો. આ રસ્તો તેણે બીલકુલ લીધો નથી. અને સખીના બીબી પોતાની ફરીયાદના આધારમાં પુરાવો આપવા તૈયાર હતી. છતાં અમારા ધારવા પ્રમાણે ડેપ્યુટી કમીશનરને ફરીયાદી ઉ-પર ૨૧૧ મી કલમ મુજબ કામ ચલાવવાનો હુકમ કરવા બીલકુલ અખ્તીઆર નથી. સૈયદ-નીસર હુસેન. વિ. રામ ગુલામસીંહ અને સરકાર વિ. કરીમ દાદના મુકરદમામાં ઠરાવ્યું છે; તેને અનુસરીને અમે અમારો અભીપ્રાય આપ્યો છે.

ફરીયાદી ઉપર કામ ચલાવવું, એ વાજબી નથી. એવો પોતાનો સ્પષ્ટ અભીપ્રાય હતો, તેથી વિરૂદ્ધ જઇને, તથા જીલ્લાના સુપ્રીટેંન્ડેન્ટ, જેના નોકર ઉપર ફરીયાદ કરી હ-તી, તેની મરજીના ફકત માનને ખાતર ફરીયાદી ઉપર કામ ચલાવવાનો ડેપ્યુટી કમીશનરે હુકમ કરેલો છે, તે જોઇને અમને વધારે તાજુબ લાગે છે.

ફરીયાદીના સાક્ષીની જુબાની લેવાના સંબંધમાં, એક્ષટ્રા આસીસ્ટંટ કમીશનરે જે ખુ-લાસો આપ્યો છે, તેના સંબંધમાં અમારે કહેવાનું છે કે, મુળ ફરીયાદના તપાસ વખતે સબ ઈન્સ્પેક્ટરે તેઓની જુબાની લીધેલ, અને પાછી પોત્તા પાસે આ કામમાં બચાવ તરીકે, સદરહુ સાક્ષીની જુબાની લેવાઈ તેથી મુળ ફરીઆદ સાચી છે, તે સાબીત કરવાની તક અ-પાઇ નથી. ખોટી ફરીયાદ કર્યા વાસ્તે તેના ઉપર કાયદેસર કામ ચલાવવામાં આવે તો, એ તક આપવી જોઇએ, તેથી અમે ૨૧૧ મી કલમ પ્રમાણે સખીના બીબીને ગુન્હેગાર ઠરાવેલ છે, તે કામ રદ કરીએ છીએ. અને તેને ૧૮ માસની સખ્ત કેદની સજા કરીછે, તે રદ કરી તેને છોડી મુકવાનો હુકમ કરીએ છીએ.

## ગીરધારી મંડલ વિ. ઉચીતઝા.

કલમ ૨૧૧.

૧૧
તા૦ ૭-૧૨-૮૧
ઈ. ૮ ક. પા. ૪૩૫

કોઈ ગુનાહની કોઈ માણસ ફરીઆદ કરે તો તે ફરીઆદ ખોટી છે એવું ઠરાવીને તેના ઉપર આ કલમ માં કહેલા ગુનાહનું ત-હોમત મુકવા અ-ગાઉ તેની મૂળફ-રીઆદનું ખરાપ-ણું સાબીત કરવા ની તેને તક આ-પવી જોઇએ.

कोइ फरीयादीए प्रथम कोइ गुन्हानी फरीयाद करी होय, तेनो का-यदेसर तपास कराववानी तक आप्या वगर, पो. को. नी २११ मी कलमना गुन्हानो इनसाफ लेवा सारु ते फरीयादीने माजीस्त्रेटे हुकम करवो जोइए नहीं.

फोजदारी काम [illegible]वानी रीतना कायदानी ४६८ मी कलममां फरीयाद करवानी जे मंजुरीनुं चीतवन कर्युं छे, ते मंजुरी फोजदारी का-म मांडवानो हुकम नथी. परंतु कोइ खानगी सक्षने पोतानी धुंन प्रमा-णे कोइना उपर काम चलाववुं होय तो, ते काम चलाववानी परवा-नगी छे.

કોઇ એક જોઇંટ મેજીસ્ત્રેટ સ્વારીમાં ફરતો હતો, ત્યારે તેની પાસે એક ચમરૂ મંડળ નામના સક્ષે સન ૧૮૮૧ ના મે ની ૨૫ મી તારીખે પોતાના ભાઇ ગીરધારીના ઘરમાં ડેકાયટી થવાની ફરીયાદ કરી. સદરહુ મેજીસ્ત્રેટ ત્યાં ગયો. અને ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૧૨૫ મી કલમ અનુસાર પ્રથમની તજવીજ કરી, તેમાં ચમરૂએ કહ્યું કે, ડેકાઇટી કરનારાઓમાંથી મેં એક ઉચીતઝા તથા બીજાઓને ઓળખ્યા હતા. મે ની ૨૮ મી તારીખે પોતાના કરેલા રોજ કામનું ટીપણ જીલ્લા મેજીસ્ત્રેટને તથા પોલીસ સુપ્રીટેંડેન્ટને ખબર થવા મોકલી દીધું. તેજ તારીખે જીલ્લા માજીસ્ત્રેટે સદરહુ મેજીસ્ત્રેટનું ચલાવેલું કામ મંજુર કરીને શેરો કર્યો. પણ તે કામનો છેવટનો હુકમ તેણે આપ્યો નહીં. ત્યારબાદ સદરહુ ડેકાયટીમાં સામેલ થયાનો એક શક બદરી ડોસાનો આવ્યો, અને એ બદરી ડોસા પાસેથી જે મિલકત જડી આવી હતી, તેને ઓળખવા સારૂ પેલા ગીરધારી મંડળને મોકલ્યો હતો. પરંતુ એ મિલકત ઓળખવામાં ગીરધારી એ ચુક કરી. અને તેથી બદરીને છોડી મુકયો. ૧૩ મી જુલાઇને રોજ ફરીયાદીને કીંવા તેજ સાક્ષીને તપાસ્યા વગર, તથા ઉચીતઝા ઉપર ડેકાયટીનું તહોમત હતું, તેની કાયદેસર તજવીજ કર્યા વગર જીલ્લા મેજીસ્ત્રેટે નીચે પ્રમાણે ઠરાવ કર્યો:—

"ક્રી. પી. કો. ની ૨૧૧ મી કલમ પ્રમાણે કેસ માંડવાનું ઉચીતઝાએ સમજવું. સને ૧૮૮૧ ના અગષ્ટની ૩૦ મી તારીખે પ્રોસીક્યુશનનું કામ ચલાવવા સારૂ, જીલ્લા માજીસ્ત્રેટે પોલીસના જીલ્લા સુપ્રીટેંડેંન્ટ તરફ લખ્યું. ૧૩ મી જુલાઇનો હુકમ રદ કરવા સારૂ મંડળે ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૨૯૭ (૪૩૯) મી કલમ પ્રમાણે હાઇકોર્ટને અરજ કરી કે, ડેકાયટીનો મુકરદમો પ્રથમ ચાલવો જોઇએ, અને તે મુકરદમો ફેસલ થતાં સુધી ૨૧૧ મી કલમ પ્રમાણે માંડેલી ફરીયાદ મુલતવી રહેવી જોઈએ,

**અરજદાર તરફથી વુડ સાહેબ તથા આબુ આણંદ ગોપાળ.**

પલીતે એવો વાંધો લીધો કે, ઉચીતઝા ઉપરના તહોમતનું પ્રથમ કામ ચલાવ્યા વગર સદરહુ હુકમ કાઢવાનો તે કોર્ટને હક નથી, વળી ગીરધારી મંડળે કહ્યું નથી કે, મેં ડેકાયટીમાં ઉચીતઝાને ઓળખ્યો હતો. અને એ ઉચીતઝાનો ઇનસાફ કરવા સારૂ કાંઇ હીલ ચાલ થઇ નથી. અને કોર્ટમાં હાજર થવાનો પણ તેને સમન કહાડયો નથી.

**સરકાર તરફથી કીલ્બી સાહેબ.**

**હાઇકોર્ટ તરફથી જસ્ટીસ પોંટીફેકસ તથા ફીલ્ડ આપેલો ઠરાવ નીચે પ્રમાણે છે.**

**ઠરાવ**

આ મુકરદમાની હકીકત એવી છે કે, ગયા મે મહિનાની [illegible] મી તારીખને સવારે રણીયાના જોઇંટ મેજીસ્ત્રેટ પ્રેટ સાહેબ પોતાના તાલુકાના એક ભાગમાં ઘોડે ચડીને જતા હતા. તેવામાં એક ચમરૂ મંડળ તેની પાસે આવ્યો. અને તેની પાસે તેણે એવી ફરીયાદ કરી કે મારા ભાઇ ગીરધારી મંડળના ઘરમાં આગલી રાતે ડેકાઇટી થઇ છે. તે ઉપરથી એ પ્રેટ સાહેબ તાબડતોબ તે ઠેકાણે ગયા. અને ફોજદારી કામ ચલાવવાના કાયદાની ૧૧૫ (૨૫૩) મી કલમમાં ઠરાવ્યા પ્રમાણે અમારા સમજવા મુજબ તેણે પ્રથમ ચોકશી કરી. તે ચોકશી તેણે ઇનસાફી ખાતાના અધિકારી તરીકે નહીં, પણ એક પોલીસ અધિકારી તરી-

કે કરી. આવો નીરણય કરવામાં ઘણી ઘણી બાબતો અમે ધ્યાનમાં લીધી છે. એ માંહેલી પ્રથમ બાબત એ છે કે, ઇનસાફની રીતનું કામ ચલાવવા વાસ્તે, ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદામાં સાક્ષીઓની જુબાની લખી લેવાની જે રીત કહી છે, તે રીતે નોંધ થયો નથી. બીજી બાબત એ છે કે, પ્રેઠ સાહેબ ડેકાઇટીના મુકરદમાનો છેવટનો નીકાલ કરવા સારૂ ત્યાં ગયા નહોતા, અને જો ઇનસાફ ખાતાના અમલદાર તરીકે, તે વર્ત્યા હતતો, તે કામનો પ્રેટ સાહેબનો છેવટનો ઈનસાફ કરતે. ત્રીજી બાબત એ છે કે, મે ની ૨૮ મી તારીખે તેણે પોતાનું રોજ કામ મેજીસ્ટ્રેટને તથા જીલ્લા પોલીસ સુપ્રીટેંન્ડને તેણે ખબર થવા સારૂ યાદની સાથે મોકલી દીધું હતું, અને એક પોલીસ અમલદાર તરીકે, કામ કરવાનો તેને ખ્યાલ થયો હશે. એ તર્ક બાંધીએ તોજ તેણે આવી રીતે કર્યુ હશે; એ મેજીસ્ટ્રેટે જે સ્થાનીક ચોકશી કરી હતી, તે સ્થાનીક મે ની ૨૫ મી તારીખથી તે ૨૮ મી તારીખ સુધી ચાલી હતી. એ ૨૮ મી તારીખે પ્રેટ સાહેબે જે સ્થાનીક ચોકશી કરી હતી. તેની નોંધ થોડી ઘણી સંભાળ રાખીને કરેલી છે. તથા તે ઉપરથી તેણે જે નીરાકરણ કર્યું છે, તે નીરાકરણ ઉપર તેણે નોંધ કરેલો છે. અને ઉપર કહી ગયા પ્રમાણે આ નોંધ તેણે જીલ્લા મેજીસ્ટ્રેટને રવાને કરી દીધો હતો. એજ તારીખે પેલા જીલ્લા મેજીસ્ટ્રેટે જોઇ મેજીસ્ટ્રેટના કરેલા નીરણય સાથે પોતાનો એક મત બતાવીને તેણે પોતાનો કેટલોક અભીપ્રાય નોંધ્યો. પરંતુ આખા કામના સંબંધમાં તેણે કાંઇ છેવટનો હુકમ આપ્યો નહીં. તો હવે જણાશે કે, પોલીસ કીંવા કોઇ મેજીસ્ટ્રેટ પાસે જે કામ ચાલ્યું, તેમાં એક ચોકસ ડેકાયટીમાં ભાગ લીધાના સંબંધમાં તથા સદરહુ ડેકાયટીમાંથી કેટલીક મિલકતનો હીસો મળ્યાના સંબંધમાં એક બદ્રી ડોસાએ, કેટલીક હકીકત લખાવી હતી. જે ગીરધારી મંડળના ઘરમાં ૨૫ મી તારીખે ડેકાયટી થઇ કહેવામાં આવે છે, તે ગીરધારી મંડળને તથા તેના કુટુંબનાં બીજાં કેટલાંક માણસોને બોલાવવામાં આવ્યાં અને ૧૩ મી જુને પ્રેટ સાહેબે તેઓની જુબાની લીધી. તારીખ ૨૫ મેની રાત્રે ચોરેલી મિલકત તરીકે, જે મિલકત બદ્રી ડોસાએ રજુ કરી હતી, તે મિલકત આ સાક્ષીઓમાંથી કોઇ સાક્ષી ઓળખી શકયો નહીં. પ્રેટ સાહેબે ગીરધારી મંડળ તથા તેના ઘરનાં માણસોની જુબાની લીધા પછી ૫૦ રૂપીયાનો જાત મુચરકો લઇને બદ્રી ડોસાને જમાન ઉપર છોડી મુકયો. અને ૨૮ મી જુને એક ઠરાવ કરી બદ્રી ડોસાનું કામ હુકમ થવા સારૂ તેણે જીલ્લા મેજીસ્ટ્રેટને મોકલી આપ્યું. ૬ ઠી જુલાઇના રોજ જીલ્લા માજીસ્ટ્રેટે એ મુકરદમો હાથમાં લીધો. અને હુકમ કર્યો કે, બદ્રી ડોસાને જામીનગીરીમાંથી મોકળો કરવો. આટલી હકીકત બની તે દરમીયાનમાં ૨૫ મી મેની સવારે ચમરૂ મંડળે પ્રેટ સાહેબ પાસે ડેકાયટીની મુળ ફરિયાદ કરી હતી. તે ઉપર કાયદેસર ઈનસાફનું કામ ચાલ્યું નહોતું. અને એ સાહેબે સ્થાનીક ચોકશી કરીને જે રીપોર્ટ કર્યો હતો, તેના ઉપર કાંઇ છેવટ હુકમ થયો નહોતો, ત્યારબાદ આપણને જણાય છે કે, ૧૩ મી જુલાઈના રોજ જીલ્લા માજીસ્ટ્રેટે આ મુકરદમો હાથમાં લેઇને તેણે તેનો નીચે પ્રમાણે ઠરાવ કર્યો.

"ક્રી. પ્રો. કો. ની ૨૧૧ મી કલમ પ્રમાણે ફરીયાદ કરવા સારૂ નનુંને હુકમ આપવામાં આવે છે. નનું એ પેલા ઉચીતઝાનું બીજું નામ હતું. અને એ ઉચીતઝાનું નામ ચમરૂ મંડળે, તથા ગીરધારી મંડળે, એવું કહીને આપ્યું હતું કે, એ સક્ષોને તેના અવાજથી, અ-

થવા બીજી રીતે ડેકાયટી કરવા ટાણે ઓળખી લીધો હતો, ઉચીતઝાને પકડયો હતો. અથવા ચમરૂ મંડળે અથવા તેના ભાઈ ગીરધારી મંડળે, ડેકાયટી કરવા ટાણે જે સક્ષે હાજર હતા તેનાં નામ આપ્યાં હતાં, તેઓ, તથા આ ઉચીતઝા ઉપર ડેકાયટી કર્યાની ફરીયાદ કરી હતી તેના સંબંધમાં ઇનસાફના ધોરણ પ્રમાણે ઈનસાફની રીતની તજવીજ થઇ હતી. એવું જોવાને વાસ્તે જે કાગળો અમારી પાસે આવ્યા છે, તેમાંથી કશું એ દેખાતું તથી. જે સક્ષે પ્રથમ ફરીવાદી કરી હોય, તેનો ધારાસર તપાસ કરી, ફરીયાદીને તેનું ખરાપણું સાબીત કરવાની તક આપ્યા વગર, સદરહુ ફરીયાદીને ડી. પી. કો. ની ૨૧૧ મી કલમ પ્રમાણે ઇનસાફ થવાને ખડો કરવાનો વાજબી રસ્તો નથી. એમ આ કોર્ટે વારંવાર કહેલુંછે. મેની ૨૫ મી તારીખના સવારમાં ડેકાયટી કર્યાની મુળ ફરીયાદ કરી હતી. તેનું માજીસ્ટ્રેટને દરજે, કામ કરનાર અધિકારી પાસે સાક્ષીઓ આપીને ખરાપણું સાબીત કરવાની તક ચમરૂમંડળ તથા તેના ભાઇ ગીરધારી મંડળને આપી નહોતી. એ વાત સાવ ઉઘાડીછે. આ પ્રસંગમાં ૧૩ મી જુલાઈને રોજ કરેલો ઠરાવ જે ઉપર કહેવામાં આવી ગયો છે, તેની મતલબ ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૬૮ મી કલમ પ્રમાણે મંજુરી આપ્યાની હોયતો એમ ધારીએ છીએ કે, તે હુકમ યોગ્ય વિચાર કર્યા વગર તથા આવી બાબતોમાં અમલ કરવાનો શું વાજબી રસ્તો છે, તે વિશે આ કોર્ટે વારંવાર નકી કર્યુંછે. તેની વિરૂધ જઇને આપવામાં આવી છે. પરંતુ આ મુકરદમાનો પુરેપુરો વિચાર કર્યા પછી અમોને જણાય છે કે, ૪૬૮ મી કલમના અર્થ પ્રમાણે, આ હુકમ વાજબી રીતે મંજુરી આપ્યાનો ગણાઇ શકાતો નથી. ધારાસર કાંઇ કામ ચાલેલું નથી તથા ૨૧૧ મી કલમ માંહેલો જો કંઈ ગુન્હો થયો હોય તો, તે કોર્ટની રૂબરૂ, તે કોર્ટની સામે થયેલો નથી. પોલીસને કરેલી ફરીયાદના કામમાં ૪૬૮ મી કલમ પ્રમાણે જોઇતી મંજુરીની જરૂર નથી એમ ઠરી ચુકયું છે. અમારે વધુ જણાવવું જોઇએ કે, ૧૩ મી જુલાઈનો આ ઠરાવ ૪૬૮ મી કલમની મંજુરીની મતલબનો હોય તો, તે હુકમ અયોગ્ય રીતે લખેલો છે." ૨૧૧ મી કલમ પ્રમાણે ફરીયાદ માંડવાનો નનુને હુકમ કરવામાં આવે છે. મોરીસીલમાં ફરીયાદી જેવા દરજાના માણસ ઉપર આવો હુકમ કરવાની અસર, એવી થાય છે કે, જીલ્લા માજીસ્ટ્રેટે જે હુકમ તેને આપેલો છે, તે હુકમનો તેણે અમલ કરવો જોઈએ. ૪૬૮ મી કલમમાં જે મંજુરીનું ચીતવન કર્યું છે તે મંજુરી આવી જાતની મંજુરીથી ઘણીજ જુદી છે. કેમકે તેણે તે મંજુરી પ્રમાણે ચાલવું કે નહીં, તે બાબતમાં કોઇ ખાનગી ફરીયાદીની સ્વતંત્ર ક્ષુન ઉપર રહેલું છે. ૩૦ મી અગષ્ટને રોજ એક વધુ આપેલો હુકમ અમારા જોવામાં આવે છે. અને એ હુકમમાં જીલ્લા માજીસ્ટ્રેટે, જીલ્લા પોલીસના સુપ્રીટેંડેન્ટને ફોજદારી માંડવાનું ફરમાન કર્યું છે. આ કામમાં સરકારી પ્રોસીક્યુટરનું કામ ડીસ્ત્રીકટ મેજીસ્ટ્રેટે પોતાના હાથમાં લેવાનું ધાર્યું હોય, અથવા સરકારની વતી, ૨૧૧ મી કલમ માંહેલા ગુન્હાની ફરીયાદ માંડવાની તથા ચલાવવાની ધારણા તેણે રાખી હોય, એમ અમો માનતા નથી. જ્યારે આમ છે, તો અમારો એવો અભીપ્રાય છે કે, જીલ્લાના સુપ્રીટેંડેન્ટે ફોજદારી ફરીયાદ માંડવી જોઇએ. એ વીશેના વધારેના કરેલા હુકમથી જે બંધવાઓ ઉપર ૨૧૧ મી કલમ માંહેલા ગુન્હાની ફરીયાદ કરવા વાસ્તે નનુંને હુકમ થયો હતો, તે બંધવાઓને વધુ નુકશાન થયેલું છે. ડેકાયટીની ફરીયાદનું કામ કોઈ કોર્ટમાં ચાલેલું કામ ન હોવાથી ૪૬૮ મી કલમ માંહે-

ની મંજુરી આપવાની જરૂર નહોતી. તથા આ સઘળું ચાલેલું કામ માત્ર એક પોલીસ અમલદાર પાસે ચાલેલું કામ ગણતાં અમારો એવો અભીપ્રાય થાય છે કે, ૨૧૧ મી કલમના ગુન્હા માટે ફોજદારી માંડવાનો નનુંને મેજીસ્ટ્રેટે હુકમ કર્યો હતો તે હુકમ, તથા ફોજદારી ફરીયાદનું કામ પોતાના હવાલામાં લેવાનો સુપ્રીટેંડેન્ટને જે વધુ હુકમ કર્યો હતો, તે હુકમ હકુમત વગરનો હોવાથી રદ કરવો જોઇએ. ઉગીતઝાએ ખાનગી ફરીયાદ માંડી છે, તે બંધ પડવી જોઇએ. અથવા છેવટ કાંઇ નહીં તો ડેકાયટીની ફરીયાદની ધારાસર તજવીજ થતાં સુધી બંધ રહેવું જોઇએ. એવો હુકમ કરવાની અમારી પાસે અરજ કરવામાં આવી છે. આવા મજમુનો હુકમ કરવાને અમોને અધિકાર હોય, એમ અમો સમજતા નથી. અને ઉગીતઝાને ક્રી. પી. કો.ની ૨૧૧ મી કલમના ગુન્હાનું કામ ચલાવવાની ઈચ્છા હોય તો, તેને અમે અટકાવી શકતા નથી. પરંતુ તેની સાથે અમે કહેવાનું ઉચીત માનીએ છૈએ કે, જો ચમરૂ મંડળ તથા ગીરધારી મંડળ ડેકાયટીની ધારાસર તજવીજ કરાવવા માગતો હોય તો તે ફરીયાદની ધારાસર તજવીજ કરવાની ના પાડવાનો જીલ્લા માજીસ્ટ્રેટને અધિકાર નથી.

## માહારાણી કેસરે હીંદ વી. ભવાનીપ્રસાદ અને એક બીજો.

**કલમ ૨૧૧.**
૧૨
તા૦ ૨૪-૧૨-૮૧
ઈ. ૪ અ. પા.૧૮૨

ખોટી ફરીઆદ કરવાના ગુનાહનું કામ ચલાવવા અગાઉ મુળ ફરીયાદીને તેની ફરીઆદનું ખરાપણું સાબીત કરવામાં તેજ સાક્ષી આપે તેને માજીસ્તરેટે બોલાવવા જોઇએ એવું કાંઇ કાયદાનું બંધન નથી.

ज्यारे कोइ माजीस्त्रेट फोजदारी काम चलाववानी रीतना कायदानी १४७ मी कलम प्रमाणे हरकोइ फरीयाद खोटी करीने कहाडी नांखे, अने खोटी फरीयाद कर्या वास्ते ए फरीयादी उपर एज कायदानी १४७ मी कलम प्रमाणे काम चलाववानुं करे तो, ए काम चलाववा पहेलां फरीयादीने पोतानी फरीयादनुं खरापणुं साबीत करवा सारु तेना साक्षीने रजु करवानी परवानगी आपवाने ते माजीस्त्रेट बंधायो नथी.

ક્રી. પી. કો. ની ૨૧૧ મી કલમના ગુન્હાના અપેલેન્ટ ભવાની પ્રસાદ તથા ગોલીને ગોરખપોરના સેસન જડજે તારીખ ૮ સપ્ટેંબર સને ૧૮૮૧ના રોજ અપરાધી ઠરાવ્યા હતા, તેના ઉપર આ અપીલ કરવામાં આવી હતી.

આ બંને અપેલેન્ટોએ ભેગા થઈને એક શીવ ભીખ તથા બીજા કેટલાક સક્ષો ઉપર સન ૧૮૭૦ ના ઇંડીયન રજીષ્ટ્રેશન એક્ટની ૮૨ મી કલમ પ્રમાણે શીક્ષા થઇ શકે, એવા ગુન્હામાં સબરજીષ્ટ્રાર પાસે ભવાની પ્રસાદનો ખોટો વેશ ધારણ કરવામાં મદદ કર્યાની ફરીયાદ કરી. સદરહુ ફરીયાદના સાચાપણાની, ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૧૪૬ (૨૦૨ મી કલમ પ્રમાણે પોલીસ પાસે સ્થાનીક ચોકશી કરાવીને મેજીસ્ટ્રેટે એ ફરીયાદ લીધી, અને અપેલેન્ટોની જુબાની લીધા પછી, એજ કાયદાની ૧૪૭ મી કલમ પ્રમાણે સદરહુ ફરીયાદ તેણે કાઢી નાંખી. એ ફરીયાદ કાઢી નાંખ્યા બાદ, મેજીસ્ટ્રેટનો એવો અભીપ્રાય થયો કે, શીવ ભીખ અને બીજાઓ ઉપર અપેલેન્ટોએ ખોટી ફરીયાદ

કરી હતી, તેથી તે કામનો તેણે તપાસ કરવા માંડયો. અને અંતે ક્રી. પી. કો. ની ૨૧૧ મી કલમ માંહેલા ગુન્હાને માટે સેસન કોરટમાં ઇનસાફ થવા સારૂ અપેલેન્ટને તેણે કમીટ કર્યા. સેસન કોર્ટે અપેલેન્ટોને એ ગુન્હાના અપરાધી ઠરાવ્યા.

અપેલેન્ટોએ હાઇકોરટમાં અપીલ કરી, અને બીજા વાંધાઓની સાથે અપેલેન્ટ તરફથી એવો વાંધો લેવામાં આવ્યો કે, જે ફરીયાદ કરી હતી તેનું ખરાપણું સાબીત કરવાની તક આપ્યા વગર મેજીસ્ટ્રેટે અપેલેન્ટોને સેસન કોરટમાં ઇનસાફ થવા કમીટ કર્યા, તે તેણે વાજબી કર્યું નથી.

## અપેલેન્ટો તરફથી સીમીયન સાહેબ.

## સરકાર તરફથી બાબુ દ્વારકાંનાથ.

## જસ્ટીસ ઓલ્ડફીલ્ડનો ઠરાવઃ—

ક્રી. પી. કો. ૨૧૧ મી કલમ માંહેલા ગુન્હાનું તહોમત કેદીયો વિરૂદ્ધ ચોખી રીતે સાબીત થયું છે, પણ એવો વાંધો લેવામાં આવ્યો છે કે, જે ફરીયાદ તેઓએ કરી હતી તેનું ખરાપણું સાબીત કરવાની તક આપ્યા વગર મેજીસ્ટ્રેટે તેઓનો ઇનસાફ થવા સારૂ કમીટ કર્યા, માટે સજાનો ઠરાવ રદ કરવો જોઇએ.

મને જણાય છે કે, અપેલેન્ટોને તેઓની ફરીયાદના સંબંધમાં મેજીસ્ટ્રેટે તપાસ્યા હતા, તથા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૧૪૬ તથા ૧૪૭ મી કલમો પ્રમાણે પોલીસ પાસે તેની તજવીજ કરાવ્યા પછી, મેજીસ્ટ્રેટે તેઓની ફરીયાદ કાઢી નાંખી હતી. અને એજ કાયદાની ૪૭૧ મી કલમ પ્રમાણે તેણે થોડી ઘણી પ્રથમની તજવીજ કર્યા પછી ક્રી. પી. કો. ની ૨૧૧ મી કલમ માંહેલું તોહોમત રાખી, બંધવાઓને સેસન કમીટ કર્યા હતા. મેજીસ્ટ્રેટની ચલાવેલી રીતમાં કાંઇ ગેર વાજબી થયાનું દેખાતું નથી. અને ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૪૭૧ મી કલમ પ્રમાણે જે ઈલાજો મેજીસ્ટ્રેટને લેવા વાજબી જણાય, તે લીધા પહેલાં ફરીયાદીને પોતાની ફરીયાદના ખરાપણાની સાબીતીની તક આપવી જોઇએ, એવું એ કાયદામાં કાંઇ હોય એમ જણાતું નથી. અયોગ્યપણાને, અથવા અન્યમીતપણાને લીધે કમીટમેંટ અને કરેલો ઇનસાફ વાંધાવાળો છે, અથવા તે રદ કરવો જોઇએ, એમ માહારી નજરમાં આવતું નથી. કદી ઘડીભર માનીએ કે, મેજીસ્ટ્રેટે લીધેલો રસ્તો અન્યમીત હતો, તોપણ ગુન્હાનો ઠરાવ રદ કરવા પહેલાં, બંધવાઓએ બતાવવું જોઇએ કે, અમોને અમારો બચાવ કરવામાં નુકશાન થયું છે; પરંતુ તે માંહેલું તેઓએ કાંઇ બતાવ્યુ નથી. જ્યારે તેઓનો સેસન કોરટમાં ઇનસાફ થયો, ત્યારે પોતાની મુળ ફરીયાદનું ખરાપણું સાબીત કરવા સારુ તેઓને જોઇએ તેટલી તક મળી હતી. અને એ ફરીયાદના પુરવામાં મેજીસ્ટ્રેટની કોરટમાં તેઓને પુરાવો રજુ કરવાની તક નહોતી મળી, એથી કરી સેસન કોરટ પાસે તે વાત સાબીત કરવાનો તેઓને પ્રતીબંધ થયો નહોતો. આ મારા મતને આ અદાલતના માહારાણી કેસરેહીંદ. વિ. અબદુલ હુસેન (૧ અ. ૪૯૭) તથા રાણી વિ. સુભાના ગૌંદન (૧ મ. હા. રી. ૩૦)ના ઠરાવથી પુષ્ટી મળેછે.

## માહારાણી કેસરે હીંદ વી. રાધાકીસન અને એક બીજો.

કલમ ૨૧૧.

૧૩

તા૦ ૫—૭—૮૨

ઈ. ૫ અ. પા. ૩૬

કોઈ ગુનાહની કોઈ માણસ ફરીઆદ કરે તો તે ફરીઆદ ખોટી છે એવું ઠરાવીને તેના ઉપર આ કલમ માંહેલા ગુનાહનું તહોમત મુકવા અગાઉ તેની મુળ ફરીઆદનું ખરાપણું સાબીત કરવાની તેને તક આપવી જોઈએ.

क. ए पोलीसना थाणामां जइने खबर आपी के, कोइ एक र. ए एक चोकस गुन्हो करेलो छे. जे माजीस्त्रेटने ए गुन्हानो अधिकार हतो, तेना तरफ पोलीसे रीपोर्ट करी वाळयो के, अमारा विचार प्रमाणे ते गुन्हो साबित थतो नथी. ते उपरथी ते माजीस्त्रेटे केश काढी नांखवानो हुकम कर्यो. त्यारबाद एज माजीस्त्रेट पासे र. उपर एज गुन्हानो फरीयाद करी, अने पोलीसनो रीपोर्ट ध्यानमां राखीने, सदरहु माजीस्त्रेटे ते फरीयाद नामंजुर करी. त्यारबाद पोलीस सतावाळानी मंजुरी लइने र. ए क. उपर पोलीसथाणे खोटी खबर आप्या बाबतमां पी. को. नी. १८२ मी कलमना गुन्हानी फोजदारी फरीयाद मांडी.

ठराव्युं के:—क. उपर काम चलाववा अगाउ सदरहु माजीस्त्रेटे पोते क. नी फरीयाद हाथमां लइने तेनो पुरेपुरो तपास करवो जोइतो हतो. अने तेनी फरीयाद ना संघरवा बाबतमां पोलीसे रीपोर्ट कर्यो हतो एटला कारणसर कायदाथी जे काम तेने करवानुं छे, तेनो तेणे अनादर करवो जोइतो नहोतो. सरकार वि. करीमदाद (६ क. ४९६ नो मुकरदमो मंजुर करवामां आव्यो.

वळी ठराव्युं के.—र. ना कहेवा उपरथी ही. पी. को. नी १८२ मी कलमना गुन्हानी फरीयाद संघरवानो सदरहु माजीस्त्रेटने अधिकार नहोतो, तेथी मजकुर कलमना गुन्हानो क. ने अपराधी ठराव्यो छे, ते ठराव कायदा विरुद्ध छे. वळी सने १८७२ ना दसमा आकटनी ४६७ मी कलममां कहयुं छे ते प्रमाणे कोइ सरकारी नोकर अथवा ए सरकारी नोकरना उपरीनी सामे गुन्हो करवामां आव्यो होय, तेनेज १८२ मी कलम मांहेली गुन्हानी मांडेली फरीयाद तथा ते कलमनुं लागुथवापणुं नकी कर्युं छे. परंतु खानगी सक्षेना कहेवा उपरथी ए कलममां ठरावला नीयमोनो अमल करवानो इरादो राख्यो नथी. वळी क नी फरीयाद जो खोटी हती तो, तेनो करेलो गुन्हो र विरुद्ध हतो. पण जे सरकारी नोकरनी पासे तेणे फरीयाद करी हती, ते सरकारी नोकरनी सामे नहोतो, अने तेथी तेणे करेला गुन्हानो समास ही. पी. को. नी २११ मी कलममां थाय छे.

वळी हुकम कर्यो के, क. नी करेली फरीयादनो तपास थवो जोइए.

આ મુકરદમો આગ્રાના સેસન જડજે સને ૧૮૭૨ ના ૧૦ આકટની ૨૯૬ (૪૩૮) મી કલમ મુજબ હુકમ થવા સારૂ હાઇકોર્ટ તરફ લખી મોકલ્યો હતો. એ કામમાંથી જણાય છે કે, કોઇ એક રાધાકીસને પોલીસ થાણાવાળા પાસે ફરીયાદ કરી કે, કોઈ એક રૂપરામ તથા કોઇ એક નંદલાલ જે માહારાં ઢોર મે માહારી કોહડમાં બાંધ્યાં હતાં, તે ઢોર ચોરી લઈ ગયા છે. જે મેજીસ્ત્રેટ પાસે આ કામનો પોલીસ તરફથી રીપોર્ટ આવ્યો, તેણે તે રીપોર્ટ નીચે એવો શેરો કર્યો કે, રૂપરામ તથા નંદલાલ ઉપર મુકેલા વાંકનો ગુન્હો પોલીસના માનવા પ્રમાણે સાબીત થતો નથી. માટે તે કેશ પોલીસે કહાડી નાંખવો. તારીખ ૪-૨-૮૨ ને રોજ રાધાકીસને આ બાબતની એક પેહેલા વર્ગના માજીસ્ત્રેટ પાસે ફરીયાદ કરી. એ ફરીયાદ અરજીમાં તેણે નીચે પ્રમાણે લખ્યું હતું. "પોલીસનો દરોગો ગામમાં આવીને પેલા બંધવાને ઘેર ગયો. તજવીજ કર્યા પછી તેણે બંધવાઓને પકડી લઇને તેઓને થાણા ઉપર લઇ ગયો. પણ પછવાડેથી છોડી મુકીને, તેણે અરજદારને કહ્યું કે હું આ કામનો ફરીને તપાસ કરીશ, પરંતુ હજી સુધી તેણે તપાસ કર્યો નથી. તેમ આ કામના બંધવાઓનું તેણે ચલણ પણ લખ્યું નથી. અરજદારને ખબર મળી છે કે, આ અદાલત તરફ કાંઈ રીપોર્ટ પોલીસ તરફથી આવ્યો છે. અને કોર્ટને અરજદાર અરજ કરે છે કે આ કામનો તપાસ થવો જોઇએ."

આ ફરીયાદના સંબંધમાં કાંઇ પણ કામ ચાલ્યું નહીં, પરંતુ તે ફરીયાદ પછવાડેથી રાધાકીસન ઉપર, રૂપરામે માંડેલી ફરીયાદીના કામની ફાઇલમાં રાખી, આ રાધાકીસન ઉપર શું ફોજદારી મંડાણી હતી તે હવે તુરત કહેવામાં આવશે: તારીખ ૭-૨-૮૨ ને રોજ પોલીસ સુપ્રીટેંડેંન્ટને રૂપરામે અરજ કરી કે, રાધાકીસન ઉપર તથા કોઇ એક ચોકીદાર મયારામ ઉપર ક્રી. પી. કો. ની ૧૮૨ તથા ૨૧૧ મી કલમ માંહેલા ગુન્હાઓનું કામ ચલાવવું જોઇએ. સદરહુ મયારામે આ ગુન્હો કરવામાં રાધાકીસનને મદદ આપી હતી, તેથી તેના ઉપર પણ કામ ચલાવવાની મંજુરી માગી હથી. એ મંજુરી મળવા ઉપરથી તારીખ ૧૧-૨-૮૨ ને રોજ રૂપરાંમે પેહેલા, પે. વ. ના માજીસ્ત્રેટ પાસે રાધાકીસન તથા મયારામ ઉપર ક્રી. પી. કો. ની ૧૮૨ તથા ૨૧૧ મી કલમોના ગુન્હાનાં તહોમતો મુકીને ફરીયાદ કરી. તેજ રોજ તેજ મેજીસ્ત્રેટ પાસે રાધાકીસને બીજી ફરીયાદ દાખલ કરી. અને તેમાં તેણે રૂપરામ તથા નંદલાલ ઉપર ઢોર ચોરી ગયાનું તહોમત રાખી અરજ કરી કે, સદરહુ તહોમતનો તપાસ થવો જોઇએ. સદરહુ મેજીસ્ત્રેટે તારીખ ૨૭ મી ફેબરૂઆરીને રોજ શેરો કરીને આ ફરીયાદ કાઢી નાંખી. અને તે એવાકારણથી કે, તારીખ ૨૯-૧-૮૨ ને રોજ આ કામ કહાડી નાંખવાનો હુકમ થઈ ગયો છે. તથા ફરીયાદી ઉપર કામ ચલાવવાની મંજુરી મેળવી છે. માટે આ ફરીયાદની બાબતમાં કંઇ વધુ કરવા પણું રહેતું નથી. ત્યારબાદ સદરહુ મેજીસ્ત્રેટે રાધાકીસન તથા મયારામનો ક્રી. પી. કો. ની ૧૮૨ મી કલમના ગુન્હા વાસ્તે સંક્ષેપ રીતે ઇનસાફ કરીને, મજકુર ગુન્હાના તા: ૧૧ ૪-૮૨ના રોજ અપરાધી ઠરાવ્યા. રાધાકીશન તથા મયારામની અરજી ઉપરથી, સેસન જડજે આ કામનું દફતર મંગાવી જોયું. અને નીચેનાં કારણો આપીને તેણે અભીપ્રાય આપ્યો કે, મેજીસ્ત્રેટનું ચલાવેલું કામ કાયદા વિરૂદ્ધ છે.

"રાણી વિ. હરીરામ (અ. હા. રી. ૧૯૪) સને ૧૮૭૧ નો) ના ફેસલામાં સાફ રીતે

ઠરાવ્યું છે કે, પી. કો. ની ૧૮૨ મી કલમનો ગુન્હો કોઇ સરકારી નોકર સામે કરવો જોઈએ, પણ જે માણસ ઉપર ફરીયાદ કરી છે, તેની સામેનો તે ગુન્હો નથી. રાધા કીશને જે હકીકત જાહેર કરી, તે હકીકત ખોટી હોય તો તેનો કરેલો ગુન્હો, ૨૧૧ મી કલમ માંહેલો છે. અને તે નંદલાલ તથા રૂપરામ વિરૂદ્ધ કરેલો છે. પણ ૧૮૨ મી કલમ માંહેલો તે ગુન્હો નથી. ચોકીદાર મયારામે કાંઈ ગુન્હો કર્યો હોય, એમ જણાતું નથી અલબતે તે રાધા કીશન સાથે થાણામાં ગયો હતો ખરો, તોપણ તેણે કાંઇ ખબર આપી નહોતી. અને પોલીસ તે જગ્યા ઉપર ગઇ ત્યાં સુધી તે ખબરના સંબંધમાં, તેણે કોઇ રીતની કાંઇ હકીકત કહી નથી. ૨૧૧ મી કલમ પ્રમાણે નહીં, પરંતુ ૧૮૨ મી કલમ પ્રમાણે અપેલેન્ટનો ઇનસાફ થવામાં, તેઓને નુકશાન થયું છે; તેમાં કશોએ શક નથી. કેમકે જો ૨૧૧ મી કલમના ગુન્હાનો ઇનસાફ કર્યો હતતો, સંક્ષેપ રીતે તે ઈનસાફ થાત નહીં. અને પુરાવો પણ સવીસ્તર નોંધી લેવામાં આવત. વળી પોતાની ફરીયાદનું સાચાપણું સાબીત કરવાની તક, રાધાકીશનને બીલકુલ અપાણી નથી. તેણે તારીખ ૪ ૨--૮૨ને રોજ આ કામની અરજી કરી હતી પરંતુ તે અરજી પોતાના મયારામ ઉપરના કામમાં, છેવટ ફાઇલ કરેલી છે અને તેની અરજી પ્રમાણે કાંઇપણ તપાસ થયો નથી. આજ મુદાની બાબત ઉપર કલકત્તા હાઇકોર્ટે એક ફેસલો કર્યોછે. (૬૬.૪૯૬) અને તેમાં ચીફ જસ્ટીસ ગાર્થ તથા જસ્ટીસ ફીલ્ડે ઠરાવ્યું છે કે,—કોઇ માણસનો ૨૧૧ મી કલમના ગુન્હાનો ઇનસાફ કરવા પહેલાં, તેને તેણે કરેલી ફરીયાદનું સાચાપણું સાબીત કરવાની તક જો તે માગેતો આપવી જોઇએ. તથા પોલીસ પાસે નહીં, લેકીન કોઇ માજીસ્ટ્રેટ પાસે, પોતાની ફરીયાદ સ્થાપીત કરવા સારૂ તેને પરવાનગી મળવી જોઇએ. એકંદર રીતે જોતાં, મારો અભીપ્રાય એવો છે કે, આ કામની કાયદાની ખરી બારીકી મેજીસ્ટ્રેટના મનમાં આવી નથી. અને હું ધારૂં છઊં કે, તેનો કરેલો ઠરાવ, નીતી તથા કાયદાથી ઉલટો છે."

### જસ્ટીસ સ્ટ્રેટનો ઠરાવઃ—

મ્હારો પણ સાફ રીતે એવો અભીપ્રાયછે કે, સેસન જડજે અમારા ઉપર લખી મોકલેલા પત્રમાં જે વાંધા બતાવ્યાછે, તેવા વાંધાવાળો મેજીસ્ટ્રેટનો કરેલો ઠરાવ છે. અને તેથી રાધાકીસન મયારામને, જે ગુન્હાના અપરાધી ઠરાવ્યા છે અને તેમાંથી તેને છોડી મુકવા જોઈએ. પુરાવાની ખાંમીને લીધે પોલીસ તરફથી કંઇ હકીકત આવી નહી, એટલાજ કારણથી રાધાકીશનની ફરીયાદ અરજી દુર કરવાનો ડેપ્યુટી મેજીસ્ટ્રેટે હુકમ કરવો જોઇતો નહોતો. પરંતુ નંદલાલ અને રૂપરામની વિરૂદ્ધ કાંઇ હુકમ કાઢવો જોઇએ કે નહીં તે નકી કરવા સારૂ તેણે પોતેજ તપાસ કરવો જોઈતો હતો. તારીખ ૨૧-૧-૮૨ની રાધાકીશનની અરજીની બાબતમાં કંઇપણ ઇલાજ લેવાની પોલીસ તરફથી ના પાડયા પછી વધુ ઈલાજ લેવામાં દુર રહીને તકરારી બાબત પડતી મુકી દીધાનું તેણે દરસાવી આપ્યું હતતો હી. પી. કો. ની ૨૧૧ મી કલમ પ્રમાણે ખોટી ફરીયાદ કર્યા વાસ્તે ફોજદારી માંડી હત, તો તે વાજબી હતું. પરંતુ ચોથી અને તેને પછવાડે ૧૧ મી ફેબરૂઆરીને રોજ તેણે જ્યારે અરજીઓ કરી, ત્યારે તે ઉપરથી નંદલાલ અને રૂપરામ ઉપરની ફરીયાદનું કામ ચલાવવાનો તથા તેમાં મંડયા રહેવાનો તેનો ઇરાદો જણાઇ આવ્યો હતો. તો પછી સદરહુ મેજીસ્ટ્રેટે પોતે અરજદારની ફરીયાદ હાથમાં લઇને તેનો પુરેપુરો તપાસ કરવો જોઇતો હતો. તથા ફરીયાદ ન સ-

ધરવા સારૂ પોલીસે રીપોર્ટ કર્યો હતો, એટલાજ ઉપરથી જે કામ કાયદાએ, તેને સોપ્યુંછે, તેનો તેણે અનાદર કરવો જોતો નોહોતો. પોલીસનું કામ એક વસ્તુ છે, અને મેજીસ્ટ્રેટનું કામ બીજી વસ્તુ છે, અને એક બીજાના કામમાં વાજબી રીતે કોઇએ ધુસવું જોઇએ નહીં. આ મુકરદમા જેવો કરીમ દાદ (૬. ક. ૪૮૬)નો મુકરદમો ને તેમાં ચિફ્ જસ્ટીસ આર્થ તથા જસ્ટીસ ફીલ્ડે જે વીચારો આપ્યા છે તેને હું પુરેપુરો મળતો આવું છુ.

રાધાકીસન અને મયારામ ઉપરની ફરીયાદના કામમાં મેજીસ્ટ્રેટે જે રીત ચલાવી છે. તે રીતની સામે દેખીતો વાંધો એ છે કે, રૂપરામના કહેવા ઉપરથી પી. કો. ની ૧૮૨ મી કલમના ગુન્હાની ફરીયાદ સંધરવાનો તેને અધિકાર નથી. ૧૮૨ મી કલમ માંહેલા ગુન્હાઓની ફોજદારી માંડવી, અને એ કલમને લાગુ પાડવી, એની મરીયાદા જે સરકારી નોકરની સામે અથવા તેના સરકારી કામના ઉપરીની સામે ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૪૬૭ મી કલમમાં કહ્યું છે, તે પ્રમાણે તેવા સરકારી નોકર સુધી રાખીછે, અને ખાનગી શહસ્થોના કહેવા ઉપરથી, આ કલમોમાં કહેલું છે, તે પ્રમાણે અમલ કરવાનો ઇરાદો રાખ્યો નથી. કેમકે રાધાકીસનની કરેલી ફરીયાદ, જો ખોટી હતી તો, તેનો ગુન્હો રૂપરામ સામે હતો. અને જે સરકારી નોકરની પાસે તેણે ફરીયાદ કરી, તે સરકારી નોકર સામેનો નહોતો, અને તેથી તે એ ગુન્હો હી. પી. કો. ની ૨૧૧ મી કલમ પ્રમાણે થાય છે. ગયા એપ્રીલની ૨૧ મી તારીખના રોજ મેજીસ્ટ્રેટે જે હુકમ કર્યો છે. તે રદ કરીને તેમાં કરેલી સજા પણ રદ કરવામાં આવે છે. વળી વીશેશ ઠરાવવામાં આવે છે કે, રાધાકીસને ફેબ્રુઆરીની ચોથી તથા અગીયારમી તારીખે, કરેલી ફરીયાદની આગ્નાના માજીસ્ટ્રેટે ધારાસર તજવીજ કરવી, અને યોગ્ય લાગે તે પ્રમાણે તે ફરીયાદોનો નીકાલ કરવો. કામ ચલાવવા જેટલું પુરતું કારણ નથી. એવું તેને નીરાકરણ કરવું પડે તો, તેણે સદરહુ ફરીયાદ કાઢી નાંખવી. અને રૂપરામ ઉપર ખોટી ફરીયાદ કરવાનો પુરાવો જો કાંઇ હોયતો, રાધાકીશન તથા મયારામનો ૨૧૧ મી કલમના ગુન્હા માટે ઇનસાફ કરવાની, જો યોગ્ય લાગેતો મંજુરી આપવી. અલબતે એ ફોજદારી કામ બીજા માજીસ્ટ્રેટને ચલાવવું પડશે. અને બંધવાને સેસન કમીટ કરવો, કે તેને અપરાધી ઠરાવવો, કે તેને નીરઅપરાધી ઠરાવવો, એ પણ એજ માજીસ્ટ્રેટ નક્કી કરશે, આ કામનું છેવટ થઈ રહ્યા પછી, તેના સઘળા કાગળીયાઓ, કોર્ટને જોવા સારૂ મોકલી દેવા.

## કેસરે હિંદ. વિ. અરજણ.

**કલમ ૨૧૧.**

१४

ત૦ ૨-૧૧-૮૨
ઇ. ૭ મું પા. ૧૮૪

કોઈ સક્ષ કોઈ નું નામ પાડીને તેને હેરાન કરવાના ઈરાદાથી ખોટી ફરીઆદ કરે તો તે ગુનોહ ૧૮૨ મી કલમ માંહેલો નહીં પણ આ કલમ માંહેલો ગુનોહ છે.

कोइ सक्ष नाम पाडीने फरीयाद करे के, कोइ बीजा जणे कांइ गुन्हो करेलो छे; ते फरयाद पेला बीजा सक्षने दुःख देवाना हतुथी खोटी रीते करी होय, तो ते फरीयाद करनार १८२ मी कलम मुजब नहीं पण २११ मी कलम मुजब गुन्हेगार थाय छे.

ખાનદેશ જીલ્લામાં ચોપડાના મુખ્ય કોન્સ્ટેબલને આ કામના તહોમતવાળાએ ખોટી ફરીયાદ કરી કે, માહારી પાસેથી ગણુપત બીન ગંગારામે રૂપૈયા ૧૫૦) લુંટી લીધા, ને તે ખોટી ફરીયાદ કરવામાં તેનો હેતુ એ મુખ્ય કોન્સ્ટેબલ પાસે તેની કાયદેસર સત્તા વપરાવી, સદરહુ ગણુપતને હેરાન કરવાનો હતો. આવી ખોટી ફરીયાદ કર્યાનો તહોમતવાળો અપરાધી ઠર્યો હતો. ઇનસાફ કરનાર માજીસ્ટ્રેટનો એવો અભીપ્રાય થયો કે, તહોમતવાળાનું આ કૃત્ય પીનલકોડની ૧૮૨ મી કીંવા ૨૧૧ મી કલમમાં આવી શકે તેવું છે. અને તેથી તેણે તહોમતવાળાને ૧૮૨ મી કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવી રૂપૈયા ૧૦) નો દંડ કર્યો. અને જો એ દંડ ન આપે તો એક અઠવાડીયા સુધી આસાન કેદની સજા કરી. આવો ઠરાવ કરવામાં ભક્તિરામ વિરૂદ્ધ હીરા કોલીટાના (પ. ક. ૧૮૪) મુકરદમાની તેણે શાદત આપી છે.

ફોજદારી ક્યાલંડર તપાસ્યા ઉપરથી ચાલેલું કામ તથા તેનું દફતર હાઇકોર્ટે મગાવી લીધું.

## તહોમતવાળા કે સરકાર તરફથી કોઇ હાજર નહતું.

## જસ્ટીસ પીનીનો ઠરાવ.

અમે ગુન્હાનો તથા સજાનો ઠરાવ રદ કરીએ છીએ. અને હુકમ કરીએ છીએ કે, પીનલકોડની ૨૧૧ મી કલમ પ્રમાણે શીક્ષા થઈ શકે, એવા ગુન્હાને વાસ્તે આ તહોમતવાળાનો ઇનસાફ કરવો જોઇએ. ચીફ કાન્સ્ટેબલને, તહોમતવાળાએ મભમ રીતે લુટયાની ફરીયાદ નહોતી કરી પણ ગણુપતે લુટયો હતો, એવી વીગતથી તેણે ફરીયાદ કરી હતી.

**ટીકા**—જસ્ટીસ મેલવીલ તથા વેસ્ટ સાહેબે સને ૧૮૭૩ ના એપ્રીલની ૨૪ મી તારીખે રાણી વિરૂદ્ધ ગોપાળ ભીખાજીના કામમાં પીનલકોડની કલમ ૧૮૨ પ્રમાણે નીચે લખેલો ઠરાવ કર્યો છે.

એક સક્ષે પોલીસને ખોટી અરજી કરી, એક બીજા સક્ષે ગુન્હો કર્યાનો મહે શક છે. માટે તેનો તપાસ થવો જોઈએ. આવી જાતની ફરીયાદ પીનલકોડની ૨૧૧ મી કલમના અર્થ પ્રમાણે ફોજદારી કામ ચલાવવાનો આરંભ કર્યા બરોબર નથી.

બીજા પુરૂષને હેરાન કરવાના ઇરાદાથી, કોઇ સરકારી નોકરને ખોટી ખબર આપી, તેને પોતાની સરકારી કાયદેસર સત્તા વાપરવાને જાગૃત કરવાના ગુન્હાનું હી. પી. કો. ની ૧૮૨ મી કલમ પ્રમાણે અરજદાર ઉપર તહોમત રાખવું જોઇએ.

## માહારાણી કેસરે હીંદ વી. પારાડ.

કલમ ૨૧૧.

૧૫
તા૦ ૨૫–૫–૮૩
ઈ.૫ એ. પા. ૫૯૮

હી. પી. કો.ની ૨૧૧ મી કલમના છેલા ભાગમાં જે જાતની શિક્ષા કરવા લાયક ગુનાહનું વરણન કરયું છે તેવા પ્રકારના ગુનાહની ખોટી ફરીઆદ ન કરી હે, ય પણ બીજા ગુનાહને માટે ખોટી ફરીઆદ કરી હોય તો ૨૧૧ મી કલમના પ્રથમ ભાગ પ્રમાણે ખોટી ફરીઆદ કરયાના ગુનાહ વાસ્તે સજા કરવી જોઇએ.

**ही. पी. को. नी २११ मी कलमना छेला भागमां जे जातनी शीक्षा करवा लायक गुन्हानुं वर्णन कर्युं छे, तेवा प्रकारना गुन्हानी खोटी फरीआद न करी होय, पण बीजा गुन्हाने माटे खोटी फरीयाद करी होय, तो २११मी कलमना प्रथम भाग प्रमाणे खोटी फरीआद कर्याना गुन्हा वास्ते सजा करवी जोइए.**

હી. પી. કો. ની ૨૧૧ મી કલમના ગુન્હાનો અપેલેન્ટને અપરાધી ઠરાવી ગોરખપુરના સેસન જડજે તેને ૭ વરસની સમુદ્રપારની સજા તારીખ ૧૯-૨-૮૩ને રોજ કરી હતી, તેના ઉપરની આ અપીલ છે.

કોઇ એક ઊદીત નારાયણને હેરાન કરવાના ઇરાદાથી ફરીયાદ કરવાનું વાજબી કારણ નહીં હોવાનું જાણ્યા છતાં, એ ઉદીત નારાયણે ખુન કર્યું છે, એવું તેના ઉપર ખોટું તોહોમત મૂક્યાનું અપેલેન્ટ ઉપર તોહોમત આવ્યું હતું. એમ જણાયું છે કે, આ અપેલેન્ટે જીલ્લાના પોલીસ સુપ્રીટેન્ડેન્ટને અરજી આપી, તેમાં તેણે લખ્યું કે, એક ભારે ગુન્હો કરવામાં આવ્યો છે, અને તેના સંબંધમાં મને થોડી બાતમી મળી છે, એ અરજી આવ્યા બાદ ઊદીત નારાયણ ઉપર ખુનનું તોહોમત મૂકવા જેવી પોલીસ પાસે તેણે જુબાની આપી, પોલીસે જ્યારે તપાસ કર્યો ત્યારે તેને માલુમ પડ્યું કે, કરેલી ફરીયાદ ખોટી છે, અને ત્યારબાદ જે ગુન્હાનો અપેલેન્ટને અપરાધી ઠરાવ્યો છે, તે ગુન્હાનું તેના ઉપર તોહોમત મુકી ફોજદારી મંડાણી હતી.

**અપેલેન્ટ તરફથી કોઇ હાજર હતું નહીં.**

**જસ્ટીસ ઓલ્ડફીલ્ડનો ઠરાવઃ—**

કામમાં પડેલા પુરાવા ઉપરથી બંધવાના અપરાધ વીશેનો કંઈ શક રહેતો નથી; પરંતુ સાત અથવા તેથી વધુ વરસની કેદની, કીંવા જીવતાં સુધી સમુદ્રપારની, અથવા મોતની શીક્ષા થઇ શકે, એવા ગુન્હાની ખોટી ફરીયાદ કર્યા ઉપરથી ફોજદારી મંડાણી હતી, એમ અમોને જણાતું નથી. અને તેથી આ કોરટના જડજોએ ઘણાક ઠરાવો કર્યા છે, અને જે ઠરાવને હું મળતો આવું છઊં, (માહારાણી કેસરેહીંદ. વિ. પીતમરાય ૫ અ. ૨૧૫) તે ઠરાવોને અનુસરીને કહું છઊં કે, બંધવો માત્ર હી. પી. કો. ૨૧૧ મી કલમના પ્રથમ ભાગના ગુન્હાને માટે સજાને પાત્ર થાય છે. તેથી તેને કરેલી સજામાં ફેરફાર કરી, તેને બે વરસની સખત કેદની, તથા ૫૦ રૂપીયા દંડની, અને દંડ ન આપે તો બીજા ૬ માસની સખત કેદની સજા કરૂં છઊં.

## ગૌરીસહાયની અરજીની બાબતમાં.

કલમ ૨૧૧.

૧૬
તા. ૨૩-૧૧-૮૩
ઈ. ૬ અ. પા. ૧૧૪

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૧૯૫ મી કલમ પ્રમાણે આ કલમ માંહેલા ગુનાહની ફોજદારી માંડવાની મંજૂરી માગી એટલે આપવીજ જોઇએ એમ સમજવાનું નથી.

हीं. पी. को. नी २११ मी कलम प्रमाणे खोटी फरीयाद कर्यानुं फोजदारी काम चलाववानी मंजुरी १९५ मी कलम प्रमाणे मागी, एटले आपवीज जोइए एम कांइ नथी. परंतु ज्यारे फरीयादी अदालतने एवी खात्री करे के, इनसाफनुं हीत विचारतां फोजदारी मांडवानी जरुर छे तथा बंधवा विरुद्ध उपर उपरथी जोतां काम चलाववानां मजबुत कारणो छे त्यारेज मात्र तेवी मंजुरी आपवी जोइए.

एक स. नामना सक्षनो कोइ गुन्हा माटे सेसन कोर्टमां इनसाफ थतां तेमां ते नीरदोष ठर्यो. त्यारबाद तेणे तेना उपर फोजदारी मंडा-

चला कामना संबंधमां तेणे हीं. पी. को. नी २११ मी कलमना गुन्हामां मदद कर्या वास्ते ग. उपर काम चलाववाने परवानगी मळवानी पुज कोर्टने अरज करी. अने सेसन जडजे माग्या प्रमाणे मंजुरी आपी तथा पेलो फोजदारी मुकरदमो चाल्यो. ते मुकरदमाना दफतर उपरथी कीवा जडजना रोज काम उपरथी कोइ प्रकारे मालम पडतुं नथी के, कये आधारे पोताना उपरना कोइ गुन्हानी फरीयादमां ग. उपर स. ए मदद कर्यानुं तहोमत राख्युं हशे. अथवा शा कारणोथी जडजे मागेली मंजुरी आपी हशे, तय जडजे मंजुरी आपी, तेनी पहेलां तेणे स. नी जुबानी लीधाथी, अथवा बीजी तपास करवाथी पोताने खात्री करी लेवी जोइए के, ग. उपर तहोमत मुकवामां स. पासे पुरतां कारणो छे के नहीं. तथा खोटी फरीयाद करवामां मदद करवाना संबंधमां ग. उपर शक लाववां जेटला उपरथी पाकां कारणो छे के नहीं.

શાહારાનપોરના સેસન જડજે ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૧૯૫ મી કલમ પ્રમાણે એક ગૌરી સહાય નામના સક્ષ ઉપર ફોજદારી કામ ચલાવવાની મંજુરી આપ્યાનો ઠરાવ કર્યો હતો. તે ઠરાવ જોઇને સુધારવા સારૂ આ અરજી કરવામાં આવી હતી. એક સોહનલાલ નામના સક્ષને ઇનસાફ સેસન જડજ પાસે બળાતકાર સંભોગના ગુન્હા માટે ચાલી, તેને બચાવ કરવાનું ફરમાવ્યા પેહેલાં નીરદોષ કરી છોડી મુકયો હતો. ત્યારબાદ ખોટી ફરીયાદ કરનાર પેલી ઓરત ઉપર ફોજદારી કામ ચલાવવાની સેસન જડજ પાસે તે સોહનલાલે મંજુરી મળવાની અરજી કરી. આ અરજીમાં તેણે લખ્યું કે, એક ગૌરી સહાયની ઉશકેરણીથી આ ખોટી ફરીયાદ કરવામાં આવી હતી. માટે ૨૧૧ મી કલમના ગુન્હામાં મદદ કર્યા સારૂ ગૌરી સહાય ઉપર પણ કામ ચલાવવાની પરવાનગી મળવી જોઇએ. જ્યારે સેસન જડજે આ મંજુરી આપી, ત્યારે પોતાના સંબંધમાં આપેલી મંજુરી રદ કરવા સારૂ હાઇકોરટને અરજી કરી. અને એ અરજીમાં તેણે એવાં કારણો લખ્યાં કે. (૧) સોહનલાલ ઉપર મુકેલા તહોમતના સંબંધમાં મારે કોઈ રીતની નીસબત હતી, એવો પુરાવો નથી.

(૨) મારો બચાવ સાંભળ્યા વગર તથા કાંઇ તજવીજ કર્યા વગર મંજુરી મળી છે.

**અરજદાર તરફથી કોલવીન સાહેબ.**
**તથા શાઅસદ અલી હાજર હતા.**
**જસ્ટીસ ઓલ્ડફીલ્ડનો ઠરાવઃ—**

રાણી વીરૂદ્ધ સોહનલાલના કામના દફતરમાંથી, અથવા સેસન જડજના રોજ કામમાંથી કોઈ પ્રકારે માલુમ પડતું નથી કે, કયે આધારે પોતાના ઉપર બળાત્કારે સંભોગની

ફરીયાદમાં ગૌરી સહાય ઉપર સોહનલાલે મદદ કર્યાનું તહોમત રાખ્યું હશે અથવા શા કારણોથી ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૧૯૫ મી કલમ અનુસાર ગૌરી સહાય ઉપર ફોજદારી કામ ચલાવવાની મંજુરી સેસન જડજે આપી હશે. ગૌરી સહાય ઉપર ફોજદારી માંડવાની મંજુરી જડજે આપી તેની પેહેલાં તેણે સોહનલાલની જુબાની લઇને, અથવા બીજી રીતે ખાત્રી કરવી જોઈતી હતી કે, એ સોહનલાલને ગૌરી સહાય ઉપર તહોમત મુકવા જેટલાં કારણો છે કે નહીં? તથા ખોટી ફરીયાદ કરવામાં ગૌરી સહાય ઉપર શક લાવવા જેટલાં મજબુત કારણો છે કે નહી?

ઈી. પી. કો. ની ૨૧૧ મી કલમ પ્રમાણે ખોટી ફરીઆદ કર્યાનું ફોજદારી કામ ચલાવવાની મંજુરી ૧૯૫ મી કલમ પ્રમાણે માગી એટલે આપવીજ જોઈએ. એમ કાંઇ નથી. પરંતુ જ્યારે ફરીયાદી અદાલતને એવી ખાત્રી કરે કે, ઇનસાફનું હીત વીચારતાં ફોજદારી માંડવાની જરૂર છે, તથા બંધવા વિરૂધ્ધ ઉપર ઉપરથી જોતાં કામ ચલાવવાનાં મજબુત કારણો છે, ત્યારેજ માત્ર તેની મંજુરી આપવી જોઇએ.

માટે જડજનો હુકમ રદ કરીને આ અરજીનો નીકાલ ઉપર લખેલા અભીપ્રાયને અનુસરીને કરવાનો હુકમ કરવામાં આવે છે.

## રામા સ્વામી વિરૂધ મહારાણી.

**કલમ ૨૧૧.**

૧૭

તા૦ ૪-૨-૮૪
ઈ. ૭ મ. પા. ૨૯૨

મુળ ફરીઆદીને પોતાની મુળ ફરીઆદ સાબીત કરવાની તક આપવી જોઇએ એવું ઠરેલું છે પણ જયારે એવી તક લેવાનો તે ફરીઆદી દાવો કરતો ન હોય તો પછી આ કલમમાં કહેલા ગુનાહનું કામ ચલાવી તેને સજા કરવી એ ગેર કાયદેસર નથી.

पोलीस पासे र. ए स. उपर चोरी कर्यानी फरीयाद करी.

पोलीसे माजीस्त्रेटने लखी वाळ्युं के, आ फरीयाद खोटी छे, माजीस्त्रेटे र. ने समन करी बोलाव्यो, अने तेनी जुवानी लीधी. परंतु तेना आपेला साक्षीओने बोलावी तेनी करेली फरीयाद साबीत करवानी तक तेणे तेने आपी नही.

त्यारबाद माजीस्त्रेटे हुकम कर्यो के, आ काम फाइल उपरथी कहाडी नांखवुं अने र. उपर काम चलाववानी परवानगी आपी.

पछवाडेथी एज माजीस्त्रेट. पासे र. ने उभो करवामां आव्यो. अने तेणे तेने सेसन कमीट कर्यो अने सेसन कोर्टे ही. पी. को. नी २११ मी कलमनो अपराधी ठराव्यो.

अलबते र. नो पोतानो इनसाफ थया पहेलां तेने पोतानी करेली फरीयाद साबीत करवानी तक नहोती मळी ए वात खरी, पण तेथी तेनो अपराधीपणानो ठराव गेरकायदेसर नथी, एवुं हाइकोर्टे ठराव्युं. आ मुकरदमो तथा सरकार वि. करीम दाद (६ क. ४९६) ना मुकरदमा वचे शुं तफावत छे, ते बतावयामां आव्यो.

આ મુકરદમાની હકીકત તથા તેમાં કરેલી દલીલો, આ રીપોર્ટને માટે જોઈએ તેટલી હાઈકોર્ટના ઠરાવમાંથી મળી આવે છે.

### અપેલેન્ટ તરફથી પોવેલ સાહેબ તથા રંગા ચર્ય.

હાઈકોર્ટ તરફથી જસ્ટીસ કરનાન તથા કીડસલીએ નીચે પ્રમાણે ઠરાવ આપ્યો.

### જસ્ટીસ કરનાનનો ઠરાવ.

સુભામલ ઉપર એક વાટકો ચોર્યાની ખોટી ફરીયાદ કર્યા વાસ્તે અપેલેન્ટ રામાસ્વામી નાયકને મદુરાના સેસન જડજે ડી. પી. કો. ની ૨૧૧ મી કલમના ગુન્હાનો અપરાધી ઠરાવ્યો. તે ઉપરથી તેણે આ કોર્ટને ચાર કારણો આપીને અપીલ કરી. ચોથા કારણ સીવાય બીજાં સઘળાં કારણો રદ કરી, અપીલ જસ્ટીસ હચીનસને નામંજુર કરી, અને એ જસ્ટીસે એવો હુકમ કર્યો કે, આ ચોથા કારણ માટે બે જડજોએ અપીલ સાંભળવી જોઈએ.

ચોથું કારણ એ છે કે, અપેલેન્ટ ઉપર ફોજદારી કામ ચલાવવાની મેજીસ્ટ્રેટે મંજુરી આપી, તે પેહેલાં ચોરીની ફરીયાદની પુષ્ટીમાં જે પુરાવો આપ્યો હતો. તે પુરાવો લેવડાવવાનો તેનો હક છે. આ વાંધાની મજબુતી સમજવા સારૂ યાદ રાખવાનું છે કે, ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૧૯૧ મી કલમમાં ઠરાવ્યું છે કે, આગળ ઉપર કહ્યું છે તે સિવાય હરેક મેજીસ્ટ્રેટ ફરીયાદ અરજી ઉપરથી, અથવા પોલીસના રીપોર્ટ ઉપરથી, અથવા ખબર મળવા ઉપરથી કોઇ ગુન્હો હાથ ઝાલવાને મુખતીયાર છે.

એજ કાયદાની ૧૯૫ મી કલમમાં ઠરાવ્યું છે કે, તે કલમમાં જે જે ગુન્હાનું બ્યાન કર્યું છે, તેમાંથી ડી. પી. કો. ની ૨૧૧ મી કલમ માંહેલો ગુન્હો જ્યારે કોઈ કોરટમાં કોઇ ઈનસાફી કામમાં, અથવા ઇનસાફી કામના સંબંધમાં કરવામાં આવ્યો હોય, તે ગુન્હો, સદરહુ કોરટની ફરીયાદ, અથવા આગળથી આપેલી મંજુરી વગર, અથવા જે બીજી કોર્ટના તાબામાં સદરહુ કોર્ટ હોય તે કોરટની ફરીયાદ અથવા પરવાનગી વગર, કોઇ કોર્ટે તેવા ગુન્હા હાથમાં ઝાલવા નહીં.

સુભામલને હેરાન કરવાના ઇરાદાથી બંધવે તેની તા. ૨૪—૩—૮૩ ને રોજ ઉસીરામ પટીના પોલીસ થાણાના અમલદાર પાસે ઘરમાંથી ચોરી કર્યાની ખોટી ફરીયાદ કર્યાના તોહોમત વાસ્તે તેનો ઇનસાફ થયો હતો.

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૧૯૫ મી કલમ પ્રમાણે કોઇ કોરટ પાસે ચાલેલા ઈનસાફી કામના સંબંધમાં હરકોઈ ગુન્હો કર્યાનું આ તોહોમત નથી. અને તેથી સદરહુ કલમ પ્રમાણે તેના ઉપર ફોજદારી કામ ચલાવવાની મંજુરી આપવાની જરૂર નોહોતી.

૨૧૧ મી કલમ માંહેલા ગુન્હાની ફરીયાદ મેજીસ્ટ્રેટ પાસે નહીં કરતાં પોલીસ પાસે કરી હોય, તોપણ તે બરોબર છે. જુઓ રાણી. વિ. સુભાના ગૌદન (૧ મ. હા. રી. ૩૦) ભક્તીરામ વિરૂદ્ધ હીરા કોલીટા (૫. ક. ૧૮૪) અશરફઅલી. વિ. માહારાણી. (૫ ક. ૨૮૧) ગીરધારી મંગળની બાબતમાં (૮ ક. ૪૩૫) માહારાણી કેસરેહીંદ. વિ. અબદુલ હુસેન (૧ ક. ૪૯૭)

અપેલેન્ટને વાંધો લેવાનું જે કારણ મળ્યું છે, તેની હકીકત નીચે પ્રમાણે છે. પોલીસ અમલદારે કરેલી ફરીયાદનો તપાસ કર્યા પછી, તારીખ ૯–૫–૮૩ ને રોજ તેણે માજીસ્ટ્રેટ તરફ લખી મોકલ્યું કે, આ ફરીયાદ ખોટી છે. તે ઉપરથી તે મેજીસ્ટ્રેટે અપેલેન્ટને સમન કરી બોલાવ્યો. અને તારીખ ૨ જી જુનને રોજ તેણે તેની જુબાની લઈ લીધી. આ જુબાનીમાં સુભામલે વાટકી ચોર્યાની વાત, તેણે ફરીને કહી. જે બે સક્ષોએ તેણીના

હાથમાં એ વાટકી જોઈ હતી, તેઓનાં નામ પણ દીધાં. સદરહુ મેજીસ્ટ્રેટે આ કામમાં વધુ તપાસ નહીં કરતાં, અપેલેન્ટને પોતાના સાક્ષી બોલાવી, કરેલી ફરીયાદનું સાચાપણું સાબીત કરવાની તેને તક આપી નહીં. માજીસ્ટ્રેટે જે નોંધ રાખ્યો છે, તે માત્ર ब અંકવાળો પત્ર છે. અને તે પત્ર સેસન કોરટમાં ઇનસાફ કરતી વખતે રજુ કરવામાં આવ્યો હતો. એ ब અંક ઉપર તારીખ ૩ ત્રીજી જુન સને ૧૮૮૩ ની માંડેલી છે. અને તેમાં માજીસ્ટ્રેટે સહી કરી છે, પોલીસ અમલદારે રીપોર્ટ કરી વાળ્યો હતો કે એ ફરીયાદ ખોટી છે. તેના સંબંધનો એ કાગળ છે, અને તેમાં લખેલું છે કે, અપેલેન્ટને સમન કરી બોલાવતાં, તથા તેની જુબાની લેતાં પોલીસના મતથી જુદા પડવાનું મેજીસ્ટ્રેટને કંઇ કારણ દેખાતું નથી. તથા કરેલી ફરીયાદ સાફ રીતે ખોટી હોવાથી સદરહુ કામ ફાઇલ ઉપરથી દુર કરતાં, અપેલેન્ટ ઉપર ખોટી ફરીયાદ કર્યાનું, કામ ચલાવવાની તેણે મંજુરી આપી છે.

પોલીસે આ મુકરદમો એના એ મેજીસ્ટ્રેટ પાસે ૩ જી અગષ્ટને રોજ આણ્યો, અને પ્રોસીક્યુસનના સાહેદીઓની જુબાની લીધા પછી અપેલેન્ટને ૨૧૧ મી કલમના ગુન્હામાટે સૈસન કમીટ કરવામાં આવ્યો. તે કામનો ઇનસાફ સૈસન જડજે તારીખ ૨—૯—૮૩ ના રોજ કર્યો. અપેલેન્ટે બચાવમાં ચાર સાક્ષીઓની જુબાની લેવરાવી. તે ચાર સાક્ષીઓમાં તેણે ૨ જી જુનને દહાડે જુબાની આપી હતી. તેમાં, જે સાક્ષીઓના નામ આપ્યાં હતાં, તે માંહેલા તેઓ હતા. અપેલેન્ટ અપરાધી ઠર્યો. અને તેને બે વરસની સખત કેદની, તથા ૨૦૦ રૂપૈયા દંડની અને એ દંડ ન આપે તો એક વરસ વધુ સખત કેદની સજા કરવામાં આવી.

આવા પ્રસંગમાં અપેલેન્ટોનો જે ઈનસાફ થયો છે, તેમાં તેઓને નુકશાન થયું છે. તે એટલા માટે કે, ब નબરનો કાગળ, જેમાં અપેલેન્ટનો મુકરદમો ચોખી રીતે ખોટો છે, એવો ડેપ્યુટી મેજીસ્ટ્રેટનો તેમાં લખેલો અભીપ્રાય પુરાવામાં દાખલ કર્યો છે. આવા પ્રસંગમાં આ અભીપ્રાય, અન્યમીત અને ગેરકાયદેસર છે. કેમકે પોતાના સાક્ષીઓને તપાસવાની અપેલેન્ટને માજીસ્ટ્રેટે તક આપી નથી. જુઓ માહારાણી વિરૂદ્ધ શ્રીસચંદ્ર નંદી (૭ ક. ૮૭) સરકાર વિ. કરીમદાદ (૬ ક. ૪૯૬) અપેલેન્ટે ફરીયાદનું કામ ચલાવવા નાપાડી હતી. અથવા પોતાની ફરીયાદની પુષ્ટીમાં સાક્ષીઓને બોલાવવાની તેણે ઇચ્છા બતાવી હતી, એમ માજીસ્ટ્રેટે લખેલું નથી. ફોજદારી માંડવાસારૂ મંજુરી હોવી જોઇએ. એવા ખ્યાલથી ब પત્ર અપેલેન્ટના વિરૂદ્ધ પુરાવામાં મુક્યું છે. જો એ પ્રમાણે મંજુરી જોઈતી હોયતો, ब પત્રથી નીમાંતપણે અથવા કાયદેસર મંજુરી મળતી નથી. અને તેથી જે મંજુરી માની લીધી છે તે કાયદા વીરૂધ્ધ છે. તો પણ ब પત્રને કાયદા વિરૂદ્ધ પુરાવામાં દાખલ કરવાથી ગુન્હાનો ઠરાવ ગેર કાયદેસર થતો નથી. કેમકે તે ઠરાવ વાજબી છે, એમ ગણવા સારૂ, જોઇએ તેટલો બીજો પુરાવો પડયો છે. પોલીસ પાસે ખોટી ફરીયાદ કરી હતી, તેમે વાસ્તે અપેલેન્ટનો ઈનસાફ થયો હતો તેટલા માટે ફોજદારી કામ ચલાવવાની બીલકુલ મંજુરીની જરૂર નથી.

અલબતે પોલીસવાળાએ, ફોજદારી માંડી હતી. અને તે ફોજદારી માટે કાયદા વિરૂદ્ધ મંજુરી મેળવી હતી, તોપણ આવાં કારણોથી ચાલેલું કામ કાયદા વિરૂધ્ધ થતું નથી. જે મુકરદમાનો છેવટમાં હવાલો આપ્યો છે, તે મુકરદમામાંથી ઠર્યું છે કે, જે સક્ષે ખોટી ફ-

રીયાદ કર્યાનું કહેવામાં આવતું હોય, તે સક્ષના ગુન્હાની તજવીજ કરવા પેહેલાં, તેને તેનું ખરાપણું સાબીત કરવાની તક આપવા સારૂ, કોઇ મેજીસ્ટ્રેટ કાયદા વિરૂદ્ધ મંજુરી મેળવીને મુકરદમો હાથમાં લે તેમાં કશુંએ અન્યમીતપણું થતું નથી. પરંતુ જો ખોટી ફરીયાદ કર્યાનું ફોજદારી કામ તે બાબતનો પુરાવો લીધા વગર ચાલ્યું હોય, અને જો ગુન્હાનો ઠરાવ કરવામાં આવ્યો હોય તો, એ ઠરાવ કાયદા વિરૂધ્ધ છે, એમ તે ફેસલાથી ઠર્યું નથી. મંજુરી લેવાની જરૂર ન હોવાથી, કયા કારણસર ગુન્હાનો ઠરાવ કાયદા વીરૂદ્ધ છે, તે અમે જોઇ શકતા નથી. ગુન્હાના ઠરાવમાં અમે કાંઇ ફેરફાર કરી શકતા નથી. પરંતુ સજા બહુજ ભારી છે. ૨-૯-૮૩ ની તારીખથી અપેલેન્ટ સખત કેદ ભોગવે છે, સજામાં ઘટાડો કરીને અમે બાર મહિનાની સખત કેદની દંડ વગર સજા કરીએ છીએ. દંડ જો લીધો હોય તો, પાછો આપવાનો હુકમ કરીએ છીએ.

## મહારાણી કેસરે હિંદ વિ. અતરઅલી.

**કલમ ૨૧૧.**

૧૮

તા૦ ૩-૧૧-૮૪
ઇ.૧૧-ક. પા. ૭૯

કોઇ સક્ષ બીજા સક્ષ ઉપર કોઇ ગુન્હા વાસ્તે ફરીઆદ કરે અને એ ફરીઆદ ખોટી કરયા વાસ્તે તેના ઉપર આ કલમ પ્રમાણે જ્યારે કામ ચાલે ત્યારે મુળ ગુનાહની ફરીઆદના કામનું ઘરમેળે સમાધાન કરયું છે એવા જવાબથી તેનો અનુગ્રહ થતો નથી.

जे गुन्हो कर्यो कहेवामां आवे छे, ते गुन्हो घर मेळे पती गयानो जवाब हीं. पी. को. नी. २११ मी कलम प्रमाणे कोइ फरीयादी उपर तहोमत आव्युं होय, तेमां अनुग्रह करता नथी.

गेरकायदेसर केद कर्या वास्ते अ. ए म. ना उपर तहोमत मुक्युं, पोलीसे खबर लखी के आ फरीयाद खोटी छे, अने अ. पोतानी फरीयाद साबित करवा सारु हाजर थयो नहीं. तेथी हीं. पी. को. नी. २११ मी कलम प्रमाणे काम चलाववानो जील्ला माजीस्त्रेटे हुकम कर्यो. ए कामनुं तहोमत संभळाव्या पछी, अ. ए जवाब आप्यो के, म. ना उपरनी फरीयादना संबंधमां में तेनाथी घरमेळे समाधान कर्युं छे. अने तेथी हवे २११ मी कलमना गुन्हाना तहोमतनुं पण समाधान थइ जाय छे. डेप्युटी माजीस्त्रेटे कांइ पुरावो लीधा वगर ते मुकरदमो कहाडी नाख्यो.

ठराव्युं केः—आवी रीते रस्तो लेवो ते कायदा विरुद्ध छे, केमके २११ मी कलमना गुन्हाना जवाबमां, आवो जवाब अनुग्रह करनारो नथी.

જે હકીકતને લીધે આ લખાણ કરવાની જરૂર પડી છે, તે નીચે પ્રમાણે છે.

તારીખ ૨૯ મી જુનને રોજ એક અતરઅલી નામના સક્ષે ચરસીદીની પોલીસને ખબર આપી કે, માહારા બાપ પાસે કાંઇ કબુલત જબર દસ્તીથી કરાવી લેવા સારૂ મીજુન અલીએ તેને ગેરકાયદેસર કેદ કરેલો છે, પોલીસે રીપોર્ટ કર્યો કે, આ ફરીયાદ ખોટી છે, અને હાજર થઇને પોતાની ફરીયાદ સાબીત કરવામાં ફરીયાદીએ કસુર કરી છે, તે-

થી તેના ઉપર પી. કો. ની ૨૧૧ મી કલમના ગુન્હાની ફોજદારી ચલાવવાનો જીલ્લા માજીસ્ટ્રેટે તારીખ ૨૩ મી અગષ્ટને રોજ હુકમ કર્યો. અને તે મુકરદમાનો ઇનસાફ થવા સારૂ તેણે પેહેલા વર્ગના મેજીસ્ટ્રેટ તરફ મોકલી દીધો. આ મેજીસ્ટ્રેટે સુનાવણી વાસ્તે ૯ મી સપ્ટેંબરની તારીખ ઠરાવી, અને પી. કો. ની ૨૧૧ મી કલમના ગુન્હાનો અતર અલી ઉપર સમન કાઢયો, સદરહુ તારીખને રોજ, આ મુકરદમો ૧૦ મી સપ્ટેંબર સુધી મુલતવી રહ્યો, અને એ દસમી તારીખને રોજ અતરઅલીએ, એક અરજી દાખલ કરી, જેમાં તેણે એવી અરજ કરી કે, પીનલકોડની ૩૪૨મી કલમના ગુન્હાના તહોમતનું કામ ચલાવવું જોઈએ નહીં. તે ઉપરથી સદરહુ મેજીસ્ટ્રેટે બંધવાના સંબંધમાં કાંઇ ઠરાવ કર્યા વગર મુકરદમો કાઢી નાંખ્યો, એમ કરવાના કારણનો જ્યારે જીલ્લા માજીસ્ટ્રેટે તેની પાસેથી ખુલાસો માગ્યો ત્યારે તેણે પોતાની રીતનાં કારણો નીચેની વીગતે લખી મોકલ્યાં.

"મુળ ફરીયાદના ફરીયાદીને આ કામમાં કામ ચલાવવા સારૂ બોલાવવામાં આવ્યો હતો, પણ તે પમાણે તે આવ્યો નહીં. તે એવા કારણથી કે, બંધવા સાથે મેં ઘર મેળે સમાધાન કર્યું છે. હવે ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૩૪૫ મી કલમ પ્રમાણે ૩૪૨ મી કલમના ગુન્હાનું કોર્ટની બહાર ઘર મેળે સમાધાન કરવામાં કાંઇ બાધ આવતો નથી. તેથી જો એ ગુન્હાનો ફરીયાદી કામ ચલાવવા હાજર ન થાય તો, ૨૧૧ મી કલમના ગુન્હાનું તહોમત ખાસ રીતે પોલીસવાળાની અરજી ઉપરથી રહી શકતું નથી."

આ ઉપરથી આ કામ મેજીસ્ટ્રેટે હાઇકોર્ટ તરફ લખી મોકલ્યું છે. અને ઉપરનો કાગળ રવાને ન કરતાં, તેણે નીચે પ્રમાણે પોતા તરફથી લખ્યું છે.

"મને જણાય છે કે, ડેપ્યુટી મેજીસ્ટ્રેટે કરેલો હુકમ તદન કાયદા વીરૂધ્ધ છે. પીનલકોડની ૨૧૧મી કલમના ગુન્હાનું તહોમત ઘર મેળે માંડીવાળી શકાતું નથી. પીનલકોડની ૨૧૧ મી કલમ પ્રમાણે સમનથી બોલાવેલા તહોમતદારોને, પ્રોસીક્યુશનનો પુરાવો લીધા વગર છોડી શકતો નથી. પોલીસ પાસે જે ફરીયાદ કરી હતી, તે ફરીયાદ પીનલકોડની ૩૪૭ મી કલમના ગુન્હાની હતી. અને પોલીસે પણ એ ફરીયાદ એવાજ પ્રકારની ગણી હતી. પણ આવો ગુન્હો ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૩૪૫ મી કલમ પ્રમાણે ઘર મેળે માંડી વાળી શકાતો નથી. ગેરકાયદેસર કેદ કરવાના ગુન્હાની ફરીયાદ કરનાર પોતાની ફરીયાદ સાબીત કરવામાં કસુર કરે તો, તે ગુન્હાની ખોટી ફરીયાદ કર્યાના તહોમતની તજવીજ થઇ શકતી નથી."

"વખ્તો વખત અમારી પાસે નીચે લખેલા સવાલો ઉઠયા કરે છે. પેહેલો સવાલ ફોજદારી કામ ચલાવવાના રીતના કાયદાની ૩૪૫ મી કલમમાં ગુન્હાનું ઘર મેળે સમાધાન કરવાનો જે હક આપ્યોછે, તે ફરીયાદીનું જ્યારે મન થાય ત્યારે, એટલે કે તહોમતનામું ઘડયા પછી, અથવા પ્રોસીક્યુશનના સાક્ષીયોની તપાસણી કર્યા પછી, અથવા પ્રોસીક્યુશનની શરૂવાતની મંજલેથી વાપરવો જોઇએ, કેમકે સવાલ બીજો ફી. પી. કો. ની ૨૧૧ મી કલમના ગુન્હાની માંડેલી ફરીયાદ ઉપર કહેલો હક વાપરવાથી પડી ભાગે છે કે કેમ? એટલે કે મુળ ફરીયાદીનો ફી. પી. કો. ની ૨૧૧ મી કલમ પ્રમાણે ઇનસાફ કરવા અગાઉ તેની ફરીયાદનું ખરાપણું સાબીત કરવાનો જ્યારે તેને હુકમ આપ્યો હોય, ત્યારે એ ગુન્હાનું ઘર મેળે સમાધાન કર્યું છે, એટલુંજ માત્ર કહીને તે છુટી જઇ શકે કે કેમ?"

"આ બંને સવાલો, આ લખાણ સાથે જોડાયેલા છે, અને હું અરજ કરૂં છઉં કે, નામદાર હાઈકોર્ટ મેહેરબાની કરીને અમારો શક ટાળશે."

**હાઇકોર્ટ તરફથી જસ્ટીસ વીલસન તથા મેકફરસને આપેલો અભિપ્રાય.**

ડેપ્યુટી માજીસ્ત્રેટનો ઠરાવ કાયદા વિરૂદ્ધ છે, એમ ધારવામાં અમે જીલ્લા માજીસ્ત્રેટને મળતા આવીએ છીએ. અને તેવા કારણથી કે, મુળ ફરીયાદનું તહોમત ઘર મેળે માંડી વાળ્યું છે. એ જવાબ ૨૧૧ મી કલમના ગુન્હાના કામમાં અનુગ્રહ કરનારો નથી. માટે એવો હુકમ કરવામાં આવેછે, અને જીલ્લા માજીસ્ત્રેટ ફરમાવે તે માજીસ્ત્રેટ પાસે આ મુકરદમાનું કામ ચલાવવું. જીલ્લા માજીસ્ત્રેટે બીજું પ્રશ્ન કર્યુંછે તેના સંબંધમાં કાંઇ કહેવું કારવવું જરૂરનું નથી.

## મહારાણી કેસરેહિંદ વિ. ગંગારામ.

કલમ ૨૧૧.
૧૯
તા૦ ૨-૧૨-૮૫
ઈ. ૮ અ. પા. ૩૮
પોતાની ફરી-
આદ સાચીછે એ
સાબીત કરવાની ત
ક આપ્યા વગર પે
લીસના લખાણથી
ખોટી કરી કાઢી ના
ખવી એ વાજબી
નથી.

पीनलकोडनी कलमो ३२३ तथा ३७९ मांहेला गुन्हानी फरीयादनो तपास करवा सारु पोलीस तरफ लखवामां आव्युं. पोलीसे लखी जणाव्युं के फरीयाद मांहेलुं तहोमत खोटुं छे अने ते उपरथी एक माजीस्टेटे क्रीमीनल प्रोसीजर कोडनी कलम १९९ मी प्रमाणे ठराव कर्यो के, फरीयादीओ उपर पी. को. नी २११ मी कलम मांहेला गुन्हानी फोजदारी मांडवी.

ते उपर ठराव करवामां आव्यो के करेली फरीयाद जे मात्र पोलीसना लखवामां आवी होय ते साची छे एवुं सावीत करवानी ज्यांसुधी फरीयादीने तक आपवामां न आवे त्यांसुधी क्रीमीनल प्रोसीजरनी १९९ मी कलम मुजव कांइ ठराव करवो जोइए नहीं.

सरकार वि. करीम दाद ( ६ क. ४९६ ) नो हवालो लेवायो हतो.

આ કામના અરજદાર ગંગારામ તથા દુરગાએ ચીદા તથા ચંદન ઉપર પી. કો.ની ૩૭૯ મી કલમના ચોરીના તથા ૩૨૩ મી કલમના હુમલાના ગુન્હાઓને વાસ્તે ફોજદારી ફરીયાદ કરી. સદરહુ ફરીયાદનો તપાસ કરવા સારૂ પોલીસ તરફ લખવામાં આવ્યું. પોલીસે જવાબ લખ્યો કે ફરીયાદ માંહેલું તોહોમત ખોટું છે તે ઉપરથી અલીગઢના માજીસ્ત્રેટે સદરહુ ફરિયાદ કાઢી નાંખી હુકમ કર્યો કે. પી. કો. ૨૧૧ મી કલમના ખોટું આરોપ મુકયાના ગુન્હા વાસ્તે ફરીયાદી ઉપર કામ ચલાવવું, અને તેટલા માટે તેણે એ કામ પરગણાના માજીસ્ત્રેટ તરફ મોકલી દીધું: માજીસ્ત્રેટે ૨૫-૭-૮૫ ને રોજ ક્રીમીનલ પ્રોસીજરની કલમ ૧૯૫ મી પ્રમાણે ઠરાવ કર્યો કે આ કામનો નિકાલ એક ડેપ્યુટી માજીસ્ત્રેટે કરવો. આ ઠરાવ સુધારવાની જીલ્લા જડજને અરજી કરી; પરંતુ તે અરજી તેણે ૨૯-૮-૮૫ ને રોજ નામંજુર કરી, એટલે અરજદારે તે હુકમ સુધારવાની હાઈકોર્ટમાં અરજી કરી તે એવા સબબોથી કે—

"જે કામ ફકત એક પોલીસના લખવા ઉપરથી કાઢી નાંખ્યુંછે તેનું સચાઇપણું સાબીત

કરવાની ફરીયાદીને તક આપ્યા વગર કામ ચલાવવાની મંજુરી આપવી જોતી નહોતી."

ફરીયાદીની ફરીયાદ માનવા લાયક છે કે નહીં, તે નક્કી કરવાનું કામ ફકત માજી-સ્ટ્રેટનું છે.

### અરજદારો તરફથી બાબુ રામ ચકરબતી.

### સરકાર તરફથી બાબુ દ્વારકાંદાસ બાનરજી.

### જસ્ટીસ બ્રોડહર્સ્ટનો ઠરાવ.

ઠરાવ સુધારવાના સબબોમાંથી એક સબબ એવો છે કે જે ફરીયાદ પોલીસના લખવા ઉપરથી માત્ર કાઢી નાંખી હતી તેનું સાચાપણું સાબીત કરવાની ફરીયાદીઓને તક આપી નથી ત્યાંસુધી ક્રીમીનલ પ્રોસીજરની કલમ ૧૯૫ મી પ્રમાણે મંજુરી આપી શકાતી નથી.

આ વાંધો હું માનું છું કે જોરવાળો છે અને તેને સરકાર વિ. કરીમ દાદના ફેસલાથી (૬. ક. ૪૯૬) પુષ્ટી મળે છે, તેથી હું તારીખ ૨૫-૭-૮૫ નો માજીસ્ટ્રેટનો ઠરાવ રદ કરૂં છું.



## કલમ ૨૧૨ મી.

૨૧૨. કાંઈ ગુન્હો થયો હોય, અને ફલાણો સખસ તે ગુન્હાનો કરનાર છે એવું જે માણસ જાણતો હોય, અથવા એવું માનવાનું જેને કારણ હોય, તે માણસ જો તે સખસને કાયદા પ્રમાણે થતી શીક્ષાથી બચાવવાને ઘરમાં રાખે અથવા કેથાં સંતાડે, તો, અગર તે ગુન્હાને માટે મોતની શીક્ષા થઇ શકે તો, તે માણસને પાંચ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે. અને અગર તે ગુન્હાને માટે જીવતાં સુધી સમુદરપારની, કે દસ વરસ સુધીની કેદની, શિક્ષા થઇ શકતી હોય, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે ગુન્હાને માટે દશ વરસ સુધીની નહી પણ એક વરસ સુધીની કેદની શીક્ષા થઈ શકતી હોય તો તે માણસને તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુન્હાને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય, તેની પા મુદત સુધીની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

કોઇગુનેગારને ઘરમાંરાખવો

તે ગુન્હો જો દેહાંતશિક્ષાજોગ હોય તો.

તે ગુન્હો જો જીવતાંસુધી સમુદ્રપારની અથવા કેદની શીક્ષા જોગ હોય તો.

અપવાદ—ગુન્હેગારના વરથી અથવા ગુન્હેગારની વહુથી ગુન્હેગારને ઘરમાં રાખવા કે સંતાડવાનું કામ થયું હોયતો તે બાબતમાં આ ઠરાવ લાગુ પડશે નહી.

### દ્રષ્ટાંત.

બ એ ડાકાઇટીનો ગુન્હો કર્યો છે એમ જાણીને કાયદા પ્રમાણે થતી શીક્ષા બ ને બચાવવાના હેતુથી અ બ ને જાણી બુજીને સંતાડે, તો એ ઠેકાણે બ જીવતાં સુધી સમુદ્રપાર થવાને લાયક છે માટે, અ ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદને લાયક છે અને વળી તે દંડને પણ લાયક છે.

## કલમ ૨૧૩ મી.

૨૧૩. પોતે કાંઇ ગુન્હો છુપાવવાના, અથવા કાંઇ ગુન્હાની કાયદેસર શીક્ષાથી કોઈ સખસને પોતે બચાવવાના અથવા કાયદેસર શીક્ષાએ પહોંચાડવાને કોઇ સખસની ઉપર પોતે કાંઇ મુકદમો નહી ચલાવવાના બદલામાં જે માણસ પોતાને વાસ્તે અથવા કોઇ બીજા સખસને વાસ્તે કાંઇ અવેજ કબુલ કરે, અથવા મેળવવાની કોશીશ કરે, અથવા કબુલ કરવાની હા કહે, અથવા કાંઇ મીલકત પોતે અથવા બીજાની વતી પાછી લે, અથવા પાછી મેળવવાની કોશીશ કરે, અથવા પાછી લેવાની હા કહે, તે માણસને, અગર તે ગુન્હાને માટે મોતની શીક્ષા થઇ શકતી હોય તો, સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે ગુન્હાને માટે જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરસ સુધીની કેદની શીક્ષા થઈ શકતી હોય, તો તે માણસને ત્રણ વરસની મુદત સુ-

કોઈ ગુન્હેગારનેશીક્ષાથીબચાવવાને બક્ષીસ વગેરે લેવી.

તે ગુન્હો જો દેહાંત શીક્ષા જોગ હોયતો.

તે ગુન્હો જો જીવતાંસુધીસ

ધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે ગુન્હાને માટે દશ વરસ સુધીની કેદની શીક્ષા નહી થઈ શકતી હોય તો તે માણુસને ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુન્હાને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની પા મુદત સુધીની કેદની, અથવા દંડની, અથવા એ બનેની શિક્ષા કરવામાં આવશે.

મુદ્રપારની અથવા કેદની શીક્ષા જોગ હોય તો.

### કલમ ૨૧૪ મી.

૨૧૪. કોઇ સખસ કાંઇ ગુન્હો છુપાવે તેના, અથવા તે કાંઇ ગુન્હાની, કાયદેસર શિક્ષાથી કોઇ સખસને બચાવે તેના, અથવા કાયદેસર સીક્ષાએ પોહોંચાડવાને કોઇ સખસની ઉપર તે કાંઇ મુકદમો નહી ચલાવે તેના, બદલામાં જે માણુસ તે સખસને કાંઇ અવેજ આપે અથવા બદલો વાળે, અથવા અવેજ આપવાનું કે બદલો વાળવાનું કહે અથવા કબુલ કરે, અથવા કાંઈ મીલકત તે સખસને પાછી આપવાનું અથવા અપાવવાનું કહે અથવા કબુલ કરે, તે માણુસને, અગર તે ગુન્હાને માટે મોતની શીક્ષા થઈ શકતી હોય તો, સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદનીશીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે ગુન્હાને માટે જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસ સુધીની કેદની શિક્ષા થઇ શકતી હોય, તો તે માણુસને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે ગુન્હાને માટે દશ વરસની મુદત સુધીની કેદની શિક્ષા નહી થઇ શકતી હોય, તો તે માણસને તે માણસને તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુન્હાને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની પા મુદત સુધીની કેદની, અથવા દંડની, અથવા એ બનેની શીક્ષા કરવામાં આવશે.

કોઇગુન્હેગારને બચાવવાના બદલામાં કાંઇ બક્ષી સઆપવીઅથવામીલકતપાછીઆપવી.

તેગુન્હોજાદેહાંતશીક્ષા જોગ હોય, તો,

તેગુન્હોજીવતાં સુધીસમુદ્રપારનીઅથવા કેદનીશિક્ષાજોગહોય,તો.

અપવાદ—જે જે બાબતમાં ગુન્હો કાયદેસર માંડી વાળી શકાય તે તે બાબતને ૨૧૩ અને ૨૧૪ મી કલમોના ઠરાવો લાગુ પડતા નથી.

### દષ્ટાંતો.

(અ) ખુનના ઈરાદાથી અ બ ની ઉપર હુમલો કરે, તો એ ઠેકાણે જે ગુન્હો છે તે કરવાના ઇરાદા સાથે નિસબત નહી રાખતો ફક્ત હુમલો નથી, માટે તે આ અપવાદમાં દાખલ થતો નથી, અને તે કારણને લીધે માંડી વળાય નહી.

(બ) અ બ ની ઉપર હુમલો કરે, તો એ ઠેકાણે જે ગુન્હો છે તે ગુન્હેગારના ઇરાદા સાથે નિસબત ન રાખતું ફક્ત કામ છે, અને હુમલાને માટે બ દીવાનીમાં ફરીયાદ કરી શકે છે, માટે તે આ અપવાદમાં દાખલ થાય છે, અને તે માંડીવળાય છે.

(ક) અ પોતાનો વર કે પોતાની વહુ હયાત છતાં બીજી વહુ કે બીજો વર કરવાનો ગુન્હો કરે, તો એ ગુન્હા બાબત દીવાનીમાં ફરીયાદ થઈ શકતી નથી, માટે તે માંડી વળાય નહી.

(ડ) બ એક ધણીવાળી સ્ત્રી જોડે છીનાળુ કરે, તો તે ગુન્હો માંડીવળાય.

## કલમ ૨૧૫ મી.

ચોરીની મીલકત પાછી મેળવવામાં મદદ કરવા સારૂ કાંઇ બક્ષીસ લેવી વગેરે.

૨૧૫. કોઇ સખસની પાસેથી તે સખસની કાંઇ જંગમ મીલકત આ કાયદાથી શીક્ષા થઇ શકે એવા કાંઇ ગુન્હાથી ગઇ હોય તે સખસને તે મીલકત પાછી મળવામાં મદદ કરવાના બાનાથી અથવા મદદ કરવાસારૂ જે માણસ કાંઇ અવેજ લે અથવા લેવાને હા કહે અથવા કબુલાત કરે,તે જો તે ગુન્હેગારને પકડવાને તથા તેની ઉપર તે ગુન્હો સાબિત કરવાને પોતાથી બનતા સઘળા ઈલાજો કામે ન લગાડે તો, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

## કલમ ૨૧૬ મી.

જે ગુન્હેગાર કેદમાંથી નાઠો હોય,અથવા જેને પકડવાનો હુકમ થયો હોય, તે ગુન્હેગારને ઘરમાં રાખવો.

૨૧૬. કોઇ સખસની ઉપર કાંઈ ગુન્હો સાબિત થયો હોય, અથવા કાંઇ ગુન્હાનું તહોમત મુક્યું હોય, અને તે ગુન્હાને સારૂ તે સખસ કાયદેસર કેદમાં હોય, તે સખસ જો કેદમાંથી નાશી જાય અથવા કોઇ સરકારી નોકર પોતાના સરકારી ઓહદાનો કાયદેસર અખત્યાર અમલમાં લાવતા કોઈ સખસને કાંઇ ગુન્હાને માટે પકડવાનો હુકમ કરે ત્યારે જે માણુસ તે નાસી જવાની અથવા પકડવાના હુકમની વાત જાણ્યા છતાં તે સખસને પકડાતો અટકાવવાના ઇરાદાથી તેને ઘરમાં રાખે અથવા કેથાં સંતાડે, તે માણુસને નીચે મુજબ શીક્ષા કરવામાં આવશે; એટલે જે ગુન્હાને માટે તે સખસ કેદમાં હતો અથવા તેને પકડવાનો હુકમ કર્યો હોય તે ગુન્હાને માટે જો મોતની શિક્ષા થઇ શકતી હોય

તે ગુન્હો જો દેહાંત શિક્ષા જોગ હોય તો.

તો તે માણુસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે; અને તે ગુન્હાને માટે જો જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વરસ સુધીની કેદની શિક્ષા થઇ શકતી હોય, તો તે માણુસને ત્રણ વરસની મુદત સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા દંડ સાથે અથવા દંડ વિના, કરવામાં આવશે,અને તે ગુન્હાને માટે દશ વરસની નહી પણ એક વરસ સુધીની કેદની શિક્ષા થઇ શકતી હોય, તો તે માણુસને તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુન્હાને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની પા મુદત સુધીની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

જો જીવતાંસુધી સમુદ્રપારની, અથવા કેદની શિક્ષા જોગ હોય તો.

અપવાદ.—જે માણુસને પકડવું હોય તેના વરથી અથવા તેની વહુથી, તે માણુસને ઘરમાં રાખવાનું કે સંતાડવાનું કામ થયું હોય, તો તે બાબતને આ ઠરાવ લાગુ પડતો નથી.

## કલમ. ૨૧૭

કોઇ માણસ સરકારી નોકર હોય, તેણે પોતાના સરકારી હોદ્દાના જોરથી કેમ ચાલવું એ બાબતનો કાંઇ કાયદાનો હુકમ અગર તે માણસ જાણી બુઝીને ન માને, એવા ઇરાદાથી કે તેમ કરવાથી કોઇ સખસ કાયદેસર શિક્ષાથી બચે, અથવા જે શિક્ષાને તે લાયક હોય તેથી તેને ઓછી શિક્ષા થાય અથવા મારા તેમ કરવાથી તે શિક્ષાથી તેને ઓછી શિક્ષા થશે એવો સંભવછે એમ જાણ્યા છતાં, તો અથવા એવા ઇરાદાથી તેમ કરવાથી કાંઇ મિલકત સરકાર જપ્ત થતી, અથવા કાંઇ રૂપીયા તેમાંથી કાયદા મુજબ આપવા જેવા હોય તે આપવાથી તે, બચી જાય, અથવા બચી જશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, તો તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

કોઇ સખસને શિક્ષાથી અથવા કાંઇ મીલકતને સરકાર જપ્ત થતી બચાવવાના ઇરાદાથી જે સરકારી નોકર કાયદાનો હુકમ ન માને તેને શિક્ષા.

### અરજદાર રામીની નાયરની બાબતમાં.

કલમ ૨૧૭

૧
તા૦ ૭-૩-૭૭
ઇ. ૧ મ. પા. ૨૧૧

આ કલમમાં લખેલા કાયદાનો હુકમ અમુક કામ કરવાનો સ્પષ્ટ રીતનો હોવો જોઇએ.

कोइ गामडाना एकाउन्टन्टने तथा गामडाना मुनसफना पटावाळाने फोजदारी काम चलाववानी रीतना कायदानी ९० ( ४९ ) मी कलममां कायदानो जे हुकम लख्यो छे, ते हुकम न मान्या वास्ते, हिं. पी. कों. २१७ मी कलम प्रमाणे अपराधी ठर्या हता.

तेमां ठराव्युं के,—ए बंने सक्षोनो ठराव कायदा विरुद्ध छे. केमके सदरहु ९० (४९) मी कलममां जेवी फरज मुकेली छे, तेवी फरजवाळा ते सक्षो नथी.

हिं. पी. को. नी २१७ मी कलममां कायदाना हुकमनुं वर्णन कर्युं छे, ते हुकम जेवो फोजदारी काम चलाववानी रीतना कायदानी ८९-९० ( ४४-४९ ) मी कलममां लखेलो छे, तेवो स्पष्ट हुकम होवो जोइए. परंतु फोजदारी फरीयाद उडावी नहीं देवानी दरेक सखतनी सामान्य फरज छे. ते फरज सुधी ते हुकम पहोंची शकतो नथी.

### અરજદાર તરફથી શેપર્ડ સાહેબ.
### કોર્ટે નીચે પ્રમાણે ઠરાવ આપ્યો.

આ અરજી પેહેલા નંબરના બંધવાએ કરેલી છે. પરંતુ જે કારણો હવે અમે લખવાના છીએ, તે પ્રમાણે બંને બંધવાઓને હિં. પી. કો. ની ૨૧૭ મી કલમના ખોટી રીતે અપરાધી ઠરાવ્યા છે. એવો અમારો અભીપ્રાય થાયછે. ચોરીના ગુન્હાનું તહોમત બંધવાએ-

એ ઢાંકી દીધું, એથી કાયદાનો હુકમ ન માન્યાની હકીકત ઝાહેર થવા ઉપરથી ૨૧૭ મી કલમ પ્રમાણે તેઓને અપરાધી ઠરાવ્યા છે. પેહેલા નંબરનો બંધવો ગામડાનો હિસાબ રાખનારો છે, અને બીજા નંબરનો બંધવો ગામડાના મુનસફનો પટાવાળો છે, કાયદાના જે હુકમની બેફ્રમાની કર્યાનું માની લેવામાં આવ્યું છે. તે હુકમ ફોજદારી કામ ચલાવવા-ની રીતના કાયદાની ૯૦ (૪૫) મી કલમમાં લખ્યો છે, પરંતુ સદરહુ હુકમમાં જેવી ફરજ મુકી છે, તેવી ફરજવાળાઓનો તેઓનો દરજો હોય, ત્યારેજ તેઓ સદરહુ કલમ પ્રમાણે ગુન્હેગાર થઈ શકે છે. ગામડાના હિસાબ રાખનારને દરજે પેહેલા નંબરનો બંધ-વો સદરહુ ગામડાનો મુખી નથી, તેમ તે સરકારી મેહેસુલ ઉઘરાવવામાં રોકાયેલો સક્ષ નથી. વળી સદરહુ કલમમાં જે જે દરજાવાળા સક્ષો ઉપર ફરજ રાખેલી છે તેવા દરજાવાળાઓમાં આ બંધવાઓનો સમાસ થતો નથી એમ પુરાવેથી જણાય છે. ગામડાના પટાવાળા ઉપર કંઇ પણ ફરજ મુકવાનો એ કલમનો હેતુ હોય, એમ અમોને દેખાતું નથી.

હિં. પી. કો. ની ૨૧૭ મી કલમમાં કાયદાના ફરમાનનું વર્ણન કર્યું છે. તે ફરમાન અમારા ધારવા પ્રમાણે ચોકસ અમુક કામ કરવાનું હોવું જોઇએ. અને એવા હુકમો ફોજ-દારી કામ ચલાવવાની રીતના કાયદાની ૮૯—૯૦ (૪૪—૪૫) મી કલમમાં લખેલા છે. પરંતુ ફોજદારી ગુન્હાને ઢાંક પછેડો ન કરવાની જે દરેક રૈયતની સામાન્ય ફરજ છે, તે-ટલે સુધી એ હુકમ પહોંચી શકતો નથી. મૂળ અદાલતમાં માજીસ્ટ્રેટે, તથા અપીલમાં અપીલ કોર્ટે, જે કારણો આપીને, ૨૧૭ મી કલમના ગુન્હાનો ઠરાવ કર્યો છે, તે કારણ સીવાય, સદરહુ ગુન્હાનો ઠરાવ ટકાવી રાખવાનો કંઇ પુરાવો નથી. અલબતે બંધવાઓ બીજી રીતે ગુન્હેગાર છે. અથવા ખાતાની રૂએ જવાબદાર છે. પરંતુ આ કલમના ગુન્હા-નો ઠરાવ બીલકુલ પોશાઇ શકતો નથી. માટે તે રદ કરીને દંડ લીધો હોય, તો પાછો આ-પવાનો કરીએ છીએ.

## માહારાણી કેસરેહિંદ. વિ. બાબનખાં વલદમહસકેકોજી.

કલમ ૨૧૭.
૨
તા૦ ૧–૮–૭૭
ઇં. ર૦ મું. વા. ૧૪૨

કાયદાની જેએ ફરમાની કર્યાનું કહેવામાં આવ્યું હોય, તે બેફરમાની શું અને કયા કાયદામાં હતી, તે સ્પષ્ટ લખવું જોઇએ.

बंधवा उपर हिं. पी. को. नी २१७ मी कलमना गुन्हानुं तहोमत हतुं. पण जे कायदाना फरमाननी बेफरमानी करी, अने ते केवी रीते करी, ते फरमान शुं हतुं, ते तहोमतनामामां चोखी रीते जणाव्युं न हतुं.

ठराव्युं के मभम शब्दोमां वर्णवेला तहोमतनामा उपरथी बंधवाने अपराधी ठरावेल होय, त्यारे काम चालती वखत, जे अर्थमां ए तहोमतनामुं समजाणुं होय, ते अर्थने अपीलमां प्रोसीक्युशनवाळाए वळगी रहेवुं जोइए.

બંધવાને સતારાના સેસન જડજે હિં. પી. કો. ની ૨૧૭ મી તથા ૨૧૩ મી કલમ બાંહેલા ગુનાઓનો ગુનેગાર ઠરાવી તેને પ્રથમની કલમના ગુન્હા વાસ્તે એક વર્ષ તથા બી-જીના ગુન્હા વાસ્તે બે વર્ષની સખત કેદની સજા કરી હતી. તથા બીજા ગુન્હા માટે રૂ-પૈયા ૫૦ નો દંડ અને તે ન આપે તો બીજા ત્રણ માસ જ્યાદે કેદની સજા કરી હતી.

૨૧૭ મી કલમનું તહોમત નીચે મુજબ હતું,

પાંડુ વલદ નાના, તથા બીજા ઘણાક જણોને કાયદેસર સજામાંથી બચાવવાનો ઈરાદો કરીને, અથવા વખતે એઓ બચી જશે એવું જાણીને, એક નારાયણ ભટ વલદ બજી ભટના ઘરમાં ઘર ફોડવા સાથે ચોરીનો ગુન્હો થયો હતો. તે કામમાં તપાસ કરતાં જે મિલકત મળી આવી, તેના સંબંધમાં તમે મુખ્ય ફોજદાર હોઇને એક સરકારી નોકર તરીકે કેમ વર્તવું જોઇએ તે બાબતમાં કાયદાનું ફરમાનછે, તે તમે જાણી જોઇને સતારે જીલ્લે માણ તાલુકાના સંભુખેડ ગામમાં સને ૧૮૭૬ ના અકટોબરની ૨૫ મી તારીખે અથવા તે અરસામાં તોડયું.

જ્યારે બંધવાનો ઇનસાફ ચાલવા લાગ્યો ત્યારે આ તહોમતનામા ઉપરથી જડજે એવો મુકરદમો કાઢયો કે,

"કેટલાક સક્ષોને સજામાંથી બચાવવાના ઇરાદાથી, ચોરાયેલી મિલકતમાંથી કાંઇ ભાગ તે મિલકતના ધણીને તહોમતદારે સોંપાવ્યો કે નહીં?"

આ બાબતમાં ઘણા સાહેદોની જુબાનીથી જણાય છે કે, નારાયણ ભટના ઘરમાંથી જે મિલકત ચોરાયેલી કહેવામાં આવે છે, તે મિલકત બંધવાની સમક્ષ જડી આવી હતી. અને બંધવાના હુકમથી નારાયણ ભટને મોકલી હતી. નારાયણ ભટ એવી જુબાની આપે છે કે, મને તહોમતદારે કહેલ કે, આ કામમાં વધુહીલ ચાલ કરવી સારી નથી, નહીંતો ગામડાના લોકો દુશ્મની રાખશે. તહોમતદાર પોતાના બચાવમાં કહે છે કે, હું આ બધું કાંઇ જાણતો નથી. અને એવું સાબીત કરવાનું પ્રયત્ન કરે છે કે, ચોરી થયાની વાત મેંતો ઉડતી ઉડતી સાંભળી હતી. અને જ્યારે તે સાંભળી ત્યારે મેં તેનો તપાસ કર્યો. પણ તેમાંથી કોઇ મુદાની હકીકત મળી નહીં. એટલે મારા ઉપરી તરફ તેવા મતલબનો રીપોર્ટ કરી વાળ્યો.

આ તહોમતને લગતો બંને બાજુનો રજુ થયેલો પુરાવો જોયા પછી સેસન જડજે બંધવાને અપરાધી ઠરાવ્યો. વળી ગુન્હેગારને બચાવવા ખાતર તેણે કાંઇ બક્ષીસ લીધી. એ તહોમતનો પણ અપરાધી ઠરાવ્યો.

અપેલેંન્ટ તરફથી માકફરસન તથા વીશ્વનાથ નારાયણે એવી દલીલ કરી કે, જડજે પુરાવાની યોગ્ય રીતે તુલના કરી નથી.

**જસ્ટીસ વેસ્ટે કહ્યું કે:**—પુરાવા ઉપરથી અમોને ખાત્રી થઈ કે, બક્ષીસ લેવાના સંબંધનું જે તહોમત છે. તેનો બંધવાનો ખરી રીતે અપરાધી ઠરાવ્યો છે. માટે અમે સરકારી વકીલને હુકમ કરીએ છીએ કે, એ બાબતના પુરાવા ઉપર અમારી પાસે તેણે કાંઇ બોલવું નહી. પરંતુ પહેલા તહોમતના સંબંધમાં અમોને જણાય છે કે, તે તહોમત સ્પષ્ટતા વાળું નથી. પણ મભમ છે. ખરેખરૂ બંધવા ઉપર જે આરોપ મુકવાનો મતલબ છે. તે આરોપનો રદીયો દેવા સારૂ જે હકીકત આપવા કાયદાની મતલબ છે, તે પુરેપુરી બંધવાને અપાણી નથી. આ બાબત ઉપર સરકારી વકીલનું કહેવું સાંભળવાને ચાહીયે છીએ.

**સરકારી વકીલ તરીકે નાનાભાઇ હરીદાસ.**

**કામીટેઅલ ગુન્હો બન્યાના શક ઉપરથી જે મિલકત હાથ કરી હોય, તે પાછી**

આપવાની પોલીસને મનાઇ છે, એવો કોઈ ઠરાવ અથવા સરક્યુલર હોવાની મને ખબર નથી. પણ ખુદ બંધવાને ઇનસાફ થવા ટાણે પુછયું હતું કે, એમ પાછી આપવાનો કોઈ આધાર છે. તે ઉપરથી તેણે ના પાડી હતી.

૧૮૭૨ ના દસમા આકટની કલમ ૯૨ (૫૪) મીમાં ફરમાવ્યું છે કે, જે મિલકત ચોરાયેલી છે, એવો તેના ઉપર વાજબી શક જાય, તે મિલકત જેની પાસે હોય, તે માણસને પોલીસે પકડવો, અને એવી મિલકત હાથ કર્યાનો રીપોર્ટ તેણે માજીસ્ટ્રેટને કરવો જોઇએ. એમ ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૪૧૫ (૫૨૩) મી કલમમાં કહેલું છે. બંધવો કહે છે કે એવો રીપોર્ટ મેં કરેલો હતો. પણ તેમ તેણે કર્યું હોય, એમ માલુમ પડતું નથી. અને આથી કરીને તેણે કાયદાના ફરમાનની બેફરમાની કરી છે. જે માજીસ્ટ્રેટની હકુમત હોય, તેને કોગ્નીઝેબલ ગુન્હો થયાના શકના ખબર જેના હવાલામાં પોલીસનું થાણું હોય, તેણે મોકલી દેવા જોઇએ. એવું પણ ૧૪૪ (૧૫૭) મી કલમમાં તથા જીલ્લા પોલીસ આકટની (૧૮૬૭ નો મુંબાઇનો આકટ) કલમ ૨૧ મી માં કહેલું છે કે, ગુન્હા થતા અટકાવવા તથા ગુન્હેગારને પકડીને ઈનસાફ થવા સારૂ આણવા એ કામ દરેક પોલીસ અમલદારનું છે. ફોજદારી કામ ચલાવવાની રીતના તથા જીલ્લા પોલીસના કાયદામાં જે નીયમો બાંધ્યા છે, તેનું ઉલંઘન કરવામાં રીપોર્ટ કર્યા વગર ચોરાયેલી મિલકત તેના ધણીને બંધવે આપી દીધી છે. જેમ જોઇએ તેમ જણાય છે કે, ક્રીમીનલ પ્રોસીજર કોડની ૨૮૩ મી (૫૩૭) મી કલમ પ્રમાણે ગુન્હેગારીનો ઠરાવ રદ કરવો વાજબી છે. એટલા સારૂ બંધવાને પોતાનો બચાવ કરવામાં કાંઇ નુકશાન થયું હોય, અથવા ઈનસાફ ઊંધો વળતો હોય, એવું આ કામમાં કાંઇ થયું નથી.

### જસ્ટીસ વેસ્ટનો ઠરાવ.

આ કામમાં તોહોમતનામાનું પ્રથમનું તોહોમત એવી રીતે હકીકત મુકીને ઘડયું છે કે, જેનો જવાબ દેવાને બંધવાને ફરમાવવામાં આવેલ. તેની, એ ચોકસ ગુન્હામાં જેજે હકીકત તોહોમતદારને કહેવી જોઇએ, એવો કાયદાનો મતલબ છે. તે ખબર કહી નથી એવો અમારો મત થાય છે.

પીનલકોડમાં ગુન્હાઓનું જે બ્યાન આપ્યું છે, તે સામાન્ય શબ્દોમાં આપ્યા વગર ચાલે તેમ નથી. પરંતુ સામાન્ય શબ્દોથી જે નિયમો બાંધ્યા છે, તેમાં બંધવાનું કરેલું ચોકસ કૃત્ય, અથવા કરેલી કસુરનો સમાસ થઈ શકે છે કે નહીં, તે નકી કરવું એજ બંધવા ઉપર કામ ચલાવવાની મતલબ છે. આ ધોરણને અનુસરીને ક્રીમીનલ પ્રોસીજરના પરિશિસ્ટ ત્રીજામાં તોહોમતનામાના સઘળા નમુનાઓમાં, વાજબી હકીકતનો સમુદાય લેતાં, ગુન્હો બન્યો એમ કહેવાય છે. તે હકીકતો તેમાં બધી આવે છે. આ કામમાં બંધવા ઉપર એવું તોહોમત છે કે, " ચોરીના કામમાં તપાસ કરતાં જે મિલકત મળી આવી તેના સંબંધમાં એક સરકારી નોકર હોઇને, તેવા સરકારી નોકર તરીકે, કેમ વર્તવું જોઇએ, તે બાબતમાં કાયદાનું ફરમાન છે તે જાણી જોઈને તોડયું." કાયદાનું શું ફરમાન છે, તથા કહેલી વર્તણુક ચલાવીને તેની બેફરમાની કરી, એ સંબંધી બંધવાને ખબર કરી નથી. અને તેમ ન કરવાથી પોતાના બચાવમાં તેને નુકશાન થયું હોય તો હોય, કેમકે ચાલેલું કામ લક્ષ દઇને વાંચ્યા પછી અમે એમ સમજ્યા છીએ કે, બંધવો એક હેડ ફોજદાર થઇ

એ ગુન્હો ઢાંકી દેવા સારૂ ચોરાયેલી મિલકત તેના ધણીને પાછી સોંપવા દીધી. તે આ કામના તોહોમતનો સાર છે. અને સરકારી વકીલ હવે એવી ઉજર કરેછે કે, પોતે મિલકત હાથ કરી છે, એવો રીપોર્ટ ક્રીમીનલ પ્રોસીજરકોડની ૪૧૫ (૫૨૩) મી કલમ મુજબ કરવો જોઇએ. તે કરવામાં બંધવે કસુર કરી. તેમાં ગુન્હાનો સાર રહેલો છે. તે મિલકત હાથ કરી હતી, એવું અમો હકીકતથી જોઇ શકતા નથી. અમોને તો કાંઇ એવું જણાય છે કે, સદરહુ મિલકત જ્યારે જડી, ત્યારે તે હાથ કરવાને બદલે તેના માલીકને તેણે અપાવી દીધી, અને આજ રીતભાતથી તેણે કાયદાનો હુકમ તોડયો. કાયદા શું હુકમ છે, અને તે ક્યે ઠેકાણે લખેલો છે, એ એમાંથી ગમે તે અદાલતમાં બતાવવા માગ્યું હત તો, તે બતાવી શકાત, પરંતુ તેમાંનું કાંઇ બતાવ્યું નથી. અને આજ કારણથી હવે જીકર કરવામાં આવે છે કે, એક રીપોર્ટ ન મોકલ્યો, એ વર્તણુકથી કસુર કરી એમ જણાયા જેવું લાગે છે. જે સક્ષ ફોજદારી રીતે ગુન્હેગાર ઠરેછે, તેના લાભમાં ઘણોજ થોડામાં થોડો લાભ વાજબી રીતે આપી શકાય, તે એ છે કે જ્યારે, મબમ શબ્દોમાં તોહોમતનામું રચ્યું હોય, ત્યારે જે કામ ચાલે, તેમાં એ શબ્દો કામ ચાલતી વખતે ખાસ કયા અર્થમાં સમજાણા હતા, તેને વળગી રહેવું જોઈએ.

બીજી જાતની ફરજનું સાપ્રાધ રીતનું ઉલંઘન સાબીત કરવા વાળી પુરાવાની હકીકતની પુષ્ટી આપવા સારૂ કોઇ રીપોર્ટ મોકલવાની કસુર કર્યાનો પુરાવો આપ્યાના કારણથી જે હકીકતનો અનાયાસ પુરાવો પડયો. પરંતુ જેને વાસ્તે સાફ અને પ્રત્યક્ષ રીતનું તોહોમત સખ્યું નહોતું. તેવા તોહોમતના ગુન્હા વાસ્તે બંધવો સજાને પાત્ર થતો નથી.

તેથી અમો તોહોમતનામામાંથી પેહેલા તોહોમની સજા તથા ઠરાવ રદ કરીએ છીએ, અને બીજાના બાહાલ રાખીએ છીએ.

## મહારાણી કેસરે હીંદ વિ. અમિરૂદીન.

**કલમ ૨૧૭.**
**૩**
તા. ૧૨-૨-૭૮
ઇં ૩ ક-પા.૪૧૨

કોઇ માણસને કાયદેસર સજામાંથી બચાવી લેવું એ આ કલમ મ માણે ગુનોહ છે. પછી જે સક્ષને બચાવ્યો હોય તે સક્ષે કાંઇ ગુનોહ કર્યો છે કે નહીં અથવા તે સજાને પાત્ર હતો કે નહીં, તે સાબીત કરવાની જરૂર નથી.

एक सरकारी नोकर तरीके पोताने केम वर्तवुं जोइए, ते बाबत कायदाना हरकोइ हुकम होय, तेनी बंधवे जाणी जोइने बेफरमानी अने ते पछी कोइ सक्षने कायदेसर सजामांथी बचाववाना इरादाथी करवी जोइए. एटलुं पी. को. नी २१७ मी कलम प्रमाणे गुन्हानो ठराव करवा सारु बस छे. जे माणसने बचावी लेवानी धारणा राखी होय, ते माणस पोते कांइ गुन्हो कर्यो हतो के नहीं, अथवा वाजबी रीते ते कायदेसर सजाने पात्र हतो के नहीं ए बताववानी कांइ जरुर नथी.

બંધવો એક પોલીસ કોન્સ્ટેબલ હતો. તેના હવાલામાં જ્યારે ગૈરેડીનું પોલીસ થાણું હતું, ત્યારે જુલાઇ માસની ૨૮ મી તારીખે સદરહુ બંધવા પાસે હેડ પોલીસ કાન્સ્ટેબલને દરજ્જે એક રાધાચરણ ઘોસે એક આધારી ઉપર પોતાનું નાક કાપી નાંખ્યાની ફરીયાદ કરી હતી. તે ફરીયાદ માંડીવાળવા સારૂ સદરહુ રાધાચરણને સમજાવ્યાનું, તથા પોતાની ફરજનું વધુ ઉલંઘન કરીને, રાધાચરણ ફરીયાદ કરવા આવ્યો હતો, એ વાત દાબી દેઇને, એ આધારી કાયદેસર સજામાંથી બચી જાય, એવા ઇરાદાથી તેણે સરકારી દફતર ખોટું બનાવ્યાનું, એમ બે તોહોમતો બંધવા અમિરૂદીનને માથે આવ્યાં હતાં, પીનલકોડની

૨૧૭ તથા ૨૧૮ મી કલમના ગુન્હાઓનું તેના ઉપર કામ ચલાવવા સારૂ તેને કમીટ ક-રવામાં આવ્યો હતો. અને આ બંને કલમો પ્રમાણે ગુન્હેગાર ઠરતાં તેને કેદ તથા દંડની સજા થઇ હતી. તે ઉપરથી તેણે હાઇકોર્ટમાં અપીલ કરી.

**અરજદાર તરફથી બાબુ મનમોહન ઘોસ.**

**જેક્સન જસ્ટીસનો ઠરાવ.**

આ અપીલમાં અમારા ઉપર એવી દબાવણી કરી છે કે, બંધવાને હિં. પી. કો.ની ૨૧૭ મી કલમ અનુસાર અપરાધી ઠરાવ્યોછે. તે યોગ્ય થયું નથી. કેમકે જ્યારે અદાલત પાસે આ બંધવાનું કામ ચાલ્યું, ત્યારે સુદે કાંઇ ગુન્હો બન્યો હતો કે નહીં, એવું દેખાડવાનો કાંઈ પુરાવો પડયો નથી. એટલુંજ નહીં પણ જે સક્ષને સંબંધે પોલીસ અમલદાર તરીકે બંધવાએ ગેરકાયદેસર કામ કર્યું કહેવામાં આવ્યું છે, તે સક્ષે એવો ગુન્હો કર્યો હતો કે નહી, તેનો પણ કંઇ પુરાવો પડયો નથી. જે કાંઈ હકીકત જણાઇ આવી છે, તે એ છે કે, આ-ધારી નામના સક્ષ ઉપર સેસન કોર્ટમાં તોહોમ્તત આવેલ હતું. અને તેનું કામ ચાલીને તેને ગુન્હામાથી નીર્દોશ કર્યો હતો. તોહોમત કોઈ સક્ષનું નાક કાપી નાંખ્યાના ગુન્હાનું હતું. વળી એમ જણાય છે કે બંધવે આ કામમાં જે ખાસ કૃત્ય કર્યું હતું, અને તે એવું હતું કે, સરકારી અમલદાર તરીકે, પોતાને કેમ વર્તવું જોઇએ, તે બાબતમાં કાયદાનો ચોકસ હુ-કમ તેણે જાણી જોઇને માન્યો નહીં. અને તેમ કરવાનું વલણ એવું હતું કે, પ્રથમ કહી ગયા પ્રમાણે, જે સક્ષ ઉપર ફરીયાદ થઇ હતી. તે માણસને કાયદેસર સજામાંથી બચાવવો. સરકારી નોકર તરીકે પોતાને કેમ વર્તવું જોઇએ, એ બાબતનું જે કાયદાનું ફરમાન છે, તે જાણી બુજીને બંધવે તોડયું. અને તે કરવાની તેની મતલબ કાયદેસર સજામાંથી કોઇને બ-ચાવવા સારૂ હશે, એટલું ૨૧૭ મી કલમના ગુન્હાનો ઠરાવ કરવા સારૂ બસ છે, એમ મ-ને લાગે છે. અને સુદે જે માણસને બચાવી લેવાનો હતો, તેણે કાંઇ ગુન્હો કર્યો હતો, અ-થવા કાયદેસર સજા પામવાને તે વાજબી રીતે પાત્ર હતો, એમ વિશેષ રીતે દેખાડવાની જરૂર નથી. જે માણસને બચાવી લેવાનો હોય, તે માણસને સજા મળવાની પાત્રતા વિશે ભુલ ભરેલી માન્યતાના આધાર ઉપર તે ઇરાદો રહ્યો હોય કે નહીં, તો પણ તે સરખી રીતે સજાને પાત્ર થાય છે. મેં પંડેજ એક મુકરદમામાં ઠરાવ કર્યો છે, તે ઠરાવ તરફ આ-ગ્રહથી મારૂં લક્ષ ખેંચવામાં આવ્યું છે. તે ફેંસલો રાણી વિ. જયનારાયણ પતરોનો છે. (૨૦ વિ. રી. ૬૬) એ ફેંસલો સાચો છે કે ખોટો તેનો વિચાર કરવા હાલ કાંઇ જરૂર નથી. કેમકે જે કલમને આધારે એ ફેંસલો થયેલો છે તે હાલની વિચાર કરવાની કલમ-થી તદન જુદોજ છે. કોઈ નાતનો માણસ સજાને લાયક થાય છે કે નહીં, તે બાબતની એ કલમ છે. તથા જે માણસનો ઇનસાફ કરવો હોય, તે માણસે કોઈ ગુન્હો બન્યાની વાત જાણવી જોઇએ. અથવા માનવાનું કારણ હોવું જોઇએ. એ હકીકત સદરહુ ગુન્હાનું તત્વ છે. આ ગુન્હો ફકત સરકારી નોકરને લાગુ છે. જે માણસને સજામાંથી બચાવી લે-વાને ધાર્યો હોય, તે માણસે ગુન્હો કર્યો હોય કે નહીં, તોપણ જ્યારે કોઈ જાતનું કૃત્ય સદરહુ સક્ષને કાયદેસર સજામાંથી બચાવી લેવાની ધારણાથી કાયદાના ફરમાનની સામે થઇને જાણી બુજીને કર્યું હોય, તે કૃત્ય એક સજા થવા લાયક ગુન્હો છે.

હું એમ ધારૂં છઊં કે, આ કામમાં થયેલો ઠરાવ સાચો છે, અને તેથી અપીલ ના-મંજુર કરૂં છું.

## કલમ ૨૧૮ મી.

કોઇ માણસ સરકારી નોકર હોય, અને તેના સરકારી હોદાસર તેને કાંઇ દફતર અથવા બીજું લખાણ તૈયાર કરવાનું કામ સોંપ્યું હોય, તે માણસ જો તે દફતર અથવા લખાણ જે રીત ખોટી છે એવું, તે જાણતો હોય તેવી રીતે તૈયાર કરે, એવા ઇરાદાથી કે તેથી લોકને અથવા કોઇ સખસને ટોટો અથવા નુકશાન થાય, અથવા ટોટો કે નુકશાન થશે એવો સંભવ છે એમ જાણીને, અથવા એવા ઇરાદાથી કે તેથી કોઇ સખસને કાયદેસર શિક્ષાથી બચાવવો, અથવા તેથી કોઇ સખસ કાયદેસર શિક્ષાથી બચશે એવો સંભવ છે એમ જાણીને, અથવા તેથી કાંઇ મીલકત સરકાર જપ્ત થતી, અથવા કાંઇ રૂપીયા તેમાંથી કાયદા મુજબ આપવા જેવા હોય તે અપવાદથી બચી જાય, અથવા તે બચી જશે એવો સંભવ છે એમ જાણીને, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

સરકારી નોકર કોઇ સખસને શિક્ષાથી અથવા કાંઇ મિલકત ને સરકાર જપ્ત થવાથી બચાવવાના ઇરાદાથી કાંઇ ખોટું દફતર અથવા લખાણ બનાવે તે બાબત.

## કેસરેહિંદ વિ. ગવરીશંકર.

कोइ पोलिस अमलदारने तेना उपरी तरफ एक कागळ रवाने करवा सोंप्यो हतो, ते दबावी दइने तेणे पोतानी कामगीरीनी डायरीमां एवी खोटी लखावट करी के, ए कागळ रवाने करवामां आव्यो छे. ते एवा मतलबथी के, सदरहु कागळ दबावी देवा सारु तेना उपर जो पोलीसना धारा प्रमाणे काम चाले तो, सदरहु लखावट ए कागळ रवाने कर्यो छे एवी पोताने पुरवारी करवी पडे, तो ते पुरावामां आपत्री. ते उपरथी ठराव्युं के, पीनलकोडनी १९२ मी कलममां खोटो पुरावो बनाव्यानी व्याख्या आपी छे, ते गुन्हो थवा सारु बनावेलो पुरावो पुरावाना कायदा प्रमाणे पुरावा तरीके दाखल थइ शके एवो होवो जोइए, अने जो सदरहु अमलदार उपर पोलीसधारा प्रमाणे काम चाल्युं हत तो डायरी मांहेनुं लखाण, तेना तरफथी पुरावामां दाखल थइ शकत नहीं. अने जो के तेनो इरादो गमे तेवो हतो, तोपण ते लखावट तेना विरुद्धमां मुकी शकाय एवी छे. परंतु लाभमां वापरी शकाय एवी नथी. माटे ए लखाणना संबंधे आवी रीते पोलीस अमलदारने

કલમ ૨૧૮.
૧
તા૦ ૨૪–૭–૮૩
ઈ. ૬ અ. પા. ૪૨
કોઈસરકારી નોકર પોતાની મેળે શિક્ષામાંથી બચવા સારૂ ઇરાદા પુરવક ખોટું દફતર લખે તેને આ કલમ લાગુ નથી પરંતુ બીજાને બચાવવા સારૂ જ્યારે તેમ કરે ત્યારે આ કલમ લાગૂ પડે છે.
કોઇ માણસ ઉપર ખોટો પુરાવો બનાવ્યાનું તહોમત મુકવામાં આવ્યું હોય ત્યારે તે બનાવેલો પુરાવો પુરાવાના કાયદાથી દાખલ થઈ શકે એવો હોવો જોઈએ.

**पीनलकोडनी १९३ मी कलम प्रमाणे खोटो पुरावो बनाव्यानो अपराधी ठराववो ए वाजबी नथी.**

**वळी विशेष एवुं ठराव्युं के, मजकुर लखावट करीने सदरहु पोलीस अमलदारनो इरादो, पोताने शीक्षामांथी बचवानो होय तोपण तेने ए कायदानी २१८मी कलम प्रमाणे सजा थइ शकती नथी.**

બંદાના સેસન જડજે સને ૧૮૮૩ ના જુનની ૧૮ મી તારીખે, શીક્ષાનો ઠરાવ કર્યો હતો, તેના ઉપર આ અપીલ છે.

ભેરનપ્રસાદ અને મનુલાલ જેઓ ડાકની ગાડીના ઇજારદાર હતા તેઓના નોકરે ટપાની ગાડીઓમાં હદ ઉપરાંત વધુ બોજો ભર્યાના ગુન્હાના ખબર સંબંધી બે પોલીસના રીપોર્ટો કાલીખાન નામના ફોજદારના થાણામાંથી બંદા પ્રગણાના પોલીસના થાણામાં રવાને કર્યા હતા. બળદની ગાડીના ઇજારદાર બાબુ ઓશના નોકરે તેની ગાડી હદ ઉપરાંત વધારે હાંકી હતી. તેના સંબંધના ખબરનો પણ એક ત્રીજો રીપોર્ટ મોકલવામાં આવ્યો હતો. એ પોલીસના થાણાના અમલદારે એ ત્રણે રીપોર્ટો બંદે મોકલવાનો હુકમ કર્યો હતો. અને આ કામનો અપેલેન્ટ ગવરીશંકર એક પોલીસ ખાતાનો કારકૂન હતો, તેને આ ત્રણે રીપોર્ટો ટપાલમાં નાખવા સારૂ આપ્યા હતા, ઉપર લખેલા બે રીપોર્ટો બંદે પહોંચ્યા નહીં. ગવરીશંકરને એ બે રીપોર્ટનું શું કર્યું તેનો ખુલાસો પુછતાં તેણે કહ્યું કે, મેં તો ત્રણે રીપોર્ટો બંદે રવાના કર્યા હતા, અને તે પ્રમાણે કર્યાની સાબીતીમાં તેણે સને ૧૮૮૩ ના મેની ૧૧ મી તારીખની ડાયરી રજુ કરી. તેમાં તેણે બંદે રવાને કરેલા કાગળોના નોંધ હેઠળ નીચે પ્રમાણે રીમાર્ક કર્યો હતો.

"ટપાની ગાડીના ઇજારદાર ભેરનપ્રસાદ મનુલાલ અને બાબુ ઓશ ઉપર ફરીયાદ બાબતમાં મુખ્ય ફોજદાર કાળેખાનનો રીપોર્ટ" આ ત્રણે રીપોર્ટો તેણે પુરાવામાં રજુ થતા અટકાવવાના ઇરાદાથી દબાવી રાખ્યાનું પીનલકોડની ૨૦૪ થી કલમ પ્રમાણે શીક્ષા થાય, એવા ગુન્હાનું તથા પોતાની ડાયરીમાં ખોટા લેખ કર્યાનું તેજ કાયદાની ૪૬૬ મી કલમ મુજબ શીક્ષા થાય એવા ગુન્હાનું એમ બે તોહોમત મુકી તેનો ઇનસાફ થવા સારૂ તેને કમીટ કરવામાં આવ્યો હતો.

કાગળો દબાવી દેવાના તોહોમતનું કામ ચાલે તેના બચાવમાં પુરાવા તરીકે, વાપરવા સારૂ તેણે ખોટો પુરાવો બનાવ્યો, એમ માનીને સેસન જડજે સદરહુ લખાવટને સંબંધે તેને હિં. પી. કો. ની ૧૯૩ મી કલમ અનુસાર અપરાધી ઠરાવ્યો.

**અપેલેન્ટ તરફથી કોલવીન તથા ડીલોન સાહેબ વકીલ હતા.**

**સરકાર તરફથી બાબુ દુવારકાંનાથ બાનરજી.**

**સ્ટ્રેટ જસ્ટીસનો ઠરાવ.**

મારો મત એવો છે કે, પીનલકોડની ૧૯૨ મી કલમ પ્રમાણે ગુન્હાનો ઠરાવ કાયમ રહી શકતો નથી.

ભેરનપ્રસાદ તથા મનુલાલ વીરૂધ્ધના બે રીપોર્ટો દાબી દીધાનું તથા પોતાની વર્તણુક ઢાંકવા સારૂ તેણે ડાયરીમાં ખોટા રીમાર્ક કર્યાનું, તથા પોલીસ ધારા પ્રમાણે તેમા ઉપર કામ ચાલે તો રીતસર તે કાગળો મોકલી આપ્યાનો ઇરાદો રાખ્યાનું ખાત્રી પૂર્વક અપેલેન્ટે બતાવી આપ્યું છે. એમ ફ્ડેલી હકીકત ઉપરથી સેસન જડજે જે અભીપ્રાય બાંધ્યો છે, તે અભીપ્રાયને હું મળતો આવું છું;

પણ એટલું બધું કર્યાથી ખોટા પુરાવો બનાવ્યાનો ગુન્હો સંપુર્ણ થતો નથી: કેમકે જે પૂરાવો ખોટા બનાવ્યાનું કહેવામાં આવે છે, તે પૂરાવો પૂરાવામાં દાખલ થઇ શકે એવો હોવો જોઇએ. પણ આ કામમાં પેલી ખોટી લખાવટ પૂરાવામાં દાખલ થઈ શકે એવી નથી. કેમકે ફોજદારી કામ ચલાવવાના કાયદાની ૧૭૨ મી કલમ જેને આ કામની સાથે કશો સંબંધ નથી તેમાં મનાઈ કરી છે એટલા માટે નહીં, પણ જ્યારે પછવાડેથી તે સક્ષના ઉપર કોઈ ગુન્હાનું તહોમત આવે તેમાં પોતા થકો લાભ લેવા સારૂ પૂરાવો બનાવી શકતો નથી. તેથી પોલીસના ધારાની ૨૯ મી કલમ મુજબ કામ ચાલ્યું હતતો, ડાયરીમાં તેનું લખાણ તેના હીતને અર્થે પૂરાવામાં વાપરી શકાત નહીં, પણ તેના વિરૂદ્ધ વાપરી શકાત, પણ તેમ કરવાનો તેનો ખરેખરો ઇરાદો હશે નહીં. "એ પ્રમાણે પૂરાવામાં રજુ થાય" એવા ૧૯૨ મી કલમના શબ્દો ઉપરથી સાફ રીતે માની લેવું જોઇએ કે, ખોટી લખાવટ અથવા ખોટો મજકુર પૂરાવામાં દાખલ થઇ શકે, એવો હોવો જોઇએ. આ કારણથી ગુન્હાનો ઠરાવ કાયમ રહી શકતો નથી માટે રદ કરવો જોઇએ. આ હકીકતને પીનલકોડની ૨૧૮ મી કલમ લાગુ પડે છે અને તેટલા માટે તેને તે કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવવો જોઇએ. એવી સરકારી વકીલની તકરાર હું માન્ય કરી શકતો નથી. અપેલેન્ટનો હેતુ નિઃસંદેહ પોતાનો બચાવ કરવાનો હતો. અને એ કલમમાં જે ઇરાદો કહ્યો છે તે બીજાને બચાવવાના સંબંધનો છે માટે અપીલ મંજુર કરવામાં આવે છે. અને ગુન્હાનો ઠરાવ રદ કરી અપેલેન્ટને છોડી દેવામાં આવે છે.

## કલમ ૨૧૮ મી.

૨૧૮. કોઇ માણસ સરકારી નોકર હોય, અને તેના સરકારી ઓહદાસર તેને કાંઇ દફતર અથવા બીજુ લખાણ તૈયાર કરવાનું કામ સોંપ્યું હોય, તે માણસ જે તે દફ્તર અથવા લખાણ જે રીત ખોટી છે એવું, તે જાણતો હોય તેવી રીતે તૈયાર કરે, એવા ઇરાદાથી કે તેથી લોકને અથવા કોઇ સખસને ટોટો અથવા નુકશાન થાય, અથવા ટોટો કે નુકશાન થશે એવો સંભવ છે એમ જાણીને, અથવા એવા ઇરાદાથી કે તેથી કોઇ સખસને કાયદેસર શિક્ષાથી બચશે એવો સંભવ છે એમ જાણીને, અથવા તેથી કાંઇ મીલકત સરકાર જપ્ત થતી, અથવા કાંઇ રૂપીયા તેમાંથી કાયદા મુજબ આપવા જેવા હોય તે અપવાદથી બચી જાય, અથવા તે બચી જશે એવો સંભવ છે, એમ જાણીને, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

સરકારી નોકર કોઇ સખસને શિક્ષાથીઅથવાકાંઇ મિલકતનેસરકારજપ્તથવાથીબચાવવાનાઇરાદાથીકાંઇખોટું દફતર અથવા લખાણબનાવે તેબાબત.

## કલમ ૨૧૯ મી.

૨૧૯. કોઇ માણસ સરકારી નોકર છતાં લાંચ લેઇને અથવા દ્વેષ બુદ્ધિથી કાંઇ ઈનસાફી મુકદમાના કોઇ પણ ભાગમાં કાંઇ રિપોટ, હુકમ, ફેંસલો, અથવા ઠરાવ કરે કે કહી સંભળાવે, એવો કે તે કાયદાથી વિરૂદ્ધ છે, એમ તે માણસ પોતે જાણતો હોય, તો તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

કાંઈઇનસાફીમુકદમામાટે,પોતેકાયદા વિરૂદ્ધ છેએમજાણતો હોયએવોહુકમ રીપોર્ટ વીગેરે કોઇ સરકારી નોકરકરે તેબાબત.

## કલમ ૨૨૦ મી.

૨૨૦. કોઇ માણસનો ઓહદો એવી તરેહનો હોય કે તેથી કોઈ સખસોને તેઓનો ઇનસાફ થવા સારૂ કમિટ કરવાનો અથવા તેઓને કેદમાં મોકલવાનો અથવા કોઇ સખસોને કેદમાં રાખવાનો તેને કાયદેસર અખત્યાર મળ્યો હોય, તે માણસને તે અખત્યાર અમલમાં લાવતાં લાંચ લેઈને અથવા દ્વેષ બુદ્ધિથી, જો કોઇ સખસને તેનો ઇનસાફ થવા સારૂ કમીટ કરે અથવા તેને કેદમાં મોકલે, અથવા કોઇ સખસને કેદમાં રાખે અને તે એમતો હોય કે આમ કરવામાં હું કાયદાથી ઉલટો ચાલુંછું; તો તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

જેશખસનેઅખત્યાહોયતેશખસહું કાયદાથીવિરૂદ્ધચાલુ છુંએમજાણીને,કોઇને તેનો ઇનસાફ થવા સારૂકમિટકરે, અથવા કેદમાં મોકલેતે બાબત.

## કલમ ૨૨૧ મી.

કોઇ માણસ સરકારી નોકર હોય, અને કોઇ સખસની ઉપર કાંઇ ગુનાહનું તોહોમત મુકાએલું હોય તેને, અથવા કાંઇ ગુન્હાને માટે પકડવા જોગ હોય એવા કોઇ સખસને, પકડવા અથવા કેદમાં રાખવાની તે માણસની પોતાના સરકારી હોદ્દાને લીધે કાયદા મુજબ ફરજ હોય, તે માણસ અગર તે સખસને પકડવામાં ઇરાદાથી કસુર કરે, અથવા ઇરાદાથી તે સખસને નાસી જવા દે, અથવા તે સખસને તે કેદમાંથી નાશી જવામાં અથવા નાસી જવાની કોશીશ કરવામાં ઇરાદાથી સહાય કરે, તો તે માણસને નીચે પ્રમાણે શિક્ષા કરવામાં આવશે, એટલે:—

જેસરકારી નોકરનીકાયદા મુજબકોઇનેપકડવાની ફરજ હોય તે સરકારી નોકર તેને પકડવામાં ઇરાદાથી કસુર કરે તે બાબત.

અગર કેદ કરેલા અથવા જેને પકડવો જોઇતો હતો તે સખસની ઉપર મોતની શિક્ષા થઇ શકે એવા ગુન્હાનું તોહોમત મુકવામાં આવ્યું હોય, અથવા એવા ગુન્હાને માટે તે પકડવા જોગ થયા હોય, તો તે માણસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની, દંડ સાથે અથવા દંડ વિના કેદની શિક્ષા કરવામાં આવશે; અથવા

શીક્ષા

અગર કેદ કરેલા અથવા જેને પકડવો જોઇતો હતો તે સખસની ઉપર જીવતા સુધી સમુદ્રપારની અથવા દશ વરસની મુદત સુધીની કેદની શિક્ષા થઇ શકે એવા ગુન્હાનું તોહોમત મુકવામાં આવ્યું હોય, અથવા એવા ગુન્હાને માટે તે પકડવા જોગ થયો હોય, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની, દંડ સાથે અથવા દંડ વિના, કેદની શિક્ષા કરવામાં આવશે; અથવા—

અગર કેદ કરેલા અથવા જેને પકડવો જોઇતો હતો તે સખસની ઉપર દશ વર્ષથી ઓછી મુદત કેદની શિક્ષા થઇ શકે એવા ગુન્હાનું તોહોમત મુકવામાં આવ્યું હોય, અથવા એવા ગુન્હાને માટે તે પકડવા જોગ થયો હોય, તો તે માણસની બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની, દંડ સાથે અથવા દંડ વિના, કેદની શિક્ષા કરવામાં આવશે.

### મહારાણી કેસરેહિંદ. વિ. કાલુ.

कोइ गामनी हद बहार जे शक्ष उपर खुन कर्यानुं आरोप आव्युं होय, अने जे सक्षने ढंढेराथी प्रसीद्ध कर्यो होय नही, अने खुन करतां सदर गामना चोकीदारे नजरे जोयो न होय, तेने पेलो चोकीदार सरकारी नोकरने दरजे कायदेसर पकडवाने बंधायो नथी. अने तेथी कोइ खानगी शक्षना कहेवा उपरथी एवा आरोपीत सक्षने पकडवानी सदरहु चोकीदार ना पाडेतो, पीनलकोडनी २२१ मी कलम प्रमाणे सजाने पात्र थतो नथी.

કલમ ૨૨૧.
૧
તા૦ ૨૫-૬-૪૦
ઈ. ૩ અ. પા. ૬૦

ગામની બહાર ખુનના આરોપવાળા સક્ષને એ ગામનો ચોકીદાર પકડવા સારૂ બંધાયો નથી અને તે પકડવામાં જ્યારે એ ચોકીદાર કોઈ સક્ષના કહેવા ઉપરથી ના પાડે ત્યારે સદરહુ ચોકીદાર આ કલમ પ્રમાણે સજાને પાત્ર થતો નથી.

મીરજાપોર જીલ્લાના એક માજીસ્ત્રેટની માગણી ઉપરથી આ મુકરદમો સદરહુ જીલ્લાના સેસન જડજે હુકમ થવા સારૂ હાઇકોર્ટમાં લખી મોકલ્યો હતો. એ લખાણની મતલબ નીચે પ્રમાણે હતી.

"બનારસના રાજાની ઘરખેડના સુપ્રીટેંન્ડેન્ટે એક ફેંસલ કરેલો મુકરદમો મીરજાંપોરના માજીસ્ત્રેટની માગણી ઉપરથી નામદાર હાઇકોર્ટનો હુકમ થવા લખી મોકલું છું. કોઈ એક બહાદુર નામના સક્ષ ઉપર ખુન કર્યાનું આળ આવ્યું હતું. તેને પકડવા સારૂ એક અશરફ નામના ખાનગી સક્ષે તોહોમતવાળા ગામડાનો ચોકીદાર હોવાથી તેઓને સદરહુ બહાદુરને પકડવાનું કહ્યું હતું. તે પ્રમાણે તેઓએ પકડવાની ના પાડી, જેથી મજકુર બહાદુર નાસી ગયો. અને ત્યારથી પકડાયો નથી. તે કારણથી ચોકીદાર બંધવાઓ ઉપર પી. કો. ની ૨૨૧ મી કલમનું તહોમત રાખવામાં આવ્યું હતું. એ બહાદુરને પકડવાની બંધવાઓની સરકારી નોકર તરીકે કાયદેસર ફરજ નથી. એમ જાણીને પેલા સુપ્રીટેંન્ડેન્ટે તેઓને છોડી મુક્યા હતા. સને ૧૮૭૩ના ૧૬ મા આકટની આઠમી કલમથી આ તેનો મત સાચો ઠરે છે. કેમકે તોહોમતદારોની ચોકી કરવાની ગામડાની હદમાં તે ખુન થયું નોહોતું. તેમ બહાદુરનો ગુન્હો ઢંઢેરાથી પ્રસીદ્ધ થયો નહોતો, તેવીજ રીતે એ બહાદુરે ચોકીદારના દેખતાં ખુન કર્યું નહોતું. પરંતુ મીરજાંપોરના માજીસ્ત્રેટે એવો વાંધો લીધો છે કે, સને ૧૮૭૨ ના દસમા આકટની ૯૨ મી કલમના અર્થ પ્રમાણે ચોકીદાર બંધવાઓ, એક જાતના પોલીસ અમલદાર છે. હું આ વાંધો મંજુર કરતો નથી. ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદામાં ચોકીદારોને જુદાજ નામથી ઓળખવામાં આવ્યા છે. જુઓ એજ કાયદાની ૯૦ મી કલમ, અને નવમા તથા દસમા બાબેનો આખો ભાવાર્થ જોતાં જણાય છે કે, પોલીસ અમલદાર એ શબ્દોમાં ચોકીદારનો સમાસ કરવાનો ઇરાદો રાખવામાં આવ્યો નથી. જુઓ કલમો ૯૩, ૯૭, ૧૦૦, ૧૧૦, ૧૧૯, ૧૨૬, તથા ૧૨૭ (૫૭, ૧૫૧, ૪૮, ૧૫૫, ૧૬૧, ૧૭૨, ૧૭૩) વળી સને ૧૮૬૧ ના પાંચમા પોલીસ આકટની ૪૭ મી કલમમાં, ૧૮૭૨ ના દસમા આકટની ૯૦ મી કલમની માફક, ચોકીદાર અને પોલીસ વચ્ચે ફરક રાખવામાં આવ્યો છે. માટે આ કામની હકીકત જોતાં સુપ્રીટેંડેંન્ટે કાયદાનો જે અર્થ કર્યો છે, તે મને સાચો લાગે છે, તથા બંધવાઓને છોડી મુકવાનો ઠરાવ પણ કાયદેસર છે અને તેથી તેઓના ઉપર વાજબી રીતે પી. કો. ની ૨૨૧ મી કલમ માંહેલું તોહોમત રહી શકતું નથી."

**પીયરસન જસ્ટીસનો ઠરાવ:—**

હું સેસન જડજના મતને મળું છઊં કે, સુપ્રીટેંડેંન્ટે કાયદાનો ખરો અર્થ કર્યો છે.

## કલમ ૨૨૨ મી

૨૨૨. કોઇ માણુસ સરકારી નોકર હોય, અને કોઇ સખસની ઉપર કાંઇ ગુન્હાને માટે કોઇ ઇનસાફની કોરટે શિક્ષાનો હુકમ કરયો હોય, તે સખસને (સન ૧૮૭૦ ના આકટ ૨૭ મા પ્રમાણે) "અથવા જે સખસને કાયદેસર રીતે કેદમાં રાખ્યો હોય તેવા સખસને" પકડવાની અથવા કેદમાં રાખવાની તે માણસની પોતાના સરકારી ઓહદ્દાને લીધે કાયદા મુજબ ફરજ હોય તે માણસ અગર તે સખસને પકડવામાં ઇરાદાથી કસુર કરે, અથવા ઇરાદાથી તે સખસને નાસી જવા દે, અથવા તે સખસને કેદમાંથી નાસી જવામાં અથવા નાસી જવાની કોશિશ કરવામાં ઇરાદાથી સહાય કરે, (સન ૧૮૭૦ ના આકટ ૨૭ મા પ્રમાણે) "અથવા જો તે સખસને કાયદાસર રીતે કેદમાં રાખ્યો હોય" તો તે માણુસ તે નિચે પ્રમાણે શિક્ષા કરવામાં આવશે, એટલેઃ—

જેશખસનાં ઉપરકોઈ ઇનસાફીકોરટે શીક્ષાનોહુકમકરયોહોય,તેસખસને પકડવાની જેસરકારીનોકરનીફરજહોયતેશખસનેપકડવાગાંઇરાદાથી કસુરકરે તે બાબત.

અગર કેદ કરેલો અથવા જેને પકડવો જોઈતો હતો તે સખસની ઉપર મોતની શિક્ષાનો હુકમ થએલો હોય, તો તે માણુસને ચઉદ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની દંડસાથે અથવા દંડ વિના; કેદની શિક્ષા કરવામાં આવશે; અથવા

શીક્ષા.

અગર કેદ કરેલો અથવા જેને પકડવો જોઈતો હતો તે શખસ કોઇ ઇનસાફની કોરટે કરેલા શિક્ષાના હુકમથી, અથવા તેને બદલે બીજી શિક્ષા કરવાના કોઈ હુકમથી, જીવતાં સુધી સમુદ્રપાર અથવા જીવતાં સુધી શાસનિક દાસત્વને, અથવા દશ વરસ કે તેથી વધારે મુદત સુધી સમુદ્રપાર અથવા શાસનિક દાસત્વ અથવા કેદને લાયક હોય, તો તે માણુસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની, દંડ સાથે અથવા દંડ વિના કેદની શિક્ષા કરવામાં આવશે; અથવા,

અગર કેદ કરેલો અથવા જેને પકડવો જોઈતો હતો તે શખસ કોઇ ઈનસાફની કોરટે કરેલા શિક્ષાના હુકમથી દશ વરસની મુદત સુધીની કેદને લાયક ન હોય, તો તે માણુસને ત્રણ વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવાએ બંનેની શિક્ષા કરવામાં આવશે.

## કલમ ૨૨૩ મી.

સરકારી નોકર ગફલતથી કોઈ કેદીને નાસી જવા દે તે બાબત.

જે માણસ સરકારી નોકર હોય અને જે સખસની ઉપર કાંઇ ગુન્હાનું તોહોમત મુકયું હોય અથવા કાંઇ ગુન્હો સાબીત થયો હોય એવા કોઇ શખસને (સન ૧૮૭૦ ના આકટ ૨૭ મા પ્રમાણે 'અથવા જે શખસને કાયદાસર રીતે કેદમાં રાખ્યો હોય તે સખસને") કેદમાં રાખવાની કાયદા પ્રમાણે જે માણસને પોતાના સરકારી હોદ્દાને લીધે ફરજ હોય તે માણસ અગર ગફલતથી તે શખસને કેદમાંથી નાશી જવા દે, તો તે માણસને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

### મહારાણી કેસરેહિંદ વિ. અશરફઅલી.

કલમ ૨૨૩.

૧

તા. ૧૩-૧૨-૮૩ ઇ. ૬ અ. પા. ૧૨૯ કોઇ બંધપાને ફોજદારી કામ ચલાવવાનો રીતનાકયદાની ૧૬૭ મી કલમ પ્રમાણે હુકમ કરીને પોલીશનાહવાલામાં રાખ્યો હોય અને તેનો છુટકારો થતાં સુધી એ પોલીસ અમલદાર બંધવાને જવા દે તો આ કલમ પ્રમાણે ગુનેહગાર થાય છે.

अ नामना पोलीस अमलदार एक मुकरदमानो फोजदारी काम चलववानी रीतना कायदाना १४ मा बाबमां ठराव्या प्रमाणे तपास करतो हतो. तेटलामां ट नामना सक्षे ए केशनो इनसाफ करनारा हकुमतवाळा माजीस्त्रेटने ट ए एक अरजी आपी. अने ते अरजीमां तेण व नामना शक्ष उपर एक गुन्हो करवामां सामेल होवानुं तोहोमत मुक्युं. अने एवी अरज करी के, जे पोलीस अमलदार सदरहु मुकरदमानी तपास करे छे, तेनी पासे ए व ने पकडीने मोकलवो जोइए. ए उपरथी व ने पकडीने सदरहु माजीस्त्रेट पासे आणवामां आव्यो. अने तेणे ट नी प्रतीज्ञा उपर तथा व नी जुबानी लइने पेली अरजी हेठळ नीचे प्रमाणे शेरो कर्यो. " आ काममां पोलीस तरफथी कांइ लखाण आव्युं नथी. अने मात्र अदजदारे आ अरजी करी छे, तेथी व. ना कामना बधा कागळो जील्लानी पोलीसना सुप्रीटेंडेन्ट तरफ मोकली देवानो हुकम करवामां आवे छे, अने "आ बाबतनो रीपोर्ट करवामां आवे तो धारा प्रमाणे कागळीया शीके, सदरहु मुकरदमो पोलीसे मोकली देवो" आ शेरा प्रमाणे व. ने जील्लाना सुप्रीटेंडेटनी रफ लइ जइने ते अमलदारे तेने अ. पासे मोकल्यो.

ठराव्युं के माजीस्त्रेटनो करेलो हुकम फोजदारी काम चलाववानी रीतना कायदानी १६७ मी कलम प्रमाणे थवो जोइए. अने तेथी व. ने कायदासर पोलीसना हवालामां करवामां आव्यो हतो. अने धारासर तेनो छुटको थतां सुधी तेने तेना हवालामां राखवानी अ. नी फरज हती. पण त्यारबाद ए व. ने अ. ए गफलतथी भागी जवा दीधो. तेमां तेणे पी.को.नी. २२३ मी कलम पमाणे अपराधी ठरावबामां वाजबी कर्युंछे.

એક પેહેલા વર્ગના માજીસ્ત્રેટે તારીખ ૨૧-૯-૮૩ ને રોજ ઠરાવ કર્યો હતો. અને જે ઠરાવ આજમગઢના સેસન જડજે ૨૯-૯-૮૩ તે રોજ બહાલ રાખ્યો હતો. તે ઠરાવ જોઇને સુધારવાની આ અરજી કરવામાં આવી હતી.

હકીકત એવી બનેલી હતી કે, આજમગઢ પાસે આમલો નામના ગામડામાં તા. ૧૯-૬-૮૩ ને રોજ મહુમદાબાદના પોલીસ થાણાની હદની અંદર કેટલાક સક્ષોએ ખુદાબક્ષ નામના શક્ષને લાકડીથી માર મારી તેનું ખુન કર્યું હતું. તેજ રોજ એક તલુબબુલહક નામના સક્ષે આજમગઢ પ્રગણાના જે ભાગમાં મોજે આમલા ગામ આવ્યું હતું તેના માજીસ્ત્રેટને આજમગઢ મધ્યે એક અરજી આપી. અને જે સક્ષોએ ખુદાબક્ષને માર્યો હતો તેમાં વાજેદહુસેન હતો, એવી મને બાતમી મળી છે. અને એ વાજેદહુસેન આજમગઢ આવ્યો હતો. અને હમણાં તે માજીસ્ત્રેટની અદાલતમાં આવ્યો છે, માટે અરજ કરવાની કે, એ વાજેદહુસેનને પકડીને મહમુદાબાદના પોલીસ થાણામાં મોકલવો જોઇએ.

આ અરજી આપ્યા ઉપરથી વાજેદહુસેનને પકડીને સદરહુ માજીસ્ત્રેટ પાસે આણવામાં આવ્યો. અને તે માજીસ્ત્રેટે તલુબબુલહકની પ્રતીજ્ઞા ઉપર જુબાની લઇને તે વાજેદહુસેનની જુબાની લઇ તેણે પેલી અરજી નીચે નીચે પ્રમાણે શેરો કર્યો. "આ કામમાં પોલીસ તરફથી કાંઈ રીપોર્ટ આવ્યો નથી. અને અરજદારેજ ફકત આ અરજી કરેલી છે. તેથી હુકમ કરવામાં આવે છે કે, વાજેદહુસેનના સઘળા કાગળીયા જીલ્લાના પોલીસ સુપ્રીટેંડેંન્ટ તરફ લખી મોકલવા, અને આ બાબતનો રીપોર્ટ કરે તો એ વાજેદહુસેનનો મુકરદમો આ કાગળો સાથે ધારાસર મોકલી દેવો. તલુબબુલહકે આપેલી અરજી તથા લોહીના ડાઘવાળો દુપટો પણ મોકલવામાં આવે છે."

આ હુકમ પ્રમાણે તલુબબુલહકને પકડવામાં આવ્યો. તે વખ્તે તેણે જે દુપટો ઓઢેલો હતો, અને જે દુપટા ઉપર લોહીના ડાઘો દેખાતા હતા, તે દુપટા સહીત તેને જીલ્લાના સુપ્રીંટેન્ડેન્ટ તરપ લઈ જવામાં આવ્યો. અને તે અમલદારે તેને બે પોલીસના સીપાઈની ચોકીમાં રાખીને મહુમુદાબાદના થાણાના સબ ઇન્સ્પેટર અસરફઅલી તરફ મોકલી દીધો. એ અસરફઅલી આ કામનો અરજદાર છે. વાજેદહુસેન ૨૦ મી જુનને રોજ આમલે આવી પહોચ્યો. અને ત્યાં અસરફઅલી જે આગલે દહાડે આવ્યો હતો, તે ખુદાબક્ષના ખુન સંબંધીનો તપાશ કરતો હતો. વાજેદહુસેનને અસરફઅલીને હવાલે કરવામાં આવ્યો. તારીખ ૨૩ મી જુનને રોજ પોલીસની તજવીજ પુરી થઈ અને અસરફઅલી પ્રોસીક્યુશનની તરફના સાક્ષીના કહેવા પ્રમાણે સદરહુ વાજેદહુસેનને સાથે લઇને આમલેથી ચાલ્યો ગયો. એ વાજેદહુસેનને પછવાડેથી ગાજીપુરના જીલ્લામાંથી પકડવામાં આવ્યો. અસફરઅલીએ પોતાના બચાવમાં કહ્યું કે, હું અને પોલીસનો ઇન્સ્પેકટર ભેગા થઇને ખુદાબક્ષના ખુન સંબંધી તપાસ કરતા હતા. અને વાજેદઅલીને પેહેરામાં રાખવામાંનું કાંઈ કારણ નહીં જણાતાં સદરહુ ઇન્સ્પેકટરે વાજેદહુસેનને ૨૩ મી જુનને રોજ છોડી મુકયો હતો. આ સઘળી હકીકત ઉપરથી વાજેદહુસેનને ક્રી. પી. કો. ની ૨૨૩ મી કલમ અનુસાર કાયદેસર હવાલામાંથી અસરફઅલીએ પોતાની ગફ્લતથી જાવા દીધાનો અપરાધી ઠરાવી તેને ૭ અઠવાડીયાની આસાન કેદની તથા ૩૦ રૂપૈયા દંડની અને દંડ ન આપે તો બીજાં બે અઠવાડીયાં કેદની સજા કરી. સેસન જડજે અપીલમાં આ સજા અને ઠરાવ બહાલ રાખ્યાં.

## અરજદાર તરફથી કોલવીન તથા સ્પેંકી સાહેબ.

## સરકાર તરફથી પબ્લીક પ્રોસીક્યુટર હીલ સાહેબ.

અરજદાર તરફથી તેના વકીલે વાંધો લીધો કે, વાજેદહુસેનને કેદ રાખવાની તેની કાયદેસર ફરજ હોવાનું બતાવવામાં આવ્યું નથી. આજમગઢ પ્રગણાના માજીસ્ટ્રેટનો કરેલો હુકમ એવા પ્રકારનો નહોતો કે, જેની રૂયે અરજદાર વાજેદહુસેનને કેદમાં રાખવાને બંધાયો હતો. અથવા એ વાજેદહુસેનને કાયદા પ્રમાણે પેરાની અંદર મોકલાયો હતો. ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૧૬૭ મી કલમ પ્રમાણે કરેલા હુકમની ગેરહાજરીમાં વાજેદહુસેનને ૨૪ કલાક કરતાં વધુ વખત અટકાવી રાખ્યો હતો. તે કાયદા વીરૂદ્ધ હતું. જુઓ તેજ કાયદાની ૬૧ મી કલમ વાજેદહુસેન ઉપર આવેલું તહોમત મજબુત પાયા વાળું હતું, એવું માનવા વાસ્તે અરજદારને કારણો હોવાનો બીલકુલ પુરાવો પડયો નથી. અને તેને છોડી મુકવો તે વાજબી હતું. જુઓ ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૧૬૭ અને ૧૬૯ મી કલમો.

સરકાર તરફથી વાંધો લેવામાં આવ્યો કે, આજમગઢ પ્રગણાના માજીસ્ટ્રેટનો કરેલો હુકમ ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૩૪૪ પ્રમાણે ગણવો જોઇએ. અને તે હુકમની રૂયે વાજેદહુસેનને મરેજ રાખવાની અરજદારની ફરજ હતી, અને એ વાજેદહુસેનને જ્યારે અરજદારને હવાલે કર્યો ત્યારે તે તેના કાયદેસર હવાલામાં હતો. ૧૬૯ મી કલમમાં ફરમાવ્યા પ્રમાણે વાજેદહુસેનના જામીન લીધા વગર તેને છોડી મુકયો. એથી તેને કેદખાનામાંથી ગફલત રાખી ભાગવા દીધા બરોબર છે અને જ્યાં સુધી વાજેદહુસેને જામીન નહોતો આપ્યો, ત્યાં સુધી તેને કેદમાં રાખવો જોઇતો હતો.

### જસ્ટીસ સ્ટ્રેટનો ઠરાવઃ—

ગુન્હાનો ઠરાવ ટકાવવો જોઇએ એવો મારો અભીપ્રાય થાય છે. અલબત તે માજીસ્ટ્રેટનો કરેલો હુકમ જેવો સ્પષ્ટ લખવો જોઇતો હતો, તેવો લખાયો નહોતો. અને વાજેદહુસેનને કેદમાં રાખવાનાં કારણો જેવાં ખુલ્લાં હોવાં જોઇએ, તેવાં ખુલ્લાં થયાં નહોતાં. તોપણ ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૧૬૭ મી કલમ પ્રમાણે તે હુકમ થયાનું ગણવું જોઇએ. વાજેદહુસેનને પોલીસના હવાલામાં કાયદેસર મોકલ્યો હતો તથા તેનો ધારાસર છુટકારો થતાં સુધી તેને તે હવાલામાં રાખવાની પોલીસ અમલદાર તરીકે અરજદારની ફરજ હતી, એમ મને લાગે છે. તેણે વાજેદહુસેનને પોતાના હવાલામાંથી ગફલત કરી જવા દીધો, અને તેથી તેણે પી. કો.ની ૨૨૩ મી કલમ પ્રમાણે ગુન્હો કીધો, એ વાત કામમાં પુરેલા પુરાવા ઉપરથી સારી પેઠે જણાઇ આવે છે. અને તેના ગુન્હાનો ઠરાવ ટકાવી રાખવા સારૂ પડેલો પુરાવો જોઇએ તે કરતાં વધુ છે. ખરૂં જોઇએ તો તેણે ઇરાદા પૂર્વક વાજેદહુસેનને ભાગી જવા દીધોછે. અને તેથી ૨૨૨ મી કલમ આ કામને વધુ લાગુ પડે છે. માટે અરજદારની અરજી નામંજુર કરવી જોઇએ. પરંતુ અરજદારે જે કર્યું તે બદનીયતથી કર્યાનો પુરાવો પડયો નથી. અને તેથી તેની વર્તણુક માત્ર નાની સરખી ગફલત ગણવી જોઇએ. તેથી તેના ગુન્હાને માટે દંડની સજા યોગ્ય છે, કેમકે કેદની સજા ક-

રવાથી તેની નોકરી છુટી જવા સંભવ છે. માજીસ્ટ્રેટની કરેલી સજા તેથી હું રદ કરૂંછું, અને અસરરપઅલીનો ૧૦૦ રૂપૈયા દંડ અને તે ન આપે તો બે માસ આસાન કેદની સજા કરૂંછું. માજીસ્ટ્રેટે કરેલા દંડના રૂપૈયા ૩૦ જો વસુલ થયા હોય તો રૂપૈયા પેટે જમે કરવા જોઇએ.

## મહારાણી કૈસરેહિંદ. વિ: તફ્ફૈલા.

**કલમ ૨૨૩.**
**૨**
તા. ૧૨-૯-૮૫
ઈ. ૧૨૬. પા.૧૯૦

જે માણસને કોઈ દિવાની હુકમથી પકડયા હોય તેને ભાગી જવા દેવામાં આવે તો તેનો પહેરેગીર આ કલમ પ્રમાણે ગુનેહગાર કરી શકતો નથી.

जे माणसने केदमां राख्या होय, अथवा जेने केद करीने मोकल्यो होय, ते सक्षने जो भागी जवा देवामां आवे तो फक्त तेनेज पीं. को. नी २२३ मीं कलम लागु पडे छे. परंतु जे माणसने कोइ दिवानी हुकमथी पकडयो होय, तेने लागु पडती नथी.

તફ્ફૈલા એક મુનસફની અદાલતનો પટાવાળો હતો. અને કોઇ હુકમનામાની બજાવણીમાં વારંટ એક હુકમનામાના દેણદાર અલી મુળાને પકડવાનું એ પટાવાળાને સોંપ્યું હતું. અલીમુળાને તે પકડીને મુનસફની અદાલતમાં લાવતો હતો. તેટલામાં તે ભાગી ગયો. તે ઉપરથી મુનસફે રોજ કામ કરી, પોતાનો અભીપ્રાય નોંધ્યો કે, દીવાની કામ ચલાવવાના ધારાની કલમ ૬૫૧ પ્રમાણે માજીસ્ટ્રેટને ચોકશી કરવાના સબબો છે. અને પછી તે આખા રોજ કામની નકલો એક પેટા ટુકડી માજીસ્ટ્રેટ તરફ રવાને કરી દીધી, અને લખ્યું કે આનો ધારાસર ઇનસાફ કરવો જોઇએ, અને જે તારીખ મુકરર થઈને આવશે તે તારીખે એ પટાવાળાને મોકલી દેવાનો બંદોબસ્ત થશે.

ડેપ્યુટી માજીસ્ટ્રેટે તો બંધવાને દીવાની ધારાની કલમ ૬૫૧ મી મુજબ સમન કરીને બોલાવ્યો, અને એક તહોમતનામું ઘડયા વગર પીં. પી. કો. ની. ૩૨૩ મી કલમના ગુન્હાનો અપરાધી ઠરાવી તેનો ૫૦ રૂપૈઆ દંડ કર્યો, અને તેની કસુરી બદલ ત્રણ માસની આસાન કેદની સજા કરી.

આ હકીકત સેસન જડજના લક્ષપર આવતાં તેણે ક્રીમીનલ પ્રોસીજરકોડની કલમ ૪૩૮ મી અનુસાર પોતાનાં નીચેનાં કારણો લખીને એ કામ, હાઈકોર્ટ તરફ લખી મોકલ્યું.

" ૩૨૩ મી કલમ લાગુ પડેછે, એમ માનતાં હું ધારતો નથી કે તહોમતનામું ઘડવાની કસુર કરવાથી ઇનસાફમાં કાંઈ ખામી પડી હોય, કેમકે ડેપ્યુટી માજીસ્ટ્રેટ પાસે જે જુબાની તેણે આપી છે તે ઉપરથી એ પટાવાળો જાણતો હતો કે માહારા ઉપર શા વાસ્તે કામ ચાલે છે. તેથી આ સબબને માટે હું આ કામ લખી મોકલતો નથી.

પરંતુ આ બાબત ઉપર જેટલો માહારાથી બન્યો એટલો ખુબ વિચાર કર્યા બાદ મને ખાત્રી થતી નથી કે, સન ૧૮૭૦ ના ૨૭ મા આકટથી સુધારેલી ૩૨૩ મી કલમ આ કામની હકીકતને લાગુ પડે છે. "કાયદેસર રીતે કેદમાં રાખ્યો હોય" એ શબ્દોના અર્થ ઉપર આ સવાલનો આધાર છે. તકરારી બાબતમાં કોઇ હાઇકોરટનો ઠરાવ શોધતાં ની-

કળતો નથી. પરંતુ કાયદેસર રીતે કેદમાં રાખ્યો હોય, અને વારંટથી પકડયો હોય, એ બંને વાકયો એક બીજામાં સેળ ભેળ થઇ જાય, એવા નથી. પકડવું, અને કેદમાં રાખવું, એ બંને વચે શું તફાવત છે તે બતાવવાને હું ઇચ્છતો નથી. પરંતુ પકડવું, અને કમીટ કરવું, એનો તફાવત બતાવવા ઇચ્છુંછું. જે માણસને કમીટ કરવો હોય, તે માણસ જો અદાલતમાં હાજર હોય, તે અદાલત પંડે તેને પરબારો મોકલે, એટલોજ તેનો અર્થ કરવો જોઇએ, એમ મને જણાય છે. આ માહારા મતનો આધાર દીવાની કાયદાની કલમ ૩૩૬ મી ના છેલ્લા ભાગ ઉપર, તથા હેસ્ટી ( ૧૧૩–૪૫૧ ) ના મુકરદમામાં જે ભાષા વાપરી છે તે ઉપર હું રાખું છું. એ મુકરદમામાં જેમ આ કામમાં બન્યું છે, તેમાં કોઇ માણસને પકડીને ફકત એક મંજલ કમીટ કરવા વાસ્તે આણ્યો હોય, પરંતુ જે હજુ કમીટ થયો નથી. એ શબ્દોથી પકડવું, અને કમીટ કરવું, તે વચેનો તફાવત સાફ રીતે દેખાઇ રહે છે. કોઇ દીવાની કોર્ટનો પટાવાળો, રસ્તેથી ગફલત કરીને પોતાના કેદીને ભાગી જવા દે, તેથી તે હીં. પી. કો. ની કલમ ૩૨૩ પ્રમાણે ગુન્હેગાર થાય છે કે નહી, એ સવાલ વ્યવહારમાં ઘણો અગત્યનો છે, એમ કહેવાની મને ભાગ્યેજ ગરજ છે. અને ઉપર જે મેં માહારા વિચારો બતાવ્યા, તેથી મને લાગે છે કે, તે ગુન્હેગાર નથી. માટે માજીસ્ત્રેટનો ઠરાવ રદ કરવો જોઈએ, એવી ભલામણ કરવાની અરજ કરૂંછું.

**આ કામમાં કોઇના તરફ કોઇ વકીલ હાજર હતો નહીં.**

**હાઇકોર્ટ તરફથી જસ્ટીસ ટોટનહામ તથા આગન્યુએ આપેલો મત નીચે પ્રમાણે છે.**

ગુન્હાનો કરેલો ઠરાવ કાયદા વિરૂદ્ધ છે, એવો વિચાર કરવામાં સેસન જડજ ખરો છે, એમ અમારો અભીપ્રાય થાય છે. જે માણસને ભાગી જવા દેવામાં આવ્યો હોય, તે સક્ષને કોઇ ગુન્હા માટે કેદ રાખ્યો હોય, અથવા જેને કેદ કરીને મોકલ્યો હોય, તે સક્ષને પી. કો. ની ૩૨૩ મી કલમ લાગુ પડે છે. પરંતુ જે માણસને કોઇ દીવાની હુકમથી માત્ર પકડયો હોય, તેને લાગુ પડતી નથી, માટે ગુન્હા તથા સજાના ઠરાવો રદ કરૂંછું.

## કલમ ૨૨૪ મી તથા ૨૨૫ મી.

જે સખસની ઉપર કાંઇ ગુન્હાનું તહોમત મુકયું હોય, અથવા કાંઇ ગુન્હો સાબિત થયો હોય તે ગુન્હાને માટે તે સખસને કાયદેસર પકડવામાં તે સખસ ઇરાદાથી જો સામો થાય અથવા કાયદા વિરૂદ્ધ કાંઇ અડચણ કરે, અથવા તે કાંઇ ગુન્હાને માટે તેને કાયદેસર જે કેદમાં રાખ્યો હોય તે કેદમાંથી જો તે નાશી જાય અથવા નાશી જવાની કોસીસ કરે, તો તે સખસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંન્નેની શિક્ષા કરવામાં આવશે.

કોઇ સખસને કાયદા મુજબ પકડતા હોય તેમાં તેણે સામા થવું અથવા હરકત કરવી.

ખુલાસો.—આ કલમમાં લખેલી શિક્ષા છે તે, જે ગુન્હાનું તહોમત તે સખસની ઉપર મુકયું હોય, અથવા જે ગુનોહ તેની ઉપર સાબીત થયો હોય તે ગુનાહને માટે તે પકડવાનો તથા કેદમાં રાખવાનો શખસ જે શિક્ષાને લાયક હોય, તે શિક્ષાથી ઉપરાંત સમજવી.

૨૨૫. જે સખસ કોઇ બીજા સખસને કાંઇ ગુન્હાને માટે કાયદેસર પકડવામાં ઇરાદાથી સામો થાય, અથવા કાયદા વિરૂદ્ધ કાંઇ અડચણ કરે, અથવા કોઇ બીજા સખસને કાંઇ ગુન્હાને માટે કાયદેસર જે કેદમાં રાખ્યો હોય તે કેદમાંથી તેને છોડાવી મુકે અથવા છોડાવી મુકવાની કોસીશ કરે તે સખસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

કોઇ સખસને કાયદા મુજબ પકડતા હોય તેમાં કોઇ બીજા સખસે સામા થવું અથવા હરકત કરવી.

અથવા, અગર પકડવાના, અથવા છોડાવી મુકેલા, અથવા જેને છોડાવી મુકવાની કોશીસ થઇ હોય તે સખસની ઉપર જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વરસની મુદત સુધીની કેદની શીક્ષા થઇ શકે એ ગુન્હાનું તહોમત મુકયું હોય, અથવા એવા ગુન્હાને માટે પકડવા લાયક થયો હોય, તો પેલા સખસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

શિક્ષા.

અથવા, વગર પકડવાના, અથવા છોડાવી મુકેલા, અથવા જેને છોડાવી મુકવાની કોશીશ થઇ હોય તે સખસની ઉપર મોતની શીક્ષા થઇ શકે એવા ગુન્હાનું તહોમત મુકયું હોય, અથવા એવા ગુન્હાને માટે તે પકડવા લાયક થયો હોય તો, પેલા સખસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે; અને વળી તે દંડને પણ લાયક થશે.

અથવા, અગર પકડવાનો અથવા છોડાવી મુકેલો સખસ કોઇ ઇનસાફ-ની કોરટની શીક્ષાના હુકમ મુજબ, અથવા તેને બદલે બીજી શીક્ષા કરવાના કાંઇ હુકમ મુજબ, જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરસની કે તેથી વધારે મુદત સુધી સમુદ્રપાર અથવા શારીરિક કસરત અથવા કેદની, શીક્ષાને લાયક હોય તો, પેલા સખસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થસે.

અથવા, અગર પકડવાના, અથવા છોડાવી મુકેલા, અથવા જેને છોડાવી મુકવાની કોશીશ થઇ હોય તે સખસની ઉપર મોતની શિક્ષાનો હુકમ થયેલ હોય તો, પેલા સખસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

બીજી રીતે ઠરાવ નહિ કરેલો હોય એવા પ્રસંગોમાં સરકારી નોકર કોઇ સખસને પકડવામાં કસુર કરે અથવા નાસી જવા દેતો.

"૨૨૫. અ. કોઇ માણસ સરકારી નોકર હોય અને કલમ ૨૨૧ મી, કલમ ૨૨૨ મી, અથવા કલમ ૨૨૩ મીમાં અથવા તે વખતે ચાલુ હોય એવા કોઇ કાયદામાં ઠરાવ નહિ કરેલો એવા કોઇ પ્રસંગમાં કોઇ સખસને પકડવાની અથવા કેદમાં રાખવાની તે માણસની પોતાના સરકારી હોદ્દાને લીધે કાયદા મુજબ ફરજ હોય તે તે સખસને પકડવામાં કસુર કરે અથવા તે સખસને કેદમાંથી નાશી જવા દે તો તે માણસને નીચે મુજબ શિક્ષા થશે.

"(અ) જો તે ઇરાદાથી તેમ કરે તો ૩ વરસ સુધીની બેમાંથી ગમે પ્રકાર-ની શિક્ષા અથવા દંડ અથવા બન્ને; અને

(બ) જો તે ગફલતથી તેમ કરે તો બે વરસ સુધીની આસાન કેદ અ-થવા દંડ અથવા બન્ને.

બીજીરીતે ઠરાવ નહિ કરેલો હોય એવા પ્રસંગોમાં કાયદાસર પકડવાની સામું થવું અથવા તેમાં અડચણ કરવી અથવા નાશી જવું અથવા છોડવવું.

"૨૨૫. બ. ૨૨૪ મી કલમમાં અથવા ૨૨૫ મી કલમમાં અથવા બીજા કોઇ ચાલુ કાયદામાં જે વિશે ઠરાવ કરેલો નહિ હોય એવા કોઇ પણ પ્રસંગમાં જે કોઇ સખસ પોતાને અથવા બીજા કોઇ સખસને કાયદેસર પકડવાની ઇરાદાથી સામો થાય અથવા તેમાં કાયદા વિરૂદ્ધ કાંઇ અડચણ કરે, અથવા તેને કાયદાસર જે કેદમાં રાખ્યો હોય તે કેદમાંથી નાશી જાય અથવા નાશી જવાની કોશિશ કરે અથવા બીજા કોઇ સખસને કાયદાસર જે કેદમાં રાખ્યો હોય તે કેદમાંથી તેને છોડાવી મુકવાની કોશિશ કરે તો તેને છ મહિના સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બન્નેની શિક્ષા કરવામાં આવશે."

દિવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૬૫૧ મી કલમ આ ઉપરથી રદ કરી છે.

## કેસરેહિંદ. વિ. બોજીઆન.

જે सक्षने माथे चोरी कर्यानुं तोहोमत हतुं अने जेनो पोलीसमां खप हतो, अने जेने शक उपरथी पकडयो हतो, ते सक्ष गामडाना चोकीदारना हवालामांथी भागी जाय, तो ते पी. को. नी २२४ मी कलम मुजब गुन्हेगार थतो नथी.

કલમ. ૨૨૪—૨૨૫

તા૦ ૨૪-૨-૮૨ ઈ. ૫ મ. પા. ૨૨

જે સક્ષને માથે ચોરી કરયાનું તહોમત હતું અને જેનો પોલીસમાં ખપ હતો અને જેને શક ઉપરથી પકડયો હતો તે સક્ષ ગામડાના ચોકીદારના હવાલામાંથી ભાગી જાય તો તે પીનલકોડની ૨૨૪ની કલમ મુજબ ગુનેહગાર થતો નથી

આ મુકરદમાના બંધવાને ચોરી કર્યાના ગુન્હાનો, તથા પીનલકોડની ૨૯૪ મી કલમ મુજબ, કાયદેસર હવાલામાંથી ભાગી ગયાના ગુન્હાનો અપરાધી ઠરાવી, તેને બીજા ગુન્હા માટે બે માસની સખત કેદની સજા કરવામાં આવી હતી.

બંધવાએ એક ગાય તથા વાછડો ચોરેલાં હતાં. પોલીસના થાણાના અધિકારી પાસે બંધવાની ફરીયાદ કરવામાં આવેલી હતી. ગામડાના ચોકીદારને ખબર પડી કે, બંધવાની જરૂર છે. એટલે તેણે તેને જાબદે કીધો, અને એક હવાલદારની મદદ લઇને તેને પોતાના હવાલામાં રાખ્યો. બંધવો નાસી ગયો. અને તેને પોલીસે પકડયો.

જીલ્લા માજીસ્રેટે આ કેશ ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૨૯૬ (૪૩૮) મી કલમ પ્રમાણે હાઈકોર્ટમાં લખી મોકલ્યો. તે એવા કારણથી કે, બંધવા ઉપરનાં બીજાં તોહોમતનો ઠરાવ કાયમ રહી શકતો નથી.

### હાઇકોર્ટનો ઠરાવ:—

(જસ્ટીસ ઇન્સ તથા મુતુસ્વામી આયરે) આપેલો છે.

બીજા વર્ગના માજીસ્રેટે તોહોમતવાળાને ચોરી કર્યાનો તથા કાયદેસર હવાલામાંથી નાસી ગયાનો અપરાધી ઠરાવ્યો છે.

બીજા ગુન્હામાટે તેને બે માસની સખત કેદની સજા કરેલી છે તે સજા રદ કરવી જોઇએ.

પાંચમા તથા છઠા નંબરના સાક્ષીઓ, ચોકીદાર તથા હવાલદાર છે, તેઓના હવાલામાંથી બંધવો નાશી ગયાનું કહેવામાં આવ્યું છે. પરંતુ એમનો હવાલો એ કાયદેસર હવાલો નહોતો. કેમકે ચોરીનો ગુન્હો એ બેમાંથી એકેની રુબરુ થયો નહોતો. અને આ બંને જણાઓ પોલીસ અધિકારીઓ નોહોતા જુઓ રાણી. વિ. સીનાકુ પડીઆચી. આ મુકરદમાની હકીકત નીચે પ્રમાણે હતી.

બંધવો લીંબુ ચોરતાં પકડાઇ ગયો. તે ઉપરથી તેનો ધણી તેને ગામડાના માજીસ્રેટ

પાસે લઈ આવ્યો. એ માજીસ્ત્રેટે તેને કાઠમાં નાંખી તેને ચોકીદાર તથા હવાલદારને હવાલે કર્યો. આ બંને સક્ષો સુઇ ગયા અને બંધવો પોતાની મેળે છુટો થઇ ગયો.

ઠરાવ્યું કે, ગુન્હાનો ઠરાવ કર્યા અવલ બંધવાને કાઠમાં નાંખ્યો હતો એ કાયદેસર નોહોતું. તેમ ગામડાનો ચોકીદાર કોઈ પોલીસ ખાતાનો અધિકારી નથી. તેથી કાયદેસર હવાલામાંથી નાશી ગયાના ગુન્હાનો ઠરાવ રદ કરવામાં આવે છે.

## કેસરેહિંદ વિ. શાસ્તી ચરણનાપીત.

**कलम २२४-२२५.**

२

ता० २८-२-८२
ઈ. ૮ ક. પા. ૩૩૧

**सारी चाले चालवानुं दस्तावेज करी आपवा वास्ते मेजीस्त्रेट पासे लइ जतां पेरामांथी नाशी जवुं ए पीनलकोडनी २२४ तथा २२९ मी कलम प्रमाणे शीक्षा थइ शके एवो गुन्हो थतो नथी.**

સારી ચાલે ચાલવાનું દસ્તાવજ કરી આપવા વાસ્તે માજીસતરેટ પાસે લઇ જતા પેરામાંથી નાશી જવુ એ પીનલકોડની ૨૨૪ તથા ૨૨૫ મી કલમ પ્રમાણે શીક્ષા થઇ શકે એવો ગુન્હો થતા નથી.

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૫૦૫ (૧૧૦) પ્રમાણે સારી ચાલના મુચરકા લેવા સારૂ એક માજીસ્ટ્રેઠ પાસે હાજર કરવા અગાઉ-એક શાસ્તી ચરણનાપીતને પકડવામાં આવ્યો. મેજીસ્ટ્રેટની પાસે તેને રજુ કરવામાં આવ્યો, તે અગાઉ તે પેરામાંથી નાશી ગયો.

તો પણ તેને ફરીથી પકડવામાં આવ્યો. અને નાસી ગયા વાસ્તે તેજ માજીસ્ટ્રેટે તેનો ઇનસાફ કરીને પીનલકોડની ૨૨૪ મી કલમ મુજબ તેને ૬ માસની સખત કેદની સજા કરી.

જીલ્લા માજીસ્ટ્રેટનો એવો મત થયો કે, એ ઠરાવ ગેરવાજબી છે. ને એટલા વાસ્તે કે, ૨૨૪ મી કલમ આ કામને લાગુ પડતી નથી. કેમકે તે માણસને કોઈ ગુન્હા વાસ્તે પેહેરામા રાખ્યો નહોતો. તેમ ૨૨૫ મી કલમ પણ લાગુ પડતી નથી. કારણ કે જે પહેરામાં તે હતો, તે પેહેરો તારણ પૂરૂં પાડવાનો હુકમ કર્યાની અગાઉનો હતો, તેથી તેણે હાઇકોર્ટમાં આ કામ લખી મોકલ્યુ.

### જસ્ટીસ મીતર તથા મેકલીને આપેલો ઠરાવઃ-

આ ઠરાવ અમને ગેરકાયદેસર લાગે છે. એમ માનીયે કે, એ શાસ્તીચરણને ફોજદારી કામ ચલવવાની રીતના કાયદાની ૯૪ મી કલમ મુજબ કાયદેસર પકડયો હતો તથાપી કોઇ ગુન્હા વાસ્તે તેને પેહેરામાં રાખ્યો નહોતો. અને તેટલા કારણથી તેને પીનલકોડની ૨૨૪ મી કલમ પ્રમાણે સજા થઇ શકતી નથી. તેમ ૨૨૫ મી અ કલમ પ્રમાણે પણ સજા થઈ શકત નહીં. કેમકે સારી ચાલ વાસ્તે તારણ આપવાની તેણે કસુર કરી નોહોતી.

માટે ગુન્હાનો ઠરાવ રદ કરવો જોઇએ, અને તેને કેદખાનામાં મોકલ્યાનું વારંટ પણ રદ કરવું જોઈએ.

# માહારાણી કેસરેહીંદ વી. ખંઢીઆ અને બીજાઓ.

कलम. २२४-२२५
३
તા० ૭-૮-૮૫
ઈ. ૭ અ. પા. ૬૭

સારી રીતે ગુજરાન ચલાવનારે જે સક્ષ ન હોય તેની પાસેથી તેમ કરવાના તારણ લેવા સારૂ તે સક્ષને યોગ્ય અધિકારી પાસે લઈ જતાં પકડાએલો સક્ષ ભાગી જાય તો તેઆ કલમ પ્રમાણે ગુનેહગાર થતો નથી. કેમકે તારણ લેવા વાસ્તે પહેરામાં લેવો એ કાંઈ ગુનોહ કરવા વાસ્તે પહેરામાં લેવા બરોબર નથી.

क नामनो सक्ष सारी रीते गुजरान चलावनारो नथी एम जाणीने फोजदारी काम चलाववानी रीतना कायदानी ९९ मी कलम प्रमाणे तेने पकडवा वास्ते एक पोलीस अमलदार तरफ हुकम काढवामां आव्यो हतो. सदरहु क बीजा त्रण जणनी मदद लेइने पकडतां सामो थयो भने पछी ते भागी गयो.

ठराव्युं के पी. को. नी ४० मी कलममां गुन्हानी जे व्याख्या आपी छे, तेना अर्थ प्रमाणे कोइ गुन्हानुं क. उपर तहोमत आव्युं नहोतुं, तेथी पकडतां छटकी जवाना संबंधे, हिं. पी. को. नी २२४ तथा २२९ मी कलम प्रमाणे सजा थइ शके तेवो गुन्हो थयेलो नथी. महाराणी. वि. शास्ती चरणनापीतनो फेंसलो मंजुर करवामां आव्यो.

### સરકાર તરફથી બાબુ દ્વારકાંનાથ બાનરજી.
### રીસ્પોંડેન્ટ તરફથી સીમીયન સાહેબ.
### હાઇકોર્ટનો ઠરાવ જસ્ટીસ મામદ તથા ડયુથોઇટે કર્યો તે નીચે મુજબછે.
### જસ્ટીસ ડયુથોઇટનો ઠરાવ.

આ મુકરદમાની હકીકત જોઈએ તેટલી હાઇકોર્ટના ઠરાવમાં આપેલીછે.

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૪૧૭ મી કલમમાં ઠરાવ્યા પ્રમાણે આ અપીલ કરવામાં આવી છે અને એ મુકરદમાની હકીકત નીચે પ્રમાણે છે.

સને ૧૮૮૩ ના સપ્ટેંબર તથા નવેંબરમાં જુદે જુદે દહાડે, બંદા જીલ્લાના પોલીસ અધિકારીઓએ લખી મોકલ્યું હતું કે, મોજે ખંડીઆમાં એક ખંઢીયો તથા બીજા સક્ષો રહે છે. તેઓ પોતાનું ગુજરાન સારી રીતે ચલાવી શકે તેવા નથી. અને જો સદરહુ સક્ષોનો બંદોબસ્ત થશે નહીં તો, અડોસપડોસમાં મિલકત વિરૂદ્ધ ભારે ગુન્હા થવાની બીક રહેછે.

તા. ૮-૧૨-૮૩ ને રોજ એક પેહેલા વર્ગના અધિકારવાળા મેજીસ્ટ્રેટ સૈયદ નાદીક હુસેને એક ખુણાના પોલીસ સ્ટેશનના અધિકારી તરફ નીચેનો હુકમ લખી મોકલ્યો.

"મોજે ખંડીઆના રહેવાશી ખંઢીયા તથા ભવાની નાઈ ઉપર સને.૧૮૮૨ ના દસમા આકટની ૫૫ મી કલમ પ્રમાણે તહોમત મુક્યું.

ઉપરનું ખાસ ટીપણુ તથા બંદા જીલ્લાના માજીસ્ટ્રેટનો તારીખ ૧-૧૨-૮૬ નો હુકમ વાંચીને તમારે રીતસર ચલણુ, તથા ચલણની સાથે આધાર આપવાનો જે કાંઇ પુરાવો હોય તે મોકલી દેવો."

તારીખ ૯-૧૨-૮૩ ને રોજ આ હુકમ હાંસીલ થતાં, ખુણાના પોલીસ થાણાના અધિકારીએ, તે હુકમ તેજ થાણાના એક સીપાઇ સાલીગરામને લખીને આપ્યો. અને તેમાં તેને ફરમાવ્યું કે, ખંઢીઆને કેદ કરવો. આ હુકમની રૂએ સાલીગરામે ખંઢીયાને કેદ કર્યો. આવી રીતે પકડતાં ખંઢીઓ સામો થયો. અને મોહન, પલટુ, અને સેવકની મદદ લેઇને સાલીગરામના હાથમાંથી છટકીને ભાગી ગયો. આટલી વાત આ અપીલનો બચાવ કરનાર વિદ્વાન વકીલે કબુલ કરેલી છે. પ્રોસીક્યુશન તરફના પુરાવાથી જણાય છે કે, ભાગી જવાની દરમીયાન ખંઢીએ સીપાઈને લાકડી મારી હતી. અને મોહન, પલટુ, તથા સેવકે, તેને ધ-

કો માર્યો હતો. પરંતુ રીસપોન્ડન્ટોના વિદ્વાન વકીલે આ વાતમાં ઈનકાર કરેલો છે. તેજ રોજ પાછલે પહોરેથી પોલીસ થાણે ખઢીયાને પકડવા આવેલા માણસોની મદદ લઈને ખઢીયાને પકડવામાં આવ્યો.

તારીખ ૧૭-૧૨-૮૩ ને રોજ માજીસ્ટ્રેટ સૈયદ સાલીક હુસેને ઠરાવ્યું કે ખંઢીયા ભવાની પાસેથી સારી ચાલે ચાલવાના તારણો લેવાનાં પુરતાં કારણો નથી. તે ઉપરથી સદરહુ ખંઢીયા તથા ભવાનીને છોડી મુકવામાં આવ્યા. તારીખ ૯-૧૨-૮૩ ને રોજના ગુજરેલા બનાવના સંબંધમાં, ખંઢીયા, મોહન, પલટુ અને સેવક ઉપર એકદમ કામ ચલાવવાનું શરૂ કર્યું, પ્રોસીક્યુશન તરફથી પુરાવો લેવાઈ રહ્યા બાદ, તહોમતનામું નીચે લખ્યા પ્રમાણે ઘડવામાં આવ્યું.

"સૈયદ સાલીક હુસેન એક પેહેલા વર્ગનો માજીસ્ટ્રેટ ખઢીયા, પલટુ, મોહન તથા સેવક, તમારા ઉપર એવા તહોમતો મુકુંછું કે,

તમોમાંથી ખંઢીયાએ તારીખ ૧૦ ૧૨-૮૩ ને રોજ અથવા તે અરસામાં મોજે ખંઢીયા ગામમાં હિં. પી. કો. ની ૨૨૪ મી કલમ માહેલો ગુન્હો કર્યો. એટલે તમે કાયદેસર હવાલામાંથી ભાગી ગયા, અને તમો પલટુ, મોહન, તથા સેવક, ૨૨૫ મી કલમ માહેલો ગુન્હો કર્યો. એટલે ખંઢીઓ કાયદેસર હવાલામાં હતો, તેને તમે બચાવી લીધો. અને તેને પકડતાં તમો સામે થયા માટે ખંઢીયાએ ૨૨૪ મી કલમ મુજબ સજા થાય એવો, તથા તમો પલટુ, મોહન તથા સેવકે ૨૨૫ મી કલમ પ્રમાણ સજા થાય એવો ગુન્હો કર્યો છે. આ ગુન્હાઓનો ઇનસાફ મારાથી થઇ શકે એવા છે, માટે આ ઉપરથી તમોને ફરમાવું છું કે, ઈત્યાદી—

આ તહોમતવાળા સખસો તરફથી પોતાને માટે બચાવમાં જે સાક્ષીઓના નામ આપ્યાં હતાં તેને બોલાવ્યા નહોતા. પરંતુ તારીખ ૨૫-૧૨-૮૩ ના રોજ આ મુકદ્દમાનો નિકાલ એક ઠરાવથી કરવામાં આવ્યો; ને તે ઠરાવનો મુખ્તેસર ભાગ નીચે પ્રમાણે છે.

"સન ૧૮૮૨ ના દસમા આકટની ૫૫ મી કલમના ગુન્હાનું ખંઢીઆ ઉપર તહોમત હતું. તેના સંબધમાં પોલીસે પેસ્તર તજવીજ કરી હતી. તેમાં અદાલતે હુકમ કર્યો હતો કે, સદરહુ બધવાને પકડીને તેના વિરૂદ્ધના પુરાવા શીઘ્ર મોકલી આપવો. આ કામ સીપાઇ સાલીગરામને સોંપવામાં આવ્યું હતું, તહોમતદાર ખંઢીઆને સીપાઈ સાલીગરામે પકડ્યા પછી તેના હવાલામાંથી ભાગી ગયો. અને પલટુ, મોહન, તથા સેવકે, તેને બચાવી લીધો. સને ૧૮૮૨ ના દસમા આકટની ૫૫ મી કલમ પ્રમાણે મંડાયેલી ફોજદારી પુરાવાની ખાંમીને લીધે કહાડી નાંખીને બધવાઓને નીરદોષ કરી છોડી મુક્યા. બધવાઓના વકીલે આ કામમાં કાયદાની એવી તકરાર ઊઠાવી છે કે, ૨૨૪ મી તથા ૨૨૫ મી કલમના ગુન્હાનું બંધવાઓ ઉપર આરોપ મુકવા સારૂ તેઓએ કાંઇ ગુન્હો કરવો જોઈએ. બંધવાઓએ કાંઈ ગુન્હો કર્યો હોત, અથવા કાયદેસર હવાલામાથી તેઓ ભાગી ગયા હોત, અથવા તેઓએ તહોમતદારને બચાવી લેવામાં મદદ આપી હતતો, તેઓના ઉપર હીં. પી. કો. ની કલમ ૨૨૪ મી તથા ૨૨૫ મી પ્રમાણે ગુન્હાનું તહોમત રહી શકત નહીં. તો એકે ગુન્હાનું તેઓના ઉપર આરોપ રહી શકતુ નથી. અને સને ૧૮૬૯ ના ૪૫ મા આકટની ૪૦ મી કલમ પ્રમાણે સન ૧૮૮૨ ના ૧૦ મા આકટની ૫૫ મી કલમ માંહેલું તહોમત કાંઇ ગુન્હાની વ્યાખ્યામાં આવી શકતું નથી. તેથી તહોમતદાર ખંઢીઓ હવાલામાથી ભાગી ગયો હોય, અથવા તેને પલટુ, મોહન અથવા સેવકે, બચાવી લીધાનું માની લેતાં પણ તેમાં કાંઇ ગુન્હો થતો નથી. વળી સને ૧૮૮૨ ના દસમા આકટની ૫૫ મી કલમ પ્રમાણે કોઈ માણસના સારી ચાલના મુચરકા લેવા, અથવા સારી ચાલનાં તારણ લેવાં, એ હિંદુસ્તાનના પીનલકોડની કલમોમાં જે જે સજાઓ કરવાની કહી છે, તે માંહેલી એકે સજા નથી. તેમ કોઇ સ્થાનીક અથવા વીશેષ કાયદામાં પણ કહેલી સજા માંહેલી આ એકે સજા નથી. આ બાબતની તકરાર બે દિવસ સુધી ચાલી હતી. યોગ્ય વિચાર કર્યા પછી મારો એવો પણ અભિપ્રાય થાય છે કે, સને ૧૮૮૨ ના ૧૦ માં આકટની ૫૫ મી કલમ માંહેલા ગુન્હાના તહોમત ઉપરથી સારી ચાલે ચાલવાનું તારણ આપવાનું પરીણામ થાય, અથવા સુલેહ રા-

બવાના મુચરકા આપવાનું તેને ફરમાવવાનું પરીણામ થાય, પણ તે સઘળું હિં. પી. કો. ની કલમોમાં ફરમાવેલી સજા માંહેલી એકે સજા નથી. પોલીસે જે તજવીજ કરી હતી તે નીરૂપયોગી હતી. અને તેઓનો રીપોર્ટ પણ સાફ ખોટો હતો. જ્યારે બંધવા ઉપર એકે ગુન્હાનું તહોમત નહોતું, અથવા તેઓ એકે ગુન્હાના અપરાધી ઠર્યા નહોતા, ત્યારે તેઓના ઉપર હિંદુસ્તાનના પીનલકોડની ૨૨૪ અથવા ૨૨૫ મી કલમોનું તહોમત રાખી શકાતું નથી. માટે હુકમ કરવામાં આવે છે કે, બંધવાને છોડી મુકવા અને આ મુકરદમો નોંધ ઉપરથી કાઢી નાખવો."

આ કોર્ટમાં જે અપીલ થઈ છે, તેમાં એવો વાંધો લેવામાં આવ્યો છે કે, ખંઢીયા તથા બીજા તહોમતવાળા સક્ષોએ અનુક્રમે હિં. પી. કો. ૨૨૪ મી તથા ૨૨૫ મી કલમ પ્રમાણે સજા થઇ શકે એવા ગુન્હા કર્યા નથી. એવું ઠરાવવામાં માજીસ્ટ્રેટે ભુલ કરેલી છે. અને બીજું નહીં તોપણ તેઓને હી. પી. કો. ની ૩૫૩ મીં કલમ પ્રમાણે સજા થઈ શકે, તેવા ગુન્હાના અપરાધી ઠરાવવા જોઈતા હતા.

હિં. પી. કો. ની ૨૨૫ મી કલમમાં ઠરાવ્યું છે કે.

"જે સક્ષ કોઇ બીજા સક્ષને કોઈ ગુન્હા માટે કાયદેસર પકડવામાં ઈરાદાથી સામો થાય અથવા કાયદા વિરૂધ્ધ કાંઈ અડચણ કરે અથવા કોઇ બીજા સક્ષને કોઇ ગુન્હાને માટે કાયદેસર જે કેદમાં રાખ્યો હોય તે કેદમાંથી તેને છોડી મુકે, અથવા છોડી મુકવાની કોશીશ કરે, તે સક્ષને ઇત્યાદી."

હવે જ્યાં સુધી ખંઢીયા ઉપર કાંઇ ગુન્હાનું તોહોમત નથી, ત્યાં સુધી હિં. પી. કો. ની ૨૨૪ મી કલમ મુજબ તેના ઉપર, અથવા તેના સોબતીઓ ઉપર ૨૨૫ મી કલમના ગુન્હાનો ઠરાવ પોસાઈ શકનો નથી.

હિ. પી. કો. ૨૨૪ મી તથા ૨૨૫ મી કલમને વાસ્તે ગુન્હાની વ્યાખ્યા તેજ કાયદાની ૪૦ મી કલમ જે ૧૮૭૦ ના ૨૭ મા આકટની બીજી કલમથી સુધારી છે, તેમાં ગુન્હાની વ્યાખ્યા આપી છે, તે નીચે પ્રમાણે છે. હવે પછી સ્થાનીક તથા વિશેષ કાયદાની વ્યાખ્યા આપવામાં આવશે, તે કાયદા પ્રમાણે અથવા આ કાયદા પ્રમાણે શીક્ષા કરવા લાયક વસ્તુ હોય તેનું નામ ગુનોહ છે, અને ૪૧ મી કલમમાં વિશેષ કાયદાની વ્યાખ્યા આપી છે, તેથી ૧૮૮૨ નો ૧૦ મો આકટ એક વિશેષ કાયદો છે. અને ૧૮૮૨ ના દસમા આકટની ૧૧૮ મી કલમના શબ્દો પ્રમાણે કોઈ માણસને તારણ આપવાનું કહેવું તે સદરહુ માણસના ઉપર એક જાતનો બોજો નાંખ્યા બરાબર છે અને એ બોજાથી એ માણસને વ્યાજની રૂપે અથવા બીજી રીતે પૈસા આપવાની ફરજ પડે છે. અને આ બોજો અદા કરવામાં કસુર કરવાથી તે કેદ થવાને પાત્ર થાય છે. માટે સારી ચાલનું તારણ આપવાને કોઇ માણસને હુકમ કરવો, તે સદરહુ માણસ કોઈ ગુન્હાનો ગુન્હેગાર છે. એવું જાહેર કર્યા બરાબર છે. અને તેથી ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૫૫ મી કલમના શબ્દો મુજબ જે માણસને પકડવાનો હુકમ કર્યો હોય, તે કામમાં હિં. પ્રો. કો. ની ૪૦ મી કલમ પ્રમાણે જે થવું જોઇએ તે થઈ ચુકયું છે. આ દલીલ ભુલ ભરેલી છે, એવો અમારો અભીપ્રાય છે, કેમકે સજા કરવા લાયક જે વસ્તુ હોય, તે વસ્તુએ પીનલકોડની વ્યાખ્યા પ્રમાણે એક ગુન્હો છે. અને તે હરકોઈ વસ્તુ કોઇ એક કૃત્ય હોવું જોઇએ. અથવા હારબંધ ગેરકાયદેસર કૃત્યો હોવાં જોઇએ. અથવા ગેર કાયદેસર કસુર હોવી જોઈએ. અથવા હારબંધ ગેર કાયદેસર કસુરો હોવી જોઇએ. અથવા બેનથામ સાહેબના કહેવા પ્રમાણે દરેક કૃત્ય જેને આપણે કાંઇ દુઃખ પેદા કરવાના કારણથી ન કરવાનું કહ્યું હોય, તેવા દરેક કૃત્યનું નામ ગુન્હો છે.

અને કોઇ કૃત્ય કરવું, અથવા કોઇ કૃત્ય કરવાની કસુર કરવી, અને જે કરવાની અથવા ન કરવાની, મનાઇ થઇ હોય, તે કૃત્ય કરવાથી, અથવા ન કરવાથી કાયદાએ જે જવાબદારી રાખી છે, તે જવાબદારી લેવી એટલે સજા પામવી તેનું નામ " સજા કરવા લાયક " છે.

પરંતુ ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૧૧૮ મી કલમ પ્રમાણે કોઇ હુ-

કમના કામ વાસ્તે, કોઈ કામ કરવાનો અથવા ન કરવાનો પુરાવો જરૂરનો નથી. એટલે સામાન્ય આબરૂ કેવી છે, તે સઘળું જોવાપણું રહે છે. અને તારણ આપવા વાસ્તે કોઇ આણસને હુકમ કરવો તેવા હુકમનું નામ બેનથાંમસાહેબના કહેવા પ્રમાણે અટકાવ્ત કરનારો ઇલાજ છે. અને તે ઉપાય, શાશનીક ઉપાય, એટલે સજાથી ઉલટો છે. બેનથાંમ સાહેબે સજાની વ્યાખ્યા નીચે પ્રમાણે આપી છે. જે કૃત્ય કરવું જોઇએ, અથવા ન કરવું જોઇએ, તે કૃત્યના કારણથી કોઇ સક્ષે બીજા કોઇના પ્રત્યક્ષ ઇરાદાથી નુકશાન ઉપજે, તેનું નામ સજા છે. તે સાહેબે એ વ્યાખ્યામાં બીજો એવો ઉમેરો કર્યો છે કે, કોઇ કૃત્ય કરવા અથવા ન કરવાના કારણથી હરકોઇ સક્ષને બીજા સક્ષના પ્રત્યક્ષ ઇરાદાથી નુકશાન થતું ન હોય, તો તેનું નામ સજા નથી. કોઈ કામ કરતાં, અથવા ન કરતાં, કરનારો સક્ષ કોઈ કામ કરવાથી સજાને પાત્ર થાય છે. એવું ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૧૧૦ મી કલમમાં લખેલું નથી. તેમ હરકોઈ માજીસ્ત્રેટ ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૧૧૮ મી કલમના શબ્દોમાં જ્યારે કોઇ હુકમ કાઢવાનુ કરે, ત્યારે તેણે સજા કરવાનો પ્રત્યક્ષ ઇરાદો રાખવો જોઇએ નહીં. કેમકે ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૧૧૮ મી કલમની મતલબ અંબીકા પ્રસાદના મુકરદમામાં જસ્ટીસ મેકફરસને જે શબ્દો વાપર્યા છે, તે પ્રમાણે છે. " એટલે ગુન્હાની અટકાયેત કરવી જોઇએ. પણ સજા કરવી ન જોઈએ. અને એવી મતલબથી કેટલાક સક્ષો પાસેથી તેઓની સારી ચાલ વાસ્તે તેઓનાં પાકાં અને પુરતાં તારણો લેવા માજીસ્ત્રેટને અધિકાર આપ્યો છે. પરંતુ એ કલમનો સારી ચાલે ચાલવાનો હેતુ પાર પાડવાને વાસ્તેજ ઉપયોગ કરવાનો છે. પણ પેસ્તર કરેલા ગુન્હાઓની સજા કરવા સારૂ એ કલમનો કંઇ ઉપયોગ કરવો એ ખોટું છે. અને તે કોશીશને કાયદો મંજુર રાખી શકતો નથી."

તેથી હવે અમે ઠરાવીએ છીએ કે, ક્રી. પી. કો. ની ૪૦ મી કલમમાં ગુન્હાની જે વ્યાખ્યાના અર્થ પ્રમાણે, ખંઢીઆ ઉપર એકે ગુન્હાનું તહોમત હતું નહીં. અને તેથી પોતાને નહીં પકડવાના સંબંધમાં હિં. પી. કો. ની ૨૨૪ મી તથા ૨૨૫ મી કલમ પ્રમાણે શીક્ષા થઈ શકે, તેવો તેણે એકે ગુન્હો કર્યો નથી. દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની ૬૫૧ મી કલમમાં તથા હિં. પી. કો. ની ૨૨૫ મી એ કલમમાં જાપતો તોડવા વાસ્તે જે નીયમ બાંધ્યા છે, તેવા નીયમ જેવો નીયમ ફોજદારી કામ ચલવવાની રીતના કાયદાની કલમ ૫૫ ની ब તથા क પેટા રકમમાં જે સક્ષોનું બ્યાન કર્યું છે, તેવા સક્ષોને પકડવા વાસ્તે બાંધેલા નીયમના વિપરીતપણા વિશે આ વખતે કાંઇ પંચાત કરવા જેવું નથી. અને અમે જોઇને ખુશી થઈએ છીએ કે, કલકતાની કોરટે પણ માહારાણી. વિ. શાસ્તી ચરણ નાપીતના કામમાં પણ જેવો મત અમે આ કામમાં બાંધીએ છીએ, તેવોજ મત બાંધેલો છે હિંદુસ્તાનના પીનલકોડની ૨૨૪ તથા ૨૨૫ મી કલમ પ્રમાણે જે નાસાભીતીનો ઠરાવ કર્યો છે, તે માટે આટલું કહેવું બસ છે.

હિંદુસ્તાનના પીનલકોડની ૩૫૩ મી કલમ પ્રમાણે આરોપીત સક્ષોનો ઇનસાફ કરવાની જે કસુર કરી છે, તેના સંબંધમાં અમારે કહેવું જોઈએ કે, ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૫૬ મી કલમના શબ્દો પ્રમાણે, ખંઢીઆને પકડવા સારૂ સાલીગરામને તેના ઉપરી અધિકારીએ હુકમ આપ્યો હોય, અને હુકમ પ્રમાણે પોતાની ફરજ બજાવવામાં તેના ઉપર સાપ્રાધબળ વાપરવામાં આવ્યું હોય, તો જે સક્ષોએ સદરહુ બળ વાપર્યું, તે સક્ષોએ હિંદુસ્તાનના પીનલકોડની ૩૫૦ મી કલમ માંહેલો ગુન્હો કર્યો છે, માજીસ્ત્રેટે સદરહુ આરોપીત સક્ષોનો ઇનસાફ ૩૫૩મી કલમ પ્રમાણે કરવો જોઇતો હતો. પરંતુ એ કામનું દફતર હજી સુધી અપુર્ણ છે કેમકે બચાવના સાક્ષીઓ લેવાયા નથી. નાસાબીતીનો ઠરાવ રદ કરીને સૈયદ સાદીક હુસેન સિવાય બંદા જીલ્લાનો માજીસ્ત્રેટ ફરમાવે તેવા કોઇ યોગ્ય અધિકારવાળા બીજા માજીસ્ત્રેટે અથવા જીલ્લા માજીસ્ત્રેટે પોતે હિંદુસ્તાનના પીનલકોડની ૩૫૩ મી કલમ માંહેલા ગુન્હાનું તહોમત મુકી આરોપીત સક્ષોનો નવેસરથી ઇનસાફ કરવા અમે હુકમ કરીએ છીએ.

---

## કલમ ૨૨૬ મી.

૨૨૬. જે માણસને કાયદા મુજબ સમુદ્રપાર કરયો હોય તે માણસ, પોતાની સમુદ્રપારની મુદત વિત્યા પેહેલાં, તથા શિક્ષા માફક ન થયા છતાં અગર સમુદ્રપારથી પાછો આવે, તો તેને જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને, તથા પાછો સમુદ્રપાર તથા પેહેલા ત્રણ વરસની મુદત સુધીની સખત કેદની શીક્ષા પામવાને તે લાયક થશે.

સમુદ્રપારથીકાયદાવિરૂધ પાછું આવવું.

## કલમ ૨૨૭ મી.

૨૨૭. કોઇ માણુસે શીક્ષાની કાંઇ સરતી માફી કબુલ કરી હોય તે માણસ અગર જે સરતથી તેને માફી મળી હોય તે સરત જાણી બુઝીને તોડે તો તે માણસને, અગર તેણે અસલ શિક્ષામાંની કાંઈ ભોગવી નહી હોય તો, જે શીક્ષાનો અસલ હુકમ થયો હોય તે શિક્ષા કરવામાં આવશે, અને તે શીક્ષામાંની કાંઇ તેણે ભોગવી હોય, તો તે શીક્ષામાંની જેટલી નહી ભોગવી હોય તેટલી શીક્ષા કરવામાં આવશે

શીક્ષાનીમાફીનીસરતતોડવી

## કલમ ૨૨૮ મી.

૨૨૮. કોઈ સરકારી નોકર કાંઇ ઈનસાફી મુકદમાના કાંઇ પણ ભાગમાં બેઠો હોય તે વેળાએ તે સરકારી નોકરનું જે માણસ ઈરાદાથી અપમાન કરે, અથવા તેને કાંઈ હરકત કરે, તે માણસને છ મહીનાની મુદત સુધીની આસાન કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

કોઇસરકારીનોકર કાંઇઇનસાફી મુકદમાના કાંઇપણભાગમાંબેઠાછતાંતેનુંઈરાદાથીઅપમાનકરવું અથવાતેને હરકતકરવી.

## કલમ ૨૨૯ મી.

૨૨૯. ફલાણી બાબતમાં જ્યુરર અથવા આસેસર દાખલ મારૂ નામ લખી મોકલાય, અથવા ટીપમા લખાય, અને મને સોગંદ અપાય એવો કાયદા મુજબ મારો હક નથી એવું જે માણુસ જાણતો હોય તે માણસ, વેષ લઇને અથવા બીજી રીતે. અગર તે બાબતમાં જ્યુરર અથવા આસેસર દાખલ ઈરાદાથી પોતાનું નામ લખી મોકલાવે; અથવા ટીપમાં લખાવે અથવા સોગંદ ખાય, અથવા પોતે જાણ્યા છતાં તેમ થવા દે અથવા કાયદા વિરૂધ મારૂ નામ લખી મોકલ્યું છે, અથવા ટીપમાં લખ્યું છે અથવા સોગંદ આપ્યા છે, એમ પોતે જાણ્યા છતાં, જે માણુસ બુદ્ધિપુરવક તે જ્યુરીમાં બેશીને અથવા તે આસેસર દાખલ કામ કરે, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

જ્યુરરઅથવાઆસેસરનોવેશ લેવો.

## બાબ ૧૨ મો.

## શિક્કા તથા સરકારી સ્ટાંપ સંબંધી ગુનાહો બાબત.

### કલમ ૨૩૦ મી.

શિક્કો.

૨૩૦. શિક્કો એટલે જે ધાતુ નાણાં દાખલ વપરાતો હોય, તથા જે પર છાપ મારીને નાણાં દાખલ વાપરવા માટે તેને કોઇ સરકારના હુકમથી બાહાર પાડ્યા હોય, તે ધાતુ.

રાણીનોશિક્કો.

જે શિક્કાપર છાપ મારીને તેને રાણીના હુકમથી, અથવા હિંદુસ્તાનની સરકારના, અથવા કોઇ પણ પ્રેસીડેન્સીની સરકારના, અથવા રાણીના રાજ્ય માંહેલી કોઈ પણ સરકારના, હુકમથી નાણાં દાખલ વાપરવા માટે બાહાર પડ્યો હોય, તે શિક્કો તે રાણીનો શિક્કો.

### દ્રષ્ટાંતો.

(અ) કોડીયો શિક્કો નથી.

(બ) વગર છાપેલા ત્રાંબાના ગઠા, અગર નાણાં દાખલ વપરાય તોપણ શિક્કા નથી,

(ક) ચાંદ કાંઇ શિક્કા ન ગણાય, કેમકે તે નાણાં દાખલ વાપરવાના ઇરાદાથી થયેલાં નથી.

(ડ) જે જિક્કાનું નામ કંપનીનો રૂપીયો પડયું છે તે રાણીનો શિક્કો છે.

### કલમ ૨૩૧ મી

શિક્કો ખોટો બનાવવો.

૨૩૧. જે માણસ શિક્કો ખોટો બનાવે, અથવા જાણી બુઝીને શિક્કો ખોટો બનાવવાની ક્રિયાનો કાંઈ ભાગ કરે, તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ખુલાસો—જે સખસ ઠગબાજી કરવાના ઇરાદાથી, અથવા એમ કરવાથી ઠગબાજી થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, કોઇ ખરા શિક્કાને બીજા શિક્કા સરખો દેખાતો કરે, તે સખસે આ ગુન્હો કરયો એમ સમજવું.

### કલમ ૨૩૨ મી

રાણીનોશિક્કો ખોટોબનાવવો

૨૩૨. જે માણસ રાણીનો શિક્કો ખોટો બનાવે, અથવા જાણી બુઝીને રાણીનો શિક્કો ખોટો બનાવવાની ક્રીયાનો કાંઇ ભાગ કરે તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકાર કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

## કલમ ૨૩૩ મી.

૨૩૩. શિક્કો ખોટો બનાવવાના કારણસર વાપરવાને વાસ્તે, અથવા તે કારણસર વાપરવાનો ઈરાદો કરેલો છે એમ જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં, જે માણસ કાંઇ છાપ અથવા હથિયાર બનાવે અથવા સમારે, અથવા તે બનાવવાની અથવા સમારવાની ક્રીયાનો કાંઇ પણ ભાગ કરે, અથવા તે ખરીદ કરે, વેચે, કે કોઇને આપે તે માણસને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

શિક્કો ખોટો બનાવવાનાં હથિયાર બનાવવાં અથવા વેચવાં.

## કલમ ૨૩૪ મી.

૨૩૪. રાણીનો શિક્કો ખોટો બનાવવાના કારણસર વાપરવાને વાસ્તે અથવા તે કારણસર વાપરવાનો ઈરાદો કરેલો છે એમ જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં, જે માણસ કાંઇ છાપ અથવા હથિયાર બનાવે, અથવા સમારે, અથવા તે બનાવવાની અથવા સમારવાની ક્રિયાનો કાંઇપણ ભાગ કરે, અથવા તે ખરીદ કરે, વેચે, કે કોઈને આપે, તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

રાણીનો શિક્કો ખોટો બનાવવાનાં હથિયાર બનાવવાં અથવા વેચવાં.

## કલમ ૨૩૫ મી.

૨૩૫. શિક્કો ખોટો બનાવવાના કારણસર વાપરવાને વાસ્તે, અથવા તે કારણસર વાપરવાનો ઇરાદો કરેલો છે એમ જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં, જે માણસ પોતાના કબજામાં કાંઇ હથિયાર અથવા સામાન રાખે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર ખોટો બનાવવાનો શિક્કો રાણીનો હોય, તો તે માણસને દશ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

શિક્કો ખોટો બનાવવાના કારણસર કાંઇહથિયાર અથવા સામાન રાખવો.

## કલમ ૨૩૬ મી

૨૩૬. જે માણસ બ્રિટિશ ઇંડિયામાં છતાં, બ્રિટીશ ઇંડિયાની બહાર કાંઈ શિક્કો ખોટો બનાવવામાં મદદગારી કરે, તે માણસને જાણે તેને બ્રિટીશ ઇંડિયાની માંહેજ તે શિક્કો ખોટો બનાવવામાં મદદગારી કરી હોય, એવી રીતે શિક્ષા કરવામાં આવશે.

હિંદુસ્તાનમાં રહીનેહિંદુસ્તાનની બહારકાંઇશિક્કો ખોટો બનાવવામાં મદદગારીકરવી.

## કલમ ૨૩૭ મી

૨૩૭. ફલાણો શિક્કો ખોટો બનાવેલો છે એમ જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં, જે માણસ તે શિક્કો બ્રિટિશ ઇંડીયા મધ્યે લાવે

ખોટો શિક્કો આ દેશમાં લાવવો અથવા

અથવા બ્રિટીશ ઇંડિયા મધ્યેથી બહાર લઈ જાય, તે માણસને ત્રણ વરસ-ની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

આ દેશમાંથી બહારલઇજવો

### કલમ ૨૩૮ મી

૨૩૮. ફલાણો ખોટો શીક્કો રાણીનો શીક્કો ખોટો બનાવેલો છે એમ જાણીને, અથવા એમ માનવાનું કારણ છતાં, જે માણસ તે શીક્કો તે બ્રિટિશ ઇંડીયા મધ્યે લાવે અથવા બ્રિટિશ ઇંડીયા મધ્યેથી બહાર લઇ જાય, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

રાણીના શીક્કા ખોટા બનાવેલા આ દેશમાં લાવવાઅથવા આ દેશમાંથી બહારલઇ જવા.

### કલમ ૨૩૯ મી

૨૩૯. કોઇ માણસની પાસે કાંઇ ખોટો શીક્કો હોય, અને તેની પાસે તે શીક્કો આવ્યો ત્યારે તેણે એમ જાણ્યું હોય કે આ શીક્કો ખોટો છે તે માણસ અગર દગલબાજીથી, અથવા દગો થાય, એવા ઇરાદાથી, તે શીક્કો કોઈ સખસને આપે, અથવા કોઈ સખસને લેવાને લલચાવવાની કોશીશ કરે, તો તે માણસને પાંચ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી દંડને પણ લાયક થશે.

કોઇ શીક્કો ખોટો છે એમ જાણીને રાખ્યોહોય તેબીજાનેઆપવો.

### કલમ ૨૪૦ મી

૨૪૦. કોઇ માણસની પાસે કાંઇ ખોટો શીક્કો હોય, અને તે શીક્કો રાણીનો ખોટો બનાવેલો હોય, અને તેની પાસે તે શીક્કો આવ્યો ત્યારે તેણે એમ જાણ્યું હોય કે આ રાણીનો શીક્કો ખોટો બનાવેલો છે, તે માણસ અગર દગલબાજીથી અથવા દગો થાય એવા ઇરાદાથી તે શીક્કો કોઇ સખસને આપે, અથવા કોઈ સખસને લેવાને લલચાવવાની કોશીશ કરે, તે માણસને દશ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

રાણીનો કોઈ શીક્કો ખોટો છે એમ જાણીને રાખ્યોહોય તે બીજાનેઆપવો.

### કલમ ૨૪૧ મી

૨૪૧. કાંઇ ખોટો શીક્કો, ખોટો છે એમ જે સખસ જાણતો હોય પણ તે પોતાના કબજામાં લેતી વખતે તે ખોટો છે એમ જે સખસે જાણ્યું ન હોય તે સખસ અગર તે શીક્કો ખરા શીક્કા દાખલ કાંઈ બીજા સખસને આપે, અથવા કોઇ બીજા સખસને તે ખરા શીક્કા દાખલ લેવાને લલચાવવાની કોશીશ કરે, તે સખસને બે વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા જેના જેવો ખોટો બનાવેલો હોય તે શીક્કાની કીમતની દશ ઘણી રકમ સુધીના દંડની, અથવા એ બન્નેની શીક્ષા કરવામાં આવશે.

કોઈ માણસની પાસે કાંઇ શીક્કો પેહેલા આવે તેવખતે એમ જાણતો ન હોય કે આ શીક્કો ખોટો છે તે શીક્કાતે માણસે કોઇને ખરા દાખલ આપવો.

## કલમ ૨૪૫ મી.

૨૪૫. બ્રિટિશ ઇંડીયા મધ્યે કાયદા મુજબ સ્થાપેલી કોઇ ટંકશાળ મધ્યેથી, કાયદેસર અખતિયાર વિના, જે માણુસ કાંઈ શીક્કો પાડવાનું હથિયાર અથવા ઓજાર લેઇ જાય, તે માણુસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણુ લાયક થશે.

શીક્કા પાડવાનું હથીયાર કોઇ ટંકશાળમાંથી કાયદા વિરૂદ્ધ લઇ જવું.

## કલમ ૨૪૬ મી.

૨૪૬. કોઇ પણુ શીક્કા ઉપર જે માણુસ દગલબાજીથી અથવા બદદાનતથી એવી કાંઇ ક્રિયા કરે કે તેથી તે શીક્કાનું વજન ઓછું થાય અથવા તેની મેળવણી બદલાય, તે માણુસને ત્રણુ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણુ લાયક થશે.

દગલબાજીથી અથવા બદદાનતથી કોઇ શીક્કાનું વજન ઓછું કરવું અથવા તેની મેળવણીમાં ફેરફાર કરવો.

ખુલાસો—કોઇ સખસ એક શીક્કાનો કાંઇ અંસ કોરી કાહાડે અને તે છેદમાં કાંઇ બીજી વસ્તુ મુકે, તો તેણે તે શીક્કાની મેળવણી બદલી એમ સમજવું.

## કલમ ૨૪૭ મી.

૨૪૭. રાણીના શીક્કાઓમાંના કોઇ પણુ શીક્કા ઉપર જે માણુસ દગલબાજીથી અથવા બદદાનતથી એવી કાંઇ ક્રિયા કરે કે તેથી તે શીક્કાનું વજન ઓછું થાય અથવા તેની મેળવણી બદલાય તે માણુસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણુ લાયક થશે.

દગલબાજીથી અથવા બદદાનતથીરાણીના શીક્કાનું વજન ઓછુંકરવું અથવા તેની મેળવણીબદલવી

## કલમ ૨૪૮ મી.

૨૪૮. કોઇપણુ શિક્કા ઉપર જો કોઇ માણુસ એવી કાંઇ ક્રીયા કરે કે તેથી તે શિક્કાનું રૂપ બદલાય, અને તે એવા ઇરાદાથી કે તે શીક્કો કોઇ બીજા પ્રકારના શીક્કાને ઠેકાણે ચાલે; તો તે માણુસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણુ લાયક થશે.

કોઈ શિક્કો બીજા શિક્કાને ઠેકાને ઠેકાણે ચાલે એવા ઈરાદાથી તે શીક્કાનું રૂપ બદલવું.

## કલમ ૨૪૯ મી

૨૪૯. રાણીના શિક્કાઓમાંના કોઇ શિક્કા ઉપર જો કોઇ માણુસ એવી કાંઈ ક્રિયા કરે કે તેથી તે શીક્કાનું રૂપ બદલાય, અને તે એવા ઈરાદાથી કે તે શીક્કો કોઇ બીજા પ્રકારના શીક્કાને ઠેકાણે ચાલે, તો તે માણુસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણુ લાયક થશે.

રાણીનો કોઈ શીક્કો બીજા શીક્કાને ઠેકાણે ચાલેએવા ઈરાદાથી તેશીક્કાનુ રૂપ બદલવું.

## દ્રષ્ટાંત.

એક શીક્કા પાડનારો બ ખોટા કંપનીના રૂપીયા પોતાના સોબતી બ ને આપે એટલા સારૂ કે તે તે રૂપીયા ચલાવે. બ તે રૂપીયા એક બીજા ચલાવનાર ક ને વેચાતા આપે, અને ક તે ખોટા છે એમ જાણીને તે રૂપીયા વેચાતા લે. પછી કાંઇ માલ લઇને તે કીમતના તે રૂપીયા ક ડ ને આપે, અને ડ તે ખોટા છે એમ ન જાણતાં લે. પાછળથી તે રૂપીયા લીધા પછી તે ખોટા છે એમ ડ ને ખબર પડે, અને ડ ત્યારપછી તે ખરા હોય એવી રીતે તે રૂપીયા કોઇને આપે, તો ડ ને ફક્ત આ કલમ મુજબ શીક્ષા થઇ શકે છે, પણ બ તથા ક એઓને મુકદમાની કેફીયત મુજબ ૨૩૯ મી અથવા ૨૪૦ મી કલમ પ્રમાણે શીક્ષા થઈ શકે છે.

## કલમ ૨૪૨ મી.

કોઇ શીક્કો કોઇસખસની પાસે આવતી વખતે તેણેજાણ્યું હોય કેઆ શીક્કો ખોટો છે તે સખસે તે ખોટો શીક્કો પાસે રાખવો.

૨૪૨. કાંઇ ખોટો શીક્કો પોતાના કબજામાં આવ્યો હોય તે વખતે તે ખોટો છે એમ જાણ્યા છતાં, જે માણસ દગલબાજીથી અથવા દગો થાય એવા ઇરાદાથી તે શીક્કો પોતાના કબજામાં રાખે તેને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

## કલમ ૨૪૩ મી.

રાણીનો કોઇ શીક્કો કોઇ સખસની પાસે આવતીવખતે તેણે એમ જાણ્યું હોય કેઆ શીક્કો ખોટોછે તે સખસે તે ખોટો શીક્કો પાસે રાખવો.

૨૪૩. રાણીના શીક્કા જેવો ખોટો બનાવેલો કોઇ શીક્કો પોતાના કબજામાં આવ્યો હોય તે શીક્કો ખોટો બનાવેલો છે એમ જાણ્યા છતાં, જે માણસ દગલબાજીથી અથવા દગો થાય એવા ઈરાદાથી તે શીક્કો પોતાના કબજામાં રાખે, તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

## કલમ ૨૪૪ મી.

ટંકશાળમાં નોકર રહેલા માણસે કાયદામાં ઠરાવેલા વજન અથવામેળવણીથી જુદા વજન અથવા મેળવણીનો શીક્કો બનાવવો.

૨૪૪. બ્રિટિશ ઇંડીયા મધ્યે કાયદા મુજબ સ્થાપેલી કોઈ પણ ટંકશાળમાં જે માણસ નોકર રહેલો હોય, તે માણસ તે ટંકશાળમાંથી નીકળતો કોઇ શીક્કો તે શીક્કાનું વજન અથવા મેળવણી કાયદાથી કરી હોય તેથી જુદા વજન અથવા મેળવણીનો થાય એવા ઈરાદાથી અગર કાંઇ કામ કરે, અથવા જે કામ કરવાની તેને કાયદા મુજબ ફરજ હોય તે કામ કરવામાં કસુર કરે, તો તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી દંડને પણ લાયક થશે.

## કલમ ૨૫૦ મી

કોઇ સખસના કબજામાં કાંઈ શીક્કો હોય અને તે શીક્કા બા-
...ી અથવા ૨૪૮ મી કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરવામાં આ-
...અને તે શિક્કા બાબત તે ગુન્હો કરવામાં આવેલો છે એમ તે
...ના કબજામાં તે શિક્કો આવતી વખતે તેણે જાણ્યું હોય, તે સખસ
દગલબાજીથી અથવા દગો થાય એવા ઇરાદાથી તે શીક્કો કોઈ બી-
જા સખસને આપે, અથવા કોઇ બીજા સખસને તે શીક્કો લેવાને લલચા-
વી કોશીશ કરે તો તેને પાંચ વરસની મુદત સુધીની એમાના ગમે તે પ્રકારની કેદની
...ા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

આશીક્કામાં ફેરફારથએલો છે એવું જાણી ને જે શીક્કોપાસે રાખ્યો હોય તેબીજાને આપવો.

## કલમ ૨૫૧ મી.

૨૫૧. કોઇ સખસના કબજામાં કાંઈ શીક્કો હોય, અને તે શિક્કા બાબત ૨૪૭ મી અથવા ૨૪૯ મી કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરવામાં આવેલો હોય, અને તે શીક્કા બાબત તે ગુન્હો કરવામાં આવેલો છે એમ તે સખસના કબજામાં તે શીક્કા આવતી વખતે તેણે જાણ્યું હોય તે સખસ અગર દગલબાજીથી અથવા દગો થાય એવા ઇરાદાથી તે શીક્કા કોઇ બીજા સખસને આપે અથવા કોઈ બીજા સખસને તે શીકકો લેવાને લલચાવવાની કોશીશ કરે, તો તેને દશ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

આ શીક્કામાં ફેરફાર થએલોછે એમ જાણીને રાણીનો જે શીક્કો પાસે રાખ્યો હોય તે શીક્કો આપવો

## કલમ ૨૫૨ મી.

૨૫૨. જે શીક્કા બાબત ૨૪૬ તથા ૨૪૮ મી એ બે કલમોમાંની ગમે તે કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરવામાં આવ્યો હોય, તે શિક્કો દગલબાજીથી અથવા દગો થાય એવા ઇરાદાથી કોઇ માણસના કબજામાં હોય, અને શીક્કા બાબત તે ગુન્હો કરવામાં આવેલો છે એમ તે માણસના કબજામાં તે શીક્કો આવતી વખતે તેણે જાણ્યું હોય તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે પ્રકારની કેદની બક્ષીક્ષ કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઇ સખસની પાસે કાંઇ ફેરફારથએલો શીક્કો આવતી વખતે તેમાં ફેરફાર થએલોછે એમ તેણે જાણ્યા છતાં તે પાસે રાખવો.

## કલમ ૨૫૩ મી

૨૫૩. જે શીક્ષા બાબત ૨૪૭ મી, તથા ૨૪૯ મી એ બે કલમોમાંની ગમે તે કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરવામાં આવ્યો હોય, તે શીક્કો દગલબાજીથી અથવા દગો થાય એવા ઇરાદાથી કોઇ માણસના કબજામાં હોય અને તે શીક્કા બાબત તે ગુન્હો કરવામાં આવેલોછે એમ તે માણસના કબજામાં તે શીક્કો આવતી વખતે તેણે જાણ્યું હોય તો તે માણસને પાંચ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઈ સખસની પાસે કાંઈફેરફાર થએલો રાણીનો શીક્કો આવતી વખતે તેમાં ફેરફાર થએલોછે એમ તેણે જાણ્યા છતાં તે પાસે રાખવો.

## કલમ ૨૫૪ મી

૨૫૪. જે શીક્કા બાબત કોઇ સખસ એમ જાણતો હોય કે એની ઉપર કલમ ૨૪૬, ૨૪૭, ૨૪૮, અથવા ૨૪૯ મીમાં લખી છે તેવી કાંઇ કીયા કરવામાં આવી છે, પણ જે શીક્કો તે સખસના કબજામાં આવતી તે બાબત તેવી કાંઇ કીયા કરવામાં આવેલી છે એમ તેણે જાણેલું ન હોય, તે સખસ તે અગર કોઇ બીજા સખસને તે શીક્કો ખરા શીક્કા દાખલ, અથવા તે શીક્કો જે પ્રકારનો હોય તેથી જુદા પ્રકારના શીક્કા દાખલ આપે, અથવા કોઇ સખસને તે શીક્કો ખરા શીક્કા દાખલ અથવા તે શીક્કો જે પ્રકારનો હોય તેથી જુદા પ્રકારના શીક્કા દાખલ લેવાને લલચાવવાની કોશીશ કરે તો તે સખસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા તે બદલેલો શીક્કો જે શીક્કાને ઠેકાણે ચલાવ્યો હોય અથવા ચલાવવાની કોશીશ કરી હોય તે શીક્કાની કીમતની દશ ધણી રકમ સુધીના દંડની શીક્ષા કરવામાં આવશે.

છ સે ૫ વતી માં ફે એલો તેણે જા- હોયલે શ તેણે બી- ખરા શીક્કા ખલ આપવો

## કલમ ૨૫૫ મી

૨૫૫. મેહેસુલના કારણસર સરકારે બહાર પાડેલો કોઇ પણ સ્ટાંપ જે માણસ ખોટો બનાવે, અથવા જાણી બુઝીને તે ખોટો બનાવવાની કીયાનો કાંઇપણ ભાગ કરે તે માણસને. માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

સરકારી સ્ટાંપ ખોટો બનાવવો

ખુલાસો.—કોઇ સખસ એક પ્રકારના ખરા સ્ટાંપને બીજા પ્રકારના ખરા સ્ટાંપ સરખો દેખાતો કરીને ખોટો સ્ટાંપ બનાવે, તેણે આ ગુન્હો કર્યો એમ સમજવું.

## કલમ ૨૫૬ મી

૨૫૬. મેહેસુલના કારણસર સરકારે બહાર પાડેલો કોઈ સ્ટાંપ ખોટો બનાવવાના કારણસર વાપરવાને વાસ્તે, અથવા તે કારણસર વાપરવાનો ઇરાદો કરેલો છે એમ જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં જે માણસ પોતાના કબજામાં કાંઇ હથીયાર અથવા સામાન રાખે તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઇ સરકારી સ્ટાંપ ખોટો બનાવવાના કારણસર કાંઇ હથિયાર અથવા સામાન પાસે રાખવો.

## કલમ ૨૫૭ મી.

૨૫૭. મેહેસુલના કારણસર સરકારે બાહાર પાડેલો કોઇ સ્ટાંપ ખોટો બનાવવાના કારણસર વાપરવાને વાસ્તે, અથવા તે કારણસર વાપરવાનો ઇરાદો કરેલો છે એમ જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં જે માણસ કાંઇ હથીયાર બનાવે, અથવા તે બનાવવાની ક્રિયાનો કાંઈ પણ ભાગ કરે, અથવા તે ખરીદ કરે, વેચે કે કોઇને આપે, તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઇ સરકારી સ્ટાંપખોટો બનાવવાના કારણસર હથીયાર બનાવવું અથવા વેચવું.

## કલમ ૨૫૮ મી.

ફલાણો સ્ટાંપ મેહેસુલનાં કારણુસર સરકારે બાહાર પાડેલા જેવો ખોટો બનાવેલો છે એમ, જાણીને, અથવા એમ માનવા- છતાં, જે માણસ તે સ્ટાંપને વેચે અથવા વેચવાનું કહે, તે માણસને સાત વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે ણ લાયક થશે.

સરકારી સ્ટાંપ ખોટા બનાવેલા વેચવા

## કલમ ૨૫૯ મી.

૨૫૯. ફલાણો સ્ટાંપ મેહેસુલનાં કારણુસર સરકારે બાહાર પાડેલા સ્ટાંપ જેવો ખોટો બનાવેલો છે એમ જાણી, તેને ખરા સ્ટાંપ દાખ વાપરવાના અથવા આપવાના ઈરાદાથી અથવા તે ખરા સ્ટાંપ દાખલ પરવામાં આવે એટલા માટે, જે માણસ તે સ્ટાંપ પોતાના કબજામાં રાખે, તે માણસને સાત બરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

સરકારી સ્ટાંપ ખોટા બનાવેલો પાસે રાખવો

## કલમ ૨૬૦ મી.

૨૬૦. ફલાણો સ્ટાંપ મેહેસુલનાં કારણુસર સરકારે બાહાર પાડેલા કોઇ સ્ટાંપ જેવો ખોટો બનાવેલો છે એમ જાણીને જે માણસ તે સ્ટાંપને ખરા સ્ટાંપ દાખલ વાપરે, તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે,

કોઇ સરકારી સ્ટાંપ ખોટો બનાવેલો છે, એમ જાણ્યા છતાં તે ખરા દાખલ વાપરવો.

## કલમ ૨૬૧ મી.

૨૬૧. જે પદાર્થપર મેહેસુલના કારણુસર સરકારે બાહાર પાડેલો સ્ટાંપ લગાડેલો હોય તે પદાર્થ ઉપરથી જે લખાણ અથવા લેખને માટે તે સ્ટાંપ વાપર્યો હોય તે લખાણ અથવા લેખ જે માણસ દગલબાજીથી અથવા સરકારને હાની કરવાના ઈરાદાથી, કાહાડી અથવા ચેહેરી નાખે, અથવા કોઇ સ્ટાંપ કાંઇ બીજા લખાણ અથવા લેખને માટે વાપરવામાં આવે એટલા માટે જે લખાણ અથવા લેખને માટે તે સ્ટાંપ વાપર્યો હોય તે લખાણ અથવા લેખપરથી જે માણસ તે સ્ટાંપને કાહાડી નાખે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

સરકારને હાની કરવાના ઇરાદાથી જે પર સરકારી સ્ટાંપ હોય એવા કોઈ પદાર્થ ઉપરથી કાંઈ લખાણ ચેરી નાખવું, અથવા કોઈ લેખને માટે કાંઇ સ્ટાંપ વાપર્યો હોય તે સ્ટાંપ લેખપરથી કાહાડી નાખવો.

## કલમ ૨૬૨ મી.

૨૬૨. મેહેસુલના કારણુસર સરકારે બાહાર પાડેલો કોઇ પણ સ્ટાંપ આગળ વપરાયલો છે એમ જાણ્યા છતાં, દગલબાજીથી અથવા સરકારને હાની કરવાના ઇરાદાથી, જે માણસ કાંઇ પણ કારણુસર તે સ્ટાંપ વાપરે

કોઇ સરકારી સ્ટાંપ આગળ વાપરેલો છે એમ જાણ્યા છતાં

તે માણુસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે.

કલમ ૨૬૩ મી.

૨૬૩. મેહેસુલના કારણસર સરકારે બાહાર પાડેલો કોઇ પણ સ્ટાંપ વપરાયેલો છે એમ દેખાડવા સારૂ તે સ્ટાંપપર કરેલી અથવા મારેલી કાંઈ પણ નિશાની, દગલબાજીથી અથવા સરકારને હાની કરવાના ઇરાદાથી, જે માણસ છોલી અથવા કાહાડી નાખે, અથવા જે સ્ટાંપ ઉપરથી એવી કાંઈ નીશાની છોલી અથવા કાહાડી નાખી હોય, એવો કોઇ સ્ટાંપ જે માણસ જાણી બુઝીને પોતાના કબજામાં રાખે, અથવા વેચે અથવા કોઇને આપે, અથવા કોઇ સ્ટાંપ વપરાએલો જાણ્યા છતાં જે માણસ તે સ્ટાંપ વેચે, અથવા કોઇને આપે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે.

લોપ કરેલી નિશાની (margin: લોદ તની શાની ખવી.)

બાબ ૧૩ મો.

કાટલાં તથા માપ સંબંધી ગુન્હા બાબત.

કલમ ૨૬૪ મી.

૨૬૪. તોળવાનું કાંઇ પણ યંત્ર ખોટુ છે એવું જાણીને જે માણસ દગલબાજીથી વાપરે તેને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે.

તોળવાનુંખોટુ યંત્ર દગલબાજીથી વાપરવું.

કલમ ૨૬૫ મી.

૨૬૫. જે માણુસ કાંઇ પણ ખોટુ કાટલું અથવા લંબાઇનું કે ભરતરનું ખોટુ માપ દગલબાજીથી વાપરે, અથવા એક કાટલાને અથવા લંબાઇના કે ભરતરનાં માપને તે છે તેથી કાંઈ જુદાં કાટલાં અથવા માપને ઠેકાણે દગલબાજીથી વાપરે, તેને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે.

ખોટું કાટલું અથવા માપ દગલબાજીથી વાપરવું.

કલમ ૨૬૬ મી.

૨૬૬. તોળવાનું કાંઇ પણ યંત્ર, અથવા કાંઇ કાટલું, અથવા લંબાઇનું કે ભરતલનું કાંઇ માપ, ખોટુ છે એવું જાણીને, તથા તે દગલબાજીથી વાપરવામાં આવે એવા ઇરાદાથી, જે માણુસ પોતાની પાસે રાખે, તેને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામા આવશે.

ખોટાં કાટલાં અથવામાપપાસે રાખવાં.

કલમ ૨૬૭ મી.

૨૬૭. તોળવાનું કાંઇ પણ યંત્ર, અથવા કાટલું, અથવા લંબાઇનું કે ભરતલનું કાંઇ માપ ખોટું છે એવું જાણીને જે માણસ બનાવે, વેચે, અથવા કોઇને આપે, એટલા સારૂ કે તે ખરાને ઠેકાણે વપરાય, અથવા એવું જાણીને કે તે ખરાને ઠેકાણે વપરાય એવો સંભવ છે, તો તેને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

ખોટાં કાટલાં અથવામાપબનાવવાં,વેચવાં

## કલમ ૨૬૮ મી.

લોકાપકારકકૃત્ય.

જે સખસ એવું કાંઇ કામ કરે, અથવા એવી કાંઇ કાયદા વિરૂધ્ધ કસુર કરે, કે જેથી લોકને, અથવા જે માણસો પાડોસમાં રેહેતા હોય અથવા જેઓના કબજામાં ત્યાંહાં પાડોશમાં કાંઇ મિલકત હોય તે સર્વ માણસોને, કાંઇ સાધારણ નુકશાન, ભય, અથવા દુઃખ થાય અથવા જેથી જે સખસોને કાંઇ સાર્વજનીક હક વાપરવાની જરૂર પડે તે સખસોને નુકશાન, અડચણ, ભય, અથવા દુઃખ થયા વિના રહેજ નહી; તે સખસે લોકાપકારક કૃત્ય કર્યું એમ સમજવું.

### રાણી. વિ. એંથની ઉદયન.

કલમ ૨૬૮.
૧
તા૦ ૨૩-૨-૮૩
ઈ. ૬ મ. પા. ૨૮૦

કોઈ ખાનગી મીલકત ઉપર શાહ રસ્તેથી આઠવારને છેટે આવેલો કુવો જયાં દરેક જણને જવાની છુટ હોય તે કુવાની આસપાસ જાળી કરવાની કસુર કરવી એ લોકાપકારકકૃત્ય ગણીને શીક્ષા કરવા જેવું કૃત્ય નથી.

कोइ खानगी मिलकत उपर शाह रस्तेथी आठवारने छेटे आवेलो कुवो, ज्यां दरेक जणने जवानी छुट होय, ते कुवानी आसपास जाळी करवानी कसुर करवी ए लोकापकारक कृत्य गणीने शीक्षा करवो जेवुं कृत्य नथी.

વાલ્લમના એક બીજા વર્ગના માજીસ્ટ્રેટે, એક એંથની ઉદયન નામના સક્ષને પોતાના કુવાને ફરતી જાળી કર્યા વગરનો રાખ્યા માટે હીં. પી. કો. ની ૨૯૦ મી કલમ પ્રમાણે અપરાધી ઠરાવી, તેનો ત્રણ રૂપૈયા દંડ કર્યો હતો.

એ કામ તંજાવરના જીલ્લા માજીસ્ટ્રેટે હુકમ થવા સારૂ હાઇકોર્ટ તરફ ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૪૩૮મી કલમ પ્રમાણે લખી મોકલ્યું હતું, અને તે એવા કારણથી કે, કરેલો ગુન્હાનો ઠરાવ કાયદા વિરૂદ્ધછે. ભલે જો કે કુવાનો ધણી, બીજા લોકોને તેનો ઉપયોગ કરવા દેતો, અથવા ઉપયોગ કરતાં કોઇને અટકાવતો નહીં, તો પણ ખાનગી મિલકત ઉપર આવેલા કુવાને ફરતી જાળી વગરનો રાખવો, એથી લોકાપકારક કૃત્ય થતું નથી. એવો જીલ્લા માજીસ્ટ્રેટે અભિપ્રાય આપ્યો. એ કુવો પ્રતીવાદીના ઘરની પછીતના ભાગમાં શાહ રસ્તેથી બાર ગજ છેટો હતો. પણ એ પછીતના ભાગને વાડ કરી નહોતી. અને સદરહુ કુવાને માત્ર બેવેંત ઊંચી હેયા રખી હતી. જે લોકો તે કુવામાંથી પાણી ભરતા, તે લોકો, અથવા વટેમાર્ગુઓ એ કુવામાંથી પાણી ભરતાં પડી જાય એવું બીજા વર્ગના માજીસ્ટ્રેટે ધારેલું છે.

**કોઇના તરફથી કોઇ વકીલ હાજર થયેલો નહોતો.**

હાઇકોર્ટ તરફથી ચીફ જસ્ટીસ ઈન્સ તથા કર્નાને ઠરાવ આપ્યો કેઃ—શાહ રસ્તેથી સાડીઆડત્રીશ ગજની અંદર કોઇ માણસની મિલકત ઉપર આવેલા કૂવો જે સરીઆમ રસ્તેથી

આવતાં જતાં ઉપયોગમા લેવાની છુટ હોય તેવા કૂવાની આસપાસ વાડ કરવાની વિલાયતના કાયદા પ્રમાણે દરેક માણસની ફરજ છે. આવી જાતનો નિયમ હિંદુસ્થાનના કાયદાકારોએ બાંધેલો નથી.

બેશક શાહરસ્તેથી માત્ર બાર ગજને છેટે આવેલો કૂવો જેને ફરતી જાળી કરવામાં આવી ન હોય, અને લોકોને તેનો ઉપયોગ કરવા સારૂ ખુલો મૂકેલો હોય, તેથી પ્રજાને નુકશાન થવું જોઇએ. અને એવા કૂવાની આસપાસ વાડ કરવામાં કસુર કરવી, તેમાં લોકાપકારક કૃત્ય થવાના ઘણાં તત્વોમાંથી કેટલાંક તત્વો રહેલાંછે.

પરંતુ જ્યાં સુધી, એ કરેલી કસુર, કોઈ કાયદા વીરૂધ્ધની કસુર ગણાય નહીં, ત્યાં સુધી લોકાપકારક કૃત્યની વ્યાખ્યામાં તેનો સમાસ થતો નથી.

હીં. પી. કો. ની ૪૩ મી કલમમાં " કાયદા વિરૂધ્ધ" એ શબ્દની વ્યાખ્યા આપી છે, તે જે હરકોઇ કામ ગુન્હો છે તેને, અથવા જે ન કરવાની કાયદાએ મનાઇ કરી હોય, તેને અથવા જે કરવાથી દીવાની દાવાનું કારણ મળે છે, તેને દરેકને લાગુ પડે છે. આમાંથી પેહેલી બે બાબતોનું આ કામમાં અસ્તીપણું નથી. અને પોતાની ધરતી ઉપર આવેલા કુવાની આસપાસ જાળી કરવાની કસુર કરવી, એટલાજ ઉપરથી દીવાની દાવાનું કારણ ઉત્પન્ન થતું નથી; અને કોઇ સક્ષ શાહ માર્ગેથી ભુલો પડીને જાળી વગરના કુવામાં પડી જાય, તેની નુકશાની સારૂ દીવાની દાવાનું કારણ મળે કે નહી ? એ ઘણુંજ શક પડતું છે. વળી તે પડનારો પોતાનીજ ગફ્લતથી પણ પડી ગયો હોય, કેમકે એવી રીતે, પડી જનારને રસ્તે ચાલ્યા જવાની ફરજ છે. અને તેનું પડવું પોતાની ફરજમાં કસુર કરવાથી વખ્તે બનેછે.

આવા અભિપ્રાય ઉપરથી ગુન્હાનો ઠરાવ તથા સજા રદ કરી, દંડ પાછો આપવાનો હુકમ કરીએ છીએ.

## મુતુ મીરા. વી. કેસરેહીંદ.

કલમ ૨૬૮.

૨
તા० ૧૮-૯-૮૪
ઈ. ૭ મ. પા. ૫૯૦

હિંદુસ્થાનમાં આપવા હિંદુઓના દેવાલય પાસે તાબુત બેસાડવા એ ા કાંઇ લોકાપકારક કૃત્ય થતું નથી.

एक गामना केटलाक मुसलमान रहेवाशीओए, मोहोरमना दहाडाम्रां गामतळीआना कोइ खंडेर उपर एक हंगामी छापरुं उभुं करी, तेमां धर्मनी प्रतीमा बेसाडी. मजकुर गामना हिंदु रहेवाशीओना मंदीरो पेला छापरानी पाडोशमां होवाथी, तेओना मनमां जरूर दुख पेदा थशे अने तेथी भारे सुलेहनो भंग थशे एम गणीने तेओने लोकापकारक कृत्य कर्या माटे ही. की. नी २९० मी कलमना गुन्हाना एक माजीस्त्रेटे अपराधी ठराव्या. ठराव्युं के ऐवो ठराव गेर कायदेसरछे.

અને ૧૮૮૩ ના ૩૩૯ મા નંબરના ક્યાલંડર કેસમાં ધારાપુરના બીજા વર્ગના માજીસ્ટ્રેટે સજા કરી હતી. તેના ઉપર કોઇમ્બતુરના માજીસ્ટ્રેટ પાસે અપીલ થઇ; અને તારીખ. ૨૦-૩-૮૪ ની અપીલના ઠરાવનું કામ, સને ૧૮૮૨ ના ૧૦ મા આક્ટની ૪૩૫ મી તથા ૪૩૯ મી કલમ પ્રમાણે ફરી તપાસવાની આ એક અરજી હતી.

કેશની હકીકત તથા દલીલો હાઇકોર્ટના ઠરાવમાં જોઇએ તેટલી માલુમ પડી આવેછે.

**અરજદારો તરફથી વેડરબર્ન્સ સાહેબ વકીલ હતા.**

## ફરીયાદી તરફથી ડનહીલ સાહેબ વકીલ હતા.

## ચીફ જસ્ટીસ ટરનરનો ઠરાવ.

મોહોરમના તહેવારમાં તોહોમતવાળાઓ કે જેઓ દલવીઆપાઢણના રહેવાશીઓ હતા, તેઓએ ગામતળીઆના એક ખંડેર ઉપર હંગામી છાપરૂં ઉભું કર્યું, અને તેમાં એક પ્રતીમા બેસાડી.

એ ખંડેર હિંદુઓનાં દેવસ્થાનની પડોશમાંછે, અને તે મંદીરોમાંથી એ ખંડેરની પાસે થઈને, ચોકસ મોસમમાં સરગસ નીકળે છે, અને તેના કેટલાક ભાગમાં કાળી મનના તેહેવારે દેવીને, અર્પણ કરવાના પાડાઓ હિંદુઓ તરફથી બંધાયછે.

એમ નીકળ્યું છે કે,—આમ કરવામાં તોહોમતવાળાઓનો ખાસ ઇરાદો હિંદુઓની ધાર્મિક લાગણીઓને ઇજા કરવાનો નોહોતો. પણ લોકાપકારક કૃત્યના ગુન્હાનો ઠરાવ માજીસ્ત્રેટે કરેલો છે, અને તે અપીલ કોર્ટે મંજુર રાખેલછે. તે એવા કારણથી કે, હિંદુઓનાં મંદીરોની પાડોશમાં મુસલમાની ધર્મની મુર્તી મુકવાથી હિંદુઓને ભારે દુખ થવા સંભવછે.

## પીનલકોડમાં લોકાપકારક કૃત્યની વ્યાખ્યા નીચે પ્રમાણે છે.

જે સક્ષ એવું કાંઇ કામ કરે, અથવા એવી કાંઈ કાયદા વીરૂધ્ધ કસુર કરે, કે જેથી લોકને, અથવા જે માણસો પાડોસમાં રહેતાં હોય, અથવા જેઓના કબજામાં તાંહાં પડોસમાં કાંઈ મિલકત હોય, તે સરવ માણસોને કાંઇ સાધારણ નુકશાન, ભય, અથવા દુખ થાય, અથવા જેથી જે સક્ષોને કાંઇ સાર્વજનીક હક વાપરવાની જરૂર પડે, તે સક્ષોને નુકસાન, અડચણ, ભય, અથવા દુખ થયા વીના રહેજ નહીં. તે સક્ષે લોકાપકારક કૃત્ય કર્યું એમ સમજવું.

કોઈ સર્વોપકારક કૃત્યથી કાંઇ અનુકુળતા અથવા લાભ થતો હોય, તો તે સબબથી તે ગુન્હો માફ થઈ શકતો નથી.

પીનલકોડના કાયદાની ભાષા ઉપરથી ખુલું છે કે, જે કૃત્યો કીંવા કસુરોથી એક વર્ગના માણસોની લાગણીને દુઃખ થાય, તેને લાગુ પાડવાની તેની ધારણા નથી. એક પંથવાળાઓએ કાંઈ કર્યું હોય, તેથી બીજા પંથવાળાની લાગણીઓને દુઃખ થાય છે, એવું આ મુલકમાં વારંવાર બન્યા કરે છે. બંદગી કરવાનું મકાન કોઇ ચોકસ સ્થળે ઉભું કરવામાં આવે, તો તેથી નજીકમાં રહેનારા બીજા પંથવાળાઓની લાગણીને દુઃખ થવા સંભવ છે. પણ આવી જાતના કામને પીનલકોડમાં લોકાપકારક કૃત્ય ગણ્યું નથી. અમુક કોમના માણસો એકલાંજ નહીં પણ આખી આલમ કોઈ જગ્યામાં રહેતી હોય, અથવા તેઓના કબજામાં તે જગ્યા હોય, અથવા જ્યારે તેઓને સાર્વજનીક હક વાપરવાનો પ્રસંગ પડે, ત્યારે તેવા લોકોને કાંઇ દુઃખ, દહેસત, અથવા અડચણ થતી હોય, ત્યારે તેઓનું રક્ષણ કરવું એજ આ કલમનો હેતુ છે.

છાપરૂં બાંધી તેમાં તાબુત રાખવાથી, જે લોકોનો સમુદાય પડોસમાં રહે છે, તેઓને કાંઇ દુઃખ અથવા દેહેસત, અથવા અડચણ થતી નથી અથવા એથી પોતાના સાર્વજનીક હકને એટલે કે, એ જમીન ઉપર રસ્તે ચાલવાના હકનો ઉપભોગ કરતાં, કોઇ માણસને કાંઇ ઇજા, હરકત, ભય, કીંવા અડચણ થતાં નથી. એ મુસલમાનોએ બીજી મોસમે, હિંદુઓ કરે છે તેના કરતાં, વધું કર્યું નથી. એટલે કે એ ખંડેરનો તેઓએ જે કામ, તેઓ

ધર્મનું માનતા હતા ને સારૂ થોડા વખતને માટે ઉપયોગ કર્યો છે. આ કૃત્યોથી બીજાઓ-ની ધાર્મીક લાગણીઓ ઉશ્કેરાય અને તેના આવેશમાં તેઓ સુલેહનો ભંગ કરવા લલ-ચાય, એટલા કારણથી તહોમતવાળાનાં કૃત્ય, લોકાપકારક કૃત્ય થતાં નથી.

જો પોતાને વાજબી જણાય કે, વાજબી કારણસર જે લોકો સુલેહનો ભંગ કરવાનો વિચાર કરે છે, તેઓને એમ ન કરવા દેવા સારૂ પ્રસંગ પડયે, જે સતા વાપરવાનો અધિ-કાર આપ્યો છે, તે સત્તા વાપરવાને માજીસ્ટ્રેટને અધિકાર છે. જો તોફાન થવાનું જોખમ એ-વુ ભારે અને તાતકાળીક હોય કે, માજીસ્ટ્રેટ પાસે જે સાધનો છે તે વડે અટકાવી શકાય તેવું નથી, તો વાજબી રીતે એ છાપરૂં ખસેડવાનો હુકમ કરી શકે છે. પણ ઉપર બતાવ્યા કારણસર તહોમતવાળાનાં કૃત્યો હિં. પી. કો. ની ૨૯૦ મી કલમ પ્રમાણે શિક્ષા થઈ શકે એવા ગુન્હાના રૂપનાં નથી. અને તેથી જે ઠરાવ કર્યો છે તે રદ કરી લીધેલો દંડ પાછો આપવાનો હુકમ કરીએ છીએ.



## કલમ ૨૬૯ મી.

જીંદગીને જોખમપહોંચે એવા રોગનો ચેપ પસરે એવું ગફલતીનું કામ

જે માણસ કાયદા વિરૂધ્ધ અથવા ગફલતથી એવું કાંઇ કામ કરે, કે જેથી જીંદગીને જોખમવાળા કોઇ રોગનો ચેપ પસરશે એવો સંભવ હોય, અને એવો સંભવ છે એમ તે જાણતો હોય, અથવા એમ માનવાનું તેને કારણ હોય તે માણસને છ મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

### કેસરેહીંદ વી. ક્રસ્નાપા તથા મુરૂગાપા.

કલમ ૨૬૯.
૧
તા૦ ૧૪-૧૨-૮૩
ઈ. ૭ મ. પા. ૨૭૬

જે સક્ષને કોગળીઆનો રોગ થયો હોય તે સક્ષ પોતાની સ્થીતીની ખબર રેલવેના નોકરોને આપ્યા વગર આગગાડીમાં મુસાફરી કરે તોતે આ કલમ પ્રમાણે ગુનેહગાર થાયછે.

क जाणतो हतो के मने कोलरा थयुं छे. पण ते वातनी खबर रेल्वेना नोकरोने आप्या वगर मुसाफर तरीके गाडीमां बेठो. म. क. नी स्थीतीनो वाकेफगार छतां तेने वास्ते तेणे टीकट लीधी. अने तेनी साथे मुसाफरी करी. ठराव्युं के, जे कृत्य जींदगीने जोखममां नांखे एवा चेपी रोगनो फेलाव थवानो संभव छे, अने ए कृत्यथी एवी रीते थशे, एवुं तेने मानवानुं कारण छे. एवुं कृत्य गफलतथी कर्युं तेथी पीनलकोडनी २६९ मी कलम प्रमाणे क ने वाजबीरीते गुन्हेगार ठराव्यो छे. अने क ना गुन्हामां म ए मदद करी तेने वास्ते पण वाजबीरीते गुन्हेगार ठराव्यो छे.

આ કેસ સાલમના ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટે હાઇ કોર્ટને લખી મોકલ્યો હતો.

આ માજીસ્ટ્રેટે લખેલી હકીકત નીચે મુજબ છે.

"સને ૧૮૮૩ ના નંબર ૨૬૪ ના કેલેડંર કેશમાં, વણીયબાંદીના બીજા વર્ગના માજીસ્ટ્રેટે, એક ક્રસ્નાપાએ પોતાને કોલેરાનો રોગ હતો છતાં આગગાડીમાં મુસાફ્રી કરી તે સારૂ, અને બીજે મુરૂગાપા જેણે આ માંદા માણસ વાસ્તે ટીકટ લીધી, અને પોતા સાથે લેઈ ગયો તે સારૂ બંને જણાનો દંડ કર્યો હતો.

"તેઓને પીનલકોડની ૨૬૯ મી કલમ પ્રમાણે શીક્ષા થઇ છે. સને ૧૮૭૯નો ચોથો આકટ જે રેલવે આકટ કહેવાય છે, તેની ૨૦ મી કલમ અનુસાર આગગાડીની ગાડીમાં કાંઇ ચેપી રોગથી બીમાર હોય, તેને બાહાર કાઢવા રેલવે ખાતાના નોકરોને અધિકારછે. પણ તેથી તેવા મુસાફ્રર શીક્ષાને લાયક થતા નથી.

મને લાગે છે કે, હીં પી. કો. ની ૨૬૯ મી કલમનો જ્યારે તાણીને અર્થ કરીએ ત્યારેજ તે કલમ આ કામને લાગુ પડી શકે છે.

### કોઇના તરફથી વકીલ હાજર નહોતો.

**કોર્ટનો ઠરાવ.** (ટરનર ચીફ જસ્ટીસ તથા કરનાન જસ્ટીસનો)

અમરો અભીપ્રાય એવો છે કે, આ કામમાં ગુન્હાનો ઠરાવ કરવા સારૂ જોઇએ તેટલો

બીમાર માણસ જ્યારે ગાડીમાં સ્વાર થઓ ત્યારે તે જાણતો હતો કે, મને કાગળીઉં થયું છે. અને તેથી કરીને તેણે જીંદગીને જોખમમાં નાખે એવા ચેપી રોગનો ફેલાવો કર્યા જેવું કર્યું છે, એટલે કે જે સાવધાનીથી પોતાની સાથેના મુસાફરોને જોખમ થતું અટકત, અને પોતાની સ્થીતીની ખબર રેલવેના નોકરોને આપી હતતો, તેને માટે જુદો સમાસ કરતા. અથવા તેને કાયદેસર મુસાફરી કરતાં અટકાવત, એ સઘળું કરવામાં તેણે કસુર કરી છે. બીજા તહોમતવાળાએ એ કૃત્યમાં મદદગારી કરી છે. માટે વચ્ચમાં પડવાનું અમે કાંઇ કારણ જોતા નથી.

## મહારાણી કેસરેહીંદ વિ. રખમા.

**કલમ ૨૬૯.**
૨
તા૦ ૩૦-૯-૮૬
ઇ. ૧૧ મું. પા. ૫૯

ચાંદીવાળી ઓરત-સાથે જાઈને સલોગ કરવો તેથી તે ઓરત ઓરોગ ફેલાવનાર તરીકે ગુનેહગાર થતી નથી પરંતુ તે કસબણે સંભોગ કરનારને ખોટી હકીકત સમજાવીને સંભોગ કરવામે લલચાવ્યા હોય તો તે ઠગાઈના ગુન્હા ની ગુનેહગાર થાય છે.

जे कसवणने चांदीवो रोग होय, ते कसबण साथे संभोग करतां संभोग करनाराने ए रोग चोटे तो ते कसबण हिं. पी. को. नी कलम २६९ मी प्रमाणे "जेथी जींदगी" ने जोखमवाळा रोगनो चेप पसरशे एवो संभव होय, तेवा कोइ गफलती काम वास्ते सजाने पात्र थती नथी.

जो ते संभोग तेणीनी तरफथी कांइ खोटी हरकत कह्या उपरथी थयो होय तो तेणीना उपर ४१७ कींवा ४२० मी कलम मांहला ठगाइना गुन्हानुं तोहोमत रही शके छे.

આરેપરસે સતારાના જીલ્લામાજીસ્ટ્રેટે ૧૮૮૨ ના દસમા આક્ટની ૪૩૮ મી કલમ પ્રમાણે લખી મોકલ્યું હતું.

તોહોમતદાર એક કસબણ હતી. ફરીયાદી વિલયમ જીફર્ડને ચાંદીનો રોગ ચોટાડયાનું તેણીના ઉપર તોહોમત હતું. અને એક પેહેલા વર્ગના માજીસ્ટ્રેટે હી. પી. કો. ની ૨૬૯ કલમ માંહેલા ગુન્હાની તેણીને અપરાધી ઠરાવી હતી. " અને તેમ કરવાનાં કારણ સદરહુ માજીસ્ટ્રેટે નીચે પ્રમાણે આપેલાં છે.—

(૧) ફરીયાદીએ કરેલી કેદણ સાથે સંભોગ કર્યો હતો, એ વાત સાબીત થઈ છે. અને તે તારીખે તેણીને જીંદગીને જોખમ લાગે એવા પ્રથમારંભની ચાંદીનો રોગ હતો." તેણીએ ફરીયાદીને કહેલ હતું કે, હું દુરસ્તછું પણ તે ફરીયાદીને તેણીનો રોગ ચોંટી ગયો કેદણ કાંઈ બચાવ કરતી નથી. અને પોતાને ચાંદીનો રોગ હતો, એ વાત તે કબુલ કરે છે, માટે તે ગુન્હેગારછે."

### એ ઉપર જીલ્લા માજીસ્ટ્રેટે નીચે પ્રમાણે લખાણ કર્યું.

" ઘણા કારણોથી આ ઠરાવ મને ભુલ ભરેલો લાગે છે, તેમાંનું પેહેલું કારણ એ છે કે આવી જાતના મુકરદમાનો સમાસ કરવાના હેતુથી. હી. પી. કો. ની ૨૬૯ મી કલમ ઘડવામા આવી નથી.

આવા સંભોગમાં, મજકુર કસબણે ભાગ લીધો, તે મારા અભીપ્રાય પ્રમાણે, તેણી-એ કાંઇ કૃત્ય કર્યું, એમ, કહેવાય નહીં, તેમ તે કલમનો કોઇ રીતે અર્થ બેસાડતાં કાયદા વિરૂદ્ધ કસુર કર્યાની પણ તે ગુન્હેગાર ઠરે નહીં.

આ કામમાં કહેવામાં આવ્યું છે કે, પોતાને રોગ હોવાની વાત તે સ્ત્રી જાણતી હતી. તે વાત માન્ય કરતાં આવા કામમાં ગફલત એ મુદ્દાની હકીકત નથી. ૨૬૯ મી તથા ૨૭૦ મી એ બે કલમોમાંથી છેલી કલમ વધારે લાગુ પડતી દેખાય છે. પરંતુ આ એક કલમ લાગુ પડવાની ધારણા રાખી હોય એમ હું માનતો નથી.

આ કામનો ઇનસાફ સંક્ષેપ રીતે થયો છે, તેથી રજીસ્ટરના આઠમા આસનમાં પુ-રાવાનો જે નોંધ કર્યો છે, તે શિવાય વધુ નોંધ નથી. અને તે ઉપરથી કોઇ રીતે સ્પષ્ટ દેખાતું નથી કે, જ્યાને સંભોગ થયો ત્યારે, પોતાને દરદ થયાની વાત સદરહુ ઓરત જા-ણતી હતી. પોતાને ચાંદીનો રોગ થયો છે, એવી તેણીએ ઇનસાફને વખતે કબુલત કરી છે, તેથી આ મુદ્દો સાબીત થતો નથી.

તોપણ ઉઘાડું છે કે, જીંદગીને જોખમ લાગે એવો રોગ ફેલાવાનો તેણીના કૃત્યથી સંભવ હતો કે નહીં. તેના ઉપયોગી મુદ્દા વીશે, માજીસ્ત્રેટે કાંઇ પુરાવો લીધો નથી. આં-હીની છાવણીના લશ્કરના કમાનડીંગ ઓફીશરે માજીસ્ત્રેટને જે પત્ર લખ્યો હતો તે પત્ર આ કામના કાગળીઆ સાથે બીડવાનું મેં દુરસ્ત ધાર્યું છે. અને તે ઉપરથી તે પુરાવો તેણે લીધો નોહોતો, એવું માનવાને કારણ મળી આવે છે. તેણીને જે ચાંદું હતું તે ખરે ખરી ચાંદીના પ્રકારનું નહતતો મુકેલું તોહોમત પડી ભાગે છે.

ચાંદીનો રોગ પ્રથમારંભે ગમે તે પ્રકારનો હોય, તોપણ તે જીંદગીને જોખમ કારી છે કે નહીં, એ સવાલનું નીરાકરણ થયું નથી એમ હું માનુંછું અને વખતે એ સવાલ ઉ-ઠાવવામાં આવે એવોછે માટે આ રેફ્રંસનો નીકાલ કરવાની જે તારીખ મુકરર થાય, તે એવી રીતે મુકરર કરવી જોઇએ કે, જો સરકારને આ કામમાં હાજર થવા વકીલને સુ-ચના આપવાનું યોગ્ય જણાય તો, જે ગુન્હાનો ઠરાવ કર્યો છે તેના ટેકામાં તે પોતાની દ-લીલ આપવી હોય તો તે આપી શકે."

સરકાર તરફથી રાવસાહેબ વીશ્વનાથ નારાયણ મંડળીક, માહારાણી કૈસરેહિંદ. વિ. ફ્રેનાપા (૭ મ. ૨૭૬) તથા રસલ ઓનક્રોયમ્સનું પુસ્તક ૧લું પ્રષ્ટ ૨૬૭નો હવાલો આપ્યો.

**અપરાધી તરફથી કોઇ હાજર હતું નહીં.**

**જસ્ટીસ વેસ્ટનો ઠરાવ.**

કેદણને ભયંકર રોગ હતો, અને તેણીએ સાપ્રાધ ગફલત કરી હતી, એવું માની લેતાં પણ સંભોગ કરાવ્યાથી તેણીનું કૃત્ય ફરીયાદીની મદદ વગર ચેપ ફેલાવી શકે એવું નથી. અને એ બાબતમાં ફરીયાદી પડેજ જવાબદાર છે. અને સામાન્ય રીતે કહીએ તો તે પો-તેજ સહગુન્હેગાર છે. જો આ કામમાં કાંઇ ગુન્હો થયો છે, તો તે હિં પી. કો. ની ૪૧૭ અથવા ૪૨૦ મી કલમ મુજબ શીક્ષા થઇ શકે તેવો ઠગાઇનોછે. અને તે સાબીત કરવા સારૂ, દરદી અથવા તે દરદવાળી ઓરતના તરફથી ખોટી હકીકત કહ્યાથી સંભોગ કરવા-ની લાલચ થઇ હતી, એવો પુરાવો પડવો જોઇએ. માટે ગુન્હાનો તથા સજાનો ઠરાવ અમે રદ કરીએ છીએ.

## કલમ ૨૭૦ મી.

૨૭૦. જે માણસ દ્વેષબુદ્ધિથી એવું કાંઇ કામ કરે, કે જેથી જીંદગીને જોખમવાળા કોઇ રોગનો ચેપ પસરશે એવો સંભવ હોય, અને એવો સંભવ છે એમ તે જાણતો હોય, અથવા એમ માનવાનું તેને કારણ હોય તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

જીંદગીને જોખમપોંહોંચે એવા રોગનો ચેપ પસરે એવું દ્વેષબુદ્ધિનું કામ

## કલમ ૨૭૧ મી.

૨૭૧. કોઇ વહાણને રોગના સબબથી દુર રાખવા બાબતની અથવા તે સબબથી દુર રાખેલાં વહાણોનો કિનારા સાથેનો અથવા બીજા વહાણો સાથેનો વેહેવાર કેમ ચાલે તેનો બંદોબસ્ત કરવા બાબતની અથવા જે જગોમાં કાંઈ ચેપી રોગ ચાલતો હોય તે જગો તથા બીજી જગોની વચ્ચે વેહેવાર કેમ ચાલે તેનો બંદોબસ્ત કરવા બાબતની હિંદુસ્તાનની સરકારે અથવા કોઈપણ સરકારે કરીને જાહેર કરેલી કોઈ કાનુન જે માણસ જાણીબુઝીને ન માને તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

રોગના સબબથી દુર રહેવા સંબંધીની કાંઇ કાનુન ન માનવી.

## કલમ ૨૭૨ મી.

૨૭૨. કોઇ માણસ કાંઇ ખાવાની અથવા પીવાની વસ્તુમાં ભેળ કરે, એવી રીતે કે તેથી તે વસ્તુ ખાવાથી અથવા પીવાથી અવગુણ થાય અને એવા ઈરાદાથી કે તે વસ્તુ ખાવાને અથવા પીવાને વેચવી, અથવા તે ખાવાને અથવા પીવાને વેચાશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં તો તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

વેચવાને ઇરાદે રાખેલી ખાવાની અથવા પીવાની વસ્તુમાં કાંઈ ભેળ કરવી.

## કલમ ૨૭૩ મી.

૨૭૩. જે વસ્તુ અવગુણકારક કરેલી અથવા થયેલી હોય, અથવા ખાવા અથવા પીવા જોગ સ્થિતીમાં ન હોય, તેવી કાંઇ વસ્તુ ખાવા અથવા પીવાની વસ્તુ દાખલ કોઇ માણસ વેચે; અથવા વેચવાનું કહે, અથવા ચવેવા મુકે, અને તે વસ્તુ ખાવામાં અથવા પીવામાં અવગુણકારક છે એમ જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં એ પ્રમાણે કરે તો તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

ખાવાની અથવા પીવાની અવગુણકારક વસ્તુ વેચવી.

## કલમ ૨૭૪ મી.

૨૭૪. કોઇ માણસ કાંઇ વસાણામાં અથવા તઇયાર કરેલા અઉષધમાં કાંઇ ભેળ કરે, એવી રીતે કે તેથી તે વસાણાનો અથવા તઈયાર કરેલા અઉષધનો ગુણ ઓછો થાય, અથવા તેની અસર બદલાય, અથવા તે અવગુણકારક

વસાણામાં ભેળ કરવી.

થાય, અને તેમાં તેવી કાંઇ ભેળ ન થઇ હોય એ પ્રમાણે તે કાંઇ દવાના કામને સારૂ વેચવી અથવા વાપરવી એવા ઇરાદાથી અથવા તેવાં કામને સારૂ તે વેચાશે અથવા વપરાશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, તે એ પ્રમાણે કરે તો તે માણસને ૭ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

### કલમ ૨૭૫ મી.

ભેળથયેલાંવસાણુંવેચવાં.

૨૭૫. કાંઇ વસાણામાં અથવા તઇયાર કરેલા અઉષધમાં તેનો ગુણ ઓછો થાય, અથવા તેની અસર બદલાય, અથવા તે અવગુણકારક થાય, એવી રીતે કાંઈ ભેળ થએલી છે, એમ જાણીને જે માણસ તે વસાણું અથવા તઇયાર કરેલું અઉષધ, તેમાં ભેળ ન થઇ હોય એ પ્રમાણે, કાંઇ દવાના કામને સારૂ વેચે, અથવા વેચવાનું કહે, અથવા વેચવા મુકે, અથવા કોઇ દવાખાનામાંથી આપે, અથવા જે સખસને તેમાં ભેળ થએલી ખબર ન હોય એવા કોઇ સખસ પાસે તે દવાના કામમાં વપરાવે, તે માણસને ૭ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

### કલમ ૨૭૬ મી.

કાંઇવસાણાને તે જુદુઅથવા વસાણું તઇયાર કરેલુ અઉષધહોય એ રીતે વેચવું.

૨૭૬. કાંઇ વસાણું અથવા તઇયાર કરેલું અઉષધ, તે જુદુ વસાણું અથવા તઇયાર કરેલું અઉષધ હોય, એવી રીતે કાંઇ દવાના કામને સારૂ જે માણસ જાણીબુઝીને વેચે, અથવા વેચવાનું કહે, અથવા વેચવા મુકે, અથવા કોઇ દવાખાનામાંથી આપે તે માણસને ૭ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

## કલમ ૨૭૭ મી.

કોઇ પણ સાર્વજનીક ઝરા અથવા જલાશયનું પાણી જે માણસ બુદ્ધિપુર્વક બિગાડે અથવા મેલું કરે, એવી રીતે કે તેથી તે પાણી રોજ જે કામમાં વપરાતું હોય તે કામને સારૂ તે ઓછું લાયક થાય તો તે માણસને ત્રણ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા પાંચશે રૂપીઆ સુધીના દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

સાર્વજનિક ઝરા અથવા જળાશયનું પાણી મેલું કરવું.

## કેસરેહિંદ વિ. હલોધર અને બીજાઓ.

કલમ ૨૭૭.

पीनलकोडनी २७७ मी कलममां "जाहेर झरो अथवा जळाशय" एवा शब्दो कह्या छे. तेमां जाहेर नदीनो समास थतो नथी. माछलां मारवानां काम सारु कोइ नदीमां जांखरां पाथरवां ए सदरहु कलम मुजब गुन्हो थतो नथी.

१
ता. ७–५–७७
ઇ. ૨ ક. પા. ૩૮૩

જાહેર નદીમાં જાહેર ઝરા અથવા જળાશયનો સમાસ થતો નથી.

તોહોમતદારનો, બીજા ૭ મછીમારોની સાથે, જેસોર પ્રગણામાં જાંસીના ડેપ્યુટી માજીસ્ટ્રેટે ફોજદારી કામ ચલાવવાના કાયદાની ૨૨૭ (૨૧૩)મી કલમ પ્રમાણે માંછલાં મારવાના કારણસર, નવ ગંગા નદીમાં ઝાડોનાં જાંખરાં પાથરીને, તેનું પાણી બુદ્ધિ પૂર્વક બીગાડયું. તે સારૂ સંક્ષેપ રીતે ઇનસાફ કર્યો હતો.

### પ્રતીવાદીઓએ તે ઉપરથી હાઇકોર્ટને અરજ કરી.

### જસ્ટીસ માર્કબીનો ઠરાવ.

હીંદુસ્થાનના પીનલકોડની ૨૭૭ મી કલમ પ્રમાણે આ ગુન્હો થતો નથી, એમ ઠરાવવાનું હું ધારૂં છું, જે પાણી બગાડયું કહેવામાં આવે છે, તે કોઇ ઝરાનું પાણી નથી, તેમ મારા વિચાર પ્રમાણે સાર્વજનીક જળાશયનું પણ તે પાણી નથી. માજીસ્ટ્રેટના ઠરાવ ઉપરથી જણાય છે કે, તે પાણી નવ ગંગા નદીનું હતું. "સાર્વજનીક જળાશયનું પાણી" એ શબ્દો વાપર્યાથી, તેમાં નદીના પાણીનો સમાવેશ કરવાનો ઇરાદો કાયદાકારોનો હોય, એમ હું ધારતો નથી. આ કારણસર નીચલી કોરટનો ઠરાવ રદ કરૂં છું, અને દંડ લીધો હોય, તો પાછો આપવાનો હુકમ કરૂં છું.

## કૈસરેહિંદ વી. વીટી ચોકાન તથા બીજાઓ.

हिंदुस्थानना पीनलकोडनी २७७ मी कलममां सार्वजनीक झरो, ए शब्दमां नदीना तळीया उपर वेहेता पाणीना जाथुना वेहेमनो समास थतो नथी.

કલમ ૨૭૭.
૨
તા. ૨૧-૧૦-૮૧
ઈં. ૪ મ. પા. ૨૩૯

નદીનું વેહેન એ સારવજનીક ઝરો ગણાતો નથી તેથી એ વેહેનના પાણીથી બળદને ધોઆરવા અથવા એ નદીના વહેનમાથી બધ બાધીને માંછલા પકડવાં એથી કાઈ ગુનોહ થતો નથી.

વીટી ચોકાને વરાગા નદીમાં બળદોને નવરાવ્યા તેથી એ નદીમાંથીજ ફક્ત પીવાનું પાણી મળી શકતું હતું તે પીવાનું પાણી બગાડયું માટે મદ્રાસ પોલીસ આકટની (૧૮૫૯ નો ૨૪ મો આકટ) ૪૮ મી કલમ મુજબ પેરૈ યાકુલમ તાલુકાના બીજા વર્ગના માજીસ્ટ્રેટે તેને અપરાધી ઠરાવી તેનો દંડ કર્યો. તથા બીજા ચાર સક્ષો, કે જેઓએ એ વરાગા નદીના વેહેનમાં માછલાં પકડવા સારૂ બંધ બાંધ્યો હતો, અને તેથી તેઓએ એક જરાનું પાણી નહાવા તથા પીવાના કામ વાસ્તે નાલાયક કર્યું. એવો ગુન્હો સાબીત માની તેઓનો પણ દંડ કર્યો.

આ ઉપરથી મદુરાના જીલ્લા માજીસ્ટ્રેટે એ બધા કેસો હાઇકાર્ટમાં મોકલી દીધા.

### સુનાવણી ટાંણે કોઇ હાજર નેહોતું.

### જસ્ટીસ ઇન્સ તથા મુતુ સ્વામીનો ઠરાવ.

નદીના તળીયા ઉપર વેહેતા પાણીના જાથુના વેહેનનો સમાસ પીનલકોડની ૨૭૭ મી કલમમાં "સાર્વજનીક ઝરા" એ શબ્દોમાં થતો નથી. એમ મારો અભિપ્રાય છે. માટે બંને અપરાધના ઠરાવો ખોટા છે, એમ ગણીને રદ કરવામાં આવે છે.



## કલમ ૨૭૮ મી.

૨૭૮. કોઇ જગાની હવા જે માણસ બુદ્ધિપુર્વક બિગાડે, એવી રીતે કે તેથી તે જગાની પાડોસમાં ઘણું કરીને રેહેનારા અથવા ધંધો કરનારા અથવા કોઇ સરિયામ રસ્તાઉપર ફરનારા સખસોની તંદુરસ્તીમાં બિગાડ થાય, તે માણુસને પાંચસે રૂપીયા સુધીના દંડની શિક્ષા કરવામાં આવશે.

હવાને તનદુરસ્તીમાંબિગાડ કરે એવીકરવી

## કલમ ૨૭૯ મી.

૨૭૯. કોઈ સરિયામ રસ્તાપર જે સખસ કાંઇ ગાડી એવી બેફીકરી અથવા ગફ્લતી ભરેલી રીતે હાંકે અથવા સ્વારી કરે કે તેથી માણુસની જિંદગી જોખમમાં આવે, અથવા કોઇ જા સખસને વ્યથા અથવા નુકશાન થશે એવો સંભવ દેખાય, તે સખસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

સરિયામરસ્તાપરબેફીકરાઇથીહાંકવુંઅથવાસ્વારીકરવી

## કલમ ૨૮૦ મી.

૨૮૦. જે સખસ કાંઇ વહાણ એવી બેફિકરી અથવા ગફ્લતી ભરેલી રીતે ચલાવે કે તેથી માણુસની જીંદગી જોખમમાં આવે, અથવા બીજા કોઇ સખસને વ્યથા અથવા નુકશાન થશે એવો સંભવ દેખાય, તે સખસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

બેફીકરાઇથીવાહાણચલાવવું.

## કલમ ૨૮૧ મી.

૨૮૧. કોઇ માણુસ કાંઇ ખોટું અજવાળુ, નીશાણી અથવા બોયુ દેખાડે, એવા ઇરાદાથી કે તે દેખાડેથી કોઈ વહાણ ચલાવનારો ઠગાય, અથવા ઠગાશે એવો સંભવ છે એવું જાણીને, તો તે માણુસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

ખોટુ અજવાળું,અથવા બોયુંદેખાડવું.

## કલમ ૨૮૨ મી.

૨૮૨. જે વાહાણ એવી હાલતમાં અથવા એટલું ભરેલું હોય કે તેમાં જનારા સખસની જિંદગી જોખમમાં રહે, તેવા કોઇ વાહાણમાં બેસાડીને ભાડાને સારૂ જે માણુસ જાણીબુઝીને અથવા ગફ્લતીથી કોઇ સખસને જળમાર્ગે લઈ જાય, અથવા મોકલે, તે માણુસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપિયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ઘણોભારભરેલાંઅથવાદેસતવાળાં વાહાણમાં ભાડુ કરીને કોઇ સખસનેજળમારગે લઇજવો

## કલમ ૨૮૩ મી.

**જે માણસ કાંઇ કામ કરવાની અથવા પોતાના કબજા અથવા હવાલા માંહેલી કાંઇ મીલકતનો બંદોબસ્ત રાખવામાં કસુર કરવાથી ખુશ્કીના અથવા તરીના કોઇ સરીયામ રસ્તામાં કોઇ શખસને ભય, અડચણ અથવા નુકશાન કરે, તે માણસને બસેં રૂપીયા સુધીના દંડની, શિક્ષા કરવામાં આવશે.**

સરીયામ રસ્તા અથવાવાહાણના રસ્તામાંભય અથવાં અડચણ કરવી.

### કેસરેહિંદ વિ. કાદર મોહીદીન.

कोइ गामना सरीयाम रस्तानी बाजुपर माछलां पठडवानी जाळ सुकववा मुकवी एथी कोइ चोकस सक्षने अथवा सक्षोना एक वर्गने कांइ अडचण थइ, एवुं साबीत थया वगर, पीनलकोडनी २८३ मी कलम मुजब गुन्हो थतो नथी.

**કલમ ૨૮૩.**

**૧**

તા૦ ૭-૧૧-૮૧
ઈ. ૪ મ. પા. ૨૩૫

સરીઆમ રસ્તાની બાજુપર ગંધ મારતી જાળ સુકવવા મુકવી એ આ કલમ પ્રમાણે ગુન્હો નથી.

આ મુકર્દમામાં પ્રોસીક્યુશન જે પોલીસવાળો છે. તેણે એવી જુબાની આપી કે, " પેહેલા તોહોમતદારના ઘર આગળ રસ્તા ઉપર ખરાબ ગંધવાળી જાળ, તે રસ્તે જનારા માણસોને અડચણ થાય એવી રીતે સુકવવા મુકી હતી.

બીજા તોહોમતવાળાએ કબુલ કર્યું કે, એ જાળ મારી છે, અને મેં ત્યાં મુકી હતી.

માજીસ્ત્રેટે બીજા તોહોમતવાળાને મદ્રાસ પોલીસ આકટની (૧૮૫૯ નો ૨૪ મો આકટ) ૪૮ મી કલમ મુજબ અપરાધી ગણી એક રૂપૈઓ દંડ કર્યો.

મદુરાના જીલ્લા માજીસ્ત્રેટે આ કેશ હાઇકોર્ટમાં લખી મોકલ્યો. અને તે એવા કારણથી કે, રસ્તા ઉપર જાળ સુકવવાનું તોહોમતવાળાનું કૃત્ય મારી મતી મુજબ સને ૧૮૫૯ ના ૨૪ મા આકટની ૪૮ મી કલમ પ્રમાણે અડચણ કરી એમ કહી શકાતું નથી.

### સુનાવણી ટાણે કોઇ હાજર નહોતું.

### જસ્ટીસ ઇન્સ તથા મુતુ સ્વામીનો ઠરાવ.

પોલીસ આકટની ૪૮ મી કલમેં, જેને આધારે, તોહોમતવાળાને ગુન્હેગાર ગણ્યોછે, તે એકજ કલમમાં અમુક વિગતો આપીછે. તે પ્રમાણે જો ઢોરો તથા ગાડીઘોડાથી અડચણ થતી હોય તો તેને લાગુ પડેછે. માટે ૪૮ મી કલમ મુજબ રસ્તાની બાજુપર જાળ સુકવવા મુકવાનું તોહોમતવાળાનું કૃત્ય ગુન્હો થતો નથી.

તેમ અમારા અભીપ્રાય મુજબ એ ગુન્હાનો ઠરાવ પીનલકોડની ૨૮૩ મી કલમ મુજબ પણ ટકી શકતો નથી. કેમકે જો કે સામાન્ય રૂપે પુરાવામાં કહેલું છે કે, અડચણ થઇ હતી, પણ એ અડચણ કોઇ અમુક સક્ષને કીંવા અમુક સક્ષોને થઈ હતી, એમ જણાતું નથી.

માટે ઠરાવ રદ કરી વસુલ કરેલો દંડ પાછો આપવાનો હુકમ કરીએ છીએ.

## કલમ ૨૮૪ મી.

૨૮૪. કાંઇ જેહેરી પદાર્થથી જે માણુસ કાંઈ કામ એવી બેફિકરી અથવા ગફ્લતી ભરેલી રીતે કરે કે તેથી માણસની જીંદગી જોખમમાં આવે અથવા કોઇ બીજા સખસને વ્યથા અથવા નુકશાન થશે એવો સંભવ દેખાય, અથવા જે માણુસ પોતાના કબજા માંહેના કાંઇ જેહેરી પદાર્થ સંબંધી, તે જેહેરી પદાર્થથી માણસની જીંદગીને કાંઇ સંભાય જોખમ થતુ અટકે, એવો બંદોબસ્ત રાખવામાં જાણી બુઝીને અથવા ગફ્લતથી કસુર કરે, તે માણસને ૭ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે.

કાઇજેહેરી પદારથથીગફ્લતીભરેલીચાલ

## કલમ ૨૮૫ મી.

૨૮૫. અગ્ની અથવા કાંઇ શીઘ્ર જ્વાળાગ્રાહી પદાર્થથી જે માણસ કાંઈ કામ એવી બેફીકરી અથવા ગફ્લતી ભરેલી રીતે કરે કે તેથી માણસની જિંદગી જોખમમાં આવે, અથવા કોઈ બીજા સખસને વ્યથા અથવા નુકશાન થશે એવો સંભવ દેખાય, અથવા જે માણુસ પોતાના કબજા માંહેના કાંઇ અગ્ની અથવા કાંઇ શીઘ્ર જ્વાળાગ્રાહી પદારથ સંબંધી, તે અગ્ની અથવા સીઘ્ર જ્વાળાગ્રાહી પદારથથી માણસની જિંદગીને કાંઈ સંભાવ્ય જોખમ થતું અટકે, એવો બંદોબસ્ત રાખવામાં જાણીબુઝીને અથવા ગફ્લતીથી કસુર કરે, તે માણસને ૭ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

અગ્નીઅથવા શીઘ્ર જ્વાળાગ્રાહી પદાર્થો સંબંધીગફ્લતીભરેલીચાલ

## કલમ ૨૮૬ મી.

અવાજ સાથે ફુટે એવાકાંઇ પદાર્થ સબંધી ગફલતીભરેલી ચાલ.

અવાજ સાથે ફુટે એવા કોઇ પદારથથી જે માણસ કાંઇ કામ એવી બેફિકરી અથવા ગફલતી ભરેલી રીતે કરે કે તેથી માણસની જીંદગી જોખમમાં આવે, અથવા કોઇ બીજા સખસને વ્યથા અથવા નુકશાન થશે એવો સંભવ દેખાય, અથવા જે માણસ પોતાના કબજા માંહેના અવાજ સાથે ફુટે એવા કાંઇ પદારથ સંબંધી, તે પદારથથી માણસની જીંદગીને કાંઇ સંભાવ્ય જોખમ થતુ અટકે, એવો બંદોબસ્ત રાખવામાં જાણી બુઝીને અથવા ગફલતીથી કસુર કરે, તે માણસને ૭ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીઆ સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

### માહારાણી કેસરેહિંદ વિ. ચીંચુ ગાડુ.

કલમ ૨૮૬.

૧

તા. ૩૦-૪-૮૫ ઈ. ૮ મ. પા. ૪૨૧

કોઈ માણસ પોતાની ભરેલી બંદુક પોતાના ઘર આંગણે મુકીને ચાલ્યો જાય અને ત્યાં બીજા કોઈને આવવાનો થોડો સંભવ હોય અને તે પ્રમાણે બંદુક મુકવાનો તેનો ઈરાદો કોઈને નુકશાન કરવાનો ન હોય તો અવાજ સાથે ફુટે એવા પદારથનો બંદોબસ્ત કરવામાં બેફિકરોથી કસુર કરયા માટે ગુનેહગાર થઈ શકતો નથો.

एक च नामनो सक्ष पोताना मोहोलनी एक भरेली बंदुक सहीत रात्रे चोंकी करीने भळकडुं थया पछी घेर आव्यो. अने पोताना घरनुं कमाड वासेलुं जोइने पेली भरेली बंदुक टोटी उपर घोडो राखीने घरनी बहार एक खाटला उपर मुकी अने थोडो वखत पडोसीने घेर चाल्यो गयो.

कोइ एक पडोसीनुं अ नामनुं ४ वरसनी उमरनुं छोकरुं बंदुक फुटवाथी मरी गयुं.

माणसनी जींदगीमे ज़ोखम थवानो संभव हतो. ते अटकाववा सारु बंदुकनो पुरतो बंदोबस्त करवानी बेफीकरीथी कसुर कर्या माटे च ने ही. पी. को. नी २८६ मी कलम प्रमाणे अपराधी ठराव्यो.

ठराव्युं के, ए ठराव कायदा विरुद्ध छे.

આ મુકરદમો કડાપાના સેસન જડજે ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૪૩૮ મી કલમ પ્રમાણે હાઇકોરટ તરફ લખી મોકલ્યો હતો. જેમાં તેણે નીચે લખેલી હકીકત આપી હતી. "ગુન્હાનો ઠરાવ ગેરવાજબી તથા સજા ગેર કાયદેસર છે. એવો મારો અભીપ્રાય છે. બંધવો એક ભરેલી બંદુક લઇને પેહેલી તારીખની રાતે પોતાના મોલને વાસુએ ગયો હતો. અને ભળકડું થતાં તે પાછો પોતાને ઘેર આવ્યો. અને તેને પોતાનું ઘર વાસેલું માલમ પડયું. તેણે પોતાની બંદુક ઘરની નજીક બહાર આંગણામાં ખાટલા ઉપર મુકીને કાંઇક કામ વાસ્તે ચાલ્યો ગયો. તે બંદુક ટોટી સહીત ભરેલી હતી. અને ઘોડો અરધે રાખવાને બદલે ટોટી ઉપર રાખ્યો હતો. બંધવાની ગેરહાજરીમાં એક પડોશીની ચારવરસની છોકરી અકી ખાટલા પાસે આવી, અને બંદુક વછુટી, અને છોકરૂં મરીગયું.

એક બીજા વર્ગના માણસે તોહોમતદારને જીંદગીને જોખમમાં નાખવાનો સંભવ

જાણી પોતાની ભરેલી બંદુકનો તે જોખમ અટકાવવા જેટલો બંદોબસ્ત કરવામાં તેની ગફલત ભરેલી વર્તણુક માટે ઇ. પી. કો. ની ૨૮૬ મી કલમના ગુન્હાનો અપરાધી ઠરાવ્યો. અને તેના પચીશ રૂપૈયા દંડ કર્યો. અને દંડ ન આપે તો તે કસુરી બદલ ૨૦ દિવસની સખત કેદની સજા કરી. એ કરેલી સજા ભોગવી હોય તો તેમા વચે આવવાને મોડું થઇ ગયા પછી આ મુકરદમો મારા લક્ષ પર આવ્યો.

આ બનાવને એક દિલગીરી ભરેલી કજા ગણવી જોઇએ એવો મારો અભીપ્રાયછે. કોઇ માણુસ પાપી ધારણાથી જ્યાં બીજાં માણસ આવી શકે, અને જો તેને અકતો તેનું મોત થાય, એવી રીતે પોતાની ભરેલી બંદુક એવા ઇરાદાથી મુકી હવતે, તે સજાને પાત્ર થાત. પણ તે સજા ઇ. પી. કો. ની ૨૮૬ મી કલમ પ્રમાણે થઈ શકત નહીં. નુકશાન ઉભું કરવાની ધારણા ન હોવાની હકીકતથી ગુજરેલો બનાવ, ૨૮૬ મી કલમ નીચે આવી શકતો નથી. કોઇ એક બંદુક ભલેને ભરેલી હોય, તોપણ મારા વિચાર પ્રમાણે તે બંદુક ફુટે એવી વસ્તુ કે, જેનું આ કલમમાં ચીતવન કરેલું છે, તવી વસ્તુ ગણાઇ શકતી નથી. આ કલમની શબ્દ રચનાનો તથા આ કજાનો ઉપર પ્રમાણે મારો વિચાર બતાવ્યો છે. તેને લઇને આ કામ હાઇકોર્ટની પાસે મુકવાની હું મારી ફરજ સમજું છઉં"

### જસ્ટીસ બ્રેન્ટનો ઠરાવ.

કોઇ માણુસ " પોતાના કબજા માંહેના અવાજ સાથે ફુટે એવા કાંઇ પદાર્થ સંબધી, તે પદાર્થથી માણસની જીંદગીને કાંઇ સંભાવ્ય જોખમ થતું અટકે એવો બંદોબસ્ત રાખવામાં જાણી બુજીને અથવા ગફલતથી કસુર કરે " એમ સાબીત થાય તો તે માણુસ ૨૮૬ મી કલમના ગુન્હાનો ગુન્હેગાર થવાને પાત્ર છે, પછી તેવો સંભાવ્ય જોખમ કરવાનો તેનો ઇરાદો નહોય, તેની ચીંતા નહી.

"જાણી બુઝીને" આ શબ્દો વિચાર કરીને વાપર્યા છે. અને "ઇરાદા પૂર્વક" એ શબ્દ વિચાર કરીને વાપર્યો નથી. " જાણીબુજીને અથવા ગફલતથી" અને " બે ફીકરી અથવા ગફલત ભરેલી રીતે" એ બે પદો વચે ગમે તે તફાવત હોય, અને આ કલમના આભાગમાં પેહેલું પદ વિચાર કરીને વાપર્યુ છે. અને " બે ફીકરી" એ શબ્દ તેના પ્રથમ ભાગમાં વિચાર કરીને વાપર્યાનું માની લેવું જોઈએ. તોપણ ઈરાદો નહીં. પરંતુ જાણવાપણું બંનેમાં રહેલું છે.

જસ્ટીસ હાલોવેએ આપણા ઉપર ઉપકાર કરી, સીક્ષણી બે ફિકરી, અને સીક્ષીણી ગફલત, એ શબ્દોનો ચોખો દિવા જેવો ખુલાસો કર્યો છે. તે ખુલાસો જોવાનું મારે કહેવું જોઇએ. કોઇ સક્ષ પોતાના કબજા માંહેલી પોતાની મેળે ફાટે એવી વસ્તુઓના સંબંધમાં મનુષ્યની જીંદગીને કાંઈ પણ જોખમ થવાનો સંભવ હોય, તે અટકાવવા સારૂ પુરતો બંદોબસ્ત કરવામાં કસુર કરે, અને એવી કસુર કરવાથી જોખમની સંભવતા થશે, એમ તેના જાણ્યામાં હોય, તો જે કામથી તે આ કલમ પ્રમાણે સજાને પાત્ર થાય છે, તે કામ તેણે જાણી બુજીને કર્યું એમ સમજવું. અને બે ફીકરી થવા સારૂ આ કરતાં કાંઈ વધારે જોઈએ છીએ કે નહીં? તેનો વિચાર કર્યા વગર, અથવા આવી જાતનું બાહોશપણું રાખીને કામ કરવાથી બે ફીકરીનો સમાવેશ થઇ જાય છે. અગર બે ફીકરી પોતે થાય કે નહીં? તેનો વિચાર કર્યા વગર હાલના મુકરદમામાં ઉપર કહ્યું એટલું બસ છે. કોઇ માણુસને સાવધાન

મણું વાપરવાની ફરજ છે. અને તે સાવધાનપણું તેણે વાપર્યું હતતો, તેની કસુરીથી જે જે જોખમ થવાનો સંભવ છે તે જોખમનું તેના મનમાં બાહોશપણું આવત તો તેવું બાહોશપણું રાખ્યા વગર સદરહુ સક્ષ તેવા પ્રકારના ઇલાજ લેવામાં કસુર કરેતો, તે પોતાની ગફલતના કારણથી જવાબદાર થાયછે.

પરંતુ મને તો એમ લાગે છે કે, આ મુકરદમાનો નીકાલ બીજા આધાર ઉપર થઇ શકે એવો છે. એમ કહેવા નથી માગતો કે, તે નીકાલ ગફલત કીંવા જ્ઞાનનાં તત્વો અલગ અલગ કરીને થઈ શકે છે, કેમકે પરીણામ થવાનું સંભાવ્યપણું અને તે સંભાવ્યપણાના જ્ઞાનનો સામટી રીતે વિચાર કર્યા વગર છુટકો નથી. હવે બીજો આધાર એ છે કે, જ્યાં સુધી મનુષ્યની જીંદગીનું જોખમ થવાની વાત કસુર કરવાનું સંભાવ્ય પરીણામ હોવાની સાબેતી ન થાય, ત્યાં સુધી આ ગુન્હો સાબીત ગણી શકાતો નથી. આ મુકરદમાની જે હકીકત સાબીત થઇને કબુલ કરવામાં આવી છે, તે એ છે કે, જ્યારે બંધવો પોતાની ભરેલી બંદુક સહીત ઘેર આવ્યો, અને જ્યારે પોતાના ઘરનો દરવાજો બંધ થયેલો જોયો ત્યારે તેણે ઘરની બહાર પોતાની બંદુક ખાટલા ઉપર મુકીને તથા એ બંદુકનો ઘોડો ટોટી ઉપર રાખીને પડોસીને ઘેર થોડો વખત ચાલ્યો ગયો. જો એ બંદુક તેણે ઘોડો પુરે પુરો ચડાવીને રાખી હતતો આ મુકરદમો જુદા રૂપનો થાત. પરંતુ એ ઘોડો અરધો ચડાવીને મુકી શકાય. એવો પુરાવો પડયો નથી. અને બંધવે કહ્યું છે કે, મેંતો સલામતી સારૂ વાંદરો ટોટી ઉપર મુકયો હતો. એવી સ્થીતીમાં મુકેલી બંદુક તુરત ફુટી જાય એવી રીતે મુક્યાનો પુરાવો પડયો નથી. અને જો છોકરૂં તે બંદુકથી ખેલતું હતું તેણે તેને પડવા દેઇને અથવા બીજી રીતે ભારે આંચકો આપ્યો હશે, અથવા ખરેખર એ છોકરાએ વાંદરો ઉપાડીને ટોટી ઉપર પડવા દીધો હશે. અલબતે તે ઠેકાણે બંદુક ભરીને તથા ટોટી સહીત નોહોતી મુકવી, એ વધારે ડાપણવાળું હતું, પરંતુ તેમ કરવાથી જે પરિણામ થયું, તે સંભાવ્ય પરિણામ હતું તેને માટે બંધવાને જવાબદાર ગણવોકે કેમ, તેજ સવાલ આ કામમાં રહેલો છે. મારો મત એવો છે કે, તેને જવાબદાર ગણવો જોઇએ નહીં. તેણે વિચાર પુર્વક એમ ધાર્યું હશે કે, જે સક્ષને બંદુકનો ઉપયોગ કરવાની ખબર નથી અને જે સક્ષને તે બંદૂકને અડકવાનું કાંઇ કારણ નથી, તે સક્ષ બીલકુલ અડકશે નહીં. તથા એવા દારૂનાં હથીયારોનો ઉપયોગ કરવાની જે સક્ષને માહેતી છે, તે સક્ષપણ તેને અડકશે નહીં. અને કદાપી એ સક્ષ જો તેને અડકશે તો તેમાંથી નુકશાન થશે નહીં. વળી એમ પણ તેણે વ્યાજબી રીતે માન્યું હશે કે, જે સક્ષોના હવાલામાં છોકરાંઓ હોય છે, તે સક્ષો તે છોકરાં પાછળ દેખરેખ રાખવામાં સામાન્ય રીતની ફીકર રાખ્યા કરશે, અને બંધવા તરફથી તેની સામાન્ય રીતની સાવધગીરી રાખ્યાની આશા રાખવામાં આવે તો તેજ પ્રમાણે બીજા સક્ષો જે છોકરાંઓ પોતાની મેળે સંભાળ લઇ શકતાં નથી, તે છોકરાંઓની જવાબદારી માટે તેઓના સાવધપણાની પણ આશા રાખવી જોઇએ. જે ઠેકાણે ખાટલો પડયો હતો, તે જગ્યા ખુલ્લી હોવાનું કહેવામાં આવ્યું છે. અને વળી તે ઝાહેર જગ્યા હતી, એમ પણ કહેવામાં આવ્યું નથી. અને એ જગ્યા બંધવાના ઘરની સાવ પાડોશમાં હોવાથી તેના કબજાની હશે એમ પણ સંભવ છે.

એ છોકરાં નીમા તથા બીજા નંબરના શાક્ષી પપૈયાએ બેશક કહેલું છે કે, અડોસ

પડોશનાં છોકરાંઓએ જમીન ઉપર રમે છે. પરંતુ ચોથા નંબરનો સાક્ષી ગંજેરેડીએ કહેલું છે કે, બંધવાના ઘરમા જવા સારૂ સદરહુ જગ્યામાં થઇને જવું જોઇએ. બંધવો પોતે એમ લખાવે છે કે, ગુજરનાર છોકરાંના માબાપનાં ઘર અને મારા ઘર વચ્ચે આ જમીન ઉપર થઇને જવાનો એક ટુંકો મારગ છે. કોઇ છોકરૂં અથવા કોઇ છોકરાંઓ આ જગાની આસપાસ રમવા આવશે, એમ બંધવે જાણ્યું હશે. અથવા ધાર્યું હશે. એવું ઠરાવી શકાતું નથી. અથવા એ બંદુકથી તેઓ ખેલ કરશે, અથવા એ બંદુકને તેઓ હાથ લગાડશે, એમ પણ બંધવે જાણ્યું અથવા વિચાર્યું હશે, એમ પણ ઠરાવી શકાય નથી. માટે જે કજા ખરે ખરી બની તે કજા બનાવાનો સંભવ જાણીને બંધવાને ૨૮૬ મી કલમનો જવાબદાર ઠરાવી શકતો નથી. આ કારણથી હું ધારૂં છું કે, ગુન્હાનો ઠરાવ કાયદા વિરૂદ્ધ છે. અને તેથી હું તે રદ કરૂં છઉં, અને જો દંડ લીધો હોય તો તે પાછો આપવાનો હુકમ કરૂં છું.



## કલમ ૨૮૭ મી.

૨૮૭. કાંઈ સાંચાથી જે માણુસ કાંઇ કામ એવી બેફિકરી અથવા ગફ્લતી ભરેલી રીતે કરે કે તેથી માણુસની જિંદગી જોખમમાં આવે, અથવા કોઇ બીજા શખસને વ્યથા અથવા નુકશાન થશે એવો તે સંભવ દેખાય, અથવા જે માણુસ પોતાના કબજા અથવા હવાલા માંહેના કાંઇ સાંચા સંબંધી, તે સાંચાથી માણુસની જિંદગીને કાંઇ સંભાવ્ય જોખમ થતું અટકે, એવો બંદોબસ્ત રાખવામાં જાણીબુઝીને અથવા ગફ્લતીથી કસુર કરે, તે માણુસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીની દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ગુન્હેગારનાકબજાઅથવા હવાલા માંહેના કાંઇસાંચા સંબંધી ગફ્લતી ભરેલીચાલ.

## કલમ ૨૮૮ મી.

૨૮૮. કાંઇ ઇમારત તોડી પાડવામાં અથવા તેને મરામત કરવામાં જે માણુસ તે ઈમારત બાબત, તે ઈમારતના અથવા તેના કોઇ ભાગના પડવાથી માણુસની જીંદગીને કાંઇ સંભાવ્ય જોખમ થતુ અટકે, એવો બંદોબસ્ત રાખવામાં જાણી બુઝીને અથવા ગફ્લતીથી કસુર કરે, તે માણુસને ૭ મહીનાની મુદત સુધીની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવસે.

ઇમારતોતોડી પાડવામાં અથવા તેઓનેમરામતકરવાબાબત ગફ્લતી.

## કલમ ૨૮૯ મી.

૨૮૯. જે માણુસ પોતાના કબજા માંહેના કોઇ જાનવર સંબંધી તે જાનવરથી માણુસની જીંદગીને કાંઇ સંભાવ્ય જોખમ થતુ અટકે, અથવા મહાવ્યથાતું કાંઈ સંભાવ્ય જોખમ થતુ અટકે, એવો બંદોબસ્ત રાખવામાં જાણીબુઝીને અથવા ગફ્લતીથી કસુર કરે, તે માણુસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

કોઇજાનવરસંબધી ગફ્લતી.

## કલમ ૨૯૦ મી.

૨૯૦. જે બાબતને સારૂ બીજી રીતે શીક્ષા કરવાનું આ કાયદામાં ઠરાવ્યું નથી એવી બાબતમાં જે માણુસ કાંઇ લોકાપકારક કૃત્ય કરે, તેને બસેં રૂપીયા સુધીના દંડની શીક્ષા કરવામાં આવશે.

લોકાપકારક કૃત્યની શીક્ષા.

## કલમ ૨૯૧ મી.

ફલાણું લોકાપકારક કૃત્ય તું ફરીથી કરીશ અથવા જારી રાખીશ માં એવી તાકીદ કરવાનો જે સરકારી નોકરને કાયદેસર અખતિયાર હોય તે સરકારી નોકર તેવી તાકીદ કીધા છતાં, જે માણસ તે લોકાપકારક કૃત્ય ફરીથી કરે, અથવા જારી રાખે તે માણસને ૭ મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

બંધ કરવાની તથા તાકીદ થયા છી અપકારક કૃત્ય જારી રાખવું.

### માહારાણી કેસરેહિંદ વિ. જોખુ.

કલમ ૨૯૧.

તા० ૧૫-૧-૮૬ ઈ. ૮ આ. પા. ૯૯.

પીનલકોડની કલમ ૨૯૧ માંહેલા ગુનાહનો ઠરાવ ટકાવી રાખવા સારૂ ફલાણું લોકાપકારક કૃત્ય ન કરવું અથવા કરતા બંધ રહેવું એવો મનાઈ હુકમ બંધવાઓને પ્રથક પ્રથક રીતે આપ્યાનો પુરાવો હોવો જોઈએ વળી ગુનેગાર ઠરાવેલા સખ્સે આગળ ફલાણું લોકાપકારક કૃત્ય કરયું હતું તે ન કરવાનો અથવા કરતાં બંધ રહેવાનો તેને મનાઈ હુકમ કરયો હતો એમ પણ બતાવવું જોઈએ.

पीनलकोडनी कलम २९१ मांहेला गुंन्हानो ठराव टकावी राखवा सारु फलाणुं लोकापकारक कृत्य न करवुं अथवा करतां बंध रहेवुं एवो मनाइनो हुकम बंधवाओने प्रथक प्रथक रीते आप्यानो पुरावो होवो जोइए, वळी गुन्हेगार ठरावेला सक्षे आगळ फलाणुं लोकापकारक कृत्य करेलुं हतुं ते न करवानो अथवा करता बंध रहेवानो तेने मनाइ हुकम कर्यो हतो, एम पण बतावबुं जोइए.

हरकोइ लोकापकारक कृत्य फरीने करवुं नहीं अथवा करतां बंध रहेवुं एवो हुकम काढवानो अधिकार माजीस्त्रेटने फोजदारी काम चलाववानी रीतना कायदानी कलम १४३ मीमां आप्यो छे. ए हुकमनो भंग थाय तो ते पीनलकोडनी कलम २९१ मी मुजब सजा करवा लायक छे, हरकोइ हुकम कोइ चोकस सक्षने करवो जोइए एवुं सदरहु कलमनुं चीतवन छे.

लोकापकारक कृत्यनो बंदोबस्त करवानो माजीस्त्रेटना अधीकारो फोजदारी काम चलाववानी रीतना कायदाना बाब १० मा तथा ११ मामां समावेला छे, अडाकडीना मामलामां हंगामी हुकमोनेज फक्त ११ मो बाब वाजबी रीते लागु छे. फक्त एवाज मामलमां एक तरफी मनाइ हुकम काढी शकाय छे अने हरकोइ आवी रीतना हुकम काढवा ते चोकश सक्ष तरफ मोकलवा, एवो जे सामान्य नीयम छे तेनो ते अपवाद छे. एवा अडीकडीना मामलामां १४४ मी कलम प्रमाणे हरकोइ हुकम बहु करीने आखी आलम के कोइ चोकश जगा तरफ आवती जती होय तेणे कोइ चोकस कृत्य करतां बंध रहेवुं, ते आलमने ए हुकम थइ शके छे. पण जे आलम बहु करीने कोइ चोकश जगा तरफ जती आवती नथी तेने माहेरनामाथी हुकम कर्यो न होय पण आलमनी कोमना कोइ भागने कर्यो होय तो तेने आ नीयम लागु नथी.

સને ૧૮૮૫ ના અક્ટોબરની ૨૨ મી તારીખે અલાહબાદના માજીસ્ટ્રેટે ઠરાવ કરીને અરજદાર જોખુ તથા ચેટીને પીનલકોડની કલમ ૨૯૧ મી માંહેલા ગુન્હાના અપરાધી ઠરાવ્યા હતા. તે ઠરાવ વાંચી તેમાં સુધારો કરવાની હાઇકોર્ટને આ અરજી કરી છે.

એ અરજીનું પેહેલું કારણ એછે કે-પીનલકોડની કલમ ૨૯૧ ના અર્થ પ્રમાણે જે લોકાપકારક કૃત્યની ફરીઆદ થઇ છે તેનો લોકાપકારક કૃત્ય બીલકુલ કરવું નહીં, એવી સરકારી નોકરે અરજદારોને મનાઇ કરી નહોતી”

## આ કામની હકીકત હાઇકોર્ટના ઠરાવમાં આપીછે.

### અરજદારો તરફથી સ્ત્રાચી સાહેબ.

### સરકાર તરફથી હીલ સાહેબ.

### જસ્ટીસ ઓલ્ડફીલ્ડનો ઠરાવ.

વાત એવી બની છે કે ૧૮૮૫ ના સપટેંબરની ૧૬ મી તારીખે માજીસ્ટ્રેટને એવી ફરીયાદ અરજી મળી કે અરજદારોની પડોસમાં ખેતરના ખેડુતો ખેતરમાં વીષ્ટાનું ખાતર પાથરીને અપકારવાળું કૃત્ય કરે છે તે અરજીમાં કોઇનું નામ લખ્યું નહતું, તે ઉપરથી માજીસ્ટ્રેટે એવું મભમ ઝાહેરનામુ કાઢયું કે કોઇ શક્ષે પોતાના ખેતરમા દર્દ અથવા હરકત થાય એવી રીતે વીષ્ટા પાથરવી નહીં.

આ ઝાહેરનામું સપ્ટેંબરની ૧૯ મી તારીખે કાઢયું, ૧૦ મી અકટોંબરને રોજ અરજદાર જોખુ તથા એક બીજો જે અદાલતમાં નથી તેઓએ પોતાના ખેતરોમાં વિષ્ટા પાથરીને કલમ. ૨૭૮–૨૯૦ તથા ૨૯૧ માંહેલા ગુન્હા કર્યા છે, એવું એક આસીજાને તેઓના ઉપર આરોપ મુક્યું,

બંધવાઓને મોકલી દેવાનો પોલીસ તરફ હુકમ થયો, પોલીસે જોખુ તથા ચેટીને મોકલી આપ્યા. આ બંને જણાઓ અદાલતમાં અરજદાર છે. (ચેટી ઉપર આસીજાંએ આરોપ રાખ્યું નહોતું) અને માજીસ્ટ્રેટે તેઓની ઉપર ૨૯૧ માંહેલા ગુન્હાનું કામ ચલવી તે કલમના ગુન્હાના તેઓને અપરાધી ઠરાવી હરેકના ૧૫ રૂપૈઆ દંડની અને દંડ ન આપેતો, એક માસ આસાન કેદની સજા કરી. ૨૯૧ મી કલમ માંહેલો ગુન્હો બન્યો નથી એવું કારણ આપીને સદરહુ ઠરાવ સુધારવાની અરજી કરી છે, માહારા મત પ્રમાણે તે વાત વાજબી છે ૨૯૧ મી કલમમાં લખ્યું છે કે “ ફલાણું લોકાપકારક કૃત્ય તું ફરીથી કરીશ અથવા જારી રાખીશ માં એવી તાકીદ કરવાનો જે સરકારી નોકરને કાયદેસર અખતીયાર હોય, તે સરકારી નોકરે તેવી તાકીદ આપ્યા છતાં એ માણસ તે લોકાપકારક કૃત્ય ફરીથી કરે અથવા જારી રાખે તે માણસને એક મહીનાની મુદત સુધી આસાન કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.”

હરકોઇ ઠરાવને ટકાવી રાખવા સારૂ ફલાણું ચોકસ લોકાપકારક કૃત્ય અરજદારોએ ન કરવું, અથવા જારી ન રાખવું, એવો મનાઇ હુકમ અકેક અરજદારોને કર્યાનો પુરાવો હોવો જોઇએ. અપરાધી ઠરેલા શક્ષોએ અગાઉ ફલાણું લોકાપકારક કૃત્ય કર્યું હતું તેઓને તે કરવું નહીં, અથવા કરતાં બંધ રહેવું. એવો મનાઇ હુકમ આપવાનો અધિકાર માજીસ્ટ્રેટને ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ-૧૪૩ માં આપ્યો છે, અને આવી રીતના હુકમનો ભંગ કરવો એ ઇ. પી. કોડની કલમ ૨૯૧ પ્રમાણે સજા કરવા લાયક ગુન્હો થાય છે. એ કાયદાના પરીશીષ્ટ પાંચમાના નમુના નંબર ૨૦ તરફ જોતાં એનો કુ-

હુકમ કોઈ ચોક્કસ માણસને કરવો જોઇએ, એવું ધારેલું છે, એમ સાફ જણાય છે.

માહારી પાસેના મુકરદમામાં એ રીતે, કરવામાં આવ્યું નથી. આખી ખલકને એક મભમ ઝાહેરનામું કરીને ફકત માજીસ્ત્રેટે હુકમ કાઢેલો છે, તેમાં એવું લખ્યું હતું કે, કોઇ સક્ષો જેઓનાં નામ આપ્યાં નથી તેઓએ પોતાના ખેતરમાં વિષ્ટાનું ખાતર પાથરીને એ અપકારક કામ કરેલું છે, માટે બધા ખેડુઓએ દર્દ અથવા હરકત થાય એવી રીતે વીષ્ટ પાથરતાં બંધ રહેવું. આ હુકમ મને પોતાને લાગુ છે એમ હરકોઇ ખેડુ માની લે એમ તદ્દન અશક્ય છે, એ ખાતર તરીકે વીષ્ટા પાથરવી એ કૃત્ય પંડે લોકાપકારક નથી. વીષ્ટા હું જે પાથરૂં છું તેથી દર્દ કે હરકત થતાં નથી, એટલે હું કાંઈ હુકમ તોડતો નથી. એમ દરેક ખેડુત પોતપોતાને માટે માની લે તો તેમાં કાંઇ નવાઇ નથી, લોકાપકારક કૃત્ય કરીને ન કરવું, અથવા કરતાં બંધ રહેવું, એવા હુકમનો જાણી જોઇને ભંગ કરે તેનું ૨૯૧ મી કલમમાં ચીતવન કર્યું છે, અને સદરહુ કલમ પ્રમાણે કોઇને ગુન્હેગાર ઠરાવતાં પેહેલાં આરોપીત સક્ષને એલાયદો હુકમ કર્યો હતો, એમ તેને ગળે ઉતારવું જોઇએ.

ઝાહેરનામું કાઢવામાં માજીસ્ત્રેટે જે રીતી પકડી છે તે સારૂ તેને અધીકાર નથી, એમ પણ મારે કહેવું જોઈએ. લોકાપકારક કૃત્યોનો બંદોબસ્ત કરવા તેના કહેવા અધીકારો છે તે ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાના બાબ ૧૦ મા તથા ૧૧ મામાં સમાવ્યાછે.

૧૦ મા બાબના નીયમોમાં નામ પાડીને માણસો તરફ આવો હુકમ મોકલી આપવાનું તથા તેને પોહોંચાડવાનું ચીતુવન કરેલું છે, અને એ હુકમની સામું કાંઇ કારણ બતાવવાનું હોય તો તેની તક આપવી જોઇએ. તે હુકમ પહોંચાડવો હોય તો બનતાં સુધી જેને હુકમ કાઢયો હોય, તેને પહોંચાડવો અને તે વખતે સમન પોહોંચાડવાની જે રીત કહી છે, તે રીતે ચાલવું જોઇએ. અને ફકત જ્યારે, સદરહુ હુકમ ઉપર કહેલી રીતે ન પહોંચાડી શકાતો હોય ત્યારેજ સ્થાનીક સરકાર નીયમ બાંધીને જે રીતે ફરમાવે તે રીતે ઝાહેરનામું પ્રસીદ્ધ કરીને મજકુર હુકમની વાત ઝાહેર કરવી.

ફકત અડાકડીના મામલામાં ૧૧ મો બાબ લાગુ કરવાનો છે, અને તેમાં એક તરફી હુકમ કરી શકાય અને ચોકસ સક્ષને એવો હુકમ મોકલવાનો જે નીયમ છે તેમાં હરકોઇ અપવાદ ચલાવી શકાય. આવા અડાકડીના મામલામાં ૧૩૪ મી કલમમાં ફરમાવ્યા મુજબ જે હુકમ પહોંચાડવાનો છે તે જે આલમ બહુકરીને કોઇ ચોકસ જગા તરફ આવતી જતી હોય તેની તરફ રવાને કરવો જોઇએ,

(કલમ ૧૪૪) એટલે કે ૧૪૪ મી કલમ અનુસાર કાઢેલો હુકમ જે આલમ બહુકરીને હરકોઇ ચોકસ જગા-તરફ આવતી જતી હોય તે તરફ જતાં આવતાંથી દુર રહેવું, તે આલમની તરફ મોકલવો જોઇએ, પરંતુ માજીસ્ત્રેટનું ઝાહેરનામું આલમની એકકોમ તરફ રવાને કરેલું હતું, તે માંહેલા પ્રકારના હુકમને આ કલમનો નીયમ લાગુ પડતો નથી, તથા જે આલમ બહુ કરીને હરકોઈ ચોકસ જગા તરફ આવતી જતી હતી તેની સાથે કાંઈ નીસબત ધરાવનારો તે નીયમ નથી. માજીસ્ત્રેટે ઝાહેરનામું કાઢીને જે કામ કર્યું છે તે ટકાવી રાખવા સારૂ વીશેશે કરીને ૧૪૪ મી કલમના આ ભાગનો તથા બાબ ૧૧ માનો પબ્લીક પ્રોસીક્યુટરે હવાલો આપ્યો છે, એટલે આ બાબત માહારે લક્ષમાં લેવી પડીછે. અડાકડીના મામલામાં જ્યારે હંગામી હુકમ કાઢવા હોય ત્યારેજ ૧૧ મો બાબ વાજબી રીતે

લાગુ થઈ શકે છે, એમ તુમહારે કહેવું જોઈએ, અને જે હુકમ આ કામમાં કાઢેલો છે, તે હંગામી રૂપનો નથી, તેમ આ બાબ પ્રમાણે તુરતા તુરત ઉપયોગ લેવા માજીએ વીચાર્યું હોય એવું બતાવવાને કાંઇ નથી.

ઠરાવેલો ગુન્હો ફેરવીને ૨૯૦ મી કલમ પ્રમાણે લોકાપકારક કૃત્ય કર્યાનો ગુન્હો અથવા પુરાવેથી સાબીત થાય એવો બીજો ગુન્હો સાબીત ગણવાને પબ્લીક પ્રોસીક્યુટરે મને અરજ કરી છે,. પરંતુ જો કે તેમ કરવાની સત્તા છે એમ માનતાં આવા કામમાં ઠરાવ સુધારનારી અદાલતે તેમ કરવું ઉચીત નથી. ૨૯૧ મી કલમ માંહેલા ગુન્હાના તોહોમતના સંબંધમાંજ અરજદારોને પોતાનો બચાવ કરવાનું ફરમાવ્યું હતું, અને તે કામનો ઇનસાફ સંક્ષેપ રીતે થયો છે. દફતરમાં એવો પુરાવો નથી કે તે જોઇને આ અદાલત એમ કહે કે કોઇ ગુન્હો થયો છે. વળી લોકાપકારકની બાબતમાં જો કોઇ ગુન્હો કરવામાં આવ્યો છે તો હવે બની ગયેલી વાત છે, તેથી. તેનું તોહોમત ફરી લેઇ કાંઈ કરવું જરાએ પસંદ કરવા લાયક નથી અને તેથી સજા અને ઠરાવ રદ કરવાનો, તથા દંડ પાછો આપવાનો હુકમ કરવામાં આવે છે.

---

## કલમ ૨૯૨ મી.

બીભત્સ પુસ્તકોનું વેચાણ વગેરે.

૨૯૨. કાંઇ બીભત્સ પુસ્તક, ચોપાનીયું, કાગળ, ચિત્ર, તસ્વીર, પ્રતિમા અથવા આકાર, જે માણસ વેચે અથવા વહેંચે અથવા વેચવાને કે ભાડાને સારૂ પરદેશથી આ દેશમાં આણે અથવા છાપે, અથવા સર્વે લોકો જુએ એવી રીતે જાણી જોઇને દેખાડે, અથવા તેમ કરવાની કોશીશ કરે, અથવા તેમ કરવાનું કહે, તે માણસને ત્રણ મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની; અથવા દંડની અથવા એબંનેની, શીક્ષા કરવામાં આવશે.

અપવાદ—કોઇ દેવસ્થાન મધ્યે અથવા ઉપર, અથવા મુર્તીઓને બેસાડવા સારૂ વપરાતા કોઈ રથ ઉપર, કોરેલી અથવા નક્સી પાડેલી, અથવા ચીતરેલી, અથવા કોઇબીજી રીતે કાહાડેલી, અથવા ધરમ સંબંધી કાંઇ કારણુસર રાખેલી કે વપરાતી, કોઇ પણ પ્રતિમાને આ કલમ લાગુ પડતી નથી.

## કલમ ૨૯૩ મી.

ઉપલી કલમમાં લખ્યું છે તેવું બીભત્સ પુસ્તક અથવા તેવી બીજી કાંઇ વસ્તુ, વેચવા સારૂ, અથવા વેહેંચવા સારૂ, અથવા સઘળા લોકોને દેખાડવા સારૂ, જે માણસના કબજામાં હોશે, તેને ત્રણ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

વેચવા અથવા સારૂ બીભત્સ પુસ્તક કબજામાં રાખવું.

### માહારાણી કેસરેહિંદ વિ. ઇંદ્રમન.

કલમ ૨૯૩.

૧

તા૦ ૩-૬-૮૧ ઇ. ૩અ. પા. ૮૩૭

કોઈ પુસ્તકમાં ફકત એકજ બીભત્સ વાકય હોય તો પણ તે પુસ્તક આ કલમના અરથ પ્રમાણે બીભત્સ ગણાયછે.

कोइ पुस्तकमां फक्त एकज बीभत्स वाक्य होय, तोपण ते पुस्तक २९३ मी कलमना अर्थ प्रमाणे बीभत्स गणाय छे.

केटलांक बीभत्स पुस्तको वेचवां, तथा वेचवाना तहोमतना बचावमां, एम कहेवामां आव्युं के, सदरहु पुस्तको शुद्धबुद्धीथी धर्म संबंधी बीवेचन चलाववा वास्ते, वेंहच्यां, तथा वेच्यां हतां. तेमां ठराव्युं के, आवा पुस्तकना हद उपरांत वधारे बीभत्स पणाथी सदरहु पुस्तकना धर्म संबंधी वादववादने बीजी रीते कायदानो जे आश्रो मळी शके छे, ते आश्रो मळी शकतो नथी. वळी वेचनार, तथा वहेंचनारनो शुं इरादो हशे ते सदरहु लखेली बाबतना प्रकार उपरथी जाणवुं जोइए. पुस्तक बीभत्स हतुं, ते वेचवा, तथा वहेंचवानुं पसंद कर्युं हतुं. तेथी पोताना आ कृत्यनुं स्वभावीक परीणाम जे थवुं जोइए. ते परीणाम तेणे आगळथी धारी राख्युं हशे, एटले के प्रजानी नीतीमां खराबी करवी, तथा लोकोना मनने खोटे मार्गे चडाववां. मारो इरादो शुभेच्छक पणानो हतो, एटलुं कहेवुं, ए तेने माटे बस नथी. तेना लोकोने माटे करेला कृत्यथी तेना इरादानी परीक्षा करवी जोइए. अने गेरकायदेसर कृत्य कर्या पछी, ते कृत्य हुं कायदेसर मानतो हतो. एवो जवाब तेनाथी आपी शकातो नथी. राणी. वि. हीकलीन तथा स्टील वीरुद्ध ब्रेनना फेंसला प्रमाणे अमल करवामां आव्यो.

ठराव्युं केः—आ कलम प्रमाणे तेवी हुकम करवामे ते कोरटने अधिकार नथी.

મુરાદાબાદ જીલ્લાના માજીસ્ત્રેટે અરજદારને, બીભત્સ પુસ્તકો વેચવા તથા વહેંચવાના ઈ. પી. કો.ની ૨૯૩મી કલમ પ્રમાણે શીક્ષા થઈ શકે એવા ગુનહાનો તારીખ ૨૪-૭-૮૦

ના રોજ અપરાધી ઠરાવ્યો હતો. તે ઠરાવ જોઇને સુધારવા સારૂ આ અરજી હાઈકોર્ટને કરવામાં આવી હતી. અરજદાર હમલાઇ હીંદ તથા સમસમી હીંદ નામના બે પુસ્તકોનો ગ્રંથકાર હતો. આ પુસ્તકો મુસલમાની ધર્મની વિરૂદ્ધનાં તથા હિંદુ ધરમની તરફેણનાં વાદવીવાદનાં પુસ્તકો હતાં. તેને અરજદારે છપાવ્યાં હતાં. અને વેચવા તથા વેંહેચવા વાસ્તે તેની નકલો, પોતાને ઘેર રાખતો હતો. આ પુસ્તકોની હયાતીની જ્યારે માજીસ્ટ્રેટને ખબર પડી, ત્યારે તેણે પોતાના તાબાના એક માજીસ્ટ્રેટ મીર ઇમદાદઅલી. સી. એસ. આઇને સદરહુ પુસ્તકો તપાસીને, તે ઉપર રીપોર્ટ કરવાની સુચના કરી. તે પ્રમાણે સદરહુ ઈમદાદ અલીએ સદરહુ પુસ્તક વાંચી રીપોર્ટ કરી મોકલ્યો. અને તે રીપોર્ટ તથા ચુંટી કહાડેલાં વાક્યો વાંચ્યા પછી જીલ્લા માજીસ્ટ્રેટે અરજદાર ઉપર ફોજદારી ફરીયાદ માંડી. અરજદારનો ઈનસાફ કરતી વખતે તે માજીસ્ટ્રેટે સમસી હીંદમાંથી બે વાક્યો, તથા હમલાઈ હિંદમાંથી એક વાક્ય વીણી કાઢયાં અને તે વાક્યો, તેના અભીપ્રાયમાં બીભસ્ત હતાં, તેથી આ વાક્યોના સંબંધમાં અરજદારને તેણે હીં. પી. કો. ની ૨૯૩ મી કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવી તેનો ૫૦૦ રૂપૈયા દંડ કર્યો. વળી તેણે સને ૧૮૭૨ ના દસમા આકટની ૪૧૮ (૫૧૭) મી કલમના સંબંધમાં હુકમ કર્યો કે, અરજદારે સદરહુ પુસ્તકની નકલો જે રાજી ખુશીથી રજુ કરી છે, તે નકલોનો નાશ કરી નાંખવો, અરજદારે મુરાદાબાદના સેસન જડજને ત્યાં અપીલ કરી. તે ઉપરથી તેણે નીચલી કોર્ટનો ઠરાવ તારીખ ૨૨-૯-૮૦ ને રોજ બહાલ રાખી દંડની રકમમાં ધડાડો કરી ૧૦૦ રૂપૈયાનો દંડ કાયમ રાખ્યો.

તે ઠરાવ સુધારવા સારૂ અરજદારે હાઈ કોર્ટમાં અરજી કરી, તેનાં કારણ હાઇ કોર્ટના ઠરાવમાં આપેલાં છે,

**અરજદાર તરફથી રોઝ તથા હીલ સાહેબ.**

**સરકાર તરફથી કોલવીન સાહેબ તથા બાબુ દ્વારકાંનાથ બાનરજી.**

**જસ્ટીસ સ્ટ્રેટનો ઠરાવ.**

અરજદારને મુરાદાબાદના જીલ્લા માજીસ્ટ્રેટે પીનલકોડની ૨૯૩ મી કલમના ગુન્હાનો અપરાધી ઠરાવી રૂપૈયા ૫૦૦ નો દંડ કર્યો હતો, તે ઠરાવ ઉપર તેણે મુરાદાબાદના સેસન જડજને ત્યાં જે અપીલ કરી હતી, તે અપીલ તેણે ગયા સપ્ટેંબરની ૨૨ મી તારીખે ના મંજુર કરી હતી. તે જોઇને સુધારવા સારૂ આ અરજી ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૨૯૭ (૪૩૯ મી કલમ પ્રમાણે કરવામાં આવી છે. એ અરજીમાં જે જે કારણો લખ્યાં છે તે થોડાં ઘણાં લાંબાં છે. પરંતુ તેના વીદવાન વકીલે જે તકરારો કરીછે તેનો ટુંકો સાર નીચે પ્રમાણે છે.

(૧) જે વાક્યો બીભત્સ કહેવામાં આવે છે, તે સઘળાં વાક્યો તોહોમતનામામાં લખ્યાં નથી. માટે તોહોમતનામું અપુર્ણછે.

(૨) પ્રતીવાદીએ જે સાક્ષીઓનાં નામ આપ્યાં હતાં, તેઓને, માજીસ્ટ્રેટે બોલાવવા જોઇતા હતા.

(૩) અપીલની સુનાવણી કરતી વખતે સદરહુ પુસ્તકના જે ફકરાઓનો હવાલો આપ્યો નહોતો, તે ફકરાઓ ઉપર જડજે પોતાનો ઠરાવ કરવામાં આધાર રાખેલો છે.

(૪) માજીસ્ટ્રેટે ત્રણ વાક્યોનો વાંધો લીધો છે, તે વાક્યોથી, પીનલકોડના અર્થ પ્રમાણે,

સદરહુ પુસ્તકો બીભત્સ થતાં નથી.

(૫) સદરહુ પુસ્તકો બીભત્સ હશે, તોપણ જડજે કીંવા માજીસ્ત્રેટે તેમને પ્રસીદ્ધ કરનારાનો પ્રસંગ બીલકુલ ધ્યાનમાં લીધો નથી.

(૬) પ્રતીવાદીનું દુરાગ્રહી પણું સાબીત થયું નથી.

(૭) ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૪૧૮ (૫૧૩) મી કલમ પ્રમાણે સદરહુ પુસ્તકનો નાશ કરવાનો હુકમ આધકાર સીવાય કરેલો છે.

(૮) સદરહુ પુસ્તકનો નાશ કરવાથી પ્રતીવાદીને જે નુકશાન થયું છે તે ધ્યાનમાં લેતાં તેનો કરેલો દંડ તદન પાછો આપવો જોઇએ.

(પેહેલાં ત્રણ કારણોનો નીકાલ કર્યા પછી વીદવાન જસ્ટીસ ઓટે નીચે પ્રમાણે લખેલુંછે.)

અરજદારની વતી ચોથા વાંધામાં જે સીદ્ધાંત કહેલો છે, તે હું મંજુર રાખી શકતો નથી. તેજ પ્રમાણે કોઇ પુસ્તકમાં એકજ વાક્ય બીભત્સ હોય, તેથી પીનલકોડના અર્થ પ્રમાણે તે પુસ્તક બીભત્સ થઇ શકતું નથી, એવો ઠરાવ કરવામાં હું તૈયાર થયો નથી. મોકળે મને એવો સીદ્ધાંત મંજુર કરવામાં આવે તો તેથી બેહદ હાની થવાનું મને લાગેછે. કેમકે એ તકરારમાં કાંઇ પણ વજન હોયતો તેનો ન્યાયસર નીર્ણય એવો થાય છે કે, ઘણુંજ ધીક્કારવા લાયક અને બીભત્સ લખાણ જો ટુંકામાં લખ્યું હોય તોપણ તેના પુસ્તકના કોઈ ભાગમાં લખીને પ્રસીદ્ધ થઇ શકેછે, હું આવા મતની સાથે બીલકુલ મળતો આવતો નથી. અને બેધડક કહું છઉં કે, હમલાઇ હીંદના પુસ્તકને ૯૪ મે પાને જે વાક્ય છે, તેથી તે પુસ્તક જોઈએ તેટલું બીભત્સ થાય છે. અને તેથી તેનો કર્તા ફોજદારી માંડવાને પાત્ર થાયછે.

અરજદારની મુદાની તકરાર પાંચમા તથા છઠા કારણમાં આપેલી છે, અને તેનો ટુંકો સાર એછે કે, સમસી હીંદ તથા હમલાઇ હીંદ, એ બીભત્સ પુસ્તકો નથી. અને તે પુસ્તકો શુદ્ધ ભાવે તથા હિંદુ અને મુસલમાની ધર્મ વચે શું શું ગુણદોષો છે તેના સંબંધમાં મુરાદાબાદના હિંદુ તથા મુસલમાનો વચે વાદવીવાદ ચાલતો હતો, તે વીદવીવાદ ચલાવવાના ભલા ઈરાદાથી. પ્રસિદ્ધ કરવામાં આવ્યાં હતાં. આ વાંધામાં બે વીચારો રહેલાછે. (૧) મુદે આ પુસ્તકો બીભત્સ છે કે નહીં! (૨) અને જો તેઓ બીભત્સ હોય તો, કાયદાનાં કારણો લેઇને, તેઓને પ્રસીધ કરવાનો પ્રસંગ વાજબી હતો કે નહીં? આ બે મુદામાંથી પેહેલા મુદાના સંબંધમાં માજીસ્ત્રેટ તથા સેસન જડજે ઠરાવ્યું છે કે, સદરહુ પુસ્તકો બીભત્સ છે. અને અલબતે આ તકરારની બાબતમાં તેઓએ જે નીર્ણય કર્યો છે, તેને હું મળતો આવું છું. તોપણ ઠરાવ સુધારનારી કોરટ તરીકે, નીચલી કોર્ટના નીર્ણયમાં હાથ ઘાલવાને આ કોર્ટને અધિકાર નથી. તોપણ મારી પોતાની ખાત્રી કરવા સારૂ, તથા એકંદર આ મુકરદમાનો ઇનસાફ મારાથી થઇ શકે એટલા સારૂ આ બંને પુસ્તકોના ઘણા ભાગનો તરજુમો કરાવવાનું મેં દુરસ્ત ધાર્યું હતું. અને હું બેધડક કહું છું કે આ બંને પુસ્તકોનો ઘણો ભાગ બીભત્સ છે. તેથી હવે અરજદારના આખા મુકરદમાની તકરાર એકજ સવાલ ઉપર આવી જાય છે. અને તે સવાલ એ છે કે, એ બંને પુસ્તકો પ્રસીદ્ધ કરવાનો પ્રસંગ કાયદેસર વાજબી હતો કે નહીં? એમ કહેવામાં આવ્યું છે કે, પોત પોતાના ધર્મોના સંબંધમાં મુરાદાબાદના હિંદુ અને મુસલમાન વચે વાદવીવાદ ચાલતો હતો, અને સમસી હિંદ તથા હમલાઇ હિંદની જાતનાં પુસ્તકો, મુસલમાન લોકોએ મુરાદાબાદ તથા બીજે ઠેકાણે છપાવી પ્રસિધ કર્યાં છે, આ હકીકતનું ખરાપણું હું કબુલ કરૂં છું, અને મુસલમાનનાં છપાયેલાં પુસ્તકોમાં હિંદુ ધર્મના દેવોને તથા જે જે વસ્તુઓને તેઓ માન આપે છે, તે તે

વસ્તુઓનો તે પુસ્તકોમાં ઘણોજ ધિક્કારવા લાયક અને બીભત્સ ઈસારો કરેલો છે, અને તેથી તેઓ સંપુર્ણ રીતે વાંધાવાળાં અને અપમાન કરનારાં છે, પરંતુ આ બીના પોતાના બચાવનો મજબુત રીતનો આધાર પકડીને અરજદાર ઉપર મુકેલા તોહોમતનો જવાબ દેવામાં અરજરારના જવાબનું ખોટાપણું અને નબળાપણું દેખાઇ આવેછે, મુસલમાનોએ મારા દેવની તથા મારા ધરમની બાબતમાં હલકી અને અપમાન કરનારી હકીકત પ્રસીદ્ધ કરીછે. તો તેજ પ્રમાણે હું કરૂં તો તે વાજબી છે. એવી દલીલ તે કરે છે. ધરમ વીવાદ ચલાવવાની આ થોડી નવતર રીત છે. ધરમ વીવાદનો, અરથ સારી પેઠે સમજાયેલો છે. તથા સામાન્ય રીતે બહાલ રાખવામાં આવ્યો છે, એ અર્થ પ્રમાણે એક બીજાના વિરૂધ્ધ મતની આ તકરાર નથી. પરંતુ હલકી અને બીભત્સવાળી ગાળાગાળી જે સુધરેલી પ્રજામાં કોઈ દિવશ ચલાવવા દેવામાં આવે નહીં તેવી હલકી અને બીભીત્સ ગાળાગાળીથી સામસામી આડનકરણી છે. કોઇ જણે તમારા સામો ગુન્હો કર્યોછે, તેથી તે સક્ષના સામો તેવોને તેવો ગુન્હો કરવામાં છુટ અને પરવાનગી તમોને હોવાં જોઇએ એવી દલીલ આપવી તેના કરતાં કાંઈ દલીલ ન આપવી એ વધારે સારૂંછે. અને તેના પક્ષવાળાઓ મુસલમાન લોકોને અરજદાર જેટલે દરજે ગુન્હેગાર ગણી તેઓને શીક્ષાને પાત્ર ગણે છે એ વાત ઘડીભર સાચી માની લેવામાં આવે તો પણ હાલની ફોજદારીના વીષયના બે પુસ્તકોમાં જે જે હકીકતનું તેઓએ વિવેચન કરેલું છે, તેમ કરવાનું તેઓને કાંઈ વાજબી કારણ નથી. કોઇ માણસ એમ ધારે કે, આવાં પુસ્તકો પ્રસિદ્ધ કરવાથી મારા ધર્મના કારણને લાભ થશે તો તેથી કરી તેના મનની નીતિની લાગણીનું અધમપણું અને એવી નિર્બળતા ઉઘાડાં થઇ જાય છે, અને એવું અધમપણું અને એવી નિર્બળતા અરજદાર અથવા બીજા કોઇ કેળવણી પામેલા દેશીમાં હોય એમ હું માનતો નથી. બ્રહ્મા, વિસ્નુ અને મહાદેવને લગતી કંટાળો ઉપજાવે એવી કથાવાર્તાઓ મુસલમાનોએ જો પ્રસિદ્ધ કરી હતી, તો હમલાઇહિંદને ૬૨ મે તથા ૯૪ મે પાને તથા સમસીહિંદને ૫૧ મે તથા ૫૨ મે પાને જે હકીકત લખેલી છે, તેવી હકીકત હિંદુધર્મના સામાવાળીઆ સાથે વાદવિવાદ કરીને પ્રગટ કરવામાં એ ધર્મના કારણને કયી રીતની સાહ્યતા મળે છે ? આ વાક્યો બીજા ગ્રંથોમાંથી ઉતારેલાં છે અથવા અરજદારના મગજમાંથી ઉત્પન્ન થયાંછે કે નહિ? તે બાબતની હું કાંઈ દરકાર રાખતો નથી. ગમેતેમ હોય તોપણ તે વાક્યો બીભત્સ અને તીરસ્કાર કરવા લાયક છે, અને સામાન્ય વીવેકવાળા માણસે તેઓને પ્રસિદ્ધ કરવાનું માથે લીધેલું જોઈને ખરેખર ત્રાસ છુટે છે. ધર્મનો વાદવિવાદ કરવા સારૂ અથવા ધાર્મીક કે વ્યવહારી સવાલોની તકરાર મોકળી અને પૂરી રીતે કરવા સારૂ જે જે વસ્તુ પ્રસિદ્ધ કરવાની જરૂર છે તેમાં કાંઈ વચમાં આવવાનું ઈચ્છતી નહીં. પરંતુ તેમાં વિવેકની મરીયાદા ચાતરવી જોઈએ નહીં. અને એ વિવેકની મરીયાદા ચાતરવાથી અપેલેન્ટના ગ્રંથોને બીજી રીતે જે આશરો મળત તે આશરો આપી શકાતો નથી. આવી જાતના શાસ્ત્રો જે ઘણા લોકોના હાથમાં આવે તેઓની અનીતીવાળી પ્રેરણા બુદ્ધિઓ તથા વિચારોને પ્રત્યક્ષ રીતે અસર કરીને તેઓના મન ઉપર હાની કરનારાં ફળ ઉત્પન્ન થાય છે, અને સારી નીતીવાળાં માણસોને કાંઇ હાની નહીં થશે, એવો વાંધો લેવો એ દલીલ વ્યર્થ છે. પરંતુ અપેલેન્ટના વકીલે વળી એક એવી દલીલ કરેલી છે કે, જે લોકો આવાં પુસ્તકો ખરીદ કરનારા છે તે લોકોનાં નીતીનાં ધોરણો તથા તે લોકોની નીતીની સ્થિતિ આ મુકરદમાવો

વિચાર કરવા સારૂ એક અગત્યની બાબત છે. અને માજીસ્ટ્રેટ તથા જડજે બંને એ બાબતનો પુરાવો લેવો જોઈએ. આ દલીલ હું બરોબર સમજતો હોઉં એમ મને ખાત્રી થતી નથી. એનો અર્થ એમ હોય કે, મુરાદાબાદના હિંદુ તથા મુસલમાનો નીતી તથા કેળવણીના ધોરણમાં એટલા તો હલકા છે કે, સાધારણ માણસને જે બીભત્સ જણાય તે તેઓની નજરમાં બીભત્સ લાગશે નહીં. આ દલીલ વજનદાર છે એમ હું ઘડીભર પણ માનતો નથી. અપરાધવાળાં પુસ્તકોનો પ્રકાર તથા તેના કરતાનો અપરાધ નક્કી કરવામાં આવી જાતના વિચારો હિસાબમાં લેવા જોઈએ. તે કયા નીતીના અથવા ન્યાયના પક્ષ ઉપર રહ્યું હશે, તેની મને બીલકુલ કલ્પના પણ આવતી નથી. બીભત્સ કિંવા બીભત્સ નથી, એ સવાલ આવી જાતના ક્રુર્યા કરતી પરીક્ષાને અનુસરીને થઇ શકતી નથી. પણ તે સવાલનો જવાબ બહોળી રીતે તથા વિવેક બુદ્ધિવાળા માણસના ઘણા ભાગને તરત ગમી જાય અને ખજાને ઉતરી જાય એવી રીતે દેવો જોઈએ. અરજદારના વકીલની આ દલીલનો એવો અર્થ હોય કે, પ્રમસીહિંદ અને હીમલાઈ હિંદનાં પુસ્તકો વખતે બંને ધર્મના વાદવિવાદના જુસ્સામાં એટલા બધા તો ઉશકેરાઈ જશે કે, તેઓને તે પુસ્તક બીભત્સ લાગશે નહીં, તેમ તેઓના મન ઉપર હાની કરતા અસર થશે નહીં, તો આ તેનો સિદ્ધાંત નહીં ટકે એવો મને લાગે છે. સાર્વજનીક અગત્યના આવા ભારી સવાલનો નીકાલ કરવામાં એ પુસ્તક કોણ લેશે ને કોણ નહીં લેશે, તેનો સંકલ્પ વીકલ્પ કરવો કામનો નથી. આ કામમાં કાંઇપણ શક રહ્યાનું સાબિત થયું છે કે, એ પુસ્તકો દરેક માણસો લેઇ શકે એવી ઓછી કીમતે વેચાતાં હતાં. વળી તે જ્યારે જોઇએ ત્યારે મળી શકે એવાં હતાં. અને કયા વર્ગના લોકોએ અથવા કયી ઉમરનાં માણસોએ તે ખરીદ કરવાં જોઇએ એ બાબતની કાંઈ મરીયાદા કે બંધનો રાખવામાં આવ્યાં નહોતાં. આખી પ્રજાને તે વેચાતાં લેવાની છુટ હતી. અને આઠ આનાની કીમત આપીને પ્રજામાંથી હરકોઇ માણસ લેઇ શકતો એ વાત ચોખી છે, તેથી આ ગ્રંથોનો ફેલાવો મુરાદાબાદના વાદવીવાદ કરનારાઓમાં રહેલો હતો. એ વાત પ્રત્યક્ષ રીતે ખોટી પડે છે. પરંતુ તે પ્રમાણે નહોતું. પણ બીજી રીતે હતું. એમ ઘડીભર માનીએ તોપણ આ બે પુસ્તકોના પ્રષ્ટોમાં બીભત્સ પણાની મરીયાદા ઓળંગવા વાસ્તે વાદવીવાદથી જરૂર પડી હોય, અથવા મુસલમાનોએ હિંદુધર્મ ઉપર હુમલો કર્યો હતો, તેમાંથી બચાવ કરવા જેવું વાજબી પણું હોય, એમ હું પોતે ઠરાવી શકતો નથી. હું ઉપર કહી ગયેલો છઉં તે પ્રમાણે આ બીભત્સ હકીકત અરજદારે પોતે ઉપજાવી હોય. અથવા તેણે અક્ષરે અક્ષર કિંવા આચ્છાદન કરીને બીજા ગ્રંથકારોના ગ્રંથમાંથી લીધી હોય, એ વાત દરકાર વગરની છે. એ બાબતો તેના પુસ્તકમાં લખાએલીછે, પછી તે તેની પોતાની હોય કીંવા બીજા પાસેથી લીધી હોય, તોપણ તે એક સરખી રીતે જવાબદાર થાય છે. આવા પ્રકારના બીજાં પુસ્તકો, આવી જાતની ફોજદારીમાંથી બચી ગયાં છે. એ દલીલને આ સવાલ સાથે કાંઇ લાગતું વળગતું નથી. ઘણી ભાષાઓમાં ઘણાં પુસ્તકો છે; ને જો તે પુસ્તકોનો ઝાહેર રીતે ઈનસાફ કરી તેની પરીક્ષા કરવા મુક્યાં હોય તો, તેઓ બીભત્સ છે, એમ કહ્યા વગર છુટકો નથી. પરંતુ આજ દિવસ સુધી તેઓએ સ્વતંત્રતા ભોગવી છે તેને પહોંચવા સારૂ કાયદો નબળો છે એમ નથી. પરંતુ કાયદાની મદદ માગવામાં આવી નથી. અથવા સત્તાવાળાઓએ કાયદાનો અમલ કરવાનું દુરસ્ત ધાર્યું નથી. આ પુસ્તકો પ્રસીદ્ધ કરવામાં અ-

રજદારના ઇરાદાના સવાલને સંબંધે હું જે કહું છું તે કરતાં વધુ કહેવાની જરૂર નથી. તે ઇરાદો કેવો હતો તેની તુલના પુસ્તકમાં લખેલી હકીકત ઉપરથી કરવી જોઇએ. જે પુસ્તક યોગ્ય હકુમતવાળાએ બીભત્સ ઠરાવ્યું છે, તે પુસ્તક છાપવાનું જો તેણે પસંદ કર્યું છે, તો પોતાના કૃત્યનાં સ્વાભાવીક પરીણામો, એટલે કે પ્રજાની નીતીમાં ભંગ કરવાનું તથા મન બગાડવાનું તેણે ધાર્યું હશે. એમ માન્યા શીવાય બીજો એકે રસ્તો નથી. અરજદાર એમ કહે કે, મારા ખાનગી હેતુ તથા ખાનગી મતલબોમાં હું મુસલમાન ધર્મનું ખોટાપણું ઉઘાડું કરવાની, તે ધર્મમાં વટલી જતા લોકોને અટકાવવાની, તથા જે લોકોએ માહારા ધર્મ ઉપર હુમલો કર્યો હતો તેનું પ્રતીપાદન કરવાની સ્તુત્ય અને નેકીવાળી ઇચ્છાથી ઉશકેરાયો હતો. તો તેને માટે તેટલું બસ નથી. તેની ઝાહેર વર્ત્તણુકથી તેના ઇરાદાની પરીક્ષા કરવી જોઈએ. અને એક કાયદા વીરૂદ્ધ કૃત્ય કર્યા પછી, એમ કહેવું કે, હું તે કાયદેસર માનતો હતો, તો તે જવાબ તેનાથી આપી શકાતો નથી. આવો ન્યાય નીયમ સારી પેઠે જણાએલા, અને બહુ કરીને મંજુર કરેલા રાણી વિ. હીકલીનના મુકરદમામાં લખ્યો છે. અને તેને આધારે સ્ટીલ વિ. બ્રેનાંનનો ફેંસલો થયો છે. આ સંબંધી મારા આવા વિચારો હોવાથી મારે સાફ રીતે કહેવું જોઇએ કે, ગુન્હાનો ઠરાવ સુધારવાની અરજદારની અરજ માન્ય રાખ્યા વગર મારે સુધારવો જોઇએ. હી. પી. કો. ની ૨૯૩ મી કલમ મુજબ ગુન્હો થયાનો ઠરાવ માજીસ્ટ્રેટે કર્યો છે. તે ઘણોજ વાજબી છે. અને તેમાં ઉથલ પાથલ કરવાની સેસન જડજે નાપાડી છે. તે પણ યોગ્ય થયું છે.



## કલમ ૨૯૪ મી.

"૨૯૪ અ — સરકારે હુકમ આપ્યો નહી હોય તેવી સોરતી કહાડવા સારૂ કાંઇ આફીસર (એટલે કચેરી) અથવા જગા જે માણસ રાખશે તેને ઘણામાં ઘણી છ મહીના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા અથવા દંડ એ બેઉ શિક્ષા કરવી.

સોરતીનીઆફીસ રાખવી.

અને સદરહુ પ્રકારની હરકોઇ સોરતીમાં હરકાંઇ ટીકીટ અથવા લાટ અથવો નંબર અથવા અંક કાહાડવા બાબત અથવા તેને લાગતી વળગતી ફલાણી વાત બનશે તો ફલાણા માણસના ફાયદા સારૂ ફલાણી રકમ અથવા માલ આપવામાં આવશે અથવા ફલાણી વાત કરવામાં આવશે નહી એવો હરકાંઇ ઠરાવ જે માણસ પ્રસિદ્ધ કરશે તેને એક હજાર રૂપીઆ સુધી દંડ કરવો" (સને ૧૮૦૦ નો આક્ટ ૨૭ મા પ્રમાણે.)

### માહારાણી વિ. મંચેરજી કાવસજી શાપુરજી.

ક. ૨૯૪ अ.
૧
તા૦ ૨૦–૮–૮૫
ઈ. ૧૦ મુ. પા. ૯૭

બ્રીટીશ ઈંડીઆની બહાર કોઈ માણસ સોરતી કાઢતો હોય તેના તરફથી એ સોરતીની બ્રીટીશ ઈંડિઆમાં રહીને જાહેરખબર પ્રસીધ કરવી એ આ કલમ પ્રમાણે ગુન્હો થાય છે.

ही. पी. को. नी २९४ मी अ कलमना बीजा पेरीग्राफमां "हर कोइ एवी सोरती" ए शब्दो लख्या छे, तेनो अर्थ, सरकारे हुकम नहीं आप्यो होय, एवी कोइ सोरती थाय छे. अने तेमां प्रदेशनी सोरतीनो पण समास थाय छे.

उपला पारीग्राफमां "प्रसीध करनार" ए शब्दनी अंदर सोरतीनो ठराव मोकलनार तथा झाहेर खबर तरीके, ए ठराव जे वर्तमान पत्रमां छपाय, तेना मालेकनो समास थाय छे.

मेलबोर्ननी सुरतीना संबंधमां एक मुंबइना वर्तमान पत्रमां तेना मालीके झाहेर खबर प्रसीध करी होय तो, ते ही. पी. को. नी २९४ मी अ कलम प्रमाणे सजाने पात्र थाय छे.

મુંબઈના પ્રેસીડેંન્સી માજીસ્ટ્રેટે આ રેફરંસ ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૪૩૪ મી કલમ પ્રમાણે કર્યું હતું. એરેફરંસ નીચે પ્રમાણે હતું.

હી. પી. કો. ની ૨૯૪ મી अ કલમમાં ઠરાવ્યું છે તે વીરૂદ્ધ જઇને આસ્ટ્રેલીયા દેશના મેલબોર્ન શેહેરની બે લાખ રૂપૈયાની સુરતીના સંબંધમાં, એક મંચેરજી કાવસજી શાપુરજીએ સત્ય મિત્ર નામના અઠવાડીયાના ગુજરાતી વર્તમાન પત્રમાં ઝાહેર ખબર છાપ્યાનું તહોમત રાખીને તે બાબતના મુકરદમાની સુનાવણી મારી પાસે ચાલે છે. તેના દરમીયાન કાયદાનો એક સવાલ ઉઠેલો છે. તે સવાલના સંબંધમાં નામદાર હાઈકોર્ટનો અભિપ્રાય લેવા વાસ્તે અરજ કરૂં છું.

"આ કલમમાં ઠરાવ્યું છે કે, સરકારે હુકમ આપ્યો નહીં હોય, તેવી સોરતી કાઢવા સારૂ કાંઇ ઓફીસ (કચેરી) અથવા જગ્યા, જે માણસ રાખશે, તેને ઘણામાં ઘણી છ મ-

હિના સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા અથવા દંડની એ બેઊ શીક્ષા કરવી.

અને સદરહુ પ્રકારની હરકોઇ સુરતીમાં હરકાંઈ ટીકટ અથવા લાટ અથવા નંબર અથવા અંક કહાડવાબાબત, અથવા તેને લગતી વળગતી ફલાણી વાત બનશે, તો ફલાણા માણસના ફાયદા સારૂ ફલાણી રકમ અથવા માલ આપવામાં આવશે. અથવા ફલાણી વાત કરવામાં આવશે. અથવા કરવામાં આવશે નહીં. એવો હરકાંઈ ઠરાવ જે માણસ પ્રસિદ્ધ કરશે તેનો એક હજાર રૂપૈયા સુધી દંડ કરવો. (સને ૧૮૭૦ ના આકટ ૨૭ મા પ્રમાણે)

હવે આ કલમના કાયદાનો અર્થ જોતાં આ બધાં કૃત્યો જ્યારે બ્રીટીશ ઇંડીયાની અંદર કરવામાં આવે, ત્યારે હિં. પી. કો. ની ૪૦ મી કલમના અર્થ પ્રમાણે એક ગુન્હો થાયછે

પરંતુ સવાલ એટલોજ ઉઠે છે કે, જે મુકરદમો મારી પાસે ચાલે છે, તે મુકરદમા માંહેલી સુરતી બ્રીટીશ ઈંડીયામાં થવાની ન હોય, તેવી સુરતી ઉપર વર્ણવેલી સુરતી કે જેને સરકાર તરફથી હુકમ મળ્યો નથી, તેવી સુરતી ગણાય કે નહીં?

અને બીજો સવાલ એ છે કે, ૨૯૪ મી એ કલમમાં પ્રસિધ્ધ કરવાનું ચીતવન કર્યું છે. તેવી પ્રસિધ્ધી સદરહુ સુરતી કરનાર સક્ષની વતી પ્રસિધ્ધ થઇ શકે કે નહીં?

બંધવે પોતાના સત્ય મિત્રમાં જાહેર ખબર પ્રસિધ્ધ કરવાનું બંધ કરવાનું માથે લીધુંછે.

**સરકાર તરફથી એડવોકેટ જનરલ લેથેમ સાહેબ.**

પેહેલો સવાલ એ છે કે, ઓસ્ટ્રેલીયામાં થવાની સુરતી ૨૯૪ મી એ કલમના અર્થ માંહેલી સુરતી છે કે નહીં? અને બીજો સવાલ એ છે કે, એજ કલમની બીજી રકમમાં કહ્યું છે, તે પ્રમાણે મુંબઇના કોઇ વર્તમાન પત્રમાં ઓસ્ટ્રેલીયાના કોઇ સક્ષે સદરહુ પ્રકારની હરકોઈ સુરતીમાં હરકાંઇ ટીકટ, અથવા લાટ અથવા નંબર અથવા અંક કહાડવા બાબત, અથવા તેને લગતી વળગતી ફલાણી વાત બનશે, તો ફલાણા માણસના ફાયદા સારૂ, ફલાણી રકમ અથવા માલ આપવાની દરખાસ્તની જાહેર ખબરનો મુંબઈના કોઇ વર્તમાન પત્રમાં પ્રસિદ્ધ કરનાર સજાને પાત્ર થાય છે કે નહીં? હું નમ્રતાથી અરજ કરૂં છું કે, આ કલમના પેહેલા પેરીગ્રાફમાં જે સુરતીની વિગત આપી છે, તે સુરતીને બીજા પેરીગ્રાફની સુરતી લાગુ પડે છે. એટલે કે જે સુરતીનો સરકારે હુકમ આપ્યો નથી, પછી તે સુરતી ગમે ત્યાં થવાની હોય, તેની ચીંતા નહીં. સદરહુ સુરતી બ્રીટીશ ઇંડીયાની માંહે અથવા બહાર થવાની હોય, તેથી કાંઇ તફાવત પડતો નથી. સુરતી થવાની જગ્યાની મરીયાદા રાખવાનો કાયદાકારોનો હેતુ હતતો "બ્રીટીશઇંડીયા" એ શબ્દો આ કલમમાં છે, એમ જાણીને તે કલમનો અર્થ બેસાડવામાં આવે તો જે નુકશાન કરવાનો આ કલમનો હેતુ છે, તેનો ઇલાજ કરવા સારૂ નવો કાયદો રચવાની જરૂર દેખાય છે, જે માણસ તે બાબતની દરખાસ્ત પ્રસિદ્ધ કરે છે, તે માણસથી નુકશાન થાય છે. "પ્રસિદ્ધ કરનાર" એ શબ્દની વ્યાખ્યા પીનલકોડમાં આપી નથી. પરંતુ ૪૯૯ મી કલમ નીચે મેઇન સાહેબે ટીકા આપી છે, તેમાં તેણે સમજાવ્યું છે કે, પ્રસિદ્ધ કરનારમાં કોઇ વર્તમાન પત્રની અંદર આબરૂ લેવાની જાહેર ખબર પ્રસિધ્ધ કરવા મોકલે છે તેનો, તથા તેના વર્તમાન પત્રના માલેકનો, બંનેનો સમાસ થાય છે. આ તકરારના સંબંધમાં કીંવા વિરૂદ્ધ સ્મીથના વિલાયતના મુકરદમા સીવાય બીજા એકે મુકરદમાનો આધાર મળી આવતો નથી.

**બંધવા તરફથી દીનશા પેસતનજી કાંગા.**

સને ૧૮૭૪નો પાંચમો આકટ રદ કરીને, સગવડતા ખાતર હી. પી. કો. ની ૨૯૪ મી અ કલમ ફરીને ઘડવામાં આવી છે, એ એકટની પેહેલી કલમમાં ઠરાવ્યું છે કે, "ઇ-સ્ટ ઇંડીયા" કંપનીના તાબાના રાજ્યના સઘળા મુલકોમાં જે સઘળી સુરતીઓનો સરકારે હુકમ આપ્યો ન હોય, તે સઘળી સુરતીઓ સન ૧૮૪૪ ના માર્ચની ૩૧ મી તારીખને દહાડેથી તથા તે પછી કાયદા વિરૂદ્ધ તથા સામાન્ય અને સાર્વજનીક નુકશાન તરીકે ગણવામાં આવશે. "ઇસ્ટઇંડીયા કંપનીના તાબાના રાજ્યના મુલકોમાં" એ શબ્દો ૨૯૪ મી અ કલમમાં પાછા લખવામાં આવ્યા નથી. પરંતુ જે સુરતીઓ બ્રીટીશઇંડીયામાં થાય, અને જેનો સરકારે હુકમ આપ્યો હોય, તેવી સુરતી કરનારાઓને શીક્ષા કરવાનો કાયદાનો હેતુ છે. જે ગુન્હાઓ બ્રીટીશઇંડીયાની અંદર થાય છે, તેને પીનલકોડ સજા કરે છે. માટે જે જે મુલકને એ પીનલકોડ લાગુ પડે છે, તે તેજ ગામમાં માત્ર સુરતી બંધ કરવાની મતલબ ૨૯૪ મી અ કલમની છે. સને ૧૮૪૪ ના પાંચમા આકટની ત્રીજી કલમમાં કોઇ "ઠરાવ વાસ્તે" એ શબ્દો બદલાવીને માત્ર "ઠરાવ" એ શબ્દ ૨૯૪ મી અ કલમના બીજા પેરીગ્રાફમાં લખ્યા છે, તેની રૂએ કોઇ મુંબઇના વર્તમાન પત્રમાં તે ઠરાવનો પ્રસિદ્ધ કરનાર સજાને પાત્ર થતો નથી. આગળના વાક્યથી જાતની જવાબદારીનું ચીતવન થાય છે તથા માત્ર ઠરાવ કરનારને એકલાનેજ સજા કરવાનો કાયદાનો હેતુ દરસાઇ આવે છે, પરંતુ કોઇ વર્તમાન પત્રમાં એ ઠરાવના પ્રસિદ્ધ કરનારને સજા કરવાનો ઈરાદો દરસાઈ આવતો નથી. વિલાયતના સુરતી સંબંધના કાયદાઓ છે, તેમાં વીશેષે કરીને ચોથા વિલાયતના ૬૬ ના બાબના છઠા તથા સાતમા કાયદાની શબ્દ રચના એવી તો સખ્ત અને સ્પષ્ટ છે કે, પ્રદેશમાં થતી સુરતીઓની મનાઈ થયેલી છે. પીનલકોડની ૨૯૪ મી અ કલમમાં એવી સખત શબ્દ રચના ન હોવાથી માત્ર બ્રીટીશઇંડીયામાં સુરતી થતી અટકાવવાનો કાયદાકારોનો ઈરાદો હોય, એવી રીતે તે કાયદાનો અર્થ કરવો જોઇએ.

## જસ્ટીસ નહાનાભાઇ હરીદાસનો ઠરાવ.

હી. પી. કો. ની ૨૯૪ મી અ કલમનો પેહેલો પેરેગ્રાફ નીચે પ્રમાણે છે.

"સરકારે હુકમ આપ્યો નહીં હોય, તેવી સોરતી કહાડવા સારૂ કાંઇ આફીસ (એટલે કચેરી) અથવા જગ્યા જે માણુસ રાખશે તેને ઇત્યાદી ઇત્યાદી સજા કરવામાં આવશે."

આ મુકરદમો આ પેહેલા પેરીગ્રાફ નીચે આવતો નથી. કેમકે બંધવે તેમાં લખેલા કામો વાસ્તે કોઇ ઓફીસ કે જગ્યો રાખ્યાનું કહેવામાં આવ્યું નથી. તેના ઉપર આ કલમ માંહેલા બીજા પારીગ્રાફ માંહેલું તહોમત મુક્યું છે અને એ પારીગ્રાફમાં ઠરાવ્યું છે કે, "અને સદરહુ પ્રકારની હરકોઇ સોરતીમાં હરકાંઇ ટીકટ, લાટ, અથવા નંબર, અથવા અંક કાહાડવા બાબત, અથવા તેને લગતી વળગતી ફલાણી વાત બનશે, તો ફલાણા માણસના ફાયદા સારૂ ફલાણી રકમ અથવા માલ આપવામાં આવશે. અથવા ફલાણી વાત કરવામાં આવશે નહીં. એવો હરકાંઇ ઠરાવ જે માણુસ પ્રસિદ્ધ કરશે, તેને ઇત્યાદી ઇત્યાદી સજા કરવામાં આવશે."

માજીસ્ટ્રેટના પેહેલા સવાલનો શું જવાબ આપવો તે નકી કરવામાં આ બીજા પારીગ્રાફમાં "સદરહુ પ્રકારની હરકોઇ સોરતી" એ શબ્દોનો શું અર્થ થાય છે, તે આપણે નકી કરવું જોઇએ. આ બંને પારીગ્રાફ ભેળા લેતાં અમારો અભીપ્રાય એવો છે કે, તેઓ-

નો વ્યાકરણથી અર્થ કરતાં "સરકારે હુકમ ન આપ્યો હોય, એવી કોઇ સુરતી" થાયછે. પછી તે સુરતી બ્રીટીશઇંડીયામાં કે બ્રીટીશઇંડીયાની બહાર થવાની હોય તેની બીલકુલ ચીંતા નહીં. "સરકારે હુકમ ન આપ્યો હોય" એવી જો તે સુરતી હોય તો તે क કલમમાં ચીતવ્યા પ્રમાણે એવો કોઈ ઠરાવ તેના સંબંધમાં પ્રસિદ્ધ કરે, તે સક્ષ આ કલમના બીજા પારીગ્રાફ પ્રમાણે સજાને પાત્ર થાય છે.

તો હવે માજીસ્ત્રેટના પેહેલા સવાલનો જવાબ ઉપર પ્રમાણે છે.

બીજા સવાલનો જવાબ દેવા સારૂ "પ્રસિદ્ધ કરશે" એ શબ્દોનો શું અર્થ કરવો તે હવે નક્કી કરવું જોઇએ. એ શબ્દની વ્યાખ્યા હિંદુસ્થાનના પીનલકોડમાં અમને કોઇ ઠેકાણેથી મળી આવતી નથી. માટે એ શબ્દનો જે સામાન્ય અર્થ ચાલે છે, તે અર્થ લેવો જોઈએ. અને એ પ્રમાણે લેતાં અમોને જણાય છે કે, જો अ કોઈ વર્તમાન પત્રના માલેક ब ને પ્રસિદ્ધ કરવા સારૂ કોઈ જાહેર ખબર મોકલે તો ब તથા अ બંને આવી પ્રસિદ્ધિને માટે સજાને પાત્ર થાય છે.

આ બાબતમાં કીંગ વિરૂદ્ધ સ્મીથના મુકરદમામાં ચીફ જસ્ટીસ લોર્ડ કેનીયનનો અમોને આધાર મળેછે. અને તે જોવાને અમો મેજીસ્ત્રેટને ભલામણ કરીએ છીએ, જો સુરતી પ્રદેશમાં થવાની હોય તો, કોઈ વર્તમાન પત્રોમાં તેની જાહેર ખબર આપનારને અથવા તે વર્તમાનપત્રના માલેકને કોઇરીતની અસર થાય એવી રીતે એ કલમનો અર્થ ન કરવો જોઇએ. એવી બંધવા તરફથી દીનશાજીએ, તકરાર ઉઠાવી છે. પરંતુ તેમ કરવું, એ કાયદાના હેતુનો પરાજય કરવા બરોબર છે. દરેક સુરતી કાંતો સરકારના હુકમથી, કાંવા સરકારના હુકમ વગર થાય છે. આ કલમ હુકમથી થયેલી સુરતીને પોહોચતી નથી, પરંતુ તે સુરતી કરવા વાસ્તે કોઇ ઓફીસ કે જગ્યા રાખવાની મનાઇ કરીને, અથવા તેના સંબંધમાં કાંઈ જાહેર ખબર પ્રસિદ્ધ કરવાની મનાઇ કરીને જે સુરતીઓ વાસ્તે, સરકારે હુકમ આપ્યો નથી, તેવી સુરતીઓથી લોકોને બચાવી લેવાનો હેતુ રહેલોછે. પેહેલી જાતની મનાઈ કર્યા પછી જે સુરતી કાઢવાનો સરકારે હુકમ આપ્યો નથી, તે સુરતીની ઓફીસ બ્રીટીશ ઈંડીયામાં રાખવાનો સંભવ ઘણોજ થોડો રહે છે, પણ જે લોકો આપણા કાયદાને આધિન નથી. તે લોકો વખતે બ્રીટીશ ઇંડીયાની બહાર, પરંતુ આપણા ઘરના ઊંબરાની પાસે, જેમકે નવસારી અથવા દમણમાં તેવી ઓફીસો રાખવાની તજવીજ કરવા માગે તો, થઇ શકે એમ છે. અને ત્યાંથી આખા બ્રીટીશ ઇંડીયાની અંદર બહોળી રીતે ફેલાયેલાં વર્તમાન પત્રોમાં જાહેર ખબર મોકલવા માગે તો મોકલી શકે છે. ત્યારે જો બ્રીટીશ ઈંડીયાની અંદર સુરતી થતી હોય તેનેજ માત્ર આ કલમ લાગુ પડવી જોઇએ, એવો લોભ રાખીને તે કલમનો અનવય કરવામાં આવે તો, બીજા પ્રકારની મનાઈ કરીને બ્રીટીશઈંડીયાના લોકોને તેવી જાહેર ખબર બહાર પડવાથી લાલચમાં પડતાં, જે નુકશાન થાય છે, તે અટકાવવાનો હેતુ, તદન તો નહીં, પરંતુ સારી પેઠે તુટી ગયા બરોબર થાય છે. પરમુલકમાં થતી સુરતીઓનો સમાસ કરવા સારૂ આ કલમની શબ્દ રચના મન માનતી રીતે લાંપડી છે. અને પી. કો ની ૨૯૪ મી अ કલમના અમલમાંથી દુર રાખવા સારૂ એવી જાહેર ખબરોનું ચીતવન કાયદાકારોએ કરેલું એમ અમે ધારી શકતા નથી.

## બાબ ૧૫ મો.

### ધર્મ સંબંધી ગુન્હાઓ બાબત.

#### કલમ ૨૯૫ મી.

૨૯૫. જો કોઇ માણુસ કોઇ પુજાના ઠેકાણાનો અથવા જે પદાર્થને કોઇ પણ જાતિના લોકો પવિત્ર ગણતા હોય તે પદાર્થનો નાશ કરે અથવા તેને નુકશાન કરેકે ભ્રષ્ટ કરે એવા ઇરાદાથી કે તેમ કરીને કોઈ પણ જાતિના લોકોના ધર્મને અપમાન પોંહોંચાડવું, અથવા એવું જાણીને કે એ પ્રમાણે નાશ અથવા નુકશાન અથવા ભ્રષ્ટ કરવાથી કોઇ પણ જાતિના લોકો પોતાના ધર્મને અપમાન પોંહોંચ્યું એમ સમજશે એવો સંભવ છે, તો તે માણુસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

કોઇ પણ જાતિના લોકોના ધરમને અપમાન કરવાના ઇરાદાથી કોઇ પુજાના ઠેકાણાને નુકશાન કરવું અથવા તેને ભ્રષ્ટ કરવું.

#### કલમ ૨૯૬ મી.

૨૯૬. કોઇ પણ મંડળી દેવપુજન અથવા ધર્મ સંબંધી ક્રિયા કરવામાં કાયદા મુજબ રોકાએલી હોય તેને, જે માણુસ બુદ્ધિપુરવક અડચણ કરે, તે માણુસને એક બરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

કોઈ ધરમ સંબંધી મંડળીને, અડચણ કરવી.

## કલમ ૨૯૭ મી.

કોઇ પણ સખસનું દીલ દુખવવાના ઇરાદાથી, અથવા કોઇ પણ સખસના ધર્મને અપમાન પહોંચાડવાના ઇરાદાથી અથવા એ કરવાથી કોઇ સખસનું દીલ દુખશે અથવા કોઇ સખસના ધર્મને અપમાન પોંહોંચશે એવો સંભવ છે એમ જાણીને, કોઇ પુજાની જગામાં, અથવા કબરસ્તાનમાં, અથવા પ્રેત સંસ્કાર કરવા સારૂ અથવા મુરદાં મુકવા સારૂ જુદી કાહાડેલી જગામાં, જે માણસ વગર રજાએ પ્રવેશ કરે, અથવા કોઇ પ્રેતનું અપમાન કરે, અથવા પ્રેત સંસ્કાર કરવા સારૂ મળેલા કોઇ સખસોને અડચણ કરે, તે માણસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

કબરસ્તાનવગેરેમાં વગર રજાએ જવું.

### ખોજમાંમદ હામોનખાંની અરજીની બાબતમાં.

अ ब क तथा ड जमीनना एक कटकाना मजमु मालीक हता. अने ते जमीनमां तेओनां मुडदांनुं दफन थतुं. ड ना कोइ सगाओनी कबरोमी नजीक अ तथा ब ए लाकडां वहेरवानो खाडो गाळ्यो. पण तेथी करी कोइ कबरने हरकत थइ नहोती.

ठराव्युं के, ही. पी. को. नी १९७ मी कलम प्रमाणे गुन्हानो ठराव थयो छे ते खोटो छे.

કલમ ૨૯૭.

૧

તા. ૨૭-૪-૮૧
ઇ. ૩ મ. પા. ૧૭૮

જે જમીન ઉપર કોઇ સખસનું કાંઇ હિત રહેલું હોય અને એ જમીન ઉપર આવેલી કબરોની નજીક કાંઇ કામ વાસ્તે ખાડો ખોદતાં આ કલમ પ્રમાણે ગુન્હો થતો નથી.

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૨૯૪ મી તથા ૨૯૭ મી કલમ પ્રમાણે આ અરજી હાઇકોરટને કરવામાં આવી હતી.

### અરજદારો તરફથી જોનસ્ટન સાહેબ.

ચિફ જસ્ટીસ ટરનર તથા જસ્ટી હચીન્સના ઠરાવમાંથી આ કામની હકીકત તથા દલીલો જણાઇ આવશે.

### ઠરાવ.

જે હકીકતનું શોધન થયું છે. તે ઉપરથી કોઇ ગુન્હો સ્થાપીત થયાનું અમો માનતા નથી.

માજીસ્ટ્રેટને એમ માલુમ પડેલું છે કે, ફરીયાદી, તોહોમતદારો, અને શાક્ષીઓમાંનો એક શાક્ષી જમીનના કોઇ કટકાના મજમું માલેક હતા. તેમાંનો કાંઇ ભાગ મારકેટ કરવા સારૂ તાજેતર વેચાણો હતો.

જે ભાગ વેચાતાં બાકી રહેલો હતો. તેમાં તેઓનું કબરસ્થાન હતું. ફરીયાદીએ નાખુશ છતાં, તોહોમતવાળાઓએ આ ભાગ ઉપર લાકડાં વહેરવા સારૂ તે ફરીયાદીના સ-

ગાની કબર હતી. ત્યાંથી કેટલાક ગજની માંહે એક ખાડો ગાળ્યો.

આ હકીકત ઊપરથી કબરસ્થાનની જગ્યા ઉપર પ્રવેશ કર્યો, અને તે ટાણે બધવા ને ખબર હતી કે, એથી કરીને વખતે ફરીયાદીની ધર્મ સંબંધી લાગણીને માઠું લાગશે, એવા ગુન્હાનો માજીસ્ટ્રેટે બંધવાને અપરાધી ઠરાવ્યો. અને દરેક જણનો ૫૦ રૂપૈયા દંડ કર્યો.

કોઇપણ કબરને બંધવાઓએ હરકત કરી એ વાત સાબીત થઇ છે કે નહીં? તે વાતનો માજીસ્ત્રેટે વિચાર કર્યો નથી.

**જે મુદા શક પડતા જણાયછે તે નીચે પ્રમાણે.**

જે ભાગ ઉપર લાકડાં વહેરવા સારૂ ખાડો ગાળ્યો હતો, તે ભાગ કબરસ્તાન વાસ્તે ઈલાયદો રાખ્યો હતો કે નહીં? તથા બંધવાઓ સદરહુ ભાગના માલેક તરીકે પ્રવેશ કર્યાના ગુન્હેગાર ઠરી શકે કે નહીં?

મજમું માલેક તરીકે, બંધવાઓના કબજામાં તે જમીન હતી. અને ફરીયાદીના હાથમાંથી તે કબજો તેઓ છોડાવે નહીં, અથવા મજમું મિલકતનો કંઇ નાશ અથવા થોડી ઘણી હરકત કરે નહીં, ત્યાં સુધી તેઓએ સાપ્રાધ પ્રવેશ કર્યો એમ ઠરાવી શકાતું નથી. અલબતે જમીનનો સદરહુ કટકો અવલમાં મજમું હતો તોપણ વખતે એમ અનુમાન કરવું હોયતો થઇ શકે છે કે મજમું માલેકોમાંથી દરેક જણે તે ઉપર પોતાના કોઇ સગાની કબર કરવા વાસ્તે જેટલી જમીન જોઇએ તેટલી જમીન વાપરવા સારૂ બીજા મજમુ માલેકને સંમતી આપી છે અને તેમાંથી કોઈ કબરને હરકત કરવામાં આવે તો, આ અર્થ પ્રમાણે પ્રવેશની વાત સ્થાપીત ગણી શકાય, પણ એવું બતાવવામાં આવ્યુ નથી કે, કોઇ પણ કબરને બંધવાઓએ ખરેખરી હરકત કરી હતી. તેમ કરવાને વાસ્તે એ કટકાનો ચોકસ ભાગ ઐલાયદો રાખ્યો હતો, એમ પણ સાબે થયુ નથી. માટે કરેલો ઠરાવ રદ કરીએ છીએ.

## રતના મુદાલીની બાબતમાં.

**કલમ ૨૯૭.**

૨
તા૦ ૨૯-૧૨-૮૬
ઈ.૧૦ મ. પા. ૧૨૬

કોઈ મુસલમાન ફકીરની કબરને ફરતી જગ્યામા છીનાળુ કર્યું તે ૨૯૫ મી કલમ પ્રમાણે નહી પણ ૨૯૭ મી કલમ પ્રમાણે ગુન્હો થાય છે.

कोइ र नामना हिंदुने एक मुसलमान फकीरनी कबरने फरती जग्यामां कोइ ओरत साथे छीनाळु करतां जोयो तेथी तेने ही. पी. को. नी २९५ मी कलमना गुन्हानो अपराधी ठरावामां आव्यो.

ठराव्युं के सदरहू जग्या पुजा अथवा बीजा कोइ काम वास्ते वापरतां पवीत्र गणाती होय एम ज्यां सुधी साबीत न थाय त्यां सुधी ते ठराव कायदाथी उलटो छे अने ते बदलावीने तेने ठेकाणे २९७ मी कलमना गुन्हानो ठराव करवो जोइए.

આ મુકરદમો, હાઈકોરટનો હુકમ થવા સારૂ ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૪૩૮ મી કલમ પ્રમાણે ચીંગલ પટના જીલ્લા માજીસ્ટ્રેટે લખી મોકલ્યો હતો.

એ મુકરદમાની જોઇએ તેટલી હકીકત હાઈ કોરટના ઠરાવમાં આપી છે.

**કોઇ પક્ષકારો તરફથી વકીલો હાજર થયા નોહોતા.**

**જસ્ટીસ બ્રેન્ટનો ઠરાવ.**

કોઇ એક કબરસ્તાન જેમાં એક મુસલમાન ફકીરને દાટેલો હતો. અને જે ફકીરને

તેના ધર્મ ભાઇઓમાં કેટલાક જણો પુજતા હતા. તે કબરસ્થાનના ખુણામાં આસપાસ તેને ફરતી વાડ હતી. તેની અંદર બંધવે એક ઓરતથી જનાખોરી કર્યાની વાત સાબીત થયેલીછે. અને હું પણ તે વાત મંજુર રાખું છઉં.

જીલ્લા માજીસ્ટ્રેટે એવો અભીપ્રાય આપ્યો છે કે પેટા ટુકડીના પેહેલા વર્ગના માજીસ્ત્રેટે જે ગુન્હાનો ઠરાવ કર્યો છે તે કાયદાનાં નીચેનાં કારણોથી ટકી શકે એવો નથી. (૧) સદરહુ જગ્યાને " કોઈ જાતીના લોકો પવીત્ર ગણતા હોય એ બાબતનો દફતરમાં જોઈએ તેટલો પુરાવો પડયો નથી.

(૨) અપમાન કરવાનો ઈરાદો સાબીત થયો નથી. એટલુંજ નહીં પણ જે પ્રસંગે તથા જે વખતે જનાખોરી થઈ તે વીશેના પડેલા પુરાવાથી એ ઈરાદો મુળગો ના સાબીત થાય છે.

(૩) એ છીનાળાના કામથી પોતાના ધરમને અપમાન થશે એમ વખતે કોઇ વરગના લોકોના ખ્યાલમાં આવશે એવું જ્ઞાન બંધવાને કાયદેસર હતું કે નહીં એ બાબત પણ ઘણી શક પડતી છે. જે વખતે એટલે રાતના નવ વાગે છીનાળું કર્યું તે વખતના કારણથી તથા છીનાળું કરતાં પકડાઇ ગયો તે માત્ર અનાયાસથી પકડાઇ ગયો એ વાત ઉપરથી કોઇને અપમાન કરવાનો ઇરાદો નાબુદ છે એમ જે જીલ્લા માજીસ્ટ્રેટે અભીપ્રાય આપ્યો છે તેને હું મળતો આવું છઊં અને એ જગ્યા પસંદ કરવામાં બંધવે ધાર્યું હશે કે હું ખુશીથી મારૂં કામ કરી શકીશ. અને તેમ કરતાં મને કોઇ દેખી જાશે નહીં. એજ ખરેખરૂં વાજબી અનુમાન કરવું જોઇએ. વળી મારો વધુ એવો મત છે કે પી. કો. ની ૨૯૫ મી કલમમાં જે શબ્દો વાપર્યા છે તે શબ્દોના અર્થ પ્રમાણે આ જગ્યાને કોઇ જાતીના લોકો પવીત્ર ગણતા હોય એ બાબતનો જોઇએ તેટલો કાયદેસર પુરાવો પડયો નથી. તેમ એ જનાખોરી કરતાં પકડાઈ જવાય તો, તેવા લોકોના ધરમને, અપમાન થયું ગણાશે એમ બંધવાના જાણવામાં હોવું જોઇએ એવું કાયદેસર અનુમાન પણ કરી શકાતું નથી.

જે વસ્તુઓ માન આપવા લાયક તથા પુજ્ય છે અને જે વસ્તુઓ પવીત્ર ગણાય છે તે બંને વસ્તુઓ વચે તફાવત છે અને એ તફાવત મનસ્વી નથી. પેહેલા પ્રકારની વસ્તુના દ્રષ્ટાંતમાં મારે દાટવાની આગળથી કરેલી કબરની જગ્યાનો દાખલો દેવો જોઇએ અને બીજા વરગની વસ્તુના દ્રષ્ટાંતમાં દેવાલયનો દેવો જોઇએ. આ તફાવત કાયદાકારોએ પણ ધ્યાનમાં રાખ્યો હોય એમ જણાય છે કેમકે ૨૯૫ મી કલમમાં બીજા વરગના દ્રષ્ટાંતનું વર્ણન કર્યું છે અને ૨૯૭ મી કલમમાં વીશેષે કરીને જે જગ્યા મરણ ક્રીયા કરવા સારૂ અથવા કબર કરવા સારૂ તથા મુડદાંઓ સંઘરી રાખવા સારૂ એલાયદી રાખી હોય તેવી જગ્યા ઉપર પ્રવેશ કરવાનું વર્ણન કરેલું છે. જે મુકરદમો હાલ ચાલે છે તેમાં અમારા પાસે આવેલા પુરાવાથી આ જગ્યો ખાસ રીતે કોઇ ધરમના કામ માટે પવીત્ર ઠરાવી હશે એવું જણાતું નથી અને અલબતે અમને ખબર પણ છે કે મુસલમાન લોકો બહુ કરીને ઘણીવાર પોતાના બુજરગોની અથવા વડીલોની અથવા કોઇ પીરની કબરની જગ્યાના વંડામાં અથવા બગીચામાં આવે છે અને ત્યાં નીવાઝ પડે છે અને વરસો વરસ ઓરસ કરે છે પણ આ જગ્યા આવી રીતની હતી એવો પુરાવો પડયો નથી. અને તેથી તે રીવાજના હયાતી પણા વીશે અમારાથી અનુમાન કરી શકાતું નથી.

તેથી મારો એવો અભીપ્રાય છે કે કોઈ જાતીના લોકના ધરમનું માહારા કૃત્યથી વખતે અપમાન થશે એવું બંધવાના જાણવામાં હોવાનું ઠરાવવા સારૂ એકે કારણ નથી.

અલબતે કબરસ્તાનમાં પ્રવેશ થએલો છે પણ આવા પ્રવેશથી કોઇ વર્ગના લોકોની લાગણીને વખતે માઠું લાગશે એમ બંધવે જાણ્યાનું ઠરાવવું જોઇએ કે નહીં તેજ માત્ર હવે જોવાનું રહે છે. અને તે સવાલના સંબંધમાં મારો એવો અભીપ્રાય છે કે જે જાતીના લોકોમાં બંધવો રહેતો હતો તે જાતીની સામાન્ય શું રીતભાત અને લાગણીઓ છે તે બાબતનું બંધવાને જોઇએ તેટલું ગ્નાન હોવાનું માનવું જોઈએ અને ખાસ રીતે કોઇ માણુસનું મારા કૃત્યના સંબંધમાં સારે નશીબે હીત રહ્યું નથી. અથવા કોઈ માણુસ મારા કામનું વેર વાળનાર નથી. તથા તેને વાસ્તે કોઇ ફરીયાદ માંડનાર નથી. અથવા આ મારૂં કૃત્ય વખતે કોઈના જોવા જાણવામાં આવે એવું નથી. એવા કારણો ઉપરથી બંધવો દોષ વગરનો થઇ શકતો નથી. તે પકડાયો તે ઉપરથી સાબીત થયું છે કે જે લોકોને જના ખોરી થવાથી દુભાવવાનું હતું તેવા લોકો હતા ખરા. જો હું પકડાઇ જઇશ તો શું થશે તેની કાંઈ દરકાર રાખ્યા વગર માહારે તો માહારો વીશય સંતુષ્ટ કરવાનો છે એવી દ્રઢતાની અંતે બીજા લોકોની લાગણીને અપમાન લાગશે કે નહીં તેની ફીકરચીંતા રાખ્યા વગર તથા જે સાવધગીરી રાખવાની તેની ફરજ હતી તે સાવધગીરી રાખવાની કસુર કરવાથી આ કૃત્ય થયેલું છે. તો હવે વાજબી રીતે ૨૯૭ મી કલમના ગુન્હાનો તે અપરાધી ઠરવો જોઈએ. અને ૨૯૫ મી કલમને બદલે ૨૯૭ મી કલમના ગુન્હાનો ઠરાવ કરવાથી બંધવાને નુકશાન થતું નથી માટે એ છેલી કલમના ગુન્હાનો ઠરાવ ફેરવી નાંખીને ૨૯૭ મી કલમના ગુન્હાનો ઠરાવ કરૂં છઊં.

સજાની બાબતમાં મને વધુ પડતી લાગે છે તેનો સ્પષ્ટ ઇરાદો ફ્લાણુંજ કરવાનો હતો એ વાત સાબીત થઈ નથી માટે એક મહિનાની સખત કેદની સજા બસ થશે અને તે એક મહિનો પુરો થયા પછી બંધવાને બંધીખાંનેથી છોડી મુકવાનો હુકમ કરૂં છઊં.

## જસ્ટીસ મુતુસ્વામી આયરનો ઠરાવ:—

આ કામનો બંધવો જે કે એક હિંદુ છે તેણે ગયા અકટોબર માસની ૫ મી તારીખની રાતના ૯ બજે કોઇ એક ફકીરની કબરની ફરતી જગ્યામાં છીનાળું કર્યું હતું. જીલા માજીસ્ટ્રેટના વિચારમાં આવ્યું છે કે રાતના ૯ બજે પોતાનું કૃત્ય કોઈના જોવામાં આવશે નહીં. એમ ધારીને બંધવાએ એ જગ્યા પસંદ કરી હશે પણ પોતાના ગામના મુસલમાનોના ધરમને અપમાન કરવાનો તેનો ઇરાદો હશે નહીં. હું પણ આ મતને મળતો આવું છઊં, જે ઠેકાણે પોતાનું કામ ઉઘાડું થઇ જવાનો સંભવ નથી એવી જગ્યામાં પોતાનો વીશય તૃપ્ત કરવાનો બંધવાનો મુળ ઇરાદો હશે તોપણ જો પકડાઇ જઇશ તો મારા કૃત્યને મુસલમાન લોકો ભ્રષ્ટવાડો ગણશે અથવા તેઓની લાગણીને માઠું લાગશે એમ બંધવાને ભાન હોવાનું હું કહી શકતો નથી. વળી એ તકરારી કબર ફાતીઓ પઢવાની જગ્યા તરીકે વપરાતી અથવા કોઇ ચોકસ વસ્તુ પવીત્ર ગણવામાં આવતી તે ભ્રષ્ટ થઇ છે એવું દેખાડનારો કોઈ પુરાવો પડયો નથી. અને તેથી ૨૯૫ મી કલમના ગુન્હાનો ઠરાવ ટકી શકતો નથી. જે હકીકત સાબીત થઇ છે તે ઉપરથી હું પણ ધારૂં છઊં કે ૨૯૭મી કલમના ગુન્હાનો ઠરાવ ટકી શકે એવોછે. જો હું પકડાઇ જઇશ તો મારા કૃત્યથી મુસલમાન લોકોની લાગણીને વખતે માઠું લાગશે એમ જાણીને બંધવે કબરસ્તાનની જગ્યા ઉપર પ્રવેશ કરેલો છે. સોવસાતો હું નહીં પકડાઈ જાઊં એવી બંધવાની માન્યતા હોય તો પણ તેથી કાંઈ ફરક પડતો નથી એમ હું ધારૂં છઊં. અલબતે એ વાત સજા કરવા ટાંણે લક્ષમાં લેવાની છે. ગુન્હાનો ઠરાવ ફેરવીને તેને બદલે ૨૯૭ મી કલમના ગુન્હાનો ઠરાવ કરવા હું ઇચ્છું છઊં અને જસ્ટીસ બ્રેન્ટના ઠરાવ્યા પ્રમાણે સજા પણ ઓછી કરૂં છઊં.

---

## કલમ ૨૯૮ મી

૨૯૮. ધર્મ સંબંધી કોઇ પણ સખસનું દીલ દુખવવાના પાકા ઇરાદાથી જે માણસ તે સખસ સાંભળે એમ કાંઈ શબ્દ બોલે, અથવા કાંઇ અવાજ કરે, અથવા તે સખસના દેખતાં કાંઇ ચાળા કરે, અથવા તે સખસની દ્રષ્ટિ પડે એમ કાંઇ પદારથ મુકે, તે માણસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બનેની, શિક્ષા કરવામાં આવશે.

ધરમ સંબંધી કોઇપણસખસનું દીલદુખવવાના પાકા ઇરાદાથી કાંઈ શબ્દો બોલવા વગેરે.

## કલમ ૨૯૯ મી.

મોત આણવાના ઇરાદાથી, અથવા જેથી મોત થવાનો સં ભવ હોય એવું કાંઇ શરીરનું નુકશાન કરવાના ઇરાદાથી, કાંઇ કામ કરીને અથવા ફલાણું કામ કરેથી મોત થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં તે કામ કરીને, જે માણસ મોત આણે, તે માણસ શિક્ષણીય મનુષ્ય વધનો ગુન્હો કરયો એમ સમજવું.

શિક્ષણીય મનુષ્ય વધ.

દૃષ્ટાંત.

(અ) મોત આણવાના ઇરાદાથી, અથવા તેથી મોત થશે એવો સંભવ છે એમ જાણીને, અ એક ખાડાની ઉપર લાકડીઓ ગોઠવી ઘાસ પાથરે, અને તે જમીન મજબુત છે એમ માનીને ઝ તે પર ચાલતાં અંદર પડીને તેનો જીવ જાય, તે અ એ શિક્ષણીય મનુષ્ય વધનો ગુન્હો કરયો એમ સમજવું.

(બ) ઝ એક ઝાડી પાછળ છે એવું અ જાણે છે બ ને એ વાતની ખબર નથી. હવે ઝ નું મોત આણવાના ઇરાદાથી, અથવા એથી ઝ નું મોત થશે એવો સંભવ છે એમ જાણીને, અ બ ને તે ઝાડીમાં બંદુક ભરીને મારવાને લલચાવે, અને તે પ્રમાણે બ બંદુક મારીને ઝ નો પ્રાણ લે, તો એ ઠેકાણે બ કાંઇ ગુન્હાનો તકસીરવાર નહી થાય એમ બની શકે છે, પણ અ એ શિક્ષણીય મનુષ્ય વધનો ગુન્હો કરયો એમ સમજવું.

(ક) એક પક્ષીને મારીને તે ચોરી લઇ જવાના ઇરાદાથી તેને ગોળી મારવામાં અ એક ઝાડી પાછળ બેઠેલા બ નો જીવ લે, અને બ ત્યાં બેઠેલો છે એમ અ જાણતો ન હોય, તો એ ઠેકાણે અગર અ એક કાયદા વિરૂદ્ધ કામ કરતો હતો તોપણ શિક્ષણીય મનુષ્ય વધના ગુન્હાનો તકશીરવાર નથી, કેમકે તેણે બ નો જીવ લેવાનો અથવા જે મોત થવાનો સંભવ તેના જાણ્યામાં હોય એવું કાંઇ કામ કરીને મોત આણવાનો ઇરાદો કરયો નહી હતો.

ખુલાસો ૧ લો.—જે સખસને કાંઇ રોગ, વ્યાધી, કે શરીરની અશકયતા થઇ હોય એવા કોઇ સખસને જે માણસ શરીરનું નુકશાન કરે, અને તેથી કરીને પેલા સખસનું મોત વેહેલું થાય તો તે માણસે તે સખસનું મોત આણ્યું એમ સમજવું.

ખુલાસો ૨ જો.—જે ઠેકાણે કાંઇ શરીરના નુકશાનથી મોત થાય, તે ઠેકાણે જે સખસે તે શરીરનું નુકશાન કરયું હોય તેણે તે મોત આણ્યું એમ સમજવું, પછી અગર બરાબર ઇલાજ કરેથી તથા હોંશીયાર હકીમની દવા કરેથી તે મોત થતું બચી શકત એમ હોય તોપણ.

ખુલાસો ૩ જો.—માના પેટ માંહેલા બચ્ચાનું મોત આણવું તે મનુષ્ય વધનો ગુન્હો નથી પણ કોઇ જીવતાં બચ્ચાંનો કાંઇ પણ ભાગ બહાર નીકળ્યો હોય, પછી તે બચ્ચાંથી શ્વાસોશ્વાસ ન લેવાયા હોય અથવા તે પુરેપુરૂં જનમ્યું નહોય તોપણ તે બચ્ચાનું મોત આણવું તે શિક્ષણીય મનુષ્યવધનો ગુન્હો થઇ શકે.

## રાણી વિ. ગોવીંદા.

ज्यां बंधवे पोतानी वहुने पछाडी नांखीने तेनी छाती उपर घुंटण खोडीने भींडेल मुठीथी बे त्रण जोर भेर मुका मार्या होय, अने ते लमणा उपर सोझो चडी लोही फुटी आवे, अने तेने अंते त्यांनी त्यां अथवा त्यारबाद मरी जाय, त्यां ठराव्युं के, मोत आणवानो इरादो न होवाथी, तथा शरीरने करेली इजा कुदरतना सामान्य क्रममां मोत आणवाने माटे बस न होवाथी बंधवाए करेलो गुन्हो खुन नथी. पण खुनमां न समाइ शके एवा शीक्षणीय मनुष्य वधनो छे.

કલમ ૨૯૯.
૧
તા૦ ૧૮-૭-૭૬
ઈ. ૧ મુ. પા. ૩૪૨

જયાં બંધવે પોતાની વહુને પછાડી નાંખીને તેની છાતી ઉપર ઘુંટણ ખોડીને ભીડેલ મુઠીયો બે ત્રણ જોરભેર મુક્કા મારયા હોય અને લમણા ઉપર સોઝો ચડી લોહી ફુટી આવે અને તેને અંતે ત્યાંની ત્યા અથવા ત્યારબાદ મરી જાય ત્યાં ઠરાવ્યુ કે મોત આણવાનો ઈરાદો ન હોવાથી તથા શરીરને કરેલી ઈજા કુદરતના સામાન્ય ક્રમમાં મોત આણવાને માટે બસ ન હોવાથી બંધવાએ કરેલો ગુનોહ ખુન નથી પણ ખુનમાં નસ્માઈ શકે એવા શીક્ષણીય મનુષ્ય વધનો છે.

સતારાના સેસન જડજે ખુનના અપરાધનો ઠરાવ કરી કેદીને મોતની સજા કરી હતી. અને તે સજા મંજુર થવા વાસ્તે મોકલેલ તેનો આ મુકરદમો છે.

સેસન જડજનો પેહેલો કાઢેલો મુદ્દો એ હતો કે, "કેદીની ઓરત બાલાઇ માર કુટથી મરણ પામી કે કેમ?" અને તેનું નીરાકરણ તેણે અસ્તીરૂપમાં કરીને કહેલું છે કેઃ—

"આ બાબત ઉપર વૈદકી પુરાવો ચોખો છે. ઓસપિટલ આસીસ્ટંટ કહે છે કે, ડાબી આંખના માંહેલા ખુણાની તરફ અને ત્યાંથી જરાક ઉપલી કોરના લમણામાંથી એક થપાટ વાગ્યાને લીધે લોહી નીકળ્યું, તેને લીધે બાલાઇ મરણ પામી છે. થપાટ મારી હતી, અને આ જગોપર માર માર્યાની નીશાની દેખાતી હતી. મેંજર નામું લેનાર રાવજીએ કહ્યું કે, વાંસામાં ઘણે ઠેકાણે તથા આ ઉપર માર માર્યાના દશ ચીન્હો હતાં. અને આ ઠેકાણે માર મારવાથી નાકની નસકોરી ફુટી હશે, ગુજરનારને કેટલે સુધી માર માર્યો હશે તે કહેવું ઘણું સહેલું નથી પણ એટલું તો ઉઘાડું છે કે, તે માર ઘણોજ સખત હતો.

અને જેટલી ઇજા કર્યાનું કહેવામાં આવે છે, તેના કરતાં વખતે વધુ માર માર્યો હશે. તથાપિ ઓસપિટલ આસીસ્ટંટ એક બાબત ઉપર નીઃસંદેહ કહે છે કે આ કામમાં મોત થવાનું કારણ ભેજા ઉપર લોહીની ફુટ થવાથી થયું છે.

બીજો મુદો એવો કાઢેલો છે કે, "આ માર કેદીએ મારેલ હતો કે કેમ?" અને એ મુદ્દાનો ત્રોડ પણ કેદીના ગેર લાભમાં કરવામાં આવ્યો હતો. અને તેનાં કારણો જે હતાં તે અત્રે આપવાની કશી જરૂર નથી.

ત્રીજો મુદો એવો કાઢેલો હતો કે, "આ ગુન્હો ખુન કે એથી ઉતરતા દરજાનું શીક્ષીણીય મનુષ્યવધ કહેવાય," આનો ત્રોડ કરવામાં સેસન જડજે લખ્યુંછે કે.—

"આ ગુન્હો વધારે ભારે ગુન્હો છે, એમ મારે ઠરાવવું જોઇએ. માર મારતી વખતે ભારે અને આકસ્મીક ક્રોધ ચડયો નહોતો તે વાત ખરી, પરંતુ છેવટનો માર, એક ઉપર બીજો માર, એમ ઉપરા ઉપર માર મારવાથી, તથા તેની સાથે જે જોર બળ કરેલું હતું, તે એવું હતું કે, તેથી કરીને મોત આણવાનું જોખમ બંધવે પોતાને માથે લઈને તે માર માર્યો હતો."

આ કામ જસ્ટીસ કેંબેલ તથા નાનાભાઇ હરીદાસ પાસે સુનાવણી સારૂ આવ્યું હતું.

**સરકાર તરફથી સરકારી વકીલમાં ધીરજલાલ મથુરાંદાસ હાજર હતા.**

આરંભમાં નામદાર જડજ સાહેબોએ સરકારી વકીલને જણાવ્યું કે, બંધવે કયો ગુન્હો કર્યો છં, તે બાબતમાં અમારી વચે મત ભેદ થયો છે, માટે આ કામ જસ્ટીસ મેલવીલ પાસે તેના અભીપ્રાય સારૂ મોકલવું જોઇએ.

આ કામનું અવલોકન કરતાં કેંબેલ જસ્ટીસે નીચે મુજબ અભીપ્રાય લખ્યો છે.

"બંધવો પોતાની ઓરત તરફ બહુજ ધાતકી થયો હતો. અને તે કાયદેસર ખુનનો અપરાધી છે, એમાં મારા મનમાં કસોએ શક નથી. પરંતુ જે પ્રસંગે મરણ થયું છે, તે પ્રસંગ તથા બંધવાની ઉમર તથા આ ગુન્હાને માટે કયી સજા યોગ્ય છે, તેનો જડજના મનમાં સંકલ્પ વીકલ્પ દેખાય છે. તે બધું ધ્યાનમાં રાખતાં મોતની સજા કાયમ રાખવા માહારા મનમાં અંદેશો રહે છે. અને તેથી તે સજા બદલાવી, જીવતાં સુધી સમુદ્રપારની સજા કાયમ કરવા હું લલચાઊં છું.

**જસ્ટીસ નાનાભાઇ હરીદાસનો શેરો નીચે મુજબ છે.**

"બંધવાને પોતાની ઓરતને મારી નાખવાનો ઈરાદો હતો, એવી મને ખાત્રી નથી. ઈી. પી. કો. ની ૩૦૦ મી કલમનો ઈરાદો હતો. અથવા જાણવાપણું સાબીત કરવા જોઇએ તેટલો સાબીત થયાનો આ કામમાં ભાગ્યેજ પુરાવો પડયો છે.

બંધવો ક્રુરતાથી વર્તો છે, આ વાત સાવ ઉઘાડી છે. ઓરતના મોઢા ઉપર મુકી મારી. તથા નાક ઉપર માર માર્યો, અને તેથી લમણાનું લોહી નીકળ્યું અને જેથી આખર પ્રાણ થયો. એવા માર માર્યાના પુરાવા શીવાય, બીજી રીતે માર માર્યાનો પુરાવો પડયો નથી. ડાકતરની જુબાની પ્રમાણે વાંસામાં લાત તથા છાતી ઉપર મુકીઓ મારવારથી મરણ નીપજ્યું નથી.

કેદીના કહેવા મુજબ તેનો ઇરાદો તેણીને સજા કરવાનો હતો. અને તે સજા તેણે જરા સખતાઈથી કરી હતી. એ વાત સંભવતા વાળી છે. અને બીલકુલ અશક્ય નથી.

તેથી હું તો એમ ધારૂં છઊં કે, બંધવાના કૃત્યથી ખુનથી ઉતરતા દરજાનું શીક્ષીણીય મનુષ્યવધ થાય છે. અને તે પી. કો. ની ૩૦૪ થી કલમ પ્રમાણે સજા કરવી જોઈએ.

તેણીનો જાન લેવા વાસ્તે તેનો શું મતલબ હતો, એ કાંઇ ખુલતું નથી.

એવો માર વાગ્યા પછી ઘણા લોકો બચે છે. બંધવાએ ફકત વ્યથા કરવાનું ધાર્યું હશે. અને તેને ખબર પણ હશે, એ વ્યથા પરીણામે જોખમકારી નીવડશે."

## જસ્ટીસ મેલવીલનો ઠરાવ.

બંધવાએ જે ગુન્હો કર્યો છે, તે ખુન સમજવું કે, ખુનમાં ન સમાય એવું શીક્ષીણીય મનુષ્યવધ સમજવું. તે ચોકસ કરવા સારૂ આ કામ માહારા તરફ ફોજદારી કામ ચલાવવાની રીતનાં કાયદાની ૨૭૧ મી ब કલમ પ્રમાણે મોકલ્યું છે, એમ હું સમજું છઊં. સહેલાઇથી મુકાબલો થઈ શકે, એટલા સારૂ હીંદુસ્તાનના પીનલકોડની ૨૯૯ મી તથા કલમ ૩૦૦ મી કલમોમાં જે નીયમ બાંધ્યો છે તે નીચે પ્રમાણે છે.

| કલમ ૨૯૯ | કલમ ૩૦૦ |
|---|---|
| નીચે લખેલી વિગતે જે કૃત્યથી મોત થયું હોય, તો તે મોત, શીક્ષીણીય મનુષ્ય વધ થાય છે. | કેટલાક અપવાદો બાદ કરતાં નીચેની વીગતે શીક્ષીણીય મનુષ્યવધ થયું હોય તો, તે શીક્ષીણીય મનુષ્યવધ ખુન થાય છે. |
| (अ) મોત આણવાના ઇરાદાથી. | (૧) મોત આણવાના ઇરાદાથી. |
| (ब) જેથી મોત થવાનો સંભવ હોય એવું કાંઈ શરીરનું નુકશાન કરવાના ઇરાદાથી. | (૨) કોઈ સક્ષને જેથી તે સક્ષનું મોત થવાનો સંભવ તકસીરવાર માણસ જાણતો હોય એવું કાંઇ શરીરનું નુકશાન કરવાના ઈરાદાથી |
| | (૩) કોઇ સક્ષને કાંઇ શરીરનું નુકશાન કરવાને ઇરાદેથી એ કામ કર્યું હોય, અને તે ઇરાદો કરેલું શરીરનું નુકશાન એવી રીતનું હોય કે, ચાલતા સૃષ્ટીક્રમ પ્રમાણે મોત કરવાને તે સમર્થ છે તેવા ઈરાદાથી. |
| (क) મોત થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં. | क (૪) એ કામ એવું તુરત ભયંકર છે કે તેથી સોવસા મોત અથવા જેથી મોહોત થવાનો સંભવ છે, એવું શરીરનું નુકશાન ખરોજ એમ જાણીને. |

આ બંને ગુન્હાઓ વચે ફરક પાડનારા શબ્દો મને દેખાય છે, તે શબ્દો નીચે મેં લીટીઓ કાઢી છે.

अ તથા (૧) થી જણાય છે કે, જ્યાં મારી નાંખવાનો ઇરાદો હોય, ત્યાં તે ગુન્હો હમેશાં ખુનનો થાય છે.

क તથા (૪) જેમાં જેમાં મોત આણવાનો અથવા શરીરને ઇજા કર્યાનો ઇરાદો હોય, તે તે કામોમાં લાગુ પાડવાની મતલબ હોય એમ મને જણાય છે. (હું એમ નથી કહે-

તો કે, આ બંનેની મરીયાદા એટલે સુધી રહેલી છે) જોસભર ઘોડા ગાડી હાંકવી, અને સરીયામ રસ્તા નજીકમાં કોઇ નીશાન ઉપર બંદુક ફોડવી, એ કામો આવા પ્રકારનાં છે. એ ગુન્હો શીક્ષીણીય મનુષ્યવધ અથવા ખુન છે, એ બાબતનો આધાર માણસની જીંદગીના જોખમના ન્યુનાધિકપણા ઉપર રહે છે. જો આવા કૃત્યને અંતે મોત થવાનો વખતે સંભવ હોય, તો તે શીક્ષીણીય મનુષ્યવધનો ગુન્હો થાય છે. પણ જો મોત થવાનો નવાણું ટકા સંભવ હોયતો તે ખુન થાય છે.

( ૨ ) જે શબ્દો નીચે મેં લીટીઓ કરેલી છે, તેમાંથી (૨) નો સાર જડી આવ્યાનું મને જણાય છે. જે ગુન્હેગારના જાણવામાં હોય કે, કોઈ ચોકસ પુરૂષ જેને ગુન્હેગારે ઇજા કરી છે, તે માણસ વખતે તેના બાંધાની ખાસીયતને લીધે, અથવા અપક્વ અવસ્થાને લીધે, અથવા બીજા કોઇ ખાસ પ્રસંગને લીધે જે ઇજા સામાન્ય ક્રમમાં મોત ઉત્પન્ન કરે એવી નથી, તે ઇજાથી તે માણસ મરી જશે, એમ તે ગુન્હેગાર જાણતો હોય, તો તે ગુન્હો ખુન કહેવાય છે, એ કલમમાં આપેલું દ્રષ્ટાંત નીચે પ્રમાણે છે.

ક ને એવો રોગ થયેલો છે કે, એક સપાટો મારેથી તેનું મોત થવાનો સંભવ છે. એમ જાણ્યા છતાં અ તેને શરીરનું નુકશાન કરવાને ઈરાદેથી તેને સપાટો મારે, અને તે સપાટે ક મરી જાય, તો અગર ચાલતા સૃષ્ટીક્રમ પ્રમાણે સારી તંદુરસ્તીવાળા સક્ષનું મોત આણવાને તે સપાટો સમર્થ ન હોય, તો પણ અ ખુનનો તકસીરવાર છે હવે (બ) અને (૩) નો વિચાર કરવો રહે છે. અને એ બંને રકમોનો મુકાબલો કરવા ઉપર હાલના મુકરદમા જેવા શકવાળા મુકરદમાનો નીકાલ બહુ કરીને આધાર રાખે છે. જો જે શરીરની ઇજા કરવા ધારેલી હોય, તે ઈજાથી મોત થવાનો સંભવ હોય તો તે ગુન્હો શીક્ષીણીય મનુષ્યવધ છે; અને જો તેવી વ્યથા કુદરતના સામાન્ય ક્રમમાં મોત આણવા માટે બસ હોય તો તે ખુન છે. એ તફાવત બારીક છે. પરંતુ સાફ દેખાઇ આવે એવો છે. જેવો તફાવત (ક) અને (૪) વચ્ચે હમણાં દેખાડયો છે, તેનાજ જેવો તે બહુ કરીને છે. મોત થવાના ટકાના ન્યુનાધીકપણાનો તે એક સવાલ છે. વ્યવહારી રીતે જોતાં એ સવાલનું પ્રથકરણ વાપરેલું હથીઆર કેવા પ્રકારનું હતું, તેનો વિચાર કરવામાં સામાન્ય રીતે રહેલું છે. એવો માહારો અભીપ્રાય છે. શરીરના કોઇ જાગૃત ભાગ ઉપર લાકડી કે મુકી મારવાથી વખતે મોત થાય ખરૂં. અને તેવાજ કોઇ ભાગ ઉપર તરવારનો જખમ કુદરતના સામાન્ય ક્રમ પ્રમાણે મોહોત પેદા કરવાને બસ છે.

આ કામમાં કેદી જે ૧૮ વરસની વયનો જુવાન માણસ છે. તેણે પોતાની ૧૫ વરસની વહુને લાતો મારેલી, તથા વાંસામાં ઘણી મુંકીઓ મારેલી જણાય છે. આ માર વાગવાથી તેણીને ભારે ઈજા થઇ હોય, એમ જણાતું નથી. પરંતુ જે જમીન ઉપર પડી ગઇ અને મારા વિચાર પ્રમાણે પુરાવેથી એમ જણાય છે કે, બંધવે ત્યારબાદ તેણીની છાતી ઉપર ઘુંટણીયું ખોસ્યું, અને બે ત્રણ વખત તેણીના મહોડા ઉપર માર માર્યો. દાકતરની જુબાની ઉપરથી મને જોવામાં આવે છે કે, આવા મારોમાંથી એક બે ધા બહુ જોરાવર હતા, અને તે મુઠીવાળીને માર્યા હતા. તેની અસર એ છોકરીની ડાબી આંખમાં પહોચી. તેમાંથી સોજો થયો, અને દુખવા આવી. ખોપરી ભાગી નહોતી. પણ મારથી લોહી લમણા ઉપર ચડી આવ્યું, અને તે ફુટવાથી તે છોડી ત્યાંને ત્યાં કાંતો મરી ગઇ હશે. અથવા

થોડીકવારે મરી ગઇ હશે. આવી હકીકતની સ્થીતીમાં સેસન જડજ તથા આસેસરોએ કેદીને ખુનનો ગુન્હેગાર ઠરાવ્યો છે. અને તેણે તેને મોતની શીક્ષા કરી છે. મારો પોતાનો અભીપ્રાય એવો છે કે, આ ગુન્હો ખુનનો નથી. પણ શીક્ષીણીય મનુષ્યવધનો છે. મોત આણવાનો ઈરાદો હોય એમ હું ધારતો નથી. તથા જે શરીરની વ્યથા કરી હતી તે સૃષ્ટીના સામાન્ય ક્રમમાં મોત આણવાને બસ છે, એમ પણ હું ધારી શકતો નથી. હું ધારૂં છઊં કે, સામાન્ય રીતે તેથી મોત થાય એમ નથી. પરંતુ જયારે માર વાગેલો માણસ ધરતીઉપર પોતાનું માથું રાખીને પડયો હોય, ત્યારે આંખ ઉપર જોરથી મુંકી મારવાથી બેશક વખતે મોત થવાનો સંભવ છે.

ઉપરના કારણોથી મારો અભીપ્રાય એવો છે કે, બંધવાને ખુનમાં ન સમાઈ શકે, એવા શીક્ષીણીય મનુષ્યવધનો ગુન્હેગાર ઠરાવવો જોઇએ. અને તેને ૭ વરસ સુધી સમુદ્રપારની શીક્ષા કરવાને હું ઇચ્છું છઊં.

## કેસરેહિંદ વિ. ગણેસદુલી તથા ગોપીદુલી.

कोइ एक सर्पनो वादी चौटामां एक झेहेरी सापने देखाडवा सारू लाव्यो. एनी डाढ ते जाणतो हतो के काढी नाखी नहोती. अने पोतानी जादुगीरी तथा चालाकी देखाडवाने, पण कोइने कांइ नुकशान करवाना इरादा वगर, खेल जोनाराओमांथी एक जणने माथे तेणे ते साप मुक्यो. ए खेल जोनारे सर्पने हड्सलो मारवानुं कर्युं. तेटलामां ते सर्पे तेने डस्यो. अने आखरे ते मरी गयो. ठराव्युं के सर्पनो वादी पीनलकोडनी ३०४थी कलम मांहेला खुनमां समाइ न शके, एवा शीक्षणीय मनुष्यवधनो गुन्हेगार छे. अने ३०४ अ मांहेला गुन्हानो गुन्हेगार नथी. राणी वि. पुनाइ फतीमा (१२ वी. री. ७) ना मुकरदमामां शुं तफावत छे ते बतावबामां आव्यो.

કલમ ૨૯૯.

૨
તા૦ ૨૮–૭–૭૯
ઈ. ૫ ક. પા. ૩૫૧

કોઇ ઝેરી નાગનો કોઇ માણસનું મોત કરવાના ઈરાદા વગર પણ વખતે મોત થવાનો સંભવ છે એમ જાણીને કોઇ ઝેરી સાપની ડાઢ ખેંચી લીધા વગર એમ ના મને તેનો ગારૂડી બીજા સક્ષ ઉપર ખેલ કરતાં કરતાં મુકે અને તે સક્ષ તે નાગના ડસવાથી મરી જાય તો તે ગારૂડી શીક્ષણીય મનુષ્યવધના ગુન્હાનો ગુનેહગાર થાય છે.

આ કામમાં ગણેશ તથા ગોપી એક કોબરા જાતના બંને સર્પના ગારૂડીઓ હતા. તેઓ એક કોબરા જાતના ઝેહેરી નાગને પકડયા પછી, થોડે દહાડે લોકોના ટોળા પાસે એક ચૌટામાં તે નાગનો ખેલ કરવા સારૂ લઇ ગયા. એ ટોળામાં એક બીજ નામનો છોકરો હતો. જે નાગની ડાઢ કહાડી નાંખી નહોતી તે નાગની જોડે પોતાની કેટલીક ચાલાકીછે, તે દેખાડવામાં મદદ લેવા સારૂ, ગણેશે સદરહુ છોકરાને પસંદ કર્યાનું જણાય છે. એ નાગ દેખાડતાં દેખાડતાં તેણે તેને ટપ લેઇને પેલા છોકરાના માથાપર મુંકી દીધો. એ નાગ ખભા ઉપર પડયો. તેથી, અથવા કોઇ બીજા કારણથી તે છોકરો બીનો અને નાગને હડસેલો મારવાનું કરતો હતો, તેટલામાં તે નાગ તેના હાથ ઉપર ડસ્યો, અને પછી થોડીવારે

તે છોકરો મરી ગયો. આ પ્રસંગે ગણેશ તથા ગોપી ઉપર હિંદુસ્થાનના પીનલકોડની ૩૦૨ જી તથા ૩૦૪ થી તથા ૩૦૪ અ કલમ માંહેલા ગુન્હાઓનાં તહોમતો મુકવામાં આવ્યાં.

સર્પના વાદીઓની આવી રીતે સર્પ દેખાડવાનો રીવાજ મશહુર છે. વળી બંને અથવા બંનેમાંથી એકનો ઇરાદો તે છોકરાને મારી નાંખવાનો નહોતો. અને તેનું મરણ ચોખી કજાને અંતે થયું છે, એવો જુરીએ પોતાનો મત આપીને, બંધવાઓને તેઓએ નીરદોષ ઠરાવ્યા.

જુરીના મતથી જુદા પડીને સેસન જડજના મનમાં આવ્યું કે, બંધવાઓનો ધંધો વાદીનો છે. એટલે તેઓના જાણવામાં હોવું જોઈએ કે, આ સર્પ ભારી ઝેરી હોવો જોઇએ. અને તેથી જ્યારે કોઇ ઝેહેરી સાપને છુટો મુકવામાં આવે, ત્યારે તેની પાસે ઉભેલા ટોળામાંથી દરેક સક્ષને જે જોખમ અવશ્ય રીતે થવું જોઈએ, તેવા જોખમમાં ખેલ જોનારાઓને તથા સદરહુ છોકરાને નાંખવા, એથી બંધવાઓએ ભારે ગફલતનું કામ કર્યું છે; તેથી તેઓનો ગુન્હો કલમ ૩૦૪ અ માં આવી શકે છે.

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૨૬૩ (૩૦૭) મી કલમ મુજબ આ કામ હાઇકોરટમાં લખી મોકલ્યું. તે ઉપર જસ્ટીસ માકડોનલે નીચે મુજબ ઠરાવ કર્યો.

સેસન જડજનો જુરી સાથે મત ન મળવાથી, તેણે ફોજદારી કામ ચલાવવાના ધારાની ૨૬૩ (૩૦૭) મી કલમ મુજબ આ કામ હાઇકોરટમાં લખી મોકલ્યું છે. અમારા ધારવા પ્રમાણે બંધવા ગણેશે કરેલો ગુન્હો પીનલકોડની ૩૦૪ થી કલમ માંહેલો છે. પેલા છોકરાનું મોત ઇરાદાથી કર્યું નથી, તેમ તે કામ એવું તો ભયંકર છે કે, તેથી સોવસા મોત થવાનો સંભવ છે; એમ જાણીને, તેણે તે છોકરા ઉપર સાપ મુક્યો નહોતો.

પ્રોસીક્યુસન તરફથી રાણી. વિ. પુને ફતેહમાંનો કેસ ટાંકવામાં આવેલ અને જુરીને આદેસ કરવા ટાણે એ કેશનો સેસન જડજે હવાલો આપેલ, તે કેશ એવો છે કે, તેમાં બંધવે ખરેખરી રીતે જે માણસ મરી ગયો, તેને સાપ કરડાવ્યો હતો, જડજના કહેવા પ્રમાણે તે કેશમાં અને આ કેશમાં બહુ ફેર છે. કેમકે સોવસા મોત થવાનો મોહોટો ભય છે. એમ તેમાં સાફ રીતે જાણવામાં હતું.

આ કામ લખી મોકલતી વખત જડજનો એવો અભીપ્રાય હતો કે, બંધવાને ૩૦૪ અ કલમ માંહેલા ગુન્હાની સજા કરવી જોઇએ. પણ તે કલમ આ કામને લાગુ થતી નથી. તેનું કારણ ઉપર કહેલું છે. તેથી અમે ધારીએ છીએ કે, "અવિચારી કૃત્યથી શીક્ષણીય મનુષ્યવધ થાય છે."

આ કામમાં એ નાગ પેલા છોકરાને કરડશે એમ બંધવા ગણેશે ધાર્યું નહોતું. એવું કહેવું હોય તો કહી શકાય છે, પણ અમે ધારીએ છીએ કે, મોત કરવાના ઈરાદા વગર, પણ મોત થવાનો સંભવ છે, એમ જાણીને એ કૃત્ય કરવામાં આવ્યું હતું.

ગણેશને ત્રણ વર્ષની સખત કેદની સજા કરવી જોઈએ, એમ અમારો અભીપ્રાય છે. અને ગોપીએ ગણેશને મદદ કરી, તેથી તે હીંદુસ્તાનના પીનલકોડની ૩૦૪ થી તથા ૧૧૪ મી કલમો પ્રમાણે સજા કરવી જોઇએ. પરંતુ તેણે આ કામમાં બહુ થોડો ભાગ લીધો હતો. એટલે તેને માત્ર એક વર્ષની સખત કેદની સજા બસ છે.

## કલમ ૩૦૦ મી.

ખુન,

નીચે બાતલ કરેલી બાબતો મુકી દઇને બીજી સરવ બાબતોમાં શીક્ષણીય મનુષ્યવધને ખુન સમજવું, પણ કયારે કે જો જે કામથી મોત થાય તે કામ મોત આણવાના ઇરાદાથી કરયું હોય, તો અથવા.

૨ જી. કોઇ સખસને જેથી તે સખસનું મોત થવાનો સંભવ તકશીવાર માણસ જાણતો હોય એવું કાંઇ શરીરનું નુકશાન કરવાના ઇરાદાથી તે કામ કરયું હોય, તો અથવા.

૩ જી. કોઇ સખસને કાંઇ શરીરનું નુકશાન કરવાના ઇરાદાથી તે કામ કરયું હોય અને તે ઇરાદો કરેલું શરીરનું નુકશાન એવી રીતનું હોય કે ચાલતાં સૃષ્ટીક્રમ પ્રમાણે મોત કરવાને તે સમર્થ હોય, તો, અથવા—

૪ થી. તે કામ એવું તુરત ભયંકર છે કે તેથી સો વસા મોત અથવા જેથી મોત થવાનો સંભવ છે એવું શરીરનું નુકશાન થશેજ, એમ તે કરનાર સખસ જાણતો હોય, અને મોત આણવાના અથવા ઉપલા પ્રકારના નુકશાનના જોખમમાં પડવા કાંઇ કારણ વિના તે સખસ તે કામ કરે, તો.

દ્રષ્ટાંત.

(અ) ઝ ને મારી નાખવાના ઇરાદાથી અ તેને ગોળી મારે, અને તેથી ઝ મરી જાય તો અ એ ખુન કરયું. એમ સમજવું.

(બ) ઝ ને એવો રોગ થએલો છે કે એક સપાટો મારેથી તેનું મોત થવાનો સંભવ છે એમ જાણ્યા છતાં અ તેને શરીરનું નુકશાન કરવાના ઇરાદાથી સપાટો મારે, અને તે સપાટાથી ઝ મરી જાય, તો, અગર ચાલતા સૃષ્ટીક્રમ પ્રમાણે સારી તંદુરસ્તીવાળા સખસનું મોત આણવાને તે સપાટો સમર્થ ન હોય તોપણ, અ ખુનનો તકશીરવાર છે. પણ ઝ ને કાંઇ રોગ થયેલો છે એમ ન જાણતાં અગર અ તેને એક એવો સપાટો મારે કે તેથી ચાલતા સૃષ્ટીક્રમ પ્રમાણે સારી તંદુરસ્તીવાળા સખસનું મોત ન થાય, તો એ ઠેકાણે, અગર તેનો ઇરાદો શરીરનું નુકશાન કરવાનો હોય તોપણ, જો મોત આણવાનો અથવા જેથી ચાલતા સૃષ્ટીક્રમ પ્રમાણે મોત થાય એવું શરીરનું નુકશાન કરવાનો ઇરાદો કરયો નહીં હોય તો, અ ખુનનો તકશીવાર છે એમ સમજવું નહીં.

(ક) અ ઇરાદાથી ઝ ને તલવાર અથવા ડાંગથી જખમ કરે એવું કે તેથી ચાલતા સૃષ્ટીક્રમ પ્રમાણે માણસનું મોત થાય, અને ઝ તે જખમથી મરી જાય, તો, એ ઠેકાણે અગર તેણે ઝ નું મોત આણવાનો ઇરાદો ન કરયો હોય તોપણ અ ખુનનો તકશીરવાર છે એમ સમજવું.

( ૬ ) લોકોનું એક ટોળું મળેલું છે તેમાં વગર કારણે અ એક ભરેલી તોપ છોડે, અને તેથી તેઓમાંના એક જણનો જીવ જાય, તો અગર ફલાણા સખસનો જીવ લેવો એવો તેણે આગળથી વિચાર પુરવક ઇરાદો ન કરયો હોય તોપણ, અ ખુનનો તકશીરવાર છે એમ સમજવું.

શિક્ષણીય મનુષ્યવધ ક્યારે ખુન નથી.

અપવાદ ૧ લો.—ભારે તથા આકસ્મિક ક્રોધ ઉત્પન્ન થવાથી જેની પોતાનો જીવ વશ રાખવાની શકતી ગઇ છે એવી અવસ્થા છતાં કોઇ માણસ તે ક્રોધ ઉત્પન્ન કરનાર સખસનું મોત આણે, અથવા ભુલથી કે ઇતેફાકન કોઇ બીજા સખસનું મોત આણે, તો તે શીક્ષણીય મનુષ્યવધ ખુન નથી.

ઉપલા અપવાદમાં નીચેની સરતો લાગુ પડે છે:—

પેહેલી.—કોઇ સખસને મારી નાંખવા અથવા કાંઇ હાની કરવા સારૂ બહાનાં દાખલ તે ક્રોધ ગુન્હેગારે માગી આણેલો અથવા બુદ્ધિપુર્વક ઉત્પન્ન કરેલો ન હોવો જોઇએ.

બીજી.—કાયદા મુજબ, અથવા સરકારી નોકરીનો અખ્તીયાર અમલમાં લાવતાં કોઇ સરકારી નોકરે કરેલી કાંઇ વસ્તુથી તે ક્રોધ થયેલો ન હોવો જોઇએ.

ત્રીજી.—ખાનગી બચાવનો હક કાયદા મુજબ અમલમાં લાવતાં કરેલી કાંઇ વસ્તુથી તે ક્રોધ ઉત્પન્ન થયેલો ન હોવો જોઇએ.

ખુલાસો.—તે ક્રોધ એવો ભારે તથા આકસ્મિક હતો કે તેથી તે ગુન્હો ખુન થઇ શકે નહી, એ હકીકતની બાબત છે.

દૃષ્ટાંત.

(અ) ક્રોધ ઉત્પન્ન થાય એવું કાંઇ કામ ય એ કર્યાથી ક્રોધાધીન થઇને તે અવસ્થામાં અ ઝ નું છોકરૂં ય છે તેને ઇરાદાથી મારી નાખે, તો તે ખુન સમજવું, કેમકે તે ક્રોધ ઉત્પન્ન થવાનું કામ તે છોકરાએ કર્યું નથી અને તે ક્રોધથી થએલું કાંઇ કામ કરવામાં ઇતેફાકન અથવા કમનશીબથી તે છોકરાનું મોત થયું નથી.

(બ) અ ને ભારે તથા આકસ્મિક ક્રોધ ઉત્પન્ન થાય એવું કાંઇ કામ ય કરે, અને તેથી ક્રોધ ચઢીને અ ય ની ઉપર એક પિસ્તોલ છોડે, અને પાસે ઉભેલો પણ નહીં દીઠેલો ઝ તેથી મરી જાય, પણ તેને મારી નાખવાનો અ એ ઇરાદો ન કર્યો હોય, તથા પોતાને હાથે તેનું મોત થવાનો સંભવ પણ અ એ જાણ્યો ન હોય, તો એ ઠેકાણે અ એ ખુન નહી, પણ માત્ર શીક્ષણીય મનુષ્યવધ કર્યો એમ સમજવું.

(ક) અ ને એક નાજરનો સિપાઇ જ કાયદા મુજબ પકડે, અને તે પકડવાથી આકસ્મિક તથા ભારે ક્રોધ ચઢીને અ જ ને મારી નાખે, તો એ ખુન સમજવું. કેમકે ક્રોધ જે ઉત્પન્ન થયો તે સરકારી નોકરે પોતાનો અખ્તિયાર અમલમાં લાવતાં કરેલી વસ્તુથી ઉત્પન્ન થયો.

(ડ) એક જ માજીસ્ત્રેટની આગળ અ સાહેદ હાજર થાય, અને જ એ પ્રમાણે બોલે, કે અ ની જુબાનીનો શબ્દ પણ હું માનતો નથી, તથા અ એ ખોટી સાહેદી પુરી છે, અને એ શબ્દ સાંભળીને આકસ્મિક ક્રોધ ચઢીને અ જ ને મારી નાખે, તો એ ખુન સમજવું.

(ઇ) જ નું નાક ખેંચવાની અ કોશિશ કરે અને તેને તેમ કરતાં અટકાવવા સારૂ, ખાનગી બચાવનો હક અમલમાં લાવીને, જ અ નો હાથ પકડે તેથી આકસ્મિક તથા ભારે ક્રોધ ચઢીને અ જ ને મારી નાખે, તો એ ખુન સમજવું. કેમકે જે ક્રોધ ઉત્પન્ન થયો તે ખાનગી બચાવનો હક અમલમાં લાવતાં કરેલી વસ્તુથી ઉત્પન્ન થશે.

(ફ) જ બને મારે, તેથી બ ને ભારે ક્રોધ ચઢે, અને તે ક્રોધનો ફાયદો લેવાના ઇરાદાથી તથા તેની પાસે જ ને મારી નાખવાના ઇરાદાથી એક પાસે ઉભેલો માણસ અ તે કારણસર બ ના હાથમાં એક છરી આપે, અને તે છરીએ વળી બ જ ને મારી નાખે તો એ ઠેકાણે બ એ માત્ર શિક્ષણીય મનુષ્યવધ કર્યો એમ થઇ શકે, પણ અ તો ખુનનો તકસીરવાર છે એમ સમજવું.

અપવાદ ૨ જો.—કોઇ માણસ શુધ્ધબુધ્ધિ એ શરીર અથવા મિલકતના ખાનગી બચાવનો હક અમલમાં લાવતાં કાયદાએ તેને આપેલા અખ્તિયારની હદની બહાર જાય, અને આગળ વિચાર કર્યા વિના, તથા તે બચાવ કરવામાં જરૂર કરતાં વધારે હાની કરવાના ઇરાદા વગર જે સખસની શાહમાં તે બચાવાનો હક અમલમાં લાવતો હોય તે સખસનું મોત આણે, તો તે શિક્ષણીય મનુષ્યવધ ખુન નથી.

દ્રષ્ટાંત.

(અ) ને મહાવ્યથા ન થાય એવી રીતે ઘોડાની ચાબુકથી તેને મારવાની જ કોશિશ કરે, અ એક પીસ્તોલ ખેંચી કાહાડે, જ હુમલામાં જારી રહે, મને ચાબુકનો માર પડતો બીજા કોઇ ઇલાજથી અટકાવશે નહી એવું શુદ્ધબુધ્ધીએ માનીને અ ગોળી મારીને જ નો પ્રાણ લે, તો અ એ ખુન નહી, પણ માત્ર મનુષ્યવધ કરયો એમ સમજવું.

અપવાદ ૩ જો.—કોઇ માણસ સરકારી નોકર હોય અથવા સરકારી ઇનસાફનો વધારો કરવાને કામ કરનારા કોઇ સરકારી નોકરને સહાય કરતો હોય તે માણસ કાયદાએ તેને આપેલા અખતિયારની હદની બહાર જાય,

અને સરકારી નોકર દાખલ પોતાની ફરજ બરાબર રીતે બજાવવાને સારૂ પોતે જે કામને શુધ્ધબુદ્ધિએ કાયદેસર તથા જરૂર માનતો હોય એવું કાંઇ કામ કરવાથી તે મોત આણે, પણ જે સખસનું મોત થાય તે સખસની ઉપર તેનો કાંઇ દ્વેષ ભાવ ન હોય, તો તે શિક્ષણીય મનુષ્યવધ ખુન નથી.

અપવાદ ૪ થો.—આગળ વિચાર કરયા વિના એકાએક ઝઘડો થઇને ઘણો કરોધ ચડયો હોય તેવામાં એકાએક મારા મારી થઇને, શિક્ષણીય મનુષ્યવધ થાય, અને તે ગુન્હો કરનારે કાંઇ ગેરવ્યાજબી ફાયદો લીધો ન હોય, અને તે ઘાતકી રીતે અથવા નવાઇ રીતે ચાલ્યો ન હોય તો તે શિક્ષણીય મનુષ્યવધ ખુન નથી.

ખુલાસો.—એવી બાબતમાં કરોધ ઉત્પન્ન કરનાર કોણ, અથવા પેહેલો હુમલો કરનાર કોણ, એ વાત કાંઇ જરૂરની નથી.

અપવાદ ૫ મો.—જે સખસનું મોત થયું હોય તે સખસ અઢાર વર્ષથી વધારે ઉમરનો છતાં તેણે પોતાની રજામંદીથી પોતાનું મોર થવા દીધું હોય, અથવા મોતનું જોખમ માથે લીધું હોય, તો તે ઠેકાણે શિક્ષણીય મનુષ્યવધ ખુન નથી.

દ્રષ્ટાંત.

( ઝ ) અઢાર વર્ષથી ઓછી ઉમરનો એક સખસ છે તેન ઉશ્કેરીને અ બુધ્ધિપુર્વક તેની પાસે આત્મઘાત કરાવે, તો એ ઠેકાણે ઝ ની નાની ઉમરના સબબથી ઝ પોતાનું મોત થવા બાબત પોતાની રજામંદી આપવાને, અશકત, માટે અ એ ખુન કરવામાં મદદગારી કરી એમ સમજવું.

## માહારાણી કેસરેહિંદ વિ. ખોગઇ.

**કલમ ૩૦૦.**

૧

તા૦ ૨૨-૧-૭૯
ઈ. ર મ. પા. ૫૨૨

હી. પી. કો. ની ૩૦૦ મી કલમમાં જે કરોધનું ચીતવન કર્યું છે તે કરોધ ગુન્હેગારનો મીજાજ હાથમાં ન રહી શકે એવા પ્રકારનો હોવો જોઇએ તે પ્રમાણે હતું કે નહીં તે નકી કરવામાં કરોધ ટાણે ગુન્હેગાર કેવા મનની સ્થીતીમાં હતો એ વાત લક્ષમાં રાખવી જોઇએ.

ही. पी. को. नी ३०० मी कलममां जे क्रोधनुं चींतवन कर्युं छे, ते क्रोधं गुन्हेगारनो मीजाज हाथमां न रही शके, एवा प्रकारनो होवो जोइए. ते प्रमाणे हतुं के नहीं, ते नकी करवामां क्रोध चडवा टाणे गुन्हेगार केवा मननी स्थीतीमां हतो, ए वात लक्षमां राखवी जोइए.

પેહેલા નંબરનો બંધવો જે અપેલેન્ટ છે, તેના ઉપર એક સરાડીનું ખુન કર્યાનું ત-

હોમત હતું. અને બીજા નંબરની તહોમતદાર બુઢી ઉપર ખુનમાં મદદ કર્યાનું તહોમત હતું.

આ બંને બંધવાઓ પોતાના ખેતરનો બાંધો મજબુત કરતા હતા. તાત્યો અને એક બીજો જે બંને ભરવાડો હતા, તેઓ સદરહુ ખેતર પાસે થઈને પોતાનો વાઘ હાંકી ગયા. એ વાઘમાંથી કેટલાંક મેઢાંઓ તે બાંધા ઉપર ગયાં' અને પોતાના બાંધાને નુકશાન થએલું જોઇને બંધવાઓને ક્રોધ ચડયો. તેથી સદરહુ ભરવાડોને તેઓએ ગાળ દીધી, અને માર માર્યો. તે વખતે તાત્યાનો બાપ (ગુજરનાર) અને એક બીજો આવી ચડયા. એ ગુજરનારે પોતાના દીકરાને પકડીને પુછ્યું કે, તુને બંધવાઓ શા સારૂ મારતા હતા, તથા ગાળો દેતા હતા? પેહેલા નંબરના બંધવે પોતાના હાથમાં એક ભારે લાકડી હતી, તે ગુજરનારના માથાના પડખામાં લગાવી. અને તેને મારી નાંખ્યો.

પેહેલા નંબરના બંધવા એટલે અપેલેન્ટને ખુનનો અપરાધી ઠરાવી, તેને જીવતાં સુધી સમુદ્રપારની સજા કરી. અને બીજા નંબરના બંધવાને છોડી મુક્યો.

પેહેલા નંબરના બંધવાએ અપીલ કરી. અને સરકારી વકીલની એ ઠરાવ કાયમ રાખવા સંબંધી દલીલ સાંભળીને, હાઇકોર્ટના જસ્ટીસ 'ઇન્સ તથા મુતુસ્વામી આયરે નીચે પ્રમાણે ઠરાવ આપ્યો.

## ઠરાવ.

સરકારી વકીલ જે આ ઠરાવ ટકાવી રાખવાને વાસ્તે હાજર થએલ છે, તેણે એવી દલીલ કરેલી છે કે, જે ક્રોધથી બંધવાને પોતાનું કૃત્ય કરવાનું મન થયું હતું, તે ક્રોધ વીશેષ નકી કરવામાં ગુજરનાર તકરારની જગ્યાએ આવી પહોંચ્યો, તેની પહેલાં જે કાંઇ બન્યું તે બધું મુકી દેવું જોઇએ. કેમકે સાપ્રાધ પ્રવેશ કે હુમલો કરવામાં તથા તેને દીકરે બીજા જે ગુન્હા કરેલા, તેમાં એ ગુજરનારનો ભાગ હતો, એવું દેખાડવાનો જરાએ પુરાવો પડયો નથી. ૩૦૦ મી કલમમાં જે ક્રોધનું ચીંતવન કર્યું છે, તે ક્રોધ જે માણુસના મોત વીશે તપાસ ચાલતી હોય, તેનાથી ઉત્પન્ન થવો જોઈએ. પછી તે પોતાના કૃત્યથી થાય. કીંવા બીજા ઉશકેરણી કરનારા અગર બીજી રીતે મદદ કરનારાઓમાંથી થાય, એવો કાયદાનો નીયમ છે. એમ માનીલેતાં, તથા ગુજરનારે આ કામમાં જે ગાળ દીધી હતી, તેનાથી આ કામમાં જે ક્રોધ પેદા થયો છે, તે ક્રોધ ઉપર વીચાર કરતાં અમો હજુ માંનીએ છીએ કે, એ ક્રોધ જોઇએ તેટલો ભારી, અને તાતકાળી હતો. અને તેથી તે સદરહુ કલમમાં ક્રોધનું ચીંતવન કર્યું છે, તેવા પ્રકારનો તે ક્રોધ થઇ શકે છે.

ગુન્હેગારનો મિજાજ હાથમાં રહે નહીં, એવા પ્રકારનો ક્રોધ, એ કલમ પ્રમાણે હોવો જોઇએ. હવે તે પ્રકારનો હતો કે નહીં? તે નકી કરવામાં ક્રોધ ચડવા ટાણે ગુન્હેગારની મનની સ્થીતી કેવી હતી તે વાત લક્ષમાં રાખવી જોઇએ. આ કામમાં દીધેલી ગાળ ઘણીજ હલકી જાતની હતી. અને તે ગાળ પાછી ગુજરનારના દીકરાની વર્તણુકથી, જે માણુસને ગુસ્સો ચડી ગયો હતો, તેને દીધી હતી. આવા પ્રસંગમાં અમો માનીએ છીએ કે, ક્રોધને લીધે માણુસનો મીજાજ હાથમાં રહી શકે એવો નોહોતો, માટે ખુનના ગુન્હાનો ઠરાવ ફેરવી નાંખી તેને બદલે ખુનથી ઉતરતા દરજાના શીક્ષણીય મનુષ્યવધના ગુન્હાનો અપરાધી ઠરાવી બંધવાને સાત વરસની સખ્ત કેદની સજા કરીએ છીએ.

## માહારાણી કેસરેહીંદ વી. રેમુદીન, નજરમાંમદતથા સમીરૂદીન.

મોત અવશ્ય થશે, અથવા અંતે વખતે મોત થવાનો સંભવ છે एम जाणीने कोइ सक्ष अमुक काम करवाने पोतानी संमती आपी आधीन थाय छे, तेवा कामोमां पांचमो अपवाद लागु पड्यानुं हुं समजुं छऊं. परंतु जे कोइ माणसनी तरफथी कांइ भय थवानी आगळथी राखी हीय, तेवा माणसनुं मोत करीने, पण जे वस्तुथी मोतनुं जोखम माथे लेवाय छे, अने जे वस्तु कोइ माणस पोताथी बने तो टाळवानी धारणा राखे छे, तेवा मोतना जोखममां पडवाने आ पांचमो अपवाद लागु थतो नथी.

कलम ३००.
२
તા० ૨૨-૪-૭૯
ઈ. ૫ ક. પા. ૩૬

૩૦૦ મી કલમનો પાંચમો અપવાદ જ્યાં આગળથી વિચાર કરીને લડાઈ કરી હોય તેને લાગુ પડતો નથી પરંતુ સતી જેવા જુદાજ પ્રકારના મુકરદમાને તે લાગુ પડે છે.

३०० मी कलमनो पांचमो अपवाद ज्यां आगळथी विचार करीने लडाइ करी होय, तेने लागु पडतो नथी. परंतु सती जेवा जुदाज प्रकारना मुकरदमाने ते लागु पडे छे.

બાકરગંજના સેસન જડજે ઠરાવ કર્યો હતો, તેના ઉપરની આ ફોજદારી અપીલ છે.

હકીકત એવી છે કે, જમીનના કોઇ એક કટકા માટે અબદુલ લશકર તથા અબદુલ ખુંડકાર વચે તકરાર ઉઠી હતી. અને તારીખ ૬-૪-૭૮ ને રોજ અબદુલ લશકરે એક ૫૦-૬૦ માણસનું ભાલાં તથા લાકડી બંધ ટોળું લાવીને તકરારી જમીન ખેડવાનું શરૂ કર્યું. ખુંડકારનાં માણસો પણ તેજ પ્રમાણે હથીયારો બાંધીને અબદુલ લશ્કરના માણસોને અટકાવવાનું પ્રયત્ન કરતા હતા. તેમાં હંગામો થયો. પરંતુ તે હંગામો કેટલાક વજનદાર માણસોના વચે પડવાથી સમી ગયો. અને એ વજનદાર માણસોએ અબદલ લશ્કરને પોતાના માણસ પાછાં લઇ જવાને સમજાવ્યો. આ માણસોને ત્યારબાદ ક્રોધ ચડવાથી પાછાં વળ્યાં, અને ત્યાર પછી ભેટા ભેટી થઈ, તેમાં અબદુલ ખુંડકરના માણસોમાંથી એક અસીરૂદીનને જખમ થયો. અને એ જખમથી તે મરણ પામ્યો. અબદુલ લશ્કરના ટોળા માંહેલા ત્રણ માણસો, રહીમુદીન, નજરમાંમદ અને સમીરૂદીનને પકડીને તેઓના ઉપર ક્રી. પી. કો. ની ૩૦૨-૧૪૮-૧૪૯ મી કલમોના ગુન્હાઓનાં તહોમત મુકવામાં આવ્યાં.

સેસન જડજના વિચારમાં આવ્યું કે, આ બંધવાઓ ખુનના ગુન્હેગાર જણાતા નથી. પરંતુ બહુ થાય તો, તેઓ ખુનથી ઉતરતા દરજાના શીક્ષીણીય મનુષ્યવધના ગુન્હેગાર છે. પુરાવા ઉપરથી સાફ રીતે સાબીત થાય છે કે, હંગામો થયો તે વખતે નજીરૂદીનની સરદારી તળે અસીરૂદીન, હથીયાર બાંધીને હાજર થયો હતો. અને એ ગુજરનાર તથા તે જે પક્ષમાં તે હતો, તે પક્ષનાં માણસો પણ ભાલાવાળા હોવાથી, તેઓએ ઇરાદા પુર્વક લડાઇ ઉભી કરી. અને એ લડાઇમાં રાજી ખુશીથી, તથા આગળથી સલાહ પરીયાણ કરીને તેઓ સામેલ થયા હતા અને તેમ કરવામાં જે જોખમ હતું, તેના તેઓ સારી પેઠે વાકેફગાર હતા, તે ઉપરથી સેસન જડજને માલુમ પડયું કે, આ મુકરદમો ક્રી. પી. કો. ની ૩૦૦ મી કલમના પાંચમા અપવાદ નીચે આવે છે. અને એ અપવાદમાં કહ્યું છે, કે

"જે સક્ષનું મોત થયું હોય, તે સક્ષ અરાડ વરસની ઉમરથી વધુ વરસનો છતાં તેણે પોતાની રજામંદીથી પોતાનું મોત થવા દીધું હોય, અથવા મોતનું જોખમ માથે લીધું હોય, તો તે ઠેકાણે શીક્ષીણીય મનુષ્યવધ ખુન નથી." તેથી સેસન જડજે આસેસરોના મતથી મળતા આવીને, રહીમુદીન, નજરમાંમદ અને સમીરૂદીનને, હી. પી. કો. ની ૩૦૪ થી ૧૪૯ મી કલમોના અપરાધી ઠરાવી તેમાંથી પેહેલા બે બંધવાઓને ૧૦ વરસની તથા ત્રીજા બંધવાને પાંચ વરસની સખત કેદની સજા કરી.

આ ઠરાવ સામે બંધવાઓએ હાઇકોરટમાં અપીલ કરી. પરંતુ તેઓના તરફથી કોઈ સક્ષ કામ ચલાવવા હાજર થયો નહોતો.

## હાઇકોરટે નીચે પ્રમાણે ઠરાવ આપેલો છે.

### જસ્ટીસ એન્સ્લીનો ઠરાવ:—

એક હંગામાની દરમીયાન ખુનથી હલકા દરજાના શીક્ષીણીય મનુષ્યવધના ગુન્હાના બંધવાઓને જડજે તથા આસેસરોએ એક મત થઇને અપરાધી ઠરાવ્યા છે. અને તેઓને હી. પી. કો. ની ૩૦૪ થી કલમ સાથે ૧૪૯ મી કલમ જોડતાં તે બંને કલમો અનુસાર સજા કરેલી છે. બીજા સક્ષોનો પેસ્તર ઇનસાફ કરીને આ બાબતની સંબંધે અપરાધી ઠેરાવવામાં આવ્યા છે. અને એ સક્ષો ૩૦૨ જી કલમ સાથે ૧૪૯ મી કલમ જોડતાં ખુનના અપરાધી ઠર્યા છે. અને એ ઠરાવ અને તેઓને કરેલી સજા આ કોરટે તા. ૧૨-૧૧-૭૮ ને રોજ બહાલ રાખ્યાં છે. હાલના ઇનસાફના કામમાં સેસન જડજે ઠરાવ્યું છે કે, આ મુકરદમાનો સમાસ હી. પી. કો. ની ૩૦૦ મી કલમના પાંચમા અપવાદમાં થાય છે, અને એ અપવાદ નીચે પ્રમાણે છે. "જે સક્ષનું મોત થયું હોય, તે સક્ષ અરાડ વરસની ઉંમરથી વધુ વરસનો છતાં તેણે પોતાની રજામંદીથી પોતાનું મોત થવા દીધું હોય, અથવા મોતનું જોખમ માથે લીધું હોય, તો તે ઠેકાણે શીક્ષીણીય મનુષ્યવધ ખુન નથી." સેસન જડજ લખે છે કે, ભયંકર હથીયારબંધવાળા માણસો રાજી ખુશીથી સામેલ થઇને, કોઇ લડાઇ જગાવે, તે લડાઇમાં તેઓમાંનો કોઇ માણસ મરણ પામે તો તે મરણ ખુન ઠરી શકતું નથી. વળી તેણે તેજ ઠરાવમાં લખેલું છે કે, આ બધા સક્ષોને કોઇ શરીર કીંવા મીલકતનો બચાવ કરવા સારૂ લડાઇ કરવાની જરૂર પડી નહોતી. પરંતુ તેઓએ પોતેજ એ લડાઇ જગાવીને તેમાં પોતે રાજી ખુશીથી તથા સલાહ પરીયાણ કરીને, સામેલ થયા હતા. તેઓનો ધંધો ભાલાં બાંધવાનો હતો. અને તેઓના સામાવાળીયાઓએ પણ ભાલાંઓ બાંધ્યાં હતાં. જે જોખમમાં તેઓ ઉતર્યા હતા, તે જોખમના તેઓ સારી પેઠે વાકેફગાર હતા. અને તેઓની વર્તણુકથી જણાઈ આવે છે કે, આ જોખમ તેઓએ રાજી ખુશીથી માથે લીધું હતું. આ મુકરદમાની ટુંકામાં ટુંકી હકીકત એવી છે કે, કેટલાક સક્ષો, જેઓને લશ્કરની ટોળીવાળા કહેવા જોઇએ. અને જે માંહેલા આ બંધવાઓ હતા, તેઓ ભાલાં તથા લાકડીઓ બાંધીને ખેતરો ખેડવા ગયા. અને એક અબદુલ રહીમ ખુંડકર આ ખેતરનો દાવો કરતો હતો. એ ખુંડકરે માણસોનો જમાવટ કર્યો. અને પછી બાઝાબાઝી થઇ, અને એક બીજાને ઢેફાંઓ મારવા માંડયાં. પરંતુ કેટલાક પડખે ઉભેલા સક્ષોનું વચે પડવાથી તેઓને જુદા કર્યા. અબદુલ લશ્કરની ટોળી ત્યાંથી ચાલવા માંડી. જે ઉપરથી ખુંડકરની

ટોળીવાળાઓએ તેઓને મેણાં માર્યાં. અને એક હરી નામનો શક્ષ જે પોતાનું સાંતીડું ઉપાડી જતો હતો, તેને તેઓએ માર માર્યો. આ ઉપરથી લશ્કરની ટોળી પાછી વળી. અને ખુડકરની ટોળીમાંથી કેટલાંક માણસો લડાઈ કરવાને તૈયાર થઇ ગયાં, અને પછી લડાઇ થઈ, તેમાં ખુંડકરનો એક માણસ અસીરૂદીન ઘણા ભાલાના જખમથી મરી ગયો. અને બીજો માણસ ઘાયેલ થયો. પુરાવા ઉપરથી જણાઇ આવે છે કે, લશ્કરના માણસોના હુમલાની સામે થવા સારૂ આ માણસોએ જોઇ વીચારીને તૈયારી કરી હતી. તેથી એકાએક ઝઘડો થઇને ઘણો ક્રોધ ચઢયો હોય, તેવામાં એકાએક મારા મારી થઇને આ મુકરદમો ચોથા અપવાદ નીચે આવી શકતો નથી. જ્યારે પુરેપુરી ઉમરના લોકો રાજી ખુશીથી ભયંકર હથીઆર બાંધીને કોઈ લડાઇમાં સામેલ થાય, તો તેઓ પોતાનીજ રાજી ખુશીથી મોતનું જોખમ માથે લે છે. અને તેને અંતે એવી લડાઈમાં શીક્ષીણીય મનુષ્યવધ, એ ખુન થતું નથી. એવો જે સેસન જડજે અભીપ્રાય બાંધ્યો છે, તેને હું મળતો આવતો નથી. જો આ મત ખરો હોય તો, ચોથો અપવાદ સાવ ખપ વગરનો છે. ભયંકર હથીયાર બાંધી આગળથી વીચાર કરેલી લડાઇમાં શીક્ષીણીય મનુષ્યવધ જો ખુન ન હોય તો પછી આગળથી વિચાર કર્યા વિના એકાએક ઝઘડો થઇને ઘણો ક્રોધ ચડયો હોય, તેવામાં એકાએક મારામારી થઇને શીક્ષીણીય મનુષ્યવધ થાય, તે શીક્ષીણીય મનુષ્યવધ ખુન નથી, એટલે આ ચોથો અપવાદ નાંખવાની કાંઇ જરૂર નહોતી. ચોથા અપવાદથી સાફ રીતે જણાઈ આવે છે કે, જો લડાઇ આગળથી વિચાર કર્યા વગર ન કરી હોય, અને તેજ અપવાદમાં કહ્યા પ્રમાણે એકા એક ઝઘડો થઈને ઘણો ક્રોધ ચડયો હોય, તેવામાં તે લડાઇ કરી હોય તો, તેવી લડાઇની અંદરનું શીક્ષીણીય મનુષ્યવધ એ ખુન નથી, એમ મને લાગે છે. પંડ લડાઇ કરવી, એથી ગુન્હાની મહત્વતા ઓછી થતી નથી. વીચાર કર્યા વિના લડાઇ થાય ત્યારેજ ફક્ત તેમ થઇ શકે છે, શીક્ષીણીય મનુષ્યવધ થવાનું ધારી રાખ્યું હતું. એવું અનુમાન કરવા જેવો પ્રસંગ હોય, તે પ્રસંગે કોઈ લડાઇમાં જ્યારે કોઇ સક્ષો સામેલ થાય, ત્યારે તેઓ લડાઇના પરીણામ વાસ્તે તેઓ પુરેપુરા જવાબદાર થાય છે. આવા મુકરદમાને પાંચમો અપવાદ લાગુ પડતો હોય, એમ હું માનતો નથી.

મોત અવસ્ય થશે, અથવા અંતે વખ્તે મોત થવાનો સંભવ છે, એમ જાણીને કોઇ સક્ષ અમુક કામ કરવાને પોતાની સંમતી આપી આધીન થાયછે, તેવા કામોમાં આ પાંચમો અપવાદ લાગુ પડયાનું હું સમજું છું. પરંતુ જે કોઇ માણસના તરફથી કાંઇ ભય થવાની આગળથી આશા રાખી હોય, તેવા માણસનું મોત કરીને પણ જે વસ્તુથી મોતનું જોખમ માથે લેવાય છે અને જે વસ્તુ કોઇ માણસ પોતાથી બને તો ટાળવાની ધારણા રાખે છે, તેવા મોતના જોખમમાં પડવાને આ પાંચમો અપવાદ લાગુ થતો નથી. ઇંડીયન લો કમીશનરવાળાઓએ રીપોર્ટ કરેલો છે, તે રીપોર્ટનો ઈનતેખાપ મોરગ્યાંન તથા મેકફરસનની પીનલકોડની ટીકાને પાને ૬૫ મે આપેલો છે. તેમાં આ અપવાદ લાગુ પડયાના દ્રષ્ટાંતો આપ્યાં છે. અને તેવાજ પ્રકારના કામોનો એ અપવાદ પ્રમાણે નીકાલ થઇ શકે છે. એવો મારો અભીપ્રાય છે. બંધવાઓને હી. પી. કો. ની ૩૦૨ જી તથા ૧૪૯ મી કલમ પ્રમાણે જડજે અપરાધી ઠરાવી તે પ્રમાણે તેઓને સજા કરવી જોઇતી હતી. બાકરગંજના સેસન જડજે ગુન્હાનો તથા સજાનો ઠરાવ કર્યો છે, તે રદ કરીને અમે બંધવા રહીમુદીન, નજર-

મમ:, આ સમીરૂદ્દીનને હી. પી. કો. ની ૩૦૨ જી કલમ પ્રમાણે સજા થઇ શકે, એવા ગુન્હાના અપરાધી ઠરાવી તેઓને જીવતાં સુધી સમુદ્રપારની સજા કરીએ છીએ.

## જસ્ટીસ ધ્રાઉન્ટનનો ઠરાવ.

હું પણ ધારૂં છું કે, બંધવાઓને હી. પી. કો. ૩૦૨ જી તથા ૧૪૯ મી કલમ પ્રમાણે ખુનના અપરાધી ઠરાવવા જોઈતા હતા. ભેગા થયેલા માણસોનો સામાન્ય હેતુ પ્રથમ માત્ર સામાવાળાને તકરારી જમીન ઉપરથી હાંકી કાઢવાનો હશે. પરંતુ ત્રાહીત માણસોના કહેવા ઉપરથી પાછા હઠીને તે ઇરાદો તેઓએ છોડી દીધો હતો. ત્યારબાદ સામાવાળાઓએ તેમને ફરીને આવવા ચાનક લગાડી હતી. અને ગુજરનાર તથા એક બીજો સક્ષ ભાલા બાંધીને લડાઇ કરવાને ઇરજે પોતાની મેળે ગોઠવાઇ ગયા. અને કેદીઓના પક્ષવાળાઓના પાછા ફરવાની રાહ જોવા લાગ્યા, તે પ્રમાણે તેઓ પાછા ફર્યા, તેમાંથી વળી કેટલાક સક્ષોએ ભાલા બાંધ્યા હતા; અને લડવાનું કબુલ કર્યું. જે પાછા ફર્યા હતા, તેઓનો ઇરાદો તથા તેઓ મધ્યે કેદીઓનો ઇરાદો તે વખતે સામાવાળાઓને તકરારી જમીન ઉપરથી હાંકી કાઢવાનો નહોતો, પણ ભાલાં લઈને ખુનરેજીવાળી લડાઇમાં ઉતરવાનો હતો. કાંઇ જોર ન વાપર્યું હોય તોપણ કોઈ એક સક્ષ ૧૪૧ મી કલમમાં વ્યાખ્યા આપી છે, તે પ્રમાણે ગેરકાયદેસર મંડળીનો અંગભુત થઇ શકે છે. અને જો તેણે કાંઇ પ્રાણહારી હથીયાર બાંધ્યું હોય તો, તે ૧૪૪ મી કલમ પ્રમાણે સજાને પાત્ર થાય છે. અને જો તે ડેક્રયટી કરનારાઓની ટોળી માંહેલો હોય, અને તેમાં ખુન થયું હોય, તો તેને ૩૯૬ મી કલમ પ્રમાણે સજા થઇ શકે છે. અને એ વખતે તેણે પ્રાણહારી હથીયાર વાપર્યું ન હોય તો તેની ચીંતા નહીં. પણ જો કોઇ પ્રાણહારી હથિયાર વાપર્યું હોય તો, તેને ૩૯૮ મી કલમ પ્રમાણે સજા થઇ શકે છે. આ સઘળાં દ્રષ્ટાંતો ઉપરથી જણાઇ આવે છે કે, તેવી મંડળીનો સામાન્ય હેતુ કીંવા ઇરાદો જુદો જુદો હોય, અને તે શું હતો તેની મુનસફી મુકરદમાની સાબીત થયેલી હકીકત ઉપરથી કરવી જોઇએ. ચાલતા મુકરદમામાં સદરહુ મંડળીનો સામાન્ય ઇરાદો કીંવા હેતુ સાફ રીતે પોતાનાં હથીયારો વાપરીને પોતામાંથી હરકોઇને અથવા સામાવાળાઓમાંથી હરકોઇને વખતે મારી નાંખવાનો હતો. જે માણસ મરાયો તેણે મોતનું જોખમ માગી લીધું હતું, અથવા તે જોખમમાં પોતાની મેળે જઇને પડયો હતો, અને તેથી આ મુકરદમો હી. પી. કો. ની ૩૦૦ મી કલમના પાંચમા અપવાદ નીચે આવી શકયાનું સેસન જડજ લખે છે. જ્યાં બે લડાઈ પક્ષવાળાઓ વચ્ચે, લડાઈ થઇ હોય ત્યાં, ચોથો અપવાદ લાગુ કરવા સારૂ એ લડાઇ તાતકાળી અને આગળથી વિચાર્યા વગર થવી જોઇએ. અને ગમે તે પ્રસંગમાં લડાઇ થઇ હોય, તેમાં સંમતીનો સમાસ થઇ જાય છે. અને એ સંમતી વીશે સેસન જડજે ઇસારો કરેલો છે. ચાનક ચડાવ્યા પછી લડાઇ થઈ, તેની વચ્ચે કાંઇપણ વખત લાગ્યો હતો. અને એ વખત ગમે તેટલો ટુંકો હતો, તો પણ વિચાર કરવા સારૂ કાંઈક વેળ રહી હતી. જ્યારે ચાનક ચડાવી ત્યારે બંને પક્ષવાળાઓ, એક બીજેથી છેટા હતા. અને તેથી પ્રાણહારી હથીયારો લેઇને લડાઇમાં ઉતરવું કે નહીં, તેનો વિચાર કરવા સારૂ વખત રહ્યો હતો. લડાઈ કરવાનું નીરધારીને તેઓએ લડાઇ કરી. અને તેને અંતે એક માણસનું મોત થયું સતી જેવા દ્રસ્ટાંતને પાંચમો અપવાદ લાગુ પડવાનુંજ મને લાગે છે. પણ આગળથી વિચારીને ને

કરેલી લડાઇને લાગુ પડતો નથી. આ બંધવાઓએ અપીલ કરી છે. તેઓ કહે છે કે, પુરાવો નીર્ણયકારી નથી. અને નજરમાંમદ કહે છે કે, હું આ ગુન્હો બન્યો ત્યારે બીજે ઠેકાણે હતો, એવા મારા સાક્ષી છે. ડીફેન્સ તરફથી સાક્ષીઓની તપાસણી થએલી છે; અને તેમાંથી કોઇને બાતલ કર્યો હોય, એમ મને જણાતું નથી. એ સાક્ષીઓથી પ્રોસીક્યુશનના મુકરદમાને પુષ્ટી મળે છે. અને એ પુષ્ટી વધુ સાબેતી જે ત્રાહેત લોકોએ, વચમાં પાડીને તેઓના મનનો દ્વેષ મટાડયો હતો, તેઓની સ્વતંત્ર રીતની જુબાનીથી થાય છે. સેસન જડજ ખરી રીતે લખે છે કે, આ મુકદમાની હકીકત બંને પક્ષવાળાઓની સાહેદીઓથી સાફ રીતે સાબેત થયેલી છે. પરંતુ આ કામમાં થયેલો ગુન્હો ખુનનો થાય છે કે ખુનથી ઉતરતા દરજાના શીક્ષીણીય મનુષ્યવધનો થાય છે. એ સવાલને સંબંધે એ સેસન જડજે ભુલ કરેલી છે, એમ ધારવામાં હું પણ મળતો આવું છું. માહારા અભીપ્રાય પ્રમાણે "આ મુકરદમો ખુનનો છે, જ્યારે એમ છે ત્યારે, બંધવાઓને જીવતાં સુધી સમુદ્રપારની સજા કરવી જોઈએ.

## મહારાણી કેસરેહીંદ વિ. સરૂમીદીન.

**કલમ ૩૦૦.**

૩
તા० ૧૪–૧૨–૮૧
ઇ.૮ ક.પા. ૨૧૧

ગુजरनार सक्षनो मरती वखतनो मजकुर तहोमतदारनी समक्ष लेवो जोइए. अने जो ते प्रमाणे न थयुं होय तो तेनी लखी लीधेली जुबानी सदरहु मजकुरनुं खरापणुं साबीत करवा सारु पुरावामां दाखल थइ शकती नथी. जे सक्षे ते मजकुर सांभळ्यो होय, तेनाथी सामान्य रीते तेनुं खरापणुं करी लेवुं जोइए. तेम करतां लखेली जुबानी याददास्ती करवा सारु वापरी होय तो, वापरी शकाय छे.

जे शरीरनी व्यथा सृष्टीना क्रम प्रमाणे मोत आणवाने बस छे, अथवा जेथी मोत थवानो संभव छे एम जाणवामां हतुं, ते छतां तेवी शरीरनी व्यथा करवाना इरादाथी ब नुं एक छेणीनो जखम करीने मोत आण्यानुं बंधवा उपर तहोमत आव्युं हतुं.

ठराव्युं केः—ए तहोमतनामुं पीनलकोडनी ३०० मी कलममां खुननी व्याख्या आपी छे, तेनी बीजी तथा त्रीजी रकमने संबंधे अपुर्ण छे. तथा स्पष्ट नथी. बीजी रकमने संबंधे ए तहोमतनामामां नीचे प्रमाणे जोइतुं हतुं, जे ब ने इजा करवामां आवी हती, ते ब नुं मोत थवानो संभव छे "अने त्रीजी रकमने संबंधे" सृष्टीना साधारण क्रम प्रमाणे" ए शब्दो तेमां लखवा जोइता हता.

જે શરીરની વ્યથા સરષ્ટીના ક્રમ પ્રમાણે મોત આણવાને બસ છે અથવા જેથી મોત થવાનો સંભવ છે એમ જાણવામાં હતું તે છતાં તેવી શરીરની વ્યથા કરવાના ઇરાદાથી બનું એક છેણીનો જખમ કરીને મોત આણ્યાનું બંધવા ઉપર તહોમત આવ્યું હતું.

ઠરાવ્યું કે એ તહોમતનામું પીનલકોડની ૩૦૦ મી કલમમાં ખુનની વાખ્યા આપી છે તેની બીજી તથા ત્રીજી રકમને સંબંધે અપુરણ છે તથા સ્પષ્ટ નથી, બીજી રકમને સુબંધે એ તહોમતનામામાં નીચે પ્રમાણે લખવું જોઇતું હતું. જે બને ઇજા કરવામાં આવી હતી તે બનું મોત થવાનો સંભવ છે અને

ત્રીજી રકમને સં- બંધે "સહજીના સા ધારણકૃત્યપ્રમાણે" એ શબ્દો તેમાં લ ખવા જોઈતા હતા.

જે શરીરની વ્યથા સૃષ્ટીના ક્રમ પ્રમાણે મોત આણવાને બસછે, અથવા જેથી મોત થવાનો સંભવ છે, એમ જાણવામાં હતું, તે છતાં તેવી શરીરની વ્યથા કરવાના ઇરાદાથી બાબર અલીનું એક છેંણીનો જખમ કરીને મોત આણ્યાનું એક સમીરૂદીન ઉપર તોહોમત આવ્યું હતું.

ગુજરનાર સક્ષનો મરતી વખતનો મજકુર ડેપ્યુટી માજીસ્ટ્રેટે જુબાની તરીકે, નોંધી લીધો હતો. પરંતુ બંધવાની રૂબરૂ એ ગુજરનારની તપાસણી થઇ હોય, એમ જણાતું નથી. તોપણ આ જુબાની સેસન જડજ પાસે ચાલેલા ઇનસાફના કામમાં પુરાવામાં દાખલ કરેલી છે. અને ડેપ્યુટી માજીસ્ટ્રેટને તે જુબાની લખી લીધાનું ખરાપણું સાબીત કરવા સારૂ બો- લાવવામાં આવ્યો નહોતો.

સેસન પાસેના ઇનસાફમાં વૈદકી પુરાવો, પેહેલા ડેપ્યુટી માજીસ્ટ્રેટેલીધેલી દેશી ડાક્ટ- રની જુબાની છે. પણ કરેલી વ્યથા કુદરતના સામાન્ય ક્રમમાં મોત આણવાને બસ હતી, એવું બતાવવામાં તે દાકતરે કંઇ પુરાવો આપ્યો નથી.

આસેસરોના મતથી મળતા આવીને, સેસન જડજે હી. પી. કો. ની ૩૦૨ જી ક- લમ પ્રમાણે બંધવાને ફાંસીની સજા કરી. આ સજા મંજુર થવા સારૂ હાઈકોરટ તરફ લખવામાં આવ્યું હતું. વળી બંધવે પણ અપીલ કરેલી છે.

### બંધવા તરફથી કોઇ હાજર થયું નથી.

### જસ્ટીસ પોન્ટીફેક્સ તથા જસ્ટીસ ફીલ્ડનો આપેલો ઠરાવ.

આ કામમાં સમીરૂદીનને આસેસરો સાથે બેશીને ફરીદપુરના સેસન જડજે ખુનનો અપરાધી ઠરાવીને તેને ફાંસીની સજા કરેલી છે. આ સજા મંજુરી માટે અમોને લખી મોકલવામાં આવી છે. અને બંધવે પણ એજ વખતે અપીલ કરેલી છે.

આ મુકરદમો લખી મોકલતાં સીવીલ સરજન તરફથી મળેલા પત્રની, એક નકલ સેસન જડજે મોકલી આપી છે. અને એ પત્રમાં તે સીવીલ સરજને જે સક્ષનું મોત આ- ણ્યાનો બંધવો અપરાધી ઠર્યો છે તે સક્ષને કેવા પ્રકારનો જખમ કરેલો હતો, તે બાબત- નો અભીપ્રાય આપેલો છે. ઈનસાફના કામની બહાર લેવાયેલો કાગળ અમે રાખી શકતા નથી. તેમ તેના ઉપરથી અમે અમલ કરી શકતા નથી. જે પ્રમાણે બીજા સાક્ષીઓને ચાલુ રીતની કસોટી પ્રમાણે તપાસવામાં આવે છે, તે પ્રમાણે જ્યારે એ સીવીલ સરજનને ત- પાસ્યો હોય, અને તે પ્રમાણે જે અભીપ્રાય આપ્યો હોય, તે અભીપ્રાય અમે ધારાસર મં- જુર કરી, તે ઉપર અમારાથી આ મુકરદમાનો નીકાલ થઈ શકે છે.

બંધવાને ખુનનો અપરાધી ઠરાવવાનો આસેસરોએ અભીપ્રાય આપેલો છે. પરંતુ તે- ઓના મન ઉપર અસર કરવાને જે થોડીક મુદ્દાની બાબત પુરાવામાં દાખલ ન કરવી જો- ઇએ તે દાખલ કર્યાથી આસેસરોના મતની કીંમત ઘટી જાય છે.

ઉપરનો અમારો કરેલો રીમાર્ક પુરાવાના જે ભાગ સાથે સંબંધ રાખે છે, તે ભાગ

ગુજરનાર બાબર અલીનો મરતી વખતનો મજકુર છે. એ મજકુર જુબાની તરીકે, ડેપ્યુટી માજીસ્ટ્રેટે નોંધી લીધો હતો. પરંતુ એ બાબર અલીને બંધવા સમીરૂદીનની રૂબરૂ તપાસ્યાનું જણાતું નથી. અને જ્યાં સુધી ન્યાયની હકુમત ચલાવનારા ડેપ્યુટી માજીસ્ટ્રેટે તેને તે પ્રમાણે તપાસ્યો નથી, ત્યાં સુધી સદરહુ માજીસ્ટ્રેટે લખી લીધેલી જુબાની, ગુજરનારના મરતી વખતના કહેલ મજકુર તરીકે, પુરાવામાં દાખલ થઇ શકતી નથી. એ મજકુર જેણે સાંભળ્યો હોય, તેનાથી સાધારણ રીત પ્રમાણે ખરો કરવો જોઇએ. જો એ ડેપ્યુટી માજીસ્ટ્રેટને તેનું ખરાપણું કરવા બોલાવ્યો હોત તો, જે વખ્તે તેણે એ મજકુર લખી લીધો, તે વખતનું પોતાનું લખાણ વાંચીને પોતાની યાદ દાસ્તી તાજી કરત.

જે શરીરની વ્યથા સૃષ્ટીના ક્રમ પ્રમાણે મોત આણવાને બસ છે, અથવા જેથી મોત થવાનો સંભવ છે, એમ જાણવામાં હતું તે છતાં તેવી શરીરની વ્યથા કરવાના ઇરાદાથી બાબર અલીનું એક છેંણીનો જખમ કરીને મોત આણ્યાનું બંધવા ઉપર તોહોમત આવ્યું હતું. પીનલકોડની ૩૦૦ મી કલમમાં ખુનની વ્યાખ્યા આપી છે, તેની બીજી તથા ત્રીજી રકમને લાગુ કરવાનો આ તોહોમતનામાનો ઈરાદો હોવાનો સંભવ છે, પણ આ બંને રકમોને સંબંધે એ તોહોમતનામું અપુર્ણ છે તથા સ્પષ્ટ નથી. બીજી રકમને સંબંધે એ તોહોમતનામામાંનીચે પ્રમાણે લખવું જોઈતું હતું. "જે બાબરઅલીને ઇજા કરવામાં આવી હતી, તે બાબરઅલીનું મોત થવાનો સંભવ છે." અને ત્રીજી રકમને સંબંધે " સૃષ્ટીના સાધારણ ક્રમ પ્રમાણે" એ શબ્દો તેમાં લખવા જોઈતા હતા.

આ મુકરદમામાં વૈદકી પુરાવો, એક દેશી દાકતરનો છે, પણ સેસન કોર્ટ પાસે, તેને તપાસવો જોઇએ, તે પ્રમાણે તેને તપાસ્યો નહોતો. એ દાકતરની જુબાની ઉપરથી દેખાડવામાં આવ્યું છે કે, ગુજરનારના ડાબી બાજુના ફેફસામાં સડો થવાથી તેના શરીર ઉપર જેજે ઇજા જોવામાં આવી હતી, તે ઇજાને લીધે પાંસળીમાં બીગાડ થયો હતો. તેને લીધે ગુજરનાર મરી ગયો હતો. દેશી વૈદે વધુ લખાવ્યું છે કે, એ જખમ સડો પેદા કરવાને માટે બસ હતો.

સૃષ્ટીના સામાન્ય ક્રમ પ્રમાણે મોત આણવાને વાસ્તે એ શરીરનું નુકશાન મોત આંણવાને બસ હતું, એવો પુરાવો પડયો નથી. તેમ જે સડો ઉઠયો હતો, તે સડો કરેલી ઇજાનું સંભવવાળું પરીણામ હતું. અથવા જે મોત થયું, તે સડાને અંતે થવુંજ જોઈએ, અથવા થવાનો સંભવ છે, એવો પુરાવો પડયો નથી. દેશી દાકતરને પુછયું પણ નથી. તેમ તેણે કહ્યું પણ નથી કે, કરેલી ઇજાથી વખ્તે મોત થાય છે.

દફતર ઉપર નોંધાએલા પુરાવા ઉપરથી, અમે માનીએ છીએ કે, ખુનનો કીંવા ખુનથી ઉતરતા દરજાના શીક્ષણીય મનુષ્યવધના ગુન્હાનો બંધવાને ગુન્હેગાર ઠરાવી શકાતો નથી. બંધવાની પોતાની જુબાની ઉપરથી તથા પાલણ મંડળ તથા હોલાધરદાસની જુબાની ઉપરથી અમોને ખાત્રી થાય છે કે, તેણે ગુજરનારને છેણીથી ઇજા કરી હતી. અને ભયંકર હથીયાર વડે મહાવ્યથા કર્યાનો તેને ઇી. પી. કો. ની ૩૨૬ મી કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવવો જોઇએ. ખુનનો ઠરાવ તથા ફાંસીની સજા રદ કરીને અમે સમીરૂદીનને ઇી.પી.કો. ની ૩૨૬ મી કલમનો અપરાધી ઠરાવીએ છીએ. અને તેને દસવરસની સખત કેદની સજા કરીએ છીએ.

## કૈસરેહિંદ વિ. ભગીરથ.

કલમ ૩૦૦.
૪
તા૦ ૨૪-૧૨-૮૦
ઈ.૩ મ. પા. ૩૮૩

ખુન થયેલા માણસની લાશ મળતી નથી એટલીજ વાત ઉપરથી, ખુનીને ખુનનો અપરાધી ઠરાવવાની ના પાડવી એ કાંઇ સબબ નથી.

ખુન થએલા માણસની લાશ નથી મળતી એટલીજ વાત ઉપરથી ખુનીને ખુનનો અપરાધી ઠરાવવાની ના પાડવી એ કાંઇ સબબ નથી.

એક ભગીરથ નામના સક્ષને કોઈ ગંગાદાસ નામના સક્ષનું ખુન કર્યા વાસ્તે, આ-આના સેસન જડજે ઠરાવ કરી તેને મોતની સજા ફરમાવી હતી. તે સજા મંજુર થવા સારૂ આ લખાણુ હાઈકોરટને કરવામાં આવ્યું હતું. સેસન જડજની આગળ ભગીરથ ઉ-પર એજ વખતે ગંગાદાસની ઓરત બાઇજીનું ખુન કર્યાનું પણ તોહોમત મુકવામાં આવ્યું હતું. પુરાવેથી એમ માલુમ પડયુંછે કે, તેણે બાઈજીનું ખુન કરીને અપહરણ કર્યું હતું. પરંતુ બાઇજીની લાશ તે વખતે જડી નહી તેથી સેસન જડજે તેને બાઇજીનું ખુન કર્યાનો અપરાધી નહીં ઠરાવતાં હિંદુસ્તાનના પીનલકોડની ૩૯૭ મી કલમ માંહેલા ગુન્હાનો અપરાધી ઠરાવ્યો હતો.

હાઇકોર્ટે નીચે મુજબ ઠરાવ કર્યો. (જસ્ટીસ પીયરસન તથા જસ્ટીસ સ્ટ્રેટનો)

### સ્ટ્રેટ જસ્ટીસનો ઠરાવ.

બનેલી હકીકત ઉપરથી, બંધવાને ગંગાદાસનું ખુન કર્યાનો અપરાધી ઠરાવી મોતની સજા કર્યા વગર સેસન જડજને બીજો કોઈ રસ્તો હતો નહીં. પુરાવો તમામ નીર્ણય કરી, તથા બહુજ બળવાન છે, તેથી તેના અપરાધ વીશે કાંઇ શંકા રહેતી નથી. સેસન જડજના ઠરાવમાં એક વાક્યછે અને તે વાકય કાયદાનો ખોટો અર્થ કરવાથી પેદા થએલુંછે. તે સુધારવા સારૂ અમારે લખવાની જરૂર પડેછે, અને તે વાક્ય નીચે પ્રમાણે છે.

" અનુમાન એવું છે કે, બાઇજી ખરેખર મરાણી છે, પણ તેની લાશનો કાંઇ પતો મળતો નથી. અને તેથી તેણીનું ખુન કર્યાનું તોહોમત ટકી શકે કે નહીં? તે બાબતમાં મને શક રહે છે." અમારે બેધડક તથા સ્પષ્ટ રીતે જડજને બતાવવું જોઈએ કે, ખુનના ગુન્હાનો ઠરાવ વાજબી ગણુવા સારૂ અવશ્ય એમ જરૂર નથી કે, " અપરાધ મૂર્તી" મળી આવવી જોઇએ. બધા કામોમાં ગુન્હાનો ઠરાવ કરવા સારૂ આવી સરત પ્રથમ મળવી જો-ઈએ. એમ ગણાય તો જે ખુનીઓ, ખબરદારીથી તથા હુશીયારીથી પોતાના બળીદાનની લાશનો નાશ કરી નાંખે, અથવા આઘાપાછી કરી નાંખે, તેઓને નીર્ભયપણે તથા ચોકસ રીતે બચી જવાનો લાગ આપ્યા બરોબર છે. આવું ધોરણ એક વખત દાખલ થયું તો પછી કેટલાંક કામોમાં ન્યાયનો કારભાર અશક્ય થયા વીના રહેશે નહીં. સેસન જડજની શંકા સાવ ખોટા પાયાવાળી તથા ભુલ ભરેલી છે. અને બાઇજીની લાશ નથી મળી આવી, એ-ટલીજ હકીકત ઉપરથી, બંધવાને તેનું ખુન કર્યાનો અપરાધી ઠરાવવા ના પાડવી, એ ઘણુંજ અયોગ્ય કારણ છે. ઓરત બાઈજીને મારી નાંખ્યાની ભાગીરથે કબુલતી જુબાની આપી છે.

તે એક કોરે રાખી, તેના અપરાધનો તથા તેના હાથના જોર જુલમથી બાઇજીનું મોત થયાનો પુરાવો ખાત્રી લાયક અને સપડતો છે.

આવે પ્રસંગે ફાંશીની સજાનો અમલ કરવાના ઉચીતપણાનો આ અદાલતનો ગમે તે વિચાર થાય, તે જુદી બાબત છે. અને તેની ચરચા કરવી અત્રે જરૂર નથી. પણ સેસન જડજની વાત નજરમાં લેતાં ભગીરથને બાઇજીનું ખુન કર્યા માટે પીનલકોડની ૩૦૨ મી કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવવા સારૂ તેણે આનાકાની કરવી જોઇતી નહોતી.

ગંગાદાસના ખુન માટે ભગીરથનો ઠરાવ તથા તેની સજા અમે બહાલ રાખીએ છીએ, અને તેનો અમલ કરવાનું ફરમાવીએ છીએ. વળી અમે ફરમાવીએ છીએ કે, હિંદુસ્થાનના પીનલકોડની ૩૯૭ મી કલમ પ્રમાણે બંધવાને ગુન્હેગાર ઠરાવ્યો છે, તે રદ કરી તેને બદલે બાઇજીનું ખુન કર્યાના ગુન્હાનો ઠરાવ સુધારી દફતરમાં લખવો. સજા બહાલ રાખવામાં આવે છે. તેથી હવે બીજા ગુન્હાની સજાનો હુકમ કરવાની કાંઈ જરૂર નથી.

## બોયામની ગાડુ વિ. માહારાણી.

એક सांझे म नामना एक मजुरे न नामना सक्षने पोतानी ओरतथी छीनाळुं करतां जोयो, अने वळते रोज आ तेओनी गेर वर्तणुकथी म नुं मन क्रोधना आवेशथी उशकेरायुं हतुं. तेटलामां ते बंने जणाओ भेगां थइने खातां हतां. अने म ने जमाडवानी तेनी ओरते कसुर करी हती म ए एक दातरडाथी तेज ठेकाणे न ने मारी नाख्यो.

ठराव्युं के, ज्यारे आगली रातनी न नी तथा पोतानी ओरतनी गेरवर्तणुक साथे म ए तेओनी पछीनी वर्तणुकनुं अनुसंधान कर्युं छे, अने नापाक मोहोबत चोडे धाडे चलाववानो इरादो तेओए दरसाव्यो छे. त्यारे तेनो मीजाज हाथमां न रहेवा सारु आ क्रोध जोइए तेटलो भारी अने तातकाळी छे. अने तेथी तेना उपरनो खुननो गुन्हो ओछो थइने तेनाथी उतरता दरजाना शीक्षणीय मनुष्यवधनो थाय छे.

કલમ ૩૦૦.
૫
તા. ૨૦-૪-૮૧
ઈ. ૩ મ. પા. ૩૩

કોઈ સક્ષ પોતાની ઓરતને બીજા પુરૂષની સાથે નાપાક મોહોબતમાં ગુંથાએલી નજરે નજર જુએ અને એના પાક મોહોબતની અંતે કરેલું છીનાળુ વળતા રોજની ગેરવરતણુક સાથે જોડાએલું રહેતો તે વખતના આવેશની અંદર છીનાળુ કરનારનેમારીનાંખવો એખરેખરાક્રોધનું કારણ છે અને તેથી એ પ્રમાણે મારી નાખવું એ ખુન થતુ નથી પરંતુ ઉતરતા દરજાનું શીક્ષણીય મનુષ્યવધ થાય છે.

આ કામના બંધવાને એક કાવલી નરસી મુદનું ખુન કર્યાનો સને ૧૮૮૦ ના અકટોબર માસમાં અપરાધી ઠરાવી તેને જીવતાં સુધી સમુદ્રપારની સજા કરવામાં આવી હતી. અને બંધવાને ક્રોધ ચઢયો હતો અને તે ક્રોધના આવેશમાં ખુન કરવાનો પ્રસંગ બનવાથી તેના ગુન્હામાં ન્યુનતાપણું હોવાનું કોર્ટને જોવામાં આવ્યું હતું. પરંતુ ખુનથી ઉતરતા દરજાનાં શિક્ષણીય મનુષ્યવધનો ગુન્હો થવા સારૂ તે ક્રોધ જોઇએ તેવો ભારે નહોતો."

કમીટીંગ માજીસ્ત્રેટ પાસે બંધવાએ પુરેપુરી કબુલતી જુબાની આપી છે, ને એ જુ-

આની હકીકતની ખરી વાત તરીકે સેસન જડજે બહાલ રાખી છે. ગુજરનાર, આ બંધવો તથા તેની સ્ત્રી પાંચ વરસ સુધી એકજ ઘરમાં ભેગાં રહેતાં હતાં. બંધવાની કબુલતી જુબાની નીચે પ્રમાણે હતી. "હું બનેલી હકીકત ખરેખરી કહીશ, કેમકે તેમ કરવાની પરમેશ્વરે મને પ્રેરણા કરી છે. મારા ગામના કાવલી નરસી મુદુએ મને શરમમાં નાંખ્યો છે, તે માહારો કટ્ટો દુશ્મન હતો. માહારા ઘરમાં માહારી ઓરતથી તેને નાપાક મેળાપ હતી. જ્યારે તેઓ સંભોગ કરતા હતા ત્યારે મેં તેને જોએલાં હતાં, પણ તે વખતે મેં તેઓના કામમાં ભંગ પાડયો નહોતો. હું મારા ઘરમાં બેશી રહ્યો તે રાત્રે મેં વાળુ કર્યું નહીં, અને અપવાસ કર્યો. ખેડુતો પાસેથી હું મારો પગાર લેવા ગયો હતો. મારી વહુએ ખાટી દાળ બનાવી હતી, અને તે દાળ તેણીએ તથા નરસી મુદૂએ ખાધી હતી. આગલી રાત્રે વિચિત્ર પ્રકારનો બનાવ મેં જોયો હતો. તથા હું જ્યારે ભૂખે મરતો હતો ત્યારે આ બંને જણાં ભેગાં થઇને ખાતાં હતાં, તે જોઈને મને ગુસ્સો આવ્યો હતો. એ બંનેને મારી નાખવાનો ઇરાદો કરીને ખીલી ઉપર લટકાવેલી દાતરડી મેં લીધી. તે વખતે તેઓ જમતાં હતાં. મારા હાથમાં દાતરડી જોઈને મારી ઓરત નાશી ગઇ. નરસી મુદુ મારી આગળ હાજર હતો. મેં એ દાતરડી તેને એક વાર મારી. હું સાવ દીવાનો બની ગયો હતો, અને એ દીવાનાપણામાં મેં તેને બે ત્રણ ઘા માર્યા હતા. મેં કેટલા ઘા શી રીતે અને શરીરના ક્યા ભાગ ઉપર માર્યા તે કહેવા જેટલું મને તે વખતે પુરેપુરૂં ભાન નહોતું. નરસી મુદુ જેવો પડી ગયો કે લાગલોજ હું ત્યાંથી ચાલ્યો ગયો. સાહેબ હું આટલી હકીકત જાણું છું. કોઇએ મને ધમકી આપી નથી. આ હકીકત હું મારી રાજીખુશીથી કહું છું. તે પ્રમાણે કહેવાને મને કોઇએ શીખવ્યું નથી. નરસી મુદુનું ખુન કર્યાની વાત સાચી છે. બીજો ઘા મેં તેને માથામાં માર્યો હતો."

વૈદકી પુરાવાથી જણાય છે કે મોત તેજ ક્ષણે થયું હતું.

આ બંધવાએ ઈનસાફ થતી વખત પોતાની કબુલત ખેંચી લીધી હતી.

બંધવે હાઈકોર્ટમાં અપીલ કરી હતી, પણ તેમાં તેના તરફથી કોઇ વકીલ હાજર થયો નહોતો.

**સરકાર તરફથી હેનલીસાહેબ હાજર થયા હતા.**

**જસ્ટીસ ઇન્સ તથા મુતુસામી આયરનો ઠરાવ.**

ગુન્હાનો ઠરાવ મુખતો કરીને બંધવાએ કરેલી કબુલતમાંથી જે હકીકત પ્રસિદ્ધ થાય છે તે ઉપર આધાર રાખે છે. અને જે કૃત્યને માટે બંધવા ઉપર તહોમત આવ્યું છે, તે કૃત્ય કરવાના હીતોના સંબંધમાં સેસન જડજે બંધવાની કહેલી હકીકત ઉપર ઇતબાર રાખ્યો છે. નરસી મુદુને મારી નાખ્યા પછી બંધવાની ઓરત દેખાવ દેતી નથી. એ બીનાથી સદરહુ નરસી મુદુને મારી નાખવાની બંધવાને પ્રેરણા થએલ, તેના સંબંધમાં તે બંધવે જે મજકુર લખાવ્યોછે તેને મજબુત પુષ્ટી મળે છે. અને તેના મજકુરના આ ભાગ ઉપર વિશ્વાસ રાખવાને સેસન જડજે જે આધાર રાખ્યો છે તે પાકા પાયાવાળો છે, એમ અમારા ધારવામાં આવે છે. જે કૃત્ય કર્યાનું બંધવા ઉપર આરોપ આવ્યું છે, તે કૃત્ય કરવાને આગલે દિવસે બંધવે ગુજરનારને પોતાની ઓરત સાથે સંભોગ કરતાં જોયાનું સિદ્ધ થાય છે. અને તે તેણે જે જોયું તેથી તેની લાગણી અત્યંત ઉશકેરાઇ હતી, પરંતુ તેમાં

તેણે ભંગ કર્યો નહોતો. બંધવો જે હકીકત કહે છે તે ઉપરથી ગુસ્સાનો પેહેલો ઉભરો થ- યા પછી બેદરકારીની લાગણી થયાનું અનુમાન કરી શકાતું નથી. તે સવારમાં તેણે પોતા ની ઓરતને ગુજરનારની સાથે જમતાં તથા પીરસતાં જોઇ હતી. અને તે વખતે તેણીના ધણીને તેણીએ ભુખ્યો રાખ્યો હતો. આગલી સાંજે જે બનાવ બન્યો હતો, તે બનાવ આ બંધવે નજોયો હત તો આ તેની વર્તણુક વિશે ખાસ જુદોજ અર્થ લેવાત, અને બંધવે પોતાની સ્ત્રીને છીનાળુ કરાવતાં જોઇ, તેથી તેની ઓરત અને ગુજરનાર વચેની નાપાક સોબત જ- ણાઈ આવે છે. છીનાળાનું કૃત્ય જોયા પછી જ્યારે તેણે આ પછવાડાની વર્તણુકનું અનુસં- ધાન કર્યું છે, ત્યારે એ વર્તણુક અતીશય તેને ક્રોધ ઉત્પન્ન કરે એવા પ્રકારની છે. અને તે ઉપરથી અવશ્ય રીતે નીકળવું જોઇએ કે, તેઓની નાપાક સોબતની તમામ છુપકી અને તેની લાગણી વાસ્તેનું સઘળું માન તજી દેવામાં આવ્યું હતું. અને બંધવાનાજ ઘરમાં રહીને તેઓએ ગેરવર્તણુક ચાલુ રાખવાનું ધાર્યું હતું. પોતાનો મીજાજ કબજામાં નહીં રહેવા સારૂ આ બીનાથી ભારે અને તાતકાળીક ક્રોધ થવો બસ છે. અને તેથી ખુનનો ગુન્હો ખુનથી ઉતરતા દરજાના શિક્ષણીય મનુષ્યવધમાં આવી શકે છે.

ખુનનો ઠરાવ અમે રદ કરીને બંધવાને ખુનથી ઉતરતા દરજાના શિક્ષણીય મનુષ્યવ- ધના ગુન્હાનો ગુન્હેગાર ઠરાવીએ છીએ. બંધવાને કરવાની સજાનો નીર્ણય હિં. પી. કો. ની ૩૦૪ થી કલમના પ્રથમ ભાગ પ્રમાણે કરવો જોઇએ, અને તે સજા અમે દસ વર- સ સુધી સમુદ્રપારની કરીએ છીએ.

## નેટાઇ લશકર વી. માહારાણી કેસરેહિંદ.

કલમ ૩૦૦.

૬
તા૦ ૨૫-૩-૮૫
ઇ. ૧૧૬. પા. ૪૧૦

ખુનના તહોમત ના જવાબમાં બં- ધવે કહ્યું કે મેં મા રી વહુને મારી નાં ખી છે પણ આગ લે રોજ મેં તેને છીનાળુ કરાવતાં જો ઈ તેના કારણથી મેં તેમ કરયું છે. ઠરાવ્યું કે સદરહુ તહોમતના અપરા- ધીપણાનો જવાબ અંગીકાર ગણાતો નથી અને તે મુક- રદમામાં થયેલો ક્રોધ જોઈએ તેવો ભારી અને આક- સ્મીક હતો કે ન હી તેનો ઇનસાફ કરવાની કોરટની ફરજ હતી.

खुनना तोहोमतना जवाबमां बंधवे कह्युं के, में मारी वहुने मारी नाखी छे. पण आगले रोज में तेने छानाळुं करावतां जोइ. तेना कार- णथी, में तेम कर्युं छे. ठराव्युं के, सदरहु तहोमतना अपराधी पणानो आ जवाब अंगीकार गणातो नथी, अने ते मुकरदमामां थयेलो क्रोध जोइए तेवो भारी अने आकस्मीक हतो के नहीं, तेनो इनसाफ कर- वामी कार्टनी फरज हती.

એક નેટાઇ લશ્કરને હી. પી. કો. ની ૩૦૨ જી કલમ માંહેલા ખુનના ગુન્હાનું તોહ

હોમત મુકીને સેસન કોર્ટમાં કમીટ કર્યો હતો. તોહોમતનામું વાંચવામાં આવ્યું. તે સાંભળ્યા પછી બંધવે નીચે મુજબ હકીકત કહી. "મેં મારી બાઇડીને મારી નાંખી છે, પણ રાજી ખુશીથી મારી નાંખી નથી. છીનાળું કરતાં મેં તેને જોઇ, અને તેણીને અટકાવવાને વાસ્તે, તદન નાચાર હતો, તેથી મેં તેને મારી નાંખી છે. મારી નાંખવાનું મેં ધારી રાખ્યું હતું. મને નાતમાં તેણે નીચું જોવરાવ્યું હતું. તેને મારી નાંખીને પછે માહારે આપઘાત કરવાનું મેં નકી કર્યું હતું. છીનાળું કરતાં મેં તેને શુકરવારે જોઇ, ત્યારે તો મેં તેને મારી નહીં. શનીવારે હું તેને મદનરાયની વાડીમાં તેડી ગયો. ને ત્યાં ને ત્યાં મારી નાંખી. છીનાળું કરાવતાં જોયા પછી મને શુક્રવારે તાવ આવી ગયો હતો. અને મેં કાંઈ ખાધું નહોતું. મેં પણ લીધું કે જ્યાં સુધી મારૂં નહીં. ત્યાં સુધી ખાવું નહીં. મેં મારી ધારેલી બધી વાત ગોરધનને કહી હતી. તેમ ન કરવાની તેણે મને સલાહ આપી હતી. મે કહ્યું કે, હું માર્યા વગર રહીશ નહીં. કેમકે તેણીએ મને હલકો પાડયો છે. અને એવી નામોશીને તાબે થવા કરતાં, મરવું વધારે સારૂં છે. તે ઓરતને મેં આ હાંસવેથી મારી નાંખી છે. તે હાંસવો તળાવમાં સંતાડી રાખ્યો હતો, ને પછી પોલીસને તે બતાવ્યો હતો. ગોવરધને પાણીમાંથી તે કાઢી આપ્યો હતો. માહારી વહુને મારી નાંખ્યાથી હું ઘણો ખુશી થયો છઊં. તેના રક્તમાં મેં સ્નાન કર્યું છે, ને જે મેં કબુલ કર્યું છે, તે મેં ખુશીથી કર્યું છે,"

ઉપર કહેલી જુબાની ઉપરથી સેસન જડજે ગુન્હો કબુલ કર્યાની જુબાની નોંધી લીધી ને ખુનનો અપરાધી ઠરાવી તેને ફાંસીની સજા કરી. બંધવે હાઈકોર્ટને અપીલ કરી, તથા મોતની સજા મંજુર થવા વાસ્તે પણ આ કામ મોકલાયું હતું.

### જસ્ટીસ ફીલ્ડ તથા બેવરલીયે આપેલો ઠરાવ નીચે મુજબ છે.

આ મુકરદમો ફોજદારી કામ ચલાવવાના કાયદાની ૩૭૪ મી કલમ અનુસાર બંધવાને મોતની સજા કરી છે તે બહાલ કરાવવા સારૂ સેસન જડજે લખી મોકલ્યો છે. બંધવે ગુન્હો કબુલ કર્યો છે એમ કહેવાય છે અને તે જવાબ ઉપરથી તેને સજા કરી છે. દફતરમાં બીજો કાંઈ અભીપ્રાય નથી.

### બંધવે પણ આ કોરટને અપીલ કરી છે.

સેસન કોરટમાં બંધવે ઉપર પ્રમાણે જે જુબાની આપી તે સેસન જડજે નોંધી લીધી છે. અને તે જુબાની નીચે પ્રમાણે છે. " મેં મારી બાઈડીને મારી નાંખી છે, પણ રાજી ખુશીથી મારી નાંખી નથી. છીનાળું કરાવતાં મેં તેને મારી નાંખી છે. મારી નાંખવાનું ધારી રાખ્યું હતું. મને નાતમાં તેણે નીચું જોવારાવ્યું હતું, તેને મારી નાંખીને પછે, માહારે આપઘાત કરવાનું મેં નકી કર્યું હતુ. છીનાળું કરાવતાં મેં તેને શુક્રવારે જોઇ, ત્યારે તો મેં તેને મારી નહીં. શનીવારે હું તેને મદનરાયની વાડીમાં તેડી ગયો. ને ત્યાં તેને મારી નાંખી. છીનાળું કરાવતાં તેને જોયા પછી મને શુક્રવારે તાવ આવી ગયો હતો. અને મેં કાંઈ ખાધું નહોતું. મેં પણ લીધું કે જ્યાં સુધી મારૂ નહીં ત્યાં સુધી ખાવું નહીં. મેં માહારી ધારેલી બધી વાત ગોરધનને કહી હતી. તેમ ન કરવાની મને તેણે સલાહ આપી. મેં કહ્યું કે હું માર્યા વગર રહીશ નહીં, કેમકે તેણીએ મને હલકો પાડયો છે, ને એવી નામોશીને તાબે થવા કરતાં, મરવું વધારે સારૂં છે. તે ઓરતને મેં આ હાંસવેથી મારી

નાંખી છે. તે હાંસવો તળાવમાં સંતાડી રાખ્યો હતો, ને પછી પોલીસને બતાવ્યો હતો. ગોવરધને પાણીમાંથી તે કાઢી આપ્યો હતો. મારી વહુને મારી નાંખ્યાથી હું ખુશી થયો છઉં, તેના રક્તમાં મેં સ્નાન કર્યું છે, ને જે મેં કબુલ કર્યું છે, તે મેં ખુશીથી કર્યું છે."

બેશક આ મુચરકા ઉપરથી બંધવે પોતાની ઓરતને મારી નાંખ્યાની કબુલત છે. પરંતુ એ કબુલતની સાથે એક ખુલાસાવાળો મજકુર છે અને તે એવા મતલબનો છે કે, એ કત્લ ભારી અને તાતકાલી ક્રોધના આવેશમાં કરીને તેણીને મારી નાંખી હતી. મારો અભીપ્રાય એવો છે કે, આખો મચકુર સામટો લેવો જોઇએ. અને જો એમ લેવાય તો, તે પીનલકોડની ૩૦૨ જી કલમ ગાંહેલા ખુનના તોહોમતના અપારાધીપણાની કબુલત નથી.

હીંદુસ્થાનના પીનલકોડની ૩૦૦ મી કલમના પેહેલા અપવાદનો ખુલાસો છે તેમાં લખ્યું છે કે " તે ક્રોધ એવો ભારે તથા આકસ્મીક હતો કે, તેથી તે ગુન્હો ખુન થઇ શકે નહીં. એ એક હકીકતની બાબત છે." તથા ફોજદારી કામ ચલાવવાના કાયદાની ૨૯૯ મી કલમમાં લખ્યું છે કે " જે તકરારોને કાયદા પ્રમાણે હકીકતની તકરારો ગણવી જોઇએ, તે સઘળી તકરારોનો ફેસલો કરવો, એ કામ જુરીનું છે" ત્યારે હવે અમારો મત એવો છે કે, આ મુકરદમાનો ઈનસાફ કરીને બંધવાએ આપેલા જવાબ ઉપરથી જુરીનો મત લેવો જોઇતો હતો. તેથી સેસન જડજે કરેલી સજા અમે રદ કરીએ છીએ. અને ફરમાવીએ છીએ કે, બંધવા નેટી લસ્કરનો જે તોહોમત રાખી તેને સેસનમાં કમીટ કર્યો હતો, તેજ તોહોમત રાખીને તેનો નવેસરથી ઇનસાફ કરવો.

## માહારાણી કેસરેહિંદ વિ. મોહન.

કલમ ૩૦૦.

તા. ૨૬-૬-૮૬
ઈ.૮ અ. પા. ૬૨૨

પોતાની ઓરત ને બીજા સક્ષ સાથે નાપાક મોહોબત છે એવો શક આણીને તે સ્રીને યા તેણીના યારને માહો માહે આલો કરતાં કરતાં મારી નાખવાં તે ગુન્હો ખુનનો થાય છે કેમકે તેને પેહેલા અપવાદમાં જે કરોધનું ચીતવન કરયું છે તેવા ક્રોધમાં મારી નાખવાનું આ કામ બન્યું નથી.

पोतानी ओरतनुं खुन कर्यानुं बंधवा उपर तहोमत आवतां तेनुं काम चाल्युं. तेमां एम साबीत थयुं के-

पोतानी वहुने एक बीजा सक्ष साथे नापाक मोहोबत छे, एवो पाका पायावाळो बंधवाने शक हतो. वळी एक राते पोतानो धणी सुइ गयो छे एम जाणीने गुजरनार ओरत तेना पडखामांथी छानुं मानुं सटकी गइ, तथा बंधवो एक कुवाडो लइने ते रांड पछवाडे चाल्यो, अने ते तथा तेणीनो यार बेशीने वात करतां हतां ते तेणे जोयुं, के तुरतज ते स्त्रीने मारी नाखी.

ठराव्युं के, बंधवाना कृत्यथी खुननो गुन्हो थाय छे. खुनमांथी मटीने उतरता दरज्जानुं शीक्षणीय मनुष्यवध थवा सारु पी. को. नी ३०० मी कलमना पेहेला अपवादना अर्थ प्रमाणे "भारे अने तातकाळी क्रोध" देखाडनारी तेमां बीना बनी नथी.

તારીખ ૪—૧—૮૬ ને રોજ શાહાજાનપોરના સેસન જડજે અપેલેન્ટને ખુનનો અપરાધી ઠરાવી, જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષા કરી હતી. તે ઉપર આ અપીલ છે. આ

કામની હકીકત જસ્ટીસ બ્રોડહર્સ્ટના ઠરાવમાં લખેલી છે.

અપેલેન્ટ તરફથી કોઇ વકીલ હાજર હતો નહીં, સરકાર તરફથી હીલ સાહેબ વકીલ હાજર હતા.

## બ્રોડહર્સ્ટ જસ્ટીસનો ઠરાવઃ—

ક્રી. પી. કો. ની ૩૦૨જી તથા ૩૦૪ મી કલમ માંહેલા ખુંન તથા ખુંનથી ઉતરતા દરજાના શીક્ષણીય મનુષ્યવધ એમ બે ગુન્હાનાં વીકલ્પ રીતનાં તોહોમત મુકી બંધવા મોહનને કમીટ કરવામાં આવ્યો હતો. આસેસરોએ પોતે જે કારણો આપ્યાં છે, તે ઉપરથી તેઓનો મત એવો છે કે, મોહન ખુંનથી ઉતરતા દરજાના શીક્ષણીય મનુષ્યવધનો ગુન્હેગાર છે; પરંતુ સેસન જડજે તેને ખુંનનો અપરાધી ઠરાવી, તેને જીવતાં સુધી સમુદ્રપારની સજા કરી છે.

આ ઠરાવ અને સજા સામે મોહને અપીલ કરી છે, તેનો ફેંસલો દેવા એ અપીલ માહારી પાસે આવતાં તે અપીલમાં બે કાયદાની બાબતો છે, તેનો વિચાર કરવા બે જડજ પાસે તે મોકલી દીધી. કાયદાની બે બાબતો એવી છે કે,

(૧) બંધવાએ આસીસ્ટંટ માજીસ્ટ્રેટ પાસે આપેલી કબુલત નોંધી લેવામાં કેટલીક ખામીઓ રહી ગયાના કારણથી, પુરાવામાં દાખલ કરવી જોઇએ કે નહીં? (૨) બંધવાનો ગુન્હો ખુંનનો છે કે, તેથી ઉતરતા દરજાના શીક્ષણીય મનુષ્યવધનો છે? ત્યાર પછી આ અપીલ મારી તથા ચીફ જસ્ટીસની હજુરમાં ફેસલો દેવા આવી હતી. તે અમોએ ક્રીમીનલ પ્રોસીજરકોડની ૫૩૩ મી કલમ પ્રમાણે અમુક પુરાવો લેવા સારૂ પાછી મોકલી હતી. તે પુરાવો લેવાઇ આવતાં બંધવાની કબુલત સાબીત થઇ ચુકી છે. અને તે મારા માનવા પ્રમાણે સાચે સાચી છે. હવે માત્ર બીજા સવાલનો નીકાલ કરવો રહે છે.

આ મુકરદમાનો સાર એવો છે કે, પોતાની ગેર હાજરીમાં પોતાની વહુ એક ફકરૂદીન સાથે જનાખોરીવાળો નાતો રાખે છે, એવો બંધવાને શક આવ્યો. બંધવાનો એ શક સારી પેઠે પાયાદાર હતો. એ ફકરૂદીને કબુલ કર્યું છે કે, ગુન્હો બન્યાની રાતે ગુજરનાર ઓરતે જાણ્યું કે, મારો ધણી સુઇ ગયો છે, એટલે છાંની રીતે પોતાના યાર પાસે જવાના ઈરાદાથી ધણીના પડખામાંથી સટકી ગઇ, પછી બંધવો તેની પછવાડે એક કુવાડી લઇને ચાલ્યો. અને એ ઓરતને ફકરૂદીન સાથે વાતચીત કરતાં જોઈને તાબડતોબ તેને મારી નાંખી એટલામાં ફકરૂદીન ભાગી છુટયો, અને પોતાના શેઠના કંપાઊંડમાં તેને રહેવાની ઓરડી હતી, તેમાં ભરાઈ બેઠો. બંધવો તેની પછવાડે ત્યાં આવ્યો, અને ઓરડીમાં પેશીને ફકરૂદીનને માર્યો, પણ તેને ભારે માર માર્યો નહોતો. ફકરૂદીન પોતાની ઓરડીમાંથી નાશી ગયો, અને પછી બંધવે તેનું કમાડ વાશીને મરણીઓ થઇ ગળું કાપી નાખી, પોતાનો પ્રાણ લેવાની કોશીશ કરી. આસેસરોમાંથી બે જણાનો એવો મત થયો કે, ફકરૂદીન સાથે સાપ્રાધ સંભોગ કરાવતાં બંધવે પોતાની ઓરતને જોએલી હતી. જો એટલું સાબીત થાય તો, બંધવાનો ગુન્હો ખુનમાંથી મટીને ખુનથી ઉતરતા દરજાના શીક્ષણીય મનુષ્યવધનો થઈ શકે છે, પણ બંધવે આટલી લાભકારી પોતાની કબુલતી જુબાની આપી નથી તેણે તો એમ લખાવ્યું છે કે, ફકરૂદીન સાથે માહારી વહુ ખાનગી ખટપટ કરતી હતી એવું મને માનવાને કારણ હતું. અને જ્યારે તે રાતમાં માહારા ખાટલામાંથી છાનીમાની ચાલી ગઇ

ત્યારે હું હથિયાર બાંધી તેની પછવાડે ગયો. અને ફકરૂદીન સાથે બેશીને વાતચીત કરતાં જોઇ તેથી મેં તેણીને ઠાર મારી નાંખી. આ બાબતમાં કાયદાને લગતા અમેરીકાખંડના તથા વિલાયતના ફેંસલા જોવાનો, તથા વિદ્વાન ચીફ જસ્ટીસ સાથે મસલત કરવાનો લાભ મને આ કામમાં મળ્યો છે.

બીશપસાહેબ પોતાના ફોજદારી કાયદાની ટીકાના બીજા પુસ્તકને ૭૧૧ મે પાને નીચે પ્રમાણે લખે છે. "પોતાની ઓરતની જનાખોરીનો શક આવતાં તેનો ધણી તેણીને પછવાડે ગયો, અને યાર સાથે તેને વાતચીત કરતાં જોઈ, તેમાંથી સ્ત્રી ભાગી ગઇ, અને યાર રહી ગયો. તે યાર ઉપર પેલો ધણી પથર તથા ચાકુ લઈને ધુગ્યો. અને એવા જખમો કર્યા કે, તેનું મોત થયું. તેમાં ઠરાવ્યું કે થયેલો ગુન્હો ખુનનો છે." "વળી રંસલસાહેબના ફોજદારી ગુન્હાના પેહેલા પુસ્તકને ૭૮૬ મે પાને કેલીના મુકરદમામાં એક જડજે પુરાવાનો સંકેલો કરવા ટાંણે નીચે પ્રમાણે વીવેચન કરેલું હતું" પોતાની સ્ત્રીને છીનાળું કરાવતાં કોઇ માણસ નજરે દેખે, અને તેણીને મારી નાંખે તો તે ગુન્હો ફકત શીક્ષણીય મનુષ્યવધનો થયાનું કહેવામાં આવે છે. કેમકે તે વખતે તેનો ક્રોધ એટલો બધો જોરાવર માનવામાં આવે છે કે, તેનાથી શાંત રહી શકાતું નથી. પરંતુ કંઇ શક કીંવા બીક રાખ્યા વગર માહારે તમોને કહેવું જોઇએ કે, કોઈ સ્ત્રી જનાખોરી ભરેલી ખટખટમાં ગુંથાઇ છે, એવો તમોને શક આવતો હોય, અને પછી તે સ્ત્રીને મારી નાંખવી, અને તે સ્ત્રી જો તમારી પોતાની વહુ હોય તોપણ તે ગુન્હો ખુનનો થાય છે. તમારો ગમે તેવો પાકો અને મજબુત શક હોય, તોપણ બેશક ખુનજ છે." મને ખાત્રી થઇ છે કે, મોહન ખુંનનો ગુન્હેગાર છે. અને તેની અપીલ નામંજુર કરવા હું એક મત થાઉં છઉં.

પરંતુ આ કામનો પ્રસંગ જોતાં જીવતાં સુધી સમુદ્રપારની સજા બહુજ આકરી છે. એમ હું ધારૂં છું. આવા પ્રકારના કામોમાં જેટલા યરોપીયનલોકો પોતાનો ક્રોધ કબજે રાખવામાં બહુ કરીને ફતેહ પામે છે. તેટલા આ દેશના વતનીઓ ફતેહ પામતા નથી. વળી બંધવો સાવ અભણ છે, અને જો કે ૩૦૦ મી કલમના પેહેલા અપવાદમાં આવી શકે, એવો તો નહીં, તોપણ તેને ક્રોધ ચઢયાનું હું માનું છઊં, તેથી તેને કરેલી સજા ફેરવી નાંખીને ૧૦ વરસ સુધી કેદની સજા કરવાની ભલામણ કરવાનો ચીફ જસ્ટીસનો મત છે, તે સાથે હું મળતો આવું છઊં.

## ચીફ જસ્ટીસ સ્ટ્રેટનો ઠરાવ:—

આ અપેલેન્ટના કામના સંબંધમાં બ્રાડહર્સ્ટે અવલોકન કરેલું છે, તે વાંચવાની મને જોગવાઇ આવી છે. અને જે હકીકત તેણે નીરમળ રીતે તથા પુરેપુરી તથા પુરેપુરી રીતે પોતાના ઠરાવમાં આપી છે તેનું પુનરાવર્તન કરવું જરૂરનું નથી. જે ઠરાવ કરવા તે ધારે છે, તેને હું મળતો આવું છું. અને જ્યારથી અપેલેન્ટ વિરૂદ્ધનો પુરાવો મારા વાંચવામાં આવ્યો છે; ત્યારથી મારા મનમાં બીલકુલ સંદેહ રહેલો નથી કે, શાહજાનપોરના સેસન જડજે અપેલેન્ટના કરેલા કૃત્યના કાયદેસર ગુણનો તેણે જે મત બાંધ્યો છે તે ખોટો છે. બેશક એ કૃત્ય કરીને તેણે એક ખુનનો ગુન્હો કીધો છે અને હકીકત તરફ નજર કરીને ભારી અને તાતકાળી ક્રોધના કારણથી ઉતારી નાંખીને ખુનમાંથી શીક્ષણીય મનુષ્યવધના ગુન્હામાં લાવવા વાસ્તે એ વીદવાન જડજે અભીપ્રાય બાંધ્યો હતતો હું ધારૂં છઊં કે, આ-

વા કામોમાં જે કાયદો લાગુ પડે છે તે કાયદાનો અયોગ્ય રીતે અર્થ કર્યો એમ ગણાત, પોતાની સ્ત્રીને કે, તે સ્ત્રીના વરને, અથવા બનેને ભારે તથા તાતકાળી ક્રોધના આવેશમાં મારી નાંખતાં ખુનનો ગુન્હો ઓછો થઈને શીક્ષણીય મનુષ્યવધ થાય છે. એવું ડમારૂઆના કામની પડેલી હકીકત ઉપરથી ઘણામાં ઘણું જે ઠરાવવાને હું તૈયાર હતો, તેટલું તે કામમાં ઠરાવી ચુક્યો છું.

એ કામમાં પ્રસંગ એક એવા પ્રકારનો તથા એવી વીગતવાળો હતો કે, જ્યારે બંધવે પોતાની વહુને તથા તેણીના યારને જોયા ત્યારે છીનાળું તુરતમાંજ થઈ ગયું હતું. એવું માનવાને અથવા એવો તર્ક કરવાને, બંધવાને વાજબી કારણો હતાં. આવા પ્રકારના કામોમાં વિલાયતના ઘણાખરા પંકાએલા જડજોના ઠરાવોનું કબુલ કરેલું ન્યાયતત્વ, કાંઈક સલેશ રાખીને અને કાંઈક લાપડાપણાથી લાગુ કર્યું હતું. હાલના મુકરદમામાં એવો કોઇ પ્રસંગ દેખાતો નથી. ઉલટી રીતે સાફ એવું દેખાય છે કે, અપેલેન્ટ એક હથીયાર બાંધીને થોડેક સુધી પોતાની વહુની પછવાડે ચાલ્યો. અને તેણીના ઉપર હુમલો કર્યો. તે અગાઉ જે તેના જોવામાં આવ્યું તે એ હતું કે, તેની સ્ત્રી અને જે સક્ષ સાથે તેણીનો અયોગ્ય નાતો હતો. તે બંને ભેગા થઇને વાત કરતાં હતાં, આવી સ્થીતીમાં તેને જે ક્રોધ ચડયો અને તે ક્રોધના આવેશમાં તેણે જે કામ કર્યું, તે ક્રોધ તે કરવા સારૂ જોઇએ તેવો ભારી નહોતો. અને તેનું કરેલું કત્ય ચડેલા ક્રોધના પ્રમાણુની બહાર હતું. જે રસ્તો ગ્રહણ કરીને બંધવે પોતાની સ્ત્રીને સજા કરી, તેવો રસ્તો પોતાના હાથમાં અખતીયાર કરવા વાસ્તે કાયદો મંજુરી આપી શકતો નથી, તેમ પસંદ કરતો નથી. એવો રસ્તો અખતીયાર થઇ શકે છે, એવું જો આપણે ઠરાવશું તો, પ્રજાને મોહોટો ત્રાસ થઈ પડશે. માણસ જો કાયદાના સંરક્ષણ તળે હોયતો, તે માણસથી પોતાને થયેલા નુકશાનનું વેર પોતાને હાથે વળી શકતું નથી. એ નુકશાન એવા પ્રકારનું હોય કે, પ્રજાના કાયદાથી તેની દાદ મળી શકતી હોય, તો ત્યાં જઇને તેણે દાદ માગવી જોઈએ (જુઓ રસલના પહેલા પુસ્તકનું પાનુ ૭૨૫ મું). ગુજરનાર ઓરતની વર્તણુંક પોતીકા યાર સાથે મળવાની બેશક ઘણીજ અયોગ્ય હતી. પણ એ મળવું શા રસ્તા ઉપર થયું હતું, અને તે પ્રસંગથી અલબતે અપેલેન્ટને ક્રોધ આવે તો પણ ખુનમાંથી મટીને ઉતરતા દરજાનું શીક્ષણીય મનુષ્યવધ થવા સારૂ, જેટલો ક્રોધ હોવો જોઇએ તેટલો ક્રોધ ગણાઇ શકાતો નથી.

આ અપીલ નામંજુર કરવાનો જસ્ટીસ બ્રોડહર્સ્ટે જે ઠરાવ કર્યો છે, તે હું પસંદ કરૂં છું. વળી જે ભલામણ કરવાનું તે કહે છે, તેને પણ હું મળતો આવું છું. આવી જાતના મુકરદમાઓમાં જે કત્યનો બંધવો ગુન્હેગાર થાય છે તે કત્યનું કાયદા પ્રમાણે કેવું રૂપ થાય છે તે સદરહુ બંધવાની વિરૂદ્ધ નોંધવાનું ઘણુંજ અગત્યનું છે. તેની સાથે તેને સજા કરવાનો સવાલ માહારા ધારવા મુજબ નામદાર લેફટેનંટ ગવરનર સાહેબના લક્ષ ઉપર લાવવો એ મને ઊચીત લાગે છે.

આ ગુન્હો થોડો ઘણો વિચીત્ર પ્રકારનો છે, એવું દેખાડનારો કેટલોક પ્રસંગ બન્યો છે, એવો બ્રોડહર્સ્ટ જસ્ટીસનો મત છે. તેને હું મળતો આવું છું. અને તેથી તેણે કરેલી ભલામણમાં હું મારી સંમતી આપું છઊં.

## માહારાણી કેસરેહીંદ વિ. લોચન.

**કલમ ૩૦૦.**

૮

તા૦ ૨-૮-૮૬
ઈ.૮ અ. પા. ૬૩૫

પોતાના કોઈ સગાની ઓરતને કોઈ પુરૂષ સાથે છીનાળુ કરાવતું જોવાથી તેના ગુસ્સાના આવેશમાં તે સ્રીના યારને મારી નાખવામાં આવેતો તે ગુન્હો ખુનનો ખાસ છે. પરંતુ ખુનથી ઉતરતા દરજાના શીક્ષણીય મનુષ્યવધનો થતો નથી.

पोताना काकाना दीकरा भाइनी विधवा पोता भेगी रहेती हती. तेना संबंधमां बंधवो खुनथी उतरता दरज्जानो शीक्षीणीय मनुष्यवधनो गुन्हेगार ठर्यो हतो. पुरावेथी जणायुं के, बंधवो खुरपी लइने घणे छेटे सुधी गुजरनारनी पछवाडे जतो जोवामां आव्यो हतो. ने ते वखते एवो प्रसंग हतो के, ते गुजरनार ओरत पोताना यार साथे परीयाम कर्या प्रमाणे जती हशे. एम बंधवाना मान्यामां आव्युं, तेथी ते बंधवो ते ओरतने पकडवा माटे जतो हतो. तेणे तेणीने पोताना यार साथे जनाखोरी करतां जोइने तेने मारी नाखी.

ठराव्युं के, शीक्षीणीय मनुष्यवधना गुन्हानो ठराव बदलावीने बंधवाने खुननो गुन्हेगार गणवो जोइए. केमके जे क्रोध चडवाथी तेनो गुन्हो ओछो मानेलो छे, ते क्रोध तेणे जाणी बुझीने वहोर्यो हतो. अने गुन्हानो जे प्रसंग साबीत थयो छे, ते उपरथी कही शकातुं नथी के, भारे अने तातकाळी क्रोधथी तेनो मीजाज हाथमां नहीं रह्यो हशे.

આ કામનું દફતર ચીફ જસ્ટીસ સ્ટ્રેટ સાહેબે કામ મંગાવી જોવાનો તથા સુધારવાનો જે હાઈકોર્ટને અધિકાર છે, તે અધિકાર વાપરીને મંગાવી લીધું હતું. તે કામ એવું છે કે, તેમાં એક લોચન નામના સખસને ગોરખપુરના સેસન જડજે ખુનથી ઉતરતા દરજાના શિક્ષણીય મનુષ્યવધના ગુન્હાનો અપરાધી ઠરાવી તેને પાંચ વરસની સખત કેદની સજા સદરહુ સેસન જડજે તા. ૧૧-૩-૮૬ ના રોજ કરી હતી.

**આ મુકરદમાની કેફીયત હાઇકોર્ટના ઠરાવમાં આપેલી છે.**

**સરકાર કે બંધવા તરફથી કોઇ વકીલ હાજર નહોતો.**

**ચીફ જસ્ટીસ સ્ત્રેટનો ઠરાવ.**

ગોરખપુરના સેસન જડજે બંધવા લોચનને ખુનથી ઉતરતા દરજાના શિક્ષણીય મનુષ્યવધનો અપરાધી ઠરાવી તેને પાંચ વરસની સખત કેદની સજા કરી હતી. તે કામ જોઈને સુધારવા સંબંધનો આ મુકરદમો છે. ગયા માર્ચ મહિનાનું ગોરખપુરનું સેસન ક્યાલંડર વાંચવાથી આ કેસ મેં મંગાવી લીધો હતો. અને ત્યારબાદ બંધવા ઉપર મેં નોટીસ કહાડી કે તારો જે ઠરાવ કર્યો છે તે ફેરવીને પીનલકોડની ૩૦૨ જી કલમ મુજબ ખુનનો ઠરાવ શા માટે ન કરવો, અને તને જે સજા કરી છે તેમાં શા માટે વધારો ન કરવો તેનું કારણ હોય તો જણાવ.

**આ મુકરદમાની કેફીયત ટુંકામાં નીચે પ્રમાણે છે.**

બંધવો લોચન એક જાનકીનો દીકરો હતો. અને તે જાતે શેઠ વડ, ઉમરમાં વરસ ૨૫ નો, અને તરકરવાના પોલીસ થાણાની હકુમતમાં બાસોહત ગામમાં રહેતો હતો. તેની

સાથે એક બાઇ જમની રહેતી હતી. અને જ્યારે તે બાઇને મારી નાખી ત્યારે તેણીની ઉ-મર લગભગ ૨૫ વરસની હતી. અને તે બાઇ આ લોચનના કાકાના દીકરા રામપ્રતુની વી-ધવા એટલે ભાભી થતી હતી. ગયા ડીસેંબરની ૧૦ મી તારીખના ગુરૂવારની સાંજે આશ-રે આઠ વાગે બંધવો પોતાના ઘરની નજીક એક ખરપીથી શેરડીના સાંઠા કાપતો હતો. અને તેની પાસે વાલી જુલાયા અને મુસા આહેર એ બે સખસો હતા. આ બંને સખસો-એ આપેલી જુબાની પ્રમાણે ગુજરનાર બાઇ જમની તેઓની પાસે થઈને દક્ષિણ દિશા તરફ ચાલી જતી હતી. તે જોઇને બંધવો તરતજ ખરપી લઇને તેની પુઠે પુઠે ચાલ્યો. ત્યારબાદ શું બન્યું તે હકીકત એક વેણી મહાદેવની જુબાની ઉપરથી જાણી શકાય છે. એ વેણી મહાદેવ બંધવાની જાતનો હતો. તે કહે છે કે, દશમીની રાત્રે તહોમતદાર માહારી પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે, બાઇ જમની એક ખેતરમાં મુવેલી પડી છે. ફુલપંથવા સા થે તે જનાખોરી કરતી હતી. અને હું ત્યાં જેવો ગયો કે ફુલ ત્યાંથી ભાગી ગયો. ત્યાર-બાદ મેં તેણીને મારા ખરપા વતી મારી નાંખી છે. આ વાત બંધવે વેણી મહાદેવને કહી હતી. બાઇ જમનીની લાશ ૧૧ મી તારીખે આંબાના ઝાડ તળે પડી હતી ત્યાંથી મળી આ વી. ગરદન, માથું, તથા ભુજામાં સંખ્યાબંધ જખમો હતા. અને આ જખમ કર્યા પછી તરતજ તેનું મોત થયું હોય એમ જણાઇ આવે છે. બારમીની સવારમાં તરકવાના પોલી-સથાણામાં ફરીયાદ કરવામાં આવી. અને ત્યારબાદ રીતસર બંધવાને પકડવામાં આવ્યો. બં-ધવે વેણી મહાદેવ પાસે જે માણુસની વાત કરી હતી, તે ફુલે માજીસ્ટ્રેટ પાસે એવી જુ-બાની આપી કે, હું બાઇ જમનીની સાથે આંબાના ઝાડ તળે જનાખોરી કરતો હતો, એ-ટલામાં બંધવો આવી ગયો, એટલે હું ઠેકીને ભાગી ગયો, અને જ્યારે ભાગ્યો ત્યારે મેં આસપાસ જોયું તો બંધવાને ગુજરનાર ઓરતને મારતાં દીઠો. સેસન કોરટમાં તેણે લ-ખાવ્યું કે, જ્યારે બંધવો આવી ગયો ત્યારે હું બાઇ જમની સાથે જનાખોરી કરતો નહો-તો પણ માત્ર વાત કરતો હતો. પ્રોસીક્યુશન તરફનો આ પુરાવો આસેસરોએ નહીં માન-વાનાં તેણે જે કારણો આપ્યાં છે, તે તમામ અપુર્ણ છે. વિદ્વાન જડજનો એવો અભિપ્રાય થયો કે, બાઈ જમનીને બંધવે મારી નાંખ્યાનો ગુન્હો પુરેપુરી રીતે સાબિત થયો છે, પણ તેણે વિચાર કર્યો છે કે, બધી હકીકત લક્ષમાં રાખતાં ભારે તાતકાળી ક્રોધના કારણથી બં-ધવાને એ કૃત્ય કરવું પડયું હશે. તેથી તેનો અપરાધ ખુનથી ઉતરતા દરજાનો શિક્ષણીય મનુષ્યવધ થાય છે. તેથી તેણે તેને હલકા ગુન્હાનો અપરાધી ઠરાવી પાંચ વરસની સખત કેદની સજા કરી. આ ફેંસલાના સંબંધમાં જે સઘળું મારે કહેવાનું છે તે એ છે કે, પ્રથ-મ તો પુરાવા ઉપરથી તથા આસપાસની હકીકત ઉપરથી બંધવાને હાથે ગુજરનાર બાઇ જમનીનું મોત થયું છે એવું મારા મનમાં નીઃસંદેહ છે. વેણી મહાદેવની જુબાની શા મા-ટે ન માનવી તેનું હું કશુંએ કારણ જોઇ શકતો નથી. અને જે રાત્રે આ ગુન્હો થયો તે રાત્રે તેને બંધવે જે વાત કરી હતી, તે વાત તરતજ ઝાહેર ન કરવામાં સદરહુ વેણી મ-હાદેવની થોડી ઘણી વિચિત્ર વર્તણુંકનો માનવા લાયક ખુલાસો એ વિદ્વાન જડજે આપેલો છે. અલબત તે ફુલની બંને જુબાનીઓમાં વિરૂદ્ધપણું છે એમ હું આગળ કહી ગયોછું. પરંતુ વિદ્વાન જડજે માજીસ્ટ્રેટ પાસે પેસ્તર આપેલી જુબાની પસંદ કરીછે, અને બંધવાનો ગુન્હો કેવા પ્રકારનો છે, તેની પેમાયશ કરવા માટે તેમ કરવામાં તેણે બંધવાનું હિત જોએલું છે.

અને જો કે તેની પછવાડેની જુબાની ઉપર કેટલા વાસ્તે તેણે ઈતબાર રાખ્યો નહીં હશે, તોપણ આવી બીનતાથી તેની બાકીની જુબાની કમજોર થાય છે એમ હું ધારતો નથી. જે જાતીના ભારે અને તાતકાળી ક્રોધથી ખુનનું તહોમત બંધવા ઉપર આવ્યું હતું, તે બદલાઇ જઇને ખુનથી ઉતરતા દરજાનું શિક્ષણીય મનુષ્યવધનો ગુન્હો થાય છે, એવું ઠરાવવામાં એ વિદ્વાન જડજે ભુલ કર્યાનું હું માનુ છું. મહારાણી કેસરેહિંદ વિ. દામા રૂપાના મુકરદમામાં આવી બાબતમાં જે નિયમ ચલાવવો જોઇએ, તે અમે અમારી માન્યતા મુજબ આપી ગયા છીએ, અને એજ મતને આધારે તાજે તર મહારાણી વિ. મોહનના કામમાં મેં તથા જસ્ટીસ બ્રોડહર્સ્ટે અમલ કર્યો છે. પ્રથમ તો બંધવો ગુજરનારનો ધણી નહતો. અને તેઓ બંને ભેગાં એક ઘરમાં રહેતાં, તેથી વખતે સંભવ છે કે, તેઓની વચ્ચે નીકટ દોસ્તી હશે. અને તેથી દ્વેષમાં ઉશકેરાઇ જઈને આ કામ તેને કરવું પડયું હશે. પરંતુ આ બાબતનો કાંઈ પુરાવો નથી. અને બંધવે આના સંબંધમાં જે ખુલાસો કર્યો છે તે હું મંજુર કરૂં છું. અને બાઈ જમની જનાખોરી કરાવતી હતી તે વખતે બંધવે તેણીને પકડી હતી, એવો જે સેસન જડજનો મત થયો છે, તે મત ગ્રહણ કરતાં પણ ખુનમાંથી ઉતારી નાંખી ખુનથી ઉતરતા દરજાનો શિક્ષણીય મનુષ્યવધનો ગુન્હો થવા વાસ્તે તેમાં ભારી અને તાતકાળીક ક્રોધ ચડયો હતો, એ વાત ઈનસાફની કોરટે મંજુર રાખવી જોઇએ, એવો મારો અભિપ્રાય નથી. બંધવો પોતાની સાથે ખુરપી લેઇ ગયો, અને તે ઉપરથી તેણે કાંઇ ઓર જુલમ કરવાનું ધારેલું હશે, એમ જણાઇ આવે છે. અને તે ખુરપી લઇને ઘણે છેટે સુધી ગુજરનાર ઓરતની પછવાડે ચાલ્યો, અને તે એવી માન્યતાથી કે, ઓરત પોતાનું આપેલું વચન પાળવા જાય છે, અને તેમ કરતાં તેને પકડી પાડવી. તેણે તેણીને પાછી નહિ બોલાવતાં તેમ તેણીને ઠબકો નહિ આપતાં, તેમ પાછું વળવા સારૂ સમજ આપવાની કોશીશ નહિ કરતાં, છાનોમાનો તેની પુંઠે ગયો, અને જ્યાં તેને મારી નાંખી હતી ત્યાં તેણીની પાછળ તેને નજરમાં રાખતો રાખતો ચાલ્યો ગયો. બીજા શબ્દમાં કહીએ તો, ક્રોધ શોધવા સારૂ તે ઇરાદા પૂર્વક ગયો હતો, અને હવે એ ક્રોધ ચડવાથી તેનો ગુન્હો ઓછો કરવાનું યત્ન કરવામાં આવ્યું છે. તે સદરહુ ઓરતનો ધણી નહોતો એમ હું આગળથી કહી ગયોછું અને તેથી તેણીની ખરાબ ચાલ વાસ્તે સજા કરવાનું નીતિની રૂએ તેના ઉપર બંધન હતું નહિ. જે હકીકત પાધરી સાબીત થઈ છે, તે ઉપરથી હુ ક્ષણવાર પણ એમ નથી ઠરાવી શકતો કે ભારે અને તાતકાળી ક્રોધથી તેનો મીજાજ હાથમાં રહયો નહોતો. કેમકે "આવા પ્રકારના કામોમાં તપાસ કરવાનો તરતનો હેતુ એ છે કે, તાતકાળી ક્રોધ ચડયાથી વિવેકબુદ્ધિનું મોકુફપણું જ્યારથી ક્રોધ ઉત્પન્ન થાય છે ત્યારથી તે ઠેઠ નાશકારી ઘા મારવાની પળ સુધી ચાલુ હતું કે નહિ? કેમકે કોઈ પણ પ્રસંગ ઉપરથી એવું જણાય કે, નાશકારી ઘા માર્યા પહેલાં મારનાર સક્ષ ટાઢો પડયો હતો, અથવા વિવેકબુદ્ધિથી મારનારે વિચાર કર્યો હતો, અથવા શાંત થવા વાસ્તે તક અથવા વેળા હતી. તો એ પ્રમાણે મારી નાખવું એ ખુન થાય છે. અને તેનો દોષ મનુષ્યના ક્ષણ ભંગુર સ્વભાવ કરતાં વૈરભાવને દેવો જોઇએ." રસલના પહેલા પુસ્તકના ૭૨૫ મા પ્રષ્ટ ઉપરથી આ મુકરદમાના સંબંધમાં મારો આ પ્રમાણે અભિપ્રાય છે. તેથી બંધવાને હું પી. કો. ની ૩૦૨ જી કલમ પ્રમાણે અપરાધી ઠરાવું છું, અને ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૪૩૯ મી કલમને આધારે કરેલી સજા ફેરવીને સદરહુ ગુન્હા માટે ઠરાવેલી જીવતાં સુધી સમુદ્રપારની સજા કરૂં છું. પરતુ સઘળી હકીકત ધ્યાનમાં લેઇને તથા વિશેષે કરી ગામડામાં રહેનારા અજ્ઞાન અને ઓછા સુધરેલા લોકોમાં પોતાના કુટંબની ઓરતની ગેરચાલને સબંધે દેશી લોકોની જે વિલક્ષણ લાગણીઓ છે, તે પણ ધ્યાનમાં લેતાં બંધવાને ચઉદ વરસ સુધી કેદની સજા કરવા સારૂ સરકારને ભલામણ કરવાને હું વાજબી માનું છઉં. આ ઠરાવમાં જસ્ટીસ મહામદ પણ એક મત થએલ છે.

---

## સમશેરખાં વિ. માહારાણી કેસરેહીંદ.

जो बंने बाजुना माणसो इरादाथी लडतां होय, अने तेमांथी बंनेना घणां माणसो भयंकर हथियार बंध होय, अने पुरावेथी एम खुलतुं होय के, जे माणस मरण गयो ते पुरी उमरनो हतो. अने बंने बाजुओ वाळामांथी कोइए ते लडाइमां सामावाळा उपर अयोग्य लाभ लीधो न होय तो, ते लडाइनी वचमां कोइ माणसनुं मोत थाय तो गुन्हो शीक्षणीय मनुष्यवधनोछे पण तेथी खुन थतुं नथी.

કલમ ૩૦૦

૯

તા. ૩૧–૭–૮૦
ઈં. ૬ ક. ૧૫૪-
જે બંને બાજુનાં માણસો ઈરાદેથી લડતાં હોય-અને તેમાંથી બનેનાં ઘણાં માણસો ભયંકર હથીયાર બંધ હોય, અને પુરાવેથી એમ ખુલતું હોય કે, જે માણસ મરણ ગયો તે પુરી ઉમરનો હતો અને બંને બાજુઓવાળામાંથી કોઈએ તે લડાઈમાં સામાવાળા ઉપર અયોગ્ય લાભ લીધો ન હોય તો તે લડાઈની વચમાં કોઈ માણસનું મોત થાય તો ગુન્હો શીક્ષણીય મનુષ્યવધનો છે પણ તેથી ખુન થતું નથી.

આ મુકરદમાની હકીકત જોઈએ તેટલી હાઇ કોરટના ઠરાવથી જણાઇ આવશે.

અપેલેન્ટ તરફથી વુડ સાહેબ, બાબુ બાંનરજી બાબુનલીત ચંદ્રસેન, બાબુ જોગેશ ચંદ્રરાય, અને મુનસી સીરાજુલ ઈસલાંમ હાજર હતા.

**સરકાર તરફથી બાબુ દુરગા મોહનદાસ હાજર હતા.**

**જસ્ટીસ વ્હાઇટનો ઠરાવ.**

સમશેરખાં, અબદુલ રહેમાન, મુનસી સાહેબખાં ઉવીસી મુદીમીયાં. અને ફકીર ઉલાખાન આ પાંચ અપેલેન્ટોને એક હંગામાની દરમીયાંન ખુન કર્યાના અપરાધી ઠરાવી તેઓ દરેકને જીવતાં સુધી સમુદ્રપારની સજા કરવામાં આવી હતી. તેના ઉપરની આ અપીલ થયેલી છે.

લીધેલો પુરાવો ઘણો લંબાણ વાળો છે. તેમાં ઘણીવાર એની એ વાતો આવેલી છે. તથાપી કેટલીક અગત્યની બાબતમાં જેવો જોઇએ તેવો બારીક નથી. તોપણ એટલી તો વાત ચોખી છે કે, ચાલતી સાલના જાનેવારી મહિનાની સતરમી તારીખને સવારે એક લઠશેલા ગામમાં ભારે હંગામો થયો હતો. અને તે હંગામાને અંતે એક માણુસને જખમ થયો હતો, અને બીજાનું મોત થયું હતું. સદરહુ ગામની પાટીના બે ભાગદારી જેઓના નામ કરીમ સરદાર, અને દોસ મામદ હતાં. તેઓની વચે પોતાના હિસ્સા સંબંધી તકરાર થતાં આ બંને જણાએ પોતાની પાટીનો કાંઈ હિસ્સો સાહેબખાં અને દુવારકાં નાથરાય નામના બે બરોબરીઆ જમીનદારોને વેચાતો આપ્યો. તે એવા ઇરાદાથી કે, આ તકરારમાં

બે જોરાવર પડોશીયોની કુમક જોઇએ તે ટાંણે મળે, ખાન સાહેબની ખરીદી તેના દીકરા હાફીસના નામથી થઈ હતી. એમ જણાયું છે કે કરીમ સરદારે જ્યારે પોતાનો હિસ્સો વેંચ્યો. ત્યારે તે હિસ્સાનો તેની પાસે કબજો હતો નહીં. અને હંગામો થયાની અગાઉ થોડી વારે ખાંન સાહેબે જે પાટી વેચાતી લીધી હતી તેનો કાંઇક ભાગનો કબજો મેળવવાના ઉપાયો લીધા હતા. અને તે કામ સારૂ બંધવા ફકીર ઉલ્લાની જમીન ઉપર એક કચેરી અથવા ઝુંપડી બાંધી હતી. એ ફકીર ઉલ્લા, એ ગામનો એક નાનો તાલુકદાર હતો, અને તે ખાંન સાહેબના પક્ષમાં ભળ્યો હતો આ પગલું ભર્યાને પછવાડે તુરતજ ફકીર ઉલાની વાડીમાં કેટલાક લાઠીવાળા જુવાન સીપાઇઓને દાખલ કરવામાં આવ્યા હતા. જાનેવારીની ૧૭ મી તારીખની સવારે દોસમામદે પણ પોતાના ઘરના વાડામાં કેટલાક માણસોનો જમાવટ કર્યો હતો. આ બંને પક્ષવાળાની વચે ૧૭ મી તારીખને સવારે હંગામો થયો, તે હંગામાના કારણમાં કોન્સ્ટેબલ નવી બક્ષને સદરહુ ગામમાં બંદોબસ્ત રાખવા સારૂ પોલીસ સત્તાવાળાએ થોડા રોજ ઉપર મોકલ્યો હતો. અને હંગામો થવા ટાંણે તે હાજર હતો. અને તે જુબાની ઉપરથી જણાય છે કે, દોસમામદ અને તેના પક્ષના કેટલાક માણસો તે સવારે ફકીર ઉલાની વાડીમાં આવ્યાં હતાં. સદરહુ કોન્સ્ટેબલને બંને બાજુની તૈયારીઓ જોવામાં આવતાં, તેણે ધાર્યું કે, સુલેહનો ભંગ થવામાં કાંઈ વાર નથી. એટલે તેને એક રીપોર્ટ લખ્યો, અને તે રીપોર્ટ થાણામાં રવાને કર્યો. અને પોલીસના ઈન્સ્પેકટરને આવવાની અરજ કરી. પરંતુ ઇન્સ્પેકટર આવી પહોંચ્યો તે પેહેલા આ બંને ટોપીવાળાના હથીયાર બંધ માણસોને ફકીર ઉલાની વાડીને શેઢે એક ધાણું સરકારના ખેતરમાં લડાઇ થઇ. થોડીક લડાઇ થયા પછી, ગરીબ ઉલા જે દોસમામદના પક્ષનો હતો. તેને પેટમાં ભાલાનો ઘા વાગ્યો તે ઉપરથી- દોસમાંમદની પારટીવાળા ઉગમણી કોર એક ફણુસના ઝાડની કોર પચાસ વારને છેટે નાસી ગયા, અને તેઓની પછવાડે ખાંન સાહેબના માણસ થયાં તેટલામાં દોસમામદની પક્ષવાળામાં બીજા કેટલાંક માણસો ભાલાં અને લાકડીઓ બાંધીને આવ્યાં હતાં, તે ભળી ગયાં તેથી કરી ખાંન સાહેબની પારટીને ભાગી જવાનો વારો આવ્યો. અને આશરે એંશીવારને છેટે ભાગ્યા. ત્યારે તેઓના ઉપર કેટલાંક આંબાના ઝાડની પાસે હુમલો થયો. ત્યાં લડાઇ ફરીને શરૂ થઇ અને થોડી વારમાં દોસમાંમદની પારટીનો ખોઆ જ નામનો સક્ષ મરાણો. ફકીર ઉલાની જમીન ઉપર કચેરી, ઝુંપડી બાંધી હતી, તેના બચાવ સારૂ ખાંન સાહેબના જમાવટ કરેલા માણસોની મંડળી કાયદેસર હતી. એમ દેખાડવા સારૂ ઘણી ઘણી દલીલો કરવામાં આવી છે. પ્રથમ જ્યારે માણસો ભેગાં કર્યાં. ત્યારે બચાંવ કરવાનો વખ્તે હેતુ હશે પરંતુ તેઓના કૃત્ય તથા વરતણુંક ઉપરથી તથા પછવાડેથી જે બન્યું તે ઉપરથી વિચાર કરતાં અમો ધારીએ છીએ કે તે લોકો પ્રથમથીજ બચાવ કરવા તથા ગુન્હો કરવા વાસ્તે ભેગાં થયાં હશે. અને સાપ્રાધ બળ વાપરીને ખાંન સાહેબનો ખરો અથવા ધારેલો હક પ્રસીધ કરવાનો તથા જે પાટી તેણે વેચાતી લીધી હતી તેમાંથી વેરો ઉઘરાવવાનો મુળ ઇરાદો હશે. અને ૧૭ મી તારીખના સવારમાં તેના જાણવામાં આવ્યું કે, દોસમામદે સામા થવા સારૂ માણસોનો જમાવટ કર્યો છે. અને તે દોસમામદ તથા તેનો કેટલાંક માણસો ફકીર ઉલાની વાડીએ દુશ્મની ભાવથી આવ્યા હતા. તેથી તેઓએ ફકીર ઉલાની વાડીમાંથી હથિયાર બંધ માણસોને બાહાર કાઢયાં. અને એ માણસોને બા-

હાર કાઢવાનો તેઓનો સામાન્ય હેતુ દોસમામદની પાટીવાળા સાથે લડવાનો હતો. આગળ-તે પડેલા પુરાવા ઉપરથી જણાય છે કે, દોસમાંમદની પારટીવાળા તે રોજ પેશ કદમી કરનારા હતા. અને ફકીર ઉલાની વાડીમાંથી ખાંન સાહેબની પારટીને બાહાર કાઢવાની સ્પષ્ટ મતલબથી, અથવા એ ખાંન સાહેબની પારટીવાળાને ચીડ ચડે એવી રીતે દોસમહમદ વાળાઓ વરત્યા હતા. પરંતુ બીજી રીતે જોતાં સાફ માલમ પડે છે કે, દોસમાંમદ અથવા તેના પક્ષવાળાએ તે તરફથી લડાઇ કરવાનું આમંત્રણ મોકલ્યું હતું, તે આમંત્રણ કબુલ કરવાને ખાંન સાહેબવાળા તદન ખુશી હતા. આ બંને મંડળીના અંગભુતે અથવા દરેક મંડળીના ઘણા ભાગે લાઠી અને ભાલા જેવા પ્રાણહારી હથીઆરો બાંધ્યાં હતાં. અને ખાંન સાહેબની પારટીવાળામાં મોટી સંખ્યા સીપાઈ લોકોની હતી. ખાંન સાહેબની ટોપી પહેલી વાડીમાંથી નીકળી ત્યારથી તે, પેલા ખોઆ ઝનું મોત થયું તે દરમીયાનમાં જેબન્યું, તેને એમ એક ચાલુ રહેલી લડાઈ માનીએ છૈએ, અલબતે એ લડાઇ એમ કરતાં વધારે મજલે થઇ હતી ખરી, તોપણ તે એકજ લડાઈ હતી. અને લડાઇ કરવાનો સામાન્ય હેતુ પાર પાડવામાં ગરીબ ઉલા જખમી થયો. અને ખોઆ મરાણો હતો. એમ અમે ધારીએ છૈએ.

એક જણને જે લોકોએ મહાવ્યથા કરી હતી, તથા બીજા જણનું ખુંન કર્યું હતું, તે લોકો અમારી પાસે હાજર નથી. પરંતુ જે કાંઇ બન્યું તેને માટે કેટલે દરજે આ પાંચે બંધવાઓને જવાબદાર ગણવા, તેનો વિચાર કરવા પહેલાં જખમ કરવામાં તથા મારી નાખવામાં જે ગુન્હાઓ થયાછે. તે ગુન્હાઓ વીષે અમારો શું અભીપ્રાયછે તે અમારે કહેવું જોઇએ. ગરીબ ઉલાને જખમ કરવાની બાબતમાં અમે ધારીએ છીએકે એ જખમ મહાવ્યથા નહોતી, એ જખમ ભાલાનો હતો અને તેનાથી પેડુની ચાંબડી વીંધાણી હતી. એ જખમ કારી હતો અને દાકતરના કહેવા પ્રમાણે એ માણસને વીશ દીવશ કરતાં વધુ ઈસપીતાલમાં રહેવું પડયું હતું. અને ઇશ્વરની કૃપા ન થઇ હતતો એ માણસનો જાંન જાત કેમકે જો ભાલાની અણી પેડુમાં પેઠી હતતો મોત થવાની ઘણી વકી હતી.

જે માણસ મરાયો તેના સબંધમાં અમારો એવો અભીપ્રાય છેકે, તેને મારી નાંખવાથી શીક્ષણીય મનુષ્ય વધનો ગુન્હો થાયછે પરંતુ ખુંનનો ગુન્હો થતો નથી કેમકે ખુઆઝ પુખ્ત ઉમરનો હતો અને જે બંને ટોળીવાળાઓએ સલાહ પરીયાણ કરીને જે લડાઇ કરી હતી, અને જેમાં બંને બાજુવાળાએ અથવા બંને બાજુના ઘણા માણસોએ લાકડી અથવા ભાલા જેવા પ્રાણહારી હથિયારો બાંધ્યા હતા અને જે લડાઇ કરતાં કોઈ પક્ષવાળાએ બીજા પક્ષવાળા પાસેથી અયોગ્ય લાભ લીધો હોય એમ પુરાવેથી જણાતું નથી. તેવી લડાઇમાં તેનું મોત થયું હતું.

આ બાબતમાં રાણી વીરૂદ્ધ કુકીયર માથરનો મુકરદમો તા. ૧૩—૧૧—૭૭ ને રોજ ચુકાવમાં હું હતો, તે જોવાનું મહારે કહેવું જોઇએ, ચાલતા મુકરદમાને મળતા પ્રસંગની અંદર જયાં મોત થયું હોય તે મુકરદમો કેવા પ્રકારનોછે તે વીશે લંબાણથી, મેં મારો વિચાર આપેલોછે. ક્રી. પી. કો. ની ૩૦૦ મી કલમના પાંચમા અપવાદમાં તેનો સમાવેશ થતાં મેં ઠરાવ્યું હતુંકે એ ગુન્હો ખુંનનો થતો નથી પરસપરની સમંતી આપીને યુદ્ધ પુરવક સીક્ષણીય મનુષ્ય વધના ગુન્હામાં વિલાયતના તથા હિંદુસ્તાનના કાયદામાં

શું તફાવતછે તેનો ઇસારો આપ્યા પ્રછી મેં તેમાં નીચે પ્રમાણે લખેલુંછે.

" કોઇ માણસ પોતાના સામાવાળા સાથે સલાહ પરીયાંણુ કરીને તે સામાવાળા સાથે પ્રાણહારી હથિયાર લઇને લડવા જાય, અને તે સામાવાળો પણ તેવાજ પ્રાણહારી હથિયાર બાંધીને આવ્યો હોયતો, તે માણસે જાણવું જોઇએકે હું મારી જીંદગી ખોવાના જોખમમાં જાઊછું અને તેવી સ્થીતીમાં તે પોતાની રાજી ખુશીથી પોતાની મેળે આવીને ઉભો રહેછે, તો તે જોખમ લેવામાં તેણે પોતાની સમંતી આપીછે એમ સમજવું જોઇએ જો આ દલીલ આગળથી વિચાર કરીને લડાઈ કરનારા ઊભય જણને સબંધે સાચી હોય તો તે દલીલ બે હંગામાના અંગભૂતો અથવા બે મંડળીના માણસો જેઓ સામસામી લડાઇ કરવાની કબુલત આપેછે અને દરેક પક્ષવાળામાંથી કેટલા જણાએ આ બધા અંગભુતોના જાણવા પ્રમાણે પ્રાણહારી હથિયારો બાંધેલાં હોય તેને પણ સરખીજ રીતે લાગુ પડેછે "

આગળથી વિચાર કરીને કરેલી લડાઇના કામમાં આ પાંચમાં અપવાદના લાગુપણા વિશે મારા મત કરતા આ અદાલતના કેટલાક જડજો બે કારણોસર જુદો મત ધરાવેછે તેમાંનુ પહેલું કારણ એછેકે, જે માણસ મરણ પામેછે તે જો પોતાનો ઇલાજ ચાલેતો મરવાનો ઈરાદો રાખતો નથી. પરંતુ જે કામમાં કોઇ માણસ મોત ખમવાનું કબુલ કરેછે તેવાજ કામોમાં એ અપવાદ લાગુ પડયાનું તેની શબ્દ રચનાં ઉપરથી દેખાતું નથી. પરંતુ જ્યાં કોઇ માણસ મોતનું જોખમ માથે લેવાનું કબુલ કરતો હોય ત્યાં પણ એ અપવાદ પહોંચેછે. અલબતે જો પોતાથી બનેતો મોતમાંથી બચી જવાનો ખોઆઝનો ઈરાદો હતો પણ હથિયાર બાંધેલાં માણસો સાથે લડવામાં તે સામેલ થયો ત્યારે તે મોતના જોખમમાં ઓછો પડયો નહોતો. અને આ તેણે બુદ્ધી પુરવક કર્યું હતું. એટલે તે પોતાની રાજી ખુશીથી સામેલ થયો હતો.

બીજાું કારણ એછેકે જે ચોથો અપવાદછે તેનો વિષય તાતકાળીક લડાઇ કરવાનો એટલા ઉપરથી એવી દલીલ કરવામાં આવી છે કે, પાંચમા અપવાદમાં વીચાર કરીને કરેલી લડાઇની બાબત કાયદા કારોનો સમાવવાનો ઇરાદો હોવો જોઇએ નહીં પાંચમા અપવાદનો સાચેસાચો અર્થ બેસાડવા ઉપર આ તકરાર રહેલી હોવાનું મને જણાતું નથી. કોઇ પાકી ઉમરના માણસે બુદ્ધી પૂરવક સમંતી આપી હોય, તે ઉપરથી દરેક કામમાં આગળથી વિચાર કર્યાનું અનુમાન થાયછે સર્વાનું મને સતીનો દાખલો જે પાંચમા અપવાદમાં રહ્યો છે તેમાં વિધવા બળી મરવાનો વિચાર કરીને ઇરાદો રાખેછે, અને તેણીના જે સગાઓ ચેહને અગ્ની સંસ્કાર કરેછે. તેઓ એ કામ વિધવા બળી મરે એવા ઇરાદાથી તે કામ અતીશે વિચાર કરીને કરેછે. એ લડાઇ આગળથી વિચાર કરીને કરી હતી. અને તેથી પાંચમા અપવાદમાંથી તેને બાતલ કરવી જોઇએ. એવું તેમાં કાંઇ રહેલું નથી. હું ધારૂંછું તે પ્રમાણે જો એ શબ્દોના સામાન્ય અને સ્વભાવીક અર્થ પ્રમાણે કોઇ માણસ બીજા માણસ સાથે વિચાર કરીને લડવાનું કરેછે, અને તે બીજો માણસ વળી હથિયાર બંધ હોય તો તેથી કરીને તે મોટું જોખમ માથે લેવાનું કબુલ કરેછે તો પછી તેને મારી નાખનારા સામાવાળાને તાતકાળીક લડાઈની અંદર કોઇ માણસ પોતાના સામાવાળા માણસને મારી નાંખે તેને માટે ખાસ રીતનો એક અપવાદ ઠરાવ્યોછે, એટલા માટે તેને પાંચમા

અપવાદના લાભમાંથી શા માટે બાતલ કરવો જોઇએ.

આગળથી વિચાર કરી રાખેલી લડાઇમાં કોઈ માણસ પોતાના સામાવાળા માણસને મારી નાંખે તેનાથી તે માણસ જ્યારે તાત્કાળીક લડાઇમાં એ માણસ મારી નાંખે તેનાથી એ બીના જુદી છે. અને જો કાયદાકારોએ આ બન્ને ગુન્હાનો માત્ર શિક્ષણીય મનુષ્યવધમાં સમાસ કરવાનું ધાર્યું હોય તો તેઓનો ઇરાદો બે જુદા જુદા અપવાદ ઘડીને સ્વભાવિક રીતે દરસાવવો જોઇએ.

વળી તાત્કાળીક લડાઈ કરવાનો ભેદ વિલાયતના કાયદામાં મંજુર રાખ્યો છે અને તાત્કાળી લડાઇમાંથી જે ઇરાદો ગર્ભીત રીતે સમજવો જોઇએ તે ઈરાદો આગળથી વિચાર કરીને લડાઇ કર્યાનો કેશ પાંચમા અપવાદમાંથી બાતલ કરીને પીનલકોડના ઘડનારાઓનો નહોતો એવો તેઓને દોષ દઇને તાતકાળી લડાઈનો વિષય એક જુદાજ અપવાદમાં મુકયો એમ તેઓના વિશે ધારવું હોય તો ધારી શકાય છે. મારા મનમાં પાંચમા અપવાદનો ખરો અનવય કરતાં એવું લાગે છે કે, જ્યારે મોત આગળથી વિચાર કરેલાં કત્યોને અંતે અથવા તેવા કત્યોથી થયું હોય અને જેમાં ગુજરનાર સક્ષે પોતાની રાજી ખુશીથી મરવાનું જોખમ માથે લીધું હોય, તેવાં સઘળા કામોમાં એ અપવાદ લાગુ થાય છે. જે ચોથો અપવાદ છે તે તમામ ઈલાયદો અપવાદ છે. અને જ્યાં તાતકાળી તથા આગળથી વિચાર કર્યા વગરની લડાઈમાં મોત થયાં હોય તેને લાગુ પડે છે. અને પાંચમાં અપવાદનો જે સ્વભાવિક રીતે અમલ થઇ શકે છે તે કોઇ રીતે તે અપવાદને પ્રતીબંધથી બાંધી લેતો નથી માટે સેસન જડજે ગુન્હાનો તથા સજાનો ઠરાવ કર્યો છે તે રદ કરી ઉપર કહી ગયા પ્રમાણે ગુન્હા તથા સજાના ઠરાવો કરવાનો હુકમ કરૂં છું.

## જસ્ટીસ ફીલ્ડનો ઠરાવ.

જે ઠરાવ હમણાં વાંચી સંભળાવ્યો તેને હું મળતો આવું છું. ખાનસાહેબે ૧૭ મી તારીખના સવારનાં જથાબંધ હથિયારબંધવાળાં માણસો તે ગામમાં એકઠાં કરેલાં હતાં, તેમ દોસ્તમહંમદે પણ ઘણાં માણસો ભેગાં કર્યાં હતાં એ વાત સાવ ચોખ્ખી છે.

જે કાંઇ ખરેખરૂં બન્યું હતું તે એ હતું કે, કોન્સ્ટેબલ દોસ્તમહંમદની વાડીમાં જઈ આવ્યા પછી તથા ત્યાં ઘણા માણસો એકઠાં કર્યાં છે એવું માનવાનું કારણ મળ્યા પછી તે ફકીર ઉલાની વાડીએ ગયો અને ત્યાં પણ તેણે તેજ સ્થિતિ જોઇ.

દોસ્તમાંમદના લોકો કોન્સ્ટેબલની પછવાડે ગયાનું તથા ફકીર ઉલાનું ખેતર હતું તેની લગોલગ દક્ષીણ દીશામાં ધાનું સરકારની જમીન હતી ત્યાં જઇને ઉભા રહ્યાનું જણાય છે. કોન્સ્ટેબલે રીપોર્ટ લખાવીને તથા ચોકીદાર ભગવાન સાથે થાણાં તરફ તેને રવાને કરીને ફકીર ઉલાની જમીન ઉપર તાજેતર જે ઝુંપડી બાંધી હતી તેમાંથી નીકળીને બહાર આવ્યો. ત્યારે દોસ્તમાંમદે તેને કહ્યું કે, ફકીર ઉલાના ખેતરમાં જથાબંધ હથિયારવાળાં માણસો જમા થએલાં છે માટે તેને પકડવાં જોઇએ. તેમ કરવાની જ્યારે કોન્સ્ટેબલે હાના કરવા માંડી ત્યારે પોતા થકી પકડવાની મદદ વાસ્તે તેણે પોતાના માણસોને હાકલ ક-

રી. કાંતો દોસ્તમાંમદના માણુસો તેની વાડીની પછવાડે ઉભાં હોય અથવા કાંતો ફકીર ઉ-લાની બાજુમાં કેટલાં માણુસો છે તેની ગણુતરી કરવામાં દોસ્તમાંમદ ચુક્યો હોય એવું દે ખાઇ આવે છે. ગમેતેમ હોય તોપણુ દોસ્તમાંમદના માણુસો ફકીર ઊલાના ખેતરમાં આ-વશે એવી રાહ ફકીર ઊલાના માણુસોએ જોઇ નહીં, પણ પ્રથમ પગલું ભરીને તેઓ શે-ઢો ઓળંગીને ધનું સરકારના ખેતરમાં ગયા ત્યાં પછી હંગામો શરૂ થયો.

ખાનસાહેબના માણુસો આમ પોતાનો બચાવ કરતા હતાં, અથવા બીજા શબ્દમાં બોલીએ તો તેઓ શરીર તથા મિલકતનો ખાનગી બચાવ કરતાં હતાં એમ કહેવું મને આ-વે પ્રસંગે અશક્ય લાગે છે. બન્ને પક્ષવાળાઓ હથિયાર સહિત હતા, તથા લડાઇ કરવા-ની બન્નેની તૈયારીઓ હતી. અને ભેટાભેટી થવામાં કાંઈ નજીવી બીનાનો બનાવ બનવો બસ હતો એમાં કસોએ વાંધો નથી.

એ ઝપાઝપી કરવામાં દરેક પક્ષવાળાની મતલબ લડીને જીતવાની હતી એમ કહેવું મ-ને વાજબી લાગે છે અને લડાઇ કરવામાં તેઓએ જાણીબુજીને તેના જોખમો માથે લીધાં હતાં. જ્યારે આવી રીતે બન્યું હોય ત્યાં ૩૦૦ મી કલમનો પાંચમો અપવાદ લાગુ પડ્યા-ના મતને હું મળતો આવું છું. અને તેમાંથી પ્રથમ કોણે પેશ કદમી કરી હતી. એ વાત જો કે સજા કરવા ટાંણે વિચારવાની છે તોપણ્ તે બહુ મુદાની નથી. કોઈ માણુસ હથી-યારબંધ ટોળા માંહેલો હોય અને તેને પોતે પણ મોત આણે એવું હથિયાર બાંધ્યું હોય, (અને ખોઆઝ જે મર્ણ પામ્યો હતો તેણે હથિયાર બાંધ્યું હતું એવું દેખાડનારો પુરાવો પડયો છે) અને પછી તે કોઇ લડાઈમાં સામેલ થઈને પોતાના સામાવાળા ઉપર એ હ-થીયાર વાપરે તો ૩૦૦ મી કલમની ચોથી રકમ માંહેલું જે કામ એવું તો તુરત ભયંકર હોય કે, જેથી સોવસા મોત, અથવા જેથી મોત થવાનો સંભવ હોય એવું શરીરનું નુકશા ન થશેજ એવું કામ તે કરનારો થાય છે, એમ કહેવું મને વાજબી લાગે છે. અને વળી મને એમ પણ લાગે છે કે મોત અથવા જે નુકશાનથી મોત થશેજ. તે મોત આણુવાનું જોખમ માથે લેવા સારૂ કાંઇ કારણુ હોવા વગર તેણે આવું કૃત્ય કરેલું છે. જ્યારે તેની ત થા તેના પક્ષવાળાની સાથે તેવીજ રીતના હથિયારવાળાં માણુસો થાય, અને તે હથિયાર પણુ તેમની માફકજ વાપરે તો તેઓએ પાંચમા અપવાદના અર્થ પ્રમાણે રાજી ખુશીથી મરવાનું જોખમ માથે લીધું હતું એમ કહેવું મને વાજબી દેખાય છે.

### કલમ ૩૦૧ મી

૩૦૧. જે વસ્તુથી મોત આણવાનો ઇરાદો કરયો હોય, અથવા જેથી મોત થવાનો સંભવ છે એમ પોતાના જાણ્યામાં હોય, એવી કાંઇ વસ્તુ કરવાથી અગર કોઇ શખસ જેનું મોત આણવાનો તેણે ઇરાદો નહી કરયો હોય અને જેનું મોત પોતાથી થવાનો સંભવ તેના જાણ્યામાં પણ ન હોય, એવા કોઇ શખસનું મોત આણીને શિક્ષણીય મનુસ્યવધ કરે, તો જે શખસનું મોત આણવાનો તેણે ઇરાદો કરયો હોય, અથવા જેનું મોત પોતાથી થવાનો સંભવ તેના જાણ્યામાં હોય તે શખસનું અગર તેણે મોત આણ્યું હોત, તો તે જે પ્રકારનો શિક્ષણીય મનુસ્યવધ થાત, તેજ પ્રકારનો તે ગુન્હેગારે કરેલો મનુસ્યવધ છે એમ સમજવું.

જેશખસનુંમોત આણવું ધારયુંહોય તેથી કોઇજુદાશખસનુંમોતથાય, તો તે શિક્ષણીય મનુસ્યવધ વિશે.

### કલમ ૩૦૨ મી.

૩૦૨. જે માણુસ ખુન કરે, તેને મોતની, અથવા જીવતાં સુધીસ મુદ્રપારની, શિક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

ખુનની શિક્ષા

### કલમ ૩૦૩ મી

૩૦૩. જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષાનો હુકમ જે માણુસની ઉપર થએલો હોય, તે માણુસ અગર ખુન કરે, તો તેને મોતની શીક્ષા કરવામાં આવશે.

જન્મ ટીપના ગુન્હેગારે કરેલા ખુનની શીક્ષા.

## કલમ ૩૦૪ થી. અ:

અ.—શિક્ષણીય મનુષ્યવધ કરતાં ઉતરતા દરજાનું હર કોઇ અવીચારનું અથવા ગફલતી ભરેલું કામ કરીને કોઇ માણસ કોઇનું મોત લાવે તો તેને ઘણામાં ઘણા બે વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવી અથવા દંડ કરવો, અથવા એ બેઉ શિક્ષા કરવી" (સને ૧૮૭૦ ના આકટ ર૭ મા પ્રમાણે.)

ગફલતથી મોત થાય.

### રાણી વિ. આચારજી.

ક. ૩૦૪ અ.

૧
તા૦ ૧૯–૧–૭૭
ઇ. ૧ મ. પા. ૨૨૪

પઇસાની ઉધરાણી કરવાની રકઝકમાં એક જણ સામા માણસને ધકો મારે અને એ ધકો બીસહેજસાજ ળ્ય થા થઇને મોત થાતો તે ગુન્હો આ કલમ પ્રમાણે થતો નથી.

एक नजीवी तकरारनी दरमयान तहोमतदारे मैयतने वांसामां एक भारे हडसेलो मार्यो. अने ते हडसेलाथी अढी हाथ नीचे रस्ता उपर पडी गयो. ए प्रमाणे पडी जतां, मैयतने इजा थइ, ने ए इजामांथी चमक चाली, ने ते चमकथी पांचमे दहाडे मरी गयो. ठराव्युं के, आ हकीकत उपरथी तहोमतवाळो पीनलकोडनी ३०४ अ मी कमल मांहेला गुन्हानो तकसीरवार नथी, तेम खुनथी उतरता दरजाना शीक्षणीय मनुष्यवधना गुन्हानो पण तकसीरवान नथी, केमके जे परीणाम थयुं, ते परीणाम थशे एम संभव नहोतो. ने वीशेष तेम करवानो हेतु पण हतो नहीं.

ગંજામના પેહેલા વર્ગના આસીસ્ટંટ ફ્રસ્ટ કલાસ માજીસ્ટ્રેટના સને ૧૮૭૬ ના નંબર ૮૬ નાં કયાલંડરના ફોજદારી કેસનું દફતર વાંચતાં, તહોમતદાર ઉપર પીનલકોડની ૩૦૪ અ મી કલમ પ્રમાણે તહોમત મુકી અપરાધી ઠરાવ્યો હતો, તે ઉપરથી હાઈકોર્ટે નીચે પ્રમાણે ઠરાવ કર્યો હતો. કોઇના તરફથી વકીલ હાજર નહોતો.

ઠરાવ.

આ મુકરદમામાં શીક્ષીણીય મનુષ્યવધથી ઉતરતા દરજાનું ગફલતથી કૃત્ય કરીને મોત આણ્યું એવું વહોમતદાર ઉપર તહોમત મુકીને આસીસ્ટંટ માજીસ્ટ્રેટે છ માસની સખત કેદની શિક્ષા કરી હતી.

હકીકત એવી છે કે, ગુજરનાર તહોમતદારને ઘેર કેટલીક શાળ આપી આવ્યો. પછી પોતાની જે મજુરી થાય, તે તેણે તહોમતદાર પાસે માગી, કેટલી મજુરી થાય, એ બાબત તકરાર ઉઠી. અને તકરારની દરમીયાન મરનારને તહોમતદારે વાંસેથી એક ભારે હડસેલો માર્યો. જે ઉપરથી મૈયત અઢી હાથ નીચે પગથીયા ઉપરથી રસ્તામાં પડી ગયો. પડતાં મૈયતનો અંગુઠો તુટી ગયો. અને તેમાંથી ચમક ચાલી. ને મૈયત પાંચમે દહાડે ગુજરી ગયો.

હાઇકોર્ટનો એવો અભીપ્રાય છે કે, અપરાધી ઉપર જે ગુન્હો સાબીત ગણ્યો છે, તે કાયદા વિરુદ્ધ છે. ખુનથી ઉતરતા દરજાનું, આ શીક્ષણીય મનુષ્યવધ નથી. કેમકે જે પ-

રીણામ થયું, તે પરીણામ થવાનો સંભવ નહોતો. અને વીશેષ એ કે, તે કરવાનો તેનો ઇરાદો નહોતો. આ એક એવા પ્રકારનો કેસ છે કે, કાંતો શીક્ષણીય મનુષ્યવધ થાય, ને નીકર કાંઈજ ન થાય.

અહીં કાંઇ કૃત્ય થતાં પાધરૂં મોત થયું છે. એ કામ કરનારે જોયું હત કે, હું જે કરૂંછું, તેથી મોત થશે, તો એ કૃત્ય શીક્ષણીય મનુષ્યવધ ગણાય, પણ તેવી રીતનું કાંઇ થયું નથી. અને આ કેસ શીક્ષણીયમનુષ્યવધનો નથી, તેમ ગફલતથી મોત આણવાનો પણ નથી. પીનલકોડમાં લખ્યા પ્રમાણે આ એક સાપ્રાધબળનો કેસ છે. તોપણ વિલાયતના કાયદા પ્રમાણે આ કૃત્ય મનુષ્યવધનો ગુન્હો ગણાત. તહોમતદાર ઉપરનો અપરાધ ના સાબીત ગણવો. અને તહોમતદાર કેદમાં હોય તો તુરત તેને છોડી દેવો.

## કેસરેહિંદ વિ. કતાબદી મંડલ.

કે. ૩૦૪ અ.
૨
તા. ૨૬-૨-૭૯
ઈ. ૪ ક. મા.૭૬૪

શરીર મત્યે બુદ્ધીપુરવક ગુન્હો કર્યો હોય તેમા પીનલકોડની ૩૦૪અ મી કલમ લાગુ પડતી નથી.

शरीर प्रत्ये बुद्धीपूर्वक गुन्हो कर्यो होय तेमा पीनलकडिनी ३०४अ मी कलम लागु पडती नथी.

कोइ माणस इरादा पूर्वक उपला प्रकारनो गुन्हो करे अने तरतनी मतलब उपरांत तेमांथी कांइ परीणाम नीपजे तो पोताना आवा कृत्यथी जे खेरेखरुं परीणाम थयुं, ते परीणामनी संभवता वीशे, तेने केटलुं भान हतुं, ते चोकस करवानुं काम छे; अने तेवुं ज्ञान होवानो तेना उपर दोष मुकाय तो, थयेलुं परीणाम मात्र अविचार पणे थयुं हतुं एम कहेवु जोइए नहीं. जो तेवा ज्ञाननो दोष न मुकी शकाय तोपण जाणी बुझीने करेलो गुन्हो, तेनुं परीणाम कमनशीबवाळुं थयुं माटे अविचारना प्रकारनो छे, एम कही शकाय नहीं. जे कृत्योथी वहते बीजाओने हानी थवानो संभव छे, पण जे पोते गुन्हा नथी, ते कृत्यो जो भयंकर परीणामो थवानी बंदोबस्ती करवामां योग्य संभाळ राख्या वगर करवामां आव्या होय, तो तेओ ३३६, ३३७, ३३८. अथवा ३०४ अ मी कलम प्रमाणे गुन्हो थाय छे. जे कृत्यो पंडेज गुन्हा छे, तेनो विचार गुन्हेगारना ज्ञान अथवा ज्ञानना साधनोने संबंधे करवानो छे, अने तेवा जे प्रकारना गुन्हाना वर्गमां योग्य कलमवार तेओने गोठववां जोइए.

સને ૧૮૭૨ ના ૧૦ મા આકટની કલમ ૨૮૭ (૪૩૮) મી મુજબ આ કામ હાઇકોર્ટ તરફ લખી મોકલ્યું હતું.

એક આઠ નવ વર્ષની છોકરી, જે યુવાવસ્થાને પહોંચી નહતી તે બંધવાની જરૂરત હતી એમ જણાયછે. એ છોકરીનો બાપ તેણીને બંધવાને ઘેર મુકી ગયો હતો. પણ તે પીહુ જ્યાં

કુટવા લાગી, તેથી એક રાત તેનો બાપ ત્યાં રહેલો હતો. રાતે તે સ્ત્રી તથા બંધવો ઘરની માંહે સુતાં, અને છોકરીનો બાપ, તથા બંધવાનો બાપ એ બંને જણા ઘરની બહાર પરશાળમાં સુતા હતા. અરધી રાત વીત્યાબાદ પોતાના બાપને ઘેર જતા રહેવાના દેખીતા ઇરાદાથી તે છોકરી ઘરમાંથી બહાર આવી. અને એક મછવામાં બેશી ગઇ; તે મછવો ડુબ્યો. એટલે તે પાણીમાં પડી, ત્યાંથી તેને તેના સસરાએ ઉગારી, અને પાછી ઘેર તેડી લાવ્યો. બંધવે તેને ઘરમાંથી ઢસરડી બહાર કાઢી, અને વાંસામાં ઉઘાડે પગે લાતો મારી, તે લાતથી તે છોકરી પડી ગઈ, અને તરતજ મરણ પામી.

વૈદકી પુરાવા ઉપરથી જણાયું છે કે, તે છોકરી સાવ સાજી હતી. તેનું મરણ થવાનું કારણ એ હતું કે, પેટનો સૌથી માંહેલો પડદો બાહારના મારથી ફાટી પડયો. ઉઘાડે પગે લાત જોરથી મારી તેને, અંતે આમ થયું હશે. માથા ઉપર પણ નાનો સરખો જખમ હતો. અને ગરદનના પછવાડાના ભાગમાં કાંઇ કચર થયો હતો. વૈદે એવું લખાવ્યું છે કે, એ છોકરી સાથે કોઇ માણુસે સંભોગ કર્યો નહોતો. બંધવા ઉપર શીક્ષણીય મનુષ્યવધનું તહોમત મુકી કમીટ કરવામાં આવ્યો. સેસન જડજનો એવો અભીપ્રાય થયો કે, બંધવાને મોત આણવાનો ઇરાદો નહોતો, તથા તેને ખબર નહોતી કે, પોતાના કૃત્યથી વખ્તે મોત થશે, એટલા માટે શીક્ષણીય મનુષ્યવધનું તહોમત આ કામમાં પોશાતું નથી. તેથી તેણે બંધવાને ૩૦૪ અ મી કલમના ગુન્હાનો અપરાધી ઠરાવ્યો. અને એક વર્ષની સખ્ત કેદની સજા કરી. કેમકે વ્યથા કરવાનો ઈરાદો માર પાડવામાં તેણે અવીચારી ભરેલું કૃત્ય કર્યું. તે કૃત્યથી વખ્તે મોત થશે એવું બંધવો જાણતો નહોતો. તોપણ તે છેક સાવ એવા પ્રકારનું નહોતું કે, જેનું પરીણામ વખ્તે જે થયું તે ન થાય.

હાઈકોર્ટ પાસે જ્યારે આ કામ આવ્યું. ત્યારે બંધવા ઉપરનો ઠરાવ સુધારી સજા શામાટે ન વધારવી, તેનું કાંઇ કારણ હોય તો, તે બતાવવા બંધવા ઉપર હુકમ કાઢયો.

સરકાર કીંવા બંધવા તરફથી કોઇ હાજર થયેલું નહોતું. હાઇકોર્ટ તરફથી એરલી જસ્ટીસ તથા બ્રાઉટન જસ્ટીસનો ઠરાવ.—સેસન જડજે કાયદાનો અર્થ લીધો છે, તેને અમે મળતા આવતા નથી. બેરાનનો બૈયાના કામમાં સને ૧૮૭૭ના સપ્ટેમ્બરની ૭જી તારીખે આ અદાલતે એવું ઠરાવ્યું છે કે, શરીર વિરૂદ્ધ બુધી પુર્વક ગુન્હો કર્યો હોય તેમાં ૩૦૪ અ મી કલમ લાગુ પડતી નથી. કોઇ માણુસ આવો ગુન્હો ઈરાદા પુર્વક કરે અને તેની તરતની મતલબ ઉપરાંતના પરીણામો તેમાંથી થાય, તો વખતે એવા કૃત્યથી ખરેખરૂં પરીણામ જે થયું તેમાં કેટલું જ્ઞાન હતું, એ નકી કરવાનું કામ અદાલતનું છે. અને જો તેવું જ્ઞાન હતું, એમ કહેવામાં આવે તો માત્ર અવિચારને, એ પરીમાણનો દોષ દેવાનો નથી. જો જ્ઞાન નહોતું એમ કહેવામાં આવે તોપણ જાણી બુઝીને કરેલો ગુન્હો, અગર જો તેનું પરીણામ કમનશીબવાળું થાય માટે અવિચારના પ્રકારનો છે, એમ કહી શકાય નહીં. જે કૃત્યોથી વખ્તે બીજાઓને હાની થવાનો સંભવ છે, પણ જે મંડે ગુન્હા નથી, તે કૃત્યો જો ભયંકર-પરીણામો ન થવાની બંદોબસ્તી કરવામાં યોગ્ય સંભાળ રાખ્યા વગર કરવામાં આવ્યા હોય, તો તેઓ, ૩૩૬, ૩૩૭, ૩૩૮, કે ૩૦૪ અ મી કલમ પ્રમાણે ગુન્હા થાયછે. જે કૃત્યો કરવામાં એ મંડેજ ગુન્હા છે, તેઓનો વિચાર, જ્ઞાન, અથવા જ્ઞાન મેળવવાના સાધનોને લેઇને કરવાનો છે. અને તેવાજ પ્રકારના ગુન્હાના વર્ગમાં, યોગ્ય કલમવાર તેઓ-

ને ગોઠવવાં જોઇએ.

નીદા મારતી નાગ ભુષણુમનો એક મદ્રાસ હાઇકોર્ટનો ફેંસલો ૭ મ. હા. ૧૧૯ મે પૃષ્ટે છે, તેમાં જસ્ટીસ હોલોવેએ પીનલકોડમાં "અવિચાર" તથા "ગફલત" શબ્દો છે તેનો ખુલાસો કર્યો છે. તે ફેંસલો તાજેતર પંજાબની ચીફ અદાલતે મંજુર રાખીને બધી દીવાની અદાલતો તરફ સરક્યુલરને રૂપે ફેરવ્યો છે.

**જસ્ટીસ હોલાવે કહે છે કે.—**

"કાંઇ કૃત્ય કરતાં એમ ખબર હોય કે, નુકશાનકારી તથા કાયદા વિરૂદ્ધ પરીણામો વખ્તે થાય તો થાય, પણ તેની સાથે તેની એવી ઉમેદ હોય કે, તે પરીણામો ન થાય તો ઠીક, અને કેટલીક વખ્તે તો તેની તેવું પરીણામ અટકાવવા સારૂ પુરતી સાવધાની મેં રાખી છે, એવું માનીને કાંઇ કામ કરવું, તેનું નામ સાપ્રાધ અવિચારપણું છે. ઉપર પ્રમાણે જાણ્યા છતાં તેવું કામ કરવાથી દોષ દેવાનું કામ ઉત્પન્ન થાય છે.

કાયદા વિરૂદ્ધ અથવા નુકશાનકારી ફળ થાશે, તે જાણ્યા વગર કાંઇ કરવું, પણ તે એવે પ્રસંગે કરવું કે, એ કામ કરનારાએ, જે સાવધાની રાખવી જોઈએ, તેને જો તેણે રાખી હત તો, તે પરીણામની તેને ખબર પડત. તેવું નામ સાપ્રાધ "ગફલત" છે. ખબરદારી રાખવાની જે દરેક માણુસની ફરજ છે, તેની કસુર કરવાથી દોષનું કારણ ઉભું થાય છે. આનું નામ સાપ્રાધ "અવિચાર."

જાણી જોઇને તથા ઇરાદા પૂર્વક, શરીરને કાંઈ ઇજા કરવી, તેનો આ બંને વર્ગોમાં થી એક વર્ગમાં સમાસ થઇ શકતો નથી.

માટે અમે ૩૦૪ અ મી કલમ પ્રમાણે ઠરાવ રદ કરીએ છૈએ, જે હકીકત ઉપર કહેવાઇ જવામાં છે, તે ઉપરથી અમોને એમ લાગે છે કે, બંધવાને ૩૦૪ મી કલમ મુજબ ગુન્હેગાર ઠરાવવો જોઇએ.

બંધવાના જાણવામાં હતું તેનો વિચાર કરવામાં કામનો પ્રસંગ વિચારવો જોઇએ. એક જણને કાંઈ માર મારવો, તેની સૃષ્ટીના સામાન્ય ક્રમ પ્રમાણે સાધારણ સ્થીતીમાં, વખતે મોત આણે એવો ન હોય, તે બીજાને અથવા કોઇ ખાસ સ્થીતીના માણુસને નવાણું ટકા જોખમકારી હોય.

સકોમળ છોકરીને એટલા બધા જોરથી લાત મારવી કે, તેથી સાજા માણુસનું પેટ ફુટી જાય, તે અમોને એવા પ્રકારનું કૃત્ય લાગે છે કે, કોઇ સાધારણ અકલવાળો માણુસ તેથી મોત થવાની સંભવતા વિશે બીન માહીત હશે નહીં. તેથી અમે બંધવા ફીતાબદીને ઈ.પી. કો.ની ૩૦૪ થી કલમના છેવટના ભાગ પ્રમાણે અપરાધી ઠરાવી પાંચ વરસની સખત કેદની સજા કરીએ છૈએ. તે સજાનો અમલ મુળ સજા થયાની તારીખથી કરવો.

## કેસરેહીંદ વિ. સફુતુલ્લા.

ક. ૩૦૪અ.

૩

તા. ૩૧-૩-૭૯
ઇ.૪ ક. પા. ૮૭

કેઇ બાબતમાં.

ज्यां बंधवा उपर शीक्षणीय मनुष्यवधनुं तहोमत राख्युं होय, अने पुरावा उपरथी एम मालुम पडे के, गुजरनारनी बरेलनी गांठ सोझेली हती. अने बंधवाए तेने शारीर उपर गुस्सामां मार्या तेथी बरेल फाटी, अने तेमांथी तेनुं मर्ण थयुं होय त्यां ठराव्युं के, ३०४ अ कलम प्रमाणे बं-

धवाने अविचारी कामनो गुन्हेगार ठराववासारु ए जील्लामां बरेल्ना सो-जाना रोगनो वायरो छे, एटलीज जुरीने खात्री करीने बंधवाने मारवामां सापराध अविचारपणानुं अनुमान कराववुं एटलुंज बस नथी. परंतु जुरी-ने वळी एवी पण खात्री करवी जोइए के, तेवा रोगनो ते जील्लामां वायरो हतो, एवी बंधवाने खबर हती. तथा एवा रोगवाळाने मारवामां जींदगीनुं जे जोखम रहेलुं छे, तेनी पण ते बंधवाने खबर हती.

ઠના દરદવાળાને જુરસો મારી મારી નાખવો એ ગુન્હો આ કલમ પ્રમાણે ઠરાવવા સારૂ જે જીલ્લામાં ગુજરનાર રહેતો હતો તે જીલ્લામાં બરલની ગાં-ઠના રોગનો વાયરો છે એટલીજ જુરીને ખાત્રી કરવી એ બસ નથી પણ તે ઉપરાંત એ જુરીને વધુ એવી ખાત્રી કરવી જોઈએ કે તેવા રોગનો તે જીલ્લામાં વાયરો હુ-તો એવી બંધવાને ખબર હતી તથા એવા રોગવાળાને મારવામાં જીંદગીનું જે જોખમ રહેલું છે તેની પણ તે બંધવાને ખબર હ-તી.

જસ્ટીસ વાઇટે જે ઠરાવ આપ્યો છે, તે ઉપરથી હકીકત જોઇએ તેટલી જણાઈ આવે છે.

આ મુકદ્દમાના કેદીઓને જુરીએ શીક્ષણીય મનુષ્યવધના ગુન્હામાંથી નીરદોષ કરીને શીક્ષણીય મનુષ્યવધથી ઉત્તરતા દરજાના અવિચારી કૃત્યથી એક આલમ કારેગરના મોત આણ્યાના ગુન્હાના તેઓને ૩૦૪ મ કલમ પ્રમાણે અપરાધી ઠરાવ્યા હતા.

પુરાવેથી જણાયું છે કે, ગુજરનારની બરેલ ઘણા વરસથી વધેલી હતી. અને એનું મર્ણ એ બરેલ ફાટવાથી થયું હતું. અને ગુજરનાર જ્યારે જીવતો હતો, ત્યારે તેના ધડ ઉપર કેદીઓએ હાથે કરી ગુસ્સા માર્યા, તેમાંથી તે બરેલ ફાટી હતી.

૩૦૪ મી કલમના સંબંધમાં જુરીને જડજે નીચે લખ્યા મુજબ આદેશ કર્યો હતો.

"તમારો મત એવો હોયકે, આ કૃત્યથી શીક્ષણીય મનુષ્યવધ થતું નથી, પણ આ જીલ્લા-માં બરેલની ગાંઠના રોગનો પ્રચાર છે, અને તેથી ધડ ઉપર મારતાં ગુન્હા ભરેલું અવિ-ચારનું કૃત્ય થાય છે. તો ૩૦૪ મ કલમ પ્રમાણે બંધવાને ગુન્હેગાર ઠરાવશો તો તે વા-જબી ગણાસે.

અમોને લાગે છે કે, જડજે આ બાબત જુરી પાસે જોઇએ તેવી સ્પુટતાથી મુકી નથી. જે જીલ્લામાં ગુજરનાર રહેતો હતો, તે જીલ્લામાં બરેલની ગાંઠનો રોગ પ્રસરેલો છે, એટલા ઉપરથી આ કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવવાને બસ નથી. જુરીને વધારે એવો આદેશ કરવો જોઇતો હતો કે, બંધવાને એ દરદના ફેલાવાની વાત જાણવામાં હતી અને જે માણસ એ રોગથી પીડાતો હોય, તેના શરીરના ધડ ઉપર માર મારતાં જીંદગીને જો-ખમ થાય છે, એમ પણ બંધવાઓના જાણવામાં હોવાની તમારે ખાત્રી કરવી જોઈએ.

તોપણ જે પુરાવો પડેલો છે, તે ઉપરથી બંધવાઓ બુદ્ધીપૂર્વક વ્યથા કર્યાના ગુન્હેગાર છે. અને તેઓને કરેલી સજા આ બુદ્ધીપૂર્વક વ્યથા કર્યાના ગુન્હાને માટે આપી શકાય એવી છે, માટે ગુન્હાના ઠરાવમાં વચમાં પડવાનું અમોને જરૂર નથી.

## મહારાણી કૈસરેહીંદ વિ. ફોકસ.

एक सक्षने बरेलनी गांठनो रोग हतो, तेनुं मोत आणवानो इरादा वगर, अथवा जेथी मोत थवानो संभव छे एवी शरीरनी महाव्यथा करवाना इरादा वगर, अथवा पोताना कृत्यथी वखते मोत थशे, एम जाण्या वगर बीजा सक्षे इरादा पुर्वक एवुं कृत्य कर्युं के, तेथी पेला माणसनुं मोत थयुं. तेमां ठराव्युं के हीः पीं. कों. नी ३२३मी कलम प्रमाणे व्यथा करवाना गुन्हानो तेने वाजबी रीते अपराधी ठराव्यो छे.

क. ३०४ मा.
४
ता. १६-१-७९
इं. र. अ. प. ५१२

આ કામ હાઇકોર્ટે સને ૧૮૭૨ ના ૧૦ મા આકટની ૨૯૪ (　　) મી કલમ મુજબ મંગાવી લીધું હતું.

તે કામની હકીકત જોઇએ તેટલી હાઇકોર્ટના ઠરાવમાં આપેલી છે.

બંધવા તરફથી બાબુ ચાતરજી અને સરકાર તરફથી બાબુ દુવારકાનાથ બાનરજી હાજર હતા.

### ચીફ જસ્ટીસ સ્ટુઅર્ટનો ઠરાવઃ—

આ મુકરદમો પ્રથમ આ ઈલાકાની ગવર્નમેંટે ગયા નવેંબર માસની અગીયારમી તારીખના લખેલા પત્રથી આ અદાલતના લક્ષપર આવ્યો હતો. અને તે પત્રથી પુછવામાં આવ્યું હતું કે, માજીસ્ટ્રેટનો કરેલો ઠરાવ હાઈકોર્ટના અભીપ્રાયમાં વાજબી અને કાયદેસર લાગે છે કે કેમ?" એ પત્ર વાંચ્યા ઉપરથી મને સુઝયું કે, એ પત્રનો જવાબ વાળવાને બદલે તેનો કાયદેસર તપાસ કરીને તથા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૨૯૭ મી કલમ પ્રમાણે નીકાલ કરવો એ વધારે સારૂં છે. એ રસ્તો ગ્રહણ કર્યા પછી આ કામનું દફતર મંગાવી લેવામાં આવ્યું. ફુલરના પ્રખ્યાત મુકરદમામાં જે ચરચા ઉઠી હતી, અને જે અગવડતા આ કોર્ટને તથા સ્થાનીક સરકારને લાગી હતી, તે દુર કરવાસારૂં, તથા એ ફુલરના મુકરદમામાં એક એવી સુચના કરવામાં આવી હતી કે, બેશક સ્થાનીક સરકારે આ કોર્ટની ઇનસાફદારને દરજે સલાહ લીધી હતી. પરંતુ સામાન્ય રીતે મુદ્દામી બાબતની હકીકત સાંભળીને ઠરાવ થયો નોહોતો. પરંતુ કોર્ટનો ઠરાવ, સરકારના લખેલા પત્રનો પ્રત્યુતર હતો. તો તે સુચના દુર કરવા સારૂ આ રસ્તો મેં લીધો છે, એમ મારે કહેવું જોઇએ.

આ મુકરદમો તેથી આ અદાલતના વહીવટ પ્રમાણે આવેલો છે, અને ફરીયાદી તથા બંધવા તરફથી વકીલો હાજર થયા છે. અને તેઓની હકીકત સાંભળીને આ મુકરદમાનો નીકાલ કરેલો છે. સરકાર તરફથી બાબુ દુવારકાનાથ બાનરજી અને બંધવા તરફથી બાબુ ચાતરજી હાજર થયેલા છે. આ બંને ગ્રહસ્થોએ પોતાની દલીલો ઘણીજ વાજબી રીતે મુકેલી છે. અને આ મુકરદમાના કાયદેસરપણા વીશે, તેઓની વચ્ચે ભારે મતભેદ હોય, એમ મને જણાતું નથી. આ બંને ગ્રહસ્થોએ જે જે દલીલો આપી છે, તેનો મેં સંભાળથી વિચાર કરેલો છે, અને આ કામમાં પડેલો પુરાવો મેં ઉલટથી વાંચીને તપાસ્યો છે. અને તે ઉપરથી મેં સાફ રીતે એવો નીર્ણય કરેલો છે કે, પ્રથમ તો ફોકસ સાહેબનો પીઃ કો. ની ૩૨૩ મી કલમના ગુન્હાનો ઠરાવ વાજબી છે, તથા તેને ૨૦૦ રૂપૈયા દંડની અને તે દંડ

ન આપે તો, એક માસ સખત કેદની કરેલી સજા તે માજીસ્ટ્રેટના અખતીયારની અંદરની છે. અને એ માજીસ્ટ્રેટને ઠેકાણે જો હું હતતો એવી ઓછી શીક્ષા કરીને ત્રપ્ત થાય, પરંતુ એ દંડ આપી દીધાનું હું માનું છું, અને આ મુકરદમાની સઘળી હકીકત જોતાં હવે કરેલી સજામાં ઘટાડો કરવાનું મારૂં મન થતું નથી.

પોલીસે જ્યારે આ ગુન્હાનો રીપોર્ટ કર્યો, ત્યારે ખુનથી ઉતરતા દરજાના શીક્ષણીય મનુષ્યવધનું ઈ. પી. કો. ની ૩૦૪ અ મી કલમ માંહેલા ગુન્હાનું, એટલે આગળથી વિચાર કર્યા વગરના શીક્ષણીય મનુષ્યવધના ગુન્હાનું, તહોમત મુકયાનું, મારા જોવામાં આવે છે. પણ એ તહોમત રાખીને ગુન્હાનો ઠરાવ કરવા સારૂ ફરીયાદીએ સાબીત કરવું જોઇએ કે, જે હુમલા અથવા મારથી મોત થયું હતું, તે હુમલો અથવા માર, એવો તો બેદરકારીથી કરવામાં આવ્યો હતો કે, પોતાના કરેલા કૃત્યથી શું પરીણામ થશે, તેનો બંધવો બેદરકાર રહ્યો હતો. પરંતુ આ કામના પુરાવાથી આટલું બધું સાપ્રાધપણું જણાઇ આવતું નથી. તે પુરાવા ઉપરથી જે કાંઈ સાબીત થાય છે તે એ છે કે, આગષ્ટ મહિનાની ત્રીશમી તારીખના સવારમાં ફોકસસાહેબ પોતાના પંખાવાળા તુળસીયાની પંખો તાણવાની સુસ્ત અને નબળી રીત જોઇને તથા તે પંખાને હળવે હળવે તાણતાં ઝોલાં ખાતાં જોઇને તે તુળશીયા પાસે ગયો. અને કયા ભાગ ઉપર એ નકી નથી તો પણ શરીરના કોઈપણ ભાગ ઉપર એક અથવા એકથી વધારે ભારે માર માર્યો. તે માર માથા ઉપર, કીંવા પડખામાં કીંવા શરીરના બીજા ભાગ ઉપર માર્યો હતો, તે વીશે કાંઇ નકી થયું નથી. પણ એટલી તો વાત ચોખી છે, અને જે વીશે કાંઈ વાંધો નથી. તે એ છે કે, આ તુળશીયાનું મોત વ્યથા થવાને અંતે થયેલું હતું. પુરાવાનો વાજબી વિચાર કર્યા પછી ફોકસ, ૩૦૪ થી કલમમાં જે બેદરકારી ભરેલા ક્રોધનું ચીંતવન કર્યું છે, તે ક્રોધથી ઉશકેરાયો હતો, એમ ઠરાવવાનું મને વાજબી લાગતું નથી. પંખો ખેંચનાર તુળશીયાની ઘણીજ નબળી રીત જોઇને તેને પાત્ર કંટાળાની લાગણી થઇ હતી. અને તે વખતના તતક્ષણ આવેશમાં ઉપર કહેવાઈ ગયા પ્રમાણે માર્યો. એ માર બહુ ભારે કીંવા સખત નહોતો. અને તુળશીયાના તનની સ્થીતિ તંનદુરસ્ત હતતો, તેથી કરીને તેને દુઃખ થવાનો સંભવ પણ નહોતો. પરંતુ તુળશીયો આરોગ્ય નહોતો. દાકતર હીલસનની જુબાની ઉપરથી જણાય છે કે, તેની બરલગાઠ ઘણીજ રોગીષ્ટ હતી. અને કુદરતી કદના કરતાં બમણી થઇ ગઈ હતી. અને આ ઉપરથી તે બિચારા ગરીબ માણુસની નબળાઈથી અને માર વાગવાથી તુરત મરી ગયો, તેનો ખુલાસો થઇ જાય છે. પોલીસના રીપોર્ટમાં ફોકસનો ગુન્હો ઈ.પી.કો.ની ૩૦૪ થી કલમ-માંહેલો લખેલો છે, પરંતુ એ ફોકસે ગુજરનારને ૩૦મી આગષ્ટના સવારમાંજ પેહેલી વખતે જોયો હતો, કેમકે તે પહેલાં તે સરકારી રેલવે પોલીસના એક અમલદારની નોકરીમાં હતો. એ વાતનો એ પોલીસ રીપોર્ટમાં અંગિકાર થયો છે. ને તે જોઇને હું તાજુબ થાઊં છઊં. માર અથવા મારો વાગવાથી બેશક તુળશીયાનો અંતકાળ વેહેલો આવ્યો હતો, પરંતુ તેવા પરીણામનું ફોકસે ચીંતવન કર્યું હોય, અથવા તેવાજ પરીણામની સામે બેદરકારીથી તેણે જોયું હોય, એમ માનવું એ પુરાવા ઉપરથી મારા અભીપ્રાયમાં અશકય લાગે છે. કંટાળો ઉપજવાની તતક્ષણની લાગણીથી ફોકસે આ કામ કર્યાનું મને લાગે છે. અને એ લાગણીને તેણે એક હુમલો કરીને મારગ આપ્યો છે, અને એ હુમલો જો કોઇ નીરો-

ગી માણુસની ઉપર કર્યો હોતતો, તેને અંતે કાંઈ નુકશાન થાત નહીં.

આ અદાલતે ફુલરના કામમાં જે અભિપ્રાય નોંધ્યો છે, તે અભિપ્રાયનો માજીસ્ટ્રેટે ઇસારો કર્યો છે. તેની નોંધ લીધા વગર આ ઠરાવ મારાથી પુરો કરી શકાતો નથી. એ કામમાં આ અદાલતના કાગળના ૧૭ મા તથા ૧૮ મા પારેગ્રાફનો તેણે હવાલો લીધો છે. અને એ બંને પારીગ્રાફોમાં માજીસ્ટ્રેટે કયી રીતે વર્તવું જોઈએ, તે વીશેનું વીવેચન કરવામાં આવ્યું છે. પરંતુ એજ કાગળના બીજા ભાગનો તથા માહારી પોતાની મીનીટનો હવાલો આપવા રજા લઊં છઊં. અને તેમાં ચાલતા મુકરદમાને કયો કાયદો લાગુ પાડવો તે વીશે નીરમળતાથી ખુલાશો કરેલો છે. ફુલરના કામમાં આ કોરટના કાગળના ૨૪ મા પારીગ્રાફમાં લખ્યું છે કે, " કોઇ સક્ષ બીજા માણુસને કાંઇ શરીરની ઇજા કરે, અને તે બીજો માણુસ કંઈ રોગ, વ્યાધી, અથવા શરીરની ક્ષીણુતાથી હેરાન હોય, અને એ શરીરની વ્યથા કરવાથી એ બીજા સક્ષોનો અંતકાળ વેહેલો આવે તો વિલાયતના તેમજ હિંદુસ્થાનના કાયદા પ્રમાણે એ પેહેલા માણુસે તેનું મોત આણ્યું એમ સમજવું. વળી દરેક જાતનું મોત આણુવાથી શીક્ષણીય મનુષ્યવધનો ગુન્હો થતો નથી. જે માણુસે બીજાનું મોત આણ્યું હોય, તે મોત આણુવાના ઇરાદાથી, અથવા જેથી મોત થવાનો સંભવ હોય, એવી શરીરની વ્યથા કરીને અથવા જે માણુસને નુકશાન કર્યું હોય, તે નુકશાન વખ્તે મોત થશે એમ જાણીને શરીરની કાંઇ વ્યથા કરી હોય, અથવા જે શરીરની વ્યથા સૃષ્ટીક્રમ પ્રમાણે મોત આણુવાને સમર્થ છે, તેવી શરીરની વ્યથા કરીને, અથવા પોતાના કૃત્યથી મોત થવાનો સંભવ છે એમ જાણીને શરીરની મહાવ્યથા કરવાને અથવા પોતાનું કામ એવું તો તુરત ભયંકર છે કે તેથી સોવસા મોત અથવા જેથી મોત થવાનો સંભવ છે, એવું શરીરનું નુકશાન થશેજ એવી રીતે મોત આણ્યાનું જ્યાં સુધી સાબીત ન થાય ત્યાં સુધી જે સક્ષે મોત આણ્યું છે, તેને એમાંના ગમે તે પ્રકારના શીક્ષણીય મનુષ્યવધનો હિં. પી. કો. ના કાયદા પ્રમાણે ગુન્હેગાર ઠરાવી શકાતો નથી.

વળી એજ કાયદાના ૨૫ મા પારીગ્રાફમાં સમજાવ્યું છે કે, "પીનલકોડમાં મહાવ્યથા તરીકે, જે વ્યથાઓનું બ્યાન કર્યુ છે, તે માંહેલી એકે વ્યથા જે ઉપાયથી કાંઇ અસર પેદા કરવાનો ઇરાદો કર્યો હોય તે ઉપાયથી, અથવા જે ઉપાયથી તે અસર પેદા થશે, એવો સંભવ છે તે ઉપાય, કામે લગાડતી વખ્તે તેણે જાણ્યું હોય અથવા એમ માનવાનું તેને કારણુ હોય, તે ઉપાયોથી તે તે અસર પેદા કરે એમ જ્યાં સુધી સાબીત ન થાય, ત્યાં સુધી કોઇ સક્ષને બુદ્ધિપૂર્વક મહાવ્યથાના ગુન્હાનો અપરાધી ઠરાવી શકાતો નથી." (જુઓ હી. પી. કો. ની ૩૯ મી કલમ)

વળી આ કોરટે એજ પત્રના ૨૬ મા પારીગ્રાફમાં લખ્યું છે કે, "ફુલરના કામમાં તેણે પીનલકોડમાં મહાવ્યથા તરીકે જે વ્યથાઓ ગણાવી છે તે માંહેલી એકે વ્યથા કર્યાનો પુરાવો નથી, અને અલબત કોઇ માણુસ કાંઇ કામ કરે, તે કામનું સામાન્ય અને સંભવવાળું શું પરીણામ થશે, તે પરીણામ ધાર્યું અથવા જાણ્યું હશે, એમ કાયદો અનુમાન કરે છે, તોપણુ જે પરીણામ થયું, તે સામાન્ય અથવા સંભવવાળું હતું, એમ ભાગ્યેજ કહી શકાય છે. અને વળી શીક્ષણીય મનુષ્યવધ કે, મહાવ્યથા કરવાનો ઇરાદો અથવા જ્ઞાન હોવાનું અનુમાન પ્રસંગ ઉપરથી નાબુદ થાય છે." હેતુ અને ઇરાદા વાશેનું આજ ન્યાયતત્વ મેં વળી ફુલરના મુકરદમામાં માહારા મીનીટમાં સમજાવ્યું છે એજ પત્રના

૨૩ મા પારીગ્રાફમાં કહેલું છે કે, વૈદકી પુરાવા ઉપરથી જણાય છે કે, ગુજરનારની બરલ એવી તો રોગીષ્ટ હતી કે, માર અથવા પછાડના જરા બળથી તેનું મોત થવાને બસ હતું. દોડતાં અથવા ચાલતાં એ માણસને માત્ર લડથડીઆ ખાવાની ઇજા થઇ હત તોપણ આવું નાશકારી પરીણામ થાત, એ સાવ ચોખુ છે, પણ એ માણસની શરીરની સ્થીતી આવી ભયંકર રીતે નાજુક હતી, એમ ફુલર સાહેબના જાણવામાં હતું, અથવા તે બાબતનો વાજબી રીતે સંદેહ આણવા જેવું હતું, એવો પુરાવો આ કામમાં બીલકુલ પડયો નથી. અને જો કથવરૂ મરી ગયો નહત, તો ફુલર સાહેબનો અપરાધ અથવા તેની સાપ્રાધ જવાબદારી, કંઇ કપેશ થયા વગર એટલી ને એટલી રહત. ઇન્ડીયન સરકારના પત્રમાં લખેલું છે કે, ફુલર સાહેબે આ કથવરૂને માર્યો, તેના પ્રત્યક્ષ પરીણામથી એ કથવરૂનું મોત થએલું છે. અને નામદાર ગવરનર જનરલ, ઇન કાંઊસીલના જોવામાં આવે છે કે, આ બંને બનાવો બચેનો સંબંધ, ચોખો હોવાનું હાઇકોરટે માનેલું છે, પરંતુ લીડ સાહેબનો ઠરાવ વાંચતાં તે અમલદારે આ સંબંધનો પુરાવો અથવા પરીણામ કદી વિચાર્યું હોય એમ જણાતું નથી. આ અદાલતે સ્થાનીક સરકારને પ્રથમ પત્ર લખ્યો હતો, તેનો ભાગ નીચે પ્રમાણે છે.

"વૈદકી પુરાવા ઉપરથી જણાય છે કે. બરલની ગાંઠ ઘણીજ રોગીષ્ટ હતી. અને એ બરલ ફાટવાથી મોત ઉપજ્યું હતું. થોડું ઘણું બળ વાપરવાથી અથવા પડી જવાથી આ ઇજા થઈ શકે એવી હતી. અને શરીર ઉપર ઇજા કરવાનાં બહારનાં કાંઈ ચીન્હો હતાં નહી. આવા પ્રસંગમાં જણાયછે કે, વાપરેલું બળ બહુ મોટું નહોતું. તેમ બંધવે જે બળ વાપર્યું, તેને અંતે સખત વ્યથા થશે, એમ તેણે ધાર્યું પણ નહોતું. તેમ તેની આગળથી ટેવણી પણ કરી નહોતી, તો પછી તેને અંતે મોતનું દુખદાયક પરીણામ થશે, એમ તો તેણે શેનુંજ ધાર્યું હોય? આ ઠેકાણે કહેવું જોઇએ કે, ફુલરે મારેલો માર બહુ સખત નહોતો. તે હકીકત તથા એ મારને અંતે તે કથવરૂનું મોત થયું તે હકીકત એક બીજાથી જોડાયાનું અત્રે કહેવામાં આવ્યું છે. પરંતુ મોતના સંબંધમાં ફુલરસાહેબનો અપરાધ દેખાડી શકાય, એવી રીતે જોડાએલી નથી. આ બંને હકીકતોની માત્ર જોડાયાની વાત ઉપર વીવેચન કરવું જરૂરનું નથી. ખરેખરો મુદાનો અને જરૂરનો સવાલ એ માર મારવાને અંતે મોત ખરેખરૂં થયું હતું કે નહીં? એ નથી. પણ, જે નાશકારી બનાવ બન્યો, તેને વાસ્તે ફુલર સાહેબને ખરેખરો જવાબદાર ગણવા સારૂ જે પરીણામો થવાનો સંભવ હતો તે પરીણામ વીશે, સાપ્રાધ જ્ઞાન હતું કે નહીં? તે સવાલ છે. પરંતુ દફતર ઉપરથી એમ દેખાતું નથી કે, ફુલર સાહેબને આવું સાપ્રાધ જ્ઞાનહતું અથવા જે વ્યથા સામાન્ય રીતે મોત આણે એવી હતી, અથવા જે વ્યથાથી મોત થવાનો સંભવ હતો, તેવી વ્યથા કરવાનું તેણે ધાર્યું હતું. અને દરેક જાતની આવી બીના સ્પષ્ટ રીતે સાબીત કરવી જોઈતી હતી. પણ એકે જાતના અનુમાન અથવા શંકા ઉપર રાખવી જોઈતી નહોતી. "વળી લીડ સાહેબના ઠરાવના સંબંધમા મેં કહ્યું છે કે," માર અથવા હુમલાની વાત તેમાં સ્પષ્ટ રીતે લખીછે અને વળી તેજ પ્રમાણે તેને અંતે કથવરનું મોત થયું, તે હકીકત પણ તેમાં લખેલી છે. પરંતુ અમારે નમ્રતાથી કહેવું જોઇએ કે, ફુલર સાહેબના અપરાધી પણાની કોઇ રીતે ગણના કરવા સારૂ એ બીના એક બીજાથી આવશ્ય રીતે જોડાએલી હતી, એમ તેમાં ખરેખરૂં કહેવાયેલું નથી."

આ પ્રમાણે ઠરાવેલા ન્યાય બરાબર રીતે ચાલતાં કામને લાગુ પડયાનું મને દેખાયછે. પેલા તુળશીયાનું પોતાના કૃત્ય કરવાને અંતે વખ્તે મોત થશે, અથવા તેમાં મોત થવાનો સંભવ રહેશે, એમ ફ્રાક્સ સાહેબે ધાર્યું હતું, એમ કહેવું તદન અશક્ય છે. અને તેથી ફ્રાક્સ સાહેબના અપરાધની ગણના નાશકારી પરીણામ ઉપર થઈ શકતીનથી. પણ એ ગુજરનાર માણસ ઉપર ખરેખરો કોઇ રીતનો દ્વેષભાવ નહી હતો, તે વખ્તે તથા જ્યારે તેનો જુસ્સો ક્ષણમાં ઉશકેરાયો હતો, તેમાં એકદમ જે માર માર્યો હતો, તે ઉપરથીજ થઇ શકે છે.

## માહારાણી કેસરેહીંદ વિ. ઓબ્રીન.

**ક. ૩૦૪ અ.**
૫
તા. ૬–૩–૮૦
ઈ. ૨ મ. પા.૭૬૬

વખતે મહાव्यथा थवानो संभव छे, एम पोते जाण्या छतां परंतु मोत आणवाना अथवा जेथी वखते मोत थवानो संभव छे एवी शारीरने इजा करवाना इरादा वगर, अथवा पोताना कृत्यथी वखते मोत थवानो संभव छे, एम जाण्या वगर न नामनो सक्ष जेने बरेलनो रोग हतो, तेने बुद्धीपुर्वक ब ए व्यथा करी अने ते थएली महाव्यथाथी न गुजरी गयो. ठराव्युं के ब ने ३०४ अ कलम प्रमाणे गफलतथी मोत आणवानो गुन्हेगार ठराव्यो छे, ते खोटुं छे, परंतु तेज कायदानी कलम ३२५ मी प्रमाणे बुद्धीपुर्वक माहाव्यथा करवानो गुन्हेगार ठरावबो जोइए.

વખતે મહાવ્યથા થવાનો સંભવ છે. એમ પોતે જાણ્યા છતા પરંતુ મોત આણવાના અથવા જેથી વખતે મોત થવાનો સંભવ છે એવી શારીરની ઈજા કરવાના ઇરાદા વગર અથવા પોતાના કૃત્યથી વખતે મોત થવાનો સંભવ છે એમ જાણ્યા વગર ન નામનો સક્ષ જેને બરેલનો રોગ હતો તેને બુદ્ધીપુરવક બએ વ્યથા કરી, અને તે થએલી મહાવ્યથાથી ન ગુજરી ગયો. ઠરાવ્યું કે બ ને ૩૦૪અ કલમ પ્રમાણે ગફલતથી મોત આણવાનો ગુન્હેગાર ઠરાવ્યો છે તે ખોટું છે પરંતુ તેજ કાયદાની કલમ૩૨૫મી પ્રમાણે બુદ્ધીપુરવક મહાવ્યથા કરવાનો ગુન્હેગાર ઠરાવવો જોઈએ.

સને ૧૮૭૨ ના દસમા આકટની કલમ ૨૯૪ પ્રમાણે આ કામ હાઇકોર્ટે મગાવી લીધું હતું તેની હકીકત હાઈકોર્ટના ઠરાવમાં જોઈએ, તેટલી લખેલી છે.

### ચીફ જસ્ટીસ સ્ટુઅર્ટનો ઠરાવ:—

તહોમતદાર ઓબ્રીને જ્યારે ગુન્હો કર્યો, અને જે ગુન્હાનો તેને અપરાધી ઠરાવ્યો છે, ત્યારે તે વખતે તે નીશાના આવેશમાં હતો. એ હકીકત ઉપરથી તેનો અપરાધ જરાએ ઓછો થતો નથી. આ કામની જરૂરની હકીકત નીચે પ્રમાણે છે:—સને ૧૮૭૯ના સપ્ટેંબરની બીજી તારીખની સાંઝે તહોમતદાર ઓબ્રીન તથા તેનો એક સોબતી નામે શારલી-

ગ, રજપુતાણા સ્ટેટ રેલવેની લાઇન ઉપર આગ્રામાં પોતાના એક દોસ્તને ઘેર ખાણું ખાતા હતા. અને આશરે મધ્ય રાતે, તેઓ કીલ્લા તરફ ચાલતાં જવા બાહાર નીકળ્યા. ઓબ્રીને એક ગાડી ભાળી, તે ગાડી તેઓને ભાડે કરવી હતી. પણ તેનો હાંકનારો બજીર જે આ કામમાં સાક્ષી છે, તેણે ભાડું અગાઉથી લીધા વગર ગાડી આપવાની ના પાડી. ત્યારબાદ ઓબ્રીન, તથા સારલીંગ જ્યાં એક એકો ઊભો હતો, તે તરફ ચાલ્યા. અને તેના પડખામાં એક ખાટલા ઉપર સુતેલો માણસ તેનો ધણી છે, એમ અનુમાન કરી તેને ઊઠાડયો, અને તેને એકો ભાડે આપવાનું કહ્યું. આ માણસનું નામ નથુ હતું. અને તે ગુજરનાર હતો, નથુ એ તેમને સમઝાવ્યા કે એ એકો માહારો નથી. અને તેજ વખતે નથુએ કહ્યું કે હું બીમાર છું. એ ઉપરથી ઓબ્રીનને ગુસ્સો ચડયો. અને નથુના શરીર ઉપૅર હુમલો કર્યો. તેમાંથી તેનું મોત થયું. જે ખાટલા ઉપર ગુજરનાર સુતો હતો, તે ખેંચી કાઢયો, અને ગુજરનાર તે ઉપરથી પડી ગયો. ત્યારબાદ તેને તેણે લાત મારી તથા પડખામાં અથવા પાંસલીમાં લાકડીથી માર માર્યો. તેમાંથી ગુજરનારને ઈજા થઇ. અને તુરતજ તે મરણ પામ્યો. લાશની તપાસ કર્યા બાદ સીવીલસર્જને લખાવ્યું છે કે, ગુજરનારની બરલ ચાર ઠેકાણેથી ટુટી હતી. તેમાંથી જ્યાં એક ઠેકાણે ટુટેલ તે ધા બહુ ઊંડો હતો. આ ઉપરથી જણાય છે કે, બંધવાએ નથુ ઉપર કરેલો હુમલો બહુજ ભારે હતો, અને તેથી તેનું પરીણામ નાશકારી થાય, એમ અવશ્ય હતું. માજીસ્ટ્રેટે ઓબ્રીન ઉપર ક્રી. પી. કો. ની ૩૨૩ તથા ૩૨૫ મી કલમોના તહોમતો મુકી તેને કમીટ કર્યો. પરંતુ સેસન જજે તે તહોમતમાં સુધારો કરી તેને બદલે ૩૦૪ અ મી કલમનું તહોમત રાખ્યું. આ ગુન્હો શીક્ષણીય મનુષ્યવધનો નથી, એ તો સાવ ચોખુંછે. અને ૩૦૪ અ મી કલમમાં ઠરાવ્યું છે કે, "શીક્ષણીય મનુષ્યવધ કરતાં ઊતરતા દરજાનું હરકાંઈ અવિચારનું અથવા ગફલતી ભરેલું કામ કરીને કોઇ માણસ કોઇનું મોત લાવે, તો તેને ઘણામાં ઘણાં બે વર્ષ સુધી, બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવી. અથવા દંડ કરવો. અથવા એ બેઉ શીક્ષા કરવી." ઓબ્રીને ગુજરનાર ઉપર જે હુમલો કર્યો, તે આ કલમના અર્થમાં આવી શકે છે, એવું દેખાડનારી દલીલ વખતે મંજુર કરવા લાયક હોય, તોપણ હું ધારૂં છઊં કે, ઓબ્રીનને ૩૨૫ મી કલમના ગુન્હાનો અપરાધી ઠરાવવો, એ વધારે સલામતીવાળું છે. કેમકે પોતાના કૃત્યથી નાશકારી પરીણામ થશે, એવી શક્યતાનું બંધવાનું તદન બે દરકારીપણું હોવું જોઇએ. એમ આ કલમનો હેતુ હોય, તેવું મારા ધારવામાં આવે છે. અને ૩૨૫ મી કલમ માહારા અભીપ્રાય પ્રમાણે પુરાવામાં જે બીના જોઇએ, તે બીના વધારે સારી રીતે પાર પડે છે, તેથી ૩૦૪અ કલમના ગુન્હાનો ઠરાવ રદ કરવા ચાહું છું. અને તેને બદલે ક્રી. પી. કો. ની ૩૨૫ મી કલમ પ્રમાણે ઓબ્રીનને ગુન્હેગાર ઠરાવું છું. જડજે જે સજા કરી છે, તે મને ઓછી અને અયોગ્ય લાગે છે. તેથી તે સજા ફેરવી નાંખી તેને બદલે એક વર્ષની સખત કેદની તથા ૧૦૦ રૂપૈઆ દંડની ને તે ન આપે તો બીજા ત્રણ માસ સખત કેદની સજા કરૂં છું. જડજે બંધવાનો ૩૦૦ રૂપૈઆ દંડ કર્યો છે, તે દંડ વસુલ થયેલો છે, માટે આંહીંથી થયેલા દંડ ઉપરાંત જે વધે તે બંધવાને પાછો આપવો.

**સ્પાંકી જસ્ટીસનો ઠરાવ:—**

**સાબેત થયેલી હકીકતનો કશો વાંધો નથી. બંધવાને કરેલી સજા શામાટે ન સુધા-**

રવી તેનું કારણ બતાવવા બંધવા ઉપર નોટીસ કાઢી હતી. પણ તે હાજર થયેલો નથી. એક ઘરડો માણસ પોતાના ઘરની બાહાર સુતો હતો. તેના ઉપર ક્રોધનું કારણ મળ્યા વગર, બંધવે તેના ઉપર હુમલો કર્યો. તથા પડખામાં એક લાકડીથી માર માર્યો. એ ગુન્હાઓનો તેને અપરાધી ઠરાવ્યો છે. માર વાગવાથી ગુજરનારની બરૂલ ફાટી ગઈ, તેથી તેનું તુરતજ મોત થયું. જે માજીસ્ટ્રેટે પ્રથમ ચોકશી કરી, તેણે, બંધવા ઉપર ઈ. પી. કો. ની ૩૨૩ મી તથા ૩૨૫ મી કલમોના ગુન્હાનાં તહોમતો મુક્યાં પરંતુ સેશન જડજે તેમાં ફેરફાર કરી, તેજ કાયદાની ૩૦૪ અ મી કલમનું તોહોમત રાખી, બંધવાને ત્રણશે રૂપીઆ દંડ કર્યો. અને તે દંડ ન આપે તો, તેને છ માસની સખત કેદની સજા કરી. આ અદાલતનું તે કામ તરફ લક્ષ ખેંચાતાં તેનું દફતર મંગાવી લેવામાં આવ્યું હતું. સેસન જડજે જે હકીકત સોધી છે તેને ૩૦૪ અ મી કલમ બીલકુલ લાગુ પડતી નથી. વૈદકી પુરાવેથી સાબીત થયું છે કે, બંધવો બરલ ફાટવાથી ગુજરી ગયો. એથી કરી બંધવાનું કૃત્ય શિક્ષણીય અવિચાર કે, ગફલતમાં આવી જતું નથી. એવું ઠરાવેલું છે કે, " કોઈ કૃત્ય કરતાં એમ ખબર હોય કે નુકશાનકારી તથા કાયદા વિરૂદ્ધ પરીણામો વખતે થાય તો થાય પણ તેની સાથે એવી ઊમેદ હોય કે, તે પરીણામો ન થાય તો ઠીક અને કેટલીક વખતે તો તેની તેવું પરીણામ અટકાવવાસારૂ પુરતી સાવચાની મેં રાખી છે, એવું માનીને કાંઇ કામ કરવું, તેનું નામ-સાપરાધ અવિચારપણું છે. ઉપર પ્રમાણે જાણ્યા છતાં તેવું કામ કરવાથી દોષ દેવાનું કામ ઉત્પન્ન થાય છે.

કાયદા વિરૂદ્ધ અથવા નુકશાનકારી ફળ થાશે. તે જાણ્યા વગર કાંઈ કરવું પણ તે એવે પ્રસંગે કરવું કે, એ કામ કરનારાએ, જે સાવધાની રાખવી જોઈએ, તેને જો તેણે રાખી હતતો, તે પરીણામની તેને ખબર પડત તેનું નામ સાપરાધ "ગફલત" છે. ખબરદારી રાખવાની જે દરેક માણસની ફરજ છે, તેની કસુર કરવાથી દોષનું કારણ ઉભું થાય છે.

મોત આણવાના ઇરાદાથી અથવા ઘરડા, માણસનું વખતે મોત થવાનો સંભવ છે; એમ બંધવાએ જાણ્યા છતાં શરીરને કાંઇ એવી ઇજા કરવા વાસ્તે સદરહુ કૃત્ય કર્યું નહોતું, એવો શક લાવવાને જરાએ કારણ નથી. તેમ તે માણસને શરીરની ઈજા કરવા સારૂ સદરહુ કૃત્ય કર્યું નહોતું. તેમ શરીરની ઇજા કરવી ધારી હતી. તે સૃષ્ટીના સામાન્ય ક્રમ પ્રમાણે મોત આણવાને બસ નોહોતી, તથા બંધવે જ્યારે એ માણસને માર્યો ત્યારે તે જાણતો નહોતો કે, જે કૃત્ય હું કરૂં છું, તે એવું તો ભારે છે કે, તેથી સોવસા મોત થવાને અથવા જેથી મોત થાય એવી શરીરને ઇજા કરવાનો સંભવ છે, તેથી શીક્ષાણીય મનુષ્ય વધનો ગુન્હો થયો નથી. બંધવે બુદ્ધીપૂર્વક વ્યથા કર્યાનો ગુન્હો કર્યો છે, એમાં કશોએ, શક નથી, એમ હું ધારૂં છઊં. તેણે ગુજરનારને પાંસળીઓમાં લાકડીથી માર માર્યો અને તેથી ફક્ત જીંદગીને જોખમમાં આવે એવી વ્યથા કરી. એટલુંજ નહીં પણ, તેથી તેનું અરેખરૂં મોત આવ્યું, તે વખતે તે નીશાતુર હતો, તેથી બંધવના કરેલા કૃત્યના પ્રકારમાં ફેરફાર થતો નથી. પીનલકોડની ૮૧ મી કલમ આ કામને યુક્ત રીતે લાગુ પડે છે.

૩૦૪ અ મી કલમના ગુન્હાનો ઠરાવ રદ કરીને બંધવાને પીનલકોડની ૩૨૫ મી કલમના ગુન્હાનો અપરાધી ઠરાવું છઊં. જે હુમલો કોપનું કારણ ઉત્પન્ન થયા વગર કર્યો, તેનો પ્રકાર જોતાં, તથા જે પ્રસંગે કર્યો, તે જોતાં મને જણાય છે કે, એકલી દંડની સ-

જા તેને માટે બસ નથી. બંધવા આબ્ધીનને એક વર્ષની સખત કેદની તથા રૂપૈયા ૧૦૦ ના દંડની, ને તે દંડ ન આપે તો, બીજા વધુ ત્રણ માસની તેવીજ કેદની સજા કરૂંછું, વસુલ થઇ ગયેલા દંડમાંથી જેટલી રકમ વધુ હોય, તેટલી બંધવાને પાછી આપવી જોઇએ.

## કેસરેહીંદ વિ. રણધીરશીંહ.

ક. ૩૦૪અ.

૬
ન ૦ ૭—૩—૮૧
ઈ. ૩૫. પા. ૫૮૭

જે ઈજા કરવાનો ઈરાદો ન હોય અથવા જે ઈજા કરવાથી અમુક પરીણામ થશે એમ જાણવામાં ન હોય ત્યાં એક જાતની ઈજા કરતાં બીજી જાતનું રૂજા થાયનો કરેલા કૃત્યને માટે બંધવો જવાબદાર થાય છે.

मोत आणवाना अथवा जेथी मोत थवानो संभव होय, एवी शरीरनी व्यथा करवाना इरादा वगर, अथवा पोताना कृत्यथी मोत थवानो संभव छे. एम जाण्या वगर, अथवा महाव्यथा करवाना इरादा वगर अथवा पोताना कृत्यथी महाव्यथा थवानो संभव छे एम जाण्या वगर, परंतु व्यथा करवाना इरादाथी एक सक्षे इंटनो कटको सामा धणी तरफ फेंक्यो. अने तेनो बरलगांठनो भाग दरदवाळो होवाथी तेनी साथे अफळातां ते बरेल फाटी अने तेथी तेनुं मोत थयुं.

ठराव्युं के, थयेलो गुन्हो गफलतवाळा अथवा अविचारवाळा कृत्यथी मोत आण्यानो नथी, पण बुद्धिपुर्वक व्यथा कर्यानो छे.

આ કામ કાનપોરના સેસન જડજે, ૧૮૭૨ ના ૧૦ મા આકટની ૨૯૬ ( ) મી કલમ પ્રમાણે હાઇકોર્ટ તરફ લખી મોકલ્યું હતું, તે કામમાં સેસન જડજનો એવો અભીપ્રાય થયો હતો કે, પીનલકોડની ૩૦૪ અ કલમ માંહેલા ગુન્હાનો ઠરાવ કાયદાથી ઉલટો છે, અને તે ઠરાવ ૩૨૩ મી અથવા ૩૦૪ થી કલમના ગુન્હાનો કરવો જોઇતો હતો. કેશની હકીકત હાઇકોર્ટના ઠરાવમાં લખી છે.

### જસ્ટીસ ઓલ્ડ ફીલ્ડનો ઠરાવ.

આ કેશની હકીકત એવી છે કે, ગુજરનારનાં ડુકરો બંધવાના ખેતરમાં ચરતાં હતાં, અને બંધવે હાંકી કાઢવાનું કહ્યું. તે ઉપરથી તેણે તુરત હાંકી કાઢયાં નહીં, એટલે બંધવે એક ઇંટનો કટકો લેઈને પાંચ કદમને છેટેથી ગુજરનાર ઉપર ફેંકયો. તે તેને બરેલની ગાંઠ ઉપર વાગ્યો. અને ગાંઠ દર્દવાળી હોવાથી ફાટી ગઈ તેમાંથી તેનું મોત થયું. એ ઘા બહુ જોરથી માર્યો હોય, એમ લાગતું નથી. કેમકે ચામડી ઉપર કાંઈ નીશાની રહી નહોતી. માજીસ્ટ્રેટે બંધવાને ઈ. પી. કો. ની ૩૦૪ અ કલમ માંહેલા ગુન્હાનો અપરાધી ઠરાવી, તેનો રૂપૈયા ૧૫ દંડ કર્યો. જે વસુલ થઇ ગયો છે. સેસન જડજે આ કામ આંહી લખી મોકલ્યું છે. એવા વિચારથી કે આ ગુન્હો ૩૦૪ અ કલમ માંહેલો નથી. અને સજા પણ ઓછી છે. બનેલી હકીકત ઉપરથી ૩૦૪ અ કલમ માંહેલો ગુન્હો થતો નથી, એવું નીઃસંદેહ છે જ્યાં કોઈ ચોકસ સક્ષને વ્યથા કરવાનો અપરાધીનો ઇરાદો હોય ત્યાં, ગફલત અથવા અવીચારવાળું કૃત્ય કરીને મોત આણવાનો ગુન્હો, સદરહુ કલમના અર્થ મુજબ થઇ શકતો નથી. આવા ગુન્હા માટે પીનલકોડમાં બીજે ઠેકાણે સમાસ કર્યો છે.

૩૦૪ અ માંહેલા ગુન્હાનો પ્રકાર તથા તેની મર્યાદાની દામારૂતીનાગભુપણુમ (૭. મ. હા. રી. ૧૧૯) ના કામમાં ખરી રીતે સમજાવેલ છે. તે મુકરદમામાં વીદ્વાન જડજોએ

લખ્યું છે કે, " કોઇ કૃત્ય કરતાં એમ ખબર હોય કે, નુકશાનકારી તથા કાયદા વીરૂદ્ધ પરીણામો વખ્તે થાય તો થાય, પણ તેની સાથે તેની એવી ઉમેદ હોય કે, તે પરીણામો ન થાય તો ઠીક, અને કેટલીક વખ્તે તો તેની તેવું પરીણામ અટકાવવા સારૂ, પુરતી સાવધાની મેં રાખી છે, એવું માનીને કાંઈ કામ કરવું તેનું નામ સાપ્રાધ "અવિચાર"પણુંછે.

ઉપર પ્રમાણે જાણ્યા છતાં કામ કરવાથી દોષ દેવાનું કારણ ઉત્પન્ન થાય છે. કાયદા વિરૂધ્ધ અથવા નુકશાન કારી ફળ થશે, તે જાણ્યા વગર કાંઇ કામ કરવું પણ તે એવે પ્રસંગે કરવું કે, એ કામ કરનારાએ, જે સાવધાની રાખવી જોઇએ, તે રાખી નહોતી. અને તેણે રાખી હોતતો, તેને તે પરીણામની ખબર પડત, તેનું નામ સાપ્રાધ "ગફલત" છે. જાણી જોઇને અથવા ઇરાદા પુર્વક શરીરને કાંઇ નુકશાન કરવું, એ આ બંને વર્ગોમાંથી એકે વર્ગમાં આવતું નથી, એ દેખીતું છે."

હકીકત ઉપરથી જે ગુન્હો થયાનું સ્થાપન થાય છે, તે ગુન્હો ફકત ૩૨૩ મી કલમ મુજબ બુદ્ધિ પૂર્વક વ્યથા કર્યાનો છે. બેશક તે ઉપરથી શીક્ષણીય મનુષ્યવધનો ગુન્હો સ્થાપન થતો નથી. કેમકે જે હથીયાર તેણે વાપર્યું અને સામાન્ય બળથી ઈંટનો કટકો તેણે ફેંક્યો, તે તરફ નજર કરતાં બંધવાને મોત આણવાનો, અથવા જેથી પોતાના કૃત્યથી મોત થવાનો સંભવ છે એવી શરીરની વ્યથા કરવાનો ઈરાદો હતો અથવા પોતાના કૃત્યથી મોત થવાનો સંભવછે એવું જ્ઞાન હતું, એમ કહી શકાય નહી; જો ગુજરનારની બરેલ ગાંઠ તનદુરસ્ત હતતો, પરીણામે મોત થવાનો સંભવ નહોતો, તેમ બંધવાને ખબર નહોતી કે, ગુજરનારની બરેલ દર્દવાળી છે. તેમ બધી હકીકત વીચારતાં હું એમ નથી કહી શકતો કે, બંધવે મહાવ્યથા કરવાનું ટેવ્યું હશે, અથવા પોતાના કૃત્યને અંતે મહાવ્યથા થવાનો સંભવ હશે. પરંતુ બંધવાને હીંદુસ્થાનના પીનલકોડની ૩૨૩ મી કલમ માંહેલા ગુન્હાનો અપરાધી ગણતાં હું માનું છું કે, તેને કરેલી સજા ઓછીછે. અને જે દંડની સજા કરી છે, તે ઉપરાંત અમે તેને ત્રણ માસ સુધી સખત કેદની સજા કરીએ છીએ.

## માહારાણી કેસરેહીંદ વિ. ઇદુ બેગ.

**ક. ૩૦૭ અ.**

૭

તા૦ ૧૨-૮-૮૧
ઇ.૩ અ. પા. ૭૭૬

એક માણસે બીજા માણસને મોત આણવાના ઇરાદા વગર અથવા જે શરીરની વ્યથાથી મોત થશે એવી શરીરની વ્યથા કરવાના ઈરાદા વગર અથવા પોતાના કૃત્યથી વખતે મોત થશે એમ જાણ્યા વગર પરંતુ તેને મહાવ્યથા કરવાના ઇરાદાથી માર માર્યો અને એ મારથી તેનું મોત થયું તેમાં ઠરાવ્યું કે સદરહુ સક્ષ અવિચારવાળા કૃત્યથી મોત આણ્યાનો ગુન્હેગાર નથી પરંતુ બુધીપુરવક મહાવ્યથા કર્યાનો ગુન્હેગાર થાય છે.

एक माणसे बीजा माणसने मोत आणवाना इरादा वगर, अथवा जे शरीरनी व्यथाथी मोत थशे, एवी शरीरनी व्यथा करवाना इरादा वगर, अथवा पोताना कृत्यथी वखते मोत थशे, एम जाण्या वगर, परंतु तेने माहाव्यथा करवाना इरादाथी मार मार्यो, अने ए मारथी तेनुं मोत थयुं. "तेमां ठराव्युं के, सदरहु सक्ष आविचारवाळा कृत्यथी मोत आण्यानो गुन्हेगार नथी. परंतु बुद्धीपूर्वक महाव्यथा कर्यानो गुन्हेगार थाय छे."

नींदा मारुती नागभुषणम (७ म. हा. को. री ११९) राणी वि. प्रेमकुवर. राणी वि. मान माहाराणी केसरेहिंद वि. कीतावदी मंडळ ४. क. ७६४ माहाराणी वि, फोक्स २ अ. १२२ माहाराणी वि. ओब्रीन २ अ. ७६६ ना फेंसला प्रमाणे अमल करवामां आव्यो.

"खुन" खुनथी उतरता दरजानुं शीक्षणीय मनुष्यवध अने आविचार अथवा गफलती कृत्यथी मोत आणवुं ए त्रणे गुन्हा वचेनो तफावत देखाडवामां आव्यो छे.

**આ મુકરદમાની હકીકત જોઇએ તેટલી હાઇકોરટના ઠરાવમાં લખેલી છે.**

સને ૧૮૮૧ ના જુન માસનું કાનપોરના સેસન જડજનું કયાલંદર વાંચવાથી આ કામનું ઉતર મેં મગાવી લીધું હતું. તેમાં બંધવા ઇદુ બેગે પોતાની ઓરત ચુરકીનું મોત આણ્યા વાસ્તે ઇ. પી. કો. ની ૩૦૪ અ કલમ પ્રમાણે ગયા જુનની ૮ મી તારીખે અપરાધી ઠરાવ્યો હતો, અને તે ગુન્હા બદલ તેને ચારમાસ સખત કેદની સજા કરી હતી, જે પ્રસંગથી આ મુકરદમો ઉઠયોછે તેનો ટુંક હેવાલ નીચે પ્રમાણે છે.

આ મે માસની ૧૦ મી તારીખે બંધવો પોતાની વહુ સાથે રગઝગ કરતો હતો, તે દરમીયાનમાં તેણે તે સ્ત્રીને ડાબીકોર મોટા જોરથી માર માર્યો. અને જેને અંતે તેણીને ઉલટી થઇ. તથા નસકોરી ફુટી અને એક કલાકની માંહે મરણ પામી. તેની લાશની તપાસ કરવાથી માલુમ પડયું હતું કે, તેણીની " બરેલ ઘણીજ ખરાબ રીતે ફાટી ગઇ હતી અને આ બરેલ ફાટવાથી તેણીનું મોત થયું હતું. બરેલ થોડી ઘણી વધેલી હતી, તોપણ બરેલના રોગનાં કાંઇ ચીન્હો હતાં નહીં. ડાબીકોર બરેલ ઉપર કચર થયેલો હતો. ઘણીવાર સુધી માર માર્યાનાં પણ ચીન્હો હતાં નહી. થયેલી ઇજા એક મોટો આકરો માર મારવાથી અથવા પડી જવાથી થઇ શકે એવી હતી."

આટલી હકીકત ઉપરથી સાબીત થયેલું જણાય છે કે, બંધવે ગુજરનાર ઓરતને આકરો માર માર્યો હતો. અને તેના પ્રત્યક્ષ પરીણામને અંતે બરેલ ફાટી ગઇ અને તે-માંથી તેણીનું મોત થયું. " આ કામનો પ્રકાર તથા જે હથીયારથી તે કામ કરવામાં આવ્યું, તે હથીયાર તથા જેટલે દરજે વ્યથા કરવામાં આવી તે તરફ લક્ષ કરતાં આ કામના મુખ્ય સવાલો નીચે પ્રમાણે છે.

(૧) મોત આણવાનો અથવા જેથી મોત થવાનો સંભવ હોય એવી શરીરની વ્યથા કરવાનો બંધવાને ઇરાદો હતો કે નહીં?

(૨) આ કામ એવું તો ભયંકર હતું કે, જેથી સોવસા મોત અથવા મોત થાય એવી મહાવ્યથા થશે, એમ એક અકલવાળા માણુસ તરીકે, તેણે જાણ્યું હશે કે નહીં ?

(૩) વખતે મોત થશે એમ સાધારણ અકલવાળા માણુસ તરીકે તેણે જાણ્યું હશે કે કેમ?

જો પેહેલા બે સવાલોની અંદર બંધવાની વર્તણુકનો સમાસ થઇ શકે એવો હોય તો તેના કૃત્યથી ખુન થાય છે. અને જો છેલા સવાલની અંદર સમાસ થઇ શકે તેમ હોયતો ખુનથી ઉતરતા દરજાનું શીક્ષણીય મનુષ્યવધ થાય છે. આ બધા સવાલોનો સેસન જડજે જે રીતે નીકાલ કર્યો છે, તે રીત તુરત તપાસવી એ સગવડતાવાળું છે, તે જડજે પોતાના ઠરાવની શરૂયાતમાં લખ્યું છે કે, "પોતાની ઓરત સાથે કજીયો કરીને બંધવે તેણીની ડાબી કુખમાં એક અથવા એકથી વધુ ઘા એક લાકડીથી મારીને તેણીની બરેલ ફોડી નાંખી અને એક કલાકમાં તેણીનું મોત આણ્યાનું તેના ઉપર તોહોમત છે, આથી કરી તેણે પોતાની ઓરતનું ૩૦૪ અ કલમ પ્રમાણે અવિચારી કૃત્યથી મોત આણ્યું છે. ૩૦૨ જી કલમ લાગુ પડવાનો સંભવ નથી. કેમકે મોત આણવાનો બંધવાનો ઇરાદો નહોતો. ૩૨૫ મી કલમનો પણ સંભવ નથી. કેમકે માર વાગ્યા પછી તરતજ મોત થયેલું છે,"

એ જડજ પોતાના ઠરાવમાં આગળ જતાં લખે છે કે, " પરંતુ બંધવો તે વખતે

ઘણો ગુસ્સામાં હતો. અને જ્યારે તેને માર માર્યો ત્યારે તેણીને મહાવ્યથા કરવાનો ઉંડા-માં ઉંડો ઈરાદો નહોતો, ત્યારે મોત કરવાનો તો ક્યાંથીજ હોય, તો પણ જે માર તેણે માર્યો હતો, તે ઘણો સખત હોવો જોઈએ. અને પુરાવા ઉપરથી જણાય છે કે, સુરકીના બંને પડખામાં લાકડીની ભરેળો ઉઠી હતી, પરંતુ એ ઘાથી વખતે મોત થશે, એવું માનવાનું તેને કારણ હતું, અથવા તે જાણતો હતો એમ બીલકુલ જણાઇ આવતું નથી. બરેલ થોડી ઘણી વધી ગયાનું સર્જને લખાવ્યું છે, આમ વખતે હોય તો હોય, પરંતુ બંધવો તે વીશે કાંઇ જાણતો નહોતો. બરેલ ઉપર કારી ઘા મારવાના અવિચારી કૃત્યથી બંધવે પોતાની વહુનું મોત આણ્યાનું મને માલમ પડે છે. અને તેથી ૩૦૪ અ મી કલમ લાગુ પડે છે.

ઘણી દીલગીરીની વાત છે કે, આ મુકરદમાને લગતો પીનલકોડમાં જે નીયમ બાંધ્યો છે, તે નીયમ જડજે ચીવટ રાખી મનમાં વિચાર્યો નથી. ૩૦૪ અ મી કલમના સંબંધમાં ઘણા ફેંસલાઓ થયા છે. તેમાં મુખ્યત્વે કરીને નીદામારતી નાગભુષણમ (૭.મ. હા. કો. રી. ૧૧૯) રાણી વિ. પ્રેમ કુવર, રાણી. વિ. માન, મહારાણી. વિ. ફીતાબદી મંડલ ૪. ક. ૭૬૪ મહારાણી. વિ. ફ્રેંડસ ૨ અ. ૫૨૨, માહારાણી વિ. ઓથીન ૨ અ. ૭૬૬ નું અજાણપણું જોઇને અમને ઘણો આશ્ચર્ય લાગે છે. ૩૦૪ અ. મી કલમનો તેણે જે અર્થ કર્યો છે તે ત્રણે હાઇકોર્ટે કરેલા અર્થથી સાવ જુદો છે, અને તે ભુલ ભરેલો છે. મારી નાંખવાના ઈરાદા ભરેલાં કૃત્યો અથવા મારી નાખવાના કૃત્યો એમ જાણીને કર્યા હોય કે, તેને અંતે સોવસા મોત, અથવા વખતે મોત, અથવા વખતે મોત થાય એવી વ્યથા થશે, અથવા એમ જાણીને કર્યા હોય કે, વખતે તેમાંથી મોત થાય તોપણ, એવા મારી નાંખવાના કૃત્યોનો સમાવેશ હીં.પી.કો.ની ૨૯૯ તથા ૩૦૦ મી કલમમાં કરેલોછે. ૩૦૪ થી કલમથી કોઇ ગુન્હો ઉત્પન્ન થતો નથી. પણ ખુનથી ઉતરતા દરજાના શિક્ષણીય મનુષ્યવધના ગુન્હા વાસ્તે તેમાં સજાનો ઠરાવ કર્યો છે, અને ત્યાં મારી નાંખવાનો ઇરાદો હાજર હોય, તો તે કૃત્ય ખુનનો ગુન્હો થાત, પરંતુ ૩૦૦ મી કલમના અપવાદોમાંથી એક અપવાદ નીચે આવવાથી, તથા જે જે કામોમાં થયેલો ગુન્હો, ખુનથી ઉતરતા દરજાના શીક્ષણીય મનુષ્યવધનો છે, એટલે કે જ્યાં વખતે પરીણામે મોત થશે, એવું જાણવાપણું હોય, પરંતુ મોત આણવાનો અથવા જે શરીરની વ્યથા કરવાને અંતે વખતે મોત થવાનો સંભવ છે, એવી વ્યથા કરવાનો ઇરાદો, ગેરહાજર હોય, તેમાં કરવાની સજામાં ભેદ બતાવ્યો છે; ટુંકમાં કહીએતો મારી નાંખવાના ઈરાદાથી અથવા જેથી મોત થવાનો સંભવ છે, એવી શરીરની વ્યથા કરવાના ઇરાદાથી, અથવા સોવસા મોત થવું જોઈએ, તેના જાણપણાથી મારી નાંખવા વાસ્તે કરેલાં સઘળાં કૃત્યો ખુન થાય છે. પણ વખતે મોત થાય તો થાય, એવું જાણ્યા છતાં તેવાં કૃત્યો કરવામાં આવે તો તે ખુનથી ઉતરતા દરજાના શીક્ષણીય મનુષ્યવધનાં છે, હવે જોવામાં આવશે કે, ૨૯૯ મી તથા ૩૦૦ મી કલમની મર્યાદા બહારના જે ગુન્હાઓ છે, તેને વાસ્તે ૩૦૪ મી અ મી કલમ છે, અને ઉપર કહેવાઇ ગયા પ્રમાણે ઇરાદો કીંવા જ્ઞાન રહેલાં નથી, તેવા કામોનું તે કલમમાં ચીંતવન કરેલું છે. અવિચારી અથવા ગફલતવાળું કૃત્ય જેને એક ગુન્હો કહેવામાં આવ્યો છે, તે "શીક્ષણીય મનુષ્યવધથી ઉતરતા દરજાનો ગુન્હો છે." અને તેથી કરીને સમજવું જોઇએ કે ઇરાદા પૂર્વક અથવા

જાણી બુઝીને જે વ્યથા કરી હોય, તે તેમાંથી બાતલ કરેલી છે, ક્ષમાનથઈ શકે એવા અથવા વાજબી કહી ન શકાય, એવાં મારી નાંખવાના દરેક કૃત્યો; જેઓનું બયાન ૩૦૪ અ કલમની પેહેલાની કોઇ કલમમાં કરેલું નથી. તેવાં દરેક કૃત્યોને આ કલમ પ્રમાણે સજા કરવામાં આવશે, એમ એ કલમમાં લખેલું નથી. પરંતુ ખાસ રીતે અને સ્પષ્ટ શબ્દોથી તેની મરીયાદા શીક્ષણીય મનુષ્યવધના બેમાંના ગમે તે પ્રકારથી ઉતરતા દરજાના અવિચારી અથવા ગફલતી કૃત્યોથી મોત થાય છે, તેને વીશે બાંધેલી છે. વિલાયતના કાયદા પ્રમાણે આવી જાતના ગુન્હાઓ મનુષ્યવધના વર્ગમાં આવેલા છે, પરંતુ આપણા પીનલકોડના કરતાઓએ વધારે સગવડ પડતું વિચારીને તેવી જાતના ગુન્હાઓને એક કલમમાં જુદી પંકતીમાં રાખ્યા છે. અને અપરાધના પ્રમાણમાં સજાની મર્યાદા ટુંકી રાખેલી છે. પ્રત્યક્ષ રીતે જાણીબુઝીને વ્યથા કરવામાં આવી હોય, તેવાં કામોને અવિચારી અથવા ગફલતવાળાં ગણવાં જોઇએ, એવું ઠરાવવાને અને અશક્ય લાગે છે. મારી નાંખવાના અથવા જેથી મોત થવાનો સંભવ છે, એવી શરીરની વ્યથા કરવાના ઇરાદાની, અથવા સોવસા મોત થશે, એમ જાણવાની, અથવા મહાવ્યથા કરવાના ઇરાદાની, અથવા વખતે મોત થશે, એમ જાણવાની ગેરહાજરી તેવા કોઇ કામોમાં હોય છે, અને કાંઇ નહીં તો પણ ઓછામાં ઓછી વ્યથા કરવાનું ધારેલું હશે, અથવા તેવી વ્યથા થવાનો સંભવ જાણવામાં હશે, એવું અનુમાન કર્યા વગર છુટકો નથી. જો આવો ઇરાદો અથવા આવું જાણપણું હાજર હોયતો, પછી ખુદ તે કૃત્ય ઉપરથી તેના સાપ્રાધપણાની ખરેખરી પરીક્ષા થાય છે. તે કૃત્યથી અવિચાર અથવા ગફલત કરતાં વધુ કંઇ થતું નથી. એમ કહેવું એ ખોટો અર્થ કર્યા બરોબર છે. આ કામમાં પુરાવા ઉપરથી સાફ માલુમ પડે છે કે, બંધવે ગુજરનાર ઓરતને પોતાની મરજી પૂર્વક અને જાણી જોઈને માર માર્યો હતો. અને તેથી તેણે કાંઈ નહીં તોપણ ઓછામાં ઓછો હુમલાનો ગુન્હો કર્યો છે, એમ ઉઘાડું છે. માર મારવાથી જે પરીણામ થયું, તેથી કરીને મરજી પૂર્વક, તથા જાણી બુજીને કરેલું કૃત્ય, બદલાઇ જઈને, અવિચાર કે ગફલતવાળું થઇ શકતું નથી.

• પરંતુ એ પરીણામના પુરાવાનું લગતાપણું અને ઉપયોગીપણું, જે ઉપરથી મારેલો માર કેટલો હતો તે જણાઈ આવે છે, તે બંધવાના વિરૂદ્ધ ઇરાદાનું કીંવા જાણવાપણાનું અનુમાન કેવા પ્રકારનું કરવું, તે સવાલને સંબંધે એ પુરાવો લેવો જોઈએ. ૩૦૪ અ મી કલમમાં જે જે કામો આવવાં જોઈએ, તે બધાં આવી જાય છે. એવો ડોળ ઘડીભર પણ રાખતો નથી. તો પણ મહારે કહેવું જોઇએ કે, કોઈ કૃત્ય ભયંકર છે અથવા, નીરંકુશછે, એ વીશેનું જાણ થયેલું હોય, અને તેથી વખતે ઇજા થવા સંભવ છે, પણ તે ઇજા કરવાનો ઇરાદો રાખ્યા વગર અથવા તેવી ઈજા સોવસા થવીજ જોઈએ, એવું જાણ્યા વગર, તે કામ કરવાનું જોખમ માથે લેવું, તેનું નામ સાપ્રાધ અવિચારપણું છે. તેવું કૃત્ય કરવાને અંતે શું પરીણામ થશે; તે પરીણામ જાણવાની બેદરકારી રાખીને તે કામ કરવાનું જોખમ લેવું, તેમાં સાપ્રાધપણું રહેલું છે. મોટી અને માફ ન થઇ શકે એવી ગફલત, અથવા વીશેષ રીતે આખી પ્રજાને, અથવા ખાસ રીતે કોઇ ચોકસ સક્ષને ઇજા ન થાય, તેટલા સારૂ યોગ્ય અને વાજબી સંભાળ અને ખબડદારી રાખવાની કસુર કરવી, તથા જે પ્રસંગમાંથી બંધવા ઉપરના તહોમતે જે ભાગ લીધો હોય, અને તેવા પ્રસંગમાં જે બં-

દોબસ્તી કરવાની તેની ફરજ હતી, તે બંદોબસ્તી કરવામાં કસુર કરવી તેનું નામ સાપ્રાધ ગફલત છે. કેવા ઇરાદાથી અથવા કેવી માહેતીથી આ મુકરદમા માંહેલું કૃત્ય કરવામાં આવ્યું હતું, તે આ કામમાં નકી કરવાની મુખ્ય બાબત છે. બંધવે જાણી જોઈને તથા મં- રજી પુર્વક માર માર્યો હતો, એ વાત જોઇએ તે કરતાં વીશેષ રીતે માલુમ પડી છે. પરંતુ સેસન જડજને જણાયું છે, તે પ્રમાણે બંધવે મારી નાંખવાનું, અથવા જેથી મોત થવાનો સંભવ છે, તેવી વ્યથા કરવાનું ધાર્યું નહીં હશે. અને સોવસા મોત થશે, એમ પણ તેના જાણવામાં હશે નહીં. બીજો સવાલ રહે છે, તે એછે કે, મોત વખતે થશે, તે વાત તેના જાણવામાં હશે કે નહીં? અથવા વ્યથા કીંવા મહાવ્યથા કરવાનો ઈરાદો રાખ્યો હતો. અથવા તે વ્યથા અથવા મહાવ્યથા વખતે થશે, એમ તેના જાણવામાં હશેકે નહીં? તે સવાલોનો નીકાલ બહુ સેલાઇથી થઇ શકે એવો નથી. સીવીલ સરજનની જુબાની ઉપરથી નીઃસંદેહ સા- બીત થાય છે કે, ભલેને બંધવે એક ઘા માર્યો, તોપણ તેણે ગુજરનાર ઓરતને સખત માર મારેલો હોવો જોઇએ અને આ હકીકત તરફ તથા જે હથીયાર તેણે વાપર્યું, તે ત- રફ નજર કરતાં, જો સેસન જડજે બધવાને ખુનથી ઉતરતા દરજાના શીક્ષણીય મનુષ્ય- વધનો અપરાધી ઠરાવ્યો હત, અને તે એવા કારણથી કે, વખતે મોત થશે, એવું બંધવાના જાણ્યામાં હશે. તો તે ઠરાવમાં હું બેશક કાંઇ હાથ ઘાલત નહીં. તેની સાથે મારે કહેવું જો- ઇએ કે, મોત થશે એમ બધવાના જાણવામાં નહોતું. એ નીર્ણય જે સેશન જડજે કર્યોછે તે નિર્ણય હું ખુશીથી કબુલ રાખું છઉં, અને તે ઉપરાંત જે અભીપ્રાય આપ્યો છે, તે હું કબુલ કરતો નથી. ભારે લાકડીથી શરીરના કોઈ ભયંકર ભાગ ઉપર ક્રોધથી જેવો માર બંધવે પોતાની ઓરતને માર્યો હતો, તેવો માર એક સક્ષ, કોઇ બીજા શક્ષને મારેતો, તે મારથી મહાવ્યથા થશે, એમ તેના જાણવામાં હતું, એવું ઓછામાં ઓછું અનુમાન કરવામાં આવે, તો તે અનુમાન વીશે મારનાર સક્ષથી કંઇ પણ વાંધો લેવાઇ શકાશે નહીં. ઉપર જે કારણો મેં કહ્યાં છે, તે કારણોથી ઈદુ બેગને ૩૦૪ અ મી કલમ પ્રમાણે ગુન્હે- ગાર ઠરાવ્યો છે, તે ઠરાવ રદ કરીને, ૩૨૫ મી કલમના ગુન્હાનો ઠરાવ કરવો જોઈએ. એ ઇદુબેગને જે સજા થઇ છે, તે સજામાં શા માટે વધારો ન કરવો તેનાં કાંઇ કારણ હોય તો તે બતાવવાને તેના ઉપર નોટીશ કાઢવાનો વીશેષ હુકમ કરૂં છું. (છેવટે સજામાં વધારો કરીને ત્રણ વર્ષની સખત કેદની સજા કરવામાં આવી હતી.)

## કેસરેહીંદ વિ. નંદકીશોર.

ક. ૩૦૪અ.

૮

તા. ૮-૩-૮૪
ઈ. ૬ અ. પા. ૨૪૮

ન નામનો સક્ષ એક રેલ્વેની કં- પનીનો નોકર હતો અને તેને એક ઢા- ળવાળા પાટા ઉપરથ- ઈને કેટલાક ડબા મજુરો પાસે ફેરવ- વાનો હુકમ મળે- લો હતો આ કામ

न नामनो सक्ष एक रेलवे कंपनीनो नोकर हतो. तेने एक ढाळ वाळा पाटा उपर थइने केटलाक डबा मजूरे पासे फेरववानो हुकम म- ळेलो हतो, आ काम तेणे गफलतथी बनाव्युं, अने तेथी ए डबाओ हाथमां रह्या नहीं. एक मजुर तेना कहेवा प्रमाणे काम करतो हतो, तेणे डबा थोभववानी कोशिश करी, पण ए कोशीशमां ते मरण पाम्यो. ठराव्युं के, न ए हीं. पी. को. नी ३०४ अ मी कलमना अर्थ प्रमा- णे पेला मजुरनुं गफलतथी मोत कर्युं छे.

તેણે ગફલતથી બનાવ્યું. અને તેથી એ ડબાઓ હાથમાં રહ્યા નહીં. એક મજુર તેના કહેવા પ્રમાણે કામ કરતો હતો તે ડબા થોભવાની કોશીશ કરી પણ એ કોશીશમાં તે મરણ પામ્યો ઠરાવ્યું કે ન એ પી. કો. ની ૩૦૪ અ મી કલમના અરથ પ્રમાણે પેલા મજુરનું ગફલતથી મોત કર્યું છે.

મથુરાં જીલ્લાના માજીસ્ટ્રેટે ૧૮૮૩ ના અકટોબરની ૨૩ મી તારીખે, અરજદારને પી. કો. ની ૩૦૪ અ મી કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવ્યો હતો, અને જે ઠરાવ આગ્રાના સેસન જડજે બહાલ રાખ્યો હતો. તે ફરીને તપાસવા સારૂ હાઇકોરટને ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૪૩૯ મી કલમ મુજબ આ અરજી તેણે કરી હતી. કેસની હકીકત હાઇકોરટના ઠરાવમાં આપેલી છે.

**અરજદાર તરફથી નીબ્લેટ સાહેબ વકીલ હતા.**

**સરકાર તરફથી બાબુ દુવારકાંનાથ બાંનરજી.**

**જસ્ટીસ ઓલ્ડફીલ્ડે કરેલો ઠરાવ.—**

સાબીત થયેલી હકીકત એવી છે કે, અરજદાર મથુરાં તથા હતરાની રેલવે ઉપર મથુરાંના સ્ટેશન ઉપર સામાન સાચવનારો હતો. અને નદીની પેલીપાર મજુરો પાસે લેવરાવી જવાના ડબા તેના હવાલામાં હતા. જે રસ્તો નદીના પુલ તરફ જતો હતો. તેનો ઢાળ ઘણો આકરો હતો અને તેને સ્પષ્ટ રીતે વરધી મળ્યા છતાં તેની દરકાર કર્યા વગર પોતાનું કામ તેણે બે દરકારથી કર્યું. તે એવી રીતે કે, એક એક ડબો જુદો કરીને લઇ જવાને બદલે બધાને ભેગા લઈ જવા દીધા. અને તેમ કરવામાં પુરા મજુરો તેણે રાખેલા નહોતા. અને ઢોળાવ ઉપર ગાડી સરી ન જાય, એટલા સારૂ જોઇતા દોરડાં પણ રાખેલાં નહીં હતાં. તે કારણથી તે ડબાઓ હાથમાં રહ્યા નહીં. અને તે ડબાઓ રેલ ઉપર ચાલતા હતા, તેટલામાં એક મજુર જે અરજદારની વરધી પ્રમાણે તેઓને થોભવાની મેહેનત કરતો હતો, તે પઈડા નીચે આવી ગયો. અને પઈડું તેને માથે ફરી જવાથી મરણ પામ્યો.

અરજદારને પી. કો.ની ૩૦૪ અ મી કલમ પ્રમાણે અપરાધી ઠરાવ્યો હતો. ડબાઓ લઇ જવામાં તેણે અવિચાર અને ગફલતી કામ કર્યું હતું, તેમાં કાંઇ સંદેહ નથી. અને હવે જે સવાલ ઉઠે છે, તે એ છે કે, એ કલમના શબ્દો મુજબ ગફલતી ભરેલા કૃત્યથી મજુરનું મોત આણ્યું કહેવાય કે નહીં?

એવો વાંધો લેવામાં આવ્યો છે કે, અરજદારની ગફલતને લીધે પુરતી સંભાળ લીધા વગર પાટા ઉપર ડબાઓ મોકલવા દીધા, તેના કરતા મૈયતનું મરણ ડબાઓ થોભવાની કોશીશ કરવામાં અને તે કોશીશમાં કજાથી પઇડા નીચે પડી જવાથી તેનું મોત થયું

છે. પણ આ વાંધો બહુ માલવાળો નથી. મૈયતે પોતાની ગફલતથી પોતાનું મોત આણ-વામાં થોડી ઘણી મદદ કરી હશે. તોપણ તે બીનાથી અરજદાર પોતાના ગફલતી કામના પરીણામમાંથી મોકળો થઈ શકતો નથી. જુઓ રસલનું પેહેલું પુસ્તક પ્રષ્ટ ૮૭૦-૮૭૧ રાણી. વિરૂદ્ધ લોંગ બોટમ અને રાણી વિ. સ્વીતડોલ વળી રાણી. વીલ્યમસનના છેલા કે-શમાં એક મછવો ઉતારૂઓથી હદ ઉપરાંત વધારે ભરાતાં ઉંધો વળી ગયો હતો. જુઓ એ ઉતારૂઓ પોતાની જગ્યા ઉપર બેશી રહ્યા હતતો. મછવો ઉંધો વળત નહીં. વીલ્યમસ જ-સ્ટીસે ઠરાવ્યું કે, આ કજા ખરેખરી ઉતારૂઓના કુદી પડવાથી થયેલી છે. તોપણ મછવા-ને હદ ઉપરાંત વધારે ભરવાથી આ તાતકાળીક પરીણામ થયું છે. માટે કેદી જવાબદાર થાય છે. કેમકે, આવો બનાવ બનવાથી જે ભય થવો જોઈએ, તે થશે એમ તેણે મા-નવું જોઈએ.

આ અરજદાર સામેનો કેશ તો વધારે મજબુતછે, કેમકે મૈયતનું મરણ પોતાની ફરજ બજાવતાં અને અરજદારના હુકમને તાબે થઇ અરજદારની ગફલતથી જે પરીણામ થયું, તે અટકાવવાને તથા ડબાઓને થોભવાની કોશીશમાં નીપજેલું છે. એ પ્રસંગોમાં અરજ-દારે યોગ્ય સંભાળ લીધા વગર ડબાઓને પાટા ઉપર જવા દીધા તેમાં એનું મોત થયું એમ ઠરાવવું જોઈએ. માટે અરજી નામંજુર કરવામાં આવે છે.



## કલમ ૩૦૫ મી.

૩૦૫. જો દરાડ વરષથી ઓછી ઉમરનો કોઇ શખસ, અથવા કોઇ દીવાનો શખસ, અથવા કોઈ ચળેલો શખસ, અથવા જન્મથીજ ગાંડો એવો કોઈ શખસ, અથવા કેફની હાલતમાં હોય એવો કોઇ શખસ, આત્મઘાત કરે, તો તે આત્મઘાત કરવામાં જે માણુસ મદદગારી કરે, તે માણુસને મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરષની મુદત સુધીની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઈબાળક અથવા દીવાના શખસને આત્મઘાત કરવામાંમદદગારીકરવી.

## કલમ ૩૦૬ મી.

૩૦૬. જો કોઈ શખસ આત્મઘાત કરે, તો તે આત્મઘાત કરવામાં જે માણુસ મદદગારી કરે, તે માણુસને દશ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે

આત્મઘાતમાં મદદગારી.

## કલમ ૩૦૭ મી.

૩૦૭. જો કોઈ માણુસ એવા ઇરાદા અથવા જ્ઞાનથી, તથા એવી હાલતમાં, કાંઇ કામ કરે કે, અગર તે કામથી તે મોત આણે તો તે માણુસ ખુનનો તકસીરવાર થાય, તો તે માણુસને દશ વરષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની સીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે, અને તે કામથી અગર કોઇ શખસને વ્યથા થાય, તો તે ગુન્હેગાર અગર તો જીવતાં સુધી સમુદ્ર પારની, સીક્ષાને, અથવા ઉપર લખેલી છે તે સીક્ષાને લાયક થશે.

ખુનની કોશીસ.

“જે માણુસ ઉપર જીવતાં સુધી સમુદ્રપારની સીક્ષાનો હુકમ થઇ ચુકેલો હોય તે માણુસ આ કલમ પ્રમાણે ગુન્હો કરશે અને તેના તેજ ગુન્હાથી વ્યથા થઇ હોય તો તેને મોતની સીક્ષા થઇ શકશે.” (સને ૧૮૭૦ ના આકટ ૨૭ મા પ્રમાણે)

જન્મ ટીપના ગુન્હેગારો એ કોસીસ કરવી

### દ્રષ્ટાંતો.

(અ) ડ ને મારી નાંખવાના ઇરાદાથી અ ડ ને ગોળી મારે, એવી હાલતમાં કે અગર ડ નું મોત થાય તો અ ખુનનો તકસીરવાર થાય, તો અ આ કલમ મુજબ સીક્ષાને લાયક છે.

(બ) એક કુમળા વયના બ નું મોત આણવાના ઇરાદાથી અ તે બચ્ચાને એક જંગલમાં ખુલ્લું મુકે, તો, પછી તે બચ્ચાનું મોત ન થાય તો પણ અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવું,

(ક) ડ નું ખુન કરવાના ઈરાદાથી અ એ એક બંદુક વેચાતી લઇને તેને ભરી હજુ સુધી અ એ ઉપર લખેલો ગુન્હો કરયો નથી, અ તે બંદુક ડ ની ઉપર છોડે, તો તેણે આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવું, અને અગર તે બંદુક છોડવાથી ડ ને જખમ થાય તો આ કલમના પાછલા ભાગમાં ઠરાવેલી સીક્ષાને તે લાયક છે.

(ડ) ઝેર ખવડાવીને ડ નું ખુન કરવાના ઇરાદાથી અ કાંઇ જહેર ખરીદ કરે, અને તે

જેહેર કાંઇ ખોરાકમાં મેળવે, અને તે ખોરાક અ ના કબજામાં રેહે, તો ત્યાં સુધી અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરયો નથી, પણ અ તે ખોરાક ડ ની ટેબલ પર મેલે, અથવા ડ ની ટેબલપર મેલવા સારૂ તે ખોરાક ડ ના ચાકરો આપે, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવું.

### કલમ ૩૦૮ મી.

૩૦૮. જો કોઇ માણસ એવા ઇરાદાથી અથવા જ્ઞાનથી, અથવા એવી હાલતમાં કાંઇ કામ કરે કે અગર તે કામથી તે મોત આણે, તો તે માણસ ખુનથી ઉતરતા દરજ્જાના મનુષ્યવધનો તકશીરવાર થાય, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે; અને તે કામથી અગર કોઇ સખસને વ્યથા થાય તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

શિક્ષણીય મનુષ્યવધ કર્યાની કોશીશ.

### દ્રષ્ટાંત.

ભારે તથા આકસ્મિક ક્રોધ ઉત્પન્ન થવાથી અ ઝ ની ઉપર એક પીસ્તોલ છોડે, એવી હાલતમાં કે અગર તેમ કરવાથી મોત થાય તો ખુનથી ઉતરતા દરજ્જાના મનુષ્યવધનો તે તકશીરવાર થાય, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કર્યો એમ સમજવું.

## કલમ ૩૦૯ મી.

**જે માણસ આત્મઘાત કરવાની કોશિશ કરે, તથા તે ગુન્હો કરવા તરફ કાંઇ કામ કરે, તેમાણુસને એક વરસની મુદત સુધીની આસાન કેદની અથવા દંડનીઅથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે**

આત્મઘાત કરવા કોશિશ.

## માહારાણી કૈસરેહિંદ વિ. રાયાકા.

**કલમ ૩૦૯.**

૧

તા૦ ૧૧-૧૦-૮૪
ઇ. ૮ મ. પા. ૫

આપઘાત કરવાનો ગુન્હો સંપૂરણ કરવા પહેલાં બંધવાને પોતાનું મન પાછું ફેરવી નાંખવાની વેળા રહી હોય તો પછી આપઘાત કરવાની કોશીસનો ગુન્હો કર્યાનો તેને ગુન્હેગાર ઠરાવી શકાતો નથી.

अ नामनो सक्ष पोतानी मेळे कुवामां पडी आत्मघात करवाना इरादाथी कुवा तरफ दोडी गयो, त्यां ते पकडाइ गयो. आत्मघातनी कोशिश कर्यांना गुन्हाना तेने ही. पी. को. नी ३०९ मी कलम अनुसार अपराधी ठराव्यो.

ठराव्युं के आवा ठराव कायवा विरूद्ध छे.

આ કામ કરનાના જીલ્લા માજીસ્ત્રેટે નામદાર હાઇકોર્ટ તરફ તરફે હુકમ થવા મોકલ્યું હતું.

એ કામની કેફીયત હાઇકોર્ટના ઠરાવ ઉપરથી જણાઈ આવશે.

### જસ્ટીસ મુતુ સ્વામી આયરનો ઠરાવ.

કેદણુ પોતાના બાપ તથા ભાઇ સાથે લડીને એક કુવા તરફ દોડી ગઇ, અને કહેતી ગઈ કે, હું એ કુવામાં પડીશ. પ્રોસીક્યુશન તરફનો પેહેલો સાક્ષી જે એ કુવા ઉપર હતો તેણે બીજા શાક્ષીએ કરેલો હોકારો સાંભળ્યો. પછી તેણે કેદણુને પકડીને ગામના મુનસફને હવાલે કરી. આ હકીકત ઉપરથી એક બીજા વર્ગના માજીસ્ત્રેટે તેણીને આત્મ ઘાતની કોશીશ કર્યાની અપરાધી ઠરાવી, ચાર માસની આસાન કેદની સજા કરી. કેદણુને આત્મઘાત કરવાનો ઇરાદો હતો એ વાતનો કશો શક નથી. તેમ તે ઈરાદો પાર પાડવાની તૈયારી કરી; કુવા ભણી ગઈ હતી. પરંતુ પોતાનો મનસુબો ફેરવવાનું તેણીએ ધાર્યું હતતો તેમ કરી શકત, અને જે ગુન્હાની તેણીને અપરાધી ઠરાવેલી છે તે ગુન્હાના આરંભમાં જે કાંઇ કરેલું ગણાય, તે કરવા પેહેલાં તેણીને પકડી પાડવામાં આવી હતી. માટે એ ઠરાવ રદ કરી, કેદણુને બંધીખાંનામાંથી છોડી મુકવાનો હુકમ કરૂં છું.

## કલમ ૩૧૦ મી

૩૧૦. આ આક્ટ પસાર થયા પછી કોઇપણ વખતે જે માણસ ખુનના ઉપાયથી, અથવા ખુનની સાથે, અપહરણ અથવા છોકરાં ચોરવાને ગુન્હો કરવાના કારણસર નિત્ય કોઇ બીજા માણસ અથવા માણસોની જોડે મળેલો રહેશે તે માણસને ઠગ સમજવો. ઠગ.

## કલમ ૩૧૧ મી

૩૧૧. જે ઠગ હોય, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે. શીક્ષા.

## કલમ ૩૧૨ મી.

જે માણસ બુધ્ધિપુર્વક કોઇગર્ભવંતી સ્ત્રીનો ગર્ભપાત કરે, તે માણસને, અગર તે ગર્ભપાત શુદ્ધબુધ્ધીએ તે સ્ત્રીનો જીવ બચાવવાના કારણસર ન કરયો હોય તો, ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે; અને અગર તે સ્ત્રી ચલિતગર્ભા હોય તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ગર્ભપાત કરવો.

ખુલાસો.—જે સ્ત્રી પોતે પોતાનો ગર્ભપાત કરે તે પણ આ કલમના અર્થમાં દાખલ થાય છે.

### માહારાણી કેસરેહિંદ વિ. અદેમા.

કલમ ૩૧૨.

१

તા૦ ૨૯-૩-૮૬
ઈ. ૯ મ. પા. ૩૬૯

જ્યારથી કોઈ સ્ત્રી ગરભવંતી થાય ત્યારથી તે સ્ત્રી ગાભણી સમજવી અને તે દરમીઆનમાં ગમે તે વખતે ગરભપાત કરવાની તે કોશીસ કરે તે પણ તે ગુન્હેગાર થાય છે.

ज्यारे कोइ स्त्री गर्भ धारण करे, त्यारथी ते स्त्री ही. पी. को. नी ३१२ मी कलमना अर्थ प्रमाणे गर्भवंती समजवी.

तेथी ठराव्युं के, ज्यां, कोइ स्त्री उपर पोतानी मेळे गर्भपात कर्यानुं तहोमत आव्युं, तेमां ते एक मासनो गर्भ हतो, अने गर्भस्थानमां पेहेलामां पेहेलुं पुतळुं हजु बंधायुं नोहोतुं, एटला सबब उपरथी ते स्त्रीने नीरदोश करी छोडी मुकवी ए ठराव कायदा बिरुद्ध छे.

ઉત્તર આરકટની સેસન કોર્ટની ફાઇલપર સને ૧૮૮૫ ના ૮૦ મા નંબરના ફોજદારી મુકરદમામાં, કેદણુ બંદી અદેમાને હીં. પી. કો. ની ૩૧૨ મી કલમ માંહેલા ગર્ભપાત કર્યાના ગુન્હાના તહોમતમાંથી નીરદોષ કરી છોડી દેવામાં આવી હતી. તે કામમાં સેસનજડજે ઠરાવ્યું હતું કે, કેદણુ ફકત એક માસથી સગર્ભા થઇ હતી, તેથી ૩૧૨ મી કલમના અર્થ પ્રમાણે તે ગર્ભવંતી કહેવાય નહી.

તે કામનું દફતર મંગાવી લેઇ કેદણુને ખબર દીધી, પણ તે હાજર થઇ નહીં; યાર બાદ હાઇકોર્ટ તરફથી જસ્ટીસ મુતુ સ્વામી આયર તથા બ્રાંટે નીચે પ્રમાણે ઠરાવ આપ્યો.

### ઠરાવ.

સેસન જડજે શોધેલું છે કે તહોમતવાળી અદેમા ગર્ભવાળી હતી, તેથી ગર્ભ પાડી નાંખવા સારૂ તેણીએ કેટલાક હાથના ઉપાયો કર્યા, જેને લીધે અંદરનું કાચું છોકરૂં પડી ગયું. તે સ્ત્રીએ જુબાની આપી હતી કે, હું ફકત એક માસથી, સગર્ભા થઇ હતી, તેથી તે ગર્ભવંતી કહેવાય નહીં, કેમકે પુરાવેથી માલુમ પડયું છે કે, જે અંદરથી બહાર નીકળી આવ્યું; તે લોહીનો લોચો હતો તેથી તેને છોડી મુકી હતી. કાચું છોકરૂં બંધાયું હોય, એમ પણ કહી શકાતું નથી, એવો સેસન જડજે પોતાનો અભીપ્રાય આપ્યોછે. ગર્ભપાતની વ્યાખ્યા

પીનલકોડમાં આપી નથી, લૌકીક અર્થ પ્રમાણે ગર્ભપાત, અને કસુવાવડ, એકજ શબ્દ છે અને એ કૃતીમાં, ગર્ભસ્થાનનું કાચું બચ્ચું બહાર નીકળી પડે છે. કેટલા મહિનાનો ગર્ભ હતો તથા માંહેલી કોથળીનું, કેવડું રૂપ થયું હતું, તે બાબતો મુદ્દાની નથી.

૩૧૨ મી કલમ પ્રમાણે એટલીજ સાબીતી જોઇએ છીએ કે, તે સ્ત્રી ગર્ભવંતી હતી કે નહીં. ગર્ભ ધારણ કર્યાની, તથા ગર્ભસ્થાનમાં કાચું બાળક પાડી નાંખવાની વાત જો સાબીત થાય તો બસ છે. "ગર્ભવંતી" એ શબ્દોનો અર્થ ગર્ભવાળી છે, અને તે માંહેલું છોકરૂં, ફરકવું જોઇએ એવુ બતાવવાની કાંઇ જરૂર નથી.

માટે નીચલી કોર્ટનો ઠરાવ રદ્દ કરી તેણીનો ફરીને ઇનસાફ કરવાનો હુકમ કરવામાં આવેછે.

### કલમ ૩૧૩ મી.

૩૧૩. સ્ત્રીની રજામંદી વગર જે માણસ ઉપલી કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરે તે માણસને, પછી તે સ્ત્રી ચલીતગર્ભા હોય કે નહી તો પણ, જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

સ્ત્રીનીરજામંદી વગર ગરભપાત કરવો.

### કલમ ૩૧૪ મી.

૩૧૪. કોઇ ગર્ભવંતી સ્ત્રીનો ગર્ભપાત કરવાના ઈરાદાથી કોઇમાણુસ એવું કામ કરે કે તેથી તે સ્ત્રીનું મોત થાય, તો તે માણસને દશ વરસની મુદત સુધીની, બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે; અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે કામ તે સ્ત્રીની રજામંદી વગર કરયું હોય, તો તે માણસને જીવતા સુધી સમુદ્રપારની શિક્ષા, અથવા ઉપર લખેલી શિક્ષા કરવામાં આવશે.

ગર્ભપાતકરવાનાઇરાદાથીકરેલાકાંઇ કામથીયએલુંમોત

તેસ્ત્રીનીરજામંદીવગરતે કામ કરયુંહોય, તો.

ખુલાસો—આ ગુન્હામાં એવું કાંઇ જરૂર નથી કે તે કામથી મોત થાય એવો સંભવ છે એમ તે ગુન્હો કરનારે જાણવું જોઇએ.

### કલમ ૩૧૫ મી.

૩૧૫. જે માણસ, કોઈ બચ્ચું જન્મતાં પેહેલાં, તે બચ્ચું જીવતું જન્મતાં અટકાવવાના અથવા જન્મ્યા પછી તે મરી જાય એવું કરવાના ઇરાદાથી કાંઇ કામ કરે, અને તે કામ કરેથી તે બચ્ચું જીવતું જન્મતું અટકે, અથવા જનમીયા પછી તે મરી જાય, તો તે માણસને, અગર તે કામ શુદ્ધબુદ્ધિથી તે બચ્ચાંની માનો જીવ બચાવવાના કારણસર નહીં કર્યું હોય તો, દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

કોઇબચ્ચું જીવતું જન્મતા અટકાવવાના અથવા જન્મ્યા પછી તેમરીજાય એવુંકરવાના ઈરાદાથી કરેલુંકામ.

### કલમ ૩૧૬ મી.

૩૧૬. કોઇ માણસ કાંઇ કામ કરે, એવી હાલતમાં કે જો તે કામથી મોત થાય તો તે માણસ શિક્ષણીય મનુશ્યવધનો તકશીરવાર થાય, અને તે કામ કરેથી તે કોઇ નહી જન્મેલાં જીવતાં બચ્યાંનું મોત આણે તો તે માણસને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

જે કામ શીક્ષણીય મનુંસ્યવધ ગણાતું હોય એવા કામથી કોઇનહીજન્મેલાં જીવતાં બચ્યાનુંમોતઆણવું.

### દ્રષ્ટાંતો.

ફલાણી ગરભવંતી સ્ત્રીનું મારાથી મોત થવાનો સંભવ છે એમ જાણ્યા છતાં અ એવું કાંઇ કામ કરે કે, અગર તે કામથી તે સ્ત્રીનું મોત થાય તો, તે શીક્ષણીય મનુશ્યવધ ગણાય, અને તે સ્ત્રીને નુકશાન થાય પણ તે મરી જાય નહી; પણ તેના પેટમાં જે જીવતું બચ્ચું હોય તેનું તે કામથી મોત થાય તો અ આ કલમમાં બ્યાન કરેલા ગુન્હાનો તકશીરવાર છે એમ સમજવું.

## કલમ ૩૧૭ મી.

૩૧૭. જે માણસ, કોઇ બાર વરસથી ઓછી ઉમરનાં બચ્ચાંનો બાપ અથવા મા તેની હોય, અથવા જે માણસના હવાલામાં એવું બચ્ચું હોય તે માણસ અગર તે બચ્ચાંને બીલકુલ તજવાના ઈરાદાથી તે બચ્ચાંને કોઇ જગામાં ખુલ્લુ મુકે, અથવા મુકે તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બન્નેની શીક્ષા કરવામાં આવશે.

કોઇ બારવરસથી ઓછીઉમરના બાળકને તેના માબાપે, અથવા જે સખસના હવાલામાંતે બચ્ચું હોયતે સખસે ખુલ્લુ મુકવુંઅથવા તજવું.

ખુલાસો.—અગર તે પ્રમાણે તે ખુલ્લું મુકવાથી બચ્ચું મરી જાય, તો તે મુકદમાની કેફીયત મુજબ, તે ગુન્હેગારની ખુન અથવા શિક્ષણીય મનુસ્યવધને માટે તજવીજ થવામાં અટકાવ કરવાની આ કલમની મતલબ નથી.

## કલમ ૩૧૮ મી.

૩૧૮. જે માણસ, કોઈ બચ્યાનું મુડ્દું છાની રીતે દાટીને અથવા બીજી રીતે વગે કરીને, તે બચ્ચાંનો જન્મ ઈરાદાથી છુપાવે. અથવા છુપાવવાની કોશીશ કરે, તે માણસને પછી અગર તે બચ્ચું જન્મતાં પહેલાં અથવા જનમ્યા પછી અથવા જનમતાં જનમતાંજ મરી ગયું હોય તો પણ, બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

મુડદુછાનીરીતે વગે કરી દઈને જન્મ છુપાવવો.

## કલમ ૩૧૯ મી.

### વ્યથા

૩૧૯. જે માણસ કોઇ સખસને કાંઈ શરીરનું દુઃખ, રોગ, અથવા અશક્તતા કરે, તેણે "વ્યથા કરી" એમ સમજવું.

વ્યથા.

## કલમ ૩૨૦ મી.

૩૨૦. નીચે લખેલા પ્રકારની વ્યથાનેજ "મહાવ્યથા" એવું નામ આપેલું છે.

મહાવ્યથા.

પેહેલો—પુરૂષત્વનો નાશ

બીજો.—બેમાંની કોઈ પણ આંખની જોવાની શક્તી જાથુ જવી.

ત્રીજો.—બેમાંના કોઈપણ કાનની સાંભળવાની શક્તી જાથુ જવી.

ચોથો.—કોઇ અવયવ અથવા સાંધો જવો.

પાંચમો.—કોઇ અવયવ અથવા સાંધાની શક્તિનો નાશ થવા, અથવા તેની જાથુ ક્ષણુતા થવી.

છઠો.—ડોકાંની અથવા ચેહેરાની જાથુ બદશીકલ થવી.

સાતમો.—કાંઇ હાડકાનું અથવા દાંતનું ભાગવું અથવા ખશી જવું.

આઠમો.—જે વ્યથાથી જીંદગી જોખમમાં આવે, અથવા જેથી વીશ દીવશની મુદત સુધી, વ્યથા થએલા માણસને શરીરનું ભારે દુઃખ ખમવું પડે, અથવા તે પોતાનો હમેશનો ધંધો કરવાને આશક્ત રહે, એવી કોઇપણ વ્યથા.

## કલમ ૩૨૧ મી.

૩૨૧. જે માણુસ કોઇ સખસને વ્યથા કરવાના ઇરાદાએ અથવા તે થી કોઇ સખસને પોતાથી વ્યથા થવાનો સંભવ છે એમ જાણ્યા છતાં કાંઇ કામ કરે, અને તે કામથી કોઇ સખસને વ્યથા કરે તો તે માણુસે બુદ્ધિપુરવક વ્યથા કરી" એમ સમજવું.

બુદ્ધિપૂર્વક વ્યથા કરવી.

## કલમ ૩૨૨ મી.

૩૨૨. કોઈ માણુસ બુદ્ધિપુરવક વ્યથા કરે, અને જે વ્યથા કરવાને તેનો ઇરાદો હોય અથવા જે વ્યથા પોતાથી થવાનો સંભવ તેના જાણ્યામાં હોય તે વ્યથા અગર મહાવ્યથા હોય, તથા જે વ્યથા કરે તે વ્યથા મહાવ્યથા હોય તો તે માણુસે "બુદ્ધિપૂરવક મહાવ્યથા કરી" એમ સમજવું.

બુદ્ધિપુરવક મહાવ્યથાકરવી.

ખુલાસો.—કોઇ સખસ આ બંને વાત કરે, એટલે મહાવ્યથા કરે તથા મહાવ્યથા કરવાનો ઇરાદો કરે, અથવા મહાવ્યથા પોતાથી થવાનો સંભવ તેના જાણ્યામાં હોય તોજ તેને બુદ્ધિપુરવક મહાવ્યથા કરી એમ સમજવું, નહીતો નહી પણ અગર એક પ્રકારની મહાવ્યથા કરવાનો ઇરાદો કરીને, અથવા એક પ્રકારની મહાવ્યથા પોતાથી થવાનો સંભવ જાણ્યા છતાં, તે ખરેખર બીજા પ્રકારની મહાવ્યથા કરે, તો તેણે બુદ્ધિ પુરવક મહાવ્યથા કરી એમ સમજવું.

## દ્રષ્ટાંત.

ઝ નો ચેહેરો જાથુ બદશીકલ કરવાના ઇરાદાથી, અથવા તે પોતાથી બદશીકલ થવાનો સંભવ જાણ્યા છતાં, અ ઝ ને એક સપાટો મારે, અને તે સપાટાથી ઝ નો ચેહેરો બદશીકલ નહી થા, પણ તેથી વીશ દીવસની મુદત સુધી ઝ ને શરીરનું ભારે દુખ ખમવું પડે, તો અ એ બુદ્ધિપૂરવક મહાવ્યથા કરી એમ સમજવું.

## કલમ ૩૨૩ મી

૩૨૩. ૩૩૪ મી કલમમાં લખેલી બાબત શીવાય કોઇપણ બાબતમાં, જે માણુસ બુદ્ધિપુરવક વ્યથા કરે, તેને એક વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

બુદ્ધિપુર્વક વ્યથાકરવાની શિક્ષા.

## કલમ ૩૨૪ મી

૩૨૪. ૩૩૪ મી કલમમાં લખેલી બાબત સિવાય બીજી કોઇ પણ બાબતમાં, ગોળી અથવા તીર મારવાનાં, ખોશી ઘાલવાનાં, અથવા કાપવાનાં કાંઇ હથીયાર વડે, અથવા જે હથીયારૂ મારેથી સામાનું મોત થવાનો સંભવ હોય એવા કાંઇ હથીયાર વડે, અથવા અગ્ની કે કાંઇ ગરમ કરેલા પદારથ વડે, અથવા કાંઇ જેહેર કે ખાઇ જાય એવા કાંઇ પદારથ વડે અથવા અવાજ સાથે ફુટે એવા કાંઇ પદારથ વડે, અથવા દમ લેવાથી, ગળી જવાથી, અથવા લોહીમાં જવાથી જે પદારથ માણુસના શરીરનો નાશકારક હોય એવા કાંઈ પદારથ વડે, અથ

ભયંકર શસ્ત્ર અથવા સાધન વડે બુદ્ધિપુરવક વ્યથા કરવી.

વા કોઇ જાનવરની, જે માણુસ બુદ્ધિપુરવક વ્યથા કરે, તે માણુસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

## કલમ ૩૨૫ મી.

બુદ્ધિપુર્વક મહાવ્યથાકરવાનીશીક્ષા.

૩૨૫. ૩૩૫મી કલમમાં લખેલી બાબત સિવાય બીજી કોઇ પણ બાબતમાં, જે માણુસ બુદ્ધિપુરવક મહાવ્યથા કરે, તેને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

## કલમ ૩૨૬મી.

ભયંકર શસ્ત્ર અથવાસાધન વડેબુદ્ધિ પુર્વક મહાવ્યથાકરવી.

૩૨૬. ૩૩૫ મી કલમમાં લખેલી બાબત શિવાય બીજી કોઇ પણ બાબતમાં, ગોળી અથવા તીર મારવાના, ખોશી ઘાલવાનાં, અથવા કાપવાનાં, અથવા કાંઇ કાપવાનાં હથીયાર વડે, અથવા જે હથીયાર મારેથી સામાનું મોત થવાનો સંભવ હોય એવા કાંઇ હથીયાર વડે, અથવા અગ્નીકે કાંઇ ગરમ કરેલા પદારથ વડે, અથવા કાંઇ જેહેર કે ખાઈજાય એવાં કાંઇ પદારથ વડે, અથવા અવાજ સાથે ફુટે એવા કાંઈ પદારથ વડે, અથવા દમ લેવાથી, ગળી જવાથી, અથવા લોહીમાં જવાથી જે પદારથ માણુસના શરીરનો નાશકારક હોય એવા કાંઇ પદારથ વડે, અથવા કોઇ જાનવરની મારફતે, જે માણુસ બુદ્ધિપુરવક મહાવ્યથા કરે, તો તે માણુસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

## કલમ ૩૨૭ મી.

જબરાઈથી કાંઇમીલકતકહડાવવાસારૂ અથવાકાંઈ કાયદા વિરૂધકામકરાવવાસારૂબુદ્ધિ પુર્વકવ્યથાકરવી.

૩૨૭. કોઇ સખસને વ્યથા કરીને તે સખસ પાસે, અથવા તેની સાથે સંબંધ રાખનારા કોઇ શખસ પાસે જબરાઇથી કાંઈ મીલકત અથવા કીમતિ દસ્તાવેજ કહડાવવાનાં, કારણુસર, અથવા વ્યથા કરેલા શખસ પાસે, કે તેની સાથે સંબંધ રાખનારા કોઇ શખસ પાસે, જબરદસ્તીથી કાંઇ કાયદા વિરૂદ્ધ કામ, અથવા જે કામ અથવા જે કામથી કાંઇ ગુન્હો કરવો સેહેલ થાય એવું કામ, કરવાના કારણુસર, જે માણુસ બુદ્ધિપુરવક વ્યથા કરે, તે માણુસને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની, કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

## કલમ ૩૨૮ મી.

કાંઇ ગુન્હોકરવાના ઇરાદાથી જેહેર વગેરે પદારથ વડે વ્યથા કરવી.

૩૨૮. કોઈ સખસને વ્યથા કરવાના ઇરાદાથી, અથવા કાંઈ ગુન્હો કરવાના કે કાંઈ ગુન્હો કરવો સેહેલ કરવાના ઇરાદાથી, અથવા તેથી પોતાથી વ્યથા થશે એવો સંભવ છે એમ જાણ્યો છતાં, જે માણુસ તે સખસને કાંઈ જેહેર કે બેહોશ કરે કે કેફ આવે અથવા અવગુણ કરે એવું કાંઇ વસાણું અથવા બીજી વસ્તુ આપે, અથવા લેવડાવે તે માણુસને દ-

સ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

## કલમ ૩૨૯ મી.

૩૨૯. કોઇ સખસને મહાવ્યથા કરીને તે સખસ પાસે, અથવા તેની સાથે સંબંધ રાખનારા કોઈ સખસ પાસે જબરાઇથી કાંઇ મિલકત અથવા કીમતી દસ્તાવેજ કહડાવવાનાં કારણ અથવા મહાવ્યથા કરેલા સખસ પાસે, કે તેની સાથે સંબંધ રાખનારા કોઇ સખસ પાસે જબરદસ્તીથી કાંઇ કાયદા વિરૂધ કામ, અથવા જે કામથી કાંઈ ગુન્હો કરવો સેહેલ થાય એવું કામ, કરાવવાનાં કારણસર. જે માણુસ બુદ્ધિપુરવક મહાવ્યથા કરે, તે માણુસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દસ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

જબરદસ્તીથી કાંઇ મિલકત કહડાવવા અથવા કાંઇ કાયદા વિરૂદ્ધ કામ કરાવવા સારૂ બુદ્ધિપુર્વક માહાવ્યથા કરવી.

## કલમ ૩૩૦ મી.

૩૩૦. કોઇ સખસને વ્યથા કરીને તે સખસ પાસે, અથવા તે સખસની સાથે સંબંધ રાખનારા કોઇ સખસ પાસે જેથી કાંઇ ગુન્હો અથવા બદચાલ પકડાય એવી કાંઈ ખબર અથવા કબુલાત જબરદસ્તીથી લેવાનાં કારણસર, અથવા વ્યથા કરેલા સખસ પાસે કે તેની સાથે સંબંધ રાખનારા કોઇ સખસ પાસે જબરદસ્તીથી કાંઇ મીલકત અથવા કીમતી દસ્તાવેજ પાછો અપાવવા અથવા અપવાનાં કારણસર, અથવા તે કાંઇ લેહેણું કે માગણું પતાવે, અથવા જેથી કાંઇ મીલકત કે કીમતી દસ્તાવેજ પાછો મળી શકે એવી કાંઇ ખબર આપે, એમ કરવાનાં કારણસર, જે માણુસ બુધિપુરવક મહાવ્યથા કરે તે માણુસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

જબરદસ્તીથી કબુલાત કરાવવવા અથવા કાંઇ મીલકત પાછી અપાવવા સારૂ બુદ્ધિપુર્વક વ્યથા કરવી.

### દ્રષ્ટાંત.

(અ) ઝ ની પાસે કાંઇ ગુન્હો કરર્યો કબુલ કરાવવા સારૂ જો અ પોલીસ અમલદાર ઝ ને શરીર વેદના કરે, તો અ આ કલમમાં લખેલા ગુન્હાનો તકશીરવાર છે એમ સમજવું.

(બ) અમુક ચોરેલી મીલકત કયાં મુકેલી છે તે દેખાડવાને બ લલચાય એટલા સારૂ જો અ પોલીસ અમલદાર તેને શરીર વેદના કરે તો અ આ કલમમાં લખેલા ગુન્હાનો તકશીરવાર છે એમ સમજવું.

(ક) ઝની પાસેં મેહેસુલની કાંઇ બાકી લેહેણી છે તે તેની પાસે ભરાવવા તે સારૂ જો અ મેહેસુલનો અમલદાર ઝ ને શરીર વેદના કરે, તો આ કલમમાં લખેલા ગુન્હાનો તકશીરવાર છે એમ સમજવું.

(ડ) એક રઇતની પાસે તેનું ગણોત ભરાવવા સારૂ જો અ જમીનદાર તેને શીર વેદના કરે, તો અ આ કલમમાં લખેલા ગુન્હાનો તકશીરવાર છે એમ સમજવું.

## કલમ ૩૩૧ મી.

૩૩૧. કોઈ સખસને મહાવ્યથા કરીને તે સખસ પાસે અથવા સખસની સાથે સંબંધ રાખનારા કોઇ સખસ પાસે, જેથી કાંઇ ગુન્હો અથવા બદચાલ પકડાય એવી કાઇ ખબર અથવા કબુલાત જબરદસ્તીથી લેવાના કારણસર, અથવા મહાવ્યથા કરેલા સખસ પાસે કે તેની સાથે સંબંધ રાખનારા કોઈ સખસ પાસે જબરદસ્તીથી કાંઇ મીલકત અથવા કીમતી દસ્તાવેજ પાછો અપાવવા અથવા અપાવવાના કારણસર, અથવા તે કાંઇ લેહેણું કે માગણું પતાવે અથવા જેથી કાંઇ મીલકત કે કીમતી દસ્તાવેજ પાછો મળી શકે એવી કાંઇ ખબર આપે, એમ કરવાના કારણસર, જે માણસ બુધ્ધિપુરવક મહાવ્યથા કરે, તે માણસને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

જબરદસ્તીથી કબુલાત કરાવવા અથવાકાંઇ મીલકત પાછી અપાવવા સારૂ બુદ્ધિપૂરવક મહાવ્યથાકરવી.

## કલમ ૩૩૨ મી.

૩૩૨. કોઇ સખસ સરકારી નોકર હોય, અને પોતાના સરકારી હોદ્દાનો અમલ ચલાવતો હોય તેવામાં તે સખસને જે માણસ બુદ્ધિપૂરવક વ્યથા કરે, અથવા તે સખસને અથવા કોઈ બીજા સરકારી નોકરને પોતાના સરકારી હોદ્દાનો અમલ ચલાવતાં અટકાવવા અથવા ડરાવીને અમલ ચલાવતો બંધ રાખવાના ઇરાદાથી, અથવા તે સખસે પોતાના સરકારી હોદ્દાનો કાયદા મુજબ અમલ ચલાવતાં કાંઇ વસ્તુ કરી હોય અથવા કરવાની કોશીશ કરી હોય તેટલા વાસ્તે જે માણસ તે સખસને બુદ્ધિપુરવક વ્યથા કરે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બનેની શીક્ષા કરવામાં આવશે.

કોઇ સરકારી નોકરને ડરાવીને તેનોઅમલ કરતો બંધરાવાને બુદ્ધિપુરવક વ્યથા કરવી.

## કલમ ૩૩૩ મી.

૩૩૩. કોઈ સખસ સરકારી નોકર હોય, અને પોતાના સરકારી ઓહદ્દાનો અમલ ચલાવતો હોય તેવામાં તે સખસને જે માણસ બુદ્ધિપુરવક મહાવ્યથા કરે, અથવા તે સખસને અથવા કોઇ બીજા સરકારી નોકરને પોતાના સરકારી ઓહદ્દાનો અમલ ચલાવતાં અટકાવવા અથવા ડરાવીને અમલ ચલાવતાં બંધ રાખવાના ઇરાદાથી, અથવા તે સખસે પોતાના સરકારી ઓહદ્દાનો કાયદા મુજબ અમલ ચલાવતાં કાંઈ વસ્તુ કરી હોય અથવા કરવાની કોશીશ કરી હોય, તેટલા વાસ્તે, જે માણસ તે સખસને બુદ્ધિપુરવક મહાવ્યથા કરે, તે માણસને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઇસરકારી નોકરને ડરાવીને તેનો અમલ કરતો બંધ રાખવાને બુદ્ધિપુરવક મહાવ્યથા કરવી.

## કલમ ૩૩૪ મી.

૩૩૪. ભારે તથા આકસ્મિક ક્રોધ ચહડેથી કોઇ માણસ બુધ્ધિપુરવક વ્યથા કરે, અને તે ક્રોધ ઉત્પન્ન કરનાર સિવાય બીજા કોઇ સખસને વ્યથા કરવાનો તેણે ઇરાદો કર્યો ન હોય, તથા તે શીવાય બીજા કોઇ સ-

ક્રોધ ઉત્પન્નથયેથી,બુધિપૂરવકવ્યથાકરવી

ખસને પોતાથી વ્યથા થવાનો સંભવ પણ તેના જાણ્યામાં ન હોય, તો તે માણસને એક મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા પાંચસે રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

## કલમ ૩૩૫ મી.

૩૩૫. ભારે તથા આકસ્મિક ક્રોધ ચહડેથી કોઈ માણસ બુધિપુરઃસર મહાવ્યથા કરે, અને તે ક્રોધ ઉત્પન્ન કરનાર શીવાય બીજા કોઈ સખસને મહાવ્યથા કરવાનો તેણે ઇરાદો કર્યો ન હોય, તથા તે શીવાય બીજા કોઈ સખસને પોતાથી મહાવ્યથા થવાનો સંભવ પણ તેના જાણ્યામાં ન હોય, તો તે માણસને ચાર વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા બે હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

ક્રોધ ઉત્પન્ન થએથી મહાવ્યથા કરવી.

ખુલાસો.—ઉપલી બે કલમોને પણ ૩૦૦ મી કલમના ૧ લા અપવાદને જે શરતો લાગુ પડે છે. તે શરતો લાગુ પડે છે.

## કલમ ૩૩૬ મી.

૩૩૬. જે માણસ કાંઇ કામ એવી બેપીકરી અથવા ગફલતી ભરેલી રીતે કરે કે જેથી માણસની જીંદગી અથવા બીજા સખસોના શરીરની સલામતી જોખમમાં આવે, તે માણસને ત્રણ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા બસેં પચાસ રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

જે કામથી જીંદગી જોખમમાં આવે અથવા બીજાઓનાં શરીરની સલામતી જોખમમાં આવે તે કામને માટે શીક્ષા.

## કલમ ૩૩૭ મી.

૩૩૭. જેથી માણસની જીંદગી અથવા બીજા સખસોનાં શરીરની સલામતી જોખમમાં આવે એવી બેપીકરી અથવા ગફલતી ભરેલી રીતે કાંઇ કામ કરીને જે માણસ કોઇ સખસને વ્યથા કરે, તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા પાંચસેં રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

જીંદગી અથવા બીજાઓના શરીરની સલામતી જોખમમાં આવે એવું કામ કરીને મહાવ્યથા કરવી.

## કલમ ૩૩૮ મી.

૩૩૮. જેથી માણસની જીંદગી અથવા બીજા સખસોના શરીરની સલામતી જોખમમાં આવે એવી બેપીકરી અથવા ગફલતી ભરેલી રીતે કાંઇ કામ કરીને જે માણસ કોઈ સખસને મહાવ્યથા કરે, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

જીંદગી અથવા બીજાઓના શરીરની સલામતી જોખમમાં આવે એવું કામ કરીને મહાવ્યથા કરવી.

## કલમ ૩૩૯ મી.

### ગેરવાજબી અટકાવ તથા ગેરવાજબી કેદ બાબત.

૩૩૯. કોઇ સખસને જેણીમેર જવાનો હક્ક હોય તેણીમેર જતો તેસખસ અટકે, એવી રીતે જે માણસ તે સખસને બુધિપુરવક હરકત કરે, તે માણસે તે સખસને "ગેરવ્યાજબી અટકાવ" કર્યો એમ સમજવું.

ગેરવ્યાજબી અટકાવ.

અપવાદ.—જમીન અથવા પાણી ઉપરથી જવા આવવાનો કાંઇ ખાનગી રસ્તો હોય અને તે રસ્તો બંધ કરવાનો મારો કાયદા મુજબ હક છે એમ જે સખસ શુધબુધિએ માનતો હોય તે સખસે તે રસ્તો બધ કરવો એ આ કલમના અર્થ પ્રમાણેનો ગુન્હો નથી.

### દ્રષ્ટાંત.

જે રસ્તા ઉપરથી ઝ ને જવાનો હક છે એવો એક રસ્તો અ બધ કરે, અને શુધબુધિએ અ એ પ્રમાણે માનતો હોય કે એ રસ્તો બંધ કરવાનો માહારો હક છે, અને તે રસ્તો બંધ થયાથી ઝ તે ઉપરથી જતો અટકે, તો અ એ ઝ ને ગેરવ્યાજબી અટકાવ કર્યો એમ સમજવું.

## કલમ ૩૪૦ મી.

૩૪૦. કોઈ સખસ મુકરર કરેલી ચોતરફી હદની બહાર જતો અટકે, એવી રીતે જે માણસ તે સખસને ગેરવ્યાજબી અટકાવ કરે તે માણસે તે સખસને "ગેરવ્યાજબી કેદ" કર્યો એમ સમજવું.

ગેરવ્યાજબી કેદ.

### દ્રષ્ટાંતો.

(અ) એક દેવાર બાંધી લીધેલી જગામાં ઝ ને મોકલીને અ બહારથી તાળુ મારીને ઝ ને અંદર બંધ કરે, અને તેમ કરવાથી તે હદવાળી દેવારની બહાર કોઈ પણ તરફ ઝ થી જઇ શકાય નહી, તો અ એ ઝ ને ગેરવ્યાજબી કેદ કર્યો એમ સમજવું.

(બ) એક ઈમારતના દરવાજા આગળ અ બંદુકવાળા માણસો રાખે અને ઝ ને એ પ્રમાણે કહે કે જો તું એ ઇમારતમાંથી બહાર જવાની કોશીશ કરશે તો તને આ માણસો ગોળી મારશે તો અ એ ઝ ને ગેરવ્યાજબી કેદ કર્યો એમ સમજવું.

## કલમ ૩૪૧ મી.

જે માણસ કોઇ સખસને ગેરવાજબી અટકાવ કરે, તે માણસને એક મહિનાની મુદત સુધીની આસાન કેદની, અથવા પાંચસેં રૂપિયા સુધીના દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

ગેરવાજબી અટકાવની શિક્ષા.

### માહારાણી કેસરેહીંદ વિ. શ્રીનાથ બાંનરજી.

કલમ ૩૪૧.
૧
તા. ૭-૮-૮૨
ઇં. ૮ ક. પા. ૨૨૧

ગેરકાયદેસર કેદ કરવાના ગુન્હામાં ગેરકાયદે કરવાનો ઇરાદો હતો એમ સાબીત થવું જોઇએ.

पी. को. नी ३४६ मी कलम प्रमाणे कोइ सक्षने गुन्हेगार ठरावको होय तो केद थयेलो सक्ष जडी न आवे, एवा इरादाथी तेने गेरकायदेसर केद करवामां आव्यानुं बतावबुं जोइए.

ફેબ્રુઆરીની ૧૭ મી તારીખે, એક હિંદુ ઓરતે ૨૪ પ્રગણાના માજીસ્ત્રેટની અદાલતમાં જઇને ફરીયાદ કરી કે, અરજદારના સગામાંથી કેટલાક સક્ષોએ રીબાવી રીબાવીને અને કેટલોક માર માર્યો છે. ૧૭ મી તારીખને રોજ તેની ફરીયાદની સુનાવણી પુરી થઇ રહી નોહોતી. એટલે તેણીને તેના વકીલે વગતે રોજ આવવાનું કહી પાછી ઘેર જવાનું કહ્યું, બાકીની હકીકત ૨૪ પ્રગણાના જડજના ઠરાવમાં આપી છે. જ્યારે તે પોતાને ઘેર જતી હતી, ત્યારે તે કહેછે કે, મને અપેલેંન્ટ ગંગાધર તથા શ્રીનાથ ધરે માન દઇને બોલાવીને યુકતીથી મને એક ગાડીમાં બેસાડીને તે ગાડી જુદે જુદે ઠેકાંણે ફેરવી, અને તે જગાઓ મેં કોઇ દહાડો જોઇ નોહોતી, તેથી તે જગાઓ મને નવીન લાગતી હતી. અને પછી તેઓએ, એક જગામાં મને રાખી, અને મારી ફરીયાદ નોંધાયા પછી મને સંતાડી રાખવાના કારણથી શોર થયો. એટલે આ અપેલેંન્ટો મને પાછી લઇ આવ્યા. અને માજીસ્ત્રેટની અદાલતના બીજા વકીલ પાસે તેઓએ મને રજુ કરી. અને તે વકીલના ઘરમાં હું ૯ મી માર્ચ સુધી રહી, અને તે દહાડેથી પછી હું પોલીસના હવાલામાં ગઇ. આ મનુષ્યનયન કરવા વાસ્તે તથા આવી રીતે આ ઓરતને કોરટથી છેટી રાખીને તેણીનો મુકરદમો તે ન ચલાવી શકે, તે ગુન્હાને વાસ્તે આ અપેલેંન્ટોને ગુન્હેગાર ઠરાવવામાં આવ્યાછે. બંધવાઓને ડેપ્યુટી માજીસ્ત્રેટે ૨૦૧ લી તથા ૩૪૬ મી કલમ પ્રમાણે અપરાધી ઠરાવ્યા છે પરંતુ તેણે સજા ફકત ૩૪૬ મી કલમના ગુન્હા માટે કરેલી છે. અપીલમાં સેસન જડજે ૨૦૧ લી કલમના ગુન્હાનો ઠરાવ રદ કરીને ૩૪૬ મી કલમના ગુન્હાનો તથા સજાનો ઠરાવ બહાલ રાખ્યો છે. તે સેસીન જડજ પાસે વાંધો લેવામાં આવ્યો. હનોકે, આ સ્ત્રીને અહીં તહીં લઇ જવામાં આવી હતી. એ વાત કબુલ રાખીએ તોપણ તેણીને તેની ઇચ્છા પ્રમાણે એવી જગામાં કેદ રાખી હતી કે, જ્યાં તેને જાવું હોય, ત્યાં તેને જવાની તથા પોલીસની મદદ જોઇતી હોયતો, તે મદદ લેવાની તેણીને છુટ હતી. તેથી તેણીની જે બરદાસ કરવામાં આવી; એથી કરી તે કાયદા પ્રમાણે કેદ થઇ નહોતી." આ દેશની નીચ કોમની ઓરતને જ્યારે વચલા વરગના

મોભાદાર માણસો, તથા બ્રાહ્મણોનો સંગ થાય છે, ત્યારે તેઓની પ્રકૃતી બીકણ અને તા-બેદાર હોયછે, એ વાત ઉપરથી તથા આ ઓરતને પોતાને ઘેરથી ઘણે છેટે નવીન નવીન જગોમાં લઇ જવામાં આવી હતી. તે હકીકતનો વિચાર કરીને સેસન જડજે ઉપર કહેલો વાંધો ના મંજુર કર્યો. ત્યારબાદ અરજદારોએ સેસન જડજે કરેલા ગુન્હાનો ઠરાવ રદ કરવાની અરજી કરી.

**અરજદારો તરફથી બાબુ અંબીકા ચરણ બોશ.**

**સરકાર તરફથી બાબુ રામચંદ્ર મીત્ર.**

**જસ્ટીસ મેકડોનલ તથા ઓકીનીલીનો ઠરાવ.**

આ કામમાં બંધવાઓને પીનલકોડની ૨૦૧ લી તથા ૩૪૬ મી કલમના અપરાધી ઠરાવવામાં આવ્યા હતા. અપીલમાં સેસન જડજે તેઓને ૨૦૧ લી કલમના ગુન્હાના નિ-રદોષ ઠરાવ્યા છે, તે વાજબી કરેલું છે. પરંતુ તેણે ૩૪૬ મી કલમના ગુન્હાનો ઠરાવ કાયમ રાખેલો છે; એ ઠરાવ નહીં ટકી શકે એવો છે. એમ અમારો અભીપ્રાય થાય છે. પીનલ-કોડની ૩૪૬ મી કલમ પ્રમાણે કોઇ સક્ષને ગુન્હેગાર ઠરાવવો હોય તો, કેદ થયેલો સક્ષ જડી ન આવે એવા ઈરાદાથી તેને ગેર કાયદેસર રદ કરવામાં આવ્યાનું બતાવવું જોઇએ, આ કામમાં એ વાતની ખામી ન્હોવાનું સાવ ચોખું છે.

વળી અમોને લાગે છે કે, ફરીયાદણને બીલકુલ ગેર કાયદેસર કેદ કરેલ નોહોતી. ખુદ સેસન જડજ કહે છે કે, તેણીની ઉપર જબરદસ્તી થઇ નોહોતી, પરંતુ તેણીને સમજાવી હતી. અને તેણીનું કેદ થવાપણું ખરેખરૂં નહોતું. પરંતુ આ બસ નથી માટે ગુન્હાનો તથા સજાનો ઠરાવ અમો રદ કરીએ છીએ. અને બંધવાને નીરદોષ કરી તેને છોડી મુકવાનો હુકમ કરીએ છીએ.



### કલમ ૩૪૨ મી.

૩૪૨. જે માણસ કોઇ શખસને ગેરવ્યાજબી કેદ કરે, તે માણસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપિયા સુધીના દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

ગેરવ્યાજબીકેદની શિક્ષા.

### કલમ ૩૪૩ મી.

૩૪૩. જે માણસ કોઇ સખસને ત્રણ અથવા વધારે દીવસ ગેરવ્યાજબી કેદ કરે, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ત્રણઅથવા વધારેદીવસગેર વ્યાજબી કેદની શિક્ષા.

### કલમ ૩૪૪ મી.

૩૪૪. જે માણસ કોઇ શખસને દશ અથવા વધારે દિવસ ગેરવ્યાજબી કેદ કરે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

દશ અથવાવધારેદીવસગેર વ્યાજબી કેદની શીક્ષા.

### કલમ ૩૪૫ મી.

૩૪૫. ફલાણા શખસને છોડવાનો-કાયદા મુજબ હુકમ સાદર થઇ ચુક્યો છે એમ જાણ્યા છતાં જે માણસ તે શખસને ગેરવ્યાજબી કેદમાં રાખે, તે માણસને, આ કાયદાની કોઇ બીજી કલમ પ્રમાણે જેટલી મુદતની કેદને તે માણસ લાયક હોય તેથી ઉપરાંત, બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની બીજી કેદ કરવામાં આવશે.

જેશખસનેછોડવાનો હુકમ શાદરથયોહોય તેશખસનેગેર વ્યાજબી કેદમાં રાખવો.

### કલમ ૩૪૬ મી.

૩૪૬. કોઇ માણસ અગર કોઈ શખસને એવી રીતે ગેરવ્યાજબી કેદ કરે કે તેથી તે શખસની કેદની વાત તે કેદ થએલા શખસની સાથે સંબંધ રાખનારા કોઇ શખસના જાણ્યામાં, અથવા કોઇ સરકારી નોકરના જાણ્યામાં ન આવે અથવા તે કેદનું ઠેકાણું ઉપર લખેલા પ્રકારના કોઇ શખસ અથવા સરકારી નોકરના જાણ્યામાં ન આવે અથવા તેને જડે નહી, એવો ઇરાદો તે કેદ કરનારા માણસના દીલમાં આવે, તો તે માણસને, ગેરવ્યાજબી કેદને માટે બીજી જે કાંઇ શિક્ષાને તે માણસ લાયક હોય તેથી ઉપરાંત બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની બીજી શિક્ષા કરવામાં આવશે.

છાની ગેરવ્યાજબી કેદ.

### કલમ ૩૪૭ મી.

૩૪૭. કોઇ શખસને કેદ કરીને તે શખસ પાસે, અથવા તેની સાથે સંબંધ રાખનારા કોઇ શખસ પાસે જબરાઈથી કાંઇ મિલકત અથવા કિમતી દસ્તાવેજ કહેડાવવાના કારણસર, અથવા કેદ કરેલા શખસ પાસે કે તેની સાથે સંબંધ રાખનારા કોઇ શખસ પાસે, જબરદસ્તીથી કાંઈ કાયદા વિરૂધ કામ કરાવવાના અથવા જેથી કાંઈ ગુન્હો કરવો સેહેલ થાય એવી કાંઇ ખબર મેળવવાનાં કારણસર, જે માણસ તે શખસને ગેરવ્યાજબી કેદ કરે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

જબરદસ્તીથી કાંઇમીલકત કહડાવવાનાંઅથવાકાંઇકાયદા વિરૂધકામકરવાના કારણસરગેરવ્યાજબી કેદ.

## કલમ ૩૪૮ મી.

૩૪૮. કોઇ શખસને કેદ કરીને તે શખસ પાસે, અથવા તે શખસની સાથે સંબંધ રાખનારા કોઈ શખસ પાસે, જેથી કાંઇ ગુન્હો અથવા બદચાલ પકડાય એવી કાંઇ ખબર અથવા કબુલાત જબરદસ્તીથી લેવાના કારણસર, અથવા કેદ કરેલા શખસ પાસે, કે તેની સાથે સંબંધ રાખનારા કોઈ શખસ પાસે, જબરદસ્તીથી કાંઈ મીલકત અથવા કિમતી દસ્તાવેજ પાછો અપાવવા અથવા અપાવાના કારણસર, અથવા તે કાંઇ લેણું કે માગણું પતાવે, અથવા જેથી કાંઇ મીલકત કે કાંઇ કીમતી દસ્તાવેજ પાછો મળી શકે એવી કાંઈ ખબર આપે, એમ કરવાના કારણસર, જે માણસ તે શખસને ગેરવ્યાજબી કેદ કરે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક લેશે.

જબરદસ્તીથી કબુલાતકરાવવાના અથવા કાંઇ મીલકત પાછીઅપાવવાનાંકારણસર,ગેરવ્યાજબી કેદ.

### સાપ્રાધ બળ તથા હુમલા બાબત.

## કલમ ૩૪૯ મી.

૩૪૯. જો કોઈ શખસ કોઈ બીજા સખસને ગતિ આપે, તેની ગતિમાં ફેરફાર કરે, અથવા તેની ગતિ બંધ કરે, અથવા જો તે શખસ કાંઇ પદાર્થને એવી રીતે કાંઇ ગતિ આપે, તેની ગતિમાં ફેરફાર કરે, અથવા તેની ગતિ બંધ કરે, તેથી તે પદાર્થ તે બીજા શખસના શરીરના કોઇ ભાગને અથવા તે બીજા શખસે કાંઇ વસ્તુ પેહેરી હોય અથવા તે સાથે લઇ જતો હોય તે વસ્તુને અડકે, અથવા કાંઇ બીજી વસ્તુને અડકે એવી રીતે કે તેથી તે બીજા સખસની સ્પર્શેંદ્રિપર અસર થાય, તો તે સખસે તે બીજા સખસપર બળ વાપરયુ એમ સમજવું; પણ જે સખસ ગતિ આપવા, ગતિમાં ફેરફાર કરતો, અથવા ગતી બંધ કરતો હોય, તેણે નીચે બતાવેલા ત્રણ પ્રકારોમાંના કોઇ પ્રકારે તે ગતી આપવી, અથવા ગતીમાં ફેરફાર કરવો, અથવા ગતી બંધ કરવી જોઇએ.

બળ.

પેહેલો.—પોતાના શરીરની શક્તિથી.

બીજો.—કોઇ પદાર્થ એવી રીતે મુકવો કે પછી પોતાની તરફથી અથવા બીજા કોઇ સખસની તરફથી કાંઇ બીજું કામ થયા શીવાય તે ગતી થાય અથવા ગતીમાં ફેરફાર થાય, અથવા ગતી બંધ થાય, એમ રચના કરીને.

ત્રીજો.—કોઇ જાનવરને ગતીમાન કરીને, તેની ગતીમાં ફેરફાર કરીને, અથવા ગતી બંધ કરીને.

## કલમ ૩૫૦ મી

૩૫૦. જો કોઇ સખસ કોઇ બીજા સખસની રજામંદી શીવાય તે બીજા સખસની ઉપર ઇરાદાથી બળ વાપરે, અને તે કાંઈ ગુન્હો કરવા સારૂ અથવા તે બળ જે સખસની ઉપર વાપરે તે સખસને તે બળથી કાંઇ નુકશાન, ભય, અથવા દુઃખ કરવાના ઇરાદાથી, અથવા તે બળ વાપરવાથી પોતાથી કાંઇ નુકશાન, ભય, અથવા દુઃખ થવાનો સંભવ છે એમ જાણ્યા છતાં તો તે સખસે બીજા સખસની ઉપર સાપ્રાધ બળ વાપરયું એમ સમજવું.

સાપ્રાધબળ.

### દ્રષ્ટાંતો.

(અ) એક નદીમાં બાંધેલી હોડીમાં ઝ બેઠો હોય, અને અ તેના દોરડાં છોડી નાંખે અને એ પ્રમાણે ઇરાદાથી તે હોડીને પ્રવાહથી ખેંચાઇ જવા દે, તો એ ઠેકાણે અ એ ઇરાદાથી ઝ ને ગતી આપી, અને તે પદાર્થોને એવી રીતે મુકવાથી કે પછી કો-

ઇ સખસની તરફથી બીજું કામ થયા શીવાય તે ગતી ઉત્પન્ન થઇ માટે અ એ ઇરાદાથી ઝ ની ઉપર બળ વાપરયું એમ સમજવું, અને અગર કાંઇ ગુન્હો કરવા સારૂ અથવા ઝ ને કાંઇ નુકશાન, ભય, અથવા દુઃખ કરવાના ઈરાદાથી, કે એ પ્રમાણે બળ વાપરેથી કાંઇ નુકશાન, ભય, કે દુઃખ થશે એવો સંભવ જાણ્યા છતાં તેણે એ કામ ઝ ની રજામંદી શીવાય કર્યું હોય તો અ એ ઝ ની ઉપર સાપ્રાધ બળ વાપરયું એમ સમજવું.

(બ) ઝ એક શીગરામમાં બેસીને જાય છે, તેના ઘોડાઓને અ ચાબક મારીનેતેની ચાલ ઉતાવળી કરે તો એ ઠેકાણે જાનવરો પાસે પોતાની ગતી બદલાવીને અ એ ઝ ની ગતીમાં ફેરફાર કર્યો માટે અ એ ઝ ની ઉપર બળ વાપરયું એમ સમજવું; અગર ઝ ને કાંઈ નુકશાન, ભય, અથવા દુખ કરવાના ઇરાદાથી કે તેથી અ ને કાંઈ નુકશાન, ભય, અથવા દુખ થાય એવો સંભવ જાણ્યા છતાં, તેણે એ કામ ઝ ની રજામંદી શીવાય કરયું હોય, તો અ એ ઝ ની ઉપર સાપ્રાધ બળ વાપરયું એમ સમજવું.

(ક) ઝ એક પાલખીમાં બેસીને જાય છે, તેની પાસેથી અપહરણ કરવાના ઇરાદાથી અ દાંડો ઝાલીને તે પાલખી અટકાવે, તો એ ઠેકાણે અ એ ઝ ની ગતી બંધ કરી, અને એ તેણે પોતાના શરીરની શક્તિથી કર્યું માટે અ એ ઝ ની ઉપર બળ વાપરયું એમ સમજવું; અને એ પ્રમાણે અ એ ઇરાદાથી ઝ ની રજામંદી શીવાય તથા ગુન્હો કરવા સારૂ કર્યું માટે અ એ ઝ ની ઉપર સાપ્રાધ બળ વાપરયું એમ સમજવું.

(ડ) રસ્તામાં અ ઇરાદાથી ઝ ને ધકો મારે, તો એ ઠેકાણે અ પોતાના શરીરની શક્તિથી પોતાના શરીરને એવી રીતે ગતી આપી કે તે ઝ ને અડક્યુ માટે ઇરાદાથી ઝ ની ઉપર બળ વાપરયું એમ સમજવું; અને અગર ઝ ને કાંઈ નુકશાન, ભય, અથવા દુઃખ કરવાના ઇરાદાથી, અથવા તેથી ઝ ને કાંઈ નુકશાન, ભય, કે દુઃખ થાય એવો સંભવ જાણ્યા છતાં, તેણે ઝ ની રજામંદી શીવાય એ પ્રમાણે કર્યું હોય, તો તેણે ઝ ની ઉપર સાપ્રાધ બળ વાપરયું એમ સમજવું.

(ઇ) અ એક પથર ફેંકે એવા ઇરાદાથી અથવા એવો સંભવ જાણીને કે તે પથર ઝ ને અડકશે, અથવા ઝ ના કપડાંને અડકશે, અથવા ઝ કાંઇ વસ્તુ લેઇ જાય છે તેને અડકશે, અથવા તે પથર પાણીને લાગીને તે પાણીથી ઝ નાં કપડાં અથવા ઝ કાંઇ વસ્તુ લેઇ જાય છે તે છંટાશે, તો એ ઠેકાણે, અગર તે પથર ફેંકવાથી કાંઇ પદારથ આવીને ઝ ને અથવા ઝ નાં કપડાંને અડકે તો, અ એ ઝ ની ઉપર બળ વાપરયું એમ સમજવું; અને અગર ઝ ને કાંઇ નુકશાન, ભય, કે દુઃખ કરવાના ઇરાદાથી તેણે ઝ ની રજામંદી શીવાય એ પ્રમાણે કર્યું હોય, તો તેણે ઝ ની ઉપર સાપ્રાધ બળ વાપરયું એમ સમજવું.

(ફ) અ ઇરાદાથી કોઇ સ્ત્રીનો બુરખો ઉંચો ખેંચે, તો એ ઠેકાણે તેણે સ્ત્રીની ઉપર ઇરાદાથી બળ વાપરયું એમ સમજવું; અને અગર તે સ્ત્રીને કાંઇ નુકશાન, ભય, કે દુઃખ કરવાના ઇરાદાથી, અથવા તેથી નુકશાન, ભય, કે દુઃખ થાય એવો સંભવ જાણીને તેણે તે સ્ત્રીની રજામંદી શીવાય એ પ્રમાણે કરયું હોય, તો તેણે તે સ્ત્રીની ઉપર સાપ્રાધ બળ વાપરયું એમ સમજવું.

(ગ) ઝ નાહાવા બેઠો છે તેવામાં પોતે ઉકળતું જાણતો હોય એવું પાણી અ હમામખાનામાં રેડે,, તો એ ઠેકાણે અ એ ઇરાદાથી પોતાના શરીરની શક્તી વડે તે ઉકળતા પાણીને એવી ગતી આપી કે તે પાણી ઝ ને અડકે અથવા બીજા પાણીને અડકે, અને તે એવી રીતે કે તે અડકવાથી ઝ ની સ્પરશેંદ્રીપર અસર થાયજ, માટે અ એ ઇરાદાથી ઝ ની ઉપર બળ વાપરયું એમ સમજવું; અને અગર, ઝ

ને કાંઈ નુકશાન, ભય, કે દુઃખ કરવાના ઈરાદાથી, અથવા તેથી નુકશાન, ભય, કે દુઃખ થાય એવા સંભવ જાણીને, તેણે ઝ ની રજામંદી શીવાય એ પ્રમાણે કરયું હોય, તો અ એ ઝ ની ઉપર સાપરાધ બળ વાપરયું એમ સમજવું.

(હ) ઝ ની રજામંદી શીવાય અ એક કુતરાને ઝ ની ઉપર કુદાવે તો એ ઠેકાણે અગર ઝ ને કાંઈ નુકશાન, ભય, કે દુઃખ કરવાનો અ નો ઇરાદો હોય તો, તેણે ઝ ની ઉપર સાપરાધ બળ વાપરયું એમ સમજવું.

## કલમ ૩૫૧ મી.

૩૫૧. જે માણસ કાંઇ ચાળા અથવા કાંઇ તઇયારી કરે, એવા ઈરાદાથી અથવા એવો સભવ જાણીને કે તે ચાળા અથવા તઇયારીથી કોઇ સખસ હાજર હોય તેને એવા ભય ઉત્પન્ન થસે કે એ ચાળા અથવા તઇયારી કરનારો માણસ માહારી હાજરી ઉપર હમણા સાપરાધ બળ વાપરવાનો છે, તો તે માણસે હુમલો કર્યો એમ સમજવું. — હુમલો.

ખુલાસો—માત્ર શબ્દોથી હુમલો થતો નથી, પણ કોઇ સખસ કાંઇ શબ્દો બોલે તે શબ્દો તેના ચાળા અથવા તઈયારીનો એવો અરથ ઉત્પન્ન કરી શકે કે તેથી તે ચાળા અથવા તઇયારી હુમલો ગણાય.

### દ્રષ્ટાંત.

(અ) અ મુઠી વાળીને જ ની તરફ ધરીને હલાવે, એવા ઈરાદાથી અથવા એવો સંભવ જાણીને કે તેથી જ એમ માનશે કે અ મને હમણાં મારશે. તો અ એ હુમલો કર્યો એમ સમજવું.

(બ) અ એક ભયંકર કુતરાનું મુખબંધન છોડવા માંડે, એવા ઇરાદાથી અથવા એવો સંભવ જાણીને કે તેથી જ માનશે કે અ હમણાં તે કુતરા પાસે મને કરડાવશે; તો અ એ જ ની ઉપર હુમલો કરયો એમ સમજવું.

(ક) અ એક લાકડી લેઇને જ ને એમ કહે કે "હું તારી વલે કરૂં છું," તો એ ઠેકાણે અ એ વાપરેલા શબ્દો કોઇ પણ બાબતમાં હુમલો ગણાય નહી, તથા માત્ર નીચું વાળીને લાકડી લેવી એ, બીજી કાંઇ બીના શીવાય હુમલો ગણી શકાય એવું હોય, તોપણ તે લાકડી લેવાના ચાળાનો અરથ તે શબ્દોથી સમજાઇને તે હુમલો થઇ શકે.

## કલમ ૩૫૨ મી.

૩૫૨. કોઇ સખસે ભારે અથવા આકસ્મીક ક્રોધ ઉત્પન્ન કરયા છતા, તે સખસની ઉપર જે માણસ હુમલો કરે અથવા સાપરાધ બળ વાપરે, તે માણસને ત્રણ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા પાંચસે રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે. — ભારે ક્રોધ ઉત્પન્ન કરયા છતાં કોઈની ઉપર સાપરાધબળ વાપરવાની શીક્ષા.

ખુલાસો—અગર તે ગુન્હો કરવાના બહાનાં દાખલ તે ક્રોધ ગુન્હેગારે માગી આણેલો અથવા બુદ્ધિપુરવક ઉત્પન્ન કરેલો હોય; અથવા—

અગર કાયદા મુજબ, કે સરકારી નોકરીનો અખતીયાર અમલમાં લાવતાં કોઇ સરકારી નોકરે, કરેલી કાંઇ વસ્તુથી તે ક્રોધ ઉત્પન્ન થયો હોય, અથવા—

અગર ખાનગી બચાવના હક કાયદા મુજબ અમલમાં લાવતાં કરેલી કે કાંઇ વસ્તુથી તે ક્રોધ ઉત્પન્ન થયો હોય, તો તે ભારે તથા આકસ્મીક ક્રોધના સબબથી આ કલમ મુજબ કાંઇ ગુન્હાની શીક્ષા ઓછી થશે નહી.

તે ક્રોધ એવો ભારે તથા આકસ્મીક હતો કે તેથી તે ગુન્હો ઓછો થઇ શકે, એ હકીકતની બાબત છે.

## કલમ ૩૫૩ મી.

કોઇ સખસ સરકારી નોકર હોય, અને પોતાના સરકારી હોદ્દાનો અમલ ચલાવતો હોય, તેવામાં, તે સખસની ઉપર જે માણુસ હુમલો કરે અથવા સાપ્રાધ બળ વાપરે, અથવા તે સખસને પોતાના સરકારી હોદ્દાનો અમલ ચલાવતો અટકાવવા અથવા ડરાવીને અમલ ચલાવતો બંધ રાખવાના ઇરાદાથી, અથવા તે સખસે પોતાના સરકારી હોદ્દાનો કાયદા મુજબ અમલ ચલાવતાં કાંઇ વસ્તુ કરી હોય અથવા કરવાની કોશીશ કરી હોય તેટલા વાસ્તે, જે માણુસ તે સખસની ઉપર હુમલા કરે અથવા સાપ્રાધ બળ વાપરે, તે માણુસને બે વરસની મુદ્દત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

કોઈ સરકારી નોકરને ડરાવીને તેનો અમલ કરતો બંધ રાખવાને સાપરાધ બળ વાપરવું.

## રખમાજીની અરજીની બાબતમાં.

કલમ ૩૫૩.
૧
તા० ૬–૭–૮૫
ઇં. લ. રુ. પા. ૫૫૮

નેર્ન સાહેબની રેવન્યુ બુકને २६ मे तथा २७ मे पाने जे नीयमो अथवा सरकारना अमल करवाना हुकमो छपाया छे, ते कायदा जेटला बळपत्र नथी. अने ते नीयमोने अनुसरीने कोइ सरकारी नोकर कांइ काम करे तोए तेनुं कृत्य बीजी रीते कायदा विरुद्ध होय तो, सरकारी नोकरने दरजे पोतानी फरज बजाववानुं काम कर्युं, एम गणी शकातुं नथी.

रेवन्यु खाताना पटावाळाने एक जंगल खाताना उपरीए पोताना काम वास्ते केटलांक गाडां पकडवानो हुकम कर्यो हतो, ते सीपाइए एवी फरीयाद करी के, बंधवानुं गाडुं ज्यारे पकडयुं, त्यारे तेणे अटकायत करी, अने तेणे हुमलो कर्यो. ए उपरथी एक पेहेला वर्गना माजीस्ट्रेटे ही. पी. को. नी ३९३ मी कलम प्रमाणे एक सरकारी नोकरने तेनी फरज बजाववामां हरकत तथा हुमलो कर्यो तेनो गुन्हेगार ठरावी बंधवाने एकवीश दीवसनी सख्त केदनी सजा करी.

વેઠે ગાડાં પકડવાં એ એક જાતનો ગુન્હો છે અને એ ગાડાં પકડતાં જે સરકારીનોકર ઉપર હુમલો થાય તે હુમલો તેના ઉપર સરકારી નોકરી બજાવતાં થાય તો તે સરકારી નોકર ઉપર હુમલો કરયા બરાબર ગણાતું નથી.

ठराव्युं के, पी. को. नी ३९३ मी कलम प्रमाणे करेलो ठराव फेरवी नाखवो जोइए. पुरावा उपरथी बंधवो जे गुन्हानो गुन्हेगार छे, ते गुन्हो मात्र पी. को. नी ३९२ मी कलम प्रमाणे सादा हुमलानो थायछे.

સોલાપોરના એક ફર્સ્ટ કલાસ માજીસ્ત્રેટે ગુન્હાનો ઠરાવ કર્યો હતો. તે રદ કરવા સારૂ આ એક રીવ્યુ કરાવવાની અરજી છે.

સોલાપોરના જંગલખાતાના ઉપરીએ રેવન્યુખાતાના એક પટાવાળા મોહીદીનને પોતાને કામમાં લેવા સારૂ પંદર ગાડાં લેવાનો હુકમ કર્યો હતો. અરજદારને એક ગાડું હતું. અને મોહીદીન તે પકડતો હતો. તેમાં તેણે અટકાયત કરી. એ ઉપરથી મોહીદીને સોલા-

પુરના પેહેલા વર્ગના માજીસ્ટ્રેટ પાસે ફરીયાદ કરી. અને બંધવા ઉપર એક સરકારી નોકર તરીકે, મોહીદીન પોતાનું કામ કરતો હતો, તેમાં તેને અટકાયત કર્યાનું તોહોમત. ક્રી. પી. કો. ની ૩૫૩ મી કલમ માહેલા ગુન્હાનું રાખી, તેને તે ગુન્હાનો અપરાધી ઠરાવી એકવીશ દીવસની સખત કેદની સજા કરવામાં આવી.

અરજદારે આ અરજી હાઇકોર્ટને કેશ મગાવી જોવાનો અધિકાર વાપરવાને માટે કરી છે. અને તે કામ મંગાવી જોતાં સને ૧૮૮૫ ના એપ્રીલની તારીખ ૧૩ મીએ સુનાવણીપર લીધું સરકાર તરફથી કોઇ હાજર હતું નહીં. અરજદાર તરફથી ઘનશ્યામ નિલકંઠ નાથકરણી હાજર છે.

તેણે એવી દલીલ કરી કે, ફરીયાદી મોહીદીન અરજદારનું ગાડું પકડવામાં સરકારી નોકરને દરજ્જે પોતાનું કામ કરતો હોય, એમ ગણી શકાતું નથી. કેમકે ગાડું પકડવાનો હક તેનો હતો નહી. ક્રી. પી. કો. ની ૩૫૩ મી કલમ પ્રમાણે ગુન્હાનો ઠરાવ કાયદા વિરૂદ્ધ છે, અરજદારની મિલકત પકડાય ત્યારે તે બચાવ કરે, તેથી હુમલો થતો નથી.

## જસ્ટીસ નાનાભાઇ હરીદાસનો ઠરાવ.

સદરહુ પટાવાળો આ કામમાં સરકારી નોકરને દરજ્જે પોતાની ફરજ અદા કરતો નહોતો. પણ ક્રી. પી. કો. ની ૩૭૪ મી કલમના ઠરાવ વિરૂદ્ધ કામ કર્યાનું આ અદાલતને લાગે છે. અને તેથી ક્રી. પી. કો. ની ૩૫૩ મી કલમ પ્રમાણે કરેલો ઠરાવ જો નેર્ન સાહેબની રેવન્યુખાતાની બુકને ૨૬ મે તથા ૨૭ મે પાને જે નીયમો જોવામાં આવે છે, તે કાયદા જેટલા બળવત્ર નહોય નો, તથા તે નીયમને અનુસરીને આ કામ કાયદેસર ચલાવવામાં ન આવ્યું હોય તો તે ઠરાવ રદ કરવો જોઇએ એ નીયમો કયા કાયદાને આધારે બાધવામાં આવ્યા છે, તે નકી કરવા સારૂ, સરકારી વકીલને નોટીસ આપવી જોઇએ. આ કામનું દફતર તથા ચાલેલું કામ તેને બતાવવું.

એ પ્રમાણે કર્યાબાદ અને સરકારી વકીલને સરકાર તરફથી હાજર થવાની વરધી મળ્યા પછે, સરકારી વકીલ તરીકે, વીશ્વનાથ નારાયણ મંડળીક સને ૧૮૮૫ ના જુલાઇ માસની છઠી તારીખે હાજર થાય.

તેણે એવી દલીલ કરી કે, સદરહુ સીપાઇ પોતાના કામ પ્રસંગે ગાડું પકડતો નહોતો, પણ જંગલખાતાના ઉપરીના હુકમથી પકડતો હતો. નેર્ન સાહેબની રેવન્યુ બુકને ૨૬ મે તથા ૨૭ મે પાને જે નીયમો અથવા અમલ કરવાના હુકમો છાપેલા છે તેની રૂએ ગાડાંઓને આવી રીતે પકડવા એ ગેરવાજબી નથી. અને તેથી સદરહું સીપાઇ સરકારી નોકરને દરજ્જે પોતાની ફરજ બજાવતો હતો, તેટલામાં અરજદારે, તેના ઉપર હુમલો કર્યો હતો જો અમલ કરવાના આ હુકમો કાયદા તુલ્ય ગણાય નહીં, તોપણ હુમલાને માટે કરેલો ઠરાવ કાયમ રહેવો જોઈએ.

## જસ્ટીસ નાનાભાઇ હરીદાસનો ઠરાવ.

સરકારી વકીલની વાત સાંભળ્યા પછી અમારા અભીપ્રાય એવો છે કે, નેર્ન સાહેબની રેવન્યું હેંડ બુકને ૨૬ મે તથા ૨૭ મે પાને જે નીયમો અથવા સરકારના અમલ કરવાના નીયમો છપાયા છે, તે કાયદા જેટલા બળવત્ર નથી. માટે જે પટાવાળો તેની જુબાની પ્રમાણે જંગલ ખાતાના ઉપરીના હુકમથી તેના કામ માટે પદર ગાડાં વેડે પકડવા ગયો હતો. તેણે જ્યારે તોહોમતદારનું ગાડું પકડ્યું, ત્યારે તે સરકારી નોકરને દરજ્જે પોતાની ફરજ બજાવતો નોહોતો માટે પી કો. ની ૩૫૩ મી કલમ પ્રમાણે કરેલ ઠરાવ અમો રદ કરીએ છીએ.

પુરાવા ઉપરથી બંધવો જે ગુન્હાનો ગુન્હેગાર થાય છે, તે ગુન્હો તેજ કાયદાની ૩૫૨ મી કલમ પ્રમાણે સાદા હુમલાનો છે. ને આવા પ્રસંગમાં જુજ રકમનો દંડ કર્યો હત, તો તે બસ થાત, એમ અમો માનીએ છીએ. પરંતુ બંધવો એક અઠવાડીયાની સજા ભોગવી છુટયો છે, માટે તેની સજાનો બાકીનો ભાગ અમે માફ કરીએ છીએ. પી. કો. ની ૩૭૪ મી કલમ પ્રમાણે જે કામ કરવાની કાયદેસર મનાઈ છે, તે કામ પેહેલા વર્ગના માજીસ્ટ્રેટે કાયદેસર માન્યું છે, એ જોઇને અમો અચંબો પામીએ છીએ.

## કલમ ૩૫૪ મી.

૩૫૪. કોઈ સ્ત્રીની લાજ લેવાના ઇરાદાથી, અથવા પોતે તેમ કરવાથી તેની લાજ જવાનો સંભવ છે એમ જાણ્યા છતાં, જે માણુસ તે સ્ત્રીની ઉપર હુમલો કરે અથવા સાપરાધ બળ વાપરે, તે માણુસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

કોઈસ્ત્રીનીલાજલેવાના ઇરાદાથીતેનીઉપરહુમલોઅથવાસાપરાધબળ.

## કલમ ૩૫૫ મી.

૩૫૫. કોઈ શખસે ભારે તથા આકસ્મીક ક્રોધ ઉત્પન્ન ન કરયા છતાં, જે શખસને બે આબરૂ કરવાના ઇરાદાથી જે માણુસ તે શખસની ઉપર હુમલો કરે, અથવા સાપરાધ બળ વાપરે તે માણુસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

ભારેક્રોધન ઉત્પન્નકરયા છતાંકોઇસખસનેબેઆબરૂકરવાનાઈરાદાથી હુમલો અથવા સાપરાધબળ.

## કલમ ૩૫૬ મી.

૩૫૬. કોઈ શખસે કાંઇ વસ્તુ પેહેરી હોય અથવા તે લેઇ જતો હોય, તેની ચોરી કરવાની કોશીશ કરવામાં તે શખસની ઉપર જે માણુસ હુમલો કરે અથવા સાપ્રાધ બળ વાપરે, તે માણુસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

કોઇશખસકાંઈવસ્તુલેઇજતોહોયતે વસ્તુનીચોરીકરવાનીકોશીશકરવામાં હુમલો અથવાસાપરાધબળ.

## કલમ ૩૫૭ મી.

૩૫૭. કોઇ શખસને ગેરવ્યાજબી કેદ કરવાની કોશિશ કરવામાં જે માણુસ તે શખસની ઉપર હુમલો કરે અથવા સાપરાધ બળ વાપરે, તે માણુસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

કોઈસખસનેગેરવ્યાજબી કેદ કરવાનીકોશીશમાંહુમલોઅથવાસાપરાધબળ.

## કલમ ૩૫૮ મી.

૩૫૮. કોઇ શખસે ભારે તથા અકસ્મિક ક્રોધ ઉત્પન્ન કરયા પરથી જે માણુસ તે શખસની ઉપર હુમલો કરે અથવા સાપરાધ બળ વાપરે, તે માણુસને એક મહીનાની મુદત સુધીની આસાન કેદની, અથવા બસે રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

કોઇએભારેતથા આકસ્મીક ક્રોધઉત્પન્નકરયાપરથી તેની ઉપરહુમલોકરવોઅથવાસાપરાધબળવાપરવું.

ખુલાસો—૩૫૨ મી કલમ જે ખુલાસો લખેલો છે તે આ છેલી કલમને પણ લાગુ પડે છે.

## મનુષ્યહરણ, મનુષ્યચયન, ગુલામી તથા વેઠ બાબત.

### કલમ ૩૫૯ મી.

૩૫૯. મનુષ્યહરણ બે પ્રકારનું છે, એક બ્રિટિશઈંડિયામાંથી અને વાલીના હવાલામાંથી.

મનુષ્યહરણ.

### કલમ ૩૬૦ મી.

૩૬૦. જે માણસ કોઇ શખસની રજામંદી શિવાય અથવા તે સખસની વતી રજામંદી આપવાનો જેનો કાયદા મુજબ અખત્યાર હોય એવા કોઈ શખસની રજામંદી શીવાય, બ્રિટિશઇંડિયાની હદની બાહાર લઇ જાયે, તે માણસે બ્રિટિશઈંડિયામાંથી તે શખસનું હરણ કર્યું એમ સમજવું.

બ્રિટિશઇંડિયામાંથી મનુશ્યહરણ.

## કલમ ૩૫૩ મી.

કોઇ સખસ સરકારી નોકર હોય, અને પોતાના સરકારી હોદ્દાનો અમલ ચલાવતો હોય, તેવામાં, તે સખસની ઉપર જે માણસ હુમલો કરે અથવા સાપ્રાધ બળ વાપરે, અથવા તે સખસને પોતાના સરકારી હોદ્દાનો અમલ ચલાવતો અટકાવવા અથવા ડરાવીને અમલ ચલાવતો બંધ રાખવાના ઇરાદાથી, અથવા તે સખસે પોતાના સરકારી હોદ્દાનો કાયદા મુજબ અમલ ચલાવતાં કાંઇ વસ્તુ કરી હોય અથવા કરવાની કોશીશ કરી હોય તેટલા વાસ્તે, જે માણસ તે સખસની ઉપર હુમલા કરે અથવા સાપ્રાધ બળ વાપરે, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

કોઈ સરકારી નોકરને ડરાવીને તેનો અમલ કરતો બંધ રાખવાને સાપરાધ બળ વાપરવું.

### રખમાજીની અરજીની બાબતમાં.

કલમ ૩૫૩.
૧
તા० ६—७—८५
ई. ९ मु पा. ५५८

नेर्न साहेबनी रेवन्यु बुकने २६ मे तथा २७ मे पाने जे नीयमो अथवा सरकारना अमल करवाना हुकमो छपाया छे, ते कायदा जेटला बळपत्र मथी. अने ते नीयमोने अनुसरीने कोइ सरकारी नोकर कांइ काम करे तोए तेनुं कृत्य बीजी रीते कायदा विरुद्ध होय तो, सरकारी नोकरने दरजे पोतानी फरज बजाववानुं काम कर्युं, एम गणी शकातुं नथी.

रेवन्यु खाताना पटावाळाने एक जंगल खाताना उपरीए पोताना काम वास्ते केटलांक गाडा पकडवानो हुकम कर्यो हतो, ते सीपाइए एवी फरीयाद करी के, बंधवानुं गाडुं ज्यारे पकडयुं, त्यारे तेणे अटकायत करी, अने तेणे हुमलो कर्यो. ए उपरथी एक पेहेला वर्गना माजीस्त्रेटे ही. पी. को. नी ३९३ मी कलम प्रमाणे एक सरकारी नोकरने तेनी फरज बजाववामां हरकत तथा हुमलो कर्यो तेनो गुन्हेगार ठरावी बंधवाने एकत्रीश दीवसनी सख्त केदनी सजा करी.

वेठे ગાડાં પકડવાં એ એક જાતનો ગુન્હો છે અને એ ગાડાં પકડતાં જે સરકારી નોકર ઉપર હુમલો થાય તે હુમલો તેના ઉપર સરકારી નોકરી બજાવતાં થાય તો તે સરકારી નોકર ઉપર હુમલો કરયા બરાબર ગણાતુ નથી.

ठराव्युं के, पी. को. नी ३९३ मी कलम प्रमाणे करेलो ठराव फेरवी नाखवो जोइए. पुरावा उपरथी बंधवो जे गुन्हानो गुन्हेगार छे, ते गुन्हो मात्र पी. को. नी ३९२ मी कलम प्रमाणे सादा हुमलानो थायछे.

સોલાપોરના એક ફર્સ્ટ ક્લાસ માજીસ્ત્રેટે ગુન્હાનો ઠરાવ કર્યો હતો. તે રદ કરવા સારૂ આ એક રીવ્યુ કરાવવાની અરજી છે.

સોલાપોરના જંગલખાતાના ઉપરીએ રેવન્યુખાતાના એક પટાવાળા મોહીદીનને પોતાને કામમાં લેવા સારૂ પંદર ગાડાં લેવાનો હુકમ કર્યો હતો. અરજદારને એક ગાડું હતું. અને મોહીદીન તે પકડતો હતો. તેમાં તેણે અટકાયત કરી. એ ઉપરથી મોહીદીને સોલા-

પુરના પેહેલા વર્ગના માજીસ્ટ્રેટ પાસે ફરીઆદ કરી. અને બંધવા ઉપર એક સરકારી નોકર તરીકે, મોહીદીન પોતાનું કામ કરતો હતો, તેમાં તેને અટકાયત કર્યાનું તોહોમત્ત ક્રી. પી. કો. ની ૩૫૩ મી કલમ માંહેલા ગુન્હાનું રાખી, તેને તે ગુન્હાનો અપરાધી ઠરાવી એક-વીશ દીવસની સખત કેદની સજા કરવામાં આવી.

અરજદારે આ અરજી હાઇકોર્ટને કેશ મંગાવી જોવાનો અધિકાર વાપરવાને માટે કરી છે. અને તે કામ મંગાવી જોતાં સને ૧૮૮૫ ના એપ્રીલની તારીખ ૧૩ મીએ સુનાવણીપર લીધું. સરકાર તરફથી કોઇ હાજર હતું નહીં. અરજદાર તરફથી ઘનશ્યામ નિલકંઠ નાથકરણી હાજર છે.

તેણે એવી દલીલ કરી કે, ફરીયાદી મોહીદીન અરજદારનું ગાડું પકડવામાં સરકારી નોકરને દરજ્જે પોતાનું કામ કરતો હોય, એમ ગણી શકાતું નથી. કેમકે ગાડું પકડવાનો હક તેનો હતો નહી. ક્રી. પી. કો. ની ૩૫૩ મી કલમ પ્રમાણે ગુન્હાનો ઠરાવ કાયદા વિરૂદ્ધ છે. અરજદારની મિલકત પકડાય ત્યારે તે બચાવ કરે, તેથી હુમલો થતો નથી.

## જસ્ટીસ નાનાભાઇ હરીદાસનો ઠરાવ.

સદરહુ પટાવાળો આ કામમાં સરકારી નોકરને દરજ્જે પોતાની ફરજ અદા કરતો નહોતો. પણ ક્રી. પી. કો. ની ૩૭૪ મી કલમના ઠરાવ વિરૂદ્ધ કામ કર્યાનું આ અદાલતને લાગે છે. અને તેથી ક્રી. પી, કો. ની ૩૫૩ મી કલમ પ્રમાણે કરેલો ઠરાવ જો નેનં સાહેબની રેવન્યુખાતાની બુકને ૨૬ મે તથા ૨૭ મે પાને જે નીયમો જોવામાં આવે છે, તે કાયદા જેટલા બળવત્ર નહોય તો, તથા તે નીયમને અનુસરીને આ કામ કાયદેસર ચલાવવામાં ન આવ્યું હોય તો તે ઠરાવ રદ કરવો જોઇએ. એ નીયમો કયા કાયદાને આધારે બાંધવામાં આવ્યા છે, તે નકી કરવા સારૂ, સરકારી વકીલને નોટીસ આપવી જોઇએ. આ કામનું દફતર તથા ચાલેલું કામ તેને બતાવવું.

એ પ્રમાણે કર્યાબાદ અને સરકારી વકીલને સરકાર તરફથી હાજર થવાની વરધી મળ્યા પછે, સરકારી વકીલ તરીકે, વીશ્વનાથ નારાયણ મંડળીક સને ૧૮૮૫ ના જુલાઇ માસની છઠી તારીખે હાજર થાય.

તેણે એવી દલીલ કરી કે, સદરહુ સીપાઇ પોતાના કામ પ્રસંગે ગાડું પકડતો નહોતો, પણ જંગલખાતાના ઉપરીના હુકમથી પકડતો હતો. નેનં સાહેબની રેવન્યુ બુકને ૨૬ મે તથા ૨૭ મે પાને જે નીયમો અથવા અમલ કરવાના હુકમો છાપેલા છે તેની રૂએ ગાડાંઓને આવી રીતે પકડવાં એ ગેરવાજબી નથી. અને તેથી સદરહુ સીપાઇ સરકારી નોકરને દરજ્જે પોતાની ફરજ બજાવતો હતો, તેટલામાં અરજદારે, તેના ઉપર હુમલો કર્યો હતો. જો અમલ કરવાના આ હુકમો કાયદા તુલ્ય ગણાય નહીં, તોપણ હુમલાને માટે કરેલો ઠરાવ કાયમ રહેવો જોઈએ.

## જસ્ટીસ નાનાભાઇ હરીદાસનો ઠરાવ.

સરકારી વકીલની વાત સાંભળ્યા પછી અમારો અભીપ્રાય એવો છે કે, નેનં સાહેબની રેવન્યું હેંડ બુકને ૨૬ મે તથા ૨૭ મે પાને જે નીયમો અથવા સરકારના અમલ કરવાના નીયમો છપાયા છે, તે કાયદા જેટલા બળવત્ર નથી. માટે જે પટાવાળો તેની જુબાની પ્રમાણે જંગલ ખાતાના ઉપરીના હુકમથી તેના કામ માટે પંદર ગાડાં વેઠે પકડવા ગયો હતો. તેણે જ્યારે તોહોમતદારનું ગાડું પકડયું, ત્યારે તે સરકારી નોકરને દરજ્જે પોતાની ફરજ બજાવતો નોહોતો માટે પી. કો. ની ૩૫૩ મી કલમ પ્રમાણે કરેલ ઠરાવ અમો રદ કરીએ છીએ.

પુરાવા ઉપરથી બંધાવે; જે ગુન્હાનો ગુન્હેગાર થાય છે, તે ગુન્હો તેજ કાયદાની ૩૫૨ મી કલમ પ્રમાણે સાદા હુમલાનો છે. ને આવા પ્રસંગમાં જુજ રકમનો દંડ કર્યો હત, તો તે બસ થાત, એમ અમો માનીએ છીએ. પરંતુ બંધવો એક અઠવાડીયાની સજા ભોગવી છુટયો છે, માટે તેની સજાનો બાકીનો ભાગ અમે માફ કરીએ છીએ. પી. કો. ની ૩૭૪ મી કલમ પ્રમાણે જે કામ કરવાની કાયદેસર મનાઈ છે, તે કામ પેહેલા વર્ગના માજીસ્ટ્રેટે કાયદેસર માન્યું છે, એ જોઇને અમો અચંબો પામીએ છીએ.

સેસન કોર્ટમાં જે કામ ચાલેલું છે તેમાં આપેલા પુરાવા ઉપરથી જણાયું છે કે ઈવા-ફ્લોરી કોઇ એક મડમ ફ્લોરીની અનૌરસ છોકરી હતી. તે છોકરીને તેની માએ મરતી વખત મડમ લોરેંસેનને સોંપી હતી. જે વેળા એ છોકરીની ઉમર લગભગ ત્રણ વરસની હતી. અને જ્યારથી તે આ ગુન્હો બન્યો કહેવામાં આવે છે ત્યાં સુધી ઇવાફ્લોરી મડમ લોરેંસનના ઘરમાં તેણીની સંભાળ તથા આશરા તળે રહેતી હતી.

આ ગુન્હો બન્યો ત્યારે ઇવાફ્લોરી ૧૬ વરસથી ઓછી ઉમરની હતી. અને ઈ. પી. કો. ની ૩૬૧ મી કલમના અર્થ પ્રમાણે તેના તરફથી ફરીયાદ કરવામાં હું તે છોકરીની કાયદેસર વાલી છું એમ મડમ લોરેંસને પોતાનો દાવો કર્યો.

ઈનસાફમાં બંધવાને ગુન્હેગાર ઠરાવી ત્રણ વરસની સખત કેદની સજા કરવામાં આવી. પરંતુ તેના વકીલની અરજી ઉપરથી વિદ્વાન જસ્ટીસ કનીંગહામે જેની પાસે આ મુકરદમો ચાલ્યો હતો તેણે એક એવો સવાલ રાખી મુક્યો કે પી. કો. ની ૩૬૧ મી કલમના અર્થ પ્રમાણે મડમ લોરેંસન સદરહુ છોકરીની "કાયદેસર વાલી" કહેવાય કે નહીં.

એ પ્રમાણે રાખી મુકેલો સવાલ આ અદાલત પાસે આવતાં બંધવા તરફથી બાબુરાએ એવો વાંધો લીધો કે ૩૬૧ મી કલમના અર્થ પ્રમાણે મડમ લોરેંસન ઇવાફ્લોરીની કાયદેસર વાલી નથી. એટલુંજ નહિ પણ અનૌરસ છોકરાંના માબાપને પણ વાલીપણાનો કાયદેસર હક મળતો નથી. વળી મડમ ફ્લોરી પોતેજ આ છોકરીની વાલી નહોતી, તેથી વાલીપણું ચલાવવાનો અખત્યાર મડમ લારેંસનને સોંપી દેવાને તેણીને હક નોહોતો. વિલાયતના કાયદા મુજબ સાત વર્ષની ઉપરની ઉમરનું છોકરૂં ગમે તેને વાલી કરી શકે છે. મા બાપના હકોનું સંરક્ષણ કરવા સારૂ ૩૬૧ મી કલમ ઘડવામાં આવી છે. અને આ છોકરી અનૌરસ હોવાથી કાયદાની માન્યતા પ્રમાણે તે કોઇની છોકરી નોહોતી.

હાઈકોર્ટ તરફથી ચીફ જસ્ટીસ ગાર્થ તથા જસ્ટીસ કનીગહોમ અને જસ્ટીસ માકલીને જે ઠરાવ કર્યો છે તે નીચે પ્રમાણે છે.

## ચીફ જસ્ટીસ ગાર્થનો ઠરાવ.

એક ઈવાફ્લોરી નામની બાળક છોકરી જારકર્મ કરાવવા સારૂ ફસાય, એટલા સારૂ તેનું અપહરણ કરવા વાસ્તે બંધવા ઉપર પી. કો. ની ૩૬૬ મી કલમના ગુન્હાનું તોહોમત રાખી તેનો ગયા માર્ચ માસની ૩૦ મી તારીખે ઇનસાફ થઈ તેને તે ગુન્હાનો અપરાધી ઠરાવ્યો હતો.

ઈવાફ્લોરી એક મડમ ફ્લોરીની અનૌરસ દીકરી હતી. એ મડમ ઘણું થયાં ગુજરી ગઈ છે. અને જ્યારે આ ગુન્હો બન્યો ત્યારે તે છોકરી એક મડમ લોરેસનના ઘરમાં તેના હવાલામાં તથા સંભાળ તળે રહેતી હતી. હવે એ મડમ લોરેંસન પી. કો. ની ૩૬૧ મી કલમના અર્થ પ્રમાણે સદરહુ છોકરીની હું કાયદેસર વાલી છું એવો દાવો કરે છે. જ્યારે આ ગુન્હો બન્યો ત્યારે ઇવાફ્લોરીની ઉમર ૧૬ વરસથી ઓછી હતી. અને મડમ લોરેંસનના કાયદેસર વાલીપણાના હક વીશે વિચાર કરવાનો છે. તે હકનો આધાર એવો છે કે જ્યારે મડમ ફ્લોરી ગુજરી ત્યારે તે છોકરીને તથા એક બીજા બાળકને મડમ લોરેંસનને સોં-

ચાલી ગઈ હતી. આ વાત આસરે ૧૨ વરસ ઉપર બની હતી. મડમ લોરેસનને એ હવાલો કબુલ રાખ્યો હતો અને ત્યારથી તે છોકરી તેણીના હવાલામાં હતી. અને તેણીના ખર્ચે તેનું ભરણ પોશણ થતું હતું.

કામ ચાલતી વખતે બંધવાના વકીલે એક એવી તકરાર ઉઠાવી કે જે ગુન્હો કરવામાં આવ્યાનું કહેવામાં આવે છે તે ગુન્હો બન્યો ત્યારે પી.કો.ની ૩૬૧ મી કલમના અર્થ પ્રમાણે મડમ લોરેસન ઇવાફ્લોરીની કાયદેસર વાલી નોહોતી. જે જડજે આ કામનો ઇનસાફ કર્યો હતો તેણે એ તકરાર રાખી મુકીને બંધવાને અપરાધી ઠરાવ્યોછે. અને ૩૬૬મી કલમ પ્રમાણે તેને સજા કરી છે. હવે આ કોર્ટને એટલુંજ નકી કરવાનું રહે છે કે, ગુન્હાનો ઠરાવ કાયમ રાખી શકાય છે કે નહીં. બંધવા તરફથી એવી દલીલ કરવામાં આવી છે કે ૩૬૧ મી કલમના અર્થ પ્રમાણે મડમ લોરેસન ઈવાફ્લોરીની કાયદેસર વાલી નથી. વળી મડમ ફ્લોરી પણ મરવા ટાણે તે છોકરીની કાયદેસર વાલી ન હોવાથી મડમ લોરેંસન અથવા બીજા કોઇને તેણીની કાયદેસર વાલી બનાવવાને તેનો અધીકાર નોહોતો તે ઉપરાંત ૩૬૧ મી કલમ રચવાનો હેતુ બાળક છોકરાંઓના હકો કરતાં તેમના વાલીઓના હકોનું સંરક્ષણ કરવાનો છે. અને તેથી જ્યાં સુધી જે વાલીપણાનો દાવો રાખતો હોય તે દાવો કાયદાથી મંજુર ન રહે ત્યાં સુધી તે મડમ ૩૬૧ મી કલમના અર્થ પ્રમાણે વાલી થઇ શકતી નથી.

પીનલકોડની આ કલમ તથા તેના જેવી બીજી કલમો છે, તેની રૂયે માબાપો તથા વાલીઓના હકનું સંરક્ષણ કરવાની મતલબ છે, તેટલીજ મતલબ નાજુક વયના છોકરાઓ અનીતીનાં કામો વાસ્તે ન ફોસલાઇ જવા પામે, તેટલા સારૂ તે છોકરાઓનું સંરક્ષણ છે. એમ અમે માનીએ છીએ. વળી અમે એમ પણ ધારીએ છીએ કે ૩૬૨ મા કલમ નીચે "કાયદેસર વાલી"નો જે થોડો ઘણો મોકળે મને ખુલાસો કર્યો છે, તેમાં એવી ધારણા રાખી છે કે જ્યારે મનુષ્ય નયનના કામમાં કોઇ બાળકનું જે સખસના હવાલામાંથી નયન થયું હોય, તે સક્ષ સદરહુ બાળકનો વાલી હતો એમ જે પ્રોસીક્યુશનવાળાને ચુસ્ત રીતે સાબીત કરવાની મુશ્કેલી તે પછી ઓછી પડે અથવા બીલકુલ ન પડે, કોઇ અનૌરસ બાળક જ્યારે ધાવણું હોય ત્યારે તેનું ખરેખરૂં તથા સ્વાભાવીક વાલીપણું તેની માના હાથમાં છે. એ વીશે અમોને ઘડીભર પણ ક્લેશ પેદા થતો નથી, અને જો એવી અવસ્થામાં કોઇ મા જેવું આ કામમાં બન્યું છે તેવી રીતે, પોતાના નીમક હલાલ દોસ્તને પોતાનું બાળક સોંપી દઇને મરી જાય અને પછી તે દોસ્ત આપેલો હવાલો કબુલ કરી સદરહુ બચાંને પોતાના ઘરમાં રાખીને પોતાને ખરચે ઉછેરે તો, પી. કો. ની ૩૬૧ મી કલમના ખુલાસા પ્રમાણે સદરહુ બાળકનો હવાલો તથા સંભાળ તે સક્ષને કાયદેસર સ્વાધીન થયોછે, એમ અમે સાફ રીતે માનીએ છીએ.

જેવી રીતે ચાલતા કામમાં ઇવાફ્લોરીનો દાખલો બન્યોછે, તેવી રીતે અનૌરસ માબાપ વગરનાં છોકરાંઓને કાયદાનો આશ્રો લેવાની ઘણીજ જરૂર છે એમ વખ્તો વખ્ત બનેછે. અને મેડમ લોરેસનના દરજાના માણસો ખુલાસાના અર્થ પ્રમાણે કાયદેસર વાલી ન ગણાય તો પછી જે કામોમાં કાયદાને વચમાં આવવાની ખાસ રીતે જરૂર છે, તેમાં તે સાવ વ્યવહારી રીતે નિરૂપયોગી થાય છે.

## રાણી વી. ઉમરશાહ બક્ષ.

કલમ ૩૬૧.

૩
તા૦ ૧૨-૧૨-૭૮
ઈ. ૩ મુ. પા. ૧૭૮

દશ વરસની અંદરનું બચ્ચું કોઈ વાલીના હવાલામાં છે એમ માની લેવું જોઈએ.

दश वर्षनी अंदरनुं बचुं कोइ वालीना हवालामां होवानुं मानी लेवुं जोइए. अने जे सक्ष योग्य परवानगी मेळव्या शिवाय, ए बचांने खसेडे तो पोता उपर जोखम ओढे छे. पीनलकोडनी ३६१ मी कलम प्रमाणे मनुष्य हरणना तहोमतमां सदरहु बचाना वालीना होवा न होवानो तपास करवामां नथी आव्यो. ए वातथी बंधवानो कोइ रीतनो बचाव थइ शकतो नथी.

કાયદેસર વાલીપણામાં એક સગીર ઉમરનું બાળક હતું તેનું હરણ કર્યાના ગુન્હાનો ઠરાવ કરી બંધવાને ત્રણ વર્ષની સખત કેદની સજા એક આસીસ્ટંટ સેસન જડજે કરી હતી. અને એ ઠરાવ સેસન જડજે બહાલ રાખતાં તે તપાસવાની આ અરજી કરવામાં આવી છે.

પ્રોસીક્યુશનના પુરાવાથી જણાયું છે કે, તે બાળક એક દસ વરસની ઉમરની છોકરી હતી. અને તે પોતાના ધણી અને સાસુ ભેગી રહેતી હતી. તેને એકઠાં કરેલાં છાણાં વેચવા મોકલી હતી. અને તે છાણાં વેચીને પાછી ઘેર આવતી હતી એટલામાં બંધવાએ પોતાને ઘેર રોકી રાખી. અને તેની સાથે બીજે ઠેકાણે જવાના ઇરાદાથી બંધવો તેને લેઇને નાશી ગયો.

**બંધવા તરફથી પીરોજશાહ તથા ગોકળદાસ વકીલો હતા.**

તેઓએ એવી દલીલ કરી કે, ઉપરની હકીકતથી મનુષ્યહરણ થતું નથી. અને પોતાના આધારમાં તેઓએ કેટલાક ફેંસલાઓ બતાવ્યા છે, બંધવે જ્યારે એ છોકરીને ખસેડી, અને તે છોકરીએ પોતાની મેળે તેની સાથે જવાનું કબુલ કર્યું, ત્યારે તેનું કોઇ વાલી છે કે નહીં, એવી તપાસ કરવાની બંધવાની કાયદેસર ફરજ નથી.

### કોર્ટનો ઠરાવ.

બંધવે જ્યારે દશ વર્ષના બચ્ચાંને કાયદેસર વાલીના હવાલામાંથી ખસેડયું ત્યારે, તેનું કોઇ વાલી છે કે નહીં, તે બાબત સદરહુ બાળકને ખસેડવા ટાણે તપાસ નથી થયો, એથી બંધવાનો બચાવ થતો નથી, એમ આ કોર્ટ માને છે. કેમકે તપાસ કરવાથી બંધવો પોતા ઉપર જોખમ ઓઢે છે. અને તેના કાયદેસર પરીણામોમાંથી બચી શકતો નથી. હમેશાં જાણવું જોઇએ કે, આવી કીશોર વયનું બચ્ચું વાલીપણાના તાબામાં છે. અને યોગ્ય રીતે પરવાનગી મેળવ્યા શીવાય, કોઈને તે બચ્ચું લઇ જવાની છુટ નથી. તે બચ્ચું વાલીના હવાલામાં હતું, એથી કાયદાની આ કલમમાં જે વાતો જોઇએ, તે પુરી પડી રહે છે, માટે અરજી નામંજુર કરવામાં આવે છે.

## કલમ ૩૬૨ મી

૩૬૨. કોઇ શખસને કોઇ જગેથી જવાને જે માણસ બળથી જ મનુષ્યનયન રૂર પાડે, અથવા કાંઇ ફરેબી ઇલાજોથી લલચાવે તે માણસને તે સખસનું નયન કરયું એમ સમજવું.

## કલમ ૩૬૩ મી.

મનુષ્ય હરણની શિક્ષા.

જે માણસ બ્રિટિશ ઇંડિયામાંથી, અથવા કાયદેસર વાલીના હવાલામાંથી, કોઇ સખસનું હરણ કરે, તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

### રાણી વિ. શમીયા કુંદન.

કલમ ૩૬૩.

૧

તા. ૫-૧૨-૭૬
ઈ. ૧ મ. પા. ૧૭૩

કાયદેસર વાલીના હવાલામાંથી લેવાનું કામ જ્યાં સુધી જારી હોય છે, ત્યાં સુધી મનુષ્ય હરણના ગુન્હાની મદદગારી થઈ શકે છે.

एक सगीर उमरना बच्चानुं मनुष्य हरण करवाना गुन्हामां मददगारी कर्या माटे बंधवाने माजीस्त्रेटे गुन्हेगार ठराव्यो हतो. बंधवो जाणतो हतो के, ए सगीर पोताना माबापनी संमती लीधा वगर, तथा एक कुमारेण नामना सक्षनी उशकेरणीथी घर छोडेलुं हतुं. शीलोनमां कान्डी शेहेरमां लइ जवानुं माथे लीधुं अने रस्तामां ते पकडाइ गयो. सेसन जडजे नीचली कोर्टनो ठराव रद कर्यो. ते एवा कारणथी के, कुमारेण अने तहोमतवाळा वचे मनुष्य हरणनो गुन्हो संपुर्ण थवा पेहेलां कांइ मसलत थइ नहोती. हाइकोर्टे ठराव्युं के, कायदेसर वालीना हवालामांथी लेवानुं काम ज्यां सुधी जारी छे. त्यां सुधी मनुष्य हरणना गुन्हानी मददगारी थइ शके छे अने तेथी आ काममां पीनलकोडनी ३६३ मी अने १०९ मी कलम प्रमाणे शीक्षा थइ शके छे.

સાલમના સેસન જડજની પાસેનું અપીલ કેશ નંબર ૧૪ નું કામ વાંચી જોતાં હાઇકોરટે નીચે પ્રમાણે ઠરાવ કરેલો છે.

**કોઇના તરફથી કોઇ વકીલ હાજર ન હતા.**

**ઠરાવ.**

આ કેશમાં ડેપ્યુટી માજીસ્ત્રેટે તોહોમતદાર ઉપર ૧૧ અથવા બાર વર્ષના છોકરાનું તેના કાયદેસર વાલીના હવાલામાંથી હરણ કર્યાની મદદગારીનું તોહોમત સાબીત માની તોહોમતવાળાને હિંદુસ્તાનના પીનલકોડની ૩૬૩ મી અને ૧૦૯ મી કલમ પ્રમાણે ૯ માસ સખ્ત કેદની સજા કરી હતી.

ખરેખરૂં મનુષ્ય હરણ તોહોમતવાળાના બનેવી એક કુમારેણ નામના સક્ષે કર્યાનું કહેવામાં આવેલું છે. એ છોકરે કુમારેણની ઉશકેરણી ઉપરથી અને તેના માબાપની સંમત્તી વગર ઘર છોડયાનું તોહોમતવાળો જાણતો હતો. તે અને જાણ્યા છતાં લંકામાં કેનડી શેરમાં તે છોકરાને તથા એક બીજા છોકરાને, લઈ જવાનું માથે લીધું. અને ત્રીચીનાપોલી જ્યારે પહોંચ્યો ત્યારે તેને પકડવામાં આવ્યો. અપીલમાં સેસન જડજે મનુષ્ય હરણના ગુન્હાની મદદગારીનું તોહોમત ફેરવી નાંખ્યું. તે એવા કારણથી કે, મનુષ્ય હરણનો ગુન્હો

પુરો થયો, તેની પહેલાં એ કુમારેણુ તથા. તોહોમતવાળા વચે પરીણામ થયું નોહોતું.

હાઇકોર્ટનો એવો અભીપ્રાય છે કે, જ્યાં સુધી કાયદેસર વાલીના કબજામાંથી સગીરને લઈ લેવાની કૃતી બંધ પડી નથી ત્યાં સુધી મનુષ્ય હરણના ગુન્હાની મદદગારી થઇ શકેછે.

તોપણ પુરાવા ઉપરથી જણાય છે કે, જે મનુષ્ય હરણની તજવીજ થઈ છે એ મનુષ્ય હરણ બ્રીટીશ ઇંડીયામાંથી મનુષ્ય હરણ કર્યાની જાતનું છે. પણ એવું મનુપ્ય હરણ કરવાની કોશીશમાં કેદી ફાવ્યો નહીં. તેથી ૩૬૩ મી તથા ૧૧૬ મી કલમ (૧૦૯ નહીં) પ્રમાણે શીક્ષા થઇ શકે, એવો ગુન્હો કર્યાનો ઠરાવ કરવો જોઇએ.

સેસન જડજે જે તોહોમતનો ઠરાવ ફેરવી નાખ્યો છે તે ઠરાવ રદ કરીએ છીએ. અને તહોમતવાળા સમીયાકુંદન ઉપર પીનલકોડની ૩૬૩ મી તથા ૧૧૬ મી કલમ પ્રમાણે શીક્ષા થઇ શકે, એવો ગુન્હો સાબીત માનીએ છીએ, તેથી તેને ૭ માસની સખત કેદની સજા ભોગવવાનો હુકમ કરીએ છીએ.

## કેસરેહીંદ વિ. પ્રાણક્રશ્ન શર્મા.

કલમ ૩૬૩.
૨
તા. ૨૦-૬-૮૨
ઈ. ૮ ક. પા. ૭૬૯

બાપને પડતો મુકીને અનઉરસ બચાના હવાલાનો હક માનો થઈ શકતો નથી વાલી તરીકે બાપનો હક છે અને તે વાલીની મરજીને અનુસરીને નાના બચાને એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જવું જોઈએ.

बापने पडतो मुकीने औरस बचांना हवालानो हक मानो थइ शकतो नथी. सामान्य रीते मानो हवालो ए बापनो हवालो छे. अने वाली तरीके बापना हवालानो हक छे, तेने अनुसरीने पोताना बच्चांने माए एक ठेकाणेथी बीजे ठेकाणे लइ जवा जोइए. परंतु ज्यांहां कोइ हिंदु स्त्री पोतानी बाळक छोकरीने लइने धणीने घेरथी चाली जाय, अने तेज दहाडे अ ने घेर जइने ते छोकरीने अना भाइ साथे ते छोकरीना बापनी संमती वगर परणावी दे तो अ ए मनुष्यहरणना गुन्हामां मदद करनार, तरीके पी. को. नी १०९-३६३ मी कलम अनुसार कायदेसर अपराधी ठरी शके छे.

**અરજદાર તરફથી બાબુ દુરગા મોહનદાસ.**
**સરકાર તરફથી કીલ્બી સાહેબ.**

મનુષ્ય હરણના ગુન્હાની મદદગારી વાસ્તે પીનલકોડની ૩૬૩–૧૦૯ મી કલમ પ્રમાણે આ કામમાં ગુન્હાનો ઠરાવ કર્યો છે. અપીલમાં બે સવાલો ચરચવામાં આવ્યા હતા. પેહેલો સવાલ એ હતો કે, મુળ સ્વતંત્ર ગુન્હો થયો છે કે નહીં? જો મુળ સ્વતંત્ર ગુન્હો થયો હતતો મદદગારીનો પુરાવો પુષ્કળ છે, એમ કહીને બીજા સવાલનો નીકાલ અમે કરીએ છીએ. ખરેખરો સવાલ મનુષ્ય હરણ વીશેનો છે. જે વાત સાબીત થઇ છે તે નીચે પ્રમાણેછે.

ઉમા ચરણ પાઠકની સ્ત્રી પરમેશ્વરી પોતાના ધણીને ઘેરથી રાત્રે ગઇ અને પોતાની સાથે એક છ સાત વરસની ઉમરની છોકરી, અને તેથી નાનો એક છોકરો લેતી ગઇ. અને ફુળીયામાં બંધવો અને તેનો નાનો ભાઈ ગુરૂદાસ રહેતા હતા. તે ઘરમાં તેનો પીત્રાઈ ભાઇ રહેતો હતો તેને ઘેર ગઈ, એજ રાત્રે પરમેશ્વરીએ, ગુરૂદાસને પોતાની છોકરી પરણાવી દીધી. બંધવા અને પરમેશ્વરી વચે, આગળથી ગોઠવણ થઇ વતી, તે ગોઠવણ પ્ર-

આણે તે સ્ત્રીએ, પોતાની દીકરી સાથે રાખીને પોતાના ધણીનું ઘર છોડયું. અને તે છોકરીને ગુરૂદાસ સાથે, પરણાવી દીધી. અને એ લગ્ન છોકરીના બાપની સંમતી કે, જાણ્યા વગરનું થયું હતું. એમ સાબીત થયું છે કે પરમેશ્વરી ઉપર તેનો ધણી થોડો ઘણો જોર જુલમ કરતો હતો. પણ નીચલી કોરટે જોયું નથી. એમ અમારા ધારવા પ્રમાણે ખરી રીતે તે જોવાઇ શકાય એવું નથી કે, તે પોતાના ધણીનું ગેરવાજબી રીતે, છોડીને ચાલી જાય, એવા પ્રકારનો જોર જુલમ તેના ઉપર થયો હતો. અને કદી એ વાત સાબીત થઈ હત, તોપણ અમે ધારીએ છીએ કે તેથી આ કામમાં તહોમતને કાંઇ અસર પહોંચત નહીં.

હિંદુ ધર્મ શાસ્ત્ર પ્રમાણે પોતાના છોકરાનો બાપ વાલી છે. અને સામાન્ય રીતે પોતાના હવાલામાં રાખવાનો તેને હક છે. એ બાબતનો કાંઈ સવાલજ નથી. પણ એમ કહેવામાં આવ્યું છે કે, બહુજ નાનાં છોકરાંની બાબતમાં જેટલો બાપને હવાલાનો હક છે, તેટલોજ માને હક છે, અને વખતે એથી પણ વધુ છે, એટલા માટે મા છોકરાને લઇ જાય, એ પીનલકોડની ૩૬૧ મી કલમના માયના પ્રમાણે કાયદેસર વાલીના હવાલામાંથી લઇ ગયા જેવું નથી. અને આના આધારમાં પંડીત ગરૂદાસ બાંનરજીએ લગ્ન અને સ્ત્રી ધનના કાયદાનું પુસ્તક લખ્યું છે. તેને ૧૭૨ મે પાને વાક્ય છે, તે ટાંકવામાં આવ્યું છે. પણ બાપને પડતો મુકીને ઔરસ છોકરાના હવાલાનો હક માને હોયછે, એવા સિદ્ધાંત વાસ્તે કાંઈ આધાર શોધી કાઢવાને અમે અશક્ય છૈએ. અને આવી બાબતના હિંદુ ધર્મ શાસ્ત્રના નીયમો ચાલે છે, તેનાથી એવો મત વિરૂદ્ધ લાગે છે.

અલબતે સામાન્ય પ્રસંગે માનો હવાલો એ બાપનો હવાલો છે. અને મા એક ઠેકાણેથી બીજે ઠેકાણે છોકરાને લેઇ જાય તો, વાલી તરીકે બાપનો હક છે. તે હકને અનુસરીને લઇ જવાં જોઇએ. પણ તેની પાસેથી ઝોંટીને લઇ જવાં જોઇએ નહીં. પરંતુ આ મુકરદમો ઘણોજ વિચીત્ર છે. છોકરીનાં બાપની સંમતી વગર ખાસ પરણાવી દેવાના કામ વાસ્તે, બાપના ઘરમાંથી માલ લઇ ગઇ છે, અને તેના ઉપર એ બાપનું વાલીપણું તથા તેનો હવાલો છે, તે હમેશને માટે ખેંચી લીધાં છે. અમે માનીએ છીએ કે આથી કરી કાયદેસર વાલીના હવાલામાંથી લીધા બરોબર થાય છે. માટે ગુન્હાનો ઠરાવ સાચો છે.

## માહારાણી કેસરેહીંદ વિ. ગીરધારીલાલ.

**કલમ ૩૬૩.**
૩
તા० ૨૪-૮-૮૬
ઈ. ૮ અ. પા. ૬૫૩

કોઈ દસ્તાવેજ માં ફેરફાર કરવાનો હેતુ દગલબાજી કીંવા બદધાનતવાળો ન હોય તો પછી સદરહુ દસ્તાવેજ માં ફેરફાર કરવાથી ખોટો લેખ થતો નથી.

हीं. पी. को. नी २१८ तथा ४६९ मी कलमों प्रमाणे एक तीजोरीना एकांऊन्टन्टने, नीचेने प्रसंगे अपराधी ठराव्यो हतो. एक पांचसो रुपैआनी रकम जे तीजोरीमां पडी हती, अने जे रकम दीवानी अदालत मारफत एक चोकस सक्षने आगवानी हती, ते रकम खोटी चीठीओ (चेक) नी सहायताथी उपाडी लइने बीजा सक्षोने आपी दीधी हती. ए ५०० रुपैआनो उपाड कर्या पछी तथा उपाड कर्यानी वात पाधरी थइ ते पेहेलां, जेने ए रकम खरेखरी आपवानी हती, तेना तरफथी तेना प्रतीनीधीए, पैसा मेळववानी अरजी करी. त्यारबाद बंधवे

बे वखत एवा रीपोर्ट कर्या के, ते तकरारी १०० रुपैआ मेहेसुल खातानी डीपोझटिमां जेने आपवाना हता तेना हजु जमे पडेला छे. अने दीवानी कोर्ट तरफ मोकली देवाना छे. आ रीपोर्टोमांथी पेहेला रीपोर्ट नीचे तीजोरी ओफीसरे एवो शेरो कर्यो.के, ते रकम दीवानी कोर्टने आपवानी होय, तेने आपी देवी. अने ते प्रमाणे मोकली देवा सारु एक कारकुने चीठी (चेक) तैयार करी अने तेनो असल मुसदो उपर लखाइ गया प्रमाणे १०० रुपैआनी रकमनो हतो. ए चीठीमां तीजोरी ओफीसरनी सही थोडोक वखत थइ नहोती, ते दरमीयानमां ते चीठीमां बंधवे एवी रीतनो फ़ेरफार कर्यो के, पछी ते चीठी उपरनी १०० रकमना संबंधनी नहीं रहेतां जे बीजी १०० रुपैआनी रकम पछवाडथी अनामत राखवामां आवी हती. अने जे बीजाज सक्षनी जमे करी हती, ते रकमनी साथे नीसबत राखनारी थइ. आखरे बीजा सक्षने आपवाना १०० रुपैआ दीवानी अदालतमां अपाइ गया. अने केम जाणे प्रथमना रुपैआ १०० जे,प्रथमना सक्षना प्रतीनीधीने आपवाना हता, तेने आपवा सारु मोकल्या होय. आ प्रमाणे बंधवे करतां तेने ही. पी. को. नी ४६९ मी कलमना गुन्हानो अपराधी ठराव्यो हतो. अने तेणे बे रीपोर्टो कर्या हता. तेना संबंधमां तेने २१८ मी कलमना गुन्हानो अपराधी ठराव्यो हतो.

४६९ मी कमलना गुन्हाना संबंधमां हाइकोर्टे ठराव्युं के, बंधवानो तरतनो तथा वधारे संभवता वाळो इरादो शुं हतो, ए ध्यानमां लेवानो नथी. अने प्रथम कहेलो इरादो ध्यानमां लेतां अलबते बीजा पांचसो रुपैआवाळाने नुकशान थात, तोपण तेने ते रुपैयानी रकम आपवानुं लंबावीने तने गेरकायदेसर हानी करवानो नहोतो. परंतु प्रथमना जे १०० रुपैआ दगलबाजीथी उपाडी लीधा हता; ते वात ढांकवानी हती, अने आवे प्रसंगे ही. पी. को. नी २४ मी तथा २५ मीं कलमोमां "बददानतथी" अथवा "दगलबाजीथी" ए शब्दोनी जे व्याख्या आपी छे ते व्याख्याओ प्रमाणे तेणे कर्यानुं कहेवाइ शकातुं नथी. माटे ४६९ मी कलमनो गुन्हो साबीत न थतां तेनो ठराब रद करवो जोइए.

वळी ठराव्युं के, खोटा रीपोर्टो करवानो बंधवानो इरादो, आगलुं कावतरुं उघाडुं न थइ जाय, तेनी आगळथी पाळ बांधवानो, तथा का-

यदेसर सजामांथी पोताने बची जवानो, अथवा जेणे खरेखरुं कावतरुं कर्युं हतुं, तेने बचावी लेवानो हतो. अने ए रीपोर्टो खोटा करवा छे. ते जाण्या छतां जे रीते खोटा रीपोर्टो कर्या, तेने माटे तेने २१८ मी कलमना गुन्हानो अपराधी ठराव्यो छे, ते बरोबर थयुं छे.

અપીલેન્ટને પીનલકોડની ૪૬૫ મી કલમના એક ગુન્હા માટે તથા ૨૧૮ મી કલમના બેવડા ગુન્હા માટે અલીગઢના સેસન જડજે સને ૧૮૮૬ના મેની ૧૦ મી તારીખે અપરાધી ઠરાવ્યો હતો. તેના ઉપર આ અપીલ કરેલી છે.

ઈટા જીલ્લાની કલેકટરની ઓફીસમાં ત્રેજરી એકાઉંટંટ તરીકે અપીલેન્ટ ગીરધારીલાલને સને ૧૮૮૨ ના અગષ્ટ માસમાં નોકર રાખ્યો હતો, ૧૮૮૨ ના અગષ્ટની ૧૯ મી તારીખે એક ૫૦૦ રૂપૈઆની રકમ એક શીવારામને હુકમનામા પેટે દેવાની હતી. અને તે રકમ બલવંતસીંઘ નામના સક્ષે તીજોરીમાં ભરી હતી. અને ભરનારનું નામ પહોંચ્યાની તારીખ શામાટે ભરી, એ સઘળી હકીકત ઇટાની તીજોરીના રેવન્યુ ડિપોઝીટ રજીષ્ટરમાં ૨૧૪ મે નંબરે રીતસર લખવામાં આવી હતી. આ નાણાની રકમ જે શીવારામને આપવાની હતી તે તેને આપવાને બદલે $\frac{૪૯}{૧૨૩૭}$ $\frac{૭૦}{૩૩૨}$ અને $\frac{૪૮}{૧૨૫૦}$ ના નંબરની બનાવટી ચીઠીઓથી ઉપાડીને બીજા સક્ષોને આપી દેવામાં આવી હતી. આ ઉપાડની રકમો વીશેની હકીકત ઉપર કહેવાઇ ગયેલા ડીપોઝીટ રજીષ્ટરમાં જમણીકોરને પાને રીતસર નોંધી લેવામાં આવી હતી. જે વખતે પેલી બનાવટી ચીઠીઓથી પૈસા ઉપાડીને આપવામાં આવ્યા હતા, તેજ વખતે ઉપાડની વિગત દાખલ કર્યાનું જણાય છે. પેલી ઓગણપચાસ નંબરવાળી ચીઠી ૧૮૮૪ ના જુલાઇ માસની ૩ જી તારીખની હતી. ૭૦ મા નંબરની ચીઠીમાં ૧૮૮૪ ના સપ્ટેંબરની ૮ મી તારીખ હતી. અડતાલીસમા નંબરવાળી ચીઠીમાં ૧૮૮૫ ના જાનેવારીની ૩૦ મી તારીખ હતી. આ પ્રમાણે સને ૧૮૮૫ ના જાનેવારીની ૩૦ મી તારીખે ૫૦૦ રૂપૈઆનું ૨૧૪ મા નંબરવાળું આખું ભરણું જે શીવારામને દેવાનું હતું, તે શીવારામ અથવા તેના પ્રતીનીધીને દેવાને બદલે બીજા સક્ષોને દઇ દેવામાં આવ્યું હતું.

સને ૧૮૮૫ ના એપ્રીલની ૨૦ મી તારીખે ૫૦૦ રૂપૈયાની બીજી રકમનું ભરણું તીજોરીમાં કર્યું હતું, અને તેજ તારીખના રેવન્યુ ડીપોઝીટ રજીષ્ટરમાં રીતસર દાખલ કર્યું હતું. એ રકમ મુસામત ચુની વિ. મકબુલ આલમના મુકરદમામાં ૫૦૦ રૂપૈયાનું જે હુકમનામું કર્યું હતું, તે હુકમનામાની હતી. અને તે મહમદ ઇલતફાત હુસેને ભરી હતી.

દરમીયાનમાં ૧૮૮૪ ના જુનની ૩૦ મી તારીખે શીવારામે અરજી કરી કે, માહારા પૈસાના સંબંધમાં મને ખબર દેવી પડે તો તે ખબર ઇટાના મુનસફને તથા મેણપુરીના સબોર્ડીનેટ જડજને મોકલવી. અને ઘણાક લખાણ પઢાણ થયા પછી ૫૦૦ રૂપૈયાની રકમ દીવાની અદાલતમાં મોકલી દીધી હતી. આ રકમ જે રીતે મોકલી હતી, તે રીતમાંથી ચાલતા કામનો જનમ થયો છે. દીવાની અદાલતના વેચાણ કરનારા કારકુને આ રકમ સંબંધી સને ૧૮૮૫ ના એપ્રીલની ૨૩ મી તારીખે એક રીપોર્ટ કર્યો. અને તેમાં તેણે સુચવ્યું કે; શીવારામને પૈસા દેવાનું મારી પાસેની ફાઇલ ઉપરથી જણાય છે, માટે તે ૫૦૦

રૂપૈયાની રકમ ચોકસ પ્રમાણમાં દીવાની અદાલતો તરફ મોકલવી જોઇએ. આ ઉપરથી તીજોરી એકાંઉટંટે એટલે આ અપેલેન્ટે સને ૧૮૮૫ ના એપ્રીલની ૨૫ મી તારીખે રીટર્ન રીપોર્ટ કર્યો કે, ૧૮૮૨ ના અગષ્ટની ૧૯ મી તારીખે બલવંતસીંઘે ૨૧૪ મા નંબરની ડીપોઝીટમાં ભરેલી ૫૦૦ રૂપૈયાની રકમ શીવારામને રેવન્યુ ભરણા તરીકે, તીજોરીમાં જમે છે. આ રીપોર્ટ અપેલેન્ટે સ્વહસ્તે કર્યો હતો અને તે ખોટો હતો. એ રીપોર્ટ લખાયા પછી ૧૮૮૫ ના એપ્રીલની ૨૮ મી તારીખે ત્રેજરી ઓફીસરે પૈસા મોકલવાના હુકમ માં સહી કરી. અને $\frac{૪૫}{૧૮૬૨}$ વાળી ચીઠી પ્રમાણે પુરણમલે પૈસા ઉપાડયા હતા. જ્યારે પ્રથમ એ પૈસા ઉપાડયા ત્યારે તેની ચીઠી ૧૮૮૨ ના અગષ્ટની ૧૯ મી તારીખે શીવારામને આપવાના ૫૦૦ રૂપૈયાને ડીપોઝીટને લગતી હતી. બાબુ જયંતીપ્રસાદ જે તીજોરી ઓફીસર હતો, તે ૧૮૮૫ના એપ્રીલની ૨૮ મી તારીખને પાછલે પોહોર રજાઉપર રવાને થયો, અને ૧૮૮૫ ના જુલાઇની ૨૮ મી તારીખ સુધી પાછો આવ્યો નહોતો. શીરસ્તા પ્રમાણે તીજોરી ઓફીસરને તેજ રોજ અથવા વળતે રોજ પેલી ચીઠી (ચેકમાં) સહી કરવી પડત, પણ બાબુ જયંતીલાલની પછી જે અમલદાર તીજોરી ઓફીસર હતો, તેની પાસે તે ચીઠી રજુ કરવાનું કાંઇ પ્રયત્ન કરેલું નહોતું. અને જ્યારે સને ૧૮૮૫ ના જુલાઇની ૨૮ મી તારીખે બાબુ જયંતીપ્રસાદ રજા ઉપરથી આવ્યો, ત્યાં સુધીમાં તે ચીઠી સહી કરવા સારૂ રજુ કરેલી નોહોતી. પછી તેજ રોજ રામપ્રસાદસીંઘે અરજી આપી કે, મારો બાપ શીવારામ ગુજરી ગયો છે. માટે શીવારામ વિ. ફુલકુવરના કામના ૫૦૦ રૂપૈયા મને મળવા જોઇએ. આ અરજીને લખાઇ આવવા, જે અમલદાર જયંતીપ્રસાદની બદલીમાં કામ કરતો હતો તેણે ઓફીસવાળા તરફ હુકમ કર્યો. તે ઉપરથી પુરણમલે એવો જવાબ લખ્યો કે, અરજદારને તેના પૈસા દીવાની અદાલતમાંથી મળશે. તેજ તારીખે એટલે, સને ૧૮૮૫ ના અગષ્ટની ૩ જી તારીખે અપેલેન્ટે બીજો એવો શેરો લખ્યો કે, આ પૈસા રેવન્યુખાતાના ડીપોઝીટ તરીકે પડયા છે. પરંતુ તેને દીવાની કોર્ટ તરફ મોકલવામાં આવશે, આ શેરા બાદ બીજો એક એવો શેરો કરવામાં આવ્યો કે, આ પૈસા ઉપર અરજદાનો હક છે એવો હુકમ આંહીથી થશે નહીં. પરંતુ તે દીવાની કોર્ટની તરફ મોકલી દેવામાં આવશે. અપેલેન્ટે કરેલો આ શેરો ખોટો હતો, કેમકે શીવારામને આપવાની આખી રકમ પાછી દેવામાં આવી છે, એવી હકીકત પત્રમાં લખી હતી.

. અગષ્ટની ૫ મી તારીખે $\frac{૪૫}{૧૮૬૨}$ નંબરવાળી ચીઠીમાં સહી થવા સારૂ બાબુ જયંતીપ્રસાદ પાસે રજુ થઈ હતી. અને તેમાં તેણે સહી કરી હતી. ત્યારબાદ તેમાં ફેરફાર કરીને સને ૧૮૮૫ ના એપ્રીલની ૨૮ મી તારીખે જે રૂપૈયા ૫૦૦ ની રકમ ચુનીકુંવરની જમે કરી હતી તે રકમની આ ચીઠી કરવામાં આવી હતી.

. નંબર ૪૫ નીચે ૧૧૬૨ ખોટો બનાવવા સારૂ તથા ઉપર કહેલા બે રીપોર્ટો જેને ઇનસાફના કામમાં "ઓ" તથા "ક્યુ" નીશાની કરી હતી, તે ખોટા રીપોર્ટો કરવા સારૂ બંધવાનો ઈનસાફ થયો હતો. અને પીનલકોડની ૪૬૫ મી કલમના ગુન્હાનો, તથા ૨૧૮ મી કલમના બે ગુન્હાઓનો અપરાધી ઠરાવવામાં આવ્યો હતો.

સેસન કોર્ટમાં કામ ચાલતું હતું ત્યારે બંધવા તરફથી એવો બચાવ કરવામાં આવ્યો હતો કે, બનાવટી દસ્તાવેજનું તહોમત ટકાવી રાખવા સારૂ બદ દાનતવાળો કે દગલબાજી-

વાળો ઇરાદો સાબીત થવો જોઇએ. અને ૨૧૮ મી કલમના ગુન્હાનું તોહોમત ટકાવી રાખવા સારૂ સરકારને હાની અથવા નુકશાન કરવાનો તેનો ઇરાદો હોવો જોઇએ. અથવા તો તે પ્રમાણે હાની કે નુકશાન થવાનો સંભવ છે એમ તેના જાણવામાં હોવું જોઈએ. પ્રથમ તો હું બીજા તથા ત્રીજા તહોમતના સંબંધમાં કહેવાને માગુ છઉં અને તે એછે કે, જેજે ફેંસલાઓનો આધાર આપ્યો છે તે ફેંસલાઓ ક્રમવાર લઇને તેની નોંધ લેવાની મને જરૂર જણાતી નથી. કેમકે બંધવાના વરગવાળા માણસોને લાભ થાય એવી રીતે કાયદાની રચના કરી છે, અને તે પ્રમાણે તેનો અન્વય કરવામાં આવે છે એ વાત કબુલ કરવી જરૂરની છે તે એટલે સુધી કે, પોતાની ગેરચાલ ઢાંકી દેવા સારૂ સોરીપોર્ટ ખોટા લખ્યાની વાત સાબીત થાય તોપણ જ્યાં સુધી કોઇને કાંઇ નુકશાન યા હાની કરવાનું તેણે ધાર્યું હતું, અથવા તે પ્રમાણે હાની કે નુકશાન થશે એમ તેણે જાણ્યું હતું, એ જ્યાં સુધી સાબીત ન થાય ત્યાં સુધી ડી. પી. કો. ની કલમ ૨૧૮ પ્રમાણે તેને જવાબદાર ગણી શકાતો નથી. વળી એવી પણ તકરાર કરવામાં આવી છે કે, તોહોમતદારનો મુખ્ય ઇરાદો પોતાની તકસીર છુપાવવાનો હતો માટે તેનો આજ ઈરાદો ધ્યાનમાં લેવો જોઇએ. પણ જો આ પ્રમાણે કરવામાં આવે તો આપણા રહેમ ભરેલા કાયદાથી જેટલું આપણાથી થઇ શકે છે તે કાયદાથી પણ સારી પેઠે આગળ વધ્યા બરોબર દેખાય છે. અને બંધવાનો ઈરાદો નુકશાન કરવાનો હતો કે નહીં; અથવા પોતાના કૃત્યથી વખતે નુકશાન કીંવા હાની થશે એ વાત તેના જાણવામાં હતી કે નહીં, તે આ કામમાં નકી કરવાની જરૂર છે. આ બાબત સારૂ નિશ્ચયાત્મક મત આપવા સારૂ જે જુદા જુદા બનાવો બન્યા છે તેની તારીખો ધ્યાનમાં લેવી જોઈએ.

તારીખ ૩૦ મી જાનેવારી સને ૧૮૮૫—શીવારામના રૂપૈયા ૫૦૦ નો છેલો ભાગ આપી દેવામાં આવ્યો.

તારીખ ૨૦ મી એપ્રીલ સને ૧૮૮૫—રૂપૈયા ૫૦૦ ની રકમ આપી દેવાથી થોડા વખત સુધી તે વાત છાની રહી શકી.

તારીખ ૨૩ મી એપ્રીલ સને ૧૮૮૫—શીવારામવાળા રૂપૈયા ૫૦૦ દીવાની કોરટમાં મોકલવા જોઇએ, એવી મતલબનો પુરણમલે રીપોર્ટ લખ્યો.

તારીખ ૨૫ મી એપ્રીલ સને ૧૮૮૫—શીવારામના રૂપૈયા ૫૦૦ જે બધા આપી દેવામાં આવ્યા હતા તે હજી અનામત છે, એવી રીતનો ગીરધારીલાલે રીપોર્ટ કર્યો.

તારીખ ૨૮ મી એપ્રીલ સને ૧૮૮૫—શીવારામના રૂપૈયા ૫૦૦ દીવાની કોરટમાં મોકલવાના હેતુથી ચેક લખવામાં આવી.

તારીખ ૨૯ મી એપ્રીલ સને ૧૮૮૫—થી તે—તારીખ ૨૮ મી જુલાઇ સને ૧૮૮૫ સુધી બાબુ જયંતીપ્રસાદ રજાના કારણથી ગેરહાજર રહ્યા.

તારીખ ૩ ત્રીજી અગષ્ટ સને ૧૮૮૫—સીવારામના રૂપૈયા ૫૦૦ હજી સુધી તીજોરીમાં રેવન્યુખાતાની ડીપાઝીટમાં પડ્યા છે. એવી મતલબનો ગીરધારીલાલે રીપોર્ટ કર્યો.

તારીખ ૫ મી અગષ્ટ સને ૧૮૮૫—ચેકમાં ફેરફાર કરીને ચુનીકુંવરને જે રૂપૈયા ૫૦૦ આપવાના હતા તે દીવાની કોરટમાં મોકલ્યા.

ચુનીકુંવરના લેણા પૈસા ભરવામાં આવ્યા તે પછી તરતજ પહેલો ખોટો રીપોર્ટ

કરવામાં આવ્યો હતો. અને તે પૈસાની બદલી કરવામાં આવી તે પહેલાં ઘણાજ થોડા વખત આગળ (એટલે ફક્ત એકજ દિવસ વચમાં ગયો હતો) ત્રીજી આગષ્ટનો બીજો ખોટો રીપોર્ટ કરવામાં આવ્યો હતો. આ બીના ઉપરથી સીવારામના લેણા રૂપૈયા ૫૦૦ જે આપી દેવામાં આવ્યા હતા. તેને બદલે ચુનીકુંવરના રૂપૈયા ૫૦૦ નો ઉપયોગ કરવાનો બંધવાનો ઇરાદો હતો, એવો નીર્ણય કરવાનું વાજબી કારણ દેખાય છે. આનું પરીણામ એ થશે કે ચુનીકુંવરને પૈસા મળવામાં ઢીલ થશે. અને તે સબ્બે કાંતો હવે દીવાની કોર્ટમાં દાદ મેળવેલી જોઇએ અથવા તો સરકારને અરજ કરવી જોઇએ એમ તહોમતદારે જાણ્યું હશે, અને તેને પૈસા પછવાડેથી મળી ચુક્યા હોય તોપણ ચુનીકુંવરને ગેરકાયદેસર હાંની થઈ છે. કારણ કે, પી. કો. ની કલમ ૨૪ મી માં લખ્યું છે કે, કોઇ સખસની પાસેથી ગેરવાજબી રીતે કાંઇ મિલકત લઈ લેવાય ત્યારે, અને તેમજ તેને કાંઇ મીલકત લેતાં ગેરવાજબી હાની થઈ એમ સમજવું, તેટલા વાસ્તે પોતાના પૈસાની બદલી થવાથી ચુનીકુવરને ગેરવાજબી હાની થઇ છે એમ ઠરાવ કરવો જોઇએ. આ પ્રમાણે પૈસાની બદલી થવાથી "ટી" નીશાનીવાળા રજુ થએલા કાગળ ઉપરથી માલમ પડશે કે, પૈસા માંહેલા થોડાક સીવારામના પ્રતીનીધીને આપવામાં આવ્યા હતા, અને જો તે મુદલ રકમ વ્યાજ સુધાંત સરકાર તરફથી તે બાઇને ભરી આપવી પડત તો ગેરકાયદેસર હાની થાત તેને બદલે ફક્ત સરકારને ખાતે ચડત.

### તોહોમતદારે હાઇકોર્ટને અપીલ કરી છે.

પંડીત અજોધ્યાનાથે બાબુ જોગીન્દ્રનાથ ચોધરીની સાથે અપેલેંન્ટ તરફથી વાંધો લીધો કે, પી. કો. ની કલમ ૪૬૫ પ્રમાણે ગુન્હાનો ઠરાવ વાજબી નથી.

"ખોટો લેખ બનાવવાનો અર્થ" "બનાવટી લેખ" કરવો એમ થાય છે (કલમ ૪૬૩) અને તે બનાવટી લેખ "દગલ બાજીથી કે બદદાનતથી" કરવો જોઇએ. (કલમ ૪૬૫) એક સખસને ગેરકાયદેસર લાભ કરવાના, અથવા બીજા સખસને ગેરકાયદેસર હાંની કરવાના ઇરાદાથી કરવું તેને "બદદાનતથી" કર્યું એમ કહેવાય છે (કલમ ૨૪) અને દગો કરવાના ઇરાદાથી હોય તો "દગલબાજીથી" કર્યું કહેવાય છે (કલમ ૨૫) તે ચેકમાં અપેલેન્ટે ફેરફાર કર્યો છે એમ ધારીએ તોપણ તેણે તે કામ કોઇ સખસને ગેરકાયદેસર લાભ કરવાના ઇરાદાથી કર્યું છે એમ તકરાર કરવામાં આવી નથી. પણ એવી તકરાર કરવામાં આવી છે કે, તેનો ઇરાદો ગેરકાયદેસર હાની કરવાનો હતો. પણ પુરાવા ઉપરથી તેનો આવો ઈરાદો હોવાનું જણાઇ આવતું નથી. ચેકમાં ફેરફાર કરવાનું કૃત્ય પુરવાર થયું છે, એમ આપણે દલીલને ખાતર માંનીએ તોપણ તેનો ઇરાદો તો ફક્ત સીવારામના ખાતામાં જમે રૂપૈયા ૫૦૦ જે અગાઉ લઇ લીધા હતા તે છુપાવવાનો હતો. આવો ઈરાદો કલમ ૪૬૪ ના અર્થ પ્રમાણે બદદાંનતવાળો અથવા દગલબાજીવાળો નથી. રાણી. વિ. જંગલાલ. રાણી. વિ. લાલ, ગુમલ રાણી. વિ. ફતે. રાણી. વિ. જીવાનંદ. અને રાણી. વિ. શંકર.

વળી ૨૧૮ મી કલમના ગુન્હાનો ઠરાવ પણ ગેરવાજબી છે. જે સરકારી નોકરે કોઇ દફતર અથવા લખાણ ખોટી રીતે કર્યાનું કહેવામાં આવતું હોય તે લખાણ કરવાને તે સરકારી નોકર તરીકે બંધાએલો હતો એમ હોય ત્યારેજ તે કલમ લાગુ પડી શકે છે. સને ૧૮૮૫ ના એપ્રીલની ૨૫ મી તારીખે અને ત્રીજી અગષ્ટે કરેલા રીપોર્ટો કરવાનું અપેલેંટને

સોંપવામાં આવ્યું હતું, અથવા તો તે રીપોર્ટ કરવા એ તેની એક ફરજ હતી. એવું કોઈ શાક્ષીથી સાબીત થયું નથી. તેટલા વાસ્તે કલમ ૨૧૮ ના અરથ પ્રમાણે આ રીપોર્ટો તેણે સરકારી નોકર તરીકે કર્યા નથી. રાણી. વિ. મ ઝ ર હુસેનનો કેસ આ તકરારમાં મુદ્દાનેછો.

સરકાર તરફથી. મી. એ. સ્કોચી સાહેબે એવો જવાબ આપ્યો કે, ગુન્હાનો ઠરાવ સાચો છે કારણ કે તે ચેકમાં ફેરફાર કરવાથી. પી. કો. ની કલમ ૨૪ તથા ૨૫ અને ૪૬૪મીના અર્થ પ્રમાણે તે દગલબાજીથી અને બદદાંનતથી કાંમ કર્યુંછે. તેના કૃત્યનાસ્વરૂપ અને તેના સ્વભાવીક પરીણામોના જ્ઞાન ઉપરથી તેના ઇરાદા વીશે અનુમાન કરવું જોઈએ. આનું ચોક્સ પરીણાંમ એ હતું કે, જ્યારે મુસામત ચુનીકુવરે પોતાના લેણા રૂપૈઆ ૫૦૦ મળવા સારૂ કહેલ ત્યારે તેને તે મળતાં ચોકસ રીતે ઢીલથાત વખતે તે પૈસા મળત પણ નહીં. આ પૈસા લેવાનો તેણીનો હક કબુલ કરવાને બદલે મુળગો વાંધામા પડત અને તે પૈસા પાછા મળવાનો આધાર દીવાનીમાં તે દાવો બાંધતાં તેના પરીણામ ઉપર લટકી રહેત. પી. કો. કલમ ૨૪ ના છેલા વાક્ય પ્રમાણે ચુનીકુંવરને ગેરકાયદેસર હાની થઇ એમ ગણુવા સારૂ આ બીના પુરતી છે. તેના કૃત્યનાં આ પરીણામો જરૂર થશે એમ હોવાથી બંધવાનો તે વીશે ઈરાદો હતો. એમ અનુમાન કરવું જોઇએ. તીજોરીમાં તેની જગ્યા છે તે ઉપરથી અને તેમાં ચાલતા કામની તેની વાકેફગારી ઉપરથી ચોકસ જણાય છે કે જ્યારે તેણે ચુનીકુવરના લેણા રૂપૈયા ૫૦૦ ની દીવાની કોરટમાં બદલી થાય, એવા હેતુથી ચેકમાં ફેરફાર કર્યો ત્યારે, તેણે જાણ્યું હતું કે, તે પૈસા મળવા સારૂ પછવાડેથી જે અરજી કરશે તે જો કે, તે સાવ નામંજુર નહીં થાય તોપણ તેમાં ઢીલતો થશેજ જો હકીકત તેના જાણુવામાં હતી તો પછી તેણે જે ઇરાદો રાખ્યો હતો તેનું આ પરીણામ થાત.

આ દલીલની સામે ચીફ જસ્ટીસ એજ સાહેબે જવાબ વાળ્યો કે, "હું ધારતો નથી કે તેનો તેવો ઇરાદો હશે. જે વખતે તેણે એ ચેકમાં ફેરફાર કર્યો, તે વખતે ચુનીકુવરને હાની કરવાની સંભવતા વીશે તેને કાંઇ વિચાર થયો હશે એમ હું ધારતો નથી. શીવારામવાળા ૫૦૦ રૂપૈયા કપટથી બીજા સક્ષોને આપી દેવામાં આવ્યા હતા. અને એ કપટ સંતાડવાનોજ ફકત તેનો ઇરાદો હતો. ૪૬૪ મી કલમમાં જે ઇરાદો કહેલો છે તે માંહેલો ઇરાદો હોવાનું કહી શકાતું નથી."

અલબતે આવો તેનો ઇરાદો હશે, પરંતુ તુરતનો ઇરાદો છેટેના ઇરાદાથી પ્રતીકુળ નથી. વાસ્તવીક રીતે જોતાં તેણે બંને પરીણામો ધારી રાખ્યાં હશે. પોતાના કૃત્યથી અવશ્ય રીતે બંને જાતના પરીણામો થશે એમ તેણે ધારેલું હોવું જોઇએ. સ્ટીફન સાહેબે પોતાના ફોજદારી ધારાના ઇતિહાસને પુસ્તક બીજાને પાંને ૧૧૧ મે લખેલું છે કે, "કોઈ માણસનો ઇરાદો શું હતો તે શોધી કાઢવાનો શક્ય રસ્તો માત્ર તેણે જે કાંઇ ખરેખરૂં કર્યું હોય, તે તરફ જોયાથી તથા પોતાની વર્તણુંકનું સ્વભાવીક પરીણામ શું થશે તે તે વખતે તેને જણાયું હોય તેનો વિચાર કરવાથી શોધી કહાડી શકાય છે. આ મત ઓસ્ટીન સાહેબના મતને મળતો આવે છે. અને એ ઓસ્ટીન સાહેબે ઇરાદાનું જે પ્રથકરણ કર્યું છે તે સર્વાનું મતે મંજુર રાખવામાં આવ્યું છે. કાંઇ કામ કરવાની પળે જે પરીણામો ધાર્યા હોય તે કરતાં ઈરાદામાં કાંઇ વધુ રહેલું છે. એમ બેસક સામાન્ય રીતે માનવામાં આવેછે. પણ એ માન્યતા સાચી નથી.

આ દલીલની સામે ચીફ જસ્ટીસ એજે જવાબ વાળ્યો કે, આ સવાલ હમેંશાં દરેક કામના પુરાવાને લગતો છે. કોઇ કામ કરતી વખતે એક માણસના મનમાં ખરેખરૂં શું હોય, તે તથા જો તેણે તે વિશેનો વિચાર કર્યો હતતો તેના મનમાં શું વિચાર આવત, એ બે વચેનો ભેદ હું ધારૂં છઉં કે, તમારે બતાવવો જોઈએ. જો અપેલેન્ટે એ બાબતનો વિચાર કર્યો હતતો, વખતે તેને જણાઇ આવત કે, મારા કૃત્યથી ચુનીકુંવરને તેના પૈંસા દેવામાં ઢીલ થાત પરંતુ આ પરિણામ ખરેખરૂં તેના મનમાં હોવાનું તથા ખરેખરા તેજ ઈરાદાથી તેણે પોતાનું કામ કર્યાનું તમારે બતાવવું જોઈએ. ચુનીકુવરને નુકશાન કરવાનું અપેલેન્ટે ધાર્યું હતું એ વાત જુરીના મનમાં કદી પણ આવી શકનાર નથી. ”

પોતાના કૃત્યના સ્વભાવિક પરિણામ શું થશે તે અપેલેન્ટ જાણતો હતો એટલુંજ માત્ર અનુમાન કરી લેવાનું નથી. પરંતુ તેની સાથે તેના મનમાં તે વખતે કયો ખ્યાલ આવ્યો હશે તેનું પણ અનુમાન કરી લેવું જોઇએ. ખોટા લેખના ગુન્હામાં કપટ કરવાના ઇરાદાનું કેવા પ્રકારનું અનુમાન બાંધવું તે વિશે સ્ટીફન સાહેબે પોતાના ફોજદારીધારાના સારસંગ્રહ ગ્રંથમાં બતાવેલું છે. ફરીયાદીને નુકશાન કરવાનો નહીં, પરંતુ પોતાને કિંવા બીજા કોઇ સખસને લાભ કરવાનો બંધવાનો મુખ્ય ઇરાદો બતાવીને આ ઈરાદો નાસાબીત કરવામાં આવ્યો નથી. કોઇ સખસને નુકશાન કરવાના અથવા તેને નુકશાનના જોખમમાં નાખવાના ઇરાદાથી તેણે ઠગાઇ કર્યાનું બતાવીને એ વાત સાબીત કરવી જોઇએ.

આ દલીલ સામે ચીફ જસ્ટીસ અજે જવાબ વાળ્યો કે, “જસ્ટીસ સ્ટીફન પ્રત્યે મારો ઘણો ભાવ છે. તોપણ તેનો ફોજદારી ધારાનો ઇતિહાસ ઈનસાફની અદાલતમાં આધાર તરીકે અપાયાનું મને યાદ નથી.”

એ ગ્રન્થ રાણી વિરૂદ્ધ ડડલીના કામમાં આધાર તરીકે આપેલો છે અને દલીલ કરવામાં તથા ઠરાવ આપવામાં તેનો હવાલો લેવાએલો છે. બીજી તરફથી જે મુકરદમાનો હવાલો આપવામાં આવ્યો છે, તે બધા મુકરદમા વચેનો ફરક દેખાડી શકાય એવો છે.

નુકશાન અથવા નુકશાનનું જોખમ અંતે થવાનો સંભવ છે, એ વાત બંધવાના જાણવામાં હશે તે ધારવા સારૂ પાકા કારણો તે ફેંસલાઓમાં હતાં નહીં. તે ફેંસલાઓથી ફક્ત સાબીત થાય છે કે, ફક્ત કપટ કરવું એથી ઠગાઇ થતી નથી.

વળી ૨૧૮ મી કલમના ગુન્હાનો ઠરાવ પણ વાજબી છે. મહારાણી વિ. પરમેશ્વર દત્તનો ફેંસલો લાગુ પડે છે.

સામી તરફથી જવાબ દેવામાં બાબુ જોગેન્દ્રનાથ ચોધરી.

આ કામમાં બંધવાને હીં. પી. કો. ની ૪૬૫ તથા ૨૧૮ મી કલમમાં જે ગુન્હાઓનું વર્ણન કર્યું છે તે ગુન્હાઓનો ગુન્હેગાર ઠરાવ્યો છે. એ ગુન્હાના ઠરાવ ઉપર તેણે આ અપીલ કરેલી છે, અને તેનો નીકાલ કરતાં ખોટા લેખને માટે ૪૬૫ મી કલમના ગુન્હાના ઠરાવ વિશે પ્રથમ કહેવું મને સગવડતાવાળું લાગે છે. જો તે ગુન્હો થયો હોય તો પીનલકોડની ૪૬૪ મી કલમની ત્રીજી રકમમાં આવ્યાનું મને જણાય છે. જ્યાં સુધી કાંઈ કૃત્ય બદદયાનતથી કે દગલબાજીથી કરવામાં આવ્યું ન હોય ત્યાં સુધી ૪૬૪ મી કલમ માંહેલો ગુન્હો થતો નથી એ વાત સાવ ચોખી છે, અને આ બંને શબ્દનો કેવી રીતે અર્થ કરવો તે જોવા સારૂ હીં. પી. કો. ની ૨૪ મી તથા ૨૫ મી કલમોનો હવાલો લેવો જરૂરનો છે:

૨૪ મી કલમમાં "બદદાનતથી" એ શબ્દની વ્યાખ્યા આપેલી છે, અને તે એવી છે કે, "જે માણસ કાંઇ વસ્તુ એક માણસને ગેરવાજબી લાભ કરવાના અથવા બીજા સખસને ગેરવાજબી હાની કરવાના ઇરાદાથી કરે તે માણસે તે વસ્તુ બદદાનતથી કરી એમ સમજવું."

તેવીજ રીતે ૨૫ મી કલમમાં "દગલબાજીથી" એ શબ્દની વ્યાખ્યા આપી છે, અને તે એવી છે કે, "જો કોઇ માણસ કાંઇ વસ્તુ દગો કરવાના ઇરાદાથી કરે તો તે વસ્તુ તેણે દગલબાજીથી કરી એમ સમજવું; નહીં તો નહીં."

આ કામમાં મારી પાસે જે દલીલો કરવામાં આવી છે, તે ઉપરથી એમ સુચવ્યું નથી કે, કોઈને ગેરકાયદેસર લાભ કરવાના ઇરાદાથી બંધવે ચેકમાં ફેરફાર કર્યો હતો, પરંતુ ગેરકાયદેસર હાની કરવા સારૂ તેણે એ ફેરફાર કર્યો હતો, એવી તકરાર ઉઠાવવામાં આવી છે.

સરકાર તરફથી સ્ટાચી સાહેબે એવો વાંધો લીધો છે કે, મુસમત ચુંનીકુવરને ૫૦૦ રૂપૈઆ આપવાના હતા તે આપવામાં ઢીલ કરવાથી તેણીને ગેરકાયદેસર હાની કરવાનો બંધવાનો ઇરાદો હતો. ઈરાદાના સવાલનો જવાબ દેવાનું કામ જુરીનું અથવા જુરી તરીકે જડજ કામ ચલવતો હોય ત્યારે જડજનું છે. દરેક કામમાં બે ઈરાદાઓનો સંભવ હોય છે, તેમાં વધારે સંભવવાળો અને તરતનો એક ઇરાદો હોય છે. અને બીજો થોડી સંભવતાવાળો અને છેટેનો ઈરાદો હોય છે. તેમાંથી છેટેના ઇરાદાનો બંધવાને દોષ દેવો એ હું વાજબી સમજતો નથી.

મારા અભિપ્રાયમાં જે કપટ બંધવે પ્રથમ કર્યું હતું. તે ઢાંકી દેવાનો બંધવાનો ઇરાદો હતો. એક ૫૦૦ રૂપૈયાની રકમ જે સીવારામને અને તેના મરણ પછી તેના પ્રતિનીધીને દેવાની હતી તે દગલબાજીથી ઉપાડી લીધી હતી. સીવારામના પ્રતિનીધીએ તે રકમ મળવાની જ્યારે એક અરજી કરી ત્યારે આ ૫૦૦ રૂપૈયાની રકમનો કેમ બંદોબસ્ત કરવો તે વિશે તુરતમાં વિચાર કરવાની તેને ફરજ પડી. બીજા ૫૦૦ રૂપૈયા તૈયાર રાખવાનોજ માત્ર રસ્તો રહેલો હતો. સને ૧૮૮૫ ના એપ્રીલની ૨૫ મી તારીખનો તથા આગષ્ટની ત્રીજી તારીખનો એમ બે રીપોર્ટો જેના વિશે તુરતમાં બોલવાની જરૂર પડશે, તે બે રીપોર્ટથી એવી હકીકત જાહેર કરવામાં આવી કે, સીવારામના નાણાં અનામત પડેલાં છે. આ ઉપરથી મારે એમ અનુમાન કરવું જોઇએ કે, ગીરધારીલાલનો ઇરાદો અને હેતુ મુસામત ચુનીકુવરને ગેરકાયદેસર હાની કરવાનો હતો. અલબત્તે તે ચીઠીની રકમ સીવારામના પ્રતિનીધીને આપી દીધી હત તો વખતે ચુનીકુવરને પોતાના પૈસા મળવામાં ઢીલ થવાથી હાની થાત. હું માની શકતો નથી કે બંધવાનો તેવો ઈરાદો હશે. સીવારામને આપવાના પૈસા જે દગલબાજીથી ઉપાડી લીધા હતા તે વાત પાધરી પડે તેનો આગળથી બંદોબસ્ત કરવાનો બંધવાનો ઈરાદો હતો. આવા ઇરાદા વિશે ૨૪ મી કલમમાં કાંઇ લખ્યું નથી. અલબત્તે તેના કૃત્યથી હાની થાત તોપણ આ ચેકના સંબંધમાં બંધવાનો જે ઇરાદો હતો તે ઈરાદો સીવારામના દાવાને શું જવાબ દેવો તે બાબતનો હતો. આવા પ્રસંગોમાં ૨૪ મી કલમના અર્થ પ્રમાણે બંધવે "બદદાનતથી કર્યાનું કહી શકાતું નથી. ૨૫ મી કલમના અર્થ પ્રમાણે "દગલબાજીથી" તેણે કાંઇ કરેલું છે? વખતે તેણે એમ જાણ્યું હશે કે, આ

આરા કૃત્યને અંતે મુસામત ચુનીકુવરને તેના પૈસા આપવામાં ઢીલ થશે, પરંતુ ઠગાઇ કરવાનો તેનો ઇરાદો હોવાનું કહી શકાતું નથી. સરકારને કાંઇ નુકશાન થવાનું હતું તો તેનું નુકશાન સીવારામની રકમ દગલબાજીથી ઉપાડી લેતાં થઇ ચુક્યું હતું. માટે જે ૪૬૫ મી કલમ પ્રમાણે કેદીને ગુન્હેગાર ઠરાવ્યો છે તે કલમના એક ભાગ તરીકે, પીનલકોડની ૪૬૪ મી કલમ વાંચતાં એ ૪૬૪ મી કલમ આ કામને લાગુ પડયાનું સાબીત થતું નથી. માટે તે કલમના ગુન્હાના સંબંધમાં આ અપીલ મંજુર કરી ગુન્હાનો તથા સજાનો ઠરાવ રદ કરૂંછું.

હવે આ કામના બીજા ભાગ ઉપર માહારે આવવું જોઇએ. એટલે પીનલકોડની ૨૧૮ મી કલમ પ્રમાણે જે ઠરાવ અને સજા કરેલી છે તે વિશે હવે મારે કેહેવું જોઇએ. ૨૧૮ મી કલમ નીચે પ્રમાણે છેઃ—

કોઈ સરકારી નોકરથી પોતાના સરકારી હોદાનો કાયદેસરઅખતીઆર વાપરતાં કોઇ સક્ષને નુકશાન અથવા દુઃખ થાય, અથવા સાચે સાચી હકીકત તે સરકારી નોકરના જાંણ્યામાં આવી હોયતો જે વસ્તુ તે સરકારી નોકરે ન કરવી જોઈએ અથવા જે વસ્તુ કરવામાં તેણે કસુર ન કરવી જોઇએ તે વસ્તુ કરે, અથવા તે કરવામાં તે કસુર કરે એવા ઈરાદાથી અથવા તે એમ કરશે એવો સંભવ છે એવું જાણ્યા છતાં જે માણસ તે સરકારી નોકરને પોતે જે ખબર ખોટી જાણતો હોય, અથવા ખોટી માનતો હોય એવી કાંઇ ખબર આપે તે માણસને છ મહિનાની મુદત સુધીની બેમાના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપૈયા સુધીના દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે."

બંધવા તરફથી તેના વકીલ પંડીત અજોધ્યાનાથે મારી પાસે જે દલીલ કરી છે તેમાં તેણે એવો વાંધો લીધો છે કે, જે રીપોર્ટો લખ્યાના કારણથી બંધવા ગીરધારીલાલ ઉપર તોહોમત મુકવામાં આવ્યું છે, તે રીપોર્ટો તેણે સરકારી નોકરને દરજે કર્યા નથી. પણ બંધવો ખરેખરો સરકારી નોકર હતો તેણે બે રીપોર્ટો કર્યા હતા, અને તે બે રીપોર્ટો કેમ પોતે રીતસર કરતો હોય તથા તેવા રીપોર્ટ કરવા એ કેમ જાણે પોતાનું કામ હોય એવી રીતે કર્યા હતા અને કેમ જાણે યોગ્ય અધિકારીએ તે રીપોર્ટો કર્યા હોય, એવી રીતે તેણે લખીને આપ્યા હતા એ વાત અમારા જોવામાં આવે છે. વળી એવી પણ વાત જોવામાં આવે છે કે, ઓફીસમાંથી બે સક્ષોને સાક્ષી દરજે તપાસ્યા હતા ત્યારે આ રીપોર્ટ કરવાનું કામ બંધવાનું નહોતું તે વીશે તેઓને કાંઇ સવાલ કરવામાં આવ્યો નથી. આ ઉપરથી અમારે એવું અનુમાન કરવું પડે છે કે, બંધવાએ આ બે રીપોર્ટો કર્યા હતા. અને તે એટલાજ કારણ માટે કે તેમ કરવાનુ તેનુ કામ હતુ અને પેહેલા બે સાહેદીઓ તરફથી ઉલટી રીતની હકીકત નીકળી નથી. માટે ૨૧૮ મી કલમના અર્થ પ્રમાણે આ બે રીપોર્ટો સરકારી નોકરને દરજે લખ્યાનું હું પુરાવેથી સીધ માનું છું.

આ ખોટા રીપોર્ટો તેણે સરકારી નોકરને દરજે કર્યા હતા એમ માનીએ તોપણ તેના સંબંધમાં એક બીજી એવી દલીલ કરવામાં આવી છે કે, તે રીપોર્ટો તેણે નુકશાન કરવાના ઇરાદાથી કર્યા નહોતા. આ તકરાર કેટલે દરજે બંધવાને લાભકારી થાય છે તે હવે જોવાનું રહે છે. જ્યારે સીવારામના પ્રતીનીધીએ તેને ખાતે જમે પડેલી રકમ મળવાની અરજી કરી તે વખતે બંધવો એક સરકારી અમલદારના એટલે જયંતીપ્રસાદના તાબામાં હતો. આ અમલદારે એક રીપોર્ટ માગ્યો અને તે ઉપરથી ગીરધારીલાલે આ રીપોર્ટોમાંથી પેહેલો રીપોર્ટ કર્યો કે, ૫૦૦ રૂપૈઆની રકમ સીવારામની જમે પડેલી છે. તે રીપોર્ટ ૧૮૮૫ ના

એપ્રીલની ૨૫ મી તારીખનો છે. ઉપર કહેલા બે સાહેદીઓને આ રીપોર્ટના અર્થ વાસ્તે પુછવામાં આવ્યું હતું, અને તે ઉપરથી તેઓએ તે અર્થનો એવો ખુલાસો કર્યો છે કે, આ રકમ સીવારામની અનામત જમે ઉભેલી છે અને જો કે તેનું કામ ચાલતી વખતે દરેક તક આપી છે તોપણ તે રીપોર્ટનો બીજો અર્થ થાય છે એવું તેણે કહેલું નથી. ફક્ત આ ઠેકાણે એવી સુચના કરવામાં આવી છે કે, આ રીપોર્ટનો જે અર્થ હમણાં કરવામાં આવ્યો છે, તેવો અર્થ તે વખતે કરવામાં આવ્યો નહોતો. તે ખોટો રીપોર્ટ હતો કે, તેના જાણવા પ્રમાણે અશુધ રીપોર્ટ હતો? એવું કહેવામાં આવે છે કે, બંધવે હિસાબની ફક્ત એકજ બાજુ જોઇ હતી. તેથી તેનો કરેલો રીપોર્ટ અશુદ્ધ હતો. પરંતુ એ પ્રમાણે હિસાબ જોવામાં તેની ચુક થયાનું હું માનતો નથી. ત્યારે પછી કયા ઇરાદાથી આ રીપોર્ટ તેણે કર્યો હશે? કોઇને ઠગવાનો અથવા કોઈની સાથે ફરેબી કરવાનો તેનો ઇરાદો નોહોતો. ટ્રેજરી ઓફીસર બાબુ જયંતીપ્રસાદ રજા ઉપરથી આવ્યો તેટલા સુધીમાં એક અઠવાડીયાની અંદર મસમત ચુનીકુવરના પૈસાનો ફેરફાર કરીને દીવાની કોરટની અનામતમાં દાખલ કરી શકયો હત, જે કાગળો પોતા પાસે આવતા તે સંભાળથી જોનારો જયંતીપ્રસાદ માણસ હોય એમ મને જણાતું નથી. તે સને ૧૮૮૫ના એપ્રીલની ૨૮ મી તારીખે રજા ઉપર ગયો અને સને ૧૮૮૫ ના જુલાઇની ૨૮ મી તારીખે રજા ઉપરથી પાછો આવ્યો, તેટલા દરમીયાનમાં તેની જગ્યા બીજા અમલદારથી પુરવામાં આવી હતી. જે ચીઠી ૨૮ મી એપ્રીલને રોજ તૈયાર કરી હતી તે ચીઠી તે અમલદાર પાસે મુકાંણી નહોતી. તે અમલદાર પાસે તે ચીઠી મુકવા સારૂ ગીરધારીલાલ વાટ જોઇને બેઠો હતો. અને તે શું કરવા?

બાબુ જયંતીપ્રસાદ જે કાગળોમાં તે સહી કરે છે તે કાગળો તે સંભાળથી જોતો નથી. એમ બંધવાને ખબર હતી તેથી તે ચીઠીમાં સહી કરવાનું લંબાવવા.

આ ઉપરથી તેનો ઇરાદો દેખાઈ આવતો નથી? ૧૮૮૫ ના અગષ્ટમાં તેણે બીજો અશુદ્ધ રીપોર્ટ કરેલો છે તેમાં પણ તેણે એમ લખ્યું હતું કે, સીવારામના રૂપૈઆ હજુ અનામત છે. આમ કરવામાં તેનો કાંઈક ઈરાદો હોવો જોઈએ. અને તે ઈરાદો શું હતો તે હવે જોવાનું રહે છે. તે વખતે તેના મનમાં શી વાત રમ્યા કરતી હતી અને શી બાબતની જરૂર હતી તે વીશે મારા મનમાં જરાએ સંકલ્પ વીકલ્પ થતો નથી. અને તે વાત એ હતી કે, પોતાને અથવા ખરેખરા કપટ કરનારને કાયદેસર સજામાંથી બચી જવું. અને તેજ મતલબથી અને તેજ ઈરાદાથી તેણે આ ખોટા રીપોર્ટો લખ્યા હતા તેથી હું એવો નીર્ણય કરૂં છઊં કે, પી. કો. ની ૨૧૮ મી કલમમાં જે ઇરાદો લખ્યો છે તે ઇરાદાથી જાણી જોઈને ખોટા રીપોર્ટો કર્યા હતા.

૨૧૮ મી કલમના બે ગુન્હાઓ માટે નીચલી અદાલતે જે સજા આપી છે તે બસ છે કે નહીં તેનોજ માત્ર વિચાર કરવાનું બાકી રહે છે. હું ધારૂં છઊં કે તેટલી સજા બસ નથી. સેશન જડજે બંધવાને ત્રણ ગુન્હાઓનો અપરાધી ઠરાવેલો છે. તેમાંથી ખોટા લેખના ગુન્હાનો ઠરાવ અને સજા રદ થતાં ૨૧૮ મી કલમના ગુન્હાઓના ઠરાવ કાયમ રહેલા છે.

આ છેલા ગુન્હાઓને માટે સેશન જડજે ત્રણ મહિનાની સખત કેદની સજા આપેલી છે. જો આ સજાઓ હું કાયમ રહેવા દઉંતો મારા વિચાર પ્રમાણે બંધવાઓને જે ગુન્હાઓનો અપરાધી ઠરાવ્યો છે, તે ગુન્હાને માટે જોઇએ તેટલી સજા થતી નથી.

બંધવાના વકીલ બાબુ જોગેંદ્રનાથ ચોધરીએ સારી પેઠે એવી અરજ કરી છે કે, સજા કરવામાં બંધવાની યુવાવસ્થા સરકારી નોકરી આગળ ઉપર મળવાના સઘળા જોગનો નાશ થઇ જવાના તથા આ મુકરદમાનો જેટલો વખત થયાં તપાસ ચાલેછે, તેટલા વખતનો મારે વિચાર કરવો જોઇએ બંધવાની ખરેખરી ઉમર કેટલી છે તેહું જાણતો નથી. દફતર ઉપરથી તેની વય ૨૯ વરસની જણાયછે. અને તેટલી વયમાં એકાઊંટંટનું કાંમ તેને સોંપવા વાસ્તે જોઈએ તેટલી બસ જણાયછે, અને સરકારી નોકરી તથા નાત વહેવારની પંક્તીમાં હાની થવાની દલીલને સંબંધે મારે એટલુંજ કહેવું બસ છે કે, જો ગીરધારીલાલ સારી ચાલનો માણસ ન હતતો તેના ઉપરીઓએ જે કામ તેને સોંપ્યું હતું, અને જે કામ તેની પાસેથી તેઓ લેતા હતા તે પ્રમાણે તેઓ કરત નહીં, તો આ ગુન્હો કરવાનું ટાણું આવત નહીં. પ્રસંગે નીચલી કોરટે બીજા તથા ત્રીજા તોહોમતના સંબંધમાં જે સજા કરી છે તેમાં નીચે પ્રમાણે વધારો કરવો જોઇએ.

બીજા તોહોમતના સબંધમાં છ માસની સખત કેદ તથા ૫૦૦ રૂપૈઆ દંડ આપે ને તે ન આપે તો બીજા છ માસ સખત કેદ. ત્રીજા તોહોમતના સંબંધમાં ઉપલી સજા ભોગવી રહ્યા પછી છ મહિનાની સખત કેદની સજા ભોગવવી આથી કરી એકંદર સજા બાર માસ સખત કેદની તથા ૫૦૦ રૂપૈઆ દંડની તથા તે ન આપે તો છ માસ સખત કેદની સજા કરવામાં આવે છે.



## કલમ ૩૬૪ મી

**૩૬૪.** કોઇ સખસનું ખુન કરવામાં આવે એટલા માટે અથવા પોતાનું ખુન થવાના જોખમમાં તે સખસ આવે એવી રીતે તેનો વગ કરવામાં આવે એટલા માટે જે માણસ તે સખસનુ હરણુ અથવા નયન કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દસ વરસની મુદત સુધીની સખત કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ખુનકરવા માટે મનુષ્યહરણઅથવા મનુષ્યનયન.

### દ્રષ્ટાંત.

(અ) **અ** બ્રિટિશ ઇંડીઆમાંથી **ઝ** નું હરણુ કરે, એવા ઈરાદાથી અથવા એવો સંભવ જાણીને કે એક મુરતીને **ઝ** નો ભોગ આપવામાં આવે તો **અ** એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવું.

(બ) **બ** નું ખુન કરવામાં આવે એટલા માટે **બ** ને તેને ઘેરથી **અ** બળથી અથવા ફોસલાવીને લઇ જાય, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવું.

## કલમ ૩૬૫ મી.

**૩૬૫.** કોઇ સખસને છાની રીતે, ગેરવ્યાજબી કેદ કરવાના ઈરાદાથી જે માણુસ તે સખસનું હરણુ અથવા નયન કરે, તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઈ સખસને છાનીરીતે ગેરવ્યાજબી કેદ કરવાના ઇરાદાથી તેનુંહરણુ અથવા નયન કરવું.

## કલમ ૩૬૬ મી.

કોઇ સ્ત્રીને તે સ્ત્રીની મરજી નહીં છતાં કોઇ પુરૂશની સાથે જુલમથી પરણાવવામાં આવે એવા ઇરાદાથી, અથવા જુલમથી પરણાવવામાં આવશે એવો સંભવ છે એમ જાણીને, અથવા જુલમથી કે ફોસલાવીને તે સ્ત્રીની જોડે જારકર્મ કરવામાં આવે એટલા માટે અથવા જુલમથી કે ફોસલાવીને તેની જોડે જારકર્મ કરવામાં આવશે, એવો સંભવ છે એમ જાણીને જે માણસ તે સ્ત્રીનું હરણ અથવા નયન કરે, તે માણસને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઇ સ્ત્રી નાજુલમ થી લગ્ન કરાવવા વગેરે કારણસારૂ સ્ત્રીનું હરણ અથવા નયન.

## મહારાણી કેસરેહીંદ વિ. પીમાંટલ.

કલમ ૩૬૬.

૧

તા. ૯—૩—૮૨
ઈ. ૮ ક. પા. ૯૭૧

કોઇ અનઉરસ બાળકની ધાવણી સ્થીતિમાં તેની ખરેખરી વાલી તેની મા છે, અને તે મરતી વખત પોતાનું વાલીપણું બીજાને સોંપી શકે છે.

कोइ अनौरस बाळक धावणुं होय, ते दरमियान तेनी मा खरेखरी अने स्वाभाविक वाली छे. अने आ मा मरती वखत ए बचांने बीजा कोइ सख्सना हवालामां सोंपी जाय, अने बीजो सक्ष तेने हवालामां लेवानुं कबुल करी ते छोकरांनु पालण पोषण करे तो, हीं. पी. को. नी ३६१ मी कलमना अर्थ प्रमाणे सदरहु बाळकनो हवालो अने संभाल कायदेसर तेवा सक्षने सोंपेलो छे.

३६१ मी कलममां कायदेसर वाली ए शब्दोनो खुलासो एवा मतलबथी लख्यो छे के,

३६१ मी कलम प्रमाणे "कायदेसर वाली" ए शब्दोनो खुलासो थोडो घणो मोकळे मने करवानुं धारेलुं छे, अने ते एटलाज माटे के, वाली ए शब्दनो कायदेसर अर्थ मंजुर करवामां आव्यो छे, ते प्रमाणे जे माणसना हवालामांथी कोइ सगीरनुं हरण अथवा नयन थयुं न होय ते माणस आवी जातना कामोमां कायदेसर वाली हतो ते प्रोसीक्युशनवाळाने साबित करवानी जे मुशकेली पडे ते दुर करवी.

એક ઇવાફલોરી નામની છોકરીને જારકરમ કરાવવાની લાલચ થાય તે સારૂ તેણીનું હરણ કર્યા વાસ્તે, બંધવા ઉપર પી. કો. ની ૩૬૬ મી કલમના ગુન્હાનું તહોમત રાખી તેનો ઇનસાફ કરતાં તેને ગુન્હેગાર ઠરાવવામાં આવ્યો હતો.

સેશન કોર્ટ પાસે ઇનસાફ થયો તેમાં પુરાવેથી માલુમ પડયું કે, ઇવાફલોરી, મીસીસ ફલોરીનું, અનૌરસ બાળક હતું, અને એ મીસીસફલોરીનો અંતકાળ આવ્યો. ત્યારે સદરહુ બાળક લગભગ ૩ વર્ષનું હતું. તેને એક મીસીસલોરેન્સના ઘરમાં તેણીના આશરા

અને સંભાળ તળે રહેતી હતી.

જ્યારે આ ગુનો બન્યો ત્યારે ઇવાફ્લોરી ૧૬ વરસની છોકરી હતી. ને ઇનસાફનું કામ ચલાવવા માટે મીસીસલોરેન્સને પી. કો. ની ૩૬૧ મી કલમના અર્થ પ્રમાણે તે છોકરીના વાલીપણાનો હક ધરાવ્યો હતો.

બાંધવાનો ઇનસાફ થયો તેમાં તે અપરાધી ઠર્યો. અને તેને ત્રણ વરસની સખત કેદની શીક્ષા કરવામાં આવી. પરંતુ વકીલની દરખાસ્ત ઉપરથી જે જસ્ટીસ કનીંગહામે આ મુકરદમાનો ઈનસાફ કર્યો હતો, તેણે કાયદાનો મુકરર કરવાનો સવાલ રાખી મુકયો અને તે સવાલ એ હતો કે, પી. કો. ની ૩૬૧ મી કલમના અર્થ પ્રમાણે મીસીસ લોરેન્સન એ છોકરીની કાયદેસરવાલી કહેવાય કે નહીં?

આ રાખી મુકેલા સવાલ આ કોરટ પાસે આવતાં કેદી તરફથી રાવસાહેબે વાંધો લીધો કે, ૩૬૧ મી કલમના અર્થ પ્રમાણે મીસીસલોરેન્સન ઇવાફ્લોરીની કાયદેસરવાલી ગણાઇ શકાતી નથી. અને તે એટલે સુધી કે, અનૌરસ છોકરાના માબાપને પણ વાલીપણાનો કાયદેસર હક મળતો નથી અને મીસીસ ફ્લોરી પંડે આ છોકરીની વાલી નહોતી એટલે વાલીપણાનો હક લોરેન્સનને સોંપવા તેને અધીકાર નહોતો. વિલાયતના કાયદા પ્રમાણે ૭ વર્ષની ઉપરની વયનું બાળક પોતાનો વાલી પસદ કરી શકે છે. ૩૬૧ મી કલમ માબાપના હકનું રક્ષણ કરવા વાસ્તે રચાએલી છે, અને આ છોકરી અનૌરસ હોવાથી કાયદાની નજર આગળ તે કોઇનું છોકરૂં ગણાઈ શકાતી નથી.

### ચીફ જસ્ટીસ ગાર્થ તથા જસ્ટીસ કનીંગહામ, તથા મેકલાનનો ઠરાવ:—

ઈવાફ્લોરી જારકરમ કરાવવાને લલચાય એટલા સારૂ બાંધવે તેનું હરણ કર્યાવાસ્તે ગયા માસની ૩૦ મી તારીખને રોજ તેના ઉપર ૩૬૬ મી કલમ માંહેલું તહોમત મુકી, ઇનસાફ કરતાં તેને અપરાધી ઠરાવવામાં આવ્યો હતો, એક ઇવાફ્લોરી એક મીસીસફ્લોરીનું અનૌરસ બાળક હતું. એ મીસીસફ્લોરી, કેટલાંક વરસથી મરી ગયેલી છે અને આ ગુન્હો બન્યો ત્યારે એ ઈવાફ્લોરી, મીસીસલોરેન્સનના ઘરમાં તેણીના હવાલા અને સંભાળ તળે રહેતી હતી. આ મીસીસલોરેન્સનને પી. કો. ની ૩૬૧ મી કલમના અર્થ પ્રમાણે તે છોકરીના કાયદેસર વાલીપણાનો હક રાખ્યો છે. આ ગુન્હો બનવા ટાંણે ઇવાફ્લોરી સોળ વરસની વયની સગીર ઉમરની છોકરી હતી અને તેણીના કાયદેસર વાલીપણાનો હક મીસીસલોરેન્સન ધરાવે છે તે એવા કારણથી કે, મીસીસફ્લોરી જ્યારે અંતકાળની સ્થીતીમાં હતી ત્યારે ઇવા તથા એક બીજા છોકરાને એ મીસીસલોરેન્સનને સોંપી ગઇ હતી આ હકીકત ૧૨ વરસ અગાઉ બની હતી. મીસીસલોરેન્સને આ હવાલો કબુલ રાખ્યો હતો અને તેજ વખતથી આ બાળક તેણીના હવાલામાં હતું, અને તે પોતાને ખરચે તેનું ભરણ પોશણ કરતી હતી.

ઇનસાફ થતી વખત બાંધવાના વકીલે એક એવી તકરાર ઉઠાવી છે કે, જ્યારે આ કહેવામાં આવતો ગુન્હો બન્યો ત્યારે મીસીસલોરેન્સન પી. કો. ની ૩૬૧ મી કલમના અર્થ પ્રમાણે ઈવાફ્લોરીની કાયદેસરવાલી નોહોતી. આ તકરાર જે વીદવાન જડજે આ કામનો ઇનસાફ કર્યો હતો, તેણે રાખી મુકી હતી. અને ૩૬૬ મી કલમના ગુન્હાનો બાંધવાને અપરાધી ઠરાવી તેને સજા કરી હતી. હવે આ કોરટને એટલુંજ નકી કરવાનું છે કે, એ ગુન્હા-

નો ઠરાવ કાયમ રહી શકે એવો છે કે નહીં?

બંધવા તરફથી એવી તકરાર કરવામાં આવી છે કે, ૩૬૧ મી કલમના અર્થ પ્રમાણે મીસીસલોરેન્સન ઇવાફ્લોરીની કાયદેસરવાલી નથી. વળી મીસીસફ્લોરી પંડે મરતી વખત આ છોકરીની કાયદેસરવાલી નોહોતી. અને તેથી મીસીસલોરેન્સને અથવા બીજા કોઇને કાયદેસરવાલી ઠરાવવાનો અધીકાર નહોતો. વળી સગીર ઉમરનાં બાળકો કરતાં વાલીઓના હકનું રક્ષણ કરવા સારૂ ૩૬૧ મી કલમ રચાએલી છે, અને જ્યાં સુધી, આવી રીત વાલીનો દાવો કરનારી સ્ત્રીવાલી હતી કે નહીં? તે કાયદાથી નકી ન થાય ત્યાં સુધી સદરહુ કલમના અર્થમાં તેનો સમાસ થઈ શકતો નથી. તથા પીનલકોડમાં તેના જેવી કલમોનો હેતુ અનીતીના કામ વાસ્તે, ફોસલાઇ જતાં અટકાવવા સારૂ કુમળી વયનાં છોકરાઓનું રક્ષણ કરવાની મતલબ છે, અને તેવીજ રીતે મા બાપો અને વાલીઓના હકનું રક્ષણ કરવાનું છે એમ ધારીએ છીએ. વળી તેની સાથે અમે એમ પણ ધારીએ છીએ કે, ૩૬૧મી કલમ પ્રમાણે "કાયદેસરવાલી" એ શબ્દનો ખુલાસો થોડો ઘણો મોકળે મને કરવાનું ધારેલું છે, અને તે એટલાજ માટે કે, વાલી એ શબ્દનો જે કાયદેસર અર્થ મંજુર કરવામાં આવ્યો છે, તે અર્થ પ્રમાણે, જે માણસના હવાલામાંથી કોઇ સગીરનું હરણ અથવા નયન થયું હોય, તે માણસ આવી જાતના કામોમાં કાયદેસરવાલી હતો તે પ્રોસીક્યુશનવાળાને સાબીત કરવાની જે મુશકેલી પડે તે દૂર કરવી. અનૌરસ બચ્ચું જ્યારે ધાવતું હોય, ત્યારે તેની ખરેખરી અને સ્વભાવીકવાલી તેની મા છે. અને જો તે વખતમાં, તે મા મરી જાય અને જેવું આ કામમાં બનેલું છે, તેવી રીતે પોતાના નીમકહલાલ દોસ્તને સોંપી દે, અને તે દોસ્ત એ હવાલો કબુલ રાખીને તે છોકરાંને પોતાના ઘરમાં રાખીને પોતાના પૈસાથી ભરણપોશણ કરે તો, અમે ધારીએ છીએ, તેવો સક્ષ, ૩૬૧ મી કલમના ખુલાસાના અર્થ પ્રમાણે સદરહુ બાળક તેના હવાલામાં કાયદેસર રહેલું છે.

અનૌરસ માબાપ વગરનાં છોકરાંઓનેજ કાયદાના આસરાની જરૂર છે. અને મીસીસલોરેન્સનના દરજાવાળા સક્ષો એ ખુલાસાના અર્થ પ્રમાણે કાયદેસરવાલી ન ગણાય તો, ઘણા કામોમાં કાયદાને વચમાં આવવાની જરૂર છે. તેમાં કાયદો વહેવારી રીતે સાવ નીરૂપયોગી થાય છે.



## કલમ ૩૬૭ મી.

૩૬૭. કોઇ સખસને મહાવ્યથા કરવામાં આવે અથવા તેને ગુલામ કરવામાં આવે, અથવા તેની ઉપર કોઇ સખસની સૃષ્ટિક્રમ વિરૂદ્ધ મઇથુનેચ્છા પુરણ થાય, એટલા માટે, અથવા તેની ઉપર એ પ્રમાણે ગુજરવાના જોખમમાં તે આવે એવી રીતે તેનો વગ કરવામાં આવે એટલા માટે, અથવા તે સખસની ઉપર એ પ્રમાણે ગુજરશે, અથવા તેનો એ પ્રમાણે વગ કરવામાં આવશે, એવો સંભવ છે એમ જાણીને, જે માણસ તે સખસનું હરણ અથવા નયન કરે, તે માણસને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે; અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઇ સખસને મહાવ્યથાથાય તેને ગુલામ કરવામાં આવે, વગેરે કારણસર તેનું હરણ અથવા નયન કરવું.

## કલમ ૩૬૮ મી

૩૬૮. ફલાણા સખસનું હરણ અથવા નયન થએલું છે એમ જાણ્યા છતાં જે માણસ તે સખસને ગેરવ્યાજબી રીતે સંતાડે અથવા કેદ કરે, તે માણસને, જે ઇરાદા કે જ્ઞાનથી, અથવા જે કારણસર તે માણસ તે સખસને સંતાડે અથવા કેદમાં રાખે તેજ ઈરાદા કે જ્ઞાનથી, અથવા તેજ કારણસર જાણે તે માણસે તે સખસનુ હરણ અથવા નયન કરયું હોય, એવી રીતે શિક્ષા કરવામાં આવશે.

હરણ થએલા સખસને ગેરવ્યાજબી રીતે સંતાડવો અથવા કેદમાંરાખવે.

## કલમ ૩૬૯ મી.

૩૬૯. દશ વરસથી ઓછી ઉમરના કોઇ બચ્ચાંના શરીરપરથી કાંઇ જંગમ મિલકત બદદાનતથી લેવાના ઇરાદાથી, જે માણસ તે બચાંનું હરણ અથવા નયન કરે, તે માણસને સાત વરસની મુદત સુધીની, બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

દશ વરસથી ઓછી ઉમરના કોઈ બચ્ચાંના શરીર પરથી જંગમ મીલકત ચોરવાના ઇરાદાથીતેબચ્ચાંનું હરણ અથવા નયનકરવું.

## કલમ ૩૭૦ મી.

કોઇ શખસને ગુલામ દાખલ જે માણસ આ દેશમાં લાવે અથવા આ દેશમાંથી બાહાર મોકલે, અથવા ખશેડે, અથવાખરીદ કરે, અથવા વેચે, અથવા કોઇને આપે, અથવા તે સખસની મરજી નહી જતાં તેને ગુલામ દાખલ કબુલ કરે, લે, અથવા રાખે તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઇ સખસને ગુલામ દાખલ વેચવો અથવા આપવો.

### માહારાણી કેસરેહિંદ વિ. રામકુંવર.

कोइ र. नामनी स्त्रीए एक लगभग अगीआर वरसनी ड. नामनी छोकरीनो कबजो करीने ते छोकरीने एक त्रीजा पुरुषने कीमत लइने वेचाती आपी, ते एवा इरादाथी के आ त्रीजो सक्ष तेणीनी साथे परणे, अने पछी ते त्रीजा सक्षे तेवा इरादाथी ते छोडीने खरीद करी.

ठराव्युं के हीं. पी. को.नी ३७०मी कलम प्रमाणे ड. ने गुलाम तरीके वेच्याना गुन्हा वास्ते र. ने गुन्हेगार ठरावी शकाती नथी. राणी वि. मीरजा शीकंदर बख्तना मुकरदमा उपर टीका करवामां आवी.

કલમ ૩૭૦.
૧
તા. ૮-૩-૮૦
ઈ. ૧ અ. ધા.૭૨૩.
એક નાની ઉમરની છોકરીનો કબજો કરીને તે છોકરીને કોઇ બીજા પુરૂષને પઇસાવડે વેચાતીઆપવી, અને તે એવા ઇરાદાથી કે તેતેનીસાથે પરણે તો તેથી૩૭૦ મી કલમ માંહેલો ગુન્હો થતો નથી.

આ મુકરદમો જસ્ટીસ પાંકીએ સને ૧૮૭૨ ના દસમા આકટની ૨૯૪(     ) મી કલમ પ્રમાણે મંગાવી લીધા બાદ ફુલબેંચ તરફ લખી મોકલ્યો હતો. બંધવી રામકુંવરે એક દેવકી નામની ઓરતને ગુલામ તરીકે વેચી હતી. તેથી તે બંધવીને આગ્રાના સેશન જડજે હી. પી. કો. ની ૩૭૦ મી કલમ પ્રમાણે સજા થાય એવા ગુન્હાની અપરાધી ઠરાવી હતી. જે મુખ્ય હકીકત ઉપર એ ઠરાવનો આધાર રહેલો છે, તે નીચે પ્રમાણે છે. એક દેવકી નામની પરણેલી અબળા લગભગ અગીયાર વરસની હતી. તેની સાથે બંધવીને એક રોજ આગ્રા શેહેરમાં મુલાકાત થઇ અને એ મુલાકાતમાં હું તારૂં સારી રીતે ભરણ પોષણ કરીશ એમ કહીને એક ઉદયરામ નામનો જત હતો તેને ઘેર તેણીને જબ્બર દસ્તીથી તે તેડી ગઇ. અને દેવકી પણ જાતે જત છે એમ તે ઘરવાળાને કહીને ઉદયરામના ભાઈ સાથે પરણાવવા સારૂ તેણીને ચાર રૂપૈયા તથા એક ભેંસના બદલામાં આ કેદણે વેચી દીધી. હી. પી. કો. ની ૩૭૦ મી કલમના ગુન્હાની કેદણને જે કારણોથી અપરાધી ઠરાવી છે તે કારણો સેસન જડજના ઠરાવમાં નીચે પ્રમાણે અપાએલાં છે.—"મનુષ્ય પ્રાણીનો વેપાર કરવાની આ કલમથી મનાઈ થાય છે એ વાત ઉઘાડી છે, અને જયારે કોઇ મનુષ્ય પ્રાણીની નોકરી અને શરીર રૂપી મિલકતને આપી દેવાની કોશીશ થઈ હોય અને જે કોશીશ મુદે એક જાતની લેવડ દેવડ હોય ત્યારે આ કલમના અર્થ પ્રમાણે ગુલામ તરી કે તે સક્ષનું વેચાણ થયાનું સમજવું જોઈએ, પછી એ લેવડ દેવડના પક્ષકારો તેને ગમે તે અરથમાં ગણે. તેની ચીંતા નહીં. આ નાની છોકરી જે વખતે નીરાધાર હતી તેને રામકુંવરે લઈ લીધી એ વાત ચાલતા મુકરદમામાંથી સાવ ચોખી રીતે જણાઇ આવેછે.

અને એ છોકરી જાતની જત નથી એમ જાણ્યા છતાં તેણીને અવેજ લઇને એક જતને વેચાતી આપી તેથી રામકુંવરની વર્તણુંક આ કલમના અર્થમાં આવી શકે છે."

આ મુકરદમો ફુલબેંચ તરફ લખી મોકલતાં જસ્ટીસ સ્પાંકીએ નીચે પ્રમાણે લખાણ કર્યું કે—

આ મુકરદમા માંહેલી જે હકીકત સાબીત થઈ છે તે ઉપરથી મારે એવો નીર્ણય કરવો પડે છે કે, પી. કો. ની ૩૭૦ મી કલમના ગુન્હાનો ઠરાવ પોસાઇ શકતો નથી. મજકુર લેવડ દેવડમાં એ છોકરીને ગુલામ તરીકે આપવા દેવાનો વહીવટ થયો હોય એમ હું ધારી શકતો નથી. જે મુકરદમો હાલ મારી પાસે આવ્યો છે તેવા મુકરદમામાં આ કલમ લાગુ પાડવાનો ઇરાદો રાખ્યો હોય એમ હું માનતો નથી. પરંતુ આ અદાલતે એક ફેંસલો કર્યો છે, અને બેશક એ ફેંસલાથી સેસન જડજના મતને પુષ્ટી મળે છે. એ ફેંસલો સને ૧૮૭૧ ના આ કોરટના ફેંસલાની ફાઈલ ૧૪૬ મે પાને છપાએલો છે અને તે રાણી.વિ. સીકંદર બખ્તનો છે.

એ ફેંસલામાં વીદવાન જડજોએ લખેલું છે કે, " કોઇ સક્ષને ગુલામ ગણવા સારૂ તેની પાસેથી પોતાની મરજી પ્રમાણે કામ કરવાની છુટ લઇ લેવા પણાની એટલુંજ નહીં પણ, તેની જીંદગી, તેની મહેનત તથા તેની મીલકત વેચી નાખવાનો હક દેખાડવા પણાની દલીલ કરવામાં આવી છે. ખરેખરી ગુલામગીરીની સ્થીતીની વ્યાખ્યા આવી છે તેમાં કશોએ શક નથી. પરંતુ ગુલામગીરીની સ્થીતીમાં પણ ન્યુનાધીકતા રહેલી છે જો કોઇ માણસ બીજા સક્ષની અંગની સ્વતંત્રતાને અટકાવવાનો સ્વતંક્ષ હક જાહેર કરી જેમ માબાપ, વાલી, અથવા બંધીખાંનાના ઉપરીને પોતાના તાબાના માણસની અરજી વિરૂદ્ધ તેની મેહેનત વેચી નાંખવાનો જેવો હક કાયદાથી સંપાદન થાય છે, તેવા હક સંપાદન થયા વગર તેની મેહેનત વેચી નાંખેતો, તે સક્ષની ગુલામ તરીકે તેણે વ્યવસ્થા કરી એમ સમજવું સુસમતપગીયાનું છુટાપણું કબજામાં રાખવાનો તથા તેણીની મેહેનત વેચી નાંખવાનો હક અપેલેન્ટે જાહેર કર્યો છે, અને તેણીને પોતાના ઘરમાં એક ગુલામ તરીકે રોકી રાખ્યાનું અમોને જણાય છે.

આ કામમાં જણાય છે કે સેસન જડજ પાસે એ ઠરાવ હોવો જોઈએ. વળી એ મુકરદમો આ કોરટે ચુકવ્યો છે; તો પછી ફુલબેંચનો અભિપ્રાય લીધા વગર એ બાબતનો નીકાલ કરવાને હું રાજી નથી. મનુષ્ય હરણ કરવાના તથા જુવાન છોકરીઓને બીજા સક્ષો સાથે અથવા તેઓના કુટંબ માંહેના બીજા કોઇ સક્ષો સાથે પરણાવવા સારૂ અથવા રાખેલી તરીકે રાખવા સારૂ વેચી નાંખવાના સામાન્ય પ્રસંગોને ૩૭૦ મી કલમ લાગુ પડતી નથી. એમ માહારો મત છે, અને તેનાં કારણો લખવાનું હાલ હું મોકુફ રાખું છઉં. આ મુકરદમો જેમ બને તેમ જલદી ફુલબેંચ પાસે મુકવો વાજબીછે કેમકે ફોજદારી રીવીઝનમાં મારી પાસે બે મુકરદમાઓ આવેલા છે, અને આ મુશ્કેલી તકરારનો ફુલબેંચ તરફથી નીવેડો થયાથી તેમનો નીવેડો થઇ શકે એવું છે" ફુલબેંચે આ કામનો ઠરાવ નીચે પ્રમાણે કરેલો છે.

## ચીફ જસ્ટીસ ટુવર્ટનો ઠરાવ.

આ કામમાં હી. પી. કો. ની ૩૭૦ મી કલમના ગુન્હાનો ઠરાવ ઘડીભર પણ ટકી

શકતો નથી. જો કાંઈ ગુન્હો થયાનું દેખાતું હોય, તો તે મનુષ્યહરણ અથવા મનુષ્ય નયનનો છે, પરંતુ જે હકીકત માલુમ પડી છે તે હકીકત ઉપરથી ગુલામગીરીનો જે ખરેખરો કાયદેસર અર્થ છે તે અર્થનું એકે તત્વ આ કામમાં દેખાતું નથી. તે અર્થ પ્રમાણે દેવકીને ગુલામ તરીકે ગણવામાં આવ્યાનો તદન ભુલ ભરેલો નીર્ણય કરવામાં વખતે સેસન જડજ સાહેબ રાણી. વિ. મીરજાશીકંદરબખ્તના એક નવાઇ જેવા ઠરાવને લીધે દોરાયા હશે. આ મુકરદમા કરતાં એ મુકરદમો ખરેખરો મજબુત હતો. પરંતુ તે ગુલામગીરીનો નહોતો, પણ મનુષ્ય હરણ તથા મનુષ્ય નયનનો હતો. હી. પી. કો ની ૩૭૦ મી કલમનો શું અરથ થાય છે, તે સમજવું અતીશય મુશકેલ છે. તે કલમમાં લખ્યું છે કે "જે માણસ કોઇ સક્ષને ગુલામ દાખલ આ દેશમાં લાવે, અથવા આ દેશમાંથી બહાર મોકલે, અથવા ખસેડે, અથવા ખરીદ કરે, અથવા વેચે, અથવા કોઇને આપે, અથવા તે સક્ષની મરજી નહીં છતાં તેને ગુલામ દાખલ કબુલે, અથવા રાખે, તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના એમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે." કાયદા પ્રમાણે સજા થઈ શકતી હોય એવી કોઈ ગુલામગીરીની સ્થીતી હોવાની વાત વખતે બનતી હશે એવું માની લીધાનું આ કલમ ઉપરથી જણાય છે. પરંતુ વીલાયતના તેમજ આ દેશના કાયદા કરનારાઓએ આટલી બધી સ્થીતીનો પુરેપુરો ખ્યાલ રાખ્યાનું જણાતું નથી. કોઇ પણ જાતના હક વગર અથવા કોઇ પણ જાતના દરજા વગર જે એક મનુષ્ય પ્રાણી બીજા કોઈ મનુષ્ય પ્રાણીની મીલકત થાય તેનું નામ ગુલામછે. અને એ મિલકતના માલેકને કોઇ કાયદાના હીમાયતીને પુછયા ગાછયા વગર વેચાણથી, બક્ષીસથી, અથવા બીજી કોઇ રીતથી તે ગુલામને મારવા અગર જીવાડવાનો અધિકાર છે. ગુલામગીરીની ચોકસ અને મુકરર કરેલી આ સ્થીતી છે અને ઉપર કહેલા મીરજાશીકંદરબખ્તના મુકરદમામાં જે ઠરાવ કર્યો છે તેમાં ગુલામગીરીની સ્થીતીની અંદર કાંઇ ન્યુનાધીકતા થતી નથી.

પરંતુ હિંદુસ્તાનની સરકારની રાજ્યનીતી નીચે કોઇ મનુષ્ય પ્રાણીની આવી સ્થીતી સને ૧૮૪૩ ના એક કાયદાથી તદન નાબુદ થઇ ગઈ છે એ કાયદો સને ૧૮૪૩ ના ૫ મા આક્ટથી ઓળખાય છે અને ઇસ્ટઈન્ડીઆ કંપનીના મુલકમાં ગુલામગીરીની સ્થીતી હતી તેના સંબંધનો કાયદો સુધારવા સારૂ એ કાયદો રચાએલો છે એ કાયદો ઘણોજ ટુંકો છે અને તેમાં માત્ર ચાર ટુંકી ટુંકી કલમો જે નીચે મુજબ છેઃ—

(૧) પેહેલી કલમ—કોઇ સરકારી નોકરે કોરટના ઠરાવ યા હુકમનામાની બજાવણીમાં અથવા મેહેસુલ ખાતાના વેરાની વસુલાત કરવામાં બીજા કોઈ માણસને વેચવો નહીં, અથવા વેચાવવો નહીં, અથવા સદરહુ સક્ષ ગુલામછે એમ જાણીને તે સક્ષ પાસેથી નોકરી કરાવવાનો અથવા પરાણે વેઠ કરાવવાનો હક વેચવો નહીં અથવા વેચાવવો નહીં.

(૨) બીજી કલમઃ—એક ગુલામ તરીકે બીજા સક્ષ પાસેથી કરાવેલી નોકરી, તથા તેના શરીર રૂપી મિલ્કતના જે હકો ઉત્પન્ન થતા હોય તે હકો ઉપર દીવાની યા ફોજદારી કોરટે ઇસ્ટઈન્ડીઆ કંપનીના મુલકની અંદર બજાવણી કરવી નહીં.

(૩) ત્રીજી કલમઃ—જે સક્ષે કાંઈ વસ્તુ પોતાના ઉદ્યોગથી અથવા કારીગીરીથી અથવા ધંધાથી અથવા ઇલમથી મેળવી હોય અથવા વારસાની અથવા તેને નામે જમે થ-

ચાની અથવા બક્ષીસની અથવા વસીયતનામાથી મળ્યાની રૂયે મેળવી હોય તે મિલકત મદરહુ સક્ષ ગુલામ હતો એટલા માટે અથવા જે સક્ષની તરફથી એ મિલકત મળી હતી તે સક્ષ ગુલામ હતો એટલા માટે તેની પાસે ઝોંટાવી લેવી નહીં અથવા તેને આપવી હોય તો હરકત કરવી નહી.

(૪) ચોથી કલમ:—કાંઇ પણ કૃત્ય કરવાથી કોઇ સ્વતંત્ર માણસ પ્રત્યે ગુન્હો થતો હોય તો તે કૃત્ય મજકુર સક્ષ ગુલામ છે એવી દલીલથી ગુન્હો ગણાતાં અટકશે નહીં.

હિંદુસ્તાનમાં વખતે ગુલામગીરી ચાલતી હશે એ વાત તદન આ કાયદાથી ખોટી પડે છે એટલુંજ નહીં પણ એ ગુલામગીરીમાં રહીને જે જે હકો, નફાઓ અથવા મિલક્તો મેળવી હોય તેના ઉપર પણ બીજા કોઇની માલીકી હોવાની વાત ખોટી પડે છે. અને પી. પી. કો. ની ૩૭૦ મી કલમનો કેવો હેતુ રાખ્યો હશે તે સમજવું અતીશય મુશ્કેલ છે એમ મેં પોતે પણ ઉપર કહેલું છે. કોઇ મનુષ્ય પ્રાણીને ગુલામ ગીરીની સ્થીતીમાં રાખવાનું ખરેખરૂં મનથી નકી કર્યું હોય એમ ધારી શકાતું નથી. કેમકે જે વાત કાયદા કરનારાઓના જાણવામાં ન આવી હોય, તે વાતનો અમલ કરવાની શક્યતા વીશે કાયદાકારોએ ધાર્યું હોય કીંવા રેવ્યું હોય એમ માની શકાતું નથી. માટે માણસોને ગુલામ રાખવાની, તથા રીતભાત, કામકાજ કીંવા માલ મતાની બાબતમાં તેઓ જ્યારે પોતાની મરજી પ્રમાણે રહેતાં હોય ત્યારે તેઓનો વહેવાર રાખવામાં તેઓના જે મનોવીકારો હોય તે મનોવીકારોને ગમે નહીં એવી રીતે વહેવાર રાખવાનાં પ્રયત્ન સામે ૩૭૦ મી કલમ ઘડયાનુંજ માત્ર સમજી શકાય છે. બાઇ દેવકીને પરણાવી દેવાસારૂ કેદણ રામકુવરે તેને ફોસલાવ્યાનું જણાય છે અને એ લગ્ન પરનાતીની હોવાપણાના બાંધાથી થયું નહીં એટલે રામકુવરને ઘેર તે બાઈને પાછી મોકલી દીધી. એ લગ્ન થઇ શકત કે નહીં એ ઘણું સક પડતું છે કેમકે નાગા સાથે તેણીનું તેના કહેવા પ્રમાણે પેસ્તર લગ્ન થયું હતું અને તે વખતે રામકુંવરને આ વાતની ખબર હોવાનો સંભવ નથી. પરંતુ તે ખબર તેને હોય કીંવા ન હોય તો પણ ૩૭૦ મી કલમ પ્રમાણે કાંઇ પણ ગુન્હો થયો છે એમ ઠરાવવા સારૂ પડેલી હકીકત ઉપરથી નબળામાં નબળું પણ કારણ દેખાતું નથી તેમાં જરાએ શક નથી.

## જસ્ટીસ પીયરસનનો ઠરાવ.

આ મુકરદમાને ઉપર ઉપરથી જોતાં જણાય છે કે બાઈ દેવકીને ઉદયરામના ભાઇએ ગુલામ તરીકે નહીં પણ પોતાની ઓરત કરવા સારૂ વેચાતી રાખી હતી. માટે જે વીદ્વાન જડજે આ મુકરદમો ફુલબેંચનો અભીપ્રાય મળવા સારૂ લખી મોકલ્યો છે તે વીદ્વાન જડજના મતને હું મળતો આવું છું કે ૩૭૦ મી કલમના ગુન્હાનો ઠરાવ રામકુવર ઉપર પોસાઇ શકતો નથી. આ મુકરદમામાં સેસન જડજે રાણી વિ. સીકંદર બખ્તના ફેંસલાને આધારે જે મત બાંધ્યો છે તે ફેંસલાથી તેને પુષ્ટી મળતી હોય એમ હું ધારી શકતો નથી.

## જસ્ટીસ સ્પેંકીનો ઠરાવ.

જે વખતે આ મુકરદમો મેં લખી મોકલ્યો તે વખતે. પી. કો.ની ૩૭૦ મી કલમ આ કામને લાગુ ન પડયાનો જે અભીપ્રાય મેં આપ્યો હતો તેનોતેજ અભીપ્રાય હજુ સુધી મારો રહે છે.

સેસન જડજે પોતાનો અભીપ્રાય આપ્યો છે તે એવો છે કે " ૩૭૦ મી કલમથી

સઘળા મનુષ્ય પ્રાણીનો વેપાર કરવાની બંધી કરવામાં આવી છે અને જ્યારે એ વેપારનું તત્વ કોઈ મનુષ્ય પ્રાણીની મેહેનત તથા શરીર રૂપી મિલકતને આપી દેવાના પ્રયત્નના રૂપની હોય ત્યારે તે સક્ષ આ કલમના અર્થ પ્રમાણે ગુલામ તરીકે વેચાય છે પછી એ લેવડ દેવડના પક્ષકારોપોતાની લેવડ દેવડને ગમે તે જાતનું રૂપ આપવાની કોશીશકરે તેની ચીંતા નહીં.

ફુલબેંચ તરફ આ મુકરદમો લખી મોકલવા ટાંણે આ અદાલતના આગળના ફેંસલાઓ જે મેં હવાલો આપ્યો હતો, તે ફેસલાથી સેસન જડજના મતને પુષ્ટી મળ્યાનું મને લાગે છે. જે વીદવાન જડજોએ એ મુકરદમો ચુકવ્યો છે તેઓએ કહ્યું છે કે "જો એક સક્ષ બીજા કોઈ સક્ષની જાતની સ્વતંત્રાને અટકાવવાનો સ્વતંત્ર હક જાહેર કરીને જેમ માબાપ, વાલી, અથવા જેલરને તે સક્ષની મરજી વીરૂદ્ધ તેની મેહેનત વેચી નાંખવાનો હક કાયદાથી સંપાદન થયો છે, તે હક સંપાદન થયા વગર તેની મેહેનત વેચી નાંખે તો તે સક્ષની ગુલામ તરીકે વ્યવસ્થા થઈ એમ સમજવું. એ વાત બેશક ખરે ખરી છે પરંતુ તે જડજોએ એ ઠરાવમાં વળી કહ્યું છે કે "જે ગુન્હાનો અપેલેન્ટને અપરાધી ઠરાવ્યો છે, તે ગુન્હો અમારા જાણવા પ્રમાણે આ દેશમાં વારંવાર બને છે તે માંહેલો આ એક નમુનો છે. છોકરાંઓને તેના માબાપ પાસેથી અથવા બીજા લોકો પાસેથી ખરીદ કરીને તેઓને ઘરના ચાકર તરીકે ઉછેરવામાં આવે છે અને એ ચાકરોને પોતાની જાતની કાંઈ સ્વતંત્રતા આપવામાં આવતી નથી. વહેવારમાં આવા છોકરાઓ ગુલામ જેવાછે અને કાયદાકારોએ પણ એવી સ્થીતિ મંજુર રાખી નથી એમ કહેવાની કશી જરૂર નથી. અને જે લોકો તે છોકરાઓને પોતાના ઘરમાં પુરી રાખે છે તે લોકો પીનલકોડ પ્રમાણે સજાને પાત્ર થાય છે."

ક્યો પ્રસંગ લઇને આ કલમ ઘડવામાં આવી છે તે નકી કરવા સારૂ મેં સરકારી દફતરમાં તપાસેલું છે.

સને ૧૮૩૭ માં પીનલકોડનો મુસદો સતાવાર પ્રસીદ્ધ થયો હતો તે મુસદામાં મનુષ્ય હરણ કરવાના બાબમાં ૩૫૭ મી કલમ હતી તે હાલ ૩૬૭ મી કલમ છે તે શીવાય ગુલામગીરીના સબંધમાં તેમાં કાંઇ લખ્યું નહોતું તથાપી ગુલામગીરીની સ્થીતી ચાલતી હોય એમ હયાતી વીશે કમીશનરોએ પોતાના રીપોર્ટમાં માની લીધું છે ખરૂં. તેઓ કહે છે કે હિંદુસ્તાનના દરેક ભાગમાંથી અમે એ બાબતની હકીકતનો સંઘરો કરેલો છે અને જે પત્રો ભેગા થયા છે, તે ઉપરથી અમને ખાત્રી થઇ છે કે હરકોઇ શેઠની પોતાના ગુલામો ઉપર કેટલે સુધી સતા રહેલી છે તેની વ્યાખ્યાવાળો કાંઇ કાયદો થયો નથી. વળી ગુલામગીરીની સ્થીતી પાળવી કીંવા ન પાળવી તે બાબતમાં જે સરકારી અધિકારીના તાબામાં સરકારી મુલક છે તે અધીકારીઓની ખાસ પ્રકૃતી ઉપર આધાર રહેલો છે. અને અડોસ પડોસના મુલકના અમલદારો અથવા જે અમલદારો જુદે જુદે [illegible] તે એકજ મુલકમાં આવી ગયા છે તેઓ સઘળાઓ ગુલામગીરીના સંબંધે પોતાની સરકારી શું ફરજો છે તે વિશે એક બીજાથી ઉલટા મતો ધરાવે છે. આનું પરીણામ એ થયું કે લો કમીશનરોએ ગવરનર જનરલ ઇન કાંઉસીલને ભલામણ કરીકે કોઇ ધણીએ પોતાના ગુલામની સામે ગુન્હો કર્યો એટલા માટે તેને સજામાંથી બચાવવો જોઇએ નહીં. કેટલાકો એમ ધારે છે કે આવી રીતે કાયદો ઘડીને લો કમીશનરોએ હિંદુસ્તાનમાંથી ગુલામગીરી ખરેખરી કાઢી નાંખી છે પરંતુ ગુલામનાં દુખો જે, એ સ્થીતીનું એક તત્વ છે.

તે દુર કરવાનો તેઓનો હેતુ હતો. અને ગુલામગીરીના આખા બંધારણનો જલદીથી અને સ્વભાવીક રીતે નાશ કરવો એ તેઓનો હેતુ હતો. તેઓ કહે છે કે, "ગુલામગીરીનું તત્વ એટલે જે બનાવોથી ગુલામગીરીની સ્થીતીમાં દુનીયાદારીના નેષ્ટ માંહેલા નેષ્ટ દુઃખોનો જન્મ થાય છે, તે અમારા અભીપ્રાયમાં એવી રીતનું નથી કે તેગુલામને માલેક ઇનસાફ કરનારાઓનો આશરો લીધા વગર પોતાના ગુલામો પાસેથી પરાણે કામ કરાવવાનો કાયદેસર હકદાર છે. સને ૧૮૩૮ માં ઓનરેબલ કોર્ટ ઓફ ડીરેકટરોએ ફરમાવ્યું કે ઉપરની ભલામણ પ્રમાણે કાયદો બાંધવાની હિંદુસ્તાનની સરકારે ઢીલ કરવી જોઇએ નહી. લો કમીશનરોમાંથી ઘણા એ એ કાયદાનો મુસદો ઘડયો. પણ એ મુસદાથી કેમેરન સાહેબનો મત જુદો પડવાથી તથા એ કમીશનરોનો માહોમાંહે મત ભેદ થયાથી તે મુસદો સને ૧૮૪૧ માં રજુ થઇ શકયો નહીં. આખરે સને ૧૮૪૩માં તેજ સાલનો પાંચમો આકટ પ્રસાર થયો અને લો કમીશનરોએ પ્રથમ ભલામણ કરી હતી તે ભલામણનો આ આકટથી અમલ થયો. કોઇ કોરટના ઠરાવ કીંવા હુકમનામાની બજાવણીમાં અથવા વેરો કીંવા મેહેસુલની ઉઘરાત કરવામાં કોઇ સરકારી નોકરે કોઈસક્ષનું વેચાણ કરવુ નહીં અથવા સદરહુ સક્ષ ગુલામગીરીની સ્થીતીમાં છે એવું કારણ આપીને તેની પાસે પરાણે કામ કરવાના હકનું અથવા તેની નોકરીનું સદરહુ સરકારી નોકરે વેચાણ કરવું નહીં. એ વીશેની મનાઇ તે કાયદાની પેહેલી કલમમાં લખી છે અને તેની બીજી કલમથી એવું જાહેર કરવામાં આવ્યું છે કે ઇસ્ટઇંડિયા કંપનીના મુલકમાં કોઇ દીવાની યા ફોજદારી કોરટે અથવા કોઇ માજીસ્ટ્રેટે ગુલામ તરીકે કોઇ બીજા સક્ષની નોકરીરૂપી અથવા શરીર રૂપી મીલકત કહેવામાં આવતી હોય તે મીલકતમાંથી ઉત્પન્ન થતા સઘળા હકોની બજાવણી કરવી નહીં. ત્રીજી કલમમાં ઠરાવ્યું છે કે કોઇ માણસે ગમે તે રીતે મિલકત મેળવી હોય તે માણસ ગુલામ છે, અથવા જે માણસને મીલકત મળતી હોય તે ગુલામ પાસેથી મળી છે એવું કારણ બતાવીને તે મિલકત તેની પાસેથી ખુંચાવી લેવી નહીં. ચોથી કલમમાં ઠરાવ્યું કે જો કોઇ કૃત્ય એક છુટા માણસની પ્રત્યે કર્યુ હોય અને તેથી ગુન્હો થતો હોય તો એનું એ કૃત્ય એક ગુલામ પ્રત્યે કર્યુ છે એવો બચાવ આપવાથી સદરહુ કૃત્ય ગુન્હો ગણાતાં અટકશે નહીં.

આ કાયદો પસાર થયા પછી સને ૧૮૪૬માં ઇન્ડયન લો કમીશનરોએ ફરીને પીનલકોડ ઉપર એક રીપોર્ટ કર્યો એ રીપોર્ટની ૪૨૬ માથી તે ૪૩૮ મી કલમ લગીમાં તેઓએ મનુષ્ય હરણ તથા છોકરાઓનું વેચાણ કરવા સંબંધમાં લખેલું છે. ૪૩૫ મી કલમમાં તેઓએ સને ૧૮૪૩ ના પાંચમા આકટનો હવાલો લેઇને એવો અભીપ્રાય આપ્યો છે કે કોઈ છુટા માણસનું ગુલામ તરીકે ખાંનગી વેચાણ થાય તે બાબત આ કાયદામાં મનાઇ કરી નથી. પરંતુ તેની ચોથી કલમ પ્રમાણે આવી રીતે કોઇ વેચાએલા સક્ષને તેની મરજી વિરૂદ્ધ ગુલામ તરીકે ગણવો નહીં. તે ઉપરથી તેની સાફ મનાઇ કર્યાનું સમજાય [illegible] અને વધુ કાયદો બાંધ્યા વગર જે પુખ્ત વયના માણસો એ કાયદાનો લાભ લેવા માગે છે તે લાભ જેવો જોઇએ તેવો મળી શકે છે. પરંતુ છોકરાઓના સંબંધમાં કહેવું જોઇએ કે હરકોઇ પ્રસંગે કોઇ છોકરાને વેચવું અથવા વેચાતું લેવું તેને ગુન્હો કહેવો જોઇએ. આ રીપોર્ટ લખ્યા પછી શું બન્યું તેનો મને કાંઈ પણ પત્તો લાગી શકયો નથી. પરંતુ સને ૧૮૪૬ ના રીપોર્ટમાં કરેલી ભલામણ નીષ્ફળ ગઇ એમ લાગતું નથી કેમકે તે ઉપરથી ૩૭૦મી તથા ૩૭૧ મી કલમ તૈયાર કરી હશે.

સને ૧૮૪૩ નો પાંચમો આકટ જોતાં તથા તેમાંથી વીશેષે કરીને ચોથી કલમ જોતાં મ્હારે ચોકસ ઠરાવવું જોઇએ કે જે મુકરદમો અત્રે લખાઇ આવ્યોછે તેને સંબંધે પ્રોસીક્યુશન વાળાએ બતાવવું જોઇએ કે કેદણ રામકુંવરે આ છોકરીની સ્વતંત્રતાને વેચી નાંખવાનો હક જાહેર કર્યો હતો અને તે છોકરી ગુલામ છે એવો ડોળ ઘાલીને તેને ગુલામ તરીકે વેચી હતી. અને તે વેચાયાબાદ ગુલામ તરીકે રાખી હતી. એટલે આ મુકરદમામાં એવો જોગ બન્યાનું મને દેખાતું નથી માટે આ કલમ લાગુ પડતી નથી.

રાણી. વિ. મીરજા શીકંદરબખ્તના ઠરાવના પાછલા ભાગમાં વીદ્વાન જડજોએ જે વીવેચન કર્યું છે એ વીવેચન આ કલમની બહાર જતું હોય એમ મને લાગે છે. ૩૬૫, ૩૬૬–૩૬૭—૩૬૮–૩૭૨ તથા ૩૭૩ મી કલમો છોકરાંઓનું હરણ કરવાના કામો વાસ્તે ઠરાવેલી છે અને ૩૭૪ મી કલમમાં કહેલું છે કે, જે માણસ બીજા માણસનીમરજી વિરૂદ્ધ કાયદા વિરૂદ્ધ કામ કરવાની ફરજ પાડશે તે માણસને એમાંના ગમે તે પ્રકારની એક વરસની મુદત સુધીની બંને અથવા એમાંના ગમેતે પ્રકારની કેદની સજા કરવામાં આવશે. પરંતુ ૩૭૦મી કલમમાં જે જે બાબતો સમાવેલી છે, તેને માટે ખાસ ગુન્હો ગણીને બાંધેલી છે એમ સમજવું જોઈએ એટલે કે (૧) કોઇ સક્ષને આ દેશમાં ગુલામ તરીકે લાવવો નહિ અથવા આ દેશમાંથી બહાર મોકલવો નહિ. (૨) કોઇ સક્ષની ગુલામ તરીકે વ્યવસ્થા કરવી નહિ. (આ ઠેકાણે પણ તે કૃત્ય તે સક્ષની મરજી વિરૂદ્ધ કર્યાનું અનુમાન કરી લેવાનું છે.) (૩) કોઇ સક્ષને તેની મરજી વિરૂદ્ધ ગુલામ તરીકે રોકવો નહિ, લેવો નહિ, અથવા મંજુર કરવો નહિ, એટલે કે જે સક્ષ ગુલામ તરીકે રોકી શકાતો નથી, લઈ શકાતો નથી, અથવા મંજુર કરી શકાતો નથી, તે સક્ષની મરજી વિરૂદ્ધ સદરહુ કૃત્ય કરવામાં આવ્યું હતું એમ બતાવવું જોઈએ. જ્યારે કોઇ કામમાં આવી રીતની બીનાઓ દેખાય નહિ ત્યારે ૩૭૦ મી કલમ લાગુ પડયાનું મને દેખાતું નથી.

## જસ્ટીસ ઓલ્ડફીલ્ડનો ઠરાવ.

મારી કલ્પનામાં એવું આવે છે કે પી. કો. ની જે કલમોના સંબંધનું આ લખાણ કરવામાં આવ્યું છે તે કલમો સાચેસાચા અર્થવાળી ગુલામગીરી જેનો ચોકસ રીતનો એવો અરથ છે કે કોઇ સક્ષનું સ્વાધીનપણું, તેનું દ્રવ્ય, તથા તેનું જીવતર છે તે ઉપર મારી સર્વોત્તમ તથા બેહદ સતા છે એમ બીજો કોઇ સક્ષ હક રાખતો હોય તેવી ગુલામગીરી દબાવી દેવાને ઘડવામાં આવી છે, એટલુંજ નહીં પરંતુ એથી ઉતરતા દરજાની ગુલામગીરી જેમાં એક સક્ષના સ્વાધીનપણા ઉપર બીજો કોઇ સક્ષ પોતાની સર્વોત્તમ સત્તા હોવાનું જાહેર કરતો હોય તેવી ગુલામગીરી દાબી દેવા સારૂ પણ એ કલમો ર[illegible].

હિંદુ તથા મુસલમાની ધર્મશાસ્ત્રોમાં ગુલામગીરીની છુટી આપી છે અને જ્યારે આ દેશમાં આપણું રાજ શરૂ થયું ત્યારે એક જાતની ગુલામગીરી ચાલતી હતી અને આ રેફરંસની બાબતમાં જસ્ટીસ સ્પેકીનો લખેલો અભીપ્રાય વાંચવાનો મને જે લાભ મળ્યો છે તે ઉપરથી સારી પેઠે જણાય છે કે જે કાયદાનું અત્રે વિવેચન થાય છે તે કાયદો એ રીવાજને દાબી દેવા સારૂ રચાયો છે.

આ મુકરદમામાં ૩૭૦ મી કલમના અર્થ પ્રમાણે બંધવાનું કૃત્ય થવા સારૂ તે છોકરીનું ગુલામ તરીકે વેચાણ થવું જોઈએ અથવા કાંઇ બીજી વ્યવસ્થા થવી જોઈએ એટલે કે એ વેચાણ અથવા એ વ્યવસ્થા એવા પ્રકારનાં હોવાં જોઇએ કે એથી કરી જે માણસ, ગુલામ તરીકે બીજા કોઇ સક્ષની શરીર રૂપી મીલકત લેવાનો દાવો રાખતો હોય તે માણસ બીજાને એ મીલકત આપી દેવાને સમર્થ થાય.

પરંતુ આ મુકરદમાની હકીકત ઉપરથી એવી જાતનું કાંઇ બન્યાનું જણાતું નથી. એ છોડી જ્યારે તંગ અવસ્થામાં હતી ત્યારે કેદણનો આશરો લેવા આવ્યાનું જણાય છે. અને ઉદયરામના ભાઇની સાથે પરણે એવા ઇરાદાથી તેણીએ તે ઉદયરામને તે છોડી આપી હશે અને તેણે જે અવેજ લીધો છે તે પોતાનું મેહેનતાણું છે. આટલી હકીકત ઉપરથી ૩૭૦ મી કલમનો ગુન્હો બન્યાનું મને જણાતું નથી.

**જસ્ટીસ સ્કોટનો ઠરાવ**

સેસન જડજના ઠરાવમાંથી જે હકીકત માલમ પડી આવે છે તે ઉપરથી મારો અભીપ્રાય એવો છે કે પી. કો. ની ૩૭૦ મી કલમ પ્રમાણે રામકુંવરના ગુન્હાનો ઠરાવ ઠરી શકતો નથી. પેલી છોકરી દેવકુવરને ઉદયરામના ભાઇને ગુલામ તરીકે વેચી દીધી હતી, કીંવા આપી દીધી હતી અથવા બીજા શબ્દોમાં કહું તો તેણીની માંહેલી અને તેણીના ઉપરની મીલકતનો હક તેની મરજીની ઉપરાંત થઇને તથા તેની સ્વતંત્રતા જાબદામાં રાખીને તેની પાસે પરાણે કામ તથા ગોલાપો કરાવવા સારૂ તેના ખરીદદારે જાહેર કરેલો હોય એ વીશેનો જોઈએ તેટલો પુરાવો પડયો નથી. ઉલટી રીતે જોઇએ છીએ તો એ દેવકી જાતે જત છે એમ માનીને ઉદયરામના ભાઇએ ચાર રૂપૈઆ તથા એક ભેંશ આપ્યાનો પુરાવો થએલો છે, અને એ ઉદયરામના ભાઈનો તેણીના સંબધમાં કબુલ કરેલો ઇરાદો તથા કબુલ કરેલી મતલબ પરણવાની હતી. વળી જે પળે માલુમ પડયું કે તે દેવકી જાતે જત નથી એટલે ઉદયરામ પાછી રામકુવરને સોંપવાને રવાને થયો. અને જો પોલીસે તેને અટકાવ્યો ન હત તો તેને પાછી સોંપી દેત. બધી રીતે વિચાર કરતાં હું માનુંછઊં કે સેસન જડજનો ઠરાવ ફેરવી નાંખવો જોઈએ.

## અમીનાં વિ. માહારાણી કેસરેહીંદ.

कलम ३७०.

२

ता० १३-२-७४
ई. ७ मु. पा. २७७.

કો[illegible] તેરવરસ[illegible]ના શરીર [illegible]લકતનો સમળો હક કાંઈ અવેજ લઇ બીજા સક્ષને નામે ચડાવી આપે તો નામે ચડાવી આપનાર આ કલમ પ્રમાણે ગુન્હેગાર થાય છે.

एक स नामना सक्षे कोइ तेर वरसनी ब नामनी छोकरीना शरीर रुपी मिल्कतनो सघळो हक पचीस रुपैआमां अ ने नामे करी आप्यो. आ लेवड देवडमां जे दस्तावेज लखाणं हतुं तेमां ब नो बेलाती (चाकरडी) दाखल प नी पासेथी स ए वेचाती लीधी हती एम लखेलुं हतुं.

ठराव्युं के, ही. पी.को. नी कलम ३७० प्रमाणे गुलाम दाखल वेचातो लीधानो अ गुन्हेगार थाय छे.

અને ૧૮૮૩ ના કાલેંડરના ૭ મા નંબરના કામમાં ૮-૧૦-૮૩ મે રોજ ઉતર અ-
લબારના સેસન જડજે સજા કરી હતી તેના ઉપરની આ અપીલ હતી.

કોઇ એક છોડીને ગુલામ દાખલ વેચાતી લીધા વાસ્તે ઈ. પી. કો. ની ૩૭૦ મી
કલમના ગુન્હાની અપેલેન્ટ અમીનાંને અપરાધી ઠરાવી હતી. ઇનસાફ દરમીયાન નીચેની
હકીકત સાબીત થએલી છે.

ફરીયાદીની ચાકરડી જે ૧૩ વરસની ઉમરની હતી અને જેનું નામ બીમા હતું તે-
ને સુપી તથા ફકીર હાજી ફોસલાવી લઇ ગયા હતા.

આ બંને સક્ષોએ સદરહુ છોકરીને વેચવા સારૂ વીણાદ શેહેરની આસપાસ લઈ
ગયા અને આખરે તેઓએ તેને પચીશ રૂપૈઆમાં અમીનાંને વેચાતી આપી. ફકીર હાજી
પાસેથી સુપીએ તે છોકરીને વેચાતી લીધી હતી અને તેથી એ છોકરી ઉપરનો સઘળો
હક અમીનાંને નામે ચઢાવી આપ્યાના બદલામાં સુપીએ રૂપૈઆ ૨૫ લીધાની પહોંચનું દ-
સ્તાવેજ એ અમીનાંને કરી આપ્યું હતું. અમીનાના ઘરમાં બીમાને જ્યારે ફરીયાદીએ
જોઈ ત્યારે એ અમીનાએ કહ્યું કે જે પૈસા બીમાને વેચાતી લેતાં મેં આપ્યાં છે તે પા-
છા ન મળતાં સુધી હું બીમાને જવા દઈશ નહીં. તો પણ પછી પેલી છોકરી તથા પે-
લું દસ્તાવેજ બે માણસને આપીને તેઓને મોજે કડાકડ મોકલ્યાં અને તેઓને એવી ભ-
લામણ આપી કે જ્યાં સુધી કોઈ પૈસા ન આપે ત્યાં સુધી તે છોકરીને કોઇને આપવી
નહીં. આખરે સુપીએ વચન આપ્યું કે કડાકડના ફકીર હાજી પાસેથી એ રૂપૈઆ લઇ
દઇશ. પેલું દસ્તાવેજ કડાકડને રસ્તે જ્યારે હતું ત્યારે ફરીઆદીએ પેલા માણસો પાસેથી
મેળવી લીધું. અને પછી તેણે માજીસ્રેટને ત્યાં ફરીયાદ કરી.

ઇનસાફને અંતે સુપી તથા ફકીર હાજીને પેલી છોકરીને ગુલામ દાખલ વેચ્યા
ખાતે અપરાધી ઠરાવ્યા. તે ઉપરાંત સુપીને મનુષ્ય હરણના ગુન્હાનો પણ અપરાધી ઠરાવ્યો.

બંને જણાઓએ હાઇકોર્ટમાં અપીલ કરી અને એ અપીલોનો નીકાલ અમીનાની
અપીલની સાથે થયેલો છે.

અપેલેન્ટ અમીનાં તરફથી વેડરબરન સાહેબે માહારાણી કેસરેહીંદ વિ. રામકુવરના
મુકરદમામાં ચીફ જસ્ટીસ ટુઅર્ટના ઠરાવનો હવાલો આપી એવી તકરાર લીધી કે,

(૧) ઈ. પી. કો. ની ૩૭૦ મી કલમનો એ વીદવાન ચીફ જસ્ટીસે જે અનવય
કર્યો છે તે ખરો હોય તો આ કામના ગુન્હાનો ઠરાવ ખોટો છે.

(૨) ચાકરડી શબ્દનો અર્થ ઓરત ચાકરાણી શીવાય બીજો કંઇ હોવાનો સંભવ
નથી. અને જે હકીકત સાબીત થઇ છે. તે ઉપરથી એમ જણાતું નથી કે અમીનાંએ
સદરહુ છોકરી ઘરબારના કામ સિવાય બીજા કોઇ કામ સારૂ ખરીદ કરી હતી.

(૩) જો ગુન્હો થયાનું સાબીત ઠરાવવામાં આવે તો પછી એ અમીનાએ શુદ્ધ બુ-
દ્ધીથી [illegible] કરેલું છે તથા કાયદાનું ઉલંઘન કર્યું નથી એ વાત સાવ દુધ જેવી ઉજળી છે.
અને એ છોકરીની બરદાસ્ત કરતાથી થએલી છે. એવું જ્યાં સુધી પુરાવેથી સાબીત થયું
નથી ત્યાં સુધી આ કામમાં કંઇક નામની સજા કરી હતતો પણ બંધ બેસતું થાત.

**હાઇકોર્ટ તરફથી જસ્ટીસ હચીન્સ તથા બ્રાંડે આપેલો છે.**

**હચીન્સનો ઠરાવ.**

સેસન જડજે જે હકીકત સાબીત માનેલી છે, અને જેમાં આસેસરો પણ મળતા

આવ્યા છે તેના ખરાપણા વિશેનો વાંધો લેવા વિશે અમોને કાંઇ કારણ જોવામાં આવતું નથી.

સદરહુ છોકરી ગુલામ દાખલ વેચાયા વિશે આસેસરોનો મત મંજુર રાખવામાં સેશન જડજે બરોબર કર્યું છે એમ પણ અમે ધારીએ છીએ. ઉતર મલબારમાં માપીલા લોકો ચીમાતી (ચાકરડી) શબ્દનો જે ઉપયોગ કરે છે તે ઉપરથી સાફ રીતે માલુમ પડે છે કે સદરહુ છોકરી ગુલામ તરીકેજ વેચાણી હતી એમ આસેસરોએ પોતાનો મત આપેલોછે.

અપેલેન્ટ અમીનાની બાબતમાં તેના તરફથી પ્રથમ એવો વાંધો લીધો છે કે સદરહુ છોકરીને ગુલામ દાખલ વેચી હતી એવો નિર્ણયકારક પુરાવો પડયો નથી. તથા બીજો વાંધો એવો છે કે, તે પ્રમાણે એ છોકરી વેચાણી હતી એમ માનીએ તોપણ હું જે કાંઇ કરૂં છું તે ખોટું અથવા રીવાજથી ઉલટું કરૂં છું એમ અપેલેન્ટ જાણતી એવું માની લેવાને કશુંએ કારણ નથી.

સજા કેટલી આપવી તેનો વિચાર કરવામાં આ બીજો વાંધો કાંઇક જોરદાર છે પણ તેથી ગુન્હો થયો છે કે નથી થયો એ સવાલને અસર કરનારૂં નથી.

રાણી વિ. મીરજા શીકંદરબખ્ત તથા મહારાણી વિ. રામકુવરના મુકરદમાઓ વાંચ્યા પછી તે ઉપર વિચાર કરવામાં આવેલો છે.

રામકુવરના મુકરદમાની હકીકત ચાલતા કેસની હકીકતથી કેટલીક બાબતમાં સુદેસર તફાવતવાળી છે. પરંતુ તેમના વિદ્વાન જડજે કહેલું છે કે પી. કો. ના સોળમા બાબની જે કલમો આ બાબત સાથે વિશેષ રીતનો સબંધ ધરાવે છે તે કલમો "સાચે સાચા અર્થ વાળી ગુલામગીરી જેનો ચોકસ રીતનો એવો અર્થ છે કે, કોઇ સક્ષનું સ્વાધિનપણું, તેનું દ્રવ્ય, તથા તેનું જીવતર છે, તે ઉપર માહારી સર્વોત્તમ તથા બે સત્તા છે એમ બીજો કોઇ સક્ષ હક રાખતો હોય તેવી ગુલામગીરી દબાવી દેવાને ઘડવામાં આવી છે એટલુંજ નહિ પરંતુ એથી ઉતરતા દરજાની ગુલામગીરીમાં એક સક્ષના સ્વાધિનપણા ઉપર પોતાની સર્વોતમ સત્તા હોવાનું જાહેર કરતો હોય તેવી ગુલામગીરી દબાવી દેવા સારૂ પણ એ કલમો રચાઇ છે."

આ કામમાં સુપીએ છોડી ભીમા રૂપી મીલકતનો માની લીધેલો હક પૈસા લઇને અમીનાને માંડી આપ્યાનો પુરાવો સાવ શક વગરનો છે.

આ બાબતમાં તથા વેલાતી શબ્દનો શું અર્થ થાય છે, તે બાબતનો આસેસરોએ જે મત આપેલો છે તે ઘણોજ વજનદાર છે.

પરંતુ અમીનાના કામમાં પણ ગુન્હાનો ઠરાવ કાયમ રાખવા સાથે અમે એવો અભિપ્રાય આપીએ છીએ કે જે હકીકત સાબિત થઇ છે તે ઉપર લક્ષ દેતાં અમીનાની જેવી આ વર્તણુક જે વસ્તુતા આગળથી ચાલી આવે છે પરંતુ હમણાં જેને ભાગ્યજોગે ક્ષય થતો જાય છે તેનું એ પરીણામ છે, અને તે એ છે કે, આ કામમાં જે કર્યું છે, તે ખુંણે બેશીને કર્યું નથી તથા સદરહુ છોકરીને આપી દેવામાં બીજો કોઇ વાંધો લીધો નથી. પરંતુ તેનો વાંધો તો એટલોજ હતો કે જેણે પૈસા લીધા હોય તે પાછા આપે અને વળી અપેલેંન્ટે આ છોકરીની બરદાસ, સખતાઇ કે કરડાઇથી કરી હશે એવો લેશ માત્ર પુરાવો નથી. અને તેથી જે સજા તેણે આજદીન સુધી (લગભગ ત્રણ માસની) ભોગવી છે, તો તેટલી બસ છે અને બાકીની સજા અમે માફ કરીએ છીએ. હું સમજું છું કે, આ અપીલનો નીકાલ થતાં સુધી અપેલેંન્ટને જામીન ઉપર છોડેલો છે.

## કલમ ૩૭૧ મી.

૩૭૧. જે માણુસ નિત્ય ગુલામોને આ દેશમાં લાવે અથવા આ દેશમાંથી બાહાર મોકલે, અથવા ખશેડે, અથવા ખરીદ કરે, અથવા વેચે, અથવા તેઓને વેપાર ધંધો કરે, તે માણુસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

નીત્ય ગુલામ નોવેપારકરવો.

## કલમ ૩૭૨ મી.

જારકરમને માટે કોઇ બાળકને વેચવું વગેરે.

સોળ વરસથી ઓછી ઉમરનું કોઇ બાળક જારકરમના કારણસર, અથવા કાંઇ કાયદા વિરૂદ્ધ તથા અનીતીના કારણસર રાખવામાં કે વાપરવામાં આવે એવા ઇરાદાથી, અથવા તે બાળક તેવા કાંઇ કારણસર રાખવામાં કે વાપરવામાં આવશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, જે માણસ તે બાળકને વેચે, અથવા ભાડે આપે, અથવા બીજી રીતે કોઇને આપે, તે માણસને દસ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

## રાણી વિ. અરૂણા ચેમલ.

કલમ ૩૭૨.

૧

તા. ૧૮—૭—૭૬ ઇ. ૧ મ. પા. ૧૬૪ કોઇ સગીર ઉમરના બાળકના અંગ ઉપરનો જાબદો અથવા કબજો. બીજાને સ્વાધીન કરવા જેટલું આપી દેવાપણું થાય ત્યારેજ હી. પી. કો. ની ૩૭૨ મી કલમનો ગુન્હો થાયછે એમ કાંઇ જરૂરનું નથી.

कोइ सगीर उमरना बाळकना अंग उपरनो जाबदो, अथवा कबजो बीजाने स्वाधीन करवा जेटलुं आपी देवापणुं थाय त्यारेज ही. पी. को. नी ३७२ मी कलमनो गुन्हो थाय छे एम कांइ जरुरनुं नथी.

સને ૧૮૭૬ ના કાલેન્ડેર કેસ નંબર ૨૬ માના કામમાં મદુરાની સેસન કોર્ટે સજા આપી હતી, તેની સામે આ અપીલ થએલી છે. જારકરમ કરાવવા સારૂ રાખવામાં આવશે એવો સંભવ છે, એમ જાણ્યા છતાં પોતાની ૧૬ વરસથી હેઠેની છોકરીને આપી દીધાના ગુન્હાનું તહોમત ૩૭૨ મી કલમ પ્રમાણે પેહેલા નંબરના બંધવા અરૂણા ચેલમ ઉપર અને બીજા તથા ત્રીજા નંબરના બંધવાઓ ઉપર સદરહુ ગુન્હામાં મદદ કર્યાનું તોહોમત મુકયું હતું. બંધવાઓ ઉપર જેને ગુન્હાઓનાં તોહોમતો મુકયાં હતાં તે તે ગુન્હાઓના તેઓને આસેસરોએ અપરાધી ઠરાવ્યા. અને તેમના મતથી મળતા આવીને સેસનજડજે પેહેલા નંબરના બંધવાને છ કલાક આસાન કેદની તથા ૫૧ રૂપૈઆ દંડની, તથા બીજા તથા ત્રીજા નંબરના બંધવાઓને તેટલીજ મુદતની કેદની તથા અનુક્રમે પાંચ એકરૂપૈઆની દંડની સજા કરી.

સેસનજડના કેલંડર પત્રકમાં ઉપરની સજા આપવા સારૂ નીચેની હકીકત તથા કારણો આપેલાં છે.

“મદુરા શહેરના એક મહામંદીરમાં નાયક દાખલ પોતાની દીકરીને નોંધવા સારૂ પેહેલા નંબરના બંધવાએ એક અરજ કરી, તેમાં તેણે તે છોડીની ઉમર ૧૩ વરસની લખી હતી; અને આ કામમાં પેહેલેથી તે છેલે સુધી કબુલ કરવામાં આવ્યું છે કે, તે ૧૬

વરસથી હેઠે ઉમરની છે. નોંધાયા બાદ એક બે મહિને તે સ્ત્રીધર્મમાં આવી. બીજા નંબરની કેદણુ જે નાયકા છે, તેની નોકરીમાં તે છોકરીનો બાપ રહેલો હતો. એ નાયકે પાંચ વરસ સુધી આ છોકરીને નાચવાનો ઇલમ આપ્યો હતો. તે પોતે તથા તેનો બાપ બીજા નંબરની કેદણુના મકાનમાં રહેતાં હતાં, અને નોંધાવવાની ક્રિયા કરી આવ્યા બાદ તેજ ઘેર પાછાં આવ્યાં. પુરાવાથી સાબિત થાય છે કે બીજા નંબરની કેદણુ આ છોકરી દેવાલયમાં લેઈ આવી હતી. અને વળી તેને તેણે શણગારી હોય એમ સંભવે છે. પરંતુ આ વાતનો અંગીકાર થયો નથી, અને જે વાતનો અંગીકાર થયો છે તેજ કહેવાને હું ચાહુ છું. અને એ છે કે જ્યારે કંઠી બાંધી તથા અર્પણ કરવાની બીજી વીધીઓ થઇ, ત્યારે પેહેલા તથા બીજા નંબરના બંધવાઓ પાસે ઉભા હતા, અને ત્રીજા નંબરનો બંધવો પુજારી તરીકે પોતાને હાથે કંઠી બાંધવામાં હાજર હતો. એ કંઠી બાંધવાથી એક નકી થાય છે કે, ત્યારથી તે છોકરી પ્રતિમાની પરણેતર સ્ત્રી છે. આવી સ્ત્રીઓ (નાયકાઓ) જારકર્મ કરાવીને રહે છે તે બાબતનો હમેશનો પુરાવો પડયો છે. કેટલીક વાર તો એક માણસ તેને એક કયા વધુ વરસ સુધી ઘરમાં બેસાડે છે. આ બાબતના અંગીકાર થયો છે એટલે એ વિશે વધુ સાક્ષીઓ લેવાની જરૂર નહોતી.

આસેસરોનો ખાસ રીત મેં અભિપ્રાય લીધેલો છે તે અભિપ્રાય નીચે પ્રમાણે છે.

"કસ્નામલ ૧૬ વરસથી ઓછી ઉમરની અમોને લાગે છે. પેહેલા નંબરના બંધવા તેણીના બાપે કંઠી બંધાવીને દાસી બનાવી છે. બહુ કરીને એવી દાસીઓ જારકર્મથી રળે છે. જારકરમ સારૂ રાખવામાં આવશે એમ તેણીનો બાપ જાણતો હતો, અને તેથી ૧૬ વરસની અગાઉ નાયકનો ધંધો ચલાવશે તે પણ વખતે તેના જાણવામાં હશે."

"બીજા તથા ત્રીજા નંબરના બંધવાઓએ આ કામમાં મદદ કર્યાનું અમોને જણાય છે. એ અભિપ્રાયને હું પુરેપુરો મળતો આવું છું."

કાયદાની બાબતમાં મેં એક આગલા મુકરદમામાં એવું ઠરાવ્યું છે કે આ કલમ પ્રમાણે ગુન્હો થવા સારૂ કોઇ સગીર ઉમરના માણસના અંગ ઉપરનો જાબદો, અથવા કબજો બીજાને સ્વાધિન કરી દીધા જેટલી આપી દેવાની ક્રિયા થવી જોઈએ. પરંતુ મુંબાઈ હાઇકોર્ટે ઉલટી રીતે ઠરાવ કર્યો છે, અને મદ્રાસ હાઇકોર્ટે બાંધેલા કોઈ કાયદાએ કલમનો કાંઇ અર્થ કર્યો હોય તેનાથી વિરૂદ્ધ અર્થ ન થતો હોય તો તે મુંબાઈની હાઇકોર્ટના ફેંસલાથી બંધાયાનું મારે માનવું જોઇએ. તેથી મેં ગુન્હાનો ઠરાવ કરેલો છે, પરંતુ મારો આગલો ઠરાવ લોકોએ કાયદા જેટલો બળવાન માન્યો છે, અને તેથી તેઓ આવાં કામને નિરદોષિત ગણે છે, માટે કંઇ નામની સજા આ મુકરદમામાં કરવાની ફરજ રહે છે."

ગુન્હાનો ઠરાવ કાયદાથી ઉલટો છે એવી દલીલને આધારે કેદીઓએ હાઇકોર્ટમાં અપીલ કરી.

તે અપીલની ૧૮-૭-૭૬ ને રોજ સુનાવણી થતાં કેદીઓના વકીલ હારેંટસાહેબે તકરાર લીધી કે ૩૭૨ મી કલમ પ્રમાણે ગુન્હો થવા સારૂ કોઇ સગીર ઉમરના બાળકના અંગ ઉપરનો જાબદો અથવા કબજો બીજાને સ્વાધિન કર્યા જેટલું થાય ત્યારેજ આપી દીધું ગણાય છે, માટે ગુન્હાનો ઠરાવ કાયદા વિરૂદ્ધ છે.

હાઇકોર્ટે આ ગુન્હાનો ઠરાવ બહાલ રાખ્યો છે.

---

## કલમ ૩૭૩ મી.

જારકરમનેમાટે કોઇ બાળકને ખરીદ કરવું.

૩૭૩. જે સોળ વરસથી ઓછી ઉમરનું કોઇ બાળક જારકરમનાં કારણસર, અથવા કાંઈ કાયદા વિરૂધ તથા અનિતીનાં કારણસર, રાખવામાં કે વાપરવામાં આવે, એવા ઈરાદાથી, અથવા તે બાળક તેવાં કોઇ કારણસર રાખવામાં કે વાપરવામાં આવશે, એવો સંભવ છે એમ જાણ્યા છતાં, જે માણસ તે બાળકને ખરીદ કરે, ભાડે લે અથવા બીજી રીતે પોતાના કબજામાં લે, તે માણસને દસ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

## કલમ ૩૭૪ મી.

કાયદા વિરૂધ જબરાઈથી મજુરી કરાવવી.

૩૭૪. કોઈ સખસની મરજી નહી છતાં જે માણુસ તેની પાસે કાયદા વિરૂધ્ધ જબરાઇથી મજુરી કરાવે, તે માણસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

## કલમ ૩૭૫ મો.

નીચે આતલ કરેલી બાબત શિવાય બીજી સઘળી બાબં- તમાં, જે પુરૂષ નીચે બ્યાન કરેલી પાંચ હાલતોમાંની કોઇ પણ હાલતમાં કોઇ સ્ત્રી સાથે સંગ કરે, તેણે બળાત્કાર સંભોગ કરયો એમ સમજવું.

બળાત્કારસ ભોગ.

પેહેલી—તે સ્ત્રીની મરજી નહીં છતાં.

બીજી—તે સ્ત્રીની રજામંદી વગર.

ત્રીજી—તે સ્ત્રીને મોતનો અથવા વ્યથાનો ભય ઉત્પન્ન કરીને તેની રજામંદી લીધી હોય તો તે રજામંદી છતાં પણ.

ચોથી—તે પુરૂષ એમ જાણતો હોય કે હું તે સ્ત્રીનો વર નથી, અને તે સ્ત્રી જે બીજા પુરૂષની સાથે કાયદા મુજબ પરણેલી છે અથવા પોતાને પરણેલી માને છે તે પુરૂષ હું છું એમ માનીને તેણે રજામંદી આપી છે, તો તે રજામંદી છતાં પણ.

પાંચમી—તે સ્ત્રી દસ વરસથી ઓછી ઉમરની હોય તો પછી તેની રજામંદી હોય કે નહીં તોપણ.

ખુલાસો—બળાત્કાર સંભોગના ગુન્હામાં જે સંગ થવો જરૂર છે તેમાં પ્રવેશ થયો તો બસ છે.

અપવાદ—કોઇ પુરૂષ પોતાની વહુની સાથે સંગ કરે, અને તે સ્ત્રી દસ વરસથી ઓછી ઉમરની નહી હોય, તો તે બળાત્કાર સંભોગ નહી ગણાય.

### કેસરેહીંદ વિ. શંકર.

ગમે તેટલી જીકર કર્યા છતાં સુજે તેમ થાઓ તથાપી પોતાનો કામ સંતુષ્ટ કરવાનો દ્રઢ નીશ્ચય હોવાની ખાત્રી કોરટને ન થાય ત્યાં લગી કોઇ સ્ત્રી ઉપર નીર્લજ હુમલો કરવાથી બળાત્કાર સંભોગનો ગુન્હો થતો નથી.

કલમ ૩૭૫.
૧
તા. ૨-૩-૮૨
ઈ. ૫ મું. પા. ૪૦૩.
ગમે તેટલી જીકર કરયા છતાં ગમેતે થાઓ તથાપી પોતાનો કામ સંતુષ્ટ કરવો એવો દ્રઢ નીશ્ચય હોવાની ખાત્રી કોરટને નથાય ત્યાં લગી કોઈ સ્ત્રી ઉપર નીરલજ હુમલો કરવાથી બળાત્કાર સંભોગની કોશીશનો ગુન્હો થતો નથી.

અહંમદનગરના સેસેન જડજે સજા કરી હતી તે ઉપર આ અપીલ થઈ હતી. બળાત્કાર સંભોગ તથા તેની કોશીશના તોહોમત મુકીને બંધવાનો ઇનસાફ થયો હતો. અને તેમાં બીજા ગુન્હાનો અપરાધી ઠરતાં તેને ત્રણ વરસની સખત કેદની સજા કરવામાં આવી હતી. અને તે ઠરાવ ઉપર તેણે આ અપીલ કરેલી છે.

અપેલેંન્ટ તરફથી ઇન વેરારીટી બારીસ્ટરે તથા શીવશંકર ગોવીંદરામે તકરાર લીધી કે નીર્લજ હુમલો કર્યો એ વાત પુરાવેથી સાબીત થાય છે તે ઉપરાંત એ પુરાવા ઉપર

વધારે વીશ્વાસ રાખવો જોઇએ નહીં. બંધવાની મતલબ બેશક સંભોગ કરવાની હતી. પણ ગમે તે થાઓ તથાપી એ હેતુ પાર પાડવોજ છે એવી દ્રઢતા હોવાનો પુરાવો પડયો નથી. અને બળાત્કાર સંભોગ કરવાની કોશીશના ઠરાવને ટકાવી રાખવાને તેવીજ દ્રઢતા હોવાની ખાત્રી થવી જોઇએ એમ રાણી. વિ. લાઇડના કેશમાં ઠરેલું છે.

**સરકાર તરફથી વીશ્વનાથ નારાયણ મંડળીક.**
**કોરટ તરફથી જસ્ટીસ મેલવીલનો આપેલો ઠરાવ.**

આ કામમાં જે બાબત શક ભરેલી છે તે એ છે કે બંધવાની વર્તણુક બળાત્કાર સંભોગ કરવાની કોશીશ ગણાય કે નહીં. રાણી. વિ. લાઇડના કેશમાં જસ્ટીસ પેટરસને પડેલા પુરાવાને એકઠો કરવા ટાણે નીચે પ્રમાણે કહેલું છે.

"બળાત્કાર સંભોગ કરવાના ઇરાદાથી હુમલો કર્યાનો બંધવો ગુન્હેગાર છે એવું ઠરાવવા સારૂ તમારે ખાત્રી કરવી જોઈએ કે જ્યારે બંધવો ફરીયાદણને વળગ્યો ત્યારે ફરીયાદણ તરફથી ગમે તેટલી ઉજર થયા છતાં તેણે પોતાનું કામ સંતુષ્ટ કરવા સારૂ ઇચ્છા રાખી હતી. એટલુંજ નહીં પણ સુઝે તે થાઓ તોપણ તેમ કરવાનો બંધવે દ્રઢ નીશ્ચય કર્યો હતો."

અમે માનીએ છીએ કે આ દેશમાં નીર્લજ હુમલાને વખતોવખત મોટું રૂપ આપીને બળાત્કાર સંભોગની કોશીશ કહેવામાં આવે છે અને ઘણી વખતતો તેને બળાત્કાર સંભોગજ કહેવાય છે. વળી અમે એમ ધારીએ છીએ કે ગમે તેટલી જીકર ઓરત તરફથી થયા છતાં સુઝે તેમ થાઓ પણ પોતાનો કામ સંતુષ્ટ કરવાનો દ્રઢ નીશ્ચય હતો એમ બંધવાની વર્તણુકથી જણાય નહીં ત્યાં લગી કોરટે બળાત્કાર સંભોગની કોશીશના ગુન્હાના ઠરાવનો નીર્ણય કરવો નહીં.

વૈદકી પુરાવો લક્ષમાં રાખતાં તથા ફરીયાદીએ જુદે જુદે વખતે જુદી જુદી જુબાની આપી છે તે વાત પણ લક્ષમાં રાખતાં આ કામમાં તેણીના બોલવા ઉપર પુરો વિશ્વાસ રાખવાનું અમને અશક્ય લાગે છે અને તેણીના ઉપર કેટલે સુધી જોર જુલમ થયો હતો તેનો તેણીના બોલવા શીવાય બીજો કાંઈ પુરાવો પડયો નથી. પ્રવેશ થયાની વાત અથવા પ્રવેશ થયાનું તેણીનું કહેવું સેસન જડજે માન્યું નથી. અને તેથી બળાત્કાર સંભોગના ગુન્હાનો તકશીરવાન બંધવાને ઠરાવવાને સેસન જડજે વાજબી રીતે ના પાડી છે.

બંધવાની વર્તણુકથી બળાત્કાર સંભોગ કરવાની કોશીશનો ગુન્હો થયો એમ ફરીયાદણની આધાર વગરની જુબાની ઉપરથી નીર્ણય કરવા વાસ્તે અમને પણ એજ પ્રકારની આનાકાની થઇ પડી છે. કેમકે બંધવાને તે ક્રતી કરતાં અટકાવવામાં આવ્યો તેની પેહેલાં તે અટકી ગયાનું જણાય છે. અને ફરીયાદણના શરીર ઉપર જોર જુલમ થયાનો પુરાવો આપવામાં આવ્યો નથી. (ડાકટરની જુબાની આ સંબંધમાં ઉલટીજ છે) તથા બંધવાના કે ફરીયાદણનાં કપડાં ઉપર વીર્યના ડાઘ પડયાની વાત સાબીત થઈ નથી. કે જે ઉપરથી કહી શકાય કે કેટલે સુધી બંધવાનું સાપ્રાધપણું પહોચ્યું હતું. આમ કહેતાં ફરીયાદણ જુઠી છે. અથવા ઇરાદા પૂર્વક તેણીએ વાતનું રૂપ વધારી દીધું છે એવો આરોપ અમે મુકીએ છીએ એમ સમજવું જોઈએ નહિ. આ બાબતમાં ખાત્રી વગરના પુરાવાનું કારણ વખતે તેણીની જુબાની અથવા નિરદોષપણાને અને અજ્ઞાનપણાનું હોવા સંભવ છે. કેમકે તેણે કહ્યું છે કે કોઇ દહાડો મેં સંભોગ કરાવ્યો નથી. અને તેથી વખતે સમજાય એવી રીતે અથવા ભુલ ચુક કર્યા વગર બળાત્કાર સંભોગ વાસ્તે તેણીના ઉપર કેવા પ્રકારનું અને કેટલે સુધી ક્રત્ય થયું હતું તેનું વર્ણન કરવાને તે અશક્ય હોય એ સાવ ઉઘાડુ છે.

આ કારણો વાસ્તે અમને જણાય છે કે બંધવો બળાત્કાર સંભોગ કર્યાની કોશીશનો ગુન્હેગાર નથી. પણ હિંદુસ્તાનના પીનલકોડની ૩૫૪ મી કલમ પ્રમાણે સજા થઇ શકે એવા ગુન્હાનો અપરાધી છે ને અમે માનીએ છીએ કે હુમલો સાધારણ હુમલાથી ભારે પ્રકારનો હતો તેથી સદરહુ શંકરને અમે બે વરસની સખત કેદની સજા કરીએ છીએ.

---

## કલમ ૩૭૬ મી.

બળાત્કાર સંભોગની શિક્ષા.

૩૭૬. જે માણસ બળાત્કાર સંભોગ કરે, તે માણસને જીવતા સુધી સમુદ્રપારની, અથવા દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

## કલમ ૩૭૭ મી.

જે માણસ બુદ્ધીપુર્વક કોઇ પુરૂષ, સ્ત્રી, અથવા જાનવર સૃષ્ટીક્રમ વિરૂદ્ધ મઇથુન કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

સૃષ્ટીક્રમવિરૂદ્ધ ગુન્હો.

ખુલાસો—આ કલમમાં બ્યાન કરેલા ગુન્હામાં જે મઇથુન થવું જરૂર છે તેમાં પ્રવેસ થયો, તો બસ છે.

### માહારાણી કેસરેહીંદ વિ. ખેરાતી.

કલમ ૩૫૩.

૧

તા૦ ૩૧-૧-૮૪ ઈ. ૬ અ. પા.૨૦૪

સૃષ્ટીક્રમ વીરૂદ્ધ ગુન્હાના કામમાં તોહોમત નામાની અંદર કયે વખતે કયે ઠેકાણે ગુન્હો કરવામાં આવ્યો છે તથા કયા પુરૂષ સાથે રહીને એ ગુન્હો કરયો છે તે બતાવવું જોઇએ.

सृष्टीक्रम विरुद्ध गुन्हाने माटे कोइ सक्ष उपर काम चालतां तेने सदरहु गुन्हाना तहोमत उपरथी अपराधी ठराव्यो होय परंतु तहोमतनामामां कये वखते कये ठेकाणे ते गुन्हो करवामां आव्यो हतो ते तेमां लख्युं न होय अथवा कया पुरुष साथे रहीने ते गुन्हो कर्यो हतो, ते बताव्युं न होय. ए बीनोनो कांइ पुरावो पडया वगर बंधवाना विरुद्ध एटलीज हकीकत साबीत थइ होय के ते वख्तो वखत ओरतनो पोशाक पेहेरतो तथा सदरहु गुन्हो कर्याना तेना शरीर उपरथी चीन्हो जणाइ आव्यां हतां. तेमां ठराव्युं के गुन्हानो ठराव टकी शके एवो नथी.

મુરાદાબાદના શેસન જડજે એક ખેરાતી નામના સક્ષને હીં. પી. કો. ની ૩૭૭ મી કલમના ગુન્હાનો અપરાધી ઠરાવ્યો હતો. તે બાબતનું આ કામ હાઇકોર્ટે મંગાવી લીધું હતું. જે તહોમત રાખીને અપેલેન્ટને કમીટ કર્યો હતો. તથા તેનો ઇનસાફ કર્યો હતો. તે તહોમત નીચે પ્રમાણે હતું.

સને ૧૮૮૩ ના જુનની ૧૫ મી તારીખથી અગાઉ ચાર મહીનામાં (મુકરર વખત કહી શકાય એમ નથી) તમે તમારા શરીર ઉપર ગુદમૈથુનનો ગુન્હો કોઇ એક સક્ષ જેનું નામ જણાયું નથી તેને કરવા દઇને સદરહુ ગુન્હામાં મદદ કરી. અને એ ગુન્હો બનવા ટાણે તમે હાજર હતા. ને તેટલા માટે હીં. પી. કો. ની ૧૧૪ મી કલમમાં ઠરાવ્યા પ્રમાણે સદરહુ ગુન્હો તમે પંડેજ કર્યો એમ ગણવું જોઇએ. અને તેથી હીં. પી. કો. ની ૩૭૭ મી કલમ પ્રમાણે શીક્ષા થઇ શકે તેવો ગુન્હો તમે કરેલો છે. બંધવાને ગુન્હેગાર ઠરાવવાનાં કારણો સેસન જડજે પોતાના ઠરાવમાં આપ્યાં છે તેનો ઇન્તેખાબ નીચે પ્રમાણે છે.—

"જે ખેરાતીને પાવૈઓ જાણી તેના ઉપર પોલીસે બરાબર નિયમસર એક જાતની દેખરેખ રાખ્યાનું જણાય છે, તે ખેરાતીના સબંધનો આ મુકરદમો છે. આ માણસ ખરેખરો પાવૈયો નથી, પણ પોલીસવાળા જ્યારે તેનું ગામ જોવા ગયા ત્યારે તે માણસ એક ચોકસ કુટુંબની બાઇડીઓ વચે બાઇડીનો પોશાક પહેરી ગાતો માલુમ પડયો હતો. એક સીવીલ સરજને તેની તપાસ કરતાં જણાઇ આવ્યું હતું કે, એ માણસને હમેશાં ગુદમૈથુન

કરાવ્યાનું ખાસ ચીન્હ હતું. એટલે કે તેની આમણુ મોકળી થઇને એક સીરણાઇના આકાર જેવી થઇ હતી. અને વળી તેજ ભાગમાં તેને ચાંદીની અસર લાગી હતી. તે ઉપરથી સ્પષ્ટ રીતે જણાઇ આવે છે કે થોડાક મહિના સૃષ્ટિક્રમ વિરૂદ્ધ મૈથુન કરાવતો હશે.

વખતો વખત બાયડીનાં કપડાં પહેરવાનું બંધવો કબુલ કરે છે. ઉપર કહેલ પ્રસંગે હું ગાતો નહોતો એમ તે કહે છે. વળી કોઇ દિવશે સૃષ્ટિક્રમ વિરૂદ્ધ સંભોગ કરાવ્યાની તે ના પાડે છે. અને પોતાની ગુદાનું અવયવ વધ્યાનું કારણ એવું બતાવે છે કે મને હર્ષ થયા હતા. (વખતે મરડો થયાની કહેવાની તેની મતલબ હશે.) કોઇ દહાડો ચાંદી થયાનું તે ઇનકાર કરે છે.

"બંધવો ગાતો હતો એ દેખાડવાને જે પુરાવ આપેલો છે તે બસ છે. તથા બાયડીઓનો પોશાક પહેરવાનું બંધવો જ્યારે કબુલ કરે છે, ત્યારે તેની જાહેરની રીતભાત કેવી હોવી જોઇએ તે વિશે એ કીમતી હકીકતનો અંગીકાર કર્યો છે. ચાંદીની બાબતમાં જે પુરાવ પડયો છે તે તદન દોષ રહિત છે. ગુદાના અવયવનું બગડી જવાના સંબંધમાં તેનો ખુલાસો મંજુર રાખી શકાતો નથી. જે દરદ અથવા દરદોનો તેણે ઇસારો કરેલો છે, તે દરદો વૈદકી સાક્ષીઓને સારી પેઠે જાણવામાં આવવાં જોઇએ. અને ગુદાનું મોકળાપણું ગુદમૈથુનથી થાય છે એમ કહેવા ટાંણે બંધવે જે જે કારણો તે બાબતનાં આપ્યાં હતાં તે તેઓના ખ્યાલમાં આવવાં જોઇએ.

"બંધવા વિરૂદ્ધ ત્રણ હકીકત સાબિત થએલી છે.

(૧) પેહેલી બાઈડીના લૂગડાં પહેરી લીધેલો વેશ.

(૨) ગુદાનું શીકલનું બદલાઇ જવું.

(૩) ત્રીજી ચાંદીનો મરજ

આ ઉપરથી બેધડક એવોજ નીર્ણય કરી શકાય છે કે સૃષ્ટીક્રમ વિરૂદ્ધ ઇશકને તે તાજેતર પોતાની મેળે આધીન થયો હશે. આ ત્રણે હકીકતોમાંની એકે હકીકતો ઉપરથી તેને વાસ્તે જે નીર્ણય કર્યો છે તે વાજબી નથી. આ ત્રણમાંની કોઇ એકજ હકીકતથી (ચાંદીના મરજની બાબતમાં) કાંઇ વધારે તર્ક કરીને કોઈ બીજા કારણથી અથવા બીજી સહાયતાથી તે રોગ થવાનું માની શકાય છે. અથવા તો કોઇ દલીલ બહુ મજબુત હોય પણ તેને બીજી રીતે પુષ્ટી મળતી ન હોયતો જડજનું મન જેવું અસંતોષી રહે છે, તેવું વખતે રહેવાનો સંભવ છે. પણ આ ત્રણે હકીકતોનો સામટી રીતે વિચાર કરતાં બંધવો તાજેતર ગુદામૈથુનને આધીન નહીં થયો હશે એમ હું વાજબી કારણ જોઇ શકતો નથી.

હવે માત્ર સવાલ એટલોજ રહેછે કે, ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદામાં અથવા સદરહુ કાયદાની સામાન્ય મતલબમાં જે માણસ પાસે તે ગુન્હો કરાવ્યો, તે માણસનું નામ તથા તે વખતની તારીખ મુકરર થઈ શકતી ન હોય તે કારણથી બંધવો સજામાંથી બચી શકે છે કે નહીં.?

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૨૨૨ મી કલમનો વિચાર કરતાં આવા કામોમાં

ગુન્હાનો ઠરાવ કરવામાં સાહેતા કરી શકતી નથી. પરંતુ કમીટીંગ માજીસ્ટ્રેટે બતાવ્યું છે તે પ્રમાણે સદરહુ કાયદો આવી જાતની ગેરવર્તણુકને સજાએ પહોંચાડવા સારૂ ઉપર કહેલી હકીકતથી બંધવાને માહેત કરવો જોઇએ.' એમ તેમાં કહેલું નથી. માત્ર તેમાં એટલુંજ કહેલું છે કે, બંધવો પોતાની મેળે પોતાનો બચાવ કરી શકે એટલાજ સારૂ જે હકીકત જાણવામાં આવી હોય તે હકીકત તેના હીતને અર્થે તહોમતનામામાં દરસાવવી જોઈએ. જ્યારે આવી હકીકત અપુર્ણ રીતે જણાતી હોયતો બચાવ કરવાનું કામ નબળું પાડી નાંખે છે. અને એ પ્રમાણમાં પ્રોસીકયુશન પણ નબળું થઇ જાય છે. કેમકે તોહોમતનામાની હકીકત ઉપરથી બંધવાએ જે રદીયો આપવો જોઇએ, તે ન આપી શકાય ત્યારેજ પ્રોસીક્યુશનનો મુકરદમો મજબુત થાય છે, માટે ફોજદારી કામ ચલાવવાના કાયદાની ૨૨૨ મી કલમમાં જે હકીકત આપવાનું કહે છે, તે ન આપવાથી મુકરદમો નબળો થાય છે. પણ ઉડી જતો નથી. જેમકે એક દાખલો.

" મુસાફરીમાં કોઈ માણસે ખુન કર્યું હોય, પણ તે ખુન ક્યાં અને કયે ટાણે કર્યું તે વાત તમામ અજાણી રહેતી હોય તોપણ તે માણસ ખુનનો અપરાધી ઠરી શકે છે. આવો મુકરદમો કલ્પવો જરાએ મુશ્કેલ નથી. જે સક્ષના વિરૂદ્ધ ગુન્હો કરવામાં આવ્યો હોય, તે સક્ષ માજીસ્ત્રેટના લખવા પ્રમાણે આ કામમાં કોઇ જણાયો નથી.

માટે હું ધારૂં છું કે સદરહુ કાયદો આ કામ સાથે જરૂરનો સંબંધ રાખતો હોય એમ મને દેખાતું નથી, હવે માત્ર એટલોજ સવાલ રહે છે કે સદરહુ કાયદાનો ભાવાર્થ શું છે? આ બાબતમાં મારો અભીપ્રાય આપતાં ખામોશ કરી જાઉંછું, પરંતુ આવી જાતની સ્પષ્ટ રીતની ગેરવર્તણુક તાજેતર કરી હોય તેને વ્યાજબી રીતે સજામાંથી મુક્ત કરી હોય અને તે એટલાજ માટે કે જે છુપા ભેદો સામાન્ય રીતે પ્રસીદ્ધ થતા નથી, તે છુપા ભેદો હોવાથી બચી જાય છે એમ મને દેખાતું નથી આ મુકરદમો વિચીત્ર પ્રકારનો છે અને ગુન્હામાં જે પક્ષવાળાને નુકશાન થયું હોય, તે પક્ષવાળો જણાતો નથી. અને તેથી તેવા ગુન્હામાં જે વિચીત્રતા રહેલી છે તે માંહેલી થોડી ઘણી વિચીત્રતાવાળો આ ગુન્હો છે. ગુદમૈથુનમાં બંધવે ભાગ લીધો અને તેથી તેને અપરાધી ઠરાવવામાં કોઈને વાજબી કારણો લાગે છે. ફી. પી. કો. ની ૧૧૧ મી કલમમાં કહ્યું છે તે પ્રમાણે હાજર હોવાથી બંધવાનો ગુન્હો માજીસ્ત્રેટ મદદગારીનો ગણે છે. પરંતુ એ સવાલ એક શબ્દની તકરારનો છે અને હું ધારૂં છું કે મૈથુન કરવાના ગુન્હામાં મદદગારી કર્યા કરતાં મૈથુન પોતેજ કર્યું એમ કહેવું વધારે દુરસ્ત ગણાય છે. મૈથુન કરવામાં બે સક્ષોની જરૂર છે. અને એકે બીજા સાથે મૈથુન કર્યું એમ બંનેનું નામ દેવાયછે."

## સરકાર તરફથી હીલ સાહેબ.

## જસ્ટીસ સ્કોટનો ઠરાવ.

આ ગુન્હાનો ઠરાવ ટકાવવાનું સંભવે એમ નથી. જે તહોમત રાખી બંધવાને કમીટ કર્યો હતો, અને ત્યારબાદ પછવાડેથી તેનો ઇનસાફ થયો હતો, તેમાં તે ગુન્હો ક્યારે, કયે ઠેકાણે તથા કોની સાથે ફી. પી. કો.ની ૩૭૭મી કલમના ગુન્હાનું કૃત્ય કરવામાં આવ્યું

હશે, અને તેથી વિરૂદ્ધ કાંઈ જણાય છે, તે એ છે કે, સુચવેલું સૃષ્ટીક્રમ વિરૂદ્ધ મૈથુન મુરાદાબાદની કોર્ટની હકુમતની બહાર થયું હશે, અથવા જે ઠેકાણે પી. કો. પ્રમાણે અમલ થતો નથી, ત્યાં કોઇ ઠેકાણે થયું હશે. ઘણુામાં ઘણો પ્રોસીક્યુશનનો મુકરદમો એવો છે કે બંધવાને ગુદમૈથુન કરાવવાની ટેવ પડેલી છે, અને ચાલતા કામમાં જે પ્રકારનો મભમ અને ઉપર ઉપરનો સામાન્ય રીતનો પુરાવો પડેલો છે તે ઉપરથી તેને સજા કરવા સારૂ કાયદામાં કાંઇ ઠરાવ કર્યો નથી. મુરાદાબાદની સત્તાવાળાએ આવી અધમ રીતનો અટકાવ કરવાની જે ઈચ્છા બતાવી છે તેને હું પુરેપુરી સ્તુત્ય ગણું છું અને જે હેતુ ગમે તેટલો સ્તુત્ય હોય તોપણ કાયદાનો અને કામ ચલાવવાની રીતનો અનાદર કરવા મારી તથા મુરાદાબાદની સત્તાવાળાની તાકાદ નથી. માટે આ ગુન્હાનો ઠરાવ રદ કરી બંધવા ખેરાતીને છોડી મુકવાનો ઠરાવ કરૂં છું.



## કલમ ૩૭૮ મી.

જે માણસ કોઇ સખસના કબજામાંથી તે સખસની રજામંદી શિવાય કાંઇ જંગમ મિલકત બદદાનતથી લેવાનો ઇરાદો કરીને તે પ્રમાણે લેવા સારૂ તે મિલકતને ખસેડે, તે માણસે ચોરી કરી એમ સમજવું. ચોરી.

ખુલાસો ૧ લો.—કાંઇ વસ્તુ જ્યાં સુધી જમીનમાં ચોટેલી હોય ત્યાં સુધી તે જંગમ મિલકત નથી, માટે તેની ચોરી થઇ શકે નહી, પણ જમીનથી તે જુદી પાડવામાં આવે કે પછી તેની ચોરી થઇ શકે.

ખુલાસો ૨ જો.—જે કામથી જુદુ પાડવું થાય તેજ કામથી જે ખસેડવું થાય તે ખસેડવું ચોરી થઇ શકે.

ખુલાસો ૩ જો.—કોઇ સખસ ખરેખર કાંઇ વસ્તુને ખસેડે ત્યારે અને તેમજ તેનું ચલન થવામાં અટકાવ કરનારી કાંઇ અડચણ દુર કરે, અથવા તે વસ્તુને કાંઇ બીજી વસ્તુથી જુદી પાડે, ત્યારે પણ તે સખસે તે વસ્તુ ખસેડી એમ સમજવું.

ખુલાસો ૪ થો.—કોઇ પણ સખસ કોઇપણ ઉપાયથી કોઇ જનાવરને ગતીમાન કરે, તો તેણે તે જનાવર ખસેડયું તથા તે જનાવરને ગતિ થયાથી તે જાનવરે જે જે વસ્તુ ખસેડી હોય; તે તે વસ્તુ ખસેડી એમ સમજવું.

ખુલાસો ૫ મો.—ઉપલા લક્ષણમાં રજામંદી લખી છે તે સાફ રજામંદી હોય કે અરથાત સમજાય એવી રજામંદી હોય, અને તે કબજેદાર સખસ, અથવા તે કારણસર જેને સાફ કે અરથાંત સમજાય એવો અખતિયાર હોય તેવો કોઇ પણ સખસ, આપી શકે.

### દ્રષ્ટાંત.

(અ) ઝ ની જમીનપરનું એક ઝાડ, ઝ ના કબજામાંથી બદદાનતથી લેઇ જવાના ઇરાદાથી, ઝ ની રજામંદી શિવાય, અ કાપી નાખે, તો એ ઠેકાણે તે પ્રમાણે લેઇ જવા સારૂ અ એ તે ઝાડ જુદું પાડયું કે તેણે ચોરી કરી એમ સમજવું.

(બ) કુતરાઓને લલચાવવાની કાંઇ વસ્તુ અ પોતાના ખીસામાં રાખે અને તેથી ઝ ના કુતરાને તેની પાછળ ચાલ્યા જવાને લલચાવે, તો એ ઠેકાણે અગર અ નો ઇરાદો તે કુતરાને ઝ ના કબજામાંથી ઝ ની રજામંદી શિવાય બદદાનતથી લઇ જવાનો હોય તો, ઝ ના કુતરાએ અ ની પાછળ ચાલવા માંડયું કે અ એ ચોરી કરી એમ સમજવું.

(ક) એક બળદને નગદી ભરેલી એક પેટી લઇ જતો જોઇને, તે નગદી

બદદાનતથી લેવા સારૂ તે બળદને એક તરફ જો અ હાંકી જાય, તો તે બળદ ચાલવા માંડયું કે અ એ તે નગદીની ચોરી કરી એમ સમજવું.

( ડ ) અ ઝ નો નોકર છે, તેને ઝ એ પોતાની રૂપાની તબકડીઓ રાખવાને સોંપી છે તે તબકડીઓ લેઇને, ઝ ની રજામંદી શિવાય, જો તે બદદાનતથી નાસી જાય, તો અ એ ચોરી કરી એમ સમજવું.

( ઇ ) ઝ એક મુસાફરીપર જાય છે, તે એક વખારવાળા અ ને પોતાની રૂપાની તબકડીઓ સોંપે અને એમ કહે કે, હું પાછો આવું ત્યાં સુધી એ તમે રાખજો. અ કોઇ ચોકસીને ઘેર જઇને તે તબકડીઓ વેચે, તો એ ઠેકાણે, તે તબકડીઓ ઝ ના કબજામાં નહી હતી માટે તે ઝ ના કબજામાંથી લઇ શકાય નહી, અને, અગર અ એ સાપરાધ વીશ્વાસઘાત કરયો હોય તોપણ, અ એ કાંઇ ચોરી કરી એમ સમજવું નહી.

( ફ ) જે ઘરમાં ઝ રેહે છે તે ઘરમાં એક મેજપર ઝ ની એક વીંટી પડેલી અ જોય, તો એ ઠેકાણે તે વીંટી ઝ ના કબજામાં છે, અને જો અ બદદાનતથી તે ખશેડે, તો અ એ ચોરી એમ સમજવું.

( ગ ) એક ધોરી રસ્તાપર કોઇ સખસના કબજામાં નહી એવી એક વીંટી પડેલી અ જોય, તો તે વીંટી, લેવાથી અગર અ તે મિલકતના સાપરાધ ખોટા ઉપયોગનો ગુન્હેગાર થાય તોપણ અ એ કાંઇ ચોરી કરી એમ સમજવું નહી.

( હ ) ઝ ના ઘરમાં ઝ ની એક વીંટી એક મેજપર પડેલી અ જોય, અને, તજવીજ થઇને પકડવાના ભયથી તુરત તે વીંટીનો ખોટો ઉપયોગ કરવાની હીમત નહી ચાલેથી તે એક એવી જગે તે વીંટી સંતાડે કે ત્યાંહાંથી કોઇ પણ વખતે તે ઝ ને પાછી જડવાનો ઘણો અસંભવ હોય, અને તે વેળાએ તેનો ઇરાદો એવો હોય કે એ વીંટીનું ખોવાઇ જવું સઉ ભુલી જશે ત્યારે એ સંતાડેલે ઠેકાણેથી તે વીંટી કહાડીને હું વેચીશ; તો એ ઠેકાણે તે વીંટી પેહેલી ખસેડતી વેળાએજ અ એ ચોરી કરી એમ સમજવું.

( ઇ ) ઝ ઘડીઆળીને અ પોતાનુ ઘડીઆળ ઠીક કરવા સારૂ આપે, ઝ તે પોતાની દુકાને લઇ જાય. પછી અ ની પાસે તે ઘડીઆળનું કાંઇ એવું લહેણું નથી કે તેના અવેજમાં તે ઘડીઆળ કાયદા મુજબ અટકાવી શકે. એમ છતાં અ ખુલ્લી રીતે દુકાનમાં પેસીને ઝ ના હાથમાંથી બળથી પોતાનું ઘડીઆળ છીનવી લઇને તે લઇ જાય,

તો એ ઠેકાણે અ એ સાપ્રાધ પ્રવેશ તથા હુમલો કર્યો હોય તો પણ, અ એ ચોરી કરી એમ સમજવું નહી, કેમકે તેણે જે કીધું તે બદદાનતથી કીધું નથી.

(જ) અગર તે ઘડીઆળ સમરામણીના કાંઇ પઇસા ઝ ના અ ની પાસે લેહેણા હોય, અને તે લેહેણાંના અવેજમાં અગર ઝ તે ઘડીઆળ કાયદા મુજબ અટકાવી રાખે અને પછી ઝ ને પોતાના લેહેણાના અવેજમાં રહેલી મિલકતથી રહીત કરવાના ઇરાદાથી અ તે ઘડીઆળ ઝ ના કબજામાંથી લઇ લે, તો તેણે ચોરી કરી એમ સમજવું. કેમકે તેણે ઘડીઆળ બદદાનતથી લીધું.

(ઝ) વળી અગર અ એ પોતાનું ઘડીઆળ ઝ ને ઘરેણે આપ્યું હોય, અ હોય અને પછી ઝ ની રજામંદી શિવાય, તથા ઝ ની પાસેથી તે ઘડીઆળ ઉપર કરજે લીધેલા રૂપીઆ પાછા ન આપ્યા છતાં, તે તે ઘડીઆળ ઝ ના કબજામાંથી લેઇ લે તો, તે ઘડીઆળ તેની પોતાની મિલકત છે ખરી તોપણ, તેણે ચોરી કરી એમ સમજવું, કેમકે તેણે બદદાનતથી લીધું.

(લ) અ જ ના કબજામાંથી જ ની રજામંદી શિવાય જ ની કાંઇ વસ્તુ લે, એવા ઇરાદાથી કે તે વસ્તુ પાછી આપવાના બદલામાં જ કાંઇ પઇશા આપે ત્યાં સુધી તે રાખવી, તો એ ઠેકાણે અ એ તે વસ્તુ બદદાનતથી લીધી માટે તેણે ચોરી કરી એમ સમજવું.

(મ) અ જ નો દોસ્તદાર છે. તે જ નહી છતાં જ ના કીતાબખાનામાં જાય, અને માત્ર વાંચવા સારૂ, તથા પાછી આપવાના વિચારથી જ એ સાફ રજામંદી આપ્યા સિવાય, કાંઇ ચોપડી તેમાંથી લઇ જાય, તો એ ઠેકાણે જ ની ચોપડી વાપરવી એવી અરથાંત સમજાય એવી મને જ ની રજામંદી છે, એમ અ ના મનમાં હોય એવો સંભવ છે. જો એ પ્રમાણે અ ના મનમાં હોય, તો તેણે ચોરી કરી એમ સમજવું નહી.

(ન) અ ઝ ની સ્ત્રી પાસે ભીખ માગે, અને તે સ્ત્રી અ ને કાંઇ પઇશા, ખાવાનું તથા કપડાં આપે અને તે સઘળું તેના વર ઝ નું છે એમ અ જાણતો હોય, તો એ ઠેકાણે અ ની સ્ત્રીને ભીખ આપવાનો અખતિયાર છે એમ અ ના મનમાં હોય એવો સંભવ છે, જો એ પ્રમાણે અ ના મનમાં હોય, તો તેણે ચોરી કરી એમ સમજવું નહી.

(ઓ) અ ઝ ની સ્ત્રીનો યારછે. તે સ્ત્રી અ ને કાંઇ કિમતી મિલકત આપે, અને તે મિલકત તેના વર ઝ ની છે, તથા તે એવી છે કે જે આ-

પવાનો ઝ એ તેને અખત્યાર આપેલો નથી, એમ અ જાણતો હોય તો, અગર અ તે મિલકત બદદાનતથી લે તો, તો તેણે ચોરી કરી એમ સમજવું.

( ૫ ) કાંઇ મિલકત ઝ ની હોય તે મીલકત માહારી પોતાની છે, એમ શુદ્ધબુદ્ધીએ માનીને અ તે મિલકત બ ના કબજામાંથી લઇ લે તો, એ ઠેકાણે અ એ તે બદદાનતથી લીધી નથી માટે, તેણે ચોરી કરી એમ સમજવું નહિ.

## માહારાણી વિ. કોટાયા.

કલમ ૩૭૮.

૧

તા૦ ૧૮-૨-૮૭
ઈ.૧૦ મ. પા. ૨૫૫

જમીન માંહેલુ કસ્તર જમીન માંહે થી ખોદી કાઢી લઈ જવુ એથી ચોરીનો ગુન્હો થતો નથી કેમકે ખોદી કાઢયા પછી પણ તે જંગમ મિલકત ગણાતી નથી.

कोइ गामडा नीचेनी जमीन जेना उपर सरकारनी वीघोटीनी रकम चडी न होय ते जमीन मांहेला कोइ एक भाग उपरथी कांइ हक कींवा कोइना तरफथी अधीकार मळ्या वगर ते जमीन मांहेली धुडनां केटलांक गाडांओ खोदीने तुरतज सारी जयामां आव्यां होय. तो ते खोदनार सक्ष चोरी कर्याना गुन्हानो गुन्हेगार थतो नथी.

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૪૩૮ મી કલમ પ્રમાણે નામદાર હાઈકોર્ટનો હુકમ થવા સારૂ આ મુકરદમો કૃશ્નાના જીલ્લા માજીસ્ત્રેટે મોસુફ કોર્ટ તરફ મોકલી દીધો હતો, જેમાં તેણે એવી હકીકત લખી લીધી કે " આ કામના બંને બંધવાઓને વીઘોટી વગરની જમીનમાંથી ધુળનાં ગાડાં ભરીને લેઇ ગયા માટે ઈં. પી. કો. ની ૩૭૯ મી કલમ પ્રમાણે સજા થઇ શકે એવી ચોરીના ગુન્હાના અપરાધી ઠરાવવામાં આવ્યા છે. "

### બંધવા તરફથી કોઇ હાજર થયું નહોતું.

### સરકાર તરફથી સરકારી વકીલ પાવલસાહેબ.

ગુન્હાનો ઠરાવ કાયમ રાખવાની પુષ્ટીમાં જે જે દલીલો આપી હતી તે તે દલીલો આ કામના ઠરાવમાંથી જણાઈ આવશે.

ચીફ જસ્ટીસ કોલીનસ તથા જસ્ટીસ બ્રેન્ટનો સરખી રીતે જુદો મત પડવાથી તેઓએ પોતાના અભિપ્રાયો ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૪૨૯ મી કલમ પ્રમાણે નીચેની વિગતે નોંધ્યા છે.

### ચીફ જસ્ટીસ કોલીન્સનો અભિપ્રાય.

આ બંધવાઓને ઈં. પી. કો. ની ૩૭૯ મી કલમ પ્રમાણે ચોરીના ગુન્હાના અપરાધી ઠરાવી તેઓ દરેકનો પાંચ પાંચ રૂપૈઆ દંડ કરેલો છે.

હકીકત એવી છે કે મોજે અમરાવારમને શીમાડે કેટલીક વીઘોટી બેઠા વગરની પડતર જમીન છે, આ બંધવાઓએ તે જમીનમાંથી કાંઇ ભાગ ખસેડીને તે ધરતીની ધુળમાં કેટલાંક ગાડાં ભરીને લઇ ગયા.

૩૭૮ મી કલમમાં ઠરાવ્યું છે કે, જે માણસ કોઈ સક્ષના કબજામાંથી તે સક્ષની રજામંદી સિવાય કાંઈ જંગમ મિલકત બદદાનતથી લેવાનો ઈરાદો કરીને તે પ્રમાણે લેવા સારૂ તે મીલકતને ખસેડે તે માણસે ચોરી કરી એમ સમજવું. વળી તેજ કલમના પેહેલા ખુલાસામાં લખ્યું છે કે, કાંઈ વસ્તુ જમીનમાં ચોંટી હોય ત્યાં સુધી તે જંગમ મિલકત નથી, માટે તેની ચોરી થઈ શકે નહીં. પણ તે જમીનથી જુદી તે પાડવામાં આવે કે પછી તેની ચોરી થઈ શકે છે. વળી તેજ કાયદાની ૨૨ મી કલમમાં જંગમ મિલકતની એવી વ્યાખ્યા આપેલી છે કે, જમીન તથા જમીનને ચોંટેલી વસ્તુ અથવા જમીનને ચોંટેલી વસ્તુ જોડે જાથુ જોડાએલી વસ્તુ સિવાયની કોઈ પણ પ્રકારની સાકાર મિલકતને જંગમ મિલકત સમજવી.

કાંઇ વસ્તુ જમીનથી જુદી પાડીને તે વસ્તુની ચોરી કરવાના ગુન્હાના બંધવાઓ અપરાધી ઠર્યા નથી, પણ તે જમીનને ખુદને ચોરવાના ગુન્હેગાર ઠરાવ્યા છે. રાણી વિરૂદ્ધ તમા ધંટીયાના મુકરદમામાં જે નિયમ બાંધ્યો છે તે બેશક ખરો નિયમ છે. પરંતુ તેમાં જે બાબતનો નીર્ણય કર્યો છે તે બાબત આ મુકરદમાની બાબતથી ઘણોજ જુદો છે.

તેથી મારો એવો અભિપ્રાય છે કે, ચોરીનું તહોમત ટકી શકતું નથી, માટે તે ગુન્હાનો ઠરાવ રદ કરી તહોમતદારનો થએલો દંડ તેઓને પાછો આપવો જોઈએ.

## જસ્ટીસ બ્રાંન્ટનો અભીપ્રાય.

આ બંધવાઓએ કોઈ સરકારી પડતર જમીનના કડકામાંથી તેની ધુડનાં કેટલાંક ગાડાંઓ ખોદીને તેની ધુડ ખસેડી છે. એ બંધવાઓને તે ધુડ ખસેડવાનો કાંઇ હક હતો નહીં અને એમ પણ માલુમ પડયું છે કે, તેઓએ તે ધુડ બદદાનતથી લીધી હતી, એટલે કે જે મિલકત તેઓએ ખસેડી તે ખસેડવાનો તેઓને અધિકાર નહીં છતાં કાયદેથી વિરૂદ્ધ ઊપાયો લઇને તેઓ પોતાના લાભ વાસ્તે તથા તેઓના પોતાના ખાનગી ઉપયોગ વાસ્તે તેઓ લઈ ગયા હતા.

વિલાયતમાં જે કોમન-લોના નામથી ઓળખાયછે તે લો પ્રમાણે જે વસ્તુઓ સ્થાવર મિલકત સાથે વધારે મળતી અને બંધ બેસતી આવતી હોય, અને જે પંડે તે જમીનનું અંગ હોય, તેને સંબંધે ચોરીનો ગુન્હો થતો નથી. એ નીયમ હિંદુસ્થાનના પીનલકોડની કલમમાં ચોરીની વ્યાખ્યા આપી છે. તેને સંબંધે લાગુ પડતો નથી. જુઓ ૩૭૮ મી કલમોના ખુલાસાઓ. વળી જુઓ ૫ મદ્રાસ હાઈકોરટ રીપોર્ટ અપીલ નંબર ૭૬. વળી રાણી વિરૂદ્ધ તમાધંટીયાના કામમાં આ વીષયના સંબંધમાં કાયદાનો એવો નીયમ બાંધ્યો છે કે, સ્થાવર મિલકતની વસ્તુઓ જુદી પાડવાથી ખસેડી શકાય એવી થાય છે. અને તે નીયમ ખાણમાંથી ખોદેલા પાણા તથા ખનીજ પદાર્થો તથા લોખંડને અથવા એકઠા કરેલા નીમકને લાગુ પડે છે એટલુંજ નહીં પણ જે કાટ તેના ઉપર ઊગેલો હોય, અથવા તે જમીન ઉપર જે ઇમારત ચણાવી હોય, તેને પણ લાગુ થાય છે. એ ટીકા હું પોતે મંજુર રાખું છઊં અને તેથી તેવી વસ્તુઓ તથા કાંકરા કસ્તર કે ધુડ ખોદી કાઢયા પછી એને જમીનથી જુદી પાડયા પછી કબજે કરી હોય, તે વચે તથા જે જમીનમાં તે વસ્તુ દાટેલી હોય અથવા જેની સાથે અવલ જાથુ રીતે જડાએલી હોય, તે વચે કાંઈ પણ ભેદ બતાવવા સારૂ હું અશકય છું. વળી મને એમ પણ લાગે છે કે જુદી પડવા અને લ-

ઇ જવા વચે કાંઇ વેળા લાગી નહોતી એ વાત મુદ્દાની નથી.

જંગમ મિલ્કતની વ્યાખ્યા હિંદુસ્થાનના પીનલકોડની ૨૨ મી કલમમાં આપેલી છે તે એ છે કે, જંગમ મિલ્કત એ શબ્દવડે જમીન તથા જમીનને ચોંટેલી વસ્તુ અથવા જમીનને ચોંટેલી વસ્તુ જોડે જાથુ જોડાએલી સિવાય કોઈ પણ સાકાર મિલ્કત સમજવી. પરંતુ ૩૭૮ મી કલમના ખુલાસા પ્રમાણે જે વસ્તુઓ ખુદ જ્યાં સુધી તેઓ જમીન સાથે જોડાએલી હોય, ત્યાં સુધી તે ચોરવા જેવી થતી નથી. તે જુદી પાડવાથી તેવી થાય છે. કોઈ કસ્તર જે ધરતી અથવા જમીનના ભાગમાંથી ખસેડ્યા અગાઊ તે કસ્તરને જમીન ઉપમા દીધી હોય તો દઈ શકાય છે. પરંતુ આ ચોરી કોઇ જમીનની નથી, પરંતુ જમીનમાંથી જુદી પાડેલી ધુળ અથવા કસ્તરનીછે. અને તેથી કરી આ ગુન્હાનો ઠરાવ કાયદાથી ઉલટો છે. એમ ઠરાવવાને હું તૈયાર નથી. મારૂં ઉપરનું કહેવું ઉલટાવીને કહેતાં હું ઠરાવું છઊં કે, પીનલકોડ પ્રમાણે જે કસ્તર જમીનમાંથી ખસેડયું હોય, અને જુદું પાડવા પેહેલાં જેની અંદર તે દટાએલું હોય અથવા જેની સાથે તે જાથુનું જોડાએલું હોય, તે કસ્તરના સંબંધમાં ચોરી થઇ શકે છે. અને તેથી ફરી તપાસને અંતે વચે આવવાની હું ના પાડું છું.

આ કામ ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૪૩૯ મી કલમ પ્રમાણે ઉપલા અભીપ્રાય શીકે, જસ્ટીસ કરનાન પાસે મુકાતાં તેણે નીચે પ્રમાણે ઠરાવ આપેલો છે.

ઠરાવ:—

આ બંધવાઓએ કોઇના તરફથી અધીકાર મેળવ્યા વગર અથવા કાંઇ હક વગર કોઇ એક ગામડાની વીઘોટી વગરની જમીનના ભાગમાંથી ઘણાંક ગાડાં જેટલી ધુડ ખોદીને તરતજ લઈ ગયા હતા. અને તે ઉપરથી ૩૭૮ મી કલમના ગુન્હાના અપરાધી ઠરાવી તેજ કાયદાની ૩૭૯ મી કલમ પ્રમાણે સજા કરવામાં આવી છે.

હી. પી. કો. ની ૩૭૮ મી કલમના ગુન્હામાં લાવવા સારૂ ઉપરની હકીકત બસ નથી, એમ હું ધારૂં છઊં. કેમકે જે મિલ્કત લેવામાં આવી હતી, તે મિલ્કત તેજ કાયદાની ૨૨ મી તથા ૩૭૮ મી કલમ પ્રમાણે જંગમ મિલકત હતી નહિ. ૨૨ મી કલમમાં લખેલું છે કે, જંગમ મિલ્કત એ શબ્દવડે જમીન તથા જમીનને ચોંટેલી વસ્તુ અથવા જમીનને ચોંટેલી વસ્તુ જોડે જાથુ જોડાએલી વસ્તુ સિવાયની કોઈ પણ પ્રકારની સાકાર મિલ્કત સમજવી.

૩૭૮ મી કલમના અ દ્રષ્ટાંતમાં એક ઊગતાં ઝાડનો દાખલો આપ્યો છે અને જે ઝાડ બદઘાનતવાળા ઇરાદાથી લેવા સારૂ અ એ જુદું પાડેલું છે. અને પછી તેમાં લખ્યું છે કે, જેવું તે ઝાડ અ એ જુદું પાડયું કે, તેણે ચોરી કરેલી છે. હીં. પી. કો. ની ૨૨ મી તથા ૩૭૮ મી કલમમાં તથા ૩૭૮ મી કલમના પહેલા ખુલાસામાં તેમાં કહેલી ચોકસ મીલકત જેના વીશે ચોરી કરવી હોય તો થઇ શકે છે તે મિલકત જમીન સાથે ચોંટેલી મિલકત છે. અલબતે દ્રષ્ટાંત અ વીશાળ નથી, તોપણ સાફ રીતે એવો ખુલાસો કરે છે કે, જે મિલકત તેવી રીતે ચોરીનો વિષય થાય તે મિલકતનો એવો અર્થ સમજવો કે, જે મિલકત ખુદ જમીનથી જુદી અને ઓળખી શકાય એવી હોય તે. આ કામમાં બંધવે જે વસ્તુ જમીન સાથે ચોટેલી હતી તે નહીં પણ જે વસ્તુ પંડે એક જમીનનો ભાગ હતી, તે જુદી પાડીને ખસેડી હતી.

વિલાયતના કોમનલોના આધારે ચોરીને સંબંધે ૨૨ મી તથા ૩૭૮ મી કલમ ઘડા-

એલી છે. અને તેને સંબંધે જે ફેરફારો કાયદા ઘડીને દાખલ કરવામાં આવ્યા છે, તે ફેરફારો પણ તેઓને લાગુ રહે. કોમનલો પ્રમાણે ચોરી "માત્ર જાત સાથે રહેનારી વસ્તુઓ" ને સંબંધે ફકત થઇ શકે છે. પણ જે જાત સાથે રહેનારી વસ્તુઓ સ્થાવર મિલકતમાં મળતી આવે છે, તેને સંબંધે ચોરી થઈ શકતી નથી. જેમકે દાણા, જમીન ઉપર ઉગતું ઘાસ અથવા ઝાડો ઉપરનાં ફળ અથવા ઉગતું ઝાડ તેના વીશે ચોરી થતી નથી. પરંતુ જો આમાંથી કોઇ ચીજો તેનો માલેક કાપી લેતો પછી કાપેલી વસ્તુની ચોરી થઇ શકે છે.

ઘણાક બાંધેલા કાયદાઓમાં ઠરાવ્યું છે કે, આવી ચીજો ચોરી લઇ જવાના ઇરાદાથી કોઇએ ચોરી હોય અથવા તોડી હોય તો તેને ચોરીનો ગુન્હેગાર ઠરાવી શકાય છે.

૫ મ. હા. રી. અ. નં. ૩૬ નું કામ એ ઝાડની ચોરીનું હતું અને સાફ રીતે તે ૩૭૮ મી કલમમાં આવતું હતું. રાણી. વિ. ઘંટીયાના કામમાં તકરાર એવી હતી કે, જે હકીકત માલુમ પડેલી છે તે ખરી માનતાં જે મીઠું બંધવાએ લીધું હતું, તે મીઠાનો કબજો કાયદેસર સરકારનો હતો કે નહીં?

નીમક છે તે પૃથ્વીની કુદરતી પેદાશ છે. તે એવી રીતે કે તેની સપાટી ઉપરથી પોપડો થઇ ઊપસી આવવાને લીધે તે જમીન સાથે જોડાએલું હતું. તે કામમાં આ અદાલતે પણ તેવીજ રીતનું મીઠું માનેલું હતું, અને તે પ્રમાણે માનતાં એવું ઠરાવ્યું હતું કે, ધરતી ઉપર ઉગનારૂં ઘાસ, અનાજ, ફળ, અને પૃથ્વી સાથે ચોંટેલાં ઝાડોને લેતાં ૨૨ મી તથા ૩૭૮ મી કલમ લાગુ થાય છે. તેજ પ્રમાણે તેવી રીતે લીધેલું મીઠું પણ સમજવું. પરંતુ કોઈ માણસે પથરા અથવા ખનીજ પદાર્થો ખાણમાંથી ખોદયા હોય અથવા પૃથ્વીના કોઇ ભાગને ખોદીને બાકીની પૃથ્વીથી જુદો પાડયો હોય, તો આ પ્રમાણે ખોદેલો અથવા જુદો પાડેલો પદાર્થ તે પૃથ્વીના ભાગ તરીકે બોલતાં બદલાઇ જાય છે. અને તે બદલાયેલા ભાગ તરીકે જંગમ મિલકતની વ્યાખ્યા આપી છે, તેની શરત પ્રમાણે તે વસ્તુ ઈ. પી. કો. ની ૨૨ મી તથા ૩૭૮ મી કલમ પ્રમાણે ખસેડી શકાય એવી મિલકત થતી નથી.

કોઈ પણ જમીનનો માલેક પોતાની જમીનના કોઇ ભાગનો અથવા તે જમીન સાથે જે વસ્તુ જોડેલી હોય, તેનો પ્રકાર જુદા પાડવાથી બદલવા માગતો હોય તો તે કરી શકે છે. અને ત્યારબાદ જે વસ્તુ જુદી પાડી હોય, તે તેની જાત સાથે રહેનારી વસ્તુ થાય છે. કોઇ માલેકે પથર અથવા ખનીજ પદાર્થો ખોદી કાઢયો હોય, અથવા કોઇ ઝાડો અથવા જમીનની બીજી પેદાશ તેના ધણીએ જુદી પાડી હોય, તે વસ્તુઓ હમેશા સાથે રહેનારી છે એમ સમજવું. અને કોઇ જમીનના ભાગની માટી તેના માલેકે ખોદી કાઢીને પછી તેને લઇ જઇ વાપરવા સારૂ છુટી ને છુટી જુદી રાખી હોય, તેને પણ એક જંગમ મિલકત શા માટે ન ગણવી. તેનું હું કાંઇ કારણ જોઈ શકતો નથી.

પરંતુ કોઇ સક્ષે કાંઇ વસ્તુઓ ઘરની સાથે ચોંટેલી હોય, તેને તેનાથી જુદી પાડીને પછી લાગલોજ તે લઇ ગયો, તો તેવી રીતે લઈ જવું એ કોમનલો પ્રમાણે ચોરી ગણાતી નથી.

વળી ૩૭૮ મી કલમનો બીજો ખુલાસો જમીન સાથે ચોંટેલી વસ્તુની સંબંધની તકરારનું સમાધાન કરે છે કે, જે કામથી જુદું પાડયું થાય તેજ કામથી ખશેડવું થાય, તે

ખરીદવું ચોરી થઇ શકે છે, એવું તેમાં ઠરાવેલું છે. પરંતુ ધરતીના ભાગમાંથી કોઈ ચોરે પથરા અથવા ખનીજો ખાંણુમાંથી ખોદી કહાડયા હોય, અથવા સાધારણ ખોદાણુ કર્યું હોય, તેવા કામને માટે ૩૭૮ મી કલમમાં કાંઇ પણ બંધારણુ બાંધ્યું નથી. માટે મારા અભી-પ્રાય પ્રમાણે ચોરીના ગુન્હાનો ઠરાવ રદ કરવો જોઇએ. એમ હુકમ કરી દંડ લીધો હોય તો પાછો આપવાનો હુકમ કરૂં છું.



## કલમ ૩૭૯ મી.

જે માણુસ ચોરી કરે, તેને ત્રણ વરસની મુદત સુધીની બે- માંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ચોરીની શિક્ષા

### કેસરેહીંદ વિ. ત્રૈલોકનાથ ચોધરી.

कलम ૩૭૯.
૧
તા. ૧૨–૧૧–૭૮
ઈ. ૪ ક. પા. ૩૬૬

પોતાના માલની ચોરી કરનાર સક્ષને સજાએ પહોંચાડવા સારૂ જ્યાં ચોરી કરવા દેવામાં આવે ત્યાં તે માલનો ખસેડનાર ચોરીનોગુન્હો કરતો નથીપરંતુ એ પ્રમાણે ખસેડવાની સંતલસઆગળથી કરવી એથી ચોરીના ગુન્હાનીમદદગારી નો ગુન્હો થાયછે.

अ ए ब ना धणीनी मिलकतनी चोरी करवाना इरादाथी, ब नी मदद मागी. सदरहु ब ए पोताना धणीनी मंजुरी लइने तथा अ ने सजा कराववा वास्ते अ नो हेतु पार पाडवामां मदद करी. चोरीना गुन्हा माटे ज्यारे अ उपर काम चाल्युं, त्यारे तेमां ठराव्युं के, जे माल खसेडवामां आव्यो ते वीशे तेना धणीनी माहेतगारी हती. माटे ते खसेडवाथी चोरीनो गुन्हो थतो नथी.

वधारे एम ठराव्युं के, कोइ गुन्हानी मददगारीमां मददगारी करवाना तहोमतमां ए गुन्हो खरेखरो थयो हतो, एम बताववानी जरुर नथी.

કલકત્તાના કામ ચલાઉ ચીફ માજીસ્ત્રેટે આ રેફરન્સ હાઇકોર્ટને કરેલું હતું તેમાંથી આ મુકરદમાની હકીકત જણાઇ આવે છે તે એવી છે કે,—

"મેશર્સ મેકેંઝીના ગોદામમાંથી કેટલાંક લોઢાના તથા પીતળના ઇસ્ક્રૂ ચોરવાના હીં. પી. કો. ની ૩૮૦ મી કલમ માંહેલા ગુન્હાનું તહોમત રાખવામાં આવ્યું હતું. જે હકીકત પુરાવેથી સાબિત થઇ છે તે એવી છે કે, "મેશરસ મેકાનોન મેકાનઝીની કંપની પોતાનો લોખંડી સામાન મેકાનઝીલી યાલની કંપનીને એજંટ રાખી ઝાહેર લીલામથી વેચી નાંખવી. આવા વેચાણને માટે એક દલાલ "એક્ષચેંજ" નામના ચોકમાંથી આવીને માલના લાટ કરી જતો. અને તેમાંથી નમુનાઓ લેઈ જતો અને ત્યારબાદ વેચાણ થતું. વેચાણો થયા પછી એજ દલાલ ખરીદનારને લેઇને પાછો આવતો, અને વેચેલો માલ હવાલે કરવામાં આવતો. છેલું વેચાણ અગષ્ટ માસની છઠી તારીખે થયું હતું. ૧૯ મી તારીખે પેહેલો બંધવો કેટલો માલ સોંપવામાં આવ્યો અને વખારના ઉપરી ક્યુમીસનસાહેબને વેચાણના નોંધ કરતાં વધારે માલ લેઇ જવા દેવાનું તથા પોતા વચે ૬ તથા ૧૦ આનાના પ્રમાણમાં ફાયદો વહેંચી લેવાનું કહ્યું. ક્યુમીનસે આ વાત મોફીફ સાહેબને કહી, અને તેણે માલધણીને કહી. અને તેની સંમતીથી પહેલા બંધવાની વાત કબુલ કરી. એ ગોઠવણ છેવટ ૨૪ મી અગષ્ટને રોજ ક્યુમીનસને ઘેર પાકી કરી.

ચોથી સપ્ટેંબરને રોજ પહેલો, બીજો, અને ત્રીજો, એમ ત્રણે બંધવા ભેગા થઈને આવ્યા. છેલા બે જણાઓ ખરીદદાર હતા, અને ક્યુમીનસ તથા પહેલા બંધવા વચેના કરાર મુજબ વેચાણ પત્રકમાં લખ્યા ઉપરાંતનો માલ ખસેડવામાં આવ્યો. પણ પોલીસ

થી આ વાત કરી રાખેલ, તે તરતજ ચોકી ઉપર ઉભેલ તે છતી થઇને બંધવાઓને જાબદામાં લીધા. વળી એમ પણ પુરાવાથી સાબિત થયું છે કે, મેંકાનઝીલીથાલના બાબુને ( એટલે પેહેલા નંબરનો બંધવો ) પાવતી આપી હમેશાં વધારે માલ ખરીદદારોને લેવા દેવામાં આવતો, અને એ બાબુ પોતાના તરફથી માકીનોંન મેકાટનઝીને પાવતી આપતો. અને તેથી ખરીદદારોને વેચનારી કંપની સાથે કાંઇ નીસબત રહેતી નહીં. ખરીદદાર બંધવાના વિરૂદ્ધ સાપ્રાધ ઇરાદો સાબિત થયો નથી, તેથી તેઓને મેં છોડી મુક્યા છે.

પરંતુ પેહેલા નંબરના બંધવાની બાબતમાં મેં ઠરાવ્યું છે કે, તેણે એ માલધણીની સ્પષ્ટ કીંવા ગર્ભીત પરવાનગીથી ખસેડયો હતો તેથી તેનું કૃત્ય ચોરીનું થતું નથી.

( જુઓ પીનલકોડની કલમ ૩૭૮ નો ખુલાસો ૫ મો. રાણી વિ. ડોલાન. રાણી વિ. હાંકોક ) વધારે મેં એવું ઠરાવ્યું છે કે, પેહેલા નંબરનો બંધવો કલમ ૧૧૬ મી પ્રમાણે જવાબદાર છે, કેમકે ૧૧૬ મી કલમનો ચોથો ખુલાસો મને એવો લાગે છે કે, અલબતે તે ગુન્હો ચોરીનો ગુન્હો થઇ શકે નહીં.

પરંતુ બંધવે ક્યુમીનસને ચોરીનો ગુન્હો કરવામાં ઉશકેરણી કરી, તેથી તે કલમ મુજબ બંધવો ગુન્હેગાર થાય છે.

તોપણ આ બાબતમાં મને શક છે, તેથી હું નામદાર હાઇકોર્ટને નીચેની બે બાબતોના અભિપ્રાય વિશે અરજ કરૂંછું.

(૧) માલ તેના ધણીની પરવાનગીથી ખસેડવામાં આવ્યો એ વાત લક્ષમાં લેતાં બંધવાનું કૃત્ય ચોરી થઇ શકે નહીં ?

(૨) એજ હકીકત ઉપરથી બંધવો ૧૦૬ ઠી કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરી શકે કે નહીં ?

મેં મારો ઠરાવ નામદાર હાઇકોર્ટના ઠરાવને અનુસરીને કરેલો છે, અને સજાનો અમલ એક પખવાડીયા સુધી મુલતવી રાખ્યો છે. બંધવાને બંધાખાને મોકલ્યો છે, અને જામીન ઉપર છોડવાનો ઠરાવ નામદાર હાઇકોરટનો થશે તો તેનો સમાસ રાખેલો છે.

## હાઇકોર્ટે નીચે પ્રમાણે ઠરાવ આપ્યો છે.

### જસ્ટીસ જાકસન.

મને એમ જણાય છે કે પીનલકોડની કલમ ૧૦૬ ઠીના ખુલાસા ચોથા મુજબ મદદગારીમાં મદદગારી કરવી એ એક ગુન્હો છે. અને જો ક્યુમીનસે ઉશ્કેરણીથી કૃત્ય કર્યું હત તો ગુન્હો થાત. એટલે તેણે એ ઉશકેરણી કરવાથી ગુન્હો કર્યો છે, અને ખુલાસા બીજા પ્રમાણે ગુન્હો થવા સારૂ ઉશકેરાએલું કૃત્ય થવાની જરૂર નથી, માટે ધણીને જાણ કરી માલ ખસેડવામાં આવ્યો, એ હકીકત ઉપરથી કાયદા પ્રમાણે ચોરીનો ગુન્હો થતો નથી. પણ તેથી તે ઉશકેરણીના પરિણામમાંથી છુટી શકતો નથી. એ ઉશકેરણી માટે તેને ગુન્હેગાર ગણ્યો છે તે બરાબર કાયદેસર થયું છે.

બંધવાને સજા સારૂ માજીસ્ટ્રેટની હજુરથાં હાજર કરવો.

# કેસરેહીંદ વિ. સીતારામ રાય.

कोइ हिंदु पोताना कुटंबथी जुदो थवानो इरादो करीने मजुरीनो धंधो करवा डीमेराशना मुलकमां जइने वस्यो. ३० वर्ष सुधी त्यां रहीने ते पाछो पोताना कुटंबमां आव्यो. अने मजुरी करीने डीमेराशमांथी राच रचीलुं तथा धन मेळव्युं हतुं, ते पोतानी साथे लेइ आव्यो. पोताने घेर आव्या बाद ते कुटंबनी भेगो रह्यो. अने पोतानी मिलकत मजीयारी गणवाने बदले तेणे सवांग गणी हती. ठराव्युं के, मिलकत तेनी एकलानी हती. अने तेना भाइनो तेमां मजमुं भाग नोहोतो. अने ते मिलकतना संबंधमां तेनो भाइ वाजबी रीते चोरीना गुन्हानो गुन्हेगार ठरी शके छे.

एकी वखते कोइ सक्षने चोरीनो माल राख्यानो तथा चोरीमां मददगारी कर्यानो अपराधी ठरावी सजा करवी ए अनीमीयतपणुं छे.

કલમ ૩૭૯.
૨
તા. ૧૬-૮-૮૦
ઈ. ૩ મ. પા. ૧૮૬

કોઈ હિંદુ પોતાના કુટંબથી જુદો થઈને પરદેશમાં જઈ જાત મજૂરીથી ધન કમાઈ પોતાના વતનમાં આવીને બાપુકા કુટંબમાં રહે પણ તે પાછા ભેગા થવાના ઈરાદાથી નહીં પણ એક સગવડ ખાતર રહેતો તેનું મેળવેલું ધન તેના એકલાનુંજ છે, અને તે મિલકતને તે કુટંબનો કોઈ માણસ બદધાનતથી ખસેડે તો તે ચોરી કરયાના ગુનાહનો અપરાધી ઠરે છે.

એકી વખતે ચોરી કરનાર પાછો તેજ વખતે ચોરીનો માલ રાખનારો થતો નથી.

એક તુળસી નામનો સક્ષ ૩૦ વર્ષ સુધી ડીમેરાશના મુલકમાં રહી આવીને પાછો બળીઆ જીલ્લામાં પોતાને વતન સન ૧૮૭૯ માં આવ્યો. અને સરકારી ચલણી નોટો રૂપીયા ૬૦૦ ની, જેદ્રવ્ય તેણે મજુરી કરીને ડીમેરાશના મુલકમાં મેળવ્યું હતું, તે પોતાની સાથે લેઇ આવ્યો. અને તે ઉપરાંત બીજું રાચ રચીલું પણ તેની સાથે હતું. જ્યારે તે સ્વદેશમાં પાછો આવ્યો, ત્યારે તેનો બાપ મરી ગયો હતો. પણ તેની મા અને બીજા બે નાનાભાઇઓ, જેઓનાં નામ અનુક્રમે, દાલમીર અને જીંગર હતાં, તેઓ જીવતા હતા. અને બાપુકા ઘરમાં ભેળા રહેતા હતા. તુળસી અને તેની ઓરત પોતાના ધણી સાથે સ્વદેશ પાછી આવી હતી, તે બંને પોતાની મા, પોતાના ભાઇઓ અને તેઓની ઓરતો સાથે બાપુકા ઘરમાં રહેવા લાગ્યાં. આખું કુટંબ મજીયારૂં થઇને રહેતું હતું. તે આખું કુટંબ સમાધાનીથી એકઠું રહેતું હતું. પણ જ્યારે દાલમીરે તુળસીની મીલકતમાંથી ભાગ મળવાની માગણી કરી, અને તેને કનડવા લાગ્યો, અને કહેવા લાગ્યો કે, આપણે હિંદુ કુટંબના ભેગા ભાઇઓ છીએ. તો જે મિલકત તું ડીમેરાશમાંથી લાવ્યો છે, તેમાં મારો ભાગ છે. આ માગણી મંજુર કરવાને તુળસીએ ના પાડી. અને એ માગણીની જ્યારે વધારે જીકર થઇ, ત્યારે તેણે પોતાના ભાઈ સાથે ખાવા પીવાની ના પાડી. ને અંતે ડીમેરાશ મુલકમાં પાછું જવાનું તેણે નીરધાર્યું.

પોતાની ધારી રાખેલી રવાનગીરી અગાઉ સને ૧૮૮૦ ના જાનેવારીમાં, દાલમીર, પોતાના ભાઇ તુળસીની ગેર હાજરીમાં ઘરમાં પેઠો, અને જે પેટીમાં દ્રવ્ય હતું, તે પેટી

ઘરમાંથી કાઢી લાવ્યો. તે વખતે દેવીસીંહ તથા સીતારામ જે ગામના જમીનદારો હતા, તેઓ પેલી પેટી બહાર કાઢવા ટાણે ઘરના બારમાં ઉભા હતા. જ્યારે તે પેટી બહાર કાઢી આણી, ત્યારે આ ત્રણે સક્ષો તે પેટીને લઇને રવાને થઇ ગયા. સીતારામે, પછવાડેથી તુ-ણસીને એકંદર ૧૧૦૦ રૂપૈયાની ચલણી નોટો પાછી સ્વાધીન કરી. અને તુણસીની એક ચલણી નોટ તેના ઘરમાંથી મળી આવી. આ હકીકત ઉપરથી ગાજીપોરના સેસન જડજે, દાલમીરને પીનલકોડની કલમ ૩૮૦ મી માંહેલા ઘરમાં ચોરી કર્યાના ગુન્હાનો અપરાધી ઠરાવ્યો. દેવીસીંહને કલમ ૩૮૦ તથા કલમ ૧૦૯ મી પ્રમાણે તે ગુન્હામાં મદદગારી ક-ર્યાનો અપરાધી ઠરાવ્યો. અને સીતારામને ૧૯૦ તથા ૩૮૦ મીના અને ૪૧૧ મીના ગુ-ન્હાનો એટલે ઘરમાંથી ચોરીની મદદગારી કરી, તથા બદઘાનતથી ચોરાઉ માલ રાખ્યો, એ પ્રમાણે બે ગુન્હાનો અપરાધી ઠરાવ્યો. દેવીસીંહ તથા સીતારામના સંબંધમાં સેસન જડ-જે પોતાના ઠરાવમાં નીચે પ્રમાણે અભિપ્રાય આપ્યો છેઃ—

"મુકેલા આરોપોનો હું ગુન્હેગાર નથી એમ દેવીસીંહ જવાબ આપે છે. ચોરેલી મિલકતમાંથી કાંઇ મિલકત તેણે છુપાવી એવું દેખાડનારો કાંઈ પુરાવો નથી, એમ મારે ક-બુલ કરવું જોઇએ. પણ ફરીયાદીના ઘરમાંથી પેટી ખસેડવામાં આવી ત્યારે તે પાસે ઉ-ભો હતો, અને દાલમીરને તેમ કરવાનો કાંઈ હક નહીં છતાં તેણે ચોરી કરી છે, એમ તે-ને ખબર હતી, એવું બતાવનારો પુરાવો કામમાં પુષ્કળ છે, માટે તેણે ચોરીના ગુન્હામાં મદદગારી કરી છે. સીતારામ પણ જવાબ આપે છે કે, હું નીરઅપરાધી છું, પણ દાલમીર પાસેથી પેટી લીધાની વાતનો તે અંગીકાર કરે છે, અને જ્યારે પેટી ચોરાઇ, ત્યારે તે દેવી-સીંહની સાથે હાજર હતો, તથા ૧૧૦૦ રૂપૈયાની નોટો ચોરેલી મિલકત હતી એમ જા-ણીને તેણે તે નોટો જાંગરને સ્વાધિન કરી હતી. તેણે પોલીસને કહેલું કે હું ચોરેલી મિ-લકત બતાવી આપીશ. તથા ફરીયાદીની ૧૦ રૂપૈયાની નોટ શક પડતી સ્થિતિમાં તેના ઘ-રમાંથી જડી આવી છે, તથા બીજી ઘણીક નોટો તેના નોકર ગોવીંદને ખબર પડે એવી રીતે સંતાડેલી જડી આવેલ છે, એવું બતાવનારો કામમાં પુષ્કળ પુરાવો છે. તેથી હું ધા-રૂછું કે સીતારામ ઉપરના બંને ગુન્હાઓ એટલે ચોરીમાં મદદગારી અને ચોરેલી મિલકત સંતાડી એ સાબિત છે.

## સીતારામે હાઇકોર્ટમાં અપીલ કરી.

અપેલેન્ટ તરફથી હીલસાહેબે એવો વાંધો લીધો કે, તુણશી તથા દાલમીર બંને હિં-દુ કુટંબના અંગભુતો હતા. તેથી તુણશીએ મેળવેલી મિલકતમાં દાલમીરનું મજમું સ્વા-મીત્વપણું અને તે લેવાથી દાલમીરે કાંઇ ગુન્હો કર્યો નથી. અને તે પ્રમાણે લેવામાં મ-દદગારી કરવાથી, અથવા સદરહુ મિલકત રાખવાથી, અપેલેંન્ટે કાંઇ ગુન્હો કર્યો નથી. અને અપેલેંન્ટ જો કોઈ ગુન્હાનો અપરાધી છે તો, તે ચોરીનો, અને ચોરીમાં મદદગારી કર્યાનો ગુન્હેગાર છે. ચોરીમાં મદદગારી કરી, ચોરીની મિલકત રાખી, એ બે ગુન્હાનો તેને અપરાધી ઠરાવી સજા કરી છે, તેમાં અનીમીયતપણું થયું છે. જેકબવિન્સિવર્ડ પીનલકોડ-ની મેનની ટીકા આવૃતી ૧૦ મી પૃષ્ટ ૩૭૦ ચાલાકોદા અલાસાણી. વિ. ચાલાકોદારત્ના ચ્લમ દુરવાસુલા ગંગાધરૂલું વિ. દુરવાસુલા નરસામાંનો હવાલો તેણે આપ્યો.

## સરકાર તરફથી બાબુ દ્વારકાંનાથ.

### જસ્ટીસ સ્ટ્રેટનો ઠરાવ

દાલમીર અને દેવીસીંધ નામના બે સક્ષોની સંધાતે અપેલેંન્ટ સીતારામ રાયનો ઇનસાફ ગાઝીપોરના સેસન જડજ સાહેબે તહોમતવાળા દાલમીરના ભાઇ તુળસીના રેણાકના ઘરમાંથી રોકડ નાણાંના કેટલાક કીંમતી દસ્તાવેજોની ચોરી કરવાની મદદગારીનું તહોમત તથા સદરહુ મિલકત લીધાનું તહોમત રાખી ઇનસાફ કર્યો હતો. દાલમીરને ચોરી કર્યાનો અપરાધી ઠરાવ્યો હતો. અને દેવીસીધ તથા અપેલેંન્ટને મદદ કર્યાના ગુન્હેગાર ઠરાવ્યા હતા. વળી સીતારામને પીનલકોડની કલમ ૪૧૧ માંહેલા ગુન્હાનો પણ અપરાધી ઠરાવ્યો હતો. અપેલેંન્ટના વિદ્વાન વકીલે જે બાબતોની તકરાર લીધી છે તેમાં પેહેલી એવી છે કે, તુળશી અને દાલમીર એક હિંદુ કુટંબના જુદા ન થયેલા અંગભુતો હતા. તેથી દાલમીરે જે નોટ અને રોકડ લીધી તેનો તે સંયુકત માલીક હતો. માટે તેને ચોરી કર્યાના ગુન્હાનો ગુન્હેગાર ઠરાવી શકાય નહીં. બીજી તકરાર એવી છે કે, ચોરીમાં મદદગારી કરવી અને તેજ મિલકત પાછી રાખવી, એ બંને ગુન્હા માટે અપરાધી ઠરાવી સજા કરવી એ, એક જાતનું અનીયમિતપણું છે. આ તકરારોમાંથી પેહેલી તકરાર કાંઇ વજનદાર જણાતી નથી. અને તે તકરારનું નીર્ણય કરવા મને કાંઇ જરૂર દેખાતી નથી. પરંતુ કેટલેક પ્રસંગે અને કેટલીક બીના બને ત્યારે અવીભક્ત કુટંબના એક અંગભુત ઉપર કુટંબની મિલકત કીંવા સાપ્રાધ ખોટા ઉપયોગ કર્યાનું તહોમત ન મુકી શકાય એમ કહેવાને હું કોઇ પ્રકારે તૈયાર નથી. પરંતુ આ સવાલનો વિચાર કરવો આ કામમાં રહેતો નથી. કેમકે મજીયારા હિંદુ કુટંબના અંગભુત હોઇને, તુળસી અને દાલમીરના સંબંધમાં ગમે તેવું અનુમાન હોય, તોપણ જે પુરાવો પડયો છે, તેથી એ અનુમાનનો તમામ નકાર થાય છે. મારા મનમાં સાવ દીવા જેવું છે કે, જ્યારે તુળસી ૩૦ વર્ષ પેહેલાં ડીમેરાશમાં ગયો ત્યારે તે તમામ જુદો થઇ ગયો હતો. અને જ્યારે તે સને ૧૮૭૯ માં હીંદુસ્તાનમાં પાછો આવ્યો ત્યારે તેની મુડી પોતાના કુટંબના મજમુ ફંડમાં નાંખીને તે તેને વાપરવાનો ઇરાદો નોહોતો. તેની આખી વર્તણુકથી દેખાય છે કે, નોટ અને પૈસા પોતાના છે, એમ તેણે ગણ્યું હતું. અને કોઇ રીતે તેમાં પોતાની સાથે પોતાના સગાઓનો સામાન્ય સ્વાર્થ રહેવા દેવાનો ઇરાદો કર્યો નહતો, કાયદાનું અનુમાન ઉલટી રીતે લેવું જોઈએ. એવા હીલ સાહેબના મત સાથે હું મળતો નથી. મદ્રાસના મુકરદમાઓનો તેણે હવાલો આપ્યો છે. તે મુકરદમા તેની તકારારની તરફેણમાં બેશક ઘણે દરજે જાય છે. પણ તેઓના આધારનું મકમપણું કોઇ રીતે સંકલ્પવીકલ્પ વગરનું નથી. અને જે અદાલતે તે ફેંસલા ચુકવ્યા છે, તે અદાલત તરફ ઘણુંજ માન રાખીને હું કબુલ કરૂં છઉં કે, તે ફેંસલાઓ પ્રમાણે, અમલ કરવા પેહેલાં આનાકાની કરવી પડે છે. ચાલતા કામમાં વધારે કહેવાનું છે કે, કેળવણીના ફાયદાના અસાધારણ સાહીત્યો પુરાં પાડયાં હોય, અથવા કુટંબની મજીયારી રકમમાંથી તેનું ભરણ પોષણ થયું હોય એમ જણાતું નથી. અને મજુર તરીકે, મજુરી કરીને મેળવેલી સ્વપારજીત મિલકત તેના વતી જે કાંઇ મજમુ મિલકતમાંથી ખરચ કરવામાં આવ્યું હોય, તે પેટે ખાસ રીતે જમે કરી શકાતી નથી. જેથી મારા અભીપ્રાયમાં એવું છે કે, જે નોટ અને રોકડ ચોરાયાં હતાં તે તુળસીની એકલાની મિલકત હતી. અને દાલમીરને પીનલકોડની કલમ ૩૮૦ પ્રમાણે

વાજબી રીતે અપરાધી ઠરાવ્યો છે. વળી હું ધારૂં છઉં કે, અપેલેન્ટ સીતારામ રાય, તથા દેવીસીંઘને મદદગારીના કરતાં ચોરી કર્યાના ગુન્હેગાર ઠરાવ્યા હત, તો વધારે વાજબી હતું. કેમકે પુરાવેથી સાફ માલમ પડે છે કે, તેઓ જ્યારે તુળસીના રેણાક ઘરમાંથી, દાલમીરે બદઘાનતથી મિલકત ખસેડી ત્યારે મો પડમાં અને ભાગ લેવામાં હતા. તેથી હું હુકમ કરૂંછું કે, એ પ્રમાણે દફતરમાં સુધારો કરવો અને સીતારામરાય તથા દેવીસીંઘના ગુન્હાનો ઠરાવ પીનલકોડની કલમ ૩૮૦ પ્રમાણે દફતરમાં લખવો. હીલ સાહેબે બીજી તકરાર લીધી છે, તે વજનદાર છે. અને તેથી હું પીનલકોડની કલમ ૪૧૧ પ્રમાણે સીતારામ રાયને અપરાધી ઠરાવી સજા કરી છે તે રદ કરૂં છું. સેસન જડજે મદદગારીના ગુન્હા માટે સજા કરી છે તે સજા ૩૮૦ મી કલમ પ્રમાણે મુખ્ય ગુન્હાની સજા તરીકે, કાયમ રાખું છઉં.

## કેસરેહીંદ વિ. તામા ધાંચ્ચા..

કલમ ૩૭૯.
૩
તા૦ ૧૯—૧૦—૮૧
ઈં. ૪ મ. પા. ૨૨૮
સરકારી રણમાં પોતાની મેળે થતું મીઠું બદ દાનતથી ખસેડવાથી ચોરીનો ગુન્હો થાયછે.

एक रण सरकारनी मिलकत हती. तेमांथी नीमक चोराइ न जाय तेटला माटे तेनी आसपास सरकारे पोलीसनी चोकी राखी हती.

ठराव्युं के, सरकारनी मरजी विरुद्ध, तथा गेरकायदेसर लाभ मेळववाना हेतुथी जे मीठुं पोतानी मेळे ए रणमां थयुं हतुं, ते लेवुं ए चोरीछे.

રેપાલી તાલુકાના બીજા વર્ગના માજીસ્ત્રેટે ત્રણે જણને નીમકની ચોરી કર્યાના અપરાધી ઠરાવી ૫ટકાની સજા કરી હતી. એ મીઠું પોતાની મેળે રણમાં થયું હતું. તે રણ પોલીસની ચોકીમાં હતું. આ કામનું દફતર તથા તેના કાગળીયા, ડીસ્ટ્રીકટ માજીસ્ત્રેટે હાઇકોર્ટમાં મોકલ્યા. તે એવા અભીપ્રાયથી કે, આવી રીતે ચોકીમાં રાખેલું મીઠું લેવું એ ચોરી કહેવાય નહીં. કેમકે રણમાં પોતાની મેળે થયેલું મીઠું સરકારના કબજામાં નહોતું.

**આ કેશની સુનાવણી ટાણે કોઇ તરફથી હાજર નહોતું.**

**ચિફ જસ્ટીસ ટરનર તથા જસ્ટીસ કરનાનનો ઠરાવ:—**

અમોને એમ લાગે છે કે, સરકારે રણની આસપાસ ચોકી રાખી, મીઠાનો એવો કબજો લીધો હતો કે, સરકારની મરજી વગર, તથા ગેર કાયદેસર લાભ લેવાના ઇરાદાથી રણમાંથી નીમક ખસેડવું, તેથી ચોરી થઇ શકે છે. રખાલમાંથી લાકડાંની ચોરી કરવી, અને આ કેશની ચોરી વચ્ચે, અમોને કાંઇ ફરક દેખાતો નથી. એટલોજ ફરક છે કે, નીમક છે તે ધરતીનો એક ખરેખરો ભાગ છે, પણ ઝાડ તે પ્રમાણે નથી. પણ જે વસ્તુઓ સ્થાવર છે, તે જુદી કરવાથી ખસેડી શકાય એવી થાય છે. અને આ વાત જમીનની સાથેથી તેના જુદા કરેલા ભાગોને લાગુ પડે છે. જેમકે ખોદી કાઢેલા પથ્થર, ખનીજો, લોખંડ, અથવા, એકઠું કરેલું નીમક તથા તેના ઉપર ઉગેલાં વૃક્ષો, તેમજ ધરતી ઉપર બાંધેલી ઇમારતો. રણ એ સરકારની મિલકત છે, એમ ખરેખરૂં માનવામાં આવ્યું છે. તે કબુલ રાખતાં અમારા મત પ્રમાણે અમે ઠરાવીએ છીએ કે, ચોરીનો ગુન્હો થયો છે.

## રાણી વી. રેવુ પોથાડુ.

कलम. ३७९
४
ता. ५-९-८२
ઈં ૫ મ. પા. ૩૯૦
દરીઆની ખાડી માંથી બદદયાનતથી માછલાં પકડવાં એવી ચોરીનો ગુનોહ થતો નથી.

**खाडीमांथी गेरकायदेसर माछलां पकडवां ए चोरी नथी.**

ફોજદારી કામ ચલાવવાના સને ૧૮૭૨ના ૧૦ મા આકટની કલમ ૨૯૬ (૪૩૮) મુજબ કરનારના જીલ્લા માજીસ્ટ્રેટે આ કામ લખી મોકલ્યું હતું.

### મુતુ સ્વામી આયર તથા ટારેંટ જસ્ટીસનો ઠરાવ.—

બંધવાને પીનલકોડની કલમ ૩૭૯ મી પ્રમાણે ચોરીના ગુન્હાનો અપરાધી ઠરાવી તેનો જુદી જુદી રકમોનો દંડ કરેલો છે. તે દંડ હજુ લેવાયો નથી. લક્ષ્મીપુર ગામ પાસે ખાડી છે. તે ખાડીમાંથી માછલાં પકડવાનો હક સરકારે ઇજારે આપ્યો હતો. તે ખાડીમાંથી બંધવે માછલાં પકડયાં હતાં, અને તે ચોરીના ગુન્હાનો ગુન્હેગાર ઠર્યો હતો. આ કોર્ટે સને ૧૮૭૮ના અક્ટોબરની ૨૩ મી તારીખે રોજ કામ કર્યું છે, તે અનુસાર ગુન્હાનો ઠરાવ રદ કરવામાં આવે છે.

તે રોજકામ નીચે મુજબ છે.

આ મુકરદમાઓમાં કેટલાક સક્ષોએ કોઇ સરકારી તળાવોમાંથી માછલાં પકડયાં, તેથી તેઓને ગુન્હેગાર ઠરાવ્યા છે. સદરહુ તળાવોમાંથી માછલાં પકડવાનો હક સરકારે લીલામ કરી બંધવા શીવાય બીજા સક્ષોને વેચેલો છે.

દક્ષિણ હિંદુસ્થાનમાં જે ખુલ્લાં તળાવોમાંથી ખેતરને પાવા સારૂ પાણી લઇ જવામાં આવે છે, તે માંહેલાં આ તળાવો છે, તેમ આ કોર્ટ માને છે. અને સવાલ એટલોજ છે કે, તેવા તળાવોમાં વસનારાં માછલાં કોઇ એવા અર્થવાળા કબજામાં છે, કે તેને પકડી ખસેડવામાં આવે તો, તે ચોરી થાય? હાઇકોર્ટનો એવો અભીપ્રાય થાય છે કે, ના. તેમ નથી. માછલાં પકડવા જેવા કોઇ હકનો ભાગ થાય તો, તેને માટે દીવાની ઇલાજ છે.

## કેસરેહીંદ વિ. ગંગારામ સાંતારામ.

કલમ. ૩૭૯
૫
તા૦ ૨૯-૧૦-૮૪
ઇં. ૯ મું. પા. ૧૩૫
જે માણસનો કોઇ મિલકત ઉપર ભુલથાપ ન ખવાય એવો હક હોય તેના કબજામાંથી તેની રજામદી સિવાય તે મિલકત લઇ લેવી તે ચોરી કહેવાય છે.

कांइ मिलकत उपर कोइ सक्षनो उपरथी साचो हक होय अथवा ते मिलकतमां तेना हकनो कांइ पण आभाश होय तेवा सक्षना हवालामांथी तेनी मरजी उपरांत ते मिलकत खसेडवामां आवे तो चोरीनो गुन्हो थवामां तेटलुं बस छे.

ખાનદેશના સેસન જડજે ચોકસ નામદાર હાઇકોર્ટને સને ૧૮૮૨ ના આકટ ૧૦ માની કલમ ૪૩૮ મુજબ લખી મોકલ્યો હતો.

### તેણે નીચે મુજબ લખાણ કર્યું છે.—

તહોમતવાળો ગંગારામ શાંતારામ એક લુવાર છે, તેની પાસે ફરીયાદી ગીરજુ, રૂપૈઆ ૬૦ માગતો હતો, અને ગંગારામની ગેર હાજરીમાં, તેની ઓરત ધોંડીએ, ગંગારામની વરધી મુજબ, સને ૧૮૮૪ ના જુલાઇની ૨૧ મી તારીખે કરજ પેટે રૂપૈયા ૨૫ માં કામ કરવાનાં હથીયાર વેચ્યાં. ગંગારામ જ્યારે પાછો ઘેર આવ્યો, ત્યારે ફરીયાદીની મરજી ઉપરાંત પોતાનાં ઓજાર પાછાં લેઇ આવ્યો. તે વખતે એટલે (૧૫-૮-૮૪)ને રોજ ફરીયાદી ત્યાં હાજર નહોતો.

ગયા માસની ૨૫ મી તારીખે પેહેલા વર્ગના માજીસ્ત્રેટ રાવબહાદુર બાપુ પરસોતમે ગંગારામને ચોરી કર્યાનો અપરાધી ઠરાવી, તેનો દશ રૂપૈયા દંડ કરેલો છે. અને એવો હુકમ કરેલો છે કે, એ ઓજારો પાછાં ફરીયાદીને સોંપી દેવાં.

માહારો અભીપ્રાય એવો છે કે, એ ઓજારો લેવામાં ગંગારામનો બદઘાનતવાળો ઇરાદો હોય, એમ પુરાવેથી સાબિત થતું નથી. તે ઓજારો ગંગારામના ઓરતે ફરીયાદીને આપ્યાં ત્યાં સુધી તેનાં હતાં, એ વાત કબુલ કરવામાં આવેલી છે. તે ઓજારો ફરીયાદીને, આપવા ગંગારામે પોતાની સ્ત્રીને અધીકાર આપ્યો હતો એવો પુરાવો પડયો નથી. ગંગારામ પાછાં લેઇ આવ્યો, એ વાતથી જણાય છે કે, કરજને, પેટે એ હથિયારો આપી દેવાની વરધી વખતે તેણે તેણીને આપી નહીં હશે. ગંગારામે પોતાના હથિયારોનો હક છોડી દીધો હતો, એમ ફરીયાદ પક્ષવાળા સાબીત કરી શકયા નથી. માટે ફરીયાદીની સમંતી વગર એ હથિયારો લેઇ લેતાં ચોરીનો ગુન્હો થતો નથી.

"ફરીયાદીએ પોતાની સ્ત્રી ઘોંડી પાસે એવી કબુલત લખાવી લીધી હતી કે, આ હથીયારો મેં માહારા ધણીના હુકમથી ગીરજુના લેણા પેટે ગીરજુને આપેલાં છે. એ ઘોંડીને ફરીયાદીએ પાવતી આપવી જોઇતી હતી, તે ઠેકાણે ઉપર મુજબની કબુલત લેવી અને તેમાં તેમ કરવા પોતાના ધણીનો હુકમ છે, એવી હકીકત લખાવી લેવી એ બીના ફરીયાદીએ હથીયારો શુદ્ધ બુદ્ધિથી લીધાં હતાં કે નહીં? તે સવાલ મોહોટો શક પડતો કરે છે.

"ઉપરનાં કારણોથી માહારો અભીપ્રાય એવો છે કે, ગુન્હાનો ઠરાવ રદ કરી દંડ પાછો આપી અને હથીયારો ગંગારામને પાછાં સોંપી દેવાં જોઇએ."

**ફરીયાદી કે તહોમતવાળા તરફથી કોઇ હાજર નહોતું.**
**જસ્ટીસ વેસ્ટનો ઠરાવ.**

ગીરજુ પાસેથી પોતાનાં ઓજારો પાછાં લેવાનું બંધવા ગંગારામને કારણ હોય તો પણ, એ ગીરજુ પાસે તે ઓજારો ઉપરથી સાચા હકની રૂયે હતાં, અથવા કાંઇ નહીં તો પણ જે હક દખીતો ભુલથાપવાળો નહોતો, તેવો હક, તે ઉપર માહારો છે, એમ ગીરજુ કહી શકે ખરો. હવે ન્યાય એવો છે કે, જે વસ્તુતામાં પોતાનો દરસનીક હક છે, તે વસ્તુ જબરીનથી પાછી મેળવવામાં તે સક્ષ કાયદાને કોરે મુકી શકતો નથી. ( જુઓ કેપ વિ. કોસ્ટ (આ વિલાયતના મુકરદમો વરજીવનદાસ વિ. મમુદ અલીખાન પ. મું ૧૯૮ ના કામમાં ટાંકેલો છે.)

માજીસ્ત્રેટે જે પુરાવો લીધો છે, તેની મુનશફી કરતાં ગુન્હાનો ઠરાવ વાજબી છે, એવા ખબર સેસન જડજને દેવા.

## માહારાણી કેસરેહીંદ વિ. શેખ આદમ. વલદ શેખ ફરીદ તથા શેખ ઇબ્રાહીમ. વલદશેખ ઉમર.

કલમ. ૩૭૯
૬
તા० ૮-૧-૮૬
ઇં.૧૦ મુ.પા.૧૯૩
બંધેજ તળાવ કોઇની માલિકીનું હોય, તેમાંથી પરવાનગી વગર માછલાં પકડતાં એથી ચોરીનો ગુન્હો થાયછે.

बंधवाओ सरसी गामनी म्युनीसीपालीटीना बंधेज तळावमां परवानगी लीधा वगर माछलां मारता हता एम साबीत थयुं हतुं. तेमां ठराव्युं के, चोरी करवाना तेओ गुन्हेगार थइ शके छे. केमके जे तळावमांथी तेओ माछलां मारता हता, ते देखीतुं बंधेज हतुं. अने तेथी ते मांहेनां माछलांओनी आववा जवानी स्वभावीक छुटने अटकायत हती. अने तेथी ते तळावना मालीकनी मरजी थाय त्यारे ते माछलां पकडवा लायक हतां अने तेथी तेओ चोरीनी वस्तु थइ शके छे.

કાનડાજીલ્લાના માજીસ્ત્રેટે ૧૮૮૨ ના ૧૦ મા આકટની કલમ ૪૩૮ મી પ્રમાણે આ કામ લખી મોકલ્યું હતું તે લખાણની હકીકત નીચે પ્રમાણે છે:—

સને ૧૮૮૫ ના એપ્રીલની ૨૬ મી તારીખે સરસીની મ્યુનીસીપાલીટીની હદમાં કોટકેરી નામનું સરોવર છે, તેમાંથી માછલાં પકડતાં બંધવાઓ જોવામાં આવ્યા. આ તળાવમાંથી માછલાં મારવાનો હક દર વરસે મ્યુનીસીપાલીટી તરફથી ઘણામાં ઘણી માગણી કરનારને ઇજારે અપાય છે. અને તેની ઉપજ મ્યુનીસીપાલીટીની ઉપજ પેટે જમે થાયછે. સદરહુ તળાવમાંથી કોઇએ માછલાં પકડવાં નહીં, એવી જાહેર ખબર મ્યુનીસીપાલીટી વાળાએ યોગ્ય રીતે પ્રસિદ્ધ કરી હતી.

બંધવાઓ આ નોટીસનું ઉલંઘન કરી માછલાં પકડતા હતા. તેન પકડવા સારૂ મ્યુનીસીપાલીટીના નોકરોએ તેઓને મનાઈ કરી હતી, પણ તેઓએ તે માની નહીં. આખરે આસીસ્ટંટ સરજન જે એક મ્યુનીસીપાલીટીનો કમીશનર હતો, તેણે આ બાબતમાં ચાંપતા ઉપાયો લીધા.

મ્યુનીસીપાલીટીના એક તન્દુરસ્તીખાતાના ઇન્સ્પેકટરે પછી મ્યુનીસીપાલીટીની વરધી પ્રમાણે એક બીજા વર્ગના માજીસ્ત્રેટ પાસે બંને બંધવાઓ ઉપર પરવાનગી લીધા વગર મ્યુનીસીપાલીટીના તળાવમાંથી માછલાં પકડયા વાસ્તે ફરીયાદ કરી. તે માજીસ્ત્રેટ પાસે તે ફરીયાદ ચાલતાં બંને બંધવાઓ પીનલકોડની કલમ ૩૭૯ મી તથા ૫૧૧ મી માંહેલા ગુન્હાઓના અપરાધી ઠર્યા. તેમાં પેહેલા નંબરના બંધવાનો ચાર રૂપૈયા દંડ, અને બીજાનો પાંચ રૂપૈયા દંડ થયો. બંને દંડ વસુલ થયા હતા.

બીજા નંબરના બંધવાએ આ ઠરાવ અને સજા સામે સરસીના પેટાટુકડી માજીસ્ત્રેટને અપીલ કરી. તેણે સદરહુ સજા એવા કારણથી રદ કરી કે, માછલાં એ કુદરતી જાનવર છે, અને તેથી તે ચોરી કરવાની વસ્તુ થતી નથી. જો સદરહુ તળાવમાં મ્યુનીસીપાલીટીવાળાએ માછલાં આણીને નાંખ્યાં હત તો, આ મુકરદમો જુદા પ્રકારનો થાત. પણ આ કામમાં ખરેખર માછલાં વગડાઉ જાનવર જેવાંછે, અને તેથી તે મ્યુનીસીપાલીટીવાળાના કબજાનાં નથી. પેહેલે બંધવે અપીલ કરી નથી, એટલે તેના વિરૂદ્ધનો ઠરાવ હજી કાયમછે.

સદરહુ પેટાટુકડી માજીસ્ત્રેટે જે અભિપ્રાય બાંધ્યો છે તે સાચો, અને કલકત્તા હાઈકોર્ટે તથા સીંધની સદર અદાલતે ઠરાવો કર્યા છે તેને અનુસરતો લાગે છે. (જુઓ ભુષણ પરાઇ વિ. દીનાનાથ બાનરજી ૨૦ વી. રી. ૧૫) પણ બીજી રીતે જોતાં કલમ ૩૭૯ મી તથા ૫૧૧ મી પ્રમાણે એક આવા ગુન્હા માટે આ જીલ્લામાં સને ૧૮૭૬ ની સાલમાં ૨૨ જણ ઉપર ગુન્હાનો ઠરાવ થયો હતો, તે ઠરાવ સને ૧૮૭૬ ની ૨૦ મી તારીખે મુંબાઇની હાઇકોર્ટે ફરીતપાસમાં લઇ બહાલ રાખ્યો હતો. એ મુકરદમો છપાએલો જણાતો નથી. અને તે ઠરાવની પુષ્ટીમાં જે દલીલો અપાણી હોય, અથવા નામદાર જડજોએ કાંઇ ટીકા કરી હોય, તેનો કાંઇ મારી પાસે નોંધ નથી. આ મુકરદમામાં વીંટાયલો સવાલ બહુજ કીમતી છે, કેમકે સરકારનો તથા ખાનગી માણસોનો માછલાં પકડવાનો હક છે તેને બહુ અસર કરનારો છે, અને તે હકોનું રક્ષણ કરવાનો કોઇ ધારો દાખલ કરવાની મતલબથી કાયદા બાંધનારી સભાનું લક્ષ ખેંચાઈ ચુક્યું છે.

આ મુકરદમામાં તળાવનો તથા માછલાં મારવાનો હક સરસીની મ્યુનીસીપાલીટીને સ્વાધિન થયો છે, અને નકી કરવાની બાબત એટલીજ છે કે તે માંહેલાં માંછલાં એ જંગમ મીલકત હોય તો તે મ્યુનીસીપાલીટીના કબજાની છે કે નહીં? જો આપ નામદાર સાહેબનો મત એવો થાય કે, માછલાં ચોરી કરવાની વસ્તુ થતી નથી, તો હું અરજ કરૂંછું કે પેહેલા બંધવા સામેનો ઠરાવ અને સજા રદ કરી તેનો દંડ પાછો આપવો જોઇએ.

## હાઇકોર્ટે કરેલો ઠરાવ.

ભુષણ પરાઈ વિરૂદ્ધ દીનાનાથ બાનરજીનો મુકરદમો નવકા ગમન કરવા લાયક નદીમાંથી પકડેલાં માછલાં બાબતનો છે; અથવા રાણી વિરૂદ્ધ રેવુ પોથાડુના કામમાં મદ્રાસ

હાઇકોરટના મુકરદમાઓનો હવાલો આપ્યોછે, જેમાં સદરહુ હાઈકોરટે ઠરાવ્યુંછે કે, જે તળાવોમાંથી ખેતરોને પાણી પાવાનું પાણી લઇ જઇ શકાતું હોય, તેમાંથી માછલાં પકડવાં એ ચોરી નથી.

એમ જે ઠરાવો કરવામાં આવ્યા છે તે ઠરાવો પ્રમાણે આ મુકરદમાનો ઠરાવ થઇ શકતો નથી. આ કામમાં જે તળાવમાંથી માછલાં પકડવામાં આવ્યાં હતાં તે તળાવ બંધેજ હતું, એટલે મ્યુનીસીપાલીટીના કબજામાં હતું. તેથી તે માંહેલાં માછલાંની કુદરતી છુટને એક જાતની અટકાયત હતી. અને તેટલા માટે એના ધણીની મરજી હોય ત્યારે ગમે તે વખતે પકડવા માગે ત્યારે પકડી શકાય એવાં હતાં. અને તેથી ન્યાયતત્વો ઉપરથી આ વધારે ઊંચા અભિપ્રાય પ્રમાણે તેઓની ચોરી થઇ શકે છે. જો તળાવમાંથી માછલાં નાશી જવાને વાસ્તે અશક્ય હતાં તો તેઓ ફરીયાદીના હુકમમાં અને હવાલામાં હતાં. માટે જે ગુન્હાનો ઠરાવ કર્યો છે એ કાયદેસર છે. (જુઓ રાણી વિરૂદ્ધ સીકલ).

## માહારાણી કેસરેહીંદ વિ. પુનુરંગમ.

कोइ मजमुं भागदार मजमुं कबजानी मिलकत लइने तेनो बाप पोतानो सवांग कबजो करे एथी मजमुं मिलकतनी चोरी थाय छे.

કલમ ૩૭૯.
૭
તા. ૧-૩-૮૭
ઈ. ૧૦ મ.પા.૧૮૬
મજીયારી મિલકતમાંથી કોઇ મિલકતનો બદદાનતથીસવાંગ કબજો કરવો એથી ચોરી કરયાનો ગુન્હો કરયો કહેવાય છે.

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૪૩૮ મી કલમ પ્રમાણે ઊત્તર આરકાટના જીલ્લા માજીસ્ત્રેટે આ મુકરદમો હાઇકોરટનો હુકમ થવા સારૂ મોકલી દીધો હતો. અને તે કરવામાં તેણે નીચેની હકીકત લખી હતી.

"બંધવો પુનુરંગમ એક અઢાર વરસની ઉમરનો છોકરો હતો, અને તે પોતાના બાપને જાણ કર્યા વગર, તેની દુકાનમાંથી એક ગાડું લઈને વેચી નાખ્યું, અને તેની કીમત ગજવામાં મુકી, આ હકીકત તેણે કબુલ કરેલી છે. પરંતુ બચાવમાં કહે છે કે, (૧) હું મારા બાપથી જુદો થયો નથી. અને મુદ્દાનું ગાડું અમારૂં મજમુંનું છે. (૨) સદરહુ ગાડું લેવાનું મારૂં કારણ એ હતું કે મારે બાપે બીજું ઘર કર્યું છે. અને તે મારૂં અથવા મારી માનું ભરણ પોષણ કરતો નથી. ગાડું વેચતાં જે કીંમત આવેલી છે તેમાંથી થોડી મારા પોતાના નીરવાહ માટે રાખીને બાકીની મારી માને મોકલી દીધી છે.

જે બીજા વર્ગના માજીસ્ત્રેટે આ કામના બંધવાનો ઇનસાફ કરેલો છે, તેણે બંધવાનું આ સઘળું બોલવું મંજુર રાખીને તેણે ઠરાવ્યું છે કે, બંધવે શુધબુધીથી પોતાના હકનો દાવો રાખીને કામ કરેલું જણાય છે, અને તેથી તેને છોડી મુકવો જોઇએ."

### જસ્ટીસ કરનાન તથા મુતુ સ્વામી આયરનો ઠરાવ.—

બીજા વર્ગના માજીસ્ત્રેટનો ફેંસલો અને ઠરાવ સાચો નથી. કુટુંબ માંહેલો કોઇ સક્ષ મજીયારી મિલકતનો ભલે ભાગદાર હોય, તો પણ મજમું કબજાની મિલકત લઇને પોતાના એકલાના કબજામાં રાખે તો, તે કુટુંબની મજીયારી મિલકતની ચોરી થઈ કહેવાય છે.

માટે નાસાબીતીનો ઠરાવ રદ કરીને હિ. પી. કો. ની ૩૭૮ મી કલમમાં ચોરીની વ્યાખ્યા તથા ૨૪ મી કલમમાં "બદદાનત" એ શબ્દ ધ્યાનમાં રાખી આ મુકરદમાનો ફરીને ઇનસાફ કરવાનો માજીસ્ત્રેટને હુકમ કરવામાં આવે છે.

## કલમ ૩૮૦ મી

૩૮૦. જે ઈમારત તંબુ, અથવા વહાણ માણસના રેહેવામાં આવતું હોય અથવા જેમાં કાંઇ મિલકત રાખવામાં આવતી હોય, એવી કોઇ ઇમારત, તંબુ, અથવા વાહાણમાંથી જે માણસ ચોરી કરે, તેને સાત વરસની મુદત સુધીની, એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

રેહેવાના ઘર વગેરેમાંથી ચોરી કરવી.

## કલમ ૩૮૧ મી.

૩૮૧. કોઇ માણસ મેહેતો અથવા ચાકર હોય, અથવા મેહેતા દાખલ કે ચાકર દાખલ રાખેલો હોય, તે માણસ અગર પોતાના શેઠ અથવા રાખનારના કબજા માંહેલી કાંઇ મીલકતની ચોરી કરે તો તેને સાત વરસની મુદત સુધીની, એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

શેઠના કબજા માંહેલી મિલકતની મેહેતા અથવા ચાકરે ચોરી કરવી.

## કલમ ૩૮૨ મી

૩૮૨. જે માણસ ચોરી કરે, તેણે અગર તે ચોરી કરવા સારૂ, અથવા તે ચોરી કરયા પછી નાશી જવા સારૂ, અથવા તે ચોરીથી મળેલી મીલકત રાખવા સારૂ, કોઇ શખસનું મોત આણવાની, અથવા કોઇને વ્યથા, અથવા અટકાવ કરવાની અથવા મોત, વ્યથા કે અટકાવનો ભય ઉત્પન્ન કરવાની, કાંઈ તઈયારી કરી હોય, તો તે માણસને દશ વરસની મુદત સુધીની સખત કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ચોરીકરવામાં મોત અથવા વ્યથા કરવા તૈયારી કરી ચોરીકરવી.

### દ્રષ્ટાંત.

(અ) ઝ ના કબજા માંહેલી મીલકતની અ ચોરી કરે, અને એ ચોરી કરતી વેળાએ તેના કપડામાં રાખેલી એક ભરેલી પિસ્તોલ હોય, અને તે પિસ્તોલ અગર ઝ સામો થાય તો ઝ ને વ્યથા કરવાના ઇરાદાથી રાખી હોય, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવું.

(બ) અ ઝ નું ખીસુ કાતરે, અને તેણે પોતાના કેટલાએક સોબતીઓને આસપાસ રાખ્યા હોય, એટલા સારૂ કે, અગર શું બને છે તે ઝ ના જાણ્યામાં આવે અને તે સામો થાય, અથવા અ ને પકડવાની કોશિશ કરે, તો તેઓ ઝ ને અટકાવે, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવું.

## જબરાઇથી કહડાવવા બાબત.

## કલમ ૩૮૩ મી.

૩૮૩, જે માણસ ઇરાદાથી કોઇ શખસને તે શખસને પોતાને અથવા બીજા કોઇને નુકશાન કરવાનો ભય ઉત્પન્ન કરે, અને તેમ કરી ને તે ભય પામેલો શખસ કાંઇ મીલકત, અથવા કિંમતી દસ્તાવેજ, અથવા સહી કે મોહોર કરેલી જે વસ્તુનો કાંઇ કિંમતી દસ્તાવેજ બનાવી શકાય એવી કાંઇ વસ્તુ, કોઇ શખસને આપે એમ બદદાનતથી કરે, તો તે માણસે "જબરાઇથી કહડાવવાનો ગુન્હો" કરયો એમ સમજવું.

જબરાઇથી કહડાવવું.

વ કરવાની કોશીશ કરે, અથવા તાત્કાલીક મોત, તાત્કાલીક વ્યથા, તાત્કાલીક ગેરવ્યાજબી અટકાવ કરવાનો ભય ઉત્પન્ન કરે, અથવા ભય ઉત્પન્ન કરવાની કોશીશ કરે, તો તે ચોરી અપહરણ થાય છે એમ સમજવું.

જબરાઇથી કહડાવવું તેક્યારે અપહરણ થાય છે.

અગર જબરાઇથી કહડાવવાનો ગુન્હો કરતી વખતે તે ગુન્હો કરનાર ભય પમાડેલા સખસની આગળ હાજર હોય, અને તાત્કાલીક મોત, અથવા તાત્કાલીક વ્યથા, અથવા તાત્કાલીક ગેરવ્યાજબી અટકાવ તે સખસને અથવા કોઇ બીજા સખસને કરવાનો ભય તે સખસને ઉત્પન્ન કરીને તે જબરાઇથી કહડાવવાનો ગુન્હો કરે, અને એ પ્રમાણે ભય ઉત્પન્ન કરીને તે ભય પમાડેલા સખસનું મન એવું કરે કે તે સખસ તેજ વખતે અને તેજ ઠેકાણે જબરાઇથી કહડાવેલી વસ્તુ આપી દે, તો તે જબરાઇથી કહડાવવું અપહરણ થાય છે એમ સમજવું.

અગર તે ગુન્હો કરનાર એટલો નજદીક હોય કે તેથી તે બીજા સખસને તાત્કાલીક પોતાનો અથવા તાત્કાલીક વ્યથાનો અથવા તાત્કાલીક ગેરવ્યાજબી અટકાવનો, ભય ઉત્પન્ન થાય, તો તે હાજર છે એમ સમજવું.

**દ્રષ્ટાંત.**

(**અ**) **અ** **જ** ને નીચે દાબીને ઝાલી રહે, અને **જ** ની રજામંદી શીવાય **જ** ના કપડામાંથી **જ** ના પઈશા તથા દાગીના દગલબાજીથી કાહાડી લે, તો એ ઠેકાણે **અ** એ ચોરી કરી, અને તે ચોરી કરવા સારૂ તેણે બુદ્ધિપુરવક **જ** ને ગેરવ્યાજબી અટકાવ કર્યો માટે તેણે અપહરણ કર્યું એમ સમજવું.

(**બ**) **અ** **જ** ને ધોરી રસ્તા ઉપર મળે અને એક પીસ્તોલ દેખાડીને કહે, કે તારી નાણાંની થેલી આપ, અને તે પરથી **જ** પોતાની થેલી આપી દે, તો એ ઠેકાણે તાત્કાલીક વ્યથાનો ભય ઉત્પન્ન કરીને **અ** એ **જ** ની પાસેથી તે થેલી જબરાઇથી કહડાવવાનો ગુન્હો કર્યો, અને તે ગુન્હો કરતી વખતે તે **જ** ની આગળ હાજર હતો, માટે **અ** એ અપહરણ કર્યું એમ સમજવું.

(**ક**) **જ** પોતાના બાળકને લઇને જાય છે એવામાં એક ધોરી રસ્તાપર તેને **અ** મળે, અને તે બાળકને લઇને **અ** **જ** ને એમ કહે કે તું તાહારી નાણાંની થેલી આપ, નહીંતો હું આ બાળકને લઇને પેલી ટેકરી ઉપરથી નીચે ફેંકી દઈશ; અને તે પરથી **જ** પોતાની થેલી આપી દે, તો એ ઠેકાણે જે બાળક ત્યાં હાજર છે, તે બાળકને તાત્કાલીક વ્યથા કરવાનો ભય **જ** ને ઉત્પન્ન કરીને **જ** ની પાસેથી તેની થેલી **અ** એ જબરાઇથી કહડાવી માટે **અ** એ **જ** ની પાસેથી અપહરણ કર્યું એમ સમજવું.

(ડ) "તાહરૂ બાળક માહારી ટોળીના હાથમાં છે, અને તું હમને દશ હજાર રૂપીયા મોકલ, નહી તો અમે તારા બાળકનો જીવ લઇશું;" એમ કહીને **અ** **જ** ની પાસેથી કાંઇ મીલકત મેળવે તો એવું નામ જબરાઇથી કહડાવવું, અને એને માટે તે ગુન્હાની શીક્ષા થઇ શકે, પણ પોતાના બાળકનું તાત્કાલીક મોત થવાનો ભય **જ** ને ઉત્પન્ન કરવામાં આવે નહી, તો એ કાંઇ અપહરણ ગણાય નહી.

**કલમ ૩૯૧ મી.**

ડાકાઇટી.

**૩૯૧.** અગર પાંચ અથવા વધારે સખસો એકઠા મળીને કાંઈ અ-

પહરણ કરે અથવા કરવાની કોશીશ કરે, અથવા જે સખસો એકઠાં મળીછે અપહરણ કરતાં અથવા કરવાની કોશીશ કરતાં હોય તે, તથા જે સખસો હાજર હોય અને તે અપહરણ તથા કોશીશ કરવામાં સાહાય કરતા હોય તે, એ બંને મળીને તેઓની આખી સંખ્યા પાંચ અથવા વધારે થાય, તો એ ઠેકાણે અપહરણ કરનાર કોશીશ કરનાર, અથવા સાહાય કરનાર હરએક સખસે "ડાકાઈટી" કરી એમ સમજવું.

## કલમ ૩૯૨ મી.

*અપહરણની શીક્ષા.*

**૩૯૨.** જે માણુસ અપહરણ કરે, તેને દશ વરસની મુદત સુધીની સખત કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે અપહરણ ધોરી રસ્તાપર, સુર્યાસ્ત તથા સુર્યોદયની વચ્ચે, કરવામાં આવે, તો કેદ ચૌદ વરસની થઈ શકે;

## કલમ ૩૯૩ મી.

*અપહરણ કરવાનીકોશીશ.*

**૩૯૩.** જે માણુસને અપહરણ કરવાની કોશીશ કરે, તેને સાત વરસની મુદત સુધીની સખત કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

## કલમ ૩૯૪ મી.

*અપહરણ કરવામાં બુદ્ધિ પુરવક વ્યથા કરવી.*

**૩૯૪.** અગર કોઇ સખસ, અપહરણ કરવામાં અથવા અપહરણ કરવાની કોશીશ કરવામાં બુદ્ધિપુરવક વ્યથા કરે, તો તે સખસને, તથા બીજો કોઇ શખસ તેની સાથે તે અપહરણ કરવામાં અથવા અપહરણ કરવાની કોશીશ કરવામાં સામીલ હોય તે સખસને, જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરસની મુદત સુધીની સખત કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

## કલમ ૩૯૫ મી.

*ડાકાઇટીની શિક્ષા.*

**૩૯૫.** જે માણુસ ડાકાઇટી કરે તેને જીયતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરસની મુદત સુધીની સખત કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

## કલમ ૩૯૬ મી.

*ખુનની સાથે ડાકાઇટી.*

**૩૯૬.** અગર પાંચ અથયા વધારે સખસો સાથે મળીને ડાકાઇટી કરતા હોય તેઓમાંનો કોઇ તે પ્રમાણે ડાકાઇટી કરવામાં ખુન કરે, તો તે સખસોમાંના હરએકને મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની અથવા વરસની મુદત સુધીધી સખત કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

## કલમ ૩૯૭ મી.

*ખુનની અથવા મહાવ્યથા કરવાની કોશીશની સાથેઅપહરણઅથવા ડાકાઇટી.*

**૩૯૭.** અગર અપહરણ અથવા ડાકાઈટી કરવાની કોશિસ કરતી વખતે, તે ગુન્હેગાર કોઈ ભયંકર શસ્ત્ર વાપરે, અથવા કોઇ સખસને મહાવ્યથા કરે, અથવા કોઈ સખસનું મોત આણવાની કે તેને મહાવ્યથા કરવાની કોશિસ કરે, તો તે ગુન્હેગારને કેદની. જે શિક્ષા કરવામાં આવશે તે સાત વરસથી ઓછી થશે નહી.

## કલમ ૩૯૮ મી.

૩૯૮. અગર અપહરણ અથવા ડાકાઇટી કરવાની કોશિસ કરતી વખતે, તે ગુન્હેગારે કાંઇ ભયંકર શસ્ત્રે ધારણ કરયું હોય, તો તે ગુન્હેગારને કેદની જે શિક્ષા કરવામાં આવશે તે સાત બરસથી ઓછી થશે નહી.

કાંઇ ભયંકર શસ્ત્રધારણ કરયું હોય,તે વખતે અપહરણ અથવા ડાકાઇટી કરવાની કોશીસ.

## કલમ ૩૯૯ મી.

૩૯૯. જે માણુસ ડાકાઇટી કરવાની કાંઇ તઈયારી કરે; તેને દશ વરસની મુદત સુધીની સખત કેદની શિક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

ડાકાઇટી કરવાની તઈયારી કરવી.

## કલમ ૪૦૦ મી.

૪૦૦. આ આકટ પસાર થયા પછી કોઇ પણ વખતે, નિત્ય ડાકાઇટી કરવાના કારણુસર મળેલા સખસોની કોઇ ટોળીમાં જે માણુસ હોશે, તેને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસની મુદત સુધીની સખત કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ડાકાઇટીની ટોળીમાં હોવાની શિક્ષા.

## કલમ ૪૦૧ લી.

૪૦૧. આ આકટ પસાર થયા પછી કોઇ પણ વખતે, નિત્ય ચોરી અથવા અપહરણ કરવાનાં કારણુસર મળેલા સખસોની કોઇ ભટકતી અથવા બીજી ટોળીમાં જે માણુસ હોશે, અને તે ટોળી ઠગ અથવા ડાકાઇટોની ટોળી નહી હોશેતો, તે માણુસને સાત વરસની મુદત સુધીનો સખત કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ચોરીની ભટકતી ટોળીમાં હોવાનીશીક્ષા.

## કલમ ૪૦૨ જી.

૪૦૨. આ આકટ પસાર થયા પછી કોઇ પણ વખતે, ડાકાઇટી કરવાનાં કારણુસર એકઠા થએલા પાંચ અથવા વધારે સખસોમાંનો જે માણુસ હોશે, તેને સાત વરસની મુદત સુધીની સખત કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ડાકાઇટી કરવાનાકારણુસર એકઠા થવું.

## મિલકતના સાપ્રાધ ખોટા ઉપયોગ બાબત.

## કલમ ૪૦૩ જી.

૪૦૩. જે માણુસ બદદાનતથી કાંઇ પણ જંગમ મિલકતનો ખોટો ઉપયોગ કરે અથવા તે પોતાને કામે લગાડે, તે માણુસને બે વરસની મુદતનો એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

બદદાનતથી મીલકતનોખોટો ઉપયોગ.

## દ્રષ્ટાંત.

(અ) અ ઝ ની મિલકત ઝના કબજામાંથી લે, અને તે લેતી વખતે શુદ્ધબુધ્ધિથી તે એમ માનતો હોય કે એ મિલકત માહારી છે, તો અ ચોરીનો તકશીરવાર નથી;

પણ પોતાની ભુલ માલમ પડયા પછી અગર **અ** બદદાનતથી તે મિલકત પોતાને કામે લગાડે, તો તેણે આ કલમ મુજબ ગુન્હો કરયો એમ સમજવું

(બ) **અ** ને **ઝ** ની સાથે દોસ્તી છે, અને તે **ઝ** ના કીતાબખાનામાં **ઝ** નહી હોય એવી વેળાએ જઇને **ઝ** ની સાફ રજામંદી શીવાય તેમાંથી એક ચોપડી લઇ જાય હવે એ ઠેકાણે અગર **અ** ના મનમાં એમ હોય, કે તે ચોપડી વાંચવાના કારણસર લેવાની મને **ઝ** ની અરથાંત સમજાય એવી રજામંદી છે, તો **અ** એ ચોરી કરી નથી. પણ અગર પાછળથી **અ** પોતાના ફાયદાને સારૂ તે ચોપડી વેચે, તો તેણે આ કલમ મુજબ ગુન્હો કરયો એમ સમજવું.

(ક) **અ** તથા **બ** એ બંને એક ઘોડાના એકઠા માલીક છે, અને **અ** વાપરવાનો ઇરાદો કરીને તે ઘોડાને **બ** ના કબજામાંથી લઇ જાય, તો, એ ઠેકાણે તે ઘોડો વાપરવાનો **અ** નો હકછે માટે, તેણે બદદાનતથી તે ઘોડાનો ખોટો ઉપયોગ કર્યો એમ સમજવું નહી પણ અગર **અ** તે ઘોડો વેચે, અને તેની કીમત ઉપજે તે સઘળી પોતાને કામે લગાડે, તો તેણે આ કલમ મુજબ ગુન્હો કર્યો એમ સમજવું.

**ખુલાસો ૧ લો.**—ફકત થોડી વાર સુધીજ ખોટો ઉપયોગ કર્યો હોય તો પણ આ કલમના અર્થ મુજબનો ખોટો ઉપયોગ છે એમ સમજવું.

**દૃષ્ટાંતો.**

**ઝ** ની એક સરકારી પ્રામીસરી નોટ ખાલી શેરાવાળી **અ** ને જડે, અને તે નોટ **ઝ** ની છે એમ જાણ્યા છતાં એક શરાફને ત્યાંથી કાંઇ રૂપીયા કહાડીને તેના અવેજમાં તે નોટ ગીરો મુકે, એવા ઈરાદાથી કે પછી તે છોડાવીને હું **ઝ** ને પાછી આપીશ, તો **અ** એ આ કલમ મુજબ ગુન્હો કર્યો એમ સમજવું.

**ખુલાસો ૨ જો.**—જે મીલકત કોઇ બીજા સખસના કબજામાં નહોય એવી કાંઇ મીલકત કોઇ સખસને જડે, અને તે મીલકત સાચવવાના અથવા તેના માલીકને પાછી આપવાના કારણસર તે સખસ તે મીલકત લે, તો તે સખસે તે મીલકત બદદાનતથી લીધી અથવા તેનો ખોટો ઉપયોગ કર્યો નથી અને તેણે ગુન્હો કર્યો એમ સમજવું નહી; પણ તે મીલકતનો માલીક કોણછે એ વાતની તેને ખબર હોય, અથવા તે શોધી કાહાડવાનો તેની પાસે ઇલાજ હોય, તે છતાં અથવા માલીકને શોધી કહાડીને તેને ખબર આપવાના ઘટતા ઇલાજ વાપરયા પહેલાં, તથા માલીક આવીને તે મીલકતનો દાવો કરે એટલા સારૂં ઘટતી મુદત સુધી તે મિલકત રાખ્યા પેહેલાં, અગર તે સખસ તે મીલકત પોતાને કામે લગાડે તો તેણે ઉપર બ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવું.

એવી બાબતમાં ઘટતા ઉપાય તે કયા, અથવા ઘટતી મુદત તે કેટલી એ હકીકતની બાબત છે.

મીલકત જેને જડે તે શખસે તે મીલકતનો ધણી કોણ છે, અથવા તેનો ધણી કોઇ અમુક સખસ છે, એમ જાણવું જોઇએ એવું કાંઇ જરૂર નથી, અગર તે મીલકત કામે લગાડતી વખતે તે મીલકત પોતાની છે એમ તે માનતો ન હોય, અથવા તેનો ખરો મા લિક જડી શકતો નથી એમ જો તે શુદ્ધબુધીથી માનતો ન હોય તો બસ છે.

**દ્રષ્ટાંતો.**

(અ) ધોરી રસ્તાપર પડેલો એક રૂપીઓ **અ** જોય. તે કોનો છે તે **અ** ને ખબર નહી

હોય, અને અ તે રૂપીઓ ઉચકી લે, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવું.

(બ) ધોરી રસ્તાપર પડેલો એક કાગળ અ ને જડે, તે કાગળમાં એક બૅંક નોટ હોય, અને તે કાગળના શીરનામાપરથી તથા તેમાં લખેલી બીનાપરથી તે નોટ કોની છે એ વાત તેના જાણ્યામાં આવે, અને પછી તે નોટ તે વાપરે, તો તેણે આ કલમ મુજબ ગુન્હો કરયો એમ સમજવું.

(ક) આ લાવે તેને નાણાં આપજો એવી તરેહનો અ ને એક ચેક જડે તે ચેક કોનો ગયો છે એ વાતની તેથી અટકળ થઇ શકે નહી, પણ જે સખસે તે ચેક લખ્યો હોય તે સખસનું નામ તે ચેકમાં લખેલું હોય, અને અ એમ જાણતો હોય કે તે સખસ મને બતાવી શકશે કે ફલાણા ધણીને માટે એ ચેક લખ્યો હતો. તેવું છતાં તે માલીકને સોધી કહાડવાની કોશીશ ન કરતાં અ તે ચેક વાપરે, તો તેણે આ કલમ મુજબ ગુન્હો કરયો એમ સમજવું.

(ડ) ઝ ની પઈશા ભરેલી એક થેલી ઝ ના હાથમાંથી નીકળી પડતી અ જોય, અને તે ઝ ને પાછી અપાવાના ઇરાદાથી અ ઉચકી લે, પણ પાછળથી તે તેને પોતાને કામે લગાડે, તો અ એ આ કલમ મુજબ ગુન્હો કરયો એમ સમજવું.

(ઇ) અ ને એક પઇશા ભરેલી થેલી જડે. તો તે થેલી કોની છે. એ વાત અ જાણતો નહી હોય, પણ પાછળથી તેને ખબર પડે કે ઝ ની છે. અને તેવું છતાં તે થેલી પોતાને કામે લગાડે, તો અ એ આ કલમ મુજબ ગુન્હો કરયો એમ સમજવું.

(ફ) અ ને એક કીમતી વીંટી જડે તે વીંટી કોની છે એ વાત અ જાણતો નહી હોય; પણ તેનો માલીક શોધી કહાડવાની કોશીશ કરયા શીવાય તુરત અ તે વીંટી વેચે, તો અ એ આ કલમ મુજબ ગુન્હો કર્યો એમ સમજવું.

## કલમ ૪૦૪ મી.

૪૦૪. જો કોઈ માણસ બદદાનતથી કાંઇ મીલકતનો ખોટો ઉપયોગ કરે અથવા તેને પોતાને કામે લગાડે, અને તે એમ જાણતો હોય કે ફલાણો સખસ ગુજરી ગયો તે વખતે એ મીલકત તેના કબજામાં હતી, તથા ત્યાર પછી તે કબજામાં લેવાનો કાયદા મુજબ જેને હક હોય એવા કોઇ સખસના કબજામાં આવી નથી. તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે ગુન્હો કરનારને તે સખસે તે મુઓ ત્યારે મેહેતા અથવા ચાકર દાખલ રાખેલો હોય, તો તે કેદ સાત વરસ સુધીની થઇ શકે.

કોઇસખસમરીજાયતેવખતે તેનીપાસેનીમિલકતહોયતેમિલકતનોબદદાનતથીખોટોઉપયોગ.

## દ્રષ્ટાંતો.

(ઝ) ના કબજામાં કેટલોએક ઘરનો સામાન તથા નાણાં છત્તાં ઝ ગુજરી જાય પછી તે નાણું કબજામાં લેવાનો જેને હક હોય એવા કોઇ સખસના કબજામાં તે આવતાં પેહેલાં ઝ નો ચાકર અ બદદાનતથી તેનો ખોટો ઉપયોગ કરે, તો અ એ આ કલમ મુજબ ગુન્હો કર્યો એમ સમજવું.

## કલમ ૪૦૫ મી.

જે માણસને કોઇ પણ રીતે કાંઇ મિલકત અથવા મિલકત પરનો અખત્યાર સોંપ્યો હોય, તે માણસ અગર બદદાનતથી તે મિલકતનો ખોટો ઉપયોગ કરે, અથવા તે પોતાને કામે લગાડે, અથવા તે સોંપણ શી રીતે બજાવવી એ વિશે કાયદાએ કાંઇ હુકમ ફરમાવ્યો હોય તે હુકમ તોડીને, અથવા તે સોંપણ બજાવવા વિશે તેણે સાફ અથવા અરથાંત સમજાય એવો કાંઇ કાયદેસર કરાર કર્યો હોય તે કરાર તોડીને, બદદાનતથી તે મિલકત વાપરે અથવા તેનો વગ કરે, અથવા જાણી જોઇને કોઇ બીજા માણસને તેમ કરવા દે, તે માણસે "સાપ્રાધ વિશ્વાસઘાત" કર્યો એમ સમજવું.

સાપ્રાધ વિશ્વાસઘાત.

### દૃષ્ટાંત.

(અ) એક મરનાર સખસના વિલમાં અ ને વકીલ ઠરાવેલો છે, તે અગર તે મરનારની મિલકતની વેહેંચણ તે વિલ પ્રમાણે કરવાનો કાયદાનો હુકમ બદદાનતથી નહી માનીને તે મિલકત પોતાને કામે લગાડે તો અ એ સાપ્રાધ વિશ્વાસઘાત કર્યો એમ સમજવું.

(બ) અ એક વખારવાળો છે, અને બ કેથાં ગામ જાય છે, તે પોતાનો સામાન અ ને સોંપે, એવો કરાર કરીને કે એ સામાન રાખવા માટે હું તમને આટલું વખારનું ભાડું આપું, ત્યારે તમારે એ સામાન મને પાછો આપવો. અ બદદાનતથી તે માલ વેચી નાંખે, તો અ એ સાપ્રાધ વિશ્વાસઘાત કર્યો એમ સમજવું.

(ક) અ કલકત્તામાં રહીને ઝ દીલીમાં રહે છે તેના આડતીઆ દાખલ કામ કરે છે, અને અ તથા ઝની વચે સાફ કે અરથાંત સમજાય એવો એક એ રીતનો કરાર થએલો છેકે ઝ જેટલું નાણું મોકલે તેટલું સઘળું અ એ ઝના હુકમ મુજબ વાપરવું, પછી ઝ એક લાખ રૂપીઆ અ ને મોકલે, અને એમ લખી મોકલે કે અ એ તે રૂપીયાની કંપનીની નોટો લેવી. અ બદદાનતથી તે હુકમ નહી માને અને તે રૂપીયા પોતાના ધંધામાં વાપરે, તો અ એ સાપ્રાધ વિશ્વાસઘાત કરયો એમ સમજવું.

(ડ) પણ ઉપલાં દ્રષ્ટાંતમાં અગર એમ બનેકે, બદદાનતથી નહી, પણ, બંગાળાની બેંકના શેર રાખવામાં ઝને વધારે ગુણ થશે એવું માનીને, શુદ્ધબુદ્ધિથી કંપનીની નોટો નહી ખરીદ કરતાં ઝને માટે તે બંગાળાની બેંકના શેર અ ખરીદ કરે, તો એ ઠેકાણે અગર ઝને હાની થાય, અને તે હાનિને માટે અની ઉપર દિવાનીમાં ફરીયાદી કરવાનો

તેને હક હોય, તો પણ આ એ બદદાનતથી કામ કરયું નથી માટે, તેણે સાપ્રાધ વિશ્વાસઘાત કરયો નથી એમ સમજવું.

(ઇ) આ એક મેહેસુલી અમલદાર છે. તેને સરકારી નાણું સોંપેલું છે, અને જે નાણું તેના હવાલામાં હોય તે તેણે ફલાણી તીજોરીમાં ભરવું એવો તેને કાયદાનો હુકમ છે, અથવા એમ કરવાને તે સરકારની સાથેના સાફ અથવા અરથાંત સમજાય એવી રીતે કરેલા કોઇ કરારથી બંધાએલો છે. એમ છતાં આ બદદાનતથી તે નાણું વાપરે, તો તેણે સાપ્રાધ વીશ્વાસઘાત કર્યો એમ સમજવું.

(ફ) આ એક ભારવાહક છે. તેને ખુસ્કી કે તરીને રસ્તે લઇ જવાને કાંઇ મીલકત ઝએ સોંપી છે તે મીલકતનો તે બદદાનતથી ખોટો ઉપયોગ કરે, તો તેણે સાપ્રાધ વીશ્વાસઘાત કરયો એમ સમજવું.

## મહારાણી કેસરેહીંદ વિ. ઇમદાદખાં.

**કલમ ૪૦૫.**

૧

તા. ૨૧-૧૨-૮૫
ઈ. ૮ અ. પા. ૫૨૦

કોઈ શેઠ પોતાના ચાકરને બીજા વેપારીનું નામું ચોખું કરવા સારૂ અવેજ આપીને મોકલે અને એ ગુમાસ્તો સદરહુ નામું ચોખું કરવામાં પેલા વેપારી પાસેથી કાંઇ બક્ષીસ લે તો તે પોતાના શેઠ તરફથી લીધી એમ ગણવું અને તે પોતાના શેઠની જ છે એમ સમજવું અને તેનો બદયાનતથી ઉપયોગ કરવો એ વીશ્વાસઘાતનો ગુન્હો છે.

जे हिसाबनी रकम तपासीने मुकरर थइ न होय, एवा चालता हिसाबना पताववाना पैसा कोइ शेठे पोताना चाकरने सोंप्या होय. अने जे वेपारीने ते पैसा आपवाना होय ते सदरहु चाकरने कांइ बक्षीस आपे, अने ते चाकर उघराणीनो खरडो जोइने वेपारीना हिसाबनी समजण करीने कांइ भावमां घटाडो करे, तो चाकरने मळेल्यो वटाव ए तेना शेठनुं हांसल छे एम समजवुं. अने तेना हाथमां रहेला पैसा ए शेठनी मिलकत छे. अने तेमांथी ते कांइ पोताना खपमां वापरे तो ते साप्राध वीश्वासघातना गुन्हानो गुन्हेगार थाय छे. पण ज्यां शेठे पंडे वेपारी साथे पोतानुं नामुं समजीने देवानी चोकस रकम नक्की करी होय, अने पछी देवाना पैसा पोताना चाकरनी साथे ते वेपारी तरफ मोकली आपे, तो ते चाकरे वेपारीने पैसा आप्या पछी, तेओनी कांइ बक्षीस कबुल राखे ते ठेकाणे सदरहु चाकर साप्राध वीश्वासघातनो गुन्हेगार थतो नथी. केमके जे पैसा आपवानो जेने हक छे, एवी तेनी मान्यता छे ते सखे तेने आपेला छे. आवी रीते पैसा लेवा ए नीतीना धोरण उपरथी विलायतनी चांन्सरी कोरटना नीयम मुजब चाकरे पोताना शेठने तेनो हिसाब आपवो जोइए. पण ते न आप्यो एथी गुन्हो थयो कहेवाय नहीं.

સરકારી નોકર તરીકે સાપ્રાધ વીશ્વાસઘાત કર્યાના પીનલકોડની કલમ ૪૦૯ માંહેલા ગુન્હાનાં બે તહોમતો તથા ટપાલ ખાતાના કાયદા (સને ૧૮૬૬ નો ૧૪) માંની કલમ ૫૦

માંહેલા બીજા ત્રણ તહોમતો અપેલેન્ટ ઉપર મુકીને અલહાબાદના સેસન જડજે ૧૮૮૫ના જાનેવારીની ૧૯ મી તારીખે ગુન્હેગાર ઠરાવી તેને પ્રથમ કહેલા બે તહોમતોને વાસ્તે ત્રણ ત્રણ વરસની સખત કેદની સજા કરી. તે ઠરાવ ઉપર આ અપીલ છે.

રેલવે સરકારી ટપાલ ખાતાની નોકરીમાં એક તપાસનાર તથા સામાન સરજામના સુપ્રીટેન્ડેન્ટ તરીકે અપીલેન્ટ ઈમદાદખાંને અલ્હાબાદમાં નોકર રાખ્યો હતો. એવું પ્રોસીક્યુશનના પુરાવા ઉપરથી જણાઇ આવ્યું છે. સામાન સરજાંમ ઈજારદાર પાસેથી લેવો તથા એ સામાન પુરેપુરો તથા સારો છે તે જોવું અને માગણી પત્રો આવ્યા ઉપરથી બાહાર ગામને સામાન મોકલી દેવો, એટલાં તેનાં કામો હતાં. ઇજારદારોના માસીક બીલો લઈને તે તપાસવા તથા કન્ટીજંટ બીલો તૈયાર કરી તથા તેમાં પોતાની સહી કરીને તથા રેલવેની ટપાલની નોકરીના ઈન્સ્પેકટર જનરલની સામી સહી કરાવી તથા તે બીલો મંજુર કરાવી ઇજારદારોને તે પૈસા આપવા સારૂ સરકારમાંથી એ પૈસા ઉપાડવાનું તેનું બીજું એક કામ હતું. સદરહુ પૈસા ઉપાડયા પછી ઇજારદારોને આપવા એ પણ તેનું એક કામ હતું.

જે ઇજારદારો સામાન પુરો પાડનારા હતા, તેમાં એક તારીણીચરણ અને કો. એવા નામથી વેપાર કરનારી એક કલકત્તાની પેઢી હતી. આ પેઢી તથા રેલવે ખાતાની ટપાલના ખાતા વચ્ચે એવો કરાર હતો કે, પેઢીવાળાએ પત્રકમાં કીંમતની જે વિગત આપી છે, તે કીમતે બે વરસ સુધી ટપાલખાતાવાળાને એક ચોકસ જાતનો માલ પુરો પાડે જવો.

સદરહુ માલની તપસીલમાં ટપાલખાતામાં બહુ વપરાતું ગજી નામનું લુગડું હતું. ૧૮ વારના એક થાનની કીમત ૧–૧૨–૬ ઠરી હતી. ૧૮૮૧ જાનેવારી સુધી એ પેઢીવાળાએ કલકત્તેથી એ ગજીનું કપડું મોકલી દીધું હતું. પછી તે મહીનામાં ૫૪ થાન હલકી જાતનાં છે એમ કહીને અપેલેન્ટે તે પાછાં મોકલ્યાં. આમ કર્યા પછી ઘણે ટુંકે અરસે અપેલેન્ટ અને તારીણીચરણદત્તની કંપની વચ્ચે એવી ગોઠવણ થઇ કે, કલકત્તેથી ગજીનું લુગડું મોકલવાને બદલે અપેલેન્ટ ઇમદાદખાંએ અલ્હાબાદમાંથી તે ખરીદ કરવું અને એક થાનના રૂપૈયા ૧–૧૨–૬ લેખે સરકારમાંથી પૈસા વસુલ લેવા, અને ગજીની કીમત આપીને જે નફો થાય તે પેઢીવાળાને મોકલી દેવો. તે નફો એક થાન પછવાડે ૯ પાઇ ઠરાવ્યો હતો- પણ પછવાડેથી વધારી એક આનો કર્યો.

આ ગોઠવણ પ્રમાણે ગજીનું કપડું અલ્હાબાદમાં સાધુલાલ પુરૂં પાડતો. કેટલું ગજીનું કપડું આપ્યું, તેનો હીસાબ તારીણીચરણદત્તની કંપનીને મોકલાતો, તે ઉપરથી કંપનીવાળા તેટલા માલનું ભરતીયું તૈયાર કરતા. એ ભરતીયાની બે બે નકલો મળ્યા પછી એક નકલ અપેલેન્ટ સહી કરી પાછી મોકલી દેતો અને બીજી નકલ પોતાની ઓફીસમાં રાખતો. પેઢીવાળાને સહીવાળાં ભરતીયાં મળવા ઉપરથી ઉઘરાણીનાં બીલ તેઓ મોકલી દેતા. અપેલેન્ટ કન્ટીજંટ બીલ કરીને તેમાં સામી સહી કરાવવા વાસ્તે ઇન્સ્પેકટર જનરલને મોકલતો, તેમાં આ બીલો પેટા કાગળ તરીકે સામીલ થતાં હતાં.

આવાં સામી સહીવાળાં બીલો અપેલેન્ટ અલ્હાબાદની જનરલ પોસ્ટ ઓફીસમાંથી વટાવી લેતો. ઉપરથી ઇજારદારોને પુરેપુરૂં અપાતું અને તેઓ પોતાની ઉઘરાણીના ખરડાની પુરેપુરી રકમની પોંચ આપતા. ૧૮૮૪ ના મે માસમાં ટપાલ ખાતાવાળાને એવો પતો મ-

જ્યો કે, ગજીનું કપડું સાધુલાલ પુરૂં પાડે છે અને એક થાનના રૂપૈયો ૧-૬-૦ લેખે તેને પૈસા અપાય છે.

પ્રોશીક્યુશનવાળાનો મુકરદમો એવો છે કે, સાધુલાલને ખરેખરી કીમત જે ગજીના લુગડા માટે અપાતી અને તારીણીચરણદત્તને જે હાંસીલ મોકલી દેતો તેમાંથી જે બાકી રહેતું હતું તે અપેલેન્ટ રાખતો. અને એ તેની ચાલથી પીનલકોડની કલમ ૪૦૯ ના અર્થ પ્રમાણે એક સરકારી નોકરે સાપ્રાધ વીશ્વાસઘાત કર્યા જેટલું થાય છે. તથા પૈસા મોકલ્યાના સદરહુ પેઢી તરફ તેના કાગળો છે, તેમાં દરેક પત્રમાં કહેલી આખી રકમ મોકલી દીધી છે. એવો તેમાં મતલબ દેખાડવામાં આવતો. પણ ફકત તે માંહેલો થોડો ભાગજ તે પેઢીવાળાને મોકલતો. તેથી તે ટપાલ આફીસના કાયદાની કલમ ૫૦ પ્રમાણે કપટવાળા ઈરાદાથી ખોટા લેખો કર્યાનો અપરાધી છે. તારીણીચરણદત્ત કંપનીવાળા જે જાતનું તથા જેટલું કપડું પોતાના કરાર પ્રમાણે પુરૂં પાડવાને બંધાયા હતા, તેથી હલકી જાતનું કપડું સાધુલાલે કોઇ વખતે પુરૂં પાડયું એમ કહેવામાં આવ્યું નથી.

બચાવ તરફનો મુકરદમો એવો છે કે, તારીણીચરણદત્તની કંપની સાથે ગોઠવણ કરી તેની અંતે જો કે, ૧-૬-૦ ને ભાવે સાધુલાલ રેલવે ટપાલખાતાવાળાને પુરૂં પાડતો, પણ તે ભાવ અને ૧-૧૨-૬ વચેના ભાવનો તફાવત હું રાખતો નહીં. અને તે આખો તફાવત નીયમસર હું ઇજારદારને મોકલી આપતો. આસેસરોનો મત સેસન જડજ સાથે મળતો આવ્યો નહીં. અને સેસન જડજનો એવો મત થયો કે, સાપ્રાધ વીશ્વાસઘાત કર્યાના તથા કપટવાળા મતલબથી ખોટો લેખ બનાવ્યાનાં તોહોમતો સાબીત થયાં છે, તેથી તેણે અપેલંટને એ બધા તોહોમતનો અપરાધી ઠરાવી પીનલકોડની કલમ ૪૦૯ માંહેલા ગુન્હા માટે ૬ વરસની સખત કેદની સજા કરી. અને ટપાલખાતાના કાયદાની કલમ ૫૦ પ્રમાણે કાંઇ વધુ સજા કરવા સારૂ જરૂર નથી, એમ તેણે વિચાર્યું.

સેસન જડજના ઠરાવ ઉપરથી બંધવા ઈમદાદખાંએ હાઇકોરટમાં અપીલ કરી. અને આ મુકરદમાને લગતી બીજી મુદાની હકીકત છે, તે હાઇકોરટના ઠરાવમાં કહેવામાં આવી છે. અપેલંટ તરફથી કોલવીલ સાહેબ તથા મી. હબીબ બુલા તથા બાબુ દુરગા ચરણે એવી તકરાર લીધી કે, ગુન્હાનો ઠરાવ ટકાવવા પ્રોસીક્યુશનનો પુરાવો અપુર્ણ છે. વધુ તકરાર એવી કરીકે, પ્રોસીક્યુશન તરફથી કહેલી વાત સાબીત થઇ છે એમ માનતાં પણ પીનલકોડની કલમ ૪૦૫ માં સાપ્રાધ વીશ્વાસ ઘાતની વ્યાખ્યા આપી છે તે માંહેલો ગુન્હો થતો નથી. ગુન્હેગારને જે મિલકતની સોંપણી થઇ છે તે મિલકતનો બદદાનતથી ખોટોઉપયોગ કરવો એ વાત ગુન્હામાં વીંટાએલી છે. પણ આ કામમાં અપેલંટે પીનલકોડની કલમ ૨૪ માં સમાવેલી વ્યાખ્યા પ્રમાણે કાંઈ કામ તેણે બદદાનતથી કર્યું નથી. કેમકે તેણે ગેરકાયદેસર હાની કરી નથી. ગજીને વાસ્તે એક થાન દીઠ રૂા. ૧-૧૨-૬ આપવાનો કરાર કર્યો હતો. તે કરતાં વધારે કીંમત સરકારને આપવી પડી નથી. અને તારીણીચરણ દત્તની કંપની સાથે જેવી જાતનું કપડું લેવાનો કરાર હતો, તે કપડું હલકું અને થોડું કોઇ વખતે આવ્યું છે, એવું કહેવાને બીલકુલ પુરાવો નથી. જો આમ છે તો પીનલકોડની કલમ ૪૦૯ પ્રમાણેનો ઠરાવ અને સજા ગેરકાયદેસર છે, માટે રદ કરવો જોઇએ.

સરકાર તરફથી હિલ સાહેબ તથા બાબુ રામપ્રસાદ હાજર છે. તેઓએ એવી દલીલ

આપી કે, સેસન કોરટમાં જે પુરાવો લેવાયો છે, તે ઉપરથી પ્રોસીક્યુશન તરફથી કહેલી વાત સ્થાપીત થાય છે. પીનલકોડની કલમ ૪૦૫ માં વીશ્વાસઘાતની વ્યાખ્યા આપી છે તે પ્રમાણે એ વાતોથી સાપ્રાધ વીશ્વાસઘાતનો ગુન્હો થાય છે. કોઇ સખસને ત્રીજા સખસને દેવા સારૂ કાંઈ પૈસા આપવામાં આવ્યા હોય તો, તે પૈસા જે સક્ષને તે મોકલાવાના છે, તેની સાથે વચલો માણસ કાંઇ ઠરાવથી અથવા કાંઈ કામ કરીને પોતાના ઉપયોગ માટે તે પૈસા લેવાનું કબુલ કરે છે, તો તે પૈસા સદરહુ વચલો સક્ષ પૈસા મોકલનારના ઉપયોગને માટે રાખનારો થાય છે. જુઓ એડીસનનો કરારનો કાયદો પ્રષ્ટ ૭૨.

જે કામને વાસ્તે ચાકર અથવા વાણોતરને પૈસા સોંપેલા છે, તે કામ પાર ન પડે તો તે વાણોતરે સદરહુ મિલકત પાછી તેના ધણીને આપવી જોઈએ. અને જ્યાં સુધી ધણીની મતલબ પાર પાડી નથી, ત્યાં સુધી એના પૈસા બીજા કોઇના થઈ શકતા નથી. આ મત ટેન્ટરડન ચીફ જસ્ટીસે એક વિલાયતના બુચાનન વિરૂદ્ધ ફીન્ડલેના કામમાં આપેલો છે. ટુવી વિરૂદ્ધ. મીલલના મુકરદમામાં પણ જણાય છે કે, જ્યાં કોઇ ખાસ કામ માટે પૈસા આપવામાં આવ્યા હોય, અને એ કામ પાર ન પડે તો પૈસા આપનારાની તે પૈસા મિલકત રહે છે. આ કામમાં અપેલેન્ટને આપેલા પૈસા હમેશાં સરકારી મિલકત તરીકે રહ્યા હતા. કેમકે પૈસા આપ્યા પછીનું કામ પુરેપુરૂં કદી થયું નથી. એટલે કે જ્યારે તારીણી ચરણદત્તની કંપનીવાળાએ પોતાના કામમાં ઠરાવેલા ભાવથી ઓછો ભાવ લેવાનું અપેલંટ સાથે નકી કર્યું ત્યારે તે કામ પાર પડયું નહીં. અને તે ઉપરથી સરકારના ઉપયોગને વાસ્તે અપેલેન્ટે પેહેલેથી તે છેલે સુધી પૈસા લીધા છે. તે પૈસા સરકારને પાછા આપવાની તેની ફરજ હતી. પણ તેમ નહીં કરતાં તથા પોતાના ઉપયોગમાં તે પૈસા લઇને તેણે સરકારને ગેરકાયદેસર હાની અને પોતાને ગેરકાયદેસર લાભ કર્યો છે. માટે ૨૩ મી કલમના અર્થ પ્રમાણે બદધાનતથી તેણે પોતાની વર્તણુક ચલાવી તેથી પીનલકોડની કલમ ૪૦૫ ના અર્થ પ્રમાણે સાપ્રાધ વીશ્વાસઘાતનો ગુન્હો કર્યો છે.

હેરીંગટન વિરૂદ્ધ વિક્ટોરીયા ગ્રેવીંગડોક કંપનીના કામમાં એવું ઠરાવ્યું છે કે, કોઇ માણસના શેઠની સાથે બીજા કોઈ સક્ષે કરાર કર્યો છે, અથવા કરાર તેને કરવાનો છે. તે શેઠના કોઇ ચાકરને વફાદારીથી તથા નીકમહલાલીથી પોતાના શેઠ તરફ વરતવાને બદલે બીજી રીતે વરતવા સારૂ સદરહુ ચાકરને લાલચ આપવાની મતલબથી પેલો ઇજારદાર(કરાર કરનાર) કાંઇ રૂસ્વતનો અથવા રૂસ્વત આપવાનો કોલ આપે, તો એ કરાર બદધાનતવાળો છે. અને પોતાના શેઠ તરફ બેવફાદારીથી વરતવા સારૂ ચાકરના મનપર ખોટી અસર થાય છે. પછી શેઠને ખરેખરૂં કાંઇ નુકશાન થયું હોય કે નહીં, તે વાત કાંઈ મુદ્દાની નથી.

તારીણીચરણદત્તની કંપનીવાળાએ અપેલંટને જે હકશી આપી તે હકશી પોતાની નોકર તરીકેની કામગીરીના દરમીયાનમાં મેળવી હતી, તેથી તે હાંસીલ પાછું લેવાનો હક સરકારનો હતો. અને પોતાના ઉપયોગમાં તે હાંસીલ વાપર્યું તેથી અપેલંટે સાપ્રાધ વીશ્વાસ ઘાતનો ગુન્હો કર્યો છે.

**આ દલીલ સામે ચીફ જસ્ટીસ પેથીરામે નીચે પ્રમાણે સવાલ કર્યો.**

**સવાલ.**—એક શેઠ બીજા માણસને કાંઇ ખાસ કામ વાસ્તે જેમકે મિલકત વેચવા સારૂ નોકર રાખે. અને તે નોકર સદરહુ મિલકત વેચાતી લેનાર પાસેથી પૈસા લે તો સાવ

ચોખ્ખું છે કે, મજકુર પૈસા શેઠના છે. જે પોતાની નોકરીના દરમીયાનમાં નોકરે હાંસીલ મેળવીને પેદા કર્યો છે. પણ જે નોકરને વેચવા માટે નોકર રાખ્યો નથી, તે નોકરને સદરહુ ખરીદદાર કાંઇ બક્ષીસ આપેતો તે બક્ષીસનું હાંસીલ લેવાનો શેઠને હક છે?

**જવાબ.**—હારીંગટન વિરૂદ્ધ વિક્ટોરીયા ગ્રેવીંગડોક કંપનીના કેસમાં ચીફ જસ્ટીસ કોકબરનનની દલીલથી ઉપર કહેલા સવાલને પુષ્ટી મળે છે એમ અમને જણાય છે પેથેરારામનો સવાલ.

ધારો કે એક માણસ બીજાને પોતા વાસ્તે ગાડી ખરીદ કરવા નોકર રાખે. અને પછી તે નોકર ગાડી ખરીદ કરે, હવે જો ગાડી બાંધનાર તે નોકરને કાંઇ બક્ષીસ આપેતો શેઠ તે બક્ષીસનો બેશક હકદાર થાય છે; કેમકે સદરહુ લેવડ દેવડને અંતે કીમતમાં ઘટાડો થવાનો સંભવ છે. પણ એમ ધારો કે શેઠ પંડે જઇ સાટું કરે, કીંમત મુકરર કરે, અને પોતાના નોકરને ગાડી બાંધનારને પૈસા આપવા મોકલે અને પછી સદરહુ ગાડી બાંધનાર શેઠના નોકરને રૂપૈયા આપે તે લેવાનો શેઠને હક છે કે નહીં?

જ્યારે ગાડી આપે ત્યારે તે માંહેલી ખોટ ચાકર ન કાઢે એટલા સારૂ બેશક તે રકમ તેને આપવામાં આવી છે. શેઠનો તે નોકર છે. તે શેઠે પંડે કરાર કર્યો છે. તેમાંથી પેલા ચાકરને હાંસીલ પેદા થતું નથી. જવાબ તે કેસ ચાલતા કેસને પુરેપુરો મળતો આવતો નથી. કેમકે નોકરે તે પૈસા ખરેખરા આપી દીધા છે. અને વેપારીએ તેને પછીથી બક્ષીસ તરીકે આપ્યા છે, એવું તેમાં ધારેલું છે. ઉલટી રીતે આ કેસ એવો છે કે, સરકારમાંથી ઇજારદારો તરફ તે પૈસા જવાના રસ્તામાં હતા. તે દરમીયાનમાં તે સોંપેલા પૈસામાંથી અપેલેન્ટે પોતાના ઉપીયોગમાં લીધા છે. ઠરાવેલી કિંમત અને ખરેખરી ગજીના કપડા માટે અપાએલી કીંમત વચેનો તફાવત અપેલેન્ટે રાખ્યો હતો, કે તેણે ઠરાવેલા બધા પૈસા ઇજારદારોને આપી તેઓની પાસેથી તે તફાવત લીધો, એ વાત મુદ્દાની નથી. પાનામાં અને સાઊથ પાસીફીક ટેલીગ્રાફ કંપની વિરૂદ્ધ ઇન્ડીયારબર ગટાપરકા અને ટેલેગ્રાફ વર્કસ કંપનીના કામમાં લાર્ડ જસ્ટીસ જેમ્સ સાહેબે એવો નીયમ બાંધ્યો છે કે, "એક શેઠ અને બીજા શેઠના ચાકર વચ્ચે નીમક હરામીવાળી ઘાલમેલ થાય તો તે બીજા શેઠના ઉપર કપટ કર્યા બરોબર છે."

અને એ કરાર રદ કરવાનો તેનો અધિકાર થઇ શકે છે. અને તે ચાકર સાથેનો નીમક હરામીવાળો પેટા કરાર પોતાની ફરજ બજાવવામાં કસુર કરવા અથવા ઊલંઘન કરવા સારૂ રૂસ્વત દાખલ ગણવામાં આવે છે.

સવાલઃ—તે કામમાં ચાકરનો અરથ કરાર કરવાના કામ વાસ્તે ચાકર તરીકે લોર્ડ જસ્ટીસે નથી કર્યો એમ તમે કહો છો?

*જવાબઃ—હું નમ્રતા પૂર્વક કહું છઊં કે, લાર્ડ જસ્ટીસનો અર્થ વધુ બોહોળો છે. અ*ને એક ચાકર તથા તેના શેઠ સાથે વેવાર ચલાવનાર બીજા સક્ષની વચ્ચે બધા નીમકહરામી કામકાજોને લાગુ પડે એવો સામાન્ય સિદ્ધાંત તેણે મુકયો છે.

લીક સાહેબના કૉન્ટ્રેક્ટના કાયદામાં પૃષ્ટ ૪૮૧ મે એવું લખ્યું છે કે, "કોઇ નોકરને કાંઇ પૈસા ખુશીથી અને નોકરીનું કામ થઇ રહ્યા પછી આપવામાં આવે તો પણ તે પૈસા તેનો શેઠ પાછા લઈ શકે એમ જણાય છે." કેનેડીયન ઓઇલવર્કસ કોરપોરેશનના કામમાં લોર્ડ જસ્ટીસ મેલીશે કહ્યું છે કે, "પોતાની નોકરીના સંબંધવાળા કામમાંથી શેઠની

રજામંદી વગર નોકર તરીકે જે તેનો યોગ્ય મુસારો છે, તે ઉપરાંત કાંઇ હાંસીલ કાઢવાને તે ચાકરને અધિકાર નથી. એમ આ કોરટનો નીયમ છે તેમાં કાંઇ સંદેહ નથી. તેજ ફેં-સલામાં મોસુફ મેલીસ સાહેબે નીચે પ્રમાણે દ્રષ્ટાંત આપ્યું છે.

"એક ગૃહસ્થ પોતાના વેપારીઓને પૈસા આપવા સારૂ એક જણને નોકર રાખે છે. તે નોકર સદરહુ વેપારીને ત્યાં જઈ કહે છે કે, 'તમારી ઉઘરાણીના પૈસા આપવાને માહારી પાસે પૈસા આવ્યા છે, પણ તેમાંથી તમારે મને કાંઇ બક્ષીસ આપવી જોઈએ.' તે વેપારી જવાબ આપે છે કે, 'હું તમને બક્ષીસ આપવા ખુશી છઊં.' હવે કાંઇ રકમ ઓછી કરી-ને સદરહુ પૈસા તેની પાસે મુકયા. અને તે પાછા હાથો હાથ આપ્યા. એક અર્થમાં તો બે-શક એ પૈસાની રકમ નોકરની મિલકત થશે. તેના ઉપર રૂસ્વત લીધાનું અથવા વખતે પો-તાના ગજવામાં તે પૈસા મુકી દઇને વાપરવાનું તહોમત મુકી શકાશે નહીં. પણ જો કોઇ ઇનસાફની કોરટમાં વાજબી રીતે હિસાબ લેવામાં આવે તો તેને જવાબ દેવો પડશે. આ વાતનો કાંઇ શક નથી. કેમકે સાવ ઉઘાડું છે કે, જે લેણદારે પૈસા લીધા તે મળેલી રક-મમાંથી કાંઇ વટાવ આપવાને ખુશી છે, તો પૈસા આપનાર શેઠનું હાંસલ ગણાવું જોઇએ. પણ જે નોકરે પોતાના શેઠની રજામંદી શીવાય હરકાંઇ એવું હાંસીલ મેળવવાનો હકદાર થતો નથી, તેનું તે હાંસીલ ગણાશે નહીં" રૂસ્વતને માટે સદરહુ ચાકર ઉપર તહોમત મુ-કાશે નહીં એમ જે કહેવાય છે તેનું કારણ એ છે કે, વિલાયતના ગુન્હા સંબંધમાં બાંધેલા કાયદા પ્રમાણે તે મિલકત શેઠના ઉપયોગ વાસ્તે ગુન્હેગારને આપવી જોઈએ. એ વાત રૂ-સ્વત લેવાના ગુન્હામાં મુખ્ય મુદ્દાની છે. અને તે વિલાયતના મુકરદમામાં તે પૈસા શેઠના ઉપયોગને માટે ચાકરને આપ્યા નહોતા. પરંતુ આ વાત હિંદુસ્થાનના પીનલકોડની કલમ ૪૦૫ માં સાપ્રાધ વીશ્વાસઘાતની વ્યાખ્યા આપી છે તેના મુદ્દાની નથી. માટે હિંદુસ્થાનમાં મેલીસના કહ્યા પ્રમાણે ચાકરની વરતણુક એક સાપ્રાધ વીશ્વાસઘાત છે.

સવાલઃ—વેપારીએ વટાવ આપ્યાનું મેલીસ સાહેબ બોલે છે. એટલે એ બોલથી સ-રભર કરેલું નહીં પણ ચાલતું ખાતું તેના મનમાં હશે એમ મનાય છે. શેઠ અને વેપારી વચ્ચે જે ખાતાની આગળથી કબુલત હતી, અને જે પછી ચોકસ થયું, તે ખાતામાંથી કાંઇ વટાવ આપી શકાય નહીં, એમ દલીલ કરવામાં આવે, જેમકે શેઠ પોતાના નોકરને વેપારી સાથે નકી નહીં કરેલો હિસાબ સરભર કરવા સારૂ મોકલે અને હિસાબ બાકી કરતાં રૂપૈ-યા ૧૦૦) થયા. હવે જો તે ચાકર અને વેપારી એવી ગોઠવણ કરે કે, સઇકડે દસ ટકા લેખે વટાવ ગણતાં ફકત બાકીના ૯૦ આપે અને તે ચાકર વટાવ આપ્યાની વાત સંતા-ડી લઈને તે વટાવની રકમ પોતાના ઉપયોગમાં લે તો તે દેખીતી રૂસ્વત છે. પણ જો શેઠે રૂપૈઆ ૧૦૦ નો હિસાબ નકી કર્યો હોય, અને ચાકર તે બધા ૧૦૦ રૂપૈઆ શેઠની વરધી પ્રમાણે આપી દે અને તેમાંથી તે વેપારી તેને રૂપૈઆ ૧૦ આપે તો ખરેખર શેઠનો હક નથી, એવી એક બક્ષીસ છે?

જવાબઃ—મેકેના મુકરદમામાં લોર્ડ જસ્ટીસ મેલીસ સાહેબે ઉપર કહેલા મુકરદમાનો તથા કોઈ શેઠનો ચાકર તેવાજ પ્રસંગમાં બીજા શેઠ પાસેથી કાંઇ હાંસીલ લે તો તે હાંસલ લેનાર ચાકરના શેઠનું ગણવું જોઇએ. એવું દેખાડનારા બીજા આધારોનો હવાલો આપીને મોસુપ સાહેબે લખ્યું છે કે "હરકોઇ નોકર પોતાના શેઠના વતી મેહેનતાણા બદલ જે કાંઇ

લે અને જો કે તે મુળ સાટાનો એક ભાગ હોય, અથવા મેહેનતાણા બદલ કાંઇ બક્ષીસ હોય તેની ચીંતા નહીં. પણ તે સઘળું તે પોતાના શેઠનીવતી લે છે." વળી તેવીજ રીતે પારકર વીરૂદ્ધ મેકીના કામમાં લોર્ડ જસ્ટીસ કેનસાહેબે કહ્યું છે કે, "મારા સમજ્યા પ્રમાણે નોકરના સંબંધમાં આ અદાલતના જે નીયમ છે તે બાંધેલા કાયદાને અનુસરીને અથવા મનસ્વીપણે નથી. નીતીના શ્રેષ્ટમાં શ્રેષ્ટ અને સાચામાં સાચા ધોરણ ઉપર એ નીયમનો પાયો મંડાણો છે. કોઇ માણસ એક નોકર તરીકે કામ કરતો હોય, તેને પોતાના હિતમાં અને પોતાની કામગીરીમાં પ્રતીકુળપણાની સ્થીતિમાં મુકવા દેવામાં આવશે નહીં, એમ આ અદાલતનો નીયમ છે. માટે આ અદાલતમાં એમ પુછાશે નહીં અને પુછીને એમ નક્કી થાશે નહીં કે, બેંકના વહીવટદારોના કૃત્યથી ટોટો થયો કે નહીં. આ કોરટ જે કાંઇ બધું પુછશે તે એવું છે કે કોઇ ચાકરે ચાકરી કરવાના દરમીયાનમાં શેઠના જાણ્યા વગર સદરહુ ચાકરે હાંસલ કાઢયું છે કે નહીં તેનો તપાસ કરવો."

જેમ્સ જસ્ટીસે એજ કામમાં કહ્યું છે કે કોઇ નોકરે પોતાની નોકરીના દરમીયાનમાં તથા પોતાની નોકરીને સંબંધે શેઠની રજામંદી અને જાણ્યા શીવાય કાંઇ તેને હાંસલ કાઢવા દેવું નહીં, એવો સામાન્ય નીયમ ફરી ફરીને બાંધવા સારૂ આપણે બધાએ એક મતે થવું, એ મને ઘણું જરૂરનું લાગે છે. એ નીયમ તમામ ન ચશી શકે એવો છે, અને કોરટે જરાએ રેહેમ રાખ્યા વગર લાગુ કરવો જોઇએ. અને શેઠને પોતાના નોકરના આવી રીતના કામોથી કાંઇ નુકશાન થયું છે કે નહીં, તે સંબંધમાં કાંઇ પુરાવા કીંવા ખુલાસા કીંવા દલીલ મારા અભીપ્રાય પ્રમાણે લેવાનો અધીકાર નથી. કેમકે માણસ માત્રનું નીરભયપણું જોતાં કોઇ નોકરે પોતાના શેઠને સદરહુ તપાસની ધાસ્તીમાં મુકવા ન દેવો જોઇએ, એ વાત અવસ્ય છે. એક સરકારી નોકરે સાપ્રાધ વીશ્વાસઘાતનો ગુન્હો કર્યો. જેવું અપેલન્ટે કર્યું એમ તેની વર્તણુંક ઉપરથી ઉપર કહેલા આધારો બસ છે. આજ બોલ સાહેબનું ફોજદારી કામમાં પુરાવો અને દલીલ આપવાનું પુસ્તક છે તેની ૧૮ મી આવૃતીમાં ૪૦૮ મે પાને રૂશ્વત લેવાનો ગુન્હો સ્થાપીત કરવા સારૂ કયા રૂપનો પુરાવો જરૂરનો છે તે લખવામાં આવ્યુંછે.

પ્રતીવાદીએ લીધેલા પૈસાનો પોતાના શેઠને કદી હિસાબ આપ્યો નહીં. અથવા તે લીધાની ના પાડી એટલે કે, પુરાવાથી આવા કામમાં સામાન્ય રીતનું અનુમાન થાય છે. પરંતુ આ બંને સરતો ચાલતા મુકરદમામાં મળી આવે છે. ઇજારદારે જે હકશી આપી તે મેં મારા પોતાના ઉપયોગમાં લીધી છે. એવું કબુલ કરીને તથા મનજુર ઉપયોગ કરવાનો મારો હક છે, એવો દાવો કરીને તે પોતાનો બચાવ કરતો નથી. પણ સામો નાજ પાડે છે કે પૈસા લીધા નથી.

ઈજારદારે આ કામકાજ કર્યાનું કબુલ કર્યું છે. એ વાતથી અપેલેંટના અપરાધને કાંઇ અસર થતી નથી. જો તેણે કબુલ કર્યું નહતતો અપેલેન્ટનો અપરાધ દેખીતો હતો. કેમકે, તે વખતે પૈસા નથી આપ્યા અને હજી સરકાર પાસે લેણા રહે છે. એટલી વાત બસ છે. પણ શેઠનાં નાણાં શેઠ પાસેથી ખુંચાવી લેવાનો કર અને પૈસા લેનાર મસલત કરે તેથી નોકર છુટી શકતો નથી.

(આ તકરાર પછી બીજી તકરાર ફોજદારી કામ ચલાવવાનીરીતના ધારા ઉપર ચાલી તે પીનલકોડના ફેંસલામાં ઉપયોગી નહીં ગણી લખી નથી.)

અપેલેન્ટના વકીલ કોલવેન સાહેબે જવાબ આપ્યો કે વીદ્વાન સરકારી વકીલે દલીલ આપી છે કે, અપેલેન્ટે તારીણીચરણદત્તની કંપનીવાળા પાસેથી ચોકસ રકમો લીધી. એ રકમો નોકરી કરવાની દરમીયાનમાં તેણે હાંસલ કાઢયું તેની હતી. એ હાંસીલ તેના શેઠની મિલકત હતી. અને સરકારને તેણે પાછી આપી નહીં. કીંવા હિસાબ આપ્યો નહીં, પણ તે રકમો પોતાના ઉપયોગમાં લીધી. તેથી તે બદદ્યાનતથી વર્ત્યો છે અને સાપ્રાધ વીશ્વાસ ઘાત કર્યાનો ગુન્હેગાર છે. આ દલીલની સામે મહારો જવાબ એવો છે કે, કદી અપેલેન્ટે તે રકમ તારીણીચરણદત્તની કંપની પાસેથી લીધી એમ કબુલ રાખીયે તોપણ ચાકર તરીકેની નોકરીના દરમીયાનમાં તેણે લીધા નથી. જ્યારે ઇજારદારને પૈસા આપી દીધા કે, તે લેવડ દેવડના સંબંધમાં તે પછી ચાકર નથી. અને પછવાડેથી કાંઈ બક્ષીસ અથવા હકસી મળે તો તે પોતાની નોકરીના દરમીયાનમાં મેળવેલા હાંસલનું નામ તેને આપી શકાય નહીં. અપેલેન્ટના મનમાં કોઇ રીતનું પાપ હતું નહીં. આ કામને પાધરી રીતે લાગુ પડે એવો આધાર ફકત પ્રૉસીકયુશન તરફથી મેલીસ લોર્ડ જસ્ટીસનો અભીપ્રાય આપવામાં આવ્યો છે. પરંતુ તે અભીપ્રાય તે કામની ચોકસ હકીકત સાથે લેવો જોઇએ.

પોતાના શેઠને કાંઈ ચોકસ મિલકત વેચવાની ઉમેદ રાખનારા સક્ષો તરફથી તે શેઠના નોકરોને કાંઈ પૈસા આપવામાં આવ્યા હોય, અને એ નોકરને કરાર રદ કરવાનો તથા બદલી નાંખવાનો શેઠે ઓહોળો અધિકાર આપ્યો હોય. તે મુકરદમામાં સદરહુ અભીપ્રાય દ્રષ્ટાંતને રૂપે આપેલો છે. એ મુકરદમામાં નોકરને તેની નોકરીની દરમીયાનમાં બેશક પૈસા મળ્યા હતા. અને તે વખતે તેનો દરજ્જો તેના શેઠથી સ્પષ્ટ રીતે પ્રતીકુળ હતો. તેથી તે પ્રસંગમાં નોકરને જે કાંઇ આપ્યું હતું તે તેની પાસે ન રહેવા દેવાનાં ખરાં કારણો હતાં. પરંતુ આ કામમાં કરારની કાંઇ સરત કે તેના શબ્દો બદલવાનો અધીકાર નહોતો. મેલીસ સાહેબે ચુકવેલા મુક[illegible]ની સાથે તેનું દ્રષ્ટાંત વાંચતાં તે દ્રષ્ટાંત બાકી કાઢેલા હિસાબને નહીં પણ ચાલતા હિસ[illegible] લાગુ પાડવાને તેનો દેખીતો ઇરાદો હતો. માટે ચાલતા કામની હકીકતને તે લાગુ પડતો નથી.

## પેથેરામ ચીફ જસ્ટીસનો સવાલ.

હિસાબ બાકી કરતાં તેમાં માગણાની રકમ ઓછી કરવાનો જ્યાં નોકરને અધિકાર છે, તેવાજ કામોમાં મેલીસ સાહેબનો ઠરાવેલો નીયમ લાગુ પડે છે એવો તમારો મત છે?

**જવાબ.**—હા. કેમકે કાંઇ બક્ષીસ કબુલ કરવાથી નોકરને પોતાના શેઠથી પ્રતીકુળ સ્થીતિમાં આવી જવું પડે છે. તેવામાંજ તે લાગુ પડે છે. જે ફેંસલાઓનો હવાલો આપવામાં આવ્યો છે, તે ફેંસલાનું મુળ ધોરણ એવું છે કે, બક્ષીસ કબુલ કરવી એ કીંમત ઓછી કર્યા બરોબર છે. અને તેથી કીંમત ઓછી કરવાથી થયેલું હાંસલ શેઠને મળવું જોઇએ. જ્યાં કિંમત શેઠ અને વેપારી વચ્ચે કબુલતથી નકી થઈ ગઈ છે, તે રકમ પુરેપુરી નોકરને આપ્યા પછી વેપારી તેના નોકરને કાંઇ બક્ષીસ કરે તો તેને એ નીયમ લાગુ નથી.

મેલીસ સાહેબના સદરહુ દ્રષ્ટાંતમાં વેપારીને ખરે ખરા પૈસા આપ્યાની વાત નોહોતી. અને પૈસા હાથો હાથ આપ્યા એ માત્ર બાહાનું હતું.

(આ પછી તેનો જવાબ ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા સંબંધી નોહોતો. જેથી ઉપર લખાઇ ગયેલા કારણુસર આંહી આપેલો નથી.

## ચીફ જસ્ટીસ પેથેરામનો ઠરાવ.

બંધવા ઇમદાદખાં ઉપર પીનલકોડની કલમ ૪૦૯ પ્રમાણે ઘડેલાં બે તહોમતનામાં સાપ્રાધ વીશ્વાસઘાત કર્યાનાં અને પોસ્ટ ઓફીસના આકટની કલમ ૫૦ પ્રમાણે બીજા ત્રણ તહોમતો ઘડીને તેને અપરાધી ઠરાવેલ છે. સાપ્રાધ વીશ્વાસઘાત કર્યાનાં તેના ઉપર બીજાં તોહોમતો હતાં. તેમાં સાહ્યતા કરવાસારૂ અથવા તે ગુન્હો ઢાંકવા સારૂ ખોટા લેખ બનાવ્યા એવી મતલબનું તોહોમત છેલી કહેલી કલમ માંહેલા ગુન્હાનું છે. તેથી સેસન જડજના ઠરાવ પ્રમાણે એ તોહોમતો કાંતો ભેગાં રહી શકે છે, ને કાંતો બધાં નાબુદ થઇ શકે છે. અને જો બંધવો તેમાંના એક તોહોમતનો અપરાધી ઠરે તો તે બીજાં તહોમતો માટે અપરાધી ઠરવો જોઇએ. પરંતુ પ્રત્યેક તોહોમતને માટે જુદી જુદી સજા કરવાની જરૂર નથી. તે બાબતો વીશેનો આરોપ છે. તો હવે પ્રથમ દરજે જોવાની જરૂર છે કે કઈ કઈ બાબતોનો અંગીકાર થયો છે. ને જો અંગીકાર નથી થયો તો પ્રોસીકયુસનના પુરાવાથી કઇ કઈ વાત સ્થાપીત થઇ છે અને પછી તેમાંથી કાંઇ ગુન્હો બને છે કે નહીં, ને બને છે તો ક્યો તે ચોકસ કરવું.

જે હકીકત હું એકઠી કરી શકયો છું તે એવી છે કે, આ પ્રાંતની ટપાલખાતાની નોકરીનું એક ખાતું છે. અને એ ખાતાના એક ભાગ તરીકે, અલહાબાદમાં સામાન સરંજામ રાખવાનું એક મોહોટું ઘર છે. તેમાં એ ખાતાને જોઇતી વસ્તુનો સંગ્રહ રાખવામાં આવ્યો છે. અને વખ્તો વખત સંગ્રહમાં કઇ કઇ વસ્તુઓ જોઇએ છીએ, તે કોણ નકી કરે છે તે વાતનો પુરાવો દફતરમાં જરાએ નથી. પરંતુ એતો ચોખું છે કે, બંધવો ઈમદાદખાં કેટલાક વર્ષ થયાં અલહાબાદ મધ્યે સંગ્રહસ્થાનનો તપાસનાર અને સુપ્રીટેન્ડેન્ટ તરીકે રેલવેની ટપાલખાતાની નોકરીમાં નોકર હતો. ત્યારબાદ પુરાવા ઉપરથી જોવાનું છે કે, ત્યાં તેનું શું કામ હતું.

સંગ્રહમાં કયી વસ્તુઓ જોઇએ છીએ, તે નકી કરવા વાસ્તે અથવા તેને [illegible]આપવા વાસ્તે તેને કાંઇ અધિકાર હતો, એવો ખુલાસો કરવાને દફતરમાં કાંઇ નથી. સંગ્રહ સ્થાનમાં જે સામાન આવતો તેના ઉપર દેખરેખ રાખવાનું તથા તે માલ નમુના પ્રમાણે છે કે નહીં તે જોવાનું અને જે સામાન જે ગુણનો હોવો જોઈએ, તે ગુણનો તથા જેટલો મંગાવ્યો તેટલો હોય તો, તેટલો તથા જે ભાવથી આવ્યો હોય, તેટલા ભાવવાળો હોય તો તેણે મંજુર કરવો. એ તેનું કામ હતું. સામાનની પરીક્ષાના સંબંધમાં એટલુંજ તેનું કામ હતું. આ ઉપરાંત સામાન સંગ્રહસ્થાનમાં આવ્યા પછી મંજુર થાય તો પુરોપાડનાર વેપારીના હિસાબો તપાસવા અને તપાસ્યાબાદ વેપારીનાં બધાં બીલો જે પાડયાં હોય તે એકઠાં કરીને તથા પોતાના ઉપરી અધીકારીની તેમાં સામે સહી લઇને તે ઉપરથી જેનું પૈસા આપવાનું કામ હતું તેના તરફ રવાના કરવાની એક બીજી વીશેષ ફરજ હતી. ત્યારબાદ વેપારીયોના ટોળાને આપવાના પૈસા મેળવ્યા પછી તેઓને વહેંચી દેવાનું કામ પણ તેનું હતું.

ઈમદાદખાં ઉપર એવું તોહોમત છે કે એક ચોકસ વેપારીએ સંગ્રહસ્થાન વાસ્તે માલ પુરો પાડયાનું કહેવામાં આવ્યું છે. તે વેપારીને આપવાના પૈસા સરકારમાંથી લીધાબાદ એ પૈસા તેણે પોતાના ઉપયોગમાં લીધા અને તેથી તેણે સાપ્રાધ વીશ્વાસઘાતનો ગુન્હો કર્યો. આ તોહોમતની બાબતમાં શું પુરાવો છે તે હવે આપણે જોવું જોઇએ. પ્રોસીકયુશન તરફથી

જે વાત કહેવામાં આવી છે તે નીચે પ્રમાણે છે.

કલકત્તામાં તારીણીચરણદત્ત એન્ડ કો એ નામથી વેપાર કરનારી કલકત્તામાં એક ચોકસ પેઢી છે. તે પેઢીએ કેટલોક સામાન પુરો પાડવા સારૂ સરકાર સાથે કરાર કર્યો હતો.

એ કરારની ચોખે ચોખી સરત શું હતી, તે આંહીં આપી નથી. પરંતુ ઉભય પક્ષવાળાની લેવડ દેવડ ઉપરથી તથા યાદના મથાળા ઉપરથી એમ જણાય છે કે, ઇજારદાર તારીણી ચરણદતે એક ચોકસ વર્ગનો સામાન બે વરસ સુધી ભાવ પત્રકમાં લખેલી વિગતના ભાવથી દેવો કબુલ કર્યો હતો.

એક કોર સરકાર બંધાએલ કે બે વરસ સુધી સદરહુ કંપનીમાંથી સામાન લેવો. અને બીજી કોર સદરહુ પેઢી બે વરસની મુદતને વાસ્તે નકી કરેલા ભાવથી સામાન પુરો પાડવા માટે બંધાએલી હતી. એવો ઉભય પક્ષકાર વચે કરાર હતો. એ વાત સાબેત થએલી ગણવી જોઈએ. એમ માહારો અભીપ્રાય થાય છે. પત્રકમાં ગણાવેલી વસ્તુઓમાં ગજી નામનું કપડું હતું. અને ભાવ પત્રકમાં તેની કીંમત એક થાને રૂા. ૧-૧૨-૬ રાખી હતી. સદરહુ ઇજારદારે તેથી જેટલું જોઇએ તેટલું ગજીનું કપડું દર થાને રૂા. ૧-૧૨-૬ ના ભાવથી સરકારને પુરૂં પાડવા બંધાએલા હતા. અને સરકારને જેટલું ગજીનું કપડું જોઈએ તેટલું બે વરસ સુધી ઉપર કહેલું કપડું લેવાને સરકાર બંધાએલી હતી. સામાન મગાવવાનું જે માણસનું કામ હતું, તે માણસે કલકત્તાની પેઢીવાળાને ગજીનું કપડું મોકલવાનો હુકમ મોકલ્યો. તે ઉપરથી તેણે સને ૧૮૮૧ ના જાનેવારી મહિના સુધી અલ્હાબાદના સંગ્રહ સ્થાનવાળાને કપડું મોકલી દીધું. તે વખતે ગજીનું કપડું તારીણીચરણદત્તે અલાહાબાદ મોકલ્યું હતું. અને જે સંગ્રહ સ્થાનમાં આવ્યું તે ઇમદાદખાંએ તપાસ્યા પછી સરખાવવા સારૂ જે નમુનો ઓફીસમાં રાખ્યો હતો, તેની સાથે સરખાવતાં મળતું નહીં આવવાથી પાછું મોકલ્યું. ત્યારબાદ જે આગળ ગોઠવણ કરી હતી તેથી જૂદીજ ગોઠવણ કરવામાં આ[illegible] તેમાં એવી કબુલત થઈ હતી. કે, ઇજારદારોએ પોતાની દુકાનેથી ગજી અલહાબાદ મોકલવાને બદલ કલકતાના ઇજારદારના નામથી અલહાબાદનો એક વેપારી સદરહુ કપડું પુરૂં પાડે. અને એમ જણાય છે કે કોક રીતે પણ કલકતાની પેઢીવાળાની વતી તે કપડું મોકલવાની આ વેપારીને સુચના ઇમદાદખાં મારફત થઇ, તે કેમ થઇ તથા એટલું કપડું જોઇએ છીયે તે આ અલાહાબાદવાળા વેપારીને કોણ લખતું, એ વાત ચોકસ નથી. તેમાંથી જે કાંઇ જણાય છે તે એવું છે કે, સને ૧૮૮૧ નો જે પ્રસંગ મેં ઉપર કહ્યો છે, તે પ્રસંગની પછી મજકુર કપડું અલહાબાદની દુકાનેથી પરબારૂં કલકતાના ઇજારદારના નામે આપવા માંડયું. અને આ બધી ગોઠવણ ઈમદાદખાંની ફરમાશથી થઇ હોય એમ જણાય છે. કપડાંની કિંમતનું શું થાતું, તે વિશે હવે જોવું જરૂરનું છે. અલહાબાદવાળો વેપારી જ્યારે સંગ્રહસ્થાનમાં માલ આપતો, ત્યારે સરકારને જેટલી નીસબત હતી, તે પ્રમાણમાં હિસાબ રાખવાનું ફારમ બદલાયું નહોતું. સંગ્રહસ્થાનમાં ગજીનું જેટલું કપડું આવતું તે બધું આ ફેરફાર થયાની પેહેલાં જે પ્રમાણે કલકતાના ઇજારદારો પુરૂં પાડતા હતા, તેજ પ્રમાણે હજુ પુરૂં પાડે છે. એમ ગણીને કલકતાવાળી પેઢીનું હિસાબમાં જેમ થતું અને તારીણીચરણદત્તને જે ભાવ આપવાનો કરાર હતો, તે ભાવ સરકારમાં મંડાતો. એટલે રૂા. ૧-૧૨-૬ ગજીના એક થાનની કિંમત હતી. તેથી સરકાને જેટલી નીસબત હતી તેના સંબંધમાં દેખીતો કાંઇ ફેરફાર થયો નહોતો. ઉપરથી કલકતાની

પેઢીવાળા માલ મોકલ્યા કરતા હતા અને આગળ પ્રમાણે તેજ ભાવથી ઊધરાણી પત્ર મોકલવામાં આવતું. વેપારીયોને આપવા વાસ્તે ઇમદાદખાંના હાથમાં સરકાર પૈસા આપ્યા કરતી હતી. અને બીજા વેપારીને પૈસા મળતા, તેમાં તારીણીચરણદત્તને પણ ગજીના કપડાંના પૈસા મળ્યા હતા.

આખરે સત્તાવાળાના જાણવામાં આવ્યું કે, અલહાબાદની પેઢીવાળાને એક થાન પછવાડે રૂપૈયા ૧–૬–૦ ને ભાવે મળે છે અને તેથી તે ઈજારદારોને સરકારમાંથી અપાયેલા પૈસા મળતા નથી. પણ એક થાને રૂા. ૦–૬–૬ કમતી મળે છે. આટલી તફાવતવાળી રકમો કોના ગજવામાં જાય છે, તેનો તપાસ કરવાની ઉપલી વાતથી ફરજ પડી. ઇમદાદખાંને પુછયું ત્યારે તેણે જવાબ આપ્યો કે, તારીણીચરણદત્તે કપડું પુરૂં પાડનારની સાથે જે ગોઠવણ કરી છે, તેને અંતે તેને રૂા. ૧–૧–૦ મળે છે, પણ સંગ્રહસ્થાનના ઉપરી તરીકે મારે સંગ્રહસ્થાનમાંથી રૂા. ૧–૧૨–૬ વસુલ કરી લેવા પડે છે. ને ઇજારદારને આખી રકમ મોકલી દઊં છઊં. તપાસની શરૂવાતમાં તેણે આ પ્રમાણે જવાબ આપ્યો છે. અને ત્યારથી તે જવાબ તેને વળગી રહ્યો છે.

પરંતુ સરકારને ખાત્રી થઈ કે, એ જવાબ સાચો નથી. કલકતાવાળા ઇજારદારો તથા જે સખસો ખરેખરૂં કપડું પુરૂં પાડે છે, તેઓનો તપાસ કરીને સરકારને એવો નીર્ણય કરવો પડયો છે કે, સને ૧૮૮૧ માં ગજીનું કપડું ઇમદાદખાંએ રદ કર્યા પછી ઇમદાદખાં તથા ઇજારદાર વચ્ચે નવી ગોઠવણ થઇ. તે ઉપરથી જુનો કરાર રદ થયો. ત્યારબાદ ગજીનું કપડું રૂા ૧–૧૨–૬ ના થાન લેખે કલકતાની પેઢીવાળા આપતા નોહોતા. પણ તેઓની વતી અથવા ઇમદાદખાંની વતી ફકત રૂા. ૧–૬–૦ ને ભાવે અલહાબાદનો કોઈ સક્ષ પુરૂં પાડતો હતો. અને બાકી જે રહેતું તે ઇમદાદખાંના ગુંજામાં પડતું. બીજા શબ્દમાં કહીયે તો એમ કહેવામાં આવે છે કે, સને ૧૮૮૧ ની સાલના વહીવટ પછી સંગ્રહસ્થાનના ઉપરી અને ઈજારદાર વચ્ચે એવી કબુલત થઇ કે ગજીના કપડાંની કિંમત રૂા. ૧-૧[illegible]માંથી ઘટાડીને રૂા ૧-૬-૦ કરવી જોઈએ. અને જે સક્ષને ગજીના પૈસા આપવા પડતા હતા, તેનાથી આ ઘટાડાની વાત સંતાડવા સારૂ ચોપડા અને હિસાબો ખોટા લખ્યા. અને તેમાંથી નીકળતું હાંસીલ ઇમદાદખાં પોતાનું કરીને રાખતો. જો કે સરકારમાંથી વધુ ભાવ માંડીને પૈસા લેતો, પણ ફકત થોડો ભાવ આપતો. હવે ચોખું છે કે હકીકત આ પ્રમાણે સાબીત થઇ હોય. તો તેથી સાપ્રાધ વીશ્વાસઘાત કર્યાનો ગુન્હો કર્યા બરોબર થાય છે. ગમે તે ખાસ નામથી તે કહેવામાં આવે, તો પણ એક સરકારી નોકરે બે ભાવ વચેનો તફાવત ચોર્યા બરોબર છે. તથા ગુન્હો સંતાડવાના મતલબથી હિસાબ ખોટો માંડયા બરોબર છે. ખરેખરી રીતે આવી વાત સાબીત થઇ છે એમ પ્રોસીકયુશનવાળા તકરાર કરીને કહેછે. અને તેટલા ઉપર તેઓ આધાર રાખે છે પણ તેમ માનવાને તેઓ ખરા છે કે નહીં, તે જોવા સારૂ જે પુરાવો તેઓ સાબીત થએલો કહે છે, તે આપણે તપાસવો જોઇએ. અને જોવું જોઈએ કે, તેના ઉપર ભરોસો રાખી શકાય છે કે નહીં. જે ગુન્હાનું તહોમત છે તેનું રૂપ નજરમાં રાખતાં ચોખું છે કે, જો તે જરાએ ગુન્હો થયો છે, તો તે ઇમદાદખાં તથા વેપારીયોએ ભેળા થઇને કર્યો છે. જે મસલતમાં તેઓ બધા ભાગીયા હતા, અને જેની મતલબ ઓછે ભાવે કપડું લઇને બાકી રહેલો ભાવ બધાઓએ માંહોમાહે હાંસલ તરીકે વહેંચી લેવો. જો એમ છે તો ઈમદાદખાંના કરતાં વેપારી ઓછા ગુન્હેગાર નથી. એ

વાત પોતાની મેળે નીકળે છે. એકલા ઈમદાદખાં ઉપર તહોમત મુક્યું છે, તે તહોમત પ્રમાણે ગુન્હો બન્યાની વાત ઈમદાદખાં વીરૂદ્ધ સાબીત થઇ છે કે નહીં, તેનો વિચાર કરવામાં ઉપરની હકીકતની નોંધ લેવાની જરૂર છે.

ઉપર જે પ્રમાણે મેં હકીકત કહી, તેજ પ્રમાણે હકીકત હોય તો બધી હકીકત જેના જાણવામાં હતી, તે સક્ષો ઇમદાદખાં, તારીણીચરણદત્ત, અને તારીણીચરણદત્તને નામે જે કપડું આપતો હતો તે અલહાબાદનો વેપારી, એમ ત્રણ જણ હતા. હવે સ્વભાવીક છે કે જ્યારે એમાંથી એક જણ ઉપર સાપ્રાધ વીશ્વાસઘાતનું તહોમત મુકવામાં આવે, તો બીજાઓને પ્રોસીકયુશનવાળા સાક્ષી તરીકે બોલાવે અને તેઓના પુરાવાથી ઈમદાદખાં સામેનો મુકરદમો સ્થાપીત ન થાય.

આ સાક્ષીઓમાંથી પેહેલો સાક્ષી જે બોલાવ્યો હતો તે તારીણીચરણદત્તની પેઢીનો એક ભાગીયો હતો. એ ઇજારદારની વાત જો સાચી હોયતો બેશક પ્રોસીકયુશન તરફનો મુકરદમો સાબીત થાય છે. સદરહુ ઈજારદારોની કહેવાની મતલબ એવી છે કે "સને ૧૮૮૧ ની સાલ સુધી આ સામાન પુરો પાડતા અને એક થાન દીઠ રૂપૈયા ૧-૧૨-૬ અમને કીમત મળતી. ૧૮૮૧ ના જાનેવારીમાં માલ રદ કર્યા પછી ઈમદાદખાંએ કહ્યું કે સારે ભાવે અલહાબાદમાં તે માલ મળી શકે છે. અમે જવાબમાં લખ્યું કે તમારી મરજીમાં આવે તે ભાવે માલ લ્યો, તેમાં અમારી કબુલત છે. તથા હાંસીલમાંથી અમોને કાંઇ હિસો આપવાની સરત કબુલ કરો, તો તે વૈવટને ઢાંકાદે એવી રીતે હિસાબ માંડો. માલ કોણ આપતું તથા તેનો શું ભાવ હતો તેની અમોને ખબર નહોતી."

આ જુબાની જો સાચી હોય તો પ્રોસીકયુશનનો મુકરદમો સાબીત થાય છે. કેમકે જુની ગોઠવણ રદ થયાનું તથા ઓછે ભાવે ગજીનું કપડું પુરૂં પાડવાની નવી ગોઠવણ થયાનું તથા હિસાબના ચોપડામાં આ ગોઠવણ છાની રહે એટલા સારૂ ખોટા હિસાબ લખ્યા નું જણાઇ રહે છે. તારીણીચરણદત્તની પેઢીવાળા ઇમદાદખાં સાથે સરખા ગુન્હેગાર છે, એમ વળી તેમાંથી અર્થ નીકળે છે. અને તેઓની કબુલત ઉપરથી તેઓનો ઇનસાફ કરી ગુન્હેગાર શામાટે ન ઠરાવવા તેનું કાંઇ કારણ નથી.

આ ખટપટમાં સપડાઈ ગયેલો પ્રોસીકયુશનનો બીજો સાક્ષી જે સ્વભાવીક રીતે બધી હકીકત જાણી શકે, એવો અલહાબાદનો વેપારી જે ૧૮૮૧ ના જાનેવારી પછી કપડું આપનારો સાધુલાલ છે, તેની જુબાની ઉપરથી તારીણીચરણદતવાળાની જુબાની ખોટી ઠરે છે. ને એણે છેવટ કહ્યું છે કે "હું એક રૂપૈયા છ આનાને ભાવે કપડું આપતો હતો એ વાત સાચી છે. પણ ઈમદાદખાંના કહેવા ઉપરથી હું આપતો નહોતો. કલકતાની પેઢીવાળા સાથે કરાર કરી આ કપડું આપતો ને તેઓના નામથી આ કપડું સંગ્રહસ્થાનમાં મોકલતો. કલકતાની પેઢીવાળા સાથે સરકારે કરાર કર્યો હતો, તે અગાઉ સરકાર સાથે અમારો કરાર હતો અને જે ગોઠવણ મેં હમણાં કહી, તે અનુસાર ગજીના કપડા શીવાય સંગ્રહસ્થાનવાળાને બીજી વસ્તુઓ પણ આપતો.

હવે અહીંઆં બે સાક્ષીયોની જુબાની છે. તેમાંથી એમના કહેવા પ્રમાણે ઈમદાદખાંની સાથે સાપ્રાધ વીશ્વાસઘાતનો ગુન્હો કરવામાં બંને સોબતી હતા. તે ત્રણ ગુન્હેગારોમાંથી એક ગુન્હેગાર કેદીના પાંજરામાં છે અને બીજા બેને તેના ઉપરનું તહોમત સાબી-

ત કરવાને સાક્ષી દરજ્જે બોલાવ્યા છે. એમાંનો એક સોબતી નથી એટલુંજ નહીં, પણ પ્રોસીક્યુશનનો મુકરદમો જો સાચો હોય તો બંધવાને મદદ કરવા સારૂ ખોટા હિસાબ માંડેલા હોવા જોઇએ. બાજો કે જેની જુબાની સાચી હોય તો તે મુકરદમાનો નાશ કરી નાંખે છે. હરકોઈ કોરટ નીરભયપણે કેદીને આવી જાતને પુરાવેથી આવા પ્રસંગમાં ગુન્હેગાર ઠરાવી શકે એ કેમ બની શકે?

પ્રોસીક્યુશન તરફથી આધાર રાખવામાં આવેલી ફક્ત બીજી બાબત તારીણી ચરણુદતનાં ચોપડાઓ છે. ઇમદાદખાંએ કહ્યું છે કે, હું બધી કીંમત ઇજારદારને આપી દેતો. એનું ખોટાપણું સાબીત કરવાના મતલબથી સદરહુ ચોપડા તપાસ્યા છે. કેમકે બધી કિંમત તેઓને નહોતી મળતી એમ પ્રોસીક્યુશન તરફથી કહેવામાં આવ્યું હતું. પરંતુ ફક્ત ચોકસ હદ સુધી પુરાવો છે, એટલે કે તારીણીચરણુદત જ્યારે પોતાની જુબાની આપે ત્યારે યાદદાસ્તી તાજી કરવા વાસ્તે તેમાં તે જુવે, પરતુ તે ઉપરાંત બીજો પુરાવો કહાડી શકતો નથી. તેમ તારીણીચરણુદતે કહેલી હકીકતની સ્થીતી તેની જુબાની ઉપર આધાર રાખે છે. એ વાતને સદરહુ ચોપડા બદલાવી શકતા નથી. તેથી હવે એક આપણી પાસે સામાન્ય રૂપનો મુકરદમો છે. જેમાં બંધવા વિરૂદ્ધનો પુરાવો માત્ર તેના સોબતીઓની જુબાનીઓ છે.

આ દેશમાં તથા વિલાયતમાં મોટી નામના તથા ઉંચા અનુભવના જડજોએ ઠરાવ્યું છે કે, જ્યાં સુધી આવી જાતના પુરાવાને મુદ્દાની બાબતોમાં પુષ્ટી ન મળે ત્યાં સુધી તેના ઉપર નીરભયપણે ઇતબાર રાખવો નહીં. એવા ઘણા ફેંસલાઓની તપશીલો જોવી એ જરૂરતું નથી. શા કારણોથી આવો મત બાંધવામાં આવ્યો છે, તે ઉઘાડાં છે. જ્યાં બંધવાની વિરૂદ્ધનો કોઈ શાક્ષી કાંઈ વાત કહે, તેથી તેટલે દરજ્જે તે પોતે ગુન્હેગાર થતો હોય, ત્યાં બંધવાની વાત સાચી માનવાને બદલે તેની વાત સાચી માનવાનું કારણ ખુલું છે. જો તારીણીચરણુદત્તની વાત સાચી હોયતો તે તથા ઇમદાદખાં બંને લુચાઓ છે. અને એકની જુબાની બીજાની જુબાની કરતાં વધારે વીશ્વાસ રાખવા લાયક ગણવાનો કાંઈ સબબ નથી. આવા અભીપ્રાયના આધારમાં મહારાણી કેસરે હીંદ. વિ. રામચરણના કેસમાં ભાઈ સ્ટ્રેટ જસ્ટીસે ફેંસલો આપ્યો છે. તેજ ફકત જોવાનું માહારે કહેવું જોઇએ. જે મુકરદમામાં બધા વિલાયતના ફેંસલા એકઠા કર્યા છે, અને ઉચામાં ઉંચી સત્તાવાળાયે ઠરાવ્યું છે કે આવા વર્ગના પુરાવા ઉપર ઇતબાર રાખવો એ શા માટે સલામતીવાળું નથી, તેના કારણો તેમાં સમજાવ્યાં છે. મારે માટે કહેલું એટલુંજ બસ છે કે ભાઇ સ્ટ્રેટ જસ્ટીસે જે ફેંસલાઓ આપ્યા છે, તેને હું પુરી રીતે મળતો આવું છું તથા તેણે જે તેમાં અભીપ્રાય આપ્યો છે, તેને પણ મળતો આવું છું. આવાં કારણોથી મારો અભિપ્રાય એવો છે કે આવા પ્રકારના સાક્ષી ઉપરથી અપેલેન્ટ ઇમદાદખાંને અપરાધી ઠરાવવો એ સલામતી ભરેલું નથી. અને એટલોજ પુરાવો તેના વિરૂદ્ધ છે. માટે તેને સાપ્રાધ વીશ્વાસઘાતના તોહોમતમાંથી નીરદોષ કરી છોડી મુકવો જોઇએ, એમ હું ઠરાવું છું.

ખોટા હિસાબ માંડયાના તોહોમતોના સંબધમાં કહેવું જોઈએ કે, જો સાપ્રાધ વીશ્વાસઘાત કર્યાના તોહોમત તટકે અથવા પડેતો ખોટા હિસાબ માંડયાનાં તોહોમત પણ તેજ પ્રમાણે થાય છે. સાપ્રાધ વીશ્વાસઘાત અમલમાં આણવાના મતલબથી મુળ કરાર પ્રમાણે

મુળના ભાવથી માલ પુરો પાડયો હતો, એવું બતાવવાને તારીણીચરણદત્તે જે હિસાબ મોકલેલ તે હિસાબ ખોટા લેખના તોહોમતો છે, તે તોહોમતો મતલબમાં એકજ રીતનાં અને એકજ પુરાવા ઉપર આધાર રાખનારાં છે અને જે કારણો હું હમણાં ઉપર આપી ગયો છઊં તે કારણસર તે તોહોમતોમાંથી બંધવાને નીરદોષ કરવો એમ મારો મત થાય છે.

માલની કિંમતમાં ઘટાડો કરવાના સંબંધમાં આવા પ્રકારનો સાપ્રાધ વીશ્વાસઘાત કરવો તેને લગતો થોડોક મારો અભીપ્રાય આપવાને હું ઇચ્છું છઉં.

કેનેડીમન ઓઇલઓવ કોરપોરેશનના મુકરદમામાં લાર્ડ જસ્ટીસ મેલીસ સાહેબના અભીપ્રાય ઉપર હીલ સાહેબે બહુ ભાર મુક્યો છે. તે અભીપ્રાય એવી મતલબનો છે કે, જો કોઇ શેઠ પોતાના નોકરને ઉઘરાણીના પૈસા ચુકવવા મોકલે, અને આપવાના પૈસા તેને સાથે આપે. પછી જો વેપારી તે નોકરને કાંઈ બક્ષીસ આપે તો શેઠ તે હાંસલનો હકદાર થાયછે. કેમકે એથી કરી માલની કિંમત ઘટાડયા બરોબર થાય છે.

હવે જો હિસાબ ચાલતો હોય એટલે કે, હિસાબની બધી રકમો તપાસીને ચોકસ ન થઇ હોય, અને જો ત્યારબાદ નોકર પૈસા આપે તો તે હિસાબ ચોખો કરી તથા કીમતમાં ઘટાડો કરીને પૈસા આપવા બરોબર છે. ત્યારે દેખીતું છે કે, સદરહુ નોકર જે કાંઈ વટાવ લે છે તે તેના શેઠનો છે. અને તેના હાથ માંહેલા પૈસા હમેશાં તેના શેઠના છે. અને જો તે પોતાના ઉપયોગમાં લેતો તે ચોર થાય છે. પણ જો શેઠે પંડે વેપારી સાથે હિસાબ ચોખો કરીને ચોકસ રકમ ઠરાવી હોય, અને પછી પોતાના નોકરને પૈસા આપીને તે વેપારીને દેવા મોકલે, અને તે વેપારીને પૈસા ચુકવ્યા પછી સદરહુ નોકર કાંઇ બક્ષીસ માગે તો સદરહુ નોકર તે બક્ષીસ લઇને પોતાની પાસે રાખેતો તે ચોરી કર્યાનો ગુન્હેગાર નથી. કેમકે, તેમ કરવાનો તેનો ઇરાદો નથી. તે પૈસા તેને આપવાનો અધિકાર છે એમ તે માને છે. વિલાયતની ચાન્સરી અદાલતના નીતી ભરેલા મત પ્રમાણે સદરહુ નોકરને તે પૈસાનો હિસાબ આપવાની ફરજ વખતે હોય, પરંતુ તે કૃત્ય ગુન્હો કરવાથી કાંઇ ઇલાયદુજ છે. અને ચાન્સરી અદાલતના નીતીના અભીપ્રાયથી તે પૈસાનો હિસાબ તેને આપવાની જરૂર હતી. માટે તેને સાપ્રાધ વીશ્વાસઘાત કરવાનો ગુન્હેગાર ઠરાવવો એ હું દુરસ્ત માનતો નથી.

પરંતુ ચાલતા મુકરદમામાં આ સવાલ ખરેખરે ઉઠતો નથી. કીંમતનો ભાગ બંધવાને પાછો આપ્યો હતો. એમ નથી પણ માંહોમાંહેની મસલતની અનુસાર ભાવ ઘટાડીને હાંસલ તેણે ખરેખરૂં ચોરી લીધું છે એવો પ્રોસીકયુશન તરફનો મુકરદમો છે અને તે જે મુકરદમો ભાગીયાઓએ એ મસલત કરી કહેવામાં આવે છે. તેઓની જુબાની ઉપર પુરેપુરો આધાર રાખે છે. અને હું આગળ કહી ગયો છું. તે પ્રમાણે એ પુરાવો નીરભય પણે સાબીત ગણવાનો માહારો અભીપ્રાય થતો નથી.

જે ઠરાવ સેસન કોરટમાં કરીને ઇમદાદખાંને અપરાધી ઠરાવ્યો છે તે ફેરવીને કાયદા પ્રમાણે કોઇ બીજા ગુન્હાનો અપરાધી ઠરાવવાને વીદ્વાન સરકારી વકીલ આગ્રહ કરે છે.

આવી રીતે કોઇ કામમાં એમ થઇ શકે કે નહીં. એ બાબતનો મારા મનને ભારે શક ર હે છે. પરંતુ ચાલતા કામમાં આવો રસ્તો લેવો એ વાજબીનથી એમ કહેવું બસ છે. જો ઈમદાદમાં બીજા કોઇ ગુન્હાનો ગુન્હેગાર હોય તો તેનું તોહોમત રાખી ઈનસાફ થાય. આ બાબતમાં હું મારો કાંઇ અભીપ્રાય આપવા ચાહતો નથી. જે ગુન્હાનું તેના ઉપર તો-હોમત મુકી તેનો ઇનસાફ થયો છે. તે ગુન્હાના સંબંધમાં તેની નીસબત રાખવી જોઇએ અને મારો અભીપ્રાય એવો છે કે, જે પુરાવા ઉપરથી તેને અપરાધી ઠરાવેલો છે તે પુ-રાવો નીરભય પણે વીશ્વાસ રાખવા લાયક નથી. આ પ્રસંગમાં અપીલ મંજુર કરૂં છું. અને ઠરાવ અને સજા રદ કરી બંધવાને છોડી મુકવાનો હુકમ કરૂં છઉં.



## કલમ ૪૦૬ મી.

૪૦૬. જે માણસ સાપ્રાધ વીશ્વાસઘાત કરે, તેને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

સાપ્રાધ વીશ્વાસઘાતની શીક્ષા.

## કલમ ૪૦૭ મી.

૪૦૭. કોઇ સખસને ભારવાહક દાખલ, અથવા ડંકાવાળા કે વખારવાળા દાખલ કાંઇ મીલકત સોંપી હોય, અને તે સખસ તે મીલકત બાબત સાપ્રાધ વીશ્વાસઘાત કરે, તો તે સખસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ભારવાહકવગેરે એ સાપ્રાધ વીશ્વાસઘાત કરવો.

## કલમ ૪૦૮ મી.

૪૦૮. કોઇ માણસ મેહેતો અથવા ચાકર હોય, અથવા કોઇને મેહેતા કે ચાકર દાખલ રાખ્યો હોય, અને તે દરજાથી તેને કાંઇ મીલકત અથવા કાંઇ મીલકત ઉપર અખતીયાર કોઈ પણ રીતે સોંપ્યો હોય તે માણસ તે મીલકત બાબત સાપ્રાધ વીશ્વાસઘાત કરે, તો તેને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઇ મેહેતા અથવા ચાકરે સાપરાધ વીશ્વાસઘાત કરવો.

## કલમ ૪૦૯ મી.

કોઇ માણસને તેના દરજ્જાથી સરકારી નોકર દાખલ, અથવા તેના ધંધાસર, તેને સરાફ, વેપારી, કોઠીદાર, દલાલ, વકીલ કે આડતીયા દાખલ, કાંઇ મિલકત અથવા કાંઇ મિલકત ઉપર અખતીયાર કોઇ પણ રીતે સોંપ્યો હોય, તે માણસ તે મિલકત બાબત સાપ્રાધ વીશ્વાસઘાત કરે, તો તેને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઇસરકારી નોકરેઅથવાસરાફે,વેપારીએ કે આડતીયાએ સાપ્રાધવિશ્વાસઘાત કરવો.

### માહારાણી કેસરેહિંદ વિ. ગણપત તાપીદાસ.

बंधवाने रेवन्यु पटेलना हुदानी रुए एक मंदीरना वरशासनना पैसा सरकारी तेजुरीएथी मळ्या हता. अने ते पैसा जे सक्षोने देवाना हता. तेमने तेणे आपी दीधा नहोतो. परंतु तेओए तेना हवालामां राजी खुशीथी राख्या हता. अने खरेखरी रीते बंधवाने तेओए जे पहोंच आपी हती. ते पहोंच तेणे रेवन्यु अधीकारीने मोकली दीधी हती.

ठराव्युं के:—बंधवा उपर सरकारे जे वीश्वास मुकेल हतो ते वीश्वास तेणे अदा कर्यो छे. अने थोडा वख्तने माटे बंधवे ए पैसा साफ दानतथी फक्त राख्या. एथी करीने ते बंधवो हिं. पी, को. नी ४०९मी कलमना अर्थ प्रमाणे साप्राध वीश्वासघातनो गुन्हेगार थतो नथी.

કલમ ૪૦૯

૧

તા. ૧૭-૧૨-૮૪ ઇ. ૧૦ મ. પા. ૨૨૬ જે કોઈ સરકારી નોકર ઉપર સરકાર વીશ્વાસ રાખીને કોઇને પઈસા આપવા મોકલે તે પઈસા જેઓને આપવાના હોય તે સખશો તુરત લેવાને બદલે તે સરકારી નોકરના હવાલામાં રાખેતો તેથી તે સરકારી નોકર ગુન્હેગાર થતો નથી.

નાણાની બે નાની રકમોના સંબંધમાં બંધવાને એક સરકારી નોકર તરીકે ખાંનદેશના સેસન જડજે સાપ્રાધ વીશ્વાસઘાત કર્યાનો અપરાધી ઠરાવી તેને ૬ મહિનાની આસાન કેદની સજા કરી હતી તે ઉપર આ અપીલ કરવામાં આવી હતી.

તે મુકરદમાની હકીકત હાઇકોર્ટના ઠરાવમાંથી જોઇએ તેટલી જણાઈ આવે છે.

### સરકાર તરફથી પાંડુરંગ બળીભદ્ર.

### જસ્ટીસ બર્ડવુડનો ઠરાવ.

આ મુકરદમાના ગુન્હાનો ઠરાવ ટકી શકે છે એમ અમે ધારતા નથી. બંધવે સદરહુ રકમ પોતાના ઉપયોગમાં લીધી એવું બતાવનારૂં તેમાંથી જણાયું નથી.

### પાંડુરંગ બળીભદ્રનો પ્રત્યુત્તર.

એ પૈસા જેઓનો લેવાનો અધિકાર હતો તેઓને આપી દેવાની ફરજ તેની હતી છતાં થોડા વખતને માટે તેણે પોતાના ગજવામાં એ પૈસા શા માટે રાખ્યા.?

## જસ્ટીસ જાર્ડીનનો સામો જવાબ.

પૈસા લેનારાઓ તેને સોંપવા ખુશી હતા. એટલા માટે તેણે તે પૈસા પાસે રાખ્યા હતા. આ કામમાં સરકારને જેટલી નીસબત હતી તેના સંબંધમાં તેણે પૈસા લેનારાઓ પાસેથી પહોંચ લઇને તે પહોંચો મેહેસુલખાતાના અધિકારીને મોકલી દીધી હતી. એટલે એ રસ્તે તેના ઉપર જે વીશ્વાસ મુકવામાં આવ્યો હતો તે વીશ્વાસ તેણે અદા કીધો છે.

## જસ્ટીસ જારડીનનો ઠરાવ.

એક દેવળના વરશાસનના પૈસાની બે નાની રકમો અપેલેન્ટને પટેલ તરીકે આપી દેવાની હતી. તે રકમોના સંબંધમાં તેણે સાપ્રાધ વીશ્વાસઘાત કર્યાના બે તોહોમતો ઇી.પી. કો. ની ૪૦૯ મી પ્રમાણે મુકીને અપેલેંટને અપરાધી ઠરાવ્યો હતો. એમ સાબીત થયું છે કે જે બે સક્ષોને સદરહુ પૈસા આપવાના હતા. તેઓની પાસેથી રીતસર પહોંચો લઇને તે પહોંચો રીતસર મેહેસુલખાતાના અધીકારીને તેણે મોકલી દીધી હતી. પુરાવા ઉપરથી ઇનસાફ કરવાનું જેટલું બની આવે છે તે એછે કે અપેલેંટે ઉપર આ રીતે સરકારે વીશ્વાસ મુકયો હતો તે વીશ્વાસ તેણે અદા કર્યો છે અને તેથી અમારો એવો મત થાય છે. સદરહુ તોહોમતો તેના ઉપર રહી શકતાં નથી.

જે બે સક્ષોને પૈસા લેવાનો અધીકાર હતો તેને તેણે તુરતજ આપી દીધા નહીં એ વાત ખરી છે પણ તેનું કારણ એછે કે તે પૈસા અપેલેંટને સોંપવાને તેઓ ખુશી હતા. શેખ લાલે એવી જુબાની આપી છે કે, અપેલેંટ મને મારા પૈસા આપ્યા વગર રહેશે નહીં. એમ હું ધારતો હતો. તે પૈસા ફકત દોઢ રૂપૈયાના હતા. સીતારામ જેને રૂપૈયા ૨-૮-૦ લેવાનો અધીકાર હતો તેણે નીચે પ્રમાણે જુબાની આપી છે. " પહોંચમાં જ્યારે મેં સહી કરી ત્યારે હું મંદીરમાં હતો. બંધવે કહેલ કે તે પૈસા હું આઠદીવસમાં પાછા આપીશ. મ્હારી પોંહોંચમાં સહી કર્યા પછી હું ગામતરે ગયો હતો અને અશાડ મહિના સુધી હું ઘરણા ગામમાં પાછો આવ્યો નહોતો" બીજે ઠેકાણે તેણે એવું લખાવ્યું છે કે બંધવો ઠગી જાશે એમ હું ધારતો નોહોતો આ બેમાંથી એકે માણસે ફોજદારી ફરીયાદ કરી નથી. આ નજીવી રકમનું કરજ તેણે આપવાના પાડી હોય, અથવા ઠગાઇનું અથવા બીજું બદ દાનતવાળું કામ કરવા જેવું તેણે કર્યું હોય એવો કાંઇ પુરાવો પડયો નથી.

આ સબબ ઉપરથી ઠરાવ અને સજા રદ કરી અપેલેંન્ટને છોડી મુકવાનો હુકમ કરીએ છીએ.

## કલમ ૪૧૦ મી.

જે મિલકતનો કબજો ચોરીથી, અથવા જબરાઇના કઢાવવાથી, અથવા અપહરણથી, એકની પાસેથી બીજાની પાસે ગયો હોય તે મિલકત, તથા જે મિલકતનો સાપ્રાધ ખોટો ઉપયોગ થયો હોય, અથવા જે બાબત સાપ્રાધ વિશ્વાસઘાત થયો હોય, તે મિલકતનું નામ "ચોરીની મિલકત" પાડયું છે પછી બ્રીટીશ ઇંડિયાની માંહે અથવા બહાર તે કબજો એકની પાસેથી બીજા પાસે ગયો હોય અથવા તે સાપ્રાધ ખોટો ઉપયોગ અથવા વીશ્વાસઘાત થયો હોય તો પણ અગર તે મિલકત જે સખસનો તે કબજામાં લેવાનો કાયદા મુજબ હક હોય એવા કોઇ સખસના કબજામાં પાછળથી આવે તો પછી તે ચોરીની મિલકત સમજવી નહીં.

ચોરીની મીલકત.

### માહારાણી કેસરેહીંદ વિ. મલહારી.

चोराउ मिलकत कबजामां होवाथी ते मिलकत बददाततथी मेळव्यानुं अनुमान बांधवुं के नहीं तेनो विचार करवामां सदरहु मिलकतनो कबजो करवानो पतो नीरमळ रीते तहोमतदार तरफ जवानी खातरी करी लेवानी जरुर छे एम जुरीने आदेश करी तेमनुं ते वीशे लक्ष खेंचवुं जोइए.

चोराएली मिलकत संताडी राख्या पछी कोइ माणसना घरमांथी ते नीकळे तो ते मिलकत चोराउं छे. एम ते माणसना जाणवामां होवानुं अनुमान बांधी शकाय छे पण डेकायटीथी मेळव्यानुं अनुमान बांधवा सारु तेटली हकीकत बस नथी.

કલમ ૪૧૦.
૧
તા૦ ૧૧–૯– ૮૨
ઈ. ૭ મ. પા. ૭૩૧
ચોરાઉ મિલકત કબજામાં હોવાથી તે મિલકતબદદાંનતથી મેળવ્યાનુ અનુમાન બાંધવું કે નહીં તેનો વિચાર કરવામાં સદરહુ મિલકતનો કબજો કરવાનો પતો નીરમળ રીતે તોહોમતદાર તરફ જવાની ખાત્રી કરી લેવાની જરૂર છે એમ જુરીને આદેશ કરતી વખત તે જુરીને લક્ષ ખેંચવું જોઈએ

પુનાના સેસન જડજે જુરીની મદદથી હી. પી. કો. ની. ૪૧૨ મી કલમ પ્રમાણે જે મીલકતનો કબજો ડેકાયટીનો ગુન્હો કર્યા પછી બદલાયો હતો એમ જાણવા છતાં બદઘાનતથી તે મીલકતને રાખવામાં હી. પી. કો. ૪૧૨ મી કલમના ગુન્હા વાસ્તે બીજાઓની સાથે અપેલેન્ટનો ઇનસાફ પુનાના સેસન જડજે જુરીની મદદથી કર્યો હતો. અને તેમાં અપેલેન્ટને ચાર વરસની સખત કેદની સજા કરી હતી.

અપેલેન્ટ મલહારીના સંબંધમાં નીચે મુજબ સેસન જડજે જુરીને આદેશ કરેલોછે.

" ૧૭ મા નંબરના તોહોમતદાર મલહારીના ઘરમાં જે ઘરેણાંઓ તથા વસ્તુઓ નીકળી તેનો પુરાવો હવે બાકીમાં છે.

ડેકાઇટી કરીને જે માલ ચોરાયો હતો તે માંહેલો આ માલ છે. એમ કોઈ કહી શકતું નથી. પરંતુ ૧૭ મા નંબરવાળો કહે છે કે મારા ઘરમાં તે માલ શી રીતે આવ્યો

તેની મુને ખબર નથી. જે એક મેડામાં તમાકુ ભરી રાખી હતી તેમાં આ દાગીનાઓ સતાડી રાખ્યાનું જણાય છે. જો તમોને એવી ખાતરી થઈ હોય કે આમાં કોઈ જાતનો દગો થયો નથી તો પછી ૧૭ મા નંબરના બંધવા વિરૂદ્ધ ઘણુંજ સપડતું અનુમાન ઉભું થાય છે. તેની સાથે બીજી કેટલીક બાબતો છે કે જે બંધવાના લાભ ખાતર વીચારવી જોઇએ. છઠી એપ્રીલને રોજ ડેકાઇટી થઇ, અને આઠમી તારીખ સુધી તેનું બીબલી ગામમાં આવેલા ઘરનો ઝાડો લેવાયો નહોતો. એટલા બધા અરસામાં સખત તજવીજો ચાલુ રહી હતી. અને ઘણાઓને પકડવામાં આવ્યા હતા. જો પોતાના ઘરનો ઝાડો લેવાશે તો જે ઠેકાણે એ દાગીનાઓ સંતાડયા હતા તે ઠેકાણેથી તે દાગીના અવસ્ય મળી આવશે એવી બીક છતાં બંધવો પોલીસ પટેલ થઇને તે દાગીનાઓ પોતાના ઘરમાં રાખે એ થોડું ઘણું અજાયેબી ભરેલું છે. આટલી બધી લાંબી વેળા મળી તેમાં તે દાગીના ગાળી નાંખવાનું અથવા જંગલમાં સંતાડી દેવાનું બહુજ સહેલું હતું થોડો ઘણો શક રહે છે કે, ઝાડો લેનારાઓના જાણુવામાં હતું કે માલ તુરત મળી આવવાનો છે કેમકે જે ગાંસડી માંહેલા દાગીના જડી આવ્યા કે તુરતજ ઝાડો લેવો તેઓએ બંધ કર્યો. ફરીયાદી લધુજીનું એકંદર નુકશાન રૂપૈયા ૨૬૯૨-૮-૦ નું કહેવામાં આવ્યું હતું. અને તેમાંથી થોડોક ભાગ જડી આવતાં વધુ બારીક તજવીજ થવી જોઇતી હતી એમ સ્વભાવીક રીતે ધારવું જોઈએ. પણ તેમ કરવાને બદલે પોલીસને જેટલું મળ્યું તેટલેથી સાવ સંતોષ થઇ ગયો અને એજ ઘરમાં દાણાઓના મોટા ટોપલાઓ ભર્યા હતા તેમાં તપાસ કર્યા વગર બીજા ઘરમાં તપાસ કરવા ગયા. ફરીયાદીની જુબાની ઉપરથી જણાય છે કે મારા ઘરમાંથી કીંમતી માલ ખોળવા સારૂ ડેકાઇટી કરનારાઓએ દાણુના આવા કોઠારો તોડયા હતા. તથા ભીંત અને ભોંપણ તોડી હતી. કુલકરણીએ લખાવ્યું છે કે ઘરની અંદરથી નીસરણી મુકયા વગર તેમાં જવાય એવું નથી. માટે તે હકીકતથી કુલકરણીની જુબાની કમ જોર થઇ જાય છે."

જુરીએ મલહારીને અપરાધી ઠરાવવાનો જે મત આપ્યો છે, તે મત સાથે સેસન જડજનો મત પણ એકત્ર થવાથી તેને હી. પી. કો. ની ૪૧૨ મી કલમના ગુન્હાનો અપરાધી ઠરાવવામાં આવ્યો છે. અને તે બદલ તેને ચાર વરસની સખત કેદની સજા કરીછે.

બાનસન તથા માહાદેવ ચીમનાજી અપેલેંન્ટ તરફથી હાજર હતા તેઓએ એવી તકરાર લીધી કે ડેકાઇટી કરીને મેળવેલી મિલકતનો અપેલેંન્ટનો તાબો કબજો હતો. તે ઉપરથી સેસન જડજે એવું અનુમાન કરેલું છે કે સદરહુ મિલકત ડેકાઇટીમાંથી ચોરાયાની અપેલેંન્ટને જાણ થઇ હશે. અને તેવું અનુમાન કરવામાં તેણે કાયદાની ભુલ કરેલી છે. કેમકે એ મિલકત ચોરાઉ છે એટલું જાણ્યા ઉપરાંત વધુ તે વીશે તેના જાણવામાં હતું એવું અનુમાન કરી શકાતું નથી. આવો ગુન્હો હી. પી. કો. ની ૪૧૧ મી કલમમાં આવી શકે છે અને તેને માટે ઘણુામાં ઘણી સજા ત્રણ વરસની છે. માટે ચાર વરસની કરેલી સજા કાયદા વીરૂદ્ધ છે પણ આ કામમાં ચોરાઉ મિલકતના કબજાનો પતો સાફ રીતે અપેલેન્ટ ભણી નીકળ્યો નથી. અને તે વીશે સેસન જડજે જુરીનું લક્ષ ખેંચ્યું નથી તેમાં તેણે ભુલ કરેલી છે.

## સરકાર તરફથી નાનાભાઇ હરીદાસ.

## જસ્ટીસ મેલવીલનો ઠરાવ.

સંતાડી રાખેલી ચોરાઉ મિલકત પોતાના ઘરના મેડામાંથી જડી આવ્યાની હકીકત

ઉપરાંત અપેલેન્ટ મલહારી વીરૂદ્ધ બીજો કાંઇ પુરાવો પડયો નથી. તેણે જાણ્યું હશે કે એ મિલકત ચોરાઉ હોવાના જાણ્યા વીશેનું અનુમાન કરવાને આટલી હકીકત બસ છે.

પરંતુ ડેકાઇટી કરીને તે મીલકત મેળવ્યાનું હોવાનું જુરીએ માની લીધું છે તે કાયમ રાખી શકાતું નથી. જુરીના ઠરાવમાં આ ખાંમી છે. તે અલગ રાખીએ તો પછી સદરહુ ચોરાઉ મીલકતનો કબજો સાફ રીતે અપેલેન્ટેજ મેળવ્યો હતો. તથા જે ઠેકાણેથી આ માલ જડી આવ્યો તે ઠેકાણે તોહોમતદારના ઘરવાળાઓમાંથી બીજું કોઈ મુકી જાય એમ નહોતું એ વીશે ખાતરી કરી લેવાનું જુરીનું લક્ષ ખેંચાયું નથી. બેસ્ટ સપ્ટેલે પોતાના પુરાવાના ગ્રંથને પાંને ૨૯૪ મે જે વીવેચન કરેલું છે તે વીચારવા યોગ્ય છે" પરંતુ વાજબી રીતે અનુમાન કરવા સારૂ ચોરાઉ મિલકતનો કબજો આંગત તથા તાજો હોવો જોઇએ. તોહોમતવાળાના શરીર ઉપર તે મિલકત માલમ પડે અથવા પોતાના તાળાથી બંધ કરેલ ઓરડીમાં કે ઘરમાંથી જડી આવે અથવા પોતે એકલોજ કુંચી રાખતો હોય, એવી તાળા બંધ પેટીમાંથી જડી આવે તો તે તોહોમતવાળાને વાજબી રીતે કહેવું કે હવે તારે તારો બચાવ કરવો હોય તો કર પરંતુ જે ઘરમાં અથવા ઓરડામાં બીજાઓની સાથે તે રહેતો હોય અને જે બીજા પાછા તેવીજ ચોરી કરવા ધારેતો કરી શકે એવા હોય, તે ઘર અથવા ઓરડામાંથી અથવા જે પેટી ઉઘાડવા દેવાનો બીજાઓને લાગ આવતો હોય તે પેટીમાંથી ચોરાએલા દાગીના જડી આવે તો તેના અપરાધીપણા વીશે ચોકસ રીતનું અનુમાન થઈ શકતું નથી. જ્યારે બંધવો એકલોજ ઘરમાં રહેતો હોય અને તે ઘરમાંથી ચોરાઉ મીલકત જડી આવે ત્યારે તેના અપરાધીપણાનું ઉપલા નીયમોમાં અનુમાન કરવું જોઈએ. કારણ કે તેની રજામંદી વગર કોઇ વસ્તુ માંહે લાવતાં અથવા તેમાંથી બહાર લઇ જતાં અટકાએત કરવાનો તેનો સંપુર્ણ અખતીયાર છે. એવી દલીલ આપીએ તો આપી શકાય એવી છે. સદરહુ મીલકતના સંબંધમાં માંહો માંહે જે સવાલજવાબ કરવા પડે તેમાં એ દલીલ વખતે સાચી હોય, પણ ચોરાએલો માલ તેણે પોતે પોતાના ઘરમાં રાખ્યો હતો. અથવા તેમાં રાખવામાં તેણે જાણ્યુ અજાણ્યું કર્યું હતું એવું અનુમાન તથા તે પ્રમાણે એ માલ તેણે રાખ્યાનું ધારીએ તોપણ જ્યાં સુધી પુષ્ટી કર્તા પુરાવો પડયો નથી. ત્યાં સુધી તેણેજ એ માલ ચોરેલો હોવો જોઈએ. એવું બીજું, એમ બેવડા અનુમાનથી સદરહુ ઘરના માલેકને ગુન્હેગાર ઠરાવવો એ કેવળ જાણી જોઇને કાયદા નીચે કચરી મારવા જેવું થાય છે."

આ કામના અપેલેન્ટને એક પુખ્ત ઉમરનો ભાઈ છે. ને તે અપેલેન્ટની ગેરહાજરીમાં પણ તે ઘરમાં રહેતો હતો. વળી તેના બીજા કુટંબના માણસો પણ રહેતાં હતાં. સદરહુ ચોરાએલી મીલકત જ્યાંથી જડી આવી ત્યાં અપેલેન્ટેજ મુકી હતી. અને તેના ઘરના માણસોમાંથી બીજા કોઇએ મુકી નહોતી. એ અનુમાન એટલુંતો નબળું છે કે, તે ઉપર જુરીનું લક્ષ ખેંચ્યું હતતો ઠીક પડત. જે ઠરાવ કર્યો છે તે ઠરાવ અથવા ક્રી. પી. કો. ની ૪૧૧ મી કલમ મુજબ ઉતરતા ગુન્હાનો ઠરાવ આ પ્રસંગમાં રહી શકે એમ અમો ધારતા નથી. માટે ફેરવી નાંખી મલહારીને છોડી મુકવા હુકમ કરીએ છીએ.

## રાણી વિ. બેગારઈ કન્ના સરાણું. કલમ ૪૧૦. ૨ તા. ૨૪-૪-૮૩

**क्री. पी. को. नी ८३ मी कलमना अर्थ प्रमाणे समझ शक्तिनी**

खामीना सबबथी कोइ बचांनो चोरी कर्याना गुन्हा माटे इनसाफ थइ ते बचांने फोजदारी काम चलाववानी रीतना कायदानी २१९ मी (२९३) कलम अनुसार छोडी मुक्युं हतुं एटलीज वात उपरथी जे मिलकत चोराएली कहेवामां आवती होय ते राखवामां कोइ सक्षना उपर ४११ मी कलमनुं तहोमत आव्युं होय तो ते गुन्हा माटे तेने अपराधी ठरावबा कशोए प्रतीबंध नथी.

ઈ. ૬ મ. પા. ૭૭૩ કોઇ ઓછીસમજનું છોકરૂં ચોરી કરીને બીજાસક્ષને આપે તો તે બીજો સક્ષ હી.પી કો.ની. ૨૫૭ મી કલમ પ્રમાણે સદરહુ છોકરાના છુટી જવાથી ચોરીનોમાલ રાખ્યાના ગુન્હામાંથી છુટી શકતો નથી.

ગંજામના જીલ્લા માજીસ્ટ્રેટે આ કામ હાઇકોર્ટનો હુકમ થવા સારૂ ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૪૩૮ મી કલમ પ્રમાણે લખી મોકલ્યું હતું તે એવા સબબથી કે હી. પી. કો. ની ૪૧૧ મી કલમના ગુન્હાનો ઠરાવ કાયદાથી ઉલટો છે.

**કોઇના તરફથી કોઇ વકીલ હાજર હતા નહી.**

હાઇકોર્ટ તરફથી જસ્ટીસ કરનાન તથા મુતુસ્વામી આયરે ઠરાવ આપ્યો છે તેમાંથી આ કામની હકીકત જણાઇ આવશે.

**ઠરાવ.**

પ્રોસીકયુશન તરફનો પહેલો સાક્ષી એક નવ વર્ષનો છોકરો છે. એને એક બીજા છોકરાની ડોકમાં પહેરેલી આશરે અઢી રૂપૈયાની કંઠી લઇને તેણે બંધવાને પાંચ આનામાં આપી. બીજા વર્ગના માજીસ્ટ્રેટે નકી કર્યું કે સદરહુ કંઠી ચોરીનો માલ છે એમ બંધવો જાણતો તેથી તેને હી. પી. કો. ની ૪૧૧ મી કલમના ગુન્હાનો અપરાધી ઠરાવ્યો.

તથાપી એ પહેલા સાક્ષીને હી. પી. કો. ની ૮૩ મી કલમ પ્રમાણે છોડી મુક્યો છે. અને બંધવાની બાબતમા જે ગુન્હાનો ઠરાવ કરેલો છે તે કાયદાથી ઉલટો છે એમ કહીને આ રેફરંસ કરવામાં આવ્યું છે. અને તેનું એવું કારણ બતાવ્યું છે કે જ્યારે કાંઇ ચોરી થઇ નથી ત્યારે મુદાની મિલકત ૪૧૦ મી કલમના અર્થ પ્રમાણે ચોરાઉ મિલકત ગણાઈ શકાતી નથી.

સદરહુ છોકરે તે દાગીનો લેઇને તુરતજ પાંચ આનામાં વેચી નાંખ્યો અથવા ઘરેણે મુક્યો. તે જોઇને અમોને લાગે છે કે, અલબતે તે સાત વરસ કરતાં અને બાર વરસ કરતાં ઓછી ઉમરનો હતો તોપણ હી. પી. કો. ની ૮૩ મી કલમના અર્થ પ્રમાણે તે પ્રસંગે પોતાની ચાલનું શું પરીણામ થશે એ તે ચાલ સારી કીંવા નરસી છે તે વીશેનો વિચાર કરવા સારૂ તેને જોઇએ તેટલી પુખ્તાઇ સંપાદન થઇ હતી. જ્યારે આમ છે તો એ છોકરાને કંઠી લઇને પોતાને ગેર કાયદેસર લાભ લેવાનો ઇરાદો હતો માટે ચોરી થયાની વાત સાવ દીવા જેવી છે. એટલે અમે કરેલા ઠરાવમાં વચે પડતા નથી.

## માહારાણી કેસરેહીંદ વિ. થામસ બર્ક.

**કલમ ૩૧૦.**

૩

તા. ૧૬-૨-૮૪
ઈ. ૬. અ. ૨૨૪
અમુક ચોરાઉ

कोइ सक्ष उपर ही. पी. को. नी ४११ मी कलमना गुन्हानुं तहोमत आव्युं होय, अने जे मिलकत तेनी पासेथी नीकळी ते क्यांथी आवी, तेनो खुलासो करी शकतो न होय एटलान उपरथी ज्यां प्रसंगो ल-

इने ते मिलकत चोरेली जाण्या छतां तेणे मेळव्यानुं अनुमान थतुं न होय त्यां मजकुर गुन्हानो तेने अपराधी ठरावी शकातो नथी.

ते मिलकत चोराणी हती तथा बंधवे बददानतथी मेळवी हती एम बंने वातो प्रोसीक्युशनवाळाए साबीत करवी जोइए.

શી મિલકતપોતાના કબજામાં શી રીતે આવી તેનો ફેઇસા ફીખુલાસો કરી શકતો નહોય એટલા જ ઉપરથી તેણે તે મિલકત ચોરેલી જાણ્યા છતાં મેળવ્યાનું જીજુ કર્યું અનુમાન થતું નહોય તો આ કલમ પ્રમાણે તેને અપરાધી ઠરાવી શકતો નથી.

સને ૧૮૮૩ ના ડીસેંબરની ૧૮ મી તારીખે અપેલેન્ટ થોમસ બર્કને હી. પી. કો. ની ૪૧૧ મી કલમના ગુન્હાનો આગ્રાના સેસન જડજે અપરાધી ઠરાવ્યો હતો તે ઠરાવ ઉપર આ અપીલ કરવામાં આવી છે.

આગ્રાના સેસન જડજ પાસે અપેલેંટનું કામ ચાલ્યું તેમાં સાબીત થયું છે કે ફરીયાદી મેજર હેકેટ સાહેબ સને ૧૮૮૩ ના મે ની ૧૭ મી તારીખને રોજ ગાડા રસ્તે ચકરાટા ગામથી શાહારાનપોર આવીને ત્યાંથી ઇસ્ટ ઇંડીઆ રેલવેમાં આગ્રે જતા હતા.: ચકરાટા મુકયા અગાઉ તેની મેડમે પોતાના ધણીની પેટીમાં અથવા તેના પોર્ટમેંટોમાં સાત રૂમાલો મુકયા હતા. તે સાહેબની સઘળી પેટીઓ તથા પોર્ટમેંટો ટુંડા જંકશનથી આગગાડીમાં આગ્રે જતા હતા. તેમાં અપેલેન્ટ ગાર્ડ (ચોકીદાર અથવા આગગાડીના છેલા ડબામાં જે સક્ષ રહે છે તે) અને સદરહુ પેટી અને પોર્ટમેંટો પાસે થઇને તેનાથી જવાય અવાય એવું હતું. એક બે દહાડા પછી મેજર હેકેટ સાહેબને એક રૂમાલ જોઈતો હતો ત્યારે તેના નોકર નજફખાંએ તેની પેટીઓ તથા પોર્ટમેંટોના તાળાં ઉઘાડયાં પણ તેમાંથી એક રૂમાલ મલ્યો નહીં. ત્યારબાદ એક મહિને મેજર હેકેટ સાહેબની પેટીઓમાં તથા પોર્ટમેંટોમાં જે રૂમાલ મુક્યા હતા તેને બધી રીતે મળતો એક રૂમાલ અપેલેંન્ટની પાસે હતો. અને આ રૂમાલ તેની પાસે હોવાથી તે ચોરાએલો જાણ્યા છતાં પોતાની પાસે બદનીયતથી રાખ્યાનું તોહોમત અપેલેંન્ટ ઉપર મુકવામાં આવ્યું. પ્રથમ ચોકશીમાં ચકરાટે કમીશન મોકલીને મેજર તથા મીસીસ હેકેટની જુબાની લેવામાં આવી. અને તેઓના નોકર નજફખાંને જાતે બોલાવીને તપાસ્યો. અપેલેંન્ટ ઉપર જ્યારે કામ ચાલ્યું ત્યારે તેમાં સેસન જડજે મેજર હેકેટની જુબાની ચકરાટે કમીશન મોકલીને લેવરાવી અને એ જુબાની તથા પ્રથમ ચોકશી વખતે તેની તથા તેની મેડમની કમીશન મોકલીને લેવરાવેલી જુબાની તથા તેજ ચોકશીમાં નજફખાંની લીધેલી જુબાની સેસનજડજે અપેલેંટ વિરૂધ પુરાવામાં દાખલ કરી. અપેલેંટે બચાવ કર્યો કે સદરહુ રૂમાલ દીલીમાં રહેનારી એક વેસ્યા પાસેથી મને મળ્યો છે, પરંતુ આ તેની હકીકત સાબીત કરવાસારૂ તેણે કાંઇ પુરાવો આપ્યો નહીં. તે ઉપરથી સેસન જડજે ઠરાવ્યું કે તકરારી રૂમાલ મેજર હેકેટ સાહેબનો હોવાનું સાબીત થયું છે તથા એ રૂમાલ પોતાની પાસે શી રીતે આવ્યો તેની અપેલેન્ટે ખાત્રી આપી નથી, તેથી તે હી. પી. કો. ની ૪૧૧ મી કલમના ગુન્હાનો ગુન્હેગાર છે.

અપીલનાં કારણો નીચે પ્રમાણે હતાં.

(૧) સદરહુ રૂમાલ ચોરાયાનો પુરાવો સાબીત થયો નથી.

(૨) સદરહુ રૂમાલ બદનીઅતવાળા અથવા સાપરાધ ઇરાદાથી અપેલેન્ટે પોતે મેળવ્યાનું સાબીત થવા જેટલો પુરાવો પડયો નથી.

(૩) ફરીયાદી તથા તેની વહુની કમીશન મોકલીને લેવરાવેલી જુબાની અપેલેન્ટને હાની કર્ત્તા છે.

**અપેલેન્ટ તરફથી રોઝ સાહેબ તથા બાબુ રૂદ્રાજી.**

**સરકાર તરફથી હીલ સાહેબ.**

**જસ્ટીસ ઓલ્ડફીલ્ડનો ઠરાવ.—**

આ ગુન્હાનો ઠરાવ ટકી શકતો નથી. કેમકે અપેલેન્ટ પાસેથી નીકળેલો સદરહુ રૂમાલ મેજર હેકેટ સાહેબનો હોવાનું જો કે પુરાવાથી સાબીત થઇ શકે તોપણ સદરહુ રૂમાલ ચોરાયો હતો તથા અપેલેન્ટે તે ચોરાયો છે એમ જાણીને અથવા માનીને બદઘાનતથી મેળવ્યાનું ખાત્રી પૂર્વક સાબીત થતું નથી. જે માણસ ઉપર ચોરીનું તહોમત આવ્યું હોય તે કામમાં ચોરી થયાની વાત સાબીત કરવાની જેટલી જરૂર છે, તેટલીજ આ કામમાં અપેલેન્ટ ઉપર ૪૧૧ મી કલમના તહોમતને સંબંધે ચોરી થયાની વાત પુરેપુરી સાબીત થવી જોઇએ. હવે એ ચોરી કયે ટાંણે તથા કયે ઠેકાણે થઇ અથવા કયે પ્રસંગે, કોણે કરી, તે બીલકુલ જણાતું નથી. મેજર હેકેટ સાહેબ મે માસમાં ચકરાટેથી આગ્રે આવતા હતા ત્યારે તેની પેટીમાં મુદાના રૂમાલો જેવા રૂમાલો મુકયાનું તથા ત્યારબાદ આગ્રે આવ્યા પછી જ્યારે પેટીઓ ઉઘાડી ત્યારે તે રૂમાલો તેમાં ન હોવાનું જણાય છે. અલબત્તે તે રૂમાલ ચોરાયો હશે પણ કાંતો આગગાડીમાં કીંવા તેની પહેલાની મુસાફરીમાં અથવા તે મુસાફરી કર્યા પછી ચોરાયા હોય તો તે કાંઈ નવાઇ નથી અથવા તેવીજ રીતે ખોવાઇ ગયો હોય અથવા કઠેકાણે મુકાઇ ગયો હોય એ પણ તેટલેજ દરજે માની શકાય એવું છે. રૂમાલો ગયાની વાત બધી અટકળ ઉપર રહેલી છે.

વળી અપેલેન્ટ પાસેથી જે રૂમાલ મળી આવ્યો, ને રૂમાલ પેટીમાં મુકેલા રૂમાલ માંહેલો હોવાનું સાબીત થયું નથી. તેમ તે બદઘાનતથી મેળવ્યાનો પણ જોઇએ તેટલો પુરાવો પડયો નથી. ધારો કે મુદાનો રૂમાલ તા. ૧૭ મી મે સુધી મેજર હેકેટ સાહેબ પાસે હતો અને એક મહિનાથી વધુ વખત વીત્યા બાદ અપેલેન્ટની પાસે હતો. એ મુદત ઘણી લાંબી છે. અને પોતાની પાસે શી રીતે આવ્યો તેનો જો અપેલેન્ટ ખુલાસો કરે તો પછી તે રૂમાલ ચોરાયાનું જાણ્યા છતાં લીધો એવું અનુમાન આવા પ્રસંગોમાં કરી શકાતું નથી. તે રૂમાલ તે તેની પાસે હોવાથી તથા તેનો ખુલાસો ન કરવાથી બેશક શક આણવાનું કારણ મળે છે પણ તે ઉપરાત બીશેષ માની શકાતું નથી. અને સદરહુ રૂમાલ ચોરાયાનું તથા બદ નીષ્ટાથી મેળવ્યાનું કંઇ પણ સંકલ્પ વીકલ્પ રાખ્યા વગર સાબીત કરવાની ફરજ છે, તે ફરજમાંથી ફરીયાદી મુકત થતો નથી. તે પ્રમાણે તેણે કર્યું નથી. માટે ગુન્હાનો ઠરાવ તથા સજા રદ કરી અપેલેંટ ટીબર્ટને છોડી મુકવાનો હુકમ કરૂં છું.

## ઇણાશેખ વિ. મહારાણી કેસરેહીંદ.

कलम ४१०.

४

તા૭-૧-૮૫

ઇં ૧૧ ક.પા.૧૬૦

કોઇ ચોરાએલી મીલકતનો કબજો તાજોછે કે નહીંત વીશે ચોરાએલી મિલકત કેવા પ્રકારની છે તે ઉપરથી વિચાર કરી લેવા જેવું છે.

एक साधारण पाणी पीवानो प्यालो सने १८८३ ना अक्टोंबर मासमां चोरायो अने सने १८८४ ना सप्टेंबर महिनामां बंधवाना कबजामांथी हाथ आव्यो. तेमां ठराव्युं के जे काममां चोराएली मिलकत लेवा वास्ते बंधवा उपर काम चाल्युं होय तेमां चोराएली मिलकतना तेना कबजा साथे ए कबजो तेने केम प्राप्त थयो, तेनो खुलासो आपवानी कसुरने लीधे तेना अपराधनुं संभाव्य अनुमान साधारण प्रसंगे थइ शके छे, परंतु जेवुं आ काममां बन्युं छे, तेवी रीते तेनो कबजो ताजो न होय परंतु चोरी थया बाद अगीयार महिने कबजो थयो होय तो बंधवानी वीरुद्धनुं ते अनुमान एटलुं तो नजीवुं छे के ए अनुमान शीवाय बीजुं कांइ न होय तो ए कबजो शी रीते आव्यो तेनो खुलासो करवानी तेने फरज पाडवी नहीं. चोराएली मिलकतनो कबजो ताजो छे के नहीं ते सवाल चोराएली मिलकतना प्रकार जोइने विचारवानाछे.

પી. કો. ની ૪૫૭ મી કલમના ચોરી કરવા સારૂ રાત્રે ઘર ફોડવાના ગુન્હાનું તોહોમત ભીમાનસીંગના સેસન જડજે એક ઇણા શેખ ઉપર રાખ્યું હતું.

ફરીઆદીનું ઘર સને ૧૮૮૩ ના અકટોંબરની ૧૦ મી તારીખની રાતમાં ફોડીને તેમાંથી એક પીતળનો પાણી પીવાનો પ્યાલો ચોરાયાનું જણાય છે. ઘર ફોડવાના ગુન્હા સાથે બંધવાને જોડવા સારૂ કામ ચાલતાં તેમાંથી કાંઇ જણાયું નથી. પરંતુ ફરીયાદી તથા જે પોલીસ અમલદારે આ ગુન્હાની તજવીજ કરી તેણે બંને જણાએ એવી જુબાની આપી છે કે સને ૧૮૮૪ ના સપ્ટેંબર માસમાં આ ગુન્હાનો જ્યારે તપાસ કરવામાં આવ્યો, તે વખતે પોતાના ઘરની નજીકના કોઇ વાડામાંથી લાવીને મુદ્દાનો પ્યાલો બંધવે રજુ કર્યો હતો. તે પ્યાલો ઓળખાવતાં ફરીયાદીનો હોવાનું જણાય છે. બંધવાએ પોતાની વર્તણુક શીવાય પુરાવામાં કોઈ શાક્ષીને બોલાવ્યા નથી. પરંતુ તેણે એવી જુબાની આપી છે કે સદરહુ પ્યાલો મારો પોતાનો છે અને તે વાડામાં સંતાડયો નહોતો, પણ એ પ્યાલો લેઇને મારો નાનકડો છોકરો વાડામાં રમતો હતો, તેને જોઇને પોલીસે લઇ લીધો અને પછી આ તોહોમત મારે માથે ખડું કર્યું છે.

સદરહુ પ્યાલો મારો પોતાનો છે એમ કહીને બંધવો તેનો કાંઇ પુરાવો આપી શકયો નથી. માટે તેને પી. કો. ની ૪૧૧ મી કલમ પ્રમાણે બંધવાને અપરાધી ઠરાવવાનો આસેસરોએ અભીપ્રાય આપ્યો છે.

**સેસન જડજે પોતાનો ઠરાવ નીચેના શબ્દોથી સંકેલ્યો છે.**

"ત્રણ ગુન્હાઓના કામમાં આ બંધવો અપરાધી ઠર્યો છે. તે માંહેલો આ ચાલતી સેસનનો મુકરદમો છે. તેથી તે હમેશા ગુન્હા કરનારો જણાય છે. તેને હી. પી. કો. ની

૪૧૧ મી કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવ્યો છે. અને તે ઠરાવ ૪૫૭ મી કલમના ગુન્હાના ઠરાવ કરતાં વધારે લાગુ પડચાતું લાગે છે. કેમકે ખરેખરા ઘર ફોડવાના ગુન્હા સાથે બંધવાને પાધરી રીતે જોડવાનો કાંઇ પુરાવો પડયો નથી. અને લગભગ એક વરસ વીત્યા-બાદ મુદાનો પ્યાલો તેના કબજામાંથી મળી આવ્યો છે.

આસેસરોના મતથી મળતા આવીને આ અદાલત બનાશેખને મુદાનો પ્યાલો ચોરાયાનું જાણ્યા અથવા માન્યા છતાં બદદ્યાનતથી રાખ્યાના ગુન્હાનો અપરાધી ઠરવી તેને બે વરસની સખત કેદની સજા કરે છે."

**બંધવે એ ઠરાવ ઉપર હાઇકોર્ટમાં અપીલ કરેલી છે.**

**સરકાર કીંવા બંધવા તરફથી કોઇ વકીલ હાજર થયો નહોતો.**

**જસ્ટીસ મીતર તથા નોરીસનો ઠરાવ.**

આ કામના બંધવાને એક પીતળનો પાણી પીવાનો પ્યાલો બદદ્યાનતથી રાખ્યા વાસ્તે હી. પી. કો. ૪૧૧ મી કલમના ગુન્હાનો અપરાધી ઠરાવવામાં આવ્યો છે.

ચાલેલા કામમાં જે પુરાવો પડયો છે તે ઉપરથી સાફ રીતે માલમ પડે છે કે સને ૧૮૮૩ ના અકટોબરમાં ફરીયાદીનું ઘર ફોડીને તેમાંથી એ પ્યાલો ચોરાયો હતો, અને એ પ્યાલો ફરીયાદીનો છે એમ સારી પેઠે ઓળખાયો છે.

ખરેખરા ઘર ફોડવાના ગુન્હા સાથે બંધવાને જોડવાનો કાંઇ પુરાવો પડયો નથી, તેથી હીંદુસ્તાનના પીનલકોડની ૪૧૧ મી કલમ પ્રમાણે જે ગુન્હાનો ઠરાવ કર્યો છે તે પુરાવેથી સાબીત થાય છે કે નહીં? તે વીશેનો વિચાર કરવો રહે છે.

સદરહુ પ્યાલો સને ૧૮૮૩ ના અકટોંબર મહિનામાં ચોરાયો હતો અને ૧૮૮૪ના સપ્ટેંબરની ચોથી તારીખ સુધી જડયો નહોતો અને એ તારીખે પ્રોસીકયુશનવાળાના કહેવા પ્રમાણે બંધવે જંગલમાં ઉગેલા એક ઝાડ નીચે સદરહુ પ્યાલો કાઢીને પોલીસ પાસે રજુ કર્યો હતો. કામ ચાલતાં સદરહુ પ્યાલો જંગલમાં સંતાડયાની બંધવે ના પાડી છે અને તે વીશેનો તેણે એવો ખુલાસો કર્યો છે કે સદરહુ પ્યાલો લઇને મારો નાનો છોકરો જંગલમાં રમતો હતો અને પોલીસે તે પ્યાલો ઉચકી લઇને જંગલમાં સંતાડયાનું પોલીસવાળાઓએ ખોટે ખોટું લખાવ્યું છે. બંધવો પણ પોતે કહે છે કે એ પ્યાલો મારો પોતાનો છે.

બંધવે પોતાની કહેલી વાત સાચી ઠરાવવામાં ફાવ્યો નથી. માટે આસેસરોએ તેને ગુન્હેગાર ઠરાવવાનો અભીપ્રાય આપેલો છે. અને તે અભીપ્રાય તેઓએ નીચેના શબ્દોમાં નોંધેલો છે.

"સદર પ્યાલો પોતાનો છે તે વીશેનો પુરાવો બંધવે આપ્યો નથી. માટે તેને હીંદુસ્તાનના પીનલકોડની ૪૧૧ મી કલમના ગુન્હાનો અપરાધી ઠરાવવા બંને આસેસરો ધારે છે."

પ્યાલો સંતાડવાની વાતનો પુરાવો અલગ રાખતાં અમારો અભીપ્રાય એવો છે કે એ પ્યાલાનો કબજો બંધવા પાસે શી રીતે આવ્યો તેનો તેની પાસેથી ખુલાસો કરાવવા જેટલો પુરાવો બંધવાની વીરૂદ્ધ પડયો નથી.

અલબતે કોઇ મિલકત ચોરાયા પછી લાગલાજ ચોરેલી મિલકતનો કબજો હોવાથી જે માણસના કબજામાં તે મીલકત હોય તે માણુસ કાંતો ખરેખરો ચોર હોવાનું અથવા સાપ્રાધ ગ્નાનથી તે મીલકત મેળવ્યાનું ઘણુંજ મજબુત અનુમાન બાંધી શ-

હોય છે. અને જેની કબજામાં સદરહુ મીલકત હોય તે માણસ શી રીતે કબજેદાર થયો તેની ખાત્રી કરવામાં ફાવે નહીં તો અથવા ખોટો ખુલાસો આપે તો, અથવા એક બીજા વિરૂદ્ધ ખુલાસો આપેતો, અથવા જો એ મીલકત સંતાડી રાખી હોય તો આ અનુમાન બેશક મજબુત થાય છે. પરંતુ કોઇ ચોરાએલી મિલકત કબજામાં હોવાથી અને તે શી રીતે કબજામાં આવી તે વીશેનો ખુલાસો થયો ન હોય, અથવા ખોટો ખુલાસો કર્યો હોય અથવા એક બીજાથી ખોટા ખુલાસા આપ્યા હોય, અથવા તે મીલકત સંતાડી રાખી હોય તોપણ અહુજ મજબુત અનુમાન કરી શકાતું નથી. પણ ફકત સંભવવાળું અનુમાન થઇ શકે છે.

પરંતુ આ કામમાં તુરતનો કબજો થયો નથી. તેમ થોડો વખત વીત્યા પછી પણ થયો નથી. ચોરી થયા પછી અગીયાર માસ વીત્યાબાદનો કબજો જોવામાં આવે છે. એવા કબજા ઉપરથી બંધવાની વિરૂદ્ધ ઘણુંજ નાનું સુનું અનુમાન થઇ શકેછે. અને તે એવું તો નાનું સુનું અનુમાન છે કે એકલાજ એ અનુમાન ઉપરથી પોતાનો કબજો શી રીતે થયો તેનો તેની પાસે ખુલાસો કરાવવો જોઈએ નહીં.

એક વિલાયતના મુકરદમામાં જસ્ટીસ બેલીએ લખેલું છે તે નીચે મુજબ છે " જો ચોરાએલી મિલકત ચોરી થયા પછી કોઇ સક્ષના કબજામાં તાજેતર મળી આવે તો તે કબજો શી રીતે સંપાદન થયો તેનો તેણે ખુલાસો આપવો જોઇએ. નહીં તો તેજ માણસ ચોર છે એવું અનુમાન તેની સાથે જોડાએલું છે, પરંતુ ૧૬ મહિનાની મુદત વીત્યાબાદ બંધવાને કહેવું કે જે મિલકત ચોરાએલી ધારવામાં આવે છે તે તારી પાસે શી રીતે આવી તેનો ખુલાસો કરવાનું તેને કહેવું, એ મારા વીચાર પ્રમાણે વાજબી નથી.

વિલાયતમાં રાણી વિ. આદનના કામમાં જસ્ટીસ પારકે લખેલું છે કે ચોરી થયાબાદ ત્રણ મહિના પછી ચોરાએલી મીલકતનો કબજો તાજો કબજો કહેવાતો નથી. અને તેથી એ કબજો શી રીતે આવ્યો તે દેખાડવાનું બંધવાને કહેવાતું નથી. પરંતુ એટલી મુદત વીત્યાબાદ સદરહુ મીલકત કબજામાં આવી તેટલીજ હકીકત ઉપરાંત બિશેશ હકીકતનો કાંઇ પુરાવો હોય તો તેમ કરવાને હરકત નથી.

વિલાયતના રાણી. વિ. કુંપનના કામમાં જસ્ટીસ બોલે લખ્યુંછે કે "એક ઘોડો ચોરાયા પછી છ સાત, મહિને કોઇ માણસના કબજામાંથી જડી આવે અને તે સક્ષ વિરૂદ્ધ કબજાના પુરાવા શીવાય બીજો પુરાવો ન હોય તો તે ઘોડો કયાંથી આણ્યો, તેનો ખુલાસો કરવાનું તેને કહેવું જોઇએ નહીં"

તેજ દેશમાં રાજા. વિ. પાત્રીજના કામમાં જસ્ટીસ પેટીસને બતાવ્યું છે કે કોઇ ચોરાએલી મિલકતનો કબજો ક્યાંથી આવ્યો, તેનો તે મીલકતનો કબજેદારને ખુલાસો આપવા જોગ કબજો તાજો છે કે નહીં? તે સવાલ ચોરાએલી મિલકત કેવા પ્રકારની છે તે જોઈને વિચારવું જોઇએ. "જો તે વસ્તુઓ એક બીજાના હાથમાં તુરત જઈ શકે એવી હોયતો બે મહિનાની મુદત ઘણી લાંબી છે."

આ કામમાં ચોરાએલી મિલકત અલોકીક અથવા અસાધારણ પ્રકારની નથી. પણ દરેક દેશીઓના ઘરમાં હોય એવી છે, તથા એક બીજાના હાથમાં તુરત જઈ શકે એવી છે.

ઉપર કહેલા ફેંસલાઓને આધારે અમારો અભીપ્રાય છે કે પાણી પીવાનો પ્યાલો ચોરાયા પછી અગીયાર મહિને બંધવાના કબજામાંથી હાથ આવ્યો, એટલીજ હકીકત ઉપ-

આપી તેનો કબજો તાબે ગણીને બધવાને તે કબજો શી રીતે અમાનત મુકે તેનો પુરાવો આ-પવાની ફરજ પાડવી જોઇએ નહિ.

કબજાના પુરાવા શીવાય બેશક બીજા પુરાવાનો વિચાર કરવો જોઇએ અને જો ખાત્રી સંતાડયાનો પુરાવો આનવાનું અમારૂં દિલ ચાહે તો આ ગુન્હાના ઠરાવની વસુમાં આવવા અમારે આનાકાની કરવી જોઇએ. પરંતુ આ પુરાવો કબુલ રાખવાને અમો તૈયાર થયા નથી. માટે ગુન્હાનો ઠરાવ અમે રદ કરીએ છીએ.

## કૈસરેહીંદ વિ. બંધુ.

કલમ. ૪૧૦

૫
તા૦ ૭–૧૨–૮૫
[illegible] અ. પા.૮૫૧
આંકેલો સાંઢ કોઇની માલિકીનો નથી.

कोइ एक आखलानो साप्राध रीते खोटो उपयोग थयो छे. एम जा-णीने ते बददानतथी लेवा सारु एक सक्षने हि. पी. को. नी कलम ४११ मी प्रमाणे अपराधी ठरावी तेने सजा करी हती. खोटो उपयोग करवामां आव्यो एम कहेवामां आव्युं छे. ते वखते कोइ हिंदुए पोताननी धर्मनी रीत मुजब कोइ मर्ण क्रियानी विधी करवा टाणे ए आखलाने रखडतो छोडी मुक्यो हतो एम जणायुं छे.

ठराव्युं के कहेलो खोटो उपयोग करवा टाणे मजकुर सांढ हिं. पी. को. ना मायना प्रमाणे मिलकत नथी. केमके कोइ सक्ष तेनो स्वा-मी नथी. एटलुंज नहीं पण मूळ धणीए पोताना स्वामीपणाना बधा ह-कीनो त्याग करी दीधो हतो. अने तेथी ते कोइनी मिलकत गणाय न-हीं. अने एम छे तो तेना संबंधमां कोइ नातनी चोरी थइ शकती नथी, माटे गुन्हानो ठराव रद करवो जोइए.

બનારસના સેશન જડજે ફોજદારી કામ ચલાવવાના કાયદાની કલમ ૪૩૮ મી પ્રમા-ણે હુકમ થવા સારૂ આ કામનો તેણે રિપોર્ટ કર્યો છે. કોઇ એક આખલાનો સાપ્રાધ રીતે ખોટો ઉપયોગ કરવામાં આવ્યો છે. એમ જાણીને સદરહુ આખલો એક બંધુ નામના સ-ક્ષે લીધો. તેથી તેને હી. પી. કો. ની ૪૧૧ મી કલમના ગુન્હાનો અપરાધી ઠરાવી તારી-ખ ૨૧–૯–૮૫ ને રોજ એક પેહેલા વર્ગના માજીસ્ટ્રેટ જયકીસનદાસે તેને છ માસની સ-ખ્ત કેદની સજા કરી. પૂરાવેથી એમ જણાયું છે કે સપટેંબરની પેહેલી તારીખની મધ્યરા-તને સમયે બંધવો મોજે શિવનાથપોરને રસ્તે બળદ હાંકી જતો નજરે પડયો. તું કોણ છે એમ જ્યારે ચોકીદારે પુછયું તેના જવાબમાં તેણે કહ્યું કે હું એક આમર છું, પણ [illegible]જ એ જવાબ સુધારીને બીજો જવાબ આપ્યો કે "હું એક ચમાર છું અને સરાનગરમાં રહું છું અને આ આખલો માહારાજનો છે તેને હું રામનગર લેઈ જાઉં છું." વળી તેણે કહ્યું કે "મારૂં ઘર ધોબરામાંછે આ આખલો બાદર, તથા સામર ખાટકીઓએ મંગાવ્યો છે. તે-ઓએ મને આઠ આના આપવા કહેલા છે" અને તે ઉપરથી બંધવાને પકડીને રાખવામાં આવ્યો. સદરહુ સાંઢ આંધળો છે અને હિંદુ ધર્મના રિવાજ પ્રમાણે મર્ણ ક્રિયા કરવા ટા-ણે તેને કોઇ હિંદુએ છોડી મુકયો છે, એમ તેના ઉપર ડાંભ હતો તે ઉપરથી જણાઇ આ-

વે [illegible] માજીસ્ટ્રેટ પાસે બંધવે એવી જુબાની આપી કે "આ સાંઢનો કોણ માલેક છે તે હું જાણુતો નથી. માદર તથા સાંભરે ક્યાંકથી આણીને મને આપ્યો હતો. ક્યાંથી તેઓ હાંકી લાવ્યા તે હું જાણુતો નથી. તે આખલો છુપી રીતે પોતાને ઘેર લેઇ જવાનું સદરહુ સક્ષોએ મને કહ્યું હતું. અને આઠ આના આપવાનો મારી સાથે તેઓએ વદાડ કર્યો હતો.

ધોધરાગામથી ચીગયા ભણી જવાનો ગામથી આથમણી બાજુ રસ્તો છે તે ઠેકાણે એ સાંઢ તેઓએ મને આપ્યો હતો.

હમણાંથી (જુબાની આપતી વેળાના ટાણાથી) તે સાંજ સુધી વાડી બાગ પાસે તેઓએ મને રોકેલ હતો અને ત્યાર બાદ તે સાંઢને હાંકી જવાનું મને તેઓએ કહ્યું હતું. તેઓના કહેવા ઉપરથી સદરહુ ચોરેલી મિલકત માહારી સાથે લેઇ ગયો, એ ગુન્હો હું માહારો કબુલ કરૂંછું. રાંક હોઇને મને આઠ આના મળતા હતા તે લેવાની મને લાલચ થઈ હતી.

બંધવાને ગુન્હેગાર ઠરાવવામાં માજીસ્ટ્રેટ નીચે પ્રમાણે લખી ગયેલ છે. જો કે આ સાંઢનો કોઈ ધણી, હવાલેદાર કે રખેવાળ જડી આવ્યો નથી, તોપણ ખુદ બંધવાની જુબાની ઉપરથી એવું નીકળે છે કે કાયદા વિરૂદ્ધ સાધનોથી, ખાટકીઓની પાસે તે આવ્યો હતો. સદરહુ સાંઢ ચોરેલી મિલકત નથી. પણ ખોટા ઉપયોગ કરવાના કારણથી તે લેવામાં આવ્યો હતો, એટલી વાત નીસંદેહ છે. અને બંધવે જાણી બુઝીને લેઇ જવા સારૂ પોતા પાસે રાખ્યો હતો. માંટે તે બંધવો પીનલકોડની કલમ ૪૧૦ મીમાં જે વ્યાખ્યા આપી છે તે અનુસાર કલમ ૪૧૧ પ્રમાણે ગુન્હેગાર થાય છે."

બંધવે સેસન્ જડજને ત્યાં અપીલ કરી, અને તે અપીલ નામંજુર કરતાં તેણે નીચે પ્રમાણે ઠરાવમાં અવલોકન કર્યું છે—"જે સક્ષોએ સદરહુ આખલાને છુટો મૂક્યો હતો તેઓનો બેશક એવો ઈરાદો નહતો કે તેના ઉપર હરકોઇ સક્ષ મિલકતના સામીત્વપણાનો હક ધરાવશે, અને સદરહુ સક્ષોનો એવો ઇરાદો સાર્વજનીક સમઝથી માનપૂર્વક મનાય છે. અને જે આખલાઓ આવી રીતે છુટેછે, તેઓની છુટમાં હરકત આવે એવી રીતે તે ઉપયોગમાં લેવા લાયક થાય છે, એમ માનવામા આવતુ નથી. આ બાબતમાં હું તાણી તુશીને કહેતો હઇશ, પરંતુ માહારો મત એવો છે કે આવા સાંઢો વગર હરકતે છુટા રહે તેમાં સઘળા હિંદુઓનો સ્વાર્થ રહેલો છે અને તેથી તેઓ એક જાતની સાર્વજનીક હકની વસ્તુતા થાય છે. અને તેટલા માટે તેઓ મિલકતના અર્થમાં આવી શકે છે. મને એમ જણાય છે કે આ સાંઢ કલમ ૪૦૩ મીના કાર્યો વાસ્તે એક મિલકત છે અને તેનો બદદાનતથી ખોટો ઉપયોગ કરવામાં આવ્યો છે, માટે તે કલમ ૪૧૦ પ્રમાણે ચોરેલી મિલકત થાય છે. તેથી નીચલી કોર્ટનો ઠરાવ તથા સજા મંજુર કરી આ અપીલ નામંજુર કરૂંછું, જે સવાલનું મેં વ્યાખ્યાન કર્યું છે, અને જેના ઉપર આ કામનો આધાર છે, તે વિ[illegible] છે. તથાપી તે બીજીવાર બને એવો છે અને સદરહુ સાંઢ એક મિલકત છે, એ ઠરાવ થોડો સંકલ્પ વિકલ્પ થયા પછી કર્યો છે, માટે બેહેતર છે કે આખું કામ હાઇકોર્ટને જોઈ જવા સારૂ મોકલવું."

બંધવા તરફથી મુનસી કાશીપ્રસાદ હાજર છે.

સરકાર તરફથી બાબુ દ્વારકાંનાથ.

જસ્ટીસ સ્ટ્રેટનો ઠરાવ.

આ અદાલતમાં તહોમતવાળા તરફથી યથાક્થિત હકીકત મુકવામાં મુનસી કાસીપ્ર-

સાહેબે જે તસ્દી લીધી છે, તે માટે હું તેનો આભારી થયો છું. આ વકીલ તરફથી કહેવાયું છે કે આ કામની સાથે સંબંધ ધરાવનારી જાતના પ્રાણીનો કહેવાતો ખોટો ઉપયોગ કરવા ટાણે હિંદુસ્થાનના પીનલકોડના અર્થ મુજબ તે કોઇની મિલકત હતી. નહીં. કેમકે કોઇ સક્ષતું તેના ઉપર સ્વામીપણું હતું નહીં, એટલુંજ નહીં પણ તેના મુળ માલીકે, તેના સ્વામી તરીકેના તમામ હકો તજી દેઇને તે પ્રાણીને ગમે ત્યાં જવાની છુટ આપી હતી. માટે તે કોઈની મિલકત હતી નહીં, અને કેમ જાણે તે વગડાઉ જાનવર હોય અને તેની ચોરી થઈ શકતી નથી, તેમ આ પ્રાણીની ચોરી થવી અશકય છે. એ અભિપ્રાયને હું તદન મળતો આવું છું. આવા મુકરદમા જ્યારે છે ત્યારે તેમાં આવા પ્રાણીને મારી નાંખવા એ ગુન્હો છે કે નહીં તેનો નીર્ણય કરવાની હાલ કાંઇ ગરજ નથી. પરંતુ મહારે તો એટલુંજ નકી કરવાનું છે કે બધુને ૪૧૧ મી કલમ પ્રમાણે અપરાધી ઠરાવ્યો છે, તે ઠરાવ બહાલ રાખી શકાય કે નહીં.? હું ધારતો નથી કે તેમ થઇ શકે, અને માજીસ્ટ્રેટ તથા સેસન જડજનો ઠરાવ રદ કરતાં બંધવો નિર્દોષ થાય છે. જો તે જામીન નહીં મળવાથી કેદમાં હોય તો તેને એકદમ છોડી દેવો. જો તેણે જામીન આપ્યો હોય તો બીજો કાંઇ હુકમ કરવાની જરૂર નથી.

## માહારાણી કેસરેહીંદ વિ. નીહાલ.

કલમ ૪૧૦.

તા. ૭-૧-૮૪. ઈં. લૉ. પા. ૩૪૮

આંકેલા સાંઢ કોઇની માલેકીનો નથી.

कोइ हिंदु पोताना सगाना मर्णने वखते पोताना धर्मना रीवाजने अनुसरीने गुजरनारना प्राणना भला खातर एक पुन्यनुं काम करवामां कोइ आखलाने अर्पण करी दे अथवा तेने आंकीने छुटो मुकी दे तो ते कृत्यथी ए प्राणी उपरथी सघळो मालीकीनो हक तजी दे छे अने त्यार पछी हिं. पी. को. नी ४१० तथा ४११ मी कलमो प्रमाणे बददानतथी मेळववानो अथवा राखवानो गुन्हो थवा सारु ते कोइनी मिलकत गणाती नथी.

અરજદાર નીહાલને એક પેહેલા વર્ગના માજીસ્ટ્રેટે હી. પી. કો. ની ૪૧૧ મી કલમ પ્રમાણે સજા થઇ શકે એવા ગુન્હાનો અપરાધી ઠરાવી તેને એક વરસની સખત કેદની સજા કરી હતી. તે ઉપર તેણે મીરતના સેસન જડજને ત્યાં અપીલ કરી, અને તે અપીલ સેસન જડજે કાઢી નાંખવાને જે ઠરાવ કર્યો તે સુધારવા સારૂ આ અરજી કરવામાં આવી હતી. ફરીયાદી કુનદને પોતાના ભાઇનું દોઢ વર્ષ પેહેલાં મર્ણ થયું હતું તે મર્ણની ક્રીયામાં ગુજરનારના જીવનું કલ્યાણ થવા સારૂ એક પુન્યના કામ દાખલ (હિંદુ ધર્મના રીવાજને અનુસરીને) એક આખલાને આંકી દેઇ તેને મગીપોર ગામ જ્યાં પોતાની કેટલીક ધરતી હતી, તે ઉપર છુટો રહેવા દીધો. માજીસ્ટ્રેટે નકી કર્યું કે "અલબતે તે વાછડાને ફરીયાદીની જમીન ઉપર પોતાની મરજી પ્રમાણે ફરવા છુટ આપી હતી, તોપણ તે વાછડો તેણે સાવ તજી દીધો નોતો." એ પ્રાણી ઉપર ફરીયાદીએ કેટલી દેખરેખ રાખી હતી અથવા તેના ઉપર તેનો કેવો જાબદો રાખ્યો હતો, તે વીશે કાંઇ માલુમ પડયું નથી. સને ૧૮૮૬ ના અગષ્ટ માસમાં સરકારૂ આપલો એક ગામમાંથી ખોવાઇ ગયો. અને એજ માસની આખરમાં મજકુર

નગર જીલ્લાના મોલાગામમાં એક બળદેવને ઘેરથી જડી આવ્યો. તે બાબતનો તપાસ કરતાં એમ જણાયું કે સદરહુ આખલો મનીપોર ગામના રહીશ નીહાલ પાસેથી બળદેવે બજારમાંથી વેચાતો લીધો હતો. એ ઉપરથી એ નીહાલનું કામ ચાલી પી. કો.ની ૪૧૧ મી કલમ પ્રમાણે સજા થઈ શકે એવા ગુન્હાનો તેને ઉપર કહ્યા પ્રમાણે અપરાધી ઠરાવી સજા કરવામાં આવી.

જે ઠરાવથી બંધવાને અપરાધી ઠરાવ્યો છે તે ઠરાવ કરતાં માજીસ્ટ્રેટે નીચે પ્રમાણે લખેલું છે. " જે આખલો નીહાલે બદદાનતથી રાખ્યાનું કહેવામાં આવે છે તે આખલાની માલીકીનો હક ફરીયાદીએ રાખ્યો હતો કે નહીં. તેજ માત્ર વિચાર કરવાની બાબત છે, અથવા પી. કો. ની ૪૧૦ મી કલમમાં જે અર્થથી" મીલકત" શબ્દ વાપર્યો છે તે અર્થ પ્રમાણે તે આખલો ફરીયાદીની મિલકત ગણાય કે નહીં? જે માણસ પોતાના કોઇ ગુજરનાર સગાની નામના દાખલ કોઇ સાંઢને છોડી મુકે તે સક્ષનો તે આખલા ઉપર કેટલો હક અથવા સ્વાર્થ રહેલો છે તે બાબતમાં પ્રૌસીકયુશનના સાક્ષી શીવદયાળે જે વ્યાખ્યા આપી છે તે ઉપરથી જણાય છે કે એવું કામ કરવાથી માલીકી તજી દેવામાં આવે છે એમ કાંઇ ચોખ્ખી રીતે માલમ પડતું નથી. એથી કરી જે ન્યુનપણું થાય છે તે ફકત એટલુંજ છે કે પોતાને લાભ થાય તથા પોતાતા ઉપયોગમાં જ્યારે લેવો હોય ત્યારે લેવાઈ શકાય એવી રીતે તે આખલાની તેનાથી વ્યવસ્થા થઇ શકતી નથી આ ઉપરથી સાફ જણાય છે કે મુળ માલીકીનો હક તેના ઉપરથી પરીપુરણ રીતે નાબુદ થતો નથી. જે ખાસ કામને માટે એ પ્રાણીને એલાયદુ કર્યું હોય ને ખાસ કામમાં હરકત ન આવે ત્યારેજ માત્ર માલીકીના હકનો ઉપભોગ તેનાથી થાય છે. જ્યારે આમ છે ત્યારે આ કામનો આખલો ફરીયાદીનો હોવાનું તથા તેના કબજામાંથી ચોરાયાનું ઠરાવવું જોઇએ".

અપીલમાં સેસન જડજે ફકત એટલુંજ લખ્યું છે કે " આ કામમાં પડેલા પુરાવાથી ગુન્હાના ઠરાવને પુરેપુરી પુષ્ટી મળે છે વચમાં આવવાનું જરાએ કારણ દેખાતું નથી. અપીલ નામંજુર કરવામાં આવે છે."

**સરકાર તરફથી મુનસી રામપ્રસાદ.**

**અરજદાર તરફથી કોઇ હાજર થયું નોતું**

**જસ્ટીસ સ્ટ્રેટનો ઠરાવ.**

માહારાણી કેસરે હીંદ. વિ. બંધુ (૮ અ. ૫૧) ના મુકરદમાનું છેવટ પુરેપુરી અને ચીવટ રાખીને કર્યા પછી તથા લંબાણથી વિચાર કર્યા પછી થએલું છે. હિંદુઓમાં પોતાના કોઇ સગાના મરણની પછવાડે આખલાઓ અર્પણ કરવામાં અથવા તેઓને છુટા મુકવામાં કેવો રીવાજ અને વહીવટ ચાલે છે તેને લગતી વાકેફગારી એ કામમાં મુનશી કાશીપ્રસાદે માહારા ઉપર કૃપા કરીને મને આપી હતી. અને એવી વાકેફગારી ઉપરથી નીઃસંધે એમ ઠરાવ્યું છે કે, હિંદુધર્મના લોકોમાં જે સમજણ ચાલે છે તે પ્રમાણે કોઇ માણસ કોઇ આખલાને આંકીને છુટો મુકી દેતો તે કૃત્યથી તે જાનવર ઉપરના પોતાની માલીકીના સઘળા હકો તજી દેછે. માહારા ભાઇબંધ જસ્ટીસ ઓડફર્સ્ટે માહારાણી કેસરેહીંદ. વિ. જમુરાના કામમાં આજ મત ગૃહણ કરેલો છે. જ્યારે આમ છે ત્યારે બંધુના કામમાં મે

જે ઠરાવ કર્યો છે તેનાથી જુદો ઠરાવ કરવાનું અથવા તેમાં કાંઈ ફેરફાર કરવાનું મને મન થતું નથી. માટે ઠરાવ સુધારવાની અરજી મંજુર કરવામાં આવે છે. તે એવા કારણથી કે, ડી. પી. કો. ની ૪૧૧ મી કલમના અર્થ પ્રમાણે કોઈ મિલકત બદદાનતથી. મેળવવા અથવા રાખવા સારૂ સદરહુ આપલો મીલકત ગણાતી નથી. માટે અરજદારને છોડી મુકવાનો હુકમ કરૂં છું.



## કલમ ૪૧૧ મી.

૪૧૧. કોઇ માણસ બદદાનતથી કાંઇ ચોરીની મીલકત લે અથવા રાખે, અને ચોરીની મીલકત છે એમ તે જાણતો હોય, અથવા એમ માનવાનું તેને કારણ હોય, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ચોરીનીમિલકત બદદાનતથીલેવી.

## કલમ ૪૧૨ મી.

૪૧૨. કોઈ માણસ બદદાનતથી કાંઇ ચોરીની મીલકત લે અથવા રાખે, અને તે મીલકતનો કબજો ડાકાઇટી કરવાથી એકની પાસેથી બીજાની પાસે આવેલો છે એમ તે માણસ જાણતો હોય, અથવા એમ માનવાનું તેને કારણ હોય, અથવા જે સખસ ડાકાઇટોની ટોળીમાં છે અથવા તેઓની ટોળીમાં હતો એવું જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં એવા કોઇ સખસ પાસેથી કોઇ માણસ બદદાનતથી કાંઈ મીલકત લે, અને તે મીલકત ચોરેલી છે એમ તે જાણતો હોય અથવા એમ માનવાનું તેને કારણ હોય, તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વરસની મુદત સુધીની સખત કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ડાકાઈટીકરતાં ચોરેલીમીલકતબદદાનતથી લેવી.

## કલમ ૪૧૩ મી.

૪૧૩. જે મિલકત ચોરીની મિલકત છે એમ જાણીને અથવા એમ માનવાનું પોતાને કારણ છતાં, જે માણસ નિત્ય તેવી મીલકત લે અથવા તેનો ધંધો કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરસની મુદત સુધીની, એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

નત્ય ચોરીની મિલકતનો ધંધોકરવો.

## કલમ ૪૧૪ મી.

ચોરેલી મિલકત સંતાડવામાં મદદ કરવી.

કાંઇ મીલકત ચોરીની મીલકત છે એમ જાણીને અથવા એમ માનવાનું પોતાને કારણ છતાં, તે મીલકત સંતાડવામાં, અથવા તેનો વગ કરવામાં, તે ખશેડવામાં જે માણસ બુધિપુરવક મદદ કરે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમેતે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

### માહારાણી કેસરેહીંદ વિ. રંગુ તૈમાજી.

કલમ ૪૧૪.

૧

તા. ૨૧-૧૨-૮૦
ઈ. ૬ મું. પા.૪૦૨

આ કલમમાં "માનવાનું" શબ્દ છે તેનો અરથ શક આણવા બરોબર નથી કોઈ સક્ષ માનતો હતો એવું જયારે કહેવામાં આવે ત્યારે જોએ સક્ષ સાધારણ અકલનો માણસ હત ને જેવું માનત તેમ તેણે માન્યા જેટલું સાબીત થવું જોઈએ.

ही. पीं. को. नी ४१४ मी कलममां "मानवानुं" ए शब्दो लख्या छे ते शब्द शक आववाना शब्द करतां वधारे मजबुत शब्द छे. अने तेनी साथे एटलुं पण साबीत करवानी जरुर छे के जे प्रसंगे कोइ मिलकत बंधवाना कबजामां आवी होय ते मिलकत ए बंधवो जो साधारण अकलनो माणस हत तो ते पोताना मनमां खात्री करी लेत के जे मिलकत मारा हाथमां आवी छे ते चोराउ मिलकत होवी जोइए बंधवो गाफल रह्यो हतो अथवा ते मिलकत चोराएली छे एम शक आणवानुं तेने कारण हतुं, अथवा ए मिलकत नीतीथी मेळवी छे के नहीं. तेनकी करवा सारु तेणे जोइए तेटली पुछगाछ करी नोती. एटलुं बताववुं आ कामना मुकरदमामां बस नथी.

હાઈકોરટને અસાધરણ હકુમત આપી છે. તે હકુમત વાપરવા સારૂ આ એક ફોજદારી કામની અરજી કરવામાં આવી છે.

સને ૧૮૮૦ ના અગષ્ટની ચોથી તારીખે હિંદુસ્તાનના કાયદાની ૧૪૪ મી કલમ પ્રમાણે ચોરાઉ મીલકતની વ્યવસ્થા કરવામાં બુદ્ધી પુરવક મદદ કર્યાના ગુન્હા વાસ્તે ધારવાડના એક પેહેલા વર્ગના માજીસ્ત્રેટે બંધવાને અપરાધી ઠરાવી તેને એક વરસની સખત કેદની તથા સો રૂપૈયા દંડની અને તે દંડ ન આપે તો બીજા ૬ માસની સખત કેદની સજા કરેલી છે.

સને ૧૮૭૮ ના અકટોંબરની ૧૨ મી તારીખે કોઇ રંગુરામ નામના સક્ષે બસલીંગ [illegible] એક બળદ વેચાતો આપ્યો અને એ બળદ રંગુનો છે એમ બંધવે જુમાદારી રાખી હતી. પરંતુ પુરાવેથી જણાયું છે કે સદરહુ બળદ એક માહારૂદ્રાપાનો હતો. અને તેની [illegible] તે ચોરાઇ ગયો હતો. બંધવે માજીસ્ત્રેટ પાસે જુબાની આપી તેમાં તેણે લખાવ્યું છે કે "હું રંગુને ઓળખું છઉં અને થોડો વખત થયાં દુકાળના વખતમાં માહારા ગામમાંથી[illegible]ળી જઇ ઉદર પુરણ કરવા સારૂ બીજે કોઇ ઠેકાણે ગયો છે. રંગુએ કહ્યું હતું કે, એ બળદ મેં સોળ રૂપૈઆમાં વેચાતો લીધો હતો. બંધવાની આવી જુબાની ઉપરથી માજીસ્ત્રેટે નીર્ણય કર્યો કે સદરહુ બળદ ચોરાઉ મિલકત હોવાનું બંધવો જાણતો હતો અથવા તેને માનવાનું કારણ હતું કેમકે એ રંગુ ઘણો ગરીબ છે અને તેથી તેને બીજે ગામ જઈ

ને ઉદરપુરણા સારૂ રળવાની ફરજ પડી હતી એમ બંધવાના જાણ્યામાં હતું તે ઉપરથી આરોપ રાખેલા ગુન્હાનો બંધવાને અપરાધી ઠરાવ્યો. અપીલમાં " સેસન જડજે તે ઠરાવ અને સજા તા. ૪-૯-૮૦ ને રોજ બહાલ રાખ્યાં.

તે ઉપરથી બંધવે અસાધારણ હકુમત ચલાવવાની હાઇકોર્ટને અરજ કરી અને તે અરજી ઉપરથી આ કામનું દફતર હાઈકોર્ટે મંગાવી લીધું.

સદરહુ કામના કાગળો પહોંચતાં જસ્ટીસ મેલવીલ તથા નાનાભાઇ હરીદાસની હજુરમાં બંધવાની અરજીની સુનાવણી થઇ હતી.

બંધવા તરફથી માણેકશાએ તકરાર કરી કે પેલો બળદ ચોરાઉ મિલકત હોવાનું આ બંધવો જાણતો હતો. કીંવા માનતો હતો એ વાત સાબીત કરનારો આ કામમાં કાંઈ પુરાવો પડયો નથી. કોઇ સક્ષ સાધારણ અકલનો માણસ તે બળદ ચોરીનો છે એમ માનવાનો બળદના વેચાણ સાથે જોડાએલો કાંઈ પ્રસંગ જણાતો નથી. રંગુને બંધવો ઓળખતો હતો તથા તેણે જે જુબાની આપી હતી. તે ઉપરથી સદરહુ બળદ ચોરાઉ મીલકત હોવાનું બંધવો જાણતો હતો અથવા માનતો હતો એવું અનુમાન કરવામાં નીચલી અદાલતોએ ભુલ કરેલી છે.

આ મુકરદમામાં જે હકીકત સાબીત થઇ છે તે ઉપરથી ગુન્હાનો બંધવાને અપરાધી ઠરાવ્યો છે તે ગુન્હો બીલકુલ થતો નથી.

## સરકાર તરફથી વીશ્વનાથ નારાયણ મંડળીક.

## જસ્ટીસ મેલવીલનો ઠરાવ.

સદરહુ બળદ ચોરાઉ મીલકત હોવાનું બંધવો જાણતો હતો કીંવા માનતો હતો એ વાત સાબીત કરવાનું કામ આ મુકરદમામાં પ્રોસીકયુશનવાળાનું છે સદરહુ બંધવો ગાફલ રહ્યો હતો. અથવા તે બળદ ચોરાએલો છે એમ શક આણવાનું તેને કારણ હતું. અથવા એ બળદ નીતીથી મેળવ્યો છે કે નહીં? તે નકી કરવા સારૂ તેણે જોઈએ તેટલી પુછગાછ કરી નોતી એટલું બતાવવું આ કામમાં બસ નથી. હીંદુસ્તાનના પીનલકોડની ૪૧૪ મી કલમમાં " માનવાનું " એ શબ્દ લખ્યો છે તે શબ્દ શક આવવાના શબ્દ કરતાં વધારે મજબુત શબ્દ છે. અને તેની સાથે એટલું પણ સાબીત કરવાની જરૂર છે કે જે પ્રસંગે કોઇ મિલકત બંધવાના કબજામાં આવી હોય તે મીલકત એ બંધવો જો સાધારણ અકલનો માણસ હતતો તે પોતાના મનમાં ખાતરી કરી લેત કે જે મીલકત મારા હાથમાં આવી છે તે ચોરાઉ મીલકત હોવી જોઈએ. આ મુકરદમામાં જે પ્રસંગ માત્ર કહેવામાં આવ્યો છે તે એ છે કે જે રંગુની સાફ દાનત વીશે બંધવે જામીનગીરી આપી હતી તે રંગુ દુકાળના વખતમાં પોતાનું ગુજરાન કરવા સારૂ વતન છોડીને [illegible]ઠેકાણે ચાલ્યો ગયો હતો. બંધવાને સોળ રૂપૈયાની કીંમતનો બળદ વેચાતો લેવા સારૂ આટલા બધા લાંબા અરસામાં રંગુ પાસે જોઈએ તેટલું દ્રવ્ય હોય એવી પોતાના મનમાં [illegible]ત્રી કરવા સારૂ બંધવાને જોઈએ તેટલું કારણ હતું એવું આ એકજ હકીકત ઉપરથી ઠરાવવાને આ અદાલતને અશકય લાગે છે.

માટે ગુન્હાનો ઠરાવ કાયદેસર કાયમ રાખી શકાય એવો પુરાવો નહીં હોવાના [illegible]ણથી આ અદાલત તે ઠરાવ અને કરેલી સજા રદ કરે છે અને જો દંડ લીધો હોયતો પાછો આપવાનો હુકમ કરે છે.

## કલમ ૪૧૫ મી.

જે માણસ, કોઇ સખસ સાથે ફરેબ કરીને, દગલબાજીથી ઠગાઇ. અથવા બદદાનતથી એવું કરે કે જેની સાથે ફરેબ કરયો હોય તે સખસ કોઇ સખસને કાંઇ મીલકત આપે, અથવા કોઇ સખસની પાસે કાંઇ મિલકત રેહેવા દેવાની રજામંદી આપે, અથવા અગર ફરેબ નહી કરયો હોય તો જે વસ્તુ તે સખસ કરે નહી અથવા કરવામાં કસુર કરે નહી એવી કાંઇ વસ્તુ તે ફરેબ દીધેલા સખસને કરવાને અથવા તે કરવામાં કસુર કરવાને ઇરાદાથી લલચાવે, અને તે કામ અથવા કસુર એવી હોય કે તેથી તે સખસને શરીર, મન, આબરૂ, કે મિલકત તરફની કાંઇ નુકશાની કે હાની થાય, અથવા થશે એવો સંભવ હોય, તો તે માણસે "ઠગાઇ" કરી એમ સમજવું.

ખુલાસો—કાંઇ હકીકતને બદદાનતથી છુપાવવી, તે પણ આ કલમના અર્થ પ્રમાણેનો ફરેબછે એમ સમજવું.

### દ્રષ્ટાંત.

(અ) હું સિવિલ સરવિસમાં છુ એવો ખોટો ઢોંગ કરીને, અ ઇરાદાથી ઝને ફરેબ દે, અને એ પ્રમાણે બદદાનતથી એમ કરે કે ઝ તેને કાંઇ માલ ઉધાર લેઇ જવા દે, અને અ તે માલનાં નાણાં આપવાનો ઇરાદો રાખતો નહી હોય, તો અ એ ઠગાઇ કરી એમ સમજવું.

(બ) અ કોઇ વસ્તુ પર એક ખોટી નીશાની કરીને ઇરાદાથી ઝ ને ફરેબ દે, અને તેના મનમાં એવો ભરૂસો ઉત્પન્ન કરે કે એ વસ્તુ ફલાણા નામીચા કારીગરે બનાવેલી છે, અને એમ કરીને તે વસ્તુ ખરીદ કરીને તેની કિમત આપવાને ઝ ને બદદાનતથી લલચાવે, તો અ એ ઠગાઇ કરી એમ સમજવું.

(ક) અ કાંઇ માલનો ખોટો નમુનો બતલાવીને ઇરાદાથી ઝ ને ફરેબ દે, અને તેના મનમાં એવો ભરૂસો ઊત્પન્ન કરે કે તે માલ નમુના જેબોજ છે, અને તેમ કરીને તે માલ ખરીદ કરીને તેની કીમત આપવાને ઝ ને બદદાનતથી લલચાવે, તો અ એ ઠગાઇ કરી એમ સમજવું.

(ડ) અ એ કાંઇ માલ ખરીદ કર્યો છે તેની કીમત આપવાને બદલે, અ એક પેહેડીપર હુંડી લખી આપે, અને તે પેહેડીમાં અ નું કાંઇ નાણું હોય નહી, અને તેથી અ ને ઉમેદ હોય કે હું જે હુંડી આપુછું તે શિકરાવાની નથી, તેમ છતાં તે હુંડી આપીને અ ઇરાદાથી ઝને ફરેબ દે, અને એમ કરીને તે માલ આપવાને ઝ ને બદદાનતથીલલચાવે;

અને તેને નાણું આપવાનો પોતાનો ઇરાદો હોય નહી, તો અ એ ઠગાઇ કરી એમ સમજવું.

( ઇ ) કાંઇ વસ્તુ હીરા નથી એમ અ જાણતો હોય, તે વસ્તુ હીરા છે એમ કહીને અ તે ગીરો મુકે, અને ઇરાદાથી જ ને ફરેબ દે, અને એમ કરીને તે ઉપર રૂપીયા ધીરવાને જ ને બદદાનતથી લલચાવે, તો અ એ ઠગાઇ કરી એમ સમજવું.

( ફ ) અ ઇરાદાથી જ ને ફરેબ દઇને તેના મનમાં એવો ભરૂસો ઉત્પન્ન કરે કે હું અ ને જે રૂપીયા ધીરીશ તે અ મને પાછા આપશે અને એમ કરીને રૂપીયા ધીરવાને જ ને બદદાનતથી અ લલચાવે, અને તે રૂપીઆ પાછા આપવાનો પોતાનો ઇરાદો નહી હોય, તો અએ ઠગાઇ કરી એમ સમજવું.

( ગ ) અ ઇરાદાથી ફરેબ દઇને જ ના મનમાં એવો ભરૂસો ઉત્પન્ન કરે કે અ મને આટલા ગળીના છોડવા આપવાનો ઇરાદો રાખે છે, અને અ નો કાંઇ આપવાનો ઇરાદો નહી હોય, અને એમ કરીને તે આપવાના ભરૂસા ઉપર કાંઇ નાણું આગળથી આપવાને જ ને બદદાનતથી લલચાવે, તો અ એ ઠગાઇ કરી એમ સમજવું, પણ અગર તે રૂપિયા લેતી વખતે અ નો ઇરાદો તે છોડવા આપવાનો હોય, અને પછી પોતાનો કરાર તોડીને તે છોડવા નહી આપે, તો તેણે ઠગાઇ કરી એમ સમજવું નહી; પણ તેની ઉપર કરાર તોડવાની દિવાનીમાં ફક્ત ફરિયાદી ચાલી શકશે.

( હ ) અ એ જ ની સાથે કાંઇ કરાર કરયો છે, તે કરારમાંનો જેટલો ભાગ અ એ બજાવવાનો છે તેટલો અ બજાવી ચુકયો એ પ્રમાણે અ ફરેબ દઇને જ ના મનમાં ભરોસો ઉત્પન્ન કરે, અને એમ કરીને પઇસા આપવાને જ ને બદદાનતથી લલચાવે, તો અ એ ઠગાઇ કરી એમ સમજવું.

( ઇ ) અ એક સ્થાવર મિલકત બને વેચીને તેના નામનું ખત કરી આપે, પછી તે મિલકત વેચી માટે હવે માહારો તે પર કાંઇ હક રહ્યો નહી એમ જાણ્યા છતાં, આગળ થયેલા વેચાણ તથા ખતની જ ને ખબર નહી આપતાં તે મિલકત અ જ ને વેચાતી અથવા ગીરો આપે, અને જ ની પાસેથી તેની કીમતના કે ગીરો બાબતનાં નાણાં લે તો અ એ ઠગાઇ કરી એમ સમજવું.

## મહારાણી કૈસરેહીંદ વિ. શ્રીલાલ અને બીજાઓ.

कोइ एक हलका वरणनी नानी उमरनी छोकरी मोटी कोमनी छे एवी खोटी समज आपीने तेनी साथे परणवानी तथा सदरहु हकीकत साची छे एवो पुरण वश्विास बेसाडीने ते छोकरी माटे पैसा आपवानी केटलाक सक्षीए सदरहु ऊंची कोमना एक माणसने लालच आपी.

चीफ जस्टीस स्टुयर्टे ठराव्युं के. आवी हकीकत उपरथी ते सक्षोने ही. पी. को. नी ३७२ तथा ३७३ मी कलमोना गुन्हाना गुन्हेगार ठरावी शकाता नथी.

जस्टीस ओल्डफील्ड तथा जस्टीस स्ट्रेटे ठराव्युं के, जो सदरहु छोकरीने परणावी देवा सारु आपी दीधी हततो. ए लग्न हिंदुशास्त्र प्रमाणे बहालु नहीं रही शकवाना कारणथी सदरहु सक्षोए ते छोकरीओने वेश्या पणाना धंधामां लगाडवा सारु, अथवा कायदा विरुद्ध के अनीतीना काममां तेओने वापरवा सारु. अथवा एवा काममां तेओ वपराशे अथवा कामे लागशे, एवुं तेओ जाणता हता छतां तेओने तेणे आपी दीधानुं कही शकातुं नथी. माटे तेओने आ बंने कलमोना गुन्हाना अपराधी ठरावी शकाता नथी.

जस्टीस पीयरसन तथा जस्टीस स्पेंकीनो ठरावः—

सदरहु छोकरीओनुं लग्न करीने तेओने आपी देवामां आवी परंतु हिंदुधर्म शास्त्र प्रमाणे ते लग्न वांधा भरेलुं गणाय तोपण ते लग्न छेक नेरियक होवानुं जणातुं नथी अने तेथी तेवो इरादो होवानुं बेशक अनुमान करी शकातुं नथी वास्ते ते कलमो प्रमाणे सदरहु सक्षोने गुन्हेगार ठरा[illegible] शकातो नथी.

**કલમ ૪૧૫**
**૧**
તા૦ ૯–૨– ૮૦
ઈ. ૨ અ. ધા.૨૯૪

કોઇ છોકરીઓ કે નીચી કોમની હોય તેને ઉંચી કોમની કહીને તે કોમના માણસ સાથે તેને પરણાવવામાં ખરી હકીકત છુપાવીને સામેલપાય તેથી ઠગાઈનો ગુંન્હો થાયછે પણ ૩૭૨ તથા૩૭૩ મી કલમ માંહેલા ગુન્હાનો ગુન્હેગાર થતો નથી.

આ મુકરદમો જસ્ટીસ સ્ટ્રેટે ફુલબેંચમાં લખી મોકલ્યો હતો, જે હકીકતને લઇને એ લખાણુ કરવાનું કારણુ મળ્યું તે હકીકત તથા તેમાં લખેલી કાયદાની તકરાર તેના લખાણુમાં આપેલી છે.

### જસ્ટીસ સ્ટ્રેટનું લખાણુ.

ગોરખપોરના સેસન જડજે ઉપરા ઉપર ગુન્હાનો ઠરાવ કર્યો છે. તે ઠરાવો ઉપર આ બધી અપીલો થઇ છે. પી. કો. ની. ૩૭૨ મી તથા ૩૭૩ મી કલમો માંહેલા ગુન્હાઓનું તહોમત અપેલેંટો ઉપર મુકવામાં આવ્યું હતું. કેટલીક છોકરીઓ વાણીઆ, દોમી,

તથા બીજી કેટલીક જાતિની છોકરીઓ કાયસ, રજપુત, અને આહેરના કુટંબો માંહેલી છે, એવી ખોટી હકીકત જાહેર કરીને તે કાયસ તથા રજપુતોની કોમના કેટલાક માણુસોને તથા એક આહેરને સદરહુ છોકરીઓથી લગ્ન કરવા તથા અપેલેંટોએ જે હકીકત કહેલી હતી, તે સાચે સાચી છે, એવો વીશ્વાસ બેસાડીને તેઓ પાસેથી પૈસા લેવાની લાલચ આપ્યાનું પુરાવાથી સાબીત થાય છે, હવે ફુલબેંચ પાસે ઇનસાફ કરાવવાની માત્ર એટલીજ બાબત છે કે, આવે પ્રસંગે પી. કો. ની ૩૭૨ તથા ૩૭૩ મી કલમના ગુન્હાનો ઠરાવ વાજબી રીતે કાયમ રાખવો કે કેમ.

**સરકાર તરફથી બાબુ દુવારકાંનાથ.**

**બંધવાઓ તરફથી કોઇ હાજર નહોતું.**

**ચીફ જસ્ટીસ સ્ટુઅર્ટનો ઠરાવ.**

આ લખી મોકલેલા સવાલમાં જે હકીકત કહેલી છે, તથા સુનાવણી વખતે, સમજાવી છે, તે ઉપરથી સાવ ખુલું છે કે, ૩૭૨ મી તથા ૩૭૩ મી કલમના ગુન્હાનો ઠરાવ રહી શકે એવો નથી. બંધવાઓએ જે ગુન્હો કરેલો દેખાય છે તે ઠગાઇનો છે. બેશક બંધવાઓનો ઈરાદો તથા હેતુ અનીતીવાળો હતો. પરંતુ તેઓની વર્તણુંક કોઇ રીતે ગેર કાયદેસર હતી એમ કહેવાને આંચકો ખાઉં છું. કાવતરાથી પેલી છોડીઓ જેની સાથે પરણી તેઓની ઓરતો થવામાં તથા તેઓ અભાગીયાઓને કમકમાટ ભરેલા દરદો ચોટાડવામાં ફતેહ પામી હતી, એવો શોધ થયા પછી તેઓને તેઓના નવા ધણીએ પોતાના ઘરમાંથી કાઢી મુકી, અને સુનાવણી વખતે જે બાત જાહેર થએલી છે તે વાત ઉપરથી જણાઇ આવેલું છે કે, ત્યાર બાદ તેઓને જીવીને રળી ખાવાનો રસ્તો કસબણનો ધંધો કરીને રહ્યો હતો. તેથી તેઓના ધણીની સાથે કપટ કરીને જે વાતનો આદર થયો તે વાત આખરે નીરંતર નીચું જોવરાવનારી નીવડી. વળી સદરહુ છોકરીઓ તેઓના ધણી પ્રત્યે કપટ કરવામાં સામેલ હોવાનું જણાય છે. કેમકે તે અભાગીયા સક્ષો સાથે તેઓને કેવો કપટનો ખેલ કરવો હતો. તે વીશે બંધવાઓએ તે છોકરીઓને આગળથી બરોબર પઢાવી રાખી હતી, અને તેઓએ પોતાનો વેશ એવો તો સરસ રીતે બજાવ્યો હતો કે, કાંઇ ખોટું થાય છે એવો લેશ માત્ર પણ શક આવ્યા વગર લગ્ન વીધી ખુશીથી પુરી થઈ હતી. ફોજદારી કીંવા દીવાની કોઇ કાયદો આવા કામને પહોંચી શકતો નથી, એમ કહેવાને હું આંચકો ખાઉં છું. આ કામમાં અપેલેંટોનો પી. કો. ની ૪૧૫ મી કલમ પ્રમાણે ઠગાઇ કર્યા વાસ્તે ઇનસાફ થવો જોઇતો હતો અને તેજ કાયદાની ૧૦૭ મી કલમના અર્થ અને ભાવ પ્રમાણે સદરહુ છોકરીઓને મસલત અને મદદગારી કર્યા વાસ્તે ગુન્હેગાર ઠરવવામાં જોઇએ [illegible]લી મજબુત દલીલ આપી શકાય એવું છે એમ ધારવાને હું લલચાઉં છું પરંતુ ૩૭૨ મી તથા ૩૭૩ મી કલમ પ્રમાણે કરેલો ઠરાવ તદન ભુલ ભરેલો છે અને તેથી તે રદ કરવો જોઇએ.

**જસ્ટીસ પીયરસનનો ઠરાવ.**

વાણીઆ દોમ અને બીજી કેટલીક નીચી જાતની છોકરીઓ કાયસ રજપૂત તથા આહેરના કુટંબો માંહેલી છે. એવી ખોટી હકીકત જાહેર કરીને તે કાયસ તથા રજપુતોની કોમના કેટલાક માણુસોને તથા એક આહેરને સદરહુ છોકરીઓથી લગ્ન કરવા તથા અપેલેંટોએ જે હકીકત કહી હતી તે સાચે સાચી છે એવો વીશ્વાસ બેસાડીને તેઓ પાસેથી

પૈસા લેવાની લાલચ આપ્યાનું પુરાવાથી સાબીત થાય છે, એવું આ રેફ્રંસ કરવાનો હેતુ હોયતો મારો સાફ રીતે એવો અભીપ્રાય છે કે હી. પી. કો.ની ૩૭૨ મી કલમમાં જે ગુન્હાની વ્યાખ્યા આપી છે તે ગુન્હાનો તેને અપરાધી ઠરાવી શકાતા નથી. કેમકે તે ગુન્હાનો ઠરાવ કરવા સારૂ સદરહુ છોકરીને જારકરમના કારણસર અથવા કાયદા વીરૂદ્ધ તથા અનીતીના કારણસર રાખવા કીંવા વાપરવામાં આવશે એવો સંભવ છે એમ બંધવાના જાણ્યામાં હોવાનું સાબીત થવું જોઇએ. આવા ઇરાદાનો અથવા આવા જાણપણાનો પુરાવો ખાંમીવાળો છે એમ અમો સમજીએ છીએ. એટલુંજ નહીં પરંતુ એવો ઇરાદો અથવા જાણપણું આ પ્રસંગમાં બેશક હોવાનું માની શકાતું નથી. તે છોકરીઓને પરણાવી દેવા સારૂ આપી દીધી હતી અને એ લગ્નના પક્ષકારોની સંસારી સ્થીતીના સબંધમાં વીશમપણું હોવાના કારણથી હિંદુ ધર્મ શાસ્ત્ર પ્રમાણે થએલાં લગ્ન જો કે વાંધાવાળાં ગણાય તોપણ તે લગ્ન નીરરથક થવાનું જણાતું નથી. જે ગુન્હાના અપેલેંટો દેખીતા ગુન્હેગાર છે તે ગુન્હો હી. પી. કો. ની ૪૧૫ મી કલમમાં વર્ણવ્યા પ્રમાણે ઠગાઈનો છે.

## જસ્ટીસ સ્પેંકીનો ઠરાવ.

## જસ્ટીસ પીયરસનના મતનેહું મળતો આવું છઊં.

## જસ્ટીસ ઓલ્ડફીલ્ડનો ઠરાવ.

અગરજો જાતના જુદા પણાના કારણથી હિંદુધર્મ પ્રમાણે થતું લગ્ન કાયદેસર ગણાય ( અને આ સબંધમાં કાંઈ અભીપ્રાય આપવા જરૂર નથી )અને એવું લગ્ન કરીને સદરહુ છોકરીને પોતાની વહુ તરીકે ઘરમાં બેસાડવાની બંધવાની સાફ દાનત હોય તો પણ તેને પી. કો. ની. ૩૭૨ મી. તથા ૩૭૩ મી. કલમના ગુન્હાના બંધવાઓને અપરાધી ઠરાવી શકતા નથી. કેમકે તે છોકરીને જારકરમમાં અથવા કાંઇ કાયદા વીરૂદ્ધ કે અનીતીના કામમાં રાખવાની કીંવા ખપાડવાની છે એવો બંધવાઓનો ઇરાદો હોવાનું તથા તેવા કામમાં વખ્તે ખપશે એવું બંધવાઓનું જાણપણું હોવાનું કહી શકાતું નથી. આ જવાબ શીવાય વીશેષ જવાબ આપવાનું અથવા બંધવાઓએ પી. કો. પ્રમાણે કયો ગુન્હો કર્યો છે તેનો જવાબ દેવાનું લખાઇ આવેલા સવાલમાં માગ્યું નથી.

## જસ્ટીસ સ્ત્રેટનો ઠરાવ.

આ લખાણમાં જે સવાલ મેં ફુલ બેંચને ચરણે મુકયો છે તે બાબતમાં મારો એવો અ[illegible] છેકે પી. કો. ની ૩૭૩ મી કલમના ગુન્હાનો ઠરાવ કાયમ રહી શકતો નથી. બંધવાનો મુખ્ય હેતુ અને ખરેખરો ઇરાદો પૈસા મેળવવાનો હતો અને તે પાર પાડવામાં ખોટી સમજાવણી એક માત્ર તેઓનું સાહીત્ય હતું. પેલી નાની ઉમરની છોડીઓનો કાયદા વીરૂદ્ધ તથા અનીતી વાસ્તે ઉપયોગ કરવાના ઈરાદાથી બંધવાઓએ આવું નહીં કરવા જેવું કૃત્ય કર્યાનું હું ધારી શકતો નથી. લગ્ન થવામાં તેઓની નાતના રીવાજ પ્રમાણે શું ગુણ દોષ હોવા જોઇએ તે બાબતની ખાત્રી પેલી છોડીઓને ખરીદ કરનારાઓને કરવામાં આ સઘળી ખોટી સમજાવણીઓ થઈ હતી અને એ ખરીદનારાઓ ઠગાયા હતા એમ સેસન જડજને ખાસ રીતે જણાયું છે. લગ્ન ક્રીયા કરવા ટાણે નાતના રીવાજ પ્રમાણે જે થવું જો-

છએ તે પ્રમાણે દરેક છોકરીના લગ્ન પ્રસંગે થયું હતું, એ ઉપરથી તે છોડીઓના ખરીદનાર ઠગાયાની વાત નીરમળ રીતે સાબીત થાયછે. અને તેટલે દરજ્જે ઊઘાડું છેકે પોતાના છળ ભેદો ઊઘાડા નહીં થઈ જશે એવો ખ્યાલ આણીને સદરહુ છોકરીઓ તેઓના ખરીદનારાની ઓરત તરીકે રાખવાની બંધવાઓએ ધારણા રાખી હશે. સરકારી વકીલે એવો વાંધો લીધો છેકે બે જુદી જુદી નાતના માણસો વચે યોગ્ય તથા મંજુર થઇ શકે એવું લગ્ન કદી થઇ શકતું નથી તેથી પોતાના છળ ભેદના પરીણામની અંતે એ છોકરીઓ એક રાખેલી ઓરતને દરજ્જે રહેશે એમ બંધવાઓની માન્યતાનું અનુમાન કરી લેવું જોઇએ. કદાપી એવું અનુમાન લઇએ તો પણ તે કાયદા વીરૂદ્ધ અથવા અનીતીનું કામ કહેવાઇ શકાતું નથી. વખ્તે અનીતીવાળું તે કામ હોય તો પણ તે કાયદા વીરૂદ્ધછે એમ કહેવું અશક્યછે. વેશ્યાપણાના ધંધામાં અથવા એવાજ પ્રકારના કાયદા વીરૂદ્ધ અથવા અનીતીવાળા કામમાં નાની ઉમરની છોકરીઓને વેચાતી આપતાં જે ખરાબી થાયછે તેઅટકાવવા સારૂ આ કલમો બાંધી છે, પરંતુ આ કામમાં એક જાતનું લગ્ન થએલું છે પછી તે લગ્ન કેવા પ્રકારનું હતું તે જોવાનું નથી અને પોતાની ગ્નાતીઓમાં લગ્ન કરવાના જે નીયમો અને ધોરણો ચાલતાં હોય તે નીયમો અને ધોરણોનું ઊલંઘન કરવા વાસ્તે જે માણસોએ તેમાં ભાગ લીધો હોય તેઓને નાત બહાર મુકીને સજા થાય છે. એ વાત ખરી તો પણ એ નાત બહાર થએલાં માણસોની પરણેતર સ્ત્રી કરતાં તે ઓરતો ઓછી ગણાય એમ મને દેખાતું નથી. માટે પી. કો. ની ૩૭૨મી તથા ૩૭૩ મી કલમ પ્રમાણે ગુન્હાનો ઠરાવ રદ કરવાનો મારો અભીપ્રાય છે.

## કેસરેહીંદ વિ. દુવારકાંપ્રસાદ.

**કલમ ૪૧૫.**

૨

તા–૨૫–૯–૮૩
ઈ. ર્. અ. ૫.૯૭
જ્યાં એવો નીયમ ચાલતો હોય કે અમુક તાલુકાના વતનીને દાખલ કરવો નહીં ત્યાં જે માણસ પોતાના ખરા વતનની વાત છુપાવી દઇ તથા ખોટું વતન બતાવી પોલીસનીભરતીમાં દાખલ થવાની કોશીશ કરેતો તે સમ્ભ ઠગાઇ[illegible]શનો [illegible] થતો નથી.

ज्यारे कोइ एक जील्लानी पोलीसमां भरती थाती हती त्यारे बंधवे दाखल थवानी कोशीश करतां तेमां केटलीक हकीकत खोटी होवानुं जाण्या छतां तेणे ते हकीकत जील्लाना पोलीस सुप्रींटेंडेंटने खोटी रीते जाहेर करी, ठराव्युंके आम करवाथी १७७ कींवा १८२ मी कलमोनो अथवा ४१९ कलमना अर्थ मुजब ठगाईनी कोशीश कर्यानो गुन्हो थतो नथी.

હીંદુસ્તાનના પીનલકોડની ૧૭૭ મી તથા ૧૮૨ મી કલમો પ્રમાણે એક પેહેલા વર્ગના આસીસ્ટંટ માજીસ્ટ્રેટે એપેલેંન્ટ દુવારકાંપ્રસાદને ત્રણ માસની સખત કેદની શીક્ષા કરેલી હતી તેના ઉપર તેણે અપીલ કરતાં તે અપીલ ફરકાબાદના સેસન જડજે કાઢી નાંખવાનો જે હુકમ કર્યો હતો તે હુકમ તપાસવા સારૂ આ એક અરજી હાઇ કોર્ટને કરવામાં આવી હતી. દુવારકાંપ્રસાદે અરજી કરી પરંતુ તે તાલુકામાં જે સક્ષ રહેતો હોય તે તાલુકાની પોલીસમાં તે સક્ષની ભરતી કરવી નહીં એવો નીયમ હોવાનું તે જાણતો હતો છતાં તેણે

સુપ્રીટેંડંટને જાહેર કર્યુંકે હું ફરરૂકાબાદ તાલુકાનો રહેવાસી નથી. પોલીસની આ હકીકત ઉપરથી દુવારકાં પ્રસાદને પીનલકોડની ૧૭૭ તથા ૧૮૨ મી કલમો મુજબ શીક્ષા થઇ શકે એવા ગુન્હાઓનો અપરાધી ઠરાવ્યો.

અપીલમાં સેસનજડજનો એવો મત થયોકે અપેલેંન્ટના કૃત્યોથી ઉપર કહેલા ગુન્હાઓમાંથી એકે ગુન્હો થતો નથી પણ તેણે ઠગાઇ કરવાની કોશીશ કરીછે અને તેથી અપીલ રદ કરવી જોઈએ.

**અરજદાર તરફથી કોઇ હાજર નહોતું.**

**સરકાર તરફથી બાબુ દુવારકાંનાથ હાજર હતા.**

**ટોરેલ જસ્ટીસનો ઠરાવ.**

ફરૂકાબાદ જીલ્લાની પોલીસમાં પોતાની ભરતી સહેલાઇથી થઇ જાય, એટલા માટે પોતાના વતન વીશે અરજદાર કપટ ભાવથી બોલ્યો. તેથી તેણે પી. કો. ની. ૧૭૭ તથા ૧૮૨ મી કલમોમાં ધારેલો ગુન્હો કર્યો નથી. એવો જે સેસનજડજે ઠરાવ કરેલોછે તે બેશક સાચો છે પણ પી. કો. ની. ૪૧૫મી કલમમાં ઠગાઇના ગુન્હાની જે વ્યાખ્યા આપીછે તે વ્યાખ્યા પ્રમાણે અરજદારનાં કૃત્યોથી ઠગાઇ થાયછે એવું ઠરાવવામાં તે સેસનજડજ પેલા માજીસ્ત્રેટ કરતાં ઓછો ખોટો નથી. આ કામની હકીકત સાથે ફરેબી અથવા બદદાનત જે ઠગાઇના ગુન્હાનાં મુખ્ય તત્વો છે તે દેખાતાં નથી. પોતાના વતન વીશે જે સક્ષને તેણે ખોટી ખબર આપ્યાનું ધારવામાં આવેછે, તે સક્ષના મનને, તનને, અથવા આબરૂને, અરજદારના કૃત્યથી કાંઇ હરકત કીંવા નુકશાન થયું હોય, અથવા થવાનો સંભવ હોય એમ કોઈએ બતાવ્યું નથી માટે ગુન્હાનો અને સજાનો ઠરાવ રદ કરવામાં આવેછે.

## માહારાણી કેસરેહીંદ વિ. ધંધી.

કલમ૪૧૫.

૩

તા. ૮–૫–૮૬.

ઇ. ૮બ. પા. ૩૪૦

જ્યાં એવો નીયમ ચાલતો હોય કે કોઇ શહેરમાંથી બહાર ખાતે લઇ જવા નાસધળ્‍ માલ ઉપર શહેરની માંડવીની આફીસમાં પુરે પુરી જગાત લેવી અને તે પઇકી બહાર ગામ જે માલ વેચાણો નહોય તે માલ શહેરમાં પાછો લાવતાં તેના ઉપરની જગાત લેવાઇ હોય તે પાછી આપવી. જેટલી જગાત પાછી દેવાની હોય તે બાબતનું સરટીફી

ही. पी. को. नी ४१७ तथा ५११मी कलमो मांहेला ठगाइनी कोशीश कर्यानी एक फोजदारी फरीयादमां बंधवा उपर "दाण लेवाने मुख्य चबुतरे पोतानी पासेना घीना कुडलामां केटलुं घीछे ते संबंधी खोटी हकीकत कह्यानुं तोहोमत मुकी तेने सदरहु गुन्हाने माटे अपराधी ठराव्यो हतो."

चबुतरा वाळा पासेथी जगात पाछी मुजरे लेवा सारु एक सरटीफीकेट मेळववानी तेनो मतलब हती. ए सरटीफीकट आप्पा अगाउ जगात लेनार अमलदारोए बंधवा पासेना कुडका मांहेलो जे माल तपासवानो हतो ते मालना संबंधमां बंधवे खोटी हकीकत जाहेर करी हती. अने ज्यारे आखर मालनो तपास थया. त्यारे मागेलुं सरटीफीकट बंधवाने म मुं नहीं. परंतु उपर कह्या प्रमाणे तोहोमत मुकीने तेने गुन्हेमार ठ-

राव्यो. चबुतरा वाळा पासेथी जगात पाछी मुजरे मळवानो हमेशनो वहीवट एवो हतो के तेना मुख्य अमलदारने रजु करेली वस्तु जेवा प्रकारनी कहेवामां आवी होय, तेवा प्रकारनीछे तेनी खात्री करवी अने पछी ए खात्री थया बाद सरटीफीकट अपातुं अने जे पेटा चबुतरानी आफीसना कारकुने शेहेरनी बाहार माल लइ जवानी रजा दीधी होय तेनी पासे ते सरटीफीकट लइ जइने तेमां शेरो करावी लेवो अने आवी रीतना शेरावाळुं सरटीफीकट मुख्य चबुतरे लइ जइने आपेली जगातमांथी मुकाणनी जगात पाछी लेवी.

કટ નીકાસની માંડવીમાં નોંધાવીને પછી મુખ્ય ચબુતરે અઠવાડીઆના ચોકસ દિવસે જઈને રજુ કરવું ત્યાં જે માલ પાછો શહેરમાં લાવવામાં આવ્યો હોય તેની જગાત પાછી લેવાના ઇરાદાથી તે માલની કિંમત વીશે ખોટી હકીકત જાહેર કરી સરટીફીકેટ મ-ગવું એથી ઠગાઈની કોશીશનો ગુન્હો થતો નથી.

ठराव्युंके, बंधवे पोताना कुडला मांहेला माल वीशे खोटी हकीकत जाहेर करतां ठगाइना गुन्हानी कोशीशनुं काम परीपुरण रीते पार पाड्युं नथी. फक्त तेणे ठगाइ करवानी तैयारी करेलीछे माटे ठगाइना गुन्हानी कोशीशनो ठराव रद करवो जोइए.

હુકમ થવા સારૂ આ કામ હાઈકોર્ટ તરફ આગ્રાના સેસનજડજે લખી મોકલ્યું હતું અને જેની હકીકત એવી છેકે, "ઠરાવ સુધરાવનારો અરજદાર બંધી મથુરાંના વાણીઆ કાલુમલનો એક નોકર છે, અને તેની સામે એવી ફરીયાદ થઇ છે કે સને ૧૮૮૫ના ડીસેંબરની ૧૬મી તારીખે તેણે મથુરાં નગરીની મુખ્ય માંડવીમાં જઇને ત્રણ કુડલા રજુ કર્યા અને તે સર્વે કુડલામાં ઘી હોવાની હકીકત જાહેર કરી ફક્ત બે કુડલામાં ઘી હતું અને ત્રીજામાં તેલ હતું. બેકુડલા ઘીના અને એક કુડલો તેલનો હોયતો આપેલી જકાતમાંથી પચીશઆના મુજરે મળે તેને બદલે ઘીના ત્રણ કુડલા કહી જકાતના ત્રીશઆના પાછા મુજરે થવાનું સરટીફીકટ લેવાસારૂ તેણે આવી રીતની ખોટી હકીકત જાહેર કરી હતી. પ્રોસીક્યુશનવાળા તરફથી કહેવામાં આવ્યું છેકે પૈસા આપવાનું સરટીફીકટ આપ્યા હશોલ ચબુતરાના અમલદારોએ કુડલા માંહેલો માલ તપાસ્યો હતો. અને તે તપાસ કરવાથી માલુમ પડયુંકે, ત્રણ કુડલામાં ઘી હોવાને બદલે બેમાં ઘી અને ત્રીજામાં તેલ હતું. આબીના ઉપરથી બંધવાને ઠગાઇની કોશીશ કર્યાના ગુન્હાનોગુન્હેગાર ઠરાવી તેનો ચાર રૂપૈઆ દંડ કરવામાં આવ્યોછે. બંધીએ પોતે પોતા ઉપર રાખેલા આરોપનો ઇનકાર કરેલોછે,અને કહેછેકે ત્રણે કુડલામાં ઘી હોવાનુ મેં બીલકુલ કહેલું નથી. બંધવાને તેના શેઠે આપેલું ત્રણ કુડલાનું ભરતીઊં પ્રોસીક્યુશનવાળાએ રજુ કરેલું નથી એમ કામ ઉપરથી મારા જોવામાં આવેછે. ચબુતરાવાળા પાસેથી જકાત જ્યારે પાછી મુજરે લેવી હોય, ત્યારે માલ રજુ કરવાની સાથે એવી રીતનાં ભરતીઆં મોકલવાંનો રીવાજ ચાલેછે અને તેવું ભરતીઊં આકામમાં નહોવાથી પ્રોસીક્યુશનનો પુરાવો આકામમાં ઓછી ખામીવાળો નથી. પોતાના શેઠ તથા ચબુતરા ખાતાના સુપ્રીટેંડેન્ટ વચ્ચે અંટસ હોવાનું બંધવો કહેછે એ હકીકત પણ મારા લક્ષ ઉપર આવેલીછે. જે હકીકત કામમા પડેલીછે તે શકપડતીછે એટલાજ ઉપરથી આ મુકરદમો લખી મોકલવાની

જરૂર હું લેત નહીં. કુડલા માંહેલા માલ વીશે બંધવે ખોટી હકીકત જાહેર કર્યાનું કહેવામાં આવેછે. તેવાત સાચી છે એવું માની લેતાં પણ હું ધારૂં છઊં કે, તેણે ઠગાઇના ગુન્હાની કોશીશ પરી પુરણ કરી નથી પરંતુ ઠગાઇ કરવાની માત્ર તૈયારી કરેલીછે. મથુરાંનગરીને ચબુતરેથી જ્યારે દાણ મુજરે લેવાનું હોયછે. ત્યારે જે માલ રજુ કરવામાં આવ્યો હોય, તે વેપારીના ઝાહેર કરવા પ્રમાણે બરાબર છેકે નહીં તે વીશેની ખાત્રી મુખ્ય ચબુતરાના અમલદારને કર્યા પછી તે અમલદાર એક સરટીફીકટ આપેછે અને પછી એ સરટીફીકટ પેટાની માંડવીનો કારકુંન સદરહુ માલ ગામમાંથી બહાર લઈ જવાની રજા આપેછે. તે તેના નીચે શેરો ભરી આપેછે. માલધણી આ શેરા વાળું સરટીફીકટ પાછું મુળ ચબુતરે લઇ જઇને અઠવાડીઆમાં એક રોજ દરશનીવારે રજુ કરી જકાત પાછી લઇઆવેછે. ત્રીશ આના પાછા મેળવવામાં તોહોમતદાર ધંધીએ ખોટી હકીકત જાહેર કરીને ફાવ્યો એમ ધારતાં પણ તેને પશ્ચાતાપ કરવાનો પુર્ણ વખત હતો કેમકે પેટાને ચબુતરે જઇ તેના ઉપર શેરો કરાવવાનું હજુ બાકી હતું અને સદરહુ સરટીફીકટ ઉપર તેનો અખતીયાર જતા રહેવા પેહેલાં તથા ઉપર કહેલો ગુન્હો સંપુર્ણ થઈ રહ્યા પછી કાંઇ ઇલાજ ચાલે નહીં ત્યાં સુધીમાં વળતા શનીવારને રોજ તેને રજુ કરવાનું રહેતું હતું એટલે તે શનીવારે રજુ કરવાના વખત પેહેલાં પોતાના મનમાં પશ્ચાતાપ પામી તેને રજુ કરવાનો મનસુબો ફેરવી નાંખવો હતતો ફેરવી નાંખત. તથા તે સરટીફીકેટને ફાડી નાંખવું હતતો ફાડી નાખત તો પછી ઠગાઇનો ગુન્હો થવા બીલકુલ પામત નહીં. જો પેલા અમલદાર સાથે બંધવો કપટ ન રમ્યો હત તો તે અમલદારને બંધવાના સંબંધમાં કાંઇ કામ કરવાનું નોહોતું. અને જ્યારે સરટીફીકટ આપવાની તેની ઇચ્છા થઇ ત્યારે ઠગાઇનો ગુન્હો થઇ શકેછે, એવી દલીલના સંબંધમાં મારે આ ઠેકાણે એક એવાત લખવાની જરૂર છે કેમકે ઠગાઈના ગુન્હાની વ્યાખ્યામાં ઘણોજ ગુઢ અરથ સમાવેલો છે, જે કામ અથવા કસુર કરવાથી કોઇ સક્ષને નુકશાન થતું હોય, અથવા થવાનો સંભવ હોય તેવું કામ આ મુકરદમામાં હોવાનું મારે માનવું જોઇએ. પરંતુ સરટીફીકટ આપીને તેના ઉપર જ્યાંસુધી શેરો થયો નથી ત્યાંસુધી તથા એ શેરો કરાવ્યા પછી વધારે ઢીલચાલ કરતાં સુધી કોઇને નુકશાન થવાનો સંભવ હોવાનું કહીશકાતું નથી. વળી વાસ્તવીક રીતેજોતાં આવી રીતનું સટીફીકટ તોહોમતદારને મળ્યું પણ નથી માટે નીચલી કોરટનો કરેલો ઠરાવ કાયદાથી ઊલટો હોવાનું હું માનું છઊં.

## જસ્ટીસ બ્રોડ હર્સ્ટનો ઠરાવ.

સેસનજડજે જે કારણો લખ્યાં છે, તે કારણોને લઇને ડેપ્યુટી માજીસ્ટ્રેટનો ગુન્હાનો તથા સજાનો ઠરાવ રદ કરી જો દંડ વસુલ થયો હોયતો પાછો આપવાનો હુકમ કરૂં છઊં.

## કલમ ૪૧૬ મી.

૪૧૬. પોતે કોઇ બીજો સખસ હોવાનો ઢોંગ કરીને, અથવા જાણી બુઝીને એક સખસને ઠેકાણે બીજો સખસ મુકીને, અથવા પોતે અથવા કોઈ બીજો સખસ ખરેખર જે હોય તેથી જુદોજ સખસ છે એવું બતાવીને, અગર કોઇ માણસ ઠગાઇ કરે, તો તેણે "વેશલેઇને ઠગાઇ કરી" એમ સમજવું.

વેશ લઇને ઠગાઇ કરવી.

ખુલાસો—જે સખસનો વેશ લીધો હોય તે સખસ ખરેખર કોઇ હોય અથવા નહી હોય, તોપણ તે ગુન્હો થયો એમ સમજવું.

### દ્રષ્ટાંત.

(અ) હું અ નામનો ફલાણો માતબર સરાફ છું એમ કોઇ અ ઢોંગ કરીને ઠગાઇ કરે, તો અ એ વેશ લેઇને ઠગાઇ કરી એમ સમજવું.

(બ) હું બ છું એમ ઢોંગ કરીને અ ઠગાઇ કરે, અને બ તો મરી ગયેલો સખસ હોય, તો અ એ વેશ લેઇને ઠગાઇ કરી એમ સમજવું.

## કલમ ૪૧૭ મી.

૪૧૭. જે માણસ ઠગાઇ કરે, તેને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

ઠગાઇનીશીક્ષા.

## કલમ ૪૧૮ મી.

૪૧૮. કોઇ સખસ ઠગાઇ કરે, અને તેમ જાણતો હોય કે જે પ્રકરણમાં હું ઠગાઈ કરૂં છું તે પ્રકરણમાં ફલાણા સખસનો લાભ જાળવવાની કાયદા પ્રમાણે અથવા કાંઈ કાયદેસર કરાર પ્રમાણે મારી ફરજ છે તે સખસને એ ઠગાઇથી ગેરવ્યાજબી હાની મારાથી થાય એવો સંભવ છે, તો એ સખસને બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે.

જેનો લાભ જાળવવાની જે સખસની ફરજ હોય તેને ગેરવ્યાજબીહાની થશે એવું જાણીને તે સખસે ઠગાઇ કરવી.

## કલમ ૪૧૯ મી.

૪૧૯. જે માણસ વેશ લઇને ઠગાઇ કરે, તેને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

વેશલઇને ઠગાઇ કરવાનીશિક્ષા.

## કલમ ૪૨૦ મી.

૪૨૦. કોઇ માણસ ઠગાઇ કરે, અને તેથી કરીને બદદાનતથી એમ કરે કે તે ફરેબ દીધેલો સખસ કાંઇ મીલકત કોઇ સખસને આપે, અથવા કાંઇ કીમતી દસ્તાવેજ અથવા સહી કે મોહોર કરેલી કાંઈ વસ્તુ જેનો કીમતી દસ્તાવેજ બની શકે તે આખી કે થોડી ઘણી બનાવે, ફેરવે, કે તેનો નાશ કરે, તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ઠગાઇ કરીને બદદાનતથીકાંઇ મિલકતઅપાવવી.

## કલમ ૪૨૧ મી.

### દગાના ખતો તથા મીલકતની વ્યવસ્થા બાબત.

૪૨૧. જે માણસ બદદાનતથી કે દગલબાજીથી કાંઇ મીલકત ખશેડે, અથવા છુપાવે, અથવા પુરેપુરી કીમત લીધા વિના કોઈ સખસને

માગનારાઓમા વહેંચણીથ

આપે, કે તેને નામે કરી આપે, કે કરાવી આપે, એવા ઇરાદાથી કે તેમ કરીને પોતાના કે કોઈ બીજા સખસના માગનારાઓમાં તે મીલકત કાયદા મુજબ વહેંચાતી અટકે, અથવા તેમ કરવાથી તે વહેંચાતી અટકશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, તો તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

તી અટકાવવા ને માટે કાંઈ મીલકતનું બદદાનતથી અથવા દગલબાજી ખશેડવું અથવા છુપાવવું.

## કલમ ૪૨૨ મી.

૪૨૨. પોતાનું અથવા બીજા કોઇ સખસનું કાંઇ લેહેણું કે માગણું હોય, તે પોતાનું અથવા તે સખસનું કરજ અદા કરવામાં કાયદા મુજબ કામે આવતુ જે માણસ બદદાનતથી અથવા દગલબાજીથી અટકાવે તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

કોઈનું કાંઇ લહેણું કે માગણું હોય તે પોતાના માગનારાઓને મળતુ તે માણસે બદદાનતથી અથવા દગલ બાજીથી અટકાવવું.

## કલમ ૪૨૩ મી

૪૨૩. જે ખત કે દસ્તાવેજ કાંઇ મીલકત અથવા તે માંહેલો કાંઈ હક કોઇ સખસના નામપર કરી આપવાની મતલબનો અથવા કાંઇ મીલકતમાંથી કાંઇ રકમ અપાતી થાય એવી મતલબનો હોય, અને જેમાં તે નામપર કરી આપવાની અથવા તે રકમ અપાતી થવાની કીમત બાબત, કે જે સખસ અથવા સખસોના ઉપયોગ અથવા લાભમાં તે ખત અથવા દસ્તાવેજનો અમલ થવાનો ખરેખર ઇરાદો કર્યો હોય તે સખસ અથવા સખસો બાબત, કાંઈ ખોટો જીકર લખેલો હોય એવા કોઈ ખત કે દસ્તાવેજ પર જે માણસ બદદાનતથી સહી કરે, અથવા એવું ખત કે દસ્તાવેજ લખી આપે, અથવા લખીઆપનાર કે લખાવી લેનાર થાય, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

કોઇના નામની કાંઇ મીલકત કરી આપવાના જે ખતમાં કિમતનો જિકર ખોટો લખ્યો હોય એવા ખતપર બદદાનતથી કે દગલાજીથી સહી કરવી.

## કલમ ૪૨૪ મી

૪૨૪. પોતાની અથવા બીજા કોઈ શખસની કાંઈ મીલકત જે માણસ બદદાનતથી અથવા દગલબાજીથી છુપાવે કે ખશેડે, અથવા તે છુપાવવામાં કે ખશેડવામાં જે માણસ બદદાનતથી અથવા દગલબાજીથી મદદ કરે અથવા કાંઇ માગણા કે લેહેણાપર પોતાનો હક હોય તે જે માણસ બદદાનતથી કે ગલબાજીથી મુકી દે, તે માણસને બેવરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

કાંઈમિલકતનું બદદાનત થી અથવા દગલ બાજીથી ખશેડવું કે છુપાવવું.

## કલમ ૪૨૫ મી.

લોકોને અથવા કોઇ સખસને ગેરવ્યાજબી હાની અથવા બિગાડ. નુકશાની કરવાના ઇરાદાથી, અથવા તેવી હાની કે નુકશાની પોતાથી થવાનો સંભવ છે, એમ જાણીને જે માણસ કાંઇ મીલકતનો નાશ કરે, અથવા કાંઇ મીલકતમાં કે તેની સ્થિતિમાં એવો કાંઇ ફેરફાર કરે કે તેથી તે મીલકતની કીમતનો અથવા ઉપયોગીપણાનો નાશ થાય અથવા તેની કીમત કે ઉપયોગીપણું ઓછું થાય અથવા તેથી તે ઉપર નુકશાન ભરેલી અસર થાય તો તે માણસે "બીગાડ" કરયો એમ સમજવું.

ખુલાસો ૧ લો—જે મીલકતને નુકશાન કરયું હોય અથવા જેનો નાશ કરયો હોય, તે મિલકતના ધણીને કાંઇ હાની અથવા નુકશાની કરવાનો ઇરાદો તે ગુનોહ કરનારે કરયો જોઇએ એવું કાંઇ બીગાડના ગુનાહમાં જરૂર નથી, અગર કાંઇ મિલકતને નુકશાન કરીને કોઇ પણ સખસને ગેરવ્યાજબી હાની અથવા નુકશાની કરવાનો તેનો ઇરાદો હોય, અથવા તેવી હાની કે નુકશાની પોતાથી થવાનો સંભવ છે એમ તેના જાણ્યામાં હોય, તો બસ છે, પછી તે મિલકત તે શખસની હોય કે નહીં તો પણ.

ખુલાસો ૨ જો—પોતાનીજ અથવા પોતાની સાથે બીજા સખસોના રાસ ખાતાની કાંઇ મિલકત બાબત પણ કાંઇ કામ કરીને તે કામ કરનાર તે કામથી બીગાડ કરી શકે.

### દૃષ્ટાંત.

(અ) ઝ ને ગેરવ્યાજબી હાની કરવાના ઇરાદાથી ઝ નો એક કીમતી દસ્તાવેજ અ બુદ્ધિપુરવક બાળી નાંખે, તો અ એ બીગાડ કરયો એમ સમજવું.

(બ) ઝ ને ગેરવ્યાજબી હાની કરવાના ઇરાદાથી ઝ ની એક બરફનીવખારમાં અ પાણી દાખલ કરે, અને તેથી કરીને તે બરફ પીંગળી જાય, તો અ એ બિગાડ કરયો એમ સમજવું.

(ક) ઝ ને ગેરવ્યાજબી હાની કરવાના ઇરાદાથી ઝની એક વીંટી અ બુદ્ધિપુરવક એક નદીમાં નાખીદે, તો અ એ બીગાડ કરયો એમ સમજવું.

(ડ) માહારી પાસે ઝ ના આટલા રૂપીઆ નીકળે છે તે અદા થવા સારૂ હુકમનામું બજીને માહારી મિલકત જપત થવાની છે એમ અ ના જાણ્યામાં હોય, અને ઝ ને તે રૂપીઆ મળતા અટકાવવાના તથા એમ કરીને ઝ ને નુકશાની કરવાના, ઇરાદાથી અગર અ તે મિલકત બાળી નાખે, તો અ એ બીગાડ કરયો એમ સમજવું.

( ધ ) અ એ એક વાહાણનો વીમો ઉતરાવ્યો છે, હવે વીમાવાળાઓને નુકશાની કરવાના ઇરાદાથી અગર અ તે વહાણને ખરાબાપર ચડાવી દે, તો તેણે બીગાડ કરયો એમ સમજવું.

( ડ ) ઝ એ એક વાહાણપર જોખમી નાણાં ધીર્યાં છે, તેને નુકશાની કરવાના ઇરાદાથી અગર અ તે વહાણને ખરાબાપર ચડાવી દે, તો અ એ બીગાડ કરયો એમ સમજવું.

( ગ ) એક ઘોડો અ તથા ઝ એ બંનેની, રાશ ખાતાની મિલકત છે તે ઘોડાને અ ગોળી મારે એવા ઇરાદાથી કે તેમ કરીને બ ને ગેરવ્યાજબી હાનિ કરવી, તો અ એ બીગાડ કરયો એમ સમજવું.

( હ ) અ ઝ ના ખેતરમાં કેટલાએક ઢોરને મોકલે એવા ઇરાદાથી અથવા એવો સંભવ જાણીને કે તેથી ઝ ના પાકને નુકશાની થાય, તો અ એ બીગાડ કરયો એમ સમજવું.

## દીનોનાથ ઘટક વિ. રાજકુમારસિંહ અને બીજાઓ.

કલમ ૪૨૫.

૧
તા૦૨૭–૩–૭૮
ઈ.૩ ક.પ૮. ૫૭૯

एक जमीनना कटकानो अ. मजीयारो मालेक हतो. तेणे ते जमनि उपर ब. नामना बीजा मजीयारा मालेकनी समत्ती लीधा वगर अने तेनी मरजीना उपरवट थइने एक इमारत बांधी जेने लीधे तकरार उठतां माजीस्त्रेटे तपास करीने फोजदारी काम चलाववानी रीतना कायदानी ५३० (   ) मी कलम अनुसार ठराव कर्योके, जे जमीनना भाग उपर सदरहु इमारत बांधी हती तेनो कबजो एकला अ. नोछे.

जसटीस जाकसने ठराव्युंके, सदरहु ठराव भूल भरेलो छे केमके ते हकीकत एवी नथी के, जेने ५३०(   ) मी कलम लागु पडी शके,

त्यारबाद सदरहु आखा कटकानो मजमु कबजो होवानो मारो हक-छे ते स्थापीत करवा सारु तथा ते कटका उपर कोइ जातनी इमारत खडी करवानी अ. नो हक नथी ते ठरावबा सारु ब. ए दीवानी कोरटमां दावो कर्यो ते उपरांत तेणे एवी अरज करीके, सदरहु इमारत खसेडी नाखवी जोइए. ब. ना लाभमां हुकमनामुं थतां तेना नोकरो ते जमीन उपर गया अने पेली इमारत तोडी नांखी. जे उपरथी बीगाड कर्यानुं तोहोमत राखी तेआना उपर डेप्युटी माजीस्त्रेटने त्यां फरीयाद थतां तेणे तेओने ते गुन्हाना अपराधी ठरावी तेओनो दंड कर्यो.

जस्टीस जाकसने ठराव्युं के, आ गुन्हामां गेरकायदेसर हानी थइ नथी, माटे बंधवाओ बीगाडना गुन्हेगार ठरी शकता नथी.

८ मी अकटोबरने रोज आ बंधवाओ जे के ,ब ना नोकर हता, तेओने जणायुं के, अ ना नोकरो पाछी ते इमारत बांधे छे. एटले तेओए ते प्रमाणे नहीं बांधवानी जीकर करीने ए इमारतना केटलाक वांसो ढोळी नाख्या तथा अ ना नोकरोने धके मारी पडखे करतां एक जण जे ते वांसडाओने वळगी रह्यो हतो तेने भोंयपर पछाडयो ९ मी अकटोबरने रोज आ नोकरो उपर माजीस्त्रेट पासे हंगामानी फरीआद थतां ज्यारे तेओना बचावना साक्षीओनां नाम देवानुं कहेवामां आव्युं, त्यारे तेओए घणानां नाम आप्यां, अने वळते रोज तेओने हाजर थवाना समन्स काढया, परंतु तेओ मळ्या नही. फरीने तओने समन्सथी बोलाववाने वास्ते ते माजीस्त्रेटे ना पाडी, अने १२ मी अकटोबरने रोज बंधवाओने अपराधी ठराव्या.

जस्टीस जाकसने ठराव्युं के आ वारंट मुकरदमो होवाथी तहोमतदारो जे साहेदोना नाम आपे, तेओने समन्स करी बोलाववानी माजीस्त्रेटनी फरज हती. *तथा पोताना ध्यांनमां आवे तो ते मुकरदमो मुलतवी* राखवो होय तो राखी शकाय एवो हतो.

वळी जस्टीस जाकसने ठराव्युं के, फोजदारी काम चलाववानी रीतना कायदानी ३९९ मी कलमनो अर्थ एवो छे के, तोहोमतदार साक्षी दुजे ने माणसना नाम आपे ते मांहेला साक्षीनुं नाम हेरान करवा सारु अथवा लंबाववा सारु आपेलुं छे एम माजीस्त्रेटनी नजरमां आवे त्यारे सदरहु साक्षी मुदानो छे के नहीं, तेनी पुछपाछ करीने ते साहेदीने बोलाववो के केमः ते विषे माजीस्त्रेटने विचार करवानो छे; परंतु तोहोमतवाळानो बचाव शुं छे ते वीशेनी पुछपाछ करवा तथा केवी जातनो बचाव करवानो छे ते जाणीने तोहोमतवाळाए कहेला सघळा साहेदीयोमांथी तेने समन्स करी बील्कुल बोलाववानुं बंध करवानो अखत्यार माजीस्त्रेटने आपवानो ते कलमनो हेतु नथी. वळी आ काममां

कोइ लंबाण के हेरान करवानो इरादो हतो नहीं. जेथी माजीस्ट्रेटे मु-
करदमो मुलतवी राखवामां जे ना पाडी छे तेनाथी पोतानो बचाव कर-
वामां ताहोमतवाळा सक्षोने वखते नुकशान थयुं हशे.

वळी जस्टीस नाकसने ठराव्युं के, आ बंधवाओ पेली तकरारी ज-
मीन उपर एक गेरकायदेसर मंडळीना अंगभुतने दरजे अथवा कोइ गेर-
कायदेसर काम वास्ते नहोता. जेथी गुन्हानो ठराव तथा काम चलाववानी
रीत गेरकायदेसर हती.

जस्टीस कनींगहामे ठराव्युं के, कोइ खानगी ग्रहस्थ तरफथी अ-
पकृत्य यतुं हतुं ते अटकाववानो इलाज बंधवा मात्र लेता हता अने खा-
नगी बचावनो हक कायदेसर चलवता हता.

वळी जस्टीस कनींगहामे ठराव्युं के, नोबतखानुं उभुं करतां बं-
धवाना कृत्योथी बीगाडनो गुन्हो थतो नथी. अने तेथी इं. पी. को
नी ४२९ मी कलमनो जे तात्पर्य छे ते तात्पर्यनी अंदर ते कृत्योनो
समास थाय छे.

जस्टीस इन्स्ली तथा मेकडोनले ठराव्युं के, ज्यां सुधी फोजदारी कामोमां
कायदामां ठरावेला बीजा कोइ इलाजो पेस्तर लेवाया न होय त्यां सुधी
हाइकोरट पोतानी असाधारण हकुमतना अधीकारो चलावीने वचमां आवी
शकती नथी. तेथी जे सक्षोने कोइ माजीस्ट्रेटे हुंगामानो अपराधी ठ-
राव्या होय, अने जेओने सेसन कोरटमां अपील करवाना हक होय;
तेओ तेम करवाने बदले हाइकोर्टने मळेला रुकानी १९ मी कलम प्र-
माणे ते इलाज ज्यां सुधी लेवायो न होय त्यां सुधी वचमां आववानी ते
हाइकोर्टने अरज करी शकतो नथी.

આ કેસમાં એવી હકીકત હતીકે, જમીનનો એક કકડો ગોપીકીસ્તો ગોસાઇન અને સામચર્ન લાહીરી અને એક ત્રીજો સક્ષ જેણે આ મુકરદમાના ઝટલામાં કાંઇ ભાગ લીધેલો નથી. તેઓ ત્રણે જણનો મજમું હતો. તે મજમું જમીનના કોઇએક ભાગમાં ભુર્થીઓને આધારે શામચર્ન લાહીરીએ એક નોબતખાનું અથવા ગવૈયાઓને માટે માંચડો (પ્લેટફોર્મ) ઊભું કર્યાથી તથા તે ઊભો કરવામાં ગોપીકીસ્તો ગોસાઇએ વાંધો લેવાથી ઇસવીસન ૧૮૭૬ના દુરગા પુજાના તહેવારની અગાઊ એ બંનેની વચ્ચે ઝઘડા ઊઠયા. આ ઝઘડાની વાત સાંભળી

ને પેટાદુકડી માજીસ્ટ્રેટે તપાસ કરીને ફોજદારી કામ ચલાવવાના કાયદાની ૫૩૦ મી કલમ પ્રમાણે એવો હુકમ કર્યો કે, જે જમીનના કકડા ઉપર નોબતખાનું ખડું કરવામાં આવ્યુંછે, તે જમીનનો સ્વાંગ કબજો શામચરણ લાહીરીનો ઠરાવવામાં આવેછે. આ ઉપરથી ગોપીકીસ્તો ગોસાંઇએ સબોરડીનેટ જડજની કોરટમાં દીવાની દાવો કર્યો, તે એવી મતલબથી કે આ આખી જમીનનો મજમુ કબજો રહેવાનો મારો હકછે તથા તે ઉપર નોબતખાનું બાંધવા વાસ્તે શામચરણ લાહીરીને હક નથી એમ કોરટ પાસે નકી કરાવવું. ફરીયાદ અરજીમાં તેણે ખાસ રીતે એવી માગણી કરી હતીકે, ઉપર પ્રમાણે માગેલી અરજ મંજુર કરવી જોઇએ, અને સદરહુ નોબતખાનું તોડાવી નાંખવું જોઈએ. સને ૧૮૭૭ના મે માસની ૧૯ મી તારીખે સબોરડીનેટ જડજે હુકમનામું વાદીના લાભમાં કર્યું.

૧૯ મી મેના હુકમનામામાં ફરમાવ્યા પ્રમાણે શામચરણ લાહીરીએ તે નોબતખાનું નહિ પાડી નાખવાથી સને ૧૮૭૭ના સપ્ટેંબર મહિનામાં ગોપીકીસ્તો ગોસાઇના કેટલાએક નોકરોએ તે જગ્યા ઉપર જઇને નોબતખાનું તોડી પાડયું. આ ઉપરથી શામચરણ લાહીરીએ ફરીયાદ કરી, અને તેથી જે માણસોએ તે નોબતખાનું પાડી નાખ્યું હતું તેઓને ડેપ્યુટી માજીસ્ટ્રેટે બોલાવી ૨૮ મી સપ્ટેંબર સને ૧૮૮૭ને રોજ ઈી. પી. કો. ની ૪૨૫ મી કલમ પ્રમાણે બીગાડના ગુન્હાના અપરાધી ઠરાવી તેઓનો દંડ કર્યો.

ચાલતા મુકરદમાના અરજદારો સહીત ગોપીકીસ્તો ગુસાઇના કેટલાએક નોકરોએ શામચરણ લાહીરીના જે મજુરો આ નોબતખાનું પાછું ઊભું કરવામાં રોકાએલા હતા તેઓને જોઇને ૧૮૭૭ના અકટોબર માસની ૮ મી તારીખની સવારમાં તે ઊભું ન કરવા સારૂ વાંધો લીધો, એટલુંજ નહીં પણ શામચરણ લાહીરીના નોકરોને ધકા મારીને તથા તેમાંથી જે એક-જણ ભુર્થી ઉપર ચડયો હતો, અને જે નીચે ઉતરવાની ના પાડતો હતો તેને ભોંયપર પછાડીને બધી ભુર્થીઓ જમીનમાંથી ખેંચી કાઢી.

૯ મી અકટોબરની શીરામણી ટાણે શામચરણ લાહીરીએ માજીસ્ટ્રેટને ત્યાં ફરીયાદ કરી અને તે માજીસ્ટ્રેટે એકદમ તોહેમતદારો ઉપર સમન કર્યો. અને તેજ રોજ તેઓને હાજર કર્યા ઉપરથી તે માજીસ્ટ્રેટે તેઓનો ઈનસાફ સંક્ષેપ રીતે કરવાનું પ્રથમ ધાર્યું, પણ તેમ નહીં કરવાસારૂ તોહોમતદારના વકીલોએ વાંધો લેવાથી ઈી. પી. કો. ની ૧૪૧ અને ૧૪૭ મી કલમ માંહેલા ગુન્હાનું તોહોમતનામું તેણે ઘડવા, માંડયું. અને પછી તેને તેજ ક્ષણે તોહોમતદારોને પોતાનો બચાવ આપવાનું ફરમાવ્યું તેઓએ પોતાના બચાવમાં કેટલાએક સાક્ષીઓનાં નામ આપ્યાં. અને તેથી વળતી સવારે હાજર થવા સારૂ સમન કર્યા. આ સાક્ષીઓ માલમ નહીં પડવાથી તોહોમતદારોએ ૧૨મી તારીખે વધારે મુદત મળવા સારૂ માજીસ્ટ્રેટને અરજ કરી, એવું બતાવીને કે તે વખત પુજાનો હતો અને તેઓના સાક્ષીઓને હાજર કરવાને તેઓને સારી તક મળી નહોતી. માજીસ્ટ્રેટે વધારે મુદત આપવાની ના પાડી અને કેદીને ઈી. પી. કો. ની ૧૪૭ મી કલમ પ્રમાણે હંગામો કરવાના ગુન્હાના અપરાધી ઠરાવી તેઓમાંના દરેકને ત્રણ ત્રણ માસની સખ્ત કેદની સજા કરી.

કેદીઓએ સેસનકોર્ટમાં અપીલ કર્યા વગર હાઇકોરટના રૂકાની ૧૫મી રકમ પ્રમાણે દફતર મંગાવવાની ૨૬ મી અકટોબરે હાઈકોર્ટને (જસ્ટીસ વ્હાઈટ અને જસ્ટીસ મેકડોનેલને) અરજ કરી. અને મળેલી શિક્ષા શું કામ રદ નહીં કરવી જોઈએ તેનું કારણ બતાવવાને ફરીયાદી દીનો-

નાથ ધરક ઉપર હુકમ મેળવ્યો. અને હાઇકોર્ટે કેદીઓને જામીન ઉપર છોડવાનું ફરમાવ્યું. અને ૧૮૭૮ ના જાનેવારીની ૧૮ મી તારીખે જસ્ટીસ એન્સ્લી તથા જસ્ટીસ મેકડોનલ આગળ તે હુકમ વીશે તકરાર ચાલતાં તે હુકમ રદ કરવામાં આવ્યો, અને તેમાં તે વિદ્વાન જડજોએ નીચે પ્રમાણે ઠરાવ આપ્યો.

જસ્ટીસ વ્હાઈટ સાહેબે એવી ઈચ્છા બતાવી છે કે, આ બાબતનો આ કોરટે નીકાલ કરવો જોઇએ. અમારો એવો મત છે કે, જ્યાં સુધી કાયદામાં ફરમાવેલા બીજા સઘળા ઈલાજો લેવાયા ન હોય ત્યાં સુધી આ કોરટ પોતાની અસાધારણ સત્તા વાપરીને વચમાં આવી શકતી નથી. આ મુકદમામાં અરજદારો ચોખ્ખી રીતે અપીલનો લાભ લઇ શકે છે, અને તેથી તે ઇલાજ લેતાં સુધી આ અદાલતે પોતાના રૂકાની ૧૫ મી કલમ વાજબી રીતે ક્યાં લાગુ પાડવી જોઇએ તે લક્ષમાં રાખી આ કોરટે વચમાં આવવું જોઇતું નથી. " કોઇ પ્રસંગે એમ થાય કે નહીં તે મારે કહેવાની જરૂર નથી, માટે થએલો હુકમ રદ કરવો જોઈએ. જો અરજદારો અપીલ કરવાને દુરસ્ત ધારતા હોય તો પછી અપીલ દાખલ કરવી જોઇએ. તથા માજીસ્ટ્રેટના હુકમનો અમલ આજની તારીખથી એક અઠવાડીઆ સુધી મુલતવી રાખવો જોઈએ. એવો જે મારા વિદ્વાન ભાઇબંધે મત આપ્યો છે તેને હું મળતો આવુંછું."

## જસ્ટીસ મેકડોનલનો ઠરાવ.

હું એટલુંજ વધારે કહું છઊં કે, મારા વિદ્વાન ભાઇબંધ એનસ્લીએ જે મત આપ્યો હતો તેજ મતને જસ્ટીસ વ્હાઇટ સાહેબ તદન મળતા આવે છે, તેમજ જો અમારા જાણવામાં આવ્યું હત કે, તેની ઉપર અપીલ થઈ શકે છે તો અમે તે હુકમ કરત નહીં, અને તેની સાથે વખત વીત્યા બાદ અપીલ પ્રસંગને લેઇને સંઘરવામાં આવે તો તેનો નીકાલ કરવામાં જડજ સારી પેઠે વિવેક બુદ્ધી વાપરશે.

" અરજદારો હાલમાં જામીન ઉપર છે, અને જો તેઓ આજની તારીખથી એક અઠવાડીઆની અંદર અપીલ ન કરે તો શીક્ષાનો હુકમ અમલમાં લેવાશે."

તે ઉપરથી હુગલીના જડજને અપીલ કરી કરેલી સજામાં છ માસની સખ્ત કેદની શિક્ષા વધારીને ૧૮૭૮ ના ફેબ્રુવારીની ૫ મી તારીખે તે વીદ્વાન જડજે અપીલ કાઢી નાખી. અને વધારે એમ ફરમાવ્યું કે, તોહોમતદારના શેઠ ગોપીકીસ્તો ગોસાઇ વિરૂદ્ધ અને તેમજ તેના પુત્ર નંદોલાલ વિરૂદ્ધ કામ ચલાવવું. આ ગુન્હાનો ઠરાવ શા માટે રદ ન કરવો જોઇએ તે બાબતનું કારણ બતાવવા સારૂ હાઈકોરટ તરફથી જસ્ટીસ જાકસન તથા જસ્ટીસ મીંગહામે હુકમ આપવાથી કામના કાગળીયા મંગાવવામાં આવ્યા હતા, અને પછી આ બાબતની તકરાર ચાલી.

ફરીયાદી તરફથી મેલ સાહેબ તથા બાબુ શ્રીનાથચંદ્રે કારણ બતાવ્યું હતું. બચાવવાળા તરફથી બ્રેનસન સાહેબ જાકસન સાહેબ, તથા બાબુ ત્રૈલોકનાથ મિત્ર, તથા બાબુઅભયચરણ બોશ હાજર થયા હતા. બેલ સાહેબે એવી દલીલ કરી કે, નોબતખાનાનો નાશ કરવો એ પી. કો. ની ૪૨૫ મી કલમ પ્રમાણે બીગાડ છે. જસ્ટીસ જાકસન બોલ્યા કે, જમીનના આખા કટકાના મજમુ કબજાનો હક ગોપીકીસ્તો ગોસાઇનો હતો, એમ યોગ્ય હકુમતવાળી દીવાની કોરટે નકી કર્યું છે તેજ પ્રમાણે અમારે માની લેવું જોઈએ. તેના જવાબમાં કહેવામાં આવ્યું કે, અલબતે તેનો કાંઇ ચોકસ હક હશે; તથાપી તેનાથી પોતાના હાથમાં કા-

પદો લેવાઇ શકાતો નથી તેમ આંહીં કર્યું છે. તેમ પોતાથી અમલ થઇ શકતો નથી. જો અમોએ દીવાની કોરટના હુકમનામાની વિરૂદ્ધ અથવા અઘટીતપણે કાંઈ કર્યુ હત તો તે બાબત દીવાની અદાલતને અરજ થઇ શકત, અને જે કામ ચાલ્યું તે અટકાવવાનો મનાઈ હુકમ મેળવી શકત. સૈયારાની મિલ્કતને ૪૨૫ મી કલમનો બીજો પારીઆફ લાગુ પડે છે. બેનસન સાહેબ બોલ્યા કે, નોબતખાનું પડે કાંઇ મજમું મીલ્કત નથી. તેના પ્રત્યુત્તરમાં જવાબ વાળ્યો કે, વળી સામા પક્ષકારની વર્તણુંકનો સમાવેશ ૪૪૧ મી કલમ પ્રમાણે સાપ્રાધ પ્રવેશમાં થાય છે.

જસ્ટીસ કનીંગહામ સાહેબ બોલ્યા કે, જો મિલ્કતનો મજમું ઉપભોગ લેવામાં ભાગદારો એક મત નહીં થઇને તેની અતે માહોમાંહે લડે તો તે હંગામો કહેવાય કે નહીં? તેનો જવાબ વાળવામાં આવ્યો કે, અલબતે તેમ કહેવાય છે. જો તેઓનાથી કાયદા વિરૂદ્ધ મંડળી થયાનું આપણે ગણીએ તો તે મંડળીનો દરેક અંગભૂત હંગામાના ગુન્હાનો ગુન્હેગાર છે. સામા પક્ષવાળાનો હક હોવાનું કબુલ કરીએ, તોપણ તે હક બેસાડવા સારૂ તેઓએ એ વાતો સાધનો વાપરવાનું યત્ન કર્યું છે કે, તે સાધનોથી ૩૫૦ મી કલમની વ્યાખ્યા પ્રમાણે સાપ્રાધ બળ થાય છે. ભુર્થીઓ ખેંચીને કાઢી નાખી, અમારા નોકરોને ધકા માર્યા, અને એક માણસને જમીન ઉપર પછાડી નાંખ્યો. તો હવે સાવ ચોખ્ખુ છે કે, આ સાપ્રાધ બળ થયું, અને તે પાંચ કરતાં વધારે માણસોએ વાપર્યુંછે, તેથી તેઓની કાયદા વિરૂદ્ધ મંડળી બની, અને તેટલાજ સારૂ દરેક જણ હંગામાના ગુન્હાનો ગુન્હેગાર થાયછે. તેઓના ઉપર કામ ચલાવવાની રીતના સંબંધમાં સાક્ષી નહિ બોલાવવાથી કોઈ ખરેખરી હાની થઇ નથી. કેમકે તેથી જે માજીસ્ટ્રેટે ઠરાવ કર્યો છે તેમાં ફેરફાર થઇ શકત નહી. તોપણ સાક્ષીઓને બોલાવવા સમન કર્યા હતા. અને સીરામપોરમાં હોવા છતાં તેઓના મનમાં હાજર થવાનું ઠીક લાગ્યું નહીં

## બેનસન સાહેબે નીચે પ્રમાણે દલીલો આપી છે.

પાંચ માણસો હાજર હતા એવો પુરવાર થયો નથી, અને જો નથી તો પછી કાયદા વિરૂદ્ધ મંડળી થઈ શકે નહીં. એક માણસને નીચે પછાડી નાંખ્યો એ જો અપવાદમાં ગણીએ તો પછી કાંઇ બળ વાપર્યું નથી; જો થયું હત તો પોલીસ વચમાં આવી હત. હુકમનામામાં તે નોબતખાનું ખસેડવાનો હુકમ કર્યો હત તો તે વધારે રીતસર હતું. તોપણ નોબતખાનું પાડી નાખવા વીશેનો દીવાની કોરટના હુકમનામા પ્રમાણે અમારો હક હતો. અમારા પાંચ નોકરો હાજર હતા એવું કબુલ કરીએ તોપણ તેઓ હરકત માત્ર દુર કરતા હતા. તેથી કાયદા વિરૂદ્ધ મંડળી થઇ શકે નહીં. બ્લેક સ્ટોનની ટીકા (૩ જું પુસ્તક પાંચમી આવૃતી પૃષ્ટ ૩૫૪)

વિચારવાનું એ છે કે, તે જમીન ઉપર ખરો હક કોનો હતો. લોઝ વિ. ટેલફોર્ડ. આ ઠેકાણે માણસો તેઓના શેઠની મિલકતનું રક્ષણ કરતા હતા. અને તે કારણસર તેઓનાથી કાયદા વિરૂદ્ધ મંડળી થયાનું કહી શકાય નહીં. શંકરસીગ વિ. બરમામેતો. અમે અમારી મિલકતનું રક્ષણ તથા તેને કાંઇ પણ નુકશાન થતું અટકાવવાનું યત્ન કરતા હતા. ખરેખરી રીતે જોતાં ખાનગી બચાવનો હક અમલમાં લાવવાથી સાપ્રાધ બળ થયું એમ કહી શકાય નહીં. બીજસીંગ વિ. ખુબલાલ.

કામ ચલાવવાની રીતના સંબંધમાં તહોમતદારોના સાક્ષીઓની જુબાની નહીં લેવાથી પોતાનો બચાવ કરવામાં તેને હાની થઈ છે, કારણ કે એ જુબાનીઓ મોટી કીંમતી થઇ પડત.

જસ્ટીસ જાકસન સાહેબે આગળ જે કામ ચાલ્યું હતું તેનું પુનરાવર્તન કર્યા પછી નીચે પ્રમાણે ઠરાવ આપ્યોઃ—

ઠરાવઃ—પ્રથમ તો મને લાગે છે કે, ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૫૩૦ મી કલમ પ્રમાણે માજીસ્ટ્રેટે જે હુકમ આપેલો છે તેમાં તેણે ભુલ કરેલી છે. મને લાગે છે કે, એવી બાબતના વિષયને તે કલમ લાગુ થઇ શકતી નથી, કેમકે તેમાં કાંઇ કબજા સંબંધી ખરેખરી તકરાર નહોતી. તે જમીન તકરાર કરનારાઓના મજમું કબજાની હતી: અને ફકત સવાલ એટલોજ હતો કે, તેઓમાંથી એક જણ ભાગદાર હોવાથી બીજા ભાગદારની મરજી વિરૂદ્ધ તેને હાની થઇ એમ તે ગણતો હોય, એવી રીતે એ જમીનનો ઉપભોગ લેવાને તેને છુટ હતી કે નહીં. તે કલમ પ્રમાણેની સત્તા માજીસ્ટ્રેટે કેમ નથી વાપરી તેનું કારણ ખરેખરી રીતે તેણે પોતાના ઠરાવના એક વાક્યમાં સરસ રીતે બતાવ્યું છે. આવી રીતનો ભોગ લેવાની મનાઇ કરવા વીશે ગોપીકીસ્તો ગોસાઇના હક બાબત તહોમતદારના વકીલે જે દલીલ બતાવી છે. તે તરફ જોતાં તે કહે છે કે, "આ મતના લાગુપણાને મળતો આવવાને હું અશક્ય છું. વકીલ કહે છે કે જે સૈયારી ધરતી હોય, તે ઉપર ફકત પોતાનાજ ઉપયોગ સારૂ એક ભાગદાર ઘર બાંધી શકે છે, એ મત ત્રાસદાયક છે. તે પછી તે લખે છે કે, "આ હરકત આંહી લાગુ પડતી નથી. કારણ કે નોબતખાનું એ ઘર નથી. તે ફકત હંગામી અને સારી પેઠે કાચી ઇમારતની પંકતીનું છે. ધરતી કરતાં એ આકાશ વધારે રોકે છે. તે ઉભો કરેલો માંચડો છે. અને જેના ઉપર ગવૈયાઓને બેસવું હોય તો બેશી શકે છે. તે નીચે ઘાસ ઉગી શકે છે. અને બકરાં તથા ઢોર ત્યાં ચરી શકે છે."

તે માજીસ્ટ્રેટની પોતાની એવી દલીલ હતી કે, આ નોબતખાનું ઉભું કરવામાં શામચરણ લાહીરીએ આકાશ રોકવાનું ધાર્યું હતું. અને અલબતે ૫૩૦ મી કલમ જમીન તથા જળને લાગુ પડે છે ખરી, પરંતુ તેમાં હવાનો સમાસ થતો નથી. ૫૩૦ મી કલમ પ્રમાણે જે હુકમ કરેલો છે તે હુકમ કરવાનો માજીસ્ટ્રેટને અધીકાર નહોતો. તેમ તેને તે હુકમ કરવો જોઇતો નહોતો એમ હું માનું છઊં. તોપણ માજીસ્ટ્રેટે એ હુકમ કર્યો એટલુંજ નહીં; પણ જે કામ હમણાં અમારી પાસે આવેલું છે તે કામમાં તેણે તેજ હુકમ ઉપર આધાર રાખેલો છે. કેમકે દફતરમાં તેની નકલ દાખલ કરવાનો શેરો કરેલો છે, અને જો કે પછવાડેથી જે બીના બની તે ઉપરથી સાફ દેખાઇ આવે છે કે, સદરહુ હુકમ કાંઇ અસર કરતાં બંધ પડયો હતો, કેમકે તે હુકમનું પરીણામ એવું હતું કે, ગોપીકીસ્તો ગોસાઈને તે હુકમ સાથે નીસબત રહેવાથી તેણે તુરતજ દીવાની કોરટમાં લાગલોજ દાવો કર્યો, અને એ કોરટે ઠરાવ્યું કે સદરહુ જગ્યામાં નોબતખાનું ખડુ કરવાનો પ્રતીવાદીનો હક નહોતો, અને વાસ્તવીક રીતે જોતાં તે ખસેડી નાખવાનું હુકમનામુ થયું હતું. પરંતુ જે માણસને કબજો આપ્યો હોય તે માણસ પાસેથી કાયદાના યોગ્ય ક્રમે તે કબજો છીનવતાં સુધી ૫૩૦ મી કલમ પ્રમાણે કરેલો કોઈ હુકમ કાયમ રહી શકે છે, અને પહેલી દીવાની કોરટના હુકમનામાની મતલબ નીઃસંદેહ શામચરણ લાહીરીની પાસેથી કબજો મુકાવવાની હતી.

તેથી માજીસ્ટ્રેટનો કરેલો હુકમ કોઇ કામમાં જોવો જોઈતો નહોતો. પેહેલી દીવાની કોરટનું સદરહુ હુકમનામુ અપીલમાં ઉથલાવી નાખ્યાનું હું જાણતો નથી. પરંતુ તેના ઉપર અપીલ થયેલી હોય કીંવા નહીં, તથા તેવી અપીલનું ગમે તે પરીણામ થયું હોય તોપણ તે ઠરાવના ખરાપણા વીશે વિચાર કરવાનું હાલ અમારૂં કામ નથી. જે પક્ષકારોની નીસબતે એ હુકમનામુ કરેલું હતું તે હુકમનામુ યોગ્ય અધીકારવાળી કોરટે કાયદેસર ફેસલો આપીને કર્યું હતું એ વાતમાં જરાએ સંદેહ નથી. અને માજીસ્ટ્રેટ તથા પક્ષકારો તેનું માન રાખવાને બંધાયા હતા. સને ૧૮૭૭ ના સપ્ટેંબર મહીનામાં જે બન્યું તેને સંબંધે મને લાગે છે કે ડેપ્યુટી માજીસ્ટ્રેટે પ્રથમ જે ગુન્હાનો ઠરાવ કર્યો હતોતે ભુલ ભરેલો હતો. બંધવાઓને માજીસ્ટ્રેટે બીગાડના અપરાધી ઠરાવ્યા હતા. હવે બીગાડની વ્યાખ્યા ઈી. પી. કો. ની ૪૨૫ મી કલમમાંથી જણાઇ છે આવે છે અને તે નીચે પ્રમાણે છે.

"લોકને અથવા કોઇ સખસને ગેરવાજબી હાની અથવા નુકશાની કરવાના ઇરાદાથી અથવા તેવી હાની કે નુકશાની પોતાથી થવાનો સંભવ છે એમ જાણીને જે માણસ કાંઇ મીલકતનો નાશ કરે અથવા કાંઇ મિલ્કતમાં કે તેની સ્થીતીમાં એવો કાંઇ ફેરફાર કરે કે તેથી તે મીલકતની કિમતનો અથવા ઉપયોગીપણાનો નાશ થાય અથવા તેની કીંમત કે ઉપયોગીપણું ઓછું થાય, અથવા તેથી તે ઉપર નુકશાન ભરેલી અસર થાય તો તે માણસે "બીગાડ" કર્યો એમ સમજવું."

હવે જ્યાં સુધી હું જોઇ શકું છું તે માત્ર બંધવાઓનું કરેલું કામ એવું હતું કે, તેઓએ ભુર્થીની જગ્યા ફેરવી હતી અને તે એટલે સુધી કે જે રૂપમાં માંચડો બાંધ્યો હતો, તે રૂપમાં બાંધે જવાની તેણે અટકાયત કરી હતી. ઈી. પી. કો. ની ૨૩ મી કલમમાં ગેરકાયદેસર હાનીની જે વ્યાખ્યા આપી છે તેના શબ્દો તરફ જોતાં તે વ્યાખ્યા એવી છે કે, "ગેરવાજબી હાની એટલે કાયદા વિરૂદ્ધ ઉપાયોથી મીલકતનું જવું, જે મીલકતપર તે જેની પાસેથી જાય છે તે સક્ષનો કાયદા પ્રમાણે હક છે.

તેથી દીવાની કોરટે જે ઠરાવ કર્યો હતો અને જે ઠરાવનો અમલ તે વખ્તે બંધ પડયો નહોતો, તે ઠરાવ ઉપરથી સાફ રીતે જણાઇ આવે છે કે, નોબતખાનું સદરહુ જગ્યામાં બાંધવા સારૂ પેલી ભુર્થીઓ સામટી રીતે ખોદવાને શામચરણને તે વખતે કાંઈ હક કાયદેસર પ્રાપ્ત થયો નહોતો. અને તેથી બંધવાઓએ જે કામ કર્યું તે કામમાંથી ગેરકાયદેસર હાની થઇ નહોતી તેથી મને જણાય છે કે, જો તે ગુન્હાનો ઠરાવ ફરી તપાસમાં લેવાનો અધીકાર ચલાવવા સારૂ આ અદાલતની હજુરમાં આણ્યો હત તો તે ગુન્હાનો ઠરાવ રદ્દ કરવામાં આવત. પરંતુ જે સક્ષે આ બંધવાઓને કામે લગાડયા હતા, તે સક્ષ આ કામમાં પહેલેથી તે છેલે સુધી અજબ રીતની કોઇની બદસલાહથી વરત્યો હોય એમ જણાય છે. ૫૩૦ મી કલમ પ્રમાણે તેના વિરૂદ્ધ ગેરકાયદેસર એ હુકમ થયો હતો અને એ હુકમ એમનો એમ રહેવા દીધો હતો. ત્યારબાદ તેણે દીવાની કોરટમાં એક દીવાની દાવો આણેલો છે, અને પોતાની પુરેપુરી અરજ સંપાદન કરવામાં તે ફાવ્યો નથી. તેના નોકરોને બીગાડના ગુન્હાનો ઠરાવ ગેરકાયદેસર સહન કરવો પડયો છે અને તે ઠરાવ ખોટો છે કીંવા સાચો છે, તેનો સવાલ કરવાની પણ તેઓને પરવાનગી મળી નથી. ત્યારબાદ આ જમીનના કટકા ઉપર લાકડાના કટકા, ઈંટો તથા બીજો સામાન વાપરીને તે ઉપર માંચડો

બાંધવાની તેને સલાહ મળ્યાનું જણાય છે, અને જે કામ કરવાનું બીલકુલ વાજબી નહતું એ વાતનો કશો શક નથી. તે ઉપરથી તેના નોકરો ઉપર હંગામાનું તહોમત મુકાયાથી પેહેલા દીવાની કોરટના ફેંસલા ઉપર આધાર રાખવાને બદલે તેના વકીલે હકના સવાલ વીશે લંબાણથી માજીસ્ટ્રેટ પાસે તકરાર કરવાનું દુરસ્ત ધાર્યું હોય એમ જણાય છે. આખરે તેઓને ગુન્હેગાર ઠરાવવાથી એકદમ અપીલ કોરટમાં અપીલ કરવાને બદલે બંધવાઓને આ કોરટમાં આવવાની સલાહ મળી છે. અને બેશક એ રીતથી સેસન જડજના મનમાં તેઓને વહેમ ભરાયો છે, અને જેને લીધે આ કામમાં ખરચ અને હાલાકીમાં સારી પેઠે વધારો થયો છે. હવે જે ખાસ રીતનું કામ ચાલેલું છે અને જે અમારી પાસે આવેલું છે તેને સંબંધે હવે હું બોલું છું. આ અરજદારો ઉપર હંગામાના ગુન્હાનું તહોમત મુક્યું હતું. હવે કામ ચલાવવાની રીતના સંબંધમાં મને જણાય છે કે, જે ઉતાવળથી પ્રોસીક્યુશનનું કામ ધકેલવામાં આવ્યું હતું તે ઉતાવળથી બંધવાઓ વીશે બેશક વહેમ ભરાયો હતો. કંઇ લોકોપયોગી મતલબસર આ પ્રમાણે કરવામાં આવ્યું હતું. અથવા આ મુકરદમાનું ખાસ ઉપયોગીપણું જેના વિષે માજીસ્ટ્રેટે લખેલું છે તે શું હતું, તે અમારા જોવામાં આવતું નથી. ખાસ ઉપયોગીપણા વીશે માજીસ્ટ્રેટની નજરમાં એમ આવ્યાનું અમને જણાય છે કે, જે સબબે બંધવાઓને કામે લગાડયા હતા, તે સબબ પોતાના હેતુમાં ફાવવો જોઈએ નહીં. અને તે ઉપરથી ફરીયાદીએ પોતાની મુરાદમાં ફાવવું જોઇએ. એટલે કે ફોજદારી ફરીયાદનું અંત ગમે તે થાઓ તોપણ આ કામનો છેવટનો ફરીયાદી શામચરણ લાહીરીને ઉચીત જણાય એવા કામને માટે નોબતખાનું ઊભું કરવાને તથા ઊભું કરેલું કાયમ રાખવાને બની આવે એટલાજ સારૂ તેણે આ કામનું છેવટ ઘણુંજ ઉપયોગી ધાર્યું હશે. અને પોતા તરફનો ખુલાસો કરનારૂં વાક્ય જે થોડા રોજ અગાઉ આ કોરટને ચરણે આવ્યું હતું. તેમાં માજીસ્ટ્રેટ લખે છે કે, "પાછલું કામ તમામ નજરમાં લેતાં કયો રસ્તો લેવો જોઇએ, તે મને સુજતું નથી. આ સવાલ જે દિવાની કોરટને સાંભળવાનો યોગ્ય અધિકાર હતો તેની પાસે તે મુકાઇ ગયો હતો, તથા તે કોરટે પાછી સાચી રીતે કીંવા ખોટી રીતે નકી કર્યું હતું કે ફલાણો ચોકસરૂપે તે મીલકત ભોગવવાનો હક શામચરણ લાહેરીને થતો નથી. એ વીશે વિચાર કરતાં કબુલ કરવું જોઈએ કે, માજીસ્ટ્રેટનું ઉપરનું કહેવું મને તાજુબી ભર્યું લાગે છે. માજીસ્ટ્રેટને જે ભાંજગડ આવી પડી હતી. તેમાંથી નીકળવાનો ખરો રસ્તો જે દીવાની કોરટે અમુક કામ નહી કરવાનો તેનો હક ઠરાવ્યો હતો તે કરતાં શામચરણ લાહીરીને અટકાવવાનો તેને સુજી નથી આવ્યો એ જોઇને મને વધુ તાજુબી ભર્યું લાગેછે.

બંધવાને પોતાના સાહેદો લેઇ આવવા સારૂ વખત આપવાની જે માજીસ્ટ્રેટે ના પાડી છે તેના ઉપર હવે મારે ટીકા કરવાની છે. આ બાબતમાં માજીસ્ટ્રેટને મરજી પ્રમાણે કરવાના આધાર ઉપર સેસન જડજ તથા માજીસ્ટ્રેટે આધાર રાખ્યો હોય એમ મારા જોવામાં આવે છે. આ કેશ વારંટનો મુકરદમો કહેવાય છે, અને તે બાબત માજીસ્ટ્રેટની શું ફરજ છે તે બીના ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૨૧૭ (૨૪૪) મી કલમમાં લખેલી છે, તે કલમમાં કહેલું છે કે " ૩૬૨ મી કલમમાં જે નીયમો બાંધ્યા છે તે નીયમોને અનુસરીને માજીસ્ટ્રેટે હરકોઇ સાહેદીને સમન કરવો અને બંધવા વિરૂદ્ધ જે કાંઈ પુરાવો આપ્યો હોય તે ના સાબીત કરવાને અથવા તેનો જવાબ દેવાને તેના તરફથી જે

પુરાવો આપવામાં આવે તે પુરાવો તપાસવો અને આ કામને તેની નજરમાંઆવે તો યોગ્ય લાગ્યા પ્રમાણે વખતો વખત ઇનસાફનું કામ મુલતવી રાખવું."

૩૬૨ મી કલમમાં કહેલું છે કે " વારંટના મુકરદમામાં માજીસ્રેટે ફરીયાદી પાસેથી અથવા બીજી રીતે નકી કરવું કે, કયા લોકો મુકરદમાની હકીકતથી અને પ્રસંગથી વાકેફગાર હોઇને પ્રોસીકયુશન તરફનો પુરાવો આપવાને લાયક છે, અને તે ઉપરથી પોતાને યોગ્ય લાગે એવા સક્ષોને, પોતા પાસે જુબાની દેવા સારૂ સમન કરવો."

વળી ૩૫૯ મી કલમમાં જે નીયમો બાંધ્યા છે, તેને અનુસરીને બંધવા વિરૂદ્ધ જે પુરાવો પડયો હોય તે ના સાબીત કરવાને અથવા તેનો જવાબ દેવાને તેના તરફથી જે સાહેદોનાં નામ આપવામાં આવે તેઓને સમન કરી માજીસ્ત્રેટે તેને તપાસવા અને તે કામ માટે પોતાને નજરમાં આવે તો ઈનસાફનું કામ વખતો વખત મુલતવી રાખવુ."

૩૫૯ મી કલમ જેનો ૩૬૨ મી કલમમાં હવાલો આપવામાં આવ્યો છે તેમાં એવું લખ્યું છે કે " વળી એવું પણ ઠરાવ્યું છે કે, જો તે ટીપમાં કોઇ પણ સાહેદનું નામ તસ્દી આપવા સારૂ અથવા વીલંબ કરવા સારૂ, અથવા ન્યાયની મતલબ પાર ન પડે, એમ કરવા સારૂ દાખલ કરેલું છે. એવું તે માજીસ્રેટ ધારે તો સદરહુ સાહેદનો પુરાવો મુદ્દાનો છે, એવું માનવાના યોગ્ય કારણો છે એવી પોતાની ખાત્રી કરી આપવાનું તહોમતવાળાને ફરમાવવા માજીસ્રેટ મુખત્યાર છે."

હવે આ ૩૫૯ મી કલમનો હું એવો અરથ સમજું છું કે, જે સક્ષોના નામ બચાવમાં સાહેદ તરીકે આપ્યાં હોય, તેમાંથી માજીસ્રેટને એમ લાગે કે, ફલાણો સાહેદ લખાવવા સારૂ અથવા હેરાન કરવા સારૂ લખેલું છે તો માજીસ્રેટે પોતાની મુનસફી ચલવીને પુછવું કે, મજકુર સાહેદ મુદાનો છે કે નહીં સદરહુ કલમના તહોમતવાળા સક્ષનો બચાવ સામાન્ય રીતે શેમાં રહેલો છે તેની પુછપાછ માજીસ્રેટ કરી શકે, તથા બચાવ કેવા પ્રકારનો છે તે જાણ્યા પછી બંધવા તરફના આપેલ તમામ સાહેદોને સમન કરી બોલાવતાં તદ્દન દુર રહેવું કે કેમ તેનો વિચાર તે કરી શકે, એટલાજ સારૂ સદરહુ કલમમાં તે નીયમ બાંધ્યાનું ધારેલું હોય, એવું મેં કોઇ દિવસ સાંભળેલું નથી. આવી સ્વતંત્ર સત્તા વાપરવી એ વાજબી છે એમ હજી મારા જાણવામાં આવ્યું નથી. હવે એ બીનાને એક કોર મુકીએ તો લંબાણ કરવા સારૂ અથવા હેરાન કરવા સારૂ આ સાહેદોને સમન કર્યા હતાં, એમ કહી શકાય ખરૂં?

ગુન્હાની તજવીજ ઘણી જડપતાથી ચાલી હતી. આ બંધવાઓ ઉપર જે ગુન્હાનું તોહોમત મુકયું હતું તે ગુન્હો ઘણોજ ભારે હતો જે હકીકત તેઓના સામે સાબીત થઈ હતી તે નાસાબીત કરવા સારૂ અથવા તેનો દેવા સારૂ સાહેદોને બોલાવવાની તેઓને કાયદા પ્રમાણે છુટ હતી, અને સાહેદોને બોલાવી દેવાની પ્રથમ કોશીશ જે વખતે થઇ. તે વખત કેવો હતો તેનો વિચાર કરતાં તે કામ સારૂ તેઓને વધારે વખત આપવામાં કારણ હતું એમ મને જણાય છે. અને વળી હું એમ પણ ધારૂં છું કે, તેવો વખત ન આપવાના કારણથી બંધવાઓને પોતાનો બચાવ કરવામાં હાંની પહોંચી હશે. કેમકે આ કાંઇ નાનો સુનો સવાલ નોહોતો. પરંતુ તે એવો હતો કે, જેનો આધાર થોડો ઘણો બારીક વિચાર કરવા ઉપર હતો. બંને પક્ષવાળાનાં આચરણ તથા એક પક્ષકારે એક

રીતે કર્યું અને બીજે પક્ષકારે બીજી રીતે કર્યું. તે સઘળું બંધવાઓએ ગુન્હો કર્યો છે કે નહીં તે નકી કરવા સારૂ પ્રથમ અતી ઉપયોગનું હતુ. તથા બીજે દરજે મજકુર ગુન્હો કેવા પ્રકારનો અને કેવી મહત્વતાનો હતો. તે નકી કરવું પણ ઘણું ઉપયોગનું હતું. પોતે ના પાડી હતી તે વાજબી રીતે ના પાડી હતી તેના સંબંધમાં માજીસ્ટ્રેટ કહે છે કે, બંધવાઓએ પોતા ઉપર મુકેલા તહોમતનો અંગીકાર કર્યો હતો. ખરેખરૂં જોઇએ તો બંધવાઓએ કશી વાતનો અંગીકાર કર્યો નથી. કેમકે, તેના ઉપર એકે ગુન્હાનું તહોમત મુકયું નહોતું. જે કાંઈ તેઓએ અંગીકાર કરેલો છે તે એ હતો કે અમોએ આ ભુર્થીથી ખેંચી કહાડી હતી. તથા માંચડો વીંખી નાંખ્યો હતો. હંગામાનો ગુન્હો કબુલ કરવો અને આવો અંગીકાર કરવો તે બંને વચ્ચે અસમાન જમીનનો ફેર છે. એક બીજી પણ બાબત છે કે, જેના ઉપર ટીકા કરવાને અમે બંધાયા છીએ એમ હું માનું છું. અને તે એછે કે, જે પુરાવો અનુમાન કરતાં નીશપક્ષપાતવાળો હતો. એટલે કે પોતાનાજ પોલીસ અમલદારો તરફનો પુરાવો લેવાનાં સાધનો તેના હુકમમાં હતાં છતાં તે અમલદાર માંહેલા કોઈ અમલદારને તેણે બોલાવ્યો નથી. અથવા તપાસ્યો નથી. હું માનું છું કે પ્રોસીકયુશન તરફના માત્ર બેજ સાક્ષી હતા. અને પોલીસ અમલદારોનો પુરાવો જે અનુમાન કરતાં બેમાંથી એકે બાજુ તરફ નમતો હોવો જોઇએ નહીં તે પુરાવો લેવાનું આવા કામમાં માજીસ્ટ્રેટે યત્ન કરવું જોઈએ. એમ હું ધારૂં છું. આટલે સુધી તો આ કામમાં જે રીત ચલાવી છે તે વીશે ટીકા કરવામાં આવી છે. હવે બાહરે ગુન્હાના ઠરાવ તરફ વળવું જોઈએ. બંધવાઓને ક્રી. પી. કો. ની ૧૪૭ મી કલમમાં વર્ણવેલા ગુન્હાના અપરાધી ઠરાવેલા છે. સારી પેઠે વિચાર કર્યા પછી બંધવાઓએ જે કર્યું. તે સદરહુ કલમમાં આવે છે કેમ તે વીશે મારી પોતાની ખાત્રી કરવાને હું અશકય છું.

કોઇ ગેરકાયદેસર મંડળીનો સામાન્ય હેતુ પાર પાડવામાં જે જોર વપરાય તેમાં ક્રી. પી. કો. પ્રમાણે હંગામાનો ગુન્હો રહેલો છે. માટે પ્રથમ તો અમારે નકી કરવું જોઇએ કે, એ ગેરકાયદેસર મંડળી થઇ હતી કે નહીં. અને તેઓ બધાનો એક સામાન્ય હેતુ હતો કે નહીં તથા તે હેતુ પાર પાડવામાં કાંઈ જોર જુલમ કર્યો હતો. કે કેમ? હવે આ પ્રસંગે પાંચ કરતાં વધુ માણસો ભેગાં થયાં હતાં. એ વાતનો સારી પેઠે સંભવ હોવાનું હું ધારૂં છઊં પણ એ સક્ષો કોણ હતા! તે સક્ષો કોઈ ગેરકાયદેસર કામ વાસ્તે ભેગા થયા નહોતા. કીંવા સુલેહનો ભંગ કરવા સારૂ તેઓને એકઠા કર્યા નહોતા. તેઓ આ બાબુગોપી ક્રીસ્તો ગોસાઇના સાધારણ નોકરો હતા તેમાંથી એક જણને માલમ પડી આવ્યું કે, જે માંચડો કરવાને દીવાની કોરટે તેને સતા આપી નોહોતી તે માંચડો એક રાતની દરમીયાનમાં છાંની રીતે ઉભો કરી દીધો હતો. અને આ માંચડો જે કાયદાની ઉપરવટ થઇને બણ્યો હતો તે ખસેડવામાં તથા નહીં બાંધવાની સમજ આપતાં મદદ કરવા સારૂ તેણે બીજા ચાકરોને બોલાવ્યા હતા. આ બીના ૧૪૧ મી કલમની ત્રીજી અથવા ચોથી રકમમાં આવી જાય છે. એમ સુચવવામાં આવ્યું છે. કંઇ બીગાડ અથવા સાપ્રાધપ્રવેશ અથવા બીજો કાંઇ ગુંન્હો કરવાના ઇરાદાની વિગત ત્રીજી રકમમાં આપેલીછે. આગળના ગુંન્હાના ઠરાવની નીસબતે બીગાડના ગુંન્હાના સબંધમા હું કહી ચુકયો છઊં કે બીગાડ થયાનું મને જણાતું નથી. સાપ્રાધપ્રવેશના સંબંધે ફરીમાદમાં જે હકીકત લખી છે તેમને અસંભવીત લાગે છે.

બંધવાને જ્યારે રહેવાનો અધિકાર હતો એટલે કે, પોતાના ધણીની જમીન ઉપર ઊભા રહેવાનો અધીકાર હતો ત્યાંજ તેઓ માત્ર ઊભા હતા. પ્રવેશ કરવા સારૂ અથવા કાયદા વિરૂદ્ધ બીજું કાંઇ કાંમ કરવા સારૂ તેઓ ત્યાં ગયા નોહોતા, અથવા ત્યા ઊભા નોહોતા. ત્યાર પછી એમ કહેવાય કે, કોઇ ખરો અથવા કલ્પીત હક બેસાડવા સારૂ તેઓ ત્યાં ગયા હશે. મને એમ લાગે છે કે, તેઓ તેવા કોઇ કામ વાસ્તે ત્યાં ગયા નોહોતા પરંતુ સામા પક્ષવાળાને પુર્ણ રીતે ખબર હતી કે, જે મિલ્કતનો કબજો નહીં લેવાનું દીવાંની કોરટે ઠરાવેલું હતું. તે મીલ્કતનો કબજો કરવાનો હક બેસાડવા સારૂ સાંમા પક્ષવાળા ગયા હતા તે જોઈને આ લોકો પોતાના ધણીના ફકત પ્રતીનીધીને દરજ્જે પોતાના ધણીના હકનું ખંડન થતું અટકાવવા સારૂ ત્યાં ગયા હતા. કોઇ ચોકસ જોર જુલમ વાપરવામાં નોહોતાં. એ વીશેની કબુલત અપાએલી છે. અને તે પ્રમાણે બન્યું હતું એ વીશેનું બિશેષ અનુમાંન જે પોલીસ અમલદારો તે જગ્યા ઉપર હતા. તેઓને વચમા આવવાનો પ્રસંગ નહીં મળી આવ્યાની વાતથી થઇ શકે છે માટે આ સક્ષોને હંગામાના ગુન્હાના ગુન્હેગાર ઠરાવવાનું કાંઈ કારણ મારા જોવામાં આવતું નથી. કેમકે તેઓ ત્યાં કોઈ ગેરકાયદેસર મંડળીના અંગભુત દરજ્જે અથવા કોઈ ગેરકાયદેસર કામ કરવા વાસ્તે ઊભા નોહોતા. જેથી હવે હું ધારૂં છું કે, ગુન્હાનો ઠરાવ તથા જે રીતથી એ ગુન્હાનો ઠરાવ કરેલો છે. તે બંને ધારા વિરૂદ્ધ હોવાથી રદ કરવા જોઇએ.

સેસન કોરટમાં જે હકીકત બની તેના ઉપર હવે એક બે ટીકા કરવાનું માત્ર રહે છે. જે ભુલો માજીસ્ટ્રેટે કરેલી છે તે ભુલોનો ખુલાસો સહેલાઇથી એવી રીતે થઇ શકે છે કે, પોતાના જીલ્લાની સુલેહ સાચવવાની ફરજને લીધે તેના મનમાં ખરીયા ખોકી લાગણી તેને થઇ હશે વળી આગળ જે મામલો ચાલ્યો હતો. અને જેમાંથી આ ગુન્હાનો ઠરાવ કરવાનું બની આવ્યું છે તેમાં તેણે મોટો ભાગ લીધો હતો. અને તેથી જે તેણે કાંઈ કરેલું છે તે જોકે મારા ધારવા પ્રમાણે ભુલ ભરેલું હતું તો પણ તે અસ્વભાવીક નોહોતું. પણ આ સઘળી બીના સેસન કોરટોને લાગુ પડતી નથી. સેસન જડજ અત્યંત બોળા અનુંભવવાળો અધિકારી હતો. માજીસ્ટ્રેટની અદાલતની સત્તા નભાવી રાખવાની જરૂરીયાતથી અથવા આગળના મામલામાં કાંઈ ભાગ લેવાના કારણથી તેને કાંઇ નીસબત રહી નહોતી એટલું છતાં પણ માજીસ્ટ્રેટે જે રસ્તો ગ્રહણ કર્યો હતો. તેની બહાર તે ગએલો છે. જોઈન્ટ માજીસ્ટ્રેટે અલબતે જણાવ્યું છે કે, મારી અદાલતનો માંન મરતબો સાચવવા હું પછાત રહ્યો નથી. અને તેજ કારણથી તેણે અરજદારને ત્રણ ત્રણ મહિનાની સખત કેદની સજા કરવાનું દુરસ્ત ધારેલું છે, કયે આધારે અથવા કયા કારણોથી તે સજા એકલી બહાલ રાખેલી નથી. પણ બમણી કરી છે તે કારણો અમો જોઇ શકતા નથી માટે આંહીથી કાઢેલો હુકમ મંજુર રાખી. ગુન્હાનો ઠરાવ તથા ચાલેલું તમામ કામ રદ કરવું જોઇએ અને તેથી ગોપીકીસ્તો ગોસાઇ તથા નંદોલાલ ગુસાંઇ વિરૂદ્ધ માજીસ્ટ્રેટે ચલાવેલું કામ બંધ કરવું જોઈએ.

## જસ્ટીસ કનીંગહાંમનો ઠરાવ.

ગુંન્હાના આ ઠરાવો રદ કરવામાં હું મળતો આવું છઊં. મુકરદમાંની હકીકત ઉપરથી સ્થાપીત થાય છે કે, કેટલાક સહીયારી માલીકો પોતાની ભજીયારી મિલકત જે તે પ્રમાણે ભજીયારી હોવાનું યોગ્ય અધીકાર વાળી અદાલતે ઠરાવ્યું હતું, તે મિલ્કતનો ભોગવટો લેવામાં કેટલાંક કાંમો કર્યા હતાં. અને તેથી તે કૃત્યોને આપણે ગેરકાયદેસર ગણવાં જોઇએ. એટ-

એ કે જે માંચડો ઉભો કરવામાં અદાલતે મનાઇ કરી હતી તે માંચડો ઉભો કરવાનું કૃત્ય ગેરકાયદેસર ગણવું જોઇએ. હવે બીજા મજમું માલેકો આવીને ત્યાં કાંઇ જોર અથવા વધુ પડતો જુલમ વાપર્યાવગર તથા સુલેહનો ભંગ કર્યા વગર કેટલીક ભુર્થીઓ ખોદીને જે માંચડો બંધાતો હતો. અને તે માંચડા શીવાય વિષેશ કાંઇ બાંધવાનું નહોતું તે માંચડાની ભુર્થીઓ કહાડી નાંખીને થતો બીગાડ ઓછો કરવાને આવ્યા. તેને માટે તેઓને ગેરકાયદેસર મંડળી ના અંગભુતો ગણીને અપરાધી ઠરાવેલા છે અને તે ગુંન્હા માટે તેઓને ત્રણ ત્રણ માસ ની સખત કેદની સજા કરેલી છે અપીલમાં આ સજા વધારીને બમણી કરેલી છે.

મને દેખાય છે કે આ બંધવાઓ ખાંનગી નુકશાન અટકાવવાનો ઇલાજ વાપરતા હતા. આ ઇલાજ વિશે વિલાયતના કાયદા જાણનારા સહુ કોઇ સારી પેઠે વાકેફગાર હશે. આ હક વીશે સ્ટીફન સાહેબે પોતાની ટાકાના ૩ ત્રીજા પુસ્તકને ૩૫૪ મેં પાને નીચે પ્રમાણે વ્યાખ્યાન કર્યું છે.

" આ ન્યાય તત્વ પેરી. વિ. ફીડજ હાઉના કામમાં લોર્ડ ડેનમાને ચોકસ કરેલું છે એ કામમાં એક મજમુ ભાગદારના ઢોર ચરાવવાના હકમાં તે જમીન ઉપર કાંઈ ચણતર કામ કરીને કનડ ગત થઇ હતી. તે મજમુ ભાગદાર ત્યાં આવ્યો. અને વાદી અને તેનું કુટંબ તેમાં ખરેખરા બેઠા હતાં તેટલામાં પાડી નાંખ્યું. તેમાં ઠરાવેલું છે કે, મનુષ્યની જીંદગાનીને જે ભારે જોખમ રહેલું હતું અને તેથી કદી સુલેહનો ભંગ થવામાં જે મોટી ધાસ્તી રહેલી હતી એવું કામ કરવાથી વાદીનું કૃત્ય ગેર કાયદેસર થાય છે.

ચાલતા-મુકરદમામાં થયાનું અને સુલેહના ભંગમાં ખરેખરી ધાસ્તી હોવાનું જણાતું નથી. પોલીસ ઉભી ઉભી માંચડો ફગાવી નાંખવાનું કામ જોતી હતી. અને તેથી મારા ધારવા પ્રમાણે તે ફગાવી નાંખવાનું કામ કાયદેસર હતું આવુંજ ન્યાય તત્વ હિંદુસ્તાનના પીનલકોડમાં આણ્યાનું જણાય છે. તે કાયદાથી ૪૨૫ મી કલમમાં બીગાડની વ્યાખ્યા નીચે પ્રમાણે આપી છે. અને તે નીચેનો બીજા નંબરનો ખુલાસો છે તે ઉપરથી જણાય આવે છે કે " લોકને અથવા કોઇ સક્ષને ગેર વાજબી હાંની અથવા નુકશાની કરવાના ઇરાદાથી, અને તેવી હાંની કે નુકશાની પોતાથી થવાનો સંભવ છે એમ જાણીને જેમાણસ કાંઇ મિલકતનો નાશ કરે અથવા કાંઇ મીલકતમાં કે, તેની સ્થીતીમાં એવો કાંઇ ફેરફાર કરે કે, તેથી તે મીલકતની કિંમતનો અથવા ઉપયોગી પણાનો નાશ થાય. અથવા તેની કીંમત કે ઉપયોગી પણું ઓછું થાય અથવા તેથી તે ઉપર નુકશાની ભરેલી અસર થાય તો તે માણુસે "બીગાડ" કર્યો એમ સમજવું"

" પોતાનીજ અથવા પોતાની સાથે બીજા સક્ષો નારાશ ખાતાની કાંઈ મીલકત બાબત પણ કાંઈ કામ કરીને તે કામ કરનાર તે કામથી બીગાડ કરી શકે."

આ વ્યાખ્યા પ્રમાણે માંચડો ઉભો કરવાનું કામ હું બીગાડ તરીકે ગણું છું હવે પી. કો. ની ૯૯ મી કલમ પ્રમાણે બીગાડની વ્યાખ્યામાં જે કામનો સમાસ થતો હોય, તે કૃત્ય સામે સ્થાવર કીંવા જંગમ મીલકત બચાવવાનો હક છે. હું ધારૂં છઉં કે, ૯૯ મી કલમનો ત્રીજો અપવાદ આંહી લાગુ પડતો નથી. કેમકે બંધવાઓને તે માંચડો બાંધતાં અટકાવાનો હક હતો. અને જો તેઓએ દિવાની કોરટના મના હુકમની રાહ જોઇ હત તો

તેઓને આમ કરવું પડત નહી. આ મુકરદમાની જેવો બરજુ સીંગ. વિ. ખુબલાલ ૧૯ વિ. રી. ૬૬ નો મુકરદમો છે તેમાં ચીફ જસ્ટીસ કાઉચે જે અભીપ્રાય આપ્યો છે તે આ કામના બંધવાઓને લાગુ પડયાનું જણાય છે.

અમારા અભીપ્રાયને લઇને ધારૂં છું કે, બંધવાઓ ખાંનગી બચાવનો હક કાયદેસર વાપરતા હતા. અને તેથી તેમાં કાંઇ સાપ્રાધ બળ થયું નથી. ગેર કાયદેસર મંડળી થઇ નથી. તથા હંગામો પણ થયો નથી. માટે ગુન્હાનો ઠરાવ રદ કરવો જોઇએ.

## માહારાણી કેસરેહીંદ વિ. બુધસીંહ.

**કલમ ૪૨૫.**

૨
તા—૨૪—૧—૭૯
ઇ. ૨. અ. પા. ૧૦૧
જે માણસ સુધભાવેથી માનતો હોય કે, અમુક મિલકત મારી છે અને એ માન્યતામાં સદરહુ મિલકતનું તે કાંઇ નુકશાન કરે તો તે બીગાડના ગુન્હાનો અપરાધી ઠરી શકતો નથી.
પરંતુ મારો કંઇ હક પહોંચેછે એટલુંજ ફકત કહેવાથી તેનો બચાવ થઇ શકતો નથી.

माहारो हक छे एवो शुद्धबुद्धीथी दावो करीने, कोइ माणस बीजानी मिलकतमां जइने प्रवेश करे अने ते प्रवेश करवामां धमकी आपवानो, अपमान करवानो, अथवा ते माणसने दुख देवानो अथवा कांइ गुन्हो करवानो, तेनो इरादो न होय. अने प्रवेश करेली मिलकत उपर तेनो कांइ हक साबीत न थाय तोपण ते सक्षने साप्राध प्रवेशना गुन्हानो अपराधी ठरावी शकातो नथी.

तेवीज रीते जे माणस शुध भावेथी मानतो होय के अमुक मिलकत मारी छे. अने ए मान्यतामां सदरहु मिलकतनुं ते कांइ नुकशान करे तो ते माणस बगिाडना गुन्हानो पण अपराधी ठरी शकतो नथी. परंतु ए मिलकतमां मारो कांइ हक छे एटलुंज फक्त कहेवाथी साप्राध प्रवेश तथा बीगाडना गुन्हाना काममां ए जवाब संपुर्ण गणातो नथी. जेणे गुन्हो कर्यो कहेवामां आवतुं होय, तेनो ते गुन्हो करती वख्ते शुं इरादो हतो ए जोवानुं काम फोजदारी अदालतनुं छे अने ए अदालत एवो ठराव करे के बंधवे पोताना हकनो दावो शुद्धबुद्धीथी करेलो नथी. तो पछी बीजी जे हकीकतोना संयोगथी गुन्हो बनतो होय तो ते हकीकतो उपर वीश्वास राखीने तेने अपराधी ठरावचा सारु कोइ फोजदारी अदालतथी ना पाडी शकाती नथी.

ज्यां बीगाड करवाना इरादाथी कोइ माणसे प्रवेश कर्यो होय, अने ते प्रवेश पाछो साप्राध प्रवेश थतो होय, अने ए साप्राध प्रवेशनो गुन्हो करवा टांणे तेणे बीगाडनो गुन्हो कर्यो होय तो, सदरहु सक्ष सने १८७२ ना दसमा आक्टनी ४५४ मी (२३९) मी कलमनी त्रीजी रकम प्रमाणे सदरहु गुन्हामांथी एक गुन्हाने माटे जे सजा आपी शकाय, तेथी वधारे सजा तेने आपी शकाती नथी. कोइ फोजदारी काममां जे जे तहोमतो साबीत थाय ते दरेक तहोमतने माटे सजा नहीं करवी एवो कांइ कायदानो नीयम नथी.

સને ૧૮૭૨ના દસમા આકટની ૨૯૭ (૪૩૯) મી કલમ મુજબ ઠરાવ મગાવી તે સુધારવાનો હાઇકોરટને જે અધીકાર છે તે અધીકાર ચલાવવા સારૂ આ અરજી કરવામાં આવી હતી.

અરજદાર ઉપર એક પેહેલા વર્ગના માજીસ્ટ્રેટે તારીખ ૧૨-૬-૭૮ ને રોજ સાપ્રાધ પ્રવેશ તથા બીગાડના ગુન્હાઓના તોહોમતો મુકી તેના અપરાધી પણઃ વીશે જે ઠરાવ કર્યો હતો. તે ઠરાવ વીરૂદ્ધ સેસન જડજને ત્યાં અરજદારે અપીલ કરતાં તે અપીલ તા.૧૭-૮-૭૮ ને રોજ નામંજુર કરી નીચલી કોરટનો ઠરાવ સેસન જડજે બહાલ રાખ્યો હતો.

આ મુકરદમાની કેફીયત તથા ઠરાવ મંગાવી સુધારવાની અરજીના કારણો પુરતી રીતે હાઇકોર્ટના ઠરાવમાં આપેલાં છે.

**અરજદાર તરફથી દીલીંન સાહેબ.**

**સરકાર તરફથી બાબુ દુવારકાંનાથ બાંનરજી.**

**જસ્ટીસ ટરનરનો ઠરાવ.**

ફરીયાદી અરજદારનો પડોશી છે અને એ ફરીયાદીના ઘરની ભીંતમા અરજદારનો કાંઈ હક નથી. એમ અરજદાર જાણતો હતો છતાં સદરહુ મિલકત મારી છે અને તેમાં બીજા કોઈનો હક નથી એવો ડોળ ઘાલીને તે ભીંત ઉપર પીઢીઆ મુકવા તથા તેમાં પાણીનો ખાળ કરવા મજુરો પાસે તેમાં ખાંચા કરાવ્યા વળી સદરહુ ભીંતની બીજી મેર તે નવી ઈમારત કરતો હતો. તે ઈમારતની હૈયા રખી કરવા સારૂ તેણે ફરીઆદીના આંગણામાંથી તેની ઈંટો પડી હતી તે મજુરો પાસે ઉપડાવી લઈને તેનાથી પેલી હૈયા રખીની ભીંત ચણાવી લીધી. અને પોતાની મીલકતનો બચાવ કરવાની ફરીઆદીએ જ્યારે તજવીજ કરવા માંડી ત્યારે તેને મારવાની તેણે ધમકી આપી.

આટલી હકીકત સાબીત થયા ઉપરથી અરજદારને સાપ્રાધ પ્રવેશ તથા બીગાડના ગુન્હાનો અપરાધી ઠરાવી માજીસ્ટ્રેટે પ્રત્યેક ગુન્હા માટે તેનો સો, સો, રૂપૈઆ દંડ કર્યો છે. અને તે દંડ આપવામાં તેની કસુર થએથી પંદર રોજની આસાન કેદની સજા કરેલી છે.

નીચલી અદાલતોના ઠરાવો સુધરાવવામાં નીચે લખેલાં કારણો બતાવ્યાં છે

( ૧ ) ધમકી દેવાના, અથવા તીરસ્કાર કરવાના, અથવા દુઃખ આપવાના, અથવા કાંઇ ગુન્હો કરવાના ઇરાદાથી ફરીયાદીની મિલકત ઉપર મેં પ્રવેશ કર્યો નથી. પરંતુ મારા પોતાના લાભને અર્થે સદરહુ પ્રવેશ કરેલો છે માટે સાપ્રાધ પ્રવેશનો ગુનોહ સાબીત થયાનું માનવું જોઇએ નહીં.

( ૨ ) વળી સદરહુ મિલકતનો નાશ અથવા તે મીલકતમાં કે તેની સ્થીતીમાં એવો કાંઇ ફેરફાર કરેલો નથી કે જેથી તે મિલકતના કીંમતી પણાનો અથવા ઉપયોગી પણાનો લય થાય. માટે બીગાડનો ગુન્હો પણ સાબીત માનવો જોઇએ નહીં. અને કદાપી તે પ્રમાણે માનવામાં આવે તો પણ ફરીયાદીને ગેરકાયદેસર હાની અથવા નુકશાંન પહોંચાડવાના ઈરાદાથી મેં મારૂં કામ કર્યું નથી. પરંતુ મેં મારા હીતને અર્થે કરેલું છે આ બંને જાતનાં આરોપો માટે ફરીઆદીને દીવાની કોરટમાં જઈને દાદ મેળવવાનું કહેવું જોઇતું હતું. પણ તે બાબતનું ફોજદારી રીતે કામ ચલાવવું જોઇતું નહોતું.

( ૩ ) સાપ્રાધ પ્રવેશ કરવાનું કારણ બીગાડ કરવાનું હતું માટે મને એવડી શીક્ષા થવી જોઈએ નહીં.

ભીંત તથા ઇંટની માલીકીનો અરજદારે દાવો રાખ્યો હતો તેથી ફોજદારી અદાલતે પોતાની હકુમત ચલાવવાની નાપાડવી હતી. એ તકરાર માજીસ્ટ્રેટ પાસેનો પડેલો પુરાવો જોતાં ટકી શકે એવી નથી.

જે સક્ષના કબજામાં કાંઇ મિલકત હોય તે સક્ષને ધમકી દેવાના, તેનો તીરસ્કાર ક-કરવાના, અથવા તેને દુખ દેવાના, અથવા કાંઇ ગુન્હો કરવાના ઇરાદા વગર પોતાના હ-કનો સુધ ભાવેથી દાવો કરવા વાસ્તે સદરહુ મિલકત ઊપર કોઇ બીજો સક્ષ પ્રવેશ કરે અને તે માણુસનો તેના ઉપર હક હોય કીંવા ન હોય તોપણ તેણે સાપ્રાધ પ્રવેશનો ગુન્હો કર્યો એ વાત બીલકુલ ઠરાવી શકાતી નથી. કેમકે જે ઇરાદાથી ગુન્હો બન્યાનું કહે-વામાં આવતું હોય. તે ઇરાદાથી તેણે પ્રવેશ કરેલો નથી. તેજ પ્રમાણે અમુક મિલકત મારી છે એવું કામ કરેતો બીજા કોઇને ગેરકાયદેસર હાની કરવાના ઇરાદાથી નહોતું કર્યું એટલાજ માટે તે બીગાડના ગુન્હાનો ગુન્હેગાર ઠરી શકતો નથી. પરંતુ માહારો હક પ-હોંચે છે એવા ડોળનો દાવો કરવાથી તે માણુસ પેલા બંને તોહોમતોમાંથી બચી શકતો નથી. જેને અપરાધ કર્યાનું કહેવામાં આવતું હોય, તેનો તે વખતે શું ઇરાદો હતો તેવાત નકી કરવાનું કામ ફોજદારી અદાલતનું છે. અને તે ફોજદારી અદાલત એમ નકી કરે કે, તોહોમતદાર જે કાંઈ કૃત્ય કરતો હતો તે પોતાના શુદ્ધ ભાવના હકની રૂએ કરતો ન હોય તો, પછી જે બનેલી હકીકતને લીધે જે ગુન્હો સાબીત થતો હોય તે હકીકત ઉપર વી-શ્વાસ રાખીને બંધવાને તે ગુન્હાનો ગુન્હેગાર ઠરાવવામાં ના પાડી શકાતી નથી.

પોતાની પાસે કામ ચાલતા તેની અંતે માજીસ્ટ્રેટને માલુમ પડેલું છે કે, અરજદારને બીલકુલ હક હતો નહીં. એટલુંજ નહીં પણ પોતાનો હક નહોવાનું તે જાણતો નોહોતો એમ નોહોતું.

માજીસ્ટ્રેટને જે હકીકત માલમ પડી છે તે ઉપરથી જણાય છે કે, ફરીયાદીની મિલકત માં અરજદારે ફેર ફાર કર્યો હતો અને એ ફેરફારથી સદરહુ મિલકતને નુકશાંન પણ થયું હતું વળી અરજદાર ઉપર જે તોહોમતો રાખીને તેને ગુન્હેગાર ઠરાવ્યો છે તે તોહોમતોનો બચાવ કરવામાં પોતાનું ભલું કરવાનો ઈરાદો હોવાની દલીલ જે તેણે આપેલી છે તે ચાલી શકતી નથી. જે લાભ તેને લેવાનો હતો તે લાભ ફરીયાદીને ગેરરકાયદેસર હાંની પહોંચાડયા વગર મળી શકે એવો નથી. એ વાત તેના જાણ્યા બાર ન હોવી જોઇએ. અરજદારના વકીલે એક એવો વાંધો ઉઠાવ્યો છે કે, જે ગુન્હાઓ સાબીત ગણ્યો છે તે બરોબર નથી. આ વાંધો પણ ટકી શકે એવો નથી. પરંતુ મારે એટલું તો કહેવું જોઇએ કે પ્રવેશ અને બી-ગાડનાં કૃત્યો, અરજદારે પોતે કર્યા નથી. પરંતુ તેની ઉશકેરણીથી તેના મજુરોએ કરેલાં છે માટે એ બંને ગુન્હાઓની મદદગારીના ગુન્હાઓને તેનો અપરાધી ઠરાવ્યો હતતો તે વ-ધારે યોગ્ય હતું. અને તેમ કરવાથી જેટલી સજાને તે પાત્ર થાત તેમાં કાંઇ તફાવત ન હોવાથી, એ કારણોને લઈને નીચલી અદાલતોના ઠરાવની વચમાં આવવાનું જરૂર જણાતું નથી.

હવે સજાને માટે લીધેલા વાંધાના સંબંધમાં નકી કરવું રહે છે. અરજદારે જે બી-ગાડ કર્યાનું કહેવામાં આવે છે તે બીગાડ કરવા સારૂ તેણે સાપ્રાધ પ્રવેશ કર્યો હતો. એ

વીશે કાંઈ તકરાર નથી. અને તેથી ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૫૪ (૨૩૫) મી કલમની ત્રીજી રકમ જે દ્રષ્ટાંતો આપીને સમજાવેલી છે. તે પ્રમાણે બંને ગુન્હાઓ માંથી જે ગુન્હાને માટે અમુક સજા આપવાનું ઠરાવ્યું છે તે સજા કરતાં વધારે સખત સજા અરજદારને થવી જોઇએ નહીં.

અરજદારનો વકીલ કહેછે ખરો પણ કાયદાના આવા નીયમથી દરેક સાબીત થએલા ગુન્હાને માટે જુદી જુદી સજા કરવાની અદાલતને મના કરી નથી પણ તેવા ગુન્હાને માટે જે સામટી સજા કરવામાં આવે તે સજા તેમાંથી હરેક ગુન્હાને માટે અથવા એ બધા ગુન્હા ભેગા કરતાં જે ગુન્હો થાય તેને માટે જેટલી અપાય તેના કરતાં વધારે સખત સજા ગુન્હેગારને નહીં કરવાનું તે નીયમથી જાહેર કરેલું છે જ્યાં બીજા ગુન્હાઓનો સંયોગ થવાથી કોઈ ગુન્હો થતો હોય અથવા કોઈ ગુન્હામાં બીજા ગુન્હાનો સમાસ થઇ જતો હોય ત્યાં સામાન્ય રીતે ફકત તેજ ગુન્હાના લગતા તોહોમતની સજા કરવી જોઇએ. પરંતુ જુદી જુદી આપેલી સજા મુકરર કરેલી સજાની હદ બાહાર ન જતી હોય, તેવી રીતે સામટી સજા કરવાની કાયદામાં ના પાડી નથી. સાપ્રાધ પ્રવેશના ગુન્હા માટે પીનલકોડમાં ઘણામાં ઘણી ત્રણ માસની કેદની તથા પાંચસો રૂપૈયા દંડની સજા ઠરાવેલી છે દંડની કસુરી બદલ જે સજા કરવી જોઈએ તેની હદ ત્રણ મહિનાના ચોથા ભાગ સુધીની છે, બીગાડના ગુન્હા માટે ઘણામાં ઘણી સજા ત્રણ માસ સુધીની કેદની તથા હદ વગરની દંડની છે પરંતુ દંડની કસુરી બદલ કેદની સજાની મુદત તેની સજાના ચોથા ભાગ સુધીની છે.

પ્રત્યેક ગુન્હાને માટે સો સો રૂપૈયા દંડ માજીસ્ટ્રેટે કરેલો છે એટલે એ દંડ એકઠો કરતાં એમાંથી એક ગુન્હાને માટે જેટલો દંડ કરી શકાય તેના કરતાં ઓછી રકમનો છે અને એ દંડ ન આપવાની કસુરી બદલ તેને પંદર દિવસની કેદની સજા કરેલી છે એક ગુન્હાની કેદની મુદત પુરી થએ બીજા ગુન્હાની કેદની સજા ભોગવવાનું માજીસ્ત્રેટે ઠરાવ્યું નથી. તેમ બંને દંડ ન આપવાની કસુરી બદલ બંને કેદીની સજાઓ એકી વખતે ભોગવવાનું પણ તેણે ઠરાવ્યું નથી. માટે એકંદર જોતાં જે ગુન્હાઓનો અરજદારને અપરાધી ઠરાવ્યો છે તે ગુન્હામાંથી પ્રત્યેક ગુન્હાને માટે કાયદાથી નક્કી થએલી સજા કરતાં કરેલી સજા વધતી નથી જેથી વચમાં આવવાનું હું કાંઇ કારણ જોતો નથી.

## માહારાણી કેસરેહીંદ વિ. વીયાપુરી.

**કલમ ૪૨૫.**

૩

તા. ૧૧-૭-૮૨
ઈ. પ મ. ૪૦૧

જે દસ્તાવેજ અનીતીના અવેજના કારણથી નીરરથક હોય પરંતુ તે દસ્તાવેજમાંથી ઇંનસાફના કામમાં બીજો પુરાવો મળતો હોયતો તે દસ્તાવેજ ફાડી નાંખવું એથી બીગાડનો ગુન્હો થાયછે

**जे दस्तावेज अनीती भरेला अवेजने लीधे नरिरथक होय, पण जंमांथी कांइ पुरावो मळी आवतो होय, तो ते दस्तावेजनो नाश करवो एथी ही. पी. को. नी ४२६ मी कलम मांहलो बीगाडनो गुन्हो थायछे.**

આ કામ ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૨૯૨ (૪૩૮) મી કલમ પ્રમાણે ઉત્તર આરકાટના જીલ્લાના માજીસ્ત્રેટે હાઈકોરટને લખી મોકલ્યું હતું

**જસ્ટીસ કરનાન તથા મુતુસ્વામી આયરનો ઠરાવ.**

બે દસ્તાવેજોમાં કરેલી કબુલત અનીતી ભરેલી હતી અને તે કબુલતની રૂએ ફરીઆદીએ પોતાની ઓરતને બંધવા સાથે જનાખોરી કરવાની પરવાનગી આપી હતી. અને એ પરવાનગી આપી હતી. અને એ પરવાનગીના બદલામાં તે ઓરતે પોતાના ભરણ પોષણની નદાવા ફારગતી આપી હતી. આ બંને દસ્તાવેજોનો બંધવે નાશ કર્યાથી તેને ઈ. પી. કો. ની ૪૨૬ મી કલમના ગુન્હાનો અપરાધી ઠરાવી તેનો દસ રૂપૈયા દંડ થએલો છે અને દંડ ન આપવાની કસુરી બદલ. ચાર દિવસની મુદતની સખત કેદની સજા કરેલી છે.

જીલ્લા માજીસ્ટ્રેટ તરફથી આ કોરટ તરફ લખાઇ આવ્યું છે કે, ઉપરનો ઠરાવ ખોટો છે કેમકે કબુલતનો અવેજ કાયદા: વિરૂદ્ધ છે અને તેથી કરી એ દસ્તાવેજ એક દમડીની કીંમતનુ પણ નથી. માટે તેનો નાશ કરવાથી બીગાડનો ગુન્હો થતો નથી.

આ બંને દસ્તાવેજોની નકલ જે કામમાં રાખેલી છે તેની મતલબ ફરીઆદી અને તેની ઓરત વચેનું લગ્ન રદ કરી લગ્નનાં સઘળાં બંધનોની અરસપરસની ફારગતી આપી દીધાની છે એ સ્ત્રી પુરૂષ બંને હિંદુઓ છે અને તેઓ વચેનું લગ્ન એક બીજાની મરજીથી રદ થઈ શકતું નથી. તેથી જે મતલબ પાર પાડવાનો ઇરાદો કરેલો છે તેને વાસ્તે સદરહુ દસ્તાવેજો કાંઇ કીમતના નથી. " પણ એટલાજ કારણથી તે બીજા કસા ઉપયોગના નથી. એવું ઠરાવવામાં અમે તૈયાર થયા નથી. પોતાની ઓરત તથા બચ્ચાંનાં ભરણ પોષણ વાસ્તે દર માસે અઢી રૂપૈયા આપવાનો ફરીયાદીને હુકમ થયાનું માલમ પડેલું છે જેથી પેલી સ્ત્રી સાથે છીનાળું કરવાની તથા પેલા મરદને ખોરાકી પોસાકીની રકમ આપવાની એમ બંને જુવાદારીમાંથી મોકળા થઇ ગયાનો પુરાવો આપવા વાસ્તે તે દસ્તાવેજો કીંમતી છે માટે અમે વચમાં આવવાની ના પાડીએ છીએ.

## માહારાણી કેસરેહીંદ વિ. બાયાંબાઇ.

ही. पी. को. नी ४२९ मी कलम मांहेलो बीगाडनो गुन्हो थवा सारू जे ढोरे नुकशान कर्युं होय, ते ढोर तेना धणीए बेदरकारीथी रखडतुं राख्यानुं बताव्युं एटले बस थयुं एम नथी. प्रोसीक्युशनवाळाए बताववुं जोइए के ए प्रमाणे राखवाथी तेनो इरादो गेरकायदेसर हानी अथवा नुकशान करवानो हतो.

**કલમ ૪૨૫.**

૪

તા. ૧૧-૧-૮૩
ઈ ૭ મુ. પા. ૧૨૬

કોઇ ઢોર રખડતું રખડતુ કોઇ માલને નુકશાન કરે એથી તેનો માલેક બીગાડના ગુન્હાનો ગુન્હેગાર થતો નથી. પરંતુ ફરીઆદીને ખાસ ગેરકાયદેસર નુકશાન કરવાના ઈરાદાથી તેણે સદરહુ ઢોરને રેઢું ગણ્યું હોય તો નુકશાન થએથી તે બીગાડના ગુન્હાનો ગુન્હેગાર થાય છે.

સને ૧૮૮૨ના દસમા આક્ટની ૪૩૯ મી કલમ પ્રમાણે આ મુકરદમો હાઈકોર્ટે તપાસેલો હતો.

તોહોમતવાળાએ બીગાડ કર્યાનું સાબીત થતાં ખેડા જીલ્લાના પેહેલા વર્ગના માજીસ્ટ્રેટ ફાઝલભાઈ દીનશાહે નીચે લખેલે પ્રસંગે તેનો બે રૂપૈઆ દંડ કર્યો હતો.

"આરી બકરી રેઢી ફર્યા કરતી હતી. તેથી પોલીસ ચોકીના કંમાંઊડમાં પરદેશી ઝાડનો છોડ હતો તેનો નાશ થતાં બીગાડ કર્યાની વાત તોહોમતવાળી બાઈ કબુલ કરે છે એ રોપ ઘણી સંભાળથી આંણ્યો હતો, નુકશાનની રકમ બે રૂપૈઆની નકી કરીછે સેજસાજ દંડ કરવાથી બકરાઓના ધણી ખબરદાર રહેશે. એમ આ કોરટ ધારે છે પોતાની બકરી બીગાડ કરશે એમ જાણ્યા છતાં તેને રેઢી રાખ્યાની ગફલત માલમ પડતાં આ અદાલત બેરૂપૈઆ આપવાને હુકમ કરે છે. અને તે દંડ આપવાની કસુરી બદલ ચાર દહાડા સચીની આસાન કેદની સજા કરે છે. ક્રી. પી. કો. ની. કલમ ૪૨૬"

તોહોમત વાળી અથવા સરકાર તરફથી કોઈ હાજર નહોતું. તોહોમતવાળીની વર્તણુંક ઉપરથી તેણીને જે ગુન્હાની અપરાધી ઠરાવી છે તે ગુન્હો થતો નથી. બીગાડનો ગુન્હો બનવા સારૂ પોતાની બકરીને બેદરકારીથી રેઢી રહેવા દીધાનું બતાવવું એટલું બસ નથી. ગેરકાયદેસર હાની અથવા નુકશાન કરવાનો ઇરાદો હોવાનું પણ પ્રોસીક્યુશનવાળાએ બતાવવું જોઈએ. આ અદાલત તથા મદ્રાસ હાઈકોરટનો પણ એવાજ પ્રકારનો મત છે, તેથી સજા અને ગુન્હાનો ઠરાવ રદ કરી તોહોમતવાળીને દંડ પાછો આપવાનો હુકમ કરવામાં આવે છે.

## માહારાણી કેસરેહીંદ વિ. ગોવીંદ પુંજા.

**કલમ ૪૨૫.**

૫
તા. ૩૧-૧-૮૪
ઈ. ૮ મું. પા.૨૮૫

कोइ ढोर मरी गया पछी तेनो धणी तेने दाटी दे, अने अगर जो तेम करवामां तेनो खास हेतु देशना रीवाज प्रमाणे पोताना गामडाना ढेडोने तेनुं चामडुं लइ जता अटकाववानो होय, तोपण ते सक्ष बीगाड अथवा बीजा कोइ गुन्हानो तकशीरवान थतो नथी.

કોઈ મુવેલા ઢોરનો ધણી તેને પોતાના ગામના ઢેડ પાસે લઈ જવા તેમ દેતે પોતે ખાલ ઉતારી લે એથી તે સાથ બીગાડના ગુન્હાનો ગુન્હેગાર થતો નથી કેમકે મુવેલાં ઢોરનાં ચામડાં લેવાનો ઢેડાનો હક સ્વભાવિક નથી. પરંતુ ઊઠાવી લઈ જવાની તથા ખાલ ઉતારી નાખવાનું તે મહેનતાણું છે.

હાઈકોર્ટને નીચલી કોર્ટોના ઠરાવ જોઈને સુધારવાની જે હકુમત છે તે હકુમત વાપરવા સારૂ, તથા નાશીકના એક પેહેલાવર્ગના માજીસ્ટ્રેટે બંધવાને સજા કરી હતી. તે રદ કરવા સારૂ આ અરજી કરવામાં આવેલી છે.

મોજે ચીખલના રહીશ એક ઉખડીયા ગગીયા નામનાભંગીઆએ ફરીયાદ કરી કે બંધવાનો એક મરી જતાં તેને તેણે દાટી મુંકયો. જેથી તે બળદના આખા ચામડાનો તેણે નાશ કરેલો છે. તે ઉપરથી હી. પી. કો. ની. ૪૨૬ મી કલમ પ્રમાણે શીક્ષા થઇ શકે એવો બીગાડનો ગુન્હો કર્યા માટે બંધવાનો સંક્ષેપ રીતનો ઈનસાફ કરી તેનો દસ રૂપૈઆ દંડ કરવામાં આવ્યો.

માજીસ્ત્રેટે આ મુકરદમો ચુકવતાં નીચે લખેલી હકીકત પોતાના ઠરાવમાં આપી છે.

પોતાના મુએલા બળદના આખા ચામડાનો નાશ કરી નાંખવા, તથા ફરીઆદી જે તેના ગામનો ઢેડ છે તેને એ ચામડુ મળતું અટકાવવા, બંધવે તે બળદના ઢુંઢને થોડું ઘણું દાટી દીધાનું ચોકસ થએલું છે.

મુએલાં જાનવરોનાં ચામડાં લેવાનો પોતાનો હક હોવાનું આ કામના બંધવાને સાબીત કરવાનું રહેલું છે, આ તરફના આખા દેશમાં ગામડાના કોઇ મુએલા બળદનું ચામડુ લેવાનો ઢેડ લોકોનો હક હોવાનો રીવાજ મહશુર છે, તો આ કામમાં તેથીં ઊલટો રીવાજ બંધવો સાબીત કરી શકયો નથી. એ ચામડું ફરીયાદીનું હતું, અને બંધવે જાણી બુજીને તેને બરબાદ કરેલું છે, આવું કામ આગળ પણ તેણે કરેલું છે. માટે બીગાડના ગુન્હાનો હું તેને અપરાધી ઠરાવું છું.

અપેલેન્ટ તરફથી વીષ્ણુકસ્ના ભાટવડેકરે એવી દલીલ કરી કે સાબીત થએલી હકીકત ઉપરથી તોહોમતનામાવાળો કીંવા બીજો કોઇ ગુન્હો થતો નથી. પોતાના ગામમાં મરી ગએલાં ઢોરોના માલક ત્યાંના ઢેઢ લોકો નથી. પરંતુ તે માલીકી જીવતી સ્થીતીના વખતના માલેકોની ચાલતી રહે છે. મુએલાં ઢોરોને ઢસરડી જવાની મેહેનતના બદલામાં પૈસાની મામુલી રકમ અથવા ચામડુ લેવાનો હક, અથવા તેની ચામડી ઉતારવાની મેહેનતનો બદલો લેવાનો હક તમામ એલાયદો છે. અને દીવાની અદાલતમાં જઇને તે હક જાહેર કરવો જાઇએ. જનાવરો જ્યારે મરી જાય ત્યારે દેશના રીવાજ પ્રમાણે ઢેડ લોકો તેના માલેક થાય છે. એમ જે માજીસ્ત્રેટે શોધેલું છે, તે પુરાવાથી સાબીત થએલું નથી. કહેવામાં આવતો રીવાજ સ્થાપીત થયેલો નથી. સંતુ. વિ. બાબાજીનો મુકરદમો, જે પણ એક દક્ષણ દેશનો મુકરદમો હતો. તેમાં ઠરેલું છે કે ગાડાના બળદો કોઇ ગામમાં મરી જાય તેના આખા ચામડા ઉપર મજકુર ગામના ઢેડોનોજ હક નથી પરંતુ તે ચામડાં તેઓએ તે ઢોરના માલેકોને આપવાં જોઇએ. અને ખોળ ઉતારવાની મજુરીનો બદલો તેઓએ તે માલેક પાસેથી લેવો જોઇએ. અમે કબુલતો કરતા નથી તો પણ ધારો કે ઢેઢ લોકોનો કાંઇ હક પહોંચે છે. તો તે હક જાહેર કરવાનું સ્થળ દીવાની અદાલત છે. હિંદુસ્થાનના પીનલકોડના અર્થ પ્રમાણે ગેરકાયદેસર હાની કરવાનો ઈરાદો આ કામમાં હતો નહીં.

## સરકાર તરફથી કોઇ હાજર થયું નહોતું.

## જસ્ટીસવેસ્ટનો ઠરાવ.

બળદ જ્યારે મરી ગયો ત્યારે તેના ધણીએ મુડદાંના હકનો દાવો જાહેર કરેલો છે. તેના હકને કોઇ રૂપની પુષ્ટી મળતી હોય તો તે કબજો તેનોજ હોવો જોઈએ. પરંતુ તેના હક કરતાં કોઇ બીજાનો વધારે મજબુત હક હોય, તો પછી તે કબજો તેની પાસે રહેવો જોઇએ નહીં પરંતુ તેનોજ કબજો હોવાથી, આ કામમાં જે કૃત્ય રહ્યું છે તેના વાંધાનો પ-

ડર્ગો ફોજદારી ધારાની રૂયે થવો જોઇએ નહીં, પરંતુ દીવાની અદાલતમાં જઇને દાદ મેળવવી જોઇએ. માટે આ અદાલત ગુન્હાનો તથા સજાનો ઠરાવ રદ કરી દંડ પાછો આપવાનો હુકમ કરે છે.

## માહારાણી કેસરેહીંદ વિ. શેખરાજુ,

**કલમ ૪૨૫.**

૬

તા. ૨૭–૧૧–૮૪
ઈ. ૯ મું પા. ૧૭૩

જે જાનવર રેઢું હોય ને કોઇ ખેતનું નુકશાન કરે તો તેથી બીગાડનો ગુન્હો થતો નથી. પરંતુ એ ઢોરના રખવાળે ખેતરમાં હાંક્યું હોય તો તેથી તેણે બીગાડ કરયાનું કહેવાય છે.

जे जानवर बीजानी जमीन उपर रखडतुं रखडतुं जइने तेना उपर ऊगेला मोलनो बीगाड करे तेथी ही. पी. को. नी ४२६ मी कलम प्रमाणे बीगाडनो गुन्हो थतो नथी. परंतु सदरहु जानवरना मालेके तेने ते जमीन उपर जाणी बुझीने हांक्युं होय तो पछी बीगाडनो गुन्हो थाय छे.

બંધવાની ગાય કલેકટર સાહેબના બંગલાના બગીચામાં રખડતી રખડતી ગઇ અને તેમાં મકાઈના પાકનું પાંચ રૂપીયા સુધીનું નુકશાન કર્યું તે ઉપરથી બંધવા ઉપર બીગાડના ગુન્હાનું તોહોમત મુકી તેને ધુળીઆના બીજા વર્ગના માજીસ્ટ્રેટ પાસે ઇનસાફ થવા સારૂ મોકલ્યો. અને તેને તેણે ગુન્હેગાર ઠરાવ્યો. તે એવા કારણથી કે પોતાની ગાય હમેશાં મોલને નુકશાન કરેછે એ વાત પુરેપુરી જાણ્યામાં હતી. તોપણ તેને રેઢી મુકીને ઉપર કહેલું નુકશાન તેણે કરવા દીધું. માજીસ્ત્રેટે બધવાનો ૨૦ રૂપીઆ દંડ કર્યો. ને તે દંડ ન આપે તો ૨૦ દિવસ સુધીની મુદતની આસાન કેદની સજા કરી.

**બંધવા અથવા સરકાર તરફથી કોઇ હાજર નહોતું.**

**જસ્ટીસ વેસ્ટનો ઠરાવ.**

શેખ રાજુએ જાણી જોઇને પોતાની ગાય બગીચામાં હાંકી દઇને તે માંહેલા મોલનો નાશ કરાવ્યો એ વાત આ કામમાં પુરાવેથી સાબીત થતી નથી.

હી. પી. કો. ની ૪૨૬ મી કલમ માંહેલો ગુન્હો થવા સારૂ આવી જાતની ગફલત વાળી વર્તણુંક જરૂરની છે જે જાનવર પોતના ધણી શીવાય બીજાની જમીન ઉપર રખડતું રાખવાની કસુરના નાના ગુન્હા સારૂ ઢોરના અતીક્રમણના કાયદાની ૧૦ મી કલમમાં નીયમ બાંધેલો છે અને યોગ્ય જણાય તો એ કાયદા પ્રમાણે બંધવા ઉપર કામ ચલાવવાની છુટ આપીને ગુન્હા તથા સજાનો ઠરાવ રદ કરવામાં આવે છે.

## જગેશ્વરદાસ વિ. કૈલાસચંદ્ર.

**કલમ ૪૨૫.**

૭

ઈ. ૧૨ ક. પા. ૫૫

કોઈ આપણને માલ લઇ જતાં ગાડાં બાંધી આપણે રસ્તા

पोताना केटलाक सामाननो वहीआरो करवा सारु ते सामान एक गाडी उपर लाद्यो तेटलामां ते बंधवो आवी पोहोच्यो अने बळदने छोडी नाख्या तथा गाडी उपरथी रस्तामां माल फगावी दीधो, तेथी

फरीयादी एकदम ते सामान त्यांनो त्यां मुकीने चाल्यो गयो, ठराव्युं के आवे प्रसंगे पी. को. नी कलम ३४१ प्रमाणे करेलो ठराव नभी शकतो नथी. परंतु ४२९ मी कलम मांहेला बीगाडना गुन्हामां लाववा जेटलो तेमां बीगाड थयो छे, वळी वधु ठराव्युं के. नाश थाय एवा प्रकारनी हानीनुं ४२९ मी कलममां चींतवन करेलुं छे, एम कांइ नथी, मात्र तेमां एटलुंज जोइए छीए के कोइ हक उपर हुमलो थवो जोइए अने तेवा हुमलाथी कोइनी मिलकतनी किंमतमां कमीपणुं थवुं जोइए.

ઉપર ફેંકાવી દે અને તે માલ થોડો વખત ત્યાંનો ત્યાં રહે એથી બીગાડનો ગુન્હો થાયછે.

આ કામમા અરજદારો ઉપર પીનલકોડની કલમ ૩૪૧ મી પ્રમાણે ગુન્હો કર્યો એમ ઠરાવવામાં આવ્યું છે. પુરાવા ઉપરથી એમ જણાય છે કે ગયા અગષ્ટ માસની તા૦ ૫ મી ના રોજ ફરીયાદી એક લોઢાની પેટી અને એક બીજી પેટી પોતાની દુકાનમાંથી બીજા હાટમાં લેઇ જતો હતો. પણ તેટલામાં તહોમતવાળાએ આવી તેને હુકમ કર્યો કે તારે તે લેઈ જવું નહીં. તે પ્રમાણે તેણે ચાલવાને ના કહેવાથી તહોમતવાળાએ ગાડાને ફેરવી રસ્તા ઉપર તે પેટીઓ નાંખી દીધી, ત્યાં ફરીયાદીએ તે પડી રેહેવા દીધી, અને પોતે નવા હાટમાં ગયો. જે હાટમાંથી તે ખસેડતો હતો, તે તહોમતવાળાને નોકર રાખનારનું હતું.

તહોમતવાળાએ સોગન ઉપર કહ્યું કે ફરીયાદીએ જે કહેલું છે તે વિશે હું કાંઇપણ જાણતો નથી, પણ તેણે ખોટી રીતે અટકાવ કર્યો હતો એવો તે ગુન્હેગાર માલુમ પડવાથી, પીનલકોડની કલમ ૩૪૧ મી પ્રમાણે પંદર દીવસ સખત મજુરી સાથે કેદની શીક્ષા કરી.

આ શીક્ષાના હુકમ ઉપર તોહોમતવાળાએ આ અરજી આપી છે.

અરજદારો તરફથી મી. આર. મીત્તર અને મુનશી સીરાજુલ ઇસલામ.

કોર્ટનો ફેંસલો નીચે પ્રમાણે આપવામાં આવ્યો.

**જસ્ટીસ પીગટ સાહેબ.**

હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૩૪૧ મી પ્રમાણેના ગુન્હાના માજીસ્ટ્રેટે અરજદારોને ગુન્હેગાર ઠરાવ્યા છે. સમન્સ કહાડતી વખતે અને તે કાહાડતાં અવલ ફરીયાદીને માજીસ્ટ્રેટે તપાસેલો છે. અરજીની પીઠે તેની જુબાની લેવામાં આવી છે તે માજીસ્ટ્રેટની લખેલી છે, તેમાં ફરીયાદીએ કહેલું છે કે જે વખતે મુખ્યત્વે કરીને જે બાબત હું ફરીયાદ કરૂં છું તે બની તે વખતે હું જાતે ત્યાં હાજર નહીં હતો. માજીસ્ટ્રેટની રૂબરૂ તેણે એમ કહેલું જણાય છે કે હું હાજર હતો. તેણે ફરીયાદ એવી કરી છે કે તા. ૫ મી અગષ્ટના રોજ તહોમતવાળાનું હાટ ચાંપદાનીમાં છે. ત્યાંથી હું કેટલીક ચીજો ખસેડતો હતો, ત્યારે તહોમતવાળાએ કહ્યું કે તે ચીજો ખસેડવી જોઈએ નહીં. પણ તે વાત મેં નહીં સાંભળી એટલે તેણે ગાડી ઉંધી નાંખી, તેથી તે ચીજો જમીન ઉપર પડી ગઇ. અને ત્યાંહાં તે કેટલાક દીવસ સુધી પડી રહી. ફરીયાદીએ કહેલી આ વાત બાબત તકરાર કરવામાં આવી નથી. તેથી માજીસ્ટ્રેટે હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૩૪૧ મી પ્રમાણે તહોમતવાળાને ગુન્હેગાર ઠરાવ્યા.

અમારી નજરમાં આવતું નથી કે આવી હકીકત છતાં ગુન્હો સાબેત ઠરાવી શકાય. ખોટી રીતે અટકાવ કર્યાનું તહોમત છે. અને ફરીયાદીની જુબાની સમન કહાડવામાં આવ્યો તે વખત અગર તે કહાડતાં અવલ આપેલીછે તેવી અગર માજીસ્ટ્રેટની રૂબરૂ કામની

સુનાવણી ચાલતી વખતે આપવામાં આવી છે, તેથી હોય, પણ ખોટી રીતે અટકાવ કર્યા બાબત જે વિચાર ઓવે છે તેને અનુસરતી નથી, એમ અમને જણાય છે. પેહેલી જુબાનીમાં તે કહે છે કે હું હાજર નહીં હતો, અને બીજામાં કહે છે કે તે ચીજો ગાડીમાંથી કહાડી નાંખવામાં આવી ત્યાર પછી હું નવા હાટમાં ગયો પરંતુ અમારી નજરમાં આવે છે કે આ કામનો હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૪૨૫ મી માં સમાસ થતો નથી; કારણ કે તે માલની બાબતમાં એવો ફેરફાર થએલો નહીં હતો કે જેથી ઇરાદાથી અગર જાણી બુજીને ફરીયાદીને ખોટી રીતનું નુકશાન અગર બાધ થાય. તે પ્રમાણે તે માલની કીંમતમાં અગર ઉપયોગમાં કમી થએલું અગર ઇજા થાય તેવી હરકત થએલી નથી. આ કામની હકીકતથી તે શબ્દો પ્રમાણે બરોબર થએલું છે. તે ગાડીમાંથી માલ ખસેડવામાં આવેલો છે તે કાયદેસર નથી, અને તેમાં એવો ફેરફાર જાણી જોઇને કરેલો છે. કે તેથી કાંઈ અવગડ તે માલના માલીકને થોડી ઘણી થાયજ, અને કેટલેક દરજે તે માલ ગાડીમાંથી કહાડી નાંખવામાં આવ્યાથી તેના ઉપયોગમાં પણ કમી થાય, માટે તેટલે દરજે તે માલનો ઉપયોગ ઓછો થએલો હતો, અમે તેથી તેઓને ઇજા થાય તેવી હરકત થએલી હતી. અમારી નજરમાં આવે છે કે આ કલમ પ્રમાણે જે નુકશાન થએલું જોઇએ, તે નાસકારક રૂપનું હોવું જોઇએ, એમ જરૂર નથી, બધામાં જરૂરી એટલી છે કે હક ઉપર હુમલો કરવાથી એકાદા સખસની મીલકતની કીંમતમાં કમી થવું જોઇએ તે કમી કરવાનો હેતુ તે હુમલો કરનારનો તે કરતી વખતે હોવો જોઇએ.

હાલની હકીકત છે તે પ્રમાણે શીક્ષા વધારે છે એમ અમારી નજરમાં આવતું નથી. આ ગુન્હો જો કે ઘણો ભારે નથી, તોપણ કેટલેક દરજે ભારેછે, જે હકીકત પ્રમાણે માજીસ્ટ્રેટે પોતાના ફેંસલામાં જે કારણો બતાવ્યાં છે તે પ્રમાણે તે શીક્ષા કરવી દુરસ્ત છે, એમ યુક્ત રીતે જણાય છે. માટે અમે કલમ ૩૪૧ મી પ્રમાણે ગુન્હાની સાબેતીનો ઠરાવ રદ કરી તેની જગ્યો એ કલમ ૪૨૬ મી પ્રમાણેનો ગુન્હો ઠરાવીએ છીએ, અને ફરમાવીએ છીએ કે કેદીઓએ-જેટલી કેદ ભોગવી નથી તેટલી બાકીની ભોગવવી જોઈએ.

(ફેંસલાનો બાકીનો ભાગ આ રીપોર્ટના કારણુસર જરૂરનો નથી.

ગુન્હાની સાબેતીના ઠરાવવામાં ફેરફાર કરી શીક્ષાનો હુકમ બહાલ રાખવામાં આવ્યો.

## ધરમદાસ ગોસ વિ. નસીરૂદીન.

હી. पी. को. नी ४२१ मी कमलमां जे नुकशाननुं चीतवन कर्युं छे. ते नुकशान हस्तीमां आवेला चालता तथा संपुर्ण हकना उपर हुमलो करवामांज रहेलुंछे. एम कांइ जरुर नथी. परंतु जे हक हजु हस्तीमां आववानो छे तेनो पराजय, अथवा तेने फळ वगरनो करवाना हेतुथी कांइ कृत्य करवामां आवे, तेथी पण एवुं नुकशान थाय छे.

जे माणस कांइ मिल्कत वेचाती लेवानो करार करे, अथवा किमतनी रकममांथी कांइ भाग ते आपे ते माणसनुं सदरहु मिल्कतमां कांइ हीत रहे छे. पछी तेनो दावो कदापी संपुर्ण न होय, अथवा तेनो हक छेवटनो तथा नकी न थयो होय, तोपण सदरहु मिल्कतनो नाश करवाथी ४२१ मी कलमना अर्थ मुजब गेरकायदेसर हानी अथवा नुकशान तेने थाय छे.

કલમ ૪૨૫.

ઈ. ૧૨ ક. પા. ૬૬૦ કોઈ જાતના હક ઉપર હુમલો થઇને તેને અને તે મિલકતની કીંમતમાં જરાકપણ ઘટ આવે તો પછી બીગાડ થાય કહેવાય છે. હસ્તીમાં આવેલા માલના તથા સંપુરણ હક ઉપર હુમલો કરવામાંજ નુકશાન રહેલું છે. અને ત્યારેજ બીગાડ થાય એમ સમજવું નહીં પરંતુ જે હક હસ્તીમાં આવવાનો છે તે હકનો પરાજય કરવામાં બીગાડનો ગુન્હો થાય છે.

નીચે લખેલા પ્રસંગે એક ધરમદાસ ઘોશી બિગાડ કર્યો એવું તેના ઉપર સીબદાના માજીસ્ટ્રેટે તહોમત રાખ્યું હતું.

૧૪—૧૨—૮૫ને રોજ એક બાલું ખેતર બંધવાએ સરકારમાંથી લીધું હતું. તે ૨૪ પ્રગણાના કલેકટરે સરકારી મેહેસુલ આપાવાનું ચઢી ગયાના સબબે વેચી નાંખ્યું, તે ફરીયાદીએ વેચાતું લીધું. તેણે વેચાણના ધારા પ્રમાણે વેચાણ થયાને દીવસે ખરીદીના પૈસાનો કાંઇ ભાગ અનામત આપ્યો. બંધવો વેચાણ વખતે હાજર હતો, તથા તે ખેતર ફરીયાદીએ વેચાતું લીધું છે, એમ તે જાણતો હતો. આ વેચાણ સંપુર્ણ થયા અગાઉ તથા વેચાણને દીવસથી ૬૦મા દીવસની પેહેલાં, એટલે ફરીયાદીને સરટીફીકેટ આપ્યા પેહેલાં બંધવે સદરહુ ખેતરમાંથી કેટલાંક ફલાઉ ઝાડો કાપી નાંખ્યાં, અને તે ઉપરથી ઉપલો ગુન્હો કર્યાનું તેને માથે તહોમત્ત આવ્યું. ઉપલી હકીકત બંધવા વિરૂદ્ધ ડેપ્યુટી માજીસ્ટ્રેટે સાબીત માની તથા તેને એમ માલુમ પડ્યુંકે ફરીયાદી જેનો સદરહુ ખેતર ઉપર આગળ જતાં માલિકીનો હક થવાનો છે તેને ગેરકાયદેસર હાંની કરવાનો બંધવાને ઇરાદો હતો. તેથી તેને પીનલકોડની કલમ ૪૨૫ માંહેલા ગુન્હાનો અપરાધી ઠરાવી તેનો ૧૦૦ રૂપૈઆ દંડ કર્યો. અને તેની કસુરી બદલ બે માસની સખ્ત કેદની સજા કરી.

૨૯—૩—૮૬ને રોજ બંધવાના કરેલા કૃત્યથી બીગાડાનો ગુન્હો થતો નથી, એવા સબબ ઉપરથી તેને કરેલી સજા શા માટે રદ ન કરવી જોઇએ, તે બાબતનું કારણ આપવા ફરીયાદી ઉપરનો જસટીસ પ્રીસેપ તથા ગ્રાટ પાસેથી તેણે હુકમ મેળવ્યો.

એ હુકમ ૧૪—૪—૮૬ ને રોજ જસ્ટીસવીલસન તથા પોરટર પાસે સુનાવણીમાં આવ્યો હતો.

સદરહુ હુકમના આધારમાં બાબુ અખીકાચરણ બોસે એવો વાંધો લીધો કે, જ્યારે ઝાડો કાપી નાંખ્યાં ત્યારે તે ખેતરનો કબજો બંધવાના હાથમાં હતો અને ફરીયાદીનો હક હજી પરીપુર્ણ થયો નહોતો કેમકે વેચાણના ધારા પ્રમાણે વેચાણની તારીખથી ૬૦ દીવસો વીત્યા અગાઉ વેચાણ સંપુર્ણ થઇ શકતું નથી અને જ્યાં સુધી ખરીદનાર વેચાણનું સરટીફીકેટ મેળવતો નથી ત્યાં સુધી તેને માલીકીના હકો મળતા નથી. અને તેથી બંધવાના કૃત્યોને લીધે તેને ગેરકાયદેસર હાની થતી નથી. માટે આ કામમાં બીગાડનો ગુન્હો થયો નથી.

બાબુ રાજેંદ્રનાથે એ હુકમનું કારણ બતાવ્યું હતું.

જસટીસ વીલસન તથા પોરટરે તે ઉપરથી નીચે મુજબ ઠરાવ કર્યો.

જે હકીકત મળી આવીછે, તે ઉપરથી બીગાડનો ગુન્હો થાયછે કે નહીં એટલો આ કામમાં સવાલછે બીગાડના ગુન્હાની વ્યાખ્યા, ઈી. પી. કો. ની ૪૨૫ મી કલમમાં આપીછે. તે એછેકે લોકને અથવા કોઈ સક્ષને ગેરવાજબી હાની અથવા નુકશાંની કરવાના ઇરાદાથી અથવા તેવી હાંની કે નુકશાની પોતાથી થવાનો સંભવ છે, એમ જાણીને જે માણસ કોઇ મીલકતનો નાશ કરે, અથવા કાંઇ મીલકતમાં કે તેની સ્થીતીમાં એવો ફેરફાર કરે કે તેથી તે મીલકતની કીંમતનો અથવા ઉપયોગીપણાનો નાશ થાય, અથવા તેની કીંમત કે ઉપયોગીપણું ઓછું થાય, અથવા તેથી તે ઉપર નુકશાન ભરેલી અસર થાય તો તે માણસે 'બીગાડ' કર્યો એમ સમજવું" આ કલમ નીચે પેહેલો ખુલાસો છે, કે "જે મીલકતને નુકશાંન કર્યું હોય, અથવા જેનો નાશ કર્યો હોય, તે મીલકતના ધણીને કાંઈ હાંની અથવા નુકશાની કરવાનો ઈરાદો તે ગુન્હો કરનારે કર્યો જોઇએ, એવું કાંઈ બીગાડના ગુન્હાગાં જરૂર નથી. અગર કાંઈ મીલકતને નુકશાન કરીને કોઇ પણ સક્ષને ગેર વાજબી હાંની અથવા નુકશાની કરવાનો તેનો ઈરાદો હોય અથવા તેવી હાંની

કે નુકશાની પોતાથી થવાનો સંભવ છે. એમ તેના જાણ્યામાં હોવતો બસછે. પછી તે મીલકત તે સક્ષની હોય કે ન હોય તોપણ ” તે નીચે બીજો ખુલાસો છેકે “ પોતાનીજ અથવા પોતાની સાથે બીજા સક્ષોના રાશ ખાતાની કાંઈ મીલકત બાબત પણ કાંઇ કામ કરીને તે કામ કરનાર તે કામથી બીગાડ કરી શકે.” તેથી બીજા સક્ષને જાણી જોઇને અથવા ઇરાદા પુર્વક ગેરકાયદેસર હાંની અથવા નુકશાન કરવા સારૂ કોઇ સક્ષ બીગાડ કરતી વખત પોતાની મીલકતનો નાશ કરેછે. તે બીગાડ કર્યાનો ગુન્હેગાર થાયછે.

સને ૧૮૫૯ના અગીયારમા આકટ મુજબ વેચાણુ થયા બાદ તથા પૈસા આપ્યા પછી અને ૩૦ રોજ વીતીગયા પછી અને જો કોઈ અપીલ થઈ ન હોય તો વેચાણુ છેવટનું તથા ચોકસ થાયછે.

આ મુદત સને ૧૮૬૮ બંગાળાના આઠમા આકટની ૪થી કલમથી ફરી ગઈછે. અને તેને બદલે ૬૦ રોજ કર્યાછે. સને ૧૮૫૯ના અગીયારમા આકટની ૨૮મી કલમ મુજબ વેચાણુ છેવટનું તથા ચોકસનું થવા માટે વેચાણનું સરટીફીકેટ આપવું જોઇએ અને તે સરટીફીકેટ તેમાં લખેલી તારીખથી હકકના પુરાવા તરીકે થાયછે.

જ્યારે ઝાડો કાપી નાખ્યાં ત્યારે તેનો કબજો તહોમતદાર પાસે હતો અને ફરીયાદીનો હક તે વખતે છેવટનો તથા નકકી થયો નહોતો માટે આ કામમાં બીગાડનો ગુન્હો થયો નથી એવો અમારી પાસે વાંધો લેવામાં આવ્યોછે બેશક ફરીયાદીને હક હજુ તે વખતે પરીપુર્ણ થયો નહોતો તેમ છેવટનો અને નકી પણ થયો નહોતો ફરીયાદીના સદરહુ ખેતરમાં એવો હક નહોતો કે જેથી તે ઉપર હરકત કરતાં તેની ગેરકાયદેસર હાની કે નુકશાન થતું નથી, એવું કેહેવુ અમને ભૂલ ભરેલુ લાગેછે. જે માણુસ કાંઈ મીલકત વેચાતી લેવાનો કરાર કરે અને કીમતની રકમમાંથી કાંઈ ભાગ આપે તે માણુસનું સદરહુ મીલકતમાં કાંઇ હીત રહેછે પછી જોકે તેનો દાવો સંપુર્ણ ન હોય તોપણ એ મીલકતનો નાશ કરવાથી તે માણુસને ગેરકાયદેસર હાંની કે નુકશાન ન થાય તેવું તે મીલકતમાં એ સક્ષનું હીત રહેલુંછે. એ વાત ચોખીછે એવું અમે ધારીએ છીએકે આ કામમાં બીગાડ થયોછે.

બીજુ પણ કારણુછે.

ઈી. પી. કો ની ક્રો. ની ૪૨૫ મી કલમમાં જે નુકશાનનું ચીતવન કર્યું છે તે નુકકશાન હસ્તીમાં આવેલા ચાલતા તથા સંપુરણ હકના હુમલા ઉપર હુમલો કરવામાંજ રહેલું છે એમ કાંઇ જરૂરનું નથી. પરંતુ જે હક હજુ હસ્તીમાં આવવાનો છે તેનો પરાજય અથવા ફળ વગરનો કરવાના હેતુથી જે કાંઇ કૃત્ય કરવામાં આવે તેથી પણ એવું નુકશાન થાય છે. આ વાત પંડે ૪૨૫ મી કલમના ह દ્રષ્ટાંતમાં ચોખી રીત બતાવી છે. તે દ્રષ્ટાંતમાં કહેલું છે કે.

માહારી પાસે ઝ ના આટલા રૂપૈયા નીકળે છે તે અદા થવા સારૂ હુકમ નામુ બજીને મારી મીલકત જપ્ત થવાની છે. એમ अ ના જાણ્યામાં હોય અને झ ને તે રૂપીઆ મળતા અટકાવવાના તથા એમ કરીને झ ને નુકશાન કરવાના ઈરાદાથી અગર अ ને તે મીલકત બાળી નાંખે તો अ એ બીગાડ કર્યો એમ સમજવું.”

આ શબ્દોમાં ઘણોજ થોડો ફેરફાર કરવા તે દ્રષ્ટાંત ચાલતા મુકરદમાની સાથે બંધ બેસતું થઇ જાય છે.

મારી મીલકત સરકારી ઉઘરાણી પતાવવા સારૂ વેચાણી છે. એવું अ ના જાણવામાં હતું, અને વળી એમ પણ જાણવામાં હતું કે ૬૦ દહાડા વીત્યાબાદ ખરીદ કરનારાનો હક છેવટનો તથા નકી થશે એમ જાણીને સદરહુ अ ખરીદ કરનારને પોતાની ખરીદીનો લાભ ન લેવા દેવાના ઇરાદાથી સદરહુ ધરતી ઉપરના ફલાઉ ઝાડોનો નાશ કરેતો તેણે બીગાડ કર્યો એમ સમજવું જોઇએ.

માટે અમો કાઢેલો હુકમ નામંજુર કરવાનુ ધારીએ છીએ.

---

## કલમ ૪૨૬ મી.

૪૨૬. જે માણુસ બીગાડ કરે તેને ત્રણ મહીનાની મુદત સુધીની એમાંના ગમે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બનેની શિક્ષા કરવામાં આવશે.

બિગાડ કરવાની શીક્ષા.

## કલમ ૪૨૭ મી.

૪૨૭. જે માણુસ બીગાડ કરે, અને તેની પચાસ રૂપીઆની કે તેથી વધારેની હાની અથવા નુકશાની કરે, તે માણુસને બે વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

બીગાડ કરીને ૫૦ રૂપીયાની નુકશાની કરવી.

## કલમ ૪૨૮ મી

૪૨૮. દશ રૂપીઆની અથવા તેથી વધારે કીમતના કોઇ જાનવર અથવા જાનવરોને મારી નાખીને, અથવા ઝેહેર દઈને, અથવા લંગડા લુલાં કરીને, અથવા નકામા કરીને, જે માણુસ બીગાડ કરે, તેને બે વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે.

દશરૂપીયાની કીમતના કોઇ જાનવરને મારી નાખીનેઅથવા લંગડું લુલુ કરીને બીગાડ કરવો.

## કલમ ૪૨૯ મી.

૪૨૯. કોઇ હાથી, ઊંટ, ઘોડો, ખચ્ચર, ભેંસ, અથવા પાડો, ગોધો, ગાય. અથવા બળદ, એ જાનવરની પછી ગમે તે કીમત હોય તો પણ તેને, અથવા પચાસ રૂપીયાની કે તેથી વધારે કીમતના કોઇ બીજા જાનવરને મારી નાખીને, ઝેહેર દઇને, લગડુ લુલુ કરીને, અથવા નકામું કરીને, જે માણુસ બીગાડ કરે, તેને પાચ વરસની મુદત સુધીની એમાના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

ઢોર વગેરેને અથવા ૫૦ રૂપીયાની કીમતના કોઇ જાનવરને મારી નાખીને અથવા લગડુ લુલુ કરીને બીગાડ કરવો.

## કલમ ૪૩૦ મી.

ખેતીવાડીનાં કારણસર, અથવા માણસોનાં અથવા જે જાનવરો કોઇની મિલકત હોય એવા જાનવરોનાં ખાવા પીવાના કારણસર, અથવા સ્વચ્છતાના કારણસર, અથવા કોઇ કારખાનાનું કામ ચલાવવાના કારણસર, પહોંચતું પાણી જેથી ઓછું થાય, અથવા જેથી તે ઓછું થવાનો સંભવ પોતાને માલમ હોય, તેવું કાંઇ કામ કરીને જે માણસ બિગાડ કરે, તે માણસને પાંચ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

પાણી સીંચવાના કામોનેનુકશાન કરીને અથવાગેરવ્યાજબી રીતે પાણીનો રસ્તોબદલી બીગાડ કરવો.

## રામકૃષ્ન ચેટી વિ. પાલાનીયાન્ડી હુડાંમ્બર અને બીજાઓ.

કલમ ૪૩૦.

૧

તા. ૨૪-૧૧-૭૬ ઇ. ૧ મ. પા. ૨૬૨ બેદરકારીથી ખેતીના કામને જોઇતા પાણીનું નુકશાન કરવાથી આ કલમપ્રમાણે ગુન્હો થાય છે એમ કાંઇ નથી. પોતાનો કાંઇ હક હોવા વગર તે પાણીને બગાડવું એ પી પણ લમનો ગુન્હો થાયછે.

जस्टीस इन्स वगर फुल बेंचना घणा मतथी ठरावबामां आव्युं के, ज्यां बंधवे फक्त बेदरकारी भरेला कृत्यथी पाणी बगाड्युं होय त्यां ते कृत्य खेतीवाडीना कामने जोइता पाणीना जथानो घटाडो करी नाख्याना गुन्हानी व्याख्यामां समाइ शकतुं नथी. तेणे कोइ जातनो हक दरसाव्या वगर ते काम कर्युं होय तो तेटलुं बस छे.

દીંદીગાલના બીજા વર્ગના માજીસ્ટ્રેટનું સને ૧૮૭૬ના ૩૮ મા નંબરનું કામ મદુરાના જીલ્લા માજીસ્ટ્રેટ તરફથી એક પત્ર સાથે આવતાં તે પત્ર તથા સદરહુ કામનાં કાગળીઆંઓ વાંચીને હાઇકોર્ટે નીચે મુજબ ઠરાવ કરેલો છે.

### ઠરાવ.

કોઇ એક નદીમાં ફરીયાદીએ નેહેર કરી હતી, તે નેહેરની વચમાં થઇને બંધવે પાણીનો મારગ ખોદી કાઢીને ખેતીવાડીના કામને માટે જોઇતો પાણીનો જથો જ્યારે ઓછો કર્યાના ગુન્હા વાસ્તે એક બીજા વર્ગના માજીસ્ટ્રેટે બંધવાને અપરાધી ઠરાવ્યો હતો.

હાઇકોરટનો હુકમ થવા સારૂ આ કામ મોકલી દેવા જીલ્લા માજીસ્ટ્રેટે લખેલું છે કે "ખેતીવાડીના કામને માટે જોઇતો પાણીનો જથો ઓછો કરીને બીગાડના ગુન્હા તરીકે, માજીસ્ટ્રેટો વખતો વખત સંખ્યાબંધ ફેસલાઓના ચુકાદા કરે છે તે માંહેલો આ મુકરદમો છે પરંતુ તેમાં ખરેખરૂં તહોમત ઘટાડો કરીને બીગાડ કર્યાનું નથી પણ ફકત અખીકાર વગર પાણી ઓછું કર્યાનો છે."

"જે ઠેકાણે નુકશાન કરવાનો ઇરાદો રાખીને બેદરકારીથી પાણી બગાડયું હોય, તે ઠેકાણે આ કલમ લાગુ પડયાનું હું સમજું છું પરંતુ જ્યાં એકને વધુ અને બીજાને ઓછું પાણી મળવાની માંહોમાંહે તકરાર હોય તે ઠેકાણે આ કલમ લાગુ પડતી નથી. આ છેલી જાતના વાંધાની માજીસ્ટ્રેટો તરફથી વખ્તોવખત તપાસ થાય છે. પરંતુ દીવાની અદાલતમાં

તે તપાસો થવાનું હું માનું છું."

આવા સામાન્ય રીતના વિચારો સાથે હાઈકોરટ મળતી આવતી નથી. લોકીક ભાષા પ્રમાણે બેદરકારીથી પાણીનો બીગાડ કરવાનું કૃત્ય આ કલમના ગુન્હાની વ્યાખ્યામાં સમાતુંનથી.

પી. કો. ની ૪૩૦ મી કલમ માંહેલો ગુન્હો થવામાં નીચે પ્રમાણે થવું જોઇએ. "જે કૃત્યથી પાણીના જથામાં ઘટાડો થાય અથવા તે કૃત્ય કરનારાના જાણવા પ્રમાણે ઘટાડો થવાનો સંભવ છે એવું કાંઇ કૃત્ય જાનથી કરવું" જ્યારે ગેરકાયદેસર હાની કરવાનો ઇરાદો રાખીને સદરહુ કૃત્ય કરવામાં આવ્યું હોય ત્યારે તેના મનની લાગણીની જે હકીકત જોઈએ તે પણ પુરીપડે છે. અને કોઈ જાતનો હક હોવા વગર જ્યારે પાણી લેવામાં આવે ત્યારે તેનો મનનો ઈરાદો પાપી હોવાનું ઠરાવવું એ ગેરવાજબી નથી. પરંતુ હકીકત ઉપરથી સાફ માલુમ પડે છે કે, હકનો દાવો રાખતાં તેણે દેખીતું વધારે નુકશાન કર્યું હોય તો પછી તેણે પોતાના હકનો દાવો કર્યો હતો. તેની ચીંતા નહીં. જ્યાં મુકરદમો જોઈએ તેવો શક પડતો હોય, ત્યાં કાયદા વિરૂદ્ધ ઇરાદાનું અનુમાન કરી લેવાનું અટકાવી, શું ઈરાદો હતો તેનું પ્રથકરણ કરવાનું કામ ઇનસાફી મગજ ઉપર રહેલું છે.

જે હકીકત માલમ પડેલી છે તે ઉપરથી બીજા વર્ગના માજીસ્ત્રેટના ઠરાવની વચમાં આવવાનું કાઇ કારણ આ અદાલતને જોવામાં આવતું નથી.

## મહારાણી કેસરેહીંદ વિ. જગનનાથ ભીખાજી ભાવે.

ज्यां पुरावेथी एम मालुम पडे के, फरीयादी एकलोज कोइक वाकळानो मालीक हतो. अने बंधवाने तेनो दावो करवानेकोइ जातनो हक नहोतो. त्यां पोतानो हक छे. एम कहीने बंधवो पाणीना जथानो कांइ घटाडो करे, त्यां ठराव्युं के, ते मात्र एक वधारानुं अपकृत्य छे. अने तेथी हिं. पी. को. नी ४३० मी कलमना अर्थ प्रमाणे बीगाड कर्यानो गुन्हेगार थाय छे.

કલમ ૪૩૦.

૨

તા. ૨૯-૧૦-૮૫
ઈ. ૧૦ મુ. ૧૯૩
બેદરકારીથી ખેતીના કામને જો ઇતા પાણીનું નુકશાન કરવાથી આ કલમ પ્રમાણે ગુન્હો થાય છે એમ કાંઇ નથી. પોતાનો કાંઈ હક હોવા વગર તે પાણીને બગાડવું એથી પણ આ કલમનો ગુન્હો થાયછે.

આ કામ રત્નાગીરીના જીલ્લાના માજીસ્ત્રેટે ૧૮૮૨ ના દસમા આકટની ૪૩૮ મી કલમ પ્રમાણે લખી મોકલ્યું હતું.

બંધવા ઉપર રત્નાગીરીના એક પેહેલા વર્ગના માજીસ્ત્રેટે તહોમત મુકયું હતું, તે તહોમત એવું હતું કે, ફરીયાદીએ કોઇ પાણીનો વાકળો બનાવ્યો હતો, અને તેના એકલાનોજ વોકળો છે, એવું કહેવામાં આવ્યું છે, તે વોકળામાંથી તેણે પાણી વાળી લઇ જઇને, ખેતીના કામ વાસ્તે પાણીનો જથો ઓછો કીધો એવો વાંધો લીધો કે, વોકળો મારો તથા ફરીયાદીનો મજમું છે, અને તે થોડોક મારી જમીનમાંથી ચાલે છે. તથા મારા ઝાડોને પાણી પાવાને વાસ્તે તે પાણી વાપરવાનો મારો હક છે.

માજીસ્ત્રેટને જણાયું કે, બંધવાની તકરાર તમામ પાયા વગરની છે, અને પાણીના વો-

કળા ઉપર તેનો હક નથી. તથા સદરહુ વોકળો એકલા ફરીયાદીનોજ છે. તેથી તેણે બંધવાને પીનલકોડની ૪૩૦ મી કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવી તેનો દસરૂપૈયા દંડ કર્યો.

જીલ્લા માજીસ્ટ્રેટનો એવો અભીપ્રાય થયો કે, કયી સરતે બંધવે પોતાની જમીન ઉપર થઈને ફરીયાદીનો વોકળો જવા દીધો તેના પુરાવાની ગેર હાજરીમાં જ્યાં સુધી બંધવો દીવાની કોરટનું હુકમનામું અથવા કોઇ પરવાનગી આપ્યાની વાત, અથવા કોઇ ગોઠવણ કર્યાની વાત કે, જેથી કરીને સદરહુ વોકળાનો ઉપયોગ કરવાનો ફરીયાદી એકલાનોજ હક હતો એવું જ્યાં સુધી ફરીયાદી દેખાડે નહીં ત્યાં સુધી બધવાને પોતાની જમીન ઉપર તેમ કરવાનો હક હતો, એમ માનીને તેણે જે કાંઇ કર્યું, તેને માટે તે પીનલકોડની ૪૩૦ મી કલમ પ્રમાણે અપરાધી નથી.

## ફરીયાદી કે સરકાર તરફથી હાઇકોર્ટમાં કોઇ વકીલ હાજર થયેલ નહોતો. કોરટે કરેલો ઠરાવ.

પુરાવાની તુલ્યના ઉપરથી ઈન્સાફ કરનાર માજીસ્ટ્રેટનો સાફ એવો અભીપ્રાય જણાય છે કે બંધવે જે વોકળાનો અટકાવ કીધો, તે વોકળો એકલા ફરીયાદીનોજ હતો, અને તે બંધવાને તે વોકળાનો કોઈ પ્રકારે દાવો કરવાનો હક હતો નહીં. માજીસ્ટ્રેટના મુકરદાનો આ મત સાચો હોય, અને આ રેફરંન્સ દાવો કર્યો, તે શુદ્ધબુદ્ધીથી કર્યો હતો એમ કહેવાય નહીં. આવા કામમાં દાવો કરવો એ ફકત વધારે અપકૃત્ય કર્યા બરોબર છે, જુઓ રાંમકૃષ્ણ ચેટી. વી. પાલ્લાનીયાંનડી કુંદાબર (૧-મ- ૨૬૨) માટે અમારા વિચાર પ્રમાણે થયેલો ઠરાવ અને સજા કાયમ રહેવા જોઈએ.



## કલમ ૪૩૧ મી.

૪૩૧. કોઈ સરીયામ રસ્તો, પૂલ, નૌકાગમ્ય નદી, અથવા નૌકાગમ્ય નેહેર પછી તે કૃત્રિમ, હોય કે અકૃત્રિમ, તે જેથી અગમ્ય થાય અથવા મુસાફરી કરવાને કે માલ જવાને ઓછી સલામતી ભરેલી થાય, અથવા જેથી તે તેવી થવાનો સંભવ પોતાના જાણ્યામાં હોય, તેવું કામ કરીને જે માણુસ બીગાડ કરે, તે માણુસને પાંચ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

કોઇ સરીયામ રસ્તાને, પુલને, અથવા નદીને નુકશાન કરીને બીગાડ કરવો.

## કલમ ૪૩૨ મી.

૪૩૨. જેથી કોઇ સરીયામ ગટરમાંથી પાણી રેલાઇ જાય અથવા તે ગટર બંધ થઇ જાય, અને તેથી નુકશાન કે હાની પણ થાય, અથવા જેથી તેમ થવાનો સંભવ પોતાના જાણ્યામાં હોય એવું કાંઈ કામ કરીને જે માણુસ બીગાડ કરે, તે માણુસને પાંચ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

નુકશાનથાય એવી રીતે સરીયામ ગટરને રેલાવીને અથવા બંધ કરીને બીગાડ કરવો.

## કલમ ૪૩૩ મી.

૪૩૩. કાંઇ દાંડીનો દીવો અથવા બીજી રોશની દરીયાની નીશાણી દાખલ કામમાં આવતી હોય, અથવા કાંઈ દરીયાની નીશાણી અથવા બોયું, અથવા વાહાણ ચલાવનારાઓને સુચના દાખલ મુકેલી બીજી કાંઈ વસ્તુ હોય, તેનો નાશ કરીને અથવા તેને ખસેડીને, અથવા જેથી તે દાંડીનો દીવો, દરીયાની નીશાણી, બોયુ, અથવા ઉપર લખેલા પ્રકારની બીજી વસ્તુ વાહાણ ચલાવનારાઓને સુચના દાખલ ઓછી ઉપયોગી થઇ પડે એવું કાંઇ કામ કરીને, જે માણુસ બીગાડ કરે; તે માણુસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે.

કાંઇ દાંડીનો દીવો અથવા દરીયાઈ નીશાણી હોય તેનો નાશ કરીને તેને ખસેડીને, અથવા ઓછી ઉપયોગી કરીને, અથવા ખોટી રોશની બતાવીને બીગાડ કરવો.

## કલમ ૪૩૪ મી.

૪૩૪. કોઇ સરકારી નોકરના અખત્યારથી ઉભી કરેલી કાંઇ જમીનની નીશાણીનો નાશ કરીને અથવા તેને ખસેડીને, અથવા જેથી તે જમીનની નીશાણી જમીનની નીશાણી દાખલ ઓછી ઉપયોગી થઇ પડે એવું કામ કરીને, જે માણુસ બીગાડ કરે, તે માણુસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે.

સરકારી અખતીયારથી ઉભી કરેલી કાંઇ જમીનની નીશાણીનો નાશ કરીને, તેને ખસેડી વગેરે કરીને બીગાડ કરવો.

## કલમ ૪૩૫ મી.

૪૩૫. જો કોઇ માણસ અગ્નીથી અથવા અવાજ સાથે ફુટે એવા કાંઇ પદારથથી બીગાડ કરે, અને તેથી કાંઈ મીલકતને સો અથવા વધારે રૂપીયાની અથવા (જ્યારે મીલકત ખેતરમાં ઉત્પન્ન થએલો માલ હોય ત્યારે) દશ અથવા વધારે રૂપીયાની નુકશાની કરવાનો તેનો ઇરાદો હોય અથવા તેથી તેટલી નુકશાની થશે એવો સંભવ છે એમ તે જાણતો હોય, તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

૧૦૦ રૂપીયાની નુકશાની કરવાના ઇરાદાથી અગ્ની વડે અથવા અવાજ સાથે ફુટે એવા કાંઇ પદારથ વડે બીગાડ કરવો.

## કલમ ૪૩૬ મી.

૪૩૬. જો કોઇ માણસ અગ્નિથી અથવા અવાજ સાથે ફુટે એવા કાંઈ પદારથથી બીગાડ કરે, અને તેથી જે ઈમારત ઘણું કરીને પુજાના ઠેકાણાં દાખલ, અથવા માણસના રહેવાના ઠેકાણાં દાખલ, અથવા માલ ભરવાના ઠેકાણાં દાખલ, વપરાતી હોય, એવી કોઇ ઇમારતનો નાશ કરવો એવો તેનો ઇરાદો હોય, અથવા તેથી તેનો નાશ થશે એવો સંભવ છે એમ જાણતો હોય તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

કાંઇઘર વગેરેનો નાશ કરવાના ઇરાદાથી અગ્નીવડે અથવા અવાજ સાથે ફુટે એવા પદારથવડે બીગાડ કરવો.

## કલમ ૪૩૭ મી.

૪૩૭. કોઇ તુતકવાળા વહાણને, અથવા વીશ ટનના કે તેથી વધારે ભારના વહાણને, જો કોઇ માણસ બીગાડ કરે, અને તેથી વહાણનો નાશ કરવાનો અથવા તેને જોખમ ભરેલું કરવાનો તે માણસનો ઇરાદો હોય, અથવા તેથી તે વહાણનો નાશ થશે, અથવા તે જોખમ ભરેલું થશે, એવો સંભવ છે એમ તે જાણતો હોય, તો તે માણસને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

તુતકવાળા વહાણને અથવા વીશ ટનના ભારના વહાણનો નાશ કરવાના ઇરાદાથી અથવા તેવા વહાણને જોખમ ભરેલું કરવાના ઇરાદાથી બીગાડ કરવો.

## કમલ ૪૩૮ મી.

૪૩૮. ઉપલી કલમમાં જે બીગાડનું બ્યાન કર્યું છે એવા બીગાડ જે માણસ અગ્નિવડે, કે અવાજ સાથે ફુટે એવા કાંઈ પદારથવડે કરે અથવા કરવાની કોશીશ કરે તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

છેલી કલમમાં બ્યાન કરેલો બીગાડ અગનીવડે, અથવા અવાજ સાથે ફુટે અથવા કાંઇ પદારથ વડે કરવાની શીક્ષા.

## કલમ ૪૩૯ મી.

૪૩૯. કોઇ વહાણુમાં જે કાંઇ માલ હોય તે માલની ચોરી કરવાના ઇરાદાથી, અથવા તે માલનો બદદાનતથી ખોટો ઉપયોગ કરવાના ઇરાદાથી, અથવા તે માલની ચોરી કે ખોટો ઉપયોગ કરવામાં આવે એવા ઇરાદાથી જે માણુસ જાણીજોઇને તે વહાણુને જમીનપર અથવા કીનારાપર ચઢાવી દે તે માણુસને દશ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણુ લાયક થશે.

ચોરી વીગેરે કરવાના ઈરાદાથી વહાણુને જમીનપર કે કીનારાપર ચઢાવી દેવું તેની શીક્ષા.

## કલમ ૪૪૦ મી.

૪૪૦. કોઈ સખસનું મોત આણુવાની, અથવા કોઈને વ્યથા કરવાની કે ગેરવાજબી અટકાવ કરવાની, અથવા મોતનો, વ્યથાનો કે ગેરવાજબી અટકાવનો ભય ઉત્પન્ન કરવાની, તઇયારી કરીને જે માણુસ બિગાડ કરે તે માણુસને પાંચ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણુ લાયક થશે.

મોત અથવા વ્યથા કરવાની તઇયારી કરીને બીગાડકરવો.

## કલમ ૪૪૧ મી.

**જે શખસના કબજામાં કાંઇ મિલકત હોય તે શખસને ધમકી દેવાના, તેનો તિરસ્કાર કરવાના, અથવા તેને દુઃખ આપવાના ઇરાદાથી, અથવા કાંઇ ગુન્હો કરવાના ઇરાદાથી, તે મિલકત મધ્યે અથવા તે ઉપર જે માણસ પ્રવેશ કરે, અથવા તે મિલકત મધ્યે કે તે ઉપર કાયદા મુજબ પ્રવેશ કર્યા પછી, તેવા કોઇ સખસને ધમકી દેવાના, તેનો તિરસ્કાર કરવાના, અથવા તેને દુઃખ આપવાના, ઇરાદાથી, અથવા કાંઇ ગુન્હો કરવાના ઇરાદાથી, જે માણસ કાયદા વિરૂદ્ધ ત્યાં રેહે તે માણસે સાપ્રાધ પ્રવેશ કર્યો એમ સમજવું.**

ગ્રહપ્રવેશ.

### માહારાણી કેસરેહીંદ વી. ચારૂનાયા.

कोइ जाहेर नदीना अमुक भागमांथी माछलां पकडवानो, जे सर्वांग हक होय, ते हकमां गेरकायदेसर पेसगीरी करवानो अपराध; ही. पी. को. मांहेला साप्राध प्रवेशनी व्याख्यामां आणी शकातो नथी.

કલમ ૪૪૧.
૧
તા. ૪–૫–૭૭
ઈં. ર. ક. પા.૨૧૪
નદીના અમુક ભાગમાંથી જે હક હોય તેવા હક ઉપર હુમલો કરવો એથી સાપ્રાધ પ્રવેશનો ગુન્હો થતો નથી.

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૨૯૬ (૪૩૮) મી કલમ પ્રમાણે આ કામ બાકરગંજના સેસન જડજે હાઇકોરટ તરફ મોકલ્યું હતું.

ફરીયાદીએ એવી ફરીયાદ કરી કે; એક ચોકસ નદીના ભાગમાંથી માછલાં પકડવાનો મારો પોતાનોજ હક છે, છતાં બીજા ઘણાક મચ્છી મારોની સાથે રહીને, તહોમતદાર ચારૂ નાયાએ તે ભાગમાં પોતાની જાળો નાંખી છે. પ્રથમ આ મુકરદમાનો ઇનસાફ ડેપ્યુટી માજીસ્ટ્રેટે કર્યો હતો. અને બંધવા ચારૂનાયાને હી. પી. કો. ની ૪૪૭ મી કલમ મુજબ સાપ્રાધ પ્રવેશનો ગુન્હેગાર ઠરાવી, તેનો ૫૦ રૂપૈયા દંડ કર્યો હતો. અને તે દંડ ન આપે તો એક માસની આસાન કેદની સજા કરી હતી. બાકરગંજના જીલ્લા માજીસ્ટ્રેટે ડેપ્યુટી માજીસ્ટ્રેટનો ઠરાવ બહાલ રાખ્યો હતો.

તે મુકરદમો સેસન જડજે એવા કારણથી લખી મોકલ્યો કે, બંધવાનો કરેલો અપરાધ પીનલકોડ માંહેલા, સાપ્રાધ પ્રવેશના ગુન્હાની વ્યાખ્યામાં આવી શકતો નથી. સેસન જડજે પોતાના લખાણમાં હાઇકોરટનું લક્ષ નીચેના ફેંસલાઓ તરફ ખેંચ્યું છે. (૧) ખેતરનાથદત્ત વિ. ઇંદ્રજાલીયા ૧૬ વી. રી. ૭૮) (૨) સૃષ્ટીધર પરોઈ. વિ. ઇંદ્રભુષણ ચક્રબતી. ૧૮ વી. રી. ૨૫) કાશીચંદ્રદાસ વિ. હરકીશોર ૧૯ વી. રી. ૪૭ (૪) ભુષણ પરોઇ વિ. દીનોનાથ બાંનરજી ૨૦ વી. રી. ૧૫)

**હાઇકોરટ તરફથી જસ્ટીસ માંકબીએ નીચે પ્રમાણે ઠરાવ આપેલો છે.**

બંધવાને ખોટી રીતે સજા થયાનું, સેસન જડજ માને છે, તેમાં અમે મળતા આવીએ છીએ. જે જાહેર નદીના ભાગ ઉપર માછલાં પકડવાનો ફરીયાદી એકલાનોજ સર્વાંગ હક હતો; ત્યાંથી બધવે માછલાં પકડયાનું સાબીત થયું છે. આવા કૃત્યને ડેપ્યુટી માજીસ્ત્રેટે

સાપ્રાધ પ્રવેશનો ગુન્હો ગણ્યો છે. પરંતુ અમો અમારા મનમાં તેમ ગણતા નથી; તે ગુન્હાની વ્યાખ્યા કાયદામાં આપી છે, તેમાં ઠરાવ્યું છે કે; જે સક્ષ તેમાં લખેલા ઇરાદાથી બીજા કોઈ માણસના કબજાની મિલકત ઉપર અથવા મધ્યે પ્રવેશ કરશે, તે સાપ્રાધ પ્રવેશના ગુન્હાનો અપરાધી થશે. અલબત, માછલા પકડવાનો હક તે એક જાતની મિલકત છે, તોપણ જે માણસને તે હક નહીં હોવા છતાં કોઈ જાહેર નદીમાંથી માછલાં પકડ્યાં એથી બીજાની મિલકત ઉપર પ્રવેશ કર્યાનું અમો કહી શકતા નથી.

જે નદી ઉપર બંધવે પ્રવેશ કરેલો છે, તે જાહેર નદી હોવાથી કોઇ સક્ષના એકલાના કબજામાં રહી શકતી નથી. અને તેમાંથી માછલાં પકડવાનો હક એવા પ્રકારનો નથી, કે જે માણસ ગેરકાયદેસર તે હક લોપે, તો સદરહુ કલમના અર્થ પ્રમાણે બીજા સક્ષના કબજાની મિલકત ઉપર પ્રવેશ કર્યાનું કહી શકાય. માટે ગુન્હાનો ઠરાવ રદ કરવામાં આવેછે.

## મથુરાં વિ. જવાહીર અને બીજાઓ.

**કલમ ૪૪૧.**
૨
તા. ૧૫–૧૨–૭૭
ઈં. ૧ અ. પા.૫૨૭
જોકે જાહેર જળવાટ ઉપર હોડી ચલાવવાનો એક સક્ષનો હક હોય તેને નુકશાન કરવાના ઇરાદાથી બીજો સક્ષ તે જળવાટવાપરે તેથી સાપ્રાધ પ્રવેશનો ગુન્હો થતો નથી.

कोइ चोकस ठकाणे,एक माणस जाहेर रीते इजारो लइने होडी चलावतो होय,ते ठकाणेथी त्रण माइलने छेटे बीजो सक्ष भाडुं लइने होडी चलावे, तो ते सक्षे पी. को. नी ४४१ मी कलमना अर्थ मुजब, साप्राध प्रवेश कर्यानुं कही शकातुं नथी, कोइ ज्ञाहेर जळवाट होय, तेनी नजीकमां भाडुं लइने कोइए मछवो चलाववो नहीं, एवो हुकम योग्य रीते प्रसीद्ध करीने, कोइ सरकारी अमलदारे काढयो होय, ते सक्ष सदरहु कलमनी बेफरमानी वास्ते ही. पी. को. प्रमाणे सजाने पात्र थाय छे.

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૨૯૬ મી કલમ પ્રમાણે, કાનપોરના સેસન જડજે આ કામ હાઈકોરટમાં લખી મોકલ્યું હતું.

ફતેપુર જીલ્લાના કલ્યાણપુર પ્રગણામાં, બારા ગામ પાસે જમના નદી ઉપર હોડી ચલાવનાર ઈજારદારે, જીલ્લા માજીસ્ટ્રેટ પાસે એવી ફરીયાદ કરી કે, એક જવાહીર નામનો સક્ષ તથા તેની સાથે બીજા કેટલાક સક્ષો, " મારી હોડી ચલાવવાની જગ્યાથી વાવ્ય ખુણામાં દોઢ ગાઉ ઉપરના જે ગામના તેઓ રહેવાશી છે, તે ગામમાં જાહેર રીતે હોડી ચલાવવાનો અધીકાર નહીં મળ્યા છતાં કાયદાની સામા થઇને ભાડું લઇ હોડીઓ ચલાવેછે, અને એમ કરતાં મારા ધંધામાં તે નુકશાન કરે છે.

તે ઉપરથી જીલ્લા માજીસ્ટ્રેટે આ કામ ચલાવી તેનું છેવટ આણવા પોતાના તાબાના એક માજીસ્ટ્રેટ તરફ હુકમ લખી મોકલ્યો હતો.

સદરહુ તાબાના માજીસ્ટ્રેટનો એવો અભીપ્રાય થયો કે, કાયદાની સામે થઇ ભાડુતી હોડી ચલાવવાના ગુન્હાની સજા વાસ્તે, આ પ્રાંતમાં કોઇ કાયદો ચાલતો નથી. તેથી જીલ્લા માજીસ્ટ્રેટે સને ૧૮૫૧ નો આઠમો આકટ, તથા સને ૧૮૬૪ નો ૧૫ મો આકટ, તથા સ્થાનીક સરકારના જાહેર બાંધ કામ ખાતા તરફથી સને ૧૮૭૪ ના સપ્ટેંબરની ૧૯ મી

તારીખનો પ્રસીદ્ધ થએલો સરક્યુલર, તથા સને ૧૮૭૪ નો ૨૨ મા નંબરવાળો સરક્યુલર, તથા હી. પી. કો. ની ૪૪૭ મી કલમ જોવાનું તાબાના માજીસ્ત્રેટને લખ્યું હતું.

ત્યારબાદ એ તાબાના માજીસ્ત્રેટે તહોમતદારો ઉપર, પી. કો. ની ૪૪૭ મી કલમના ગુન્હા માંહેલો આરોપ મુકી; તેઓનો સંક્ષેપ રીતે ઈનસાફ કર્યો. અને તે કલમ પ્રમાણે તેઓ કાયદેસર સજાને પાત્ર થતા નથી, એવા કારણથી તેણે તેઓને છોડી મુકયા. હાઇકોરટનો હુકમ મેળવવા સારૂ, જીલા માજીસ્ત્રેટે એ ઠરાવ સેસન કોરટને લખી મોકલ્યો. અને સેસન કોરટે ઉપર કહ્યા પ્રમાણે હાઇકોરટમાં લખી મોકલ્યો. અને તેની સાથે તે કોરટે જણાવ્યું છે કે, આ મુકરદમાનો ઈનસાફ સને ૧૮૧૯ ના છઠા રેગ્યુલેશનની છઠી કલમ પ્રમાણે થવો જોઈએ. તથા તહોમતદારોને પ્રથમ જે હુકમ સંભળાવ્યો હતો, તે હુકમ તોડવા વાસ્તે સજા થવી જોઈએ. તેવીજ રીતે હોડી ચલાવનારના હક ઉપર સાપ્રાધ પ્રવેશ કર્યો છે, તેને માટે પણ તેઓને સજા થવી જોઇએ. તથા જે કાયદાઓ તથા સરકયુલરોનો ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટે હવાલો આપ્યો છે,તે સઘળા કાયદાઓ અને સરકયુલરો તરતા તથા કાયમ પુલો અને રસ્તા ઉપર લેવાતા કરના સંબંધના છે, તેથી તે આ કામને લાગુ પડતા દેખાતા નથી.

## જસ્ટીસ સ્પેંકીનો ઠરાવ.

તહોમતદારો ઉપર સાપ્રાધ પ્રવેશનું તહોમત મુકીને, તેઓને તાબાના માજીસ્ત્રેટે છોડી મુકયા છે. તેમાં કાંઇ ગેરકાયદેસરપણું થયાનું હું કહી શકતો નથી. આ ગુન્હાની વ્યાખ્યા હી. પી. કો. ની ૪૪૧ મી કલમમાં આપેલી છે. અને તે એવી છે કે, "જે સક્ષના કબજામાં કાંઇ મિલકત હોય, તે સક્ષને ધમકી દેવાના, તેને તીરસ્કાર કરવાના, અથવા તેને દુખ આપવાના ઇરાદાથી, અથવા કાંઇ ગુન્હો કરવાના ઇરાદાથી, તે મીલકત મધ્યે, અથવા તે મિલકત ઉપર, જે માણસ પ્રવેશ કરે, અથવા તે મીલકત ઉપર કે મધ્યે કાયદા મુજબ પ્રવેશ કર્યા પછી, તેવા કોઇ સક્ષને ધમકી દેવાના, તેનો તીરસ્કાર કરવાના, અથવા તેને દુઃખ આપવાના ઇરાદાથી, અથવા કાંઇ ગુન્હો કરવાના ઇરાદાથી, જે માણસ કાયદા વીરૂદ્ધ ત્યાં રહે તે માણસે સાપ્રાધ પ્રવેશ કર્યો એમ સમજવું."

જીલા માજીસ્ત્રેટની લખેલી હકીકત ઉપરથી જણાય છે કે, બારા ગામ પાસે હોડી ચલાવવાનો ઈજારો ફરીયાદીનો હતો. ત્યાંથી વાવ્ય દીશામાં દોઢ ગાઉ ઉપર જમના નદીમાં તહોમતદારોએ ભાડું લેઈ હોડી ચલાવી છે. તે તે કારણથી તેઓના ઉપર સાપ્રાધ પ્રવેશનું તહોમત મુકેલુંછે. તાબાનો માજીસ્ત્રેટ ધારે છે કે. પી. કો. ની ૪૪૧મી કલમમાં જે વ્યાખ્યા આપી છે, તે વ્યાખ્યાવાળો ગુન્હો થતો નથી. અને જે હકીકત નીરવીવાદ કબુલ કરવામાં આવી છે, તેના ઉપર તથા ૪૪૧ મી કલમના શબ્દો ઉપર વિચાર કરતાં, ફરીયાદીની હોડી ચલાવવાની જગ્યાથી દોઢ ગાઉને છેટે, તહોમતદારે હોડી ચલાવી, તેના સબંધમાં તાબાના માજીસ્ત્રેટે જે અભીપ્રાય બાંધ્યો છે, તે અભીપ્રાયને હું મળતો આવું છું.

સને ૧૮૧૯ ના છઠા રેગ્યુલેશનની છઠી કલમમાં એવી મને કરેલી છે કે, કોઇ જાહેર જળવાટ ઉપર હોડી ચલાવવાનો કોઇ સક્ષને હક હોય, તેની પડોશમાં બીજા સક્ષે અવલથી માજીસ્ત્રેટની મંજુરી મેળવ્યા વગર, બીજી હોડી ચલાવવી નહીં. કોઇ સક્ષને હરકોઇ મનાઇનો હુકમ સ્પષ્ટ રીતે જણાવી દીધો હોય, અને પછી જો એ માણસ કોઇ જાહેર

જળવાટની નજીકમાં, ભાડું લેઇને હોડી ચલાવવાનું કામ ચાલતું રાખે તો, સદરહુ હુકમની બેદરકારી કર્યા માટે, તેને સજા કરવાનો માજીસ્ટ્રેટને બેશક પીનલકોડથી અધીકાર મળેછે.

સને ૧૮૫૧ ના આઠમા આકટ પ્રમાણે જાહેર રસ્તાઓ અને પુલો ઉપર, સરકાર કર ઉઘરાવી શકે છે, અને તેની છઠી કલમ સાવ જુદાજ ગુન્હા સાથે સંબંધ રાખે છે; અને તે ગુન્હાઓ નીચે પ્રમાણે છે.

જાહેર જળવાટ, અથવા પુલ ઉપર કર ઉઘરાવવાને જે માણસને નીમ્યો હોય, તે સક્ષની સામે કરેલો ગુન્હો.

(૨) વળી તે કાયદાના પરીશીષ્ટમાં કર લેવાની જે જે રકમો નકી કરી છે, તે કરતાં જબરી નથી, તથા ગેરકાયદેસર વધુ રકમ માગવાનો ગુન્હો જે ખાસ મુકરદમો આ કોરટ પાસે આવ્યો છે, તેને ભાગ્યેજ તે કલમ લાગુ પડી શકે છે. માટે હાલ આ કોરટને વચમાં આવવાનું કાંઇ કારણ જણાતું નથી;

## જુઠારામ દવેની બાબતમાં.

**કલમ ૪૪૧.**

૩

તા. ૧૭—૯—'૭૮
ઈ. ૨ મ. પા. ૩૦
હુકમનામાની બજાવણી કરવામાં હુકમનામાનો લેણદાર પોતાના દેણદારના ઘરના બારણાં ફોડી અંદર પેસે તેમાં ઘર ફોડવાનો ગુન્હો થતો નથી. કેમકે સાપ્રાધ પ્રવેશ થયા વિના ગુપ્ત ગ્રહપ્રવેશ કે ઘર ફોડવાનો ગુનોહ થતો નથી.

सने १८७७ नो चोथो आक्ट, जे प्रेसीडेंन्सी माजीस्त्रेटने काम केम चलववुं, तेनो छे, तेनी १६७ मी कलममां, "छ महीना उपरांत केदनी सजा, अथवा बसो रुपैया उपरांत दंडनी सजा," ए शब्दोनो अर्थ, स्वतंत्र सजाओने माटे राखेलो छे, अने दंड न आपवानी कसुरी बदल, जे केदनी सजा करवामां आवे, ते सजानो तेमां समास कर्यो नथी. कारण के,ते विकल्परीतनी सजानो अमल दंड न आपवानी शरतेज थइ शके छे.

बंधवाओ हुकमनामाना लेणदारो हता. अने तेओ अधिकारवाळा एक नाजरनी साथे जइने, सुर्योदय थया पेहेलां फरीयादीना घर मांहेली मिलकत, जप्तीमां लेवाना इरादाथी, तेना घरनुं बारणुं उघाडीने अंदर पेठा. तेने माटे रात्रे घर फोडवाना, अथवा रात्रे गुप्त गृहप्रवेशना गुन्हाना तेओने अपराधी ठरावबामां आव्या.

ठरावबामां आव्युं के, बंधवाओ साप्राध प्रवेशना गुन्हाना गुन्हेगार नथी; केमके ते गुन्हो थवा सारु, जे जे इरादाओ जोइए, ते ते इरादाओमांथी एके इरादो, तेओनो नहीं होवानुं जणायाथी, तथा उपर कहेला बंने गुन्हाओनुं तत्व,प्रथम साप्राध प्रवेशनुंछे, तेथी गुन्हानो ठराव रद करवो जोइए.

મદ્રાસના પ્રેસીડેંસી માજીસ્ટ્રેટની પ્રાઇલ ઉપરના સને ૧૮૭૮ના ૨૧૯૭૪ નંબરના

આલંદર દેશમાં, જે સજાઓ થઇ હતી તે રદ કરાવવા સારૂ આ અપીલ થઇ હતી અને તેની સાથે એવી અરજ કરી હતીકે, આ અપીલનો નીકાલ થતાં સુધી કરેલી સજા મોકુફ રાખીને અપેલેંટોને જામીન ઉપર છોડવા જોઇએ.

**અપેલેંન્ટો તરફથી જોન્સટન સાહેબ.**

**પ્રોસીક્યુશન તરફથી ટારંટ સાહેબ.**

આ મુકરદમાની હકીકત, તથા તેમાં થએલી દલીલો નીચેના ઠરાવમાંથી જોઈએ તેટલી જણાઇ આવશે.

**જસ્ટીસ ઇન્સનો ઠરાવ.**

આ મુકરદમો પ્રથમ અમારી પાસે અપીલની અરજીથી આવ્યોછે. બંધવાઓ ઉપર ક્રી. પી. કો. ની ૪૫૬ મી કલમ પ્રમાણે રાત્રે ઘર ફોડવાનું અથવા રાત્રે ગુપ્ત ગૃહપ્રવેશ કર્યાનું તહોમત રાખીને તેઓને પ્રેસીડેંસી માજીસ્ટ્રેટે સદરહુ ગુન્હાના અપરાધી ઠરાવી તેઓને છ માસ કેદની તથા બસો રૂપૈઆ દંડની, અને દંડ ન આપેતો બીજા બે માસ આસાન કેદની સજા કરી હતી.

નીચેના કારણો આપીને તેણે અપીલ કરીછે.

(૧) પડેલા પુરાવા ઉપરથી જે ગુન્હો સાબીત ગણ્યોછે, તે ગુન્હો થયાનું નીકળતું નથી. તથા તેવા ગુન્હાનો ઠરાવ કાયદાથી વિરૂદ્ધ, અને પુરાવાની તુલના સામે થયોછે.

(૨) સાપ્રાધ ઈરાદાનો કાંઇ પુરાવો પડ્યો નથી.

(૩) મુકરદમાની સઘળી કેફીયત સાપ્રાધ ઇરાદાની, ગેરહાજરી બતાવી આપેછે.

આ અપીલની સુનાવણી વખતે, સરકાર તરફના પ્રોસીક્યુટરે એવો વાંધો લીધોકે, આવા કામમાં અપીલ થઇ શકતી નથી. અને એ મુદા ઉપર તકરાર સાંભળ્યા પછી, અમે એવો નીર્ણય કર્યો છેકે, કાયદાની સ્પષ્ટ ભાષા ઉપરથી જણાઈ આવે તેવો કાયદા કારોનો હેતુ આવા કામમાં એવો છેકે, અપીલ ચાલવી જોઇએ નહીં. કેમકે બંધવાઓને જેટલી મુદતની કેદની સજા આપીછે, તે મુદત છ મહિનાથી વધતી નથી, તથા દંડ પણ બસો રૂપૈયાથી વધતો નથી.

ફો. કામ ચલાવવાની રીતના કાયદાની, ૨૭૪ (૪૧૫) મી કલમની છેલી રકમમાં બે અથવા વધુ સજાઓ, જેવીકે કેદની તથા દંડની ભેગી કરીને જે સજા કરવામાં આવી હોય, તેના ઉપર અપીલ કરવાનો અધીકાર આપ્યોછે. તેવા અધીકાર આપવા વિશે પ્રેસીડેંસી માજીસ્ટ્રેટના આકટમાં કાંઈ નીયમ બાંધ્યો નથી.

તેથી જે સઘળું અમારે જોવાનુંછે તે એછેકે, માજીસ્ટ્રેટે બંધવાને છ મહિના કરતાં વધુ મુદતની સજા કરીછે કે કેમ, અથવા દંડની સજામાં બસો રૂપૈયા કરતાં વધુ દંડ કર્યોછે કે કેમ! જો તેમ કર્યું ન હોયતો પછી અપીલ ચાલી શકતી નથી.

દંડની સજાના સંબંધમાંતો કાંઈ સવાલજ રહેતો નથી, પરંતુ દંડ ન આપવાની કસુરી બદલ, જે વીકલ્પ રીતની કેદની સજા કરેલીછે, તે સજા અપીલના કામને માટે છ મહિનાની સ્વતંત્ર કેદની સજામાં ઉમેરવાનું કહેવામાં આવ્યુંછે. પરંતુ અમે માનીએ છીએકે, "છ મહિના સુધીની કેદની અથવા બસો રૂપૈયાથી વધે નહીં એવી દંડની " એ શબ્દોના

અર્થની મરીયાદા સ્વતંત્ર સજા સુધી રાખીછે, અને દંડ ન આપવાની કસુરી બદલ, જે કેદની સજા કરવામાં આવે, તે સજાનો તેમાં સમાસ કરીએતો, તેટલે સુધી તે મરીયાદા પહોંચી શકતી નથી. કારણકે એવી સજાનો અમલ જ્યારે દંડ ન આપવામાં આવે ત્યારે જ થાયછે. આ મત અગીઆરમી કલમથી સાચો ઠરેછે, અને તે કલમમાં બે વરસની કેદની સજા આપવાનો, આ માજીસ્ટ્રેટને અધીકારછે. અને એટલાજ અધીકાર સુધી માજીસ્ટ્રેટની હકુમતની મરીયાદા રાખીછે, તેમાં તે સજા સ્વતંત્ર રીતનીછે. અને દંડ ન આપવાની કસુરી બદલ જે કેદની સજા તે આપેછે તે સજા તમામ ઇલાયદીછે, આટલા કારણો સર અમોએ આ અપીલ રદ કરેલીછે. તોપણ અમારી પાસે એવી અરજ કરવામાં આવી છેકે, હાઈકોરટના ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા (૧૮૭૫ના દસમા આકટની) ૧૪૭મી કલમ પ્રમાણે આ મુકરદમો અમે હાથમાં લઇ શકીએ છૈએ, તે સામે સરકારી પ્રોસીક્યુટરે એવો વાંધો લીધો છેકે, તે કલમ પ્રમાણે વરતવા સારૂ, અમોને કોઇ અરજી કરવામાં આવી નથી. અને જ્યારે અમે અપીલ કોરટ તરીકે બેશીએ છૈએ ત્યારે આ હાઈકોરટની અસલ ફોજદારી હકુમતની કામ ચલાવવાની રીતનો જે કાયદોછે, તેના ઉદ્દેશમાં લખ્યુંછે તે મુજબ અમે અપીલ સંઘરી શકતા નથી. આ વાંધામાં કાંઇ ખરાપણું હોય, એમ અમે ધારતા નથી.

જ્યારે હાઈકોરટનો એક વીભાગ અપીલના કામમાં રોકાયો હોયછે, તેથી કરીને હાઇકોરટની અસલની સ્થાનીક હકુમતમાં ઉત્પન્ન થતા દીવાની કે ફોજદારી દાવાઓની હકુમત ચલાવવામાંથી તે કાંઇ બાતલ થઇ શકતી નથી.

આગળના વખતમાં એવો નીયમ ચાલતો હતો કે જ્યારે નીચલી કોરટમાં કોઇ ફોજદારી ઇનસાફ થવાનો હોય, તે ઇનસાફ પુરેપુરો તથા અપક્ષપાતપણે નહીં થશે; એવી જ્યારે ઉપલી કોરટને ખાત્રી થાય, ત્યારે નીચલી કોરટમાં ચાલેલું સઘળું કામ, તથા તહોમતદારને પોતાની હજુરમાં મંગાવવાનો, તે ઉપલી કોરટને હુકમ કરવાનો અધીકાર હતો. તે અધીકારને ઠેકાણે ૧૪૭ મી કલમ પ્રમાણે ચલાવવાનો અખતીયાર દાખલ કરવામાં આવ્યોછે. અને તે અખતીયાર ફોજદારી કામ ચલાવવાના કાયદાથી ઠરાવ સુધારવાનો જે અધીકાર આપ્યોછે, તેનો તેજ અધીકાર નથી. પરંતુ તેને મળતોછે. અને તે અધીકાર આ અદાલતની કોઇ ચોકસ શાખામાં ચલવવો એવું કાંઇ નથી. તે કલમમાં એવું જોઈએ છૈએકે, કોઇ હાઇકોરટને જણાયકે હરકોઈ ચોકસ મુકરદમો પોતાની સામાન્ય અસલ હકુમતની સ્થાનીક હદમાં આવેલી કોઈ ફોજદારી કોરટમાંથી, પોતા પાસે ખેંચી લેવાથી ઇનસાફનો હેતુ વૃદ્ધી પામશે, તો પછી તે પ્રમાણે હુકમ કરી શકે છે, અને જ્યારે અમોને જણાવ્યુંકે અમારી હકુમત ચલાવવા વાસ્તે પ્રસંગ બન્યોછે, તથા દફતર પણ અમારી પાસે આવી ગયુંછે, તેથી તે કલમ પ્રમાણે મગાવી લીધેલા મુકરદમા તરીકે સાંભળવાનું અમે નકી કરેલુંછે. અને દલીલ દાખલા દેતાં ઘણા કીમતી સવાલો ઉઠવાનો લીધે અમે આજ દિવસ સુધી ઠરાવ આપવો મુલતવી રાખ્યો હતો. આરોપીત સખ્શ ઉપર સૂર્યાસ્ત ગૃહપ્રવેશ અથવા ઘર ફોડવાના ગુન્હાનું તહોમત મુકવામાં આવ્યું હતું. અને તે ગુન્હાના તેઓને અપરાધી ઠરાવેલાછે. જોકે આ ઠેકાણે કહેવાનું ઘણું જરૂરનું નથી, તોપણ કહેવું જોઇએકે, જ્યાં વીકલ્પ રીતનું તહોમત મુકવાનું ધાર્યું નહોય, ત્યાં આરોપીત સખ્શ ઉપર આ-

સઘળા એલાયદા ગુન્હાઓમાંથી જે ગુન્હાનું તહોમત રાખવાનું હોય, તે તહોમત સ્પષ્ટ રીતે લખવું જોઇએ.

એ ઠરાવના છેલ્લા પારેગ્રાફ ઉપરથી જણાઇ આવેછેકે, ઘર ફોડવાના ગુન્હાનો ઠરાવ કરવામાં આવ્યો હતો. અને જે ગુન્હાનું તહોમત મૂક્યું હતું, તે ગુન્હાનો અપીલેન્ટને અપરાધી ઠરાવ્યોછે; તેથી જણાયછેકે, જે ગુન્હાનું તહોમત મુકવાનું ધાર્યું હતું, તે ગુન્હો એકલો ઘર ફોડવાનો હતો. અને તે બીના એ ઠરાવના પેહેલા પારેગ્રાફ ઉપરથી જણાઇ આવેછે. પરંતુ આ બંને ગુન્હાનું તત્વ સાપ્રાધ પ્રવેશનુંછે. અને ૪૪૧મી કલમમાં સાપ્રાધ પ્રવેશના ગુન્હાની વ્યાખ્યા આપતાં જે ઇરાદાઓનું બ્યાન કર્યુંછે, તે ઇરાદાઓ પૈકી એક પણ ઇરાદાથી કાંઈ કામ કરવામાં આવ્યું નહોય, ત્યાં સુધી તે કૃત્ય કાંઈ સાપ્રાધ પ્રવેશનું થતું નથી. એ ઈરાદાઓ નીચેનાં કૃત્યો કરવાના હોવા જોઇએ. (૧) ગુન્હો કરવાનો, (૨) અથવા જે મીલકતને સબંધે સાપ્રાધ પ્રવેશ થયાનું કહેવામાં આવતું હોય, તે મીલકત જેના કબજામાં હોય, તેને ધમકી દેવાનો, (૩) અપમાન કરવાનો, (૪) દુઃખ દેવાનો.

હવે વિચાર કરવાનો મુખ્ય સવાલ એછેકે, આ ઇરાદાઓ પૈકી એક પણ ઇરાદાથી બંધવાઓએ આ કૃત્ય કર્યું હતું એવું દેખાડનારો દફતરમાં કાંઇ પુરાવો છેકે નહીં? જે હકીકત સાબીત થઇછે તે નીચે પ્રમાણે છે.

બંધવાઓ ફરીયાદીના હુકમનામાના લેણદાર હતા. અને તેઓ એક સ્મોલકોઝ કોર્ટના નાજરને, પોતા સાથે તેડી જઇને, સૂર્ય ઉદય થયાં પેહેલાં ફરીયાદીના ઘરનાં બારણાં ઉઘાડીને, અંદર પેઠા. સદરહુ નાજરને, ફરીયાદીના ઘર માંહેની કેટલીક ઘર વખરી ઉપર, જપ્તી કરવાનું વારંટ હવાલે કરવામાં આવ્યું હતું. નીચલી કોરટે ખરેખરી સત્યતાથી બેશક માની લીધુંછે કે, ફરીયાદીના ઘરનાં કમાડ ઉઘાડીને તેમાં પેસવાનો છેવટનો ઇરાદો, પોતાનું હુકમનામું બજાવવાનો હતો. આ ઇરાદો પરીપુરણ રીતે કાયદેસર હતો. તોપણ એટલાજ ઉપરથી ઠરી શકતું નથી કે, છેવટનો ઈરાદો તેજ માત્ર તેઓનો ઇરાદો હતો. એ ઇરાદો પારપાડવામાં ગુન્હો કરવો હોય તો થઇ શકે છે; અને કોઇ કાયદેસર છેવટનો હેતુ પારપાડવામાં; તેવો ગુન્હો કરવાના ઇરાદાથી; મિલકત ઉપર પ્રવેશ કરવો, એથી સાપ્રાધ પ્રવેશનો ગુન્હો થાય છે. તેજ પ્રમાણે તે છેવટનો હેતુ પાર પાડવામાં જે રસ્તાઓ લેવામાં આવે, તેમાં ધમકી દેવાનો, અપમાન કરવાનો; અથવા દુઃખ દેવાનો ઈરાદો સામેલ કરવો હોય તો સામેલ કરી શકાય છે. હાઇકોરટના ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની, ૧૪૭મી કલમ પ્રમાણે, ગુણદોષ જોયાથીજ, અમે વચમાં આવી શકીએ છીએ. અને જે હકીકતના ખરાપણા ઉપર, માજીસ્ત્રેટે આધાર રાખ્યો હોય, અને જે ઉપરથી કોઇ ઇરાદો દરસાઈ આવતાં, તેમો કરેલો ઠરાવ કાયમ રહી શકતો હોય, તે હકીકતનું ખરાપણું દફતરમાંથી મળી આવે તો, તેને બહાલ રાખવા સારૂ અમે બંધાયલા છીએ. દરેક માણસે પોતાના કામોનાં સ્વભાવીક પરીણામો ધારી રાખેલાં હોવાં જોઈએ. અને તેથી ઘરનું કમાડ તોડવાના સ્વભાવીક પરીણામની અંતે, ફરીયાદીને દુખ થશે અને તે દુખ દેવાનું બંધવાઓએ ધારી રાખેલું હોવાની દલીલ કરવામાં આવી છે. તે કૃત્યની પછવાડે એવું પરીણામ થયાનું જ્યારે દેખાડવામાં આવે, ત્યારે આ નીયમ લાગુ પાડવાને હરકોઈ અસલત, સંપુર્ણ રીતે મુખત્યાર છે. જેમકે દ્રષ્ટાંત, જ્યાં સ્વઇચ્છાથી કરેલાં કામથી કોઇને માર મારવામાં આવે,

આવે, અને તે મારથી પાધરી રીતે મોત થાય, ત્યાં બીજી રીતનો ખુલાસો ન આપતા સુધી તે માણસને મારી નાંખવાનો ઈરાદો હોવાનું, અનુમાન કરવું હોયતો કરી શકાય છે, અને તે અનુમાન કર્યા બાદ પણ, કરેલું અનુમાન કાયદાની બાબત નથી. કોરટ અથવા જુરીએ ખાત્રી કરી લેવાની જરૂર છે કે બનેલો પ્રસંગ એવો તો હતો કે, એવો કોઈ ઈરાદો બંધવાના મનમાં તે વખતે રમી રહેલો હતો. ચાલતા કામમાં ડડલી સાહેબે પોતાના ઘરના કમાડ તોડયા વીશેની ફરીયાદ, એક લશ્કરી અમલદાર પાસે કર્યાનો થોડો ઘણો પુરાવો છે. એ વાત ખરી પણ દુખ દીધાની હકીકત માલમ પડી આવી નથી. જો આ ઉપરથી માજીસ્ત્રેટે ઠરાવ્યું હતું કે, તેમાં દુખ થયું હતું, અને દુખ દેવાનો ઇરાદો બંધવાઓએ કર્યો હતો, તો તે વાત અમે કબુલ કરત પણ તેણે જે નીરણય કર્યો છે, તેમાં અમે મળતા આવત કે નહીં, તે કહી શકાતું નથી. પરંતુ માજીસ્ત્રેટેતો તેમ કર્યું નથી. ડડલી સાહેબને ધમકી આપવાનો અથવા તેનું અપમાન કરવાના ઇરાદાનો, કાંઇ પુરાવો પડયો નથી. ગુન્હો કરવાના ઈરાદાનો પુરાવો પડયો છે કે નહીં, તે વીશે એમ કહેવામાં આવ્યું છે કે, દરવાજો ભાગવાથી બીગાડ થાય છે. અને આ ગુન્હો કરવાનો ઈરાદો હતો. તે કૃત્ય આ કલમમાં લાવવા સારૂ પ્રવેશ કરવાની જોડે અથવા તે કર્યા પછી, હરકાંઇ વસ્તુ કરવાના ઇરાદાને, તે ઇરાદો ગણવો કે નહીં તે વખતે શક પડતું છે." પરંતુ આ નકી કરવાનું કાંઇ જરૂર નથી. કેમકે માજીસ્ત્રેટે તો ઠરાવ્યું છે કે, દરવાજો તોડીને ઉઘાડયો પણ તે દરવાજાની કીંમતમાં, અથવા ઉપયોગી પણામાં, દેખાઇ આવે એવો ઘટાડો થઈ આવ્યાનું, અથવા તેને કાંઇ નુકશાન પહોંચ્યાનું, સાબીત કરવાનો પુરાવો પડયાનું. તે માજીસ્ટ્રેટના અભીપ્રાયમાં આવ્યું હતું, એવું બતાવવા સારૂ તેણે જે વાત નકી કરી છે તે બસ નથી. અને તે પ્રમાણે નકી કર્યા વગર, બીગાડનો ગુન્હો થયાની વાત માજીસ્ટ્રેટે નકી કરી છે, એમ અમે કહી શકતા નથી.

કોઇ તાબાની કોરટમાં, ચાલેલું કામ, સુધારનારી કોરટ તરીકે, જે દરજ્જે અમે છીએ, તે દરજ્જે કાંઇ દુઃખ દીધાના સંબંધમાં, અથવા કમાડ ભાગવાના સંબંધમાં, જે ઇરાદાઓની હયાતી વીશે નકી કરવામાં આવ્યું નથી, તે ઇરાદાની ખામી પુરી પાડવાને, અમો સ્વતંત્ર નથી. એક પ્રસંગે બીગાડનો ગુન્હો થયો હતો, અથવા બીજે પ્રસંગે દુખ દેવામાં આવ્યું હતું, અને તે બેમાંથી હરેક કામ કરવાનો ઇરાદો, બંધવામાંથી એક જણના પણ મનમાં હોવાનું, અમે કહી શકતા નથી. હકીકત ઉપરથી તો સાફ રીતે દેખાઇ આવે છે કે, જે એકજ ઇરાદાથી ધારણા રાખી હતી, અને જે ઇરાદો તેઓના મનપર વસેલો હતો, તે ઈરાદો પોતાના હુકમ નામાની બજાવણી કરવાનો હતો.

ફકત માજીસ્ટ્રેટેતો ઠરાવ્યું છે કે, કમાડ ભાગવામાં આવ્યું હતું, અને તે ભાગવાનો તેમને અધીકાર નહોતો, બેશક તેમ હતું પરંતુ નુકશાન પહોંચે એવું દરેક કૃત્ય, ફોજદારી રીતે સજા કરવા લાયક થતું નથી. અને તેમાં પણ ફકત દરવાજો ભાગીને ઉઘાડયો, એ તો બીલકુલ તેમ છેજ નહીં.

પ્રવેશ કર્યા માટે ફોજદારી ફરીયાદ કેટલે સુધી લેવી, તેની મરીયાદા હિંદુસ્થાનના ફોજદારી કાયદાથી બાંધેલી છે. અને કેટલાક ખાસ પ્રકારના પ્રસંગો શીવાય, તે મરીયાદાની વ્યાખ્યા, ઇી. પી. કો. ની ૪૪૧ મી કલમમાં આપેલી છે, અને જે કૃત્યો કીધેલું

ઠરાવ્યું છે, તે કૃત્યોનો આ કલમમાં આપેલી વ્યાખ્યા પ્રમાણે, સમાસ થતો નથી. તેથી સાપ્રાધ પ્રવેશ થઈ શકતો નથી. અને જ્યારે સાપ્રાધ પ્રવેશ થઇ શકતો નથી, ત્યારે રાતે ઘર ફોડવાનો ગુન્હો થતો નથી. માટે ગુન્હા તથા સજાના ઠરાવો રદ કરીને, બંધવાઓને છોડી મુકવાનો હુકમ કરૂં છું.

## જસ્ટીસ મુતુ સ્વામી આયરનો ઠરાવ.

આ અપીલમાં નકી કરવાના ત્રણ સવાલો ઉઠે છે.

(૧) અપીલ ચાલી શકે છે કે નહીં?

(૨) રીવીઝન કોરટ તરીકે અમારાથી વચ્ચે આવી શકાયછે કે નહીં?

(૩) ગુણદોશનો વિચાર કરતાં ગુન્હાનો ઠરાવ ખોટો છે કે કેમ?

આમાંથી પહેલા બે સવાલોનો નીકાલ હું થોડા શબ્દોમાં કરૂં છું.

જે કલમથી અપીલ સંધરવાની હકુમત મળે છે, તે કલમ છ મહિનાથી વધુ મુદત સુધીની કેદની, અથવા બસો રૂપૈયા ઉપરાત દંડની, સજા સાથે, નીસબત રાખે છે. પરંતુ જ્યાં કેદની, તથા દંડનીઅથવા દંડ ન આપવાની કસુરી બદલ વીકલ્પરીતની સજાની સાથે નીસબત રાખતી નથી. એવો વાંધો લેવામાં આવ્યો છે કે, વીકલ્પ રીતની કરેલી સજા, સ્વતંત્ર કેદની સજાની સાથે, ભેગી કરવી જોઇએ. અને છ મહિનાને બદલે કેમ જાણે આઠ મહિનાની આ સજા કરી હોય, એમ અમારે ગણવું જોઇએ. જો તે કલમની ભાષાનો, એ પ્રમાણે અર્થ કરવા બેશીએ તો, એથી ભારે અનર્થ થાય છે. કેદ, અથવા દંડ, એ શીવાય વધારે કાંઇ શબ્દ ન લખ્યા હોય, તો તેને સામાન્ય અર્થ સ્વતંત્ર સજા તરીકે કરેલી કેદની અથવા દંડની સજાનો થાય છે. અને એ કાયદાની કોઇપણ કલમમાં, આથી જુદો ઇરાદો દરસાવનારૂં કાંઈ નથી. તેટલા માટે મારો એવો અભીપ્રાય છે કે, આ સજા ઉપર અપીલ ચાલી શકતી નથી.

બીજા સવાલના સબંધમાં, જો સજા ગેરકાયદેસર હોય તો બેશક અમારાથી સુધરી શકે છે. જ્યારે અસલ હકુમત ચલાવનારી કોર્ટ તરીકે બેશીએ છીએ, ત્યારે સજામાં સુધારો કરવો હોય તો અમારાથી થઇ શકે છે. પરંતુ અપેલેન્ટ તરીકે જ્યારે બેશીએ છીએ ત્યારે તેમ થઈ શકતું નથી. તે વીશેના વાંધામાં મારો જવાબ એવો છે કે, જ્યારે જ્યારે અમે હાઇકોરટના વીભાગની કોરટ તરીકે બેશીએ છીએ, ત્યારે ઈલાકાના મુખ્ય શેહેરમાં, જે કામમાં માજીસ્ટ્રેટે ઇનસાફ કર્યો હોય, તે કામમાં અમે હાથ ઘાલી શકીએ છીએ અને જ્યારે જરૂરનું હોય ત્યારે સજામાં સુધારો કરવાનો અમારો અખતીયાર છે.

ત્રીજા સવાલના સંબંધમાં અમારે કહેવું જોઇએ કે, ગુન્હાનો ઠરાવ કાયમ રાખવા વાસ્તે હું હાપાડી શકતો નથી. કેમકે જે ગુન્હાનું તહોમત મુકેલું છે, તે ગુન્હો પડેલી હકીકત પ્રમાણે થતો નથી.

માજીસ્ટ્રેટે ઠરાવ્યું છે કે,સવારના પાંચ વાગે,ફરીઆદીના ઘરનું બારણું જબર દસ્તીથી ઊઘાડયું હતું, અને તેથી હી. પી કો. ની ૪૫૬ મી કલમ પ્રમાણે શીક્ષા થઈ શકે, એવો ઘર ફોડવાનો ગુન્હો થાય છે. ઘરમાં પેઠા પછી જે કામ કરવાનું ધાર્યું હતું, તે કામ હુકમ નામાની બજાવણીમાં, કેટલીક મિલકત જપ્તીમાં લેવાનું હતું. એ સાવ ઊઘાડું છે. અને

આ કામ એવું હતું કે, તે કરવાનો બંધવાનો કાયદેસર હક હતો તે ઉપરથી સાપ્રાધપ્રવેશનો ગુન્હો થવા સારૂ, જે ઇરાદો હોવાની જરૂર છે તે ઇરાદાનું અનુમાન કરી શકાતું નથી. મિલકત ઉપર જપ્તી કરવા સારૂ, જબર દસ્તીથી દરવાજો ઊઘાડવાથી, જે મુખ્ય ઇરાદાનું અનુમાન કરવું વાજબી છે, તે ઇરાદો ફરીઆદીના ઘરમાંથી, કોઇ પરાયો માણસ આવે, તેને કાઢી મુકવાનો ફરીઆદીનો હક છે, તે હક ઉપર જુલમ કરવા જેવો છે; કમાડ ઊઘાડીને ઘરમાં પેસવું, એથી બેશક આ હક ઉપર હુમલો થયો બરોબર છે, અને તેથી ફરીઆદ કરવા લાયક અપકૃત્ય થાય છે, પણ તે ઉપરથી ફોજદારી શી રીતે થાય છે, તે હું સમજી શકતો નથી, એમ કહેવામાં આવ્યું છે કે, આથી કરીને ગેરકાયદેસર દુઃખ દેવામાં આવે છે, જો એમ હોયતો દરેક જાતનો દીવાની પ્રવેશ પણ તેમ થઇ શકે છે. કેમકે જે દિવાની હક છે, તે ઉપર હુમલો થાય છે. અને દુખ દેવાના એક અર્થમાં, તે હુમલાને ગણવો હોય તો ગણી શકાય છે. આ અદાલતે વારંવાર ઠરાવ્યું છે કે, દરેક જાતનો દીવાની પ્રવેશ એ સાપ્રાધપ્રવેશ નથી. બીજું કાંઇ કૃત્ય કરવાના સાધન તરીકે બીજાના કબજાની મિલકત ઉપર પ્રવેશ કરવાનું, તથા એ કૃત્ય કરવાના સંબંધમાં જે ઇરાદાથી તે કરવામાં આવ્યું હોય, તેજ ઇરાદો માની લેવાનું, ૪૪૧ મી કલમમાં ચીંતવન કર્યાનું મને લાગે છે. જે સાધન તરીકે આ કામમાં પ્રવેશ કરવામાં આવ્યો હતો; તે પ્રવેશ કરવાનું કામ બજાવણીમાં મિલકત હાથ કરવાનું હતું. અને એ કામ પંડે પુરેપુરૂં કાયદેસર છે, એવાપણ મુકરદમાઓ બને છે કે, જેમાં છેવટનો હેતુ કાયદેસર હોય, પરંતુ એ મેળવવામાં જે ઉપાયો કામે લગાડયા હોય, તે વખતે ગુન્હો કરવા સારૂ હોય છે, કેટલીક ઘર વખરી ઉપર ટાંચ કરવા સારૂ, ઊઘાડીને તેમાં પેઠા ઉપરાંત, બીજું કાંઇ કૃત્ય થયાનું, આ કામમાં ઠરેલું નથી. માટે મારો એવો અભીપ્રાય છે કે, જે રીતથી પ્રવેશ કર્યો, તેજ રીત ઉપરથી સાપ્રાધ ઇરાદાનું અનુમાન કરી લેવામાં માજીસ્ટ્રેટે ભૂલ કરેલી છે.

અમારી પાસે એવી દલીલ કરવામાં આવી છે કે, પડેલા પુરાવા ઉપરથી પ્રવેશ કરવો, એથી બીગાડનો ગુન્હો થાય છે, પરંતુ કાંઈ બીગાડ થયાનું જણાયું નથી. એ ગુન્હાનું તહોમત મુકવામાં આવ્યું નથી. તેમ તે બાબતનો કાંઈ તપાસ પણ કરેલો નથી.

આવા કારણોથી પણ મારો અભીપ્રાય એવો છે કે, ગુન્હાનો તથા સજાનો ઠરાવ રદ કરવો જોઇએ.

## ચંદ્રનારાયણ વિ. ફરકયુહરસન.

અ ને ब नी जमीन उपर नहीं आववानी सुचना थया छतां, तेणे ते जमीनना शमाडा नजीक, एक हरणने गोळी मारी. अने पछी ते हरण, ब नी जमीम उपर दोडयुं गयुं. अने ते मारी नाखवा सारु ते पछवाडे थइने पेला ब नी जमीम उपर गयो, ठराव्युं के आवी रीते करवाथी साप्राध प्रवेश थतो नथी.

કલમ ૪૪૧.
૪
તા. ૨૯-૩-૮૧
ઈ. ૪ ક. પા. ૩૭
મનાઈ કરયા છ
તાં કોઈ જમીન ઉ
પર પ્રવેશ કરેતા અ
ને તે પ્રવેશ કરવા
મી ૪૪૧ મી કલમ
માંહેલા બાર ઇરાદા
માંહેલો એકે ઇરા
દો ન હોય તો સાપ્ર
ાધ પ્રવેશનો ગુ-
ન્હો થતો નથી.

આ મુકદમાના અરજદારને, એક ચાના બાગના મેનેજરે, ચેતવણી આપી હતી કે, તારે પરવાનગી વગર મારી વાડીમાં શીકાર કરવા સારૂ આવવું નહીં. એ ચેતવણી મળ્યા પછી, ફરીયાદીની વાડીની જોડમાં, એક બીજી ચાની વાડી હતી, તેમાં એક હરણને ગોળી મારી, અને તે જખમી હરણને મારી નાંખવા સારૂ ફરીયાદીની વાડીમાં અરજદાર તે જાનવરની પછવાડે ગયો, એ ઉપરથી ફરીયાદીએ તેના ઉપર, સાપ્રાધપ્રવેશ કર્યાનું, તહોમત મુકી, ફરીઆદી કરી, અને તે ફરીઆદની અંતે, કામ રૂપના આસીસ્ટંટ કમીશનરે પી. કો. ની. ૪૪૭ મી કલમ મુજબ અપરાધી ઠરાવી, તેનો ૫૦ રૂપૈઆ દંડ કીધો. ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની, ૨૯૭ (૪૩૮) મી કલમ પ્રમાણે, અરજી કરીને આ કામ હાઇકોરટમાં મંગાવ્યું હતું.

## અરજદાર તરફની બાબુ વૈકુંઠનાથ દાસ.

## હાઇકોર્ટનો ઠરાવ જસ્ટીસ મીટરનો.

કામ રૂપના આસીસ્ટંટ કમીશનરે, સને ૧૮૭૮ ના આગષ્ટની ૮ મી તારીખે, અરજદાર ચંદ્રનારાયણને, ઈ. પી. કો ની ૪૪૭ મી કલમ મુજબ, સાપ્રાધપ્રવેશના ગુન્હાનો અપરાધી ઠરાવી, તેનો પચાસ રૂપૈઆ દંડ કર્યો હતો, તે ઉપર આ અરજી ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૨૯૭ મી કલમ મુજબ કરવામાં આવી છે.

નીચલી અદાલતમાં જે હકીકત સાબીત થઇ છે, તે એવી છે કે, ફરીયાદીના કબજાની મિલકત ઉપર, અરજદારે પ્રવેશ કર્યો. પણ તેનો ઇરાદો હરણને મારવાનો હતો. અને ફરીયાદીની વાડીની બહારથી, અરજદાર તે હરણની પછવાડે થયો હતો. સાપ્રાધપ્રવેશના ગુન્હાની વ્યાખ્યા ઈ. પી. કો. ની ૪૪૧ મી કલમમાં આપેલી છે, તે વ્યાખ્યા જોતાં ગુન્હાનો ઠરાવ કાયદા વિરૂદ્ધ છે. માટે તે રદ કરવો જોઇએ.

## જસ્ટીસ બર્ચનો ઠરાવ.

અરજદારને ૪૪૭ મી કલમ મુજબ, સાપ્રાધપ્રવેશનો ગુન્હેગાર ઠરાવી તેનો પચાસ રૂપૈઆ દંડ કરવામાં આવ્યો છે.

તે કામનો સંક્ષેપ રીતે ઇનસાફ થયો છે. તો પણ જે પુરાવો નોંધી લેવામાં આવ્યો હતો, તે ઉપરથી અરજદારનું કરેલું કામ, "સાપ્રાધપ્રવેશની વ્યાખ્યા પ્રમાણે જોઇએ તેટલું દુઃખ દાયક હતું." ફરીયાદીની વાડીનો શીમાડો ક્યાં હતો, તે વીશે કાંઈ ક્લેશ રહ્યાનું પુરાવા ઉપરથી જણાઇ આવે છે, અરજદાર અને તેનો સોબતી, જે હરણની પછવાડે લાગ્યા હતા, તે હરણની પછવાડે તેઓ એક તળાવ સુધી ગયા, અને ત્યાં તે હરણને તેઓએ મારી નાખ્યું. આ તળાવ; ફરીઆદી કહે છે કે, મારી હદમાં આવેલું છે. ફરકયુ હસન સાહેબે અરજદારને પોતાની વાડીમાં શીકાર કરવા નહીં આવવાનું કહ્યા છતાં, તેણે શીકાર કર્યો. જેથી દુઃખ દેવાનો ઇરાદો, આસીસ્ટંટ કમીશનરે માની લીધો છે; પરંતુ પુરાવેથી જે હકીકત સાબીત થઇ છે, તે ઉપરથી અમે ધારીએ છીએકે, સાપ્રાધપ્રવેસનો ગુન્હો થએલો નથી; માટે આગલું કામ રદ કરીને, દંડ પાછો આપવાનો હુકમ કરીએ છીએ.

## ગોવીંદ પ્રસાદની અરજીની બાબતમાં.

કલમ ૪૪૧.

૫
તા. ૧૫-૧૦-૭૯
ઈ ૨ અ. પા.૪૬૫

૪૪૧ મી કલમમાં કહેલા ઈરાદામાંહેલા કોઈ ઈરાદા વગર કોઈ મિલકત ઉપર જવું અથવા રહેવું એથી સાપ્રાધ પ્રવેશનો ગુનહો થતો નથી.

कोइ चोकस स्थावर मिलकत. क. ग. तथा त्रीजा पुरुषनी मजमुं अविभक्त मिलकत हती. सदरहु मिलकतनो कबजो मळवा सारु, र ए ग उपर हुकमनामुं मेळव्युं. अने ते हुकमनामानी बजावणीमां दीवानी काम चलाववानी रीतना कायदा; (१८७७ नी दसमानी) २६४ मी कलममां ठराव्या प्रमाणे,सदरहु मिलकत तेने स्वाधीन करवामां आवी. पोतानो हक जाहेर करवाना इरादाथी, तथा र ने धमकी देवाना अथवा तेनुं अपमान करवाना, अथवा कांइ गुन्हो करवाना इरादा वगर, शुद्ध भावथी क. तथा तेवीज रीते पोतानी साथेना भागदारोना हक जाहेर करवाना इरादाथी; ग सदरहु मिलकत उपर रह्या. ठराव्युं के, आ प्रसंगे तेओने साप्राध प्रवेशना गुन्हाना गुन्हेगार ठरावी शकाता नथी.

दीवानी हुकमनी रुए, जे सक्षने कोइ जगा उपरथी बाहार काढयो होय; अथवा जेनो कबजो बीजाने आपी देवामां आव्यो होय, ते जमीन उपर पोतानो एकलानो अथवा बीजा सक्ष साथेनो मजमुं हक जाहेर करवा सारु फरीने प्रवेश करवो, अथवा ते जमीन उपर रहेवुं, ए जो एमां कांइ गुन्हो करवानो, अथवा धमकी देवानो, अथवा अपमान करवानो, अथवा दुख देवानो, इरादो नीर्णय पूर्वक साबीत न थाय; तो त्यां सुधी साप्राध प्रवेश कर्यानुं कहेवातुं नथी.

સને ૧૮૭૨ ના દશમા આક્ટની ૨૯૭ મી(૪૩૮) મી કલમ પ્રમાણે નીચલી કોરટોના ઠરાવ મંગાવી જોવાનો, જે હાઈકોરટને અધીકાર છે, તે અધિકાર વાપરવા સારૂ, આ અરજી કરવામાં આવી હતી. આ મુકરદમાની જોઇએ તેટલી હકીકત નામદાર હાઇકોરટના ઠરાવમાં આપેલી છે.

**અરજદારો તરફથી લીચ સાહેબ.**

**સામાવાળા તરફથી પંડીત અજોધ્યાનાથ.**

**જસ્ટીસ સ્ટ્રેટનો ઠરાવ.**

હી. પી. કો. ની ૪૪૧ કલમ પ્રમાણે, એક ગોવીંદ પ્રસાદ, તથા તેની સ્ત્રી ચોરાસી, એમ બે સક્ષોને મીરજાંપોરના માજીસ્ટ્રેટે; ગયા સપ્ટેંબરની ત્રીજી તારીખે, સાપ્રાધ પ્રવેશના ગુન્હાના અપરાધી ઠરાવ્યા હતા. તે ઠરાવ મંગાવીને સુધારવા સારૂ, ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૨૯૭ મી કલમ પ્રમાણે, આ અરજી કરવામાં આવી છે, બંને પક્ષવાળાના વકીલોએ આ મુકરદમાની કાંઇ પણ બાબત પછવાડે રાખ્યા વગર, પુરે પુરી

રીતે મારી રૂબરૂ તકરારો કરી છે. અને તે ઉપરથી ચોક્સ અભીપ્રાય બાંધવામાં ઘણામાં ઘણી મુશ્કેલી લાગ્યાનું, મારે ખુલા દિલથી કહેવું જોઇએ. આમ થવાનું કારણ ૪૪૧ મી કલમમાં જે ભાષા વાપરી છે; તે અસાધારણ રીતે મભમ, અને મોકળી હોવાનું છે. અને તે ભાષા, બારીકીથી તપાસ્યા વગર, તથા અક્ષર સમજ્યા વગર, લાગુ પાડવામાં આવે તો કાયદાકારોએ એ કલમ ઘડીને જે હકીકત, તથા પ્રસંગોને લાગુ પાડવાનું બીલકુલ ધાર્યું નથી, તેને વખતે લાગુ પડી જાય છે.

સંખ્યાબંધ, અને તેમાં ઘણાકતો જે તદન અસંભવ્યતાને કીનારે પહોંચે, એવા મુકરદમાઓ સહેલાઈથી કલ્પી શકાય છે, અને તે આ કલમના ભાવાર્થમાં નહીં, પરંતુ અક્ષરે અક્ષરમાં સમાય છે; છતાં કોઇ માણુસ ઘડીભર પણ તેના સંબધમાં; દીવાની કામ ચલાવવાનું પણ દુરસ્ત ધારશે નહીં. તો પછી તેના સંબંધમાં ફોજદારી કોર્ટમાં તો શેનું જ કામ ચાલે. એ કલમનો કેટલેક દરજે અમલ કરવો, તે વીશેનો કોઇ પણ નીયમ બાંધવાનું ભાગ્યેજ બની શકે એવું છે, પરંતુ સામાન્ય બુદ્ધી, અને કાયમ અકલ કબુલ કરે, એટલી હદની અંદર તેની મરીયાદા રહેવી જોઇએ. આવો વિચાર રાખીને, હવે તે કલમના શબ્દોથી વ્યવહારના ઉપયોગમાં આવે, એવો શું નીયમ બાંધવામાં આવ્યો છે, અને તે શબ્દો વ્યવહારમાં કેવી રીતે લાગુ થાય છે, તે હવે આપણે જોવું જોઇએ. પ્રથમતો કોઇ મિલકત ઉપર અથવા મધ્યે અધીકાર વગર એટલે જે સક્ષના કબજામાં તે મિલકત હોય તે સક્ષની પ્રત્યક્ષ રીતે અથવા મરજી વીરૂદ્ધ પ્રવેશ થવો જોઇએ. અને તે પ્રવેશ એવા ભાવથી કરવો જોઇએ કે, જે માણુસ પેસતો હોય, તે માણુસનો ઇરાદો કાંઈ કાયદા વીરૂદ્ધ હતો, અને સદરહુ સક્ષના જાણુવામાં તે ઈરાદો આવ્યો હત તો તે સક્ષ તેને પેસતાં અટકાયત મના કરત, અથવા વાંધો લેત. પણ તેવો ઇરાદો તેના જાણુવામાં નહીં હોવાથી, પ્રવેશ કરવામાં તેણે પરવાનગી, કીંવા મંજુરી આપી હતી. વળી જો તેનું પેસવું કાયદેસર, અને યોગ્ય રીતે થયું હોય, તો પછી જે માણુસના કબજામાં તે મીલકત હોય તે માણુસની સ્પષ્ટ, અથવા ગર્ભીત રીતે મરજી વિરૂદ્ધ ગેરકાયદેસર તેના ઉપર રહેવું જોઇએ. અને તે વીશેનો નીર્ણય કરવો પડે તો, ઉપર જે ખરૂંખોટું પારખવાની વિગત આપી છે, તે પ્રમાણે કરવું જોઇએ.

કાંતો પ્રવેશ કર્યો હોય અથવા રહ્યો હોય તે બંને કીયાઓ કાંઈ ગુન્હો કરવાના ઈરાદાથી અથવા જે માણુસના કબજામાં તે મીલકત હોય તે માણુસને ધમકી આપવાના, અથવા અપમાન કરવાના અથવા દુખ દેવાના ઇરાદાથી થવી જોઇએ. આ બધા ઇરાદામાંથી પ્રથમના ત્રણ ઇરાદાઓ પીનલકોડની ૪૦ મી ૫૦૩જી તથા ૫૦૪ ચોથી કલમોમાં જોઇએ તેટલા સમજાવ્યા છે. પણ ચોથા ઇરાદાનો ફલાણો અરથ છે, અને ફલાણો નથી, એ નક્કી કરવામાં મોટી ભાંજગડ ઉઠેછે. દુઃખ દેવું એ શબ્દનો અરથ પુરેપુરો અને સામાન્ય રીતનો કરવો જોઇએ, કે અમુક હદ સુધી કરવો જોઇએ.

મનુષ્ય પ્રક્રુતીઓ ઘણી જાતનીછે તથા તેમાં ઘણા ઘણા તફાવતોછે તો પછી દુઃખ દેવાના શબ્દની અક્ષરે અક્ષરની વ્યાખ્યા કેટલી હદ સુધી પહોંચે એવીછે. તેનો અડસટો કરવાનું કામ બીલકુલ અશક્યછે. જેથી એક માણુસને દુઃખ થાય છે, તેથી બીજા માણુસના મનોવિકારમાં કાંઇ ફેરફાર થતો નથી. એ વાત નીરંતર જોવામાં આવેછે, અને આ

ભરતખંડની દેશી પ્રજાના જેટલા સમુદાયમાં, ધાર્મીક તથા જ્ઞાતી સાથે જનમેલી પારાવાર લાગણીઓ, તથા તુરંગો અને વહેમો એક કોમના કરતાં બીજી કોમમાં વધારે મજબુત અને ઘડીક ઘડીકમાં મનની અંદર આવી જાય એવાછે.

માટે આ કલમમાં દુઃખ દેવું એ શબ્દ લખ્યોછે. તે શબ્દનો કાંઈ સ્પષ્ટ, અને સમજાય એવો અરથ કરવો જોઇએ દરેક કામમાં જ્યારે તેને લાગુ પાડવો પડે, ત્યારે જે ખાસ વરગનો માણુસ ફરીયાદ કરવા આવતો હોય તેના મનોવિકારના ઘેલછા પણા ઉપર અથવા તેની રીતભાતના વીચીત્રપણા ઉપર આધાર રાખવો નહીં. સાધારણ માણુસને સામાન્ય તથા વાજબી રીતે અસર કરે એવી રીતના અરથમાં ૪૪૧મી કલમની અંદર દુઃખ દેવું, એ શબ્દનો અરથ કરવો જોઇએ. પરંતુ કોઈ ચોકસ પુરૂષ એકલાને ખાસ રીતે દુઃખ થાય, એવા અરથમાં તે શબ્દોના અરથ નહીં કરવા મને લાગેછે.

જ્યાં કોઇ મીલકત ઉપર પ્રવેશ કરવો, એ પંડેજ ગેરકાયદેસર હોય, ત્યાં ૪૪૧ મી કલમમાં ઠરાવ્યા પ્રમાણે, જે સાપ્રાધ ઇરાદાઓ જોઇએ, તેમાંથી એક ઇરાદો માની લેવાનું બસછે. એ દલીલ, આ ગુન્હાનો ઠરાવ ટકાવી રાખનારા પક્ષકારના વકીલે આપીછે તે હું મંજુર કરીશકતો નથી. દીવાની કાયદા પ્રમાણે, કોઇ હુકમ બજાવણીની રૂએ, અથવા બીજી રીતે કોઇ સક્ષ ઉપર બજાવવાનું યત્ન કરવામાં આવ્યું હોય, તે હુકમ માનવાની, તથા તેને તાબે થવાની દરેક માણુસની ફરજછે. તે ફરજ તોડવામાં જે કૃત્ય થાય, તે કાયદા વિરૂદ્ધછે તેથી તે કૃત્ય ફોજદારી રીતે કાયદા વિરૂદ્ધ છે. અને તેથી તે સજા કરવા લાયક છે; એમ અવસ્ય થવું જોઈએ એમ કાંઇ નથી. જે ઇરાદાથી તે કામ કરવામાં આવ્યું હોય, તે ઇરાદો દરેક કામના ખાસ પ્રકાર પ્રમાણે, ચોખા અને ખાત્રીલાયક પુરાવાથી સાબીત થવો જોઇએ. આટલે સુધીતો મેં દુઃખ દેવાના ઇરાદા વિશે વીવેચન કરેલુંછે, પણ કોને દુઃખ દેવાના ઇરાદાથી? તો જે કોઇ સક્ષના કબજામાં તે મીલકત હોય, તેને દુઃખ દેવાના ઈરાદાથી. હવે સવાલ એટલોજ ઉઠેછેકે, આ ઠેકાણે કેવી જાતનો કબજો ટેવેલોછે, એટલેકે ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૫૩૦ ( ૧૪૫ ) મી કલમમાં ખરે ખરો અથવા કાયદેસર હક હોય, એવા અરથ વાળો સ્પષ્ટ, કે માની લીધેલો, કે ગર્ભીત કબજો લોકોની સુલેહના હીતને ખાતર એવું સ્પષ્ટ ઠરાવવામાં આવ્યુંછે કે, કાયદાના યોગ્ય ક્રમથી મકૃતીયાનો કબજો છીનાવી લેવામાં ન આવે, ત્યાં સુધી તેના કબજાનું રક્ષણ કરવું જોઈએ. પ્રવેશ કરનારે કોઇ મીલકત રોકેલી હોય, તેના ઉપર દાખલ થવા સારૂ જે પક્ષકારને કાયદેસર કબજો હોવાનો હકછે, તે પક્ષકારની સામે; પી. કો. ની ૪૪૧મી કલમમાં જે ઠરાવ કર્યોછે, તે ઠરાવોની આવા દરજાના માણુસ, કેટલે સુધી સહાયતા માગી શકેછે; તેનું અતરે વિવેચન કરવાને વાસ્તે હું તૈયાર નથી. જો એમ કરૂંતો ચાલતાં મુકરદમાનો નીર્ણય કરવા સારૂ; જે સવાલનું વિવેચન કરવું જરૂરનું નથી, તે ચીવેચન કરવાનું બારણું ઉઘાડું મુકયા બરોબરછે. માટે વિવેચનમાં પેસવાથી હું વેગળો રહુંછું. ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની; ૫૩૦ ( ૧૪૫ ) મી કલમમાં ઠરવ્યા પ્રમાણે જે કબજો ખરે ખરો હોવો જોઇએ; તેવો કબજો હોવાનું ૪૪૧ મી કલમમાં ધારેલું તથા ટેવેલુંછે. એવો મારો અભીપ્રાયછે. એટલુંજ કહેવું ચાલતા મુકરદમાનો ઇનસાફ કરવા બસછે,

૪૪૧ મી કલમનો ક્રમવાર શું ભાવાર્થ છે તે વીશેનું ઉપર પ્રમાણે વિવેચન કર્યા પછી, હવે આપણે જોવું જોઈએ કે; ચાલતા મુકરદમાને શી રીતે લાગુ પડી શકે છે. આ કામની હકીકત નીચે પ્રમાણે છે.

સને ૧૮૭૩ ના જાનેવારીની ૧૬ મી તારીખે ગોવીંદપ્રસાદ તથા તેની વહુ ચોરાશી તથા તેના ભાઇ કાલીકાએ ભેગા થઇ તે બે હજાર રૂપૈઆ લીધા અને એક રામ રતન નામના સક્ષને ચાર ઘરો સાનમાં લખી આપ્યાં. તેમાંના બે ઘર નરઘાટ મધ્યે અને એક મુજાફરગંજ મોહોલ્લામાં અને એક તીનમોહનીમાં હતું. ગીરોના દસ્તાવેજમાં એવું ઠરાવ્યું હતું કે, લીધેલા પૈસા છ મહિનામાં પાછા આપવા, નહીં તો પછી સાનમાં માંડેલી મીલકત અઘાટ થશે. મુદલ રકમ અથવા તેનો કાંઇ પણ ભાગ, ઉપર લખેલી મુદતમાં અપાણો નહીં. અને સને ૧૮૭૪ ના ફેબ્રુઆરીની ૧૨ મી તારીખે, સને ૧૮૦૬ ના ૧૭ મા રેગ્યુલેશનની ૮ મી કલમ પ્રમાણે, એક નોટીસ રીતસર કાઢવામાં આવી. ત્યાર બાદ ગીરો આપનાર, તથા ગીરો લેનાર વચે કાંઈ ગોઠવણ થયાનું જણાય છે. અને તે ગોઠવણની અંતે નરઘાટવાળાં બંને ઘરો, અને ૧૮૭૪ ના જુલાઈની ચોથી તારીખે, રૂપૈઆ ૮૩૩ા માં, વેચી નાંખ્યા, અને તે વેચાણની કીંમત પેલા રામરતનને આપવામાં આવી, સને ૧૮૭૪ ના ફેબ્રુઆરીની નોટીસની મુદત પુરી થઈ રહી, પરંતુ ગીરો લેનારે વીશેશ ઢીલ ચાલ નહીં કરતાં, સને ૧૮૭૫ ના મારચની ૧૫ મી તારીખે, પોતાના માગણા પેટે ત્રણસે રૂપૈઆની બીજી રકમ કબુલ રાખી! એટલે બે હજાર રૂપૈઆની મુળ રકમને પેટે, અગીયાર સો તેત્રીશ રૂપૈઆ વસુલ લીધા. સને ૧૮૭૬ ના આગષ્ટની ૨૪ મી તારીખે, સાનવાળી મિલકત ગીરવી રાખનારને ત્યાં અઘાટ રહેવા બાબતનો, હુકમ કાઢવામાં આવ્યો. તે ઉપરથી સદરહુ મિલકતનો કબજો લેવાનો દાવો માંડતા તેના બચાવમાં એવો જવાબ મળ્યો કે, વાદીએ ઉપર કહ્યા પ્રમાણે રકમો મંજુર રાખી હતી, તેથી મીલકત અઘાટ કરવાનો દાવો ચાલી શકતો નથી. જે મીરજાંપોરના સબોરડીનેટ જડજ પાસે, આ દાવો ચાલ્યો હતો, તેણે વાદીના લાભમાં ફેંસલો આપ્યો. અને તે ઠરાવ વીરૂદ્ધ ચોરાશી તથા કાલીકાએ અપીલ કરી. ગોવીંદપ્રસાદની વીરૂધમાં જે ઠરાવ થયો હતો, તે કાયમ રહેતાં તેણે સને ૧૮૭૪ ના જુનની ૨૫ મી તારીખે વાદીને એવી કબુલત લખી આપી કે, બાકીનાં નાણા વ્યાજ શીકે હું તને એક વરસમાં આપીશ અને ન આપું તો તારે કબજાનું હુકમ નામું બજાવવું. ઉપરની કબુલતમાં ચોરાશી તથા કાલીકાને સામેલ રાખવાનું ઠરાવ્યું હતું તે પ્રમાણે તેઓ સામેલ નહીં થતાં, ઊલટી તેઓએ અપીલ કરી અને તેની સને ૧૮૭૭ ના નવેંબરની ૨૯ મી તારીખે સુનાવણી થઇ, અને તેમાં તેઓને લાભ મળ્યો. ગોવીંદપ્રસાદ પોતાની કબુલત પ્રમાણે પળ્યો નહીં, અને બાર મહિના વીત્યા બાદ, મુદલ નાણું તથા વ્યાજ રામરતનને ન અપાયાથી તેણે મુજાફરગંજ મોહોલા તથા તીરમોહનીવાળાં બંને ઘરોનો કબજો સોંપાવવા અરજ કરી. તે અરજી સામે ગોવીંદપ્રસાદે વાંધો લીધો કે કાલીકા તથા ચોરાશીની અપીલ જે કારણોથી મંજુર રાખવામાં આવી હતી, તે કારણો મને પણ સરખી રીતના વાદીના દાવાની સામે બચાવ કરવામાં લાગુ પડે છે. (૨) સદરહુ ઘરો મારી પોતાની, તથા સને ૧૮૮૩ ના ગીરો દસ્તાવેજ માંહેલા બીજા બે ગીરો આપનારની મજીઆરી મીલકત છે. સને ૧૮૭૮ ના નવેંબરની બીજી તારીખે, સબોરડીનેટ જડજે કબજો સોંપવાનો હુકમ કર્યો. જે ઉપર ગોવીંદપ્રસાદે અપીલ કરતાં, જડજે સને ૧૮૭૮ ના નવેંબરની ૧૪ મી તારીખે, તે નામંજુર કરી. દરમીયાન નવેંબરની અગીઆરમી તારીખે સબોરડીનેટ જડજની અદાલતનો અમીન મુજાફર ગંજવાળા ઘરનો કબજો રામ રતનને સોંપાવવા ગયો હતો.

પણ ત્યાં કાલીકા અને એક ચોરાશીનો આડતીઓ ચબુતરે ભેગા થયા. અને તેઓએ કહ્યું કે, સદરહુ ઘરમાં અમારો ભાગ છે, એમ કહીને તેઓએ તકરાર લીધી. તે ઉપરથી તે અમીન પાછો વળ્યો. અને કોરટમાં જઇને જાહેર કર્યું. થોડા દિવસ પછી બીજો અમીન ગયો, અને તેણે દીવાની કામ ચલાવવાની રીતના કાયદાની ૨૬૪ મી કલમમાં ફરમાવ્યા પ્રમાણે, કબજો સોંપી દીધો. અને તે વખતે કાલીકા તકરાર કરતો હતો, અને ગોવીં-

દપ્રસાદ ત્યાંજ ઉભો હતો. આવી રીતે રામરતને કબજો મેળવ્યો હતો. ૧૮૭૮ ના નવેમ્બર તથા ૧૮૭૯ ના એપ્રીલ માસની વચમાં, પક્ષકારોની વચે તકરાર ચાલ્યા કરતી હતી. અને કાયદાનો રીતસર રસ્તો લઇને, તકરારી ઘરનો કબજો મેળવાવાનું પ્રયત્ન કર્યા વગર, રામરતને ગોવીંદપ્રસાદ તથા તેના સગા પાસેથી સુલેહ રાખવાના જામીન લેવરાવવા સારૂ ફોજદારી અદાલતનો આશરો પકડયાનું જણાય છે. અને તે બેશક એવા હેતુથી કે, પેલા ઘરોનો કબજો દબાવીને લઇ લેવો. આખરે તેણે એપ્રીલમાસની શરૂઆતમાં, ગોવીંદપ્રસાદ તથા ચોરાશી ઉપર ૪૪૧ મી કલમ પ્રમાણે સાપ્રાધ પ્રવેશની ફરીઆદ કરી. અને તેમાં તેણે લખ્યું કે, એ સાપ્રાધપ્રવેશ એપ્રીલની ૧૫ મી તારીખે થયો હતો. જે કલમના ગુન્હાની ફરીઆદ થઇ હતી; તે કલમની ફરીઆદ સાંભળ્યા વગર, માજીસ્ત્રેટે કોણ જાણે શા કારણથી ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની, ૫૩૦ (૧૪૫) મી કલમ પ્રમાણે તકરારી બાબતનું નીરાકરણ પોતાથકું કરવાનું શરૂ કર્યું. અને તેણે મેની ૮ મી તારીખે ઠરાવ્યું કે, ગોવીંદપ્રસાદ તથા તેની વહુ ચોરાશીના કબજામાં તકરારી ઘર હતું. પણ તેણે દસ દિવસમાં એ ઘર ખાલી કરી દેવાનો તેઓને હુકમ કર્યો. તે કલમના શબ્દના અરથ પ્રમાણે કરેલો આ ઘણોજ અઘટીત થએલો ઠરાવ સુધારવા સારૂ; આ અદાલતમાં આવ્યો હતો. તે ઠરાવ જરૂર જણાયાથી ઓલ્ડફીલ્ડે રદ કર્યો. અને ચોરાશીનો કબજો કાયમ રાખવાનો હુકમ કર્યો. અને તેની સાથે તેણે જણાવ્યું કે, ૪૪૧ મી કલમના ગુન્હાની ફરીઆદનો નીકાલ કરવો જોઈએ. જુલાઇની ૧૪ મી તારીખે ગોવીંદપ્રસાદ તથા તેની વહુ ૧૫ મી એપ્રીલને રોજ કહેવામાં આવતા, પ્રવેશને માટે ૪૪૧ મી કલમના ગુન્હાની ફરીઆદનો જવાબ દેવા સારૂ માજીસ્ત્રેટ પાસે હાજર થયા. અને તેઓની વાત સાંભળ્યા પછી તેજ રોજ અપરાધી ઠરાવી તેઓનો એકેક રૂપૈઓ દંડ કર્યો.

આ ઠરાવ રદ કરાવવા સારૂ; તેઓએ કાંઇ ઇલાજ લીધો નહીં. અને પેહેલી સપ્ટેંબરને રોજ તેઓના ઉપર ચોદમી જુલાઇ એટલે જે દહાડો માજીસ્ત્રેટની અદાલતમાં તેઓ હાજર થયા હતા; તે દહાડાના પ્રવેશને માટે તેઓના ઉપર એક બીજા માજીસ્ત્રેટ પાસે બીજી ફરીઆદ કરવામાં આવી અને તે ઉપરથી તેઓને ઘરમાંથી નીકળી જવાની ૨૪ કલાકની નોટીસ આપવામાં આવ્યા છતાં. નહીં નીકળ્યાથી ત્રીજી સપ્ટેંબરને રોજ અપરાધી ઠરાવી; તેઓ દરેકનો બસો બસો રૂપૈઆ દંડ કરવામાં આવ્યો. એ ઠરાવ, અને એ સજા સુધરાવવા સારૂ આ કામ આ અદાલત પાસે આવેલું છે. જે બીજી હકીકતનું પુનરાવર્તન કરવું જોઇએ તે ફકત એ છે કે, ૧૭ મી ફેબ્રુઆરીને રોજ ગોવીંદપ્રસાદે, નાદાર થવાની અરજી દાખલ કરી હતી. અને તે અરજી અવલ કોરટે રદ કરી. પણ આ કોરટમાં અપીલ કરતાં, મંજુર કરવામાં આવી. અને રામરતન, એકે વખ્તે માજીસ્ત્રેટ પાસે સાક્ષી દરજે, અથવા પોતાની ફરીઆદને પુષ્ટી દેવા સારૂ હાજર થયો નોહોતો. આવા પ્રસંગો ઉપરથી ગોવીંદપ્રસાદ તથા તેની સ્ત્રી પી. કો. ની ૪૪૧ મી કલમ પ્રમાણે ગુન્હેગાર છે, કે એ ગુન્હેગાર છે ? તે નકી કરવાનું માજીસ્ત્રેટ માથે આવી પડયું હતું. અને આ ઠરાવ વાજબી છે, કે ગેરવાજબી છે તે નકી કરાવવા હવે આ કામ આ અદાલત પાસે આવેલું છે. અને તેનો ઇનસાફ જેમ અપીલ આવતાં થવો જોઇએ, તેમ નહીં; પણ ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૨૯૭ (૪૩૮) મી કલમ પ્રમાણે ચુસ્ત રીતે, રીવીજન તરીકે આ કામની મારે વ્યવસ્થા કરવી જોઈએ· પણ તેની સાથે મારી જોવાની ફરજ છે કે, ગુન્હાનો ઠરાવ કરવામાં માજીસ્ત્રેટ પાસે કાયદેસર જોઇતો પુરાવો પડયો છે કે નહીં ?

૪૪૧ મી કલમમાં ઠરાવ્યા પ્રમાણે, કબજા વીશેની જે તપાસ કરવી જોઇએ, અને જેના વીશે આ ઠરાવના પ્રથમ ભાગમાં મેં કહેલું છે, તે તપાસ લાગુ કરતાં મારો સ્પષ્ટ રીતનો એવો અભીપ્રાય છે કે, તકરારી મીલકત મધ્યે પ્રવેશ કર્યા માટે, અથવા તેના ઉપર રહ્યા માટે, ગોવીંદપ્રસાદને ગુન્હેગાર ઠરાવવા જેટલો રામરતનદાસનો કબજો સાબીત થયો નથી. દીવાની હુકમની રૂએ જે સક્ષને કોઇ જમીન ઉપરથી બાહાર કાઢયો હોય, અથવા જેનો કબજો બીજાને આપી દેવામાં આવ્યો હોય, તે જમીન ઉપર પોતાનો એકલાનો અથવા બીજા સક્ષોની સાથે મજમુંનો હક જાહેર કરવા સારૂ કરીને પ્રવેશ કરવો, અથવા તે જ-

મીન ઉપર રહેવું; એ જો એમાં કાંઇ ગુન્હો કરવાનો, અથવા ધમકી દેવાનો, અથવા અપમાન કરવાનો, અથવા દુખ દેવાને ઇરાદો નીર્ણય પુરવક સાબીત નથાય, ત્યાં સુધી સાપ્રાધપ્રવેશ કર્યાનું કહેવાતું નથી. આ કામમાં આવો હરકોઇ ઈરાદો હોવાનો પુરાવો, તદન ગેર હાજર હોવાનું મને જણાય છે, તેમ ફરીઆદી પંડે પણ એ બાબતનું કાંઈ પણ સાબીત કરવાને વાસ્તે બાહાર આવતો નથી. સાચું હોય કીંવા ખોટું હોય તો પણ. કાલીકા તથા ચોરાશી એ બંને મુજાફરગંજ મોહોલા વાળા ઘર વીશે મજમું હક હોવાનું બતાવે છે. તથા કાલીકાએ રામરતનદાસને કબજો સોંપાવવા ઠાંગે રીતસર વાંધો લીધેલો છે. મુળ મંડાણ મજમુંનું હતું, અને તેમાં ચાર ઘર સામટાં માંડી આપ્યાં હતાં, જે અવેજ ઉપાડયો હતો, તે પણ ભેગા થઇને ઉપાડયો હતો. તથા અગીઆરસેં સાડીતેત્રીશ રૂપૈઆની જે રકમ અપાઈ હતી, તે પણ મજમું પેટે અપાઇ હતી. ને તેજ હીસાબ પેટે ગીરવી રાખનારે જમે કરી હતી.

વળી સને ૧૮૭૭ ના જુનની તારીખની કબુલત પણ મજમું કરી આપવાની ધારી હતી પણ વાસ્તવીક રીતે તે કબુલત એકલા ગોવીંદપ્રસાદે કરી હતી. આ મુકરદમાની બીજી હકીકત ગણવા વગર, ૪૪૧ મી કલમ માંહેલા ઇરાદામાંથી એકે ઇરાદો હોવાનું મને જણાતું નથી. એટલુંજ નહીં પણ ગોવીંદપ્રસાદે તકરાર લેવામાં જે કર્યું હતું, તે પોતાનો અથવા પોતાના ભાગદારોનો હક જાહેર કરવાના, શુદ્ધ ભાવના ઈરાદાથી કર્યું હતું; જો દીવાની કાયદાનો સંચો ગતીમાં મુકવાનું, રામરતનદાસે યોગ્ય વીચાર્યું હત, તો તેને તેમ કરવું જોઇતું હતું, અને તેને જેજે વાતની ગરજ હતી, તે તે વાતો એજ સંચો પુરી કરી આપત. પરંતુ તેમ નહીં કરતાં, તેણે ફોજદારી અદાલતનો આશરો લીધો છે. અને જે રસ્તો તેને પ્રથમથી લેવો જોઈતો હતો, તે રસ્તે હવે જવાનું તેના જોવામાં આવે, તો તે દોષનો ધણી તે પંડેજ છે. ગોવીંદપ્રસાદને તથા તેની સ્ત્રીને જે ઠરાવથી ગુન્હેગાર ઠરાવ્યા છે, તે ઠરાવ અમે રદ કરીએ છીએ.

## મહારાણી કેસરેહીંદ વિ. મારીમુતુ.

कोइ हिंदु वर्गनी स्त्री नात बाहार थइ होय, एटलाज उपरथी पोताना धणी साथे घरमां रहेवानो हक खेंचाइ जतो नथी. अने खोराकी पोशाकी मागवा सारु, ते स्त्री सदरहु घरमां जाय, तो तेणीए साप्राध प्रवेश कर्यानुं कहेवातुं नथी.

કલમ ૪૪૧.

૬
તા. ૨૨-૧૧-૮૧
ઈ. ૪ મુ. ૨૪૩
કોઈ મિલ્કત ઉપર પોતાનો હક કાયદે છીનાવી લીધો ન હોય, તે હક જાહેર કરવા અથવા તેનો ભોગવટો લેવા તે મિલકત ઉપર જવું એથી સાપ્રાધપ્રવેશનો ગુન્હો થતો નથી.

આ મુકરદમાનું દફતર હાઈકોર્ટે જોવા સારૂ મગાવી લીધું હતું. અને તેની જોઈએ તેટલીહકીકત હાઇ કોરટના ઠરાવમાં આપેલી છે.

**કોઇના તરફથી કોઇ હાજર નહોતું.**

**જસ્ટીસ ઇન્સનો ઠરાવ.**

ઉદમ માલ પેટના બીજા વર્ગના માજીસ્ત્રેટે; એક સ્ત્રીને પોતાના ધણીના ઘરમાં રોટલા લુગડાં માગવા જવા સારૂ, તેણીને સાપ્રાધપ્રવેશના ગુન્હાની અપરાધી ઠરાવી હતી. આ સ્ત્રીને તેણીની બદ ચાલ વાસ્તે; નાતે નાત બહાર મુકી હતી.

**આ ઠરાવ અપીલમાં બહાલ રાખ્યો હતો.**

નાત બાહાર થવાથી કોઈની સંસારીક સ્થીતી ભ્રષ્ટ થતી હોય, એમ કાયદામાં ઠરાવ્યું નથી. અને તેથી કરી કોઈ સ્ત્રીને પોતાના ધણી ભેળી રહેવાનો જે હક છે, તે હક ખેંચાઇ જતો નથી.

સદરહુ ઓરતને નાત બાહાર કાઢયાનું; તથા પોતાના ધણીથી જુદા રહ્યાનું; સાબીત થએલું છે. પરંતુ તેણીની હર કોઇ ગેર વર્તણુંક ન્યાયસર સાબીત કર્યા વગર; તેના ધણીએ ઘરમાંથી કાઢી મુક્યાનું માલમ પડતું નથી. આવે પ્રસંગે એક પરણેતર ઓરત તરીકે; તેણીનો પોતાના ધણીના ઘરમાં જવાનો હક હતો, એમ મને લાગે છે. અને એ ઘરમાં એ વખ્તે તે પોતાના ધણી ભેગી રહેતી હતી, અને ભેગા રહેવાનો હક ખુંચાવી લીધો નહોતો. તેથી દીવાની યા ફોજદારી રીતે તે સ્ત્રી પ્રવેશ કરવા માટે; જુવાબદાર થઇ શકતી નથી.

માટે ગુન્હાનો તથા સજાનો ઠરાવ રદ કરી, દંડ પાછો આપવાનો હુકમ કરવામાં આવે છે.

### જસ્ટીસ કરનાનનો ઠરાવ.

### હું ઉપલા ઠરાવને મળતો આવુંછું.

## માહારાણી વિ. વરથાપા નાયકન.

कलम ४४१.

**लोकलफंडने पैसेथी बनावेली मारकीटमां, तेनो ठरावेलो दर आपवाना अग्वाडा करवाना इरादाथी, प्रवेश करवो एथी साप्राध प्रवेश थतो नथी.**

૭

તા. ૯-૮-૮૨
ઇ. ૫ મ. પા.૩૯૨

અમુક મકાનમાં ફી આપીને માંહે જવાનો રસ્તો હોય તે રસ્તો છોડીને બીજે રસ્તેથી જવું એથી સાપ્રાધપ્રવેશનો ગુન્હો થતો નથી.

ઉત્તર આરકાટના જીલ્લા માજીસ્ટ્રેટે, આ કામ હાઇ કોરટમાં લખી મોકલ્યું હતું. અને તે એવા સબબથી કે, તેમાં કરેલા ગુન્હાનો ઠરાવ કાયદાથી ઉલટો છે.

### જસ્ટીસ મુતુસ્વામી આયર તથા જસ્ટીસ સ્ટાંરટનો ઠરાવ.

અમે જીલ્લા માજીસ્ટ્રેટના મતને મળતા આવીએ છીએ. અંબુર ગામની બજારને ફરતી વાંસની વાડમાં થઇને બંધવો સુરતની આટલીઓ વેચવાનો ઈરાદો કરીને લઇ જતાં પકડાઇ ગયો હતો, જો તે બજારના દરવાજામાં થઇને પેઠો હત તો, તે ઠેકાણે ઇજારદાર પોતાની મેહેસુલ ઉઘરાવવા બેઠો હતો તેને કર આપવો પડત. પણ તેમ નહીં કરતાં, તે બીજે ઠેકાણેથી પેઠો, એટલે એ કર નહીં આપવાનો તેનો ઈરાદો હોવો જોઇએ; તેથી તે ઈરાદો જોઇને, બીજા વર્ગના માજીસ્ટ્રેટે બંધવાને સાપ્રાધપ્રવેશના ગુન્હાનો અપરાધી ઠરાવી, તેનો બે રૂપૈઆ દંડ કર્યો છે.

કર આપવામાં ભુલ ખવરાવવી, એ ખોટું છે ખરૂં પણ તેથી કાંઇ ગુન્હો થતો નથી. ઈી. પી. કો. ની ૪૪૧ મી કલમમાં જેજે ઇરાદાની વિગત લખી છે. તે માંહેલા એક ઈરાદા શમીત બંધવે પ્રવેશ કર્યાનું જણાતું નથી. તેથી ગુન્હા તથા સજાનો ઠરાવ રદ કરી, દંડ પાછો આપવાનો હુકમ કરવામાં આવે છે.

## કલમ ૪૪૨ મી.

૪૪૨. કાંઈ ઇમારત, તંબુ, અથવા વહાણુ, જે માણસને રહેવાનાં ઠેકાણા દાખલ વપરાતું હોય તેમાં અથવા કાંઇ ઈમારત પુજા સ્થાન અથવા માલ રાખવાના ઠેકાણા દાખલ વપરાતી હોય તેમાં પેશીને અથવા તે મધ્યે રહીને જે માણસ સાપ્રાધ પ્રવેશ કરે તેણે "ગ્રહપ્રવેશ" કર્યો એમ સમજવું. — ગૃહપ્રવેશ.

ખુલાસો.—પેસવામાં તે સાપ્રાધ પ્રવેશ કરનારનાં શરીરના કાંઇપણુ ભાગનો પ્રવેશ થાય તો ગૃહપ્રવેશ થવામાં તેટલો પ્રવેશ બસ છે.

## કલમ ૪૪૩ મી

૪૪૩. કોઇ માણુસ ગૃહપ્રવેશ કરે, અને તેણે આગળથી એવી તદબીર કરી હોય કે જે ઇમારત, તંબુ, અથવા વાહાણુ તે પ્રવેશનું સ્થાન હોય તે મધ્યે તે પ્રવેશ કરનારને જતો બંધ કરવાનો અથવા તે મધ્યેથી તેને બાહાર કાઢી મુકવાનો જેનો હક હોય એવા કોઇ સખ્શથી તે ગૃહપ્રવેશ છાનો રહે, તો તે માણુસે "ગુપ્ત ગૃહપ્રવેશ" કર્યો એમ સમજવું. — ગુપ્તગૃહપ્રવેશ

## કલમ ૪૪૪ મી

૪૪૪. સુર્યનો અસ્ત થયા પછી તથા સુર્યનો ઉદય થતાં પહેલાં જે માણુસ ગુપ્ત ગૃહપ્રવેશ કરે, " તેણે રાતે ગુપ્ત ગૃહપ્રવેશ કર્યો એમ સમજવું. — રાતે ગુપ્ત ગૃહપ્રવેશ.

## કલમ ૪૪૫ મી.

૪૪૫. કોઈ સખસ ગૃહપ્રવેશ કરે, તે અગર તે ઘર મધ્યે અથવા તેના કોઇપણુ ભાગ મધ્યે પોતાનો પ્રવેશ નીચે બ્યાન કરેલા છ પ્રકારોમાંના કોઇપણુ પ્રકારે અથવા ત્યાં કાંઈ ગુન્હો કરવાના કારણુસર તે ઘર મધ્યે અથવા તેના કોઇપણુ ભાગ મધ્યે ગયા પછી, અથવા તે મધ્યે કાંઈ ગુન્હો કરી રહ્યા પછી, અગર તે સખસ તે ઘર મધ્યેથી અથવા તેના કોઇપણુ ભાગ મધ્યેથી તે છ પ્રકારમાંના કોઇપણુ પ્રકારે બહાર નીકળે તો તે સખસે "ઘર ફોડવાનો ગુન્હો" કર્યો એમ સમજવું. તે પ્રકારોની વિગત.— — ઘર ફોડવું.

પહેલો—તે ગૃહપ્રવેશ કરવા સારૂ પોતેજ જે રસ્તો કર્યો હોય અથવા તે ગૃહપ્રવેશ મધ્યે મદદગારી કરનારા કોઇ માણુસે જે રસ્તો કર્યો હોય એવે કોઇ રસ્તે થઇને અગર તે માંહે પેસે અગર બહાર નિકળે, તો

બીજો—પોતે અથવા તે ગુન્હામાં મદદગારી કરનાર કોઇ માણુસ એ શીવાય બીજા કોઇ સખસે માણુસને પેસવા માટે કર્યો નહિ હોય એવે કોઈ રસ્તે થઇને અગર તે માંહે પેસે, અથવા બહાર નીકળે, અથવા કોઈ ભીંત અથવા કોઇ ઇમારતપર સીડીથી અથવા બીજી રીતે ચહડી જઇને જે રસ્તો હાથ લાગે, એવે કોઈ રસ્તે થઈને અગર તે માંહે પેસે, અથવા બહાર નીકળે, તો

ત્રીજો—ગ્રહપ્રવેશ કરવા માટે, તે ઘર મધ્યે રહેનારા માણુસે જે સાધન વડે, કાંઇ રસ્તો ઉઘાડવાનો ઈરાદો રાખ્યો નહિ હોય એવાં કાંઈ સાધન વડે, પોતે અથવા તે ગ્રહપ્રવેશમાં મદદગારી કરનારા કોઇ સખસે જે રસ્તો ઉઘાડયો હોય એવે કોઈ રસ્તે થઈને અગર તે માંહે પેશે અથવા બહાર નિકળે, તો.

ચોથો—ગ્રહપ્રવેશ કરવા માટે અથવા કાંઇ ગ્રહપ્રવેશ કર્યા પછી તે ઘરમાંથી બહાર

નિકળવા માટે, અગર તે કાંઈ કળ ઉઘાડીને માંહે જાય અથવા બહાર નિકળે, તો.

પાંચમો,—સાપરાધ બળ વાપરીને, અથવા હુમલો કરીને, અથવા કોઇ શખસને હુ-મલાનો ડર દેખાડીને અગર તે માંહે જાય અથવા બહાર નિકળે, તો.

છઠો—જે રસ્તેથી કોઇએ પ્રમાણે આવે જાય નહિ અટલા માટે તે બંધ કરેલો છે એમ તે જાણુતો હોય, તથા જે રસ્તાને પોતેજ અથવા તે ગ્રહપ્રવેશમાં મદદગારી કરનાર કોઇ શખસે ઉઘાડેલો છે એમ તે જાણુતો હોય એવો કોઇ રસ્તે થઇને અગર તે માંહેજા-ય અથવા બહાર નિકળે, તો.

ખુલાસો—કાંઇ ઉપગૃહ અથવા ઈમારત કોઇ ઘરની સાથેજ ઉપભોગમાં આવતી હો-ય, અને તે ઉપગૃહ તથા ઘર એઓની વચ્ચે બીજે કેથા ન જતાં એકમાંથી બીજામાં જ વાનો રસ્તો હોય, તો તે ઉપગૃહને તે ઘરનો આ કલમના અર્થ પ્રમાણેનો ભાગ સમજવો.

**દ્રષ્ટાંત.**

(અ) ઝ ના ઘરની ભીતમાં એક ખાતર પાડીને તે બાકાં મધે પોતાનો હાથ ઘાલીને અ ગર અ ગ્રહપ્રવેશ કરે, તો તે ઘર ફોડવાનો ગુન્હો સમજવો.

(બ) અગર કોઇ વહાણનાં બે તુતકોની વચેની એક બારીમાંથી ગુસી ને અ ગ્રહપ્રવેશક રે, તો તે ઘર ફોડેવાનો ગુન્હો સમજવો.

(ક) અગર એક બારીથી ઝ ના ઘરમાં પેશીને અ ગ્રહપ્રવેશ કરે, તો તે ઘર ફોડવાનો ગુન્હો સમજવો.

(ડ) અગર કોઈ દરવાજો બંધ કરેલો હોય તે ઉઘાડીને ઝ ના ઘરના દરવાજામાંથી ઝ ના ઘરમાં પેસીને અ ગ્રહપ્રવેશ કરે, તો તે ઘર ફોડવાનો ગુન્હો સમજવો.

(ઈ) એક દરવાજા મધે કાણું છે તે કાણા મધે એક તાર ઘાલીને તે દરવાજાની આગ-ળી ઉઘાડી નાખીને અગર તે દરવાજામાંથી ઝ ના ઘરમાં પેશીને અ ગ્રહપ્રવેશ કરે, તો તે ઘર ફોડવાનો ગુન્હો સમજવો.

(ફ) ઝ થી પોતાના ઘરના દરવાજાની કુંચી ખોવાઇ ગઇ છે તે અગર અ ને જડે, અ ને તે કુંચી વડે દરવાજા ઉઘાડીને ઝ ના ઘરમાં પેશીને અ ગ્રહપ્રવેશ કરે, તો તે ઘર ફોડવાનો ગુન્હો સમજવો.

(ગ) ઝ પોતાના દરવાજામાં ઉભો છે તેને નીચે પાડી નાખીને જબરાઇથી અ રસ્તો ક રે, અને ઘરમાં પેશીને ગ્રહપ્રવેશ કરે, તો તે ઘર ફોડવાનો ગુન્હો સસજવો.

(હ) ઝ ય નો દરવાન છે. ને ય ના દરવાજામાં ઉભો છે તેને મારવાનો ડર દેખાડીને સામો થતો અટકાવીને અગર અ તે ઘરમાં પેશીને ગ્રહપ્રવેશ કરે, તો તે ઘર ફોડ વાનો ગુન્હો સમજવો.

## કલમ ૪૪૬ મી

૪૪૬. જે માણસ સુરજનો અસ્ત થયા પછી તથા સુરજનો ઉદય થતાં પહેલાં ઘર ફોડવાનો ગુન્હો કરે, તેણે "રાતે ઘરફોડવાનો ગુન્હો" કર્યો એમ સમજવું.

રાતેઘરફોડવું.

## કલમ ૪૪૭ મી

૪૪૭. જે માણસ સાપ્રાધ પ્રવેશ કરે, તેને ત્રણ મહિનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા પાંચસે રૂપિયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

સાપ્રાધપ્રવેશની શિક્ષા.

## કલમ ૪૪૮ મી.

૪૪૮. જે માણસ ગ્રહપ્રવેશ કરે, તેને એક વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપિયા સુધીના દંડ-ની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ગ્રહ પ્રવેશની શિક્ષા.

## કલમ ૪૫૦ મી.

૪૫૦. જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઈ શકે એવો કોઇ ગુન્હો કરવા સારૂં જે માણુસ ગ્રહપ્રવેશ કરે, તે માણુસને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

જીવતાંસુધીસમુદ્રપારનીશિક્ષાથઇશકેએવો કોઇગુન્હોકરવાસારૂગ્રહપ્રવેશકરવો.

## કલમ૪૫૧ મી.

૪૫૧. કેદની શિક્ષા થઇ શકે એવો કોઇ ગુન્હો કરવા સારૂ જે માણસ ગ્રહપ્રવેશ કરે તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર ચોરીનો ગુન્હો કરવાનો ઇરાદો કર્યો હોય, તો તે કેદની મુદત સાત વરસ સુધીની થઈ શકશે.

કેદનીશિક્ષાથઇશકેએવોકોઇગુન્હો કરવા સારૂ ગ્રહપ્રવેશકરવો.

## કલમ ૪૫૨ મી.

૪૫૨. કોઈ સખસને વ્યથા કરવાની, અથવા કોઈ સખસની ઉપર હુમલો કરવાની, અથવા કોઇ સખસને ગેરવ્યાજબી રીતે અટકાવવાની અથવા કોઈ સખસને વ્યથા, હુમલો, અથવા ગેરવ્યાજબી અટકાવવાનોભય ઉત્પન્ન કરવાની તઇયારી કરીને જે માણસ ગ્રહપ્રવેશ કરે, તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે; અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઇ સખસને વ્યથાકરવાની તૈયારીકર્યા પછીગ્રહપ્રવેશકરવો.

## કલમ ૪૫૩ મી.

૪૫૩. જે માણસ ગુપ્ત ગ્રહપ્રવેશ કરે, અથવા ઘર ફોડવાનો ગુન્હો કરે, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ગુપ્ત ગ્રહપ્રવેશ કરવો, અથવા ઘરફોડવું.

## કલમ ૪૫૪ મી.

૪૫૪. કેદની શીક્ષા થઇ શકતી હોય એવો કોઇ ગુન્હો કરવા સારૂ જે માણુસ ગુપ્ત ગૃહપ્રવેશ કરે, અથવા ઘર ફોડવાનો ગુન્હો કરે, તે માણુસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર ચોરીનો ગુન્હો કરવાનો ઇરાદો કર્યો હોય તો તે કેદની મુદત દશ વરસ સુધીની થઇ શકે.

કેદની શીક્ષા થઇ શકતી હોય એવો કોઇ ગુન્હો કરવાને સારૂ ગુપ્ત ગૃહપ્રવેશ કરવો, અથવા ઘર ફોડવું.

## કલમ ૪૫૫ મી.

૪૫૫. કોઈ સખસને વ્યથા કરવાની, અથવા કોઇ સખસની ઉપર હુમલો કરવાની, અથવા કોઇ સખસને ગેરવ્યાજબી રીતે અટકાવવાની, અથવા કોઇ શખસને વ્યથા, હુમલા, અથવા ગેરવ્યાજબી અટકાવનો ભય ઉત્પન્ન કરવાની તઇયારી કરીને જે માણુસ ગુપ્ત ગૃહપ્રવેશ અથવા ઘર ફોડવાનો ગુન્હો કરે તે માણુસને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઈ સખસને વ્યથા કરવાની તઇયારી કરીને ગુપ્ત ગૃહપ્રવેશ કરવો, અથવા ઘરફોડવું.

## કલમ ૪૫૬ મી

૪૫૬. જે માણુસ રાતે ગુપ્ત ગૃહપ્રવેશ કરે, અથવા રાતે ઘર ફોડવાનો ગુન્હો કરે તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

રાતે ગુપ્ત ગૃહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવું, તેની શીક્ષા

## કલમ ૪૫૭ મી.

૪૫૭. કેદની શિક્ષા થઇ શકતી હોય, એવો કાંઇ ગુન્હો કરવા સારૂ જે માણુસ રાતે ગૃહપ્રવેશ કરે, અથવા રાતે ઘર ફોડવાનો ગુન્હો કરે, તે માણસને પાંચ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે, અને અગર ચોરીનો ગુન્હો કરવાનો ઇરાદો કર્યો હોય તો તે કેદની મુદત ચૌદ વરસ સુધીની થઇ શકે.

કેદની શિક્ષા થઇ શકતી હોય એવો ગુન્હો કરવા સારૂ રાતે ગૃહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવું.

## કલમ ૪૫૮ મી.

૪૫૮. કોઇ સખસને વ્યથા કરવાની, અથવા કોઇ શખસની ઉપર હુમલો કરવાની, અથવા કોઈ શખસને ગેરવ્યાજબી રીતે અટકાવવાની, અથવા કોઇ શખસને વ્યથા, હુમલા, અથવા ગેરવ્યાજબી અટકાવનો ભય ઉત્પન્ન કરવાની, તઇયારી કરીને જે માણુસ રાતે ગુપ્ત ગૃહપ્રવેશ કરે, અથવા રાતે ઘર ફોડવાનો ગુન્હો કરે, તે માણસને ચઉદ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે; અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઈ સખસને વ્યથા કરવાની તૈયારી કરીને રાતે ગુપ્ત ગૃહપ્રવેશ કરવો, અથવા ઘર ફોડવું.

## કલમ ૪૫૯—૪૬૦ મી.

કોઇ માણસે ગુપ્ત ગ્રહપ્રવેશ અથવા ઘર ફોડવાનો ગુન્હો કરતો હોય તેવામાં જો તે કોઇ સખસને મહાવ્યથા કરે, અથવા કોઇ સખસનું મોત આણવાની કે કોઇને મહાવ્યથા કરવાની કોશીશ કરે તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ગુપ્ત ગ્રહપ્રવેશ અથવા ઘર ફોડવાનો ગુન્હો કરતાં કોઇને મહાવ્યથાકરવી.

અગર રાતે ગુપ્ત ગ્રહપ્રવેશ કરતી વખતે, અથવા રાતે ઘર ફોડવાનો ગુનાહ કરતી વખતે તે ગુનાહનો તકસીરવાર કોઇ સખસ બુદ્ધીપુરવક કોઇનું મોત આણે અથવા કોઇને મહાવ્યથા કરે, અથવા મોત આણવાની કે મહાવ્યથા કરવાની કોશિશ કરે તો જે જે સખસ રાતે ગુપ્ત ગ્રહપ્રવેશ કરવામાં અથવા રાતે તે ઘર ફોડવાનો ગુનાહ કરવામાં જોડે સામીલ હોય તે હરએક સખસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વરસની મુદત [illegible]ની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

ઘણાસખસો ઘર ફોડવા વગેરેમાં સામિલ હોય, અને તે ઓમાંનો કોઇ એક મોત અથવા મહાવ્યથા કરે તો તે સઘળા માણસોને આ શિક્ષા થઇ શકે.

### માહારાણી કેસરેહીંદ વિ. ઇસમાઇલખાં તથા બીજાઓ.

कलम ४५९ तथा ४६० मी कलममां संयुक्त गुन्हानो समावेश कर्यो छे. अने ते संयुक्त गुन्हो गृहप्रवेश अथवा घर फोडवानो छे. अने जे सक्ष महाव्यथा करीने, अथवा मोत आणवाने, अथवा महाव्यथानी कोशिश करीने, ते गुन्हा भेगो सामेल रहेलो हशे, तेने आ कलमो प्रमाणे जवाबदार गणवा सारु, सदरहु बंने गुन्हा संपुर्ण थवा जोइए. एवी ए बंने कलमोमां मुख्य बाबत छे. ए कलमोनो अक्षरे अक्षरे अर्थ करवो जोइए. अने तहोमतवाळाना करेला मुख्य कृत्यथी, गुप्त गृहप्रवेश अथवा घर फोडवाना गुन्हानी कोशीश उपरांत वधु थतुं न होय, तो, आ ठेकाणे ते कलमो लागु पडती नथी.

૪૫૯—૪૬૦.
૧
તા. ૯-૮-૮૬
ઈ.૮ મ. પા. ૬૪૮
ગ્રહપ્રવેશ અથવા ઘર ફોડવામાં કોઈ સક્ષને મહાવ્યથા કરવી, અથવા તેનું ખુન કરવું, અથવા તે કરવાની કોશીશ કરવી એ બે પ્રથક પ્રથક ગુન્હા નહીં ગણતાં આ કલમો પ્રમાણે એકજ ગુન્હો ગણવો જોઇએ.

મીરનના સેસન જડજે ૮-૬-૮૬ ના રોજ અપેલેન્ટ ઈસમાઇલખાંને, પીનલકોડની કલમ ૪૫૯ તથા ૫૧૧ મી માંહેલા ગુન્હાનો, તથા બીજા બે અપેલેંન્ટને, તેજ કાયદાની કલમ ૪૬૦મી તથા ૫૧૧ મી માંહેલા ગુન્હાના અપરાધી ઠરાવવાનો હુકમ કર્યો હતો. તે ઉપર આ અપીલ છે.

**આ મુકરદમાની કેફીયત કોરટના ઠરાવમાં આપેલી છે.**
**અપેલેન્ટો તરફથી કોઇ વકીલ હાજર હતો નહીં.**
**સરકાર તરફથી રાવપ્રસાદ હાજર હતો.**
**ચિફ જસ્ટીસસ્ટેટનો ઠરાવ.**

અપેલેંન્ટો વીરૂદ્ધ આ કામમાંપુરાવો એવો છે કે, ગયા એપ્રીલની તારીખ ૧૩ મીને રોજ, સવારમાં એટલે પરોઢીએ તેઓ ફરીઆદીના ઘરની ભીંતમાં કાણું પાડતા હતા, એટલામાં એક ચોકીદારે તેમને હરકત કરી. આ પ્રમાણે હરકત થઇ કે લાગલાજ તેઓએ નાઠી જવાની કોશીશ કરી અને અપેલેન્ટ ઈસમાઇલખાંએ, એક પીસતોલ ફોડી પણ તે કયી રીતે, અને કયી દીશાએ ફોડી, તે પુરાવા ઉપરથી જણાતું નથી. અને બીજા બે અપેલેન્ટોએ, પોતાની લાકડીઓનો ઉપયોગ કરી ન પકડવાની કોશીશ કરી. આ બે છેલા અપેલેન્ટોએ પોલીસમા સીપાઇઓને કાંઇ ભારે વ્યથા કરી હતી, એવું કહેવામાં આવ્યું નથી. અને મુકરદમાનો આ ભાગ બહુ ઉપયોગી હોવાનું હું ધારતો નથી. વીદ્વાન સેસન જડજે અપેલેંન્ટ ઇસમાઈલખાંને પીનલકોડની કલમ ૪૫૯ માં સમાસ કરેલા ગુન્હાની કોશીશ કર્યાનો અપરાધી ઠરાવ્યો. તથા બીજા બે અપેલેંન્ટો ને, તેજ કાયદાની કલમ ૪૬૦ મી માંહેલા ગુન્હાની કોશીશ કરવાના અપરાધી ઠરાવ્યા. મારો સારૂ એવી રીતનો અભીપ્રાય છે કે, [illegible] ઠરાવમાંથી એકે ઠરાવ ટકી શકતો નથી. ૪૫૯ મી તથા ૪૬૦ મી કલમમાં સંયુકત ગુન્હાનો સમાવેશ કર્યો છે. અને તે સંયુકત ગુન્હો ગુપ્ત ગૃહપ્રવેશ, અથવા ઘર ફોડવાનો છે. અને જે સખસ મહાવ્યથા કરી ને, અથવા મોત આણવાને,અથવા મહાવ્યથા કરવાની કોશીશ કરીને, તે ગુન્હા ભેગો સામેલ રહે છે, તેને આ બંને કલમો પ્રમાણે જવાબદાર ગણવા સારૂ, સદરહુ બંને ગુન્હા સંપુર્ણ થવા જોઇએ. એટલી એ બંને કલમોમાં મુખ્ય બાબત છે. બીજા શબ્દોમાં કહીએ તો, ગુપ્ત ગ્રહ પ્રવેશનો અથવા ઘર ફોડવાનો ગુન્હો કેવા ટાંણે, ત્થા જ્યારે ગુપ્ત ગૃહ પ્રવેશ, અથવા ઘરફોડ થતાં હોય, ત્યારે મહાવ્યથા અથવા મોત આણવાની, કીંવા મહાવ્યથા કરવાની કોશીશ થવી જોઇએ. આ કલમમાં સમાવેલી બાબત અતીશય સાસનીક છે. અને તેના ગુન્હેગારોને ઘણીજ ભારે સજા ફરમાવેલી છે. માટે જરૂરનું છે કે, તે કલમોનો અરથ બહુ અક્ષરે કરવાનો છે. અને તહોમતવાળાના કરેલા મુખ્ય કૃત્યથી, ગુપ્ત ગૃહપ્રવેશના અથવા ઘર ફોડવાના ગુન્હાની કોશીશ ઉપરાંત કાંઇ વધુ થતું નહોયતો. મારા અભીપ્રાય પ્રમાણે તે કલમ લાગુ પાડવાનું ધાર્યું નથી. સેસન જડજે જે ઠરાવ કર્યો છે, તે રદ કરવામાં આવે છે. અને હું હુકમ કરૂં છું કે, સદરહુ ઠરાવો ઇ. પી. કો. ની ૪૫૨ મી તથા ૫૧૧ મી કલમ પ્રમાણે, રાતે ઘરફોડી ચોરીની કોશીશ કર્યાના ગુન્હાના કરવા જોઇએ. ઈસમાઈલખાંને સજા કરી છે, તે બદલાવીને સાત વરસ સુધીની સમુદ્રપારની સજા કરવામાં આવી છે. અને બીજા બેને પાંચ વરસની સજા કરવાનો ઠરાવ કરવામાં આવે છે. આ બધી સજાના ઠરાવનો અમલ સેસન કોરટના ફેંસલાની તારીખથી કરવો.

## કલમ ૪૬૧ મી

૪૬૧. જે નીધાન મધે કાંઇ મીલકત રહેલી હોય અથવા જે મધે કાંઈ મીલકત રહેલી છે એમ પોતે માનતો હોય એવાં કોઇ બંધ કરેલાં નીધાનને જે માણુસ બદદાનતથી, અથવા બીગાડ કરવાના ઇરાદાથી, ફોડીને ઉઘાડે અથવા તેના બંધ છોડે, તે માણુસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

કાંઇ બંધ કરેલાં નીધાનમાં કાંઇ મિલકત હોય, અથવા કાંઈ મીલકત છે એમ ધરાયું હોય તે નીધાનને બદદાનતથી ફોડીનેઉઘાડવું.

## કલમ ૪૬૨ મી.

૪૬૨. જે નીધાન મધે કાંઇ મીલકત રહેલી હોય, અથવા જે મધે કાંઇ મીલકત રહેલી છે એમ પોતે માનતો હોય, એવું બંધ કરેલું કાંઇનીધાન કોઇ માણુસને સોંપ્યું હોય, અને તે માણુસને તે ઉઘાડવાનો અખત્યાર નહી છતાં અગર તે માણુસ બદદાનતથી, અથવા બીગાડ કરવાના ઇરાદાથી, તે નીધાનને ફોડીને ઉઘાડે, અથવા તેના બંધ છોડે, તો તે માણુસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

તેજ ગુન્હો જ્યારે તે નીધાન જેને સોંપ્યું હોયતે માણુસ કરે ત્યારે તેની શિક્ષા.

## કલમ ૪૬૩—૬૪ મી.

ખોટો લેખ બનાવવાનો ગુન્હો.

જો કોઇ માણસ કાંઇ લેખ અથવા લેખનો કાંઇ ભાગ ખોટો બનાવે, એવા ઇરાદાથી કે, લોકને કોઇ સખસને કાંઇ હાની કે નુકશાન કરવું, અથવા કાંઇ દાવાને કે હકને મજબુતી આપવી; અથવા કોઇ સખસ પાસે કાંઇ મિલકત છોડાવવી, અથવા તેની પાસે કાંઇ સાફ કે અરથાંત સમજાય, એવો કરાર કરાવવો અથવા એવા ખોટા ઇરાદાથીં કે દગો કરવો, અથવા દગો કરવામાં આવે, તો તે માણસે ખોટો લેખ બનાવવાનો ગુનોહ કર્યો એમ સમજવું.

લેખખોટોબનાવવોએટલેશું?

જે માણસ નીચે લખ્યા પ્રમાણે કરે, તેણે ખોટો લેખ બનાવ્યો એમ સમજવું.

પેહેલું—જે માણસ બદદાનતથી અથવા દગલબાજીથી કાંઇ લેખ અથવા લેખનો ભાગ બનાવે, તે ઉપર સહી કરે, મોહોર કરે, અથવા તે લખી આપે, અથવા કોઇ લેખ લખી આપ્યો છે એવું બનાવવાની કાંઇ નીશાણી કરે, એવા ઇરાદાથી કે જે સખસે અથવા જેના અખતિયારથી તે લેખ અથવા તેનો તે ભાગ બન્યો નથી, અથવા તે પર સહી કે મોહોર થઇ નથી, અથવા તે લખી આપ્યો નથી, એવું તે માણસ પોતે જાણતો હોય તે સખસે અથવા તેના અખતિયારથી તે લેખ અથવા તેનો તે ભાગ બન્યો છે, અથવા તે પર સહી કે મોહોર થઇ છે, અથવા તે લખી આપ્યો છે, એવો વિશ્વાસ ઉત્પન્ન કરવો, અથવા જે વખતે બન્યો નથી તે પર સહી કે મોહોર થઇ નથી, અથવા તે લખી આપ્યો નથી, એવું તે માણસ જાણતો હોય, તે એવે વખતે તે બન્યો છે, તે પર સહી કે મોહોર થઇ છે, અથવા તે લખી આપ્યો છે, એવો વિશ્વાસ ઉત્પન્ન કરવો; અથવા:—

બીજું—જે માણસ કાંઇ લેખ પોતે ખુદ કે બીજા કોઇ સખસે કર્યા અથવા લખી આપ્યા પછી, ચેહેરીને અથવા બીજી રીતે કાંઇ જરૂરના ભાગમાં લેખને તે કાયદેસર અખતિયાર સિવાય, બદદાનતથી અથવા દગલબાજીથી ફેરવે, પછી તે ફેરવતી વખતે તે બીજો સખસ હયાત હોય કે મરીગયો હોય તોપણ; અથવા:—

ત્રીજું—જે માણસ બદદાનતથી અથવા દગલબાજીથી, કોઇ સખસ પાસે કાંઇ લેખ પર સહી કે મોહોર કરાવે, અથવા કાંઇ લેખ તે સખસ લખી આપે એમ કરે, અથવા તેની પાસે કાંઇ લેખને ફેરવાવે, એવું જાણ્યા છતાં કે, તે લેખમાં શું લખ્યું છે, અથવા હું શો ફેરફાર કરૂ છું એ વાત તે સખસને દીવાનગી અથવા કેફના સબબથી જાણવાને શકતીમાન નથી, અથવા તેને ફેરબ દીધો છે તે સબબથી તે વાત તે સખસ જાણતો નથી.

દ્રષ્ટાંત.

(અ) અ ની પાસે ઞ નો લખેલો બ ની ઉપરનો ૧૦૦૦૦ રૂપીયાનો એક બલાબમણુનો કાગળ છે, હવે બને દગો દેવા સારૂ અગર અ તે ૧૦૦૦૦ પર એક મીડું વધારીને તે રકમને ૧૦૦૦૦૦ કરે એવા ઇરાદાથી કે તે કાગળ ઞ એ તેટલી રકમનો લખ્યો છે એમ બ માને તો અ એ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કર્યો એમ સમજવું.

(બ) કાંઇ સ્થાવર મિલકત ઞ એ અ ને લખી આપી હોય એવી મતલબના એક ખત પર, ઞ ના અખતિયાર સિવાય અ ઞ ની મોહોર કરે, એવા ઇરાદાથી કે તે મિલકત બ ને વેચીને તેની કીમતના રૂપીઆ બ પાસેથી લેવા, તો અ એ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

( ક ) એક ચેકપર બની સહી છે, અને તે ચેક જે લઇ આવે તેને તે નાણાં આળે એવી તરેહનો છે પણ તે મધ્યે કાંઇ રકમ ભરેલી નથી, તે ચેક લઇને અ દગલબાજીથી તે મધ્યે દશહજાર રૂપીઆની રકમ ભરે, તો અ એ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરયો એમ સમજવું.

( ડ ) અ પોતાના માણુસ બને એક સરાફ ઉપર ચેક લખી ને તે પર સહી કરીને આપે પણ તેમાં આપવાની કાંઇ રકમ લખે નહીં; અને બને એવો અખતીયાર આપે કે ફલાણા ફલાણા લોકોના રૂપીઆ આપવા છે માટે દસહજાર રૂપીઆ સુધીની રકમ તું એ ચેકમાં ભરજે પછી અ દગલબાજીથી તે ચેકમાં વીશ હજાર રૂપીયાની રકમ ભરે, તો બએ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરયો એમ સમજવું.

( ઇ ) બના અખતીયાર શીવાય અ બના નામથી પોતાની ઉપર એક હુંડી લખે, એવા ઇરાદાથી કે તે હુંડીને ખરી હુંડી દાખલ કોઇ સરાફને ત્યાં વટાવીને, તથા તે હુંડી પાકેથી તે સરાફ પાસેથી તે લઇને તેનાં નાણાં આપવાં, તો એ ઠેકાણે બની જામીની છે એવો પોતાના મનમાં વીચાર ઉત્પન્ન થઇને તે સરાફ તે હુંડીના નાણા આપે એ રીતે તેને છેતરવા સારૂ અ એ તે હુંડી લખી માટે, અ એ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરયો એમ સમજવું.

( ફ ) ઞ ના વીલમાં આ શબ્દો લખેલા છે—"હું ફરમાવુ છું કે મારી સઘળી બાકી રહેલી મીલકત અ, બ, અને ક એઓની વચ્ચે સરખે હીસ્સે વેહેચાય" અ બદદાનતથી તે મધ્યેથી બનુ નામ છીલી

નાખે, એવા ઇરાદાથી કે તેથી એમ માનવામાં આવે કે સઘળી મી-
લકત અ ને તથા ક ને માટે ઝ લખી ગયો છે, તો અ એ ખોટો
લેખ બનાવાનો ગુનોહ કરયો એમ સમજવું.

(ટ) "ઝ ને અથવા તે ફરમાવે તેને આપજો" એ પ્રમાણે એક સરકારી
પ્રામીશીરી નોટની પાછળ શેરો કરીને તે શેરાપર સહી કરીને તેના
નાણા ઝ ને અથવા ઝ ફરમાવે તેને મળે એવું અ કરે, પછી "ઝ ને
અથવા તે ફરમાવે તેને આપજો" એ શબ્દો બદદાનતથી છેલી
નાખે અને એ પ્રમાણે તે ખાસ શેરાનો ખાલી શેરો કરે, તો બ
એ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરયો એમ સમજવું.

(ઠ) અ એક સ્થાવર મીલકત ઝ ને વેચી ને તેનું ખત કરી આપે પછી
ઝ ને દગો દઇને તેની પાસેથી તે મીલકત જાય એવું કરવા સારૂ
તેજ મીલકતનું અ એક ખત બ ને લખી આપે, અને તે ખત ઉ-
પર ઝ ને કરી આપેલા ખતની તારીખથી છ મહીનાની પહેલાંની
તારીખ લખે એવા ઇરાદાથી કે તે મીલકતનું ખત ઝ ને કરી આ-
પ્યા પહેલાં તેણે તે મીલકતનું ખત બ ને કરી આપ્યું છે એમ મા-
નવામાં આવે, તો અ એ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરયો
એમ સમજવું.

(ડ) ઝ બોલીબોલ બોલી તે પોતાનું વીલ અ પાસે લખાવે તેમાં વ-
શીયત આપવાને જેનું નામ લખવાનું ઝ એ કહ્યું હોય તેનું નામ
નહી લખતાં અ ઇરાદાથી એક બીજા સખસનું નામ લખે, અને ત-
મારા કહ્યા મુજબ આ વીલ લખ્યું છે એમ અ ઝ ને સમજાવીને
તે વીલ પર ઝ ની સહી કરાવે, તો અ એ ખોટો લેખ બનાવવાનો
ગુનોહ કરયો એમ સમજવું.

(ઢ) અ એક કાગળ લખીને બ ના અખત્યાર શિવાય તે પર બ ના ના-
મની સહી કરે, અને તેમાં એમ લખે કે અ સારી આબરૂનો મા-
ણસ છે અને નહી ધારેલી કંમનશીબીથી માઠી હાલતમાં આવી પ-
ડેલો છે, અને તેનો ઇરાદો એવો હોય કે તે કાગળ બતાવીને ઝ
પાસે તથા બીજા સખસો પાસે ભીખ મેળવવી, તો એ ઠેકાણે ઝ
ને પોતાની મીલકત છોડવાને લલચાવવાને સારૂ અ એ લેખ ખોટો
બનાવ્યો માટે અ એ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરયો એમ
સમજવું.

(ણ) બ ના અખત્યાર શીવાય અ એક કાગળ લખીને તે પર બના
નામની સહી કરે, અને તે કાગળ મધ્યે એમ લખે કે અની આ-
બરૂ સારી છે, અને તેનો ઇરાદો એવો હોય કે તે કાગળ બતાવીને

ને ઝના હાથ તળે કાંઇ નોકરી મેળવવી, તો અ એ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરયો એમ સમજવું, કેમકે તે બનાવટના સરટીફીકેટથી ઝને છેતરીને ઝની પાસે નોકરી બાબતનો કાંઇ સાફ કે અર્થાત સમજાય તેવો કરાર કરવાનો અ નો ઇરાદો છે.

ખુલાસો ૧ લો.—કોઇ માણસ પોતાના નામની સહી કરે, તો તે પણ ખોટો લેખ બનાવવાનો ગુનોહ થઇ શકે છે.

દ્રષ્ટાંત.

(અ) એક હુંડીપર અ પોતાના નામની સહી કરે, એવા ઇરાદાથી કે તેજ નામના એક બીજા સખસે તે હુંડી લખી છે એમ માનવામાં આવે, તો અ એ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરયો એમ સમજવું.

( બ ) એક કાગળના કકડાપર "સીકારી"એટલે શબ્દ લખીને તે પર અઝ ના નામની સહી કરે એટલા સારૂ કે પછી તે કાગળપર ઝ ની ઉપરની એક હુંડી બ લખે, અને તે હુંડી જાણે ઝ એ સિકારી હોય એ રીતે બજારમાં ચલાવે, તો અ એ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરયો એમ સમજવું અને અગર તે હકીકત જાણીને અ ના ઇરાદા મુજબ બ તે કાગળપર હુંડી લખે, તો બએ પણ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરયો એમ સમજવું.

( ક ) અ નાજ નામનો કોઇ બીજો સખસ ફરમાવે તે ધણીને નાણાં આપવા એવી એક હુડી અને જડે, અને તેની પાછળ અ પોતાનાજ નામનો શેરો કરે, એવા ઇરાદાથી કે જે સખસ ફરમાવે તે ધણીને નાણાં આપવાની એ હુંડી છે તેજ સખસે એ શેરો કરયો છે એમ માનવામાં આવે, તો એ ઠેકાણે અ એ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરયો એમ સમજવું.

( ડ ) બની ઉપર એક હુકમ નામું થએલું બજે, તેમાં એક સ્થાવર મિલકત વેચાય તે અ ખરીદ કરે, હવે તે મિલકત જપત થયા પછી બ ઝ ની સાથે મળી જઇને કાંઇ જુજ ભાડે તે મિલકતનું લાંબી મુદતનું એક ભાડા નામુ ઝ ને લખી આપે, અને તે ભાડાનામામાં તે જપતીની તારીખથી છ મહીના આગળની તારીખ ભરે, એવા ઇરાદાથી કે અ ને દગો કરવો, તથા જપતી થતાં પહેલાં તે ભાડા નામું લખી આપ્યું છે એમ માનવામાં આવે તો, અગર બ એ તે ભાડા નામાપર પોતાના નામની સહી કરી છે તો પણ, તેણે આગળની તારીખ, તેથી તેણે ખોટો લેખબનાવવાનો ગુનોહ કરયો એમ સમજવું.

(ક) દેવાળું કહાડવાનો આગળથી વિચાર કરીને અ વેપારી પોતાના ફાયદાને સારૂ તથા પોતાના માગનારાઓને દગો દેવાના ઇરાદાથી કાંઇ મિલકત બ ની પાસે રાખે; અને તે કામ બાહારથી વ્યાજબી જણાય એટલા સારૂ તે બ ને એક ચીઠી લખી આપે કે તમારી પાસે અવેજ લીધો છે તે બાબતની માહારે તેમને આટલી રકમ દેવી અને તે ચીઠીપર આગળની તારીખ નાખે, એવા ઇરાદાથી કે અ દેવાળું કહાડવાની તૈયારીમાં હતો ત્યાર પેહેલાં એ ચીઠી તેણે લખી છે એમ માનવામાં આવે તો, અ એ ઊપર લખેલા લક્ષણના પેહેલા પ્રકાર પ્રમાણે ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરયો એમ સમજવું.

ખુલાસોરજો— કોઇ માણસ કોઇ ખોટા શખસના નામથી કાંઇ ખોટો લેખ કરે, એવા ઇરાદાથી કે તે લેખ કોઇ ખરા શખસે કરેલો છે એવું માનવામાં આવે, અથવા, કોઇ મુવેલા શખસના નામથી કરે, એવા ઇરાદાથી કે તે શખસે પોતાની હયાતીમાં તે લેખ કર્યો છે એવું માનવામાં આવે તો તે પણ ખોટો લેખ બનાવવાનો ગુનોહ થઇ શકેછે.

દ્રષ્ટાંત.

(અ) એક ખોટા શખસની ઉપર એક હુંડી લખે, અને તે ચલાવવના ઇરાદાથી તે ખોટા શખસને નામે તે હુંડી દગલબાજીથી શિકારે તો અ એ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરયો એમ સમજવું.

## કેસરે હીંદ. વિ. શંકર.

जो पोताना पेस्तर कामनी गफलत कपटवाळी न होय, तो ते ढांकवा सारू दफतरना कागळो खोटा बनाववा, ए ही. पी. को. नी कलम ४६३ तथा ४६४ ना अर्थ प्रमाणे खोटो लेख बनाव्यो. एम केहवाय नहीं.

ક.૪૬૩–૬૪

૧

તા. ૧૯–૭–૮૦ ઈ. ૪ મુ.પા૬૫ડી

પાછલા કામની કપટ વીનાની ગફલત ઢાંકવા સારૂ મછડેવાથી કાંઇ લેખ કરેલો પડે તો તે ખોટો લેખ બનાવ્યો કહેવાતો નથી.

ઉત્તર કાનડાના સેસન જડજે ખોટો લેખ બનાવ્યાનો અપરાધી ઠરાવી, તહોમતવાળાને અઢાર માસની સખત કેદ ભોગવવા, તથા દંડના રૂપૈયા ૨૦૦ આપવા, ને દંડ ન આપેતો બીજા ૬ માસ વધારે કેદ ભોગવવાની સજા કરેલી હતી.

મુકરદમાની હકીકત આ ફેંસલાને માટે જેટલી જરૂરની છે તે નીચે મુજબછે.

ઉત્તર કાનડા જીલ્લાના સીદાપુર તાલુકામાં, તહોમતવાળો શંકર એક કામ ચલાઉ જંગલનો રખોપીઓ હતો. તેને જે કામો કરવાં પડતાં, તેમાં એક એવું કામ હતુંકે, સરકારી જંગલના સરપણ વેચવાં અને ખરીદદારોને કેટલા સરપણ કેટલી કીંમતે વેચાતાં આપ્યાં તેની પાવતીઓ આપવી.

આ કામગીરી દરમીઆનમાં તહોગત વાળાએ સને ૧૮૭૯ના ફેબ્રુઆરીની ૭મી તારીખે રામૈયા નામના સક્ષને જંગલમાં ઉભેલું એક ઝાડ હતું તેનો કાઠ લીલામથી વેચાણ આપ્યો; અને તેની સાથે નીચેની લખાવટ વાળી પાવતી સદરહુ સક્ષે આપી.

રામૈયા બીન પરમૈયાએ, શીશમનું લાકડું ખાંડી ૦—૧—૩—૮ એક થોકે રૂપૈયા રાા માં લીલામથી ખરીદ કરેલુંછે. આ વેચાણ જંગલના આસીટંટ કંસરવેટર ઓફ ફોરેસ્ટ મીસ્તર રોબી સાહેબે મંજુર કરેલુંછે, અને એ લાકડું મજકુર રામૈયાને હવાલે કરેલુંછે.

ત્યારપછી સપ્ટેંબરની ૧૯મી તારીખે, સીદાપુરના મામલેલદાર સાહેબને કાંઇક ખબર મળતાં તે રામૈયાને ગામ ગયા. અને તેને જેટલું લાકડું આપ્યું હતું, અને જેટલું લાકડું તેના કબજામાં આવ્યું તેટલા લાકડાનો તેણે અંદાજ કર્યો. અને તેથી તેને એમ શક આવ્યોકે, પાવતીમાં જેટલું લાકડું લખેલુંછે તેના કરતાં વધારે લાકડું અપાયુંછે. અને તેણે રામૈયા પાસેથી પાવતી લઇ લીધી. અને વળતે રોજ જે મામલતદારને બદલે તે કામ કરતો હતો, તે મામલતદારને ચાર્જ આપવા ટાંણે સોંપી થોડો વખત વીત્યાબાદ એ મામલદારે પોતાની ઓફીસમાં રાખવામાં આવતી, તે જંગલની ડાયરી તપાશીતો તેને માલમ પડયુંકે, સને ૧૮૭૯ના ફેબ્રુઆરીની ૭મી તારીખના રોજમાં એટલે જે દહાડે વેચાણ થયું હતું, તે રોજમાં ૦-૧-૩-૯ એ આંકડાઓનો ફેરફાર કરી તેને બદલે ૨-૧-૩-૯ના આંકડા કરવામાં આવ્યાછે.

તહોમતવાળા ઉપર આ ફેરફાર કર્યનો આરોપમુકી તેને ખોટા દસ્તાવેજ બનાવ્યાનો હિંદુસ્તાનના પીનલકોડની કલમ ૪૬૪ પ્રમાણે ગુન્હેગાર ઠરાવ્યો.

રામૈયાના ગામમાં કામ ચલાઉ મામલતદાર સાહેબ આવી ગયા કે લાગલાજ તેણે તહોમતદારને તેડાવ્યો. અને તેણે હકીકતનો ખુલાસો માગ્યો. તે ઉપરથી બધવે કહ્યુંકે, પાવતીના આંકડામાં વખતે ભુલ થઇ હશે. વળી તે રવીવારને દહાડે મામલતદારની કચેરીમાં ગયો અને વામનરાય કરીને કારકુન હતો તેના દેખતાં બીજા કારકુન કસરાઓ પાસેથી જંગલની ડાયરી પોતા પાસે લીધી અને તેમાંથી તકરારી વેચાણની હકીકતની નકલ કરી લીધી, અને તે નકલ કામ ચલાઉ મામલતદારને રજુ કરી. એ રજુ કરેલી નકલમાંથી માલમ પડયુંકે, કાઠ ખાંડી. ૨-૧-૩-૯ રૂપૈયા રાા કીમતે વેચાણ હતો. આટલી બાબતો પુરાવા ઉપરથી નીકળીછે. વળી સેસન જડજે પુરાવાથી એમ ઠરાવ્યુંકે, જે જાવક તથા આવકની ચોપડીઓ બધવાને હાથ આવી હતી, તેમાં પણ બદલાવેલી હકીકતો હતી. અને વેચાણ સંબંધના કાગળો પોતાના ઉપરીને મોકલ્યા હતા. અને જો તેના હાથમાં આવે તેવા ન હતા. તેમાં ઉપરીને લખી મોકલેલા અસલ કાગળમાં મુળ રકમ " ૦—૧—૩—૯" હતી.

એ બધા પુરાવા ઉપરથી તથા ઉપર કહેલી બીના ઉપર, અને તહોમતવાળાએ કમીટીંગ માજીસ્ટ્રેટ તથા સેસન જડજ પાસે જુબાની આપીછે, તે ઉપર ખાસ લક્ષ રાખીને સેસન જડજે તેને ખોટો લેખ બનાવ્યાનો ગુન્હેગાર ઠરાવ્યો.

બંધવાએ હાઈકોરટમાં અપીલ કરી. અપેલેંટ તરફથી શાંતારામ નારાયણ.

બંધવે રામૈયાને વેચાણ કર્યું, તે કપટ ભરેલો વહીવટછે, એમ દેખાડવાને પુરાવો પ્રયો નથી. તેમાં કોઈ પ્રકારનું અનીયમીત પણું થયું નથી. તથા બંધવાને કે રામૈયાને અયોગ્ય લાભ થવાનો કીંવા સરકારને ખોટી રીતે નુકશાન થયાનો કાંઈ પુરાવો દેખાતો નથી મીંડાને બદલે બંધવે બગડો કર્યો, એવો પુરાવોતો બીલકુલ પડ્યોજ નથી. અને કદાપી દલીલને ખાતર માનીએકે બંધવાએ ફેરફાર કર્યોછે, તોપણ તેણે ખોટોલેખ કર્યો નથી. હિંદુસ્તાનના પેનલકોડની કલમ ૪૬૩માં ખોટો લેખ બનાવ્યાની વ્યાખ્યા મુકીછે.

આ કામમાં કહેવામાં આવતો ફેરફાર બંધ કર્યો, તે આ કલમમાં નોંધેલા કોઇ મતલબસર કર્યો નથી. બંધવે ફેરફાર કર્યો તે વખતે તેનો કોઇને નુકશાન અથવા કાંઈ કપટ કરવાનો ઈરાદો નહોતો. જો કાંઇ કપટ હોયતો તે થઇ ચુક્યું હતું. અને બહુ કરીએ ત્યારે બંધવે ગત કપટ ઢાંકવાના ઈરાદા શીવાય કાંઇ વધુ કર્યું નથી. કાંઈ કપટ હતું એવી અમે ના પાડીએ છૈએ. કમીટીંગ માજીસ્ટ્રેટે વેચાણમાં કાંઇ કપટ થયુંછે એમ જણાવ્યું નથી. અને સ્ટોખી સાહેબને એમ જણાવ્યુંછેકે, રામૈયો જ્યારે કાઠ ઉપાડી ગયો ત્યારે તે ફરી માપી દીધું નથી. એટલીજ કસુરનો બંધવો તકસીરવાંન છે

## સરકાર તરફથી સરકારી વકીલ ન્હાનાભાઇ હરીદાસ.

રામૈયાને આપેલી પાવતીમાં વેચાણ કાઠનો જે આંકડોછે, તેના કરતાં વધારે વેચ્યું એ વાતમાંતો કાંઈ સંદેહ નથી. સેસન જડજને જણાયું છેકે, તે બે ખાંડી કરતાં વધુ હતું. એમ છેતો રામૈયાને લાભ થયોછે અને સરકારને ખોટી રીતે નુકશાન થયુંછે. બંધવાની વર્તણુંક એવી છેકે, આ કપટ ભરેલા વહીવટમાં તેણે ભાગ લીધેલોછે. કામ ચલાઉ મામલતદારે ખુલાસો કરવાનું કહ્યું ત્યારે બંધવે પાવતીના આંકડામાં ભુલ થયાનું સુચવ્યુંછે. અને જંગલની ડાયરીમાં ફેરવેલો આંકડોછે એ વાત કબુલ થઈછે, એ ચોપડી તેને હાથ પડી હતી. એવો પુરાવો પડ્યોછે. તો સાવ સ્વભાવીક છેકે, ફેરફાર કરવામાં જે તેનું હીત હતુ તે તેણે એ ફેરફાર કરેલો હોવો જોઇએ. જો વેચાણ કપટ ભરેલું નથી, તો હું કબુલ કરૂંછુંકે, એ ફેરફાર ખોટો લેખ નથી. પણ એ વેચાણ કપટ ભરેલું નથી, એવો શક રાખવાનું કાંઈ કારણ નથી.

## કોર્ટનો ઠરાવ જડજ કેંબેલ સાહેબે આપ્યો.

જીલ્લાની જંગલ ખાતાની રોજની સીમા મીંડુ છેકીને તેમાંથી બગડો બંધવે કપટથી કાયદેસર અખતીયાર વગર કર્યોછે. એથી તેણે ખોટો લેખ કર્યો. એનો સેસન જડજે તથા આસેસરોએ અપરાધી ઠરાવ્યોછે. ફેરફાર થયોછે એમાંતો કાંઇ શક નથી. પણ કહેવામાં આવ્યુંછે તે પ્રમાણે તે અપેલેંટે કર્યો એવો વધારે પુરાવો નથી. કમીટીંગ માજીસ્ટ્રેટ પાસે તથા સેસન જડજ પાસે જે જુબાની આપીછે, તે ઉપરથી તથા હકીકતની સંભવતા ઉપરથી તેનો અપરાધ મુખ્ય કરીને સંકલ્પવામાં આવ્યોછે. જડજ તથા આસેસરોએ એ

જુબાનીઓ અપેલેંટના અપરાધનો મજબુત પુરાવોછે અને પોતાના અભીપ્રાયમાં એ બને બાજુની નકલો ઉતારીછે. ગુજરેલી બીનામાં અમારી નજર પહોંચેછે તે ઉપરથી એ જુબાનીલઇને જે નીર્ણય કર્યોછે તેને મળતા આવવા અમે અશક્ય છૈએ. અને વધારે જણાવવાનું દુરસ્ત માનીએ છૈએકે, સેસન કોર્ટમાં જે રીતે તપાસણી થઇછે તે અમે મંજુર કરી, શકતા નથી.

લીલામથી વેચાણ થયું છે, તેમાં કાંઈ કપટ થયું છે કે નહીં? તે સવાલ તરફ આખો મુકરદમો વળે છે, એમ અમારા જોવામાં આવે છે. તે એકલો નાશ પામે છે એટલુંજ નહીં પણ નાનાભાઇએ તકરારમાં કબુલ કર્યું છે કે, જો વેચાણ કપટમાંથી મોકળું હોય તો, ચોપડીઓમાં અપેલેંટે ફેરફાર કર્યો કહેવામાં આવે છે તે ફેરફાર હિંદુસ્તાનના પીનલકોડની ૪૬૩ તથા ૪૬૪ મી કલમના અર્થ પ્રમાણે ખોટો લેખ નથી. તો તે પણ અધારનો નાશ થાય છે. હવે કપટની બાબતમાં આ મુકરદમાની સંપુરણ રીતે તકરાર ચાલીછે. અને જે નીરણય જડજે કર્યો, તેવા નીરણય ટેકાવી રાખવા કોઇ પુરાવો અમને મળી શક્તો નથી. જાહેર લીલામથી વેચાણ થયું. ખરીદદાર રામૈયાને લાભ આપવા અથવા સરકારને નુકશાન કરવામાં અપેલેંટનો કાંઇ હેતુ હતો. એ સુચવનારો કે દેખાડનારો પુરાવો બીલકુલ પડયો નથી. કમીટીંગ માજીસ્ત્રેટનો મત હતો કે વેચાણ કપટ ભાવે થયું નથી. લેકીન આટલી કીંમત કેમ ઓછી આવી તેનો ખુલાસો આપવો પડે તેટલા સારૂ લાકડાનું વજન ઓછું લખ્યું હતું. એવો તેનો અભીપ્રાય હશે. એમ અમારા જોવામાં આવેછે. વેચાણના પ્રસંગનો પુરાવો બહુ ચોખો નથી. અને અમે ધારીએ છીએ કે, અપેલેંટે જાણી જોઇને એ બાબતમાં ખોટો રીપોર્ટ કર્યો એવો પુરાવો થયો નથી. અને તેના ઉપરી સ્ટોબી સાહેબે જે મત બાંધ્યો છે, તેના તરફ અમારૂ વલણ થાય છે કે, લાકડું આપતી વખતે માપ્યું હોત, અને તે ઉપરથી ખબર પડત કે, જેટલું વેચ્યું છે તેટલુંજ છે કે, કાંઇ વધુ ઘટુ, અને એ પ્રમાણે કરવાની કસુરી એ એનો ગુન્હો છે. રીપોર્ટમાં જેટલું લખ્યું તેના કરતાં વધુ લાકડું રામૈયાના કબજામાં આવ્યું, એમ કદાપી હોય, પરંતુ જડજને તે એ ખાંડી કરતાં નીઃસદેહ વધુ માલુમ પડયુ છે. એવું અમને જણાતું નથી. ગમે તેમ હોય તોપણ આટલું તો ચોખું છે કે, વેચાણ માંહેલું ઝાડ હતું, તેનો ઘણો ભાગ નકામો હતો, અને કમીટીંગ માજીસ્ત્રેટનો અભીપ્રાય હતો કે, જંગલમાં જ્યાં ઝાડ હતું, તે ઠેકાણે તેની વાજબી કીંમત અપાઇ છે, એમ તેના ખરાપણામાં કાંઇ શક લેવાનું કારણ દેખાતું નથીઃ

કામ ચલાઉ મામલતદારે તપાસ કરવા માંડયો એટલે, અલબતે અપેલેંટે સુરખાઈ કરેલી છે. અને તેથી તેના ઉપર કેટલોક શક રાખવા જેવું છે. તોપણ તેને એ ફેરફાર કરવાનુ કાંઇ હીત હોત તો જેવી આચતુરાઈથી એ ફેરફાર કર્યો છે, તે ભાગ્યેજ કરત, એ દલીલમાં કાંઇક અધીકતા છે. બધી રીતે જોતાં અમારો મત એવો છે કે, જંગલખાતાની વહીમાં અપેલેટે ફેરફાર કર્યો એવો નીર્ણય કરવા સારૂ પુરાવો બસનથી. અને જ્યારે એમ નથી ત્યારે તેનું કૃત્ય ખોટો લેખ બનાવ્યાનું ઠરતું નથી. આટલા માટે ગુન્હાનો તથા સજાનો ઠરાવ રદ કરી અપેલેંટને છોડી મુકવાનો તથા દંડ વસુલ કર્યો હોય તો તે પાછો આપવાનો હુકમ કરીએ છીએ.

## કેસરેહીંદ વિ. રયાસતઅલી.

ક.૪૬૩-૬૪

૨

તા. ૩-૬-૮૧
ઈ. ૭ અ. ૫૮૩૫૨

કોઈ કૃત્ય સંપુરણ થાત તો તેથી ગુન્હો થયો કહેવાત અને તે કૃત્યની કોશીશ પણ ત્યારેજ ગુન્હા લેખેલી થઈ શકે છે.

जे गुन्हानी कोशीशनुं कोइ सक्षनी उपर तहोमत मुकवामां आव्युं होय, ते गुन्हानी कोशीश पार पडत, तो सदरहु गुन्हो थात, एम बने त्यारेज ही. पी. को. नी ५११ मी कलम प्रमाणे ते सक्षने सदरहु गुन्हानी कोशीशनो अपराधी ठरावी शकाय छे.

जे बंधवा उपर एक किमती दस्तावेजनो खोटो लेख बनाव्यानी कोशीशनुं तहोमत मुकवामां आव्युं हतुं; ते बंधवाने खोटो लेख बनाव्यानी कोशीशनो जुरीए अपराधी ठराव्यो, ते ठराव करवाना खुलासामां जुरीए कह्युं के, बंगाळानी कोल कंपनीनी वपराती पावतीना नमुना जेवी पावतीओ छापी देवानी बंधवे वरधी आपी हती. अने ते पावतीना नमुनामांथी एक नंग खरेखरुं छपायुं हतुं, अने तेनुं पृफ पण तेणे सुधार्युं हतुं. वळी ए छापेला नमुनामां कांइ वधारो करवाथी खोटो दस्तावेज करवानो तेनो इरादो हतो. अने आम करवामां तेनी बददानत हती; तथा ठगाइ करवानो तेनो इरादो हतो. खोटो लेख बनाव्यानी कोशीशने माटे बंधवाने ही. पी. को. नी ४६१ तथा ५११ मी कलम प्रमाणे सेसन जडजे एक वरसनी सखत कैदनी सजा करी.

हाइकोर्टे ठराव्युं के, आ गुन्हानो ठराव कायदा विरुद्ध छे, माटे ते रद करवो जोइए.

આ કામના બંધવા ઉપર હિંદુસ્તાનના પીનલકોડ પ્રમાણે નીચે લખેલા તહોમતો રાખવામાં આવ્યાં હતાં.

(૧) કલમ ૪૧૭ તથા ૪૧૯ પ્રમાણે ઠગાઇનું.

(૨) ઉપરની કલમો તથા ૫૧૧ મી પ્રમાણે ઠગાઇની કોશીશનું.

(૩) કલમ ૧૦૭,-૧૧૬, તથા ૪૬૫ મી પ્રમાણે ખોટો લેખ બનાવવામાં મદદગારીનું.

(૪) કલમ ૪૬૭-૪૬૮ તથા ૫૧૧ મી પ્રમાણે ઠગાઇ કરવા સારૂ, કીંમતી દસ્તાવેજનો ખોટો લેખ બનાવવાની કોશીશનું.

બંધવે જવાબ આપ્યો કે મેં ગુન્હા કર્યા નથી. પુરાવેથી જણાયું છે કે, આગળ બંગાળાની કોલ કંપની જે પાવતીઓનો નમુનો વાપરતી હતી. તેવા નમુનાવાળી સો પાવતીઓ, બરદવાંનના છાપખાનાવાળાને છાપી દેવાની બંધવે વરધી આપી હતી. આ નમુનાનું એક ફારમ સુધાર્યું, અને તેજ કંપની તેજ વખતે જે પાવતીનો નમુનો વાપરતી હતી, તેને મળતું કરવા સારૂ શું વધઘટ કરવી, તેની સુચના બીજું પ્રુફ વાંચવા ટાંણે આપતો હતો. એટલામાં તેને પોલીસે પકડયો.

એ પાવતીઓ બંગાળાની કોલ કંપનીની છે, એવું દેખાડીને ઠગવા સારૂ, તે પાવતીઓ વાપરવાનો તેનો ઈરાદો હતો; એમ પ્રોસીક્યુશન તરફથી કહેવામાં આવ્યું છે. સેસનજજના મનમાં આવ્યું કે, પેહેલા તથા બીજા તહોમતનું કામ ચલાવવા સારૂ; કાંઇ આધાર નથી, કેમકે, બરદવાનના છાપખાનાવાળાએ પૈસા લઈને નમુનો છાપી દેવાનું કબુલ કરેલું હતું. તેથી ઠગાઇ કર્યાનો પુરાવો થતો નથી. માટે એ બે તહોમતોમાંથી બંધવાને નીરદોષ કરવા, જુરીને તેણે આદેશ કર્યો. બીજા બે તહોમતોના સંબધમાં, બંધવો ખોટો લેખ બનાવ્યાની કોશીશનો ગુન્હેગાર છે. પણ કીંમતી દસ્તાવેજનો ખોટો લેખ બનાવ્યાની, કોશીસનો કે ખોટો લેખ બનાવવાની, મદદગારીનો ગુન્હેગાર નથી. એવું જુરીએ એક મતથી ઠરાવ્યું. કયી હકીકત ઉપરથી બંધવાને ગુન્હેગાર ઠરાવ્યો, તેનો ખુલાસો કરવા જ્યારે જુરીને પુછવામાં આવ્યું; ત્યારે તેના જવાબમાં જુરીએ કહ્યું કે,બધવે પાવતીના નમુના છાપવાનો હુકમ આપ્યો હતો. અને જો કે પીનલકોડની ૨૯ મી કલમના અર્થ પ્રમાણે છાપેલો નમુનો દસ્તાવેજ નથી. તો પણ તેમાં વધારો કરીને ખોટું દસ્તાવેજ કરવાનો બંધવાનો ઇરાદો હતો; અને તે ઇરાદો બદદાનતવાળો તથા દગલબાજી કરવાનો હતો માટે બંધવાને ૪૬૫ તથા ૫૧૧ મી કલમોના ગુન્હાની એક વરસની સખત કેદની સજા કરી હતી. અને બંધવે તે સારૂ હાઇ કોરટમાં અપીલ કરી છે.

**બંધવા તરફથી વકીલ સીયાજુલઇસમાલ.**

**સરકાર તરફથી કોઇ હાજર નોહોતું.**

**હાઇ કોરટનો ઠરાવ (જસ્ટીસગાર્થ તથા પીંસેપનો) ચીફ જસ્ટીસ ગાર્થે વાંચી સંભળાવ્યો તે.**

આ કામમાં બંધવા ઉપર ખોટો લેખ બનાવ્યાની કોશીશનું તહોમત છે. જે હકીકત સાબીત થઇ છે, તે એવી છે કે આગળ બંગાળાની કોલકંપની, જે નમુનાની પાવતીઓ વાપરતી, તે નમુનાની પાવતીની ૧૦૦ પ્રતો છાપી દેવાની તેણે બરદવાનના છાપખાનાવાળાને વરધી આપી હતી. આ નમુનાનું એક પ્રુફ તેણે સુધાર્યું હતું. અને એ બંગાળાની કંપની હાલ જે નમુનાની પાવતી વાપરે છે તેવી પાવતીનો નમુનો કરવા સારૂ શું સુધારો વધારો કરવો, તે બાબતની સુચના બીજું પ્રુફ વાંચવા ટાંણે આપતો હતો એટલામાં તેને પોલીસે પકડી લીધો. બદદાંનતથી તથા કપટ કરવાના ઇરાદાથી, બધવે એક દસ્તાવેજ છપાવ્યું. તે એવા હેતુથી કે, તેમાં વધારો કરીને એક ખોટું દસ્તાવેજ કરવું અને તેથી જુરીએ તેને ખોટા લેખ બનાવવાની કોશીશનો ગુન્હેગાર છે, એમ ઠરાવ આપ્યો.

બંધવે ખરેખરૂ જે કાંઇ કર્યું, તે બાબતમાં જુરીને જે માલમ પડયું છે, તે સાચું માનતાં સવાલ એટલોજ છે કે, ખોટા લેખ બનાવ્યાની કોશીશના ગુન્હાનો ઠરાવ કાયદેસર છે કે નહીં ?.

ખોટા લેખની વાખ્યા હિંદુસ્થાનના પીનલકોડની ૪૬૩ તથા ૪૬૪ મી કલમમાં આ કામમાં હવાલો આપવો જોઇએ. તેટલી જરૂરની નીચે મુજબની છે. ૪૬૩ મી કલમમાં કહેલું છે કે, "દગો કરવાના ઇરાદાથી જો કોઈ માણસ કાંઇ લેખ અથવા લેખનો કાંઇ ભાગ ખોટો બનાવે, તો તે માણસે ખોટો લેખ બનાવ્યાનો ગુન્હો કર્યો એમ સમજવું."

૪૬૪ મી કલમમાં કહેલું છે કે, પહેલું "જે માણુસ બદદાનતથી, અથવા દગલબાજી- થી, કાંઇ લેખ અથવા લેખનો ભાગ બનાવે. તે ઉપર સહી કરે, મહોર કરે, અથવા તે લખી આપે, અથવા કાંઇ લેખ લખી આપ્યો છે, એવું બતાવવાની કાંઇ નીશાંની કરે, એવા ઇરાદાથી કે, જે સહે અથવા જેના અખતીયારથી તે લેખ, અથવા તેનો તે ભાગ બન્યો નથી. અ- થવા તેપર સહી કે, મહોર થઇ નથી, અથવા તે લખી આપ્યો નથી, એવું તે માણુસ પો- તે જાણુતો હોય; તે સહે અથવા તેના અખતીયારથી તે લેખ, અથવા તેનો તે ભાગ બન્યો છે, અથવા તે પર સહી કે મહોર થઇ છે, અથવા તે લખી આપ્યો છે, એવો વીશ્વાસ ઉ- ત્પન્ન કરવો, અથવા જે વખ્તે તે બન્યો નથી, તે પર સહી કે મોહોર થઇ નથી, અથવા તે લખી આપ્યો નથી, એવું તે માણુસ જાણુતાં હોય, તે એવે વખ્તે તે બન્યો છે, તે પ- ર સહી કે મોહોર થઇ છે, અથવા તે લખી આપ્યો છે, એવો વીશ્વાસ ઉત્પન્ન કરવો."

હવે આ કામમાં જુરીએ શોધ્યું નથી કે, પાવતીનો નમુનો પંડેજ ખોટો દસ્તાવેજ હતો, જો એ પ્રમાણે તેઓએ કર્યું હત, તો બંધવાને ખોટો લેખ બનાવ્યાનો તેઓ ગુન્હેગાર ઠરાવત, અને કોશીશ કર્યાનો ઠરાવત નહીં. તેઓએ વિચાર કર્યો છે, અને તે સાચો વિચા- ર કર્યોછે, કે તેમાં જે સહી સીકો છે, તે બંગાળાની કોલ કંપનીનો છે. એવું દેખાડનારા સહી સીક્કાનો તેમાં વધારો કર્યો નથી, ત્યાં સુધી તે નમુનો ખોટો દસ્તાવેજ થતો નથી. તેઓનો મત જે હું સમજું છું તે એ છે કે, કોઇ દસ્તાવેજ લખવાનું કીંવા છાપવાનું શરૂ કરવું, અને તે પુરૂં થયે ખોટો દસ્તાવેજ કરવાનો ઇરાદો હોય, તેની સાથે કપટ કરવાની મતલબ જોડાઇ હોય, તો તે ખોટો લેખ બનાવવાની કોશીશ થાય છે.

પણુ એવું સુચવવામાં આવ્યું છે કે, જે નમુનામાં વધારો કરવાનો હોય તે કરીને ખોટો દસ્તાવેજ બનાવવાનો મતલબ હોય તે નમુનો છાપવો, તથા તેમાં સુધારો કરવો એ પંડેજ ૪૬૪ મી કલમના અર્થ મુજબ ખોટા દસ્તાવેજનો ભાગ થાય છે, અને તેથી તે ખો- ટો લેખ બનાવ્યા જેટલું થાય છે. જો આમ હોય તો મને એમ લાગે છે કે એક શબ્દ ગમે તેટલો દોશ રહિત હોય, તોપણુ તે કોઈ કાગળના કટકા ઉપર લખવો, અથવા છાપ- વો, અને જો તેની સાથે પછવાડેથી કેટલાક બીજા શબ્દોનો વધારો કરવાનો ઇરાદો રા- ખીને, છેવટે તે કટકો ખોટો દસ્તાવેજ થતો હોય, તો તે પણુ તે લખવા તથા છાપવા સા- થે ખોટા દસ્તાવેજનો ભાગ કર્યા બરોબર છે. મારા અભિપ્રાયમાં આમ થવું એ ૪૬૪ મી કલમના માયનાથી ઘણુંજ વેગળું છે. અને હું ધારૂં છું કે એ કલમનો એવો અર્થ બેસા- ડવામાં આવે તો "બનાવવો" એકલા શબ્દનો નહિ પરંતુ જે અરથમાં એ કલમમાં "એક દસ્તાવેજનો ભાગ" એમ લખ્યું છે. તેના અર્થનો પણુ અનર્થ થાય છે.

હું એમ માનુંછું કે, દસ્તાવેજ અથવા તેનો ભાગ બનાવવો, તેનો અર્થ લખવો કીં- વા છાપવો એમ નથી, પણુ કાયદાના વાક્યમાં આપણે કહીએ છીએ કે "એક ખત લ- ખી આપવું" કે "સામસામી કબુલત કરી લેવી" એ અર્થમાં સહી કરવી, અથવા બીજી રીતે દસ્તાવેજ કરી દેવું એવો થાય છે. અને એમ સમજવાનું નથી કે, દસ્તાવેજના ન- મુનામાં લખી આપવું, પણુ દસ્તાવેજ કે ખત તરીકે, સહી કે સીકકો કરવો, એ કલમમાં "સહી કરે, મોહોર કરે, અથવા લખી આપે, અથવા એ લેખ લખી આપ્યો છે, એવું બ- તાવવાની કાંઇ નીશાની કરે" વીગેરે, વીગેરે, એ શબ્દોની સંગાતે "બનાવે" એ શબ્દો વાપ-

મોં છે, તે ઉપરથી સાફ રીતે આજ તેનો ખરો અર્થછે, એવું અમને જણાયછે. જેથી ખોટો લેખ અથવા તેના ભાગનો ખોટો લેખ થાયછે. તેજે શબ્દો પંડેજ કોઇને હાની કરતા નથી, તે શબ્દોલખવાથી થતું નથી. પરંતુ તે દસ્તાવેજમાં, અગર તેના ભાગમાં કોઇ સક્ષની સહી, અથવા મોહોર કરવી, અને તે કરનાર એમ જાણતો હોય કે, તે સહીકે મોહર મારા નથી, અથવા તેમ કરવાનો મને અધીકાર આપ્યો નથી.

બીજી રીતે કહેવામાં આવે તો જે દસ્તાવેજ અગર તેના ભાગનું ખોટા પણું જે સક્ષના નામથી સહી, અગર મોહોર કરી, તે સક્ષે ખરેખરી તેમાં સહી કે મહોર કરી નથી, તેમાં છે.

હવે જુરીએ જે ઠરાવ કર્યો છે, તે લઇએ તો, આ કામમાં સવાલ એટલોજ છે કે, બંધવે જે સઘળું કર્યું છે, તેથી ફકત તૈયારી થઇ કહેવાય ? કે ગુન્હો કરવાની ખરેખરી કોશીશ કરી કહેવાય ?

રાણી. વિ. ચીસમેનના કામમાં લોર્ડ બ્લાકબર્ને ગુન્હા કરવાની કોશીશની વ્યાખ્યા આપી છે. તે કહે છે કે "ગુન્હો કરવા પેહેલાં તૈયારી, અને ખરેખરી કોશીશ એ વચ્ચે એ. શક તફાવત છે. પણ ખરેખરૂં કામ શરૂ થઇ ગયું હોય, ને તેમાં ભંગાણ થયું નહોત તો, તેની અંતે ગુન્હો થાત, એમ હોય તો એ સાફ રીતે ગુન્હો કરવાની કોશીશ છે." માકફરસનના કામમાં કોઇબર્ન ચીફજસ્ટીસે કહેલું છે કે, "કોશીશ" એ શબ્દમાં સાફ રીતે એવો ભાવ રહેલો છે કે, એ કોશીશ પાર ઉતરી હત, તો જે ગુન્હાનું તહોમત મુકાત, તે ગુન્હો બની જાત. જે કામ કરતાં જો પાર પડયું હત તો, ગુન્હો સંપુર્ણ થાત. તે કરવું એ કોશીશ છે. મને લાગે છે કે, ગુન્હો કરવાની કોશીશની આ વ્યાખ્યા વાજબી છે. અને આ કામમાં લાગુ પડયા પછી સવાલ એટલોજ છે કે, બંધવે જે કર્યું તેથી ખોટા દસ્તાવેજ બનાવવાની કોશીશ કરી-છે એમ કહેવાય નહીં.

હું હમણાંજ કહી ગયો છું કે, મારા અભીપ્રાય પ્રમાણે છાપેલો નમુનો એ પંડે ખોટો દસ્તાવેજ નથી. અને જ્યાં સુધી બગાળા કોલ કંપનીની સહી કે મોહોર તેના ઉપર કરી નથી, કે જેથી કરીને એમ જણાય કે, સદરહુ સહી કે મોર બંગાળાની કોલકંપનીની છે. તો ત્યાં સુધી ૪૬૪ મી કલમની વ્યાખ્યા મુજબ તે ખોટો દસ્તાવેજ, અથવા તેનો ભાગ થઇ શકતો નથી.

એટલા માટે જ્યાંસુધી છાપેલા નમુનાને બદલાવીને ખોટો દસ્તાવેજ કરવામાં નઆવે, ત્યાંસુધી બંધવો ખોટા લેખ બનાવવાના ગુન્હાનો અપરાધી નથી. અને એજ કારણુસર હું ધારૂં છું કે, જ્યાં સુધી બંધવે છાપેલા નમુનામાંથી એક પણ નમુનાને ખોટો દસ્તાવેજ કરવા તરફ કાંઇ કૃત્ય કર્યું નથી, ત્યાંસુધી ખોટા લેખ બનાવવાના ગુન્હાની કોશીશનો પણ અપરાધી થઈ શકતો નથી. જેમકે, છાપેલા નમુના ઉપર કંપનીનું નામ લખવાની કૃતી કરતાં તે પકડાઇ ગયો હત, અને ફકત તેના નામનો એકજ અક્ષર પુરો લખ્યો હત, તો જે કોશીશ નું તહોમત છે, તેનો બંધવો હું ધારૂં છું કે અપરાધી થાત, કેમકે,(લાર્ડ બ્લેક બર્નના શબ્દોનો ઉપયોગ કરીએ તો) ખરેખરૂં કામ શરૂ થઇને તેમાં જો ભંગાણ પડયું નહોત, તો ખોટો લેખ બનાવવાનો ગુન્હો પુરેપુરો થાત. પરંતુ બંધવે જે કાંઈ કર્યું, તે

સઘળું ગુન્હો કરવાની તૈયારી હતી. જે ઘરમાં ઘર ફોડીને ગુન્હો કરવાનો ઈરાદો હોય, તે ઘરના તાળાની ખોટી કુંચી કરાવ્યાથી, જો તે ઘર ફોડવાની કોશીશનો ગુન્હેગાર થાય તો, છાપેલું ફારમ પોતા પાસે હોવાથી ખોટો લેખ બનાવવાની કોશીશનો તે અપરાધી થાય. તેથી હું એમ ધારૂં છું કે, ગુન્હાનો ઠરાવ રદ કરી બંધવાને છોડી મુકવો જોઈએ. તેણે પોતે શુકન માનવો જોઈએ કે, જે કામ તેને દેખીતું પરીપુરણ કરવું હતું તેમાંથી ગુન્હો પાકયા પેહેલાં પકડાઈ જઈ; તે ગુન્હો કરતાં અટકયો છે.

### જસ્ટીસ પ્રીનસેપનો ઠરાવ.

જુરીનો ઠરાવ તથા અપેલેન્ટને કરેલી સજા રદ કરવામાં હું મળતો આવું છું. કેમકે, મારા અભીપ્રાયમાં જુરીએ જે કૃત્ય થએલું ઠરાવેલું છે, તેથી કોશીશ થતી નથી; પણ બહુ કરીએ તો ફક્ત ખોટો લેખ બનાવવાની તૈયારી કહેવાય, અને જે તૈયારી આગળ વધી શકી નથી. કાંઈ કૃત્ય આદર્યા પછી તેમાં ભંગાણ ન થયું હતતો, તેને અંતે ગુન્હો થાત. એવી રીતે ગુન્હો કરવાની કોશીશ કાયદેસર વ્યાખ્યાના સંબંધમાં ચીફ જસ્ટીસે જે અભીપ્રાય આપ્યો છે, તેને હું મળતો આવું છું. માટે બંધવાને નીરદોષ કરી છોડી મુકવો જોઈએ.

### કેસરેહીંદ વિ. ફતે.

क.४६३-६४

३

તા. ૨-૦૧-૮૨ ઈ. પ. ક. પા. ૨૬૪ કોઈ મિલકતના વેચાણ ખતમાં તે મિલતનો નંબર ફેરવીને ખરો નંબર લખવો. એથી કંઈ ગુન્હો થતો નથી.

एक खेतरना खरीददारोए वेचाण खतमां सदरहु खेतरनुं जे नंबर-थी ब्यान करवामां आव्युं हतुं, ते नंबरमां फेरफार कर्यो; ने तेम करवानुं एवुं कारण हतुं के, ते नंबर खरो लख्यो नहतो, आ फेरफार करीने वेचाण खत तेओए एक मुकरदमाना पुरावा दाखल वापर्युं.

तेमां ठराव्युं के, ही. पी. को. नी ४६३ मी कलमना मायना प्रमाणे, ते खतमां आवो फेरफार करवाथी खोटो लेख थतो नथी. तेम कलम ४७० मीमां चींतवन कर्युं छे ते मुजब ए खत, फेरफार कर्या पछी, बनावटी लेख थइ शकतो नथी. केमके गेरकायदेसर हानी, अथवा गेरकायदेसर लाभ करवानो, अथवा कपट करवाना इरादानी तेमां ओछ रहे छे. वळी ए खत ज्यारे खरीददारोए वापर्युं, त्यारे ते दस्तावेज खोटो छे, छतां तेने साचा तरीके बददानतथी, के कपटथी वापर्यानुं कही शकातुं नथी. ते कारणसर सदरहु खतनो उपयोग करतां खरीददारो ही. पी. की. नी ४७१ मी कलम प्रमाणे गुन्हेगार थता नथी. वळी ते दस्तावेजनो उपयोग करवाथी तेओने पी. को. नी १९६ मी कलम अनुसार पण गुन्हेगार ठरावी शकाता नथी.

સને ૧૮૮૨ ના જુલાઈની ૧૦ મી તારીખે સાહારાનપોરના સેસન જડજે ગુન્હાનો ઠરાવ કર્યો હતો તેના ઉપર આ અપીલ થઈ છે. કેશની હકીકત જોઈએ તેટલી આ ઠરાવના ઠરાવમાં આવેલી છે.

## જસ્ટીસ બાહાદુરનો ઠરાવ.

અપેલેન્ટોને હિંદુસ્તાનના પીનલકોડની ૪૭૧ મી કલમના ગુન્હાના સેસન જડજે અપરાધી ઠરાવ્યા છે. જે બીનામાંથી આ કામની ઉત્પતિ થઇ તેનો સારાંશ એવો છે કે, બક્ષીસ તથા હરનામ કરીને બે ભાઇઓ હતા, તેઓને બીજા સક્ષો સાથે ચોકસ જમીન મઝીયારી હતી. સને ૧૮૮૧ ના જુનની ૩ જી તારીખે એક વેચાણ ખત હરનામે લખી આપ્યું, અને તે દસ્તાવેજ રજીષ્ટર કરાવ્યો હતો, અને તેમાં રૂ.૯૦૦ ના બદલામાં ઉપલી બધી જમીન બંધવા પ્રતે તથા હરભુજને માંડી આપી, એ વેચાણ ખતમાં વેચેલી જમીનની ચતુરદિશા આપી છે, તે ઉપરથી બક્ષી તથા બીજા ભાગદારોએ વેચાણનો વાંધો લીધો, અને મજકુર મિલકતના અમે ભાગદાર છીએ એમ કહીને ખરીદદાર ઉપર પોતાના ભાગનો દાવો કર્યો, અને વેચેલી મિલકતની સંજ્ઞા નંબર ૨૭૨ છે, એમ તેઓએ દાવામાં લખ્યું. આ દાવા સામે બંધવાઓએ વેચાણ ખત અદાલતમાં રજુ કર્યું. અને તેમાં સદરહુ વેચેલી મિલકતનો નંબર ૨૭૨ હોવાનું જણાતું હતું.

પછવાડેથી એમ નિકળ્યું કે, રજીસ્ટ્રેશનખાતાની ઓફીસમાં વેચાણ ખતની નકલ રાખી હતી, તેમાં તકરારી તકતાનો નંબર ૧૦ મો હતો, પણ ૨૭૨ મો નહોતો. બાકીનું મુળ ખત રજીસ્ટ્રેશનખાતાની નકલને મળતું આવતું હતું. બક્ષી તથા તેના ભાગદારો પોતાના દાવામાં ફાવ્યા, અને બંધવાઓને તે ઉપરથી દીવાની કોર્ટ માજીસ્ટ્રેટ તરફ મોકલ્યા, અને તે માજીસ્ટ્રેટે તેઓને પીનલકોડની કલમ ૪૭૧ પ્રમાણે ખોટો દસ્તાવેજ વાપરવાના તથા ૧૯૩ મી કલમ પ્રમાણે ખોટો પુરાવો બનાવ્યાના ગુન્હાના તહોમતો રાખી ઇનસાફ થવા સારૂ સેસન કમીટ કર્યા, તેમાં જે પુરાવો પડયો તે ઉપરથી સેસન જડજ આસેસરોના મતને મળતા આવ્યા કે, મૂળ વેચાણ ખતમાં રજીષ્ટર થયા પછી ઘાલમેલ થઇ છે. એટલે કે જે જમીનનો તકતો વેચવામાં આવેલ, તેનો નબર ૧૦ હતો તે બદલ નંબર ૨૭૨ કરવામાં આવ્યો છે.

હીંદુસ્તાનની લીપીમાં આંકડામાંથી આવી ઘાલમેલ કરવી સહેલાઇથી બની શકે એવી છે, અને જે પુરાવો પડયો તેના ગુણદોષ ઉપરથી આ બાબતમાં વિદ્વાન સેસન જડજે જે નિર્ણય કર્યો છે તેને હું મળતો આવુંછું.

પરંતુ મારો અભિપ્રાય એવો છે કે આ કામમાં જે વાત સાબિત થઈ છે તે ઉપરથી બંધવાને જે ગુન્હાના અપરાધી ઠરાવ્યા છે, તે ગુન્હો થતો નથી. હિંદુસ્થાનના પીનલકોડની કલમ ૪૭૧ પ્રમાણે સજા થઇ શકે એવા ગુન્હાનો પ્રકાર નકી કરવા સારૂ તે કલમની પેહેલા એ કાયદામાં જે નિયમો બાંધ્યા છે તેનો વિચાર કરવાની જરૂર છે. કલમ ૪૬૩ માં ખોટા લેખ બનાવવાની વ્યાખ્યા આપી છે. પણ કલમ ૪૬૪ માં "કાંઇ ખોટો લેખ બનાવવો" એ વાકયનો શું અરથ કરવો, તેના ઉપર સદરહુ વ્યાખ્યાનો આધાર છે. પછીની ૪૬૫ મી કલમમાં ખોટા લેખના ગુન્હાની સજા કહી છે. ૪૬૪ મી કલમમાં લખેલી વાત ધ્યાનમાં રાખીને; ૪૭૦ મી કલમમાં બનાવટી લેખની વ્યાખ્યા આપી છે, અને ખોટા લેખ બનાવવાના ગુન્હાની જેટલી સજા છે તેટલી સજા બનાવટી લેખ વાપરવાના ગુન્હાની કલમ ૪૭૧ મીમાં ઠરાવેલી છે. આ બધી વ્યાખ્યાઓમાં મોટી જરૂરની બાબત એ છે કે, જે કામથી ખોટા લેખ બનાવવાનો ગુન્હો થતો કહેવામાં આવતો હોય, તે કામ

૪૬૪ ના ખાસના મુજબ ખોટો દસ્તાવેજ બનાવ્યા બરોબર થવું જોઇએ. પણ તે કલમમાં જે વ્યાખ્યાઓ આપી છે, તેમાં "બદદાનતથી અથવા દગલબાજીથી" એવા શબ્દો એક-સરખી રીતે આવે છે તે ઘણુંજ ઉપયોગી છે. અને જે અર્થમાં તે આ કોડમાં વાપર્યા છે તે અર્થમાં સમજવાના છે. તે શબ્દો પાછા કલમ ૪૭૧ મીમાં આવે છે. આ કામમાં જે સવાલો નક્કી કરવાના રહે છે તે એ છે કે,

(૧) સને ૧૮૮૧ ના જુનની ૩ જી તારીખના વેચાણ ખતમાં આંકડા "૧૦" ને ઠેકાણે આંકડા "૨૭૨" કર્યા, એથી ૪૬૪ મી કલમના અર્થ મુજબ ખોટો દસ્તાવેજ થ-યો કહેવાય છે.

(૨) આવી રીતે ફેરફાર કરવાથી વેચાણ ખત કલમ ૪૭૦ મુજબ ખોટો લેખ થાય છે?

(૩) કલમ ૪૭૧ ના અર્થ પ્રમાણે બંધવાઓએ એ દસ્તાવેજ બદદાનત કે દગ-લબાજીથી વાપર્યું ?

"બદદાનતથી" તથા "દગલબાજીથી" એ શબ્દોના અર્થ ઉપર આ સવાલોના જવા-બોનો આધાર રાખ્યાનું મને જણાય છે. ૨૩ મી કલમમાં "ગેરકાયદેસર લાભ" અને "ગે-રકાયદેસર હાની" ની વ્યાખ્યા આપી છે. પછી ૨૪ મી કલમમાં એવું ઠરાવ્યું છે કે "જે માણસ કોઇ વસ્તુ એક સક્ષને ગેરવાજબી લાભ કરવાના, અથવા બીજા સક્ષને ગેરવાજબી હાની કરવાના ઇરાદાથી કરે, તે માણસે તે વસ્તુ બદદાનતથી કરી એમ સમજવું." કલમ ૨૫ મીમાં એમ લખ્યું છે કે જો કોઇ સખસ કાંઇ વસ્તુ દગો કરવાના ઇરાદાથી કરે, તે વસ્તુ તેણે દગલબાજીથી કરી એમ સમજવું. નહીં તો નહીં."

હવે ચાલતા કામમાં એવો સવાલ નથી કે, મૂળ વેચાણ ખત જેમાં આગળ આંક-ડો "૧૦" હતો તેને ઠેકાણે આંકડો "૨૭૨" કરવાથી જે, ખેતર વેચ્યું હતું, અને જેની ચતુરશીમા સ્પષ્ટ રીતે વેચાણ ખતમાં આપેલ છે, તે ખેતર તેજ છે કે નહીં? તે ઓળ-ખવા સારૂ કાંઇ ગડબડ થતી નથી. ખરેખર એમ બતવવામાં આવ્યું છે કે, સદરહુ શી-માની અંદર જે તકતો આવ્યો છે, તે તકતો નંબર ૧૦ વાળો નથી. પણ તેમાં નંબર ૨૭૨ વાળો આવે છે. ખોટી રકમને ઠેકાણે સાચી રકમ વેચાણ ખતમાં કરવા સારૂ આ બધો ફેરફાર કરવાનું ધાર્યું હશે. વેચાણ ખતથી જે ખેતર આપ્યું છે, તે ઓળખવા સારૂ આંક-ડાને ફેરફાર કરવાથી, ભાગ્યેજ ન્યુનાધિકપણું થવાનો સંભવ છે. અને એકને એક ઠેકાણે બીજો આંકડો લખવાથી કોઈને ઠગવાનો, અથવા કોઈને ગેરકાયદેસર લાભ, કે ગેરકાયદેસર હાની કરવાનો ભાગ્યેજ સંભવ છે. ફેરફાર કરવાની મતલબ એવી હતી કે, જે મીલકત વેચાણ ખતથી વેચી નાખવા ધારી હતી, અને જે ખરેખર વેચી નાખી છે તેના કરતાં બીજી હતી. તો અલબત્તે આ કામ જુદી રીતનું થાત. પરંતુ પ્રોસીક્યુશન તરફથી આવી બીના જણાવવામાં આવી નથી. બંધવાઓ જે સર્વે વાતોના ગુન્હેગાર ઠર્યા છે, તે વાત એવી છે કે વેચાણ ખતને રજીષ્ટર કરાવ્યા પછી તેમાં તકતાનો નંબર ખોટો હતો, તેને ઠેકાણે સાચા આંકડાનો નંબર લખ્યો છે. વેચાણ ખતથી જે ખેતર વેચવામાં આવ્યું છે, તેને ઓળખવામાં એથી કાંઇ અસર થઇ નથી. તેથી પીનલકોડની ૪૬૪ મી કલમના અ-ર્થ મુજબ; એ ફેરફાર ખોટો દસ્તાવેજ કરવાની વ્યાખ્યામાં આવી શકતો નથી. બંધવા-

ઓની વર્તણુંક ગમે તેટલી મુર્ખાઇવાળી અથવા ઠપકાપાત્ર હોય, પરંતુ કલમ ૪૬૩ પ્રમાણે એ ફેરફાર "ખોટો લેખ" કર્યો કહેવાય નહીં. તેમ કલમ ૪૭૦ ના ચીંતવન પ્રમાણે ફેરફાર કર્યા પછી વેચાણ ખત ખોટો લેખ પણ કહી શકાય નહીં. ગુન્હો થવાનું મોટું અમૂલ્ય તત્વ એટલે ગેરકાયદેસર હાની કે ગેરકાયદેસર લાભ, અથવા ઠગલબાજી કરવાની મતલબની આ કામમાં પૂરેપૂરી ખોટ છે. વળી દીવાની કોર્ટમાં વેચાણ ખત રજુ કરવામાં કાયદાના ચીંતવન પ્રમાણે જે દસ્તાવેજ ખોટો છે, એવું જાણ્યા છતાં બંધવાઓએ સાચું ગણી ઠગલબાજીથી કે બદદાનતથી વાપર્યાનું પણ ઠરાવી શકાતું નથી. માટે ૪૭૧ મી કલમ મુજબ જે ગુન્હાનો ઠરાવ કરવામાં આવ્યો છે તે પણ ટકી શકતો નથી.

થએલો ઠરાવ પીનલકોડની કલમ ૧૯૬ પ્રમાણે ટકી શકે કે નહીં? તેનો વિચાર કરવા સરકારી વકીલે મને અરજ કરીછે. ખોટો પુરાવો બનાવવો એ ગુન્હાની વ્યાખ્યા કલમ ૧૯૨ માં આપી છે. તે કલમની સાથે ૧૯૬ મી કલમ વાંચવી જોઇએ. મને એમ લાગે છે કે, કોઈ દસ્તાવેજમાં ભૂલ સુધારવી, એ ખોટો મજકુર કે ખોટી રકમ કહી શકાય નહીં. વળી એમ પણ કહી શકાય નહીં કે, કામ ચાલતાં તેના પરીણામે, મુદાની બાબતને લગતો ખોટો અભીપ્રાય ઉપજાવવા સારૂ, તે ઈરાદો હતો. આ કામમાં સંખ્યાનો ફેરફાર કરવાથી ખત ખરી બીનાને અનુસરતું થયું છે. ચતુરદિસાની વિગત આપી છે, તે જોતાં જે ખેતર વેચ્યું છે. તે ઓળખવામાં કશો ફેરફાર થતો નથી. અને ખસરામાં એ ખેતરનો જે સાચો નંબર હતો, તે બાબત દીવાની દાવાના પરીણામમાં પણ મુદાની નથી.

બે તહોમતો રાખીને આ કામ માજીસ્ટ્રેટે સેસન કોર્ટમાં કમીટ કર્યાનું મારા જોવામાં આવે છે. (તેમાનું પહેલું તહોમત વેચાણ વખતમાં ફેરફાર કર્યાનું છે. અને બીજું ૧૯૩ મી કલમનું તહોમત ખસરાબાદીના પત્રકમાં ખોટી રકમ લખવાના સંબંધમાં છે. વીદ્વાન સેસન જડજે પોતાના ઠરાવમાં આ બીજા તહોમતના સંબધે લખ્યું છે કે, ખસરાબાદીના પત્રકમાં અસલ રકમો હતી, તે ચોકસ નહોવાની હકીકત લખ્યા શીવાય વીશેષ કહ્યું નથી. આ બીજા તહોમતને આગ્રહ પુર્વક પ્રોસીકયુશનવાળા વળગી રહ્યાનું, અથવા પુરાવેથી પુષ્ટી આપ્યાનું જણાતું નથી. પ્રોસીકયુશનવાળાએ જે સઘળો પુરાવો રજુ કરેલો હતો, તે સઘળો પુરાવો તે વીદ્વાન સેસન જડજે લીધાનું માલમ પડે છે. અને એ પુરાવા ઉપરથી આ બીજા તહોમતનો ઠરાવ કાયમ રાખવા વાસ્તે તદન અપુર્ણ છે. તેમ બંધવાઓ વિરૂદ્ધ પુરાવો આપવાની હકીકત પ્રોસીકયુસનવાળાએ જાહેર કરી નથી. કોઈ ગુન્હાના આરોપીત સક્ષ ઉપર જુદા જુદા ગુન્હાનાઓના સ્પષ્ટ તહોમતો મુકીને, સેસન કોરટમાં કમીટ કરવામાં આવે, અને તે સેસન કોરટ પ્રોસીકયુશનનો રજુ કરેલો સઘળો પુરાવો લે, અને તે પુરાવેથી તે તહોમત ટકી શકતું નહોય તો, કાંઇ પ્રસંગ વગર વધારે તજવીજ કરવાનો; અથવા વધારે પુરાવો લેવાનો આ કોરટ હુકમ કરતી નથી. હાલના મુકરદમાં જેવા મુકરદમાઓમાં પુરાવો રજુ કરવાની પુષ્કળ તક આપ્યા પછી; તે પ્રમાણે પ્રોસીકયુશનવાળાએ પુરાવો આપ્યો હોય, અને એ આપો પુરાવો તહોમત ટકાવી સખવામાં ઓછો લાગતો હોયતો, તેમાં મારા અભીપ્રાય પ્રમાણે ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૨૯૨ ( ) મી કલમમાં જે અધિકાર આપ્યો છે; તે અધિકાર ચલાવવાનું ધારેલું નથી. પોતાનો મુકરદમો ખરો કરવાનું કામ પ્રોસીકયુશનવાળાનું છે. અને આ

કામમાં તેઓ તેમ કરી શક્યા નથી. આ બધા કારણોને લઈને ગુન્હાના ઠરાવો રદ કરી અપેલેંટ બંધવા ફતે તથા હરભુજને તાબડતોબ છોડી મુકવાનો હુકમ કરવામાં આવે છે.

## કેસરેહીંદ.વિ. જીવાનંદ.

क.४६३-६४

४

તા. ૫-૧૦-૮૨ ઈ.૫ અ. પા.૨૨૧ આગળનો કરેલો ગુન્હો ઢાંકવા સારૂ પછવાડેથી કાંઈ ખોટું લખવું એથી ખોટો લેખ બનાવ્યાનો ગુન્હો થતો નથી.

एक कारकुने सापराध विश्वासघात कर्यो हतो, अने पछवाडेथी ते गुन्हो संताडवा सारु, तेणे हीसाबनी चोपडीमां खोटी रकमो दाखल करी, ठराव्युं के, आ प्रमाणे खोटी रकम लखवाथी खोटो लेख बनाव्यानो गुन्हो थतो नथी. अने तेटला सारु जो तेने ही. पी. को. नी ४६९ मी कलम प्रमाणे गुन्हेगार ठराव्यो होय तो ते ठराव गेरवाजबीछे.

સને ૧૮૮૨ ના જુલાઈ માસની ૨૮ મી તારીખે કુમાઊનના લેફટેનંટ કમીસનર જનરલ. હોનરેબલસર એચરામઝસાહેબે જે ગુન્હાનો ઠરાવ કર્યો હતો તે ઉપર આ અપીલ છે. અપેલેન્ટને પીનલકોડની ૪૦૮ મી કલમ પ્રમાણે કારકુન હોઈને સાપ્રાધ વીશ્વાસઘાત કરવાનો અને ૪૬૫ મી કલમ પ્રમાણે ખોટો લેખ કરવાનો ગુન્હેગાર ઠરાવી બંન્ને ગુન્હા સારૂ તેને શીક્ષા કરી હતી. એમ જણાયું છે કે, કારકુન તરીકે, તેને કેટલાક પૈસા સોંપ્યા હતા. સદરહુ પૈસા સરકારી તીજોરીમાં ભરવાની તેની ફરજ હતી. તે ન કરતાં તે બદદાનતથી ખાઇ ગયો. એ ગયાની વાતની ખબર પડયા પેહેલાં થોડી વારે તે ખાધેલી રકમ ચલણ અથવા પાસ બુકમાં લખી, અને સદરહુ રકમ તીજોરીમાં દેખાડવા સારૂ તેણે તીજોરીના તેહેસીલદારના નામની તેમાં પોતે સહી કરી.

અપેલેન્ટ તરફથી સ્પાંકી સાહેબે એવો વાંધો લીધો કે, ચલણ બુકમાં ખોટું લખવાથી, તથા તહેસીલદારના નામની ખોટી સહી બનાવવાથી, ખોટા લેખનો ગુન્હેગાર બનતો નથી. કેમકે એ બધાં ક્રત્યો "બદદાનતથી કે ફરેબીથી"કરવામાં આવ્યાં નથી. પરંતુ અપેલેન્ટે સાપ્રાધ રીતે મિલકતનો ખોટો ઉપયોગ કર્યો છે. તે વાત ઢાંકવાના ઈરાદાથી કરવામાં આવેલ છે, તેણે રાણી વિરૂદ્ધ જગેશ્વર પ્રસાદ તથા રાણી. વિરૂદ્ધ લાલ ગુમલના ફેંસલાઓનો હવાલો આપ્યો.

સરકાર તરફથી બાબુ દુવારકાંનાથ બાંનરજીએ એવો વાંધો લીધો કે, ધારો કે બંધવે પકડાઇ જવાના ઇરાદાથી આ ક્રત્ય કર્યું છે, તોપણ તેના ક્રત્યો પીનલકોડના માયના પ્રમાણે બદદાનત તથા દગલબાજીવાળાં છે.

### જસ્ટીસ મમુદ આપેલો ઠરાવ.

એક તાજા કામમાં મે મારો અભીપ્રાય સંપુર્ણ રીતે આપ્યો છે કે, હિંદુસ્તાનના પીનલકોડની કલમો ૪૬૩ તથા ૪૬૪ ને ૪૬૫ કલમ સાથે વાંચતાં ૪૬૫ કલમ માંહેલો ખોટા લેખનો ગુન્હો થવા સારૂ, બદદાંનત અથવા દગલબાજીવાળો ઇરાદો ખચીત હોવો જોઇએ. આ બંન્ને શબ્દો જે સાધારણ બોલીમાં મભમ અને અનીશ્રીત અર્થમાં વપરાય છે તે અર્થમાં સમજવાના નથી. એ શબ્દોની વ્યાખ્યા સાફ રીતે પીનલકોડની કલમ ૨૪ તથા ૨૫ માં આપેલી છે, અને ૨૪ મી કલમ ૨૩ મી કલમ સાથે વાંચવાની છે. સવાલ

હવે એટલોજ ઉઠે છે કે, બંધવાએ ચલણ બુકમાં ફેરફાર કર્યો, તેમાં ખોટી સહી કરી, અથવા ખોટી રકમો નાંખી, એ બંધવાના ખોટાં લેખની વ્યાખ્યામાં આવી શકે, એવા ઇરાદાથી કર્યા હતાં કે નહીં? બીજા શબ્દોમાં લખીએ તો કોઇ સક્ષને ગેરકાયદેસર લાભ, કે ગેરકાયદેસર હાની, કે કોઇ જણને કાંઇ છેતરવાનો તેનો ઇરાદો હતો.

ચોખું છે કે, એ ઇરાદો હવે પછી જે બીના ગુજરે તેની સાથે સંબંધ ધરાવનારો છે, પણ જેવાત બની ગઇ છે, તેની સાથે નહીં જ્યારે ગેરકાયદેસર લાભઆપી દીધો હોય, અથવા ગેરકાયદેસર હાની કરી દીધી હોય, અથવા હરકોઇ સક્ષને ઠગી લીધો હોય ત્યારે જે વસ્તુ બની ગએલી હોય, તે વસ્તુ કરવાના સંબંધે આ પછવાડાનું કૃત્ય થયું છે એમ કહી શકાય નહીં આ કામમાં એમ પણ પ્રોસીકયુશન તરફથી કહેવામાં આવ્યું નથી કે, ચલણમાં ખોટું લખવામાં બંધવાનો ઇરાદો આગળ ઉપર કાંઇ હાની કરવાનો કે, કોઇ સક્ષને ઠગવાનો હતો. કદાપી પ્રોસીકયુશન તરફથી એમ કહેવામાં આવ્યું હત, તોપણ એવો સીદ્ધાંત સ્થાપવાને પુરાવો હોવાનું હું ઠરાવી શકતો નથી. મુકરદમાની સઘળી કેફીયત ઉપરથી જે કાંઇ હકીકત બન્યાનું માંની શકાય છે, અને ફેરફાર તથા ખોટી સહી કરવાના સંબંધમાં બંધવા વીરૂદ્ધ જે સઘળું કહી શકાય છે, તે એ છે કે પૈસા મંમ મંમ કરી જવાથી જે ઘટાડો આવે, તે વાત ધાર્યા પ્રમાણે છતી થાય ત્યારે તેની અપકીર્તી તથા સજામાંથી બચી જવા સારૂ, આ સઘળાં ખોટાં કૃત્યો કરવાનું તેણે ધાર્યું હશે. ન્યાયની ગણતરીમાં આવા ઈરાદાથી કરેલું કામ, ખોટા લેખનો ગુન્હો થતો નથી. રાણી વિ. જગેશ્વર પ્રસાદના કામમાં જસ્ટીસ પીયરસને એ ન્યાયતત્વનો સાફ રીતે ખુલાસો કર્યો છે. અને તે કામમાં એ વીદ્વાન જડજે ઠરાવ્યું છે કે, ગફલત કીંવા કપટનાં આગલાં કામો ઢાંકવા સારૂ, સરકારી દફતરમાં ખોટે ખોટું લખવું, એથી ખોટો લેખ બનાવ્યા જેટલું થતું નથી. કેમકે તેમ કરતાં કોઇ ઠગાતું નથી. તેમ કોઈને હાની થતી નથી. એવા પ્રકારનો ન્યાયનો નીયમ જસ્ટીસ ટરનર તથા સ્પાંકીએ રાણી. વિ. લાલ ગુમલના કામમાં ગ્રહણ કર્યો હતો. આવા નીયમોને વળગીને હું ઠરાવું છું કે, આ કામમાં બંધવે ચલણની ચોપડીમાં જે ખોટે ખોટું લખ્યું હતું, તે જો કે ગમે તેટલું ઠપકા પાત્ર હોય તોપણ તેથી ખોટો લેખ બનાવ્યાનો ગુન્હો થતો નથી. માટે તેને જે પીનલકોડની કલમ ૪૬૫ પ્રમાણે અપરાધી ઠરવ્યો છે, તે ઠરાવ ગેરકાયદેસર છે. હિંદુસ્થાનના પીનલકોડની કલમ ૪૦૮ પ્રમાણે અપેલેન્ટને અપરાધી ઠરાવેલ છે, તે મંજુર કરતાં, કલમ ૪૬૫ પ્રમાણે સેસન જડજે અપરાધી ઠરાવી જે સજા કરેલ છે તે રદ કરૂં છું.

## જાનમહમદ અને જબર મહમદ વી. કેસરેહીંદ.

ક.૪૬૩-૬૪

૫

તા. ૧૭-૪-૮૪
ઇ.૧૦ ક. પા.૫૮૪
કોઇ સક્ષને કોઇ સનદથી કાંઈ ઈલકાબ આપવામાં આવ્યો હોય અને તેની ખોટી

.अमे लोश्करना मान मरतबावाळा छीए. एवुं सेटलमेन्ट ओफीसरनी पासे कबुल रखाववा वास्ते, तहोमतवाळाओए ते अधिकारी पासे एक सनंद रंजु करी, अने ए सनंद मळ्याथी सदरहु लोश्करनो इलकाब मळेलो हतो. आ दस्तावेज साचुं न होवानुं जणातां, सेसन जडजे तहोमतवाळाने पीनलकोडनी ४७१ तथा ४६४ मी कलम मुजब अपराधी

ठराव्या. अपीलमां ठराव्युं के, कदापी एम धारीए के, तहोमतवाळाए ए दस्तावेज साचुं नथी एम जाणीने वापर्युं तोपण ते गुन्हेगार नथी, केमके तहोमतवाळाओनो इरादो गेरकायदेसर लाभ, अथवा कोइ सक्षने गेरकायदेसर हानी करवानो नहोतो. तेओनो इरादो सेटलमेंन्ट ओफीसरना मनमां एवो इतबार पेदा करवानो हतो के, अमने लोश्करनो इलकाब मळवानो अमारो हक छे. अने तेवा हकनो दावो कर्याथी, कप्ट अने ठगाइ कर्यानो इरादो थयो एम कहेवाय नहीं.

સનંદ કાંઈ કપટ અથવા બદદાનત વગર ખોટી બનાવવી અથવા ખોટો હોય બનાવ્યાનો પતો નથી.

कोइ माणसने कोइ सनंदथी कांइ इलकाब आपवामां आव्यो होय, तो ते सनंद पी. को. ना अर्थ प्रमाणे किमती दस्तावेज नथी.

સને ૧૮૮૩ના માર્ચની ૪થી તારીખે જાનમહમદ અને જબ્બરમહમદે કાચરના સેટલમેંન્ટ ઓફીસરને અરજી આપી અને તેમાં તેઓએ લખ્યુંકે, અમારા બાપ રીજાકમહમદને કાચરના રાજા તરફથી " લોશ્કર " એવા ઇલકાબની સનંદ મળી હતી. અને એ સનંદ ખોવાઈ ગઇછે માટે અરજ કરીએ છૈએકે, નજીકમાં રહેનારા અમુક આબરૂદાર માણુસને પુછીને નવા સેટલમેંન્ટમાં અમારો હક કબુલ રાખવો જોઇએ. ત્યારબાદ આગસ્ટની ૩૧મી તારીખે ઉપરના મજમુનની બીજી અરજી એક સનંદ સાથે રજુ કરી. તે અરજીમાં એવું જણાવ્યુંકે, સાથેની સનંદ અમારા બાપદાદાના નામની છે. અને માર્ચની ચોથી તારીખે કરેલી અરજી ખોટી હતી. એ રજુ કરેલી સનંદમાં કેમ જાણે કાચરના રાજાની મહોર હોય, એવી મહોર તે ઉપર હતી.

આ બાબત ડેપ્યુટી કલેક્ટર પાસે આવતાં જાનમહમદ અને જબ્બરમહમદને સેસન કમીટ કર્યા અને તેના ઉપર પીનલકોડની ૪૬૪,૪૭૧મી કલમો પ્રમાણે તહોમતો મુક્યાં. વળી એક વરીસમીયાં નામનો બીજો સક્ષ હતો, તેણે પોતાનો ખરો રૂકો ખરા રૂકા દાખલ વાપરેલ પણ જે મતલબથી ઉપરના બે સક્ષોએ સેટલમેંન્ટ ઓફીસરને અરજી કરી હતી. તેજ મતલબસર રૂકામાં લોશ્કરનો ખેતાબ દરશાવનારો શબ્દ ઉમેરીને તે રૂકો દાખલ કરેલો હતો. એટલે તેને પણ તેજ વખતે કમીટ કર્યો હતો. એ રૂકાનો કાગળ જેટલો જુનો બોલેછે તેટલો જુનો તેના દેદાર ઉપરથી સેસન જડજ તથા આસેસરોને લાગ્યો નહીં અને કોર્ટમાં રજુ થયેલી એક સાચી સનંદ ઉપરની તે રાજાની મહોર સાથે મુકાબલો કરતાં ખોટી હોય એમ ઉઘાડું દેખાતું હતું અને સાચી મહોર સાથે કાંઇ પણ મળતાપણું નહોતું.

અને તે રાજાએ આવી સનંદવાળાઓને તે ઇલકાબો વેચાતા આપ્યા હતા. તેથી રજુ થએલી સનંદ એ કીંમતી દસ્તાવેજ ગણવું જોઇએ અને એ સનંદ રજુ કરવામાં બંધવાઓએ કપટ કર્યુંછે. કેમકે તે કરત્રીમ સનંદ સાચી હતી અને તેના સાચાપણાની રૂએ નવા સેટલમેંન્ટના દસ્તાવેજોમાં તેઓને " લોસકુરના " ઇલકાબથી ઓળખવાનો હકછે. એવી માન્યતા સેટલમેંન્ટ ઓફીસરના મનમાં પેદા કરવામાં તે સનંદ તેઓએ કપટ કરવાના ઈરા-

દાથી રજુ કરી હતી. તેથી તે રજુ કરવામાં દગલબાજીથી વરત્યા હતા. એમગણીને સેસન જડજે તેઓને પી. કો. ની. ૪૭૧ તથા ૪૬૪મી કલમો પ્રમાણે જે દસ્તાવેજ એક કીમતી દસ્તાવેજ હતું. અને જેને તેઓ કરત્રીમ દસ્તાવેજ જાણતા હતા, તે દસ્તાવેજ ખરા દાખલ વાપરવામાં તેઓએ દગલબાજીથી તેનો ઉપયોગ કરવા વાસ્તે તેઓમે ગુન્હેગાર ઠરાવી દરેકને અઢાર અઢાર માસની સખત કેદની શીક્ષા કરવામાં આવી હતી. વરીસમીયાં ઉપરના મુકરદમાની બાબતમાં આસેસરો સાથે એક મત થઇને સેસન જડજે ઠરાવ્યું છેકે, ખોટા લેખથી સેટલમેંન્ટ ઓફીસરને ઠગવાની તથા કાચરના રાજાએ લોસકુરનો ઇલકાબ કબુલ રાખ્યો છે અને તેથી તે ઇલકાબના હકની રૂએ નવા સેટલમેંન્ટમાં દાખલ કરવો જોઇએ. અને તે આપટો કીંમતી દસ્તાવેજ છે અને તેથી મારો પટાવાળી જમીન ઉપર કાયદેસર હક છે. એવી આસ્તા તે સેટલમેંન્ટ ઓફીસરને કરાવવાની આ બંધવે કોશીશ કરી હતી. જેથી તેને પી. કો. ની ૪૭૧ તથા ૪૬૭ મી કલમો પ્રમાણે જે દસ્તાવેજ કરત્રીમ હોવાનું તે જાણતો હતો. તે કરત્રીમ દસ્તાવેજ ખરા દાખલ વાપરવા વાસ્તે, તેને અપરાધી ઠરાવી, છ માસની સખત કેદની સજા, તથા પચાસ રૂપૈયા દંડની, અને દંડ ન આપે તો બીજા ૬ માસની સખત કેદની સજા કરેલી છે.

આ બંને મુકરદમાઓ માંહેલા બંધવાઓએ, હાઈકોરટને અપીલ કરેલી છે.

**બંધવાઓ તરફથી કોઇ વકીલ હાજર નહોતો.**

**કોર્ટ તરફથી જસ્ટીસ મીટરનો ઠરાવ.**

**ઠરાવઃ—**અંક અ વાળું ખોટું દસ્તાવેજ છે, એવું સાબીત કરવાને વાસ્તે, પુરતો પુરાવો નથી એમ હું માનું છઊં.

સેસન જડજે કેટલાક રૂબાકારી ઉપર આધાર રાખ્યો છે અને તે રૂબાકારીઓ કામમાં રજુ કર્યા છે, એટલાજ ઉપરથી તે પુરાવા તરીકે ગણી શકાતા નથી. તે જો બાતલ કરીએ તો અપરાધનો ઠરાવ બે કારણો ઉપર મુખ્યત્વે કરી ઉભો રહે છે. તેમાં પહેલું કારણ કાચરના રાજાએ કોઇ બીજો રૂકો કરી આપ્યો હોય, તે સાબીત થઇને તેના ઉપરની મોહોર અને અંક અ ઉપરની મોહોર એ બંને મોહોરો ઉપરનો મુકાબલો કરવાથી તે બાબતમાં સેસન જડજનો એમ અભીપ્રાય છે કે, આ બંને મોહોરની છાપ એક સરખી નથી. બીજું કારણઃ—કાગળના દીદાર ઉપરથી જણાય છે કે, એ કાગળ જેટલો જુનો હોવાનું બોલે છે તેટલો જુનો નથી.

આ બે કારણો મારા વિચાર પ્રમાણે, ગુન્હાના ઠરાવને ટકાવી રાખવા સારૂ બસ નથી. વખ્તે એવું પણ બન્યું હોય કે, તે રાજાએ પોતાની મોહોર બદલી નાખી હશે, અને એ કારણથી મોહોરની છાપોના જુદાપણાનો ખુલાસો થઇ શકે છે. બીજા કારણોનો આધાર ફકત અટકળ ઉપર રહેલો છે. ઘડીભર માની લઇએ કે, અંક અ વાળું દસ્તાવેજ ખોટું છે. તોપણ અપેલેંટો તેવું જાણતા હતા એવું બતાવવામાં આવ્યું હોય, એમ હું ધારતો નથી. સેસન જડજે જે હકીકતો શુદ્ધ રીતે ગોતેલી છે, તે બધી કબુલ રાખતાં હું ધારતો નથી કે, પીનલકોડના કોઇ પણ ગુન્હા પ્રમાણે અપેલેન્ટો ગુન્હેગાર થાય છે. હકીકત ફકત એટલીજ છે કે, કેમ જાણે કાચરના રાજાએ. લોસકુરના કેતાબની સનંદ બક્ષી હોય, એવી સનંદ એ ઇલકાબ કબુલ કરાવવા અપેલેંન્ટોએ રજુ કરી છે. એ સનંદ સાચી નથી એમ જણાયું છે. અપેલેંન્ટોએ સાચું નહીં જાણીને સેટલમેંન્ટ ઓફીસર પાસેથી લોસકુરનો ઇલકાબ કબુલ કરાવવાના ઈરાદાથી વાપર્યું. એવું માનતાં સવાલ એટલોજ છે કે, એ કલ્પ ઈી. પી. કો. ની ૪૭૧ મી કલમ પ્રમાણે અથવા આ દેશના શીક્ષાના બીજા કોઇ ધારા પ્રમાણે ગુન્હેગાર છે કે નહીં ? સેસન જડજે અપેલેંટોને ૪૭૧ મી કલમ પ્રમાણે અપરાધી ઠરાવ્યા છે. હવે આ દસ્તાવેજ વાપરવામાં તેનો કપટવાળો, કીંવા બદદાનતવાળો, ઇરાદો ન હોય તો બંધવાઓ એ ૪૭૧ મી કલમ પ્રમાણે અપરાધી ઠરતા નથી.

પીનલકોડની ૨૪ મી કલમમાં "બદદાનતથી" શબ્દની એવી વ્યાખ્યાઆપી છે તે નીચે પ્રમાણે.

જે માણસ કાંઇ વસ્તુ એક સક્ષને ગેરવાજબી લાભ કરવાના અથવા બીજા સક્ષને ગેરવાજબી હાની કરવાના ઇરાદાથી કરે, તે માણસે તે વસ્તુ બદદાનતથી કરી એમ સમજવું.

હવે અપેલેન્ટોનો ઇરાદો તો કાયદેસર લાભ કરવાનો, કીંવા કોઇ પુરૂષને ગેરકાયદેસર હાની કરવાનો નહોતો.

"દગલબાજીથી" એ શબ્દની વ્યાખ્યા ૨૫ મી કલમમાં નીચે પ્રમાણે આપી છે.

જો કોઇ સક્ષ કાંઇ વસ્તુ દગો કરવાના ઈરાદાથી કરે, તો તે વસ્તુ તેણે "દગલબાજીથી" કરી એમ સમજવું, નહીં તો નહીં.

આ મુકરદમામાં અપેલેન્ટોનો દેખી તો ઇરાદો, અમે લોસકુરના ભરતબાને પાત્ર છીએ એવો સેટલમેંન્ટ ઓફીસરના મનમાં ખોટો ઈતબાર પેદા કરવાનો હતો. અને ઇતબાર પેદા કરવા સારૂ, તેઓએ સનંદ અંક અ વાળી રજુ કરી, અને એ સનંદ સાચીછે એમ નીકળ્યું નથી. શાથી દગો કરવાના ઈરાદાનું મંડાણ થાય છે, તેની સ્પષ્ટ રીતે વ્યાખ્યા આપ્યા વગર અમને ચોખે ચોખું લાગે છે કે, આ કામમાં અપેલેંટોએ સેટલમેંન્ટ ઓફીસરને દગો દેવાને સનંદ રજુ કરી છે, એમ ઠરી શકતું નથી. અને તેટલા માટે તેઓએ પીનલકોડની ૨૫ મી કલમની વ્યાખ્યા પ્રમાણે, તે દસ્તાવેજ દગલબાજીથી વાપર્યું એમ કહી શકાતું નથી. માટે અમે સેસન જડજના મત સાથે એક મત થઇ શકતા નથી. અને તે મત એ છે કે, પીનલકોડની ૪૭૧ મી કલમ પ્રમાણે ગુન્હેગાર છે;તેમ અપેલેંન્ટોએ જે કામ કર્યું તેથી અમારી નજરમાં બીજો પણ કોઈ ગુન્હો આવતો નથી. તેથી ગુન્હાનો ઠરાવ રદ કરી અપેલેંટોને છોડી મુકીએ છીએ.

વરીસમીઆંની અપીલ જે એજ સેસન જડજના ફેંસલા વિરૂદ્ધ છે, તેમાં પણ તેજ કાયદાનો સવાલ ઉઠે છે. અપીલ નંબર ૮૭ ના કામમાં જે કારણ આપ્યાં છે, તે ઉપરથી આ કામમાં અમારો એવો મત છે કે, સેસન જડજે જે હકીકત સાચી ઠરાવી છે, તે હકીકતને લેતાં અપેલેન્ટ કોઇ ગુન્હાનો ગુન્હેગાર નથી. જે દસ્તાવેજ છે, એ દસ્તાવેજને અપીલેંન્ટે વાપર્યું તેનો સેસન જડજે તેને અપરાધી ઠરાવ્યો છે. એ દસ્તાવેજ ઉપરની હકીકત જેવી, આ કેશમાં સનંદ છે. અને જે સનંદથી સનંદ મળનારને અમુક ભરતબો મળેલો છે. આવા પ્રકારનું દસ્તાવેજ અમારા અભીપ્રાય પ્રમાણે કીંમતી ન ગણવું જોઇએ. તેથી આ અપીલમાં પણ અમે અપેલેંન્ટ વીરૂધનો ઠરાવ રદ કરીએ છીએ.

## અબદુલ હાંમીદ. વિ. માહારાણી.

ક. ૪૬૩-૬૪

૬

તા. ૭-૯-૮૬
ઈ. ૧૩ ક.પા.૩૪૯
પાછલો ગુન્હો ઢાંકવા સારૂ કાંઇ ખોટું લખવું એ-થી ખોટો લેખ બનાવ્યાનો ગુન્હો થતો નથી.

ब नामने गामे एक सरकारी ओफीस हती, तेमां बंधवो नकल करवानुं काम करतो हतो, ते ओफीसमां एक कारकुननी जगो खाली पडी, तेनी तेणे अरजी करी. ए ओफीसना उपरीए केम जाणे कर्यो होय, एवी जातनो शेरो ते अरजी नीचे बंधवे खोटो लख्यो, एम मालुम पडयुं छे. ए शेरो पेली जगा वास्ते भलामणनो हतो. ए अमलदारे लखेलो एक पत्र केम जाणे एक कलेकटरे लख्यो होय, अने जेमां एवी खबर आपेली होय के, खाली पडेली जग्या उपर तहोमतदारने पण पसंद करवामां आवेछे, एवी खबरवाळो पत्र पण खोटो बनाव्यो हतो, तेना साथे पेली अरजी पण ए अमलदार पासे आवी. ए पत्रना

खराबपणा वीशे सदरहु अमलदारने शक पडवाथी, तेणे कलेकटर उपर एक खानगी सरकारी पत्र लखी मोकल्यो. अने तेमां तेणे पुछ्युं के, पेलो पत्र खरेखरो लखायो छे के नहीं? आ लखाण तेणे तेज गामनी टपालमां नाख्युं सदरहु खानगी सरकारी कागळ टपालमां न चलाववा सारु, केम जाणे पेला अधीकारिए पोस्टमास्तरने चीठी लखी होय, एवी चीठी बंधवे बनावी.

आ त्रणे दस्तावेजना संबंधमां सेसन जडजे बंधवाने पी. को. नी ४६४ मी कलम प्रमाणे अपराधी ठराव्यो.

ठराव्युं के, पेला बे दस्तावेजना संबंधमां गुन्हानो ठराव साचो छे, पण त्रीजुं दस्तावेज तेणे तेज कलमना अर्थ प्रमाणे बददानतथी के, दगलबाजीथी बनाव्यानुं कही शकातुं नथी.

આ કામની હકીકત હાઇકોર્ટે તરફથી જસ્ટીસ મીતર તથાગ્રંટે આપેલા ઠરાવમાં જોઈએ તેટલી લખી છે.

**અપેલેન્ટ તરફથી બાબુ અંબીકાચરણ બોશ.**

**સરકાર તરફથી કલબી સાહેબ.**

અપેલેન્ટના વિદ્વાન વકીલે સેસન જડજના શોધનનો કાંઈ વાંધો લીધો નથી. પણ ઈ. પી. કો. ની ૪૬૪ મી કલમના અર્થ પ્રમાણે क्ष ख તથા क નીશાનીવાળાં દસ્તાવેજો કે, જે ઉપરથી અપેલેન્ટના ઉપર તહોમત મુકવાનું કારણ બન્યું છે તેના સબંધમાં અપેલેન્ટે ખોટા દસ્તાવેજ બનાવ્યો, એવા શોધન ઉપરથી સેસન જડજે ઠરાવ કરવો જોઇતો નહોતો એટલોજ તેનો વાંધો છે. આ કામની હકીકત નીચે પ્રમાણે છે.

બદરૂક ગામમા એક સરકારી ઓફીસમાં ત્રીજા કારકુનની જગ્યા ખાલી પડયા ઉપરથી અપેલેન્ટ જે તે ઓફીસમાં એક નકલકરનારો હતો તેણે લખી હોય એવા મતલબની એક અરજી તે જગોની માગણી કરવા વાસ્તે બાલાસોરના કલેકટરને મોકલી. આ અરજીને તળે બદરૂકની સદરહુ ઓફીસના ઉપરીએ શેરો કર્યો હોય, એવા મતલબનો શેરો હતો. અને તે શેરામાં સદરહુ જગ્યા વાસ્તે અરજદારની સીપારસ લખી હતી. क्ष નિશાનીવાળો દસ્તાવેજ તે આ શેરો છે, અને એમ માલમ પડયું કે અપેલેન્ટે તે ખોટો કર્યો છે. બાલાસોરના કલેકટર તરફથી બદરૂકની ઓફીસના અમલદાર તરફ કેમ જાણે એક 'કાગળ લખી મોકલ્યો હોય, અને એવો કાગળ નિશાની क વાળો દસ્તાવેજ છે, અને તેમાં એવી ખબર લખી છે કે, ખાલી પડેલી જગ્યા વાસ્તે કલેકટરે અપેલેન્ટને નીમ્યો છે. આ પણ અપેલેન્ટે કરતરીમ બનાવ્યાનું માલમ પડયું છે. બદરૂકના અમલદારને આ દસ્તાવેજના ખરાપણા વિશે શક આવવાથી તેણે કલેકટરસાહેબને એક સરકારી ખાનગી કાગળ क દસ્તાવેજનું ખરાપણું નકી કરવા વાસ્તે લખ્યો. આ-કાગળ બદરૂકની ટપાલમાં નાખ્યો. અપેલેન્ટને આ બાબતની કાંઈ ચેતવણી મળવાથી સદરહુ ખાનગી સરકારી કાગળ ચલવવો નહિ એવી મતલબનો પોષ્ટમાસ્તર ઉપરનો કાગળ કેમજાણે બદરૂકની ઓફીસના અમલદારે લખેલો હોય, એવો કાગળ અપેલેન્ટે ખોટો બનાવ્યો હતો. આ ત્રણે દસ્તાવેજના સંબંધમાં અપેલેન્ટને ખોટા દસ્તાવેજ બનાવ્યાના ગુન્હાનો અપરાધી ઠરાવ્યો છે, અને ત્રણે દસ્તાવેજમાંથી પ્રત્યેક દસ્તાવેજ ખોટો બનાવ્યા વાસ્તે તેને એક એક વરસની સખત કેદની સ-

જા થઇ છે એમ માલમ પડયું છે, અને સાવ ઉઘાડું છે કે, બન્ને દસ્તાવેજો ખોટાં બનાવીને બદરૂકની અમલદાર તથા બાલાસોરના કલેકટર સાથે ઠગાઇ કરીને કારકુનની ખાલી પડેલી જગો મેળવવાનો અપેલેન્ટનો ઈરાદો હતો. આવી હકીકતો ઉપરથી અમારી પાસે એવી તકરાર કરવામાં આવી છે કે, હીં. પી. કો. ની ૪૬૪ મી કલમ પ્રમાણે ઉપર કહેવાઇ ગએલા ત્રણે પ્રસંગોમાંથી એકે પ્રસંગે અપેલેન્ટે એકે ખોટો દસ્તાવેજ બનાવ્યાનું ઠરાવી શકાતું નથી. એ વીદ્વાન વકીલની એવી તકરાર છે કે, અલબતે અપેલેન્ટે આ લેખો ખોટા બનાવ્યા છે ખરા; પરંતુ પીનલકોડની ૨૪ મી તથા ૨૫ મી કલમોમાં "બદદાનતથી" અને "દગલબાજીથી" એ બંને શબ્દોની વ્યાખ્યામાં જે અર્થ છે તે પ્રમાણે તેણે ખોટાં બનાવ્યાં એમ કહી શકાય નહિ. क्ष तथा स નિશાનીવાળા દસ્તાવેજોના સંબંધમાં આ વાંધો મજબુત છે એમ અમારો અભિપ્રાય થતો નથી. ઉપર કહેવાઇ ગએલા પ્રસંગોએ આ બંને દસ્તાવેજો અપેલેન્ટે બદધાનતથી બનાવ્યાં એમ કહેવાય નહિ. તોપણ અમોને સાફ ચોખું લાગે છે કે, પીનલકોડમાં " દગલબાજીથી " એ શબ્દની જે વ્યાખ્યા આપી છે, તેવી દગલબાજીથી અપેલેન્ટે ખોટા દસ્તાવેજો બનાવ્યાં છે. બદરૂકની ઓફીસમાં ખાલી પડેલી જગો મેળવવાનો તેનો ઇરાદો હોવાનું કહેવાઈ ગયું છે. બદરૂકના અમલદારને તથા બાલાસોરના કલેકટરને ઠગીને કાંઇ પૈસા સંબંધી લાભ લેવા સારૂ આં બંને દસ્તાવેજો ખોટા બનાવવાનો તેનો ઇરાદો હતો. क्ष નિશાનીવાળો લેખ બનાવીને બદરૂકના અમલદારને ઠગવાનો ઇરાદો કર્યો તેથી તેણે બદરૂકના અમલદારને તથા બાલાસોરના કલેકટરને ઠગવાની મતલબથી, તથા બદરૂકની ઓફીસમાં જે જગા ખાલી પડી હતી, તે જગા ઉપર પોતાની નિમણુંક કરાવી પૈસા સંબંધી લાભ મેળવવાના ઇરાદાથી, તેણે આ બંને દસ્તાવેજો ખોટાં બનાવ્યાં છે. જ્યારે આમ છે તો અમારા અભિપ્રાય પ્રમાણે હીં. પી. કો. ની ૨૫ મી કલમના અર્થ મુજબ તેણે આ બંને દસ્તાવેજો દગલબાજીથી ખોટાં બનાવ્યાં પણ क નિશાનીવાળા દસ્તાવેજના સબંધમાં મારો મત એવો છે કે, વિદ્વાન વકીલની તકરાર સાચી છે क्ष તથા स નીશાનીવાળા ખોટા દસ્તાવેજો બનાવીને અપેલેન્ટે જે કાવતરૂં કર્યું હતું તેમાંથી પકડાઈ ન જવાનો બંદોબસ્ત કરવાના ઇરાદાથી તેણે આ ખોટો દસ્તાવેજ બનાવ્યો છે. એવા ઇરાદાથી क નીશાનીવાળો દસ્તાવેજ ખોટો બનાવેલ. તેથી એમ કહી શકાય નહિ કે, તે તેણે બદદાનતથી કે દગલબાજીથી બનાવ્યો હતો.તેનો મતલબ કોઇને ગેરકાયદેસર હાની કરવાનો નહોતો, અથવા પોતાને ગેરકાયદેસર લાભ લેવાનો નહોતો, અથવા પોતાના માટે કાંઇ પૈસા સંબંધી લાભ કાઢી લેવાનો નહોતો. માટે क નિશાનીવાળા દસ્તાવેજના સંબંધમાં ગુન્હાનો ઠરાવ રદ કરી क्ष તથા स દસ્તાવેજોના સંબંધના ઠરાવો કાયમ રાખવામાં આવે છે. અપેલેન્ટે કરેલા ગુન્હાનું મહત્વપણું જોતાં સેસન જડજે આપેલી સજા કરતાં હલકી સજા કરવી દુરસ્ત જણાતી નથી. क्ष દસ્તાવેજ માટે બે વરસની તથા स દસ્તાવેજ માટે કરેલી સજાએમની એમ રાખીએ છીએ.

## હરધન મઇતિ. વિ. માહારાણી કેસરેહીંદ.

ક.૪૬૩-૬૪

૭

તા. ૪-૬-૮૭
ઈં.૧૪ ક. પા.૫૧૩
જ્યારે કોઈ દસ્તાવેજ ઈનસાફની અદાલતને છેતરવા સાર બનાવ્યું હોય, ત્યારે તે દસ્તાવેજ તે કામ સાથે વાપરવાનાઈરાદાથી બનાવ્યું છે એમ સમજવું.

ज्यारे कोइ दस्तावेज इनसाफनी अदालतने छेतरवा सारु बनाव्युं होय, त्यारे ते दस्तावेज ते काम सारु वापरवाना इरादाथी बनाव्युं छे एम समजवुं.

तेथी कोइ बीजा सक्षनी वरधी उपरथी कोई सक्षने फसाववाना इरादाथी मोकल्यो होय, अने ते बीजो सक्ष केम जाणे कोइ डेप्युटी कलेकटरनी सहीवाळी तथा सीलवाळी नोटीस होय, एवी नोटीसनुं दस्तावेज खोटुं बनावे, अने ते बनाववानी वरधी आपवा टांणे तेने एम कहेवामां आवे के, ए नोटीस माहारे कोइ चालता दीवानी मुकरदमामां वापरवा सारु जोइए छीए, परंतु खरेखरी रीते एवा कोइ मुकरदमानी हयाती न होय तोपण ए सख्स खोटो लेख बनाव्याना गुन्हानो गुन्हेगार छे. अने जे सक्षे ए खोटुं दस्तावेज बनाव्युं होय, ते सिवाय बीजा कोइ सख्सना मनमां सदरहु दस्तावेज दगलबाजीथी वापरवानो इरादो होवो जोइए एम कांइ जरुरनुं नथी.

આસેસરોની સાથે બેસનારી એક સેસનકોર્ટે કોઇ હરધનમઇતિ નામના સક્ષ ઉપર હિ. પી. કો. ની. ૪૬૬ મી કલમ માંહેના ગુન્હાનું તહોમત મુકીને તેનો ઇનસાફ કર્યો હતો. એ તહોમત કેમ જાણે કોઈ સરકારી નોકરે ઓહદાથી બનાવ્યું હોય, એવા એક દસ્તાવેજનો ખોટો લેખ બનાવ્યાનું હતું. અને તેની સાથે તેજ ગુન્હામાં મસલત કરીને મદદ કર્યા વાસ્તે. પી. કો. ની ૧૦૯ તથા ૪૬૬ મી કલમો માંહેના ગુનાહનું તહોમત રાખ્યુ હતું. હકીકત એવી છે કે, એક પોલીસના સબઇન્સપેકટરે આગળથી ઘડી રાખેલી યુકતી પ્રમાણે એક પોલીસના સિપાઈ મસલાંનદીનને વેષપાલટો કરી હરધનને ઘેર મોકલ્યો; અને તેને એવી વરધી આપી કે, હરધન જે ખોટા લેખ બનાવવાનો કસબ કર્યાનું કહેવાય છે, તેને સમજાવીને કેમ જાણે કોઇ ડેપ્યુટી કલેકટરની ઓફીસમાંથી કાઢવામાં આવી હોય એવી એક ચોકસ નોટીસ ખોટી કરાવી આવ.

અને આ વરધી પ્રમાણે મસલાનદીને ડેપ્યુટી કલેકટરની ઓફીસમાંથી નીકળેલી એક કોઇ મનુલાલ ઉપર કાઢેલી નોટીસ પોતાની સાથે લઇને હરધનને ઘેર ગયો; અને તેને કહ્યું કે, એક ખેડુત અને મારા વચ્ચે એક દિવાની દાવો ચાલે છે; (ખરેખરો એવો કોઇ દિવાની દાવો ચાલતો નોહોતો) અને તે દાવાના કામ માટે માહારે એક નોટીસ જોઇએ છીએ, અને અસલ નોટીસ જે મનુલાલના નામની છે, તે નામે નહીં પણ મારે નામે લખી હોય એવી એક મારે નોટીસ જોઇએ છીએ. આ પ્રમાણે કહ્યા પછી તેણે હરધન સાથ એહવી ગોઠવણ કરી કે, ક્રત્રીમ નોટીસ તૈયાર કરીને લેવી અને તે કામ બદલ ૨૫ રૂપૈઆ હરધનને આપવા; વળતે દહાડે તે રૂપીઆ આપ્યા હતા, અને એ રૂપીયામાંથી કેટલાક રૂપીઆ ઉપર આગળથી નીશાની કરી રાખી હતી. અને આ રકમ જે હરધનને આપવામાં આવી હતી તે તેણે પોતાના બાપને હવાલે કરી. આ રકમ આપ્યા પછી તથા અસલ અને ક્રત્રીમ નોટીસો હરધન પાસેથી મસલાનદીનને મળ્યા પહેલાં પેલા સબઇન્સપેક્ટર તથા તેના પોલીસ સિપાઇઓએ મસલાનદીન તરફથી ઈસારો મળવાની ગોઠવણ કરીને હરધનના ઘર પાસે આવીને ઊભા રહ્યા, અને તેની પાસે પેલી અસલ અને ક્રત્રીમ નોટીસ સહીત તથા પેલા નીશાનીવાળા રૂપીયા તેના બાપ પાસે હતા તે સહીત તેઓએ હરધનને

પકડી લીધો અને હરધનનાં ઘરમાં તેના કાગળીઆંનો ઝાડો લેવા ઉપરથી પેલી અસલ નોટીસના મુત્સદાઓ મળી આવ્યા, તે હાથ કીધા. ઈનસાફને વખતે બંધવે કાંઈ પુરાવો રજુ કર્યો નોહોતો. આસેસરોના મતથી મળતા આવીને સેસનજડજે હરધનને પી. કો. ની કલમ ૪૬૬ ના ગુનાહનો અપરાધી ઠરાવી ૭ વર્ષની શીક્ષા કરી.

આ ઠરાવ ઉપર બંધવાએ હાઇકોર્ટમાં અપીલ કરી. અને તે અપીલ ચિફજસ્ટીસ "પેથેરાંમ" તથા જસ્ટીસ"ઘોસ" પાસે આવતાં તેઓને ઉપર કહેવાયા પ્રમાણે હકીકત માલુંમ પડી. પરંતુ એ હકીકત ઉપરથી બંધવાને ખોટા લેખ બનાવવાના ગુનાહનો ગુન્હેગાર ઠરાવી શકાય કે નહીં તેવિષેનો શક આવતાં તેઓએ ફુલબેંચ તરફ આ કેસ મોકલ્યો હતો.

સરકાર તરફથી "કીલ"સાહેબે એવી દલીલ કરી કે, મુનસફની સહી અને સિક્કાવાળાં દસ્તાવેજની બરોબર પૈસાની પાવતી બંધવાએ બનાવી અને તે દસ્તાવેજ તેણે એવા ઇરાદાથી બનાવ્યું કે, એ દસ્તાવેજ બનાવવામાં તેને જે માણસે પૈસા આપ્યા હતા, તે માણસને માટે તથા તેના લાભમાં હુકમનામું કરાવવા સારૂ વાપરવામાં આવે, અને તે ઉપરથી જણાય છે કે, સદરહુ દસ્તાવેજ પી. કો. ની કલમ ૪૬૪ મીની વ્યાખ્યા પ્રમાણે એક ખોટો દસ્તાવેજ હતો: અને તેવો દસ્તાવેજ બનાવવું તે ૪૬૩ 'મી કલમના અર્થ પ્રમાણે ખોટો લેખ થાય છે. કેમકે કપટ થાય એવા ઇરાદાથી તે દસ્તાવેજ બનાવ્યો હતો. આ ગુનોહ થવામાં બેવાત રહેલી છે તે પેહેલીવાત એ દસ્તાવેજબનાવવો અને બીજી વાત કપટ ભરેલો ઇરાદો હોવો જોઇએ. જે માણસે તે દસ્તાવેજ કરવા સારૂ બંધવાને પૈસા આપ્યા હતા, તે માણસને સદરહુ દસ્તાવેજનો દગલબાજીથી ઉપયોગ કરવાનો હતો. તેથી બંધવાને કંઇ અસર થતી નથી. તેનો ઇરાદોતો બેશક દગલબાજી કરવાનો હતો;અને માત્ર તેના ઇરાદા વિષેજ કાયદો જોવાનો છે. જે ઠેકાણે ઈરાદો ચોખ્ખો દુધ જેવો હોય ત્યાં દગલબાજી થવાનો સંભવ જે કે નહીં તે વાત કાયદામાં જોવાની નથી; એમ હું નમૃતાથી કહું છું રાંણી વિ. ટાલીના કામમાં કોઇ ઓરતને કાંઇ ગંધીયાણું વેચાતું આપવામાં આવ્યું હતું અને તે એટલા માટે કે, તે ગંધીયાણાથી તે ઓરતને ગર્ભપાત કરવો હોય તો કરી શકે, તેમાં ઠરાવ્યું છે કે, તે ઓરત ગર્ભપાત કરવાની સ્થિતીમાં નહોતી, તેમ તે ગંધીયાણું તેને વાપરવાનું નોહોતું; પરંતુ તેણીને પોલીસવાળાએ બંધવાને સપડાવવા સારૂ કાંમગીરીમાં રાખી હતી તો પણ બંધવે સદરહુ ગંધીયાણું ગર્ભપાડવા સારૂં વેચ્યું હતું, માટે તે ગુન્હેગાર થાય છે. રાણી. વિ. નાસના કામમાં જસ્ટીસ"મોલે" કહેલું છે કે, કોઇ ચોકસ પુરૂષને છેતરવાનો ઇરાદો દેખાડવાની જરૂર નથી. અને રાંણી. વિ. હોલડેન અને રાણી વિ. મારકસના કામમાં એવો કોઇ સખ્સ નહોતો કે, જે પ્રત્યે દગલબાજી થઇ શકે.

બંધવા તરફથી કોઇ હાજર નહોતું.

ચિફ"જસ્ટીસ" "પેથીરાંમ" જસ્ટીસવીલસન જસ્ટીસ"ટાટનહાંમ"જસ્ટીસનોરીસ તથા જસ્ટીસ "ગોસ" તરફથી ચિફ જસ્ટીસ"પેથેરાંમે" નીચે પ્રમાણે ઠરાવ આપ્યો છે.

**ઠરાવ.** હરધન મઈતિનો આ મુકરદમો, એ એક એવો મુકરદમો છેકે,જેમાં મને તથા જસટીસ ઘોસને ગુનાહનો ઠરાવના સંકલ્પ વિકલ્પ થયો હતો;કેમકે અમોને લાગ્યું કે,જે હકીકત માલુંમ પડેલી છે,તે હકીકત ઉપરથી ખોટા લેખ બનાવવા બાબતનો ગુનોહ થએલોછેકે નહીં તે બાબતમાં કાંઇ શક ઉઠવા જેવું છે.

જડજ તથા આસેસરોએ જે હકીકત ખરી રીતે શોધેલીછે,તથા તે હકીકત ઉપરથી તેણે જે ખરો નીર્ણય કરેલોછે તે બાબત અમો ધારીએ છીએકે અમોને કાંઇ સંકલ્પ વિકલ્પ રહેતો નથી. પરંતુ અમોને ફકત એટલીજ શંકા રહેતી હતી કે,પડેલી હકીકત ઉપરથી કાંઇ ગુનોહ થયોછેકે નહીં.

આ મુકરદમાની હકીકત એવી છે કે, એક સખ્સ કોઇ કસબામાં રહેતો હતો; અને તે સક્ષનો કસબ હમેશાં ખોટા લેખો બનાવવાનો કસબ કરવાનો છે;એમ શક આવ્યાથી જડજની કોરટના શીરસ્તેદાર તથા પોલીસે તેને પકડવાનો ઘાટ રચ્યો; અને ઘાટ એવો હતો કે, કોઇ એક નોટીસ જે કોઇ દીવાની દાવામાં વાપરવામાં આવી હતી, તે નોટીસ તેઓએ તેના પાસે મોકલી, અને તે નોટીસના જેવી બીજી એવી ને એવી નોટીસ બનાવી, તેમાં ફકત એક બે નામોનો ફેર કરી તૈયાર કરી દેવાનું કહેવરાવ્યું. અને તેઓની સાથે તેણે

એવો ખુલાસો કર્યો કે,જુની નોટીસની બરોબર નવી નોટીસ કરવાની તેઓની મતલબ એવી છેકે,.

કોઇ એક મુકરદમામાં કોરટને છેતરવાના કામ સારૂ તેનો ઉપયોગ કરવાનો છે' એટલે તેઓના કહેવા પ્રમાણે બંધવે કોરટને ઠગવા સારૂ જે દસ્તાવેજ વાપરવાનું હતું તે દસ્તાવેજ ખોટા બનાવવા સારૂ તેને કામે લગાડયો હતો. હવે આવ ચોખ્ખું છે કે, આ પ્રમાણે ખોટા નમુનો બનાવવામાં જે સક્ષોએ બંધવાને કામે લગાડયો હતો, તે સક્ષો જો કોઇ સાચેસાચા દાવાના પક્ષકાર હત, અને તે દાવામાં કોરટને ઠગવા સારૂ, આ દસ્તાવેજ તૈયાર કરાવવા સારૂ તેઓ તેની પાસે ગયાં હતા અને બંધવે તે પ્રમાણે વાપરવા સારૂ સદરહુ દસ્તાવેજ કરી આપ્યો હોત તો તે ખોટા લેખ બનાવવાના ગુનાહનો ગુનેગાર થાત પણ જે દસ્તાવેજનો કોઇ ઉપયોગ કરવાનો નહોતો, અને જે ચોખેચોખું કામ વગરનું હતું તે દસ્તાવેજ ખોટા બનાવતાં કોઇ સખસ ગુન્હેગાર થઇ શકે છે કે નહીં તે બાબતઅમને સ્લેશ થયો હતો. અથવા બીજા શબ્દમાં કહીએતો કામે લગાડનાર સખ્સને ગુનાહ ભરેલો ઈરાદો ન હોય, ત્યારે જે સખ્સને તેણે તે દસ્તાવેજ કરવામાં કામે લગાડયો હોય, તે સખ્સનો ગુનાહ ભરેલો ઇરાદો થઇ શકે નહીં એ શક પડવાથી અમે ઠરાવ કર્યો કે,આ મુકરદમો પાંચ જડજોની રૂબરૂ ચરચાવવો જોઈએ. અને તે એટલા માટે કે તે બાબતનો વિચાર કર્યા પછી એકી વખ્તે તેનો અંત લેવો અને તે સવાલનો વિચાર કર્યા પછી અમારા સઘળાનો એવો અભીપ્રાય થયો છે કે, ગુનાહનો ઠરાવ કાયમ રાખવા સારૂ પડેલી હકીકત બસ છે; અને આ ઠરાવ કરવામાં રાંની વિ. હિલમાનના મુકરદમા ઉપર અમો આધાર રાખીએ છીએ. મુકરદમામાં કોઇ ઓરતનું ગર્ભ પાડવા સારૂ તેણીને જે ગંધીઆણુ પુરૂં પાડવાનું તહોમત આવ્યું હતું, તેમાં સાબીત થએલી હકીકત એવી છે કે, બંધવે કાંઇક ગંધીયાણું આપેલું હતું; અને તે ગંધીઆણું કોઇ ગર્ભવંતી ઓરત પેટમાં ખાય તો તેની અસરથી ગર્ભનો નાશ થતો હતો, પરંતુ તે વસ્તુ જે સખ્સે લીધી હતી, તેનો હેતુ બંધવાને સપડાવવાનો હતો, અને ખરેખરી રીતે ગર્ભ પાડવા સારૂ સદરહુ વસ્તુ કોઈ ગર્ભવાળી ઓરતને આપવાની નોહોતી. એ મુકરદમામાં પણ આ હાલના જેવો સવાલ ઉઠયો હતો. એટલે કે જ્યાં પરીણામે ગર્ભપાત કરવાનો ઇરાદો ન હોય ત્યાં ગર્ભપાત કરવાની વસ્તુ પુરી પાડવાથી કંઇ ગુન્હો થાય છે કે નહીં. ચિફ્જસ્ટીસ સરવીલીયમ અરલસાહેબે ઠરાવ આપેલો છે; અને તે વખ્તે વિલાયતમાં એના જેવો ફાબેલ જડજ અદાલતમાં બીરાજતો નોહોતો; અને તેઓ સાહેબે લખેલું છે તે એકે વિકટોરીઆના ૨૪ મા તથા૨૫મા વરસના ચાપટરસોની કલમ૫૯ પ્રમાણે શિક્ષા થઇ શકે,એવો ગુનાહ કરવામાં તહોમતદાર શીવાય બીજા કોઇ સક્ષનો ગુનાહ કરવાનો ઈરાદો હોવો જોઇએ કે નહીં. તે સવાલ અમોને કરવામાં આવ્યોછે;અમારો સઘળાનો અભિપ્રાય એવો છેકે,આ સઘળાનો જવાબ નાના રૂપમાં દેવો જોઇએ;ગર્ભનો નાશ કરવામાં જે વસ્તુ વાપરવામાંઆવે,તે વસ્તુ તેવા ઇરાદાથી પુરી પાડવા સામે સદરહુ કાયદો બાંધવામાં આવ્યોછે;આ કામના બંધવાએ તે વસ્તુ પુરી પાડી હતી. અને તે એવા ઇરાદાથી કે,તેનો ઉપયોગ તેનો નાશ કરવામાં થવાનોછે. આ પ્રમાણે તે વસ્તુ વપરાશે એ વાત તેના જાણવામાં હતી અને તેથી તેનો સમાસ સદરહુ કાયદામાં આવી જાયછે. અને અમે પણ તેવોજ અર્થ કરીએ છીએ.જે હાની અટકાવવાનો સદરહુ કાયદાનો હેતુછે તે હાની તેણે કરેલીછે માટે તેને ગુન્હેગાર ઠરાવવો જોઇએ.

ચારે તરફથી આ મુકરદમો ચાલતા મુકરદમાને બરોબર રીતે મળતો આવ્યાનું અમોને જણાયછે; કેમકે સરવિલિયમ અરલ સાહેબનો કહેવાનો હેતુ એવોછેકે,જ્યાં ગર્ભનો નાશ કરવા સારૂ જે વસ્તુ વાપરવામાં આવીછે તે વસ્તુ પુરી પાડવામાં આવે તો તે ગર્ભનો નાશ કરવાના ઇરાદાથી પુરી પાડયા બરોબરછે. ચાલતા કામમાં આ ચોકસ દસ્તાવેજ અદાલતને ઠગવા સારૂ બનાવ્યું હતું; અને જ્યારે તે કામ વાસ્તે બનાવ્યું હતું, ત્યારે ઉપર કહેલા વિલાયતના મુકરદમામાં જે કારણથી ગુન્હો બન્યાનું ઠરાવ્યું હતું તેજ કારણથી અમો કહીએ છીએકે,સદરહુ દસ્તાવેજ ઠગાઈ કરવાના ઇરાથીજ બનાવ્યું હતું, અને તેથી અમો ધારીએ છીએકે,બંધવે સદરહુ ગુનાહ કર્યોછે અને જે હાની અટકાવવાનો કાયદાનો હેતુછે તે હાની બંધવાએ કરી અને જડજ તથા આસેસરોને જે હકીકત સાચી રીતે જણાએલી છે તે હકીકત સાચીજછે એમ અમોને લાગવાથી અમો ગુન્હાનો ઠરાવ કાયમ રાખીએ છીએ અને તેથી અપીલ નામંજુર કરવામાં આવે છે.

---

### કલમ ૪૬૫ મી.

*ખોટોલેખ બનાવવાનીશિક્ષા.*

૪૬૫. જે માણુસ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરે, તેને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બન્નેની, શિક્ષા કરવામાં આવશે.

### કલમ ૪૬૬ મી.

*કોઇ ઇનસાફનીકોરટનું દફતરઅથવાજનમવગરેબાબતે*

૪૬૬. કોઇ ઇનસાફની કોરટનું દફતર અથવા તે કોરટ મધ્યે થાલેલાં કામનો કાગળ હોય એવી મતલબનો કાંઇ લેખ, અથવા જન્મ, બાપતિસમ, લગ્ન, કે ગાડવા બાબતનો કાંઇ રજીષ્ટર, અથવા કોઇ સરકારી નોકર પોતાના સરકારી હોદ્દાના જોરથી રાખતો હોય એવો કાંઇ રજીષ્ટર, અથવા કોઇ સરકારી નોકરે પોતાના સરકારી હોદ્દાના જોરથી કરેલો હોય એવી મતલબનો કાંઇ દાખલો કે લેખ, અથવા કાંઇ ફરિયાદી કે જવાબ કરવાનો, અથવા તેમાં કાંઇ પણ કામ ચલાવવાનો,અથવા કબુલાતથી હુકમનામું થવા દેવાનો, જેમાં અખત્યાર આપ્યો હોય એવો લેખ, અથવા વકીલાતનામું કે મુખત્યારનામું જે માણુસ ખોટુ બનાવે તે માણુસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની, કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

### કલમ ૪૬૭ મી.

*કાંઇકીમતી દસ્તાવેજઅથવાવીલખોટુબનાવ્યું.*

૪૬૭. જે લેખ કાંઇ કિમતી દસ્તાવેજની મતલબનો, અથવા કાંઇ વિલની મતલબનો, અથવા દત્તક લેવાનો અખત્યાર નામાની મતલબનો હોય, અથવા જે લેખ કોઇ શખસને કાંઇ કિમતી દસ્તાવેજ કરવાનો અથવા બીજાના નામનો કરી આપવાનો, અથવા તેના મુદલ રૂપીયા, વ્યાજ કે નફાની વેહેંચણ લેવાનો, અખત્યાર આપવાની મતલબનો હોય, અથવા કાંઈ નાણું જંગમ મિલકત, અથવા કિમતી દસ્તાવેજ લેવાનો કે આપવાનો અખત્યાર આપવાની મતલબનો હોય, અથવા જે લેખ કાંઇ ફારગતી અથવા નાણાં ભર્યાની પોહોંચની મતલબનો, અથવા કાંઈ ફારગતી કે કાંઈ જંગમ મિલકત અથવા કિમતી દસ્તાવેજ આપ્યાની પોહોંચની મતલબનો હોય, એવો કોઇ લેખ જે માણુસ ખોટો બનાવે, તેને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

### કલમ ૪૬૮ મી.

*ઠગાઇ કરવાના કારણુસર ખોટો લેખ બનાવવો.*

૪૬૮. જો કોઇ માણુસ ખોટો લેખ બનાવે, એવા ઇરાદાથી કે તે બનાવટનો લેખ ઠગાઇ કરવાના કારણુસર વપરાય તો તે માણુસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

## કલમ ૪૬૯ મી.

૪૬૯. જો કોઇ માણસ ખોટો લેખ બનાવે, એવા ઇરાદાથી કે તે બનાવટનો લેખ કોઈ ધણીની આબરૂને હાની કરે, અથવા તે લેખ તેવા કારણસર વાપરવામાં આવશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઇ સખસની આબરૂનેનુકશાન કરવાના કારણસર ખોટો લેખ બનાવવો

## કલમ ૪૭૦ મી.

૪૭૦. જે ખોટો લેખ સઘળો કે થોડો ઘણો, ખોટો લેખ બનાવવાના ગુન્હાથી બન્યો હોય, તેનું નામ "બનાવટનો લેખ"

"બનાવટનો લેખ."

## કલમ ૪૭૧ મી.

**જે લેખ બનાવટનો લેખ છે એમ પોતે જાણતો હોય અથવા એમ માનવાનું પોતાને કારણ હોય એવો કોઇ લેખ જે માણસ દગલબાજીથી અથવા બદદાનતથી ખરા દાખલ વાપરે, તે માણસને જાણે તેણે લેખ ખોટો બનાવ્યો હોય, એવી રીતે શિક્ષા કરવામાં આવશે.**

બનાવટનો લેખ ખરા દાખલ વાપરવો.

## કેસરેહીંદ. વિ. સૈયદ હુસેન.

कलम ४७१.

१

ता.२७–२–८५ ઇ.૭ અ. પા. ૪૦૩ કોઇ લેખ બનાવવામાં બંધવાનો તુરતનો ઇરાદો શું હશે તે જણાઇ આવેતો પછી તેનો છેટેનો ઇરાદો જોવો જોઇએ નહીં અને એ તુરતનો ઇરાદો બદદાનત અથવા દગલબાજી વાળો ન હોયતો કોઇ લેખમાં ફેરફાર કરવો એથી ખોટો લેખ બનાવ્યાનો ગુન્હો થતો નથી.

एक पोलीस फोजदारना करजदारोए, डीस्ट्रीकट सुप्रीन्टेन्डेन्ट ओफ पोलीसने एवी अरजी करी के, अमारुं लेणुं पती जाय, त्यां सुधी करजदारना पगारमांथी दर मासे बबे रुपैया कापी लेवा जोइए. ए अरजी उपरथी हुकम कर्यो के, अरजी प्रमाणे कपात करे जवी, एटले पछी देणदारे रुपैया १८ अढार जे आखुं करज हतुं, ते आपी दीधानी पहोंच रजु करी. पछवाडेथी एम मालुम षडयुं के, ए पहोंच रुपैया आठनी हती. पण तेमां देणदारे एकडो उमेरी १८ रुपैयानी देखाय एवी रीते तेमां फेरफार कर्यो छे. ठराव्युं के, बंधवाना मनमां खरेखरो इरादो पोतानो पगार गेरकायदेसर अटकाववानो हुकम कर्यो हतो ते तेनो उपरी अटकावे नहीं एवी असर करवानो हतो. अने तेथी अदालते फोजदारी काममां जे इरादो जणाय, ते उपरांत बीजो अथवा वधु इरादो शुं हतो, तेनी कल्पना करवी न जोइए. अने वळी एटलाज उपरथी एम नीकळतुं नथी के, बंधवाए फेरवेली पहोंच खडी करी, तेथी तेनो इरादो लेणदारोनो दावो खोटो करवानो हतो. माटे तेना उपर पी. को. नी कलम ४७१ मुजब अपराधनो ठराव पोसाइ शकतो नथी.

આગ્રાના સેસનજડજે સને ૧૮૮૪ ના ડીસેંબરની ત્રીજી તારીખના ઠરાવથી, અપીલેન્ટને ખોટા દસ્તાવેજ બનાવ્યાને અપરાધી ઠરાવ્યો હતો. તેના ઉપર આ એક અપીલ છે.

અપિલેન્ટ એક પોલીસ ફોજદાર હતો અને મથુરામાં તેની નોકરી હતી. તેણે પૈસા આપ્યાની પહોંચના મતલબનું એક દસ્તાવેજ બનાવેલ, તેના સંબંધમાં તેને અપરાધી ઠરાવ્યો હતો. જે હકીકત ઉપરથી એ ઠરાવ થયો તે નીચે મુજબ છે. રૂપૈઆ. ૧૮–૧૦ –૩. નાં કપડાં તેણે એક દેવીલાલ પાસેથી વેચાતાં લીધેલ, તે રકમ તેની પાસે એ દેવીલાલ માગતો હતો.

એ કપડાં એક બાલમુકંદની મારફત પુરાં પાડવામાં આવ્યાં હતાં, તેથી અપેલેન્ટ જે કાંઇ પૈસા આપતો હતો, તે બાલમુકંદના દીકરા કૃશ્નલાલને આપતો હતો. દેવીલાલ

અને કૃષ્નલાલે ડિસ્ટ્રીકટ સુપ્રીન્ટેંન્ડેંન્ટઓફ પોલીસને, મથુરાં એક કાગળ લખ્યો, ને તેમાં એવી ફરીયાદ કરી કે, દેવીલાલ અપીલેન્ટ પાસે રૂપૈઆ ૧૦–૦–૩ માગે છે અને તે રકમ તે આપતો નથી. માટે જ્યાં સુધી કરજ પતી જાય ત્યાં સુધી તેના પગારમાંથી દરમાસે,બબે રૂપૈઆ કાપી લેવા જોઈએ. આ અરજી ઉપર એ સુપ્રીન્ટેન્ડેન્ટે એવો ઠરાવ કર્યો કે, દરમાસે બે રૂપૈઆ અપેલેન્ટના પગારમાંથી કાપી લેવા. આ ઠરાવ તેણે મથુરાં શેહેરના પોલીસઇન્સ્પેકટર, જેના નીચે અપીલેન્ટ નોકરી કરતો હતો. તેને મોકલી દીધો. આ હુકમ ઇન્સ્પેકટરે અપીલેન્ટને બતાવ્યો. એ ઉપરથી અપિલેન્ટે કહ્યું કે, મેં મારૂં કરજ આપી દીધું છે. અને તેના બચાવમાં તેણે માહાજનની લીપીમાં લખેલી પહોંચ રજુ કરી. અને તે ઈન્સ્પેકટરને આપી. એટલે તેણે એ પહોંચ તથા અપીલેન્ટ કહે છે કે, એ રૂપૈઆ તેણે આપી દીધા છે, તે ને પહોંચ ઉપરથી માલુમ પડશે. એ બાબતના તમામ કાગળો ડિસ્ટ્રીકટસુપ્રીન્ટેન્ડેંન્ટને રવાને કરી આપ્યા. તે ઉપરથી સુપ્રીન્ટેંન્ડેન્ટે ઇન્સ્પેકટરને એવો હુકમ કર્યો કે, તમારે દેવીલાલ તથા કૃષ્નલાલને દીવાની કોર્ટમાં જવાનું કહેવું. પછી ઇન્સ્પેકટરે આ સક્ષોને બોલાવ્યા અને હુકમની ખબર આપી, તેઓને પહોંચ બતાવી. એ પહોંચ જોઇને ક્રશ્નલાલે કહ્યું કે, આ પહોંચ મેં અપિલેન્ટને રૂપૈયા આઠની આપી હતી. પણ તેણે ફેરવીને ૧૮ ની દેખાય એવું કરેલું છે એમ જણાયું છે કે, પહોંચમાં રૂપૈયા આઠ આંકડે તથા અક્ષરે લખી પહોંચ્યાની પાવતી આપી છે, જ્યાં રકમ આંકડેથી લખેલી છે ત્યાં આઠની આગળ એકડો ઉમેરેલો છે.

અપિલેન્ટનો બચાવ એવો છે કે, મેં કૃષ્નલાલને રૂપૈયા અઢાર આપ્યા હતા. અને તેટલી રકમને માટે તેણે મને પહોંચ આપી છે. વળી એ રસીદમેં ઇન્સ્પેકટરને આપી હતી. પણ જે રસીદ તેણે સુપ્રીન્ટેંન્ડેંટને મોકલી દીધી,ને જેની બાબતમાં ખોટા દસ્તાવેજનું તહોમત આવ્યું છે તે એ રસીદ નથી. અને આ બીજી રસીદ અસલ બદલે મોકલી દીધી હતી કેમકે મારે અને ઇન્સ્પેકટરને અદાવત છે.

અપીલમાં અપીલેંટના વકીલે (સ્પાંકી તથા કોલવીને) એવો વાંધો લીધો છે કે, જે રસીદની બાબતમાં અમારા અશીલને અપરાધી ઠરાવેલ છે,તે રસીદ જે ઇન્સ્પેકટરને આપેલ ને કાંઈ કૃષ્નલાલે આપી નહોતી, અને કદાપી એમ ધારો કે તેમ હતું, તો પણ અમારા અશીલે પીનલકોડનીવ્યાખ્યા પ્રમાણે કાંઈ કૃત્ય,.બદદાનતથી કિંવા ફરેબીથી કરેલું નથી. કેમકે દેવીલાલનું માગણું ભરપાઈ કરવા પગારમાંથી કપાત ઠરવાનો ગેરકાયદેસર હુકમ કરેલો હતો. તે હુકમ સુપ્રીટેંડેંટ કરતાં અટકે એવા ઇરાદાથી આ કૃત્ય કરેલું છે, આ દલીલમાં નીચેના ફેંસલાઓ ટાંકવામાં આવ્યા છે. રાણી. વિ. ભવાનીશંકર રાણી વિ. લાલચુમલ રાણી. વિ. જગેશ્વરપ્રસાદ રાણી. વિ. મઝારહુસેન.

## સરકાર તરફથી બાબુદુવારકાંનાથ.

## કોર્ટનો ઠરાવ.

(પેથારામ ચીફજસ્ટીસ તથા જસ્ટીસએટ) જે રસીદ અપીલેન્ટે પોતાના ઉપરીને મોકલી અને જે હાલ કામમાં છે, તે મુળ રૂપૈયા આઠની અપીલેન્ટને કૃષ્નલાલે આપી હતી અને તેણે પ્રતીજ્ઞા ઉપર જુબાની આપી છે, તે મુજબ તેમાં ફેરફાર થયો છે. એ વાત

સારી રીતે સાબીત થઇ છે. એમ અમે માનીએ છીએ. તોપણ અપીલેન્ટે ખોટો લેખ બનાવ્યો એવો તેના વીરૂદ્ધ યોગ્ય પુરાવો નથી. અને તે ઉપર જો કાંઈ તહોમત રહી શકત તો વાજબી રીતે પીનલકોડની કલમ ૪૭૧ પ્રમાણે મુકાત આ રૂપમાં અમારા અભીપ્રાય મુજબ આ કેશ તેના વીરૂદ્ધ ગણવો જોઇએ. અને હવે તેની અપીલની બાબતમાં નકી કરવાનો સવાલ એ છે કે, અપીલેન્ટે એ રસીદ બદલાએલી છે એવું જાણીને અથવા માનવાનું કારણ હોય ને કાંઇ ઠગાઇ કરવા સારૂ પોતાને ગેરકાયદેસર લાભ લેવા સારૂ, અથવા દેવીલાલને ગેરકાયદેસર હાની કરવા સારૂ સાચા દાખલ વાપરી કે નહીં ? એટલે કે, કાયદા મુજબ જે ઇરાદો જોઇએ, તે હકીકતમાંથી સાબીત થયો છે કે નહીં ?

માહાની લીપીમાં પહોંચ છે, તેમાં હિંદી આંકડો વધારીને ઘણીજ બેડોળ રીતે ફેરફાર કરેલો છે એમ કહેવું જોઇએ. અને તે એવોતો છે કે, ઉપર ઉપરની નજર કરનારના લક્ષમાંથી ભાગ્યેજ ઢાંકયો રહે. તે કાગળ કોર્ટમાં કામના કાગળોમાં દાખલ થઇ જાય, અથવા પોતાના પગાર કપાતા અટકે, તે ઊપરાંત બીજી રીતે કાંઇ ખપમાં આવશે એવો વિચાર કદી અપેલેન્ટે કરેલો હોય, એમ ભાગ્યેજ માની શકાય એવું છે. તે વેપારમાં તેનો હેતુ તાતકાળી એજ હતો એમ સાવ ઊઘાડું છે. અને તે વખ્તે તેના મનનો ખરેખરો ઇરાદો એ હતો કે, પોલીસના ઉપરીઓ ઠગી, દેવીલાલની અરજીની માગણી મુજબ થવા ન દેવું, પણ ધ્યાનમાં રાખવાનું છે કે, દીવાનીકોર્ટ યોગ્ય રીતે જપતી લાવી અપીલેંટને પગાર અટકાવે તે શીવાય, બીજી રીતે પોલીસઅધીકારીઓને પગાર અટકાવવા કાંઈ કાયદેસર હક અથવા અધિકાર નથી; અને તેટલા માટે આનું ફળ એ છે કે, અપીલેન્ટે ફેરફારવાળી પાવતી પોતાના ઉપરીઓ ગેરકાયદેસર કામ કરતા હતા, તેમને અટકાવવા સારૂ વાપરેલી છે. બંધવાના મનમાં આજ ઇરાદો હતો. એવો અમારો અભીપ્રાય છે અને ફોજદારી કામમાં જે ઇરાદો ગુન્હેગારનો જણાઇ આવે છે, તે ઉપરાંત કાંઇ બીજો અને વધુ ઇરાદો હોય, એવી કલ્પના અમારે કરવી ન જોઇએ. કેમકે અમારા અભીપ્રાય મુજબ એમ જરાએ અવશ્ય રીતે નીકળતું નથી કે, અપીલેન્ટે પોતાનો પગાર લેણદારોના કરજમાં ભરપાઈ થવા દરમાસે કપાતો હતો તેમ ન થવા દેવાનું કૃત્ય કર્યું, તેથી તેના લેણદારોના માગણા દુબાવવા સારૂ ફેરવેલી રસીદ ખડી કરવાનું અવશ્ય રીતે ધાર્યું હશે. જ્યારે હકીકત વીશે આવો અમારો અભીપ્રાય છે કે, જે શક રહે છે તેનો લાભ કેદીને આપવો જોઇએ. અને જ્યારે એમ છે તો તેની અપીલ મંજુર કરી ઠરાવ અને સજા રદ કરીએ છીએ. અને તેના ઉપરનો કેસ ગેરસાબીત કરી તેને છોડી મુકીએ છીએ.

## માહારાણી કેસરેહીંદ વિ.શીવદયાળ.

**કલમ. ૪૭૧**

૨

તા. ૬-૩-૮૫
ઈં.૭ અ.પા.૫૫૯ા
કોઈ ખરે દસ્તા
વેજ ખોવાઈગયેલ
હોય તેના બદલા
માં નવુંજ બનાવવું
એથી ખોટો લેખ
બનાવ્યાનોગુન્હો
થતો નથી.

**दगलबाजीथी अथवा बददानतथी कोइ दस्तावेज खोटो जाण्या छतां खरा दाखल वापर्याना पी. को. नी ४७१ मी कलमना गुन्हानी फरीआदना काममां मालम पडयुं हतुं के, वेरो आप्यानी चार बनावटी पहोंचो, जे बंधवे वापरी हती ते पहोंचो खरी पहोंचो खोवाइ गयाने बदले बनावी राखी हती.**

**'ठराव्युं के, पी. को. नी २४ मी तथा २५ मी कलममां "बददानतथी" तथा "दगलबाजीथी" ए शब्दोनी जे व्याख्या आपी छे, ते जोतां ने हकीकत साबीत थइ छे ते प्रमाणे बंधवे ४७१ मी कलम प्रमाणे शीक्षा थाय एवो गुन्हो कर्यो नथी.**

સન ૧૮૮૪ ના નવેંબરની ૧૮ મી તારીખે આજમગડના સેસન જડજે એક કરતરીમ દસ્તાવેજ દગલબાજીથી વાપર્યાના ગુન્હા માટે અપેલેંટને અપરાધી ઠરાવ્યો હતો તેના ઉપર આ અપીલ કરવામાં આવી છે.

ચાર દસ્તાવેજો જેની મતલબ પૈસા આપ્યાની પહોંચો છે તે દસ્તાવેજો બનાવટી જાણ્યા છતાં, અપેલેંટે "દગલબાજીથી" ખરા દાખલ વાપર્યાં હતાં, અને તેને તે ગુન્હાનો અપરાધી ઠરાવ્યો હતો, એમ જણાયું છે કે, કોઇ ચોકસ જમીનના ચવગરાસનો હક ધરાવીને અપેલેંટે એ ચવગરાસની જમીન પાછી મળવા સારૂ રેવન્યુ અદાલતમાં એક અરજી કરી હતી. અને તેમાં તેણે લખ્યું હતું કે, જે ગામમાં મારી ગરાસની જમીન આવેલી છે, તે ગામના ફેજઅલી તથા રામદોરસીંગ નામના બે ગરાસીયાઓએ મારા ગરાસની જમીનમારીપાસેથી ગેરકાયદેસર ખુંચાવી લીધીછે. કામ ચાલતા દરમીઆન તેણે વેરો આપ્યાની ચાર પાવતીઓ રજુ કરી હતી, અને એ પાવતીઓ બનાવટી હતી. આ દસ્તાવેજોના સબંધમાં અપેલેંટને પી. કો. ની ૪૭૧ મી કલમના ગુન્હાનો અપરાધી ઠરાવવામાં આવ્યો હતો.

એ બનાવટી પાવતીઓ જે ખરી પાવતીઓ ખોવાઈ ગઇ હતી તેને બદલે બનાવી હતી. એ વાત આસેસરોએ ઠરાવેલી છે, અને તેઓના મત સાથે સેશન જડજ મળતા આવ્યા છે. આવી હકીકત ઉપરથી અપેલેંટે જેવી રીતે તે પાવતીઓ વાપરવાથી તેણે કાંઈ ગુન્હો કર્યો નથી, એવો આસેસરોએ મત આપ્યો. પરંતુ સેસન જડજનો મત આસેસરોના મતથી મળતો નહીં આવતાં તેણે નીચે પ્રમાણે તેના સંબંધમાં લખેલું છે—કોઈ હક અથવા દાવાને પુષ્ટી આપવાના ઈરાદાથી ખોટું દસ્તાવેજ બનાવવામાં આવે, તો તે ખોટો લેખ બનાવ્યા બરોબર થાય છે. વળી કોઇ મિલકત ઉપર જે માણસનો કાયદેસર હક હોય, તે માણસ તે હકને પુષ્ટી આપવા સારૂ ખોટા દસ્તાવેજ બનાવે તો તે, ખોટો લેખ બનાવ્યાના ગુન્હાનો ગુન્હેગાર થાય છે.

**અપેલેંટ તરફથી મુનશી કાશીપ્રસાદ.**
**સરકાર તરફથી બાબુ દુવારકાંનાથ.**

### જસ્ટીસ બ્રોડહર્સ્ટનો ઠરાવ.

આસેસરોના મતથી જુદા પડીને સેસન જડજે શીવદયાળને ઇી. પી. કો. ની ૪૭૧ મી કલમના ગુન્હાનો ગુન્હેગાર ઠરાવ્યો છે અને તે બદલ તેને બે વરસની સખત કેદની સજા કરેલી છે.

અપીલમાં એવું બતાવવામાં આવ્યું છે કે, સેસન જડજે પોતાના હુકમનામામાં લખ્યું છે કે, "પેલી પાવતીઓ ખોટી બનાવી હતી." પણ ખરી પાવતીઓ જે ખોવાઇ ગઇ હતી, તેને બદલે આ પાવતીઓ બનાવી હતી અને ફેજઅલી અને રામદોરસીંગે ખોટી જુબાનીઓ આપીને તથા જોર જુલમ કરીને અપેલેંટને કુરતાથી દુઃખ દીધું હતું. તેની સામે ખરી પાવતી જે ખોવાઇ ગઈ હતી, તેની ખોટ પુરી પાડવા સારૂ નવી પહોંચો તેણે બનાવી હતી.

વળી લખાવ્યું છે કે, "કોઇ હક અથવા દાવાને પુષ્ટી આપવાના ઇરાદાથી ખોટું દસ્તાવેજ બનાવવામાં આવે તો ખોટો લેખ બનાવ્યા બરોબર થાય છે. વળી કોઇ મિલકત ઉપર જે માણસનો કાયદેસર હક હોય, તે માણસ તે હકને પુષ્ટી આપવા સારૂ ખોટો દસ્તાવેજ બનાવે તો તે ખોટો લેખ બનાવ્યાના ગુન્હાનો ગુન્હેગાર થાય છે."

પીનલકોડની ૪૬૪ મી કલમ ઉપરથી જણાય છે કે, તેજ કાયદાની ૪૬૩ મી કલમમાં કહેલું ખોટું દસ્તાવેજ ખોટા લેખ થવા સારૂ "બદઘાનતથી" અથવા "દગલબાજીથી" થવું જોઇએ. પરંતુ સેસન જડજે આ હકીકતનો વિચાર કર્યો નથી. એમ ઉઘાડી રીતે જણાઈ આવે છે. "બદઘાનથી" તથા "દગલબાજીથી" એ બંને શબ્દોની વ્યાખ્યા અનુક્રમે પીનલકોડની ૨૪ મી તથા ૨૫ મી કલમમાં આપેલી છે. અને એ વ્યાખ્યાઓ જોતાં, તથા સેસન જડજે જે હકીકત સાબીત ઠરાવેલી છે અને જેના ૫કરા ઉપર આપધામાં આવ્યા છે, તે જોતાં અપેલેંટને જે ગુન્હાનો તકસીરવાન ઠરાવ્યો છે, તે ગુન્હામાં તે તકસીરવાન થતો નથી. માટે ગુન્હાનો તથા સજાનો ઠરાવ રદ કરી તેને એકદમ છોડી મુકવાનો હુકમ કરવામાં આવે છે.

---

## કલમ ૪૭૨ મી.

૪૭૨. જો કોઇ માણુસ કાંઇ મોહોર, પતરૂ, અથવા છાપ પાડવાનું કાંઇ બીજુ હથીઆર બનાવે, અથવા ખોટું બનાવે, એવા ઇરાદાથી કે તે ૪૬૭ મી કલમ મુજબ શીક્ષા થઇ શકે એવો કોઇ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરવાના કારણુસર વાપરવામાં આવે, અથવા તે મોહોર, પતરૂ, અથવા બીજું હથીયાર ખોટું બનાવેલું છે એમ જાણીને ઉપલા ઈરાદાથી, અગર કોઇ માણુસ તે મોહોર, પતરૂ, અથવા બીજું હથીયાર પોતાના કબજામાં રાખે તો તે માણુસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

૪૬૭ મી કલમમુજબ શીક્ષા થઇ શકે એવો ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરવાના ઇરાદાથી ખોટી મોહોર, પતરૂ, વગેરે બનાવવું અથવા કબજામાં રાખવું.

## કલમ ૪૭૩ મી.

૪૭૩. જો કોઇ માણુસ કાંઇ મોહોર, પતરૂ, અથવા છાપ પાડવાનું કાંઇ બીજુ હથિયાર બનાવે, અથવા ખોટું બનાવે, એવા ઈરાદાથી કે આ બાબ માંહેલી ૪૬૭ મી સિવાયની કોઇપણ કલમ મુજબ શીક્ષા થઇ શકે એવો કોઇ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરવાના કારણુસર વાપરવામાં આવે, અથવા તે મોહોર, પતરૂ, અથવા બીજુ હથિયાર ખોટું બનાવેલું છે એમ જાણીને ઉપલા ઇરાદાથી અગર કોઇ માણુસ તે મોહોર, પતરૂ, અથવા બીજુ હથીયાર પોતાના કબજામાં રાખે તો તે માણુસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

બીજી કોઈ કલમ મુજબ શીક્ષા થઇ શકે એવો ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરવાના ઇરાદાથી ખોટી મોહોર, પતરૂ, વગેરે બનાવવું અથવા કબજામાં રાખવું.

## કલમ ૪૭૪ મી.

૪૭૪. જો કોઇ માણુસના કબજામાં કાંઇ લેખ હોય, તે અને લેખ ખોટો બનાવેલો છે એમ તે માણુસ જાણતો હોય, તથા તે લેખ ખરા દાખલ દગલબાજીથી અથવા બદદાનતથી વાપરવામાં આવે એવો તે માણુસનો ઇરાદો હોય તો અગર તે લેખ ૪૬૬ મી કલમમાં લખેલા પ્રકારનો હોય તો તે માણુસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે લેખ ૪૬૭ મી કલમમાં લખેલા પ્રકારનો હોય, તો તે માણુસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

કાંઇ કીમતી દસ્તાવેજ અથવા વીલ ખોટુ બનાવેલુ છે એવું જાણીને તે ખરા દાખલ વાપરવાના ઇરાદાથી કબજામાં રાખવું.

## કલમ ૪૭૫ મી.

૪૭૫. ૪૬૭ મી કલમમાં લખેલા પ્રકારના કોઈ લેખનું ખરાપણું દેખાડવાના કારણુસર વપરાતી હોય એવી કાંઇ મુદ્રા કે નીશાની કોઇ માણુસ કાંઇ પદાર્થ ઉપર અથવા કાંઇ પદાર્થ મધ્યે ખોટી બનાવે એવા ઇરા-

૪૬૭ મી કલમમાં લખેલા પ્રકારના લેખનું ખરાપ-

દાથી કે તે પદાર્થ ઉપર તે વખતે કાંઈ લેખ ખોટો બનાવેલો હોય અથવા ત્યાર પછી ખોટો બનાવવાનો હોય તે લેખને ખરાપણાનો આભાસ આપવાના કારણસર તે મુદ્રા અથવા નીશાની વાપરવામાં આવે, અથવા જે પદાર્થ ઉપર અથવા જે પદાર્થ મધે એવી કાંઇ મુદ્રા અથવા નીશાની ખોટી બનાવવામાં આવી હોય તેવો કાંઈ પદારથ ઉપર લખેલા ઇરાદાથી કોઇ માણુસ પોતાના કબજામાં રાખે તો તે માણુસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

ખરૂં દેખાડવા સારૂ વપરાતી હોય એવી કાંઇ મુદ્રા અથવા નીશાની ખોટી બનાવવી અથવા ખોટી નીશાણી કરેલો પદારથ કબજામાં રાખવો.

## કલમ ૪૭૬ મી.

૪૭૬. ૪૬૭ મી કલમમાં લખેલા પ્રકારથી જુદા પ્રકારના કોઇ લેખનું ખરાપણું દેખાડવાના કારણસર વપરાતી હોય એવી કાંઇ મુદ્રા કે નીશાણી કોઇ માણુસ કાંઇ પદારથ ઉપર અથવા કાંઇ પદારથ મધે ખોટી બનાવે, એવા ઇરાદાથી કે તે પદારથ ઉપર તે વખતે કાંઇ લેખ ખોટો બનાલો હોય અથવા ત્યાર પછી ખોટો બનાવવાનો હોય તે લેખને ખરાપણાનો આભાસ આપવાના કારણસર તે મુદ્રા અથવા નીશાણી વાપરવામાં આવે, અથવા જે પદારથ અથવા જે પદારથ મધે એવી કાંઇ મુદ્રા અથવા નીશાણી ખોટી બનાવવામાં આવી હોય તેવો કાંઇ પદારથ ઉપર લખેલા ઇરાદાથી કોઇ માણુસ પોતાના કબજામાં રાખે તો તે માણુસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે; અને વળી તે દંડને પણ લાયક થશે.

૪૬૭ મી કલમમાં લખેલા પ્રકારથી જુદા પ્રકારના લેખનું ખરાપણું દેખાડવા સારૂ વપરાતી હોય એવી કાંઇ મુદ્રા અથવા નીશાણી ખોટી બનાવવી અથવા ખોટી નીશાણી કરેલો પદારથ કબજામાં રાખવો.

## કલમ ૪૭૭ મી.

૪૭૭. કાંઇ લેખ વિલ હોય કે વિલની મતલબનો હોય, અથવા દત્તક લેવાનું અખત્યારનામું હોય કે તેની મતલબનો હોય, અથવા કાંઈ કીમતી દસ્તાવેજ હોય કે તેવી મતલબનો હોય, તેવા કોઈ લેખને અગર કોઇ માણુસ દગલબાજીથી કે બદદાનતથી, અથવા લોકને અથવા કોઈ સખસને હાની અથવા નુકશાન કરવાના ઇરાદાથી છેકી નાંખે, તેનો નાશ કરે, અથવા ચોરી નાંખે, અથવા છેકી નાખવાની, નાશ કરવાની, કે ચોરી નાખવાની કોશીશ કરે, અથવા છુપાવે કે છુપાવવાની કોશીશ કરે, અથવા તેવા લેખ સંબંધી બીગાડ કરે, તો તે માણુસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે; અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઇ વિલને દગલબાજીથી છેકી નાંખવું. અથવા તેનો નાશ કરવો.

## વેપારની તથા મિલકતની નિશાણીઓ બાબત.

### કલમ ૪૭૮ મી.

૪૭૮. આ માલ ફલાણા કારીગરે બનાવેલો છે, અથવા ફલાણી વખતે કે ઠેકાણે બનાવેલો છે, અથવા ફલાણી જાતનોછે, એ બતાવવાને માટે જે નીશાણી વાપરવામાં આવે તેનું નામ "વેપારની નીશાની" પાડયું છે.

વેપારની નીશાની.

### કલમ ૪૭૯ મી.

૪૭૯. આ જંગમ મિલકત ફલાણા સખસની છે, એ બતાવવાને માટે જે નિશાણી વાપરવામાં આવે તેનું નામ "મિલકતની નીશાણી" પાડયુંછ

મિલકતનીનિશાની

### કલમ ૪૮૦ મી.

૪૮૦. જો કોઇ માણસ કાંઇ માલ ઉપર અથવા કાંઇ પેટી કે ઘર ઉપર, અથવા ગાંસડી ઉપર, કે માલ ભરેલાં કાંઇ બીજાં બારદાન ઉપર, કાંઇ નીશાણી કરે, અથવા જે પર કાંઇ નીશાણી એવી પેટી કે ઘર, અથવા ગાંસડી કે બીજુ બારદાન વાપરે, એવા ઈરાદાથી કે તે નીશાણી કરેલો માલ અથવા તે નીશાણી કરેલી પેટી કે ઘરમાં, અથવા ગાંસડીમાં, અથવા બારદાનમાં ભરેલો કાંઇ માલ જે કારીગરે બનાવ્યો ન હોય તેણે બનાવ્યો છે એવો, અથવા જે વખતે કે ઠેકાણે તે બનાવ્યો ન હોય તે વખતે કે તે ઠેકાણે તે બનાવ્યો છે, એવો અથવા જે જાતનો તે ન હોય તે જાતનો તે છે એવો વિશ્વાસ ઉત્પન્ન કરવો, તો તે માણસે "ખોટી વેપારની નીશાણી" વાપરી એમ સમજવું.

ખોટીવેપારની નીશાનીવાપરવી.

### કલમ ૪૮૧ મી.

૪૮૧. જો કોઈ માણસ કાંઇ જંગમ મિલકત કે માલ ઉપર, અથવા કાંઇ પેટી કે ઘર ઉપર, અથવા ગાંસડી ઉપર, અથવા જંગમ મિલકત કે માલ ભરેલાં બીજા કાંઇ બારદાન ઉપર, કાંઈ નીશાણી કરે, અથવા જે પર કાંઇ નીશાણી હોય એવી કાંઇ પેટી કે ઘર, અથવા ગાંસડી, કે બીજુ બારદાન વાપરે, એવા ઇરાદાથી કે તે નીશાણી કરેલી મિલકત અથવા માલ, અથવા તે નીશાણી કરેલી પેટી કે ઘરમાં, અથવા ગાંસડીમા, અથવા બીજા બારદાનમાં રાખેલી કાંઈ મિલકત કે માલ જે સખસનો ન હોય, તે સખસનો છે એવો વિશ્વાસ ઉત્પન્ન કરવો, તો તે માણસે "ખોટી મિલકતની નીશાણી" વાપરી એમ સમજવું.

ખોટીમિલકતનીનીશાનીવાપરવી.

### કલમ ૪૮૨ મી.

૪૮૨. કોઇ શખસને છેતરવાના અથવા નુકશાન કરવાના ઇરાદાથી જે માણસ કાંઇ ખોટી વેપારની નીશાણી અથવા કાંઇ ખોટી મિલકતની નીશાણી વાપરે, તે માણસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

કોઇશખસને છેતરવા અથવાનુકશાનકરવાનાઈરાદાથી કાંઇખોટીવેપારનીઅથવામિલકતનીનીશાવાપરવાનીશિક્ષા.

## કલમ ૪૮૩ મી.

૪૮૩. લોકને અથવા કોઇ શખસને હાની અથવા નુકશાન કરવાના ઇરાદાથી જે માણસ બીજો કોઇ વાપરતો હોય એવી કાંઇ વેપારની અથવા મિલકતની નીશાણી જાણી બુઝીને ખોટી બનાવે, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

કોઇબીજો માણસકાંઇવેપારનીઅથવામિલકતનીનીશાણીવાપરતોહોયતેવીનીશાણીની અથવાનુકશાનકરવાનાઇરાદાથી ખોટી બનાવવી.

## કલમ ૪૮૪ મી.

૪૮૪. કોઇ સરકારી નોકર જે વાપરતો હોય તેવી કાંઈ મિલકતની નીશાણી, અથવા આ મીલકત ફલાણા કારીગરે અથવા ફલાણી વખતે કે ઠેકાણે બનાવી છે અથવા ફલાણી જાતની છે, અથવા ફલાણી હાફીસમાંથી પાસ થઇ છે, અથવા કાંઇ માફીને લાયક છે, એવું બતાવવા સારૂ કોઇ સરકારી નોકર જે વાપરતો હોય તેવી કાંઇ નીશાણી જો કોઇ માણસ જાણી બુઝીને ખોટી બનાવે, અથવા એવી કાંઇ નીશાણી ખોટી બનાવેલી છે એમ જાણ્યા છતાં તેને ખરી દાખલ વાપરે એવા ઇરાદાથી કે લોકને અથવા કોઇ શખસને હાનિ અથવા નુકશાન કરવું, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઇ સરકારી નોકરજેમિલકતનીનીશાણીવાપરતોહોય,અથવાકાંઇમિલકતનાબનાવટજાતજાતવગેરે બતાવવાસારૂતે જે નિશાણીવાપરતોહોયતેવી નિશાણીખોટી બનાવવી.

## કલમ ૪૮૫ મી.

૪૮૫. કાંઇ છાપ, પતરૂં અથવા કાંઇ સરકારી કે ખાનગી મિલકતની અથવા વેપારની નિશાની કરવા અથવા ખોટી બનાવવાનું કાંઇ બીજુ હથિયાર, જો કોઇ માણસ બનાવે અથવા પોતાના કબજામાં રાખે, એવા ઇરાદાથી કે તેવી ખોટી નિશાની બનાવવાના કારણસર વાપરવું, અથવા કોઇ માણસ એવી કાંઇ મિલકતની કે વેપારની નિશાની પોતાના કબજામાં રાખે, એવા ઇરાદાથી કે કાંઈ માલ અથવા વેપારની જણસ જે કારીગરે અથવા કારીગરોની દુકાને બનાવી ન હોય તેણે તે બનાવી છે એમ અથવા જે જાતની તે ના હોય તે જાતની છે એમ અથવા જે શખસની તે ના હોય તે શખસની તે છે એમ બતાવવાના કારણસર તે નિશાણી વાપરવામાં આવે, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

કાંઈછાપ,પતરૂ અથવાકાંઇસરકારીકે ખાનગીમિલકતની અથવાવેપારનીનિશાણીખોટી બનાવવાનું કાંઇબીજુહથિયાર દગલબાજીથી બનાવવું અથવાકબજામાંરાખવું.

## કલમ ૪૮૬ મી.

૪૮૬. જે માલ ઉપર સરકારી કે ખાનગી મિલકતની અથવા વે-

ખોટીમિલકત

પારની, ખોટી નીશાણી ચોહોડેલી અથવા પાડેલી હોય એવો કાંઇ માલ અથવા કાંઇ પેટી કે ઘર અથવા લપેટેલી વસ્તુ કે બારદાન ઉપર તેવીનિશાણી ચોહોડેલી અથવા પાડેલી હોય તે મધ્યે ભરેલો અથવા રાખેલો માલ, અગર કોઇ માણસ વેચે, અને તે માણસ એમ જાણતો હોય કે તે નિશાણી બનાવટની અથવા ખોટી કરેલી છે, અથવા તે નિશાણીથી જણાય છે તે કારીગરે અથવા તે વખતે અથવા તે ઠેકાણે નહીં બનાવેલા માલ અથવા વેપારની જણસ ઉપર તે નિશાણી ચોહોડેલી અથવા પાડેલી છે અથવા તે નિશાણીથી જણાય છે તેવી જાતનો તે માલ નથી અને કોઇ શખસને છેતરવાનો અથવા નુકશાન કે હાનિ કરવાનો તે માણસનો ઇરાદો હોય તો તે માણસને એક વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની કરવામાં આવશે.

નીઅથાવેપારનીનિશાણીજેપરહોય એવો માલજાણી બુ-ઝીવેચવો.

### કલમ ૪૮૭ મી.

૪૮૭. કાંઇ માલ ભરેલી ગાંસડી અથવા બારદાન ઉપર જો કોઇ માણસ દગલબાજીથી કાંઇ ખોટી નીશાણી કરે, એવા ઇરાદાથી કે કોઇ સરકારી નોકર અથવા બીજા સખસના મનમાં એવો વિશ્વાસ ઉત્પન્ન કરવો કે તે ગાંસડી અથવા બારદાન મધે જે માલ ન હોય તે તે મધે છે અથવા તે મધે જે માલ હોય તે તે મધેં નથી અથવા તે ગાંસડી અથવા બારદાન મધેનો માલ ખરેખર જે જાતનો અથવા તરેહનો હોય તેથી જુદી જાતનો અથવા તરેહનો છે, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

કાંઇ ગાંસડી અથવા બારદાન મધે માલ હોય તે ઉપર દગલબાજીથી કાંઇ ખોટીનીશાણી કરની.

### કલમ ૪૮૮ મી.

૪૮૮. કોઇ માણસ ઉપલી કલમમાં લખેલા ઇરાદાથી એવી કાંઇ નીશાણી ખોટી છે એમ જાણ્યા છતાં તે ખોટી નીશાણીનો ઉપયોગ કરે તો તે માણસને ઉપલી કલમમાં લખ્યા મુજબ શીક્ષા કરવામાં આવશે.

તેવી કાંઈ ખોટીનીશાણીનો ઉપયોગ કરવાની શિક્ષા.

### કલમ ૪૮૯ મી.

૪૮૯. કોઇ માણસ કાંઈ મીલકતની નીશાણી કાઢી નાખે અથવા તેનો નાશ કરે, અથવા તેને ચેહેરી નાખે, એવા ઇરાદાથી અથવા એવો સંભવ જાણીને કે એમ કરવાથી પોતાથી કોઇ સખસને નુકશાન થાય તો તે માણસને એક વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

નુકશાન કરવાનાઇરાદાથી કાંઇ મીલકતની નીશાણીકહાડીનાંખવી.

---

## બાબ ૧૯ મો.

### નોકરી કરવાના કરાર તોડવાના ગુન્હા બાબત.

## કલમ ૪૯૦ મી.

૪૯૦. કોઇ સખસને અથવા કાંઇ મીલકતને એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવા અથવા પહોંચાડવામાં પોતાના અંગની નોકરી કરવાને અથવા તરી કે ખુસ્કીના રસ્તાની કોઇ મુસાફરીમાં કોઈ સખસને નોકર દાખલ કામ કરવાને અથવા તરી કે ખુસ્કીના રસ્તાની કોઇ મુસાફરીમાં કોઇ સખસને કે કાંઈ મીલકતને સંભાળવાને જે માણસ કાયદેસર કરારથી બંધાયેલ હોય, તે માંદગી અથવા પોતાની સાથે માઠી વરતણુંકના સબબ શિવાય, તે પ્રમાણે કરવામાં બુધિપુરવક કસુર કરે તો તે માણસને એક મહીનાની મુદત સુધીનીબેમાંના બમે તે પ્રકારની કેદની, અથવા એક સો રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

તરી અથવા ખુસ્કીનારસ્તાની મુસાફરીની નોકરી કરવાનો કરાર તોડવો.

### દૃષ્ટાંતો.

(અ) અ એક પાલખી ઉચકનારો ઝ ને એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવાને કાયદેસર કરારથી બંધાએલો છતાં રસ્તામાંથી અધવચ નાશી જાય તો અ એ આ કલમમાં લખેલો ગુન્હો કર્યો એમ સમજવું.

(બ) અ એક મજુર, ઝ નો સામાન એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવાને કાયદેસર કરારથી બંધાએલો છતાં, તે સામાન ફેંકી દે, તો અ એ આ કલમમાં લખેલો ગુન્હો કર્યો એમ સમજવું.

(ક) અ એક બળદીયાઓનો માલીક, પોતાના બળદીઆ ઉપર ભરીને કાંઇ માલ એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવાને કાયદેસર કરારથી બંધાએલો છતાં તેમ કરવામાં કાયદા વિરૂધ કસુર કરે, તો અ એ આ કલમમાં લખેલો ગુન્હો કર્યો એમ સમજવું.

(ડ) અ કાયદા વિરૂદ્ધ ઉપાયથી પોતાનો સામાન લઇ જવાની બ મજુરને જરૂર પાડે, અને બ ચાલતાં ચાલતાં રસ્તામાં તે સામાન મુકીને નાશી જાય, તો એ ઠેકાણે બ એ કાંઇ ગુન્હો કર્યો એમ સમજવું નહી, કેમકે તે સામાન લઇ જવાની કાયદા પ્રમાણે તેની ફરજ નથી.

**ખુલાસો**—આ ગુન્હામાં એવું કાંઈ જરૂર નથી કે જે સખસને સારૂ નોકરી કરવી છે તેનીજ સાથે કરાર થવો જોઇએ. જે સખસ તે નોકરી કરવાનો છે તે સખસે કાયદા પ્રમાણે કોઇ પણ સખસની સાથે સાફ રીતે કે અરથાંત સમજાય એવી રીતે કરાર કીધો હોય તો બસછે.

### દૃષ્ટાંત.

અ એક ડાક કંપનીની સાથે એક મહિના સુધી પોતાની ગાડી હાંકવાનો કરાર કરે, અને બ તે ડાક કંપનીની સાથે ખુસ્કીએ કાંઇ મજલ પર પોતાને પોહોંચાડવાનો બંદોબસ્ત કરે, અને પેહેલી એક મહિનાની મુદ્દત સુધી તે કંપની બ ને અ હાકે એવી ગાડી આપે, અને અ રસ્તામાં અધવચ તે ગાડી બુદ્ધિપુરવક મુકીને જતો રહે, અ એ બ ની સાથે કરાર કરયો નથી તો પણ અ એ આ કલમ મુજબ ગુન્હો કર્યો એમ સમજવું

## કલમ ૪૯૪ મી.

જેનો વર અથવા વહુ હયાત હોય તે જો પરણે, અને તે એવી રીતે કે તે વર અથવા વહુની હયાતીમાં થયાના સબબથી તે લગ્ન થએલું રદ્દ ગણાય, તો તેને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

વર અથવા વહુની હયાતીમાં ફરીથી લગ્ન કરવું.

અપવાદ.—જે સખસનો વર અથવા વહુ હયાત છે, પણ જેનું તેની સાથે થએલું લગ્ન કોઇ મુખતિયાર કોરટે રદ્દ ઠરાવ્યું છે; તેને આ કલમ લાગુ પડતી નથી; અને જે સખસનું તે પાછળનું લગ્ન થતાં પહેલાં સાત વરસની મુદત સુધી નીરંતર તેનો વર અથવા વહુ બાહાર રહ્યા અથવા રહી હોય, અને તે દરમિયાન તે સખસને તે વર અથવા વહુ હયાત છે એવી ખબર નહીં મળી હોય, અને તે સખસ પોતાના આગલા વર અથવા વહુની હયાતીમાં લગ્ન કરે, તેને પણ આ કલમ લાગુ પડતી નથી; પરંતુ જે એ સખસ પ્રમાણે પાછળનું લગ્ન કરે, તેણે જેની સાથે તે લગ્ન કરે, તેને તે લગ્ન થતાં પહેલાં સરવ બીના ખરેખરી પોતાના જાણ્યામાં હોય તેટલી જણાવવી જોઇએ.

## મહારાણી વિ. શંભુ રાધુ.

કલમ. ૪૯૪

૧
તા. ૭-૯-૭૬
ઇ.૧ મું. પા.૩૪૭
કોઈનું લગ્ન તોડી નખવાનો અથવા ફરીને લગ્ન કરવાની પરવાનગી આપવાનો કોઈના તને અધીકાર હશે તો તે અધીકારકાયદાની અદાલત મંજુર કરતી નથી

कोइ लग्न रद थयुं कहेवानी अथवा कोइ ओरतने फरीथी लग्न करवानी मंजुरी आपवानो हरकोइ नातनो अधीकार हशे तो ते अधीकार कायदानी अदालतोथी मंजुर रहेशे नहीं.

प्रथमना धणीनी हयातीमां फरी लग्न करवा वास्ते ही. पी. को. नी ४९४ मी कलमना गुन्हानुं तहोमत राख्युं होय अथवा तेज कलमनी १०९ मी कलम मेळवतां ते गुन्हामां मदद कर्यानुं तहोमत राख्युं होय तेना बचावमां फरी लग्न करवामां नातीलाओए परवानगी आपी हती, तेथी ते कायदेसर गणाय छे एवी अमारी मान्यता हती तो ते बचाव कांइ कामनो नथी.

એક તેલીની જાતમાંથી કોઇ નર્બદા નામની ઓરતે પોતાના પ્રથમના ધણીની હયાતીમાં ફરી લગ્ન કર્યું હતું. તેમાં અપેલેન્ટ શંભુએ મદદગારી કરી હતી અને તે માટે ખાનદેશના આસીસ્ટંટ સેસનજડજે તેને ૬ અઠવાડીઆની આસાન કેદની સજા કરી હતી. તે ઉપરની આ અપીલ છે.

નર્બદાનેપંડને અપરાધી ઠરાવી બે મહિનાની આસાનકેદની સજા કરી હતી. આ કામની હકીકત જડજના હુકમ નામામાંથી નીચે પ્રમાણે ઊતારી ટાંકી છે. "આ મુકરદમા-

ની હકીકતના ખરાપણા વીશે કશોએ વાંધો નથી, તે એ છે કે, ફરીયાદી ઇશારામ, નંબર ૧ ની તહોમતદાર બાઇ નર્મદાને ચૌદ વરસ પેહેલાં વીધી સહીત પરણ્યો હતો. તે બાઇ તેની સાથે ચાલતા કામનો ઇનસાફ થયો તેની પેહેલાં બે વરસ સુધી ભેગી રહી હતી. અને ત્યાર બાદ તે પોતાને માવતર ગઇ. અને ફરીયાદી ઇશરામ શીરપુરમાં રહ્યો હતો.

સને ૧૮૭૫ ના જુનની ૩૦ મી તારીખે પેહેલા નંબરની તહોમતવાળીએ ફરીયાદી ઈશરામને નોટીસ આપી કે, તુંને પતનો રોગ થયાની મને ખબર પડી છે; માટે મેં ફરી લગ્ન કરવાનું નકી કર્યું છે. માટે કાંતો તું સાજો થયાનું સરટીફીકેટ મોકલી દે, અગર ફરીથી મને લગ્ન કરવાની છુટ આપ. આ લખાણનો જવાબ તેણે ટપાલમાં લખ્યો હતો પણ તે જવાબ બચાવના પુરાવામાં મુકાયો નથી. તે ખોવાઇ ગયો હોય એમ દેખાય છે. તેમાં જે લખ્યું હતું તેનો રદીઓ દેવા સારૂ કાંઇ પુરાવો અપાયો નથી. ઇશરામના કહેવા પ્રમાણે તે કાગળ તેણે કોઇ પાસે લખાવ્યો હતો. અને તેમાં લખ્યું હતું કે, હું આવી શકું તેમ નથી તેથી નર્મદાએ પોતાના ઘરેણાં શીરપુર લાવવાં અને જો એમાંથી થોડાં ઘણાં ભાગી ગયાં હોય તો તેની ચીંતા નહીં. ફરી લગ્ન કરવાની મંજુરી આપ્યાની વાત ઇશરામ ઇનકાર કરે છે. આ નોટીસ બાદ આશરે ત્રણ મહિના પછી ફરી લગ્ન કરવું વાજબી છે કે નહીં, તે ચોકસ કરાવવા સારૂ નર્મદાએ તેલીની આખી નાત એકઠી બોલાવી.

તહોમતદાર કહે છે કે, એ સભા નીયમસર બોલાવી હતી. અને પટેલીઆઓ ભેગા થઇ ને બધાએ એક મતે ફરી લગ્ન કરવાનો ઠરાવ પસાર કર્યો હતો. આ કહેવા સામે પ્રોસીક્યુશનવાળા બીલકુલ વાંધો લેતા નથી. ફકત તેનો એવોજ વાંધો છે કે, આવો ઠરાવ કરવાને નાતને અધીકાર નથી. તથા ફારકતી વગર તથા ધણીની ગેરહાજરીમાં આવાં લગ્નો કરવાની રજા આપવી એ નાતના રીવાજથી ઉલટું છે. અને તેથી જ્યારે બીજું લગ્ન થયું ત્યારે પ્રથમનું લગ્ન હજુ રદ થયું નોહોતું.

પાટ લગ્ન કર્યાની વાત તહોમતદારો નકાર કરતા નથી. એ લગ્ન થઈ રહ્યા બાદ ફરીઆદી ઈશરામે એવો વાંધો લીધો હતો કે, મને માહારા લગ્નનું ખર્ચ પાછું મળ્યું નથી. સદરહુ ઇશરામે કહેલ કે, જો તે ખર્ચ આપવામાં નહીં આવે તો હું ફરીઆદ કરીશ. આ મુકરદમો ચાલવાની દરમીઆન ફરીઆદી ઇશરામે રાજીનામું રજુ કર્યું હતું તેથી ઉપર જણાય છે કે, તેનું થએલું ખર્ચ પાછું મળે તો નર્મદા સાથેનું લગ્ન ત્રોડવાની ખુશી હશે. આ ફોજદારી મુકરદમો ચાલતો થયા પછી તેને બંધ રાખવા સારૂ આ રાજીનામું કાંઇ ખપતું નથી. પરંતુ ઇશરામે પોતાના લગ્નના હકો ઉપરથી રીતસર આગળથી હાથ નહીં ઉઠાવ્યાનું સાબીત કરવા સારૂ તે રાજીનામું પુરાવામાં આપ્યું હોય એમ લાગેછે. મુદ્દાની બાબતોમાં ઉપરની હકીકતનો અંગીકાર થયો છે. તેથી હવે નીર્ણય કરવાની જે બાબત રહેલી છે; તે ચોખા કાયદાની છે. જે નીચ કોમના હિંદૂઓમાં લગ્ન ત્રોડવાના નીયમમાં અતીશય ઢીલાપણું ચાલવા દેવામાં આવે છે; તેમાં ૪૯૪ મી કલમમાં ઠરાવેલા નીયમો થોડા ઘણા સખત તથા લાગુ પાડવામાં મુસ્કેલીવાળા જણાય છે. આગલું લગ્ન રદ થવાના સંબંધમાં ફરી લગ્ન કરનારા ઊભય પક્ષકારો ફલાણી માન્યતા હતી, અથવા તે ફલાણી વાત તેઓના જાણવામાં નોહોતી, એવો બચાવ ૪૯૪ મી કલમ આપવા દેતી નથી. વળી તે કલમમાં ઠરાવ્યું છે કે, જેજે કામમાં આવા લગ્ન આગલા ધણી અથવા ધણીઆણી-

ની હયાતીમાં થયાના કારણથી નીરર્થક હોય તે કામોમાં ફરીને કરેલા લગ્નના ઉભય પક્ષકારો ગુન્હેગાર ગણાય છે. પરંતુ તે આગલું લગ્ન યોગ્ય હકુમતવાળી કોરટે તોડયાનો હુકમ કર્યો હોય તો, તેઓ ગુન્હેગાર થતા નથી. તેથી જે સત્તાવાળાને લગ્ન રદ કરવાનો અધીકાર નથી, તે સત્તાવાળાએ જો લગ્ન રદ કર્યું હોય. ( જેમકે કોઇ પંચે કર્યું હોય તેમ) તો તે લગ્ન તુટી ગયાનું હું માનતો હતો, અથવા માનતી હતી, એવો બચાવ તહોમતદારને કેરવાનો હક નથી.

વળી પુરૂષ ગુન્હેગાર ઉપર ૪૯૭ મી કલમના ગુન્હાનું તહોમત રાખ્યું હોય તો જ્યાં સુધી એ તહોમતદાર જાણતો હોય, અથવા તેને માનવાનું કારણ હોય કે, માહારી સાથે ગુન્હામાં ભાગ લેનાર સ્ત્રી કોઇ પુરૂષની પરણેતર ઓરત છે, ત્યાં સુધી તો તેને તે ગુન્હાનો ગુન્હેગાર ઠરાવી શકાય છે. પણ તે પ્રમાણે તેના જાણવામાં અથવા માનવામાં ન હોય ત્યારે તેને ગુન્હેગાર ઠરાવી શકાતો નથી. આ ભેદ કરસંન ગોજા અને બાઇ રૂપાના કામમાં પાળવામાં આવ્યાનું જણાય છે. (જુઓ વળી રાણી વીરૂદ્ધ મનોહર, ખેમ કુંવર. વિ. ઉમીયા શંકર. રહી. વી. ગોવીંદ,) કેમકે એ કેસના કામમાં જે પુરૂષ ગુન્હેગાર ઉપર ૪૯૭ મી કલમનું તહોમત હતું, તે ગુન્હેગારની લગ્ન તુટાના ખરાંપણા વીશે શું માન્યતા હતી. તે વીશેનો પોતાનો ઠરાવ આપવા સારૂ હાઈકોરટે નીચલી અદાલતને જોકે હુકમ કર્યો હતો, એને જો કે એ ઠરાવનું પરિણામ પેલા પુરૂષ ગુન્હેગારના લાભનું હતું, તો પણ બીજી ગુન્હેગાર જેના ઉપર ૪૯૪ મી કલમ માંહેલું તહોમત હતું, તેની જવાબદારીને કાંઇ અસર કરનારૂં નોહોતું, ત્યારે હવે જણાઇ આવશે કે, જો આગલું લગ્ન તુટયાની ભુલભરેલી માન્યતાથી જે ઓરતનો પ્રથમનો ધણી હયાત હોય તે ઓરત સાથે હરકોઈ સક્ષ બીજું લગ્ન કરેતો તેના ઉપર ૪૯૪ તથા ૧૦૯ મી કલમો ભેગી કરી ને તે બંનેનું તહોમત તે સક્ષ ઉપર રાખ્યું હોય તો પછી તે માન્યતાનો તેનાથી બચાવ થઇ શકતો નથી પરંતુ જો તેના ઉપર એકલી લગ્ન વિધી કર્યાનું તહોમત રાખ્યું હોય એટલુંજ નહીં પણ ૪૯૭ મી કલમ પ્રમાણે એ લગ્ન વિધીની સમાપ્તી સંભોગથી કર્યાનું તહોમત રાખ્યું હોય, તો પછી, તે પોતાની સુદ્ધબુદ્ધી વીશેનો પુરાવો આપી શકે છે. અને એ પુરાવો જો તે સાબીત કરે તો તેને છુટી જવાનો હક થાય છે, જે ઠેકાણે ૪૯૭ મી કલમ વાળો છીનાળાનો ગુન્હો થયાનું સાબીત ન થાય તે ઠેકાણે કર્યા વગર છુટકો નથી. પરંતુ કેટલેક પ્રસંગે લગ્ન કરનારાઓમાંથી મદદગાર ઉપર ૪૯૪ તથા ૧૦૯ મી કલમોના ગુન્હાઓનું તહોમત રાખવાથી તહોમતદારને ભારે નુકશાન થાય છે.

આ કામના પ્રસંગ જેવા પ્રસંગોમાં જે માણસે ફરીને લગ્ન કર્યું હોય તેના ઉપર ૪૯૪ તથા ૧૦૯ મી કલમો પ્રમાણે મદદગાર તરીકેનું તહોમત રહી શકતું નથી, પણ ૪૯૭ મી કલમ મુજબ તહોમત રહી શકે છે. એવું હાઇકોર્ટે ઠરાવ્યાનું માહારા મનમાં ભાસે છે. પણ કેટલોક શોધ કર્યા પછી, આવો કોઈ ઠરાવ હાથ લાગ્યો નથી. અને એ ઠરાવ બરાબર રીતે કેસા રૂપનો હતો તે યાદ આવતું નથી. તેથી માજીસ્ત્રેટે જે તહોમતનામું ઘડયું છે તેમાં સુધારો કરવાનો આધાર દેખાતો નથી.

માટે બીજા નંબરના તહોમતદારનો આ બાબતમાં જાણવાનો અથવા માનવાનો સવાલ પુરાવામાં લગતો નથી. તેથી આગલું લગ્ન રદ થયું હતું કે, નહીં એટલોજ નીકાલ

કરવાનો રહે છે. "યોગ્ય હકુમતવાળી અદાલત" એવા શબ્દો કાયદામાં વાપર્યા છે. ક્રી. પી. કો. ની ૨૦ મી કલમના દ્રષ્ટાંતમાં ખાસ રીતે લખ્યું છે તે શીવાય પંચાયતને બીલકુલ અદાલત ગણવી કે નહીં? એ વાત ચોકસ રીતે નકી થઇ નથી; એ દ્રષ્ટાંત ઉપરથી જણાય છે કે, પંચાયત, એ અદાલત ગણાય નહીં. કેમકે કાયદાનું એક માહા વાક્ય છે, કે જે વસ્તુનું ખાસ રીતે ધ્યાન કર્યું હોય, તેથી બીજી વસ્તુ બાતલ કર્યાનું અનુમાન થાય છે. રાણી. વિ. મનોહરના ફેંસલા ઉપરથી, તથા તે ફેસલામાં બીજા ફેંસલાઓની શાહદત આપી છે તે ઉપરથી હરકોઇ લગ્ન રદ થયાનો ઠરાવ કરવામાં પંચાયત, એ અધીકારવાળી અદાલત સમજવી કે નહીં? તે વધારે શક પડતું લાગે છે. જે નીયમો એખેચોખા નીતીવિરૂદ્ધ હોય તે નીયમો બગર છુટકારાના સાચા પણાનું નકી કરવામાં હરકોઇ ન્યાયના નીયમો તથા રીવાજોનો વિચાર કરવો મુનાસબ છે. જ્યાં છુટકારાનું દસ્તાવેજ અથવા ફારકતી ધણીએ ન આપી હોય, અને પછી પંચાયત ઠરાવે કે, એ લગ્ન તુટયું છે, અને ત્યાર બાદ એવી છુટકારો પામેલી ઓરતને, આગલા ધણીનું લગ્ન ખર્ચ આપીને ફરી લગ્ન કરવાને છુટ છે, એવી હિંદુઓની નીચકોમમાં, સાચીતો નહીં પરંતુ ખોટો માન્યતા છે. વળી તલાકનો હક રીવાજ પ્રમાણે માત્ર ધણીનો છે, તો પણ સ્ટ્રાંડી સાહેબે પોતાના હિંદુ ધર્મ શાસ્ત્રના ગ્રંથમાં લખ્યું છે કે, "કેટલીક નીચ કોમમાં છુટકારા એક બીજાથી આપી શકાય છે, અને પછી સ્ત્રીને જ્યાં પરણવું હોય, ત્યાં પરણી શકે છે." સ્ટ્રૂજ સાહેબે હિંદુધર્મ શાસ્ત્રના ગ્રંથમાં નીચે પ્રમાણે લખ્યું છે.

"લગ્ન થયું એટલે જેમ આપણા ખ્રીસ્તીધર્મમાં છે, તેજ પ્રમાણે હિંદુ શાસ્ત્ર પ્રમાણે પણ છુટકો કરવાનો હક ધણીને છે. અને ઉલટી રીતનો રીવાજ ન હોય તો તે હક સ્ત્રીને નથી." એક એવું પણ મહા વાક્ય છે કે, કોઇ નીયમનું ખરાપણું તે ખરાપણું તેના અપવાદથી સાબીત થાય છે. તેજ મીસાલે ધણીજ નીચી પંકતીની કોમોમાં છુટકારો કરવાનો બંનેને હક છે. એટલુંજ નહીં પણ છુટકો મેળવ્યા પછી તે સ્ત્રીને ફરીને લગ્ન કરવું હોય તો કરી શકે છે. આવી જાતના લગ્નો મુંબઇના નાતરાં નામથી ઓળખાય છે.

આ ઉપરથી જણાય આવે છે કે, ઘણેક પ્રસંગે નાતરૂં અથવા પાટલગ્ન કેટલીક નાતોમાં, ધણીની હયાતીમાં થઇ શકે છે અને તેમ કરતાં, અગર જો તે ઓરત આરંભ કરે છે, તથાપી નાતના ચોવટીયાની મંજુરી લીધા વગર થતું નથી; પણ આવાં લગ્ન ઘણીજ નીચી જાતોમાંજ થાય છે. અને તેલીની નાત (જે માંહેલા બંને તહોમતદારો છે) તે નીચામાંનીચી નાત છે કે નહીં એ અતિશય શક પડતું લાગે છે. સ્ટીલસાહેબે, હિંદુની જાતીઓના ધારા તથા રીવાજના પુસ્તકમાં, નીચેની હકીકત આપેલી છે.

"ધણી જીવતો હોય, ત્યારે અમારી નાતમાં પાટલગ્ન થતું નથી;" એમ તન્જેસ્વર, તથા ખત્રીની, તેલીની નાતનો છે; પણ તેથી મરાઠી તેલીનો એ રીવાજ હોવાનું ઠરતું નથી. હાલના મુકરદમામાં આવાં પુનરલગ્ન હાલના પ્રસંગોએ પોતાની નાતના રીવાજથી થઇ શકે છે. એ સાબીત કરવાનું કામ બંધવાનું છે. પણ તેવો પુરાવો તેઓએ આપ્યો નથી. કોઇ એમ કહે કે, એ પુરાવાનો બોજો પ્રોસીક્યુશન તરફ રહે છે, તો જુદા સ્થળમાં રહેનારા નાતીલાઓને બોલાવી તેઓનો પુરાવો લેવો એ ભાગ્યેજ ન્યાય સર છે. તેમ જે નાતીલાઓ પડોસમાં રહેતા હતા. તેઓની જુબાની લેવી એ પણ તેટલેજ દરજ્જે

વ્યર્થ છે. કેમકે, ફરીઆદી તથા તહેમતદાર એ બંનેએ કબુલ કર્યું છે કે, તે નાતીલાઓ-એ એક મત થઇને લગ્ન કરવાની પરવાનગી આપ્યાથી મજકુર રીવાજ સંબંધી એક જાતની જુબાની આપી ચુક્યા છે. હવે તેઓને બોલાવવા, એ ખાનગી અંદેશ, તથા જાતની તરફદારી બતાવ્યાનો લાભ આપ્યા બરોબર છે. માટે પુરાવાનો બોજા તહોમતદાર ઉપર હોવો જાઇએ. અને નાતની જમાત ભેગી થઇને સંભળાવીદે, તે લગ્ન હવે તદ્દન નીરર્થક છે. એવું ગણવાનો પોતાનો રીવાજ સાબીત કરી આપવાનું તથા ધણીની રજા વગર અથવા તેની ગેરહાજરીમાં, તેની ઓરતની અરજી આવવા ઉપરથી, અમલ કરવાનો નાતની જમાતને અધિકાર હોવાનું, તથા ફારગતી આપ્યા વગર, અને આગલા ધણીનું લગ્ન ખર્ચ ચુકાવ્યા વગર, પ્રથમનું લગ્ન તોડી શકાયાનું સાબીત કરવાનું કામ પણ તહોમતદારોનું હતું પોતાની નાતમાં એવો રીવાજ હોવાનું સાબીત કરવામાં તેઓએ કસુર કરી છે, અને નાતીલાઓએ તે લગ્ન તોડ્યાનો મત આપ્યો હતો ખરો પણ એકલા તે જમાતથી તો જણાય છે કે, નાતીલાઓમાંથી ઘણાક જણો તે વાત તે પ્રમાણે માનતા હતા, આ રીવાજની સાબીતીની ગેરહાજરીથી પેહેલા મુદાનો તોડ માહારે નકારના રૂપમાં કરવો જોઇએ. વેલના રૂપૈઆ આપ્યા નોહોતા તેથી નાતીલાઓ આ કામમાં બરોબર રીતસર વર્ત્યા નથી, એમ માનવાનું થોડું ઘણું કારણ છે.

શંભુરધુએ, એકલાએજ હાઇકોરટમાં અપીલ કરી છે. અને તે સુનાવણી જસ્ટીસ મેલવીલ તથા નાનાભાઇહરીદાસ પાસે ચાલી હતી. અપીલેન્ટ તરફથી શાંતારામ નારાયણે દલીલ કરી કે, અપેલેન્ટ તથા તેના સહ તહોમતદારોની માન્યતા બાબતમાં સેસન જડજે કાંઇ વિરૂદ્ધ ટીકા કરી નથી. અને તેથી તેઓને અપરાધી ઠરાવવા નોહોતા જોતા. નર્મદાનો ધણી પતીયલ છે; તેનો કશો સવાલ નથી. તેને તો પોતાના ખર્ચનીજ તકરાર હતી. બીજું લગન કરવાની તેણે રજુમંદી આપ્યાનું ગણવું જોઇએ. જે તેલીની નાતના, આ કામના પક્ષકારો છે, તેના તે નીયમસર ભેગી થઈને લગ્ન તોડવાની વાત બહાલ રાખી હતી. માટે બીજું લગ્ન કર્યું એ કાંઇ ગુનોહ નથી.

સરકાર તરફથી નામદાર વીશ્વનાથ મંડળીકે દલીલ આપી કે, આ કામમાં ખરેખરો સવાલ એ છે કે, નર્મદાનું પ્રથમ લગ્ન રદ કરવા નાતને અધિકાર હતો કે નહીં? હું કહું છું કે તે નોહોતો, માટે નર્મદાના પેહેલા ધણીની તરફથી ફારગતીની ગેરહાજરીમાં તેણીનું લગ્ન એક ગુન્હો છે પક્ષવાળાઓની શી માન્યતા હતી; એથી કાયદાના સવાલને કાંઇજ અસર થતી નથી.

## કોરટનો ઠરાવ.

સેસન જડજે આ કામનો બહુ ચોંપ રાખી વિચાર કરેલો છે; અને તેણે જે નિર્ણય કાહાડ્યો છે, તેમાં આ કોરટ મળતી આવે છે. પેહેલા નંબરની તહોમતદારનો ધણી પતીયલ હતો એટલા માટે તથા તેની ફારગતી લીધા વગર ફરી લગ્ન થઇ શક્યાનો જવાબ દેવાથી જ્યાં સુધી પોતાની નાતના રીવાજની સાબીતી થઇ નથી ત્યાં સુધી એકે રીતનો બચાવ થતો નથી એમ આ અદાલત માને છે. લગ્ન તુટયાનું કહેવાનો તથા હરકોઈ ઓરતને ફરી લગ્ન કરવા પરવાનગી આપવાનો નાતને અધિકાર હશે તો આ કોરટ તેને મંજુર રાખતી નથી.

આ કામ માંહેલી ઓરતે, તથા જે અપેલેન્ટે પુનર લગ્નની ક્રીયા કરી હતી, તે અપેલેન્ટે ફરી લગ્ન કરવા ટાંણે એમ શુદ્ધબુદ્ધીથી માન્યું હશે કે, નાતીલાની પરવાનગીથી ફરીનું લગ્ન કાયદેસર કહેવાય છે. પરતુ જો કે આ હકીકત સજા ઓછી કરવાની પ્રસંગમાં લેવાય છે તોપણ, જ્યાં ઈ. પી. કો. ની ૪૯૪ મી કલમના ગુન્હાનું તહોમત હોય ત્યાં અથવા તેજ કલમ સાથે ૧૦૯ મી કલમના ગુન્હાનું તહોમત હોય ત્યાં આવો બચાવ કાંઇ કામનો નથી.

માટે નીચલી કોરટનો ગુન્હાનો ઠરાવ બાહાલ કરવામાં આવે છે; પરંતુ અપેલેન્ટે ૨૫ રોજની કેદ ભોગવી છે, માટે બાકીની માફ કરવામાં આવે છે.

## મહારાણી કેસરેહીંદ વિ. અબદુલ કરીમ.

કલમ. ૪૯૪

कोइ एक मुसल्मान धर्मनी परणेली छोकरीना पहेला धणीनी हयातीमां तेणीना एक वालीए तेने एक बीजा पुरुष साथे परणावी दीधी. अने ते काममां ए छोकरीए कांइ भाग लीधो नहोतो. तेमां ठराव्युं के, सदरहु वाली पीनलकोडनी ४९४ मी तथा १०९ मी कलम प्रमाणे मददगारीना गुन्हानो गुन्हेगार थतो नथी.

૨
તા. ૧૯—૭—૭૮
ઇ. ૪ કે. પા. ૭૦
કોઈ પરણેલી ઓરતનાં તેના પહેલા ધણીની હયાતીમાં તેનો વાલી બીજા પુરૂષ સાથે ફરી લગ્ન કરે અને તેમાં સદરહુ સ્ત્રીએ કાંઈ ભાગ લીધો ન હોય તો વાલી મદદગારીના ગુન્હાનો ગુન્હેગાર થતો નથી.

એક મુસલમાનની છોકરી હુરમનીસા જ્યારે ૬ વરસની હતી ત્યારે તેની એક મા, અને બે કાકા હતા. જેઓનાં નામ અનુક્રમે અબદુલ કરીમ તથા અબદુલ સુભાન હતાં, પ્રથમ તે છોકરીનાં તેની માએ એક અબદુલ હુસેન સાથે લગ્ન કર્યા હતાં. મુસલમાની સરેહ પ્રમાણે માએ પોતાની છોકરીનાં લગ્ન કર્યા હોય, અને તેમાં તેણીના કાકાની સમ્મતી લીધી ન હોય તો થએલું લગ્ન ગેરકાયદેસર ગણવાની વાત નીરવીવાદ છે, ત્યારબાદ થોડાંક અઠવાડીયાં વીત્યા પછી ફરીને એ બંને સક્ષો વચ્ચે લગ્ન કરવામાં આવ્યું. અને આ બીજા વીવાહને પ્રસંગે પેલી છોકરીનો નાનો કાકો હાજર હતો, અને તેણેજ તે છોકરીને પરણાવ્યાનું કહેવામાં આવ્યુંછે. ત્યારબાદ તે છોકરીનાં એક દબીરૂદીન સાથે લગ્ન કર્યાં, અને આ બીજી વખતની શાદીને ટાંણે અબદુલ કરીમ તથા અબદુલ સુભાન એ બંને હાજર હતા. અને તેઓએજ એ છોડીને પરણાવી હતી.

આ સદરહુ અબદુલ કરીમ તથા અબદુલ સુભાન ઉપર હિ. પી. કો. ની ૪૯૪ તથા ૧૦૯ મી કલમ પ્રમાણે શીક્ષા થઇ શકે એવા ગુન્હાઓનું તહોમત મુકવામાં આવ્યું હતું.

પ્રોસીક્યુશન તરફનો મુકરદમો એવો છે કે, હુરમનીસાને બમતું લગ્ન તેના કાકા અબદુલ સુભાનની સમ્મતીથી થયું હતું માટે મુસલમાની શરેહ પ્રમાણે તે કાયદેસર હતું અને તેથી દબીરૂદીન સાથે ફરીને લગ્ન કરતાં તથા તેમાં પોતાની સમ્મતી આપતાં થએલું લગ્ન નીરરથક હોવાની વાત તેઓના જાણવામાં હતી. તેથી આવું કાયદેસર લગ્ન કરવામાં મદદ આપવા વાસ્તે તેઓ ગુન્હેગાર થાય છે.

અબદુલ સુભાને એવો બચાવ આપ્યો કે, મેં એકે લગ્ન કરવામાં ભાગ લીધો નથી તેમ બંનેમાંથી એકે લગ્ન થતી વખ્તે હું હાજર નહોતો. અબદુલ કરીમે કબુલ કર્યું છે કે, દખીરૂદીન સાથે લગ્ન કરવામાં મેં સમ્મતી આપી હતી. તથા તે વખ્તે હું હાજર પણ હતો, પરંતુ અબદુલ હુસેન સાથેના લગ્નની મુને કાંઈ ખબર નહોતી અને તેમાં મારી સમ્મતી ન હોવાના કારણથી તે ગેરકાયદેસર હતું. હું ગલીની સેસન કોરટમાં આ કામનો ઇનસાફ થતાં કોરટ તથા આસેસરોનો એવો મત થયો કે, હુરમનીસા બેગમનું લગ્ન અબદુલ હુસેનની સાથે તેણીના કાકા અબદુલ સુભાનની સમ્મતીથી તથા તેમની રૂબરૂમાં થયું હતું. અને તેથી એ લગ્ન કાયદેસર હતું પણ જ્યારે દખીરૂદીન સાથે ફરી લગ્ન કરવામાં આવ્યું, ત્યારે તેમાં અબદુલ સુભાને કાંઇ ભાગ લીધો નહોતો માટે અબદુલ સુભાન કોઈ રીતે ગુન્હેગાર નથી.

બંધવા અબદુલ કરીમની બાબતમાં તેઓએ ઠરાવ્યું કે, દખીરૂદીન સાથે લગ્ન કરવામાં તેણે ભાગ લીધો હતો, અને તેણે મંજુર પણ કર્યું હતું. અને અબદુલ હુસેન સાથે આગળ લગ્ન કર્યું હતું તે તથા સદરહુ લગ્ન કાયદેસર હતું તે વાત તેના જાણ્યામાં હોવી જોઇએ. તે ઉપરથી અબદુલ કરીમને ગુન્હેગાર ઠરાવી તેને અઢાર માસની સખ્ત કેદની સજા કરી. આ ઠરાવ અને સજા ઉપર અબદુલ કરીમે હાઈ કોરટમાં અપીલ કરી. અપેલેન્ટ તરફથી વુડ સાહેબ તથા મોલવી શીરાજુલ ઇસલામે હાજર થઈ તકરાર લીધી કે નીચલી કોરટ પાસે જે પુરાવો પડ્યો છે, તે ઉપરથી તે કોરટનો ઠરાવ ભુલ ભર્યો છે. અને વધુ અરજ કરી કે, નીચલી કોરટમાં જે પુરાવો પડ્યો છે. તે ગ્રહણ કરતાં અપીલેન્ટ કોઇ ગુન્હાનો ગુન્હેગાર નથી. અને પોતાની ભત્રિજી તથા અબદુલ હુસેન વચ્ચે ખોટા નીકા થયા હતા. એ વાત જાણતો હતો, અથવા તેને જાણવાનું કારણ હતું. તોપણ જે નીકાનાં કાયદેસર પણા વીશે વાંધો લીધો છે. તે ખોટા નીકામાં અજાણ્યું કર્યું, એથી કાંઇ ગુન્હો કર્યા બરાબર નથી.

આમાંથી ક્યાં લગ્ન બંધનકારી છે તે નકી કરવાની જરૂર હોય તો દીવાની કોરટને નકી કરવાનું કામ સોંપીને જે લગ્ન મંજુર કરવાને તે ખુશી હતો, તેમાં તેને મંજુરી આપી તેથી તેણે કાંઈ ગુન્હો કર્યો નથી. વળી અપીલેન્ટ તરફથી આ અપીલમાં એક એવો ટેકો મળે છે કે, દખીરૂદીનની સાથે નીકા થયા તે વખ્તે હુરમનીસા બેગમ જાતે હાજર હતી નહીં. અને જે કાંઇ બન્યું તે વાલી તરીકેના પોતાના હકો તેણે એક રીતે જાહેર કર્યા હતા શીવાય બીજું કાંઈ તેણે કર્યું નહોતું.

### જસ્ટીસ વાઇટનો ઠરાવ.

આ અપીલના બંધવાએ, સેસન કોરટની હકીકતના તથા કાયદાના નીર્ણય ઉપર ઠરાવ કર્યો છે. તેના વિરૂદ્ધ તેણે આ અપીલ કરી છે. આ અપીલના ગુણદોષ ઉપર જવાની મને જરૂર જણાતી નથી. નીચલી કોરટે જે હકીકત માની છે. તે સાચી છે. અને જે કાયદો લાગુ પાડ્યો છે તે પણ સાચો છે. એ વાત્ત કબુલ રાખતા માહારો અભીપ્રાય એવો છે કે, ગુન્હાનો ઠરાવ બીલકુલ કાયમ રહી શકતો નથી.

પીનલકોડની કલમ ૪૯૪ ના ગુન્હામાં મદદ કર્યાનું તહોમત કેદી ઉપર છે પીનલકોડ પ્રમાણે મદદગારીનું તહોમત સ્થાપીત કરવા સારૂ બંધવાએ અપીલમાં કાયદાના તથા હકી

ફતના જે સવાલો ઉઠાવ્યાં છે. તેમાંના એકનો નીર્ણય કર્યા વગર ગુન્હાનો ઠરાવ રદ કરવો જોઇએ. તે એવા સબબથી કે, પીનલકોડના અર્થ પ્રમાણે બંધવો મદદગારીના ગુન્હાનો ગુન્હેગાર છે એવું બતાવવાને પ્રોસીક્યુશન વાળા ચુક્યા છે.

સેસન જડજે જે કાયદો અને હકીકત શોધીને નક્કી કરેલ છે, તે ગ્રહણ કરતાં તે છોકરીના નાના કાકાએ તેણીના કાયદેસર નીકા પઢાવી દીધા હતા. તે વાત જાણ્યા પછી બધવે તેણીને પરણાવી દેવામાં એક કાયદા વિરૂદ્ધ કૃત્ય કર્યું છે. પણ તે કૃત્ય કરવામાં પડેલા પુરાવા પ્રમાણે તે એકલોજ કરનાર હતો. અને તે કૃત્ય જો કાયદા વિરૂધ્ધ હતું. તે જ્યારે એકજ સક્ષ કરે ત્યારે તે પીનલકોડમાં ઠરાવ્યા પ્રમાણે ગુન્હો થતો નથી.

આ અપીલનો નીકાલ કરતાં માહારે જણાવવું જોઇએ કે, અપીલેન્ટના કૃત્ય ઉપરથી ફોજદારી કામ ચલવવું જોઇતું નોહોતું. આ નાની છોકરી જેને મિલકત પ્રાપ્તી થવાનો હક થયો છે તે નાની છોકરીના સગાઓ વચ્ચે એવી તકરાર ઉઠી છે કે, તેણીને પરણાવી દેવાનો કોનો અધિકાર છે. એ વાંધામાં કેટલાક સવાલો ઉભા થાય છે. એટલે કે તે છોકરીની વતી શું શું લગ્ન ક્રીયાઓ થઈ હતી. અને તે કોણે કરી હતી. અને તેનું કાયદેસર પરીણામ શું હતું આ બધા સવાલો જો તેના સંબંધમાં પક્ષકારો માંહોમાંહે સમજે નહીં તો દીવાની ન્યાયાધીશ પાસે જવાનો છે. અને ઉભય પક્ષમાંથી એક પક્ષકાર એ સવાલનું નીરાકરણ કરવવા વાસ્તે ફોજદારી ઈનસાફની સાહ્યતા લે એ બહુજ દીલગીર થવા જેવું છે.

આ વાંધાને ફોજદારી રૂપ આપીને બંધવાને જે અગવડ અને દુઃખ થાયછે, તેનો ચીતાર ચાલતા કામથી બરોબર થઇ શકેછે. પ્રથમનું લગ્ન તેની માએ કર્યું હતું, તે પ્રોસીક્યુશનવાળા તમામ નીરર્થક ગણે છે. કેદીએ ત્રીજું લગ્ન કર્યું એ કાયદા વિરૂદ્ધ હતું, એવું બતાવવા સારૂ પ્રોસીક્યુશનવાળાએ સાબીત કરવું જોઇએકે, જે વચલી લગ્ન વીધીમાં અબદુલ સુભાને સદરહુ છોકરીને પરણાવી દીધી, તે લગ્ન મુસલમાની શરેહ પ્રમાણે કાયદેસર હતું. આ સવાલમાં અબદુલ સુભાનની જુબાની ઘણીજ ઉપયોગીછે છતાં પ્રોસીક્યુશન વાળાએ એ સુભાનને બંધવા સાથે સહ તહોમતદાર ગણવાનું પસંદ કર્યુંછે અને તેથી તેને સાક્ષી દરજ્જે બોલાવવામાં હરકત થઇછે. બીજું લગ્ન કર્યાની વાત અબદુલ સુભાનને ઇનકાર કરેછે, અને આ મુદ્દાની બાબત તેની જુબાની લીધાવગર ફોજદારી કોર્ટે નક્કી કરીછે. ચાલતા કામમાં જે રીતે ઈનસાફ થયોછે, તે રીત સામે બીજો એવો વાંધો છેકે, એમાંથી કયા છોકરાને સદરહુ છોકરી કાયદેસર પરણીછે, તે નક્કી કરવા સારૂ આગળ ઉપર દીવાનીકામ માંડવાને આ ફોજદારી કામ માંડવાથી પ્રતીબંધ થતો નથી અને આવું દીવાની કામ મંડાયતો બંધવાનો ગુન્હાનો ઠરાવ સદરહુ દીવાની કામમાં તેની વીરૂદ્ધ કોઇ રીતનો પુરાવો ગણાશે નહીં. તે વખતે પક્ષકારો જે પુરાવો આપશે તે ઉપરથી આ આખી બાબતનો તપાસ થઈ શકશે. અને વખતે સંભવે એવું છેકે, ફોજદારી કોર્ટે જે નીરણય કર્યોછે તેથી જુદો નીરણય દિવાની કોર્ટ કરી અને જે લગ્ન કર્યા સારૂ બંધવાને અપરાધી ઠરાવ્યોછે, તે લગ્ન કાયમ રાખે માટે બંધવાનો કરેલો ઠરાવ તથા સજા રદ કરી તેને છોડી મુકવાનો હુકમ કરવામાં આવેછે.

### જસટીસ પીનસેપનો ઠરાવ.

માહારા વીદ્વાન બંધુએ આ કામમાં ઠરાવ્યુંછેકે, પડેલી હકીકત ઉપરથી કાંઇ નીર-

ણુ કરવો જરૂરને નથી. તથા પ્રોસીક્યુશન વાળાએ જે હકીકત કહીછે, તે કબુલ રાખતાં હિંદુસ્થાનના પીનલકોડની કલમ ૧૦૯ તથા ૪૯૪ પ્રમાણે જીવતે ધણીએ ફરી લગ્ન કરવામાં મદદગારી કર્યા વાસ્તે અપેલેન્ટ અપરાધી ઠરી શકતો નથી. તેને હું મળતો આવુંછું.

આ મુકરદમા માંહેલી છોકરી નીશા લગભગ ૬ વરસની છે, અને તેના રક્ષણ વાસ્તે તથા ઉપર કહેલા બે કુટંબ માંથી કયા કુટંબમાં તેને પરણાવવી તેનો વાંધો ચાલેછે. તેનું કારણ એછેકે. તેની પાસે ઘણી મીલકતછે. પ્રથમ તેની માંની સંમતીથી અબદુલ હુસેન સાથે પરણાવી, પણ જે સંમતીથી લગ્ન કાયદેસર થાય, તેની સંમતી હતી નહીં. ત્યારબાદ પ્રોસીક્યુશનના પુરાવા પ્રમાણે એજ અબદુલ હુસેન નામના છોકરા સાથે તેણીના બે કાકામાંથી એક નાના કાકાની સંમતી લઇને નીકા કર્યા. ત્યારબાદ પ્રોસીક્યુશનવાળા એમ કહેછેકે, જીવતે ધણીએ ફરી લગ્ન થાય એમ ત્રીજીવાર તેણીને એક બીજા છોકરા સાથે તેના મોટા કાકા અપીલેન્ટ અબદુલ કરીમની ઉશકેરણી તથા મંજુરીથી પરણાવી દેવામાં આવી. હવે પ્રથમનું લગ્ન નીરવીવાદ કાયદેસર નથી, અને પ્રોસીક્યુશનવાળા જે હકીકત કહેછે, તેજ હકીકત હોયતો ત્રીજું લગ્ન પણ જીવતે ધણીએ ફરી લગ્ન કરવાનાં કારણથી નીરર્થકછે. પરંતુ ઉપર મુજબયુતીથી કહેવામાં આવ્યુંછે તે પ્રમાણે તેનો નીકાલ ફક્ત દીવાની કોરટ કરી શકેછે. અપીલેન્ટ અબદુલ કરીમે પ્રોસીક્યુશનની કહેલી વાત પ્રમાણે સદરહુ લગ્ન કરાવ્યું તેથી જીવતે ધણીએ ફરી લગ્ન કર્યાનો તે વાજબી રીતે ગુન્હેગાર ઠરીશકતો નથી. તેણીની વતી એ લગ્ન થયું, તે વાતની તેણીની માહેતી હોય, અથવા તે વખતે તે હાજર હોય, એમ જણાતું નથી. અથવા કહેવામાં આવ્યું નથી. મદદગારીનો ગુન્હો અને તેની વ્યાખ્યા હિંદુસ્તાનના પીનલકોડની ૧૦૭ મી કલમમાંથી જડી આવેછે અને ૧૦૮મી કલમમાં મદદગારીની વ્યાખ્યા આપીછે. તે વ્યાખ્યાથી તેમાં પુરવણી કરે છે પણ આ બંને કલમનું ચીતવન એવું છેકે, હરકોઈ મુખ્ય ગુન્હો કરવાને કોઇ સક્ષને સહાયતા દીવા ઉશકેરણી કરવી અથવા અપીલેન્ટ જે દરજે હતા તેવા દરજાના એક અથવા તેથી વધારે સક્ષો સાથે મસલત કરવી. જસ્ટીસ વાહીટે દેખાડયું છે કે, મુખ્ય ગુન્હેગારે કાંઈ ચોકસ કામ કરવું જોઇએ. અથવા સદરહુ કામ કરવામાં ઉશકેરણી કરવી જોઇએ. અથવા હિંદુસ્તાનના પીનલકોડ પ્રમાણે મદદગારીનો ગુન્હો થવા સારૂ તે કામની સહાયતા કરવામાં અપીલેન્ટ સાથે કોઇ બીજો સક્ષ ગુંથાવો જોઇએ. પણ પ્રોસીક્યુશનવાળાએ એ માંહેલું કાંઇ પણ બતાવ્યું નથી. અને અપીલેન્ટના ઉપર જે જે કત્યો કર્યાના બાધ મુક્યાછે, તે બધાં કત્યો તેણે કર્યા હોય, એમ માનતાં પણ તે હિંદુસ્તાનના પીનલકોડ પ્રમાણે કોઈ ગુન્હાનો ગુન્હેગાર નથી. તેથી બંધવાનો ગુન્હાનો ઠરાવ રદ કરી તેને છોડી મુકવો જોઇએ.

## મુંબઈ સરકાર. વિં. ગંગાતે ગોસાની વહુ.

કલમ. ૪૯૪

તા. ૨૯-૧-૮૯

कोइ हिंदु स्त्री मुसलमानी धर्ममां वटली जाय एटलीज वात उपरथी तेणीना वर साथेनुं लग्न तुटतुं नथी. माटे ते धणी ज्यां सुधी जीवतो

होय त्यां सुधी ते स्त्री बीजो कोइ कायदेसर लग्न करार करी शकती नथी. अने जो कोइ मुसलमान साथे नीका करीने तेना घरमां ते स्त्री बेसे तो ते हि. पी. को. नी कलम ४९४ मीनो गुन्हो करे छे.

ઇ. ૪ મું. પા. ૪૯૦ કોઇ પરણેલીસ્ત્રી પોતાના ધણીની હયાતીમાં પોતાના ધરમમાંથી બીજા ધરમમાં જઇ વટલી જાય એટલાજ કારણથી સજા છુટતું નથી.

હાઇકોરટના ઠરાવમાંથી આ કામની હકીકત સવીસ્તર જણાઇ આવશે.

**મુંબઇ સરકાર તરફથી સરકારી વકીલ નાનાભાઇ હરીદાસ.**

**બચાવ તરફથી કોઇ હતું નહીં.**

**જસ્ટીસ પીનહીનો ઠરાવ.**

તહોમતદાર ગંગા એક ગોસા ભીમના હિંદુની વહુ હોઇને મુસલમાની ધર્મમાં વટલી ગઇ. અને પછી કાસમ નામના એક મુસલમાનની સાથે પરણી. પોતાના પ્રથમના ધણીની હયાતીમાં ફરી લગ્ન કર્યાનું. એટલે હી. પી. કો. ની ૪૯૪મી કલમ મુજબ સજા થાય એવો ગુન્હો કર્યાનું થાણાના આસીસ્ટંટ સેસન જડજ આગળ કામ ચાલતાં ૧૮૭૯ના જુલાઇની ૮મી તારીખે ગુન્હેગાર ઠરાવી તેને ત્રણ વરસની સખત કેદની સજા કરવામાં આવી હતી. આસીસ્ટંટ જડજનો ગુન્હા તથા સજાનો ઠરાવ સેસન જડજે ૧૮૭૯ ના આગષ્ટની ૨૯મી તારીખે ફેરવી નાંખ્યો હતો. તે એવા કારણથી કે, ગંગાનો મુસલમાની ધર્મની કોમમાં સતકાર થયો એટલીજ વાત ઉપરથી તેણીનું પ્રથમનું હિંદુ સાથેનું લગ્ન રદ થઈ જાયછે. તથા જ્યારે તે હાલના ધણી કાશમ સાથે પરણી ત્યારે તે મુસલમાન હતી. માટે તે એકી વખતે હિંદુ તથા મુસમાન બંનેની સ્ત્રી થઇ શકતી નથી. વળી એક મુસલમાન ધર્મની ઓરત તરીકે તે ધર્મની મુજબ કાશમ સાથે પરણવાને મૂખ્તીયાર હતી. અને તેમ કરતાં કાંઈ ગુન્હો થતો નથી.

સેસન જડજે ગંગાને આવી રીતે છોડી મુકી હતી, તેથી સરકારે અપીલ કરી છે. પોતાની દલીલ આપવા ટાંણે સરકારી વકીલે અમોને જણાવ્યું છે કે, ગંગાને સજા કરવાંના કારણથી સરકારે સેસન જડજના છોડી દેવાના ઠરાવ ઉપર અપીલ કરી નથી. પરંતુ તે માંહેલી તકરારનો મુદ્દો ઘણોજ ઉપયોગી છે અને સર્વોપરી સતાધીસ તરીકે, આ અદાલતે ફેસલો આપવો જોઇએ. હવે વિચાર કરી ને ચોકસ કરવાનો સવાલ એટલોજ છે કે, કોઇ હિંદુ સ્ત્રી મુસલમાની ધર્મમાં વટલી જાય તેથી, જે હિંદુ ભરથાર ભેગી વટલવાંના ટાંણાં સુધી રહેતી હતી, તે હિંદુ ભરથાર સાથેનું લગ્ન રદ થાય છે કે કેમ?

આ સવાલના જવાબમાં ના પાડવાનો અમારો અભીપ્રાય થાય છે. કે કેમ હાના રૂપમાં જવાબ આપવા સારૂં જેટલા આધારો જોવાના હતા. તેટલા જોયા પછી તેમ કરવા સારૂં કાંઇ આધાર અમોને મળતો નથી. સેસન જડજે પોતે જે નીર્ણય કર્યો છે, તે કોઇ ચુકેલા ફેસલાને આધારે કર્યાનું દેખાતું નથી. અને એ નીર્ણય કરતાં તેણે જે દલીલ મુકી છે, તે તેનાજ શબ્દો લખતાં નીચે મુજબ છે.

"મુસલમાન ધર્મમાં વટલ્યા પછી ગોસાવી ઉપર સંસારના તથા લગ્નના હકનો ગં-ગાએ દાવો કર્યો હત તો તેની શી વલે થાત? આ સવાલનો જવાબ દેતાં પબ્લીક પ્રોસીક્યુ-ટર જે પંડે હિંદુઓમાં એક બ્રાહ્મણ છે. તે એક સત્તા તરીકે કહે છે કે, તે દાવો કોઇ બહાલ રાખત નહીં. ખાવાનો અથવા સુવાનો હક માગત તો તે પણ કોઇ તેને આપત નહીં. તેથી એવો નીર્ણય થાય છે કે, મુસલમાન વર્ગની કોમમાં સત્તકાર થવાથીજ તેણી-નું આગલું હિંદુ લગ્ન રદ થાય છે."

ગોસાવી ઉપર રોટીકપડાનો તથા લગ્નનો દાવો કરવાનો હક ગંગાએ પોતાની મેળે પોતાના કૃત્યોથી ખોઇ નાખ્યાની અંતે સેસન જડજે જે નીર્ણય કર્યો છે, તે કરવો જોઇએ એવું અમારા ધારવામાં આવતું નથી. જો ગંગાએ છીનાળું કર્યું હત, અથવા ગૌમા-ટી ખાધી હત તો, ગોસાવી ઉપર રોટીકપડાંનો તથા લગ્નના હકોનો તેણીનો દાવો ચાલ-ત નહીં. પરંતુ આ બેમાંથી કાંઈ કામ તેણીએ કર્યું હત તો, રોટી કપડાં તથા લગ્નના હ-કોનો દાવો હાથે ડુબાવ્યાના કારણથી છુટકો થયાનું કહેવાઈ શકાતું નથી. જો ગંગાએ માત્ર છીનાળું કર્યું હત, અથવા ગૌમાટી ખાધી હત તો, ગોસાવી ઉપર રોટી કપડાંના તથા લગ્નના હકોનો દાવો કરી શકત નહીં. પરંતુ બેમાંથી એકે, કૃત્ય તેણે કર્યું હત તો રોટી કપડાંના તથા લગ્નના હકોના દાવાનો તેણે પોતે પોતાના કૃત્યોથી નાશ કર્યો તેટલા માટે તેમ કરવા-થી છેડા છુટકો થતો નથી.

માટે જે કારણો ઉપર સેસન જડજે પોતાનો ચુકાવો આપવામાં આધાર રાખ્યો છે, તે કારણ પંડે નબળું છે. કરશનગોજાનો ફેંસલો જ્યારથી થએલો છે, ત્યારથી સ્ટ્રેન્જસાહે-બે પોતાના હિંદુલાના ગ્રંથને ૫૨ મે પાને જે નીયમ લખ્યો છે, તે નીયમ આંહીં તાબા-ની સઘળી અદાલતો હમેશાં કાયમ રાખતી આવી છે. તે નીયમ એવો છે કે, હિંદુઓમાં છેડા છુટકો કરવાનો હક, ફકત ધણીનોજ છે, વળી કોઇ લગ્ન રદ કરી નાંખવાનો, તથા કોઇ સ્ત્રીને તેના ધણીની ફારગતી આપ્યા વગર, ફરી લગ્ન કરવાની પરવાનગી આપવાનો નાત નો અધીકાર હોવાની વાત રાણી. વિ. શંભુ રાઘુના કામમાં આ કોર્ટે મંજુર રાખી નથી.

આ કામમાં ગંગાના ધણી ગોસાવીએ ગંગાનો છુટકારો કર્યો નથી. તેમ ફરી લગ્ન કરવા તેણીને રજા આપી નથી. વટલેલા દેશીઓના લગ્ન ત્રોડવાનો સને ૧૮૬૮ નો ૨૧ મો આકટ છે. તેનો હવાલો આસીસ્ટંટ સેસન જડજે પોતાના ઠરાવોમાં આપ્યો છે. આ કાયદો ચાલતા મુકરદમાને લાગુ પડતો નથી. તથા તેની સાથે પ્રત્યક્ષ રીતે સંબંધ ધરાવતો નથી કેમકે તે તો ખ્રીસ્તી ધર્મમાં વટલેલા લોકોને લાગુ પડે છે. પરંતુ મુસલમાની ધર્મમાં વટલેલાને લાગુ પડતો નથી. ભ્રષ્ટ થવાથી લગ્ન તુટવાની માન્યતા હિંદુ ધર્મમાં ન હોવાની વાત દેખાડવામાં આસીસ્ટંટ જડજે તે આકટનો હવાલો લીધો છે તે બરાબર કર્યું છે. કે-મકે હિંદુ ધર્મ શાસ્ત્ર પ્રમાણે વટલવાથી છેડાછુટકો થાય છે, એવું હત તો ખ્રીસ્તી ધર્મમાં વટલી જનારા હિંદુઓને ૧૮૬૬ ના ૨૧ મા આકટથી બચાવ કરવાની જરૂર હતી નહીં.

ઉપરનાં કારણોથી આ કામમાં આસીસ્ટંટ જડજે જે ગુન્હાનો તથા સજાનો ઠરાવ કરેલો છે, તે ફેરવી નાંખવામાં સેસન જડજે ભુલ કરેલી છે, એમાં કશો શક નથી. માટે તેનો કરેલો ઠરાવ અમારે ફેરવવો પડે છે. માટે તહોમતદાર ગંગાને આસીસ્ટંટ જડજે ત્ર-ણ વરસની સખત કેદની સજા કરીછે. તે પાછી બાહાલ કરવી જોઈએ. પરંતુ આના જે-

વી તેટલી સખત સજા ફરીને કરવાની સરકારી વકીલને ભલામણ થઈ નથી. ગયા જુ-લાઈની ૧૮ મી તારીખથી તે અગષ્ટની ૨૯ મી તારીખ સુધી બંધીખાને હતી. અને હાલ પાંચ માસ થયાં તેને બંધીખાનેથી છોડી છે. તે તરફ જોતાં ઠરાવું છું કે, ફરીને કેદમાં મોકલવા પાછી તેણીને તેમાં છ મહિના રાખવી.

## રાણી. વિ. પિટરસન.

कलम. ४९४

४

તા. ૯-૩-૧૮-૭૬
ઈ. ૧ અ.પ.૩૧૬

લગ્ન કરવાના ઈરાદાને પ્રસીદ્ધ કરવાનું કૃત્ય એ ફકત પરણવાની તઈયારી છે અને તેથી પરણવાની કોશીશ થતી નથી.

लग्न करवाना इरादाने प्रसीद्ध करवानुं कृत्य ए फकत परणवानी तैयारी छे अने तेथी परणवानी कोशीश थती नथी.

સને ૧૮૭૬ ના જુનની ૭ મી તારીખે પિટરસન નામના અંગ્રેજને બીજા તહોમતો સાથે હી. પી. કો. ની ૪૯૪ તથા ૫૧૧ મી કલમો પ્રમાણે પોતે ખ્રીસ્તી ધર્મનો હોવા છતાં પોતાની આગલી સ્ત્રી હયાત હતી, તો પણ સને ૧૮૭૫ ની આખરીમાં અથવા ૧૮૭૬ ના જાનેવારીમાં અથવા તે અરસામાં એક એથલ આયંદા ગાઇઝ નામની સ્ત્રી સાથે લગ્ન કરવાના ઇરાદાની જાહેર ખબર કાઢવાનું તહોમત રાખી તેને એક પેહેલા વર્ગના માજીસ્ત્રેટે સેસનમાં મોકલ્યો હતો.

આગ્રાના સેસનજડજે જુરીની મદદથી ઈનસાફ કર્યો. તેમાં સદરહુ પિટરસનને ૧૮૭૬ ના જુલાઇની ૨૭ મી તારીખે ઉપલાં તહોમતનો અપરાધી ઠરાવી ત્રણ વરસની સખત કેદની સજા કરી.

### પિટરસને હાઇકોરટમાં અપીલ કરી.

અપેલેન્ટ તરફથી રોઝસાહેબ.

સરકાર તરફથી બાબુ દુવારકાંનાથ.

### જસ્ટીસ પિયરસનનો ઠરાવ.

હિંદુસ્થાનના પીનલકોડની કલમ ૪૯૪ મીમાં જે ગુન્હાની વ્યાખ્યા આપી છે, એ ગુન્હાની કોશીશ કરવાના વાંક માટે બંધવો વાજબી રીતે અપરાધી ઠર્યો છે, તે વાજબી છે કે કેમ તેનો આ કામમાં વિચાર કરવો રહે છે. ખ્રીસ્તી ધર્મનો હોઈને તેની આગલી ઓરત જીવતી હતી છતાં એથલ આયંદા ગાઇઝ સાથે લગ્ન કરવાનું જાહેરનામું પ્રસીધ કરીને તેણે ફરી લગ્ન કરવાની કોશીશ કર્યાનું તેના ઉપર તહોમત આવતાં તે તહોમતનો તેને અપરાધી ઠરાવ્યો છે.

લગ્ન કરવાનું જાહેરનામું પ્રસીધ કરવું, એથી લગ્ન કરવાની કોશીશ ગણાય કે નહીં, એટલોજ માત્ર સવાલ છે. હરકોઈ ગુન્હો કરવાની કોશીશ કરવી, એ વાત સદરહુ ગુન્હો કરવાના ઇરાદાની વાતથી તથા તે કરવાની તૈયારી કરવાની વાતથી એલાયદી છે.

મેનસાહેબ પિનલકોડની ૫૧૧ મી કલમ નીચેની ટીકામાં લખે છે કે, હરકોઇ ગુન્હો કરવા સારૂ જરૂરના ઇલાજો અથવા સાધનોની તરતીબ અથવા ગોઠવણ કરવી એટલુંજ તૈયારીમાં રહેલું છે. અને સદરહુ તૈયારી કરી રહ્યા પછી ગુન્હો કરવા તર્ફ કાંઇ પાધરી હલચાલ કરવી તેનું નામ કોશીશ છે. મેન સાહેબે પોતાની ટીકામાં ઉપલા મતના દ્રષ્ટાંતમાં જે ફેંસલાઓ બતાવ્યા છે, તેમાંથી એક ફેંસલામાં ઠરાવ્યું છે કે,

વર કન્યા જ્યાં સુધી લગ્ન વીધી કરવા સારૂ માજીસ્ટ્રેટ પાસે રજુ થાય નહીં, ત્યાં સુધી લગ્ન કરવાની કોશીશ થતી નથી. આ ઉપરથી સમજાય છે કે, ચાલતા કામમાં લગ્ન કરવાનો ઇરાદો પ્રસીધ કરવાથી બંધવે ગાઇઝ સાથે લગ્ન કરવાની કોશીશ કરી નથી. પણ તે કોશીશને માટે માત્ર તૈયારી કરી છે. લગ્ન થવામાં જ્યાં જ્યાં ખાસ પરવાનગી મેળવવાની જરૂર ન હોય, ત્યાં ત્યાં તે લગ્ન કાયદેસર થવાની શરતમાં લગ્ન કરવાના ઇરાદાને પ્રસીધ કરવામાં આવે કીંવા ન આવે તે બધું સરખું છે. પણ લગ્ન કરવાના ઇરાદાને જાહેર કરવો, અથવા પરવાનગી મેળવવી એ બેમાંથી એક વાતને લગ્નવીધીનો ભાગ ગણવા સામાન્ય અક્કલજ ના પાડે છે. અમેરિકા ખંડમાં એવો નીયમ ઠરાવ્યો છે કે, જે કૃત્ય થયાથી ગુન્હો પુરેપુરો થાય, પરંતુ ગુન્હો કરનારની મરજીથી સ્વતંત્ર રીતે એવો પ્રસંગ બની આવે કે, તે કૃતીનો છેડો આવવામાં ભંગ થાય, તો તેવા કામને માત્ર કોશીશની ઉપમા આપી શકાય છે. આ નીયમને કબુલ રાખવામાં આવે તો સાવ દીવા જેવું છે કે, ગાઇઝ તથા પોતા વચ્ચે લગ્ન કરવાનો ઇરાદો પ્રસીદ્ધ કરવાથી બંધવાના કૃત્યને કાયદાની ગણતરી મુજબ કોશીશની ઉપમા આપી શકાતી નથી. કેમકે લગ્ન ક્રીઆનો આરંભ કરવા પેહેલાં તેણીની સાથે પરણવાનો સાપ્રાધ ઇરાદો પાર પાડવામાં પોતાનો મનસુબો બદલવો હોત તો બદલી શકાત. ઉપર કહેલાં કારણોને લઇને જે જુરીના ઠરાવથી બંધવો અપરાધી ઠર્યો છે, અને જેને અનુસરીને સેસન જડજે સજા કરી છે તે રદ કરવામાં આવે છે.

## મહારાણી કૈસરેહિંદ વિ. ઉમી તથા બીજાઓ.

કલમ. ૪૯૪

૫
તા. ૧૧–૧–૮૨
ઇ. ૬ મુ. પા. ૧૨૬.

જે ફરી લગ્ન કરવું એ આ કલમ પ્રમાણે ગુન્હો થતો હોય તો તે ફરી લગ્ન કરવાના તમાસામાં હાજર થવું અથવા એ લગ્ન કરવા સારૂ કોઇ જગ્યાનો બંદોબસ્ત કરી આપવો એથી સદરહુ ગુન્હામાં મદદગાર થયો એમ કહેવાતું નથી.

खानदेश जीलामां रहेनारा गुजर न्या रजपुतनी नातमांथी एकजणे पोतानी ओरतना छुटकारानी फारकती लखी आपी. पुरावेथी आ फारकती अदालते साबीत मानी. वळी आ लोकोनी नातमां छीनाळना जेवा पुरता कारणने माटे कोइ धणी पोतानी स्त्रीने छोडी देवा मागे तो छोडी शके छे. परंतु चालता काममां जे फारगती आपी हती, तेने माटे पुरतुं कारण हतुं नहीं. जेथी जे सक्षोए फरी लग्न कर्युं हतुं. तेओ हि. पी. को. नी ४९४ मी कलमना गुन्हेगार थाय छे. अने जे ब्राह्मणोए ए लग्नक्रीया करावी हती ते ४९४ तथा १०९ मी कलम प्रमाणे सदरहु गुन्हामां मदद करनारो थाय छे.

कोइ गेरकायदेसर लग्न थती वखत मात्र हाजर थवानी जे सक्षो कबुलत आपे अथवा जे सक्षो ते कबुलत प्रमाणे त्यां हाजर थाय, कोइ घरमां लग्न करवानो समास करी आपे एथी तेओए सदरहु लग्नमां मददगारी करी एम कांइ अवश्य रीते कहेवानुं नथी.

ખાનદેશના સેસન જડજે પહેલા નંબરની તહોમતદારેણ બાઇ ઉમીને, પોતાના પ્રથમના ધણીની હયાતીમાં ફરીવાર લગ્ન કર્યાના ગુન્હાની તથા બીજા સાત તહોમતદારોને ગેરકાયદેસર લગ્ન કરવામાં મદદ કર્યાના ગુન્હાના ગુન્હેગાર ઠરાવી દરેકને ૭ છ માસની સખત કેદની સજા કરી હતી.

નીચેની હકીકત બંને પક્ષવાળાઓએ કબુલ કરેલી છે. અથવા પુરાવેથી સાબીત થએલી છે.

પહેલા નંબરની કેદણ ઉમી, ફરીઆદી દૂલાને પરણી હતી. આ બંને જણાંઓ ખાનદેશ જીલ્લામાં રહેતાં હતાં. અને તેઓની ગુજર અજાન્યા રજપુતની જાત હતી. ઉમી તથા દુલા વચે અણુબનાવનાં કેટલાંક કારણો ઉપજવાથી દૂલાએ એક બીજી ઓરત કરી હતી. અને તે પછી તે ઉમી ભેગો રહેતો નહોતો.

પછી ઉમીએ નાગા સાથે ફરીને લગ્ન કર્યું હતું. તથા બંધવો દામોદર ભટ લગ્ન કરાવવામાં ગોર તરીકે આવ્યો હતો. બંધવો પુંજો તે ઉમીનો બાપ હતો. અને બંધવી ચીમી તે ઉમીની બેહેન હતી. ઉમીનાં આ બંને સગાંઓએ તેનું લગ્ન સ્વીકાર્યું હતું. બંધવા લાલચંદ તથા ભગવાને લગ્ન થવા ટાંણે હાજર રહેવાની કબુલત તથા પોતાની મોટાઈનો આશરો આપ્યો હતો. અને તહોમતદાર હુલાએ લગ્ન કરવામાં પોતાનું ઘર વાપરવા દીધું હતું.

તહોમતદારોએ બચાવ કર્યો છે. તેમાં કેટલીક હકીકતની સાથે એક એવી હકીકત જાહેર કરેલી છે: કે, ઉમીની નાતમાં છેડાછુટકો આપવાની રીત છે અને ફરીઆદીએ સને ૧૮૭૨ માં ઉમીના બાપને એક ફારગતી લખી મોકલી હતી, અને એ ફારગતીથી ઉમીને તેણે લગ્ન બંધનોમાંથી મોકળી કરીને તેણીની મરજીમાં આવે તો ફરી લગ્ન કરવાની છુટી આપી છે. પુરાવેથી આ ફારગતીને સેસન જડજે ખોટી ઠરાવી છે, અને ફરી લગ્ન કરવાની વાત સાબીત થયાથી તેણે ઉમીને પોતાના પ્રથમના ધણીની હયાતીમાં બીજીવાર લગ્ન કર્યા માટે, તથા બીજાઓને તેમાં મદદ કર્યા માટે ગુન્હેગાર ઠરાવ્યા છે.

સઘળા બંધવાઓએ હાઇકોરટમાં અપીલ કરેલી છે.

અપેલંટો તરફથી બ્રાન સાહેબે તથા દાજીઆબાજીખારે એવી દલીલ કરી છે કે, ફારકતી આપ્યાની વાત પુરાવેથી સાબીત થાય છે. બ્રાહ્મણ તથા વૈશ્ય સિવાય બીજી બધી હલકી કોમોમાં છેડાછુટકો આપી શકાય છે.

સરકાર તરફથી નાનાભાઇ હરીદાસે જવાબ આપ્યો કે, છીનાળાના કારણથીજ જ્યારે છુટકો કરવામાં આવે ત્યારેજ તે છુટકારા કાયદેસર ગણાય છે.

હાઇકોરટનો ઠરાવ જસ્ટીસ મેલવીલે આપેલો છે તે:—

ઠરાવ:—આઠ જણાઓમાંથી પાંચ જણાઓએ તો અમારા અભિપ્રાય પ્રમાણે મુખ્ય ગુન્હામાં મદદ કરવા જેવું કાંઈ કામ કર્યું હોય એમ પુરાવાથી સાબિત થતું નથી. સેસન જડજે પોતાના ઠરાવમાં લખ્યું છે કે, "હુલા વલદ ભીખાજીએ પોતાના ઘરમાં લગ્ન કરવા દીધું છે. તહોમતદાર પુંજો તથા ચીમી એ અનુક્રમે ઉમીનો બાપ તથા તેની બેહેન છે. તેઓ તથા લાલચંદ અને ભગવાન જેઓ ગામના વગવાળા પટેલો છે, તેઓએ લગ્ન કરવાની રજા આપીને તથા લગ્ન થવા ટાંણે પાસે હોઇને તેમાં મદદ કર્યાનું કહેવામાં આવે છે." લગ્ન વિધી કરવામાં આ કેદીઓમાં એકે કેદીઓની રજામંદી જરૂરની હોવાનું જણાતું

નથી. અને કોઇ બેરકાયદેસર લગ્ન થતું હોય ત્યાં માત્ર હાજર રહેતાં હાજર રહેલા સક્ષોથી કોઈ જાતની મદદગારીનો ગુન્હો થતો નથી. તેમ લગ્ન કરવા વાસ્તે કોઈ ઘરમાં સમાસ કરી આપવાથી લગ્નના કામમાં એવી જાતની સહાયતા આપી કહેવાતી નથી કે, જેથી તે કૃત્ય મદદગારીમાં જાય. આ પાંચે કેદીઓએ આગળથી મસલત કર્યાનો કાંઈ પુરાવો પડયો નથી. ઉલટુ સેસન જડજ કહે છે કે, "જ્યારે ઊમીને નાગાનાપેટનું ઓધાન રહ્યાનું જણાયું ત્યારે તેણે પોતા સાથે પરણવાની તેને ઉશકેરણી કરી હોય એ વાત કાંઇક સચાઇવાળી છે."

નાગા તથા ઊમીનું લગ્ન કરવાની ગોઠવણ કર્યા પછી તે લગ્ન વખતે હાજર રહેવાની બીજા સક્ષો માત્ર પોતાની કબુલત આપે તેથી અમારા ધારવા પ્રમાણે મદદગારી થતી નથી.

આ કારણથી ત્રીજા, પાંચમા, છઠા, સાતમા, તથા આઠમા નંબરના બંધવાઓનો ગુન્હાનો તથા સજાનો ઠરાવ રદ કરવામાં આવે છે.

હવે ત્રણ કેદીઓ એટલે ઉમી, નાગા, તથા ગોર દામોદર જેણે લગ્ન કીયા કરાવી હતી, તેના સંબંધમાં આ મુકરદમો જુદાંજ રૂપવાળો છે. લગ્ન કીયા નહીં થયાનો બચાવમાં લીધેલો વાંધો બંધવાઓના વિદ્વાન વકીલે છોડી દીધો છે. હવે જેના ઉપર તે આધાર રાખે છે તે ફરીયાદીએ ઊમીને લખી આપેલી ફારગતી છે. અને તે ફારગતીથી તે દલીલ કરે છે કે, બીજી વખત લગ્ન કરવાની છુટ મળે છે, અને તે પાછું કાયદેસર છે. સઘળા પુરાવાનો ચીવટ રાખી વિચાર કરતાં અમારો અભિપ્રાય એવો થાય છે કે, ફારગતી લખી આપ્યાની વાત સાચી ઠરે છે એ બાબતનો પુરાવો ઘણોજ સબળો છે. જે સ્ટાંપના કાગળ ઉપર પેલી ફારગતીનો દસ્તાવેજ કરી આપ્યો હતો તે કાગળ દસથી વધુ વર્ષ અગાઉ ફરીયાદીના નામથી વેચાતો લીધો હતો. અને જેનું ખોટું નામ લખવાનું તે વખતે કાંઇ દેખીતું કારણ નહોતું. આ હકીકતનો ખુલાસો કરી આપવામાં પ્રોસીકયુશનવાળા ફાવ્યા નથી. પરંતુ ફારકતી સાબિત થએલી ગણતાં તેનાથી થતો છુટકો કાયદેસર હોય, એમ બતાવવા સારૂ દફતરમાં જોઈએ તેટલો પુરાવો નથી.

જે સાક્ષીઓ પોતાની નાતમાં છુટકો કરવાના રીવાજનો પુરાવો આપે છે તેઓ પાછા કબુલ કરે છે કે, છુટકો કરી આપવા ફરીયાદીને નાત જમાડયાંની ફરજ પાડીને સજા કરવામાં આવી હતી.

સને ૧૮૩૦ માં બોરોડેલસાહેબને ગુજરાતી રજપુત લોકોએ જે જવાબ આપ્યા હતા તે જવાબોમાંથી એક જવાબ માલમ પડી આવે છે. અને જેમાં તેઓએ કહેલું હતું કે, અમારી નાતમાં છીનાળું કર્યા વાસ્તે બાઇડીનો છુટકો કરી નાંખવો હોય તો તેનો ધણી તે કરી નાંખે છે. પરંતુ આ કોર્ટમાં જે બચાવ કર્યો છે તેમાં છીનાળા વાસ્તે ફરીયાદીએ ફારકતી આપ્યાનું કહેવામાં આવ્યું નથી. તેથી હવે જે પુરાવો કામ લાગે છે તે જોતાં અમારે એવો નિર્ણય કરવો પડે છે કે, જે નાતના આ કામના પક્ષકારો છે, તેમાં પુરતાં કારણ વાસ્તે ધણીને પોતાની સ્ત્રીને છોડી દેવી હોય તો છોડી શકે છે. પણ આ કામમાં તે અપુરતાં કારણને લીધે એમ થયું હતું, અને એમ પણ સંભવે છે કે અપુરતાં કારણને લીધે ફરીયાદીએ પોતાની સ્ત્રીને છુટકારો આપ્યો તેથી નાતે તેને દંડયો હતો. માટે પેહેલા, બીજા તથા ચોથા નંબરના કેદીઓના ઠરાવમા વચે આવવાનું પુરતું કારણ હોવાની આ કોરટને ખાત્રી થતીનથી. વળી અમોએ એવો નિર્ણય કર્યો છે કે, ફારકતી ખરેખરી લખી આપવામાં આવી હતી. અને ફારકતી સાથે નીસબત રાખનારા સક્ષોએ વખતે તેને સાચી માની હશે તેથી સેસન જડજે જે સજા કરી છે તેના કરતાં હલકી સજા કરવાથી ઈનસાફનો હેતુ પાર પડે છે. જેથી પેહેલા, બીજા, તથા ચોથા નંબરના બંધવાઓની સજા ઘટાડી માત્ર બે માસની સજા કાયમ રાખીએ છીએ. અને એટલી સજા તેઓએ ભોગવી છે. માટે તેઓને છોડી મુકવાનો હુકમ કરીએ છીએ.

## મીલર્ડ તથા એક બીજાની અરજીની બાબતમાં.

કલમ ૪૯૪.

૬

તા. ૧-૪-૮૭. ઇ. ૧૦ મ. મા. ૨૨૮ – કોઈ ઓરતખ્રીસ્તી ધરમમાં વટલી જઈને પાછી પોતાના ધરમમાં આવીને પોતાના નાતીલા સાથે લગ્ન કરે અને તે પરણેતર ધણી તેની આગલી વટલવાની વાત જાણીને તેને છોડી મુકે ત્યારબાદ તે સ્ત્રી પાછી ખ્રીસ્તી ધરમમાં આવીને તેજ ધરમના પુરૂષ સાથે લગ્ન કરે તો તે આ કલમ પ્રમાણે ગુન્હેગાર થાય છે.

अ नामनी एक छोडी बाळपणमां वटलीने रोमन काथेलीक धर्ममां आवी हती. अने पछी पोताना बीजा घरनां माणस साथे फरीने हिंदु धर्ममां आवीने एक हिंदु सक्ष साथे परणी हती. पछवाडेथी तेणीने तेना धणीए काढी मुकी ते एवुं कहीने के, जो ख्रीस्ती धर्ममां वटलवानी वात मारा जाणवामां आवी होतती हुं तेणीने परणत नहीं. केटलोक वखत वीत्या बाद अ ने पाछी रोमन काथेलीक धर्ममां फरीने दाखल करी अने एक ब नामना पादरीए तेज धर्मना एक बीजा सक्ष साथे आगला हिंदु धणीनी हयातीमां परणावी दीधी.

ठराव्युं के ख्रीस्ती धर्मनुं लग्न थयुं त्यारे अ नुं हिंदु साथेनुं लग्न चालु अने कायदेसर हतुं. तथा ते अ ४९४ मी कलमना गुन्हानी गुन्हेगार छे अने ब ए तेमां मदद करी छे.

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૪૩૫ તથા ૪૩૯ મી કલમો પ્રમાણે દક્ષણ આરકટના સેસન જડજનું સને ૧૮૮૭ ના બીજા નંબરના અપીલ ઉપરવાળું કામ ફરી તપાસવાની આ અરજી નામદાર હાઈકોર્ટને કરી તેમાં એવી માગણી કરી હતી કે પેહેલા નંબરના બંધવાને ઈં. પી. કો. ની ૪૯૪ મી કલમ પ્રમાણે પ્રથમના ધણીની હયાતીમાં લગ્ન કર્યા માટે તથા બીજા નંબરના બંધવાને તેજ ગુન્હામાં મદદ કર્યા માટે અપરાધી ઠરાવેલા છે, તે ઠરાવ રદ કરવો જોઇએ.

આ મુકરદમાની હકીકત જેના વિષે કાંઇ વાંધો નથી, તેનું બ્યાન સેસન જડજે નીચે પ્રમાણે કરેલું છે.

"દસ વરસ પહેલાં જે દુકાળ પડયો હતો તેમાં પેહેલા નંબરની તહોમતદારેણ ઈરીસી જે તે વખતે એક નાની છોડી હતી. તેને તેનાં માબાપ અમુક તાલુકાના એક ગામમાંથી બીજા તાલુકાના એક ગામમાં લઈ ગયાં ત્યાં બીજા લોકોની સાથે ત્યાંના રોમન કાથેલીક ધર્મના પાદરીએ વટલાવ્યાં. ત્યારબાદ તુરતજ તેઓ પોતાને વતન પાછાં આવ્યાં. અને ત્યાર પછી ઈરીસીનો બાપ મરણ પામ્યો. આ હકીકત સને ૧૮૭૭ માં બની હતી. પેહેલા નંબરનો સાક્ષી સુબાન અને ઈરીસી એ બન્ને ભંગીયાની જાતનાં હતાં. અને તે નાતના રીવાજ પ્રમાણે તથા ખ્રીસ્તી ધર્મ વગરની ધર્મની ક્રિયા પ્રમાણે સને ૧૮૮૫ માં એ ઈરીસી તથા સુબાન પરણ્યાં. લગભગ એક મહીના સુધી તે પોતાના ધણી સાથે રહી. અને તે દરમીયાન ધણીના ધર્મ પ્રમાણે તે વર્તતી હતી. તેઓનો જુદારો થવાનું તુરતનું કારણ મળી આવતું નથી. પોતાની ઓરત એક વખત આગળ ખ્રીસ્તી ધર્મમાં વટલી હતી, એ વાત સુબાનને માલમ પડી હતી, તે કારણથી તેઓ જુદા થયાં હશે. ગમે તેમ હોય તોપણ હવે સુબાન એમ કહે છે કે, હું ઠગાયો છું અને ખ્રીસ્તીધર્મમાં વટલ્યાની વાત મેં જાણી હતતો હું ઈરીસીની સાથે પરણુત નહીં. વળી બીજા નંબરની તહોમતદાર રોમન કેથાલીકના પાદરી મીલર્ડ સાહેબે આ ધણી ધણીયાણી વચે સલુક કરવાનું પછવાડેથી પ્રયત્ન કર્યું ત્યારે એ સુબાને ખ્રીસ્તી ધર્મમાં વટલવાના કારણથી ફરીને પોતાના ઘરમાં લેવાની ના પાડી. એટલુંજ નહી પણ તેણીના બીજા લગ્નના ખરચ વાસ્તે ૨૦ રૂપૈયા આપવાની કબુલત આપી.

સને ૧૮૮૯ ના સપટેંબર મહીનામાં પાદરી મીલડૅસાહેબે ઈરીસીને એક બીજા ખ્રીસ્તી ધર્મવાળા સાથે પરણાવી. જો સુભાન સાથેનું તેણીનું લગ્ન કાયમ રહેલું ગણાય તો તે ઇરીસી ફરી લગ્ન કર્યા માટે ગુન્હેગાર છે. તથા તે ગુન્હામાં મદદ કર્યા વાસ્તે પેલા પાદરીને પણ અપરાધી ગણવો જોઇએ.

અરજદારો તરફથી ગ્રાન્ટ તથા લાક સાહેબે નીચેના ફેંસલાઓની શાહદત આપેલી છે.

ફુલાકા નાચીઆ (૩ મ. હા. કો. રી. ૨૫૪) ગોપાલસીંગ વિ. ઘુંગાજી (૩ વી. રી. ૨૦૬) મુંબાઇ સરકાર વિ. ગંગા (૪ મું. ૩૩૦)

ગુન્હાનો ઠરાવ ટકાવી રાખવાના સંબંધમાં સરકારી વકીલે રાણી વિ. શંભુ રાજુ ૧ મું. ૩૪૭ ના ફેંસલાનો હવાલો આપ્યો છે.

આ અરજીની સાથે જે વિશેષ દલીલો અપાયેલી છે. તે નામદાર ચીફ જસ્ટીસ કોલીન્સ તથા જસ્ટીસ પારકરના ઠરાવમાં આપેલી છે.

ઠરાવ.—પેહેલા નંબરની બાંધવી ઇરીસીને પી. કો. ની ૪૯૪ મી કલમ પ્રમાણે પોતાના ધણી સુભાનની હયાતીમાં ફરી લગ્ન કર્યાના વાંક માટે અપરાધી ઠરાવી છે. તથા બીજા નંબરના બાંધવા એક પાદરીને સદરહુ ગુન્હો કરવામાં મદદ કર્યા વાસ્તે ગુન્હેગાર ઠરાવ્યો છે. હકીકત ઉપરથી એમ માલમ પડે છે કે, સને ૧૮૭૭ માં જ્યારે ઇરીસી સાવ નાની છોકરી હતી, ત્યારે તેના માબાપ સહીત રોમન કેથાલીક ધર્મમાં વટલાવી હતી. પરંતુ તેના માબાપના ગુજરવા બાદ તેણીનું કુટુંબ પાછું હીંદુ ધર્મમાં આવ્યું.

સને ૧૮૮૫ માં ભંગીયાની નાતના રીવાજ પ્રમાણે ઇરીસીને એક સુભાન સાથે પરણાવી હતી. અને થોડા વખત ઘરવાસ ચાલ્યા પછી તેણીના આગળ વટલવાનું બાનું આપીને સુભાને તેને કાઢી મુકી ત્યારબાદ ફરીને તેણીને બીજા નંબરના બાંધવાએ ખ્રીસ્તી ધર્મમાં દાખલ કરીને એક બીજા ખ્રીસ્તી સાથે સને ૧૭૮૯ માં તેને પરણાવી હતી.

સેસન જડજે ઠરાવ્યું છે કે, ઈરીસી તથા સુભાન વચેનું લગ્ન સને ૧૮૬૬ ના ૨૧ મા આક્ટ પ્રમાણે નહીં તુટવાથી ખ્રીસ્તી ધર્મવાળા સાથે જ્યારે તેનું ફરી લગ્ન થયું તે તારીખે આગલું લગ્ન કાયદેસર અને ચાલુ રહેલું હતું. અને તેથી બંને બાંધવાઓ ગુન્હેગાર છે. પરંતુ તે બન્ને જણે કાયદાના ભુલ ભરેલા વિચારથી આ લગ્ન કર્યું છે તેથી માત્ર તેઓને નામની સજા કરેલી છે. ફરી તપાસમાં ઉપરનો ઠરાવ રદ કરવાની જે અરજ અમોને કરી છે તેનાં કારણ નીચે પ્રમાણે છે..

(૧) ઇરીસી તથા સુભાન વચેનું ભંગીયાની નાતનું લગ્ન કાયદેસર નિરર્થક હતું.

(૨) કદાપી તે કાયદેસર હતું એમ માનવામાં આવે તોપણ ખ્રીસ્તી ધર્મના કાનુન પ્રમાણે રદ થઈ શકે એવું હતું અને તે કાયદેસર રદ થયું હતું એવું અનુમાન કરવું જોઇએ.

પેહેલા કારણને સંબંધે એવી તકરાર કરવામાં આવી છે કે, ઇરીસી કોઇ દીવસે પાછી હિંદુ ધર્મમાં આવી નહોતી. અને તેથી તેણીનું સુભાન સાથેનું લગ્ન સને ૧૮૭૨ ના ૧૫ મા આક્ટની ૪ થી કલમ પ્રમાણે નીરર્થક હતું. પરંતુ તેણીનું આખુ કુટુંબ પોતાને વતન પાછું આવ્યા બાદ ફરીને હિંદુધર્મમાં આવ્યું હતું. એ વાત જે જડજે નકી કરી છે, તેને માટે પુરતો પુરાવો પડયો છે. ને તેથી અમે પણ ઠરાવીએ છીએ કે ઇરીસી તથા સુભાન વચેનું લગ્ન એક કાયદેસર લગ્ન હતું.

બીજો સવાલ એ છે કે, ખ્રીસ્તી ધર્મ પ્રમાણે કહેવાએલું લગ્ન જે તારીખે થયું તે તારીખે પ્રથમનું લગ્ન કાયદેસર તુટયું હતું કે નહીં?

લાકસાહેબ એવો વાંધો લે છે કે, ખ્રીસ્તી ધર્મના કાનુન પ્રમાણે તે રદ થઇ શકે એવું હતું. અને તે પ્રમાણે તે રદ થયાનો પુરાવો કામમાં પડેલો નથી. તો પણ તે લગ્ન થયું હતું તેથી એવું કાયદાનું અનુમાન કરવું જોઈએ કે, તે રદ થવામાં જેજે પ્રથમની તૈયારીઓ જરૂરની હોય તે બધી યોગ્ય રીતે કરવામાં આવી હતી.

અમારો સાફ રીતનો એવો અભીપ્રાય છે કે, આ કામમાં એવું અનુમાન થઈ શકતું નથી. અમારી પાસે આવેલી હકીકતને જે કાયદાનો નીયમ લાગુ પાડવાની અરજ કરવામાં આવી છે. તે એ છે કે જ્યારે કોઈ લગ્ન એક વખ્તે થયાનું સાબીત થયું હોય,

ત્યારે ઊલટી રીતના પુરાવાની ગેરહાજરીમાં એવું અનુમાન કરી લેવું જોઇએ કે એ લગ્ન વળી કાયદેસર થયુંહતું. જ્યારે પ્રથમનું ચાલુ રહેલું લગ્ન કાયદેસર ત્રોડવામાં આવ્યું હતું એ બતાવવાનો તમામ બોજો આવા કામમાં તહોમતદાર ઉપર છે.

ખ્રીસ્તી ધર્મના કાનુન પ્રમાણે ઇરીસી તથા સુબાન વચેનું લગ્ન ત્રોડી શકાય એવું હતું એ વાત સાબીત કરવાનો પુરાવો તથા ખરેખરૂં તે પ્રમાણે તે લગ્ન તુટયું હતું તે વાત સાબીત કરવાનો પુરાવો દાખલ કરવાની અમોને અરજ કરવામાં આવે છે. અને જે સક્ષોના ઉપર વિલાયતનો ઘડેલો ધારો લાગુ પડતો નથી, પણ જેઓને પોતાની નાતના રીવાજના નીયમ લાગુ પડે છે તેવા સક્ષોનું લગ્ન પેઢીના કારણથી કાયદેસર ન ગણાતું હોય તો પણ, રોમન કેથાલીકના ધર્મના કાનુન પ્રમાણે તેવું લગ્ન કાયદેસર માની શકાય છે. એ તકરારની પુષ્ટીમાં લોપેઝ. વિ. લોપેઝ. ૧૨ ક ૭૭૬ નો મુકદમો જોવાનું અમોને કહેવામાં આવે છે.

એ મુકરદમામાં જે નીયમ ઠરાવ્યો છે. તે ચાલતા મુકરદમાને લાગુ પડતો નથી. કેમકે લગ્ન કરનારા ઊભય પક્ષોમાંથી એક જણ એટલે સુબાનને રોમન કેથાલીક ધર્મનો ગ્નાતોનો કાયદો કોઇ દિવસે લાગુ પડેલો નથી. માટે આ બાબતમાં પુરાવો લેવો એ અગત્ય જણાય છે કેમકે રોમન કેથાલીક ધર્મના કાનુનના નીયમો ગમે તેવા હોય, તો પણ સુબાન પાસેથી તેની સ્ત્રી છીનાવી લેનારા નથી. ત્યાર બાદ એવી અરજ ગુજારવામાં આવી છે કે, ખ્રીસ્તી ધર્મમાં વટલેલા દેશીઓમાં લગ્ન ત્રોડવાનો કાયદો (સને ૧૮૬૬ નો ૨૧ મો આકટ રોમન કેથાલીક ધર્મવાળાને લાગુ પડતો નથી. અને સાચી રીતે જોતાં ગવરનરજનરલ ઇનકાઊસીલે લગ્નો સંબંધી જે કાયદાઓ પસાર કરેલા છે. તે કાયદાના અમલમાંથી રોમન કેથાલીક ધર્મવાળાઓને હમેશાં મોકલા રાખ્યા છે. આ તકરારની પુષ્ટીમાં સને ૧૮૭૨ ના આકટની ૬૫ મી કલમ તથા ઉપરના આકટની ૩૪ મી કલમ જોવાની અરજ થઇ તે. જે દેશી લોકો ખ્રીસ્તી ધર્મમાં વટલી જઇ ને તેમની ધણીઆણી અથવા તેમના ધણીએ ધર્મના કારણને લીધે છોડી દે છે તેઓનાં લગ્ન ચોકસ રીત પ્રમાણે તથા ચોકસ પ્રસંગે કયી રીતે કાયદેસર રદ થાય તે ઇરાદાથી સને ૧૮૬૬ નો ૨૧ મો આકટ બંધાએલો છે, અને તેજ કાયદાની ૩૪ મી કલમમાં ફરમાવ્યું છે કે કોઇ દેશી રોમન કેથાલીક ધર્મમાં વટલેલો હોય, એને તેનું લગ્ન તેજ ધર્મના કાનુનો, રીવાજો, તથા ધર્મ વીધીઓ પ્રમાણે થયું હોય તો તે લગ્ન કાયદા વિરૂદ્ધ છે એમ આ કાયદાથી સમજવું નહીં. જે રીત આ કાયદામાં બાંધી છે તે રીતના અમલમાંથી રોમન કેથાલીક ધર્મમાં વટલેલાઓને મોકલા રાખ્યા નથી પણ ફક્ત તે કલમથી એટલુંજ ઝાહેર કરેલું છે કે, આ કાયદાથી કોઇ રીતે રોમન કેથાલીક ધર્મ પ્રમાણે થએલું લગ્ન ગેર કાયદેસર થશે નહીં. જો કોઇ સ્ત્રીનો ભરથાર જીવતો હોય તો, કોઇ રોમન કેથાલીક ધર્મનો પાદરી તે સ્ત્રીને બીજા પુરૂષ સાથે પરણાવે તો તે કોઇ રીતે બેશક કાયદેસર ગણાતું નથી.

જે કાંઇ સને ૧૮૭૨ ના ૧૫ મા આકટની ૬૫ મી કલમમાં ઠરાવ્યું છે તે એ છે કે, સુદરહુ કાયદાના છઠ્ઠા ભાગ પ્રમાણે રોમન કેથાલીક ખ્રીસ્તીઓ વચ્ચે જે લગ્ન થાય, એટલે તેજ કાયદા પ્રમાણે જેને લગ્ન વિધી કરાવવાનો અખ્તીઆર આપ્યો હોય, તે ખાત્રી પત્રથી એમ લખી આપે એ લગ્ન થયું છે. તો તેવાં લગ્ન નહીં કરવા, એ કાયદાથી જે ફેરફાર કર્યા છે તે એ છે કે, રોમન કેથાલીક ધર્મવાળાએ, પોતાના ધર્મની ક્રીયાઓ પ્રમાણે પોતાનાજ પાદરીઓથી લગ્નો ફક્ત કરાવી શકે છે તેમાં અમુક પંક્તી સુધીમાં લગ્ન નકરેવું તે વીશે તેમાં કાંઇ કહેલું નથી જુઓ લોપેઝ. વિ. લોપેઝ. [૧૨ ક ૭૦૬] પણ સ્થાનીક કાયદા પ્રમાણે જે ઓરતનું બીજા પુરૂષ સાથે લગ્ન કરાવવાનો અખ્તીઆર રોમન કેથાલીક ધર્મના પાદરીને બેશક મળ્યો નથી. નીચલી કોર્ટે જે ઠરાવ કર્યો છે તે વાજબી છે તેમાં કશોએ શક અમોને આવતો નથી માટે આ અરજી કાઢી નાંખવી જોઇએ.

## કલમ ૪૯૫ મી.

૪૯૫. જેની સાથે પાછળનું લગ્ન કરવામાં આવે તેનાથી આગલા લગ્નની વાત છુપાવીને જે સખસ ઉપલી કલમમાં લખેલો ગુન્હો કરે તેને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

તેંજગુન્હો, પણ જે સખસની સાથે પાછળનું લગ્ન થાય તેનાથી આગળનાં લગ્નની વાત છુપાવીને કરેલો.

## કલમ ૪૯૬ મી

૪૯૬ જે માણુસ બદદાનતથી અથવા દગલબાજીના ઇરાદાથી પોતાનો લગ્ન વીધી થવા દે, એવું જાણીને કે તેમ થવાથી કાયદા મુજબ માફ લગ્ન થતું નથી; તો તેને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કાયદા મુજબ લગ્ન થતાં દગલબાજીના ઇરાદાથી થવા દીધેલો લગ્નવીધી

## કલમ ૪૯૭ મી.

આ સખસ બીજા પુરૂષની સ્ત્રી છે, એવું જે જાણે છે અથ છીનાળુ. વા એવું માનવાનું જેને કારણ છે, તે માણસ તે સખસની સાથે પેલા બીજા પુરૂષની રજામંદી સિવાય, અથવા તે બીજા પુરૂષે જાણ્યું અજાણ્યું ન કરતાં સંભોગ કરે, અને તે સંભોગ બળાત્કાર સંભોગનો ગુન્હો ન થતો હોય, તો તે માણસે છીનાળાનો ગુન્હો કર્યો એમ સમજવું. અને તેને પાંચ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા બંનેની શિક્ષા કરવામાં આવશે. એવી બાબતમાં તે સ્ત્રીને મદદગારીની માફક શિક્ષા કરવામાં આવશે નહિ.

### માહારાણી કેસરેહીંદ વિ. કાળુ.

**કલમ ૪૯૭.**

**૧**

તા. ૮-૧૨-૮૨
ઈ.પ મું. પા. ૨૩૩
છીનાળાના ગુન્હામાં બંધવે જે સ્ત્રી સાથે છીનાળુ કર્યું હોય તે સ્ત્રી ફરીઆદીની પરણેતર સ્ત્રી હોવાનું કબુલ કરે તથા એ સ્ત્રી પુરૂષ માંહોમાહે પોતાનું લગ્ન થવાની વાત કબુલ કરે એટલીજ કબુલતથી તે સ્ત્રીનું ફરીઆદી સાથે લગ્ન થયાની વાત નીરણયકારક રીતે સાબીત થઈ શકતી નથી.

प जे ड नी स्त्री कहेवामां आवे छे, तेनी जबरीनथी लाज लीधानुं एक क उपर आरोप मुकीने ते ड तथा प ए फरीयाद करी ते उपरथी बळात्कार संभोग, अथवा छीनाळाना गुन्हानुं वीकल्प रीतनुं तहोमत मुकीने इनसाफ थवा सारु क ने कमीट करवामां आव्यो. ड तथा प वच्चेना लग्ननो पुरावो नीचे प्रमाणे हतो. ड एँ कहयुं के हुं प साथे परण्यो छुं, प एं कहयुं के हुं ड साथे परणी छुं, क ए कहयुं प ड नी परणेतर स्त्री छे क, ने छीनाळाना गुन्हानो अपराधी ठरावबामां आव्यो. हाइ कोर्टे ठराव्युं के, सने १८७२ ना पुरावाना कायदानी ५० मी कलम नहीं. परंतु सघळां फोजदारी काममां लग्न थयानी वात द्रढ रीते साबीत थवी जोइए. ए न्याय तत्व पण लक्षमां लेतां आवो पुरावो प तथा ड वच्चेनो वरं वहुनो संबंध साबीत करवाने वास्ते बस नथी, केमके, छीनाळानी फरीआदमां ते संबंध घणोज जरुरनोछे. माहाराणी वि. पीतांबर सींधनो फेंसलो मंजुर करवामां आव्यो.

वळी १८७२ ना दसमा आक्टनी ४७८ मी कलममां चींतवन कर्युं छे. ते प्रमाणे छीनाळाना गुन्हा वास्ते क उपर ड ए खरेखरी फरीआद मांडी नथी. तथा छीनाळा माटे क ना गुन्हानो ठराव रद करवो जोइए. केमके बळात्कार संभोगना गुन्हाना काममां साक्षी दरजे ड ना हाजर थवाथी ४७८ मी कलमना अर्थ प्रमाणे फरीआद मांडया बरोबर थतुं नथी.

અને ૧૮૮૨ ના અક્ટોબરની ૨૬ મી તારીખે અલહાબાદના સેસન જડજે ગુન્હાનો ઠરાવ કર્યો હતો તેના ઉપર આ અપીલ કરવામાં આવી છે.

આ મુકરદમાંની કેફીયત હાઇકોરટના ઠરાવમાં આપેલી છે.

**અપેલેન્ટ તરફથી હાવોટ સાહેબ.**

**સરકાર તરફથી બાબુ દુવારકાંનાથ બાંનરજી**

**જસ્ટીસ સ્ટ્રેટનો ઠરાવ.**

ગયા અકટોબરની ૨૬ મી તારીખે અલહાબાદના સેસન જડજે એક કછી ડુબડી નામના સક્ષની ઓરત સાથે છીનાળું કર્યાના ગુન્હાનો અપેલેન્ટને અપરાધી ઠરાવી તેને એક બરસની સખત કેદની સજા કરી હતી. તેના ઉપર આ અપીલ કરવામાં આવી છે.

પ્રથમનું તહોમત બળાત્કાર સંભોગનું હતું. પરંતુ માજીસ્ત્રેટે તેના ઉપર વીકલ્પ રીતના તહોમત મુકીને કમીટ કર્યો હતો. તે ઉપરથી સેસન જડજે નીચલી કોરટના મુકેલાં તહોમતો રાખી ઇનસાફ કર્યો હતો. મુકરદમાની હકીકત અપીલની અરજીમાં જીવાડી નથી તેથી તેનું વિવેચન કરવાની કાંઈ જરૂર નથી. અને આ અપીલમાં કાયદાની જે બાબતો રહેલી છે, તેનો નીકાલ કરવા સારૂ અપેલેન્ટ કાળુને ઓરત પાર્વતીથી દોસ્તી હોવાની વાત સાબીત થયાનું હું માની લઊં છઊં.

અપેલેન્ટના વકીલે બે સવાલો ઉઠાવ્યા છે, તેમાં પહેલો સવાલ એ છે કે, "ડુબડી અને પાર્વતી વચેનું લગ્ન સાબીત કરવા સારૂ દફતરમાં જોઇએ તેટલો પુરાવો પડ્યો નથી."

અને બીજો સવાલ એ છે કે, "ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૪૭૮ (૧૯૯) મી કલમના અર્થ મુજબ પી. કો. ની ૪૯૭ મી કલમમા ગુન્હા માટે ડુબડીએ ફોજદારી ફરીયાદ કરી નથી.

આ સવાલોમાંથી પેહેલા સવાલના સંબંધમાં ખરેખરો પુરાવો શું છે. તે કહેવું અગવડ વાળુ છે. પંડે પાર્વતી કહે છે કે, "હું ડુબડી કછીની કાયદેસર ઓરત છું- તેને ક્યારે પરણી હતી તેની મને ખબર નથી. હું ત્રણ ચાર વરસથી માહારા ધણી ભેગી રહુંછું." ડુબડી કહે છે કે, "પાર્વતી મારી ધણીયાણી છે તેની સાથે હું આઠ વરસ ઉપર પરણ્યો હતો. તે પેહેલાં કોઈની સાથે લગ્ન થયું નહોતું. ગયા ચાર વરસથી તે મારી ભેગી રહેછે, અમોને હજી છોકરાં થયાં નથી." આ પેહેલા વાંધાની સામે ઉપરની જુબાની શીવાય અપેલેન્ટે માજીસ્ત્રેટ પાસે જે કહ્યું હતું, તે સરકારી વકીલે મેં આગળ મુક્યું છે. અને તેનું એ કહેવું એ હતું કે, "પારવતી એ ડુબડીની પરણેતર સ્ત્રી છે." દફતરમાં સઘળી રીતનો પુરાવો આવો છે, અને તે પુરાવો તદન અપુર્ણ છે. એમ મારો સાફ રીતે અભીપ્રાય થાય છે. તથા પુરાવાના કાયદાની ૫૦ મી કલમમાં જે સ્પષ્ટ નીયમ બાંધ્યો છે, તે નીયમ તરફ એકલુંજ નહીં પરંતુ બધાં ફોજદારી કામોમાં લગ્નનો પુરાવો દ્રઢ હોવો જોઇએ. એ નીયમ તરફ પણ લક્ષ રાખતાં પારવતી અને ડુબડી વચેનો વર વહુનો સંબંધ બીલકુલ સાબીત થતો નથી. અને એ સંબંધ આ ફરીયાદમાં ખરેખરી મુદાની બાબત છે અપેલેન્ટના કબુલ કરવાથી મુકરદમાનું રૂપ કોઈ રીતે મજબુત થતું નથી. કેમકે આ ખરેખરી લગ્ન થયું હોય તો, ૪૯૭ મી કલમ માંહેલા ગુન્હાનો ઠરાવ તેના વિરૂદ્ધ રહી શકતો નથી. કછીઓમાં જે લગ્ન વિધી ચાલે છે, તે લગ્ન વિધી ડુબડી અને પારવતી વચ્ચે થઇ હતી કે

નહીં? તે દેખાડવામાં એ બંને સક્ષોના ઘણુાજ અગમ રીતના કહેવા શીવાય, કોઇ ખાત્રી લાયક પુરાવો સેસન જડજે લેવો જોઇએ. અને "પુરાવેથી સાફ રીતે સાબીત થાય છે કે, પારવતીએ ડુબડી કછીની કાયદેસર ઓરત છે. એ ટીકા પુરેપુરી સંભાળ કે વિચાર કર્યા વગર સાવ ઉઘાડુ છે. કલકત્તા હાઈ કોરટના ફુલબેંચે માહારાણી વિ. પીતાંબર સીંગના કામમાં જે ઠરાવ કર્યો છે તેને હું આખી રીતે મળતો આવું છું અને જ્યારે આ ફેંસલાનો આધાર તેની પાસે રજુ કરવામાં આવ્યો હતો ત્યારે મંજુર રાખ્યો હત તો જડજે ઠીક કર્યું કહેવાત.

આ પેહેલા સવાલના સંબંધમાં મેં જે અભીપ્રાય બાંધ્યો છે. તે ઉપરથી પારવતી અને ડુબડી વચેના લગ્નનો વેધુ પુરાવો લેવા સારૂ આ કામ હું અલહાબાદના સેસન જડજ પાસે મોકલવાનું દુરસ્ત ધારત. પરંતુ બીજા સવાલના સંબંધમાં જે અભીપ્રાય બાંધ્યો છે, તે અભીપ્રાયથી તેમ કરવું વૃથા લાગે છે. ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૪૭૮ (૧૯૦) મી કલમમાં ચીતવન કર્યું છે, તે પ્રમાણે પી. કો. ની ૪૯૭ મી કલમના ગુન્હા માટે કાળુ ઉપર ખરેખરૂં જોતાં ડુબડીએ ફરીયાદ કરી નથી. પરંતુ ઉલટી રીતે જોતાં પારવતી અને ડુબડીએ ચોખો બળાત્કાર સંભોગનો મુકરદમો ખડો કરાવ્યો છે. તે ગુન્હા (બળાત્કાર સંભોગ) ને માટે પોસીક્યુશન તરફથી સાહેદી તરીકે તેનું હાજર થવું ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૪૭૮ મી કલમના અર્થ પ્રમાણે છીનાળાની ફરીયાદ માંડયાવત ગણુવાનો મારો અભીપ્રાય થતો નથી. ફરીયાદ શબ્દ સારી પેઠે સમજાયેલો શબ્દ છે. અને ફોજદારી કામ ચલાવવાના કાયદાની ૧૪૨ મી કલમમાં વીગતવાર લખ્યું છે. કે, જ્યારે કોઇ ગુન્હો પીનલકોડના ૨૦ મા બાબ પ્રમાણે થતો હોય, તે ગુન્હાની ફરીયાદ વગર કોઇ માજીસ્ટ્રેટે તેનું કામ હાથ ઝાલવું નહીં. ૪૯૭ મી કલમનો ગુન્હો એ પીનલકોડના ૨૦ મા બાબ માંહેલો ગુન્હો છે. જે માણસે કોઇની સ્ત્રીની બળાત્કારે લાજ લીધી હોય, એટલે કે તે સ્ત્રીની સંમત્તી વિરૂદ્ધ તેણીની સાથે સંભોગ કર્યો હોય, તે સક્ષને સજા કરાવવાની ઇચ્છા તે સ્ત્રીના ધણીની થાય, પણ જ્યારે તે સંભોગના કામમાં પેલી સ્ત્રી ખુશીથી સામેલ થયાનું નીકળી આવે ત્યારે માંડેલી ફરીયાદ આગળ ચલાવવાને તેની ઇચ્છા હોવી જોઈએ એમ તેમાંથી બીલકુલ નીકળી શકતું નથી. ગમે તેમ હોય તોપણ જો છીનાળા માટે ફોજદારી ફરીયાદ માંડવાની હોય તો તે ગુન્હાની રીતસર ફરીયાદ કાયદામાં ઠરાવ્યા પ્રમાણે માંડવી જોઇએ. અને જો તે પ્રમાણે ન માંડી હોય તો ૪૭૮મી કલમ પ્રમાણે જે થવું જોઇએ તે થતું નથી. આ ઠેકાણે માહારે કહેવું જોઈએ કે હાલની જાતનો મુકરદમો જ્યારે અદાલત પાસે આવે ત્યારે કયો રસ્તો ગ્રહણ કરવો એ વીશે ફોજદારી કામ ચલાવવાની રીતના નવા કાયદાની ૨૩૮ મી કલમમાં કાંઈ શક પડતુ રાખ્યું નથી. જે અભિપ્રાય મેં અત્રે આપ્યો છે તેને લઇને આ અપીલ મંજુર રાખી કાળુના ગુન્હાનો ઠરાવ રદ કરવામાં આવે છે અને તેને તાબડતોબ છોડી મુકવાનો વિશેષ હુકમ પણ કરવામાં આવે છે.

## માહારાણી કેસરેહીંદ વિ. પીતાંબરસીંગ.

पुरावाना कायदानी ९० कलममां जे नीयमो बांध्या छे, तें उपरथी घणीज खुली रीते देखाइ आवे छे के, फरी लग्न करवाना छीनाळाना तथा परणेतर ओरतने भगवी लइ गयाना गुन्हानी फरीयादमां लग्न थयानी वात जरूरनी छे, अने ए वात नीयमसर खात्री थाय, एवी रीते साबीत थवी जोइए.

राणी विरुद्ध वजरीनो केश रद करवामां आव्यो.

કલમ ૪૯૭.

૨

તા. ૮—૧૨—૮૯

ફુ. ધ ક. પા. ૫૬૧

છીનાળાના ગુન્હામાં બંધવ જે સ્ત્રી સાથે છીનાળું કરયું હોય તે સ્ત્રી ફરીઆદીની પરણેતર સ્ત્રી હોવાનું કબુલ કરે તથા એવી પ્રથમ માંહોમાં કે પોતાનું લગ્ન થયાની વાત કબુલ કરે એટલીજ કબુલાત ઉપરથી તે સ્ત્રીનું ફરીઆદી સાથે લગ્ન થયાની વાત નીરણયકારક રીતે સાબીત થઈ શકતી નથી.

ફુલબેન્ચના અભિપ્રાય માટે આ મુકરદમો જસ્ટીસ વીલસન તથા જસ્ટીસ ટોટનહામે લખી મોકલ્યો હતો. લખાણુ કરવાનું કારણુ નીચે મુજબ હતું.

આ કામમાં હીં. પી. પી. કો. ની ૪૯૭ મી કલમ માંહેલા છીનાળાના ગુન્હાનો બંધવાને અપરાધી ઠરાવ્યોછે, ઓરત સાથે લગ્ન થયાનો પુરાવો ફરીયાદીના બોલ્યા સીવાય બીજો નથી. તે કહેછેકે " આ સ્ત્રી માહરી પરણેતર ઓરતછે " અને તે ઓરત કહેછેકે " હું ફરીયાદી સોમૈયા સાથે પરણેલીછું. "

લગ્ન થયાના આટલા પુરાવા ઉપરથી છીનાળાના ગુન્હાનો ઠરાવ કાયમ રાખવો કે નહીં ? તે સવાલ ફુલબેન્ચના અભીપ્રાય માટે રજુ કરવાની અમો ઈચ્છા રાખીએ છીએ.

આ કોર્ટના બે ઠરાવો એક બીજાથી વીરૂદ્ધ રીતે ચુકયાછે રાણી વીરૂદ્ધ સ્મીથના કામમાં છીનાળાના ગુન્હાનો ઠરાવ કેટલાક કારણોથી રદ થયો હતો. તેમાનું એક કારણ એવું હતુંકે, લગ્ન થયાનો પુરાવો જોઈએ તેટલો થયો નથી.

અને તે ઉપરથી ઠરાવ્યુંકે છીનાળાના ગુન્હાની ફરીયાદમાં લગ્ન થયાનો સજડ પુરાવો હમેશાં થવો જોઇએ. આવાજ મજમુનનો ઠરાવ આ અદાલતને સને ૧૮૬૫ ના ડીસેંબરની ૧૫ મી તારીખે ૧૧૪૪ વાળા નંબરના સરક્યુલરથી કરવામાં આવ્યોછે. રાણી વી. વજીરાના કામમાં ચાલતા મુકરદમાના પુરાવા જેવો પુરાવો બસ ગણવામાં આવ્યાનું જણાયછે. અમોને જણાયછેકે, ન્યાયતત્વો પ્રમાણે આવો પુરાવો અપુર્ણ મનાવો જોઇએ. છીનાળાના ગુન્હાની ફરીઆદમાં સંભોગ થયાની વાત જેટલે દરજ્જે જરૂરનીછે તેટલે દરજ્જે તે સ્ત્રીનું લગ્ન થયાની વાત સાબીત થવી જરૂરની છે, અને અમે ધારીએ છીએકે જેમ બીજા મુદ્દાની હકીકતો સાક્ષીઓના પ્રત્યક્ષ પૂરાવાથી સાબીત થાયછે, તેમ જે હકીકતથી લગ્ન થતું હોય તે હકીકત પણુ પૂરાવાના કાયદાની ૬૦મી કલમ પ્રમાણે પ્રતક્ષ પુરાવાથી સાબીત થવી જોઇએ. અને જ્યારે એમ થાય ત્યારેજ જે હકીકત બન્યાનું તેઓ સાક્ષીઓ કહેતા હોય, તે હકીકત બની હતી કે નહીં તે કોરટ થકી નકી કરવાનું બની શકે, અને

જો તે પ્રમાણે બન્યું હોયતો કાયદાની બાબતમાં તે લગ્ન ખરૂં છેકે નહીં.

કેટલીક ફરીયાદોમાં તથા કેટલાક કામોને માટે લગ્ન થયાનો સજડ પુરાવો થોડા હોવાની પુરાવાના કાયદાની જે કલમોમાં છુટી રાખી છે, તે કલમ ૩૨ મી તથા ૬૦ મી દેખાય છે. પણ ૩૨ મી કલમ આંહી લાગુ પડતી નથી. અને ૫૦ મી કલમમાંથી તો સ્પષ્ટ રીતે ફરી લગ્ન કરવાની, છીનાળાની પરણેતર ઓરતને ફોસલાવી લઇ જવાની ફોજદારી ફરીયાદો બાતલ કરેલી છે.

લગ્ન થયાનું પ્રત્યક્ષ પુરાવાથી સાબીત કરવાનું કાયદાકારોએ, આવા કામમાં ધાર્યું હોય, એમ અમોને આ સ્પષ્ટ રીતના બાતલ કરવાના ઠરાવથી મજબુત રીતે જણાય છે. હિંદુસ્થાનનો છેડા છુટકા કરવાનો કાયદો (૧૮૬૯ નો ચોથો આકટ) ઉપલા અમારા મતને પુષ્ટી કરે છે. અને છીનાળા માટે જે દીવાની ફરીયાદો મંડાણી હોય, તે ફરીયાદોમાં કેમ કરવું તે વીશેનો છે. છુટકારાની ફરીયાદ અરજીનો તેમાં નમુનો આપેલો છે. અને તે નમુનામાં લગ્ન થયાનો સમય, તથા સ્થળની હકીકતનું બ્યાન કરેલું છે. જો આ હકીકત ફરીયાદમાં જીવાડવી હોય તો, તે વાત સાબીત કરવી જોઈએ. એટલાજ માટે લખવાનું અનુમાન કરવું જોઇએ. અને એકજ હકીકત ઉપરથી દીવાની ફરીયાદ મંડાણી હોય તેમાં જેટલો દ્રઢ પુરાવો જોઇએ, તેથી વધુ દ્રઢ પુરાવો કોઇ ફોજદારી ફરીયાદમાં હોવાનું ભાગ્યેજ ધારી શકાય છે.

પુરાવાનો કાયદો ઘડનારાઓએ, આ બાબતનો નીયમ બાંધવામાં તાદરશ વિલાયતમાં ચાલતા કાયદા પ્રમાણે ચાલવાનું યત્ન કર્યું હોય, એમ અમોને જણાય છે. અને વિલાયતમાં પણ જયારે ફરી લગ્ન કરવાની ફોજદારી માંડી હોય, તેમાં ફરી લગ્ન થયાની વાત અથવા છીનાળા બાબત ફોજદારી ફરીયાદ માંડી હોય તેમાં લગ્ન થયાની વાત બીજી બધી મુદ્દાની વાતો માફક એટલીજ દ્રઢતાથી સાબીત કરવી જોઇએ. એ બાબતમાં કશો સંદેહ નથી.

આ વધારે દ્રઢ નીયમ ગ્રહણ કરવાથી કાંઇ અગવડતા થવાનો સંભવ અમારા જોવામાં આવી શકતો નથી. આ દેશના લોકોના ઘણા સમુદાયમાં લગ્ન એટલી બધી ધામ ધુમથી તથા વિધી પૂરવક થાય છે કે, લગ્ન થયાની વાત સાબીત કરવા ટાંણે ભાગ્યેજ ભાંજગડ ઊઠે છે. આ દેશની પ્રજાના હરકોઇ નાતના વરગમાં લગ્ન સંબંધના વિચારો તથા રીવાજો એટલા તો ઢીલા હોય કે, તેથી ઘણા લગ્નોનું ખરાપણું શક પડતું થાય છે. તેવી ન્યાતીના વરગમાં એટલી ધામધુમથી નહીં હોય, તથા પોતા પાસે જે જે ફરીયાદો આવી હોય. તે ફરીયાદમાં લગ્નનું ખરા કીંવા ખોટાપણું નકી કરવા સારૂ ખરેખરી બનેલી હકીકત બરોબર રીતે કોરટ પાસે ચુકાવવી જોઈએ. તેને વાસ્તે આ એક વધારેનું કારણ હોવાનું અમોને લાગે છે.

આ મુકરદમાની તકરાર કરવા સારૂ કોઇના તરફથી કોઇ હાજર થયું નહોતું.

## ફુલબેંચ તરફથી ચીફ જસ્ટીસ ગાર્થે આપેલો ઠરાવ.

છીનાળાના ગુન્હાનો ઠરાવ વાજબી ગણવામાં લગ્ન થયાનો પુરાવો આ કામમાં જોઇએ તેટલો નથી. એમ અમે સાફ રીતે માનીએ છીએ.

કલમ ૪૯૭ મી.

આ ગુન્હાની ફરીઆદમાં સંજોગ થયાની વાત સાબીત કરવી જેટલી જરૂરની છે, તેટલીજ લગ્ન થયાની વાત સાબીત થવી જોઇએ. એવો અભીપ્રાય, આ કામ લખી મોકલનાર વિદ્વાન જડજોએ આપ્યોછે. અને પુરાવાના કાયદાની ૫૦ મી. કલમમાં જે નીયમો બાંધ્યા છે, તે ઉપરથી ઘણીજ ખુલી રીતે દેખાઇ આવે છે કે, ફરી લગ્ન કરવાના છીનાળાના તથા પરણેતર ઓરતને, ભગવી લઇ જવાના ગુન્હાની ફરીઆદમાં લગ્ન થયાની વાત જરૂરની છે. અને એવા નીયમસર ખાત્રી થાય, એવી રીતે સાબીત થવી જોઇએ.



## કલમ ૪૯૮ મી.

જે સ્ત્રી કોઇ બીજા પુરૂષની સ્ત્રી છે, અને તેની સ્ત્રી છે એવુ જે માણસ જાણે છે, અથવા એવું માનવાનું જેને કારણ છે તે અગર તે સ્ત્રીને તે પુરૂષ પાસેથી, અથવા તે પુરૂષની વતી જે સખસના હવાલામાં તે સ્ત્રી હોય તે સખસ પાસેથી લઇ જાય, અથવા ફોસલાવીને લઇ જાય, એવા ઇરાદાથી કે તે સ્ત્રી કોઇ સખસની સાથે જારકરમ કરે અથવા એવી કોઇ સ્ત્રીને તે ઇરાદાથી સંતાડી અથવા રોકી રાખે, તો તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

સાપ્રાધીન રાદાથીકોઈપરણેલી સ્ત્રીને ફોસલાવી જવી લઈ જવી અથવા રોકી રાખવી.

### કોરાંગા વિ. માહારાણી કેસરેહીંદ.

જો कोइ रीवाज सारी पेठे जामेलो होय तो, ते मुलक प्रसीद्ध होवो जोइए. अने ते बीशेनो नीरमळ पुरावो न होय त्यां सुधी अलीआ संताणाना धर्म शास्त्र प्रमाणे कोइ स्त्री पुरुष दंपती भावे रहे. एथी करीने लग्न थतुं नथी. अने कोइ सक्ष हीं. पी. को. नी ४९८ मी कलमसां जे इरादो लख्यो छे. ते इरादा सारु कोइ परणेतर स्त्रीने फोसलावी लइ जाय, तो ते सक्ष एज कलमना गुन्हानी सजामे पात्र थता नथी.

કલમ ૪૯૮.
૧
તા. ૧૪-૨-૮૨ ઈ. ૬ મ. પા. ૩૭૪
દંપતી ભાવે રહેવું એટલાજ ઉપરથી લગ્ન થયાવાત માની શકાતી નથી.

સને ૧૮૮૨ ના ૨૧ મા નંબરના કામમાં ગાંગલોર તાલુકાના એક બીજા વર્ગના માજીસ્ટ્રેટે સજા કરી હતી. અને જે સજા અપીલમાં દક્ષીણ કાનડાના જીલ્લા માજીસ્ટ્રેટે અપીલમાં બહાલ રાખી હતી. તે સુધારવા સારૂ આ અરજી ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની ૨૯૭ (૪૩૮) મી કલમ પ્રમાણે હાઇકોર્ટને કરવામાં આવી હતી.

આ અરજદાર કોરાગા ઉપર હીં. પી. કો. ની ૪૯૮ મી કલમ પ્રમાણે કોઈ પરણેલી ઓરતને લઈ જવાના ગુન્હાની ફરીયાદ કરવામાં આવી હતી. જેમાં તે સદરહુ ગુન્હાનો અપરાધી ઠરતાં તેને કેદ તથા દંડની સજા કરવામાં આવી હતી.

ગુન્હો બન્યા ટાંણે હું બીજે ઠેકાણે હતો, એ બચાવ તેનાથી સાબિત થઇ શક્યો નહીં. ત્યારે તેણે એવી દલીલ આપી કે અલીઆ સંતાણનું ધર્મશાસ્ત્ર જેના નિયમ ફરીઆદી તથા તેની કહેવાતી સ્ત્રીને લાગુ પડે છે. તે મુજબ તે સ્ત્રીને ભુતાલ પંડયાની સ્મૃતીના ૧૨ મા નિયમ પ્રમાણે તે સ્ત્રીને પોતાના ધણીને છોડી દઈ મરજીમાં આવે ત્યાં રહેવાનો હક હોવાથી તે કોઇની સ્ત્રી ગણાઈ શકાતી નથી. ઉપર કહેલો ૧૨ મો નિયમ એવો છે કે "નાયરોમાં જે છોકરીઓ જુવાનીએ પહોંચી ન હોય તેઓનુંજ લગ્ન કરવું, પણ ઇચ્છાવરથી તેઓએ પરણવું નહીં. અને ત્યારબાદ એની એજ અથવા ઊંચી જાતીવાળાઓ તે છોકરીઓ રાખે તો તેમાં હરકત નથી."

આવી તકરાર ઉપર બીજા વર્ગના માજીસ્ટ્રેટે, અલીઆ સંતાણના શાસ્ત્ર પ્રમાણે વર્તનારા લોકોનો તેઓના રીવાજ તથા વહીવટના સંબંધમાં પુરાવો લેવા સારૂ કુશળ મા-

ણુસ તરીકે હાઇકોર્ટના બે વકીલોની જુબાની લીકી.

આ બંને સાહેદોએ આપેલા પુરાવાનો સારાંશ નીચે પ્રમાણે છે.

મલબાર તરફનો વહીવટ કાનડા તરફના વહીવટથી જુદો છે. અલીઆ સંતાણી શાસ્ત્ર પાળનારા લોકોમાં લગ્ન ક્રીયા નીયમ પુર્વક કરવાનો રીવાજ છે. અલીઆ સંતાણુના શાસ્ત્ર પ્રમાણે ચાલનારા તુલુ લોકોમાં લગ્ન વિધી કરવાનો રીવાજ છે. જેમ બીજા શાસ્ત્ર પ્રમાણે લગ્ન વિધી થયા પછી બંને જણુઓ વરવહુ તરીકે રહે છે, તેમ અલીઆ સંતાણુના શાસ્ત્ર મુજબ લગ્ન થયા પછી તેઓ તેવીજ રીતે રહે છે. પરંતુ આવી રીતે પરણેલી સ્ત્રી, પોતાના ધણીનું ઘર મુકી દઇ માવતર જાય છે, અને પ્રથમના લગ્ન વખતે તેના ધણીએ આપેલી બક્ષીસો બીજું લગ્ન કરવા અગાઉ તેને સોંપી દેવામાં આવે તો, તે સ્ત્રીને તેની માવતરની કોરતા સગાઓ બીજા ધણી સાથે પરણાવી દે છે. બીજી વખતનાં લગ્ન કરવામાં એજ ક્રીયાઓ કરવામાં આવતી નથી. પરંતુ એ સ્ત્રી નવા ધણીના કબજામાં રહે છે. અને આવા લગ્નથી થએલી પ્રજાને તેનો બાપ વખતો વખત મિલકત આપતો જાય છે, યુવાવસ્થા આવ્યા અગાઉ અથવા પછી છોકરીઓ પરણે છે. ભુતાલ પંડયાનું શાસ્ત્ર તુલુ લોકો માનતા નથી, તે લોકો અલીઆ સંતાણુના શાસ્ત્રને માને છે. રાંઢા સાથે વિધવા સાથે અથવા જે સ્ત્રીએ પોતાનો ધણી મુકી દીધો હોય, તે સ્ત્રી સાથે લગ્ન કરી શકતો નથી. આવો પુરાવો પડયા ઉપરથી માજીસ્ટ્રેટે ઠરાવ્યું છે કે, ફરીઆદીની ઓરતનું નીયમ પુર્વક સાબીત થવાથી, તેણીને પોતાના ધણીનું ઘર છોડયા પછી માવતર જવું જોતું હતું. પણ બંધવા સાથે રાત્રે ભાગી જઇને એક પખવાડીઆ સુધી જુદા જુદા ઘર બંધવા સાથે રહેવું જોઇતું ન નહોતું.

અપીલમાં જીલ્લા માજીસ્ટ્રેટે નીચે પ્રમાણે ઠરાવ આપ્યો છે.

" અપીલેન્ટને એક કોઠારીની નાતના માણસની સ્ત્રી સાથે જનાખોરી કરવાના ઇરાદાથી તેણીને ફોસલાવી લઇ ગયાંના ૪૯૮ મી કલમના ગુન્હાનો ગુન્હેગાર ઠરાવેલો છે.

અપીલેન્ટ પણ કોઠારીની નાતનો છે. અને તે નાતીવાળાઓ અલીઆ સંતાણુનું ધર્મ શાસ્ત્ર માને છે.

અને અપેલેન્ટ તરફથી એવો વાંધો લેવામાં આવ્યો છે કે, તે શાસ્ત્ર પ્રમાણે પેલી સ્ત્રી ૪૯૮ મી કલમના અર્થ મુજબ કોઈની સ્ત્રી નથી. અને તે કોઇની સ્ત્રી હોય તો પણ પોતાના ધણીનું ઘર છોડી ને બીજા સાથે પરણવાને મુખતીઆર હતી. અને તેથી જે જનાખોરી કરવી મેં ધારી હતી, તે જનાખોરી ગેરકાયદેસર ગણાતી નથી.

આં માલમ પડેલી હકીકતનો અંગીકાર થયો નથી. પરંતુ આ અપીલનો આધાર ફક્ત કાયદાના સવાલ ઉપર રહેલો છે. તેથી રીસ્પોડેન્ટની સ્ત્રીએ પોતાના ધણીનું ઘર છાનીરીતે છોડી જવાનું તથા ઘણાક દહાડા સુધી વાત છાની પડે ત્યાં સુધી તેણીને સંતાડી રાખવાનું અપીલેન્ટે ધારણા કર્યાની હકીકત સાબીત થએલી ગણવી જોઈએ.

પેલી ઓરત કોઇની સ્ત્રી નહોવાની તકરારની પુષ્ટીમાં અપીલેન્ટના વકીલે સણુહેગાદી. વિ. તોંગુ ૪ મ. હા. રી. ૧૯૬ નો હાઈકોરટનો ઠરાવ બતાવ્યો છે અને એ ઠરાવમાં હાઇકોર્ટે લખ્યું છે કે, 'ખરેખરૂં જોતાં સગપણ લગ્નનું નથી. પરંતુ વેસ્યા પણાની સ્થીતી છે. અને એ સ્થીતીમાં ઓરત પોતાની રાજી ખુશીથી દાખલ થાય છે તથા જ્યારે

જ્યારે અને જેટલી જેટલી વાર તેમાં ફેરફાર કરવાની તેની મરજી હોય તેમ કરવા તેણીને છુટ છે;"

આ અભીપ્રાયના સંબંધમાં અત્રે એટલુંજ કહેવું બસ છે કે, આ સવાલ તે કામમાં મુદ્દાનો નોહોતો.

અલીઆ સંતાણાના ભુતાલ પંડયાના ધર્મ શાસ્ત્રના પુસ્તકમાંથી કાનડાના મુલકમાં અલીઆ સંતાણાનો કાયદો ચાલે છે, તે ઉપર સર્વાનુમતે ચાલતો આધાર લેવાય છે, અને આ ઇલાકાની અદાલતોમાં તે પુસ્તક વારંમવાર મંજુર રાખવામાં આવે છે. કાનડા પ્રાંતની અલીઆ સંતાણાની ગ્નાતીવાળાઓમાં લગ્નના સગપણો વીશે ૧૬ નીયમમાંથી પ્રથમના આઠ નીયમોમાં વિવેચન કરવામાં આવ્યું છે. અને તે નીયમો આગળ કહેવાઈ ગયા પ્રમાણે અલીઆ સંતાણાનાં મુખ્ય ન્યાય તત્વને અનુસરીને ચાલે છે. અને તે તત્વ એ છે કે, વારસાનુક્રમ સ્ત્રીની પેઢી ઉપર છે. અને તે ક્રમ મુજબ કોઇ પરણેતર ઓરતને અથવા તેનાં છોકરાંને પોતાના ધણીના વારસાનો કાંઇ ભાગ મળતો નથી.

"પેહેલા નીયમમાં લગ્નની સામાન્ય ક્રીયાઓ લખી છે. બીજી કલમમાં જે વીધવા પુનર લગ્ન પેહેલાં ગર્ભવંતી થઈ હોય, તેના લગ્નની ખાસ વીધીઓ લખેલી છે. અને તેણીની સાથે ફરી લગ્ન કરનાર સક્ષ અન્ય વરણનો હોય તો શું કરવું તે પણ તેમાં લખેલુંછે.

ત્રીજી કલમમાં ઠરાવ્યું છે કે, કોઈ ધણી પોતાની સ્ત્રીને તજીને પરદેશ જાય તો પાંચ વરસ વીત્યાબાદ તે સ્ત્રી ફરી લગ્ન કરવાને મુખ્તીયાર છે. પરંતુ પાંચ વરસ વીત્યા પેહેલાં તે સ્ત્રી ગર્ભવંતી થઇ હોય તો ઉપલા નીયમને વળગી રહેવાનું જણાતું નથી.

ચોથા નીયમમાં ઠરાવ્યું છે કે, જે સ્ત્રીને ત્રણ ચાર છોકરાં થયાં હોય, તેને ત્રીજો નીયમ લાગુ પડતો નથી. અને એ સ્ત્રી ગર્ભવંતી હોય તોપણ તેનાથી પુનર લગ્ન થઇ શકતું નથી.

પાંચમા નીયમમાં ઠરાવ્યું છે કે, જારકરમ કરનારી સ્ત્રીને તેનો ધણી છોડી દેવાનો મુખ્તીયાર છે. તથા કોઈ ધણીએ પોતાની પરણેતર સ્ત્રીને છોડી દઈ બીજી સ્ત્રીને રાખી હોય, અને ત્રણ ચાર વખત સમાધાન કર્યા પછી પણ તે તેને મારતો હોય તો એ સ્ત્રીના સગાં વહાલાઓ તેને છુટકારો દેવાની ફરજ પાડવાને મુખત્યાર છે.

છઠા તથા સાતમા નિયમમાં લગ્ન થયા પહેલાં કોઇ છોકરીને હમેલ રહ્યા વિશે અથવા તેણીના ભાગી જવા વિશે લખવામાં આવ્યું છે.

આઠમા નિયમમાં ઠરાવ્યું છે કે, કોઇ પરણેતર સ્ત્રી તેના મૂળ ધણીને મુકી દઇ પોતાની નાતવાળા બીજા કોઇ સક્ષ સાથે ભાગી જાય, તો તે સ્ત્રી તે સખસની સાથે પરણવાને મુખત્યાર છે.

અપેલેન્ટ તરફના વકીલે આ આઠમા નિયમ પ્રમાણે એવી દલીલ આપી છે કે અપેલેન્ટ અને રીસ્પોનડેન્ટની સ્ત્રી વચે થએલો સંભોગ પુરી રીતે કાયદેસર હોવાથી ૪૯૮ મી કલમના અર્થ પ્રમાણે ગેર કાયદેસર નહોતો.

આ દલીલ તથા અભિપ્રાયને હું માન્ય કરી શકતો નથી. એ નીયમની શબ્દ રચનાથી સાફ રીતે જણાઇ આવે છે કે, ભાગી ગયા પછીનું કરેલું લગ્ન જુદાજ રૂપનું છે. અને જે કાયદા પ્રમાણે છેડા છુટકો આપી શકાય છે તથા પુનરલગ્ન કરી શકાય છે. તે કાયદામાં બીજા માણસની સ્ત્રીને ફોસલાવી લઇ જવાની છુટી અપાતી નથી. તેમ આ નિયમથી પણ છુટી અપાતી નથી.

બીજા વર્ગના માજીસ્ટ્રેટે અલીઆ સંતાણાના ગ્નાતીના રીવાજો વિશે બે સાહેદોને તપાસ્યા છે, અને મેં બીજા પાંચ જણને તપાસ્યા છે. તેમાંથી ત્રણને તો અપેલેન્ટના વકીલની અરજ ઉપરથી તપાસ્યા છે હવે તે પૈકી હજુર શીરસ્તેદાર તથા કોરટના વકીલોને તપાસ્યા છે તેના સંબંધમાં અપેલેન્ટનો વકીલ વાંધો લે છે કે, તેઓની જુબાની ઊચી ગ્નાતી તથા કેળવણીવાળા લોકોના રીવાજની સાથેજ સંબંધ ધરાવનારી છે. જે ત્રણ લોકની જુબાની લેવામાં આવી છે, તેમાંથી એક જણ જેનું નામ કારાંગાકોટારી છે તેનો કસબ માળીનો છે અને તે લખાવે છે કે કોઇ પરણેતર સ્ત્રી નવા ધણી સાથે જ્યારે તેને ઇ-

ચ્છા થાય ત્યારે ભાગી જવાને મુખત્યાર છે. અને એ વાત તેના જુના ધણીને અથવા બીજા કોઈને કહેવાને તે બંધાએલી નથી. અને આ સ્ત્રીએ જે કરેલું છે તેવું વખતો વખત થયા કરે છે. બીજા બે સાક્ષીઓ ખાતા પીતા બેડુ વરગ માંહેલા છે. તેઓ બન્ને જણા કહે છે કે કોઇ સ્ત્રી પોતાનો ધણી છોડી દેઈને બીજાની સાથે પરણે તેમાં કોઈનાથી ના પાડી શકાતી નથી. પરતુ તે બેમાંથી એક જણ જેનું નામ લખો છે તે લખાવે છે કે, "આ નવું લગ્ન નાતીલાઓની રૂબરૂમાં થવું જોઇએ." અને બીજો જણ જેનું નામ મંજાણા ચેટી છે તે લખાવે છે કે, "નાતને વચમાં આવવાની કાંઈ જરૂર નથી" પરંતુ આ મુકરદ્દમામાં જે સઘળું થયું છે; તે નાતના ધારા વિરૂદ્ધ થયું છે.

ઉપર જે નીયમો લખવામાં આવ્યા છે. તેના ભાવ જોતાં જણાય છે કે, તેમાં જેમ સુધરેલી ગ્નાતીઓમાં લગ્ન સગપણો વીશે લખેલું છે, તેટલુંજ તેમાં લખેલું છે. અને કેટલેક ખાસ પ્રસંગે છેડા છુટકો તથા પુનર લગ્નની છુટી આપેલી છે. ઊંચી કોમ કરતાં નીચી કોમમાં ખરેખરો ચાલતો રીવાજ બેશક ઢીલો છે પરંતુ તે રીવાજ સંબંધી વીશે લખેલાં પુસ્તકોમાંથી તથા પડેલા પુરાવા ઉપરથી જણાય છે કે, બધાં લગ્નતાં સગપણો નાતની સંમત્તી લઇને ખુલે મેદાને કરવાં જોઈએ. જે રીતે આ અપેલેન્ટ પેલી સ્ત્રીને છાની માની લઈ ગયો હતો. તે ઉપરથી સાફ રીતે જણાય છે કે, જે વાત ખુલી રીતે અને મેદાનમાં રહીને કરી શકાતી નહોતી તે વાતનું તેને ગ્નાન હતું અને હવે તે એમ કહેવામાં ઉભો થયો છે કે, કેટલાક વર્ગોમાં આવી જાતના બનાવો સાધારણ છે, તો તેમ કરવાથી ૪૯૮ મી કલમના બાંધેલા રીવાજમાંથી તે બચી શકતો નથી. માટે અપીલેન્ટની અપીલમાં ના મંજુર કરવામાં આવે છે.

જીલ્લા માજીસ્ટ્રેટના ઉપલા ઠરાવ વિરૂદ્ધ હાઇ કોરટમાં અપીલ કરતાં અપીલેન્ટ કોરાંગાએ એવી દલીલ મુકી છે કે, અલીઆ સંતાણના કાયદા મુજબ કોઈ લગ્ન થયું નહોતું અને તેની પુષ્ટીમાં સુબુ હેગાદી વિ. તોંગુનો કેસલો તથા ભુતાલ પંડ્યાના પુસ્તકનો આધાર આપીને કહે છે કે, જે હજુર શીરસ્તેદારને જીલ્લા માજીસ્ટ્રેટે સાહેદ તરીકે તપાસ્યો હતો તે શીરસ્તેદારે અલીઆ સંતાણના રીવાજ પ્રમાણે ચાલનારાઓમાં છેડા છુટકો આપવાનો રીવાજ દાખલ કરવાની કોશીશ કરેલી છે.

## ચીફ જસ્ટીસ ટરનર તથા મુતુ સ્વામી આયરનો ઠરાવ.

આ કામમાં નોંધાએલો સઘળો પુરાવો વિચારમાં લીધા પછી અમારો એવો અભીપ્રાય છે કે, પીનલકોડની કલમોમાં લગ્નના હક વિરૂદ્ધના ગુન્હા વાસ્તે સજા કરવાનું ઠરાવેલું છે, તે કલમોમાં જે જાતનું લગ્ન ચીતવ્યું છે, તેવું લગ્ન અલીઆ સંતાણના ધર્મ શાસ્ત્ર પ્રમાણે કોઇ મરદ, અને સ્ત્રીનું ભેગું રહેવાથી થતું હોય તે સાબીત કરવા સારૂ પડેલો પુરાવો બસ નથી. અલીઆ સતાણના ધર્મ શાસ્ત્રમાં આવી રીતે દંપતી ભાવે રહેવાથી લગ્ન ગણાતું હોય, એમ અમો કહી શકતા નથી. કેમકે તેવા લગ્નની અંતે મિલકત કીંવા વારસાનો હક મળતો નથી. જે પુસ્તક ભુતાલપંડે લખ્યાનું કહેવામાં આવે છે, તે પુસ્તક વીશે ભારે ટીકા થએલી છે.

અલીઆ સંતાણના ધર્મ શાસ્ત્ર પ્રમાણે દંપતી ભાવે રહેવાના રીવાજથી અમોને જણાય છે કે, તે સગપણ માત્ર પ્રસંગને લઇને થાય છે. પણ જાથુનું નથી. અને તેને તોડી નાંખવામાં તે સ્ત્રી મુખ્તાઆર છે. જો કોઇ રીવાજ સારી પેઠે ચાલતો હોય, તો તે જગત પ્રસીદ્ધ હોવો જોઇએ. અને તે વીશેનો ઘણોજ નીરમળ પુરાવો ન પડ્યો હોય ત્યાં સુધી સુબુ હેગાદી. વિ. તોંગુના કામમાં આ અદાલતે જે અભીપ્રાય આપ્યો છે તેને અમે વળગી રહીએ છીએ.

ગુન્હાનો તથા સજાનો ઠરાવ જે અમોને લખી મોકલ્યો છે, તે રદ કરી બચાવાને નીરદોશી કરી છોડી મુકીએ છીએ. તથા જો તેની પાંસેથી દંડ વસુલ લેવામાં આવ્યો હોય, તો તે પાછો આપવાનો હુકમ કરીએ છીએ.

## માહારાણી કેસરેહીંદ વિ. સુબારાયન.

**કલમ ૪૯૮**

૬
તા. ૨૫-૮-૮૧
ઇ.૯ મ. પા.૯
ફરીઆદી તથા તેની સ્ત્રી માંહોમાં- પરણ્યાની વાત કબુલ કરે અને તહોમતદાર તેઓના તે સંબંધ થએલો માનતો હોય તો છીનાળાના ગુન્હામાં લગ્ન થયાનો આટલો પુરાવો બસ છે.

फरीयादनी स्त्रीने भगवी लइ गयाना स तथा ग ने अपराधी ठराव्या, बाद ते ठराव अपीलमां रद थयो. ते एवा कारणथी के हिं. पी. को. नी ४९८ मी कलम मांहेला गुन्हानो ठराव करवामां, लग्न थयानी वातनो पुरती रीते पुरावो लेवानी जरुर छे फरीयादी, तेनी वहु तथा तेनी सासुए, प्रतिज्ञा लइने, लग्न थयानी वातनी जुबानी आपी. लग्न थयु हतु के नहीं, तेनो अभीप्राय बांधवा सारु एटलो पुरावो बस नथी. लग्न थयानी वात अथवा तेना कायदेसर पणा वीशे, बंधबे एसाक्षीओने उलटी रीते तपास्या नहोता. तेमं सदरहु लग्नना खोटा पणा वीशे, तेना तरफथी कोइ रीतनो वांधो लेवायो नहोतो.

हाइ कोर्टे ठराव्यु के, लग्न थयानी वात जोइए तेटली साबीत थइछे.

સને ૧૮૮૫ ના જુનની ૧૬ મી તારીખે, આ કામ હાઇકોર્ટે તરફથી તંજાવરના સેસનજડજે લખી મોકલ્યું હતું, તેની હકીકત હાઈકોર્ટના ફેંસલામાં આપેલીછે,

### જસ્ટીસ હચીન્સનો ઠરાવ.

હિ. પી. કો. ની ૪૯૮ મી કલમ મુજબ સજા થઈ શકે એવા, એટલે કોઇ પરણેલી ઓરતને ફોસલાવી લઇ જવાના ગુન્હાનું આ કામમાં તહોમત રાખીને એક બીજા વર્ગના માણસોને બંધવાને અપરાધી ઠરાવ્યો હતો. પણ અપીલમાં તે ઠરાવ એવા કારણથી રદ કરવામાં આવ્યો કે, "બંગાળાની હાઇકોર્ટે ઠરાવ્યું છે કે, ૪૯૭ તથા ૪૯૮ મી કલમો પ્રમાણે ગુન્હેગાર ઠરાવવા સારૂ લગ્ન થયાની વાતનો ચુસ્ત રીતનો પુરાવો લેવો જોઈએ. અને તે ઠરાવ નજરમાં રાખતાં કહેવાએલું લગ્ન ખરેખરૂં થયું હતું કે નહીં, અથવા જો તે થયું હતું તો કાયદા મુજબ હતું કે, નહી ? તેનો અભીપ્રાય નીચલી કોર્ટને બાંધવા સારૂ પડેલો પુરાવો બસ નથી."

બતાવવામાં આવેલો આ આધાર માહારાણી. વિ: પીતાંબર શીંહના મુકરદમાનો છે, ફુલબેંચમાં તે કામનો ઠરાવ સંભળાવતી વખતે ચિફ જસ્ટીસ બોલ્યા હતા કે, "જે ગુન્હાનું તહોમત મુક્યું છે, તેમાં નાપાક મોહોબતની વાત જેટલી જરૂરની છે તેટલીજ વાત તે ઓરતના લગ્ન થયાની જરૂરની છે, અને પુરાવાના કાયદાના નીયમો (કલમ ૫૦) બહુજ ખુલાસેથી દેખાડી આપે છે કે, કોઈ ગુન્હામાં લગ્ન થયાની વાત જરૂરની છે તો તે વાત નીયમ પૂર્વક સાબીત થવી જોઇએ."

લગ્ન થયાની વાત સાબીત થવી જોઇએ. અને તે પુરાવાના નીયમ પુર્વક સાબીત થવી જોઇએ. એટલે જે સાક્ષી, કુટંબનો માણસ, અથવા લગ્ન થયાની વાત જાણવા સારૂ બીજું કાંઇ ખાસ સાધન હોવાના કારણથી લગ્ન થયાનો અભીપ્રાય, આપે, અને તે અભીપ્રાય વરવહુ સાથે તેવી રીતે વર્તીને ખરો કરી આપે તે ઉપરાંત વધારે વીશ્વાસ લાયક પુરાવાથી પરણ્યાની વાત સાબીત થવી જોઈએ. એ વીશે અમે તદન મળતા આવીએ

છીએ. અને કેટલાંક કામોમાં લગ્ન થયાનો પુરાવો પુરાવાના કાયદાની ૫૦ મી કલમ પ્રમાણે અભીપ્રાયને રૂપે આપ્યો હોય, તો તે દાખલ કરી શકાય છે. પણ ઈ. પી. કો. ની ૪૯૮ મી કલમના ગુન્હાની જેવી ફોજદારી ફરીયાદોમાં તેમ થતું નથી.

વર્તણુંકથી સાચા પડે એવા અભીપ્રાયનો પુરાવો આપી શકાય છે, તે ઉપરથી એવી મતલબ સમઝાય છે કે, સદરહુ સક્ષને ખુદને પુછવાતું નથી. કે તારો શું અભીપ્રાય છે. પરંતુ જ્યારે તે ગુજરી જાય, અથવા તેને બોલાવી શકાય નહીં. ત્યારે તે કેમ વર્તતો હતો એ વાત બીજા પાસેથી સાબીત કરાવવી. સદરહુ કલમથી સગપણની વાતની પુરવારી કરવામાં એક અસાધારણ રસ્તો મળે છે, પણ હર કોઇ વાત જે સ્ત્રી કે પુરૂષના ખાસ જાણવામાં હોય, તે કહેવા ને કોઇ સક્ષને કોઇ રીતનો બાધ આવતો નથી. સદરહુ કલકત્તાનો કેસ જસ્ટીસસ્ટ્રેટે માહારાણી. વિ. કાળુનો ફેંસલો આપવામાં મંજુર રાખ્યો છે. પરંતુ મોસુફ વીદ્વાન જડજનો આવી રીતનો ઠરાવ કરવાની મતલબ એવી હશે કે, સ્ત્રી અથવા પુરૂષ પોતાનાં લગ્ન થયાની વાત કબુલ કરે તો પણ તે પુરાવો કહેવાય નહીં. જો તેમ હોય તો તેઓના અભીપ્રાય પ્રત્યે માહારો વિવેક દેખાડી ને હું કહું છઊં કે, માહારો મત એથી ઊલટોજ છે.

વિલાયતની કોર્ટોમાં હરકોઇ લગ્ન થયાની વાત સામાન્ય રીતે દેવળનો અથવા બીજી રીતનો નોંધ અથવા તે માંહેલા ઇન્તેખાબની ખરી નકલ રજુ કરેથી સાબીત થાય છે, પણ કોઈ લગ્ન પ્રદેશમાં થયું હોય, ત્યારે જે કોઇ સક્ષ પાસે હોય તેનાથી સાબીત થઇ શકે છે, અને જે દેશમાં તે લગ્ન થયું હતું, તે દેશના ધારા પ્રમાણે તે કાયદેસર હતું. એ હકીકત પણ વખતે જુરીને અનુમાન કરવા સારૂ સાબીત કરવી જોઇએ. પાદરી તરીકે ઉભો રહી ને એક સક્ષે લગ્ન વીધી કરાવી હતી. તથા ઉભય પક્ષવાળાના સમજવાનું હતું કે, મજકુર પ્રદેશના રીવાજ તથાં વીધી મુજબ જે કરવામાં આવ્યું હતું, ને લગ્ન કીયા હતી. એવો પુરાવો થએથી લગ્ન થયાનું અનુમાન કરવાને બસ છે. જુઓ રાણી. વિ. બ્રાઅટનની રૈયત તો પછી એ લગ્ન કાયદેસર નથી; એવો પુરાવો કરવાનો બોજો પ્રતીવાદી ઉપર પડે છે. અને વિલાયતમાં લગ્ન થયાની વાત જે સક્ષ લગ્ન થવા ટાંણે પાસે હોય, અને લગ્ન થએલું તેના જોવામાં આવ્યું હોય તેનાથી પણ સાબીત થાય છે.

લગ્ન થયાનો નોંધ અથવા કોઇ છુટા પત્ર, અથવા તે લગ્ન થયાની કીંધા થયાની જાહેર ખબર સાબિત કરવાની જરૂર નથી.

આ દેશમાં દેશીઓને માટે લગ્નનો કાયદો નથી. અને જે કોમના વરરહુ હોય તેના રીવાજો ઉપર હરકોઇ ચોકસ લગ્ન થયાનું ખરા પણું મુખ્યત્વે કરીને આધાર રાખે છે. આ કામમાં લગ્નના પક્ષકારો મરવાની જાતીનાછે. અને એ જાતીમાં લગતી કીયાઓ તથા પાળવાના ધારા બહુજ બારીક નથી. પેહેલા નંબરના સાક્ષી તરીકે, એ ઓરતે એવી જુબાની આપી છે કે, "ફરીઆદીજ માહારો પરણેતર ધણી છે, ચાર વરસ પેહેલાં એ લગ્ન થયું હતું હું જુવાન થઈ ત્યારે માહારે સાસરે ગઇ હતી." તેજ પ્રમાણે ધણી લખાવે છે કે, "હું પાંચ વરસ ઉપર વેલાઇ ને પરણ્યો હતો, તે હાલ ૧૮ વરસની છે. વાકદાન કર્યા પછી તુરત લગ્ન કર્યું હતું." ચોથા નંબરની સાક્ષી વેલાઈની મા લખાવે છે કે, " મારી છોકરીને ફરીયાદી સાથે પરણાવી છે."

લગ્ન થયું હતું કે નહીં? અથવા તે કાયદેસર હતું કે નહીં? તેના સંબંધમાં આ સાક્ષીઓમાં કોઇની ઉલટ તપાસણી કરવામાં આવી નથી. તથા બંધવાઓએ સદરહુ લગ્નના કાયદેસર પણા વીશે કાંઇ ઉલટી રીતનું જાહેર કરેલું નથી.

સદરહુ લગ્ન પુરેપુરી રીતે સાબીત થયું છે, એમાં કશો શક નથી. અપીલ કોર્ટે ના સાબીતનો ઠરાવ કર્યો છે, તે રદ કરી તે અપીલ સંઘરવા તથા તેનો ઠરાવ કરવા અમે હુકમ કરીએ છીએ.

---

# બાબ ૨૧ મો
## આબરૂ લેવા બાબત.

૪૯૯. જે માણુસ બોલેલા અથવા વાંચવાને ઇરાદો રાખેલા શબ્દો- આબરૂ લેવી. થી અથવા કાંઈ ચિન્હો કે આકારોથી, કોઈ સખસની બાબત કાંઇ આરોપ મુકે અથવા પ્રગટ કરે, એવા ઇરાદાથી કે તે આરોપથી તે સખસની આબરૂને હાનિ પોહોંચાડવી, અ યવા હાનિ પોહોંચશે, એવું જાણીને અથવા એવું માનવાનું કારણ છતાં, તો તેણે તે સ- ખસની આબરૂ લીધી એમ સમજવું; પણ નીચેના અપવાદો મધ્યેની બાબતોમાં એમ સ મજવું નહી.

ખુલાસો ૧ લો—કોઇ મુએલા સખસની ઉપર કાંઇ આરોપ મુકવો એ આબરૂ લેવી થઈ શકે, જો તે આરોપ એવો હોય કે તેથી તે સખસ જીવતો હોય તો તેની આબરૂને હાનિ પોહોંચે તથા, એવા ઇરાદાથી તે આરોપ મુકયો હોય કે તેથી તે સખસના કુટુંબ- ને અથવા પાસેના બીજા સગાઓને માઠું લાગે.

ખુલાસો ૨ જો—કોઈ કંપની અથવા મંડળી અથવા મનુષ્ય સમુદાય વિશે કાંઇ આ રોપ મુકવો, એ આબરૂ લેવી થઇ શકે.

ખુલાસો ૩ જો—વઇકલ્પિક રીતે, અથવા વ્યાજોક્તિ રીતે, મુકેલો આરોપ આબરૂ લેવી થઇ શકે.

ખુલાસો ૪ થો—જે આરોપ, પોતેજ અથવા દ્વારાંતરે, બીજાઓની નજરમાં જે સખસની નીતી અથવા બુદ્ધિવિશે હલકો વિચાર ઉત્પન્ન ન કરે અથવા જે સખસનું પોતા ની જાતી અથવા ધંધા સંબંધી માન ઓછુ ન કરે, અથવા જે સખસની શાખ ઓછી ન કરે, અથવા જે સખસનું શરીર કંટાળો ઉપજાવે એવી હાલતમાં અથવા જે હાલત ઘ ણા માણુસોના વિચાર પ્રમાણે શરમ ભરેલી ગણાય છે તેવી હાલતમાં છે એવું માનવાનું કારણ ન થઇ પડે, તે આરોપથી તે સખસની આબરૂને હાની પોહોંચી એમ સમજવું નહી.

દૃષ્ટાંત.

(અ) "ઝ ભલો માણુસ છે; તેણે કદી બ નું ઘડિયાળ ચોર્યું નથી," એ પ્રમાણે અ બોલે એવા ઈરાદાથી કે ઝ એ બ નું ઘડિયાળ ચોર્યું એમ માનવામાં આવે, તો એ આબરૂ લેવી છે; પણ જો એકાદ અપવાદમાં એ દાખલ થાય તો નહિ.

(બ) બનું ઘડિયાળ કોણે ચોરયું? એવો સ્વાલ અ ને પુછતાં અ ઝ ની તરફ આં- ગળી કરે, એવા ઇરાદાથી કે બ નું ઘડિયાળ ઝ એ ચોરયું એમ માનવામાં આવે, તો એ આબરૂ લેવીછે; પણ જો એકાદ અપવાદમાં દાખલ થાય, તો નહી.

(ક) બ નું ઘડિયાળ લઇને ઝ નાશી જતો હોય એવું અ એક ચિત્ર પાડે, એવા ઈ- રાદાથી કે બ નું ઘડિયાળ ઝ એ ચોરયું એમ માનવામાં આવે, તો એ આબરૂ લેવીછે, પણ જો એકાદ અપવાદમાં એ દાખલ થાય, તો નહી.

મેહેલો અપવાદ—જે કાંઇ સાચી વાતનો આરોપ કોઇ સખસની ઉપ ર મુકવો અથવા પ્રગટ કરવો. લોક કલ્યાણારથે જરૂર હોય તે આરોપ મુ- કવો અથવા પ્રગટ કરવો એ આબરૂ લેવીછે એમ સમજવું નહિ તેમ ક- રવું લોકકલ્યાણારથે જરૂર છે કે નહી એ હકીકતની બાબત છે.

લોક કલ્યાણર્થે જેસાચોઆરો પમુકવો અથ વા પ્રગટકરવો જરૂર હોય તે.

બીજો અપવાદ—પોતાનો સરકારી અમલ ચલાવવા સંબંધીની કોઇ સરકારી નોકરની ચાલ બાબત, અથવા તે ચાલ ઉપરથીજ નજર આવતી તેની આબરૂ બાબત, શુદ્ધબુદ્ધિથી કાંઇ પણ અભિપ્રાય આપવો એ આબરૂ લેવીછે એમ સમજવું.

સરકારીનોકરો ની સરકારી અમલ સંબંધી ચાલ.

ત્રીજો અપવાદ—કાંઇ સારવજનિક વિષય સંબંધી કોઇ પણ શખસની ચાલ બાબત અથવા તે ચાલ ઉપરથીજ નજર આવતી તેની આબરૂ બાબત શુદ્ધબુદ્ધિથી કાંઇ પણ અભિપ્રાય આપવો, એ આબરૂ લેવીછે એમ સમજવું નહિ.

કાંઈ સારવજનિક વષય સંબંધી કોઇપણ સખસનીચાલ

## દ્રષ્ટાંત.

કાંઇ સારવજનિક વિષય સંબંધી સરકારને અરજી કરવામાં, અથવા કાંઇ સારવજનિક વિષય સંબંધી એક મંડળીમાં મેળવવાની દરખાસ્ત ઉપર સહી કરવામાં, અથવા તે મંડળીમાં જવા અથવા તે મંડળીના પ્રમુખ થવામાં. અથવા લોકનો આશ્રય માગનારી કોઈ સભા ઉભી કરવામાં અથવા તેમાં સામિલ થવામાં, અથવા જે જગાનું કામ સારી રીતે ચલાવવામાં લોકને ફાયદો હોય એવી કોઈ જગાને માટે કોઇ ઉમેદવારની તરફ સંમત માગવા અથવા આપવામાં, ઝ ની ચાલ સંબંધી શુધબુદ્ધિથી અ ગમે તે અભિપ્રાય આપે, તો તે આબરૂ લેવીછે એમ સમજવું નહી.

ચોથો અપવાદ—કોઈ ઇનશાફની કોરટમાંના મુકદમાનો, અથવા તેવા કોઈ મુકદમાના નિવેડાનો, મતલબ બરાબર હોય એવો ખરેખરો હેવાલ જાહેર કરવો, એ આબરૂ લેવીછે એમ સમજવું.

ઈનશાફની કોરટમાંના મુકદમાઓની હકીકત છાપવી.

**ખુલાસો.** કોઈ ઇનશાફની કોરટમાં ચોકશી થતાં પેહેલા ખુલી કોરટમાં કોઇ સુલેહનો અમલદાર અથવા બીજો અમલદાર કાંઇ તજવીજ કરતો હોય, તે ઉપલી કલમના અર્થ પ્રમાણેની કોરટ છે એમ સમજવું.

પાંચમો અપવાદ—કોઇ ઇનશાફની કોરટમાં જે દિવાની કે ફોજદારી મુકદમાનો ફેંસલો થઇ ચુક્યો હોય તે મુકદમાની કેફીયત બાબત અથવા એવા કોઇ મુકદમામાં પક્ષકાર, શાહેદ અથવા મુખત્યાર દાખલ કોઇ પણ સખસની ચાલ બાબત, અથવા તે ચાલ ઉપરથીજ નજર આવતી તે સખસની આબરૂ બાબત, શુધબુદ્ધિથી ગમે તે અભિપ્રાય આપવો, એ આબરૂ લેવીછે એમ સમજવું નહી.

કોઈઇનશાફની કોરટમધેફેસલ થએલામુકદમની કેફીયત અથવાતે માંહેલા શાહેદો તથા બીજાસંબંધ રાખનારા ઓની ચાલ.

## દ્રષ્ટાંત.

(અ) "પેલા મુકદમામાં ઝ એ આપેલી શાહેદી એવી ઉલટી છે કે મને એમ લાગેછે કે તે મુરખ અથવા અપ્રમાણીક હોવો જોઇએ" એ પ્રમાણે જો અ શુધબુદ્ધિથી કહે, તો તે આ અપવાદમાં દાખલ થાયછે; કેમકે જે અભિપ્રાય તે આપેછે તે શાહેદ દાખલ ઝ ની ચાલ ઉપરથીજ નજર આવતી ઝ ની આબરૂ બાબત છે.

(બ) પણ જો તે એ પ્રમાણે કેહે કે, "તે મુકદમામાં ઝ એ જે કહ્યું તે હું ખરૂ માનતો નથી, કેમકે હું જાણુંછું કે એ અપ્રમાણીક માણસ છે," તો અ આ અપવાદમાં દાખલ થતો નથી. કેમકે ઝ ની આબરૂ બાબત જે અભિપ્રાય તે આપે છે તે શાહેદ દાખલ ઝ ની ચાલ ઉપરથી આધાર રાખતો અભિપ્રાય નથી.

છઠો અપવાદ—જે કૃતિ તેના કરતાએ લોકના વિચાર પર રજુ ક- પ્રસિદ્ધકરતાન રીછે એવી કોઇ કૃતિ ગુણ દોષ વિશે અથવા તે કૃતિમાંજ નજર આવતી ગુણ દોષ- તેના કરતાની આબરૂ વિશે, શુધબુદ્ધિથી કાંઇ પણ અભિપ્રાય આપવો એ આબરૂ લેવીછે એમ સમજવું નહી.

ખુલાસો—કાંપ કૃતિ લોકોના વિચારપર સ્પષ્ટ રીતે રજુ થાય, અથવા તેના કરતાના કામો ઉપરથી તે લોકોના વિચારપર રજુ કરી એવું અનુમાન થઇ શકે,

## દૃષ્ટાંતો.

(અ) જે શખસ કાંઈ પુસ્તક પ્રગટ કરેછે, ને તે પુસ્તક લોકના વિચારપર રજુ કરે છે.

(બ) જે શખસ જાહેર રીતે કાંઇ ભાષણ કરે છે, તે તે ભાષણ લોકના વિચારપર રજુ કરે છે.

(ક) જે નાટકવાળો અથવા ગાનારો લોકની આગળ નાટકમાં વેશ લઇને આવે, તે પોતાની નાટકની અથવા ગાયનની કૃતી લોકના વિચારપર રજુ કરે છે.

(ડ) ઝ એ એક પુસ્તક પ્રગટ કર્યું છે, તે વિશે અ એમ કહે છે કે, ઝ નું પુસ્તક બેવકુફી ભરેલું છે, માટે ઝ મંદબુદ્ધિ હોવો જોઇએ ઝ નુ પુસ્તક બીભત્સ છે, માટે ઝ નઠારા મનનો માણસ હોવો જોઇએ" હવે જો એ પ્રમાણે અ શુદ્ધબુધિએ કહેતો હોય, તો તે આ અપવાદમાં દાખલ થાય છે, કેમકે ઝ બાબત જે અભીપ્રાય તે આપેછે, તે ફક્ત ઝ ના પુસ્તકમાંજ નજર આવતી ઝ ની આબરૂ બાબત છે.

(ઇ) પણ જો તે એમ કહે કે "ઝ નું પુસ્તક બેવકુફી ભરેલું તથા બીભત્સ છે એ જોઇને મને કાંઇ આશ્ચર્ય લાગતું નથી, કેમકે તે જાતેજ મંદબુદ્ધિ તથા સોદો છે," તો અ આ અપવાદમાં દાખલ થતો નથી કેમકે ઝ ની આબરૂ બાબત જે અભિપ્રાય તે આપે છે તે ઝ ના પુસ્તક ઉપર આધાર રાખતો અભિપ્રાય નથી.

સાતમો અપવાદ.—જે સખસનો કોઈ બીજા સખસની ઉપર કાયદાએ આપેલો કાંઇ અખત્યાર હોય અથવા તે બીજા સખસની સાથે કરેલાં કાંઇ કાયદેસર કરારમાંથી નીકળતો અખત્યાર હોય, તે સખસ, જે બાબતોને તે કાયદેસર અખત્યાર લાગે છે તે બાબતોમાં તે બીજા સખસની ચાલ સંબંધી શુદ્ધબુધીથી કાંઈ ઠપકો દે, તો તે આબરૂ લેવી છે એમ સમજવું નહી.

જે સખસનો બીજા સખસ ની ઉપર કાયદા પ્રમાણે અખત્યાર છે તેણે શુધબુધિથી તે બીજા સખસને દીધેલો ઠપકો.

## દૃષ્ટાંત.

જે જડજ કોઇ શાહેદની અથવા કોરટના કાઇ અમલદારની ચાલ સંબંધી શુધબુધિ-

ફી ઠપકો દે તે; કોઇ ઓતાનો ઉપરી પોતાના હુકમ તળેના માણસોને શુધબુધિથી ઠપકો દે તે; આ અથવા બાપ પોતાના છોકરાને બીજા છોકરાંઓનાં દેખતાં શુધબુધિથી ઠપકો દે તે; કોઇ મેહેતાજી જેના અખત્યારમાં અથવા બાપથી મળેલો છે તે કોઇ નીશાળીયાને બીજા નીશાળીઆઓના દેખતાં શુધબુધિથી ઠપકો દે તે; નોકરીમાં આળસ કરવા સારૂ કોઈ શેઠ પોતાના ચાકરને શુધબુધિથી ઠપકો દે; કોઇ સરાફ પોતાની પેહેડીના ફીલીદારને તે ફીલીદારની ફીલીદારી બાબતની કાંઇ ચાલને વાસ્તે શુધબુધિથી ઠપકો દે તે; એ સઘળા આ અપવાદમાં દાખલ થાય છે.

આઠમો અપવાદ.—કોઇપણ સખસની ઉપર તોહોમતની બાબતમાં તે સખસની ઉપર જે સખસોનો કાયદા પ્રમાણે અખત્યાર હોય તે સખસોમાંના કોઈપણ સખસની આગળ શુધબુધિથી કાંઇ તહોમત મુકવું, એ આબરૂ લેવી છે એમ સમજવું નહિ.

કાયદા પ્રમાણે અખત્યાર પામેલા સખસની આગળ શુધબુધિથી મુકેલું તહોમત.

દ્રષ્ટાંતો.

જો અ કોઈ માજીસ્ટ્રેટની આગળ ઝ ની ઉપર શુધબુધિથી કાંઇ તહોમત મુકે જો અ કોઈ ઝ ચાકરની ચાલ બાબત ઝ ના શેઠની આગળ શુધબુધિથી ફરીયાદ કરે, જો અ કોઇ ઝ છોકરાની ચાલ બાબત ઝ ના બાપની આગળ શુધબુધિથી ફરીયાદ કરે, તો અ આ અપવાદમાં દાખલ થાય છે.

નવમો અપવાદ.—બીજાની આબરૂપર કાંઇ આરોપ મુકવો એ આબરૂ લેવી ન ગણાય, પણ ક્યારે કે તે આરોપ મુકનાર સખસ પોતાનો અથવા કોઈ બીજા સખસનો લાભ જાળવવાને અથવા લોક કલ્યાણ અરથે, શુધબુધિથી તે આરોપ મુકતો હોય તો.

કોઇ સખસે પોતાનો લાભ જાળવવાને શુધબુધિથી મુકેલો આરોપ.

દ્રષ્ટાંત.

(અ) અ એક દુકાનદાર પોતાના ગુમાસ્તા બ ને એ પ્રમાણે કહે કે ઝ રોકડા નાણાં તને ન આપે તો તેને કાંઇ માલ તું વેચીશ માં, કેમકે તેના પ્રમાણિકપણા વિશે મારો વીચાર સારો નથી," હવે જો પોતાનો લાભ જાળવવા સારૂ શુધબુધિથી અ એ ઝ ની ઉપર આ આરોપ મુકયો હોય તો અ આ અપવાદમાં દાખલ થાયછે.

(બ) અ એક માજીસ્ટ્રેટ પોતાના ઉપરી અમલદારને રિપોર્ટ કરવામાં ઝ ની આબરૂ બાબત કાંઇ આરોપ મુકે, હવે શુધબુધિથી લોક કલ્યાણાર્થે તે આરોપ મુકયો હોય, તો અ આ અપવાદમાં દાખલ થાય છે.

દશમો અપવાદ—ફલાણાથી હોશિયાર રહેજે એવી સુચના શુધબુધિથી કોઇ સખસને આપવી, એ આબરૂ લેવી ગણાય નહી, પણ ક્યારે કે જે સખસને તે સુચના આપી હોય તે સખસનો, અથવા જે સખસની સાથે તેનો સંબંધ હોય એવા કોઇ સખસનો ફાયદો થાય, એવા ઇરાદાથી અથવા લોક કલ્યાણના ઇરાદાથી તે સુચના કરી હોય તો.

સુચના જે સખસને આપી હોય તે સખસનો ફાયદો થાય એવા ઈરાદાથી અથવા લોકકલ્યાણાર્થે આપી હોય તો.

## કલમ ૫૦૦ મી.

૫૦૦. જે માણસ કોઇ બીજા માણસની આબરૂ લે, તેને બે વરસની મુદત સુધીની આસાન કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

આબરૂ લેવાની શીક્ષા.

## કલમ ૫૦૧ લી.

૫૦૧. કાંઇ બાબત કોઇ સખસની આબરૂ લેવા જેવી છે એવું જાણીને અથવા એવું માનવાનું સારૂ કારણ છતાં, જે માણસ તે બાબત છાપે અથવા કોતરે, તેને બે વરસની મુદત સુધીની આસાન કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

કાંઇ બાબત આબરૂલેવાજેવી છે એવું જાણીને તે છાપવી અથવા કોતરવી.

## કલમ ૫૦૨ જી.

૫૦૨. કાંઇ પણ છાપેલી અથવા કોતરેલી વસ્તુમાં આબરૂ લેવાજેવી કાંઇ બાબત છે એવું જાણીને જે માણસ તે વસ્તુ વેચે, અથવા વેચવા માંડે તો તેને બે વરસની મુદત સુધીની આસાન કેદની, અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

આબરૂ લેવા જેવી કાંઇબાબતવાળી છાપેલી અથવા કોતરેલી વસ્તુ વેચવી.

# બાબ ૨૨ મો.

## સાપરાધ ધમકી, તીરસ્કાર બાબત.

## કલમ ૫૦૩ જી.

૫૦૩. જે સખસ કોઇ બીજા સખસને તેના શરીરને, આબરૂને, અથવા મિલકતને કાંઇ નુકશાન કરવાનો, અથવા જેની સાથે તે બીજા સખસને સંબંધ હોય તેના શરીર, અથવા આબરૂને કાંઇ નુકશાન કરવાનો ડર દેખાડે, એવા ઈરાદાથી કે તે સખસને ગભરાટ પેદા થાય, અથવા તે ડર અમલમાં ન આવે એટલા માટે, જે કામ કરવાની તેની કાયદા પ્રમાણે ફરજ ન હોય તે કામ તે સખસ કરે, અથવા જે કામ કરવાનો તેનો કાયદા પ્રમાણે હક હોય તે કામ કરવામાં તે સખસ કસુર કરે, તેણે સાપરાધ ધમકીનો ગુન્હો કર્યો એમ સમજવું.

સાપરાધધમકી

ખુલાસો—કોઇ મુએલા સખસની સાથે જે સખસને સંબંધ હોય તે સખસને તે મુએલા સખસને આબરૂને નુકશાન કરવાનો ડર દેખાડવો, તે આ કલમમાં દાખલ થાયછે.

### દ્રષ્ટાંત.

(અ) એક દિવાની મુકદમો ચલાવતો બંધ થાય એવા હેતુથી, અ બ ને ડર દેખાડે કે હું તારૂ ઘર બાળી નાખીશ, તો અ સાપરાધ ધમકીના ગુન્હાનો તકશીરવાર છે એમ સમજવું.

## કલમ ૫૦૪ થી.

૫૦૪. જે માણસ ઇરાદાથી કોઇ સખસનો તીરસ્કાર કરીને તેને ક્રોધ ઉત્પન્ન કરે, એવા ઈરાદાથી કે તે ક્રોધને લીધે તે લોકની સુલેહમાં ભં

સમાધાની નો ભંગ કરવાના

ગ કરે અથવા કાંઇ બીજો ગુન્હો કરે, અથવા એમ જાણીને કે તે સખસ તે ક્રોધને લીધે લોકની સુલેહમાં ભંગ અથવા કાંઇ બીજો ગુન્હો કરશે એવો સંભવ છે. તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ઇરાદાથી જાણીજોઇનેકોઇનોતીરસ્કારકરવો.

### કલમ ૫૦૫ મી.

૫૦૫. કાંઇ વાત, અફવા અથવા ખુમ, જે માણસ ખોટી જાણતો હોય તે માણસ તે ચલાવે અથવા પ્રગટ કરે, એવા ઇરાદાથી કે રાણીની જમીનપરની અથવા દરીયાઈ ફોજ માંહેલા કોઈ આફીસર, સોલજર, અથવા ખુલાસી બંડ કરે, અથવા એવા ઇરાદાથી કે લોકમાં ભય અથવા ગભરાટ પેદા થાય, અને તેણે કરીને કોઈ સખસને રાજ્ય વિરૂધ અથવા લોકની સમાધાની વિરૂધ કાંઇ ગુન્હો કરવાનું મન થાય તો તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

બંડઅથવારાજ્ય વિરૂધ ગુન્હોબીગરેકરવાના. ઇરાદાથી ખોટીખુમ ચલાવવી.

### કલમ ૫૦૬ ઠી

૫૦૬. જે સાપ્રાધ ધમકીનો ગુન્હો કરે, તેને બે વરસની મુદત સુધીની, બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે, અને અગર મોત અથવા મહાવ્યથા કરવાનો, અથવા આગથી કાંઇ મીલકતનો નાશ કરવાનો, અથવા મોતની કે સમુદ્રપારની, અથવા સાત વરસની મુદત સુધીની કેદની શિક્ષા થાય, એવો કાંઈ ગુન્હો કરાવવાનો, અથવા કોઈ સ્ત્રીની સાથે વ્યભીચારનો દોશ મુકવાનો ડર દેખાડયો હોય, તો તેને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

સાપ્રાધધમકીનાગુન્હાની શીક્ષા.

જો તેધમકી મોતઅથવામહાવ્યથા વગેરે કરવાની હોય તો.

### કલમ ૫૦૭ મી.

૫૦૭. કોઈ નનામા સંદેશા વડે, અથવા ડર દેખાડનારા સખસનું નામ કે તેનું રહેવાનું ઠેકાણું છુપાવવાની આગળથી તદબીર કરીને, જે માણસ સાપરાધ ધમકીનો ગુન્હો કરે તેને, તે ગુન્હાને માટે ઉપલી કલમમાં ઠરાવેલી શિક્ષા ઉપરાંત, બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની બીજી શીક્ષા કરવામાં આવશે.

નનામાસંદેશાનીમારફતેસાપ્રાધધમકી.

### કલમ ૫૦૮ મી.

૫૦૮. કોઇ પણ સખસની જે વસ્તુ કરવાની કાયદા પ્રમાણે ફરજ નહી હોય તે વસ્તુ જે માણસ બુદ્ધિપુરવક તે સખસ પાસે કરાવે અથવા કરાવવાની કોશીશ કરે, અથવા જે વસ્તુ કરવાનો તે સખસનો કાયદા પ્રમાણે હક હોય તે વસ્તુ કરવામાં તેની પાસે કસુર કરાવે અથવા કસુર કરાવવાની કોશીશ કરે, અને તે એવી રીતે કે જે વસ્તુ મારી પાસે કરાવવાની એ ગુન્હેગારની મતલબ છે તે હું નહી કરૂં તો, અથવા જે વસ્તુ ક-

મારી ઉપર ઈશ્વરની અપ્રસંનતાથશેએવો ભયઉત્પન્નકરીને કોઇ સખસ પાસેકાંઈ કામ કરાવવું.

રવામાં મારી પાસે કસુર કરાવવાની એ ગુન્હેગારની મતલબ છે તે હું કરૂં તો મારી ઉપર અથવા જેની સાથે મારો સંબંધ છે એવા કોઇ સખસની ઉપર ઇશ્વરની અપ્રસંનતા થશેઃ અથવા એ ગુન્હેગાર કાંઇ કરીને ઇશવરની અપ્રસનતા કરાવશે, એવો ભય તે સખસના મનમાં બેસાડી અથવા બેસાડવાની કોશીશ કરીને તે એ પ્રમાણે કરે; તો તે માણુસને એ ૧ વરસની મુદત સુધીના બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની શીક્ષા કરવામાં આવશે.

### દ્રષ્ટાંત.

(અ) અ ઝ ને બારણે લાંધવા બેસે, એવા ઇરાદાથી કે એમ તેને બારણે બેસવા ઝ ની ઉપર ઇશ્વવની અપ્રસનતા થશે એવો સંભવ ઉત્પન્ન થાય, તો આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો અ એ કીધો એમ સમજવું.

(બ) અ ઝ ને એવી રીતે ડરાવે કે જે તું ફલાણું કામ નહી કરે, તો હું માહારા છોકરાઓમાંના એક છોકરાનો જીવ તે આપીશ; અને તે એવી હાલતમાં હોય કે તે પોતાના છોકરાનો જીવ આપશે તો તેથી ઝ ની ઉપર ઇશ્વરની અપ્રસનતા થશે એવો ભય ઊત્પન્ન થાય, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કર્યો એમ સમજવું.

### કલમ ૫૦૯ મી.

૫૦૯. કોઇ સ્ત્રીને લજવવાનો વીચાર કરીને જે માણુસ કાઇ શબ્દ બોલે, અથવા કાંઇ અવાજ કે ચાળા કરે, અથવા કાંઇ વસ્તુ દેખાડે, એવા ઇરાદાથી કે તે સ્ત્રી તે શબ્દ અથવા અવાજ સાંભળે અથવા તે ચાળા અથવા વસ્તુ જોય, અથવા તે સ્ત્રીની એકાંત જગાપર જે માણુસ વગર રજાએ ઘુસે, તેને એક વરસની મુદત સુધીની આસાન કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

કોઇ સ્ત્રીને લજવવાના ઇરાદાથી બોલેલા શબ્દ અથવા કરેલા ચાળા.

### કલમ ૫૧૦ મી

૫૧૦. જે માણુસ કેફની હાલતમાં છતાં, કોઈ જાહેર જગામાં જાય અથવા જે જગામાં તેણે વગર રજાએ જવું કાયદા વિરૂધ હોય એવી કોઇ જગામાં જાય અને ત્યાં કોઈ સખસને દુખ થાય એવી રીતે ચાલે તેને ચોવીસ કલાકની મુદત સુધીની આસાન કેદની, અથવા દશ રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ખુલ્લીરીતે પીધેલા સખસની બેમુનસબચાલ.

## બાબ ૨૩ મો.

## ગુન્હા કરવાની કોશીશ બાબત.

### કલમ ૫૧૧ મી

૫૧૧. જે ગુન્હાને માટે આ કાયદામાં સમુદ્રપારની અથવા કેદની શિક્ષા ઠરાવી હોય એવો કોઇ ગુન્હો કરવાની અથવા એવો કોઇ ગુન્હો કરવાની, જે માણુસ કોશીશ કરે, અને તે કોશીશમાં તે ગુન્હો કરવા તરફ કાંઇ કામ કરે, તે માણુસને, તેવી કોશીશને માટે શિક્ષા સંબંધી કાયદામાં

જે ગુન્હાઓને માટે સમુદ્રપારની અથવા કેદની શિક્ષા ઠરાવી છે તે ગુન્હા ક

કાંઇ સાફ ઠરાવ નકર્યો હોય તેવે ઠેકાણે તે ગુન્હાને માટે જે પ્રકારની, કે- રવાનીકેદની
દની શિક્ષા ઠરાવી હોય તે પ્રકારની, તથા તે ગુન્હાને માટે કેદની અથવા કરવાની શિક્ષા
સમુદ્રપારની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની અડધી મુદતની, કે-
દની અથવા સમુદ્રપારની, અથવા તે ગુન્હાને માટે ઠરાવેલા દંડની, અથવા એ બંનેની
શિક્ષા કરવામાં આવશે.

દ્રષ્ટાંત.

(અ) અ એક પેટી ફોડીને કાંઈ જવેર ચોરવાની કોશિશ કરે, અને તે પેટી ફોડયા પછી તેને માલમ પડે કે માંહે કાંઇ જવેર નથી, તો તેણે ચોરી કરવા તરફ એક કામ કીધું, માટે આ કલમ પ્રમાણે તે તકશીરવાર થયો એમ સમજવું.

(બ) ઝ ના ખીસ્સામાં હાથ ઘાલીને તેમાંથી ચોરી કરવાની અ કોશિશ કરે, અને ઝ ના ખીસ્સામાં કાંઇ વસ્તું ન હોવાને લીધે અ તે કોશિશમાં પાર નપડે, તો આ કલમ પ્રમાણે અં તકશીરવાર થયો એમ સમજવું.

(True translation)
Nanabhai Haridass,
Translator.



# પરિશિસ્ટ ૧ લું.

## આકટો રદ કર્યા તે.

### (અ)—સ્ટાટયુટ.

| વર્ષ. કારકીર્દી તથા બાબ | મથાળુ | કેટલો રદ કીધો |
|---|---|---|
| ૩ જાર્જ બાદશાહની કારકીર્દીના ૧૩ મા વર્ષના સ્ટાટયુટનો ૩૬ મો બાબ | હિંદુસ્તાનમાં તેમજ યુરોપમાં ઇષ્ટઈંડીઆ કંપનીના મામલા સંબંધી વહિવટ વધારે સારી રીતે ચલાવવા માટે કેટલાએક ધારા બાંધવા બાબતનો આકટ | ૩૮ મી કલમ. |

### (બ)—ગવર્નર જનરલ ઇન કૌંસિલના આકટો.

| નંબર તથા વર્ષ. | મથાળુ | કેટલો રદ કીધો. |
|---|---|---|
| ૧૮૪૦ નો ૨૩ મો | પ્રોસેસની બજાવણી. ... ... ... | જેટલો રદ થયો નથી તેટલો |
| ૧૮૬૦ નો ૪૫ મો. | ફોજદારી કાયદો... ... ... ... | ૨૧૪ મી કલમનાં દ્રષ્ટાંતો |
| ૧૮૬૧ નો આકટ ૫ મો. | પોલીસનો આકટ ... ... ... | ૬ ઠી કલમ તથા ૨૪ મી કલમમાંના "અને આખ રનો ફેંસલો થાય તહાં સુધી ગુન્હેગાર ઊપર ફરિયાદનું કામ ચલાવવાને" આ શબ્દો ૩૫ મી કલમના આરંભથી તે "પણ એવુ ઠરાવ્યુ છે કે" એ શબ્દો સુધી અને એ શબ્દો સુધાં |
| ૧૮૬૨ નો ૧૮ મો | સુપ્રીમ કોર્ટોમાં ફોજદારી કામ ચલાવવાની રીત... ... ... ... | જેટલો રદ થયો નથી તેટલો |
| ૧૮૬૪ નો ૬ ઠો | ફટકા મારવાનો ... ... ... | ૭ મી કલમ |
| ૧૮૬૯ નો ૨ જો | જસ્ટીસ આફ ધી પીસ ... ... | જેટલો રદ થયો નથી તેટલો |
| ૧૮૭૦ નો ૨૨ મો | સંક્ષેપ રીતે ઇનસાફ કરવાની હકુમત આપવા બાબતના આકટો રાણી સાહેબની વિલાયતી રઇયતોને લાગુ પાડવા બાબત | જેટલો રદ થયો નથી તેટલો બંગાળાના ૧૮૨૫ ના ૨૦ મા રેગ્યુલેશન સંબંધી |
| ૧૮૭૨ નો ૪ થો | પંજાબના કાયદા ... ... ... | જેટલો છે તેટલો |
| ૧૮૭૨ નો ૧૦ મો | ફોજદારી કામ ચલાવવાની રીતનો કાયદો... | જેટલો રદ થયો નથી તેટલો |

## (બ)—ગવર્નર જનરલ ઇન કૌંસીલના આકટો.—ચાલુ.

| નંબર તથા વર્ષ | મથાળું | કેટલો રદ કીધો. |
|---|---|---|
| ૧૮૭૪ નો ૧૧ મો | ફોજદારી કામ ચલાવવાની રીતનો કાયદો સુધારવા બાબત ... ... .... | સઘળો |
| ૧૮૭૪ નો ૧૫ મો | કાયદાઓની સ્થાનિક વ્યાપ્તિ. ... ... | બંગાળાના ૧૮૨૫ ના ૨૦ મા રેગ્યુલેશનસંબંધી જેટલો છે તેટલો |
| ૧૮૭૫ નો ૧૦ મો. | હૈ કોર્ટોમાં ફોજદારી કામ ચલાવવાની રીત | ૧૪૪ગી કલમ સિવાય તથા૧૪૬મી કલમનોજેટલો ભાગ ખબરો સંબંધી છે તેટલા ભાગ સિવાય, સઘળો આકટ. |
| ૧૮૭૫ નો ૨૦ મો | સેંટ્રલ પ્રાવિન્સિસલાઝ(મધ્ય પ્રાંતોનાકાયદા | બંગલાના ૧૮૨૫ નાર૦મા રેગ્યુલેશન સંબંધી જેટલો છે તેટલો |
| ૧૮૭૬ નો ૧૮ મો | અયોધ્યાના કાયદા ... ... ... | એજન |
| ૧૮૭૭ નો ૪ થો | પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટો... ... ... | ૫૭ મી કલમ સિવાય સઘળો આકટ |
| ૧૮૭૯ નો ૨૧ મો | અપરાધિઓને સ્વાધીન કરવા બાબત...... | ૩ જો બાબ |
| ૧૮૮૧ નો ૧૦ મો | કારોનર.... ... ... ... ... | ૮મી તથા ૯ મી કલમો |

## ( ક )—રેગ્યુલેશન.

| નંબર તથા વર્ષ. | મથાળું | કેટલો રદ કીધો. |
|---|---|---|
| બંગાળાનો ૧૮૨૫ નો ૨૦ મો રેગ્યુલેશન | કોર્ટ માર્સ્યલની હકુમત ... ... | જેટલો રદ થયો નથીતેટલો |
| ૧૮૭૨ નો ૩ જો | સોતલ પર્ગણા સેટલમેન્ટ .... ... | ૧૮૭૨ ના ૧૦ મા આકટ સંબંધી જેટલોછેતેટલો |
| ૧૮૭૪ નો ૯ મો | આરાકાન ટેકરીઓની ડિસ્ટ્રિકટના કાયદા ... | ૧૮૬૯ ના ૨જા તથા૧૮૭૨ ના ૧૦ મા તથા ૧૮૭૪ ના ૧૧ મા આકટ સંબંધી, જેટલો છે તેટલો |
| ૧૮૭૭ નો ૨ જો | અજમેરના કાયદા ... ... ... | બંગાળાના ૧૮૨૫ ના ૨૦ મા રેગ્યુલેશન સંબંધી જટલો છે તેટલો |

## ( ડ )—મદ્રાસના ગવર્નર ઇન કૌંસિલનો આકટ.

| નંબર તથા વર્ષ. | મથાળું. | કેટલો રદ કીધો |
|---|---|---|
| ૧૮૬૭ નો ૮ મો | પોલીસ ... ... ... ... | ૯ મી કલમ |

# પરિશિસ્ટ ૨ જું.

## ગુન્હાઓની વિગતનું કોષ્ટક.

**ખુલાસો.**—"ગુન્હો" તથા હિંદુસ્થાનના ફોજદારી કાયદા મુજબ શિક્ષા" એહવાં મથાળાનાં આ પરિશિસ્ટનાં બીજા તથા સાતમા આસન મધ્યે જે ગજકુર લખ્યો છે તે તેમના સંબંધની હિંદુસ્તાનના ફોજદારી કાયદાની જુદી જુદી કલમોમાં બ્યાન કરેલા ગુન્હાઓ તથા શિક્ષાઓની વ્યાખ્યા દાખલ લખ્યો છે એમ, અથવા તે કલમોના સાર દાખલ લખ્યો છે એમ પણ, સમજવું નહી; તે તો પહેલાં આસન મધ્યે જે કલમની સંખ્યા લખી છે તે કલમમાં શો વિષય છે તેહની માત્ર સુચનાર્થ લખ્યો છે.

આ પરિશિસ્ટનુ ત્રીજુ આસન કલકત્તા તથા મુંબાઇ શેહેરની પોલીસને લાગુ છે.

### બાબ ૫ મો—મદદગારી બાબત.

| કલમ | ગુન્હો. | વગર વારંટે પોલીસપકડી શકે કે નહી | ઘણું કરીને પ્રથમજ સમન નિકળેકેવારંટ | જામીન લઇ શકાય કે નહી. | માંડીવાળી શકાય કે નહી | હિંદુસ્તાનના ફોજદારી કાયદા મૂજબ શિક્ષા | કઇ કોર્ટથી ઇનસાફથઇશકે |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ૧૦૯ | કોઈ ગુન્હાની મદદગારી, જો તે મદદગારી પરથી મદદગારી કરેલુ કામ કરવામાં આવે, અને તેવી મદદગારીને માટે બીજે કયાં સાફ શિક્ષા નહી ઠરાવી હોય તો. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટેઅગર વગર વારંટેપકડી શકતાહોયતો વગરવારંટે પકડી શકે; નહીતો નહી. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે વારંટ નિકળી શકતુ હોય તોવારંટઅને સમનનિકળીશકતો હોય તો સમન. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે જામીન લઇ શકાતો હોય તો લઇ શકાય, નહીં તો નહીં | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે માંડી વાળી શકાતો હોય તો માંડીવાળી શકાય, નહીંતોનહી | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે જે શિક્ષા હોય તેજ શિક્ષા | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાનોઈનસાફ જે કોર્ટથી થઇ શકે તે કોર્ટ. |
| ૧૧૦ | કોઇ ગુન્હાની મદદગારી અગર મદદગારી કરેલો સખસ તે કામ મદદમારના ઈરાદા કર્તાંજુદા | એજ | એજ. | એજ | એજ | એજ | એજ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | ઇરાદાથી કરે તો | | | | | | |
| ૧૧૧ | એક કામમાં મદદગારી કરી હોય અને જુદુંજ કામ બને, તો તેહની શરત | એજ | એજ | એજ | એજ | જે ગુન્હાની મદદગારી કરવાનો ઈરાદો થયો હોય તે ગુન્હાને માટે જે શિક્ષા હોય તેજ શિક્ષા | એજ |
| ૧૧૩ | મદદગારી કરેલાં કામથી મદદગારના ધાર્યા કરતાં જુદી અસરપેદા થાય, તો | એજ | એજ | એજ | એજ | થયેલા ગુન્હાને માટે જે શિક્ષા હોય તેજ શિક્ષા. | એજ |
| ૧૧૪ | ગુન્હો થતી વખતે મદદગાર હાજર હોય તો | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૧૧૫ | મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઇ શકે એહેવા ગુન્હામાં મદદગારી કરવામાં આવે અને તે ગુન્હો તે મદદગારી ઉપરથી નહી થાય તો | એજ | એજ | જામિન નહી લઇ શકાય. | એજ | ૭ વર્ષ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ | એજ |
| | અગર જેથી વ્યથા થાય એહેવું કાંઇ કામ તે મદદગારી ઉપરથી કરવામાં આવે તો | એજ | એજ | એજ | એજ | ૧૪ વર્ષ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ | એજ |
| ૧૧૬ | કેદની શિક્ષા થઈ શકે એહેવા ગુન્હામાં મદદગારી કરવામાંઆવે અને તે ગુન્હો મદદગારી ઉપરથી નહી થાય તો | એજ | એજ | જે ગુન્હાની મદદગારીકરી હોય તે ગુન્હાને માટે જામીન લેઇ શકાતો હોય તો લઈ શકાય, નહી તો નહી. | એજ | તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી મુદત ઠરાવી હોય તેહની ¼ મુદત સૂધી કેદ, અથવા દંડ, અથવા બંને. | એજ |
| | અગર તે મદદગાર અથવા મદદગારી કરેલો સખસ સરકારી નોકર હોય, અને તેહની ફરજ તે ગુન્હો અટકાવવાની હોયતો. | એજ | એજ | એજ | એજ | તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી મુદત જે ઠરાવી હોય તેહની ½ મૂ- | એજ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | | | | | | દત સુધી કેદ, અથવા દંડ, અથવા બંને | |
| ૧૧૭ | લોક પાસે અથવા દસથી વધારે માણસો પાસે કાંઇ ગુન્હો કરાવવામાં મદદગારી કરવી. | એજ | એજ | એજ | એજ | ૩ વર્ષ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને | એજ |
| ૧૧૮ | મોતની અથવા જીવતા સુધી સમુદ્રપારની શિક્ષા થઈ શકે એવો કોઇ ગુન્હો કરવાની ધારણા છુપાવવી, અગર તે ગુન્હો થાય તો | એજ | એજ | જામીન નહી લઈ શકાય. | એજ | ૭ વર્ષ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | એજ |
| | અગર તે ગુન્હો નહીં થાય તો | એજ | એજ | એજ | એજ | ૩ વર્ષ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ | એજ |
| ૧૧૯ | જે ગુન્હો અટકાવવાની પોતાની ફરજ હોય એવો કોઇ ગુન્હો કરવાની ધારણા કોઈ સરકારી નોકરે છુપાવવી; અગર તે ગુન્હો થાય તો. | એજ | એજ | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે જામીન લઇ શકાતો હોય તો લઇ શકાય. નહી તો નહી. | એજ | તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી મુદત જે ઠરાવી હોય તેહની ½ મુદત સુધી કેદ, અથવા દંડ, અથવા બંને | એજ |
| | અગર તે ગુન્હો મોત અથવા સમુદ્રપારની શિક્ષા જોગ હોય,તો | એજ | એજ | જામીન નહી લઈ શકાય. | એજ | ૧૦ વર્ષ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, | એજ |
| | અગર ગુન્હો નહી થાય તો. | એજ | એજ | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે જામીન લઇ શકાતો હોય તો લઇ શ | એજ | તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી મુદત જે ઠરાવી હોય તેની ¼ મુદત સુધી કેદ, અથવા દંડ અથવા બંને | એજ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | | | | શકાય નહી તો નહી. | | | |
| ૧૨૦ | કેદની શિક્ષા થઇ શકે એહેવો કોઇ ગુન્હો કરવાની ધારણા છુપાવવી, અગર તે ગુન્હો થાય તો | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| | અગર નહી થાય તો. | એજ | એજ | એજ | એજ | તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી મુદત જે ઠરાવી હોય તેહના ૮ મા ભાગ સુધી કેદ, અથવા દંડ, અથવા બંને. | એજ |
| | **ભાગ ૬ ઠો—રાજ્ય વિરૂદ્ધ ગુન્હા.** | | | | | | |
| ૧૨૧ | રાણીની સામા લઢાઇ કરવી, અથવા લઢાઈ કરવાની કોશિશ કરવી, અથવા લઢાઈ કરવામાં મદદગારી કરવી | અગર વારંટ પકડાય નહી, | વારંટ | જામિન નહી લઈ શકાય | માંડીવાળી નહી શયાય | મોત અથવા જીવતાં સુધી સમુદ્રપાર તથા મિલકત સરકાર જપ્ત થવી | સેસન કોર્ટ |
| ૧૨૧ અ | રાજ્ય વિરૂદ્ધ કેટલાએક ગુન્હા કરવા સારૂ સંપ કરવો | એજ | એજ | એજ | એજ | જીવતા સુધી અથવા હરકોઈ થોડી મુદત સુધી સમુદ્રપારની શિક્ષા અથવા ૧૦ વર્ષ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ. | એજ |
| ૧૨૨ | રાણીની સામા લઢાઇ કરવાના ઇરાદાથી હથિયારો વગેરે એકઠાં કરવાં | એજ | એજ | એજ | એજ | જીવતાં સુધી સમુદ્રપાર અથવા ૧૦ વર્ષ સુધી એમાંના ગમે તે પ્રકારની. તથા મિલકત સરકાર જપ્ત થવી | એજ |

### १०—सुलेह राखवा बाबत खत
(१०६ ठी कलम जुओ)

हुं (आ ठेकाणे नाम लखवु) (आ ठेकाणे जगा लखवी)नो रेहेवासी नी मुदत सुधी सुलेह राखवा बाबत खत करी आपवानु मने फरमाववामां आव्युं छे वास्ते आ खतथी बंधाउं छु के हुं सदरहुं मुदतनी दरमियानमां हुं सुलेहनो भंग नही करुं अथवा जेथी सुलेहनो भंग घणु करीने थाय एवुं कांइ पण कृत्य नही करुं अने ए बाबतमां हुं कसुर करुं तो हु बंधाउं छु के रुपीआनी रकम मारे मलिकामाआझमा राणी साहेब कैसरेहींदने गुनेगारीमां आपवी

तारीख माहे सन १८

(सही)

---

### ११—सारी रीते चालवा बाबत खत
( १५० मी तथा ११० मी कलम जुओ )

हुं(आ ठेकाणे नाम लखवुं) (आ ठेकाणे जगा लखवी) नो रेहेवाशी मलिकामाआझमा राणी साहेब कैसरेहिंद तरफ तथा तेमनी सघळी रइयत तरफ (आ ठेकाणे मुदत लखवी) नी मुदत सुधी सारी रीते चालवा बाबत खत करी आपवानुं मने फरमाववामां आव्युं छे, वास्ते आ खतथी बंधाउं छुं के हुं मलीकामाआझमा तरफ तथा तेमनी सघळी रइयत तरफ सदरहु मुदत सुधी सारी रीते चालीश अने ए बाबतमां हुं कसुर करुं तो हुं बंधाउं छुं के रुपीआनी रकम मारे मलीकामाआझमाने आपवी.

तारीख माहे सन १८

(सही)

(जामीनो साथे खत करी आपवानुं होय त्यारे हेठळ लखेलो मजकुर उमेरवो) आ उपरथी अमे जाहेर करीए छीए के अमे उपर लखेला ना जामीन थइए छीए के ते सखस सदरहु मुदत सुधी मलीका माआझमा राणी साहेब कइसरे हिंद तरफ तथा तेमनी सघळा रईयत तरफ सारी रीते चालशे अने ए बाबतमां ते सखस कसुर करे तो अमे एकठा तथा जुदा जुदा बंधाईए छीए के रुपीआनी रकम अमारे मलीका माआझमाने गुन्हेगारीमां आपवी.

तारीख माहे सने १८

(सही)

### १२,—सुलेहनो भंग थवाना संभव विशे खबर आव्या उपरथी समन.
(११४ मी कलम जुओ.)

ना रेहेवाशी जेम खात्री लायक खबर उपरथी मने एवुं देखाडवामां आव्युं छे के (आ ठेकाणे ते खबरनो सार लखवो) अने तमे सुलेहनो भंग (अथवा जेथी सुलेहनो भंग घणुं करीने थशे एवुं कांइ कृत्य) करशो एवो संभव छे, वास्ते तमने आ उपरथी फरमाववामां आवे छे के नी मुदत सुधी तमे सुलेह राखशो एवुं एक खत रुपीआनुं करी आपवानुं (जामीनो जोईता होय त्यारे आ प्रमाणे उमेरवुं— अने वळी एक (अथवा बे, जेम होय तेम लखवुं) जामीन पासे (अथवा एक करतां वधारे जा-

મીનો હોય તો લખવું કે દરએકની પાસે) રૂપીઆના રકમનું ખત લખાવી આપીને તારણ આપવાનું), તમને શા સારૂ નહી ફરમાવવું જોઇએ તેનું કારણ બતાવવાને તમારે સન ૧૮ ના ની તારીખે સવારમાં દશ કલાકે ના માજીસ્ટ્રેટની ઓફીસમાં જાતે (અથવા કોઈ યોગ્ય અધિકારવાળા મુખત્યારની મારફતે) હાજર થવું.

મારી સહી તથા કોરટની મોહોર કરી આપ્યો છે. તારીખ માહે સને ૧૮

મોહોર) (સહી)

---

## ૧૩.—સુલેહ રાખવા બાબત કારણ ખોળી આપવામાં કસુર કરેથી કેદ કરવાનું વારંટ.

( કલમ ૧૨ જુઓ. )

સુપ્રીનટેન્ટડેન્ટ (અથવા કીપર) જોગ. ની તુરંગ

(આ ઠેકાણે નામ તથા રેહેવાનું ઠેકાણું લખવું) ની ઉપર સમન કાહાડીને તેને ફરમાવેલું કે મહીનાની મુદત સુધી તમે સદરહુ (આ ઠેકાણે નામ લખવું ) સુલેહ રાખશો તે બાબત એક જામીન સાથે રૂપીઆનું ખત અથવા રૂપીઆનો દરેક એવા બે જામીન સાથે ખત) તમારે શા સારૂ નહી કરી આપવું જોઇએ તેનું કારણ તમારે બતાવવું, તે સમનની રૂઇએ તે ની તારીખે મારી આગળ પોતાની જાતે (અથવા પોતાના અધિકારવાળા મુખત્યાર મારફતે) હાજર થએલો અને તે વખતે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ને હુકમ કરીને એવું ફરમાવેલું કે તમારે સદરહું ખત લખી આપવું તથા સદરહુ જામીન ખોળી આપવો (હુકમમાં ફરમાવેલું તારણ સમનમાં લખેલા તારણથી જુદું હોય ત્યારે તે લખવું), અને તેણે સદરહુ હુકમ પ્રમાણે ચાલવામાં કસુર કરી છે.

વાસ્તે આ ઊપરથી તમને સદરહુ સુપ્રીનટેન્ડેન્ટને (અથવા કીપરને) અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે સદરહું (આ ઠેકાણે નામ લખવું ને આ વારંટ સુધાં તમારા હવાલામાં લેવો, અને તેને (આ ઠેકાણે કેદની મુદત લખવી ) ની મુદત સુધી સદરહુ તુરંગમાં સહી સલામતે રાખવો પણ જો દરમિયાનમાં તે પોતાની જાતે તથા પોતાના જામીન અથવા (જામીનો) સાથે સદરહુ ખત લખી આપે તો તે લેવું અને સદરહુ (આ ઠેકાણે નામ લખવું) અને છુટો કરવો અને આ વારંટ કેવી રીતે બજાવ્યું તેનો શેરો લખીને તે પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે.

તારીખ માહે સન ૧૮

(સહી)

## ૧૪.—સારી રીતે ચાલવા બાબત તારણ ખોળી આપવામાં કસુર કરેથી કેદ કરવાનું વારંટ.

(૧૨૩ મી કલમ જુઓ.)

ની તુરંગના સુપ્રીનટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ.

(આ ઠેકાણે નામ લખવું તથા વર્ણન કરવું) ના જીલ્લામાં સંતાયા કરે છે તથા સંતાય છે, અને તેની પાસે ગુજરાનનું કાંઈ સાધન જણાતું નથી ( અથવા, અને તે પોતાને વિશે કાંઈ ખાત્રી ભરેલો જવાબ આપી શકતો નથી) એવું મને દેખાડવામાં આવ્યું છે,

અથવા

(આ ઠેકાણે નામ લખવું તથા વરણુન કરવું) ની સામાન્ય આબરૂ વિષે પુરાવો મારી આગળ આણ્યો છે અને દફતરમાં દાખલ કર્યો છે તે ઉપરથી જણાય છે કે તેને અપહરણ કરવાની (અથવા ઘર ફોડવાની વગેરે જેમ હોય તે પ્રમાણે લખવું) ટેવ છે,

અને દફતરમાં એક હુકમ દાખલ કર્યો છે તેમાં સદરહુ વાત જણાવી છે અને સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ને ફરમાવ્યું છે કે તમારે (આ ઠેકાણે મુદત લખો.) ની મુદત સુધી સારી રીતે ચાલવા સારૂ એક જામીન સાથે (અથવા બે અથવા વધારે જામીન સાથે, જેમ હોય તેમ) એક ખત તમારી જાતને માટે રૂપીઆનું અને સદરહુ જામીન માટે (અથવા સદરહુ જામીનોમાંના દરએક જણને માટે) રૂપીઆનું લખી આપીને તારણ આપવું. અને સદરહુ (આ ઠેકાણે નામ લખવું) સદરહુ હુકમ પ્રમાણે ચાલવામાં કસુર કરી છે. અને સદરહુ કસુર માટે એવું ઠરાવ્યું છે કે તેણે (આ ઠેકાણે મુદત લખવી) સુધી કેદ ભોગવવી, પણ જો તે મુદત પૂરી થતાં પહેલાં સદરહુ તારણ આપવામાં આવે તો પછી તેમ કરવું પડશે નહી.

વાસ્તે આ ઉપરથી તમને સદરહુ સુપરીનટેન્ડેન્ટને (અથવા કીપરને) અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ (આ ઠેકાણે નામ લખવુ) ને આ વારંટ સુદ્ધાં તમારા હવાલામાં લેવો, અને તેને સદરહુ તુરંગમાં (આ ઠેકાણે કેદની મુદત લખવી) ની સદરહુ મુદત સુધી સહી સલામત રાખવો, પણ જો દરમિયાનમાં તે પોતાની જાતે તથા પોતાના જામીન સાથે (અથવા જામીનો સાથે) સદરહુ ખત લખી આપીને સદરહુ હુકમ પ્રમાણે ચાલે તો તે ખત લેવુ અને સદરહુ (આ ઠેકાણે નામ લખવુ) ને છુટો કરવો અને આ વારંટ કેવી રીતે બજાવ્યું તેનો શેરા લખીને પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે.

તારીખ માહે સને ૧૮

(મોહોર) (સહી)

---

૧૫—તારણ આપવામાં કસુર કરેથી કેદ કરેલા સખસને છોડી મુકવાનું વારંટ.

(૧૨૩ મી તથા ૧૨૪ મી કલમ જુઓ.)

ની તુરંગના સૂપ્રીનટેન્ડેન્ટ (અથવા કીપર) અથવા બીજા જે અમલદારના હવાલામાં તે સખસ હોય તે અમલદાર) જોગ

(આ ઠેકાણે કેદીનું નામ લખવું તથા વરણન કરવુ) ને ની તારીખનાં આ કોરટના વારંટની રૂઈએ તમારા હવાલામાં સોંપેલો અને ત્યાર પછી તેણે ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાની કલમ મુજબ યોગ્ય રીતે તારણ આપ્યું છે,

અથવા

અને લોકોને જોખમ પોંહોંચાડયા વગર તેને છુટો કરી શકાશે એમ માનવાના પુરતા સબબ મને જણાયા છે,

વાસ્તે આ ઉપરથી તમને અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ને બાજા કાંઈ કારણસર અટકાવી રાખવો યોગ્ય નહી હોય તો તેને તમારા હવાલામાંથી તાબડતોબ છોડી મૂકવો.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે.

તારીખ માહે સન ૧૮

(મોહોર) (સહી.)

## ૧૬—અપકારક વસ્તુ ખસેડવા બાબત હુકમ.

(૧૩૩ મી કલમ જુઓ.)

ઠેકાણે નામ લખવુ તથા વરણુન કરવું તથા રહેવાનું ઠેકાણુ લખવુ) જોગ

જે સારવજનિક રસ્તો (અથવા બીજી સારવજનિક જગા) વગેરે (આ ઠેકાણે તે રસ્તાનું અથવા સારવજનિક જગાનુ વરણુન કરવુ) તે વાપરનારા લોકોને વગેરે (આ ઠેકાણે તે અડચણ અથવા અપકારક કૃત્ય શાથી થાય છે તે લખવુ) તમે અડચણ કરીછે (અથવા અપકારક કૃત્ય) કરયું છે, અને સદરહુ અડચણ (અથવા અપકારક કૃત્ય) હજુ ચાલુ છે એવુ મને દેખાડવામાં આવ્યું છે.

અથવા

તમે ધણી અથવા વહીવટદાર દાખલ (આ ઠેકાણે મુકરર વેપાર અથવા ધંધો લખવો તથા જે જગાએ તે ચલાવવામાં આવતો હોય તે જગા લખવી) નો વેપાર અથવા ધંધો ચલાવો છો, અને (આ ઠેકાણે મૂખતેસરમાં કેવી રીતે નુકશાનકારક અસર થાય છે તે લખવુ) સબબથી તે વેપાર અથવા ધંધો લોકોની તનદુરસ્તીને (અથવા સુખને) નુકશાનકારક છે, અને તે બંધ પાડવો જોઈએ અથવા બીજી જગાએ લઇ જવે જોઇએ એવુ મને દેખાડવામાં આવ્યું છે.

અથવા

તમે (આ ઠેકાણે સારવજનિક રસ્તાનું વરણુન કરવુ) સારવજનિક રસ્તાની પાસેના એક તળાવ (અથવા કુવા અથવા ખાડા) ના ધણી છો (અથવા તે તમારા કબજામાં અથવા અખત્યારમાં છે) અને સદરહુ તળાવને (અથવા કુવાને અથવા ખાડાને) વાડ નથી (અથવા જોખમ ભરેલી રીતે વાડ કરેલી છે) તે સબબથી લોકોની સલામતીને જોખમ પોહોંચ્યું છે.

અથવા

વગેરે, વગેરે, (જેમ હોય તેમ)

વાસ્તે હું તમને આ ઉપરથી હુકમ કરૂ છુ તથા ફરમાવુ છુ કે તમારે આ ઠેકાણે આપેલી મૂદત લખવી) માહે (આ ઠેકાણે તે અપકારક કૃત્ય બંધ કરવા માટે શું કરવું જોઇએ તે લખવું) અથવા આવતા ની તારીખે માં ની કોરટમાં હાજર થવું, અને આ હુકમ શા સારૂ અમલમાં નહી લાવવો જોઇએ તેનું કારણ બતાવવું.

અથવા

હું તમને આ ઉપરથી હુકમ કરૂ છું તથા ફરમાવુછું કે તમારે (આ ઠેકાણે આપેલી મુદત લખવી) માંહે સદરહુ જગાએ સદરહુ વેપાર અથવા ધંધો ચલાવવાનું બંધ કરવુ. ને ફરીથી તે ચલાવવો નહી અથવા જે જગાએ સદરહુ વેપાર હાલ ચલાવવામાં આવે અ તે જગાએથી તે ખસેડવો અથવા હાજર થવુ વગેરે,

અથવા

હું તમને આ ઉપરથી હુકમ કરૂ છુ તથા ફરમાવુ છુ કે તમારે (આ ઠેકાણે આપેલી મૂદત લખવી) માંહે (આ ઠેકાણે વાડનો પ્રકાર તથા વાડ કરવાનો ભાગ લખવો) પાકી વાડ કરવી અથવા હાજર થવુ વગેરે

અથવા

હુ તમને આ ઉપરથી હુકમ કરૂ છુ તથા ફરમાવુ છું કે વગેરે વગેરે, (જેમ હોય તેમ લખવુ).

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યો છે
તારીખ માહે સને ૧૮
(મોહોર) (સહી)

૧૭—જ્યુરી રચવા બાબત માજીસ્ટરેટનો હુકમ.
(૧૩૮ મી કલમ જુઓ.)

(આ ઠેકાણે નામ લખવું)ની ઊપર સન ૧૮ ના ની તારીખે એક હુકમ કાહાડીને તેને ફરમાવેલુ કે [આ ઠેકાણે તે હુકમની મતલબ લખવી)'. અને સદરહુ હુકમ વ્યાજબી અને યોગ્ય છે કે નહી તેનો ઇન્સાફ કરવા માટે જ્યુરી નિમવાનો હુકમ કરવા બાબત સદરહું (આ ઠેકાણે નામ લખવુ) ની તારીખની અરજી ગ ને કરી છે વાસ્તે સદરહુ તકરાર સંબંધી ઈન્સાફ કરીને ઠરાવ કરવા સારૂ હું આ ઉપરથી (આ ઠેકાણે પાચ અથવા વધારે જ્યુરરોનાં નામ વગેરે લખવાને જ્યુરી નિમુ છુ અને સદરહુ જ્યુરીને ફરમાવું છું કે તેમણે પોતાના ઠરાવનો રિપોરટ આ હુકમની તારીખથી દીવસમાં માં મારી આફિસમાં મોકલવો
મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યો છે'
તારીખ માહે સને ૧૮
(મોહોર) (સહી)

૧૮—જ્યુરીનો ઠરાવ થાય પછી માજીસ્ટરેટની નોટીસ તથા સખત હુકમ.
[૧૪૦ મી કલમ જુઓ,

(આ ઠેકાણે નામ લખવું તથા વરણુન કરવું તથા રેહેવાનુ ઠેકાણુ લખવું) જોગ.

આ ઉપરથી હું તમને નોટીસ આપુ છુ કે ની તારીખે તમે કરેલા અરજી ઉપરથી યોગ્ય રિતે નિમેલી જ્યુરીએ એવું ઠરાવ્યુ છે કે ની તારીખે હુકમ કાહાડીને [આ ઠેકાણે તે હુકમમાં જે ફરમાવ્યુ હોય તેનો સાર લખવો] એ મુજબ તમને ફરમાવેલુ તે હુકમ વ્યાજબી અને યોગ્ય છે તે હુકમ નક્કી કરયો છે અને હું તમને હુકમ કરૂ છુ તથા ફરમાવુ છુ કે તમારે( આ ઠેકાણે આપેલી મુદત લખવી)માં હે સદરહુ હુકમ પ્રમાણે ચાલવું અને જો તે પ્રમાણે નહી ચાલો તો તે બાબત હિંદુસ્તાનના ફોજદારી કાયદાથી ઠરાવેલા શિક્ષાને પાત્ર થશો
મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યો છે,
તારીખ માહે સન ૧૮
(મોહોર) (સહી)

૧૯—જ્યુરીની ચોકશી થતા સુધી તુરત ન જોખમ થાય એવો બંદોબસ્ત કરવા બાબત તાકીદ હુકમ.
(૧૪૨ મી કલમ જુઓ.)

(આ ઠેકાણે નામ લખવુ તથા વરણુન કરવું તથા રેહેવાનું ઠેકાણું લખવું) જોગ.

સન ૧૮ ના ની તારીખે કાહાડેલો મારો હુકમ વ્યાજબી અને યોગ્ય છે કે નહી તેનો ઈનસાફ કરવાને નિમેલી જ્યુરીની ચોકસી હજુ ચાલે છે અને સદરહુ

હુકમમાં કહેલું અપકારક કૃત્ય લોકને તુરત થાય એમ મારે જોખમવાળુ છે જેથી તે જોખમ અટકાવવા માટે તાબડતોબ ઇલાજ કરવાની જરૂર છે એવું મને દેખાડવામાં આવ્યુ છે, વાસ્તે ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૧૪૨ મી કલમના ઠરાવો પ્રમાણે હું તમને આ ઉપરથી ફરમાવું છું તથા તાકીદ આપું છું કે જયુરીની સ્થાનિક ચોકસીનું પરિણામ જણાતાં સુધી તમારે તાબડતોબ (આ ઠેકાણે થોડી મુદત સારૂ રક્ષણ દાખલ જે કરવાનું હોય તે સ્પષ્ટ રીતે લખવું).

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યો છે,

તારીખ માહે સન ૧૮

(મોહોર) (સહી)

---

૨૦—અપકારક કૃત્ય ફરીથી કરવા વિગેરેની મના કરવા બાબત માજીસ્ત્રેટનો હુકમ
(૧૪૩ મી કલમ જુઓ)

(આ ઠેકાણે નામ લખવું તથા વરણન કરવું તથા રહેવાનુ ઠેકાણું લખવું) જોગ

મને એવું દેખાડયું છે કે વગેરે (આ ઠેકાણે પ્રસંગ પ્રમાણે ૧૬ મા નંબરના અથવા ૨૧ મા નંબરના નમૂના પ્રમાણે યોગ્ય મચકુર લખવો,

વાસ્તે હું તમને આ ઉપરથી સખત તાકીદ આપુ છુ કે તથા ફરમાવુ છુ કે (આ ઠેકાણે જેવી હકીકત હોય તે પ્રમાણે લખવુ) ફરીથી મુકીને અથવા મુકાવીને અથવા મૂકવા દઇને તમારે સદરહુ અપકારક કૃત્ય ફરીથી કરવુ નહીં.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યો છે.

તારીખ માહે સન ૧૮

(મોહોર) (સહી)

---

૨૧—અડચણ, હંગામો વગેરે અટકાવવા બાબત માજીસ્ત્રેટનો હુકમ.
(૧૪૪ મી કલમ જુઓ)

(આ ઠેકાણે નામ લખવું તથા વરણન કરવું તથા રહેવાનું ઠેકાણુ લખવુ) જોગ

(આ ઠેકાણે મિલકતનું સ્પષ્ટ રીતે વરણન કરવું) તમારા કબજામાં (અથવા વહિવટમાં) છે, અને તમે સદરહુ જમીનમાં એક મોરી ખોદીને તેમાંથી નિકળેલી માટી તથા પથરાનો કેટલોક ભાગ પાસેના સારવજનિક રસ્તા ઊપર નાખવાની અથવા મુકવાની તઈયારીમાં છો જેથી તે રસ્તો વાપરનારા માણસોને અડચણ થવાનુ જોખમ થાય એમછે. એવુ મને દેખાડવામાં આવ્યું છે;

અથવા

તમે તથા બીજા કેટલાએક માણસો (આ ઠેકાણે જે વરગના માણસો હોય તે વરગ લખવો મળીને ધરમ સંબંધી સ્વારીમાં સારવજનિક રસ્તા આગળથી જવાની તઈયારીમાં છો. વગેરે (જેવી હકીકત હોય તેમ લખવુ), અને સદરહુ સ્વારીથી હંગામો અથવા બખેડો થવાનો સંભવ છે, એવું મને દેખાડવામાં આવ્યું છે.

અથવા.

વગેરે. વગેરે, (જેવી હકીકત હોય તેમ લખવું)

વાસ્તે હું તમને આ ઉપરથી ફરમાવુ છુ કે તમારે તમારી જમીનમાંથી ખોદેલી મા

ટી અથવા પથરાનો કાંઇ પણ ભાગ સદરહું રસ્તાના કોઇ પણ ભાગમાં મુકવો નહી અ-
થવા મુકવા દેવો નહી.

અથવા

હું આ ઉપરથી તે સવારીને સદરહુ રસ્તા આગળથી જવાની મના કરૂં છું, અને
તમને સખત ચેતવણી તથા તાકીદ આપૂ છું કે તમારે સવારીમાં કાંઇ પણ ભાગ લેવો
નહી (અથવા જે બાબત લખી હોય તેમાં જોઈએ તેમ લખવું).

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યો છે.

તારીખ માહે સન ૧૮

મોહોર —— (સહી)

૨૨—તકરારી જમીન વગેરેનો કબજો રાખવાનો હક કયા પક્ષકારનો છે
તે ઠરાવવા બાબત માજીસ્ત્રેટનો હુકમ.

( ૧૪૫ મી કલમ જુઓ )

સુલેહનો ભંગ થવાનો સંભવ રહે એવી એક તકરાર મારી હકુમતની સ્થાનિક હદ
માંહે આવેલી અમુક (આ ઠેકાણે મુખતેસરમાં તકરારનો વિષય લખવો) સંબંધી ( આ
ઠેકાણે નામ તથા રહેવાનું ઠેકાણું લખીને અથવા તકરાર ગામના લોકોની ટોળીઓ વચે
હોય તો ફકત રહેવાનું ઠેકાણું લખીને, પક્ષકારોનું વરણન કરવું) ની વચે થયલી એવુ
દફતરમાં યોગ્ય રીતે દાખલ કરેલા સબબો ઉપરથી મને જણાયાથી સદરહુ સરવે પક્ષકા-
રોને ફરમાવેલું કે તમારે સદરહુ (આ ઠેકાણે તકરારનો વિષય લખવો) ના ખરેખરા ક-
બજાની વાત સબંધી પોત પોતાના દાવાની લખેલી કેફીયત આપવી, અને તે ઉપરથી,
કબજો કરવાના કાયદેસર હક સંબંધી સદરહું પક્ષકારોમાંના કોઇ પણ પક્ષકારના દાવાના
ગુણદોશ તરફ નજર ન કરતાં યોગ રીતે કરેલી ચોકસી ઉપરથી મારી ખાત્રી થઇ છે કે
સદરહુ (આ ઠેકાણે નામ લખવું અથવા નામો લખવાં અથવા વરણન કરવુ ) ખરેખરા
કબજાનો જે દાવો કરયો તે ખરો છે.

વાસ્તે હું ઠરાવુ છુ તથા જણાવું છુ કે સદરહું (આ ઠેકાણે તકરારનો વિષય લ-
ખવો) નો કબજો તેની (અથવા તેઓની) પાસે છે, અને કાયદાની યોગ્ય રીતે કહાડી મુ
કવામાં આવે ત્યાં સુધી સદરહુ કબજો રાખવાનો તેનો (અથવા તેઓનો ) હક છે અને
દરમિયાન તેના (અથવા તેઓના) કબજામાં કાંઇ પણ અડચણ કરવાની હું સખત મના
કરૂં છું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યો છે,

તારીખ માહે સન ૧૮

(મોહોર) (સહી)

૨૩—જમીન વગેરેના કબજા સબંધી તકરારની બાબતમાં જપ્તિનું વારંટ.

(૧૪૬ મી કલમ જુઓ. )

તુ પોલીસ થાણુ જે પોલીસ અમલદારના હવાલામાં હોય તે પોલીસ
અમલદાર જોગ (અથવા ના કલેકટર જોગ)

સુલેહનો ભંગ થવાનો સંભવ રહે એવી એક તકરાર મારી હકુમતની સ્થાનીક હદ
માંહે આવેલી અમુક (આ ઠેકાણે મુખતેસરમાં તકરારનો વિષયલખવો) સબંધી (આ ઠેકા
ણે નામ તથા રહેવાનું ઠેકાણું લખીને, અથવા જો તે તકરાર ગામના લોકોની ટોળીઓ

વચે હોયતો, ફકત રહેવાનુ ઠેકાણુ લખીને પક્ષકારોનુ વરણુન કરવુ) વચે હતી એવું ગનેટ્ટ ખાડવામાં આવ્યું છે, અને તે ઊપરથી સદરહુ પક્ષકારોને યોગ્ય રીતે ફરમાવેલુ કે સદરહુ (આ ઠેકાણે તકરારનો વિષય લખવો) ના ખરેખરા કબજાની વાત સંબંધી તમારે પોત પોતાના દાવા લખીને જાહેર કરવા, અને સદરહુ દાવા સબંધી યોગ્ય રીતે ચોકસી કરવા ઉપરથી મેં ઠરાવ્યું છે કે સદરહુ (આ ઠેકાણે તકરારનો વિષય લખવો) નો કબજો સદરહુ પક્ષકારોમાંના કોઈ પક્ષકારની પાસે નથી (અથવા સદરહુ પક્ષકારોમાંના કયા પક્ષકારનો સદર હુ પ્રમાણે કબજો હતો એ વિશે મારી ખાત્રી થઇ શકતી નથી,)

વાસ્તે આ ઊપરથી તમને અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવેછેકે તમારે સદરહુ (આ ઠેકાણે તકરારનો વિષય લખવો) નો કબજો લઇને તથા રાખીને જપ્ત કરવી. અને પક્ષકારોના હકનો અથવા કબજાના દાવાનો નિકાલ કરવા બાબત કોઈ યોગ્ય અધીકાર વાળી કોરટનું હુકમનામુ અથવા હુકમ મેળવવામાં આવે ત્યાં સુધી સદરહુ (આ ઠેકાણે તકરારનો વિષય લખવો) રાખવી; અને આ વારંટ કેવી રીતે બજાવ્યુ તેનો શેરો લખીને તે પાછુ મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યુ.

તારીખ માહે સને ૧૮

(મોહેર) (સહી)

---

## ૨૪—જમીન અથવા પાણી ઊપર કાંઇ પણ વસ્તુ કરવાની મના કરવા બાબત માજીસ્ટરેટનો હુકમ

(૧૪૭ મી કલમ જુઓ)

મારી હકુમતની હદમાંહે આવેલી (આ ઠેકાણે મુખતેસરમાં તકરારનો વિશય લખવો) વાપરવાના હક સંબંધી તકરાર ઉતપન્ન થઇ છે અને તે જમીન (અથવા પાણી) નો કબજો સઘળો પોતે લેવાનો દાવો (આ ઠેકાણે જે સખસ અથવા શખસો હોય તેનુ અથવા તેઓનું વરણુન કરવુ) કરયો છે અને તે બાબતમાં યોગ્ય રીતે ચોકસી કરવા ઊપરથી મને જણાયું છે કે સદરહુ જમીન (અથવા પાણી ) એ પ્રમાણે વાપરવાનો ભોગવટો કરવાની છુટ લોકોને (અથવા જે કોઈ શખસ હોય અથવા કોઈ વરગના માણસો હોય તો તેનુ અથવા તેઓનું વરણુન કરવુ) છે; અને (જો તે ભોગવટો આખા વરસમાં થઇ શકે એવો હોય તો) સદરહૂ ચોકશીનો પ્રારંભ થતાં પહેલાં અથવા આ[illegible] જો તે ભોગવટો ફક્ત અમુક મોસમમાં થઇ શકે એવો હોય તો, કહેવુ કે "જે મોસમોમાં સદરહુ ભોગવટો કરી શકતો હોય તેમાંની છેલી મોસમમાં" સદરહુ ભોગવટો કરવામાં આવ્યો છે

વાસ્તે હુ હુકમ કરૂ છુ કે સદરહુ (કબજાનો દાવાદાર અથવા દાવાદારો ) કબજા કરવાનો હક ફકત પોતાનોજ છે એવું ઠરાવવા બાબત કોઇ યોગ્ય 'અધિકારવાળી કોરટનું' હુકમનામુ અથવા હુકમ મેળવે ત્યાં સુધી તેણે (અથવા તેઓએ) અથવા તેઓના હિત સંબંધમાંના કોઇએ પણ ઉપર કહયા મુજબ વાપરવાના હકનો ભોગવટો કાહાડી નાંખીને સદરહુ જમીન (અથવા પાણી)નો કબજો લેવો (અથવા રાખવો) નહી.

મારી સહી તથા કોરડની મોહોર કરીને આપ્યો છે

તારીખ માહે સન ૧૮

મોહોર સહી

## ૨૫—પોલીસ અમલદારની આગળ પ્રથમ ચોકશી થયા ઉપરથી ખત તથા જામીનખત
(૧૬૯ મી કલમ જુઓ)

હુ, (આ ઠેકાણે નામ લખવું', નો રહેવાશી, મારી ઉપર ના ગુનાનું તોહમત મુકયા ઉપરથી, અને ચોકશી કરયા પછી ના માજીસ્ટ્રેટની આગળ હાજર થવાનું મને ફરમાવ્યાથી.

અને ચોકશી કરયા પછી, મને જયારે ફરમાવવામાં આવે ત્યારે હાજર થવા સારૂ મારો પોતાનો મુચલકો કરી આપવાનું મને ફરમાવ્યાથી,

આ ઉપરથી બંધાઉ છુ કે સદરહુ તોહમતનો વધારે જવાબ દેવાને માં ની કોરટમાં આવતા ની તારીખે (અથવા જે દિવસે હાજર થવાનું મને હવે પછી ફરમાવવામાં આવે તે દિવસે) હાજર થઈશ. અને આ બાબતમાં જો હુ કસુર કરૂ તો હુ બંધાઉ છું કે મલીકા માઆઝમા રાણી સાહેબ કઇસરે હિંદને રૂપીઆની રકમ મારે ગુનેગારીમાં આપવી.

તારીખ માહે સન ૧૮

(સહી)

આ ઉપરથી હુ એકરાર કરૂ છું (અથવા અમે દરએક એકઠા તથા જુદા જુદા એકરાર કરીએ છીએ કે ઉપર કહેલા માટે હુ જામીન થાઉ છુ કે (અથવા અમે જામીન થઇએ છીએ કે તે પોતાની ઉપરના ચાલુ તોહોમતનો વધારે જવાબ દેવાને માં ની કોરટમાં આવતા ની તારીખે (અથવા જે દિવસે હાજર થવાનું તેને હવે પછી ફરમાવવામાં આવે તે દિવસે) હાજર થશે અને એ બાબતમાં જો તે કસુર કરે તો આ ઉપરથી હુ બંધાઉ છું અથવા ઉપરથી અમે બંધાઇએ છીએ કે મલીકા માઆઝમા રાણી સાહેબ કઇસરે હિંદને રૂપીઆની રકમ મારે (અથવા અમારે) ગુનેગારીમાં આપવી.

તારીખ માહે સન ૧૮ (સહી)

## ફરીયાદનુ કામ ચલાવવા અથવા શાહેદી આપવા બાબત ખત.
(૧૭૦ મી કલમ જુઓ)

હું, (આ ઠેકાણે નામ લખવુ), (આ ઠેકાણે જગા લખવી) નો રેહેવાસી, આ ઉપરથી બંધાઉ છુ કે હુ માં ની કોરટમાં આવતા ની તારીખ

કલાકે હાજર થઇશ, અને તેજ વખતે તથા તેજ ઠેકાણે અ બ નામના શખસની ઉપર નાં તોહમતની બાબતમાં ફરિયાદનુ કામ ચલાવીશ(અથવા ફરિયાદનુ કામ ચલાવીશ તથા શાહેદી આપીશ અથવા શાહેદી આપીશ. જેવી હકીકત હોય તે પ્રમાણે લખવું), અને આ બાબતમાં કસુર કરૂ તો હું બંધાઉ છુ કે મલીકા માઆઝમાં રાણી સાહેબ કૈસરેહિંદને રૂપીયાની રકમ મારે ગુનેગારીમાં આપવા.

તારીખ માહે સન ૧૮

(સહી)

---

## ૨૭—કમિટ કરયા બાબત માજીસ્ટ્રેટે સરકારી પ્લીડરને નોટિસ આપવા બાબત.
(૨૧૮માં કલમ જુઓ)

ના માજીસ્ટરેટ આ ઉપરથી નોટિસ આપે છે કે તેમણે નામનાએ

ક શખસને આવતી સેશનમાં ઈન્સાફ થવા સારૂ કમિટ કરયો છે; અને તે માજીસ્ટરેટ સદર હુ મુકદમામાં ફરિયાદનું કામ ચલાવવા બાબત સરકારી પ્લીડરને આ ઉપરથી સુચના આપેછે.

તોહોમતવાળાની ઊપર તોહોમત એવું છે કે, વગેરે (આ ઠેકાણે તોહોમતનામામાં જે પ્રમાણે હોય તે પ્રમાણે ગુન્હો લખવો.)

તારીખ માહે સન ૧૮

(સહી)

---

૨૮- તોહોમતનામાં.
(૨૨૧મી, ૨૨૨મી, ૨૨૩મી કલમ જુઓ.)
(૧)—એક મથાળાં વાળાં તોહોમતનામાં.

(અ) હું, (આ ઠેકાણે માજીસ્ટરેટ વગેરેનું નામ તથા હુદ્દો લખવો,) તમે (આ ઠેકાણે તોહોમતવાળાનું નામ લખવું) ઉપર હેઠળ લખ્યા મુજબ તોહોમત મુકું છું:—

(બ) કે તમે ની તારિખે અથવા તે અરસામાં મલીકા માઆઝમા રાણી સાહેબ કૈસરેહિંદની સામુ લડાઇ કરી, અને તે ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૨૧ મી કલમ પ્રમાણે શિક્ષા થઇ શકે એવો, તથા સેશન કોરટ( જ્યારે તોમતનામુ કોઇ પ્રેસીડેન્સી માજીસ્ટરેટે કરયુ હોય ત્યારે સેશન કોરટને બદલે"હૈ "કોરટ" એ શબ્દો દાખલ કરવા) સાંભળી શકે એવો ગુન્હો કરયો

ફોજદારી કાયદાની ૧૨૧ મી કલમ ઉપરથી

(ક) અને આ ઊપરથી હું ફરમાવુ છુ કે સદરહુ તોમત બાબત સદરહુ કોરટે તમારો, ઇનસાફ કરવો,

(માજીસ્ટરેટની સહી તથા મોહોર')

(બ) ને બદલે દાખલ કરવું:—)

(૨) કે તમે ની તારીખે અથવા તે અરસામાં માં હિંદુસ્તાનના ગવરનર જનરલની કૌંસિલના મેમ્બર નામદાર અ. બ. પોતા ના હુદ્દાની રૂએ કાયદેસર અખતિયાર ચલાવે નહી એમ તેમને લલચાવવાનાઈરાદાથી સદરહુ મેમ્બર ઊપર હુમલો કરયો અને તે ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૨૪ મી કલમ પ્રમાણે શિક્ષા થઈ શકે એવો' તથા સેશન કોરટ (અથવા હાઇકોરટ સાંભળી શકે એવો, ગુનોહ કરયો,

૧૪૪ મી કલમ મુજબ

(૩) કે તમે ખાતામાં સરકારી નોકર છતાં હુદ્દાને લગતુ કાંઈ કૃત્ય નહી કરવા ના હેતુથી પ્રત્યક્ષ (આ ઠેકાણે નામ લખવુ) ની પાસેથી બીજા-એક શખસ (આ ઠેકાણે નામ લખવું ) સારૂ કાયદેસર મેહેનત સિ-વાય બીજા પ્રકારનો અવેજ કબુલ કર્યો, અને તે ઉપરથી હિંદુ-સ્તાનના ફોજદારી કાયદાની ૧૬૧ મી કલમ પ્રમાણે શિક્ષા થઇ શકે એવો, તથા સેશન કોરટ (અથવા હાઇ કોરટ) સાંભળી શકે એવો, ગુનોહ કર્યો.

૧૬૧ મી કલમ મુજબ

(૪) કે તમે ની તારીખે અથવા તે અરસામાં માં કર્યું ( અથવા કરવામાં કસુર કરી, જેમ હોય તેમ લખવું ) અને સદરહુ વરતણુક આકટની કલમ ના ઠરાવોની વિરૂદ્ધ હતી, અને ને નુકશાનકારક

૧૬૬ મી કલમ મુજબ

છે એવુ તમે જાણુતા હતા, અને તે ઉપરથી તમે હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૯૬ મા કલમ પ્રમાણે શિક્ષા થઈ શકે એવો, તથા સેશન કોરટ (અથવા હાઈકોરટ ) સાંભળી શકે એવો, ગુનો કરયો.

(૫). કે તમે ની તારીખે અથવા તે અરસામાં માં ની આગળ નો ઈનસાફ ચાલતી વખતે શાહે

૧૯૩મી કલમ મુજબ

દીમાં કહ્યુ કે " ", અને એ મજકુર ખોટો છે એવુ. તમે જાણેલું અથવા માનેલું, અથવા તે ખરો છે એવું તમે માનેલું નહીં અને તે ઉપરથી તમે હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૯૩મી કલમ પ્રમાણે શિક્ષા થઈ શકે એવો, તથા સેશન કોરટ (અથવા હાઈકોરટ )સાંભળી શકે એવો ગુનો કરયો.

(૬) કે તમે ની તારીખે અથવા તે અરસામાં માં

૩૦૪થી કલમ મુજબ

નું મોત આણીને ખુનથી ઉતરતા દરજાનું શિક્ષણીય મનુષ્યવધ કરયું. અને તે ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૦૪મી કલમ પ્રમાણે શિક્ષા થઈ શકે એવો, તથા સેશન કોરટ (અથવા હાઈકોરટ) સાંભળી શકે એવો, ગુનોહ કરયો.

(૭) કે તમે ની તારીખે અથવા તે અરસામાં માં અ. બ.

૩૦૬ઠી કલમ મુજબ

નામનો એક સખસ નિશાના આવેશમાં હતો તેનો આત્મઘાત કરવામાં મદદગારી કરી, અને તે ઉપરથી હિંદુસ્તાનના રીકયાજાપર દાની ૩૦૬ ઠી કલમ પ્રમાણે શિક્ષા થઇ શકે એવો, તથા સેશન કોરટ (અથવા હાઇકોરટ) સાંભળી શકે એવો, ગુન્હો કરયો.

(૮). કે તમે ની તારીખે અથવા તે અરસામાં માં

૩૨૫મી કલમ મુજબ

ને બુદ્ધિપુરવક મહાવ્યથા કરી, અને તે ઉપરથી હીંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૨૫ મી કલમ પ્રમાણે શિક્ષા થઈ શકે એવો તથા.સેશન કોરટ (અથવા હાઈકોરટ)સાંભળી શકે એવો ગુન્હો કરયો.

(૯). કે તમે ની તારીખે અથવા તે અરસામાં માં (આ

૩૯૨મી કલમ મુજબ

ઠેકાણે નામ લખવું) નું અપહરણ કરયું, અને તે ઉપરથી તમે હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૯૨મી કલમ પ્રમાણે શિક્ષા થઈ શકે એવો, તથા સેશન કોરટ ( અથવા હાઈકોરટ ) સાંભળી શકે એવો ગુન્હો કરયો.

(૧૦). કે તમે ની તારીખે અથવા તે અરસામાં માં હિં

૩૯૫ મી કલમ મુજબ

દુસ્તાનના ફોજદારી કાયદાની ૩૯૫મી કલમ પ્રમાણે શિક્ષા થઈ શકે એવો ડાકાઈટીનો સેશન કોરટ (અથવા હાઈકોરટ ) સાંભળી શકે એવો ગુન્હો કરયો.

( જે મુકદમાનો ઈનસાફ માજીસ્ત્રેટો કરે તે મુકદમામાં " સેશન કોરટ સાંભળી શકે એવો" એ શબ્દોને બદલે "મારાથી સાંભળી શકાય એવો" એ શબ્દો દાખલ કરવા. અને (૬) માં "સદરહુ કોરટે" એ શબ્દો મુકી દેવા.)

(૨)—બે અથવા વધારે.

મથાળાંવાળાં તોહમતનામા.

(અ) હું (આ ઠેકાણે માજીસ્ટ્રેટ વગેરેનું નામ તથા હોદ્દો લખવો) તમે (આ ઠેકાણે તોહમતવાળા સખસનું નામ લખવું) ઉપર હેઠળ લખ્યા મુજબ તોહમત મુકુ છું:—

(બ) પહેલું.—કે તમે ની તારીખે અથવા તે અરસામાં માં એક શિક્કો ખોટો છે એવું જાણીને અ. બ. નામના બીજા એક સખસને તે શિક્કો ખરા શિક્કા દાખલ આપ્યો, અને તે ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૪૧ મી કલમ પ્રમાણે શિક્ષા થઈ શકે એવો, તથા સેશન કોરટ (અથવા હાઈ કોરટ) સાંભળી શકે એવો ગુન્હો કરયો.

૨૪૧મી કલમ મુજબ

બીજુ.—કે તમે ની તારીખે અથવા તે અરસામાં માં એક શિક્કો ખોટો છે એવું જાણીને અ. બ. નામના બીજા સખસને તે શિક્કો ખરા શિક્કા દાખલ લેવાને લલચાવવાની કોશીસ કરી, અને તે ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૪૧ મી કલમ પ્રમાણે શિક્ષા થઈ શકે એવો, તથા સેશન કોરટ (અથવા હાઈકોરટ) સાંભળી શકે એવો, ગુન્હો કરયો.

(ક). અને આ ઉપરથી હું ફરમાવું છું કે સદરહુ તોહમત બાબત સદરહુ કોરટે તમારો ઈનસાફ કરવો. (માજીસ્ટ્રેટની સહી તથા મોહોર).

(બ) ને બદલે દાખલ કરવું:—

(૨) પહેલું—કે તમે ની તારીખે અથવા તે અરસામાં માં નું મોત આણીને ખુન કરયું, અને તે ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૦૨ જી કલમ પ્રમાણે શિક્ષા થઈ શકે એવો. તથા સેશન કોરટ (અથવા હાઈકોરટ) સાંભળી શકે એવો ગુન્હો કરયો.

૩૦૨ જી તથા ૩૦૪ થી કલમ મુજબ,

બીજુ કે તમે ની તારીખે અથવા તે અરસામાં માં નું મોત આણીને ખુનથી ઉતરતા દરજ્જાનું શિક્ષણીય મનુષ્યવધ કરયું, અને તે ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૦૪ થી કલમ પ્રમાણે શિક્ષા થઈ શકે એવો, તથા સેશનકોરટ (અથવા હાઇકોરટ) સાંભળી શકે એવો ગુન્હો કરયો.

(૩) પહેલું—કે તમે ની તારીખે અથવા તે અરસામાં માં ચોરી કરી અને તે ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૭૯ મી કલમ પ્રમાણે શિક્ષા થઈ શકે એવો, તથા સેશન કોરટ (અથવા હાઇ કોરટ) સાંભળી શકે એવો, ગુન્હો કરયો.

૩૭૯મી તથા ૩૮૨ મી કલમ મુજબ.

બીજુ—કે તમે ની તારીખે અથવા તે અરસામાં માં ચોરી કરી, અને સદરહુ ચોરી કરવા માટે એક સખસનું મોત આણવાની તઈયારી કરેલી, અને તે ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૮૨ મી કલમ પ્રમાણે શિક્ષા થઇ શકે એવો, તથા સેશન કોરટ (અથવા હાઈકોરટ) સાંભળી શકે એવો ગુન્હો કરયો.

ત્રીજુ—કે તમે ની તારીખે અથવા તે અરસામાં માં ચોરી કરી, અને સદરહુ ચોરી કરયા પછી તમે નાસી જવા માટે એક સખસને અટકાવ કરવાની તઇયારી કરેલી, અને તે ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૮૨ મી કલમ પ્રમાણે શિક્ષા થઈ શકે એવો, તથા સેશન કોરટ (અથવા હાઇકોરટ) સાંભળી શકે એવો ગુન્હો કરયો.

ચોથુ.—કે તમે ની તારીખે અથવા તે અરસામાં માં ચોરી કરી, અને સદરહુ ચોરીથી લીધેલી મિલકત રાખવા માટે એક સખસના મનમાં વ્યથાની બી-

ફીક પેદા કરવાની તઇયારી કરેલી અને તે ઉપરથી હિંદુસ્થાનના ફોજદારી કાયદાની ૩૮૨મી કલમ પ્રમાણે શિક્ષા થઈ શકે એવો, તથા સેશન કોરટ (અથવા હાઇ કોરટ) સાંભળી શકે એવો ગુન્હો કરયો.

(૪).—કે તમે ની તારીખે અથવા તે અરસામાં

૧૯૩ મીકલમ મુજબ વિ કલ્પની રીતે તોહમતો. માં ની આગળ ની ચોકસી ચાલતી વખતે સાહેદીમાં કહ્યું કે " " અને તમે ની તારીખે અથવા તે અરસામાં માં ની આગળ નો ઇન-સાફ ચાલતી વખતે શાહેદીમાં કહ્યું કે " ", અને આમાંનો એક મજકુર ખોટો છે એવું તમે જાણેલું અથવા માનેલું, અથવા તે ખરો છે એવું તમે માનેલું નહી, અને તે ઉપરથી તમે હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૯૩ મી કલમ પ્રમાણે શિક્ષા થઇ શકે એવો, તથા સેશનકોરટ (અથવા હાઇકોરટ) સાંભળી શકે એવો ગુન્હો કરયો.

(જે મુકદ્દમાનો ઈનસાફ માજીસ્ત્રેટો કરે તે મુકદ્દમામાં, "સેસન કોરટ સાંભળી શકે એવો" એ શબ્દોને બદલે "મારાથી સાંભળી શકાય એવો" એ શબ્દો દાખલ કરવા, અને (૪) માં સદરહુ કોરટે" એ શબ્દો મુકી દેવા)

(૩).—અગાઉ ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયા પછી ચોરી બાબત તોહોમતનામું.

હું (આ ઠેકાણે માજીસ્ત્રેટ વિગેરેનું નામ તથા હોદ્દો લખવો) આ ઉપરથી તમે (આ ઠેકાણે તોહોમતવાળા શખસનું નામ લખવું) ઉપર હેઠળ લખ્યા પ્રમાણે તોહોમત મુકું છું:—

કે તમે ની તારીખે અથવા તે અરસામાં માં ચોરી કરી, અને તે ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૭૯ મી કલમ મુજબ શિક્ષા થઈ શકે એવો તથા સેશન કોરટ (અથવા જેમ હોય તેમ લખવું) સાંભળી શકે એવો ગુનોહ કરયો.

{ હાઈ કોરટ / માજીસ્ટરેટ. }

અને તમે સદરહુ (આ ઠેકાણે તોમતવાળાનું નામ લખવું) ઉપર વળી એવું તોમત મુકવામાં આવે છે કે સદરહુ ગુનોહ કરતાં પેહેલાં, એટલે ની તારીખે માં (આ ઠેકાણે જે કોરટે ગુનાહની સાબીતીનો ઠરાવ કરયો હોય તે લખવી) હિંદુસ્તાનના ફોજદારી કાયદાના ૧૭ મા બાબ પ્રમાણે ત્રણ વરસની મુદત સુધી કેદની શિક્ષા થઈ શકે એવો ગુનોહ, એટલે રાતરે ઘર ફોડવાનો ગુનોહ (આ ઠેકાણે જે કલમ પ્રમાણે તોમતવાળાની ઉપર ગુનોહ ઠરયો હોય તે કલમમાં વાપરેલા શબ્દોમાં તે ગુનાહનું વરણન કરવું) તમારી ઉપર સાબીત થયાનો ઠરાવ કરેલો, તે ઠરાવ હજુ પુરા અમલમાં છે, અને તે ઉપરથી તમે હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૭૫મી કલમ પ્રમાણે વધારેલી શિક્ષાને પાત્ર છો.

અને હું આ ઉપરથી ફરમાવું છું કે તમારો ઈન્સાફ વિગેરે કરવો.

---

૨૯—કેદની અથવા દંડની શીક્ષાનો હુકમ કોઈ માજીસ્ત્રેટે કરયો હોય તો તે ઉપરથી કેદ કરવાનું વારંટ.

(૨૪૫મી અને ૨૫૮મી કલમ જુઓ.)

ની તુરંગના સુપ્રિન્ટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ.

તારીખ માહે સન ૧૮ ને રોજ હું (આ ઠેકાણે નામ તથા હોદ્દો લખવો) ની આગળ સન ૧૮ ના કાલેન્ડરના નંબરના મુકદમામાં

(૧ લા, ૨ જા, ૩જા, જેમ હોય તેમ લખવું) કેદી (આ ઠેકાણે કેદીનું નામ લખવું) ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની (અથવા       આકટની) કલમ (અથવા કલમે પ્રમાણે (આ ઠેકાણે મુખતેસરમા ગુનો અથવા ગુના લખવા)નો ગુનો સાબિત થયાનો ઠરાવ કરવામાં આવેલો, અને (આ ઠેકાણે જે શિક્ષા હોય તે પુરપુરી તથા સ્પષ્ટ રીતે લખવી) ની શિક્ષાનો હુકમ કરવામાં આવેલોઃ

વાસ્તે આ ઉપરથી તમને સદરહુ સુપ્રિટેન્ડેન્ટને (અથવા કીપરને) અધિકાર આપવા માં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ (આ ઠેકાણે કેદીનું નામ લખવું) ને આ વારંટ સુદ્ધાં સદરહુ તુરંગમાં તમારા હવાલામાં લેવો, અને ત્યાં ઉપર કહેલી શિક્ષાનો હુકમ કાયદા પ્રમાણે લાવવો,

મી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યો છે,

તારીખ       માચે       સન ૧૮

(મોહોર.)       (સહી)

---

૩૦—જપ્તિથી નુકશાનીનો અવેજ વસુલ નહી થયેથી કેદનું વારંટ.

(૨૫૦ મી કલમ જુઓ)

તુરંગના સુપ્રિન્ટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ.       ની

આ ઠેકાણે નામ લખવું તથા તેનું વરણન કરવું) (આ ઠેકાણે તોમતવાળા શખસનું નામ લખવું તથા તેનું વરણન કરવું) ઉપર ફરિયાદ કરી છે કે (આ ઠેકાણે મુખતેસરમાં તે ફરિયાદ લખવી), અને તે નજીવી (અથવા તસ્દી આપે એવી) ગણીને કહાડી નાખવામાં આવી છે, અને જે હુકમથી તે ફરીયાદ કાહાડી નાખવામાં આવી તે હુકમમાં ફરમાવ્યું છે કે સદરહુ (આ ઠેકાણે ફરિયાદતું નામ લખવું)       રૂપીયાની રકમ નુકશાનીના અવેજ દાખલ આપવી; અને સદરહુ રકમ આપવામાં આવી નથી અને સદરહુ (આ ઠેકાણે ફરિનામ સખવું) ની જંગમ મિલકત જપ્ત કરવી તે રકમ વસુલ થઈ શકતી નથી અને એવો હુકમ કરવામાં આવ્યો છે કે તેને       (દિવસની મુદત સુધી તુરંગમાં આસાન કેદમાં રાખવો, પણ જો તે મુદત પુરી થતા પેહેલાં ઉપર કહેલી રકમ આપવામાં આવે તો પછી તેને એ પ્રમાણે રાખવો નહી.

વાસ્તે આ ઉપરથી તમને સદરહુ સુપરીન્ટેન્ડેન્ટને (અથવા કીપરને) અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ને આ વારંટ સુદ્ધાં તમારા હવાલામાં લેવો, અને તેને સદરહુ (આ ઠેકાણે કેદની મુદત લખવી) ના સદરહુ મુદત સુધી હીંદુસ્તાનના ફોજદારી કાયદાની ૬૯ મી કલમના ઠરાવોને અનુસરીને સહીસલામત રાખવો, પણ જો સદરહુ રકમ તે મુદ્દત પુરી થતાં પેહેલાં આપવામાં આવે તો તે પોંહોંચે એટલે તાબડતોબ તેને છોડી મુકવો; અને આ વારંટ કેવી રીતે બજાવ્યું તેનો શેરો લખીને તે પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યો છે,

તારીખ       માહે       સને ૧૮

(મોહોર)       (સહી)

---

### ૩૧—સાહેદની ઉપર સમન.

( ૬૮ મી તથા ૨૫૨મી કલમ જુઓ. )

ના રહેવાસી જોગ

મારી આગળ ફરિયાદ કરવામાં આવી છે કે ના રેહેવાશી એ [ આ ઠેકાણે મુખતેસરમાં ગુનોહ તથા તેનો વખત તથા જગા એટલું લખવું ]નો ગુનોહ કરયો છે [ અથવા કરયાનો શક આવ્યો છે, ) અને મને જણાય છે કે તમે ફરિયાદનું કામ ચલાવનારની તરફથી મુદ્દાનો પુરાવો ઘણું કરીને આપશો.

વાસ્તે તમને આ ઉપરથી સમન કરવામાં આવે છે કે સદરહુ ફરિયાદની બાબત સંબંધી તમે જે જાણતા હો તેની સાહેદી આપવાને તમારે આવતા ની તારીખે સવારમાં દસ કલાકે આ કોરટની આગળ હાજર થવું, અને કોરટની રજા વગર ત્યાંથી જવું નહી; અને આ ઉપરથી તમને તાકીદ આપવામાં આવે છે કે જો તમે વ્યાજબી કારણ વગર સદરહુ તારીખે હાજર થવાની ગફલત કરશો અથવા તેમ કરવાની ના કહેશો, તો તમને હાજર થવાની જરૂર પાડવા સારૂ વારંટ કાહાડવામાં આવશે.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યો છે,

• તારીખ માહે સને ૧૮

(મોહોર) (સહી.)

---

### ૩૨.—જયુરરો તથા આસેસરોને સમન કરવા બાબત જીલ્હા માજીસ્ત્રેટની ઉપર *પ્રીસેપ્ટ.

(૩૨૬ મી કલમ જુઓ.)

ના જીલ્હા માજીસ્ત્રેટ જોગ.

માં કોરટના મકાનમાં આવતા ની તારીખે ફોજદારી સેશન ભરવાનું ઠરાવ્યું છે, અને આમાં લખેલા સખસોનાં નામ, જયુરરો તથા આસેસરોની તપાસેલી ટીપ આ કોરટને આપેલી તેમાં જે સખસોનાં નામ લખ્યાં છે તે સખસોમાંથી ચીઠ્ઠી કરીને બરાબર ચુંટી કાહાડયાં છે, વાસ્તે તમને આ ઉપરથી ફરમાવવામાં આવે છે કે સદરહુ તારીખે સદરહુ સખસોને સવારના દશ કલાકે સેશન કોરટમાં હાજર થવા સારૂ તમારે સમન કરવા. અને આ *પ્રીસેપ્ટ રૂઈએ તમે એ પ્રમાણે કરયું છે તે બાબત સદરહુ તારીખની અંદર તમારે દાખલો આપવો.

(આ ઠેકાણે જયુરરોનાં તથા આસેસરોનાં નામ નોંધવાં).

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યો છે.

તારીખ માહે સન ૧૮

(મોહોર) (સહી.)

---

### ૩૩.—આસેસર અથવા જયુરરની ઉપર સમન.

( ૩૨૮ મી કલમ જુઓ. )

(આ ઠેકાણે જગા લખવી) ના રેહેવાસી (આ ઠેકાણે નામ લખવું) જોગ.

ની સેશન કોરટે મારી ઉપર મોકલેલા પ્રીસેપ્ટ તમને આવતી ફોજદારી સેશનમાં આસેસર (અથવા જયુરર) દાખલ હાજર થવાનું ફરમાવ્યું છે તે હુકમની રૂઈએ આ ઉપરથી તમને સમન કરવામાં આવે છે કે તમારે આવતા

ની      તારીખે સવારમાં દસ કલાકે (આ ઠેકાણે જગા લખવી) માં સદરહુ સેશન કોરટ-માં હાજર થવું.

મારી સહી તથા હોદ્દાની મોહોર કરીને આપ્યો છે,

તારીખ      માહે      સન ૧૮

(મોહોર)      (સહી.)

૩૪.--મોતની શિક્ષાના હુકમ પ્રમાણે કેદ કરવાનું વારંટ.

(૩૭૪ મી કલમ જુઓ)

ની તુરંગના સુપરિન્ટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ.

મારી આગળ તારીખ      માહે      સન ૧૮      ને રોજ ભરેલી સેશનમાં કાલેન્ડરના      નંબરના મુકદમામાં (૧ લા, ૨ જા, ૩ જા, જેમ હોય તેમ) કેદી ( આ ઠેકાણે કેદીનું નામ લખવું) ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની      કલમ પ્રમાણે ખુન થતું હોય એવા શિક્ષણીય મનુષ્યવધનો ગુનો યોગ્ય રીતે સાબીત થયાનો ઠરાવ કરવામાં આવેલો, અને તેની ઉપર મોતની શિક્ષાનો હુકમ કરેલો, અને તે શિક્ષાનો હુકમ      ની કોરટની મંજુરી થવા સારૂ રાખેલો;

વાસ્તે આ ઉપરથી તમને, સદરહુ સુપરિન્ટેન્ડેન્ટને (અથવા કીપરને), અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ (આ ઠેકાણે કેદીનું નામ લખવું) ને આ વારંટ સુદ્ધાં સદરહુ તુરંગમાં તમારા હવાલામાં લેવો, અને સદરહુ      કોરટનો હુકમ અમલમાં લાવવા બાબત આ કોરટનું બીજુ વારંટ અથવા હુકમ તમને પોહોંચે ત્યાં સુધી તેને તે તુરંગમાં સહી સલામત રાખવો.

મારી સહી તથા તથા કોરટની મોહોર કરીને આપ્યું છે.

તારીખ      માહે      સન ૧૮

(મોહોર)      ————      (સહી.)

૩૫.—મોતની શિક્ષાનો હુકમ થયેથી તે અમલમાં લાવવા બાબત વારંટ.

(૩૮૧ મી કલમ જુઓ)

ની તુરંગના સુપ્રીન્ટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ.

મારી આગળ તારીખ      માહે      સન ૧૮      ને રોજ ભરેલી સેશનમાં કાલેન્ડરના      નંબરના મુકદમામાં (૧ લા, ૨ જા, ૩ જા જેમ હોય તેમ) કેદી (આ ઠેકાણે કેદીનું નામ લખવું) ને મોતની શિક્ષાના હુકમ પ્રમાણે      ની તારીખના આ કોરટના વારંટથી તમારે હવાલે કરવામાં આવ્યો છે, અને      ની કોરટનો હુકમ આ કોરટને પોહોંચ્યો છે તેમાં સદરહુ શિક્ષાનો હુકમ મંજુર કરયો.

વાસ્તે આ ઉપરથી તમને સદરહુ સુપરિન્ટેન્ડેન્ટને (અથવા કીપરને) અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે (આ ઠેકાણે અમલમાં લાવવાનો વખત તથા જગા લખવી) માં સદરહુ      મરી જાય ત્યાં સુધી તેને ગળે ફાંસો દેવડાવીને સદરહુ શિક્ષાનો હુકમ અમલમાં લાવવો, અને તે શિક્ષાનો હુકમ અમલમાં આણ્યો છે એવો શેરો લખીને આ વારંટ કોરટની પાસે પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે,

તારીખ      માહે      સન ૧૮

(મોહોર.)      ————      (સહી.)

## ૩૬ –શિક્ષાનો હુકમ બદલ્યા પછી વારંટ.

(૩૮૧ મી તથા ૩૮૨ મી કલમ જુઓ.)

ની તુરંગના સુપરિન્ટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ.

તારીખ માહે સન ૧૮ ને રોજ ભરેલી સેશનમાં કાલેન્ડર ના નંબરના મુકદમામાં (૧ લા, ૨ જા, ૩જા, જેમ હોય તેમ) કેદી (આ ઠેકાણે કેદીનું નામ લખવું) ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક નો ગુનો સાબિત થયાનો ઠરાવ કરવામાં આવેલો, અને તેની ઉપર ની શિક્ષાનો હુકમ કરેલો, અને તે ઉપરથી તેને તમારે હવાલે કરેલો; અને સદરહુ હુકમથી ઠરાવેલી શિક્ષા ની કોરટના હુકમથી (જેની ડુપ્લિકેટ આ વારંટને જોડેલી છે) બદલીને જીવતાં સુધી સમુદ્રપારની (અથવા જેમ હોય તેમ) શિક્ષા ઠરાવવામાં આવી છે.

વાસ્તે આ ઉપરથી તમને, સદરહુ સુપરિન્ટેન્ડેન્ટને (અથવા કીપરને) અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે સદરહુ હુકમ પ્રમાણે સમુદ્રપારની શિક્ષા ભોગવવા સારૂ સદરહુ (આ ઠેકાણે કેદીનું નામ લખવું) ને તમે યોગ્ય અધિકારીને તથા યોગ્ય હવાલામાં સોંપો ત્યાં સુધી તમારે, કાયદામાં ફરમાવ્યું છે તે પ્રમાણે, તેને સદરહુ તુરંગમાં તમારા હવાલામાં સહી સલામત રાખવો.

અથવા

જો તે ઓછી કરેલી શિક્ષા કેદની હોય તો "સદરહુ તુરંગમાં તમારા હવાલામાં સહી સલામત રાખવો" એ શબ્દો પછી લખવું કે "અને ત્યાં સદરહુ હુકમ મુજબ કેદની શિક્ષા કાયદા પ્રમાણે અમલમાં લાવવી."

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે.

તારીખ માહે સન ૧૮

(મોહોર) (સહી.)

---

## ૩૭.—જપ્તિ તથા વેચાણ કરીને દંડ વસુલ કરવા બાબત વારંટ.

(૩૮૬ મી કલમ જુઓ.)

(આ ઠેકાણે પોલીસ અમલદારનું અથવા બીજો જે સખસ અથવા સખસો તે વારંટ બજાવવાના હોય તેનું નામ અથવા હુદ્દો અથવા તેઓનાં નામ અથવા હુદ્દા લખવા) જોગ.

(આ ઠેકાણે ગુન્હેગારનું નામ લખવું તથા વરણન કરવું) ની ઉપર તારીખ માહે સન ૧૮ ને રોજ મારી આગળ (આ ઠેકાણે ગુન્હો મુખ્તેસરમાં લખવો) નો ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરવામાં આવેલો અને તેની ઉપર રૂપીયાનો દંડ આપવાની શિક્ષાનો હુકમ કરેલો, અને સદરહુ દંડ આપવાનું સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ને ફરમાવેલું તોપણ તેણે તે દંડ અથવા તેમાંનો કાંઈ પણ ભાગ આપ્યો નથી;

વાસ્તે આ ઉપરથી તમને અધિકાર આપવામા આવે છે તથા ફરમાવવામાં આવે છે કે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ની જે જંગમ મિલકત ના જીલ્લામાં જડે તે જંગમ મિલકત તમારે લઈને જપ્ત કરવી; અને જો સદરહુ જપ્તિ કરયા પછી (આ ઠેકાણે આપેલા દિવસ અથવા કલાકની સંખ્યા લખવી) માંહે (અથવા તાબડતોબ) સદરહુ રકમ આપવામાં ન આવે તો તમારે તે જપ્ત કરેલી મિલકત અથવા તેમાંની જેટલી સદ-

રહુ દંડ પુરો કરી આપવાને બસ થાય તેટલી મિલકત વેચવી; અને આ વારંટની રૂઈએ તમે જે કરવું હોય તે બાબતનો શેરો, એ વારંટ બજાવવામાં આવે એટલે તુરત, લખીને તે પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે,

તારીખ માહે સન ૧૮

(મોહોર) (સહી.)

---

૩૮.—તિરસ્કારના કેટલાએક મુકદમામાં જ્યારે દંડની શિક્ષા કરવામાં આવે ત્યારે કેદ કરવાનું વારંટ.

(૪૮૦મી કલમ જુઓ.)

ની તુરંગના સુપરિનટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ.

આજ રોજ મારી આગળ ભરેલી કોરટમાં (આ ઠેકાણે ગુનેહગારનું નામ લખવું) તથા વરણન કરવું (કોરટની સમક્ષ) અથવા દેખતાં જાણી જોઈને તિરસ્કાર કરયો; અને એ પ્રમાણે કરેલા તિરસ્કાર માટે રૂપીયાનો દંડ આપવાની, અથવા તે આપવામાં કસુર કરે તો (આ ઠેકાણે મહિના અથવા દિવસની સંખ્યા લખવી) ની મુદત સુધી આસાન કેદ, ભોગવવાની, શિક્ષા સદરહુ ( આ ઠેકાણે ગુન્હેગારનું નામ લખવું ) ની ઉપર કોરટે ઠરાવી છે;

વાસ્તે આ વારંટથી તમને સદરહુ સુપરિનટેન્ડેન્ટને (અથવા કીપરને), અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ (આ ઠેકાણે ગુનેગારનું નામ લખવું ) ને આ વારંટ સુધાં તમારા હવાલામાં લેવો, અને તેને સદરહુ તુરંગમાં સદરહુ ( આ ઠેકાણે કેદની મુદત લખવી ) ની મુદત સુધી સહી સલામત રાખવો. પણ જો તે મુદત પુરી થતાં પેહેલાં સદરહુ દંડ આપવામાં આવે તો પછી તેમ કરવું નહી; અને તે દંડ પોહોંચેથી તુરત તમારે તેને છોડી દેવો. અને આ વારંટ કેવી રીતે બજાવ્યું તેનો શેરો લખી તે પાછુ મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે,

તારીખ માહે સન ૧૮

(મોહોર) (સહી.)

---

૩૯.—જવાબ દેવાની ના કહેનારા શાહેદને કેદ કરવાનું માજીસ્ત્રેટનું અથવા જડજનું વારંટ.

(૪૮૫ મી કલમ જુઓ.)

(આ ઠેકાણે કોરટના અમલદારનું નામ તથા તેનો હુદ્દો લખવો) જોગ.

(આ ઠેકાણે નામ લખવું તથા વરણન કરવું) ને શાહેદ દાખલ સમન કરવામાં આવેલો (અથવા આ કોરટની આગળ આણેલો) અને એક ગુન્હો થયાનું કહેવામાં આવેલું તે ગુન્હાની ચોકશી વખતે શાહેદી આપવાનું તેને આજ રોજ ફરમાવવામાં આવેલું તે છતાં સદરહુ કહેવામાં આવેલા ગુન્હા સંબંધી તેને પુછીને દફતરમાં બરાબર દાખલ કરેલા એક અમુક સવાલનો (અથવા અમુક સવાલોના) જવાબ દેવાની તેણે ના કહી, અને એ પ્રમાણે ના કહેવાનું કાંઇ પણ વ્યાજબી કારણ કહયું નહીં, અને તેણે એ પ્રમાણે કરેલા તિરસ્કાર માટે તેને (આ ઠેકાણે અટકાવી રાખવાની જે મુદત ઠરાવી હોય તે લખવી) સુધી પેહેરામાં અટકાવી રાખવાની શિક્ષા ઠરાવી છે;

વાસ્તે આ ઉપરથી તમને અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ને પેહેરામાં લેવો, અને      દિવસની મુદત સુધી તેને તમારા હવાલામાં સહી સલામત રાખવો, પણ જો તે દરમીયાનમાં તે જુબાની આપવાને અને તેને પુછેલા સવાલોના જવાબ દેવાને કબુલ થાય તો પછી તેમ કરવું નહીં, અને સદરહુ દિવસોમાંના છેલા દિવસે, અથવા સદરહુ કબુલાત જાણવામાં આવે એટલે તાબડતોબ, તેની કાયદા પ્રમાણે તજવીજ કરવામાં આવે એટલા માટે તેને આ કોરટની આગળ આણવો; અને આ વારંટ કેવી રીતે બજાવ્યું તેનો શેરો લખીને તે પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરી આપ્યું છે.

તારીખ      માહે                  સને ૧૮

(મોહોર)                                        (સહી)

---

૪૦.—ગુજરાનનું લવાજમ આપવામાં કસુર થએથી કેદ કરવાનું વારંટ.

(૪૮૮ મી કલમ જુઓ.)

ની તુરંગના સુપ્રીનટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ

(આ ઠેકાણે નામ લખવું તથા વરણન કરવું તથા રહેવાનું ઠેકાણું લખવું) ની પાસે પોતાની ઓરતનું (આ ઠેકાણે નામ લખવું) અથવા પોતાનું બાળક (આ ઠેકાણે નામ લખવું) ( આ ઠેકાણે કારણ લખવું ) ના સબબથી પોતાની મેળે પોતાનું ગુજરાન ચલાવવાને અશકત છે તે બાળકનું) ગુજરાન ચલાવવાની જોઇએ તેટલી દ્રવ્યશકિત છે, અને તેણે તેમ કરવાની ગફલત કરી છે (અથવા ના કહી છે,) એવું મારી આગળ સાબિત થયું છે અને સદરહુ (આ ઠેકાણે નામ લખવું) યોગ્ય રીતે હુકમ કરીને ફરમાવ્યું છે કે તમારે તમારી સદરહુ ઓરતને (અથવા બાળકને) ગુજરાન બદલ      રૂપીઆની રકમનું લવાજમ દર મહીને આપવું, અને વળી એવું સાબિત થયું છે કે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) સદરહુ હુકમ જાણી જોઇને ગણકારયો નથી અને      મહિના (અથવા મહિનાઓ) નાં લવાજમની રકમના રૂપિયા      આપવામાં કસુર કરીછે; અને તે ઉપરથી એક હુકમ કરીને એવું ઠરાવ્યું છે કે તેણે      ની મુદત સુધી સદરહુ તુરંગમાં આસાન (અથવા સખત મજુરી સાથે) કેદ ભોગવવી.

વાસ્તે આ ઉપરથી તમને સદરહુ સુપ્રીનટેન્ડેન્ટને (અથવા કીપરને) અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ (આ ઠેકાણે નામ . લખવું) ને આ વારંટ સુદ્ધાં સદરહુ તુરંગમા તમારા પેહેરામાં લેવો, અને ત્યાં સદરહુ હુકમ કાયદાં પ્રમાણે અમલમાં લાવવો; અને આ વારંટ કેવી રીતે બજાવ્યું તેનો શેરો લખીને તે પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે.

તારીખ      માહે                  સને ૧૮

(મોહોર)                                        (સહી)

---

૪૧.—જપ્તિ તથા વેચાણ કરીને ગુજરાનનું લવાજમ જબરીથી અપાવવા બાબતનું વારંટ

(૪૮૮ મી કલમ જુઓ.)

(આ ઠેકાણે જે પોલીસ અમલદારે અથવા બીજા સખસે તે વારંટ બજાવવાનું હો-

ય તેનું નામ તથા હુદ્દો લખવો) જોગ.

(આ ઠેકાણે નામ લખવું) ને યોગ્ય રીતે હુકમ કરીને ફરમાવ્યું છે કે તમારે તમારી સદરહુ ઓરતને (અથવા બાળકને) ગુજરાન બદલ રૂપીઆની રકમનું લવાજમ દર મહીને આપવું, અને સદરહુ (આ ઠેકાણે નામ લખવું) એ સદરહુ હુકમ જાણી જોઇને ગણકારયો નથી અને મહિના ( અથવા મહિનાઓ ) ના લવાજમની રકમના રૂપિઆ. આપવામાં કસુર કરી છે;

વાસ્તે આ ઉપરથી તમને અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ની જે જંગમ મિલકત જીલ્લામાં જડે તે તમારે લઇને જપ્ત કરવી, અને જો સદરહુ જપ્તી કરયા પછી (આ ઠેકાણે આપેલા દિવસ અથવા કલાકની સંખ્યા લખવી) માંહે (અથવા તાબડતોબ) સદરહુ રકમ આપવામાં ન આવે તો તમારે તે જપ્ત કરેલી જંગમ મિલકત અથવા તેમાંની જેટલી સદરહુ રકમ પુરી કરી આપવાને બસ થાય તેટલી વેચવી; અને આ વારંટ બજાવવામાં આવે એટલે તુરત તમે તેની રૂઇએ જે કરયું હોય તેનો શેરો લખીને તે પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે.

તારીખ માહે સને ૧૮

(મોહોર) (સહી)

---

૪૨.—માજીસ્ત્રેટની આગળ પ્રથમ ચોકશી કરતી વખતે ખત તથા જામીન ખત.
(૪૯૬ મી અને ૪૯૯ મી કલમ જુઓ)

હું (આ ઠેકાણે નામ લખવું.) ( આ ઠેકાણે જગા લખવી ) નો રહેવાશી ના ગુન્હાનું તોહોમત મારી ઉપર મુકીને મને ( જેમ હોય તે પ્રમાણે લખવું ) ના માજીસ્ત્રેટના આગળ આણીને તેમની કોરટમાં તથા સેશન કોરટમાં જરૂર પડે તો હાજર થવા સારૂ તારણ આપવાનું મને ફરમાવ્યા ઉપરથી બંધાઉ છું કે સદરહુ માજીસ્ત્રેટની કોરટમાં સદરહુ તોહોમતની પ્રથમ ચોકશી ચાલે ત્યારે દરરોજ હું હાજર રહીશ, અને જો તે મુકદમો સેશન કોરટની પાસે ઇનસાફ થવા સારૂ મોકલવામાં આવે તો મારી ઉપર મુકેલાં તોહોમતનો જવાબ દેવાને જ્યારે ફરમાવવામાં આવે ત્યારે સદરહુ કોરટની આગળ હું હાજર હોઇશ તથા હાજર થઇશ, અને આ બાબતમાં જો હું કસુર કરૂ તો હું બંધાઉ છુ કે મલીકા-માઆઝમા રાણી સાહેબ કઇસરેહીંદને રૂપીયાની રકમ મરે ગુનેહગારીમાં આપવી

તારીખ માહે સન ૧૮

સહી

આ ઉપરથી હું એકરાર કરૂ છું ( અથવા અમે દરેક જણ એકઠા તથા જુદા જુદા એકરાર કરીએ છીએ ) કે સદરહુ ( આ ઠેકાણે નામ લખવુ ) નો હું જામીન થાઉ છું ( અથવા અમે જામીન થઈએ છીએ ) કે તેની ઉપર જે ગુનાહનું તોહમત મુકયુ છે તે ગુનાહની પ્રથમ ચોકસી ચાલે ત્યારે દરરોજ ની કોરટમાં તે હાજર રેહેશે, અને જો તે મુકદમો સેશન કોરટની પાસે ઈન્સાફ થવા સારૂ મોકલવામાં આવે તો તેની ઉપર મુકેલાં તોહમતનો જવાબ દેવાને તે સદરહુ કોરટની આગળ હાજર હશે તથા હાજર થશે અને એ બાબતમાં જો તે કસુર કરે તો હું બંધાઉ છું (અથવા અમે બંધાઈ છીએ) કે મલીકા મા-

આઝમા રાણીસાહેબ કઈસરે હિંદને રૂપીઆની રકમ મારે (અથવા અમારે) ગુનેહગારીમાં આપવી.

તારીખ માહે સને૧૮ (સહી)

૪૩—તારણ આપવામાં કસુર થયેથી કેદ કરેલા સખસને છોડી મુકવાનું વારંટ.
(૫૦૦મી કલમ જુઓ.)

ની તુરંગના સુપરિન્ટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ (અથવા બીજા જે અમલદારના હવાલામાં) તે સખસ હોય તે અમલદાર જોગ.

(આ ઠેકાણે કેદીનું નામ લખવું તથા તેનું વરણુન કરવું) ને ની તારીખનાં આ કોરટનાં વારંટની રૂએ તમારે હવાલે કરવામાં આવેલો, અને ત્યાર પછી તે ણે ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૪૯૯મી કલમ મુજબ પોતાના જામીન (અથવા જામીનો) સાથે એક ખત યોગ્ય રીતે લખી આપ્યું છે;

વાસ્તે આ ઉપરથી તમને અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ને બીજી કોઈ બાબત સારૂ અટકાવી રાખવો યોગ્ય નહીં હોયતો તેને તમારા હવાલામાંથી તાબડતોબ છોડી મુકવો.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે.

તારીખ માહે સન૧૮ (સહી)

૪૪—ખતનો અમલ જબરીથી કરાવવા માટે જપ્તિનું વારંટ.
(૫૧૪ મી કલમ જુઓ.)

નું પોલીસ થાણુ જે પોલીસ અમલદારના હવાલામાં હોય તે પોલીસ અમલદાર જોગ (આ ઠેકાણે જે સખસ હોય તેનું નામ લખવું તથા વરણુન કરવું તથા તેનું રેહેવાનું ઠેકાણુ લખવું) પોતાના મુચરકાની રૂએ (આ ઠેકાણે પ્રસંગ હોય તે લખવો) હાજર થવામાં કસુર કરી છે, અને તે સદરહુ કસુરને લીધે મલીકા મોઆઝમાં રાણી સાહેબ કઈસરેહીંદને (આ ઠેકાણે ખત માંહેનો દંડ લખવો) રૂપિયાની રકમ ગુનેહગારીમાં આપવાને પાત્ર થયો છે;

વાસ્તે આ ઉપરથી તમને અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ની જે જંગમ મિલકત જીલ્લામાં તમને જડે તે જંગમ મિલકત લઈને તથા અટકાવી રાખીને તમારે જપ્ત કરવી, અને જો સદરહુ રકમ ત્રણ દિવસ માંહે આપવામાં ન આવે તો એ પ્રમાણે જપ્ત કરેલી મિલકત અથવા તેમાંની જેટલી ઉપર કહેલી રકમ વસુલ કરવાને બસ થાય તેટલી મિલકત તમારે વેચવી, અને આ વારંટ બજાવવામાં આવે એટલે તુરત તેની રૂએ તમે જે કરયું હોય તેનો શેરો તમારે લખી મોકલવો.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે,

તારીખ માહે સન૧૮
(મોહોર) (સહી)

૪૫—ખતની શરત તોડેથી જામીનને નોટીસ.

(૫૧૪ મી કલમ જુઓ.)

ના રેહેવાસી જોગ.

તમે તારીખ માહે સને૧૮ ને રોજ (આ ઠેકાણે જગા લખવી) ના રેહેવાસી (આ ઠેકાણે નામ લખવુ) ના જામીન થયલા કે તે ની તારીખે આ કોરટની આગળ હાજર થશે, અને તમે બંધાયલા કે તે તેમાં કસુર કરશે તો હું મલીકા માઆઝમા રાણી સાહેબ કઈસરેહિંદને રૂપીયાની રકમ ગુનેહગારીમાં આપીશ; અને સદરહુ (આ ઠેકાણે નામ લખવુ) આ કોરટની આગળ હાજર થવામાં કસુર કરી છે, અને સદરહુ કસુરનાં કારણથી તમે સદરહુ રૂપીઆની રકમ ગુનેહગારીમાં આપવાને પાત્ર થયા છો.

વાસ્તે તમને આ ઉપરથી ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ દંડ આપવો અથવા સદરહુ રકમ તમારી પાસે શા સારૂ જબરીથી નહી અપાવવી જોઈએ તેનું કારણ આ તારિખથી દિવસ માંહે બતાવવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યો છે,

તારીખ માહે સન ૧૮

(મોહોર) (સહી)

---

૪૬—સારી રીતે ચાલવા બાબતનાં ખતની શરત તોડયા વિસે જામીનને નોટીસ.

(૫૧૪ મી કલમ જુઓ)

ના રેહેવાશી જોગ.

તમે તારીખ માહે સન ૧૮ ને રોજ એક ખત લખી આપીને (આ ઠેકાણે જગા લખવી) ના રેહેવાશી (આ ઠેકાણે નામ લખવું) ના જામીન થયલા કે તેની મુદત સુધી સારી રીતે ચાલશે અને તમે બંધાયલા કે તે એ બાબતમાં કસુર કરશે તો હું રૂપીઆની રકમ મલીકા માઆઝમા રાણી સાહેબ કઇસરે હિંદને ગુનેહગારીમાં આપીશ; અને તમે એ પ્રમાણે જામીન થયા ત્યાર પછી (આ ઠેકાણે જે ગુનો થયો હોય તે મુખતેસરમાં લખવો) નો ગુનોહ કરવામાં આવેલા તે ગુનોહ સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ની ઉપર સાબીત થયાનો ઠરાવ કરવામાં આવ્યો છે, જેથી તમારા જામીન ખતની શરત તોડવામાં આવી છે;

વાસ્તે તમને આ ઉપરથી ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ રૂપીઆનો દંડ આપવો, અથવા તે શા સારૂ નહી આપવો જોઇએ તેનું કારણ દિવસમાંહે બતાવવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે.

તારીખ માહે સન ૧૮

(મોહોર) (સહી)

---

૪૭—જામીનની ઉપર જપ્તીનું વારંટ.

(૫૧૪ મી કલમ જુઓ)

જોગ.

(આ ઠેકાણે ખતની શરત લખવી) એ હાજર થવા બાબત (આ ઠેકાણે નામ લખવું તથા વરણુન કરવું તથા રેહેવાનું ઠેકાણું લખવું) જામીન તરીકે બંધાયો છે,

માંહેનો દંડ લખવો)    રૂપિ.ની રકમ મલીકા માઆઝમા રાણી સાહેબ કઇસરેહિંદને આપવાને પાત્ર થયો છે.

વાસ્તે તમને આ ઉપરથી અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ની જે જંગમ મિલકત    જીલ્લામાં તમને જડે તે લઇને તથા અટકાવી રાખીને તમારે જપ્ત કરવી; અને જો સદરહુ રકમ ત્રણ દિવસ માંહે આપવામાં ન આવે તો એ પ્રમાણે જપ્ત કરેલી મિલકત અથવા તેમાંની જેટલી ઉપર કહેલી રકમ વસુલ કરવાને બસ થાય તેટલી મિલકત તમારે વેચવી, અને આ વારંટ બજાવવામાં આવે એટલે તુરત તેની રૂઇએ તમે જે કરયુ હોય તેનો સેરો લખી મોકલવો.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યુ છે,

તારીખ    માહે    સન ૧૮

(મોહોર)    (સહી)

---

૪૮.—જે તોહમતવાળા શખસના જામીન લીધા હોય તેના જામીનને કેદ કરવાનું વારંટ (૫૧૪ મી કલમ જુઓ.)

ની દિવાની તુરંગનાં સુપરિન્ટેન્ડેન્ટ (અથવા કીપર જોગ.

(આ ઠેકાણે ખતની શરત લખવી)    એ હાજર થયા બાબત (આ ઠેકાણે જામીનનું નામ લખવું તથા તેનું વરણન કરવુ) જામીન તરીકે બંધાયલો છે, અને સદરહુ (આ ઠેકાણે નામ લખવું) એ બાબતમાં કસુર કરી છે, જેથી સદરહુ ખતમાં લખેલા દંડ ઉપર મલીકા માઆઝમા રાણી સાહેબ કઇસરેહિંદનો દાવો થયો છે; અને સદરહુ (આ ઠેકાણે જામીનનું નામ લખવુ) ને યોગ્ય નોટીસ આપ્યા છતાં તેણે સદરહુ રકમ આપવામાં તેમજ તે રકમ એની પાસે શા સારૂ જબરીથી નહી અપાવવી જોઇએ તેનું પુરતુ કારણ બતાવવામાં કસુર કરી છે, અને તેની જંગમ મિલકતની જપ્તિ તથા વેચાણથી સદરહુ રકમ વસુલ થઇ શકતી નથી, અને (આ ઠેકાણે મુદત વિશેશે કરીને લખવી) સુધી તેને દીવાની તુરંગમાં કેદ રાખવાનો હુકમ કરવામાં આવ્યો છે;

વાસ્તે આ ઉપરથી તમને, સદરહુ સુપરિન્ટેન્ડેન્ટને (અથવા કીપરને), અધિકાર આપવામાં આવે છે નથા ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ (આ ઠેકાણે નામ લખવુ) ને આ વારંટ સુદ્ધાં તમારા હવાલામાં લેવો અને તેને સદરહુ (આ ઠેકાણે કેદની મુદત લખવી) સુધી સદરહુ તુરંગમાં સહી સલામત રાખવો, અને આ વારંટ કેવી રીતે બજાવ્યું તેનો શેરો લખીને તે પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે,

તારીખ    માહે    સને ૧૮

(મોહોર)    (સહી.)

---

૪૯.- સુલેહ રાખવા બાબતનાં ખતની સરત તોડયા વિશે મુખ્યને નોટિસ (૫૧૫ મી કલમ જુઓ.)

(આ ઠેકાણે નામ લખવુ તથા વરણુન કરવુ તથા રેહેવાનું ઠેકાણુ લખવુ)જોગ.

તારીખ    માહે    સન ૧૮    ને રોજ તમે (આ ઠે-

કાણે તે ખતમાં જેમ હોય તેમ લખવું) નહી કરવા બાબતનું ખત લખી આપેલું, અને તે માંહેની શરત તોડ્યાની સાબીતી મારી આગળ આપવામાં આવી છે અને દફતરમાં બરાબર દાખલ કરવામાં આવી છે.

વાસ્તે તમને આ ઉપરથી ફરમાવવામાં આવે છે કે તમારે રૂપીઆનો સદરહુ દંડ આપવો; અથવા તે શા સારૂ તમારી પાસે જબરીથી નહી અપાવવો જોઇએ તેનું કારણ દિવસ માહે મારી આગળ બતાવવું.

તારીખ માહે સન ૧૮

(મોહોર) (સહી)

## ૫૦—સુલેહ રાખવા બાબતનાં ખતની સરત તોડેથી મુખ્ય ની મિલકત જપ્ત કરવા બાબતનું વારંટ.

(૫૧૪ મી કલમ જુઓ)

ના પોલીસ—થાણાના (આ ઠેકાણે પોલીસ—અમલદારનું નામ તથા હુદ્દો લખવો) જોગ તારીખ માહે સન ૧૮ ને રોજ (આ ઠેકાણે નામ લખવું તથા વરણન કરવું) સુલેહનો ભંગ નહીં કરવા વગેરે (ખતમાં હોય તે પ્રમાણે લખવું બાબત રૂપીયાની રકમનું ખત લખી આપીને બંધાએલો, અને સદરહુ ખતની સરત તોડ્યાની સાબિતી મારી આગળ આપવામાં આવી છે તથા યોગ્ય રીતે દફતરમાં દાખલ કરવામાં આવી છે; અને સદરહુ (આ ઠેકાણે નામ લખવુ) ને નોટિસ આપીને ફરમાવવામાં આવ્યું છે કે સદરહુ રકમ સા સારૂ નહી આપવી જોઈએ તેનું કારણ તમારે બતાવવું, અને તેમ કરવામાં તેમજ સદરહુ રકમ આપવામાં તેણે કસુર કરીછે;

વાસ્તે આ ઉપરથી તમને અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે સદરહુ આ ઠેકાણે નામ લખવું ( ની રૂપીયાની કિંમતની જે જંગમ મિલકત જીલામાં તમને જડે તે તમારે લઈને જપ્ત કરવી, અને જો સદરહુ રકમ માંહે આપવામાં ન આવે તો એ પ્રમાણે જપ્ત કરેલી મિલકત અથવા તેમાંની જેટલી સદરહુ રકમ વસુલ કરવાને બસ થાય તેટલી મિલકત તમારે વેચવી; અને આ વારંટ બજાવવામાં આવે એટલે તુરત તેની રૂઈએ તમે જે કરયું હોય તેનો શેરો લખી મોકલવો.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે, તારીખ માહે સન

(મોહોર) (સહી.)

---

## ૫૧.—સુલેહ રાખવા બાબતનાં ખતની સરત તોડેથી કેદનું વારંટ.

(૫૧૪ મી કલમ જુઓ.)

ની દીવાની તુરંગના સુપ્રીન્ટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ.

(આ ઠેકાણે નામ લખવું તથા વરણન કરવું ) સુલેહ રાખવા બાબત પોતે લખી આપેલાં ખતની સરત તોડી છે એવી સાબિતી મારી આગળ આપવામાં આવી છે તથા યોગ્ય રીતે દફતરમાં દાખલ કરવામાં આવી છે તેથી તે મલીકામાઆઝમા રાણી સાહેબ કૈસરેહિંદને, રૂપિયાની રકમ ગુનેહગારીમાં આપવાને પાત્ર થયો છે; અને સદરહુ ( આ ઠેકાણે નામ લખવું ) સદરહુ રકમ આપવાનું અથવા તે શા સારૂ નહી આપવી જોઈએ તેનું કારણ બતાવવાનું તેને યોગ્ય રીતે ફરમાવેલું તે છતાં તેમ કરવામાં કસુર કરી છે. અને તેની જંગમ મિલકત જપ્ત કરીને તે રકમ વસુલ કરી શકાતી નથી, અને સદર

ક્ષુ ( આ ઠેકાણે નામ લખવું ) ને ( આ ઠેકાણે કેદની મુદત લખવી ) ની મુદત સુધી દિવાની તુરંગમાં કેદ રાખવાનો હુકમ કરવામાં આવ્યો છે;

વાસ્તે આ ઉપરથી તમને સદરહુ દિવાની તુરંગના (સુપરીન્ટેન્ડેન્ટને (અથવા કીપરને) અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ ( આ ઠેકાણે નામ લખવું ) ને આ વારંટ સુદ્ધાં તમારા હવાલામાં લેવો, અને તેને સદરહુ ( આ ઠેકાણે કેદની મુદત લખવી ) ની મુદત સુધી સદરહુ તુરંગમાં સહી સલામત રાખવો, અને આ વારંટ કેવી રીતે બજાવ્યું તેનો શેરો લખીને તે પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે,
તારીખ માહે સન ૧૮
(મોહોર) (સહી.)

---

૫૨—સારી રીતે ચાલવા બાબતના ખતની સરત તોડેથી જપ્તી તથા વેચાણ કરવાનું વારંટ
( ૫૧૪ મી કલમ જુઓ ).

પોલીસથાણું જે પોલીસ અમલદારના હવાલામાં હોય તે પોલીસ અમલદાર જોગ,

(આ ઠેકાણે મુખ્ય નામ (વગેરે) લખવું) સારી રીતે ચાલે તે બાબત આ ઠેકાણે નામ લખવું તથા વરણન કરવું તથા રેહેવાનું ઠેકાણું લખવું ) તારીખ માહે સન ૧૮ ને રોજ રૂપીયાની રકમનું ખત લખી આપીને તારણ આપેલું, અને સદરહુ ( આ ઠેકાણે નામ લખવું ) નો ગુન્હો કરયાની સાબિતી મારી આગળ આપવામાં આવી છે તથા યોગ્ય રીતે દફતરમાં દાખલ કરવામાં આવી છે જેથી સદરહુ ખતની સરત તોડવામાં આવી છે; અને સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ને નોટીસ આપીને ફરમાવવામાં આવ્યું છે કે સદરહુ રકમ શા સારૂ નહીં આપવી જોઇએ તેનું કારણ તમારે બતાવવું, અને તેણે એ મુજબ કરવામાં તેમજ સદરહુ રકમ આપવામાં કસુર કરી છે.

વાસ્તે આ ઉપરથી તમને અધિકાર આપવામાં આવેછે તથા ફરમાવવામાં આવે છે કે સદરહુ ( આ ઠેકાણે નામ લખવું ) ની રૂપીયાની કિંમતની જે જંગમ મિલકત તમને જીલ્હામાં જડે તે લઈને તમારે જપ્ત કરવી, અને જો સદરહુ રકમ માંહે આપવામાં ન આવે, તો એ પ્રમાણે જપ્ત કરેલી મિલકત અથવા તેમાંની જેટલી સદરહુ રકમ વસુલ કરવાને બસ થાય તેટલી મિલકત તમારે વેચવી, અને આ વારંટ બજાવવામાં આવે એટલે તુરત તેની રૂએ તમે જે કરયું હોય તેનો શેરો લખી મોકલવો.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યો છે.
તારીખ માહે સન ૧૮
(મોહોર) (સહી.)

---

૫૩.—સારી રીતે ચાલવા બાબતની ખતની સરત તોડેથી કેદ કરવાનું વારંટ.
(૫૧૪મી કલમ જુઓ.)

ની દિવાની તુરંગના સુપરીન્ટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ.

(આ ઠેકાણે મુખ્ય નામ વગેરે લખવું ) સારી રીતે ચાલે તે બાબત ( આ ઠેકાણે નામ લખવું તથા વરણન કરવું તથા રેહેવાનું ઠેકાણું લખવું) તા૦ માહે સન

૧૮ ને રોજ રૂપીઆની રકમનું ખત લખી આપીને તારણ આપેલું અને સદરહુ ખતની શરત તોડયાની સાબિતી મારી આગળ આપવામાં આવી છે તથા યોગ્ય રીતે દફતરમાં દાખલ કરવામાં આવી છે ( આ ઠેકાણે નામ લખવું ) મલીકામાઆઝમા રાણી સાહેબ કઈસરે હીંદને રૂપીઆની રકમ ગુન્હેગારીમાં આપવાને પાત્ર થયો છે; અને સદરહુ રકમ આપવાનું અથવા તે શા સારૂ નહી આપવી જોઈએ તેનું કારણ બતાવવાનું તેને યોગ્ય રીતે ફરમાવવામાં આવેલું તે છતાં તેમ કરવાની તેણે કસુર કરી છે, અને તે રકમ તેની જંગમ મિલકત જપ્ત કરીને વસુલ થઈ શકતી નથી, અને સદરહુ ( આ ઠેકાણે નામ લખવું) ને ( આ ઠેકાણે કેદની મુદત લખવી ) ની મુદત સુધી દિવાની તુરંગમાં કેદ રાખવાનો હુકમ કરવામાં આવ્યો છે.

વાસ્તે આ ઉપરથી તમને સદરહુ સુપરિન્ટેન્ડેન્ટને (અથવા કીપરને) અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે તમારે સદરહુ ( આ ઠેકાણે નામ લખવું ) ને આ વારંટ સુદ્ધાં તમારા હવાલામાં લેવો, અને તેને સદરહુ ( આ ઠેકાણે કેદની મુદત લખવી ) ની મુદત સુધી સદરહુ તુરંગમાં સહી સલામત રાખવો; અને આ વારંટ કેવી રીતે બજાવ્યું તેનો શેરો લખીને તે પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે.

તારીખ માહે સન ૧૮

(મોહોર) (સહી)

(સહી) આર જે. કાસ્ટવેટ.

આફિશિએટીંગ સેક્રેટરી નિસબત ઇંડિયા સરકાર.

( True Translation. )

S. P. PANDIT,

Oriental Trnslator to Government.